૭૮૬

ઇન્નદીન ઈન્દલ્લાહિલ ઇસ્લામ.

# અલ-ઇસ્લામ

અથવા

## વેદિક-ઇસ્લામનું ખંડન.

લેખક અને પ્રકાશક.

એદલજી ધનજીભાઇ કાબા.

અધિપતિ "નુરે હીદાયત"

અમરેલી-કાઠીયાવાડ.

ધી "અમરસીંહજી" પ્રીંટીંગ પ્રેસ

મીરજાપુર રોડ—અમદાવાદ.

ઇ. સ. ૧૯૨૩ હી. સ. ૧૩૪૧

નકલ ૫૦૦ આવૃતી પહેલી.

૯૮૬

# અર્પણપત્રિકા.

વાચક વર્ગની સેવામાં

સુજ્ઞ સુહૃદય વાચક—

તારામાં સારાસારનો તોલ કરવાની વૃતી હોવાની ધારણા રાખી, આએ પુસ્તક સહમાન તનેજ અર્પણ કરૂં છું.

વિશ્વાસુ-સેવક,

"જીમ."





# પ્રસ્તાવના.



બિસ્મિલ્લા હિર્રરહ્મા નિર્રરહીમ.

**અલહમ્દો લિલ્લાહિલ્લઝી હદાના લે દીનિલ ઈસ્લામ; વ નજ્જાના મિન એબાદતિલ અસ્નામ વસ્સલાતો વસ્સલામો અલા ખયરિલ અનામ; મોહમ્મદેનિલ મુસ્તફા વ ઈત્રતેહિલ કેરામ.** (વખાણને પાત્ર છે અલ્લાહ (પાક પરવરદીગાર) કે જેણે અમો (ઈસ્લામીઓ) ને દીને ઈસ્લામની હિદાયત કીધી; અને મુર્તી-પુજાથી અમો (ઈસ્લામીઓ) ને મુક્તી આપી. દુરૂદ અને સલામ હોજો હ૦ મોહમ્મદ મુસ્તફા સ૦ અને તેમણની માનવંતી ઈત્રત ઉપર--કે જેઓ કુલ્લે મનુષ્યો કરતા શ્રેષ્ઠ છે)

વર્તમાન સમયમાં દુનિયાની સપાટી ઉપરે જે જે મનુષ્યો વસે છે, તેઓ જુદા જુદા મતમતાંતરોમાં વહેંચાઇ ગયલા જોવામાં આવે છે—પણ મુખ્યત્વે કરીને સર્વે મનુષ્યોની ગણત્રી ચાર વર્ગોમાં કરી શકાય છે—

૧—આસ્તિક વર્ગ, કે જે જગતકર્તાની હસ્તીનો સ્વિકાર કરે છે; અને પોતાના માટે કોઇ પણ ધર્મની આવશ્યકતા માની, તેના બંધારણની રૂએ ક્રિયાઓ કરીને મુક્તી મેળવવા ચાહે છે.

૨—નાસ્તિક વર્ગ કે જે જગતકર્તાની હસ્તીનો ઇન્કાર કરે છે; મોક્ષ—મુક્તીના માટે કોઇ પણ ધર્મની આવશ્યકતા માનતો નથી.

૩—જાહેરીમાં કોઇ પણ ધર્મના અનુયાઇ હોવાનો ડોળ ઘાલી, બાતેનમાં તે ધર્મના બંધારણોને છીન્ન ભીન્ન કરી પોતાનો સ્વાર્થ સાધનારો વર્ગ, કે જે વર્ગને ધર્મ ઉપરે બિલકુલ આસ્થા નથી હોતી, પણ પોતાની વૃતીઓને સંતોષવા કાજે ધાર્મિક ડોળ ઘાલી ભોળાઓને ભમાવે છે.

૪—જંગલી વર્ગ; કે જે પોતાની અજ્ઞાન સ્થિતીને લઇ પશુ સમાન જીંદગી ગાળે છે. જગતકર્તા સબંધે તેઓનું જ્ઞાન તદ્દન અપુર્ણ હોઇ, કોઇ પણ અંધારણપુર્વક ધર્મના તેઓ અનુયાઇ નથી હોતા.

જે મનુષ્યો આસ્તિક વર્ગમાંના છે અને જગતકર્તાની હસ્તીનો સ્વિકાર કરે છે, તેઓ એકેશ્વર વાદની માનીનતા ધરાવી-જગતકર્તાને અજર, અમર, નિરંજન, નિરાકાર અને સર્વ શક્તિમાન માને છે; પણ ધાર્મિક સિધ્ધાંતોમાં કેટલાકો અવતારી માન્યતા તરફ ઢળી, ઇશ્વરના અવતારોની માન્યતા ધરાવે છે; કેટલાકો 'ત્રણ મળીને એક ખુદા'ની માન્યતા ધરાવે છે; અને કેટલાકો જગતકર્તા સબંધે ભીન્ન ભીન્ન મતો દર્શાવે છે-મતલબ કે જગતકર્તા માટે જે સીફતોનો જાહેરમાં ઇકરાર કરે છે, તે સીફતોને બીજી રીતે તોડી પાડે છે. પણ ઇસ્લામ એક એવો ધર્મ છે કે, તેના અનુયાઇઓ અલ્લાહની પાક ઝાત માટે, જે સીફતો વર્ણવે છે, તેને ધાર્મિક સિધ્ધાંતોમાં પણ ચુસ્તપણે વળગી રહે છે.

જો કે ઇસ્લામીઓમાં પણ કેટલાક ફિરકાઓ થઇ જવા પામ્યા છે, તો પણ અલ્લાહ પાકની સીફતો સબંધે સર્વે ફિરકાઓ એકમત છે-અને એ સબંધમાં પાક કુરઆને શરીફનાં સિધ્ધાંતોને ચુસ્તપણે વળગી રહે છે. ખાસ કરીને તવહીદ (એકેશ્વરવાદ) સબંધે ઇસ્લામમાં એવું તો સર્વોત્તમ શિક્ષણ છે, કે તેવું શિક્ષણ અન્ય ધર્મોમાં જોવામાં આવતું નથી. જયાં સુધી કોઇ પણ મનુષ્ય "લા ઇલાહ ઇલ્લલાહ"નો ઇકરાર નથી કરતો, ત્યાં સુધી તે ઇસ્લામી કહેવાઇ શકાતો નથી-મતલબ કે તવહીદને લગતું મુખ્ય વાકય "લા ઇલાહ ઈલ્લલાહ" એ ઇસ્લામીઓનો મુદ્રાલેખ છે. છતાં જેવી રીતે કેટલીક સદીઓ અગાઉ ઇસ્લામીઓમાં એક એવો વર્ગ પેદા થઇ જવા પામ્યો હતો કે, જેઓએ જાહેરીમાં પોતાને ઇસ્લામી કહેવરાવી, અંદરખાને (પોતાનો હેતુ સાધવા સારૂ બાતેનીયાહ મતનો પ્રચાર કરેલ ( અને ઇસ્લામી અકાયદોને છીન્ન ભીન્ન કરી, 'લા ઇલાહ ઇલ્લલાહ'ના ઇસ્લામી મુદ્રાલેખને તજી કરી, અનેકાનેક ખુદાઓની થીયરી સમજાવવા બાહેર પડેલ ) તેવોજ વર્ગ ચાલુ સમયમાં ઇસ્લામીઓમાં દ્રષ્ટીગોચર થાય છે-જે ઘણુંજ શોચનીય છે.

આગાખાની ખોજાઓ—કે જેઓ પોતાને ઇસ્લામી ફિરકાઓ-માંના એક ફિરકા તરીકેજ જણાવે છે—તેઓમાં પણ કમનસીબે એક એવો વર્ગ પયદા થવા પામ્યો છે, કે જેઓ બાતેનીયાહ મતનો પ્રચાર કરવા ચાહે છે ! શરૂઆતમાં મીશનરીઓ દ્વારા કામમાંજ એ મતનો પ્રચાર કરવામાં આવતો—પણ હાલે તો પબ્લીક રીતે લેખો અને પુસ્તકોદ્વારા એ મતનો પ્રચાર થતો જોવામાં આવે છે. જે લેખકોમાંના મુખ્ય મી૦ ઇબ્રાહીમ જુમાભાઇ વરતેજી કરીને છે—અને તેમનો મુદ્રાલેખ "ન હિન્દુ ન મુસલમાન" છે !

મજકુર લેખકના જુદા જુદા લેખોથી ઇસ્લામી આલમમાં બહુજ ગુંચવાડો ઉભો થવા પામેલ છે. તે ભાઇએ એવી લાઇનથી કામ લીધેલ છે, જેથી તે ભાઇની ધાર્મિક પોઝીશન સાફ કરવાના હેતુથી કેટલાક સવાલો પુછવાની મને અગત્ય જણાઇ—અને "મી૦ વરતેજીને ત્રેપન સવાલો" એ નામથી એક પેમ્ફલેટ મારફતે એ ભાઇને ત્રેપન સવાલો પૂછેલ. તે સવાલોના જવાબોમાં મી૦ વરતેજીએ "વેદિક—ઇસ્લામ" નામનું એક પુસ્તક બાહેર પાડી—પોતાની ધાર્મિક માન્યતા ખુલ્લી કરી આપી છે. તે પુસ્તકમાં મી૦ વરતેજીએ ઇસ્લામને એક નવીન રૂપમાં જણાવવા કોશીશ કરેલ છે અને "ઇસ્લામ એ વેદિક ધર્મ છે" એવી થીયરી રજુ કરેલ છે—અને તે ઉપરથીજ તે પુસ્તકનું નામ "વૈદિક-ઇસ્લામ" રાખેલ છે !!! (જો કે અંદરખાને મી૦ વરતેજીનો હેતુ જુદોજ છે—જે તે પુસ્તકના વાચનથી સહેજે જણાઇ આવે છે.)

મજકુર "વેદિક-ઇસ્લામ" માં મી૦ વરતેજીએ જે જે ઉતારાઓ આપેલ છે, તેમાં ખોટી રીતેજ કામ લીધેલ છે. તેવીજ રીતે જે જે અકાયદો અને સિધ્ધાંતો જણાવેલ છે. તેમાં પણ તદ્દન અર્થનો અનર્થ કરેલ છે—અને તારિખી બાબતોમાં પણ સચ્ચાઇનુ તદ્દન ખુનજ કરેલ છે ! જે કારણોના લીધે મજકુર પુસ્તકની યોગ્ય તપાસ પબ્લીક સમક્ષ પેશ કરવાની મને અગત્ય જણાઇ-જેના પરિણામ રૂપે આએ પુસ્તક પ્રગટ કરવામાં આવેલ છે.

મી૦ વરતેજીએ પોતાના પુસ્તકનું નામ "વેદિક-ઇસ્લામ" રાખીને, તેમાં ઇસ્લામી અકાયદોને છીન્ન ભીન્ન કરવા પ્રયત્ન કરેલ—જેથી મારા આએ અદના પુસ્તકમાં મી૦ વરતેજીના પુસ્તકનું ખંડન

કરી, ઇસ્લામી અકાયદોનું મંડન કરવામાં આવેલ છે. આએ પુસ્તકમાં ઇસ્લામી અકાયદોની ખુબી વર્ણવવામાં આવેલ છે, જેથી આએ પુસ્તકને "અલ-ઇસ્લામ" નામ આપવામાં આવેલ છે.

આએ પુસ્તકમાં જે જે દલીલો અને તારિખી પૂરાવાઓ આપેલ છે, તે ઘણું કરીને સુન્નત જમાઅતની કીતાબો-કોર્ટોમાં ચાલેલ કેસોના પુસ્તકો-અને આગાખાની પુસ્તકોના આધારોથીજ આપવામાં આવેલ છે. બનતાં સુધી ઇસ્નાઅશરી સાહિત્યના આધારો પુરાવા તરીકે આપેલ નથી-પણ જ્યાં ખાસ જરૂરત જણાઇ છે, અથવા તો મી૦ વરતેજીએ જે જે ઇસ્નાઅશરી પુસ્તકોનો (અર્થનો અનર્થ કરવા સારૂ) આધાર લીધેલ છે; તે પુસ્તકોમાંથી ખરી હકીકત બતાવી આપવા સારૂ આધારો લેવાની ફરજ પડી છે. પાક કુરઆને શરીફની આયતો તથા તેના અર્થો જણાવવાની જયાં જ્યાં જરૂરત જણાઇ છે, (અથવા તો મી૦ વરતેજીએ જે આયતોનો ઉંધો અર્થ કરેલ છે, તે બતાવી આપવાની જરૂરત જણાઇ છે, ) ત્યાં બનતાં સુધી પ્રોફેસર ઇસ્ફહાની કૃત (કુરઆને શરીફનાં) ગુજરાતી તરજુમા નોજ ઉપયોગ કરેલ છે. ( કે જે તરજુમાને મી. વરતેજી વી. પણ મોઅતેબર ગણે છે.) પણ જયાં ખાસ કોઇ ફરક બતાવવાનીજ અગત્ય જણાઇ છે, ત્યાંજ મોલવી ફરમાનઅલી સાહેબ તથા મોલવી મકબુલ અહમદ સાહેબ વી૦ ના તરજુમાઓનો આધાર લીધેલ છે. તેવીજ રીતે ઇસ્લામી સિધ્ધાંતો અને અકાયદોનું મંડન કરવામાં પણ આમ ઇસ્લામી સિધ્ધાંતો અને અકાયદોનેજ પ્રાધાન્ય આપવામાં આવેલ છે-પણ જ્યાં જ્યાં મી૦ વરતેજીએ ખાસ ઇસ્નાઅશરી અકાયદો ઉપરેજ કલમ ચલાવી છે, ત્યાં તેની રૂહીએ કામ લેવાની ફરજ પડી છે. અથવા તો જ્યાં ઇસ્નાઅશરી સીધ્ધાંતો જણાવવાની ખાસ અગત્ય સમજાઇ છે, ત્યાંજ તેવા સિધ્ધાંતો પેશ કરેલ છે.

આએ પુસ્તક લખવામા ( જુદી જુદી ભાષાઓના ) લગભગ ૨૦૦ પુસ્તકોની મદદ લેવી પડી છે. જે પુસ્તકોનું લીસ્ટ વી૦ આએ પુસ્તકમાં આપવાનો ઇરાદો હતો, (તેવીજ રીતે અનુક્રમણિકામાં પણ કયા કયા વિષયોમાં કઈ કઇ બાબતો છે, તેનો ખુલાસો આપવાનો પણ ઇરાદો હતો પણ આએ પુસ્તકનુ કદ બેહદ વધી જવાથી એ વીચાર માંડી વાળેલ છે. છતાં તે પુસ્તકોના કર્તાઓ અને પ્રસિધ્ધ કર્તાઓ વી૦ નો આએ ઠેકાણે સામટો આભાર માનવામાં આવે છે.

આએ પુસ્તક બિનસ્વાર્થે ફકત પબ્લીકના હિતાર્થે અને પબ્લીકમાં મુફત (વકફ તરીકે) વ્હેંચવા ખાતર લખવામાં આવેલ છે—અંગત નફાની કાંઇ પણ આશા રાખવામાં આવી નથી. જેથી આએ પુસ્તક છપાવીને પબ્લીકમાં મુફત ફેલાવવાના માટે [પુસ્તક લખવાનું શરૂ કર્યાથી અગાઉ] એક ફંડ ઉભું કરવા સારૂ ઇસનાઅશરી બીરાદરો સમક્ષ એક હેન્ડબીલદ્વારા અરજ ગુજારવામાં આવેલ, જે અરજનો ઇસનાઅશરી બિરાદરોએ યોગ્ય ઉત્તર વાળી; ફંડમાં રકમો ભરાવવાનું શરૂ કરેલ. તે ફંડ મી. કાબાની "નુરેહિદાયત" ઓફીસમાં "વેદિક-ઇસ્લામ નિષેધ ફંડ" ના નામથી હજી સુધી ખુલ્લું છે—અને તેમાં વખતો વખત બિરાદરો તરફથી જે રકમો ભરાતી આવી છે તેની પહોંચ "નુરેહિદાયત" માસીકમાં છપાતી રહી છે. (મતલબ કે આએ પુસ્તક પબ્લીક ફંડમાંથી છપાવેલ છે. અને એ કારણસર આએ પુસ્તકની અપર્ણપત્રિકા કોઇ એકજ વ્યકતીને અપર્ણ ન કરતાં, વાંચકોનેજ અપર્ણ કરવાનું યોગ્ય ધાર્યુ છે.)

આએ પુસ્તક લખવાનો ઇરાદો કરતી વખતે અને ફંડ માટે અરજ ગુજારતી વખતે), "વેદિક ઇસલામ" ની ટુંકમાંજ તપાસ છપાવવાની ધારણા રાખેલ—તેવીજ રીતે કાગળો, છપાઇ અને બાઇન્ડીંગમાં પણ કરકસરથી કામ લેવા ઇરાદો રાખેલ (મતલબ કે ટુંક ખર્ચમાં પુસ્તક પ્રગટ કરવા ધારેલ,) પણ લખાણ શરૂ કરતાંજ કેટલાક બિરાદરો તરફથી સૂચના મળવા પામી કે 'દરેક પોઇન્ટ ઉપરે ખુલાસાથી અજવાળું પાડવું જોઇએ અને કાગળો, છપાઇ, બાઇન્ડીંગ વી૦ માં પણ પુસ્તક સુશોભીત થવું જોઇએ' જેથી પુસ્તકનું કદ ધારણા કરતાં ડબ્બલ થઇ જવા પામ્યું છે; અને સફેદ ગ્લેઝ કાગળો, ઉત્તમ છપાઇ તથા મજબુત અને સુશોભીત પાકી બાઇન્ડીંગ કરાવેલ છે, જે કારણોના લીધે ખર્ચ ઘણુંજ વધી જવા પામ્યું છે અને ફંડમાં હજી પણ ઘટાડો છે, પણ આશા છે કે હજી પણ રકમો ભરાતી જશે. (મજકુર ફંડના આવક અને ખર્ચનો હિસાબ "નુરેહિદાયત" ઓફીસ તરફથી આએ પુસ્તકના પાછળના ભાગમાં આપવામાં આવેલ છે.)

આએ પુસ્તક માટેના "વેદીક-ઇસલામ નિષેધ ફંડ" માં જે જે બિરાદરોએ પોતાની ઉદાર વૃતી અને દીની લાગણીથી રકમો ભરાવેલ છે, તે માટે તે સાહેબોનો અંતઃકરણપુર્વક આભાર માનવામાં આવે છે. તેવીજ રીતે જે જે બિરાદરોએ આએ ફંડમાં રકમો

ભરાવવા અને ફંડ ઉભું કરાવવા માટે જે કાળજી ધરાવીને દીલી લાગણી બતાવી આપેલ છે, તેઓનો પણ બેહદ એહસાન માનવામાં આવે છે. ખાસ કરીને જંગબાર નિવાસી શેઠ હાજી કાસમભાઇ વીસરામે પોતાના કીમતી વખતનો ભોગ આપીને એ ફંડના માટે જે કોશેશ કરેલ છે તે બેહદ વખાણને પાત્ર છે. તેવીજ રીતે જંગબાર નિવાસી બિરાદરો હાજી મોહમ્મદ જાફર હાજી શરીફ, ગુલામ હુસેન ભાઇ મામદ વલી ધારસી, કરમાલીભાઇ અલીભાઇ વી૦ એ પણ એ કાર્ય માટે યોગ્ય કાળજી દર્શાવી છે; જે બદલ તેઓનો પણ આભાર માનવામાં આવે છે. ઉપરાંત મુંબઇવાલા મહમદઅલીભાઇ ગુલામહુસેન મીસ્ત્રીએ તથા બરબરાવાલા મોહમ્મદઅલીભાઈ અલીદીના લાલજીએ અને કેટલાક બિરાદરોએ (ખાનગી રીતે) એ ફંડના માટે કોશેશ કરેલ છે, તેઓનો પણ આભાર માનવામાં આવે છે.

આએ પુસ્તકના માટે જે જે બિરાદરોએ યોગ્ય સૂચનાઓ આપેલ, તેમજ મારા જે જે મિત્રોએ કેટલાંક પુસ્તકો મેળવી આપવા તથા ૨૫ મેટર લખતી વખતે લખાણ વી૦ માં સહાયતા આપેલ—તે સર્વેનો બેહદ આભાર માનવામાં આવે છે. તેવીજ રીતે "નુરેહિદાયત" માસીકના અધીપતી મી૦ એદલજીભાઈ ધનજીભાઇ કાબાએ પોતાની ઓફીસમાં ફંડ ખોલવા, હીસાબ રાખવા, પ્રેસને લગતું સર્વે કામ પોતાના સીરે ઉપાડીને પુસ્તકને પ્રસિધ્ધીમાં લાવવા વી૦ ની જે ઝહેમત ઉઠાવી છે તે માટે તેઓનો અંતઃકરણપુર્વક આભાર માનવામાં આવે છે. મી૦ કાબાએ નિસ્વાર્થપણે મજકુર કાર્યો બજાવ્યા ઉપરાંત પ્રુફ સુધારવાનું કામ પણ પોતાના કીમતી વખતના ભોગે બજાવી લાવેલ છે—એટલુંજ નહિ, બલ્કે આએ પુસ્તકની ભોમિકા લખવા માટે અરજ કરવામાં આવતાં, ભોમિકા લખી પુસ્તકની મહત્વતામાં વધારો કરેલ છે—જે બદલ મી૦ કાબાનો બેહદ આભાર માનવામાં આવે છે.

આએ પુસતકનાં પ્રુફો તપાસવાના માટે યોગ્ય કાળજી રાખવામાં આવેલ—છતાં કેટલેક ઠેકાણે અરબી, ફારસી અને ઉર્દુ વી૦ પર ભાષાઓના શબ્દો ગુજરાતી લીપીમાં લખેલ હોવાથી, તેમજ વચમાં મી૦ કાબાની ગંભીર માંદગીના કારણે ભુલો રહી જવા પામી છે—જેથી શુધ્ધીપત્રક તથા સુચીપત્રક આપવાની જરૂરત પડી છે. આશા છે કે સુજ્ઞ વાંચકો તેને જોઈ, તે મુજબ પુસ્તકમાં સુધારો કરી લેશે. તે

ઉપરાંત શરત ચૂકથી કોઇ ઠેકાણે ભુલો રહી જવા પામી હોય, અથવા તો ક્યાંય વ્યાકરણ દોષ જણાય, તો સુજ્ઞ વાંચકો ઉદારવૃતીથી ક્ષમા કરશે મનુષ્ય માત્ર ભુલને પાત્ર છે-ક્ષમાવૃતી એ સુજનોના માટે ઉત્તમ ગુણ છે.

છેવટે—લગભગ દોઢ વર્ષની મહેનતના પરિણામે આએ પુસ્તક વાંચકોની સેવામાં પેશ કરી શકયો છું તે માટે મને ભાગ્યશાળી સમજું છું. આએ પુસ્તક સુજ્ઞ વાંચકોની સમક્ષ એવા આશયથી રૂજુ કરવામાં આવેલ છે, કે એમાંથી કાંઇબી સાર ગ્રહણ કરવામાં આવે. અગર સુજ્ઞ વાંચકો આએ પુસ્તકમાંથી કાંઇબી સાર ગ્રહણ કરીને યોગ્ય ઇન્સાફ કરશે-તો હું મારી મહેનત સફળ થયલી સમજીશ.

તા. ૧૮-૧૨-૨૨.

ખાદીમે ઇસ્લામ.

"જમ"





# ભામીકા.

મઝહબી ઇતિહાસના જાણનારાઓથી એ વાત છુપી નથી કે મનુષ્ય ઉત્પત્તિ સાથેજ ખુદાતઆલાએ મનુષ્યને હિદાયત કરવાનો સીલસીલો ચાલુ કરી આપ્યો છે. કોઇપણ સમય એવો પસાર નથી થવા પામ્યો કે, તેમાં મનુષ્યને હિદાયત કરવાનો સરંજામ ખુદા પાકે તૈયાર ન રાખ્યો હોય. જેમ જેમ જગતમાં મનુષ્યોની સંખ્યા વધતી ગઇ અને દુર દુર ફેલાતી ગઇ, તેમ તેમ હિદાયતના સીલસીલાને ખુદા પાકે વિશાળ કરી આપેલો, તે એટલે સુધી કે કુલ હાદીઓ—પેગંમ્બરોની સંખ્યા એક લાખ ચોવીશ હજાર જેટલી ગંજાવર થવા પામી અને તે ગંજાવર હાદીઓએ પોત પોતાના સમયમાં લોકોને હિદાયત કરવામાં પોતાના તન મન અને ધનના પરિપૂર્ણ ભોગો આપ્યા. આ ભોગો એટલા મહાન હતા કે જે વિષેની સાબેતીઓના સંખ્યાબંધ દફતરો આજે જગતની લાયબ્રેરીમાં હસ્તી ધરાવે છે, મતલબ કે મનુષ્યને હિદાયતની જરૂર રહેતી આવી છે અને તે જરૂર ખુદા પાકે પુરી પાડી છે.

ખુદાતઆલાંની મનુષ્યો ઉપરે એ પણ મહાન કૃપાદ્રષ્ટી છે કે, તેણે મનુષ્યને સત્ય કે અસત્ય પર ચાલવાને બળવતરીથી મજબુર કીધો નથી. માત્ર તેને હાદીઓ દ્વારા સત્ય જણાવી આપી, તે પર ચાલવાનો હુકમ આપી દીધો—અને સાથે સાથે અસત્યની પણ સમજુતી આપી, તે પર નહિ ચાલવાને જણાવી આપ્યું. મતલબ કે

ચાલવું અને કયા માર્ગે નહીં ચાલવું તેનું જ્ઞાન આપી દીધું અને અમલ કરવાનું મનુષ્યની ખુદ મુખ્તારી ઉપર રાખ્યું. આ મુખત્યારીનો જો મનુષ્ય સદુપયોગ કરે તો તે સ્વર્ગનો અધિકારી, અને જો તે તેનો દુરૂપયોગ કરે તો નર્કનો અધિકારી થાય છે. કારણ કે સ્વર્ગમાં જવા લાયકના કાર્યો કરવાં, કે નર્કમાં જવાને લાયકનાં કાર્ય કરવાં, તેમાં મનુષ્ય મુખતાર છે. મુખ્તારીનો સદુપયોગ સત્યની પ્રાપ્તી અને દુરૂપયોગ અસત્યની પ્રાપ્તી. જો ખુદાતઆલાએ મનુષ્યને અમુક રીતે ચાલવાના માટે બળવત્તરીથી મજબૂર કર્યો હતે તો સત્યતાની કોઇ કીમતજ જગતમાં રહેતે નહિં.

મનુષ્યને હીદાયત કરનારની જરૂરત એ બાબતજ મનુષ્યના જ્ઞાનની ખામી પુરવાર કરે છે. કે જે ખામી હીદાયત કરનારની આજ્ઞા પાળી તેણે ટાળવાની હોય છે, તો પણ ખુદાતઆલાએ મનુષ્યને તે અમુક માર્ગેજ ચાલવાને બળવત્તરીથી મજબૂર કીધો નથી, તેનો ગેરવાજબી લાભ કોઇ કોઈ લોકો લેવા ચુકયા નથી. સત્તા. નાણું તથા માનના ગેરકાયદે અધિકારી થઇ જવાને અવાર નવાર દરેક સમયમાં લોકો નીકળતા રહ્યા છે અને તેવા લોકોએ પોતાના મલીન હેતુઓ માટે ખુદાતઆલાની આજ્ઞાઓને ઠોકરે મારેલી છે. આવા લોકોને દીની શબ્દ કોષમાં ગુમરાહ તથા નર્કાધારી કહેવામાં આવે છે આવા દુષ્ટ લોકો દરેક સમયમાં તથા દરેક હાદીના મુકાબલામાં ( પોતાના નફસે અમ્મારાને આધિન થઇ ) ખુદાઇ સત્ય માર્ગ સામે ગુમરાહીનો ઝુંડો ઉચકતા આવ્યા છે અને તે ઝુન્ડો ફડકતો રાખવામાં તેવોએ એવી તો શેતાનના પણ કાન કાતરી જાય તેવી જાંફેશાની કરેલ અને એ સમયની શરીઅતના હુકમોમાં એવા ફેરફારો કરી મુકેલ કે કેટલાક સમય પછી ખુદાતાલાને એક શરીયતને મનસુખ કરી બીજી શરીયત ચાલુ કરવાને સાહેબે શરીયત પેગમ્બરો મોકલવાની અગત્ય જણાઇ, કે જે પેગંબરોએ ગુમરાહીનો ઝુન્ડો ઉચકનારાઓનાં કારસ્તાનો દુર કરી હિદાયતનો માર્ગ પવિત્રપણે ફરીથી પ્રચલિત કીધો. આ સઘળી બાબતો અંબીયાઓના હેવાલોમાં વધુ સ્પષ્ટ રીતે બયાન થએલી જોવામાં આવે છે અને કુરાને મજીદમાં તે વિષે ઠામ ઠામ ઇશારાઓ જણાવવામાં આવ્યા છે.

જેમ પ્રથમની શરીઅતોમાં ખલલ નાંખવાને પિશાચ વૃત્તિના સ્વાર્થી લોકોએ પ્રયાસો કરેલ, તેવીજ રીતે છેવટના પેગંબર ખાતેમુલ મુરસેલીનની શરીયતમાં પણ ખલલ નાખવા માટે કેટલાક પિશાચ વૃત્તિના લોકો ઉત્પન્ન થઇ જવા પામ્યા; કે જેમણે શરીયતે ઇસલામની મુખાલેફત અનેકાનેક માર્ગોદ્વારા ( જાહેર કે બાતેન રીતે ) કરવામાં ખામી રાખી નહિ, પરંતુ જેમ પ્રથમની શરીયતોમાં ખલલ નાખવામાં ગુમરાહ કરનારો વર્ગ ફાવી ગયો અને ખુદાતાલાને તે ગુમરાહી દુર કરવાને નવી શરીયત ચાલુ કરવાની અગત્ય જણાઇ; તેવી રીતે ખાતેમુલ મુરસેલીનની આ છેલ્લી શરીયત, કે જે ઇસ્લામ નામથી ઓળખાય છે તેમાં, ખલલ નાખવા ઇચ્છનાર ગુમરાહ વર્ગ ફાવી શકયો નહી ! કારણ કે ઇસ્લામ એ છેલ્લી શરીઅત હોતાં બીગાડો કરવાને ગુમરાહ વર્ગ ન ફાવે તેની સંપુર્ણ સામગ્રી અસ્તિત્વમાં હોવાથી તેઓ પોતાની છેવટની નેમમાં નિષ્ફળ નીવડતા આવ્યા છે. છતાં પણ તેવા શેતાનના સાથીઓ ઇસલામને નાબુદ કરવા તથા નબળો પાડી દેવાને પોતાના એક પણ પ્રસંગને જતો કરવા ચુકયા નથી. અને તેવા વલઝ્ઝાલીન લોકોએ ઇસલામને હાલને તબકે પહોંચાડી આપ્યો છે, કે જેથી મુસલમાનો દીની તથા દુન્યવી બાબતમાં દયાજનક સ્થિતિ ભોગવતા થઈ પડયા છે.

આ છેલ્લી શરીયતને તોડી પાડવા, તેને હાની પહોંચાડવા તથા તેમ કરી પોતાનો દુષ્ટ સ્વાર્થ સાધી લેવાને, જો કે ઘણા પિશાચ વૃત્તિના લોકોએ પ્રયાસ કરેલો છે; પરંતુ તેઓ પોતાની નેમમાં સંતોષકારક રીતે ફાવી શકયા નથી. કેટલાકોએ ફીરઓન તથા નમરૂદની જેમ ખુદાઈ દાવાઓ કરેલા, કે જે દાવાઓ ભોળા લોકોના કારણે ટુંક સમય તથા ટુંક વિસ્તારમાં ચાલ્યા, પરંતુ ઇસલામનું શિક્ષણ એવું તો સર્વોપરી છે, કે જેણે તેમને વધુ વખત માટે ટકી રહેવા દીધા નહિં. તેવીજ રીતે કેટલાકોએ પેગંબરીના, તો કેટલાકોએ ઇમામતના જુઠ્ઠા દાવાઓ કરી, ભોળા લોકોને ખુબ ભમાવ્યા અને પોતાનો પિશાચ વૃત્તિનો હેતુ સાધ્યો ( અને હજુ પણ કોઇ કોઇ ખુણે ખાંચરે છુપાઇ ભરાઇ તેવા દાવાઓની આડમાં પોતાના મલિન હેતુઓ સાધી રહ્યા છે. ) પરંતુ ઇસલામનો એ સર્વોપરી દરજ્જો છે કે, તેવા વેશધારીઓ પોતાના કાર્યમાં લાંબો વખત ટકી શકયા નહિં; થોડો વખત ફાવી પછી ગબડતાજ રહ્યા.

આ એક ઇસલામનો સર્વોપરી મોઅજીઝો હતો કે, તેની વિરૂધ્ધમાં પ્રથમની શરીયતો સામે જે પિશાચ વૃત્તિઓએ જુમ્બેશ ચલાવી હતી તેની જુમ્બેશ ચલાવનારા આ શરીયત સામે ઉભા રહી શકયા નહિ. ઇસ્લામી શરીઅત સામે જાહેર શત્રુતા તો બહુજ ઓછી ઉભી થઇ, પરંતુ ટટ્ટીની આડમાંજ શીકાર ખેલનારાઓ જ્યાં ત્યાં ઉભા થઇ જવા પામ્યા, અને તે પણ એટલા નાના દાયરામાં, કે તેમની અસર અમુક દેશ કે પ્રાંતના થોડા લોકોપર થવા પામી.

આજથી ૯૦૦ વર્ષ ઉપર યાને ઇસલામની ચોથી સદીમાં અબ્દુલ્લા મૈમુન તથા ત્યાર પછી હસન બિન સબ્બાહ નામના ઇસલામના છુપા કટ્ટા શત્રુઓએ ઇસલામને ધોકો પહોંચાડવા અને તેમ કરી પોતે વડા ધર્મગુરૂ બની જવાને પ્રાચિન નાસ્તિક તથા મઝદાકીયન પંથના તત્વોપર વિરૂધ્ધતાના ઝુન્ડાઓ ઉભા કરેલા. આ ઇસ્લામના છુપા શત્રુઓએ જાહેરમાં ઇસલામનાં શિક્ષણનો આશ્રય લઇ અંદરખાનેથી ઇસલામના ઓસુલે દીન તથા ફોરૂએ દીનને છીન્ન ભિન્ન કરી નાખી, બાતેનીયા પંથ ફેલાવવાને ભગીરથ પ્રયત્નો કર્યા. તેમના તેવા પ્રયત્નોથી ઇસલામના સ્તંભરૂપી તવ્હીદના શિક્ષણને એવી તો હાની પહોંચી કે, જે પ્રકારની નબળાઇની મુસલમાનોથી આશા ન રાખી શકાય, તેમાં તેઓ સપડાઇ ગયા. ખુદાતાલાની તવહીદ, નબુવ્વત, અદલ, ઇમાનત તથા મઆદના સિધ્ધાન્તોને આ વેશધારી નામના મુસલમાનોએ તદન ઉલટાવી નાંખી, લોકોને માત્ર પોતાના ગુલામ બનાવી મુકયા. લોકો ઇસલામની આજ્ઞાઓને ભુલ્યા અને આ વેશધારીઓનેજ સર્વસ્વ સમજી તેમની આજ્ઞાઓનેજ આધિન થયા. માત્ર તે વેશધારીઓ જે આજ્ઞા કરે તેજ ઇસલામ અને તેજ ધર્મ લોકો માનવા લાગ્યા અને પરિણામે મુસલમાનો, જે આત્મિક, માનસિક વી૦ બાબતોમાં સર્વોપરીપણું ભોગવતા હતા, તે હવે મજકુર વેશ ધારીઓનાજ રમકડાં જેવા થઇ પડયા. આવા શિક્ષણને તાબે થતાં તેને જે હાનિઓ પહોંચી તેનું હૃદયભેદક વર્ણન લખ્યું લખાય કે સાંભળ્યું સંભળાય તેમ નથી. (જે લોકોએ અમારૂં "હસન બિન સબ્બાહ ઉપર ઉડતી નજર"નું પુસ્તક વાન્ચ્યું હશે તે આ વાતને સહેજે સમજી શકશે.)

આ અબ્દુલ્લા મૈમુન તથા હસન બિન સબ્બાહના નાસ્તિક સિધ્ધાન્તો તથા કારસ્તાનોનો પાયો, જો કે મીસર ઇરાન વી૦ માં નંખાયો હતો, પરંતુ તેનો મનહુસ અગ્નિ ભડકતો ભડકતો હીન્દના દુર્ભાગ્યે હીન્દુસ્તાનમાં પણ આવી પહોંચ્યો હતો. આ અગ્નિએ જો કે ઇસલામીઓ ઉપર વધુ ગલ્બો નહિ કીધો; પરંતુ મ્હોટી સંખ્યામાં હીન્દુઓ તેના શીકાર થઇ પડયા હતા. આ અબ્દુલ્લા મૈમુન તથા હસન બિન સબ્બાહના સિધ્ધાન્તો માટે ( ઉપલક રીતે ) ઇસ્લામનાજ સિધ્ધાંતો છે, એમ મકરબાજીથી કહેવામાં આવ્યું હતું તેથી હીન્દના જે હીન્દુઓ તે મતમાં દાખલ થયા, તેઓ મુસલમાન થયા છે એમ જાહેરમાં દેખાવ આપવામાં આવ્યો, પરંતુ આ જાહેર દેખાવ સિવાય તેનું બાતીન તદન નાસ્તિક તત્વથી ભરેલું હતું અને જેમાં ઇસલામને હાની પહોંચાડી, ઇસલામની જગો પોતે લઇ લેવી તેવું મકરબાજી ભરેલું તત્વ ભરેલું હતું. આ શિક્ષણના પ્રતાપે હીન્દમાં બાતીન્યા પંથની એક શાખા સ્થાપન થઇ અને પાછળથી તે શાખાની બીજી નાની નાની શાખાઓ થવા પામી, કે જે આજે ખોજા, મુમના, ગુપ્તી, સતપંથી વીગેરે નામથી ઓળખાય છે.

હીન્દનાં એટલા સદ્ભાગ્ય હતાં કે, ઇરાનમાં હસન બિન સબ્બાહનો ઘાતકી દાર અસો વર્ષ પછી હલાકુખાનના બળવાન હુમલાએ જમીન દોસ્ત કરી નાખ્યો અને તે એવો તો જમીનદોસ્ત થયો કે, ફરીથી ઉભરી શકયો નહિ, તેથી હીન્દની શાખાઓ જે સ્થિતિમાં મૂકાઇ હતીતે સ્થિતીમાં લાંબો વખત ટકી શકી નહિ; જો કે તે શાખાઓના અકાયદો તથા શાસ્ત્રોમાં બાતીનીયાં તત્વો ભરેલા હતાં, પરંતુ સદભાગ્યે એક પંથમાંથી ખસેડી બીજા પંથમાં લાવવાના કારણે તેમાં કાંઇક ઇસ્લામી તત્વો પણ મળેલાં હતાં. ઇરાન તરફના બાતીન્યા આચાર્યોની નબળાઇને લઇ હિન્દના મુરીદો બાતેનીયા મતમાં વધુ પગભર થઇ શકયા નહિં, તેઓના માટે જે શાસ્ત્રો મુળ રચાયાં હતાં તેના તેજ રહી જવા પામ્યાં અને સામાન્ય રીતે એમ મનાતુ થયું કે, આ લોકો મુસલમાન છે; પણ તેમને ક્રમે ક્રમે આગળ વધારવાના હતા તે ક્રમ આગળ નહિં વધતાં મારગમાંજ અટકી પડયો તેથી તેઓ અડધા હિંદુ અરધા મુસલમાન જેવાજ રહી ગયા

અને તેવી સ્થિતિ કેટલાક સદકાઓ સુધી ચાલુ રહી. તેમની સ્થિતિમાં સુધારો કરવાને ન તો હીંદુઓ કે ન તો મુસલમાનોએ કાંઇ પણ લક્ષ આપ્યું તે એટલે સુધી કે ઇરાનના દરખાનાવાળાઓના હાથમાં તે શાખાઓ આવી ગઇ. જો કે તે શાખાઓ દરખાનાવાળાના હાથમાં આવી ગઇ; પરંતુ દરખાનાવાળાઓ પોતાની નબળાઇ કે વસ્તુ સ્થિતિની અજાણુતાને લઇ, તે શાખાઓ પ્રત્યે લક્ષ આપી શકયા નહિ. માત્રે થોડા નાણુંથી પોતાના વકીલો મારફતે થતી ભેટ સોગાદો ઉપરેજ તેઓએ સંતોષ માન્યો અને તે શાખાના મેમ્બરો કાચા મુસલમાનો તરીકે સામાન્ય રીતે મનાતા રહ્યા. તે પ્રત્યે કોઇએ કશું પણ લક્ષ આપ્યું નહિ, તે એટલે સુધી કે હીન્દમાં બ્રીટીશ અમલ દાખલ થયો.

હીન્દમાં બ્રીટીશ અમલ દાખલ થયા પછી અને કેટલીક લડાઇઓ પછી પ્રજામાં શાન્તી પથરાઇ અને વ્યવસ્થિત રાજકીય કારોબાર ચાલુ થયો. સાથે સાથે દેશમાં કેળવણી આપવાનું શરૂ થયું. લોકો કાંઇક કેળવણી લેવા લાગ્યા અને કેળવાયલા બ્રીટીશ નોકર શાહીઓના સમાગમમાં આવવા લાગ્યા. આ કેળવણી તથા સમાગમે લોકોની કાંઇક અજ્ઞાનતા દુર કરવા માંડી. સાથે સાથે પ્રજાકીય શાન્તી થવાથી લોકો પોતાના ધર્મ તથા રીતરીવાજોના ગુણ દોષો તપાસવા લાગ્યા. આમ થતાં હીન્દના દરેક ધર્મોમાં સુધારો કરનારા નીકળવા લાગ્યા. કાંઇક અંધારૂં ઘટવા લાગ્યું અને તેની જગોએ પ્રકાશ દાખલ થવા માંડયો. આ લ્હાવનો કાંઇક હીસ્સો ઉપર જણાવેલી બાતીન્યા શાખાઓ, કે જે જાહેર રીતે કાચા મુસલમાનો કહેવાતી, તેમને ફાળે પણ આવવા લાગ્યો. પરિણામે ક્રાન્તીએ તેમનામાં જન્મ લીધો. ક્રાન્તી થવાનું મુખ્ય કારણ અંગ્રેજી કેળવણી કે પાશ્ચિમાત્ય સુધારો નહિ હતો, પરંતુ વસ્તુ સ્થિતિને સમજવા જેવી તેમની બુદ્ધિ કાંઇક ખેડાતી થઇ તે હતું. જો સાફ સાફ કહી દેવામાં આવે તો મુસલમાન કોમમાં અમર બિન મારૂફ અને નહિ અનલ મુનકરની કાંઇક ઝાંખીએ દેખાવ દીધો હતો અને ઇસલામને સંરક્ષિત રાખવાને જે બેમુલ વસ્તુ તેઓને અપાઇ હતી, તે તરફ કાંઇક સમાજનું રૂખ થતું ગયું.

ઉપર જણાવેલા ટોળાંના એક મુખ્ય આચાર્ય નામદાર આગા હસન અલીશાહને રાજદારી હારના કારણે હીન્દમાં નાસી આવવું

પડયું. ઇરાન ખાતેના તેમના ગીરાસની બધી આવક બંધ થઇ અને તેમની પાસે જે કંઇ રહ્યું તે માત્ર હીન્દ ખાતેના મુરીદો રહ્યા. તેવા મુરીદો પાસેથી ભેટ સોગંદો લેવા ઉપરાંત તેમણે મુરીદોની જે ધાર્મિક સ્થિતિ ચાલી આવતી હતી, તેમાં કાંઇ પણ ફેરફાર કર્યો નહિ. કદાચ મુરીદો માટેના ધાર્મિક વિચારો તેમની દ્રષ્ટિ મર્યાદામાં હોય, પણ તેમણે તેવી તાલીમ મુરીદોને આપવી સંજોગો જોતાં ઉચિત ધારી નહિ, પરંતુ પોતે ઇરાનમાં જે ઇસ્નાઅશરી મઝહબ પાળતા હતા, તેજ પોતે પાળવા માંડયો અને મુરીદોને આડકત્રી રીતે તેની અસર થવા લાગી. ખોજા સુન્ની બારભાયા પક્ષે, તેમની સામે જે જુમ્બેસ ચલાવી તેમાં 'ખોજાનો અસલ મઝહબ સુન્ની છે' એ હકીકત સત્ય પર નહિ હતી, તેથી તે ખોજાઓ ફાવ્યા નહિ, પણ નામદાર આગાખાને સંખ્યાબંધ કુટુમ્બો તે કેસથી ખોઇ નાખ્યાં, અને ખોજા કોમ માટે સ્વતંત્રતાનો માર્ગ ખુલ્લો થઇ પડયો.

ત્યાર પછી આગાખાનોની ધાર્મિક ક્રીયાઓ ખોજાઓ જોતા રહ્યા, તેમાં શામેલ થતા રહ્યા, આગાખાનો પણ જમાતખાનામાં આવી નમાઝ પઢાવતા અને મોહોરમની મજાલીસો કરી તેમાં શામેલ રહેતા તથા મુરીદોને શામેલ કરતા. કોમમાં પણ કાંઇક કેળવણી વધી, ધર્મ જ્ઞાનના અંકુરો પણ તેમના અંતઃકરણમાં ફુટયાં અને પોતાના ધર્મમાં જે હીન્દુ ક્રીયાઓ હતી તથા બાતેનીયા મત હતો તે પ્રત્યે તેમને તિરસ્કાર ઉતપંન થવા માંડયો. તેઓએ તિરસ્કારજ કર્યો, એટલુંજ નહિ, પણ ઇસલામના મુખ્ય સ્તંભરૂપ ફરમાન અમરબિલ મારૂફ અને નહી અનલ મુનકરનો આશ્રય લઇ, પ્રોટેસ્ટ ઉઠાવ્યો અને કોમને શુદ્ધ ઇસલામની દાવત આપવા લાગ્યા. પણ કેટલાક સ્વાર્થસાધુઓ કે જેઓનો કોમને અંધારામાં રાખવામાંજ લાભ સમાયલો હતો તેમને આ દાવત રૂચી નહિ અને તેમણે તે દાવત કરનારાઓ સામે અટકાવનાં પગલાં લેવા માંડયાં. દાવત આપનારાઓને ઘણોજ પવિત્ર આશ્રય અમરબિલ મારૂફ અને નહી અનલ મુનકરનો મળ્યો હતો અને તેઓ તે આશરાને મજબુત રીતે વળગી રહ્યા. આવા વર્ગને જમાતથી અલગ કરવામાં આવ્યા અથવા તો તેઓજ સંકટોથી બચવા તથા બીજાઓને બચાવવા ઇલાહેદા થયા અને ખોજા કોમમાં ખોજા ઇસ્નાઅશરી જમાતો ઉભી થવા માંડી. તેઓ અમર બિલ

મારૂફ તથા નહી અનલ મુનકરના રહસ્યને સમજી ચુક્યા હતા, જેથી તેનાપર વ્યવહારૂ રીતે અમલ કરવા લાગ્યા. પરંતુ આમ ટોળાં બંધ લોકો જમાત છોડી નીકળવા લાગ્યા, તેથી આગાખાન તથા તેમના એજંટોને તે માટેના અટકાવના વધુ પગલાં લેવાં પડયાં. દાવત આપનારાઓની માગણી તદન વ્યાજબી હતી, એટલે કે તેમને શુધ્ધ ઇસલામ પ્રમાણે ચાલતા દેવા અને તે માર્ગે ચાલતા કોઇને અટકાવવા નહિ, પરંતુ કેટલાકોએ જોયું કે જો આ માગણીનો સ્વીકાર કરવામાં આવે તો, એક પણ મુરીદ ટકી રહેશે નહિ તેથી આવી પડેલી અનીવાર્ય અડચણ માટે તેઓ નવા મુદ્દાની શોધમાં ઉતર્યા અને હસન બિન સબ્બાહ તથા અબ્દુલ્લા મૈમુનને પગલે ચાલવા પ્રેરાયા; અને ઇસલામની વિરૂદ્ધતા કરવાનું ધોરણ કોમમાં દાખલ થયું. તેથી ઇસલામની વિરૂદ્ધતા કરનાર વર્ગ, કોમમાં ઉતપંન થયો અને તે ઇસ્લામી ધોરણે ચાલવા ઇચ્છનાર વર્ગ પ્રત્યે દ્વેષભાવ રાખવા લાગ્યો. તેમનું અનુકરણ બીજા લોકોએ કર્યું અને કોમ જોખમમાં આવી પડી હોય તેવી સ્થિતિમાં મુકાતી ચાલી.

ઇસલામની વિરૂધ્ધતા કરનાર વર્ગને ઇશ્નાઅશ્નરીઓનો મુકાબલો કરવાની પણ અગત્ય જણાઇ; પણ પોતાને ઇસલામી દાયરામાં રાખી તેવો મુકાબલો કરી શકાય તેમ ન હતો, કેમકે ખુદ પોતેજ ઇસલામથી વિરૂધ્ધ ચાલનારા તથા ચલાવનારા હતા. તેથી હસન બિન સબ્બાહના બાતીન્યા તથા નાસ્તિક તત્વ ઉપર આગાખાની પારટીનું લક્ષ દોરવામાં આવ્યું, કે જે તત્વનો કેટલોક ભંડોળ જ્ઞાનશાસ્ત્રોમાં મોજુદ હતોજ. આવા ફંદામાં કેટલાક આગેવાનો બહુજ સહેલાઇથી શામેલ થયા. તેમને સહાયતા કરવાને ઇસલામ વિરૂધ્ધનો ઉપદેશ કરવા ગામે ગામે મીશનરીઓ ફેલાવી આપવામાં આવ્યા અને એક લેખક વર્ગને પણ ઉભો કરવામાં આવ્યો, કે જે, લેખી રીતે પોતાના વિચારોનો પ્રચાર કરે. લેખી રીતે કામ કરનાર વર્ગ જો કે મોડેથી જાહેરમાં આવ્યો, પણ તેથી અમર બિલ મારૂફ અને નહિ અનલ મુનકરના સુત્રનો અમલ કરનારને તેથી બહુ ટેકો મળ્યો અને લેખી રીતે બંન્ને પક્ષોમાં વાદવિવાદ શરૂ થયો. ઇસનાઅશરી લેખકોને અનેક રીતે અડચણો ઉભી કરી નાહિમ્મત બનાવવા કોશીશો થઇ; પરંતુ તેમાં આગાખાની લેખકો વીગેરેનું કાંઇ વળ્યું નહિ.

ખોજા કોમમાં બાતીનીયા અકાયદોનો પ્રચાર કરવાને જે લોકો લેખી હીલચાલ કરવાને નીકળ્યા, તેમાં એક મી૦ ઇબ્રાહિમ યુસુફ વરતેજી પણ છે. આ મી. વરતેજીને હકની દાવત કરવા ( તથા બાતીનીયા અકાયદો, જે તદન ઇસલામ વિરૂદ્ધના છે તેને કોમમાંથી દુર કરવાને ) મી૦ જીએ ઇસલામની મહાન આજ્ઞાઓ અમર બિલ્લ મારૂફ તથા નહિ અનલ મુનકરને અમલમાં લાવી માસિક "નુરે હીદાયત" તથા ઇલાહેદા પેમ્ફ્લેટથી ત્રેપન સવાલો પુછયા, કે જે સવાલોનો હેતુ કોમમાં ઘુસાડવામાં આવેલા બાતીનીયા અકાયદોની એબો બુન્યાદ ઉખેડવાનો હતો. પણ મી૦ વરતેજીએ બાતીનીયા અકાયદોના પ્રચારનું કાર્ય હાથ ધર્યું હતું, તેથી તેમને બાતીનીયા વિચારોજ સિધ્ધ કરવાના હતા અને બાતીનીયા મત ખુલ્લી રીતે જાહેરમાં લાવવાનું ધોરણ બાતીનીયા મતે ગ્રહણ કરેલું નથી, તેથી મી૦ વરતેજીએ પોતાના જવાબોમાં ( બાતીનીયા ધોરણે ) જાહેરમાં ઇસલામનો માત્ર દેખાવ દઇ અને અંદરખાને બાતીનીયા મતના પ્રચારનીજ બાજી રચેલ છે. આ બાબતની સંપુર્ણ ખાત્રી મી. વરતેજીએ મી. જીનના ત્રેપન સવાલોના જવાબમાં લખેલા પુસ્તક વેદિક ઇસલામે કરી આપી છે અને તેમાં એવી તો દીદા દીલેરી સાથે તેમણે ઇસલામની વિરૂધ્ધતા અને પોતાની અજ્ઞાનતા પુરવાર કરી આપી છે કે તે પુસ્તકજ ઇસલામી વાચક વર્ગને મી. વરતેજીના ખંડનમાં ગણવા સાધનભુત થઇ પડે તેવું છે.

મી૦ વરતેજીએ પોતાના વેદિક ઇસલામમાં સત્યને બાજુએ મુકી ઇતિહાસની કેટલીક એવી ઘટનાઓ રજુ કરી છે કે, જે ઘટનાઓનો પત્તો હિન્દુ કે મુસલમીન ઇતિહાસોમાં નથી. માત્ર કપોળ કલ્પીત કલ્પનાઓ ચીત્રી મારી લોકોને ઉંઠાં ભણાવ્યાં છે. હિન્દુ સનાતન ધર્મ પણ તદન કપોળ કલ્પિત ધોરણે પેશ કરેલ છે, અને તે બાબતોનો આધાર હીન્દુ ધર્મમાં પણ નથી. કોઇ પણ બાબત માટે સનાતન કે ઈસલામમાં આમ છે એમ માત્ર શબ્દોમાં લખી નાંખી ખાલી બડાઇ હાંકી છે. જો કે પોતાને મુસલમાન બનાવવાનો ડોળ ઘાલ્યો છે, પરંતુ તે ડોળ માટે ઇસલામી શાસ્ત્રના સ્થાપિત આધારો લેશમાત્ર પણ રજુ કર્યા નથી. ઇસલામ જે આજ્ઞાઓ માટે સર્વ ધર્મથી શ્રેષ્ઠ મનાય છે તે બધી આજ્ઞાઓનો સદંતર ઇન્કાર કરી, દીદા દીલેરીથી તેમણે ઈસલામની મુખાલે-

અને ઠામ ઠામ મશ્કરીઓ કીધી છે. કદી અવતારોને ખુદા, તો કદી ઇમામ જણાવ્યા છે. નામદાર આગાખાન કે જેમને હાજર ઇમામ જણાવ્યા છે તેની આજ્ઞાઓનેજ ઇસલામ ગણી કાઢયો છે. ખુદાતાલાની તવહીદને બચ્ચાંઓનો ખેલ બનાવ્યો છે. ઇસલામના શુદ્ધ તથા સર્વોપરી શિક્ષણને અલખામણું તથા નિર્માલ્ય રજુ કરવાને તેમણે અઘટીત ધોરણે કામ લીધું છે. ઇસલામના સર્વોપરી શિક્ષણોને મરડી મચડી કહેવાતા સતપંથ સાથે એક સરખા બતાવવા સાફ પાયા વિનાની કોશીશ કીધી છે અને કેમ જાણે કે વાંચક વર્ગ તદ્દન જોતો અને સમજતોજ ન હોય તેમ માની ફાવે તેમ લખી માર્યું છે. પરંતુ મી. વરતેજીના ઇસલામ વિરૂદ્ધના તથા કોમને અવળે માર્ગે ચડાવનારા લખાણોથી કોમ અંજાઇ જાય તેવી સ્થિતિમાં નથી. કોમ ઘણો અંધકાર સમય ભોગવી હવે પ્રકાશમાં આવવા લાગી છે. કોમમાં ઘણા સત્યને જાહેર કરનારા લેખકો તથા ઉપદેશકો ઉભા થઇ ગયા છે. હવે ખોજા કોમ 'ન હીન્દુ કે ન મુસલમાન' એવા મતને સ્વીકારે તેવી રહી નથી. કોમી અજ્ઞાનતાનો લાભ લઇ તેમને જે ઇસલામથી વિરૂદ્ધનો પાઠ ભણાવી આપ્યો છે તે પાઠ હવે ગલત સાબીત થઇ ગયો છે અને ખુદ આગાખાની જમાતમાંજ એવો વર્ગ ઉભો થતો ચાલ્યો છે, કે જે પોતાના તથા પોતાની કોમના ઇમાનને બચાવવા મથી રહ્યો છે. તેમનામાંજ હવે ઇસલામની આજ્ઞાઓપર અમલ કરવાનો જોશ પ્રગટતો ચાલ્યો છે અને ટુંક સમયમાં બધું અંધારૂં દુર થઇ પ્રકાશ ફેલાઇ જશે.

આગાખાની લેખકોની કોમને ઉંઠાં ભણાવવાની કોશીશ કમબખ્તની છે. તેમના ઇસલામ વિરૂધ્ધના પ્રયાસને રદ બાતલ કરવાને અમર બિલ મારૂફ અને નહી અનલ મુનકરને આધિન થઇ સંખ્યાબંધ લેખકો બાહેર પડી ચુક્યા છે. જો કે હજુ તેમની શરૂઆત છે, તો પણ આ શરૂઆતમાં ઇસલામના હિમાયતની ધગશ છે તેથી ક્રમે ક્રમે તે યોગ્યરૂપ પકડે તેમ માનવાને કાંઇ અડચણ નથી. અમોએ જો કે આ મેદાનમાં કેટલુંક કામ કરેલું છે; પરંતુ બીજા લેખકો અમારી આ શરૂઆતને પુર્ણ કરવાને બહાર પડવા લાગ્યા છે. અલ-અઝીઝના અધિપતિ મુલ્લા જાનમાહમદભાઇ ઝીણાએ "અન્વારૂશ શોહુદ બ રદ્દે ઇમામે મોજુદ" લખી કહેવાતા ઇમામી ઇસમાઇલી ધર્મની ઝાંખી કરાવી આપી છે. બીજા લેખકોએ પણ પ્રયાસ કરેલો

છે અને એકંદર ખોજા કોમ હવે ગુલ્લાત માન્યતાનો જામો ઉતારી ફેંકી દે, તેવી સ્થિતિમાં હોવાનું સુચન થાય છે.

મી. જીમ, કે જેમણે કહેવાતા ઇસમાઇલી ધર્મનું પૉઝીશન સાફ કરવાને બીડું ઝડપ્યું છે તેણે મી. વરતેજીને ત્રેપન સવાલો પુછી કોમી અંધકારને ટાળવા તથા કોમને સત્યનો તોલ કરવાને પ્રસંગ આપ્યો છે અને મી. વરતેજીએ તેમનો પ્રયાસ ફળીભુત થાય તેવો માર્ગ ગ્રાહ્ય કીધો છે તે ભવિષ્યના શુભ ચિન્હની નીશાની છે. આ પ્રયાસ જરૂર પોતાનો એજમતી અસર ફેલાવશે અને ખોજા કોમની દીની તથા દુન્યવી પડતીનો અંત લાવશે. આવા શુભ પ્રયાસ માટે મી. જીમે જે ભગીરથ પ્રયત્ન કર્યો છે તેની કોમ જરૂર ઉંચી કીમત આંકશે અને તેમની ઉપકારી થશે. અમોએ વેદિક ઇસલામના જવાબનું આ અલ–ઇસલામ પ્રથમથી છેવટ સુધી વાંચનમાં લીધું છે અને તેથી અમો ઉપરના અભિપ્રાયને વશ થયા છીએ. ઉકત પ્રયાસ માટે અમો મી. જીમને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપીએ છીએ અને અમારી કોમના કોમી તથા હમદર્દો તેમના પ્રયાસ માટે તેમની યોગ્ય કદર કરશે, એવી અમો આશા રાખીએ છીએ.

મી. જીમના અમો એ માટે પણ જરૂર વખાણ કરીએ છીએ, કે તેમણે મી. વરતેજીના ઇસલામ વિરૂધ્ધનાં આકરાં તથા ધર્મ મનીશ-કરી કરનારાં લખાણો છતાં, તબીઅતપર સંપુર્ણ કાબુ રાખી, શાન્તી, વિવેક તથા માત્ર સત્ય આધારો ઉપરજ પોતાના પુસ્તકને પેશ કર્યું છે અને તેમ કરી તેમણે પોતાના પુસ્તકને વધુ અસરકારક બનાવ્યું છે. જો આવાજ ધોરણને આધિન થઇ શાસ્ત્રાર્થ કરવામાં આવે તો નશ્સાનિયતને લેશમાત્ર જગો નહિ મળતાં ધારેલો હેતુ જલદીથી સિધ્ધ થાય. તેમનો પ્રયાસ લેખક વર્ગને અનુકરણ કરવા યોગ્ય છે. છેવટે આ પુસ્તક ખોજા કોમમાં અસર ઉત્પન કરે અને ગુલ્લાત માન્યતાનો અંત આણે એવું ઇચ્છી, આ કાંઇક લંબાણ થઇ જવા પામેલ ભોમિકાને અમો સમાપ્ત કરીએ છીએ.

એદલજી ધનજી કાબા.



# અનુક્રમણીકા.

| અંક. | વિષય. | | પૃષ્ઠ. |
|---|---|---|---|

હોવલ મુસ્તઆન.

# અલ-ઇસલામ.

## કળિયુગમાં શ્રી કૃષ્ણદર્શન !

પ્રિય વાંચકો ! મારા વિદ્વાન મિત્ર ખોજા ઇબ્રાહીમભાઇ જુસબ વરતેજી કે જેઓ થોડા સમય થયો ઇસ્નાઅશરીઓમાંથી નીકળી ઇસ્માએલી-આગાખાની ટોળાને દીપાવવા તેઓ સાથે શામેલ થયા છે. તેઓના કેટલાક વિચારો એવા છે કે અગર તે ઉપરે વજન દેવામાં આવે તો આગાખાની ખોજાઓને રહીસહી મુસલમાનીમાંથી બાતેલ કરવાને પૂરતા છે ! જે વિચારોના નમુનાઓ આએ મારા અદના પુસ્તકમાં વાંચકોને ઠેકઠેકાણે જોવામાં આવશે.

એવા ઉલટસુલટ વિચારો સુલઝાવવાના ખાતર મારા તરફથી મી. વરતેજીને ( ૫૩ ) સવાલો પૂછવામાં આવેલ, જેના જવાબમાં મી. વરતેજીએ " વેદિક-ઇસ્લામ " નામનું દળદાર પુસ્તક બાહાર પાડેલ છે. મજકુર પુસ્તકને આકર્ષક બનાવવાને મી. વરતેજીએ તેમાં કેટલાક ગ્રહસ્થોના ફોટાઓ પણ આપેલ છે. તેવા ફોટોગ્રાફો કોઇ ખોજા કોમની ડીરેકટરી અથવા તો ખોજા કોમની તવારિખનેજ બંધબેસતા ગણાતે ! આવા એક ધાર્મિક પુસ્તકમાં એવા બિનજરૂરી ફોટાઓ આપવાનો આશય ખુશામદ શીવાય મને બીજો કોઇ જણાતો નથી. ફલાણા શેઠ આંના ધર્મી છે; ફલાણા શેઠે મારા પ્રત્યે મમતા બતાવી છે; ફલાણા શેઠને હું રૂણી છું, એવા એવા

ઉદ્ગારો સહિત ફોટાઓ આપવા, અને તે પણ ધાર્મિક વાદ-વીવાદના પુસ્તકમાંજ ! તો તે ખુશામદ નહી તો બીજું શું ? હા, અલબત્તા કર્તા તરીકે પોતાની રૂડી પ્રતિમાના દર્શન કરાવવા સારૂ પોતાનો ફોટો, અથવા તો પોતાના મરહુમ પિતાશ્રી કે જેઓને મજકુર પુસ્તક અર્પણ કરેલ છે તેઓનો ફોટો. કે હિઝહાઇનેસ નાο આગાખાન સાહેબ પ્રત્યે વફાદારી દર્શાવવા સારૂ તેઓ શ્રીનો ફોટો એ વાજબી ગણાય.

પોતાના મરહુમ પીતાશ્રી કે જેઓ ( મને ખબર મલ્ય. મુજબ ) ફક્ત મર્ણ બાદ મી. વરતેજીની લાગવગથીજ ઇસ્માઇલી કબ્રસ્તાનમાં દફન થએલ, તેથી અગાઉ ઇસ્ના-અશરીજ હતા. તેઓને મજકુર પુસ્તક અર્પણ કરતાં મી. વરતેજીએ જે ઉદ્ગારો કાઢયા છે તેમાં નીચે મુજબ એક ફકરો જોવામાં આવે છે.

" તમો માતપીતાના આશ્રે મારી બાળવયમાં બીજા આગાખાન સાહેબનો મુબારક હાથ મારા માથે મુકાવાનો મળેલ અમુલ્ય પ્રસંગનાજ પ્રતાપે હાલના મોજુદ ઈમામ ખુદાવંદ સુલતાન મહમદશાહની રહેમ નજરનો નુરાની લાભ મેળવવા ભાગ્યશાળી થયો એમ સમજું છું. "

હવે નામદાર બીજા આગાખાનનો મુબારક હાથ માથે મુકાવવાથી ભાગ્યશાળી થયો એમ મી. વરતેજી જણાવે છે, તો તે ભાગ્યશાળી થવું અને હાથનો ચમત્કાર તેજ વખતે જાહેર થવો જાઇતો હતો કે આટલા વર્ષો રહીને ? અને મી. વરતેજીએ કવીતાઓમાં-લેખોમાં ઈસ્માઇલી ટોળાં વિરૂદ્ધ ખુબ બખાળા કાઢયા બાદ ! તેજ મી. વરતેજીના મરહુમ પીતાશ્રી જેઓકે મુબારક હાથ માથે મુકાવવાના સબબ હતા તેઓ મર્ણ પર્યંત ઇસ્નાઅશરીજ રહ્યા તેનું કેમ ?

માથે હાથ મુકાવવા બાબતમાં વરતેજથી અમારા એક મિત્ર મારફતે જે સમાચારો મલ્યાં છે તેનો સંક્ષેપ સારઃ-

"માથે હાથ મુકવાની તદ્દન ગપજ છે. જો કે મી. વરતેજી ગપને સાચી ઠરાવવા સારૂ હાલ પોતાની ઉમર ૪૨ વર્ષની જણાવે છે પણ તેની ઉમર હાલ ૪૦ વર્ષની અંદર છે. ના. બીજા આગાખાન પોતાના મરહુમ પીતાશ્રીના ગુજરવા બાદ ભાવનગર વરતેજ વી. ની મુસાફરીએ નીકળ્યાજ નથી—અત્રે આવ્યાજ નથી. તો ના. પહેલા આગાખાન ઈ. સ. ૧૮૮૧ માં ગુજરી ગયા તેને આજે વર્ષ ૪૦ થવા આવ્યાં. એટલે તે વખતે મી. વરતેજીની હસ્તી પણ દુન્યામાં નહતી."

ઉપરના અહેવાલથી વાંચકો જોઇ શકશે કે મી. વરતેજીનાં કથનમાં કેટલું સત્ય સમાયલું છે. વેદિક–ઇસ્લામમાં પોતાના જીવન ચરિત્રમાં પોતાના જન્મની સાલ મી. વરતેજીએ આપી છે તે પણ અચોક્કસ છે.

ઉપર જે ફોટોગ્રાફો સબંધે હું વિવેચન કરી ગયો છું તે ફોટાઓમાં મુખ્ય ફોટો ના. ત્રીજા આગાખાન સાહેબનો છે જે વેદિક–ઇસ્લામનાં મુખ પૃષ્ઠ ઉપરે બીરાજે છે. તે ફોટાની અતરાફમાં મી૦ વરતેજીએ ના. આગાખાનને હાદીયુલ મેહેદી, ઈમામે મોબીન, મહાન સરદાર મીખાઇલ, અને શ્રી કૃષ્ણ તરીકે જણાવેલ છે. કળિયુગમાં ભાવીક સેવક–સેવીકાઓને શ્રી કૃષ્ણના દર્શન કરવાની એક આયતી તક આપી છે. હવે ભાવિક સેવક સેવિકાઓને શ્રી. ઠાકોરજીનાં મંદીરે કે હવેલીએ શ્રી. ઠાકોરજીનાં દર્શન કરવા જવાની મહેનત નહીં કરવી પડે; ના૦ આગાખાન સાહેબનો એક ફોટો ઘરમાં લટકાવી દીધો, એટલે બસ!! ખરેખર ભાવિક હિંદુભાઇઓ ઉપરે મી૦ વરતેજીએ મોટો ઉપકાર કીધો છે!!! પણ મી. વરતેજીનાં લખાણુથી કેટલાક હીંદુભાઇઓએ ના. આગાખાનને શ્રી. કૃષ્ણ

તરીકે સ્વિકાર્યા છે તે જો મી. વરતેજી જાહેરમાં લાવશે તો ઘણું ઠીક થઈ પડશે.

હાજી બીબી કેસ જે કે મી. એસ. અબ્દુલ્લાએ છપાવી પ્રગટ કરેલ છે, તે કેસમાં ના. આગાખાનના ચુસ્ત મુરીદોની જુબાનીઓ પ્રમાણે આગલના નવ અવતારો માન્ય નથી એમ જોવામાં આવે છે. મી. દેશાઇના સવાલના જવાબમા મી. જુમા જાન મહમદ જણાવે છે " હું દસમા અવતારને માનું છું " જે ઉપરથી મી૦ દેશાઇ સવાલ કરે છે કે " બાકીના ભાગને તમો રદ કરો છો ? " જેના જવાબમાં મી૦ જુમા જાનમહમદ જણાવે છે કે " મારા વડવાઓ કે જેઓ હિંદુઓ હતા તે તેને માનતા હતા. હું દશમા અવતારને માનું છું. પીર સદરદીને હિંદુઓને અલીના અગાઉના અવતાર બતાવ્યા અને દસમો અવતાર-અલીનો અવતાર નકલંકીનો બતાવ્યો જેને અમે માનીએ છીએ. "

વળી અલાદીન ગુલામહુસેન જેવા ચુસ્ત મુરીદ જણાવે છે કે-" દસ અવતારના છેલ્લા પ્રકરણને માનું છું. " મી૦ દેશાઇ સવાલ કરે છે " ત્યારે પેલા નવને કેમ તમે નથી માનતા ? " જવાબમાં મી૦ અલાદીન કહે છે-" જે અવતાર થઇ ગયા તેને શું કામ માનવા ? અમે હાજરને માનીએ છીએ "

ઉપરાંત સૈયદ મુસ્તાકઅલી ( જે કે ખાનામાં દુના પડાવતા હતા તે ) કહે છે-" વિષ્ણુનાં નામ શીવાય બધું પઢવામાં આવે છે." મી૦ દેશાઇ સવાલ કરે છે કે-" બીજો ફકરો આ છે. તમારે ત્યાં આગળ સીજદો કરી વિષ્ણુનાં વડવાઓનાં અને શાહોનાં નામ પઢવાં અને કહેવું ' ઓ શાહા તમો સાચા છો' એ નામો તમો પઢો છો ? " જવાબમાં સયદ મુસ્તાકઅલી જણાવે છે-" હમે એ ફકરો બોલતાજ નથી. "

તદુપરાંત મજકુર કેસમાં ઘણા શાક્ષીઓ પોતાની જબાનીમાં એવુંજ જણાવે છે, પણ લંબાણુના ભયથી આટલેથીજ બસ કરીને નામદાર જસ્ટીસ રસલ સાહેબે દસાવતાર સબંધે ફેંસલામાં જે ઉદ્દગારો કાઢેલ તે નીચે ટાંકીશ–

"મારા મત પ્રમાણે દસાવતાર એક ચતુર અને અકલમંદ મગજનું પરિણામ છે. એ પુસ્તકના કર્તાનો હેતુ હિંદુઓને મહોમેડન ધર્મમાં વટલાવવાનો હતો અને તે માટે તે વિષ્ણુ ભગવાનના જુદા જુદા દસ અવતારો વર્ણવે છે. અને છેલ્લા નબી પયગમબર મહમદના જમાઈ અલી સાહેબ આગળ તે અટકે છે. કરતાએ જેવી રીતો આ અવતારો સબંધમાં અખ્તીયાર કરી હતી તેવીજ રીતો જે માણસો સર્પો અને નાગોને પૂજે છે તેઓ પણ ઈખ્તીયાર કરે છે. અને તેઓ આદમ અને હવાને પાપ કરવા માટે લલચાવનાર સરપ સુધાં તેની વંશાવલી બતાવે છે. વી૦"

એ રીતે ઈસ્માઇલી–આગાખાની ધર્મની રૂએ આગળના નવ અવતારો સબંધે વિરૂદ્ધતા હોવા છતાં મી૦ વરતેજી કેવું મહોડું લઇને ના૦ આગાખાન સાહેબને શ્રી. કૃષ્ણ તરીકે જણાવવાને બાહેર પડયા છે, તે સમજાતું નથી! ખુદ ના૦ આગાખાન સાહેબે આગળના અવતારોની માન્યતા સબંધે ખુલ્લો ઇન્કાર કીધો છે. "કલામે સુલતાન મહમદ" જે કે લધાભાઇ રતનશી માસ્તરે સંગ્રહ કરી છપાવેલ છે અને તે ના૦ આગાખાન સાહેબના હુકમથી રાઈ મીઠા જેસા અને હુજુર કામડીઆ હાજીભાઇ નજરઅલીએ તપાસેલ છે. (એમ કર્તા જણાવે છે.) ઉપરાંત તે પુસ્તકમાં ખુદ ના૦ આગાખાનના હાથ દસ્તકના શેરાનો ફોટોગ્રાફ અંગ્રેજીમાં છે–This book is for private circulation only.

તે પુસ્તકના પેજ ૮ પેરીગ્રાફ ૨૭ માં નીચે મુજબ જોવામાં આવે છે—

> "તમો હવે નવઅવતારની બાબતો છોડી દઇને માત્ર દસમા અવતારની એટલે અમારી તારીફ વાંચો. હવે હિંદુનો વખત નથી. પણ પેલે તમો હિંદુ હતા તેથીજ પીર સદરદીને તમોને તેમ બતાવ્યું હતું."

પ્રિય વાંચકો ! હવે તમો જોઈ શકશો કે મી૦ વરતેજીએ ના૦ આગાખાનના ફરમાનનું ઉલઘંન કરીને તે નામદાર જેવા મહાન પુરૂષને કેવી કઢંગી સ્થિતીમાં લાવી મૂકયા છે ! અજબ નથી કે ના૦ આગાખાનને બાપોકાર જાહેર કરવું પડે કે—"મને મારા વરતેજી જેવા મુરીદોથી બચાવો."

આજ પર્યન્ત ઇસ્લામમાં મેહેદીનો દાવો કરવાવાલાઓ અને તેઓને મેહેદી તરીકે માનવાવાલાઓ ઘણા થઇ ગયા છે. એવા ડઝનબંધ મેહેદીઓ આજદીન સૂધી થઇ ગયા છે. પણ તેઓનો દાવો ફક્ત મેહેદી તરીકેનોજ હતો. પણ મેહેદી, કૃષ્ણ, મીખાઇલ એમ જુદી જુદી વ્યકતીઓ માટેનો દાવો કોઇએ કર્યો નહતો, અને તેવું મનાવવાને અને એવા અક્કલથી ઉલ્ટા દાવાને સાચો મનાવવાને કોઇ વ્યક્તીના મુરીદો બાહેર પડયા નહતા. શીવાય કે ફક્ત મીરઝા ગુલામ અહમદ કાદયાનીએ તેવો દાવો કરેલ. તેઓએ પોતાને મેહેદી, કૃષ્ણ અને ઇસા તરીકે જણાવેલ, પણ તે દાવાઓને અકલમંદોએ અજાયબીની લાગણી સાથે હસી કહાડેલ, એટલુંજ નહિં બલ્કે ઇસ્લામી આલીમોએ મીરઝાનાં વાસ્તે કુફ્રના ફતવાઓ આપી દીધેલ. મી૦ વરતેજીએ પણ મી૦ અબદુલ્લાભાઈ મીરઝાઇની મુલાકાતના પ્રસંગે જે શેઅરો કહેલ તે "વેદિક-ઇસ્લામ"માં પણ જોવામાં આવે છે.

દોકસ બનામે એહમદ ગુમ્રાહ કુનન્દ બેહદ.
સાઝંદ અઝ દિલે ખુદ તફસીર ફિલ કુરઆના.

અર્થ-અહમદ નામના બે માણસો લોકોને ઘણાજ ગુમ્રાહ કરશે; પોતાના મતથી (મનઘડીત) કુરઆનની તફસીર કરશે. (આએ શેઅરો શાહ નેઅમતુલ્લાહના કસીદામાંથી છે. બે એહમદોમાંના એક તો મીરઝા ગુલામ એહમદ કાદયાની છે, અને બીજા સર સૈયદ અહમદ છે એમ કેટલાકો માને છે.)

તાત્પર્ય એજ કે એક વ્યક્તિનાં વાસ્તે જુદા જુદા દાવાઓ, અને તેપણ જુદા જુદા ધર્મના નેતાઓ તરીકેનો દાવો બંધબેસ્તો થતો નથીજ. તેવીજ રીતે ના. આગાખાન જેવા જાહેર પુરૂષ ત્રણે વ્યક્તીઓનો દાવો કરે એ માનવામાં આવેજ કેમ ? એ ફક્ત મી. વરતેજીની (અંધારી રાતને દીવસ ગણાવવાની) બાજી છે. કોઈ પણ અક્કલમંદ એવો દાવો કબુલ કરી શકેજ નહીં.

# પ્રસ્તાવનાની પોલ.



પ્રિય વાંચકો ! " વેદિક-ઈસ્લામ " ની પ્રસ્તાવના જે મી૦ વરતેજીએ લખી છે તેમાં સચ્ચાઈ કેટલી છે તે બતાવવા સારૂ તેમાંનાં કેટલાક ફકરાઓ ટાંકીને તેની પોલ આએ પ્રકરણમાં બતાવવાનો ઉદ્દેશ રાખેલ છે જેથી વરતેજીની લખેલ પ્રસ્તાવના ખુલ્લા રૂપમાં જણાઇ આવશે.

પ્રસ્તાવનાનાં શરૂ પેરેગ્રાફમાં મી૦ વરતેજી જણાવે છે.

" લગભગ છેલા પચીસ વર્ષથી ખોજા કોમમાં પડેલા ફાંટાના લીધે આમનસામન કેટલીક રસાકસી ભરેલી ચર્ચા થતી રહે છે. જુદા પડી ગયેલા ભાઈઓ માને છે કે આગાખાની પંથમાંથી નીકળી જવું ને ઇસનાઅશરી થઇ જવું તે એક ના. આગાખાનની ગુલામીમાંથી છુટી આઝાદ થવા બરોબર છે અને દીન ઈસ્લામનાં શરઇ એહકામ બજાવી લાવવા માટે બહોળું ક્ષેત્ર હાથ કરવા બરાબર છે તથા જમાતી કાનુનની સખ્તાઇથી રાહત મેળવવા જેવું છે. "

ઉપરના પેરેગ્રાફમાં મી૦ વરતેજીએ જે જણાવેલ છે તે અલબત્તા દુરૂસ્ત છે, અને તેની ખાત્રી મી૦ વરતેજીને પણ હશેજ. કારણ કે તેઓ પોતે પણ પ્રથમ ઇસ્નાઅશરીજ હતા. જુદા પડી ગયલા ભાઈઓ એમજ માને છે અને તેઓનું માનવું વ્યાજબી પણ છે. જેનો અનુભવ મી. વરતેજીને પણ છે.

બીજા પેરેગ્રાફમાં મી૦ વરતેજી જણાવે છે—

" ઉપલાં કારણો હાથમાં લઇ ઈસ્નાઅશરી જમાતમાં ભળેલા લેખકો અને મુલ્લાં મોલવીઓને ઝાકીરો

અને ઉછળતા કાવ્ય રચવાનાં શોખીનો પોતાનાં લેખોમાં–લેકચરોમાં (વાયઝોમાં) તથા કાવ્યોમાં પોતાના વિચારો ગોઠવીને ફેલાવવાને તજવીજ કરતા રહે છે. અને ખાનગી રીતે પોતાનો દરેક લાગવગ વાપરે છે, અથવા અને ત્યાં દબાણ પણ કરે છે. ”

ઉપરના ફકરામાં વરતેજીએ કુશાં મોલવીઓ અને ઉછળતા કાવ્ય રચવાના શોખીનો ( જો કે મી૦ વરતેજી તો પરિપુર્ણ કવી છે એમ પોતાને માનતા જણાય છે ! ) ને પોતાના વિચારો ગોઠવી ફેલાવવાના માટે દર પરદા હકારતની નજરથી જોતા જણાય છે. પણ તેઓ પોતાની ફરજ પ્રમાણે ઈસ્લામી ધર્મનું રહસ્ય પોતાના જ્ઞાતી બંધુઓને સમજાવે છે, અને તેમ કરવાનો દરેક ધર્મવાલાને હક રહેછે. શું ! આગાખાની લેખકો, મીશનરીઓ, કહેવાતા કવીઓ એવી રીતે કોશેશ નથી કરતા ? ખાનગી લાગવગ અથવા દબાણ વાસ્તે મી૦ વરતેજીએ કાંઈ સાબીતીઓ તો આપવી હતી. મી૦ વરતેજી ઇસ્નાઅશરી થએલ તે પણ શું લાગવગથીજ કે ? અને તેઓના ઉપરે કેવું દબાણ, ને તે કોના તરફથી થએલ તે મી૦ વરતેજી જણાવશે કે ? જો લાગવગથી અને દબાણથી કોઇને ધર્મ પળાવી શકાતો હતે તો, આજે મી૦ વરતેજી આગાખાની ન થયા હને.

ત્રીજા પેરેગ્રાફમાં મી૦ વરતેજી મારા ત્રેપન સવાલોને તદ્દન ખાલી સવૃતીથીજ પુછવામાં આવેલા જણાવી રહ્યા છે, જેના માટે હું મી૦ વરતેજીનો ઉપકાર માનું છું. તેજ પેરેગ્રાફમાં મી૦ વરતેજી જણાવે છે કે—“ આ ત્રેપન સવાલોમાં મુખ્ય હેતુ એ દેખાયો છે કે, આગાખાની પંથનો ઇસ્લામમાં સમાવેશ થઈ શકે છે કે કેમ ? અથવા એક ફીરકા તરીકે કેટલું વજન ધરાવે છે. ” તો અલબત્તા ત્રેપન

સવાલો પૂછવાનો મારો હેતુ એજ છે. ઇસ્માઇલી ફીરકાને મુસલમાની ફીરકામાંથીજ ગણું છું, પણ મી૦ વરતેજી જેવાઓ ઇસ્માઇલી ફીરકાને જે રૂપ આપી રહ્યા છે. તેથી તેવા રૂપમાં મજકુર ફીરકો એક ઇસ્લામી ફીરકા તરીકે ગણાય કે નહિં તેજ મારે મારા ઇસ્માઇલી બંધુઓને બતાવવાનું હતું અને તે મારી ઇચ્છા મી૦ વરતેજીનાં જવાબોથી પરિપુર્ણ થઇ છે. હવે જે રૂપમાં ઇસ્માઇલી ધર્મને મી૦ વરતેજી બતાવી રહ્યા છે તેવા રૂપમાં તે ફીરકો ઇસ્લામી તરીકે ગણાય કે નહિં તે પબ્લીકે વિચારવાનું છે. મેં મારી ફરજ બજાવી છે. મી૦ વરતેજીનો મુદ્રા લેખ એ છે.

કલમેકા વીરદ રહે, વેદપે ધ્યાન રહે.
હમ સતપંથી ખોજે, ન હિંદુ ન મુસલમાન રહે.

તે ઉપરથી શો સાર ખેંચવો તે વાંચકોની મુન્સફી ઉપર સોંપું છું.

ત્યાર પછીના પેરેગ્રાફમાં આગાખાની પંથનાં ભારો ભાર વખાણ કરી, બીજાઓનાં ધર્મ તથા ઇસ્નાઅશરી મતવાલાઓની જાતી, જમાતી અને ધાર્મિક બાબતો પોતાની નજર સાંમે આરીસા મીસાલ જણાવીને મી. વરતેજી જણાવે છે.

"એટલે ના૦ આગાખાનના છાયામાં રહી આશિર્વાદ મેળવીને ઉન્નતી મેળવનારાઓ જુદા પડી ગયા, પછી જાતી બાબતમાં પોતાનાં સગાઓથી તથા તેઓનાં લાભથી વિમુખ રહી ગયા. જમાતી બાબતમાં કદીમાં સરેસ્તાથી વિરૂદ્ધ રીતે પોતાનો ઇન્સાફ દુર દેશાવર પડેલા બિનઅનુભવીઓનાં હાથમાં કરવા દેવો પડયો, અને ધાર્મિક બાબતમાં

૧—ઇમામની બઇયતથી વિમુખ જે પ્રથમ મુખ્ય ફરજ છે.

૨—નાયબે ઇમામથી વિમુખ.

૩—આલે રસુલ ( સઇયદ ) ના મુરબ્બીપણાના બદલે શેખના તાબેદાર.

૪—કુરઆને શરીફનો મતલબ.

૫—નમાજ, રોઝા અને ખુમ્સની બાબતમાં તેનો મુખ્ય હેતુ સમજવાના વાંધા અને તેથી વગર સમજવે અદા થતી ફરજો ઉપર પોતાના આમાલને જાયા કરવાવાલી પ્રાપ્ત થતી બડાઇ.

આવી તદ્દન ગફલતીની સરખામણી તેરસો વરસ ઉપર ઇસ્લામની શરૂઆતનાં સમય સાથ થઈ શકે છે."

હવે ના૦ આગાખાનના છ.યામાંથી નીકળી ગયા પછી ઇસ્નાઅશરીઓની ઉન્નતીમાં કેટલો અટકાવ પડી ગયો તે પણ સાથે સાથે મી૦ વરતેજીએ જણાવી દેવું હતું. જાતી બાબતમાં પોતાના સગાઓથી તથા તેઓના લાભથી વિમુખ, એ બાબત તો મી૦ વરતેજી પોતાને પણ લાગુ પડે છે. તેઓ ઇસ્માએલી થતાં પોતાના સગાઓના લાભથી વિમુખ થઇ ગયા જેનો ઇકરાર "વેદિક–ઇસ્લામ" માં મી૦ વરતેજી-ને કરવો પડયો છે. ઉપરાંત એ બાબતનો પહેલાથીજ હક મઝકુબ ઈખ્તીયાર કરવામાં અંતરાય રૂપે થતી આવી છે. શું, હ૦ રસુલ સ૦ ઉપરે ઇમાન લાવનારાઓને પોતાના સગાવ્હાલાઓને છોડવાં નહોતાં પડયાં? અથવા મહાન પીર સદરદીન વીગેરાઓએ હિન્દુઓમાંથી જેઓને મુસલમાન કીધા, તો તેવા નવા મુસલમાનોને પોતાના સગાવ્હાલાઓ તજવાં નહોતાં પડયાં? તેમજ હાલે કેટલાક ગુપ્તીઓ જાહેરમાં આગાખાની ધર્મમાં જોડાયા છે, તો શું તેઓને પોતાના હિંદુ સગાવ્હાલાઓ તજવાં પડયાં નથી? રહ્યો

સવાલ એ કે " પોતાનો ઇન્સાફ દુર દેશાવર બિનઅનુભવીઓના હાથમાં કરવા દેવો પડચો " તેમાં પણ મી૦ વરતેજી ભોળા લોકોને ધોખોજ આપતા જણાય છે, ઇસ્નાઅશરીઓનો નાતી અથવા જમાતી ઇન્સાફ ખુદ જમાતજ ચૂકવે છે, એ મી૦ વરતેજી પણ ખુબ જાણે છે. બાકી શરાઅનો કોઈ મસાએલ હોયતો તેજ આલીમોને પુછાય છે અને તેવા આલીમો હિંદુસ્થાનમાં પણ મોજુદ છે, ખુદ મુંબઇમાં પણ આલીમો મોજુદ છે. અને ઉપરની બાબતોથી મી૦ વરતેજી પણ વાકેફ છે; કારણ કે " વેદિક ઈસ્લામ " માં પોતાના જીવન ચરિત્રમાં તેવી હકીકત લખી રહ્યા છે. છતાં અજાણ થઈને લખી રહ્યા છે " પોતાના લોટમાં કાંકરા કોઈ ન કહે " શું, કાઠીયાવાડી જમાતનો ઇન્સાફ જુનાગઢના વારસ પાસે નહે તો જતો? અથવા ધાર્મિક બાબતમાં શું મીશનરીઓ ( આગાખાની ઉપદેશકો ) ની સલાહ લેવામાં નથી આવતી ?

રહી, ધાર્મિક બાબત, જેના ખુલાસાઓ હું પણ મી૦ વરતેજીની જેમ અનુક્રમે નંબરવાર નીચે આપીશ—

૧—" ઇમાનની બઇતથી વિમુખ " તે ફકરો ના૦ આગાખાનનાં તેવા દરેક મુરીદને લાગુ પડે છે, કે જેઓ ના૦ આગાખાન સન્મુખ નથી, અથવા જ્યાં કોઇ વખત પણ નામદાર ગયાજ નહોય. 'બઇત' એ શું છે, અને તે કેવી રીતે અદા થઇ શકે છે, અને કેટલાય પ્રકારે થઈ છે તે ઇ૦ અ૦ આગળ જતાં હું ચર્ચીશ, અને તેમાં એ પણ જણાવી આપીશ કે, 'બઇત' કરનારાએ ઇમામની સમક્ષ રજુ થઇનેજ 'બઈઅત' કરી શકે છે કે બીજી પણ કોઇ રીતે થઇ શકે છે.

૨—" નાયબે ઇમામથી વિમુખ " તે ઇસ્માઇલીઓને પણ લાગુ પડી શકે છે. કારણ કે ના૦ આગાખાન જેને

પોતાનો હુજુર સેક્રેટરી અથવા વારસ તરીકે નીમે તે કાંઇ દરેક ઠેકાણે મોજુદ હોઇ શકતો નથી. ઉપરાંત આગળના પીરો કે જેઓ આગાખાન સાહેબોના નાયબોજ હતા, તેઓ પણ દરેક વખતે દરેક ઠેકાણે મોજુદ રહી શકતા હતા નહિં.

૩—"આલે રસુલના મુરબ્બી પણાના બદલે શેખના તાબેદાર" એ પણ અંધ શ્રધ્ધાળુઓ વાસ્તે ભુલભુલામણીની રમત મી. વરતેજી રમે છે. કારણ કે તેઓ પોતે પણ ખુબ જાણે છે કે, મુજતહેદો સૈયદો પણ હોય છે (અને શેખ પણ હોય છે.) ખુદ હિંદુસ્થાનમાંજ મૌલવી નાસર હુસેન સાહેબ, આકા હસન સાહેબ, મૌલવી નજમુલ હસન સાહેબ વી. વી. મુજતહેદો સૈયદજ છે. (ઇલ્મના વાસ્તે નાત જાતનો સબંધ નથી)

૪—"કુરઆને શરીફનો મતલબ જાણવાનું દરકિનાર, પરંતુ તેના શુદ્ધ ઉચ્ચાર પણ કરવાની કડાકુટ" એ પણ મી. વરતેજીની એક પોલીસીજ છે. કુરઆને શરીફને મી. વરતેજી વીગેરાઓ કેવું માન આપે છે, તે હું ઇ. આગળ જતાં બતાવી આપીશ કુરઆને શરીફનું મતલબ જાણવું એ અલબત્તા સારૂં છે, પણ વગર સમજે તેની કીરાઅત કરવી (પડવું) એ પણ દરેક ઇસ્લામી (અગર એ ગમે તે ફિરકાનો હોય તો પણં) સવાબ [પુણ્ય] સમજે છે અને તે ફક્ત માન્યતાજ નહીં, પણ હદીસ શરીફની રૂએ સવાબ માનવામાં આવે છે, જે પ્રોફેસર ઇસ્ફહાનીના તરજુમામાંથી મી. વરતેજીની આંખો ખોલવા સારૂ એક ફકરો નિચે ટાંકીશ—

"ઘણી હદીસો પ્રમાણે કોરઆને શરીફ વાંચવું તે એક ઘણુંજ સવાબનું કામ અને મ્હોટી બંદગી છે. અગર જોકે વાંચનાર તેનો અર્થ બીલકુલ જાણતો ન હોય, પણ જો વાંચનાર અર્થ સમજી વાંચે તો તેને તેનાં કરતાં સો ગણો વધારે સવાબ અને બદલો મળશે.

(પ્રોફેસર ઇસ્ફહાની કૃતે ગુજરાતી તરજુમાની પ્રસ્તાવના પેજ ૧૭) ઉપરાંત પણ ઘણે ઠેકાણેથી એજ મતલબને લગતું વર્ણન બતાવી શકું છું, પણ "અકલમંદને ઇશારો કાફી છે". શુધ્ધ ઉચ્ચારની કડાકુટ બાબત મી. વરતેજીએ જાણવું જોઇએ કે દરેક ભાષા સંસ્કૃત, પ્રાકૃત, હિંદી, વ્રજ, ઉર્દુ, ફારસી વી. વી. તેના શુધ્ધ ઉચ્ચારમાંજ બરાબર કહેવાય, તે મી૦ વરતેજી પણ ખુબ સમજતા હશેજ.

૫ નમાઝ, રોઝા અને ખુમ્સનો મુળ હેતુ દરેક ઇસલામી સમજે છે, અને તે માને છે કે નમાઝ, રોઝા, ખુમ્સ એ ખુદાઇ ફરમાનો છે, અને ખુદાની ખુશનુદી પ્રાપ્ત કરવાના વાસ્તે મારે બજાવી લાવવા જોઇએ. એવી રીતે દરેક ઇસલામી સમજીને તે ઉપરે પોતાના અંતઃકરણપુર્વક ચાલે છે. ધાર્મિક ક્રિયાનો મુળ હેતુ સમજીનેજ દરેક ધર્મવાળો બજાવી લાવે છે. જેવી રીતે કે આગાખાનીઓમાં ધુવા, સતઇમાં (નવમ) નો રોજો અને દસોંદ એ ક્રિયાઓ બજાવી લાવે છે, અને તેને મુક્તીનું સાધન માને છે. અને મજકુર ક્રિયાઓ નમાજ, રોઝા અને ખુમ્સનાં રૂપાંતરો તરીકે છે એવી રીતે માને છે અને મનાવે છે. (તે રૂપાંતરો કેટલે અંશે ખરાં છે તેનો તોલ તો પછીકે કરવાનો છે.) નમાઝ, રોઝા અને ખુમ્સની કદર મી. વરતેજી પાસે કેટલી

છે તે તેના ઉચ્ચારેલા બોલોથીજ જણાઇ આવ્યા વગર રહેતી નથી. તેઓનાં શબ્દો "અને તેથી વગર સમજવે અદા થતી ફરજો ઉપર પોતાના આમાલને જાયા કરવાવાલી પ્રાપ્ત થતી બડાઇ" થી જણાઇ આવે છે. એ વિષે વધુ વિવેચન નહિં કરતાં એનુ તોલ કરવાનું મુન્સફ મીજાઝના વાંચકો ઉપરેજ છોડીશ.

હવે તેરસો વરસ ઉપરની ગફલતી કોને લાગુ પડે છે, એ વાંચકો સારી રીતે જોઈ શકશે અને મી૦ વરતેજી કેવા ખ્યાલોથી અને કેવા મગજથી મજકુર પાંચ મુદ્દાઓ લખી રહ્યા છે. તેનો તોલ પણ વાંચકોજ કરી લેશે.

ત્યાર પછી મી. વરતેજી બડાઇ હાંકતા જણાવે છે કે "એક બાજુ અલી અ. મોજુદ ઇમામની માત્ર તાબેદારી કરનાર ગુલામ, ખુદ્દામ અને નોકરોની જીંદગી ત્યારે બીજી બાજુ કુરઆન, નમાઝ, રોઝા વીગેરે શરઇ એહકામ હતા. આ થોડા શબ્દોની મતલબ પાના ભરેલા મોટા પુસ્તકોથી વર્ણવી શકાય તેવી મતલબ, ખોજા નામ ધરાવતી દરેક સમજુ વ્યક્તી માટે બંધબેસ્તી છે."

મજકુર ફીકરાથી મી૦ વરતેજી શું કહેવા માંગે છે, તે સાફ સમજાતું નથી. તાબેદારી કોને કહે છે તે મી. વરતેજીએ જાણવું જોઇએ. શું, દસ્તબોસી અને પૈસા આપવા એનેજ તાબેદારી કહે છે? નમાઝ, રોઝા વી૦ શરઈ એહકામો તો મી૦ વરતેજીની નજરમાંજ આવતા નથી! મી. વરતેજીએ હ૦ અલી અ૦ ના તાબેદાર ગુલામો મીકદાદ, અબુઝર, સલમાન ફારસી વી૦ નાં વૃતાન્તોનો અભ્યાસ કરવો જોઇએ. અગર મી૦ વરતેજી પોતાના જેવાઓને મીકદાદ, અબુઝર વી૦ જેવા ગણાવવા માંગતા હોય તો શું, મીકદાદ વીગેરાઓ નમાઝ, રોઝા નહિં કરતાં, ફકત તાબેદારીજ કરતા હતાં? મીકદાદ વીગેરાઓની તાબેદારી ખુદાઇ એહકામો બજાવી લાવવા વગરની હતી?

ત્યારબાદ મી૦ વરતેજી જણાવે છે—

" ના૦ આગાખાન ઇરાની છે, સૈયદ નથી, મોગલ છે; એમ ખોટી રીતે બીહવડાવનારાઓ આજે જાહેર રીતે જુઠા પડ્યા છે. "

મી૦ વરતેજીએ જાણવું જોઇએ કે " ઈરાની " શબ્દ ન્રાતી સૂચક નથી, પણ તે રહેવાશીનું સૂચવે છે. તો એ હીસાબે અલબત્તા ના. આગાખાન ઇરાનીજ છે. રહ્યું "સૈયદ નથી" તો તે કયાં, અને કોણે કહ્યું ? અથવા કોણ કહે છે તેના દાખલાઓ મી. વરતેજીએ આપવા જોઇતા હતા. મહુવા કેસ, નુરબાઈ કેસ, હાજી બીબી કેસ વી. માં ખુદ ના. આગાખાનથી જુદા પડી ગયલાઓએ પણ ના. આગાખાનને સૈયદ તરીકેજ જણાવેલ છે. હવે તેઓ નામદાર સૈયદ હો કે ન હો, તે ત્વારિખી પુરાવાઓથી જોવાનું છે, પણ મારો કહેવાનો આશય એ છે કે, ના. આગાખાન સૈયદ નથી, એમ કોણ કહે છે, તે મી. વરતેજીએ બતાવી આપવું જોઇએ. બાકી કોર્ટોમાં પડેલ જુબાનીઓથી એ આક્ષેપ તદ્દન ખોટો પડે છે.

વળી મી. વરતેજી જણાવે છે—

" આ પુસ્તકની પુરવણીમાં સમાવેલી પુશકળ કીતાબોની બાબતોના ઉતારા સમજુ બીરાદરને સત્ય સમજની આંખ ઉઘાડનારા છે. અને તેથી એટલુંજ સિદ્ધ થવાઇ આવ્યું છે કે હ. જાઅફર સાદેકથી સઈયદાણી માતાને પેટે જન્મેલા મોટા ફરઝંદ હ. ઇસ્માઇલની, હ. જાઅફર સાદેકે ઈમામતની ( નસ ) જાહેર કર્યા પછી, બીજા કનીજના પેટે જન્મેલા મુસા કાઝીમના માટે તેમના મામા મામુન રશીદે કરેલી હીમાયતના કારણે મોટા ફરઝંદ ઇસ્માઇલને ખુદ હ. જાઅફર સાદેકે મીસર તરફ છુપાછુપ મોકલી આપવાની

**કરેલ પર્ઈરવી અને પાછળથી તકીયાથી તેમના મરણની ફેલાવેલી વીગતના કારણે ગુંચવાડો ઉભો થયો."**

હવે સવાલ એ ઉત્પન્ન થાય છે કે, હઝરત ઇસ્માઈલની માતુશ્રી સૈયદાણી હતાં અને હ. મુસા કાઝીમની માતુશ્રી કનીઝ હતાં, જેથી મી. વરતેજી, હ. ઇસ્માઇલની ફેવરમાં જતા જણાય છે. પણ મી. વરતેજીએ ખુબ સમજવું જોઇએ કે નાત જાતનો એકલો શરફ ખુદાની જનાબમાં કામ આવી શકતો નથી ! સાથે ખુદાની ઈતાઅત અને ફરમાબરદારીનો સવાલ પણ મહત્વનો છે. ખુદાવંદે કરીમ કુરઆને શરીફમાં ફરમાવે છે "ઇન્ન અકરમકુમ ઇન્દલ્લાહે અત્કાકુમ" ( ખરેખર, ખુદાની પાસે તમારામાંથી સર્વથી વધુ માનવંતો તે છે કે જે તમારામાંથી સર્વથી વધુ પરહેઝગાર હોય. ) તેમજ હદીસમાં પણ એજ ફરમાન છે કે "અગર સૈયદે કુરેશી ગુન્હેગાર હોય તો તે દોઝખને લાયક થાય છે અને એક હબશી ગુલામ અગર ખુદાનો ફરમાંબરદાર હોય તો તે બેહીશ્તનો અધીકારી થાય છે." તે મી. વરતેજીએ ખુબ સમજવું અને સોચવું જોઇએ.

હવે રહેલ મોટા ફરઝંદનો સવાલ, તેના માટે મી. વરતેજીએ હ. ઇબ્રાહીમના ફરઝંદો હ. ઇસ્હાક અને હ. ઇસ્માઈલનો વૃતાન્ત જાણવો જોઇએ. હ. ઇસ્હાક, બીબી સારાહના પેટથી હતા, અને હ. ઇસ્માઇલ બીબી હાજરાંના પેટથી હતા. બીબી હાજરાં, બીબી સારાહની કનીઝ હતી (જુઓ પ્રોફેસર ઇસ્ફહાની કૃત ગુજરાતી તરજુમો પેજ ૮૬૩ ની ફુટનોટ ) છતાં હ૦ ઇસ્હાક નબી થયા; ( કે જે નબુવ્વતના દરજાને મી. વરતેજી ઈમામતના દરજા કરતાં ઉતર તો જણાવે છે ) અને હ. ઇસ્માઇલ ( મી. વરતેજીના જણાવ્યા પ્રમાણે ) ઈમામ થયા ! જો કે ઇસ્લામીઓના મત પ્રમાણે તો હ. ઇસ્માઇલ નબી હતાં અને તેઓનો મરતબો

હ. ઇસ્હાક કરતાં વધુ હતો; કારણ કે હ૦ મોહમ્મદ મુસ્તફા જેવા માનવંતા પયગમ્બર તેઓની નસ્લમાંથી થવાવાળા હતા. મતલબ કે હ. ઇસ્માઇલ કનીઝના પેટના હોવા છતાં, હ. ઇસ્હાક કરતાં વધુ મરતબાવાળા હતા. ઇમામ એ સઇદાણીનાં પેટથીજ જન્મેલા હોવા જોઈએ એવો કોઇ ચોક્કસ નીયમ કે કાનુન મી. વરતેજી બતાવી શકશે ખરા ? હ. ઇમામ ઝયનુલ આબેદીનનાં માતુશ્રી બીબી શેહરબાનો ફારસી શહેનશાહની અવલાદમાંથી હતાં એ જગ જાહેર છે. જો કે તેઓ એક આલી ખાનદાનમાંથી હતાં, છતાં તેઓ સૈયદાણી તો નજ હતાં; એ ચોક્કસ છે. વળી ના. આગાખાનના વડવાઓ સર્વ હ૦ ઇસ્માઇલથી કરીને આજ દીવસ સૂધીના શું સર્વ સૈયદાણી માતાઓના પેટનાજ હતા કે ? મી. વરતેજી એમ બતાવી આપવાને તૈયાર છે કે ? ના૦ આગાખાન અલી શાહ સાહેબનાં માતુશ્રી કે જેઓ " માતા સલામત " તરીકે ગણાય છે, અને " પીરની પુડીયું "માં પણ તેઓનું નામ છે; તેઓ પણ શું સૈયદાણીજ હતાં કે ? હાલના ના૦ આગાખાનનાં માતુશ્રી લેડી અલી શાહ કે જેઓ હાજી બીબી કેસમાં એક ઇસ્નાઅશરી તરીકે જણાઇ ચુકયાં છે, તેઓ પણ સૈયદાણી નથીજ એ ચોક્કસ છે. મી. વરતેજીના ભવીષ્યના ઇમામ પ્રીન્સ અલીશાહનાં માતુશ્રી એક યુરોપીયન લેડી છે. હવે સૈયદાણી અને ગેરસૈયદાણીનો સવાલ કયાં રહ્યો તે મી. વરતેજી સમજાવશે કે ?

હ. ઇસ્માઇલનાં વાસ્તે ઇમામ જાઅફરે સાદેકે "નસ" કરેલ એમ મી. વરતેજી જણાવે છે, તેનો ખુલાસો ઈ. અ. હું આગળ જતાં કરીશ. હ. મુસા કાઝમનો મામો મામુન રશીદ હતો એ કઇ તવારીખથી અને કઇ સનદથી મી. વરતેજી જણાવે છે તે સમજાતું નથી. હ. ઈસ્માઇલને છુપછાપ તકીયાથી મીસર તરફ મોકલી દેવાનું મી. વરતેજી

જણાવે છે જે બાબતમાં ઇ. અ. આગળ જતાં હું (જુદાજ પ્રકરણમાં) સાબીતી કરી આપીશ કે, હ. ઇસ્માઇલ પોતાના પીતાની હયાતીમાંજ ગુજરી ગયા હતા; છતાં એક બારગી મી. વરતેજીના કહેવા મુજબ, હ. ઇસ્માઇલનું પીતાની હયાતી બાદ જીવતા રહેવાનું કબુલ પણ કરીએ; પણ તેઓ તકીયાથી કયાં ચાલ્યા ગયા તે સબંધે ખુદ આગાખાની લેખકોના લખાણોમાં એટલો હેરફેર જોવામાં આવે છે કે મજકુર માન્યતાને માનવાને આંચકો લાગે છે. આગાખાની લેખકો મજકુર વીગત સબંધે નીચે મુજબ જુદી જુદી હકીકતો ટાંકે છે.

૧—હ૦ મુસા કાઝીમના મામા મામુન રશીદની હીમાયતના કારણે હ૦ ઇસ્માઇલને છુપછાપ મીસર મોકલી દેવા પડયા હતા ( મી. વરતેજીનો કોલ )

૨—શાહ ઇસ્માઈલથી ઇમામ રઝી અબ્દુલા સૂધીના પાંચ ઇમામો શામના મુલકમાં સલમીયા ગામની આસપાસ રહેતા હતા ( જુઓ હાસમ બોઘા કૃત "ઇસ્માઇલી દર્પણ પેજ ૩૪ )

૩—"ઇસિમાઈલી ભોમીઓ" જે ઇસ્માઈલી ધાર્મિક લાયબ્રેરી તરફથી પ્રગટ થયેલ છે તેમાં લખેલ છે–"તુર્કસ્તાનમાં આવેલા સલામીયા મુલ્ક તરફ હજરત ઇસ્માઇલ અને હઝરત મહમદની મુલાકાત થયલી હોવી જોઇએ, કારણ કે તે દેશના ઇસ્માઈલીઓ એમ જણાવે છે કે, ઇમામ ઇસ્માઇલથી તે ઇમામ રઝી અબ્દુલા સુધી થઇ ગયેલા પાંચ ઇમામોની કબરો, તે દેશમાં લગભગ પાસેજ આવેલી છે" ( ઇસ્માઈલી ભોમીયો પેજ ૬૪ )

૪—"સીલસીલે ઇમામત"માં મી. હરજી પુંજા માસ્તર જણાવે છે–"શાહ ઇસ્માઇલ તુર્કસ્તાનમાં રહીને અનેક મોજીઝા દેખાડી લોકોને ઇસ્માઈલી દીનમાં દાખલ

કરતા હતા, તે વખતનાં બગદાદના ખલીફા મનસુરે આ બાબત વિશે મદીનામાં કાગલ લખ્યાં હતાં. આ સર્વે બીનાનુ મલલુલનહાર નામે અરબ્બી કીતાબમાં વીગતવાર વર્ણન કરેલ છે. (સીલસીલે ઇમામત પેજ ૬૧)

૫—"ઇઝહારે હકીકત" ભાગ ૨ જો જે હકીકત સલીમ તરફથી ઉર્દુમાં બાહેર પાડવામાં આવેલ છે, તેમાં લખેલ છે—" હઝરત ઇસ્માઇલ બાઅદે ઇમામત દસ સાલ ઇમામ રહે. ઇમામતસે દસ સાલકે બાઅદ ૧૫૮ હીજરીમેં વફાત પાઇ. સલમીયામેં ઉન્કા મઝાર મોજુદ હએ, ચું કે ખલીફા મન્સુર અબ્બાસી, ખલીફએ બગદાદ હજરત ઇસ્માઇલકા દુશ્મન હો ગયા થા. હઝરત ઇમામ જાઅફરે સાદેકને હઝરત ઇસ્માઇલકો સલમીયા ભેજ દીયાથા. જીસ્કી વજેહસે મનસુરને હઝરત ઇમામ જાઅફરકો કયદ કીયા, કાનુમેં સીસા પીલવાયા; શહીદ કરવા દીયા. ( ઇઝહારે હકીકત પેજ ૧૧ )

૬—"ગુલઝારે હકીકત" ભાગ ૧ લો તેમાં મી. અલીમામદ લધાભાઇ માસ્તર જણાવે છે " ઇમામ જાઅફરે સાદીક અ. નો બીજો પુત્ર મુસાકાઝેમ જેની માતા બીજી હતી, તેનો પણ પક્ષ એકતરફી અને બળવાન હતો; ઇમામ જાઅફર સાદેકને એ ત્રણે પક્ષની બીના કુદરતની પ્રેરણા મુજબ માલુમ થઇ જવાથી સુલેહ અને ઇમામતની જાળવણીના માટે ઈમામ ઇસ્માઇલને ત્યાંથી ( મદીનામાંથી ) કોઈ તરફ નહસાડી મેલ્યા હતા. ( ગુલઝારે હકીકત પેજ ૧૩૭ )

૭—" મઝહરે ઝાતે અલ્લાહ " માં મી. હરજી પુંજા માસ્તર જણાવે છે—" આમ લોકો હઝરત ઇમામ શાહ ઇસ્માઇલને ગુજરી ગયા ગણે છે, પણ તેમ

નહીં હતું. પણ ફક્ત ઈમામનો મોજીઝો હતો; જ્યારે ઈમામ શામ તરફ ચાલ્યા ગયા હતા જ્યાં તેઓએ ઘણાએ માંદા માણસોને સાજા કરવા વી. મોજીઝા કરી અનેક લોકોને પોતાના દીનમાં દાખલ કર્યા હતા. વી. ( પેજ ૧૧૩ )

૮—" વેદીક-ઇસ્લામ "માં ખુદ મી. વરતેજીએ બીજે ઠેકાણે " દબીસ્તાનુલ-મઝાહેબ " ના હવાલાથી જે ઉલ્લેખ કરેલ છે તેનો સાર–" આ રીતે હજરત ઇસ્માઇલ ગુજરી ગયા હતા એવું જાહેરમાં જણાવ્યું તે સાચું કહેલું છે; પણ તેમની હયાત રહેવાની હકીકત જાહેરમાં ન લાવવાનો માત્ર રાજદ્વારી ધોરણે તકીયો હતો, વિરૂદ્ધીઓની નજરેથી હ. ઇસ્માઇલને અદ્રશ્ય રહેવાનું પરિણામ એ આવ્યું કે, તેમના ગુજરી જવાને જાહેર કરવા માટે ગામોગામ પત્રો લખાયા. ત્યાર પછી થોડી મુદ્દતે બગદાદના મનસુર ખલીફાને લોકોએ જણાવ્યું કે, હ. ઇસ્માઇલને બસરામાં અમે જોયા, અને તેથી દુઃખે પીડાતાને આરામ થયો. આ ઉપરથી ખલીફા મનસુરે હઝરત ઇમામને પુછયું, હ. ઇસ્માઇલ તો બસરે હયાત હોવાની વાત સંભળાય છે, તે ઉપરથી હ. ઈમામ જાઅફર સાદેકે ખલીફાને તેના વિશ્વાસુ અમલદારના હાથનો લખેલો રૂકકો દેખાડયો, જેમાં હ. ઇસ્માઇલ ગુજરી ગયાની વીગત હતી. "

એ રીતે આગાખાની લેખકો હ. ઇસ્માઇલ કયાંગયા, અને શું કરવા ગયા, તે સબંધે હેરફેર ( મનઘડીત ) બીનાઓ જાહેર કરે છે. ફકત એક બે દાખલામાં એક " મલલુલ-નહર" નામની અરબી કિતાબનો નામની ખાતર હવાલો [illegible]

લખેલ છે તેવી કાંઇ હકીકત જાહેર કરતા નથી. ફક્ત મી. વરતેજીએ " વેદિક-ઇસ્લામ " માં " દબીસ્તાને-મઝાહેબ"ની હકીકત ઉતારેલ છે. ( તે હકીકતમાં શું વીગત સમાયલી છે વી. સબંધે ઇ. અ. આગળ જતાં હું તપાસમાં જણાવી આપીશ. )

ત્યાર પછી ઇમામતની નસ સબંધે કેટલુંક વિવેચન કરી મી. વરતેજી જણાવે છે કે " ઇમામતની નસ ઈમામ જાઅફરે સાદેકે હજરત ઇસ્માઈલ માટે જાહેર કર્યા પછી, તે હ. જાઅફર સાદેકને ફરી વખત નસ કરવાનો અધીકાર રહેતો નથી; પણ હ. ઇસ્માઈલ, હ. જાઅફરે સાદેક પછી ઇમામ થવાજ જુએ; પછી ભલે [૧] એક દીવસ માટે પણ હોય; કારણ કે હ. જાઅફર સાદેક ઈમામતના નુરના સબબે ગયબનું ઇલ્મ ધરાવતા હતા, અને તેથી એમણે કરેલી નસ સાચીજ ઠરે, તે કદી પણ જુઠી હોયજ નહિં. અને જો તેને જુઠી કહેવામાં આવે તો ઇમામતના દરજ્જાને કલંક લગાડ્યું કહેવાય. "

હવે, હ. ઈસ્માઇલનાં વાસ્તેની નસ મી. વરતેજીએ મોઅતેબર ત્વારિખો અને કિતાબોથી સાબેત કરી દેખાડવી જોઈએ. " નસ કર્યા પછી ફરી વખત ઇમામને નસ કરવાનો અધિકાર રહેતો નથી. " એ બોલથી એમ જણાય છે કે ઇમામનો અધીકાર તપાસવાનું કામ મી. વરતેજી જેવાઓના હાથમાંજ છે! જે ઠેકાણે અમોએ ઇમામની સીફત સબંધે મી. વરતેજીને સવાલ કરેલ છે તે ઠેકાણે તો મી. વરતેજી ઇમામને હુકમ કરનાર જણાવી, ઇમામના હુકમ અથવા કાર્યમાં કોઇને ચું કે ચાં ન કરવી જોઇએ એમ જણાવી રહ્યા છે. "વેદિક ઇસ્લામ"માં વરતેજીનું વીલ એ મથાળા તળે મી૦ વરતેજીએ જે લખાણ કરેલ છે, તેમાં જણાવેલ છે–" ઇમામના વરતન તરફ આપણે કાંઇ કહી શકીયે નહીં; કારણ તે

દુનીયાપર સઉને હીદાયત કરનાર એક છે, તો તેની મસ્લેહતમાં દખલ કરવો ઇમાનદારી નથી. ” અને અત્રે પોતે ઇમામના અધીકાર તપાસવાનો હુદ્દો ભોગવે છે, એ પણ એક ઇમાનદારી ! “ નસ થયા પછી ઇમામ જાઅફર સાદેક પછી હ૦ ઇસ્માઇલ ઇમામ થવાજ જુએ પછી ભલે એક દીવસના માટે પણ હોય ” એમ મી. વરતેજી જણાવે છે, પણ પોતાના લખાણોમાં તો હ૦ ઇસ્માઇલને પીતાની હયાતીમાંજ દશ વર્ષ ઇમામત કરવાનું જણાવે છે, ઉપરાંત મી. વરતેજી એ પણ જણાવે છે કે “ એક ઇમામ ઇમામતનું નુર બીજાને સોંપી દીયે તો પછી નુર સોંપનાર ઈમામ તરીકેજ રહેતો નથી ” તો નુર સુપુર્દ કર્યા પછી હ. જાઅફરે સાદેક ( વરતેજીની માન્યતા મુજબ ) ઇમામજ નહોતા, ત્યારે હ. જાઅફરે સાદીક પછી હ. ઇસ્માઇલ ઇમામ થવાજ જુએ ” એનો અર્થ શો ? એ એક એવો ગડબડ ગોટાળો છે કે જેનો ખુલાસો મી. વરતેજી જેવાજ કરી શકે ! “ઇમામ ગયબનું ઈલ્મ ધરાવતા હતા અને તેઓની કરેલી નસ સાચીજ ઠરે ” વી. વી. મી. વરતેજીનું લખવું જાહેરમાં તો ઠીક જણાય છે; પણ પહેલે નસ તો સાબેત કરવી જોઇએ. ઇમામના ગયબના ઇલ્મ વી. ઉપરે મી. વરતેજી કેટલો એઅતેકાદ ધરાવે છે, તે ઇ. હું મવકાસર બતાવી આપીશ.

આગળ ચાલતાં મી. વરતેજી જણાવે છે—

“ તો શીઆ ઇસ્નાઅશરી કીતાબો અને જાહેર તવારીખ જણાવે છે કે હ. જાઅફર સાદેક પ્રથમ હ. ઇસ્માઇલને ઇમામતની નસ જાહેર કરી તો તે મુજબ શાહ ઇસ્માઇલ, હ. જાઅફર સાદેક પછી ઇમામ ગણાવાજ જુએ. ”

હવે મી. વરતેજીએ અત્રે ઇસ્નાઅશરી કીતાબો અને જાહેર તવારીખના હવાલાઓ પણ આપવા જોઇતા હતા, કે જેથી પબ્લીક ઉપરે તેનું વજન પડે. અગર ઇસ્નાઅશ-

રીએ હ. ઇસ્માઇલની ઇમામતની નસના કાયેલ થયા હતે તો, પછી વિરૂધ્ધતાજ શેની હોય ? " વેદિક-ઇસ્લામ " નું આખું પુસ્તક તપાસતાં ફકત હકકુલ કલામના લખાણમાં એવું કાંઇક જણાવવામાં આવેલ છે, પણ ઈ. અ. તેની પોલ હું તેજ પ્રકરણમાં ખોલી બતાવીશ. જાહેર તવારીખની સનદ "નસ" માટે કયાંય પણ જોવામાં આવતી નથી.

ત્યાર બાદ મી. વરતેજી, હ. ઇસ્માઇલને હ. જાઅફર સાદેક બહુજ ચાહતા હતા એમ દુરરે બેબહા નામની કીતાબ ( હાજી ગુલામ અલી હાજી ઇસ્માઇલે પ્રગટ કરેલ )માંથી જણાવી, તેને જાણે કે નસ તરીકે સાબેત કરતા હોય એવી વલણ લેતા જોવામાં આવે છે. પણ " ચાહતા હતા " બોલને "નસ" સાથે શો સબંધ તે મી. વરતેજી જણાવશે કે ? દરેક મનુષ્ય પોતાની ઓલાદને ચાહે છે, એમાં આશ્ચર્ય થવા જેવું નથી.

વળી મી૦ વરતેજી પોતાની પુરી ઇમાનદારી જણાવતાં લખે છે-

> "વળી આજ સુધી એજ હ૦ ઇસ્માઇલની સીધી નરનસલે ઇમામતનો વારસો ધરાવનાર ના૦ આગાખાન સાહેબ જીવતા, જાગતા અને ઝળકતા મોજુદ છે. અને મુસાકાઝમની નસલ રાસ્ત નહીં હોવાથી હસન અસકરી પછી અટકી ગઇ."

એ લખાણથી મી. વરતેજીની કેવી ઇમાનદારી દેખાય છે, તેનો તોલ વાંચકોએ કરી લેવો ! ખુદ ના. આગાખાન તો કીલવામાં બાર ઇમામોને પોતાના ભાયાત તરીકે જણાવવાને અચકાયા નથી. અને અહીંયાં તેઓના ચુસ્ત મુરીદપણાનો દાવો કરનાર મી. વરતેજી મુસાકાઝમની નસલને રાસ્ત નહીં હોવાનું જણાવે છે. અફસોસ ! ( હ૦ મુસાકાઝીમથી બારમા ઇમામ સુધીની નસલ રાસ્ત અને દુરૂસ્ત

હોવાનું ઇ૦ અ૦ હું આગલ જતાં બતાવી અ પીશ.)

મજકુર પેજમાં મી૦ વરતેજી, ના૦ આગાખાનની નરનસલના માટે ફુટનોટમાં "રીયાઝુલ અન્સાબ" નામની કિતાબની સનદ ટાંકે છે. જેથી મજકુર કીતાબ જોવાની મને ફરજ પડી. મજકુર કીતાબનાં પેજ ૧૩૮ (જીલદ ૨ જી)માં નીચે મુજબ જોવામાં આવે છે.

"વ દીગર અઝ નસ્લે ઇસ્માઇલ બિન જાઅફ્ફર સાદેક અ. અસ્ત, નવાબ સુલતાન મહમદશાહ, કે જમાઅતે ઇસ્માઇલીય્યહે હિંદુસ્તાન વ તુર્કસ્તાન વ અરબસ્તાન ઈમિરોઝ ઉરા ઇમામ મુફ્તરેઝુત્તાઆત દાનંન્દ વહોવ" અર્થ—અને બીજા, નસલે ઇસ્માઇલ બિન જાઅફ્રે સાદેકમાંથી નવાબ સુલતાન મહમદશાહ છે, કે જેને હાલે (આજના દીવસે) હિંદુસ્તાન, તુર્કસ્તાન અને અરબસ્તાનની ઈસ્માઇલી જમાત મુફ્તરેઝુત્તાઆત (જેની ઈતાઅત ફરઝ હોય) જાણે છે.

પછી તેની નીચે ના. આગાખાનથી હ. ઈસ્માઇલ સુધીનાં નામો આપ્યાં છે; પણ તે નામો અને આગાખાની વંશાવળી (આગાખાનીઓની માન્યતા પ્રમાણે)નાં નામોના ઉચ્ચારોમાં અને ખુદ નામોમાં જે હેરફેર જણાય છે તે વાંચકોને તપાસવા સારૂ બેઉના પ્રમાણો પ્રમાણેનાં નામો નીચે ઉતારીશ—

| રીયાઝુલ અન્સાબ મુજબ. | તાલીમે ધુવા ઉપરથી. |
|---|---|
| ૧ સુલતાન મહમદ શાહ | ૧ આગા સુલતાન મહમદ શાહ |
| ૨ અલી શાહ | ૨ ,, અલી શાહ |
| ૩ અબુલ હસન આકાખાન | ૩ શાહ હસનઅલી |
| ૪ શાહ ખલીલુલ્લાહ. | ૪ શાહ ખલીલલાઅલી |
| ૫ અબુલ હસનઅલી શાહ | ૫ શાહ અબુલ હસનઅલી |
| ૬ કાસમઅલી શાહ | ૬ શાહ કાસમઅલી |
| ૭ હસનઅલી શાહ | ૭ શાહ હસનઅલી |

| | |
|---|---|
| ૮ સૈયદ અલીશાહ | ૮ શાહ સૈયદઅલી |
| ૯ નીઝારઅલી શાહ | ૯ શાહ નીઝાર |
| ૧૦ સૈયદ ખલીલુલ્લાહ શાહ | ૧૦ શાહ સૈયદ ખલીલલ્લાઅલી |
| ૧૧ નુરદીનઅલી શાહ | ૧૧ શાહ નુરદીનઅલી |
| ૧૨ ઝુલફિકારઅલી શાહ | ૧૨ શાહ ઝુલફિકારઅલી |
| ૧૩ મુરાદ મીરઝા શાહ | ૧૩ શાહ મુરાદ મીરઝા |
| ૧૪ નુરઝઅલી શાહ* | ૧૪ શાહ ભુધરઅલી* |
| ૧૫ ગરીબ મીરઝા શાહ | ૧૫ શાહ ગરીબ મીરઝા |
| ૧૬ અબ્દુસ્સલામ શાહ | ૧૬ શાહ અબ્દસ્સલામ |
| ૧૭ મુસ્તનસર | ૧૭ શાહ મુસ્તનસર બીલા |
| ૧૮ મહમદ સલામ શાહ | ૧૮ શાહ મહમદ બિ. ઇસ્લામ શાહ |
| ૧૯ ઇસ્લામ શાહ | ૧૯ શાહ ઇસ્લામ શા. |
| ૨૦ કાસમ શાહ | ૨૦ શાહ કાસમ શા |
| ૨૧ શમસુદીન મહમદ શાહ | ૨૧ શાહ શમસુદીન મહમદ શાહ |
| ૨૨ રૂકનુદીન ખુર શાહ | ૨૨ શાહ રૂકનુદીન ખુરસા |
| ૨૩ ખુર જલાલુદીન હસન | ૨૩ શાહ અલાઉદીન મહમદ |
| ૨૪ અલાઉદીન મહમદ× | ૨૪ શાહ ખુદ જલાલુદીન હસન |
| ૨૫ અલા મહમદ | ૨૫ શાહ અલા મહમદ |
| ૨૬ અલા ઝીકર હુસ્સલામ | ૨૬ શાહ અલા ઝીકરીયા સલામ |
| ૨૭ કાહેર | ૨૭ શાહ કાહેર |
| ૨૮ મોઅતદી* | ૨૮ શાહ મોહતદી* |
| ૨૯ હાદી | ૨૯ શાહ હાદી |
| ૩૦ નીઝાર | ૩૦ શાહ નીઝાર . |
| ૩૧ મુસ્તનસર બિલ્લાહ* | ૩૧ શાહ મુસ્તનસર બીલા |
| ૩૨ તાહેર બિલ્લાહ* | ૩૨ શાહ ઝાહેર અલી* |
| ૩૩ હાકિમ બેઅમ્રિલ્લાહ* | ૩૩ શાહ હાકમ અબુઅલી* |
| ૩૪ અઝીઝ બિલ્લાહ* | ૩૪ શાહ અઝીઝ* |
| ૩૫ મોઅઝેલેદીન* | ૩૫ શાહ મોએજ |

| | |
|---|---|
| ૩૬ મનસુર કુવ્વત બિલ્લાહ* | ૩૬ મનસુર* |
| ૩૭ કાયેમ બે અમ્રિલ્લાહ | ૩૭ શાહ કાયેમ* |
| ૩૮ મેહદી મહોમદ | ૩૮ શાહ મેહદી મહમદ |
| ૩૯ રઝી અબદુલા | ૩૯ શાહ રઝી અબદલા |
| ૪૦ તકીમહમદ | ૪૦ શાહ તકીમહમદ |
| ૪૧ વફી અહમદ | ૪૧ શાહ વફી અહમદ |
| ૪૨ મહમદ | ૪૨ શાહ મહમદ બિ. ઈસ્માઈલ |
| ૪૩ ઈસ્માઈલ | ૪૩ શાહ ઈસ્માઈલ |
| ૪૪ જાઅફરે સાદીક | ૪૪ શાહ જાઅફરે સાદીક |

ઉપર મુજબ જ્યાં જ્યાં * આવી નીશાનીઓ મુકી છે. ત્યાં ત્યાં નામોમાં ફેરફાર છે, અને જ્યાં × આવી નીશાની મુકી છે ત્યાં ખુદ નંબરોમાં ફેર છે. "રીયાઝુલ અનસાબ" માં જલાલુદીન હસન ૨૩ માં અને અલાઉદીન અહમદ ૨૪ માં નંબરે છે. જ્યારે આગાખાની ધુવાની વંશાવળી પ્રમાણે તેથી ઉલટું છે. અત્રે એટલું જણાવવું અગત્યનું થઈ પડશે કે, ઈસ્માઈલી ઈમામોની વંશાવળી જ્યાં જ્યાં આપવામાં આવેલ છે ત્યાં ત્યાં નામોમાં ફેરફાર છે એટલુંજ નહી; બલ્કે સંખ્યામાં પણ ફેરફાર જોવામાં આવે છે. "ઈઝહારે—હકીકત" માં તો હકીમ સલીમે અવધીજ કીધી છે. જે ઈ૦ અ૦ આગળ ચાલતાં બતાવી આપવામાં આવશે. વોહરાઓ અને આગાખાનીઓ જે મુસ્તનસર પછી જુદા પડે છે, ત્યાં સુધીનાં નામોમાં પણ બેઉ ટોળાઓમાં ફેરફાર જોવામાં આવે છે જેથીજ તો મરહુમ હાસમ બોધા માસ્તર જેવા ચુસ્ત આગાખાની મુરીદને "ઈસ્માઈલી દર્પણ" નામનાં પુસ્તકમાં ઈકરાર કરવો પડયો છે કે, નામો વી૦ માં ફેરફાર છે જેમકે જણાવે છે—

"ઉપર લખેલા ઇસ્માઈલી ઇમામોનાં મુબારક નામો અમોએ ઈસ્માઈલી 'ધર્મની બંદગીની

કીતાબમાંથી ઉતાર્યા છે, તથા તે ઈમામોના હીજરી સન અને ઈ૦ સ૦ ની કેટલીક સનદ ઈસ્માઈલી ધર્મ શાસ્ત્રની કીતાબોમાંથી; કેટલીક સન અંગ્રેજી ઇતિહાસ કર્તાઓના પુસ્તકોમાંથી તથા કેટલાક હસ્ત લેખો અને અમોને મળેલા ભરોસેદાર સાધનો મારફત અમોએ લીધાં છે, તથાપિ કોઈ ગ્રહસ્થ પાસે, વધારે વજનદાર સન હશે અને વિદ્વાન ગ્રહસ્થને છાજતી સભ્યતાથી અમારી પાસે લાવવા મહેરબાની કરશે, અને તે સન અમારા પાસે સાધનો છે તેનાથી વધારે મજબુત પુરાવાવાળા અમોને માલુમ પડશે તો અમારી આ પુસ્તકની બીજી આવૃતીમાં અથવા ઈસ્માઈલી ધર્મને લગતી અમારી તરફથી બાહેર પડતી બીજી ચોપડીઓમાં સુધારીને પાછા દાખલ કરશું. પરંતુ જે સન ઈસ્માઈલી ધર્મ શાસ્ત્રમાં હશે તેમાં કશા પ્રકારનો ફેરફાર કરશું નહીં. તેમજ ઇસ્માઇલી ઈમામોનાં મુબારક નામોની ટીપમાં ઇસ્માઈલી હાજર ઇમામના હુકમ વગર કશા પ્રકારનો ફેરફાર કરવામાં આવશે નહીં.

પ્રિય વાંચકો ! ઉપરનો રીમાર્ક જે મરહુમ હાસમ બોઘાએ "ઇસ્માઈલી દર્પણ" પેજ ૨૩ માં કરેલ છે તે ઉપરથી અસલ હકીકતને તમો સમજી શકશો. એ બારામાં હું વધુ લખવા ચાહતો નથી, ફક્ત એટલોજ ઈશારો કાફી છે કે ઉપર દર્શાવેલ ઇસ્માઇલી ઇમામોનું લીસ્ટ કેટલું વજન ધરાવે છે ! તદુપરાંત મી. વરતેજી રૂકનુદ્દીન ખુરશાહના ફરઝંદ તરીકે શમસુદ્દીન મહમદનો મેળ મીલાવવા સારૂ તેને શમ્સ તબ્રેઝ તરીકે જણાવી રહ્યા છે, પણ મજકુર "રિયાઝુલ અન્સાબ" નામની કીતાબમાં શમ્સ તબ્રેઝ

એક જુદીજ વ્યક્તી છે. રીયાઝુલ-અન્સાબ જીલદ ૨ પેજ ૧૩૧ ઉપરે સાદાત ખાન્દીયાહનો નસબ કે જે ઇ૦ ઇસ્માઇલ સાથે મીલાવેલ છે તેમાં શમ્સ તબ્રેઝી ( ઉરફે ઝેરફેઝ ) નું નસબનામું આપેલ છે. તે ઉપરથી જણાઈ આવેછે કે શમ્શુદીન મહમદ અને શમ્સ તબ્રેઝી એ જુદી જુદી વ્યક્તીઓ હતા. ઉપરાંત કેટલાક આગાખાની લેખકો મુલ્તાનવાલા પીર શમ્સ તબ્રેઝ તરીકે જણાવી રહ્યા છે. મતલબ કે ત્રણેની સેળભેળ કરી મૂકી છે, પણ શમ્સ ચોટ ( મુલ્તાની ) એ પણ જુદીજ વ્યક્તી હતા, જેનું નસલનામું પણ "રીયાઝુલ અનસાબ" પેજ ૧૩૯ ઉપરે જોવામાં આવે છે. સારાંશ એ બાબતો એવી પેચવાળી છે કે, જેને સુલઝાવવાને મોટા મોટા વિદ્વાનોએ પણ આશા મુકી દીધી છે.. રૂકનુ-દીન ખુરશાહને પણ આગાખાની લેખકોએ શાહ નીઝારના વંશમાંથી અલમોતની ગાદીના વારસ તરીકે જણાવેલ છે, પણ મજકુર પુસ્તક "રીયાઝુલ-અન્સાબ" જીલદ ૨જીનાં પેજ ૧૨૬ માં અલમોતની ઇસ્માઇલી હુકુમતનું વર્ણન કરેલ છે, જેમાં રૂકનુદીન ખુરશાહને હસન સબ્બાહ પછીના ત્રીજા કીયા મોહમ્મદ બુઝુર્ગ ઉમેદના વંશમાંથી જણાવે છે. હવે એ ઉપરથી શો સાર ખેંચવો તે વાંચકોની મુન્સફી ઉપરે છોડું છું. અત્રે હું મી૦ વરતેજીનો ઉપકાર માનું છું કે તેઓનાં લખાણથી મને "રીયાઝુલ-અન્સાબ"ની હકીકત જણાવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. આશ્ચર્ય તો એ છે કે મી૦ વરતેજી તેમજ મી૦ હુદાને ના૦ આગાખાનની નસલનું વર્ણન "રીયાઝુલ અન્સાબ"માં જોવામાં આવ્યું પણ તેથી વિરૂદ્ધ જતી શાહદતો જોવામાં આવી નહીં ! જ્યારે મજ-કુર પુસ્તકથી મી૦ વરતેજી અને મી૦ હુદા, ના૦ આગા-ખાનની નસલ સિદ્ધ કરવાને મથે છે ત્યારે તેઓને તેજ પુસ્તક મુજબ સમસુદીન મહમદ અને રૂકનુદીન ખુરશાહની

પ્રચલીત માન્યતાથી હાથ ઉપાડવો જોઇએ ! અલમોતવાલા રૂકનુદ્દીન ખુરશાહનો વંશ હલાકુખાનના વખતમાં (રીયાઝુલ અન્સાબ મુજબ) ખલાસ થયો છે, પણ રૂકનુદ્દીન ખુરશાનો વંશ ચાલુ રાખવા સારૂ આગાખાની લેખકોને સમસુદ્દીન મહમદ તરીકે શમ્સ તબ્રેઝને ઓળખાવવા પડયા છે. તો શમ્સ તબ્રેઝ તો જુદાજ હતા, તો રૂકનુદ્દીન ખુરસાનો વંશ મી૦ વરતેજી વી૦ કયાંથી લાવ્યા તે જણાવશે કે ?

ત્યાર પછી મી૦ વરતેજી "મનમાં પરણ્યા અને મનમાં રંડાણા" ની જેમ પોતાની ગીરોહથી જણાવે છે કે—

> " પરંતુ મુસા કાઝીમને હ૦ જાઅફર સાદિકે પોતાની હયાતીમાં વારસ ઠરાવ્યા છે; એવી રીવાયતો જે પણ રજુ થાય તેનું મુળ તપાસશો તો તેનું પોકળ જણાયા વગર રહેશે નહીં. કારણ કે ઇમામ તરીકે હ૦ જાઅફ્ર રકદી પણ પોતાના શબ્દોથી ખોટુ જાહેર કરેજ નહીં. "

હવે હ૦ મુસા કાઝીમને, ઈમામ જાઅફ્ર સાદિકે ઇમામ ઠરાવેલ એવી રીવાયતો તો છે, જે મી૦ વરતેજીને પણ કબુલ કરવું પડયું છે; પણ તે રીવાયતો પોકળ છે એમ મી૦ વરતેજી જણાવે છે, પણ પોકળ કેવી રીતે છે તે દલીલોથી મી૦ વરતેજીએ બતાવી આપવું જોઈએ ! ઈમામ જાઅફ્ર સાદક પોતાના શબ્દોથી ખોટું જાહેર કરેજ નહી એ બરાબર છે; પણ તે શબ્દો કયા ? શું, હ૦ ઇસ્માઇલની "નસ" બાબતના ? તો મી૦ વરતેજીએ નસ બાબતના તેવા શબ્દો મોઅતેબર તવારિખો અને રીવાયતોથી સાબીત કરી, અને પછી મુસા કાઝીમવાલી રીવાયતોને રદ કરવા બાહેર પડવું જોઇએ !

ત્યાર પછીના પેરેગ્રાફમાં મી૦ વરતેજીએ, જે પોતાના દીલી બખાળા કાઢયા છે, તે તેઓની ઇમાનદારીનો તોલ

કરવા સારૂ વાંચકો સમક્ષ નીચે રૂજુ કરૂ છું—

" અને એજ મુજબ મુસા કાઝીમની ઈમામતનો અંત જે રીતે આવ્યો તેજ તેની ખોટાપણાની દલીલ છે, એટલે મુસા કાઝીમની નસલમાં હ૦ હસન અસકરીએ પોતાની બીબીને અવલાદ નહી થવાથી જ્યારે ખાનગી રીતે દત્તક ફરજંદ મેળવવાની ગોઠવણ કરી, ને તે પણ બે વરસનું બાળક મળ્યું. તેથી તેની ખાનગી પરવરીશ કરવાની કરેલ યુકતીને પંખીઓ આસમાનમાં લઇ ગયાં ! ને ફરીશ્તાએ પરવરીશ કરી; એવી એવી વાતો જાહેર કીધી, તો પણ જ્યાં ખુદા નથી ઇચ્છતો ત્યાં અઉલાદ આગળ વધતી નથી. તેના ખાતર પાંચ વરસની ઉમરે તે દત્તક મેળવેલું બાળક ગુજરી ગયું, તેને ગયબતે સુગરા અને ગયબતે કુબરાના શબ્દોથી ઢાંકી દીધું. તેની ખાત્રી નહી કરનાર લોકોજ તેને ( ગયબ ઈમામ ) કુરઆને શરીફ મુજબ ઇમામે મોબીન એટલે જાહેર ઈમામથી વિરૂધ્ધ છતાં, માનીનતા ધરાવવા વળગી પડયા ! "

વાંચકો ! ઉપરનાં લખાણથી મી૦ વરતેજીની અવલાદે-અલી પ્રત્યેની મોહબત અને ઈમાનદારી જણાઇ આવ્યા વગર રહી નથી. એવી મનઘડત બાબતો જણાવવાને તેઓ પ્રેરાયા છે, જેથી જણાય છે કે તેઓએ પોતાના મગજનું સમતોલપણુ ખોઇ દીધેલ છે. બારમાં ઇમામ ગાયબ થયા તેથી તેઓ હ૦ મુસા કાઝીમની ઇમામતનું ખોટારૂં ( મઆઝલ્લાહ ) કેવી રીતે કહી શકે તેમ છે ? જાહેર તવારીખોને ખોટી પાડતાં પહેલા મી૦ વરતેજીએ કાંઇક વિચાર કરવો જોઇએ ! હ૦ ઇમામ હસન અસકરીએ દત્તક ફરજંદ મેળવવાની ગોઠવણ કરેલ, એ કઇ દલીલો અને સનદોને આધારે જણાવવાને મી૦ વરતેજી બાહેર પડયા છે તે પબ્લીકને જણાવવું જોઇએ. ( બારમાં ઈમામની પયદાયશ

અને ગયબત સબંધેની સાબેતીઓ ઈં૦ અ૦ આગળ જતાં જુદાજ પ્રકરણોથી વાંચકોની સેવામાં રૂજુ કરીશ ).

ત્યાર પછી મારા વિદ્વાન મિત્ર મી૦ વરતેજી ઈસ્ના અશરીઓને શીખામણ આપતાં જણાવે છે—

> "આ રીતે ખોજા કોમને ઈસ્માઈલી જાહેર ઈમામોથી જે હીદાયત પહોંચી તેજ ખોજાઓ બીજા મતલબીયાની દોરવણીથી ગયબ ઇમામને માનવા દોડી ગયા, એજ ખરૂં કમનસીબ. આ રીતે મને પુછેલા સવાલોનું રહસ્ય અહીં ગ્હેં જણાવ્યું છે; કારણ કે ઈસ્માઇલી જમાતમાંથી નીકળી ગયલા ભાઇઓ પોતે પોતાની ખરી હકીકત જાણ્યા વગર બીજાને નસીહત કરવા દોડે છે. લેખ લખે છે, કવીતાઓ બનાવે છે, પરંતુ ઇમામની બયત કર્યા વગરનાઓ પોતાનો કંઇ પણ અવાજ બાહેર કાઢી શકતા નથી. કારણ કે જનાબે રસુલે ખુદાના ફરમાવ્યા મુજબ ઇમામની બઇયત કર્યા વગરનો ગમે તેવો ઇસ્લામી આલીમ હોય તો પણ તે જાહેલ મુતલક છે."

અત્રે હું મી૦ વરતેજીને કેટલાક પ્રશ્નો પુછવા ઇચ્છું-છું. મારા વહાલા વરતેજી! તમો ઇસ્નાઅશરી થયા હતા, તે શું મતલબીયાઓની દોરવણીથીજ થયા હતા! કે તમારા અંઃતકરણની ખરી લાગણીથી? અગર તે વખતે તમો મતલબીયાઓનો શીકાર બન્યા હો તો હાલે પણ તમોને તેમજ માની કેમ ન લઇએ? તમો જે વખતે લેખો અને કવીતાઓથી ઈસ્માઇલી—આગાખાનીઓની ઝાટકણી કરતા હતા તે શું ખરી હકીકત જાણ્યા વગરજ કરતા હતા? તે વખતે તમો પણ જાહેર ઇમામની બઇયત કર્યા વગરના હતા? તો તે વખતમાં તમોએ આગાખાનીઓ વિરૂદ્ધ, જે અવાજ બાહેર પાડેલ, તેને આજે અમારે કેવું રૂપ આપવું

તે મહેરબાની કરી જણાવશો કે? ઇમામની બઈયત કર્યા વગરનો આલીમ પણ જાહેલ મુતલક છે એમ તમો જણાવો છો, તો **બઇયત** નો શબ્દ હ૦ રસુલની કઈ હદીસમાં છે, તે જરા જણાવશો કે? અગર તમો માઅરેફત અને **બયઅત** ને એકજ ગણતા હો તો તેમાં તમો સજ્જડ થાપ ખાઓ છો. માઅરેફત અને બયતનાં અર્થો જુદાજ છે, અને તે જુદા જુદા રૂપમાંજ વપરાએ છે; તેથી શું તમો અજાણ છો?

વળી મી૦ વરતેજી જણાવે છે—

"અને કુફા, કરબલા જેવા અરબસ્તાનના મુલ્કોમાં મુસલમાનો હતા. જેઓ નમાઝ, રોઝા તથા કુરઆને શરીફ ઉપર પોતાની ઈમાનદારી દેખાડનારા હતા, પણ જેઓ એ હ૦ અલી, હ૦ હસન, હ૦ હુસેન જેવાઓનો દામન પકડયો ન હતો અને તેમની બઇત લીધી ન હતી. બલકે વિરૂધ્ધતા કરતા તેના પરહેજગાર અને ઈમાનદાર મુસલમાનો કરતાં નમાજ રોજાથી બે દરકાર, અને કુરઆન નહી જાણનાર છતાં ઇમામની બઈયત કરનાર અને વફાદારીથી વર્તનાર કદાચ જાહેલ પણ હો કે અભણ હો, અને મજુરી કરીને પેટ ભરનાર હો, તો પણ ઇસ્લામની, કુરઆનની, ઇમામની, પયગમ્બરની, અને ખુદાની દ્રષ્ટીએ તે ભલો અને નજાત મેળવવાને લાયક છે"

મી૦ વરતેજીએ જાણવું જોઇએ કે જેમ એકલી કીયા કામ નથી આવતી, તેવીજ રીતે એકલી મોહબત પણ ખરી મોહબત નથી કહેવાઈ શકાતી! ઈમામોની ખરી તાબેદારીનો અર્થ એ છે કે તેઓની મોહોબત સાથે નમાઝ, રોઝા વી૦ ધાર્મિક ક્રીયાઓ પણ બજાવી લાવવી જોઇએ. **હાજી બીબી કેસમાં** ના૦ આગાખાનના ચુસ્ત મુરીદોએ પણ એજ મતલબની જુબાનીઓ આપી છે, **મી૦ વેલસી**

ધનજી, મી૦ દેશાઈની ઉલટ તપાસમાં જણાવે છે—

સ૦—" જો તમો પૈસા નજરમાં આગાખાનને આપો તો તમારી મુક્તીની ખાત્રી મલે છે ?"

જ૦—"પૈસા આપવા સાથે બીજું પણ કરવું જોઇએ."

**મી૦ રહીમ નુરમામદ, મી૦ દેશાઇની** ઉલટ તપાસમાં જણાવે છે—

સ૦—" કોઈ માણુસ ચંદ્રાકી, સમર છાંટા, નીકા અને મરણુ માટેની ફીઓ આપે તો અને ઇબાદત પણુ કરે તો તે મુક્તી મેળવવા માટે બસ છે કે ?"

જ૦—" તેને દસોંદ પણુ આપવી જોઇએ, અને બધી ક્રીયાઓ પણુ કરવી જોઇએ."

**મી૦ કુરજી મુરજી, મી૦ દેશાઇની** ઉલટ તપાસમાં જણાવે છે—

સ૦—"પૈસાને બદલે તમોને મુક્તી મલે છે એમ તમો કહો છો ?"

જ૦—'સારી રીતે નીતીથી ચાલવું વીગેરે બધું કરવું જોઇએ, પૈસા પણુ આપવા જોઇએ."

સ૦—" જો તમો નીતીથી રહો પણુ પૈસા ભરો નહીં તો કેમ થાય ?"

જ૦—" બંને કરવું જોઇએ."

નામદાર જડજ—" તમો પૈસા આપો છો તેના બદલામાં આગાખાન તમોને મુકતી આપે છે ?"

જ૦" અમારે પૈસા પણુ આપવા જોઇએ, ધર્મ ક્રીયા પણુ કરવી જોઇએ, અને નીતીથી પણુ ચાલવું જોઇએ."

હવે મી૦ વરતેજી જોઇ શકશે કે, મુક્તી (નજાત)નાં વાસ્તે બેઉ બાબતોની જરૂરત છે. નહિં કે, નમાઝ, રોઝાથી બેદરકાર અને ગમે તેવા હો છતાં, મુક્તી મેળવી શકે ! **મજુરી કરી પેટ ભરનાર** એ શબ્દોથી મી૦ વરતેજી શું કહેવા માંગે છે તે સમજાતું નથી. નમાઝ–રોઝા અથવા ઈમામની મોહબતમાં મજુર કે તવંગરનો સવાલજ કયાં છે ! બાકી ઉપરના પેરેગ્રાફમાં મી૦ વરતેજી અજાણતા એવી બાબતનો ઈકરાર કરી ગયા છે કે, જે માન્યતાને ખોટી ઠરાવવા મી૦ વરતેજી અને તેઓના મળતીયા વિશેષ મથન કરી રહ્યાં છે. એ પણ ખુદાની કુદરત છે ! મી૦ વરતેજી હ૦ અલી, હ૦ હસન, હ૦ હુસેનનો દામન પકડવાનો અને તેઓની બયઅત લેવાનું જે લખે છે, તેથી હ૦ હસન અ. ની ઇમામત સાબેત કરે છે ! એ પણ એક કુદરતની ગતી છે ! ! નહિ તો મી૦ વરતેજી ઇમામ હસન અ૦ ને ઇમામ તરીકે જણાવેજ કેમ ?

ત્યાર પછી મી૦ વરતેજી જણાવે છે—

"શીઅ્ર, અબદુલ્લા જીયાદ, ઉમર સાઅદ વી૦ તવંગર મુસલમાનો હતા અને પરહેજગાર પણ હતા, પરંતુ જમાનાના ઈમામની બઇયત નહી કરનાર હોવાથી, કંબર, અબાઝર, મીકદાદ અને અમ્મારે યાસીર જેઓ ગરીબ સ્થીતીના હતા, છતાં ઇમામની બઇયત કરનાર અને ઈમામને વફાદાર હોવાથી માનને પાત્ર છે."

તો આ ઠેકાણે તવંગરી અને ગરીબીનો સબંધજ શો છે ? શીઅ્ર વી૦ પહેઝગાર હતા એ બોલ મી૦ વરતેજી કઈ ત્વારિખથી જણાવે છે તે જણાવશે કે ? પરહેજગાર, નેક માણસોને કહે છે, તો અગર શીઅ્ર વી૦ નેક હતે તો એવું કામ કરતે પણ ખરા ? કમ્બર વી૦ ઈમામની બયઅત કરનાર અને વફાદાર હતા એ તો ચોક્કસ છે, પણ

તેઓ ફક્ત એકલાજ તાબેદાર અને વફાદાર હતા ? કે સાથે નમાઝ-રોઝાના પણ પાબંદ હતા ? તે મી૦ વરતેજી જણાવશે કે ?

ત્યાર પછીના પેરેગ્રાફમાં મી૦ વરતેજી સીફીન અને ખારજીઓ અને કુફીઓનો દાખલો આપે છે કે જે ઉપરના પેરેગ્રાફને લગતોજ છે એટલે તે સબંધે વિવેચન કરવાની જરૂરત નથી.

ત્યાર પછી જણાવે છે—

" અને તેટલા માટે ઇસ્માઇલી ઇમામોની બઇયતમાંથી વગર ખાત્રી કરવે નીકળી જનારા ખોજા ભાઇઓને એકજ પ્રશ્ન પુછીશ કે, તમો ઇસ્નાઅશરી માનીનતામાં ઘુસ્યા, ત્યારે બારમા ગયબ ઈમામની હકીકત વિશે કંઇ પણ જાણ્યું હતું કે તેઓ કેમ ગયબ થયા ? ક્યાં ગયબ થયા ? તેઓ તરફથી ખાસ કોઈ હીદાયત કરવા આવ્યું હતું ? અથવા તેમની હજુરમાં તમારી હકીકત પહોંચે એવો કોઇ વાસ્તો છે ? અથવા તમારી બઇયત લેનાર કોઇ છે કે નહીં ? વળી તમોએ ગયબ ઈમામને કબુલ કરવા પહેલાં શું મોઝીઝો જોવાની માગણી કરી હતી ? અને તે ઉપરથી ખાત્રી કરી હતી ? અથવા તો શું સ્વપ્નામાં બારમા ગયબ ઈમામને જોયા હતા ? કે કાંઈ બશારત થઇ હતી ? આ બધી બાબતમાંથી એકજ બાબતની જો તમોએ ખાત્રી મેળવી હોય; તો પછી ભલે તમો ગમે તેમ કરો, પણ કાંઈ પણ ખાત્રી વગર જો તમે ઇસ્માઈલી ઇમામની બયત છોડી દીધી હોય તો તે માટે પાછો જરા વિચાર કરવાની તસ્દી લેશો, તેથી ઇસ્માઈલી અથવા ઇસ્નાઅશરી માનીનતા તરીકે તમારૂં રહેવું ઉપયોગી ગણાય. "

ભાઈ વરતેજી ! બારમાં ગયબ ઈમામની હકીકત વિષે
મલબત્તા અમો જાણીતા છીએજ, અને તે સુર્યની જેમ
ારોશન છે ! તેઓ કેમ ગયબ થયા, અને કયાં થયા, તે
મમો સારી રીતે જાણીયે છીએ, અને તેના ઇતિહાસીક
 પુરાવાઓ પણ અમારી પાસે મોજુદ છે. અને તેવી હકીકત
પુરતી રીતે જાણ્યા બાદ, અને અમારા અંતઃકરણે ખાત્રી
માપ્યા બાદજ અમો તેમ માનવાને તૈયાર થયા છઇએ.
ભાઇ વરતેજી ! તમો જયારે ઇસ્નાઅશરી થયા હતા. ત્યારે
તમોએ પણ એ બાબતો જાણ્યા બાદજ કબુલ કરેલ હશે
કે એમજ ? બારમા ઇમામ તરફથી હીદાયત કરવાના માટે
તે વખતે તેઓના નાયબો મોજુદ હતા, અને હાલે પણ
મુજતહેદોને અમો નાયબ તરીકે હીદાયત કરનારાઓજ
જાણીએ છીએ. બારમા ઇમામની હુજુરમાં હકીકત પહોંચા-
ડવાની અમોને જરૂરત નથી પડતી, કારણ કે અમારી દરેક
દારઈ હાજત અમો નાયબે ઈમામો પાસે રૂજુ કરીએ છીએ
અને અમોને તેના સંતોશકારક ખુલાસાઓ પણ મળી
જાય છે. બારમા ઈમામનો દીન ખુલ્લો દીન છે, તેઓના
હુકમો બતાવવાને નાયબે ઇમામો મોજુદ છે, અને તેઓથી
અમારો દીની સબંધ જોડાયલો છે, અમોને હજી કોઈ મસલા
મસાએલ જાણવાના માટે અડચણ પડી નથી, કે જેથી
અમારે ખાસ ઈમામની હજુરમાં જવું પડે. ઉપરાંત જો સર્વે
જાહેર રીતે ઈમામની હજુરમાં પહોંચી શકે તો પછે ઈમામ
ગયબજ કેમ કહેવાય? છતાં અમુક પ્રસંગોએ મુજતહેદો
સાથે તેઓની મુલાકાત થએલી છે તેનાં વર્ણનો કિતાબોમાં
મોજુદ છે અને તમો પણ તેથી વાકેફજ હશો, કારણ કે
તમો પણ કેટલીક મુદ્દત ઇસ્નાઅશરીજ હતા. ઈમામોને
કબુલ કર્યા પહેલાં મોઅજીઝો જોવાની માંગણી તેજ કરે કે
જેને તેવા ઈમામની ઈમામતમાં શક હોય. (જેવી રીતે કે

ઈસ્નાઅશરીઓ ના૦ આગાખાન પાસે મોઅજીઝો બતાડવાની માંગણી કરે છે ) બાકી જેને શંકા નહોય, તેવાએ મોઅજીઝો જોવાની માંગણી કરવાની કાંઈ જરૂરત રહેતી નથી ! શું તમોએ ના૦ આગાખાનને ઈમામ તરીકે કબુલ કર્યા પહેલાં તેઓનો મોઅજીઝો જોયો હતો કે ? અથવા બતાડવાની માંગણી કરી હતી કે ? સ્વપ્નામાં ઇમામને જોવા અથવા બશારત થવી, તે કાંઇ સર્વેના માટે અગત્યનું નથી, છતાં અમુક અમુક આલીમો અને પરહેજગારોએ ઈમામને સ્વપનામાં તો શું, પણ એમજ ખુલ્લી રીતે જાગતી હાલમાં જોયા છે ! તેના ઘણા દાખલાઓ મોજુદ છે અને તમો પણ તેથી વાકેફ તો હશોજ. શું ના૦ આગાખાનના જે મુરીદોએ, તેઓને જાહેર રીતે જોયા નથી, તેવા દરેક મુરીદો તે નામદારને સ્વપનામાં જુએ છે ખરા ? અને તેવા દરેકને સ્વપનામાં બશારત થાય છે ખરી ? **રીયાઝુલ–અન્સાબ**ના કર્તા કે જેઓ એક તઅસ્સુબ ( હઠધર્મી ) વગરનાં છે, અને જેઓએ ના૦ આગાખાન સયદ છે એવી રીતે સ્વીકારીને તેઓનું નસબનામું પોતાના પુસ્તકમાં ટાંકેલ છે, તેઓએ સ્વપનામાં બારમા ઈમામને સ૦ ૧૩૧૩ હીજરીમાં જોયેલ, જે પોતાના પુસ્તકનાં પેજ ૨૧૩-૧૪ માં જણાવેલ છે, તે જરા વાંચી જુઓ ! ઉપરાંત મજકુર પુસ્તકમાંજ બારમા ઈમામ કેવી રીતે ગયબ થયા, ગયબતે સુગરામાં કોણ કોણ નાયબો હતા, અને હ૦ રસુલે બારમા ઈમામ માટે શું ફરમાવેલ, તથા તેઓના ગયબ હોવા છતાં સૃષ્ટીને ફાયદો પહોંચે છે, અને તે ફાયદો કેવી રીતે પહોંચે છે, વી૦ વી૦ વર્ણન મોજુદ છે. પણ તે બેઉ આંખોથી સમદ્રષ્ટીએ જુએ તેના માટે છે; એક આંખથી જોવાવાલા માટે નહિં ! અજબ છે કે મી૦ વરતેજી અને મી૦ હુદાને મજકુર પુસ્તકમાંથી ના૦ આગા-

ખાનના નસબ ઉપરે નજર પડી, અને બાકીની વીગતો જોઈ નહિં !

મારા મહેરબાન ભાઈ વરતેજી ! તમારી વાયઝથી કોઈ ઇસ્નાઅશરી તમારા ટોળાંમાં ભળે એવી ઉમેદ તો સ્વપને પણ રાખતા નહિં ! તમારા **વેદિક–ઇસલામથી** આજ દીવસ સૂધી કેટલા ઇસ્નાઅશરીઓ તમારી જમાતમાં દાખલ થયા, અને કેટલાં સુન્ની ભાઇઓ તેમજ હિંદુ ભાઈઓ આગાખાની ધર્મમાં દાખલ થયા તેનો સરવઇઉ તો જરા જાહેરમાં મૂકો !

છેવટે–પ્રસ્તાવનામાં મી૦ વરતેજી પોતાની જાળ ફેલાવતાં, ઇસ્નાઅશરીઓને સંબોધીને લખે છે—

"માત્ર નમાજ પઢવી, રોજા રાખવા, કુરઆન પઢવો, એવીજ બાબતો માટે ઇસ્નાઅશરી થયા હો, તો ઈસ્માઈલી જમાતમાં તેવી દરેક છુટ છે. કોઈ તમારા ઉપર દબાણ કરતું નથી તેની ખાત્રી કરજો. અને તે બાબતમાં હું મારા ખાસ વિશ્વાસથી તમારી હામી ભરૂં છું, કારણ કે, મુંબઇમાં થોડાક ભાઇઓ ઈસ્માઇલી હોવા છતાં નમાજ પઢે છે, રોજા રાખે છે, તેથા બીજી ધાર્મિક ક્રીયાઓ કરે છે તેને કોઇ અટકાવતું નથી–અને નમાજ, રોજા કે કુરઆને શરીફની ઈસ્માઇલી જમાતમાં મના છે એમ માનતા હો તો તે ખોટું છે, તેની ખાત્રી કરજો; પણ જો તમો તે સિવાયની બીજી ઇમાનદારીથી એટલે બારમા ગયબ ઈમામને જોયાહોય, અથવા તેઓનો મોજીઝો જોયો હોય, અથવા ખાસ બારમા ઈમામ તરફથી કોઈ તમને હીદાયત કરવા આવે તો પછી તમે બે બાજુનો વિચાર

કરી વાજબી લાગે તેમ કરવું. એટલી અરજ કરી આ પ્રસ્તાવના પુર્ણ કરૂં છું."

પ્રિય વાંચકો ! જો કે મી૦ વરતેજી અને તેઓના મળતા વિશેકો-નમાજ ઉપરે હોઆને, મહિના દીવસનાં રોજા ઉપરે **સતઇમાં** (નોમ)નાં રોજાને, અને કુરઆને શરીફ ઉપરે જ્ઞાનોને સરેષ્ટતા આપે છે એ જગ જાહેર છે; તેમજ **વેદીક-ઇસ્લામ**માં પણ એવા ઇશારાઓ અને ખુલા બોલો ઠેકઠેકાણે જોવામાં આવે છે; છતાં ઇસ્નાઅશરીઓને ભોળવવા ખાતર નમાજ રોજા વી૦ ની ઇસ્માઇલી જમાતમાં છુટ છે એવી જાળ પાથરે છે, એ ઘણુંજ આશ્ચર્યકારક છે ! છતાં કેટલાક ઇસ્માઇલી બંધુઓ, કે જેઓ નમાજ રોજા કરતાં જમાતથી બીહે છે તેઓના માટે આએ જાહેર ખાત્રી આવશ્યકારક ગણું છું ! !

અત્રે હું મી૦ વરતેજીનું માનપુર્વક ધ્યાન ખેંચીને પૂછીશ કે, **મુંબઇ** સીવાય સર્વ ઠેકાણે નમાજ રોઝા બજાવી લાવનારાઓ અને કુરઆનેશરીફ પડનારાઓ ઉપરે જે અઘટીત દબાણ થાય છે, તે શું તમારા જાણ્યામાં નથી ! **ખુદાના વાસ્તે** તમારી સાચી ઇમાનદારીથી, એ સબંધે તપાસ કરવાને બાહેર પડો ! તો તમોને સત્ય શું છે તે જોવામાં આવી જશે. અગર એ બાબતમાં તમો વિશ્વાસથી હામી ભરવાને બાહેર પડયા છો, તો તે હામી ભરવાનો તમારી પાસે કાંઇ આધાર પણ છે કે નહિં ? શું, ના૦ આગાખાનની મંજુરી લઇને તમો એમ કહેવાને બાહેર પડયા છો ? તો શામાટે ના૦ આગાખાનની સહી સાથેનું ફરમાન છપાવીને ઇસ્માઇલી ભાઇઓમાં જાહેર કરતા નથી ? મુંબઇમાં થોડાક ભાઇઓ એવી ક્રીયાઓ કરે છે એમ તમો જણાવો છો તો "થોડાક" ના શબ્દથીજ એમ જણાઇ

આવે છે કે, મોહટો ભાગ એથી વિરૂદ્ધ છે. હવે જે થોડાક ભાઈઓ એ ક્રીયાઓ બજાવી લાવે છે, તે ખાનામાંજ બજાવી લાવે છે કે, અન્ય કોઈ ઠેકાણે ? અથવા તેવી ક્રીયાઓ કરવાવાલાઓ માટે કાંઈ સગવડો પણ કરવામાં આવી છે કે નહિં ? કુરઆનશરીફનું શિક્ષણ લેવા માટે કાંઈ સાધનો પણ કરવામાં આવ્યાં છે કે નહિં ? તે જરા જણાવો. મારા સાંભળવા પ્રમાણે તો સર કરીમભાઈ વીગેરેઓની જે ઓરફ્નેજો છે, તેમાં જે કુરઆનેશરીફ વી૦ નું શિક્ષણ આપવામાં આવે છે તેથી ચુસ્ત આગાખાનીઓ નારાજ છે. તેમજ જાહેર માસીકો દ્વારા જે વિરૂદ્ધ ચળવળ કરવામાં આવે છે તે મારા વાંચવામાં પણ આવેલ છે, એટલે તમારી ખાત્રી ફક્ત ઈસ્નાઅશરી ભાઈઓને ભોળવવા ખાતરજ છે એમ જણાઈ આવે છે. તદુપરાંત તમારામાંનાં કેટલાકો નમાઝ-રોઝા અને પાક કુરઆનેશરીફને કેટલું માન આપે છે, તે કોર્ટોમાં ચાલેલા કેસોમાં ખુલ્લી રીતે જણાઈ આવ્યું છે. તેના થોડાક દાખલાઓ ટાકી બતાવીશ—

**નુરબાઈ કેસ—**

જામનગરની ઇસ્માઈલીયા કૌન્સીલના તે વખતના ચેરમેન મી૦ **જેસા સાજુ** કહે છે—"ઇમામ કુરઆનને માને કે નહી તે હું કહી શકું નહી. ઈમામોને નમાજ પડતાં મેં જોયા નથી. હું પોતે રોઝો રાખતો નથી. બીજા રહેતા હોય તો હું જાણતો નથી."

જાંબુડાવાલા **રતનશી રાજા** કહે છે—

"રોજા રાખવાની ફરજ નથી. નમાજ પઢવાનો અમોને હુકમ નથી. કુરઆન પડવાનો અમોને હુકમ નથી. ઇસ્માઈલી કોઈ હજ પડવા મકે જતો નથી."

**ઇસ્માઇલી મીશનરી** તુલકશી લવજી કહે છે—

" કુરઆને શરીફને અમો માનતા નથી. અમારા ગુરૂએ કોઇદી કુરઆનશરીફનું કહ્યું નથી. બધા પયગમબરોને અમો માનતા નથી. નબી મહમદ મુસ્તફા એકને અમો માનીએ છીએ. એકવીસમો રોજો રાખવાની ફરજ અમારા ગુરૂએ નાખી નથી. ખુશી પડે તે રાખે. હું પોતે રોજા રાખતો નથી. ચાર પયગમબરોપર આસમાનથી બુકો આવી છે એમ કહે છે, અમે અથર્વ વેદ એકને માનીએ. કઇ કઇ કીતાબ આવી તે મને ખબર નથી. નામ આપવાથી યાદ આવતાં કહું છું કે, તવરેત, જબુર, ઇનજીલ અને કુરાન. એ ચાર આવ્યાનું સાંભલ્યુ છે. કુરઆનનાં મંત્રો શું છે તે મને ખબર નથી. મૈયતના જનાજા ઉપરે અમે નમાજ પડતા નથી. ધુવામાં કુરઆનના ફકરા આવે છે કે નહી તે હું જાણુતો નથી. મારા ધર્મમાં હું બોધ કરૂં છું બીજા મુસલમાની ધર્મમાં શું છે તે મને ખબર નથી. ( વાંચકો, જોયું ! આતો મીશ્નરીની માન્યતા અને અજ્ઞાનતા. ત્યારે એવા લોકો ઉપદેશ તે કેવો કરતા હશે ! સાંભળવા મુજબ મારા મિત્ર મી૦ વરતેજીએ પણ હાલે મીશ્નરી પદને દીપાવેલ છે. )

પોરબંદરવાલા ડાયા લાલજી કહે છે—

" ઇસ્માઇલી ધર્મનો મુસલમાન છું. કરબલા જવું એ ફરજીઆત નથી. રોજા રાખવા એ મરજીની વાત છે, ફરજીઆત નથી. પીર સદરદીને કુરાનનો તરજુમો જ્ઞાનમાં કર્યો છે એમ મારા ધ્યાનમાં નથી. મેં કુરાનનો અભ્યાસ કર્યો નથી, એટલે હું જાણુતો નથી. મેં કુરાન વાંચ્યું પણ નથી. કુરાન કઈ ભાષામાં લખ્યું છે તે હું જાણુતો નથી. અમારા ઇમામો દુઆ પડતા

કે નમાજ તે મારી માહીતી નથી. આગા સાહેબ દુઆ પડે છે કે કુરઆન તે મને ખબર નથી."

કેસોદવાળા **કાસમ શીવજી** કહે છે—

"અમે કુરાનને માનતા નથી. મહમદ પયગમબરને અમે માનીએ છીએ. મહમદ પયગમબરને અમે ગુરૂ તરીકે માનીએ છીએ. અમે આગાખાનને ઇમામ તરીકે માનીએ છીએ. આગાખાનમાં ખુદાનો અંશ છે એટલે તેને અને ખુદાને એકજ માનીએ છીએ. મનુષ્યને મારવા જીવાડવાની શક્તિ ખુદામાં છે, તેવી આગાખાનમાં છે તે હું કહી શકતો નથી. અમારા **ખાનામાં કુરાનજ નથી**. પીર સાહેબનું જ્ઞાન અમારૂં પુસ્તક છે. અમે નમાજ પડતા નથી. હજ પઢવા જતા નથી મૈયતના જનાજા ઉપરે નમાજ પઢાવતા નથી. ઇસ્માઇલી રીવાજ પ્રમાણે ક્રીયા કરીએ છીએ."

મંજેવડીવાલા **ખોજા કાસમ કુરજી** કહે છે–
"રોજા રહેવાની ફરજ નથી. હજ પડવાની ફરજ નથી."

**પ્રતીવાદણ** નુરબાઇ લેખીત અરજીમાં જણાવે છે–
"રોજા રહેવાની અમો ફરજ માનતા નથી. અમારામાં ઘણે ભાગે રોજા રહેતા નથી. હજ પઢવાની પણ અમો ફરજ માનતા નથી. અમો અમારા જ્ઞાતીના રિવાજ તથા ધોરણ પ્રમાણે ચાલીએ છીએ અને અમોને મુસલમાંની શરેહ લાગુ નથી."

પ્રતીવાદણના **ધારાના હીમાયતી** મી૦ ગુલામ મહમદ મુનશી બાર–એટલો–એ દલીલો કરતાં જે ભાષણ કરેલ તેનો સાર–"ઇસ્માઇલી, અડતાલીસ ઇમામને અને હાજર ઇમામને માને છે. રોજા,

ઈદ, નમાજ, હજ વગેરે જે ખરા મુસલમાનોને ફરજ તરીકે બતાવવામાં આવેલ છે તે બાબતની ઇસ્માઈલી ખોજાઓને ફરજ નથી. આગાખાનીઓ ખુદાના અવતારને માને છે. હીંદુઓના નવ અવતારને માને છે. અને ઉપર બતાવ્યા પ્રમાણે રોજા, હજ, વગેરેને ફરજ તરીકે માનતા નથી. તો તેઓ મુસલમાની મઝહબના માંડલાની બાહેર છે. હું એમ કહું છું કે અમારા મુસલમાની ધર્મની પ્રમાણે તેઓ કાફર છે. અને દરેક ખરો મુસલમાન આગાખાની ખોજાઓને કાફર તરીકે ગણશે.

I say Khoja Religion is that of Kafer. It is not Mohamedan Religion.

અને વળી તેઓનો કલમો શું છે ? લા ઇલાહ ઇલલ્લાહ, મહમદ રસુલીલ્લા, અલીસહીઅલ્લા. હવે નામદાર કોર્ટ જોશે કે જો કોઈ પણ મુસલમાન " અલી સહીઅલ્લા " કહે તો તે મુસલમાન કહેવાયજ નહીં. મુસલમાની માન્યતા પ્રમાણે તે કાફર છે.

હાજી બીબી વિરૂદ્ધ નાo આગાખાન કેસ—

જુમાભાઇ જાનમહમદ, મીo ઇનવેરારીટીની તપાસમાં જણાવે છે—

સo—" જમાત ખાનામાં નમાજ કેટલા વખત પડવામાં આવે છે ? "

જo—" બે દીવસે. બકરી ઇદ અને રમજાન ઇદના દીવસે."

ઉલટ પાલટ તપાસમાં મી. દેશાઇને જવાબ આપે છે—

સ૦—" તમો પોતાને કુરઆન મુસલમાન ગણાવો છો ?"

જ૦—" . પણ અમારો ફીરકો જુદો છે."

સ૦—" તમો કુરઆનને ખુદા તરફથી ઉતરી આવેલું માનો છો ?"

જ૦—" કુરાન આવ્યું ત્યારે હું હતોજ ક્યાં ? હું કુરાનને માનતો નથી. ખુદાએ કુરાન મોકલ્યું ત્યારે હું હાજર ન હતો."

સ૦—" ત્યારે મુસલમાન ધર્મના પુસ્તક તરીકે તમે કુરાનને માનતા નથી ?"

જ૦—" હું જાણતો નહીં હોઉં તે કેમ કહું. જેનું હોય તો જાણે."

સ૦—" ત્યારે તમો મોહમેદન છો ?"

જ૦—" હા, પણ બીજા ફીરકાના."

સ૦—" મુસલમાન ધર્મનું પુસ્તક કુરાન છે ?"

જ૦—" હું તેને ધર્મના પુસ્તક તરીકે નથી માનતો. મારો ફીરકો જુદો છે."

સ૦—" કુરાન નહીં માનનારાઓ મુસલમાન પણ છે કે ?"

જ૦—" હા, અમે શીયા ઇમામી ઇસ્માઈલી."

સ૦—" ત્યારે કુરાનમાં લખેલી બાબતોને તમે કાંઈબી અગત્ય આપતા નથી ?"

જ૦—" નહીં, કંઈ નહી."

**મી. અલાદીન ગુલામ હુસેન ઉલટ તપાસમાં કહે છે—**

સ૦—"તમો કુરાનને માનો છો ?"

જ૦—"હું કુરાનને માન આપું છું, પણ પીર સદ્રદીનનાં જ્ઞાન માનું છું."

સ૦—"તમો મુસલમાન ધર્મના મુખ્ય તત્વ ખુદા સીવાય બીજો ખુદા નથી અને મહમદ તેનો પયગમ્બર છે એ મુદ્દાને માનો છો ?"

જ૦—"અમે એમ માનીએ છીએ કે ખુદા સીવાય બીજો ખુદા નથી, અને અલી ખુદા છે. કુરાન મહમદે લખ્યું નથી."

સ૦—"ત્યારે તમને કુરાન પ્રમાણે ચાલવા શીખવ્યું નથી ?"

જ૦—"મુસલમાનોમાં હુલ્લડ થશે તો તેનું જોખમ તમારે માથે લ્યો છો ?"

**નામદાર જડજ**—"એ સવાલ તમો શા માટે પૂછો છો ?"

**મી. દેશાઇ**—"હસનઅલી શાહે તેઓને કુરાન પ્રમાણે ચાલવા શીખવ્યું નથી.'

સ૦—"ગનાનને તમે કુરાન કરતાં વધારે પસંદ કરો છો ?"

જ૦—"જે અમને શીખવામાં આવ્યું તે અમે પસંદ કરીએ છીએ."

સ૦—"નમાજ કદી જમાતખાનામાં બોલવામાં આવી હતી ?"

જ૦—"બે ઈદના દીવસો શિવાય કદીન હિ. એ શીવાય ત્રણ વખત દુઆ પઢવામાં આવે છે. એવો અસલથી

રીવાજ છે. જો હાજર ઇમામ તેહવારના દીવસે હાજર હોય તો નમાજ પઢીએ એવો રીવાજ છે."

સ૦—"એ રીવાજનું મુળ શું ?"

જ૦—"નમાજ ફક્ત મુંબઇનાજ ખાનામાં પઢાય. બાકી બીજા કોઇ પણ દુનીઆના ભાગમાં નહીં. મારી અગાઉનો તે રીવાજ છે તેનો શું ખુલાસો આપું."

સ૦—"એ ઇદના દીવસો સીવાય કદી નમાજ પઢવામાં આવે છે ?"

જ૦—"ના."

**મી. વેલસી ધનજી,** મી. ઇનવેરારીટીની તપાસમાં–

જ૦—"જમાતખાનામાં નમાજ કેટલો વખત પઢવામાં આવે છે ?"

જ૦—"વરસમાં બે વખત બે ઇદના દીવસે."

**મી. મહમદ નુરૂદીન,** મી. ઇનવેરારીટીની તપાસમાં–

સ૦—"જમાતખાનામાં હાલ કેટલી વખત નમાજ પઢવામાં આવે છે ?"

જ૦—"નમાજ પઢવામાં આવતીજ નથી. અમે દુઆ પઢીએ છીએ"

સ૦—"કોઈબી વખત નમાજ અરેબીકમાં ભણવામાં આવે છે ?"

જ૦—"હા, બકરી ઇદ અને રમજાન ઇદના દીવસે."

**હાજીભાઇ મુખી લાડક,** મી૦ ઇનવેરારીટીની તપાસમાં—

**સ૦—"તમારા વખતમાં જમાતખાનામાં નમાજ કેટલી વખત પઢવામાં આવે છે ?"**

જ૦—" વરસમાં બે વખત. બે ઇદના દીવસોએ."

મી૦ દેશાઇની ઉલટ તપાસમાં—

સ૦—" નમાજ શેમાંથી લેવાયલી છે?"

જ૦—" મને ખબર નથી. તે કુરાનમાંથી લેવામાં આવી છે તે મેં સાંભળ્યું નથી. ને શેમાંથી લેવામાં આવી તે શોધી કાઢવા મને વિચાર પણ આવ્યો નથી. અમે દુઆ પઢીએ છીએ."

સ૦—" નમાજમાં કંઇ એવું છે કે જેથી વરસમાં બે વખતથી વધુ પઢવામાં હરકત છે?"

જ૦—" પીર સદરદીનના ગનાનમાં તેવું કાંઈ બતાવવામાં આવ્યું નથી. અમે બે વખત નમાજ પડીએ છીએ. દરરોજ દુઆ પઢીએ છીએ. વખત નમાજ પઢીએ તે પીર સદરદીને દુઆ બતાવી છે, અનેનીમાજ અરેબીકમાં છે."

ફાજલ ભીમજી થાણાવાલા, મી૦ દેશાઇની ઉલટ તપાસમાં—

સ૦—" મુંબઈના જમાતખાનામાં નમાજ પઢવામાં આવે છે?"

જ૦—" માત્ર બે વખત."

સ૦—" થાણા જમાતખાનામાં કેમ પઢવામાં નથી આવતી?"

જ૦—" હાજરઇમામ મુંબઇના જમાતખાનામાં આવે છે તેથી ત્યાં નમાજ પઢાય છે. થાણામાં કોઈ નમાજ જાણતું નથી. ત્યાં પઢાવતા નથી."

સ૦—" ત્યાં માણસ મળતું નથી તેથી?

જ૦—" અમે દુઆ પઢીએ છીએ અને નમાજ પઢતા નથી. થાણામાં કોઇ નમાજ જાણતું નથી."

સ૦—" નમાજ અરેબીકમાં છે ?"

જ૦—" હા."

સ૦—" અને તમે જાણો છો કે નમાજ કુરાનમાંથી લીધેલી છે ?"

જ૦—" ના, મને ખબર નથી."

**રહીમભાઇ નુરમામદ,** મી૦ દેશાઇની ઉલટ તપાસમાં—

સ૦—" જમાતખાનામાં નમાજ પઢવામાં આવે છે તે તમે જાણો છો ?"

જ૦—" હા, બે ઇદના દીવસોએ."

સ૦—" તે અરેબીકમાં છે અને કુરાનમાંથી લેવામાં આવેલ છે તે તમે જાણો છો ? "

જ૦—" ના ".

સ૦—" એ બેજ દીવસે કેમ નીમાજ પઢવામાં આવે છે ? "

જ૦—" અસલથી પઢતા આવેલા છે એ કારણ હું જાણું છું.

સ૦—" નીમાજમાં એવો ભાવાર્થ છે કે જેથી તે બેથી વધુ દીવસ પઢી શકાય નહી તે તમે જાણો છો ?"

જ૦—" હું કાંઈ કહી શકતો નથી."

સ૦—" એ રીવાજ કેમ દાખલ થયો તે તમે સાંભળ્યું છે ? "

જ૦—" ના, મારા બાપ તેમ કરતા હતા અને હું પણ તેમ કરૂં છું."

સ૦—" બેથી વધુ દીવસ જો નમાજ પઢવામાં આવે તો તેમાં કાંઇ હરકત છે ?

જ૦—" અમારે તો દુઆ છે ને તે અમે પઢી છીએ, અમારે નમાજ સાથે શું કરવું છે."

સ૦—" બેથી વધુ વખત નમાજ પઢવામાં શું વાં છે ?"

જ૦—" પીર સદરદીને આપેલી બંદગી અમે પઢી છીએ ત્યારે નમાજ શા માટે પઢવી જોઇએ."

એ રીતે જાહેર કોર્ટોમાં જબાનીઓ પડી છે. છ મી૦ વર જી કહેવા નીકળ્યા છે કે "ઇસ્માઇલી જમાત નમાજ-રોઝા કુરઆને શરીફની મના નથી," એ એક નવાઈ ભરેલું કહેવાય ! "સર કરીમભાઇ ઓર્ફનેજ જે કે મુંબઇમાં આવેલ છે તેમાં બચ્ચાંઓને ઇસ્લામી પ તીસર કુરઆને શરીફ અને નમાઝ વી૦ શીખાડવામાં અ છે અને તે માટે મુલ્લાંઓ રોકવામાં આવેલ છે. તો તે કેળવણીને "ઇસ્માઇલી આફતાબ"ના અધીપતી મ બુધવાણી 'ઇસ્નાઅશરીમઝહબની કેળવણી તરીકે જ વીને " ઈ. આફતાબ" પુ. ૧ અંક ૨ જામાં પોતાની મું ઈની મુસાફરીના વર્ણનમાં તે સબંધમાં નીચે મુજબ રીમ કરે છે:—

"તા૦ ૧૭—૬—૧૯ નાં રોજે મેં માસતર વલી નાનજી સાથે મજકુર ઓર્ફનેજની મુલાકાત લીધી હ મી૦ એમ. ડી. વીરાણીએ અમોને ઓર્ફનેજના દરેક વિભ બતાવ્યા હતા × × × ×

સર કરીમભાઈ ઈબ્રાહીમના નામથી આજે કોઈ બાળક કે વૃદ્ધ અજાણ નથી, તેઓ શ્રીની સખાવતો મ હુર છે. તેમનીજ સખાવતના નમુના રૂપ આ ખાતું વરસો લાભ આપતું રહ્યું છે, પણ અમોને જાણીને દીલગ ઉત્પન્ન થઈ કે, અત્રે દરેક વિદ્યાર્થીઓને ઇસ્નાઅશ

મુલ્લાં શિક્ષણ આપે છે. તપાસ કરતાં જણાયું કે ઇસ્નાઅશરી વિદ્યાર્થીઓની સંખ્યા દસ ટકા પણ પુરી નથી અને તેથી નેવું ટકા ઇસ્માઇલી વીદ્યાર્થીઓને ઇસ્નાઅશરી શિક્ષણ આપવામાં આવે છે એ ઓછી દીલગીરી ન કહેવાય. × × × × આવા દિલસોઝ ગૃહસ્થ ઇસ્માઈલી લાગણી દુખાતી અટકાવવાને દરેકે દરેક કોશીશ કરવાને ચુકશે નહિ."

મજકુર બાબતથી પણ સિધ્ધ થાય છે, કે આગાખાની કોમના જાહેર લેખકો પણ કુરઆને શરીફનું શિક્ષણ અને નમાજ વી૦ ઇસ્લામી એહકામો તરફ કેવી નિષ્ઠાથી જોઈ રહ્યા છે.

સન ૧૮૯૪ ની સાલમાં મહુવાના ખોજાઓમાં બેઉ પાર્ટી વચ્ચે ધાર્મિક કારણોના લીધે ઝગડો ઉત્પન્ન થતાં જમાતની મીલ્કત વી૦ ની વહેંચણી સબંધ મામલો કોર્ટે ચડેલ. છેવટે એ કેસમાં ભાવનગરની હાઈકોર્ટના બાહોશ જડ્જ મી૦ નસરવાનજી ફરામજી મીરઝા, તપાસ કરીને છેવટનો રિપોર્ટ કરવાના માટે કમીશનર તરીકે નીમાણા જેઓએ એ સબંધમાં જે પોતાનો રિપોર્ટ કરેલ તે રિપોર્ટ છપાણો હતો. જે લબાણ રિપોર્ટમાં પણ આગાખાની ખોજાઓ સબંધે નીચે મુજબ ઉદ્દગારો જોવામાં આવે છે—

"વળી એ ઉપરાંત એજ પાર્ટીએ રજુ કરેલા ધર્મ પુસ્તકો જોતાં લાગે છે કે, તેઓ દીનપરદીન ઉલટા પાછળ હઠતા ગયા છે. દસ અવતારની માન્યતા તો તેમના ધર્મનો corner stone છે. એ ભાગ જો કાઢી નાખીએ તો ભાગ્યેજ એઓના ધર્મનું કાંઇ નીશાન બી રહે. તેમની બીજી બધી ક્રીયાઓમાં જે અસલ હીંદુ ક્રીયા હતી તેનુંજ ભાગું તુટું રૂપ

નજરે આવે છે અને મુસલમાની રૂપ કશુંએ નથી, અને કોઇએ પણ “ રફ્તે રફ્તે ઈસ્લામી મઝહબમાં વધારે અને વધારે ખેંચવાને ” કાંઇબી ખ્યાલ પણ કર્યો નથી અને આગા પાર્ટીના પોતાનાજ દેખાડવા પ્રમાણે એવો કશો સુધારો થયોજ નથી અને કરવાનું કોઇને પસંદ પણ નથી. ઓલ્ડઓલ્ડ “ પીર સદરદીનનો ધર્મ” તેઓ ચલાવવા માંગે છે. ઇસ્લામ તરફ તેઓ જેટલા અસલ વળેલા ( બલ્કે નહીં વળેલા ) હતા તેટલાજ તેઓ હવે વળેલા ( કે નહીં વળેલા ) છે દશ અવતાર ચુસ્ત રીતે માનવા દુઆ ઘટપાટ વીગેરે ક્રીયાઓ અને બંદગીઓ કરવી, જેમાં મંત્ર જપવા અને તે માનવી. કુરાનથી બીલકુલ અજ્ઞાન રહેવું. ચાલતું કુરાન કાંઇ ઉપયોગનું નથી એમ કહેવું. પોતાના પીરોના જ્ઞાનો કુરાન કરતાં ચઢતા દરજાના ધર્મ પુસ્તકો છે એમ માનવું. નમાજને પોતાના ધર્મથી ઉલટી સમજવી અને નમાજ પઢનારાઓ પોતાના ધર્મના નથી એમ દલીલ કરવી. મહમદને માત્ર એક સાધારણ પીર તરીકે માનવો, અને તે વર્ગમાં નાખવો. અલીને અને સલામશાને અને તેની ઓલાદ આગાઓને ખુદાના અવતાર તરીકે ગણવા, અને તે વર્ગમાં નાખવા. ક્રીયા કામ કુરાનનું નહીં પણ પોતાનું જુદુંજ મનાવું ” ( જુઓ હાસમ વાલજીનો ચોપડો પાનું ૯૭, અને સીંધી લીપીમાં લખેલો ઇમામશાનો ચોપડો પાનું ૪૧૪ )

ઉપરના રિપોર્ટમાંના ફીકરાથી વાંચકો જાણી શકશે કે આગાખાની ધર્મમાં નમાજ--કુરાન વી૦ ની કેટલી કદર રહેલી છે. ઉપરાંત ના૦ આગાખાનના મુરીદોએ જે ના૦

આગાખાનનાં ફરમાનો તરીકે પુસ્તકો છપાવ્યાં છે ( અને તેવા ફરમાનોને ખુદ ના૦ આગાખાન સાહેબની મુખવાણીનાં જણાવે છે ) તેવા ફરમાનોમાં પણ નમાજ, કુરઆને શરીફ વી૦ સબંધે શું જણાવવામાં આવ્યું છે તે વાંચકોની જાણ માટે નીચે રૂજુ કરીશ—

૧—" કુરઆનને તેરસો વરસ થવા આવ્યાં છે, પણ તમારા માટે સાતસો વરસપર બાંધી આપેલા જ્ઞાનો છે જે પ્રમાણે તમારે વર્તવાનું છે અને તમો જેમ પાળતા આવ્યા છો તે મુજબ વર્તતા રહેજો."

( કલામે સુલતાન મહંમદ પેજ ૨ પારીગ્રાફ ૧૨ )

૨—" અમોએ જે નમાજની ચોપડી છપાવી છે, તે જે મારા મુરીદો હીંદી જબાન (ભાષા) નથી જાણતા તેઓ માટે છે, પણ તમારા માટે દુઆ પઢવાની છે. અને મતલબ બન્નેનું એકજ છે."

( કલામે સુલતાન મહંમદ; પેજ ૩ પારીગ્રાફ ૧૨ )

૩—" ઘણા નાદાન માણસો એવો ખ્યાલ કરે છે કે ઇબાદત અરબી ભાષામાં કરીએ; પણ હીંદુસ્તાનનાં રહેવાશી ખોજાને અરબી જબાનમાં શું ફાયદો થાય! અરબી શબ્દોમાં અરબી નમાઝ અરબ લોકને માટે સારી છે; જેઓતેની માયના સમજી શકે છે, તેઓના માટે સારી છે. જે કોઇ અરબ નથી અને સમજવા વગર બે ખુદ નમાઝ પડે છે તેતો કાગડાની ગીલાલ કરાં કરાં કરે છે."

(અમુલ્ય મોતીની માળા; ભાગ ૨ જો પેજ ૯—૧૦)

૪—" તમારા વાસ્તે ઇલ્મ છે તે જ્ઞાન છે. કુરઆને શરીફને તેરસો વરસ થયાં છે. તે મુલ્કે અરબનો વસ્તી

માટે છે. જ્ઞાનને સાતસો વરસ થયાં છે. તમારા માટે જ્ઞાન છે તે ઉપર તમે ચાલજો."

અમુલ્ય મોતીની માળા ભા. ૨ જો પેજ ૫૧ )

૫—"જે કુરાને શરીફ પડયા કરે અને તેની માયના સમજતો ન હોય; પણ ફક્ત બુમો પાડી જાણતો હોય તે ગધેડાની મીસાલ છે. મતલબ સમજણ વગર પડવું નકામું છે."

(અલ્ય મોતીની માળા, ભાગ ૨ જો પેજ ૫૩ )

૬—"કુરાને શરીફ પણ સત્ય હતું; પરંતુ ખલીફા ઉસમાને તેમાં ઘણો ફેરફાર કરી નાખ્યો છે. આ બાબતનો સર્વ ખુલાસો તમોને દેખાડીશ." ( બહરે રહમત; જંગબારમાં તા. ૩૦-૭-૧૮૯૯ નાં રોજે કરેલ ફરમાન )

૭—"ખલીફા ઉસમાને કુરાને શરીફમાંથી કેટલોક ભાગ કાઢી નાખ્યો છે અને કેટલોક ભાગ ઉમેરી આપ્યો છે. અસલ કુરાને શરીફ હું ઉતારૂં તો છ વરસ લાગી જાય. તે પણ હું તમોને મોકલીશ તો તમોને ખબર પડશે કે, શું કાઢી નાખવામાં આવેલ છે, અને શું ફેરફાર કરી નાખવામાં આવેલછે." ( બેહરે-રહમત; જંગબાર તા. ૩૦-૭-૯૯ નો ફરમાન )

પ્રિય વાંચકો ! મી. વરતેજીએ, ઇસ્માઇલી-આગાખાની જમાતમાં નમાજ રોજા. કુરઆન વી૦ ની મના નથી એવું જણાવીને ભોળા બંધુઓને ફંસાવવા જાળ પાથરેલ, પણ તે જાળ કેવા કાચા તાંતણાની છે તે ઉપરની દલીલોથી તમો જોઇ ચુકયા હશો. મી. વરતેજીના લખાણનું તોલ તમારા મુન્સફ મીજાઝનાં મગજ ઉપરે છોડી આ પ્રકરણ બંધ કરૂં છઉં.

# ભુલ ભરેલી ભોમિકા !

કુલ્હો વલ્લાહો અહદ ( કુરઆને શરીફ. )

અર્થ—કહે કે તે અલ્લાહ એકજ છે.

( પ્રોફેસર ઇસ્ફહાનીકૃત તરજુમો પેજ ૧૧૮૪ )

પ્રિય વાંચકો ! મનુષ્ય ઉત્પતીની સાથેજ ધર્મની શરૂઆત થયલી હોવી જોઇએ, એમ હરેક સમજુ વ્યકિત માને છે. દુન્યામાં પ્રચલિત મહાન ધર્મો જગતકર્તાનું હોવું સ્વીકારે છે અને તે જગતકર્તા નીરીંજન, નિરાકાર, સર્વવ્યાપક, સર્વશક્તિમાન છે એવી રીતે મહાન ધર્મોવાલા સ્વીકારે છે. જો કે વ્યવહારૂ રીતે તેવી માન્યતા ઉપરે સર્વે કેટલી હદ સુધીના પાબંદ છે તે એક મહાન પ્રશ્ન છે! કેટલાકો જાહેરીમાં આમ લોકો ( પબ્લીક )ની પાસે જગતકર્તાના વાસ્તે ઉપર વર્ણવેલી સીફતો જણાવે છે, પણ તેઓના અકાયદો તપાસતાં મજકુર સીફતોના માટે ફક્ત તેઓનો ઝબાની ઇકરારજ જણાઇ આવે છે, બાકી તેઓનું ચલણ એથી વિરૂદ્ધ હોય છે !

તવહીદ ( એકેશ્વરવાદ. ) એ હરેકધર્મના વાસ્તે મુદ્રાલેખ હોવો જોઇએ. વેદોમાં પણ પરમેશ્વરને નીરીંજન નિરાકાર વી૦ જણાવેલ છે. તેમાં પરમેશ્વરનાં અવતારોનું વર્ણન હોય એવું જણાવવાને કોઇ બાહેર પડતો નથી. હા, પાછળનાં શાસ્ત્રો કે ગીતા વી૦ માં અવતારોની માન્યતા જણાવવામાં આવેલી છે એવું જોવામાં આવે છે. રૂગવેદમાં " હુલુલ " ( એટલે પરમેશ્વર બ્રહ્મ સર્વત્ર સર્વેમાં છે ) ની માન્યતા છે એવું કેટલાકો જણાવે છે; અને તે મુજબ સર્વ મનુષ્યોને બ્રહ્મ સ્વરૂપ જણાવેલ છે અનેજો મત કેટ-

લાક સુન્નીઓ પણ નિરાળી રીતે કબુલ રાખતા જણાય છે, અહંબ્રહ્માસ્મીના શબ્દને અનલહક સાથે સરખાવે છે. (હવે તેવી માન્યતાનો રદ લખવાની અથવા તેનો ખુલાસો કરવાની અત્રે ધારણા રાખવામાં નથી આવી, પણ મુળ મુદ્દો એ જણાવવાનો છે કે એવી માન્યતા ["હુલુલ"નું વર્ણન] વેદોમાં છે. પણ ઇશ્વર દસ અવતારો લેશે એવી માન્યતા વેદોમાં છે કે નહીં તે બતાવવાને અગર મી૦ વરતેજી કે તેઓના જેવો કોઇ બાહેર પડશે તો પબ્લીકને ઘણું જાણવાનું મળશે.) ટુંકમાં-દશાવતારની માન્યતા વેદોમાં પણ નથી. બાકી ત્યારપછીનાં શાસ્ત્રોમાં છે; છતાં મી૦ વરતેજી જેવાઓ ઈસ્લામીઓનો દાવો કર્યા છતાં દસ અવતારની માન્યતાને ચુસ્તપણે વળગી રહેલા જોવામાં આવે છે!

ઇસ્લામ ધર્મનો મુળ સિદ્ધાંત ખુદાની વહદાનીયતનો સ્વીકાર કરવાનો છે, અને તે ઇસ્લામી કલેમહ "લા ઇલાહ ઇલલ્લાહ"થી સિદ્ધ થાય છે. જ્યાં સુધી કોઇપણ મનુષ્ય એ કલમાનો મંત્ર જપે નહિં ત્યાં સુધી તે એક ઇસ્લામી તરીકે ગણાઇ શકાતો નથી! ઇસ્લામી મઝહબમાં ખુદાની વહદાનીયત સબંધે જેવું શિક્ષણ આપવામાં આવ્યું છે, તેવું શિક્ષણ હાલના પ્રચલિત ધર્મોમાંના કોઇ પણ ધર્મમાં નથીજ, એ નિર્વીવાદ છે. પાક કુરઆને શરીફમાં ખુદાની વહદાનીયત અને તેની સીફતો (ઓળખ) સબંધે જેવું ઉમદા શિક્ષણ આપવામાં આવેલ છે, તેવું ઉમદા શિક્ષણ કોઈનાં પણ ધર્મશાસ્ત્રોમાં નથી; છતાં મી૦ વરતેજી એક ઇસ્લામી તરીકેનો દાવો કર્યા છતાં પોતાની ભોમિકામાં શરૂઆતમાંજ જણાવે છે.—

(નીચેનો શ્લોક ટાંકે છે)

શ્લોક—"એકોહં બહુસ્યાયંમ પ્રજાયાં."

અર્થ—હું એક છું અને બહુ થાઉં.

સારાંશ એકે ઉપરના શ્લોક મુજબ મારા મીત્ર મી૦ વરતેજી ઘણા ખુદાઓના હીમાયતી થયા છે. "બહુ થાઉં" એટલે કેટલા ખુદા થાય? સો, હજાર લાખ કે કરોડ? તે મી૦ વરતેજીએ ખુલ્લી રીતે જણાવવું જોઇએ! અથવા દરેક મનુષ્ય એજ બ્રહ્મ છે કે કેમ? તેના માટેની માન્યતા પણ ખુલ્લી રીતે જણાવી દેવી જોઈએ. અત્રે મી૦ વરતેજીએ જાણવું જોઇએ કે, જયાં "બહુ"નો શબ્દ આવે ત્યાં પછી "એક"નો શબ્દ નથી રહી શકતો. જયાં "કસરત" કહેવામાં આવે, ત્યાં "વહદત"નું હોવું ન બનવા જોગ છે. "વહદત"માં "કસરત" નથી હોઇ શકતી, અને જયાં "કસરત" હોય ત્યાં "વહદત" નથી કહી શકાતી!!! "વહદત" અને "કસરત" એ એક બીજાથી વિરૂધ્ધ શબ્દો છે.

હવે ખુદાની વહદાનીયત અને સીફતો સબંધે પાક કુરઆને શરીફમાં શું વર્ણન છે, અને ખુદ આગાખાની લેખકોનાં પુસ્તકોમાં શું વર્ણવામાં આવ્યું છે તે મી૦ વરતેજીની જાણ માટે અત્રે જણાવવું અસ્થાને નહિં ગણાય.

પાક કુરાનેશરીફ:—

(૧) લકદ કફરલ્લઝીન કાલૂ ઇન્નલ્લાહ હોવલ મસીહુબ્નો મર્યમ, વકાલલ મસીહો યા બની ઇસરાઇલઅ્ અબોદુલ્લાહ રબ્બી વ રબ્બકુમ ઇન્નહુ મય્યુશરેક બિલ્લાહે ફકદ હંરમલ્લાહો અલયહિલ જન્નત વ માઅવાહુન્નાર વમા લિઝઝાલિમીન મિન અન્સાર.

અર્થ—ખરેખર તેઓ કાફર થયા કે જેઓએ કહ્યું કે મરીયમનો પુત્ર મસીહ તે ખુદા છે. અને મસીહે કહ્યુ. હે, ઈસરાઇલના દીકરાઓ ખુદા-

ની બંદગી કરો કે જે મ્હારો પરવરદિગાર અને તમારો પરવરદિગાર છે, ખરેખર જે કોઈ ખુદાની સાથે ( બીજાને ) શરીક કરેછે તેના માટે ખુદાએ બેહિશ્ત હરામ કર્યું છે; અને તેનું રહેઠાણ આગ છે.

( પ્રોફેસર ઇસ્ફહાની કૃત તરજુમો પેજ ૨૩૭ )

( ૨ ) લકદ કફરલ્લઝીન કાલૂ ઈન્નલાહ સાલેસો સલાસતિન, વ ામિન એલાહિન ઇલલ્લાહ, એલાહુન વાહેદુન વ ઈલ્લમ યન્તહુ અમ્મા યકુલુન લ, ય, મસ્સન્નલ્લઝીન કફરૂ મિનહુમ અઝાબુન અલીમ.

અર્થ—ખરેખર તેઓ કાફેર થયા છે કે જેઓએ કહ્યું કે ખુદા ત્રણ ખુદામાં ત્રીજો છે. પણ ખુદા સિવાય બીજો ખુદા છેજ નહીં, અને જો, જે તેઓ કહેછે તેમાંથી તેઓ અટકશે નહિં તો ખચીત તેઓમાંના જેઓ કાફેર થયા છે, તેઓને એક દુઃખદાયક સજા આવી પહોંચશે.

( પ્રોફેસર ઇસ્ફહાની કૃત તરજુમો પેજ ૧૩૮ )

( ૩ ) કુલ ઈન્નમા અના બશરૂમ મિસ્લોકુમ યુહા એલય્ય અન્નમા એલાહોકુમ એલાહુન વાહેદુન ફમન કાન યરજૂ લેકાઅ રબ્બેહી ફ, લ, યઅમલ અમલન સાલેહન, વલા યુશરિક બે એબાદતે રબ્બેહી અહદા.

અર્થ—કહે, હું માત્ર તમારા જેવો એક મનુષ્ય છું, મ્હારા તરફ વહય મોકલવામાં આવ્યો છે કે માત્ર તમારો ખુદા એકજ છે. પછી જે પોતાના પરવરદેગારની મોલાકાતની આશા રાખે છે, તેણે સુકૃત્ય કરવાં જોઇએ; અને

તેણે પોતાના પરવરદેગારની બંદગીમાં કોઈ-
ને શરીક રાખવો જોઇએ નહીં.

(પ્રોફેસર કૃત તરજુમો પેજ ૫૮૩)

(૪) વલ્લાહુલ્લઝી લાએલાહ ઇલ્લાહો વ, આલેમુલ ગયબે
વશ્શહાદતે હોવર રહમાનુર રહીમ.

અર્થ—તે અલ્લાહ છે કે જેના સિવાય બીજો કોઇ
ખુદા નથી. તે અદ્રષ્ય (અને) દ્રષ્ય જાણુ-
નાર છે. તે બક્ષીસ કરનાર (અને) મહેર-
બાન છે.

(પ્રોફેસર કૃત તરજુમો પેજ ૧૦૫૫)

(૫) હોવલ્લાહુલ્લઝી લાએલાહ ઇલ્લા હોવલ મલેકુલ કુદ્-
દુસુસ્સલામુલ મોઅમેનુલ મોહયમેનુલ અઝીઝુલ જબ્બા-
રૂલ મુતકબ્બેરો, સુબ્હાનલ્લાહે અમ્માયુશરેકુન.

અર્થ—તેજ અલ્લાહ છે કે જેના સિવાય બીજો કોઈ
ખુદા નથી. તે પાદશાહ છે, પાક, નીષ્કલંક
સલામતિ આપનાર, નિગેહબાન; સર્વ
શકિતમાન, મહાન અને સર્વોત્કૃષ્ટ છે, ખુદા
તેનાથી પાક છે કે જેને તેઓ તેની સાથે
શરીક કરે છે.

(પ્રોફેસર કૃત તરજુમો પેજ ૧૦૫૫)

(૬) હોવલ્લાહુલ ખાલેકુલ બારેઉલ મુસવ્વેરો, લહુલ
અસ્માઉલ હુસ્ના, યો સબ્બેહો લહુ માફિસ્સમાવાતે
વલઅર્ઝે વહોવલ અઝીઝુલ હકીમ.

અર્થ—તે અલ્લાહ પેદાકરનાર (સર્વ સૃષ્ટિ) ઉત્પન્ન
કરનાર (અને) આકાર આપનાર છે. તેને
માટે ઉત્તમ નામો છે. જે આકાશોમાં અને

પૃથ્વીમાં છે તે તેની પવિત્રતા યાદ કરે છે, અને તે શકિતમાન (અને) સત્ય કરનાર છે.

(પ્રોફેસરકૃત તરજુમો પેજ ૧૦૫૫)

પ્રિય વાંચકો! ઉપરની પાક કુરઆનેશરીફની આયતોથી તમો જાણી શકયા હશો કે, ખુદાની ઓળખ (સીફતો) અને વહદાનીયત સબંધે પાક કુરાનેશરીફમાં શું શું વર્ણવેલ છે. જ્યારે પાક કુરઆને શરીફમાં ત્રણ ખુદા માનવાવાલાને પણ કાફર તરીકે જણાવવામાં આવેલ છે, ત્યારે અહીંયા તો મી૦ વરતેજી અસંખ્ય ખુદાઓની માન્યતાને વળગી રહે છે! કુરાનેશરીફમાંથી હજી પણ એ સબંધેની ઘણી આયતો બતાવી શકાય પણ લંબાણના ભયથી આટલા ઉપરેજ બસ કરૂં છઉ. "કુલ્હોવલ્લાહ" ની સુરાહ જે દરેક મુસલમાન પઢે છે, અને તેને "સુરએ ઇખ્લાસ" કહેવામાં આવે છે; વળી આગાખાનીઓમાં પણ મજકુર સુરાહને 'ફાતેહા'માં અલ્હમ્દના સુરા પછી ત્રણ વખત પઢવામાં આવે છે. મજકુર "કુલ્હોવલ્લાહ"ની સુરાહમાં ખુદાની વહદાનીયત વી૦ સબંધે એવું તો ઉમદા શિક્ષણ છે કે ફક્ત એકલી તે સુરાહજ વહદાનીયત સબધેની ઇસ્લામી માન્યતા સર્વે ધર્મો ઉપર શ્રેષ્ટતા સાબેત કરવાને પુરતી છે! (જુવો, પ્રોફેસર કૃત તરજુમો પેજ ૧૧૮૪ ની ફુટનોટ.) છતાં મી૦ વરતેજી પોતાને એક ઇસ્લામી મઝહબના અનુયાઇ ગણાવતા છતાં "એકમાંથી બહુ" નો સિધ્ધાંત જણાવવા બાહેર પડયા છે જે ઘણુજ આશ્ચર્યકારક કહેવાય!

હવે બીજા આગાખાની લેખકોએ પોતાના પુસ્તકોમાં એ સબંધે શો ઉલ્લેખ કરેલ છે તે તપાસીએં—

(૧) "ખુદાવંદે કરીમ નીરંજન, નિરાકાર, સર્વેવ્યાપક, અને એકલોજ છે."

( ગુલઝારે હકીકત ભાગ ૧ લો: અલીમામદ લધાભાઈ કૃત )

(૨) શીયા ઇમામી ઈસ્માઈલી મઝહબ એ પાક દીને ઇસ્લામનો એક ફીરકો છે. આ ફીરકાવાળા હ૦ નબી મહમદ મુસ્તફા સલલ્લાહો અલયહે વસલ્લમને પોતાના પાક નબી તરીકે સ્વીકારે છે, અને તેઓના પાક ખુલંદ કલમાનો તેઓએ સ્વીકાર કરેલો છે. ખુદાવંદ તઆલા એકજ છે, સર્વ ઇસ્લામીઓના પાક નબી મુસ્તફા એકજ છે," વી૦ વી૦

( હાશમભાઈ બોઘા કૃત: જવહરે હકીકતની પ્રસ્તાવના )

(૩) "અલ્લાહ એક ખસમ સભુંકા, દુન્યા ઉસકી સારી અવીચળ નામ ખુદાવંદ ભણીએં, ઔર સબ મીટીચાંકી ભારી. અલ્લાહ ભેદ, તત્વ નામ લીજીએં, અપને જીવડેકી ચીંતા મોમનભાઈકીજે.

( જવહરે હકીકત: પેજ ૪૬ )

(૪) વોહ ઝાત ન તો કયદમેં આ સકતી હય; ન કમ ઝયાદા હો સકતી હય; ન ઉસ્પર ખારજી, ઝેહની કુછ હુકમ લગતા હય; યા લગ સકતા હય. ન વોહ શય હએ, ન ટુકડે ટુકડે ન ચંદ, યા ચંદદર ચંદ ટુકડુંકા મજમુઆ. વોહ સબ દરજ્જુંસે બુલંદતર હય. વોહ વાજેબુલ વુજુદ, ન જવહર હય ન અરઝ. જવહર ખારજમેં હોતા હય, અર્ઝ કીસી શયમેં હોતા હય. ન વોહ ખારજમેં હોતા હય ન વોહ અર્ઝમેં"

(હકીમ સલીમ કૃત, ઇઝહારે હકીકત નંબર ૨: પેજ ૧૫)

(૫) "ખુદા એક હય. વહદહૂ લાશરીક હય. બે મીસલ હય."

( ઇઝહારે હકીકત નંબર ૨: પેજ ૫૯ )

(૬) "હિંદુ ઝાતે ખુદાવંદીકો નીરાકાર માનતે હયં. જીસકી ઝાત ન કીસીકી શરીક હય, ન ઉસ્કો કીસીસે કોઈ

નીસ્બત હય, ન ઉસ્કી કોઈ સુરત હય, ન વોહ તઇય્યનમેં આ સકતા હય, ન ઝુજવ ઝજવ હો સકતા હએ."

(ઈઝહારે હકીકત નંબર ૨: પેજ ૧૦૭)

(૭) "ઈસાઇયોંકે અકાયદ-ખુદાકે વહદહૂલાશરીક હોનેમેં ઉન્કોભી ઈત્તેફાક હય, મગર મહસૂસાતે ઉમૂરે રબ્બાનીમેં વહદતકા તઇય્યિન કસરતકે સાથ કરતે હએં. કેહતે હયેં તીનમે એક હય, ઓર એકમે તીન હય."

(ઈઝહારે હકીકત નંબર ૨: પેજ ૧૦૬)

(૮) પારસીયોંકે અકાયદ-ખુદાકી વહેદતમેં ચેહલી હમઆહંગ હયેં. અલબત્તા ખુદાકી કુદરતકે ચંદ ટુકડે કર ડાલે હએં, ઓર હર ટુકડેકો જામએ વહદીય્યત પેહનાકર પરસ્તારી કરતે હએં."

(ઈઝહારે હકીકત નંબર ૨: પેજ ૧૦૮)

તદુપરાંત ખુદાની વહદાનીય્યત સબંધે આગાખાની ધર્મશાસ્ત્રો (જ્ઞાનો) માં પણ ઘણા ફકરાઓ છે. જે પ્રસંગોપાત આગળ બતાવવામાં આવશે. ખુદાની વહેદાનીયત (એકેશ્વર વાદપણું) એ એક એવી બાબત છે કે જેના ઇકરાર વગર કોઇપણ ધર્મ સિધ્ધ થઇ શકતો નથી. જો કે આગાખાની મીશ્નરીઓ અને લેખકોએ એ બાબતમાં ઘણી મનઘડત દલીલો યોજી કાઢી છે; છતાં તેઓને પણ ખુદાની વહદાનીય્યતનો ઘણો ઇકરાર કરવો પડયો છે. એ પણ ખુદાની કુદરતની ગતી ન્યારી છે! જ્ઞાનોમાં કેટલેક ઠેકાણે તવહીદથી વિરૂધ્ધ શિક્ષણ પણ જોવામાં આવે છે, છતાં મવકે મવકે તેમાં પણ તવહીદની માન્યતા ખુલ્લી રીતે જણાઈ આવે છે.

ત્યારપછી મી. વરતેજી, જગતનો દાખલો નાટકશાળાથી સરખાવી, ચારજુગને ચાર અંકો અને ચાર વેદોને ચારઅંકી નાટકનાં બંધારણની સમજુતિ

એમ જણાવે છે: વળી મનુષ્યો તે નાટકનાં પાત્રો, અને જગતકર્તા તે નાટકનો ભજવનાર. એવી રીતનું દ્રષ્ટાંત આપી હુસ્યારી બતાવતા જણાય છે. જગતકર્તા અને જગતના અંધારણુ વાસ્તે મી૦ વરતેજી એથી પણ ઉતમ દાખલો આપી શકતે, પણ મી૦ વરતેજીનો મોહ નાટકશાળા પ્રત્યે જ જોવામાં આવે છે ! ખરૂં કહ્યું છે કે " જયસી જીન્હુંકી ગતિ, તયસી તીન્હુંકી મતી. "

ત્યાર પછીના પેરેગ્રાફમાં, ત્રણ જુગ રૂપી નાટકના ત્રણ અંકો ભજવાઈ ચુકયા છે અને ચોથો જુગ ( ચોથો અંક ) ચાલુ છે, એમ જણાવીને સનાતન ધર્મના પંડિતોને નકળંક અવતારનું ભજન કરવા તરફ સુચન કરી, ત્યાર બાદ મચ્છ, કચ્છ, વારાહ, વી. વી. અવતારોમાં સનાતનીઓની વિરૂદ્ધતા નહિ, છતાં કળિયુગમાં નકળંકના બદલે કૃષ્ણ ભજન કરાય છે. જેના માટે મી. વરતેજી અફસોસ કરે છે. જો કે પોતે (આગળ ના. આગાખાનના ફોટો ઉપરે " કળિયુગમાં શ્રીકૃષ્ણ દર્શન " એવી રીતે લખી ગયા છે છતાં અત્રે એમ કહેવાને તત્પર થયા છે! જેથી એમ જણાય છે કે આગળ પોતે શું લખી ગયા છે તેનું તેઓને આ સ્થળે ભાન રહ્યું નથી !! ફારસીમાં કહેવત છે કે--

" દુરોગગોરા હાફેઝા ન બાશદ "

એટલે—જુઠા બોલવાવાળાને યાદદાસ્ત શક્તિ નથી હોતી.

ત્યારબાદ મી૦ વરતેજી, ' અલ્લોપનીષદ ' માંથી નવ શ્લોકો ટાંકે છે—અને તે નીચે જણાવે છે:—

" અલ્લોર રસુલ મહમંદ કબરસ્ય "

એટલે—અલ્લાહના મોકલેલા મહમદ સાહેબ, ચોથા

કળીયુગમાં અથર્વ વેદનું અધ્યયન કરાવનાર મહાન ગુરૂ છે,

હવે–અગર વેદોમાં મજકુર શ્લોકો હોય, અને તેને હિંદુભાઇઓ ખરા તરીકે માનતા હોય; તો અલબત ઇસ્લામીઓને ખુશી થવા જોગ છે; પણ મુક્ત શાસ્ત્ર એ વેદનોજ ભાગ છે. એમ મી૦ વરતેજી ખાત્રી આપે છે ખરા! છેલ્લા નવમા શ્લોકમાં તો " અલ્લા રસુલ મહમદ રકબર જણાવેલ છે, અને તેના નીચે મી૦ વરતેજી રકબરના " બદલે " કબરસ્ય " લખેલ છે ! હવે ખરૂં શું ? તે તો મી૦ વરતેજી સમજાવે ત્યારે ખબર પડે ! !

મજકુર શ્લોકો બાબતમાં એક શાસ્ત્રીજીને પુછતાં તેઓનું કહેવું કે—

" અલ્લોપનીષદ ( મુક્તશાસ્ત્ર ) એ વેદોનો ભાગ નથી, પણ પાછળમાં મુસલમાની રાજ્ય અમલમાં કોઇ પેટભરૂ અને ખુશામતીઆ પંડીતે ઉપજાવી કહાડેલ છે. અલ્લોપનીષદ એ અસલમાં અલ ઉપનીષદ છે. " અલ " શબ્દ અરબીનો છે, જેથી જણાઇ આવે છે કે એમાં સેળભેળ ખીચડો કરવામાં આવેલ છે "

એવી રીતે સનાતન શાસ્ત્રીએ જવાબ આપ્યો. હવે સાચું શું છે, તે તો મી૦ વરતેજી જ્યારે સનાતની પંડીતો સાથે શાસ્ત્રાર્થ કરીને સિદ્ધ કરી આપે ત્યારે ખબર પડે !

આગળ ચાલતાં મી૦ વરતેજી, પોતાની ખરી ઈમાનદારી અને હજરત મોહમદ પયગમ્બર પ્રત્યેની મોહબ્બત ખરા રૂપમાં જણાવી આપતાં લખેછે—

" આ હીસાબે જો મોહમદ સાહેબ સનાતન ધર્મ કે વેદશાસ્ત્રનો નિષેધ કરતા હોય, એમ સાબેત થાયતો તેમ સાબેત કરનાર કે માનનારની ભુલ છે. "

પ્રિય વાંચકો! ઉપરના ફકરાથી શો સાર કાઢવો? હ૦ મહમદે, સનાતન ધર્મ તો શું, દુનીયાના તે વખતના સર્વ પ્રચલિત ધર્મનો નિષેધ કરેલ છે. યહુદી નસારા વી૦ તે વખતે જે ધાર્મિક સ્થિતિમાં હતા તેવી સ્થિતિના ધર્મોનો પણ ઈસ્લામે નિષેધ કરેલ છે. ઈસ્લામ મઝહબની રૂએ આગળના સર્વ ધર્મો "મનસુખ" થઈ ગયા છે એ મી૦ વરતેજીએ ચોકસ યાદ રાખવું જોઇએ! ઈસ્લામનો મુદ્રાલેખ "ઈન્નદ્દીન ઈન્દલ્લાહિલ ઈસ્લામ" (ખરેખર પસંદ કરેલો ધર્મ ખુદા પાસે ઈસ્લામ છે.) તે મશહુર છે. મજકુર ફકરો પાક કુરઆને શરીફમાં મોજુદ છે. અમે પાક કુરઆને શરીફની કેટલીક આયતો ઉપર મી૦ વરતેજીનું લક્ષ ખેંચીએ છીએ—

(૧) વમય્યબ્તગે ગ્યરલ ઈસ્લામે દીનન્, ફલય્યી યુકબલ મિન્હો, વહોવ ફિલ આખરેતે મેનલ ખાસેરીન

અર્થ— જે કોઈ ઈસ્લામ ધર્મ સીવાય બીજો ધર્મ લેવા યત્ન કરે તો તેની પાસેથી તે કબુલ રાખવામાં આવશે નહીં અને તે આવતી ઝીંદગી* માં નુકસાન ખમનારાઓ માંહેના છે.

(પ્રોફેસર કૃત તરજુમો: પેજ ૧૩૧)

(૨) ઇન્નદ્દીન ઇન્દલ્લાહિલ ઈસ્લામો, વમખ્તલફલ્લઝીન ઉતુલ કેતાબ ઇલ્લા મિમ્બાઅ્દે મા જા,અહોમુલ્ ઇલ્મો બગ્યન્ બયનહુમ, વમય્યીયકુર્ બે આયાતિલ્લાહે ફ ઈન્નલ્લાહ સરીઉલ્ હેસાબ.

અર્થ—ખરખર (પસંદ કરેલો) ધર્મ ખુદા પાસે (ઇસ્લામ) છે. અને જેઓને કેતાબ (તવરાત અને ઇનજીલ) આપવામાં આવી

*આવતી ઝીંદગી=આખેરત, કીયામત જીમ

છે, તેઓમાં મતભેદ થયો નહીં અગર તે
પછી કે તેઓની પાસે જ્ઞાન ( કોરઆન
આવ્યું. તેનું કારણ પરસ્પર ઈર્ષાભાવને લીધે
હતું. અને જે ખુદાની આયાતને માનતે
નથી, ( તેનો ) ખરેખર ખુદા જલદીથી
હેસાબ લેનાર છે.

( પ્રોફેસર કૃત તરજુમો: પેજ ૧૧૨)

હવે શું મી૦ વરતેજી એમ કહેવાને તૈયાર છે કે ( મઆઝલ્લાહ ) ખુદાએ પણ ભુલ કીધી, કે તેણે ( કુરઆને શરીફમાં આવી આયતો નાઝીલ ફરમાવી ! હ૦ મહમદ સ૦ મે પણ ( મઆઝેલ્લાહ ) ભુલ કીધી, કે આવી કુરઆનની ) આયતોનો ઉપદેશ કીધો ! ! તેમજ મી૦ વરતેજીના પીરો અને ઈમામોએ પણ ભુલ કીધી કે જેઓએ ઇસ્લામનો ઉપદેશ કીધો ! ! ! અગર સનાતન ધર્મનો નિષેધ કરવાનો પીરોનો હેતુ ન હતો તો હિંદુઓજ કેમ રહેવા ન આપ્યા ? એટલી માથાફોડ શા માટે કીધી ? તેના કારણે મી૦ વરતેજી જણાવશે કે ?—

ત્યાર પછીના પેરેગ્રાફમાં મી૦ વરતેજી જણાવે છે—

" ચતુરમુખ બ્રહ્માના ચોથા મુખ હ૦ મહમદ સાહેબે બરાબર રીતે ત્રણ જુગ, ત્રણવેદ અને ત્રણ ગુરૂની સાંકળ ચોથા યુગમાં ચોથોવેદ અથર્વ ( કુરકાન ) વડે સમજાવી છે. પોતે આખર જમાનામ એટલે છેલા જુગના અથવા ચોથા જુગનાં ગુરૂ છે અને સનાતન શાસ્ત્રની ગણના મુજબ પોતાનું શુ રૂપ એટલે અભણ સ્થીતિને " ઉમી પયગમ્બર " ન નામથી પુરવાર કરી છે. ચોથા અથર્વ વેદનીજ સમજ અરબી ભાષાના કુરઆને શરીફમાં સમજાવી છે અને દસમાં અવતારને માસુમ એટલે નિષ્કલંક ઈમામની સંજ્ઞાથી હ૦ અલીને ઓળખાવ્યા છે. "

હવે–બ્રહ્માના ચોથા મુખ હ૦ મહમદ સાહેબ છે, એ મી૦ વરતેજી સનાતનના કયા શાસ્ત્રની રૂએ, અથવા કઈ ત્વારિખોની રૂએ સમજાવવા બાહેર પડયા છે ? તે જણાવવું જોઈએ. (બારમા ઈમામની ઉમ્ર સબંધે તો મી૦ વરતેજી એમ જણાવે છે કે ખુદાની સુન્નત ( કુદરતનો કાનુન ) બદલાતો નથી, ત્યારે બ્રહ્માનાં ચાર મુખ હોવાં તે શું ખુદાની સુન્નત ( કુદરતના કાનુન ) થી વિરૂધ્ધ નથી ? શું, કોઈનાં ચાર મહોડાં થાય છે ખરાં ? અને થતાં હોય તો શું કુદરતનો કાનુન નથી તુટતો ? તેનો ખુલાસો મી૦ વરતેજી કરશે કે ? ) ચાર વેદોમાં ચોથા અથર્વવેદને મી૦ વરતેજી કુરઆન તરીકે જણાવે છે, પણ ચાર વેદો તો જુદાજ છે તેનું કેમ ? કુરાને શરીફનો પાંચમો નંબર આવવો જોઇએ. ઉપરાંત તવરેત, ઝબુર અને ઈન્જીલ એ સાથે લેતાં ( મી૦ વરતેજીની માન્યતા મુજબ ) ખુદાઈ કીતાબોની સંખ્યા આઠની થવી જોઈએ, ત્યારે અહીયાં તો મી૦ વરતેજી કુરઆને શરીફને ચોથા વેદ તરીકે સમજાવવા બાહેર પડયા છે તેનું કેમ ? હજરત મહમદ સાહેબને મી૦ વરતેજી, સનાતન શાસ્ત્રની ગણના મુજબ શુદ્રરૂપમાં જણાવીને–શુદ્રરૂપ એટલે અભણ “ ઉમી પયગમ્બર ” તરીકે જણાવે છે, જેમાં પણ મી૦ વરતેજી પુરેપુરી થાપ ખાય છે. સનાતન શાસ્ત્રો મુજબ શુદ્રને ચાર વર્ણોમાં સર્વથી ઉતરતા વર્ણ તરીકે જણાવેલ છે, જ્યારે હ૦ મોહમ્મદ સ૦ તો ‘કુરેશ’ જેવી શ્રેષ્ટ કોમ અને ‘બની હાશમ’ જેવા આલી ખાનદાનમાંથી છે તે શું મી૦ વરતેજી જાણતા નથી ? મી. વરતેજીની ઇમાનદારીએ હ૦ મોહમ્મદ સ૦ ને શુદ્ર તરીકે જણાવવાને કેમ કબુલ રાખેલ છે, તેજ આશ્ચર્યકારક છે ! શુદ્રરૂપ એટલે અભણ, એ કયા આધારેથી જણાવવાને મી. વરતેજી બાહેર પડયા છે તે ખબર પડતી નથી ! શુદ્રનો

અર્થ અભણ, મી૦ વશ્તેજી ક્યાંથી લાવ્યા છે તે જણાવવું જોઇએ. "ઉમી" નો અર્થ 'શુદ્ર' થઇ શકતોજ નથી. 'ઉમી'નો બોલ તો હ૦ રસુલ સ૦ ના માટે ફ્રખ્રનો બોલ છે અને તે સબંધમાં મારા મિત્ર મી૦ "અએન" એ "ઈમામે મોજુદ"ના કર્તા મી૦ હુદાની આંખો સારી રીતે ખોલી આપી છે. ( જુઓ, "મી. હુદાને પ્રતી ઉત્તરો." )

મી. હકીમ સલીમ, કે જેઓ પણ મારા મિત્ર મી૦ વશ્તેજીની જેમ આગાખાની ટોળાને દીપાવવા થોડુંક થયું તે ટોળામાં શામેલ થયા છે; તેઓએ હ૦ મોહમ્મદ સ૦ ના "ઉમ્મી" લકબ સબંધે જે ઉદગારો કાઢયા છે તે મી. વશ્તેજીએ જોવા જોઇએ. મી. સલીમ, હ૦ રસુલ સ. ની તાઅરીફમાં લખે છે:—

> " દીલ ઉસપર કુરબાન—જાન ઉસપર નીસાર—મેરે યકીનકી માયાહ—મેરા સારા સરમાયાહ—મેરી રાહતકા સામાન—હારોગીરસે છુટકારા—આદમીય્યત કા મેઅયાર હસનાતકા ફોટો—જીસકે સદકેમેં સબ કુછ આયા—જીસકે સદકેમેં સબ કુછ પાયા—અલ્લાહકે મહબુબ પાઈ—ઉસ્ને દી ઔર દીલવાઇ—જીસ્ને સબ કુછ-દીખાયા—અંધેરેસેં ઉજાલેમેં લાયા—ખુદાઈ રસ્તા સમજાયા—પથ્થર પુજના છુડાયા—વોહ **મન્તકી નથા, વોહ ફિલ્સુફી નથા—વોહ મકતબસે દૂર—વોહ તદરીસસે ના આશ્ના—જીસ્કો ખુદાને પડ-હાયા—જો સીખા સીખાયા આયા—વી૦ વી૦** "

ઉપરના ફકરાઓથી હ૦ રસુલ સ૦ ની શાન, અને તેઓ "અભણ" નહિં પણ ખુદા પાસેથી શીખેલાજ આવ્યા હતા, કોઇ પાસે શીખવા ગયા નહતા, છતાં ખુદાઇ રસ્તો કેવી ખુબીથી દેખાડયો વી૦ વી૦ નું વર્ણન છે. હ૦ રસુલ

જો કે દુન્યામાં કોઇ પાસેથી શીખ્યા નહતા; પણ તેઓને "અભણુ" એટલે "શુદ્ર" કહેવું કોઈ રીતે પણ યોગ્ય ગણાય નહિં. તેઓ ઇલ્મમાં સર્વ કરતાં શ્રેષ્ઠ હતા—તેઓનો ઇલ્મ "ઇલ્મે લદુન્ની" હતો, જે સુર્યની જેમ રોશન છે. શું હજી પણ મી૦ વરતેજી, પયગંબર સ૦ ને અભણુ—શુદ્ર તરીકે કહેવાને તૈયાર થશે ખરા ? તે તો મી૦ વરતેજી, ઉપરની બીના વાંચ્યા પછી જાહેર કરે તે ખરૂં !

ના૦ આગાખાનની ૪૪મી સાલગ્રેહ સબંધે મી. વરતેજીએ "ઈ.સ. પ્રકાશ" પુ૦ ૫ અંક ૧૦ માં જે લેખ લખ્યો છે, તેમાં પણ "હિંદુ વર્ણાશ્રમની બીલ્ડીંગ જરજરીત થવાના લીધે ટુટી પડવાની અણી ઉપર છે." વી૦ જણાવીને તેના ટેકામાં અસ્પૃશ્ય વર્ગોનું સંમેલન વી૦ વી૦ જણાવેલ છે. તે ઉપરથી પણ સિદ્ધ થાય છે કે "શુદ્ર" એ અસ્પૃશ્ય વર્ગમાંથી છે. અફસોસ છે કે મી. વરતેજી, હ. મહમદ સાહેબને "શુદ્ર" તરીકે ગણાવવા તૈયાર થયા છે !

હવે—અથર્વ વેદનીજ સમજ અરબી ભાષાના કુરઆને શરીફમાં સમજાવવામાં આવી છે, એમ મી. વરતેજી જણાવે છે—તો તેના શા આધારો અને પૂરાવાઓ તેઓ પાસે છે તે મી. વરતેજી જણાવશે કે ? શું અથર્વ વેદ અને કુરઆને શરીફનો મુકાબલો મી. વરતેજીએ કરી જોયો છે ? જો તેવો મુકાબલો તેઓએ કીધો હોય તો, તેવાં દ્રષ્ટાંતો આપીને સનાતનીઓને ઇસ્લામમાં લાવવા મી. વરતેજી કેમ પ્રયત્ન કરતા નથી ! આગાખાની ટોળાના વધારો કરવા માટે મી. વરતેજી અત્યંજોને પણ પોતાની સાથે શામેલ કરવાને તત્પર થયા હતા. અને તેના માટે તેઓએ કોશેશ પણ કીધેલ; તો અગર અથર્વ વેદ અને કુરઆન એ એકજ છે—અને અથર્વ વેદનીજ સમજ કુરઆનમાં છે એવું સાબેત કરીને સનાતની પંડીતોને બતાવી આપવા મી. વરતેજી

બાહેર પડશે, તે આશા છે કે ઉંચ વર્ણના હિંદુઓ પણ આગાખાની ધર્મ કબુલ કરી લેશે ! અને મી. વરતેજી મોટા સવાબના હકદાર થઈ, ધન્યવાદને પાત્ર ઠરશે ! ! પણ લાવે કયાંથી ? " વોહ દીન કહાં કે મીયાંકે પાઉંમે જુતીયાં ? "

જ્યારે-મી. વરતેજી, કુરઆને શરીરને અથર્વવેદ તરીકે જણાવવા બહેર પડયા છે, ત્યારે કેટલાક આગાખાનીઓ જ્ઞાનોને વેદ તરીકે જણાવે છે; હવે બેઉમાંથી ખરૂં કોણ? ઉપરાંત આગાખાની ધર્મશાસ્ત્રોમાં ચાલીસ પારાનો કુરઆન જણાવીને-ત્રીસ પારા જે ઇસ્લામીઓ માને છે તે ઉપરાંતના દસ પારા તે આગાખાનોનાં ઘરમાં છે, અને તે દસ પારા અથર્વ વેદ છે એમ જણાવેલ છે:—

" એજી જોમા જોમા માં નરજી કહીએં, તેની સાખીઓ છે એલમ માંહિ; ચાલીસ સીપારા* કુરાનના, તેમાંએ ત્રીસ છે દુનીઆં માંએ.—ચેતો૦ "

" એજી દસ સીપારા બાકી રહ્યા, તે છે એ ઘરમાંએ; અથરવેદ તેને કહીએં, તેની વાણી સતગુરૂ મુખજમાંએ —ચેતો૦ "

( ઇમામશાહકૃત-મુમન ચેતામણી. )

હ૦ અલીને દસમા અવતાર તરીકે, માસુમ (નિષ્કલંક ઇમામ) ની સંજ્ઞાથી, હ૦ રસુલે ઓળખાવ્યા છે; એમ મી૦ વરતેજીએ જણાવેલ છે. તો હ૦ રસુલે, હ૦ અલીને દસમા અવતાર તરીકે કયા કયા સ્થળે, અને કઈ કઈ હદીસોમાં જણાવેલ છે તે મી૦ વરતેજીએ દાખલા દલીલો અને પુરાવાઓ સહીત સાબેત કરવું જોઇએ !

---

* ચાલીસ સીપારા, એ ઉચ્ચારજ ખોટો છે. ફારસીમાં સીપારા ત્રીસ પારાને કહે છે. સી=ત્રીસ, પારાહ=ટુકડા, એ તેની વ્યુત્પતી છે. અરબીમાં પતરાહને જુઝ કહે છે.—" જીમ "

ત્યાર પછીના ફકરામાં મી૦ વરતેજી, હ૦ આદમ અને બુધ્ધને એકજ મનાવતા જોવામાં આવે છે, અને તેના ટેકામાં "ત્વારિખે ફિરીશ્તાહ" નો હવાલો આપે છે. ઉપરાંત આદમ અગાઉના આદમો તે શ્રીકૃષ્ણ અને શ્રીરામ વી. જણાવે છે. તો તે બાબતમાં મી. વરતેજી ઇતિહાસીક ઘટનાથી કેટલા અજ્ઞાન છે, તે ઈન્શાઅલ્લાહ આગળ ચાલતાં જુદાજ પ્રકરણમાં હું બતાવી આપીશ.

ત્યાર બાદ—મી. વરતેજી પાક કુરાનેશરીફમાંથી "સુરએ અલ્હમદ" ની એક આયત નીચે પ્રમાણે ટાંકે છે—

> "એહદેનસ સેરાતલ મુસ્તકીમ સેરાતલ્લઝીના અન અમતા અલયહીમ" એટલે હે ખુદા, તું સીધો રસ્તો (સતપંથ) બતાવ, કે જે સીધે રસ્તે અમારી અગાઉના લોકો ચાલતા હતા અને જેના ઉપર તે તારી દયા ઉતારી છે. તો—મજકુર આયતનો અર્થ (ઉપર મુજબ) કયા તરજુમામાંથી મી. વરતેજીએ

લીધેલ છે તે જણાવવા હું તેઓને અરજ ગુજારૂં છું! પ્રોફેસર ઈસ્ફહાનીએ મજકુર આયતનો જે અર્થ જણાવેલ છે તે મી. વરતેજીની વાકેફી માટે નીચે ટાંકું છું—

> "એહદેનસ્સેરાતલ મુસ્તકીમ, સેરાતલ્લઝીન અન-અમત અલ્યહિમ"
>
> (તું અમને સીધો રસ્તો બતાવ, કે જે તેઓનો રસ્તો છે કે જેઓના ઉપર તેં મહેરબાની કરી છે).

પ્રિય વાંચકો! મી. વરતેજીએ મનઘડીત તરજુમો કરવામાં શું ધારણા રાખેલ તે તમો ઉપરથી જોઇ ગયા હશો. ફક્ત મી. વરતેજીનો આશય એટલોજ હતો કે કુરાને-શરીફમાં "સતપંથ" બતાવવાની દોઆ માંગવાનો હુકમ છે! એવા મનઘડત તરજુમા વાસ્તે મી૦ વરતેજી વિષે મારા

તરફથી કાંઈ ન લખતાં એવું આચરણુ આહરનારને પાક કુરાનેશરીફમાં કેવી રીતે સંબોધેલ છે તે બતાવીશ—

" અમ્ હસેબલ્લઝીન ફી કોલુબેહિમ્ મર્ઝુન્ અલ-ય્યીં યુખરેજલ્લાહો અઝગાન હુમ્."

" વલવ નશાઓ લ અરયનાહુમ્ ફલ અરફ્તહુમ્ બે સીમા હુમ્, વલ તાઅ્રેફન્ન હુમ્ ફી લહ્નિલ્ કવલે, વલ્લાહો યઅલમો અઅમાલકુમ."

અર્થ—"બલ્કે જેઓનાં અંતઃકરણોમાં રોગ છે તેઓએ એમ ધાર્યું છે કે ખુદા કદી તેઓનો દ્વેષ ઝાહેરમાં લાવશે નહીં."

"અને જો અમો ઇચ્છીએ તો અમે તને તેઓ બતાવીશું. પછી તું તેઓને તેઓનાં ચીન્હો ઉપરથી ઓળખીશ. અને તું તેઓને તેઓની વાત ફેરવવા ( ની ઢબ ) થી ઓળખીશ. અને ખુદા તમારા કામ જાણે છે."

( પ્રોફેસર કૃત તરજુમો—પેજ ૯૭૫ )

મજકુર બે આયતોમાંથી બીજી આયત છે તે પહેલી આયતના ખુલાસા રૂપે છે અને બીજી આયતમાં "વાત ફેરવવાની ઢબ" નો જે બોલ છે તેના ખુલાસામાં પ્રોફેસર ઇરફહાની ફુટનોટમાં જણાવે છે:—

"કોરઆનના શબ્દો આડા અવળા કરી તેનો અર્થ ફેરવી નાખવાથી અથવા અસ્પષ્ટ શબ્દો અને વાંકી ચુકી ભાષામાં બોલવાથી."

જેથી—સિદ્ધ થાય છે કે મજકુર બે આયતો કુરઆને શરીફના આડા અવળા અર્થો કરનાર ઉપરે લાગુ પડે છે. ઉપરાંત કુરઆને શરીફના તરજુમાની પ્રસ્તાવનામાં પ્રોફેસર જણાવે છે:—

" કોરઆને શરીફના બે જાતના અર્થ થાય છે. એક જાહેર ( ખુલ્લો શબ્દાર્થ ) અને બીજો બાતિન (ગુહ્ય) વળી દરેક બાબતના ગુહ્ય અર્થ ઘણાં થાય છે. તેથી તફસીર લખનારાઓએ કોરઆને શરીફનો કેવી રીતે તરજુમો કરવો, તેને માટે અમુક નીયમો મુકરર કર્યા છે; પણ કોઈ બાબતમાં કોરઆનનો તરજુમો કોઇ મુસલમાનને પોતાના મત અને વિચાર પ્રમાણે કરવો જાયઝ નથી. હદીસમાં લખેલું છે કે "જે કોઈ કોરઆને શરીફનો તરજુમો પોતાની મરજી અને મત પ્રમાણે કરે છે તો તે પોતાનું પેટ દુઝખની આગથી ભરે છે." કોરઆને શરીફની ખુબીઓ અસંખ્ય છે, પણ તેનો તરજુમો સહીહ હ[illegible] લોથી અને મોઅતેબર હદીસો અને મ્હોટા તફસીર લખનારાઓએ આપેલી શરતો અને નીયમો પ્રમાણે કરવો જોઇએ. "

પ્રિય વાંચકો ! પાક કુરઆને શરીફનો તરજુમો કેવી રીતે કરવો જોઇએ તે તમો ઉપરથી જોઈ શકયા હશો, અને પોતાના મનઘડત અર્થો કરવામાં કેટલું જોખમ સમાયલું છે તે પણ જાણી ચુકયા હશો. મી. વરતેજી અને તેઓના મળતા વિષેકો પોતાના પુસ્તકો અને લેખોમાં યાહોમ પોતાના મતો પ્રમાણે અર્થો કરવા મંડી પડયા છે !

ત્યાર પછી–મી. વરતેજીએ ઇસ્લામ અને સનાતન સબંધે કેટલુંક વિવેચન કરી અને જણાવેલ છે:—

" સનાતન અને ઇસ્લામ એ બેઉ એકજ અર્થ વાળા છે. અર્વાચીન સનાતન તેજ ઇસ્લામ અને પ્રાચીન ઇસ્લામ તેજ સનાતન ધર્મ. કારણ કે—

૧—ખુદા એક.

૩—ઈમામની બયત લેવી.

૪—કયામત એટલે છેલ્લો હિસાબ આપવાનો મહાન દીવસ ખરો છે.

એ ઈસ્લામ શિખવે છે ત્યારે

૧—ઇશ્વર એક છે.

૨—હરેક જુગનો ગુરૂ સત્ય છે.

૩—અવતારને ઓળખીને તેના હુકમ પ્રમાણે વરતવું.

૪—પુનરજન્મ એટલે પોતાના કર્મ મુજબ ફરી ફરીને જન્મ ધારણ કરવો એ સત્ય છે. પરંતુ હાલ છેલ્લો જુગ છે. તે પછી જુગ નથી એટલે આ જુગમાં મુકતી નહીં મેળવનારે જન્મ ધારણ કરવા પાંચમો જુગ નથી અને તેથી ચારે જુગના કરેલા કાર્યોનો બદલો ભોગવવાનો વખત જેને સ્વર્ગ નર્ક ભોગવીને છુટકારો મેળવવાનો છે.

ઉપર મુજબ—સનાતન અને ઈસ્લામનાં ધર્મ સીધાંતો જુદા નથી અને જુદા ગણે તો સનાતન ધર્મ અથવા ઈસ્લામથી અજાણ છે એમ કહેવાય.

પ્રિય વાંચકો! ઉપરના ફકરાની તપાસ હું પણ નંબરવાર હાથ ધરીશ—

૧—ખુદા એક. તો—તે મુજબ વેદોમાં પણ ઇશ્વર એકની માન્યતા હોવી જોઇએ, પણ પુરાણીક સનાતની સંઘીતો અને મી૰ વરતેજી જેવાઓ એક નહિં પણ અનેકાનેક ખુદાઓના કાયલ છે.

૨—પેગંબર સત્ય છે. તેના અકાબલામાં "હરેક જુગનો

ગુરૂ સત્ય છે" એ આવી શકતો નથી, કારણ કે પેગંબર તો જેને ખુદા નીમે તેજ થઈ શકે જ્યારે સનાતનીઓએ ચાલુ સમયમાં દરેક જુદા જુદા સંપ્રદાય-વાલાઓએ પોત પોતાને માટે દરેક જુદો જુદો ગુરૂ શોધી કહાડેલો છે.

૩--ઇમામની બયત લેવી. તેના મુકાબલે "અવતારને ઓળખીને તેના હુકમ પ્રમાણે વર્તવું" એ બોલ આવી શકતો નથી. સબબ કે--અવતારની માન્યતાનો ઇસ્લામે નિષેધ કરેલ છે. "બયત" અને "હુકમ પ્રમાણે વર્તવું" એ શબ્દોનો અર્થ પણ જુદા જુદા રૂપમાં છે.

૪—કયામત એટલે છેલ્લો હીસાબ આપવાનો મહાન દીવસ. તેના મુકાબલે "પુનરજન્મ આગળ સત્ય હતો, અને હવે ચારે જુગના કરેલા કાર્યનો બદલો ભોગવવાનો વખત એટલે સ્વર્ગ નર્ક" એ આવી શકતો નથી. અગર આગળના ચાર જુગોની માન્યતા સાચી પણ હોય તો પણ શું તે જુગોવાળાઓના માટે કયામતની જવાબદારી નથી ? તેઓના માટે બદલો ભોગવવા વાસ્તે ફક્ત પુનરજન્મજ હતો ? તે મી૦ વરતેજી જણાવશે કે ? ઇસ્લામે કોઇ વખતના માટે પણ પુનરજન્મનો સ્વિકાર કરેલજ નથી. મારા વ્હાલા મીત્ર મી૦ વરતેજીને "ઈમામ જાફર સાદેકનો રિસાલો" વાંચવાની ભલામણ કરૂં છું. (જે રિસાલો આગાખાનના મુરીદોએજ સિંધી લીપી અને સિંધી ભાષામાં છપાવેલ છે.) પુનરજન્મનો ઇસ્લામમાં તદ્દન નિષેધજ છે. એક ચુસ્ત ઇસ્લામી તરીકે કોઈ પણ એને સત્ય માની શકે નહિં; જેના માટે મી૦ વલામામદ કૃત "પુનરજન્મ નિષેધ"માં સરસ વર્ણન છે. મતલબકે ઉપરનાં સિદ્ધાંતો સનાતન અને ઇસ્લામમાં

એક સરખાં છેજ નહીં, અને જો એક સરખાંજ હોય તો પછી ધર્મની વિરૂદ્ધતાનું કારણજ શું હોઇ શકે? તેમજ આગાખાની પીરોએ હિંદુઓને મુસલમાનીમાં વટલાવ્યા, તેનું પણ પ્રયોજન શું હોઈ શકે?

ત્યાર પછી–મી. વરતેજી, હીંદુ મુસ્લમીન ભેદ અજ્ઞાનતાને લીધેજ છે એમ જણાવી, અને તે ભેદને અપક્ષપાત બોધથી આગાખાની પીરોએ કાપી નાખેલ છે એમ જણાવવાને બાહેર પડયા છે. તો. આગાખાની પીરોએ જ્ઞાનોમાં જે અમુક અમુક ઠેકાણે હિંદુઓના માટે કેવા કેવા બોલો ઉચારેલા છે, તેનો નમુનો વાંચકોને અત્રે દેખાડીશ—

(૧) "ગંગા બનારસ મત જાઓ ગોદાવરી, રામ ભજન અબ કયસા; અહી અંધારૂપ ભયોરે નારાયણ, જયસી કરની ફલ તયસા."

( લાલજી દેવરાજ રચિત પચીસ જ્ઞાનની ચોપડી–જ્ઞાન ૧૨ કડી ૭ )

(૨) "હીંદુ સોઈ જે અડસઠ તીરથ જાવે, મુસલમાન મસીતાં."

( પંદર જ્ઞાનની ચોપડી–જ્ઞાન ૧૧ કડી ૫ મી. )

(૩) "એજી સતગુરૂ બ્રહ્માજીનો વારો તે વહી ગયો, તેના વેદ રહીયાં છે સાર;
હિંદુ માને છે તે વેદને, તે ઉપર દાન દીયે છે સાર–ચેતો૦
એજી તે વેદની વાણી ઉપર ધર્મ દીયે તેના જુઠા તે લેવણહાર;
બ્રહ્માજીના સુત તે કહેવાય છે, તે પોતા માથે લીયે છે સઉનું ભાર—ચેતો૦"

( મુમન ચેતામણી કડી ૭૪–૭૫ )

(૪) પીર શમસની ગરબી.

"ભુલા મભુલે ભમજોરે હીંદુઓ, જુઓ છો શું શું મરમઃ
પથર પુજતાં શુ પામોરે હીંદુઓ, માથે લીયો છો કરમ.
"ફુલ ચડાવો છો પથરને રે હીંદુઓ, ભુલી મ જાઓ ગેમાર;
ભુલે જે વણુશે સારથી રે હીંદુઓ, તે કયાં ન પામે ઠામ.
"ત્રણ વેદ જે ધેઆવતારે હીંદુઓ, વહી ગયો અવસર જેહ;
વહી ગયા નવ અવતાર આરે હીંદુઓ, ધીઆવો તમે છો જેહ.
"વહી ગહ્યા ભામણ બ્રહ્માઆરે હીંદુઓ, થયા હુસેની ઈમામ;
વહી ગઇ પુજા ગઉ તણીરે હીંદુઓ, પુજા અલીજીને નામ.
"અડસઠ તીરથ ચલ ગયારે હીંદુઓ, તે કલાભરમાં ભરપુર;
બોહોત ભમીને શું ફરોરે હીંદુઓ, પીઓ તમો નીરમળ નીર.
"માથા પથરમાંહે શુ હણોરે હીંદુઓ, ઓળખો નર કાસમ શા અવતાર;
કહેકે નગરીમાંહે જે રહેરે હીંદુઓ, તે સાહેબવર દાતાર.
"તેને આરાધતાં છુટસોરે હીંદુઓ, સાચુ કહુ તમને આજ;
વાસો વઇકુંઠ પામસોરે હીંદુઓ, કરસો તે અવીચલ રાજ.
"હુરાં પચાસ તમે પામસોરે હીંદુઓ, લેશો જો સતપંથ ધરમ;
ગતમાંહે પાપ છોડાવજોરે હીંદુઓ, તો ટળશે સગલાં કરમ.
"પીર શમ્સ એમ ભાખેઆરે હીંદુઓ, કહુ છું તે છેલી વાણ;
ભુલે મ ભુલો મુરખારે હીંદુઓ, સેવોને સારંગ પીરાણ.

( પીર શમ્સની ૧૮ મી ગરબી. )

એ રીતે–આગળના આગાખાની પીરોએ હિંદુઓના માટે ઉદ્‌ગારો કાઢયા છે, ઉપરાંત હાલના ના૦ આગાખાન સાહેબ કે જેઓને મી૦ વરતેજી જેવાઓ–પીર, ઇમામ, ખુદાનું નુર, ખુદાનો અવતાર, (બલ્કે ખુદ ખુદા) તરીકે જણાવી રહ્યા છે, અને તેઓ સાહેબનું ફરમાન પાળવાની પુરી અગત્ય જણાવી રહ્યા છે તો તેઓ સાહેબનું તત્સબંધે શું ફરમાન છે તે જોઇએ—

(૧) "તમો હવે નવ અવતારની બાબતો છોડી દઇને

માત્ર દસમા અવતારની એટલે અમારી તારીફ વાંચો હવે હિંદુનો વખત નથી, પણ પહેલે તમો હિંદુ હતાં તેથીજ પીર સદરદીને તમોને તેમ બતાવ્યું છે."

( કલામે મુલતાન મહમદ—પેજ ૮ )

(૨) "હિંદુઓની વાતો એલમમાં પડો છો તે વ્યાજબી નથી. જ્યારે તમે હિંદુ હતા તે વખતે પીર સદરદીને તમોને રસ્તો દેખાડયો તે વખત વહી ગયો × × ×

( અમુલ્ય મોતીની માળા ભાગ ૨ જો–પેજ ૧૯ )

ઉપરનાં ફરમાનોથી પણ સિધ્ધ થાય છે કે ના૦ આગાખાન સાહેબ સનાતન ધર્મ અને આગાખાની ધર્મને એકજ ધર્મ તરીકે સ્વિકારતા નથી. હા, એટલું તો ચોક્કસ છે કે મહાન પીરોએ હિંદુઓને બોધવા ખાતર જ્ઞાનોમાં કરેલી હિંદુઓની માન્યતાઓ અને રહેણી–કરણીને કબુલ રાખી, તેના મુકાબલે ઇસ્લામી સિધ્ધાંતો જણાવી અથવા તેમાં ઇસ્લામનાં બીજ છાંટીને ખરા ઇસ્લામીઓ બનાવવાને કોશેસ કરેલ એ મશહુર છે. અને તે એક તરેહની યુક્તી હતી ! અને તેના માટે "હાજી બીબી. કેસ"માં ના૦ જસ્ટીસ રસલ સાહેબે, જે રિમાર્ક કરેલ, તે હું આગળ જણાવી ગયો છું. મતલબ કે મહાન પીરોનો સિધ્ધાંત હિં-દુઓમાંથી મુસલમાન કરવાનો હતો. અને હાલમાં ના૦ આગાખાનના કેટલાક ( કહેવાતા ) ચુસ્ત મુરીદો આગાખા-નીઓને હિંદુપણા તરફે દોડવી રહ્યા છે ! એ પણ સમયની બલીહારી ! !

પાક કુરઆને શરીફમાં–ખુદાની પાક ઝાતમાં કોઇને શરીક કરવાનો કેટલો અઝાબ વર્ણવ્યો છે, અને ખુદાની ઝાતમાં શીરક કરવાવાલા મુશરીક અને કાફરોનાં માટે શા શા હુકમો છે, તે અત્રે બતાવવા ચોગ્ય ધારૂં છું—

(૧) "માકાન લિલ્મુશ્રીકીને અય્‌યઅમુરૂ મસાજીદલ્લાહ" (sic) ... 

વસ્તગ્ફેરૂ લિલ્ મુશ્રેકીન વલવ કાનૂ ઉલી કુર્બા મિમ્બાઅ્દે મા તબય્યન લહુમ્ અન્નાહુમ અસ્હાબુલ્ જહીમ."

અર્થ—પેયગમ્બર અને જેઓ ઇમાન લાવ્યા છે તેઓને યોગ્ય નથી કે, તેઓ મોશરેકો માટે, અગર જો કે તેઓ સગાં વ્હાલાં હોય, માફી માંગે. જ્યારે તેઓને ઝાહેર થાય કે તેઓ (મોશરેકો) દુઝખના રહેવાશીઓ છે.

(પ્રોફેસર કૃત તરજુમો—પેજ ૩૬૦)

(૨) "યા અય્યોહલ્લઝીન આમનૂ ઈન્નમલ્ મુશ્રેકૂન નજસુન્ ફલા યકર્બુલ્ મસજેદિલ હરામ બાઅ્દ આમેહિમ્ હાઝા."

અર્થ—હે મોમેનો, મોશરેકો નજેસ છે માટે આ તેઓના વરસ પછી તેઓએ મસ્જેદુલ-હરામ પાસે આવવું જોઇએ નહીં.

(પ્રોફેસર કૃત તરજુમો-પેજ ૩૬૬)

(૩) "બરા અતુમ્ મેનલ્લાહે વરસુલેહી એલલ્લઝીન આહદ્તુમ્ મેનલ્ મુશ્રેકીન."

અર્થ—ખુદા અને તેના પેગમ્બરનો ધીક્કાર તે મોશરેકો તરફ છે કે જેઓની સાથે તમારો કરાર છે.

(પ્રોફેસર કૃત તરજુમો—પેજ ૩૫૯)

૪-૫-૬ એજ મતલબને લગતી ત્રણ આયતો છે. અરબી અર્થ બેઉ ટાંકતા લંબાણ થાય એમ છે એટલે ફક્ત તરજુમોજ આપીશ.—

"માટે પૃથ્વી ઉપર ચાર માસ (નિર્ભય) ફરો. અને જાણો કે તમે ખુદાને અશક્ત કરનાર નથી. ખરેખર ખુદા કાફેરોને તુચ્છ કરનાર છે."

" ખુદા અને તેના પયગમ્બર તરફથી માણસોને હજ્જે અકબર ( મ્હોટા હજ્જ ) ને દીવસે આ ખબર આપવામાં આવે છે, કે ખુદા મોશરેકોને ધિક્કારે છે, અને તેમજ તેનો પયગમ્બર પણ ધિક્કારે છે. પછી જો તમે પશ્ચાતાપ કરો તો તે તમારા માટે બહુ સારૂં છે; પણ જો તમે તમારી પીઠ ફેરવો તો જાણો કે તમો ખુદાને અશક્ત કરનાર નથી, અને જેઓ કાફેર થયા છે તેઓને દુઃખદાયક શિક્ષાના ખુશ ખબર આપ. "

" પણ જ્યારે હરામ મહિના ચાલ્યા જાય ત્યારે જ્યાં તમે મોશરેકોને મળો ત્યાં તેમને મારી નાખો, અને તેમને પકડો, અને ( મસ્જેદુલ–હરામમાં જતા ) તેમને અટકાવો અને તેમને માટે દરેક રસ્તામાં બેસો. પછી જો તેઓ પશ્ચાતાપ કરે, નમાજ અદા કરે અને ઝકાત આપે, તો તેમને પોતાને રસ્તે જવા દો, ખરેખર ખુદા માફી આપનાર ( અને ) દયાળુ છે. "

( પ્રોફેસર કૃત તરજુમો–પેજ ૩૬૦–૬૧ )

હવે મુશરિક કોને કહે છે અને કાફ્રર કોને કહે છે તેની વ્યાખ્યા કરવાનો અત્રે મારો ઉદ્દેશ નથી. એથી મી. વરતેજીએ ધડો લેવાનો છે.

ત્યાર પછીના પેરામાં મી. વરતેજી પીરોના અપક્ષપાત બોધનો લાભ લેનારાઓ પંજાબ તરફના હિંદીઓ કોહાર–સોનાર–મુમના–શેખડા વી. વી. કોમોને જણાવીને પછી લખે છેઃ—

" આ બધી જાતના લોકો હાલ નીઝારરીયા–ઇસ્માઇલીયા તરીકે ઇસ્લામમાં ઓળખાય છે; પરંતુ સનાતની ધર્મની ગણત્રીમાં સત પંથના નામથી પ્રસિદ્ધ છે. "

મી. વરતેજીને ખબર નહિં હોય કે પીર સતગુરનુર અને ઇમામ શાહના બોધેલાઓનો કેટલોક ભાગ આગાખા-નીઓથી અલગજ છે; ઉપરાંત કેટલાક “ શગ્સી ” અને “ ગુપ્તી ” ના નામથી પણ ઓળખાય છે. સનાતન ધર્મની ગણત્રીમાં ઇસ્માઈલીઆ પંથ સતપંથ તરીકે પ્રસિદ્ધ છે, એમ મી. વરતેજી જણાવે છે, તો સનાતનીઓ આગા-ખાનીઓને સતપંથીઓ તરીકે જણાવે છે એ મી. વરતેજી શા આધારે કહેવા નીકળ્યા છે ? શું તેવો કોઇ પુરાવો મી. વરતેજી ધરાવે છે ખરા ? તે હોય તો પુરાવા સહીત બાહેર પડવું જોઈએ. મી. વરતેજી પોતાનો મુદ્રા લેખ તો—

“ કલેમેકા વિરદ રહે, વેદપે ધ્યાન રહે;

હમ સતપંથી ઓજે, ન હિંદુ ન મુસલમાન રહે. ”

એવી રીતનો છે. તો તે મુજબ તો મી. વરતેજી ન હિંદુ-ઓમાંથી છે, ન મુસલમાનોમાંથી. તો એવા ટોળાંને સનાત-નીઓ સતપંથીઓ તરીકે કેમ સ્વીકારે ? એ પણ એક વિચારવા જેવો પ્રશ્ન છે !

ત્યાર બાદ—મી. વરતેજી ચોથા યુગના ગુરૂ નબી મહમદે, નિષ્કલંક અવતાર તરીકે સેતરદીપ—દેલમદેશ—અર-બસ્તાનમાં હ. અલીને ઓળખાવેલ વી. જણાવીને, તેઓની સીધી નરનસલે ના. આગાખાન સાહેબને નકળંકના અવ-તાર તરીકે મનાવે છે. તો—સેતરદીપ, દેલમદેશ અને અર-બસ્તાન એ એકજ છે તે કઇ ભુગોળથી મી. વરતેજી જણાવે છે ? હ. અલીને, હ. રસુલ સ. મે કયારે અને કયે ઠેકાણે અવતાર તરીકે ઓળખાવેલ ? તે મારા મિત્ર મી. વરતેજી જણાવશે કે ? મી. વરતેજીની માન્યતા મુજબ હ. અલી નકળંકના અવતાર થયા તો પછી વળી ના. આગાખાન પણ નકળંકનાં અવતાર કેમ થઈ શકે ? નકળંક કેટલા ? સનાતન માન્યતા મુજબ કેટલા નકળંકો થશે. તે મી. વર-

તેજી જણાવશે કે ? શું, અડતાલીસ કે પચાસ, કે તેથી પણ વધુ નકળંકો સનાતનીઓ માન્ય રાખશે ખરા કે ? મી. વરતેજીએ કાંઇ પણ લખવા પહેલા તેનો પુખ્ત વિચાર કરવો જોઈએ!

ત્યાર પછીના પેરેગ્રાફમાં મી. વરતેજી જણાવે છેઃ—

" મુસલમીનભાઇયો ઇમામ મહેદીની ઈંતેજારી ધરાવે છે ને જેનો સમય હી. સ. ૧૩૩૫ થી ૧૩૪૦ સુધીમાં માને છે. તે ઇમામ મહેદી હ. અલીની સીધી નરનસલે ફાતમાઈ અઉલાદમાં ના. આગાખાન માત્ર એકલાજ છે, ત્યારે હીન્દુ વઇશનવો દશમ નકલંક અવતારના પ્રગટ થવા વીશે જે તલપી રહ્યા છે, તે પણ ના. આગાખાન સાહેબ હ. અલીની ઓલાદમાં ઇમામતનો પેઢી દર પેઢી વારસો ભોગવનાર ૪૮ મું પાત્ર છે. અને તેમનોજ જન્મ હીન્દમાં કરાચી ખાતે ઈ. સ. ૧૮૭૭ માં થયેલ છે તે સાબેત કરે છે કે—

" યદા યદાહી ધર્મસ્ય ગ્લાનીર ભવતી ભારત;
અભ્યુતથનામ ધર્મસ્ય, તદાત્મનમ સ્હેરજ્યા મ્યાહમ.
એટલે—જ્યારે જ્યારે હીન્દમાં ધર્મનો લોપ થાય છે તે વખતે ધર્મના વડે ઉદ્ધાર કરવા હું હીન્દમાંજ જન્મ ધારણ કરીશ. "

ઉપરના પેરેગ્રાફથી મી. વરતેજી, ના. આગાખાનને મહેદી તથા નકલંક તરીકે જણાવવા મથન કરે છે, પણ તે કોઈ રીતે પણ બનવા જોગ નથી. એક વ્યકતીના વાસ્તે બે સ્વરૂપો થઇજ શકતાં નથી; જે માટે હું આગળ વિવેચન કરી ગયો છું. હ. મહેદીના ઝુહુરનો સમય મી. વરતેજી હી. સ. ૧૩૩૫ થી ૧૩૪૦ નો જે જણાવે છે તેનો ખુલાસો ઇ૦ અ૦ આગળ જતાં કરીશ.

ઇસ્લામી મઝહબમાં એકજ મેહદીનાં ઝુહુર ( આવવાની ) માન્યતા છે, જ્યારે મી. વરતેજી તો પોતાના અગીયારમાં ઇમામ મેહદી મહમદને મેહદી તરીકે જણાવી ચુકયા છે, અને તે મહેદી હી. સ. ૩૨૨ માં મેહદીયા શહેરમાં વફાત પણ પામી ચુકયા; ( જુઓ, હરજી પુંજા માસ્તર કૃત 'મઝહરેઆતે અલ્લાહ'—પેજ ૧૧૭ ) ત્યારે બીજા મેહદી કેમ થઇ શકે ? તેઓની માન્યતા મુજબ પણ મહેદી હી. સ. ૩૨૨ માં વફાત પામી ચુકયા, એટલે ના. આગાખાન બીજા મહેદી થઇ શકતા નથી ! ઉપરાંત આગાખાનીઓના ઇમામોમાંના બીજા ઈમામો માટે પણ મહેદીનો લકબ વપરાયલો મારા જોવામાં આવ્યો છે. તો મહેદી કેટલા ગણવા ? તે મી. વરતેજી જણાવશે કે ! હવે કદાચ મી. વરતેજી, અગીયારમા ઈમામને મહેદી તરીકે નહી ગણીને ના. આગાખાનનેજ ફકત મહેદી તરીકે મનાવે, તો મહેદી તો છેલ્લા ઇમામ છે, પણ કદાચ ના. આગાખાન સાહેબની પછી પ્રીન્સ અલીશાહ સાહેબ ગાદીએ આવે તો તેઓને પણ મહેદી તરીકે જણાવવા મી. વરતેજી તૈયાર થશે ખરા ?

હિંદુઓના નકળંક અવતાર તરીકે ના. આગાખાનને જણાવીને તેઓનો જન્મ ભારતભુમીમાં કરાંચી ખાતે થયલો જણાવી તેને લગતો એક શ્લોક પણ મી. વરતેજીએ ટાંકેલ છે, કે જે આગળના પ્રેરેગ્રાફમાં વાંચકો જોઈ ગયા છે. તે શ્લોકનો અર્થ એ થાય છે કે "જ્યારે જ્યારે હિંદમાં ધર્મનો લોપ થશે ત્યારે ત્યારે ધર્મનો ઉધ્ધાર કરવા સારૂ હું હીન્દમાંજ જન્મ ધારણ કરીશ." તો એ ઉપરથી કેટલાક પ્રશ્નો ઉત્પન્ન થાય છે. શું હીન્દ ભુમીમાંજ ધર્મનો લોપ થાય છે અને અન્ય ઠેકાણે નથી થતો ? હાલ શું હીંદમાંની લોપ ધર્મનો છે ? છે,

અને યુરોપ, અમેરીકા, આફ્રીકા, અરબસ્તાન વી. માં નથી ? ધર્મના લોપનો ઉધ્ધાર ધર્મ વડેજ કરવા ખાતર હીન્દ ભુમીમાંજ જન્મ લેવાનો સબબ શો ? એથી તો એમ જણાય છે કે જગતકર્તાએ હિન્દુસ્તાન માટેજ ધર્મ મુકરર કરેલ છે અને હિંદમાંજ ધર્મ સુધારણાની આવશ્યકતા, બાકી અન્ય ઠેકાણાઓ સારૂ નહિં ! જ્યારે હિંદુસ્તાનમાં ધર્મનો લોપ થાય ત્યારેજ અવતાર લેવાની જરૂરત પડે, અને તે હિન્દનીજ ભુમીમાં ! તો હ. અલી તો અરબસ્તાન ભુમીમાં જનમ્યા હતા, અને ત્યાંથીજ ધર્મનો ફેલાવો કરેલ તેનું કેમ ? વળી મી. વરતેજીના આગલના સર્વે ઈમામો હિંદ સીવાય બીજીજ ભુમીમાં જનમ્યા હતાં ( કે જેઓ સર્વેને મી. વરતેજી અવતાર પાત્ર જણાવે છે ) તો તે કેમ ? મજકુર શ્લોક પ્રમાણે તો અવતારોનું પ્રગટ થવું ફક્ત હિન્દનીજ ભુમી માટે છે, ત્યારે મી. વરતેજીના અવતાર પાત્ર ઈમામો તો અન્ગ ઠેકાણે પેદા થયા હતા; તો તેથી અવતાર પાત્રની માન્યતા ઉપરે પાણી ફરી જાય છે, તેનું કેમ ? કારણ કે જ્યારે તેઓ હિંદમાંજ જનમ્યા ન હતા, ત્યારે તેઓ "અવતાર પાત્ર" ન ગણી શકાય ! એટલે મી. વરતેજીનો ઇમામો માટેના અવતારની થીયરીજ ખોટી પડે છે.

વળી સનાતન માન્યતા પ્રમાણે "નકળંક" એ છેલ્લોજ અવતાર છે, અને નકળંકનો અવતાર એકજ અવતાર છે; એટલે તે માન્યતા પ્રમાણે પણ નકળંક અવતારના પાત્રો નજ થવા જુવે ! સનાતન માન્યતાના ધોરણ મુજબ પણ મી. વરતેજીની થીયરી ખોટી પડે છે.

ત્યાર પછી—મી. વરતેજી, ભોમિકાના છેલ્લા પેરેગ્રાફમાં ધર્મના લોપને હીન્દનાં સ્વરાજની ચળવળ વી૦ સાથે સબંધ જોડીને જણાવે છેઃ—

"એ મુજબ અરબસ્તાનમાંથી અહીં હીન્દ ખાતે હાલના નામના* આગાખાન સાહેબનો જન્મ થયેલ છે ને તેઓએજ હીન્દને સ્વરાજ અપાવવા માટે **ઇન્ડીઆ–ઇન–ટ્રાન્ઝીશન** નામનો ગ્રંથ પ્રગટ કર્યો છે તેને ઓળખવા દરેકને મારી નમ્ર પ્રાર્થના છે."

ઉપરના ફકરામાં મી૦ વરતેજી **ધર્મનો ઉધ્ધાર** તે હીન્દને સ્વરાજ અપાવવાની કોશેશ અને "ઇન્ડીયા ઇન ટ્રાન્ઝીશન" નામનું પુસ્તક, એ બે બાબતો જણાવી રહ્યા છે, અને તેનેજ **ધર્મનો ઉધ્ધાર** માનતા જણાય છે! પણ ધર્મના ઉધ્ધાર અને સ્વરાજ વચ્ચે કશો સબંધજ નથી. શું સ્વરાજ માટે કોશેશ અને પુસ્તક પ્રગટ કરવું તેથીજ ધર્મનો ઉધ્ધાર થઈ ગયો? હા, અલબત્તા અગર ના૦ આગાખાન સાહેબ હીન્દના સર્વ વતનીઓને (મી. વરતેજીની માનીનતા) **આગાખાની પંથ**માં લાવ્યા હતે તો કાંઇ ધર્મનો ઉધ્ધાર થયો ગણી શકાતે! હીન્દને સ્વરાજ અપાવવા માટે અગર ના૦ આગાખાન કોશેસ કરી રહ્યા છે, તો તેના મુકાબલે બીજા મહાન નેતાઓની કોશેસ પણ કાંઇ ઓછી નથી! બલ્કે કેટલાક મહાન નેતાઓ તો એ સબંધમાં તનતોડ પ્રયાસો આદરી રહ્યા છે અને અસંખ્ય સંકટો ઉપાડી રહ્યા છે (જે પેપરો વાંચનારાઓથી છુપું નથી) તો શું તેવા દરેક મહાન નેતાઓને પણ અવતાર પાત્ર ગણી લેવા? અને અગર તેઓને પણ અવતાર પાત્ર ગણી લઇએ તો, પછી એ બાબતમાં ના૦ આગાખાન માટે ખાસ ફખ્ર શું રહ્યો? તે મી. વરતેજી જણાવશે કે? "ઇન્ડીયા ઇન ટ્રાન્ઝીશન" પુસ્તકનો ધર્મના ઉધ્ધાર સાથે સબંધ શો છે, તે મી. વરતેજી જણાવશે કે? મજકુર પુસ્તકનાં નામ ઉપર-

---

* મી૦ વરતેજીએ જેવી રીતે લખેલ તેવીજ રીતે ઉતારો કરેલ છે.–"જીમ"

થીજ જણાય છે કે તે રાજ્યદ્વારી વિષયને લગતું પુસ્ત
છે. અગર ના૦ આગાખાને ઇન્ડીયા ઇન ટ્રાન્ઝીશ
( હીંદ પરીવર્તનમાં ) નામક પુસ્તકથી સ્વરાજ મેળવી આપ
અથવા માર્ગ દર્શાવવા કોશેસ કરેલ તો, કેટલાક મહે
નેતાઓએ એથી પણ વધુ માતૃભુમીની સેવા બજાવેલ છે
લેખોથી, લેકચરોથી તેમજ અન્ય સાધનોદ્વારા, જે
સેવાઓ કરેલ તે કોઇથી પણ છુપી રહી નથી. તો તે
સેવાઓને શી ઉપમા આપવી, તે મી. વરતેજી જણાવ
કે ? ના. આગાખાન સાહેબે પ્રગટ કરેલ ગ્રંથમાં "હિંદ
થતાં પરિવર્તનો" નોજ સમાવેશ છે, ધર્મના ઉધ્ધારનો એ
કાંઈ સબંધજ નથી. મજકુર પુસ્તક પ્રગટ થવાને મુદ્દત
ગઇ, છતાં હજી હિન્દમાં તો શું, બલ્કે સારી દુન્યા
ધર્મનો લોપ દિન પર દિન વધતોજ જોવામાં આવે છે,
શું મી. વરતેજી જાણતા નથી ? હા, કોઇ એવું ધાર્
પુસ્તક હતે કે જેથી સર્વે ધર્મોનો મત ભેદ દુર થઇ અને આ
દુન્યામાં એકજ ધર્મ થઇ જતે, તો અલબત્તા મજકુર પુસ્
કને ધર્મના ઉધ્ધારક તરીકે ગણવામાં કોઇને શંકા રહે
નહીં ! અને ના૦ આગાખાન સાહેબને સર્વ સૃષ્ટિ ધ
ઉદ્ધારક તરીકે માનતે, પણ તેમ તો થયું નથી; એ
સાબેત છે કે ના૦ આગાખાન સાહેબને મી. વરતેજી, મહે
અને નકળંક તરીકે જણાવી રહ્યા છે તે દાવો ખોટો છે

* અત્રે હું નામદાર આગાખાન સાહેબની કોશેસોને ઉ
પાડવા માંગતો નથી, બલ્કે હું તેઓ નામદારની તેવી કોશેસોને
પૂર્વક નિહાળું છું. પણ તેવી કોશેસોને જે રૂપ મી૦ વરતેજી આ
રહ્યા છે તે બરાબર નથી એમ જણાવવા ખાતર દલીલો કરવી પડે

" જીમ. "



# શું સનાતન અને ઈસ્લામ એકજ છે ?

પ્રિય વાંચકો ! મી. વરતેજીએ " સનાતન સાથે ઇસ્લામનો સબંધ એ મથાળા નીચે જે લખાણ કરેલ છે, તેનું દીગ્ દર્શન આપ સાહેબોને ( આ પ્રકરણમાં ) કરાવવા ઇચ્છું છું—

શરૂઆતનાજ પેરામાં મી૦ વરતેજી જણાવે છે:—

" સનાતન ધર્મના જીવન રહસ્યરૂપ "ૐમ્" નો અખંડ નક્ષ ઇસ્લામનાં સ્તંભરૂપ " અલી" નું લક્ષ કરાવે; એ ખુદાઈ માર્ગની સત્ય એંધાણી છે. "

મજકુર ફકરો—જાહેરમાં તો બહુજ સરસ દેખાય છે. અગર સનાતની "ૐમ્" અને ઇસ્લામી "અલી" એ એક જ ઠરે તો અલબત્તા દરેક સાચો મુસલમાન મી. વરતેજીનો ઘણોજ આભાર માને એમાં નવાઇ નહીં ! કારણ કે સનાતન વેદો પ્રમાણે ઈસ્લામની સચ્ચાઇ સિદ્ધ થાય ! ! પણ તે ત્યારેજ કે જ્યારે મી. વરતેજી સનાતન પંડીતો પાસે સાબેત કરી આપે. "અલી" અને "ૐમ્" એકજ છે એમ જણાવવાને મી. વરતેજી જે બાહેર પડયા છે, તેથી કેટલાકો એમ સમજી બેઠા છે કે, તેના યોજક અને શોધક મી. વરતેજી છે, પણ તેમ નથી. એ સરખામણી આગાખાની જ્ઞાનશાસ્ત્રમાં પણ જોવામાં આવે છે. ( અને તે પ્રસંગાનુસાર વાચકોને બતાવી આપવામાં આવશે. ) પણ મી. વરતેજી આગળના પીરોથી પણ એક પાયરી આગળ વધી ને "ૐમ્" અને "અલી" નો આકાર પણ એકજ છે એમ જણાવવા બાહેર પડયા છે; પણ તે આકારની સરખામણીમાં મી૦ વરતેજી ફાવે તેમ જોવામાં આવતું નથી. કારણ કે

સનાતન માન્યતા પ્રમાણે "ઑમ્" નો આકાર ॐ આ પ્રમાણે છે, જ્યારે અરબ્બીમાં "અલી" علی આવી રીતે લખાય છે. જેને મરડી મચડીને મી. વરતેજી એ ॐ આવી આકૃતી બનાવી છે; પણ મરડી મચડીને બનાવેલી આકૃતીની સરખામણી કરતાં પણ મી. વરતેજીની માન્યતા સિદ્ધ થતી જોવામાં આવતી નથી. અગર એવી સરખામણીની આકૃતી, કોઇ ઇસ્લામી બંધુ, સનાતનીઓ પાસે પેશ કરે તો અજબ નથી કે તેઓની હાંસીને પાત્ર થાય !

બીજા પેરેગ્રાફમાં મી. વરતેજી લખે છે કેઃ—

"સંસ્કૃત ભાષામાં વેદ ઉપનીષદ, અને ગીતાનાં સત્ય તત્વોને અરબ્બી ભાષામાં માનવંત કુરઆને શરીફમાં તથા તેને લગતી મોતેબર કીતાબોમાં છે, એમ સત્તા સાથે પુરવાર કરવાનું બીડું માત્ર સતપંથના ઉસ્તાદો-એજ ઝડપ્યું છે.

તો—વેદ, ઉપનીષદ અને ગીતાનાં સત્ય તત્વો કુરઆને શરીફમાંથી અને મોતેબર કીતાબોમાંથી કાઢીને મી૦ વરતે-જીએ સનાતનીઓ અને મુસલમાનો સામે પેશ કરવાં જોઇએ; કારણ કે એમ પુરવાર કરવાનું બીડું મી૦ વરતેજી જેવા સતપંથના ઉસ્તાદોએ ઝડપ્યું છે ! અગર તેવી રીતે મી૦ વરતેજી બતાવવા તૈયાર થશે તો તેની સરખામણી ઇસ્લામીઓ અને સનાતનીઓ કરશે, અને અલબત્તા મી૦ વરતેજી જેવા ઉસ્તાદોને ધન્યવાદ આપશે ! ! પણ તેવી સરખામણી અર્થના અનર્થ કરીને નહીં; પણ સાચા અર્થો-થીજ બતાવવી જોઇએ. સબબ કે કેટલીક મુદત થઈ પબ્લીક એવું જોતી આવી છે કે આગાખાની લેખકોના લેખો, મા-સિકો, અને સાહિત્યોમાં સનાતન શાસ્ત્રોના શ્લોકો અને

પાક કુરઆને શરીફની આયતોનો મનઘડત તરજુમો થતો આવે છે ! હવે પાક કુરઆને શરીફની આયતોનો મનઘડત તરજુમો કરનાર માટે શા શા હુકમો છે તે હું આગળ વર્ણવી ગયો છું; ઉપરાંત "નહજુલ બલાગાહ" કે જેમા હ૦ અલી અ૦ ના ખુત્બાઓ છે ( અને તેનો ઈન્કાર મી૦ વરતેજી જેવાઓથી પણ થઈ શકે તેમ નથી ) તેમાં એ સબંધે શું જણાવેલ છે તે ટુંકમાં નીચે દર્શાવીશ—

૧—"પછી આપ ફરમાવે છે–કોઇ જહાલત અને નાદાનીમાં રહીને ગુમરાહીમાં મરી જાય છે તેઓની શીકાયત ખુદા પાસે કરૂં છું. એ લોકો કલામે ખુદાની હક તફસીર ન કરવાને અને કલામે ખુદામાં ફેરફાર કરવાને ઉમદા બાબત જાણે છે. અને કલામે ખુદાની પોતાના મનોવીકાર પ્રમાણે તફસીર કરે છે. નેકી અને એહસાનને ખરાબ સમજે છે, બદી અને બુરાઇને સારી સમજે છે." ( પેજ ૨૭ )

૨—"આપ ફરમાવે છે કે–એક જમાનો એવો આવશે કે લોકો પોતાની ખાહીશો પ્રમાણે હિદાયતનું કામ કરવાને ચાહશે. કુરઆનની તાવીલો પોતાના મત પ્રમાણે કરશે." વી૦ ( પેજ ૧૭૨ )

૩—"એ જમાનામાં લોકો ખુદાની કિતાબ અને તેના અહલથી જુદાઇ ઇખ્તીયાર કરશે; ઈસ્લામનાં ટોળાથી જુદા થઈ જશે, જાણે કે તેઓ પોતેજ ખુદાની કિતાબના ઈમામ છે." ( પેજ ૧૮૧ )

ઉપરના ફકરાઓથી મી૦ વરતેજી જેવાઓ જાણી શકશે કે પોતાના મનની ખાહિશ પ્રમાણે પાક કુરઆને શરીફનો તરજુમો કરવામાં કેટલું જોખમ સમાયલું છે. ઉપરાંત ખલકતને ઉંધે રસ્તે દોરવવામાં કેટલું જોખમ છે તે

પણ મજકુર કિતાબ "નહજુલ બલાગાહ" માંથી નીચે ટાંકીશ—

"એક તો એ કે જે શયતાનનીજ પયરવી કરવામાં લીન થઈ રહેલો છે અને તેથી ખુદાએ તેને તેના હાલ ઉપરે મુકી આપેલો છે. તે ગુમરાહીને ચાહે છે અને બેદીનીનો આશક છે. જે કોઇ તેની વાતો ઉપર ધ્યાન આપે અને તેનો મુરીદ થઈ જાય તે ફીત્ના અને ફસાદમાં ફસાઇ જાય છે અને તે અદલ અને હીદાયતના રસ્તાથી દુર થઈ જઈ ગુમરાહીમાં પડે છે અને એ ગુમરાહ કરનાર બીજાઓની ખતા અને ગુનાહોનો હમ્માલ અને બોજ ઉચકનાર થાય છે. ગુન્હાઓ અને ખતાઓના હાથમાં તે વેચાણ થયેલો છે." (પેજ ૨૭)

આશા છે કે આએ ફકરાથી મારા મિત્ર મી૦ વરતેજી કાંઈ ધડો લેશે અને બીજાઓને નસીહત કર્યા પૂર્વે પોતાની આકેબત સૂધારવાનો ખ્યાલ રાખશે!

ત્યાર પછીના પેરેગ્રાફમાં મી૦ વરતેજી ખુલ્લારૂપમાં પ્રકાશી, હિંદુ ધર્મને અને મુસલમાનોને (બેઉને) તુચ્છકારી પોતાનો હેતુ સાધવા સારૂ જણાવે છેઃ—

"હિંદુ ધર્મના બ્હાના નીચે સનાતન ઉપરાંત પુષ્કળ સંપ્રદાયો છે. જેઓ વેદ વિરૂદ્ધ વર્તન શીખવે છે. ત્યારે ઇસ્લામમાં પણ પ્રચલિત બોહતેર ફીરકા છે જેમાં શિયા સુન્ની મતનો સમાવેશ થઇ જાય છે. **પરંતુ તેમાં અરસપરસ અઇકયતા કેળવે એવું વર્તન પાક કુરઆને શરીફનું દેખાતું નથી.** આ રીતે હિન્દુ અને ઇસ્લામી એ બેઉ સમુહનો સમાગમ એ ઘણાજ આશ્ચર્યની વાત કહેવાય—અથવા કુદરતની ખરી અજાયબી!"

હવે—"હિન્દુ સંપ્રદાયો વેદ વિરૂદ્ધ વર્તન શીખવે છે" તે વાકયથી એમ જણાય છે કે હાલના હિન્દુ સંપ્રદાયો બરાબર નથી. એનો જવાબ હિંદુ પંડીતો તરફથી અપાય એજ યોગ્ય છે. રહ્યું એ કે "ઇસ્લામી ફીરકામાં અરસ પરસ ઐકયતા કેળવે એવું વર્તન પાક કુરઆને શરીફનું દેખાતું નથી" તો એ બોલથી મી૦ વરતેજીની ઇમાનદારી અને પાક કુરઆને શરીફ પ્રત્યે કેવી લાગણી છે તે સાફ જણાઇ આવે છે !

પાક કુરઆને શરીફ કે જેમાં સુકી લીલી સર્વ ચીજોનું વર્ણન છે એવું "લા રતબિન વલા યાબેસિન ઇલ્લા ફી કિતાબિમ મોબીન"થી જણાય છે. તો તેવી મહાન કીતાબ ઐકયતાનો બોધ ન આપે એ કેમ માની શકાય ? પાક કુરઆને શરીફ તો એ ઉપદેશ કરે છે કે " " ઈન્નમલ મોઅમેનૂન ઈખ્વતુન" (એટલે ખરેખર સરવે મોઅમીનો [ આપસમાં ] ભાઈયો છે.) એવી ખુલ્લી રીતે કુલ્લે ઇસ્લામીયો માટે પાક કુરઆને શરીફ ભાઈચારાનો ઉપદેશ આપે છે. પણ મી૦ વરતેજીને એવી આયતોથી કયાં કામ છે ? તેઓને તો જેમ મનમાં આવે તેમ હાંકયાજ જવું છે ! ઈસ્લામમાં જે ફિરકાબંધીઓ થઈ ગઈ છે અથવા થઇ રહી છે તેનો દોષ પાક કુરઆને શરીફ ઉપરે કાંઇ પણ આવી શકતો નથી ! એનો દોષ ફીરકાબંધીઓ કરવાવાળાઓ ઉપરેજ છે. પાક કુરઆને શરીફ તો ઇસ્લામી ઐકયતાના માટે ઉત્તમ શિક્ષણ આપે છે. ખબર નથી પડતી કે પાક કુરઆને શરીફના માટે આવો બોલ લખવાને મી૦ વરતેજીની ઈમાનદારીએ કેમ કબુલ કીધું !

પાક કુરઆને શરીફમાં દરેક ચીજનો ટુંકમાં એવી રીતે સંપુર્ણ ઇલ્મ ભરેલ છે કે જેમાંથી હજારો દફતરો ભરીએ તો પણ થોડાં ! તેમાં સર્વે ચીજોનું ખુબીની સાથે

વર્ણન છે, તે વિષે સર્વે બિના અત્રે દર્શાવતાં ઘણુંજ લંબાણુ થાય; પણ સત્ય શોધકોએ સત્ય શોધી કહાડવા માટે મોલવી ફરમાનઅલી કૃત પાક કુરઆને શરીફનો ઉર્દુ તરજુમો છે તેની પ્રસ્તાવના જોઈ જવી એમ ખાસ ભલામણ છે ! કે જેમાં દરેક ઇલ્મની સાબેતી પાક કુરઆને શરીફમાં છે તેનું ખુબીની સાથે વર્ણન છે. તે પ્રસ્તાવનામાંથી ફક્ત નમુના દાખલ બે ત્રણ આયતો નીચે ટાકીશ—

૧—" માફરતૂના ફિલ્ કેતાબે મિન શય. ( હમને કુરઆનમેં કોઈ ચીજ ઉઠા નહીં રખી. " )પ્રસ્તાવના–પેજ ૧૧

૨—" વ નઝઝલ્‌ના અલયકલ્ કેતાબ તિબ્યાનન્ લે કુલ્લે શય." ( હમને તુમપર અયસી કિતાબ નાઝીલ કી, જીસમેં હરચીઝકા બયાન હએ. )

પ્રસ્તાવના પેજ ૧૧

૩—" મા કાન હદીસય્ચીં યુફ્તરા વલાકિન્ તસ્દીકુલ્લઝી બયન યદયહે વ તફસીલ કુલ્લે શયઇન વ હોદન્ વ રહ્મતલ્ લે કવ્મિય્ચીં યુઅ્મેનૂન." ( યેહ કોઇ બટ્ટી હુઇ બાત નહીં, બલ્કે કુરઆન હય, જો અગલી કિતાબોંકી તસદીક હરચીજકો તફસીલદાર બયાન કરનેવાલા, ઓર મોઅમેનુંકે લીયે હીદાયત ઓર રહેમત હય. ) પ્રસ્તાવના પેજ ૧૧

ત્યાર પછી મજકુર તરજુમામાંજ, આગલની કિતાબોની તફસીલ કુરઆનમાં છે તે સબંધે દાખલો ટાંકેલ છે તેનો સાર—

" તમામે ઓલુમ–તવરાત, ઝબુર, ઈન્જીલ, ઓર કુરઆનમેં દવીયત રખે. ફિર ઇન તીનુંકે ઉલુમભી કુરઆનહીકે સુપુર્દ કરદીયે, ઇસીકે બારેમેં હજરત ઇબ્ને અબ્બાસ અલયરહેમાહ ફરમાતે હંય–" લવ,

ઝાઅ, લી ઉકૂલા બઈર; લવજદ તો હુ ફિ કિતાબિલ્લાહ" અગર મેરે ઉંટકી બાંધનેકી રસ્સી ભી ગુમ હો જાય, તો મુજકો વોહભી કુરઆનમેં મીલ જાયગી." (પ્રસ્તાવના પેજ ૧૧)

તદુપરાંત પ્રોફેસર ઈસ્ફહાની કૃત પાક કુરઆને શરીફના તરજુમાની પ્રસ્તાવનામાં કુરઆને શરીફની ખુબીઓ વિશે, જે વર્ણન છે તેમાંથી થોડીક લીટીઓ અત્રે ટાંકીશ—

"કુરઆને શરીફ ઈસ્લામ ધર્મનું મુળ અને પાયો છે અને લાખો કરોડો મુસલમાનો માને છે કે, તે ખુદાનું પાક કલામ છે. એ સત્ય વાત છે કે, આ દુનિયાની અંદર કોરઆને શરીફ જેવી એકે એવી કેતાબ નથી, કે જે હમેશા વંચાતી હોય. મુસલમાનોને માટે દરેક પ્રસંગે અને દરેક જગ્યાએ કોરઆને મજીદ, તેઓની બંદગીનું મુળ છે; અને તેઓની કેળવણી અને શીખામણનો પાયો છે. અને તેઓના ધર્મ—નીયમો તથા કાયદાઓનો સંગ્રહ છે. એટલે કે કોરઆને શરીફ તેમનું ધર્મ સબંધી સર્વસ્વ છે. તે પવિત્ર કેતાબ અરબી ભાષામાં લખેલી છે. અને સઘળા વિદ્વાનોએ કબુલ કરેલું છે કે, તે અરબી ભાષાની પરિપુર્ણ અને ઉત્તમ ઈબારત (શઈલી) માં લખેલી છે; અને તેમજ કોઇ માણસ તેના જેવું બોલી કે લખી શકે નહિ. તે હજરત પેયગમ્બરનો કેયામત સુધી એક ચમત્કાર છે."

( પ્રસ્તાવના પેજ ૧૪–૧૫

નહજુલ બલાગાહમાં પણ ઠેકઠેકાણે હ૦ અલી અ૦ એ પાક કુરઆને શરીફ સબંધે ખુત્બાઓમાં ફરમાવેલ છે. તેમાંથી નમુના દાખલ ફકત ખુત્બો ના૦ ૧૬ માંથી થોડાક ફકરા ટાંકીશ—

"ખુદાની કસમ ખુદાએ તઆલાએ તો કુરઆને શરીફમાં ફરમાવ્યું છે કે, અમોએ કોઇ ચીજ, બાકી રાખી નથી, કીતાબમાં તમામ બાબતો અમોએ બયાન કરી આપી છે. એ કીતાબમાં કાંઈ પણ ઇખ્તેલાફ નથી. અગર એ કીતાબ ખુદા સિવાય બીજા તરફથી નાઝીલ કરવામાં આવી હતે તો, અલબત્તા તેમાં ઘણા ઇખ્તેલાફ જોવામાં આવતે. હકીકતમાં ખુદાની એ કીતાબ જાહેરમાં બહુજ ઉંડી અને અમુલ્ય જવાહીરથી ભરપુર છે, તેની અજાયબ બાબતો કોઇ રીતે ફના થઇ શકે તેમ નથી. અગર નાકીસ બાબતો પુરી કરવી હોય અને અંધકારના પડદાઓને ઉપાડી નાંખવા હોય તો એ કીતાબની મદદથી બની શકે તેમ છે." (પેજ ૨૮)

પ્રિય વાંચકો ! એ તો ઇસ્લામ મત પ્રમાણે પાક કુરઆને શરીફની શ્રેષ્ટતાનું વર્ણન હતું, પણ એ સબંધે અન્ય ધર્મોવાળાઓએ પણ ઘણા ઉત્તમ અભીપ્રાયો દર્શાવ્યા છે; જે જગ જાહેર છે ! ખાસ કરીને યુરોપીયન લેખકોએ એ બાબતમાં આગળ પડતો ભાગ લીધેલ છે. પાક કુરઆને શરીફ સબંધે તેઓમાંના કેટલાક મુન્સફ મીજાઝના વિદ્વાનોએ જે બોલો ઉચ્ચારેલ છે તે સર્વે અત્રે ટાંકતાં લંબાણ થઇ જાય જેથી ફકત "ઇસ્લામ ઓર ઓલમાએ ફિરંગ" એ નામના રિસાલામાંથી ફકત મી૦ એડવર્ડ ગીબનના ઉદ્દગારો અત્રે ટાંકીશ મી૦ એડવર્ડ પોતાના પુસ્તક 'ડીકલાઇન એન્ડ ફૉલ આવ ધી રોમન એમ્પાયર" માં કાઢેલ છે, તેનો ઉર્દુમાં તરજુમો થએલ છે તે નીચે મુજબ—

"(હુજુર) મહમદ મુસ્તફા (સ૦) કા મઝહબ શુકુક વ શુબહાતસે પાક હયે કુરઆન ખુદાકી વહદાનીય્યત પર એક ઉમ્દા શહાદત હયે × × ×

× × × × × × × × × યેહરે દકયાનુસસે લેકર દરિયાએ ગંગાકી ઇન્તેહા તક; અલગરઝ મશરિકસે મગરિબ તક કુરઆન મજીદકો ન સિર્ફ ઉસૂલે દીનકે લીયે કાનુને અસાસી તસ્લીમ કીયા ગયા હએ, બલ્કે યેહભી એઅતેરાફ કીયા ગયા હએ કે એહકામે—તાઅઝીરાત, ઉસુલે—તમદન, વ ઇજતેમાઅ; કવાનીને માઅશેરત, ઇન્સાની ઝીંદગીકે મુખ્તલિફ નીઝામાત, ઔર ઉન્કી તરતીબ બ્યાન કરનેકે લીયે યેહ એક જામેઅ કિતાબ હએ. શરીયતે ઇસ્લામકે એહકામ તમામ લોગુંપર યકસાન હાવી હોતે હએં ! એક બડેસે બડે બાદશાહસે લેકર એક અદના દરવેશ ઔર મફ્લુકુલ હાલ તક હરેક શખ્સપર ઉન્કા મસાવી અસર પડતા હય. ”

( ઇસ્લામ ઔર ઓલ્માએ ફિરંગકી રાએ. પેજ ૬—૭ )

પ્રિય વાંચકો ! જ્યારે એક યુરોપીયન પાક કુરઆને શરીફનાં વાસ્તે આવા ઉત્તમ ઉદ્ગારો કાઢે, ત્યારે મી૦ વરતેજી જેવા ( ઇસ્લામનો દાવો કરનાર ) એમ જણાવે છે કે “ ઇસ્લામી ફીરકાઓમાં અરસપરસ અઇકયતા કેળવે એવું વર્તન પાક કુરઆને શરીફનું દેખાતું નથી. ” અફસોસ ! આશ્ચર્યકારક તો એ છે કે તેજ ફકરા નીચે હીન્દુ અને ઈસ્લામી સમુહનો સમાગમ થવાનું જણાવી, તે ઉપરે અજબ થાય છે ! પણ તે સમાગમ કરાવનાર કોણ ? તે અંધારમાં રાખી દીધેલ છે. મારી માન્યતા પ્રમાણે તો તેવો સમાગમ કરાવનાર તરીકે ના૦ આગાખાનને જણાવવાનો મી૦ વરતેજીનો હેતુ છે. જે રીતે ના૦ આગાખાને હિન્દુ—મુસ્લીમ અઇકયતાના વાસ્તે કોશેસ કરેલ એથી વધુ કોશેસ મ૦ ગાંધીજી વીગેરાઓએ કરેલ છે ! એ મી૦ વરતેજીએ ખાસ યાદ રાખવું જોઇએ ! !

ત્યાર પછીના પેરામાં હીંદમાંના એકવીસ કરો હીન્દુઓ અને કુલ ચાલીસ કરોડ મુસલમીનોની અઇક્ય તાનો આનંદી બનાવ અવશ્ય થવાનો છે, એમ જણાવી મી૦ વરતેજી જણાવે છે:—

" એ હરખાવનારા દીવસો દીન પ્રતી દીન વધુ વધુ નજીક થતા જાય છે એમ જોનારી આંખો વે અને કુરઆનની માન્યતા સિવાયની નથી. "

જે ઉપરથી જણાય છે કે એવા દીવસો હવે આવના છે; હજી સૂધી આવ્યા નથી. ત્યારે મી૦ વરતેજી તો ઘણ મુદત થઈ ના. આગાખાનને મહેદી તરીકે જણાવી ચુકર છે તેનું કેમ ? મારી માન્યતા મુજબ તો એ બધી તા તલાવટ છે ! ચાલુ ઐકયતાની બાબતમાં ધર્મનો સબંધ નથી. ચાલુ ઐકયતા ફકત રાજદ્વારી, આર્થિક અને સામ જીક વી૦ બાબતો ઉપરેજ અવલંબી રહેલી જોવામાં આ છે ! કોઈ પણ નેતાએ, હિન્દુઓએ મુસલમાન થઈ જ અથવા મુસલમાનોએ હિન્દુ થઈ જવું, કે વચગાળે નવો પંથ ઉપજાવી કહાડવો એવી હીમાયત કીધીજ નથી ! !

ત્યાર બાદ વળી મી. વરતેજીએ ( ઘાંચીના બેલ જેમ ફરી ફરીને ) એજ 'ઑમ્' અને 'અલી' ના વા ટાઓ સાથે ઇસ્લામી અને સનાતન કાફલાનો સમાગ થવાની બીના ચર્ચી અને તેની નીચે હિન્દુ—મુસ્લીમ ઐ કયતાનો સબંધ બતાવવાને એક કલ્પીત વૃક્ષ ( ચિત્ર ઉપજાવી કાઢેલ છે. જેમાં હ૦ અલી તે નકળંક, અને તે નીચે ઈમામ મહેદી; એવી રીતે ચિતારેલ છે. અને હ અલી અને ઈમામ મહેદીના નીચે તેઓનું વર્ણન શુદ્ર તરી ચીતારેલ છે. એટલે આ ઠેકાણે તો નકળંક અને મહે જુદા જુદાજ જણાઈ આવે છે. જેથી મી. વરતેજીની શીય

મહેદી અ. ને મી. વરતેજીએ શુદ્ર તરીકે જણાવેલ છે જેના વાસ્તે શુદ્ર સબંધી વિવેચન આગળ કરી ગયો છું, એટલે અત્રે ઉલ્લેખ કરતો નથી. )

ત્યાર બાદ આગળના ત્રણ યુગમાં 'ૐમ્' ની ધજા, અને આ યુગમાં 'અલી' નામવાળા વાવટાના સંગમનો અરસપરસ મીલાપ, એ સબંધે કેટલુંક ફોકટનું વિવેચન કરીને જણાવે છે કેઃ—

> " અને આ બે સમુહની જુદી જુદી ભાષાને લીધે થતો ગુંચવાડો ઉકેલનાર અને બેઉની ભેળી વ્યવસ્થા તથા વ્યુહ રચના ગોઠવનાર શ્રી નકળંક અવતાર અથવા ઇમામ મહેદીના પ્રગટ હુકમની વાટ જોતાં એક પગે ઉભેલા છે. "

ઉપરના ફકરાથી જણાઇ આવે છે કે નકળંક અવતાર અને ઈમામ મેહદીનો હુકમ હજી સૂધી જાહેર થયો નથી. ત્યારે આગાખાની–શાસ્ત્રો ( જ્ઞાનો ) માં છે જેયેકો નકળંકનો અવતાર હ. અલી થયા, એ થીયરી ખોટી પડે છે. ઉપરાંત મી. વરતેજીની થીયરી કે ના૦ આગાખાન મહેદી તરીકે જાહેર થઈ ગયા, તે પણ નિરર્થક ઠરે છે !

ત્યાર પછી મી. વરતેજી એજ સબંધે કેટલુંક વિવેચન કરી શુદ્ર અવતારને ન ઓળખવા સબબથી સનાતન ધર્મ માઠી અવસ્થાએ પહોંચ્યો વી૦ વી૦ કેટલીક અછાડ પછાડ કરી અને જણાવે છે કેઃ—

> "સનાતન ધર્મનો ચોથો વિભાગ તે બુદ્ધીષ્ટ, જઇનો, યહુદીઓ અને ઇસાઇલીઓ ખ્રીસ્તીઓ અને મોહમેદનો સાથે મળીને થાય છે. જેને અથર્વ વેદના

જબુર, ઇનજીલ, એ ત્રણે કિતાબો તથા વેદના સંપુર્ણ તાર્તમયની ચુકતે જવાબદારી કુરઆને શરીફે સ્વીકારેલ છે. ”

તો દુનીયાના સર્વ પ્રચલિત ધર્મો તે સનાતન ધર્મનો ચોથો વિભાગ છે, તે કઈ દલીલોના આધારે મી. વરતેજી જણાવવાને બાહેર પડયા છે, તે મી. વરતેજીએ બતાવી આપવું જોઇએ. જ્યારે સઘળા વેદો અને તવરેત, ઝબુર વી૦ ચુકતેની જવાબદારી કુરઆને શરીફે સ્વીકારેલી છે ત્યારે મી. વરતેજી હજી સુધી વેદો વેદો કહ્યા કરે છે તેનું કેમ ? અને વેદિક—ઈસ્લામની માન્યતા કેવી ઠરે છે, તે મી. વરતેજીએ જણાવવું જોઇએ.

ત્યાર પછી વળી મી. વરતેજી જણાવે છેઃ—

“ ઇસ્લામમાં પડી ગયલા અરસપરસ વિરૂદ્ધતા દેખાડનારા ફીરકા ઉપરથી, કુરઆને શરીફની વેદ અને બીજી ઇલાહી કિતાબો ઉપરની ફજીલત માટે વિરોધ ઉભો કરે તો તે માટે કુરઆને શરીફનો માત્ર એકજ સિદ્ધાંત જવાબ આપે છે કે—

આયાત—

**કુલ્લે શયઇન અહસ્યનાહો ફી ઇમામુ–મ–મોબીન.**

અર્થ—દરેક વસ્તુની સમજ જાહેર ઇમામ પાસે હોય છે. ”

અત્રે મી. વરતેજી કાંઇક પોતાનો મતલબ સાધતા જોવામાં આવે છે. અહીંઆ કુરઆને શરીફની ફજીલત વર્ણવે છે, તે ફકત પોતાની માન્યતાના ‘ઇમામે મોબીન’ને સિધ્ધ કરવા માટેજ ! નહિ તો પાક કુરઆને શરીફ વાસ્તે આગળ શું લખી ગયા છે, તે હું વાંચકોને બતાવી ચુકયો છું. ( ઈમામે મોબીન સબંધે હું આગળ જતાં જુદાજ પ્રકરણમાં ખુલાસો કરીશ. )

આગળ ચાલતાં મી. વરતેજી પોતાના મુદ્દાને ખુલ્લા-રૂપમાં જણાવવા સારૂ લખે છે:—

" આ દુનિયાના અંત સુધીના નિર્ણય યુક્ત ખુદાઇ વચનમાં વેદ, ગીતા, તવરાત, જબુર, ઇન્ઝીલ અને કુરઆને શરીફનું જીવન સમાયલું છે. ખુદાઇ નુર તરિકે સનાતન, બુધ્ધ; યહુદી, ખ્રીસ્તી, ધર્મોમાં ક્રમવાર–મછ, કછ, વરાહ, નરસી, વામન, ફરસીરામ, કૃષ્ણ, બુધ્ધ ( આદમ ) અને તેના પાત્ર–મુસા, દાઉદ, ઇસામાં પ્રગટ રહીને છેવટ શ્રી નકળંક તરીકે હ. અલી અને તે નીસીધી નરનસલે થયેલા ઇમામો આજ પર્યંત નામદાર આગાખાન ખુદાવંદ સર સુલ-તાન મહંમદશાહમાં ઝળકતું મઉજુદ છે. ! "

શાબાશ, ભાઇ વરતેજી ! ના૦ આગાખાન સાહેબને મછ, કછ જેવા જળચર પ્રાણીઓ અને વરાહ ( સુવ્વર ) કે જેને ઇસ્લામે નજીસુલ—અયન તરીકે ગણેલ છે તેના પાત્ર તરીકે ગણવાને કઈ ઇમાનદારીએ તમોને સુઝ્યું ! મુસાના પાત્ર દાઉદ હતા, અને દાઉદના પાત્ર ઇસા હતા તો નરનસલ તરીકે દાઉદના પાત્ર તરીકે ઇસા કેવી રીતે થયા, તે જણાવશો કે ? અને ઇસાના પાત્ર તરીકે નકળંક રૂપે હ. અલી કઇ રીતે થયા તે જરા જણાવશો કે ? હ. ઇસાની નસલ દુન્યામાં ખરી કે ? ઇસાએ કેટલી ઓરતો કીધી તે જણાવશો કે ? ભાઈ વરતેજી ! ( તમારી ઇતિહા-સીક અજ્ઞાનતા ઉપરે અફસોસ છે ! (બુધ્ધ અને આદમના વાસ્તેનો ખુલાસો ઇ૦ જુદાજ પ્રકરણમાં કરીશ. )

ત્યાર પછી મી૦ વરતેજી આગાખાની મઝહબની તાઅરીફના બણુગા ફુંકતાં જણાવે છે કે:—

" એ ખુદાઇ નુરની હિન્દ ખાતે દશમ અવતાર તરીકે આસરે ૧૨૦૦ વર્ષ ઉપરે પ્રથમ સતગુર નુરે

ગુજરાત વિભાગમાં પિછાન કરાવી હતી. અને પીર શમ્સ તથા ત્યાર પછી ૬૦૦ વરસ ઉપર પીર સદરૂદ્દીન તથા પીર હસન કબીરૂદ્દીન સાહેબ અને તાજદિન સાહેબના વચનામૃતોની સાક્ષી વડે એ પિછાન પોષાયા પછી મઉલાના શમ્સ તબરેઝીના જુસ્સાદાર પ્રવાહ રૂપ જ્ઞાનામૃતનાં સિંચનથી હિન્દના જુદા જુદા વિભાગોમાં જાથુકની મક્કમ અસર ફેલાવી, તો પણ એ નિરમળ અને દુનિયાના ધર્મને એકત્ર કરનારી તાલીમ જ્યારે છુપી હીફાઝત વડે પ્રગતિ કરતી હતી. ત્યારે ઇસ્લામ અને કુરઆનના નામે ફેલાતી જતી હિદાયત, ખુદાઈ નુરની આડકત્રી રોશનીથી હતી. અને તેથીજ ઇસ્લામીઓમાં ફીરકા થતા ગયા. અને દુનિયાના ધર્મને એકજ છત્ર નીચે ભેળા કરવાનું મહાન કાર્ય કરવાની પોતાની ફરજ બજાવે, તેવી લાયકાત દેખાડી શકયું નહીં. બલ્કે વેદ જુઠાં, હિન્દુ કાફર, એવો હડહડતો ગેરઇન્સાફ કરવા દોરવાઈ ગયું અને તેથીજ ટરકીની ખીલાફત, દરેક વસ્તુની સમજ ધરાવનાર; જાહેર ઇમામના ટેકા વગર ટટાર રહી શકી નહીં. ”

ઉપરના ફકરાથી પહેલે તો મી. વરતેજીની ઇતિહાસ સબંધી કેટલી અજ્ઞાનતા છે તે જણાઈ આવ્યા વગર રહેતી નથી. પીર સતગુરૂ નુરને આસરે બારસો વર્ષપર હીન્દમાં આવ્યાનું મી વરતેજી જણાવે છે; પણ તે હડહડતું જુઠાણું છે. પીર સતગુરૂ નુર તો **સિધ્ધરાજ જયસિંહના** વખતમાં પાટણમાં પધાર્યા હતા. સિધ્ધરાજ જયસિંહના ગાદીએ આવ્યાનો સમય ઈ. સ૦ ૧૦૯૪ નો છે જેને આજે ૮૨૭ વર્ષ થયાં. કેટલાક ગ્રંથ કર્તાઓએ પીર સતગુરૂ નુરની વફાતની તારીખ “ **લાયમુત** ” શબ્દોમાં જણાવેલ છે, અને “ લાયમુત ” નાં અબજદ ૪૮૭ થાય છે; એટલે

હી. સ. ૪૮૭ નો સમય જણાય છે. તો તેને પણ આજ પર્યંત ૮૫૩ વર્ષ થયાં છે; એટલે તેઓનો હિન્દમાં આવ્યાનો સમય નવસો વર્ષ પૂર્વનો તો નથીજ ! વળી પીર સદરદીનનો જમાનો, આજથી છસે. વર્ષપર મી. વરતેજી જણાવે છે, તે પણ તવારિખી ઘટનાઓથી ખોટો પડે છે. ના૦ આગાખાન સાહેબ સામે ઇ. સ. ૧૯૦૫ માં કુટુંબીઓએ કેસ માંડેલ, તે કેસમાં ખુદ ના૦ આગાખાને સોગંદ ઉપરે જે એફીડેવીટ નોંધાવી છે તેમાં પણ પીર સદરદીનને હિંદુસ્તાનમાં આવ્યાને ૪૦૦ વરસ જણાવેલ છે, તો હવે બેમાંથી ખરૂં કોણ ? ના૦ આગાખાન. કે મી. વરતેજી ? તદુપરાંત પીર સદરદીન સાથેજ પીર હસન કબીરદીન અને તાજદીનનો સમય, મી. વરતેજી જોડી કાઢે છે. પીર હસન કબીરદીનના પુત્ર પીર ઇમામ શાહે "જન્નત પુરી" નામના જ્ઞાનમાં, પીર હસન કબીરદીનનો સમય સવંત ૧૫૭૫ નો જણાવેલ છે:—

"એજી સવંત પંદરેસો પચોતેરો, અને કારતકનું માસ;
તારીખ સતરમીએ જોમું સીપાર્યો, પીર હસન કબીરદીન આપ.

જે ઉપરથી પીર હસન કબીરદીનની વફાતને આજે ૪૦૩ વર્ષ થયાં, જેથી મી૦ વરતેજીની જ્ઞાનશાસ્ત્રમાં પણ અજ્ઞાનતા જણાઈ આવે છે. (વળી પીર શમ્સ એ શમ્સુદ્દીન તબરેઝ નહીંજ હતા, જે આગળ બતાવી ગયો છું.) અફસોસ છે કે, મી૦ વરતેજી મજકુર પીરોની તાઅલીમને દુનિયાના ધર્મને એકત્ર કરનારી જણાવી અને ઇસ્લામ અને કુરઆનને તદ્દન ઉતારી પાડે છે ! અને તે તેઓનુંજ લખાણ "ત્યારે ઇસ્લામ અને કુરઆનના નામે ફેલાતી જતી હિદાયત ખુદાઈ નુરની આડકતરી રોશનીથી હતી અને તેથીજ ઇસ્લામીઓમાં ફિરકા થતા ગયા." થી જણાઇ આવે છે ! ! તો મહાન પીરોએ જે તાલીમ આપી, તે પણ

ઇસ્લામનીજ હતી, અને તેઓએ પણ ઇસ્લામીઓમાં એક ફિરકાનો વધારો કીધો; તે શું મારા મિત્ર મી૦ વરતેજી જાણતા નથી ? વળી, "ઇસ્લામ અને કુરઆન પોતાની ફરજ બજાવી શકયા નહીં અને લાયકાત દેખાડી શકયા નહીં, બલકે વેદ જુઠા, હિન્દુ કાફર એવી રીતે હડહડતો ગેરઈન્સાફ કરવા તરફ દોરવાઈ ગયા" એમ જે મી૦ વરતેજી જણાવી રહ્યા છે, તે ઇસ્લામ અને કુરઆન ઉપરે એક જબરદસ્ત આક્ષેપ કરી રહ્યા છે; પણ હું મી૦ વરતેજીને વિચારવા માટે ખુદ ના૦ આગાખાન સાહેબનુંજ ફરમાન બતાવીશ—

> "ઇસ્માઈલી દીનપર જે ન હોય, તો તે કાફર છે. અગર મારો દીકરો હોય ને તે દીનપર ન હોય, તો તે પણ કાફર છે. નુહ નબીનો દીકરો તેના દીનમાં નહીં રહ્યો તો તે પણ કાફર થયો."

(કલામે સુલતાન મહમદ પેજ ૨૯ પેરેગ્રાફ ૧૨૭)

ઇસ્લામીઓ ઇસ્લામ શીવાયનાઓને કાફર તરીકે જણાવે છે, એમ મી૦ વરતેજી માને છે; પણ અહીં તો ના૦ આગાખાન સાહેબના ફરમાનમાં ઇસ્માઈલી સીવાયના અન્ય ઇસ્લામીઓને પણ કાફર તરીકે જણાવવામાં આવ્યા છે, તેનું કેમ ? હવે મી૦ વરતેજી ઇસ્લામીઓ ઉપરે કેવી રીતે આક્ષેપ કરવા બાહેર પડી શકે તેમ છે ? ! ઇસ્લામીઓ હિન્દુઓને કાફર કહેવા તરફ દોરવાઇ ગયા, તેથીજ ટરકીની ખીલાફત જાહેર ઇમામના ટેકા વગર ટટાર રહી શકી નહિં, એમ મી૦ વરતેજી જણાવે છે. તો મજકુર બોલો સાથે ખીલાફતનો સબંધજ શો છે ? ટરકીની ખીલાફત સુન્નત જમાઅતની માન્યતા પ્રમાણેની હજી સુધી કાયમજ છે. કદાચ મુલ્કી સત્તા નબળી પડી ગઈ હશે, પણ સુન્નત જમાઅતની માન્યતા મુજબની ખીલાફતને હજી

સુધી કાંઈ આંચજ આવેલ નથી ! અગર ટરકીશ સલ્તનત ટકાવવાને માટે ના૦ આગાખાને કોશિશ કરેલ હશે, તો તેના મુકાબલે બીજા ઈસ્લામી નેતાઓની કોશિશો કાંઈ ઓછી અગત્યની નથી, તો તે મી૦ વરતેજી જાણે છે કે નહિ ? હવે એથી ના૦ આગાખાન સાહેબ જાહેર ઇમામ તરીકે શી રીતે શિદ્ધ થઇ શકે છે ? તે મી૦ વરતેજીએ બતાવી આપવું જોઇએ !

વળી મી૦ વરતેજી જણાવી રહ્યા છે:—

" અને જેવી રીતે હીન્દમાં હીન્દી રાજસત્તા જતી રહી તેવીજ રીતે આજે મુસ્લેમ રાજસત્તા પણ ખલીફાતના નામથી પુર્ણ થઈ ગઇ."

એ ઉપરના ફકરામાં કેટલી સચ્ચાઈ છે, અને મી૦ વરતેજી કેવા મગજથી લખાણ કરી રહ્યા છે તેનો તોલ વાંચકોએ કરી લેવો ! મુસ્લીમ રાજ્યસત્તા ખલીફાતના નામથી હજી ચાલુજ છે; પુર્ણ થઇ ગઇ નથી, તે શું મારા વિદ્વાન મિત્ર મી૦ વરતેજી જાણતા નથી ? આજે હિંદુસ્તાનમાં જે ચળવળ ટરકીશ ખીલાફતના માટે થઈ રહી છે તેથી શું મી૦ વરતેજી અજાણયા છે કે ? અગર ખીલાફત પુર્ણ થઇ ગઈ હોય તો, પછી લડત પણ શેની હોય ? વળી બહાદુર મુસ્તફા કમાલપાશા તરકીશ સલ્તનતને માટે જે તનતોડ મહેનત કરી રહ્યા છે તેથી પણ શું મી૦ વરતેજી અજાણ છે ?

ત્યાર પછીના પેરામાં મી૦ વરતેજીએ ગીતાજીમાંથી **" યદા યદાહી ધર્મસ્ય "** વાળો શ્લોક ફરીને ટાંકયો છે. એ સબંધમાં આગળ વિવેચન કરી ગયો છું, એટલે અત્રે બેવડાવવાની કાંઈ જરૂરત જોતો નથી.

વળી મો૦ વરતેજી મજકુર શ્લોકના અનુસંધાનમાં નીચે મુજબ કલમ ચલાવી રહ્યા છેઃ—

"આ વચન મુજબ કૃષ્ણાવતાર પછી, તેરસો વરસપર નકલંક અવતાર અલી તરીકે અરબસ્તાનમાં જન્મવા પછી, પણ તે ભાગોમાં એટલે હીન્દની બાહાર રહીને પોતાની ઇશ્વરજ્યોતીની પ્રતિભા અજાયબ રીતે પાડતા રહ્યા. પરંતુ હીન્દ આટલા વખત સુધી સંકટમાં ન હોતું જેવું હાલ છે. અને હવે જ્યારે ભારતમાં ધર્મની બાબતમાં ગ્લાની થઈ છે ત્યારે ગીતામાં કરેલા વાયદા મુજબ એજ શ્રી કૃષ્ણે અરબસ્તાનમાં લીધેલા અલી અવતાર પછી છેલા ૪૩ વરસ ઉપર સીંધના કરાંચી ગામમાં ઈ. સ. ૧૮૭૭ માં અવતાર લીધો અને હાલના નામદાર આગાખાન તરીકે પોતાની માતૃભુમી હીન્દ માટે જે જે પ્રયત્નો ચાલુ છે, તેમાં હીન્દુ મોસ્લેમ ઐકયતાના જીવનપ્રેરક ભાષણો અને "ઇન્ડીયા ઇન ટ્રાન્ઝીશન" ના અવલોકીક હાથે બ્રીટીશ રાજ્ય સત્તા સામે "હીન્દ—સ્વરાજ" માટે જે મહાન લડત રજુ કરી છે, તે ગીતામાં કરેલ વાયદાની યાદ તાજી કરાવે છે ! અને એમના એ મહાન કાર્યના અંજામ માટે હાલના દરેક જીવતા ભારતવાસી સનાતનીને જાણે સુચવે છે કેઃ—

સરવા ધરમાન પરીતજ્ય, મામંકે શરણ વ્રજ;
અહંત્વા સર્વ પાપે ભ્યો, મોક્ષ ઇષ્યામી માશુચ.

"બધા ધર્મનો પરિત્યાગ કરીને મ્હને એકલાને શરણે આવ. હુંજ તમારા બધા પાપને ટાળીને ઇચ્છીત મુક્તિ આપીશ બીહમા."

ઉપરના પેરેગ્રાફ સબંધેનો ખુલાસો અને તે ઉપરની ટીકા આગળ આપી ગયો છું, છતાં ટુંકમાં કેટલોક ખુલાસો

કરવાની જરૂરત છે. ભારતમાં ધર્મની ગ્લાની થઈ છે જેથી ગીતામાં કરેલા વાયદા મુજબ શ્રી કૃષ્ણાવતાર રૂપે હ૦ અલીએ અરબસ્તાનમાં અવતાર લીધેલ તેના અવતાર તરીકે ના૦ આગાખાન કરાચીમાં ૧૮૭૭ માં જન્મેલા છે, એમ મી૦ વસ્તેજી જણાવે છે. ત્યારે ધર્મની ગ્લાની અને સંકટતો હમણા છે તો ના૦ આગાખાનને કૃષ્ણાવતાર તરીકે ૧૮૭૭ ની સાલમાંજ જન્મ લેવાનો સબબ શો ? ગીતાજીના શ્લોક મુજબ તો જ્યારે ધર્મની ગ્લાની થાય ત્યારેજ અવતાર લેવો અવશ્યનો જણાય છે, પણ ના૦ આગાખાનનો જન્મ તો ધર્મની ગ્લાની અને સંકટથી અગાઉ થયેલ છે તેનું કેમ ? ધર્મનો લોપ થયા પછીજ ધર્મ ઉધ્ધારક આવવો જુવે, એટલે તે બીજોજ કોઇ મહાન પુરૂષ હોવો જોઇએ, ના૦ આગાખાન તો નહિંજ ! હિન્દુ શાસ્ત્રની માન્યતા મુજબનો **નકળંક અવતાર** એકજ વખત થવો જોઈએ, તે તો મી૦ વસ્તેજીની માન્યતા પ્રમાણે તેરસો વષ ઉપરે હ૦ અલી અ૦ થઇ ગયા; વળી સને ૧૮૭૭ માં ના૦ આગાખાન પણ નકળંક તરીકે જન્મ્યા ! ત્યારે નકળંક અવતાર તે કેટલા ? ના૦ આગાખાન જન્મ્યા તેને આજે ૪૪ વર્ષ લગભગ થઇ ગયાં, તો પણ હજી સુધી ભારતમાં તો શું પણ આખી દુનિયામાં ધર્મની ગ્લાની અને ધર્મનો લોપ દીનબદીન વધતોજ જોવામાં આવે છે; નવા નવા ધર્મોની પણ ઉત્પતી થતીજ આવે છે. તો ના૦ આગાખાન સાહેબને જન્મે આજે ૪૪ વર્ષ થયા છતાં, ધર્મનો ઉદ્ધાર ન કીધો, એ ઘણુંજ આશ્ચર્યકારક કહેવાય ! કદાચ હિન્દને સ્વરાજ મલી પણ જાય, તો તેથી ધર્મનો ઉધ્ધાર કેવી રીતે ગણાઈ શકાય, તે મી૦ વસ્તેજી જણાવશે કે ? ધર્મ અને સ્વરાજનો શો સબંધ છે તે મી. વસ્તેજીએ જણાવવું જોઇએ ! ના૦ આગાખાનનું પુસ્તક “ ઈન્ડીયા ઇન ટ્રાન્ઝીશન ” પ્રગટ

થયું, તેને પણ મુદ્દત થઇ ગઈ. હજી સુધી ભારતમાં તો શું પણ આખી દુન્યામાં ધર્મનો લોપ વધતોજ જોવામાં આવે છે ! ! મજકુર પુસ્તક ઈંગ્લીશ ભાષામાં છે, તો તે ભાષા જાણનારી યુરોપીયન પ્રજામાં પણ રોજબરોજ ધર્મનો લોપ વધુ ને વધુ પ્રમાણમાં થતો જાય છે. એ પુસ્તકપરથી યુરોપ ઉપરે પણ કાંઈ અસર થયેલ હોય એવું જોવામાં આવતું નથી ! મી૦ વરતેજી ગમે તેટલી અછાડ પછાડ કરે, પણ હાલે તો દુન્યામાં એક એવા મહાન પુરૂષની આવવાની આવશ્યકતા છે કે, જે ધર્મનો ઉધ્ધાર કરે, અને આખી સૃષ્ટી એકજ ધર્મ ઉપરે નીતીને માર્ગે ચાલવા લાગી જાય. ભવીષ્યવાણીઓ પણ એવાજ મહાન પુરૂષના આગમનની ખબર આપી રહી છે ! અને તેવો મહાન પુરૂષ હજી કોઇ જાહેર થયો નથી. તો તેવી ભવીષ્યવાણીઓની નીશાનીઓ મુજબ તે મહાન પુરૂષ ના૦ આગાખાન ઠરી શકતા નથી, એટલે તે મહાન પુરૂષ બીજાજ હોવા જોઇએ ! ( જેનું વર્ણન હવે પછી વાચકોના વાંચવામાં આવશે. ) કારણ કે ભવીષ્યવાણીઓ મુજબ ધર્મનો ઉદ્ધાર હજી થયો નથી, આખી સૃષ્ટીમાં એકજ ધર્મ થયો નથી, તેમજ આખી સૃષ્ટી નીતીને માર્ગે પણ ચાલવા લાગી નથી !



# હિન્દુ—મુસ્લીમ ઐકયતા.

સુજ્ઞ વાંચકો ! અઇકિયતા ( unity ) નો શબ્દ એ એક એવો પ્યારો અને મન ગમતો શબ્દ છે કે જેના ઉપરે આજે આખી **ભારતીય—પ્રજા** ફીદા પીદા થઈ રહેલી જોવામાં આવે છે ! જ્યાં જુઓ ત્યાં અઇકિયતા—અઇકયતા-નોજ શબ્દ ગુંજી રહ્યો છે ! ! આગાખાની લેખકો પણ અઇકિયતાના પડદામાં અવારનવાર લેખો લખી છેવટે પોતાના ધર્મની ઉન્નતીનું તેને સાધન બનાવવા મથન કરી રહ્યા છે. પણ અઇકયતા એટલે શું ! **અઇકયતા કોને કહે છે?** તે જાણવું અવશ્યનું છે. શું હિંદુઓએ ઈસ્લામી ધર્મ સ્વીકારી તેના સિદ્ધાંતો કબુલ કરી લેવા તે અઇકયતા ? કે ઈસ્લામીઓએ હિન્દુ સિદ્ધાંતો ગ્રહણ કરી લેવા તે અઇકયતા ? એ એક પ્રશ્ન વિચારવા જેવો છે ! અઇકિયતા માટે આજ દિન સુધી આ એ અદના સેવકે જે અભ્યાસ કીધો છે; તેમાં કદી પણ એવું જોવામાં નથી આવ્યું કે, કોઈ પણ નેતાએ એવો માર્ગ ગ્રહણ કરવાની સલાહ આપી હોય !

ઇસ્લામ અને સનાતન ધર્મમાં મોટું અંતર રહેલું જોવામાં આવે છે. ધાર્મિક સિદ્ધાંતો, રહેણી—કરણી વી૦ સર્વેમાં તફાવત જોવામાં આવે છે, અને તે તફાવત ભવીષ્યવાણીઓ મુજબના મહાન પુરૂષ શીવાય મટવો પણ મુશ્કેલ છે ! એટલે હાલ એ બાબતમાં માથું મારવાની અગત્ય મહાન નેતાઓ પણ જોતા નથી.

હિન્દુ—મુસ્લેમ અઇકયતા એટલે એકજ ભરતિય પ્રજા તરીકે આર્થિક, સામાજીક, વ્યવહારિક અને પ્રજાકિય પ્રશ્નોમાં એક બીજાની અડોઅડ ખંભામાં ખંભા અને હાથમાં હાથ મીલાવીને ઉભા રહેવું તેજ ખરી અઇકયતા છે; અને

મહાન નેતાઓ પણ એજ ઉપદેશ કરી રહ્યા છે ! એકજ દેશના વતનીઓ હોવાથી બંને કોમોના રાજ્યદ્વારી હકકો સમાન છે, અને તે હકકોનું રક્ષણ કરવાને અને રાજ્યદ્વારી ક્ષેત્રમાં લડત કરવાને, અરસપરસ એકબીજાની સહાયતાની ઘણી જરૂરત છે. બન્નેનાં પ્રજાકિય હકકો અને હિતો એકજ છે, તે કારણે એક બીજાએ સંપની ગાંઠથી જોડાયલા રહે-વાની આવશ્યક્તા છે. એકને બીજાની ન ટાળી શકાય એવી સહાયતાની જરૂરત છે. એકના ધર્મ ઉપરે સંકટ આવી પડતાં, બીજાનો ધર્મ પણ ભયમાં આવી પડે છે. એવા એવા કેટલાક મહાન સવાલો હાલે હસ્તીમાં છે તે લક્ષ્યબિંદુ ધ્યાનમાં લઇને મહાન નેતાઓ અઇકિયતાની જરૂરત સ્વીકારે છે ! પણ સર્વેએ પોતપોતાના ધર્મને ચુસ્ત રીતે વળગી રહેવાની આશ્યકતા મહાન નેતાઓ સ્વીકારે છે.* ઇસ્લા-મીઓ તે ઇસ્લામીઓજ, અને હિન્દુઓ તે હિંદુઓજ છે ! મી. વરતેજી એ બાબતમાં ગમે તેમ અવળું સવળું લખાણ કરે, પણ તેઓ પોતાને પણ “ આગાખાની ખુદા-ઇનો ઝળકાટ ” નામના પુસ્તકમાં લખવું પડયું છે કે “ આદમથી અલી અને અલીથી આગાખાન ઇસ્લામી છે.”

વળી મી૦ વરતેજીએ એક ટોળાને આગાખાની ટોળામાં ભેળવવા ખાતર મ૦ ગાંધીજીની રૂબરૂમાં પોતાના ટોળાને “ ન હિન્દુ ન મુસલમાન ” તરીકે જણાવી, ના૦ આગાખા-નને નકળંકના અવતાર તરીકે જણાવેલ; પણ મ૦ ગાંધી-જીએ ના૦ આગાખાનને નકળંક તરીકે સ્વીકારવા શંકા બતાવી, તેઓને એક મુસ્લીમ ધર્મગુરૂ તરીકેજ જણાવવા

* મ૦ ગાંધીજી “નવજીવન” તા. ૨૩-૧૦-૨૧ ના અંકમાં “ હિંદુ—મુસલમાન ” એ મથાળા તળે જણાવે છે “ અત્યારે જે એકતા માટે પ્રયત્ન ચાલી રહ્યો છે જે તેમાં ચુસ્ત મુસલમાન અને ધમ સાંચવી શકે એવી વાત છે.” ચુસ્ત હિંદુ પોતપોતાનો “જીભ”

વ્યાજબી વિચાર્યું; જેથી સાબેત થાય છે કે હીન્દુ તે હીન્દુ, અને મુસલમાન તે મુસલમાનજ છે !

મી૦ વરતેજી અને કેટલાક આગાખાની લેખકો વારમવાર પોતાની મતલબ સાધવા સારૂ કેટલાક સુફી શાએરોના શેઅરો ટાંકતા જોવામાં આવે છે, જેમકે:—

" હાફેઝા ગર વસ્લ ખાહી, સુલ્હ કુન બા ખાસો આમ;
બા મુસલમાં અલ્લાહ અલ્લાહ, બા હિન્દુ રામ રામ."

* * * *

' યે તદબીરી મુસલમાના કે મન ખુદરા નમી દાનમ;
ન તરસાઓ ન યહુદીયમ, ન ગબરીયમ ન મુસલમાનમ."

* * * *

અને એવા એવા શેઅરો ઉપરેજ મી૦ વરતેજી જેવાઓનો આધાર છે. " આગાખાની ખુદાઈનો ઝળકાટ " નામના પુસ્તકમાં મી૦ વરતેજીએ તેવીજ કોશેશ કરેલી જોવામાં આવે છે. મજકુર પુસ્તકમાં " અદ્વૈત સંગમ " ના મથાળા તળે મી૦ વરતેજીએ એવીજ કોશિશ કરેલી જોવામાં આવે છે, અને તેની નીચે મી૦ વરતેજીએ લખનાર તરીકે નીચે મુજબ જણાવેલ છે:—

" લી૦ નુરપરસ્ત બો.—જો.

ઇબ $\frac{\text{રામ}}{\text{રહીમ}}$ J. વરતેજી."

હવે જણાવવાનું એ છે કે સુફીઓ જે શેઅરો કહે છે તે " અદ્વૈત ભાવ " જણાવવા માટેજ; બાકી તેઓ મી. વરતેજીની જેમ સનાતન સિદ્ધાંતો ગ્રહણ કરવાને કહેતા નથી. ઉપરોક્ત શેઅરો જે ટાંકેલા છે તે શાએરો છેવટે સુધી ઈસ્લામીઓ તરીકેજ રહ્યા હતા, તે મી૦ વરતેજીએ ખુબ યાદ રાખવું જોઇએ ! વળી સુફીઓના કેટલાક વિચા-

રો તો એવા હોય છે કે, જે શરાઅના પાબંદ મુસલમાને
પાસે ચાલી શકતા નથી. તેમજ તેઓના કેટલાક સિષ્યો
તો એવા હોય છે કે જે વીશે ના૦ **આગાખાન વિરૂ**
**હાજીબીબી કેસ**માં ખુદ ના૦ આગાખાનના ધારાશાર
મી૦ ઇનવેરારીટીએ ટીકા કરેલઃ—

> " કુમક શાહના સબંધમાં મારે જણાવવું જોઇએ
> તેમની સઘળી દીલસોજી સુફીપંથ તરફ છે અ
> ઈસ્માઈલીયો અને સુફીઓ તો શું પણ મોહમેદ
> અને સુફીઓ વચ્ચેનો ઇખલાસ સારો નથી. મહોમે
> દનો તે સુફીઓની તરફ નાસ્તીકની નજરે જોય છે.
>
> ( જુઓ પેજ ૨૪

હવે ના. આગાખાનના બાહોશ ધારાશાસ્ત્રીએ પોતાન
ભાષણમાં ઈ. સ; ૧૯૦૮ માં એવી રીતે ઉદ્દગારો કાઢેલ
છે, અને હાલે ના૦ આગાખાનનાં ( કહેવડાવતા ) ચુસ્
મુરીદો ઠેક ઠેકાણે સુફીમતનોજ ઉપદેશ કરી રહ્યા છે
એટલ સુધી કે પોતાના નામોમાં પણ એજ ઉપદેશન
અંશ બતાવી રહ્યા છે; જેમ કે ઉપર અમોએ ઈભ$\frac{\text{રામ}}{\text{રહીમ}}$
ફકરો બતાવેલ છે ! મજકુર સ્વરૂપ "ઓમ" અને "અલી
નેજ મળતું મી. વરતેજીએ યોજી કાઢેલ છે. મી. વરતેજીએ
**રામ** અને **રહીમ** એકજ જણાવવા સારૂ તેની અગા
" ઇભ " નો સબંધ જોડી પોતાના નામમાંથીજ તેની વ્યુ
ત્પતિ કરેલ છે, પણ " ઇભ " એટલે શું, તે મી. વરતેજ
જણાવશે કે ? "ઈભ "ની સાથે " રહીમ " જોડવાથ
" ઈભરહીમ " થાય છે, જે નામ ખરૂં નથી, અસલ ના
" ઇબ્રાહીમ " છે અને તે હીબ્રુ ભાષાનો શબ્દ છે. જે
રીતે મારા વિદ્વાન મિત્ર મી. વરતેજીએ પોતાના નામન
વ્યુત્પત્તિ ઉપજાવી કહાડી છે, તેવીજ રીતે અગર પોતાન

મરહુમ પીતાશ્રી જુસબભાઇના નામની પણ વ્યુત્પતિ કરી દેખાડી હતે તો કાંઇ ઓરજ રંગ જામતે !

ચાલુ ઐકયતાની ચળવળ સાથે મી. વરતેજી અને તેઓના મળતા વિષે કોનો કાંઇ સબંધજ નથી. ફક્ત પોતાની માન્યતા સિદ્ધ કરવાનાજ સર્વે ઉપાયો છે ! પણ એવી પોલીસી આજના સુધરેલા જમાનામાં ચાલી શકે તેમ નથી. તદુપરાંત સુફીમત અને ચાલુ ઐકયતાનો પણ કાંઈ સબંધ નથી, તે સુજ્ઞ વાંચકોને રોશન હશેજ.

# ઈમામતનો સુર્ય !

પ્રિય વાંચકો ! મી. વરતેજીએ " ઇસ્માઈલીયા ઈમામતનો સુર્ય. " એ મથાળા તળે પોતાની માન્યતાને સિધ્ધ કરવા ખાતર કેટલીક કલમ ચલાવી છે અને તેની શરૂઆતનાં પેરામાંજ એક હદીસ ટાંકે છે:—

" **હદીસ**—સલાસા મેઆતા સનતીન મીન બઅદી તત્તલેઉશ શમ્સ મીન મગરેબહા.— એટલે જનાબ રસુલે ખુદા સ. અ. વ. એ ફરમાવ્યું કે મારી બાદ ત્રણસો વરસે સુર્ય પશ્ચીમમાં ઉગશે."

એ મુજબની હદીસ ટાંકી, અને તે પેશીનગોઇના આધારે હી. સ. ૨૬૦ માં ઇસ્માઈલીઓના અગીયારમા ઇમામ મહેદી મહમ્મદને ઈમામતના સુર્ય તરીકે જણાવે છે. મજકુર હદીસ કઈ કિતાબમાંથી લીધેલ તે અત્રે જણાવતા નથી. ( પણ આગળ ચાલતાં જુદાજ પ્રકરણમાં જે " તારીખે ફિરીશ્તાહ "નો ઉતારો આપેલ છે તેમાં તે હદીસ

જોવામાં આવે છે.) તે હદીસ "તારીખે ફિરીશ્તાહ" માં કેવી રીતે વર્ણવેલ છે તે વાંચકોને બતાવીશ—

"ફિરકએ **ઇસ્માઇલીય્યાહ** કહેતે હૈંએ કે મહેદી આખેરેઝમાન, ઇબારતે મોહમ્મદ બિન અબ્દુલ્લાહસે હએ. ઔર હ. ખાતેમુલ અંબીયાસે રિવાયત કરતે હએં, "અલા રાઅસે સલાસ મેઅત તત્તલેઉશ શમ્સો મિન મગરેબેહા." કહેતે હૈય, લફ્ઝ શમ્સ ઈસ હદીસમેં કીનાયાહ મહમ્મદ બિન અબ્દુલ્લાહસે હય. ઓર એક એહલે શીઆહકા યેહ કૌલ હય કે વીલાદતે મહદીયે મગરિબકી શુહુર સન ૨૬૦ હીજરીમેં હુઇ ઓર વીલાદતે ઇમામ મહેદી સાહેબુઝ ઝમાન બકૌલે ઇસ્નાઅશરીય્યાહ "સરમનરાય" મેં તીસરી રમઝાન ૨૫૮ હીજરીમેં હુઈ. **ઓર બર તકદીરે સેહતે હદીસ, લફ્ઝે શમ્સ ઇબારતે મોહમ્મદ બિન હસન અસકરીસે હય.**

મજકુર હદીસને મી. વરતેજીએ પણ "ઇસ્માઈલીયા ઈમામત" ના મથાળા તળે **વેદિક–ઇસ્લામ**માં દરજ કરેલ છે. મજકુર હદીસ વિશે વધુ વિવેચન કરવાની અગત્ય નથી, ખુદ "તારીખે ફિરીશ્તાહ" ના કર્તાના બોલો (જે ઉપર બ્લેક ટાઇપમાં લીધા છે તે) ઉપરથીજ મજકુર હદીસ હ. મોહમ્મદ ઇબ્ને હસન અસકરી અ. ને લાગુ પડે છે અને ઈસ્માઈલીયોની જે માન્યતા છે તે તેઓની પોતાનીજ માન્યતા છે એમ ઇબારત ઉપરથી સાફ જણાય છે. "ફીરકએ ઇસ્માઈલીય્યાહ કહેતે હૈય" થી ઇબારત શરૂ થાય છે જેથી સર્વે બાબત ખુલ્લી જણાઈ આવે છે. ઉપરની ઇબારતના કર્તાએ પહેલે ઇસ્માલીયોનો મત ટાંકી, પછી ઈસ્નાઅશરીયોનો મત ટાંકીને છેલ્લે પોતાના તરફથી રિમાર્ક કરેલ તે, બ્લેક ટાઇપમાં અમોએ બતાવી આપેલ

છે. મજકુર રિમાર્ક ઉપરથી મી. વરતેજીની પોલ ખુલ્લી રીતે જણાઇ આવે છે, અને એ પણ સાફ જણાઇ આવે છે કે **ઇમામતનો સુર્ય** તે અબ્દુલ્લાહ મહેદી નહિં; પણ બારમા ઈમામ હ. મહમ્મદ મેહેદી ઇબ્ને હસન અસ્કરી અ. જ છે !

મજકુર હકીકતને લગતી હકીકત રામપુરવાલા મૌલવી અબ્દુલગની કૃત **"મઝાહેબુલ-ઇસ્લામ"** માં પણ નીચે મુજબ જોવામાં આવે છે—

> "**આઠવાં મેહદવીય્યાહ**-યેહ લોગ ઇસ બાતકે કાયલ હૈં કે અબ્દુલ્લાહ જીન્હુંને અપના લકબ **મેહદી** રખ્ખાથા, ઈમામ હય. ઔર યેહ મેહદી અપને આપકો હઝરતે ઈસ્માઈલ બિન હઝરતે જાઅફરે સાદીકકી અવલાદસે બતાતેથે, ઈસલીયે ઇનકા ખાનદાન ઇસ્માઇલીય્યા ભી કહેલાતા હય. ફિરકે મેહદવીય્યાહકા યેહ અકીદા થા કે, યેહ અબ્દુલ્લા, મેહદીયે-મવઉદ હય. ઔર દલીલ ઈસબાતપર પયગમ્બર સ. કી યેહ હદીસ બ્યાન કરતેથે "અલા રાસે સલાસ મેઅત તત્તલે ઉશ શમ્સો મિન મગરેબેહા" યાઅને તીસરી સદીકે સિરેપર આફતાબ મગરિબસે તુલુઅ કરેગા. ઔર કહેતેથે કે ઇસ હદીસમેં આફતાબસે મુરાદ અબ્દુલ્લાહ મેહદી હય; ઔર મગરિબસે મુરાદ મુલ્કે મગરિબ હય. તારીખે ફિરીશ્તાહમેં લિખ્ખા હય કે મેહદી મગરેબીકી વીલાદત દોસો સાઠ (૨૬૦) હીજરીમેં હુઈથી; ઔર મોહમ્મદ બિન હસન અસકરી બકૌલે ઈસ્નાઅશરીય્યાહ સરમનરાય ઉર્ફે સામરાહમેં દોસો અઠાવન (૨૫૮) હીજરીમેં પયદા હુવેથે. **પસ ઇસ હદીસકી સેહતકી તક-**

**દીરપર લફ્ઝે શખ્સસે મોહમ્મદ બિન અસ્કરી મુરાદ હય.**

( મઝાહેબુલ-ઇસ્લામ-પેજ ૨૭૧-૨૭૨ )

પ્રિય વાંચકો ! એ સબંધે મારે કાંઈ કહેવાનું નથી. મી૦ વરતેજીનો "સુર્ય" કેવી રીતે ઝળકી શકે છે તે ઉપરના ઉતારાઓ વાંચીને વાંચકોએજ તેનો તોલ કરી લેવો !

હવે મી૦ વરતેજીના અગીયારમા ઇમામ મેહેદી સબંધે તવારિખોમાં જે જણાવેલ છે, તેમાંથી વાંચકોની જાણ અર્થે એક બે શાહદતો નીચે ટાંકીશ—

૧—"તારીખુલ ખુલ્ફા"ના કર્તા જલાલુદ્દીન સીયુતી, અબ્બાસી ખલીફા અર-રાઝી બિલ્લાના અહેવાલમાં હી. સ. ૩૨૨ માં થયલા બનાવોનું વર્ણન કરતાં જણાવે છે:—

"ઈસી સાલ મેહદી; વાલીએ મગરિબ-પચીસ બરસ સલ્તનત કરકે મર ગયા. યેહી શખ્સ ખોલફાએ મિસરકા (જીનકો આમ જાહીલ ફાતમીય્યીન કહેતે હયેં) મુરીસે અઅલા થા. હાલાં કે દર અસલ મેહદીકા યેહ દાઅવા કે મેં અલવી હું બિલ્કુલ જુઠા થા; કયું કે યેહ બાત સુબુતકો પહોંચ ચુકી હયે કે મેહદીકા દાદા મજુસી થા. મુનાચે કાઝી અબુબકર બાકલાની કહેતે હયેં કે, ઓબ્યદુલ્લાહ અલમુલકબ વ મેહદી, મજુસી મગરેબમેં પોંહચા ઔર અલવી હોનેકા દાઅવા કીયા. લેકીન ઓલમાએ નસબમેંસે કીસીને ઉસકે દાઅવેકો નહીં માના. દરઅસલ વોહ ખબીસ બાતેની થા જો મીલ્લતે ઈસ્લામકો મિટા દેના, ઔર ઓલમા વ ફુકહાએ ઈસ્લામકો ગારત કર દેના

ચાહતાથા; તાકે ખલકતકો ઈગ્વા કરના આસાન હો જાવે. ઔર ઉસ્કી અવલાદ ભી ઇસીકે કદમ બ કદમ ચલી. ઔર શરાબ વ ઝીનાકો જાયેઝ કર દીયા, ઔર રિફ્ઝકો ફ્યલા દીયા. ઓબેદુલ્લાહ મેહદીકે મરનેકે બાઅદ ઉસ્કા બેટા અબુલ કાસીમ મોહમ્મદ અલ મુલક્કબ બિલ કાયમ બે અમ્રરિલ્લાહ બાદશાહ હુવા. ”

( “ તારીખે ખુલ્ફા ” નો ઉર્દુ તરજુમો પેજ ૨૦૮ )

૨—“ તઝકેરતુલ કરામ તારીખે ખોલ્ફાએ અરબ વલ ઈસ્લામ ” ના કર્તા, મવલવી સૈયદ શાહ મોહમ્મદ કબીર, અબ્બાસી ખલીફા અર–રાઝી બિલ્લાહના વર્ણનમાં, હી. સ. ૩૨૨ ના બનાવોમાં નીચે મુજબ જણાવે છેઃ—

“ મેહદી ૨૫ ( પચ્ચીસ ) બરસ હુકુમત કરકે મર-ગયા. મેહદી મજકુરકો યેહ દાઅવા થા, કે મેં બની ફાતેમાહ હું. ઈસલીયે બાઅઝે ઈસ્કો સૈયદ કેહતે હયેં. હાલાંકે બાઅઝે કેહતે હયે, કે જદ ઈસ્કા મજુ-સી થા. વલ્લાહો આલમ. યેહ શખ્સ ઓલમાઓકા દુશ્મન થા ઔર રાફ્ઝી થા, બલ્કે ઇસ્ને શરાબ ઔર ઝીનાકો મુબાહ રખ્ખાથા.”

( તઝકેરતુલ કરામ–પેજ ૪૨૫ )

પ્રિય વાંચકો ! મજકુર તવારિખોની હકીકત સબંધે મારૂં મત અંગત અત્રે હું કાંઈ પણ આપતો નથી, તેમજ તે ઉપરે કાંઈ ટીકા કરવા પણ ચાહતો નથી. મજકુર હકીકત-માંથી શું સાર ખેંચવો તે વાંચકોની મુન્સફી ઉપરે છોડું છઉં.

ત્યાર પછી મી૦ વરતેજી જણાવે છેઃ—

" આ મુબારક હદીસ ઉપરથી અને તેની સચ્ચાઈ, જે રીતે જાહેર થઈ, તે ઉપર હાનશમંદોને ખુલ્લો ઇશારો મળે છે કે, ઇમામતની દલીલ હમેશાં સુર્ય હોય છે, ને તે મુજબ ઇસ્નાઅશરી ઈમામતનો સુર્ય હદીસથી વીરૂધ રીતે ૩૦૦ વરસે ઉગવાને બદલે ગેબ થયો. જે આજ તેરસો વરસે પણ પ્રગટ થયો નથી, તે હક બાતીલની તમીઝ માટે રોશન ગવાહી છે. એટલે કહેવત છે કે " ધણી આવે ત્યારે ચોર લાજે " તે મુજબ ઈસ્માઈલીયા ઇમામતનો હક સુર્ય પ્રગટ થતાં ઇસ્નાઅશરીય્યાહ ઇમામતનો બાતીલ દેખાવ ગેબ ! ! ! ( સલવાત ) "

અત્રે મી. વરતેજી ઇમામતની દલીલને સુર્ય મીસાલ ગણાવે છે; પણ ચુસ્ત આગાખાની મુરીદ મરહુમ હાશમ ભાઇ બોધા માસ્તરે " **જવાહરે હકીકત** " માં એક હદીસ ટાંકી છે કે " અનશ્શમ્સો વ અલીયુન કમર; મતલબ–નબી મહમદ મુસ્તફા સ૦ ફરમાવે છે કે હું સુર્ય છું અને હજરત મોલા મુરતજા અલી ચંદ્ર છે. " ( જુવો " જવાહરે હકીકત " પેજ ૧૫૫ ) હવે હાશમ ભાઈ બોધા માસ્તર કે જેઓ મી. વરતેજી કરતાં કાંઇક વધુ જ્ઞાન ધરાવતા હતા ( જે મી. વરતેજીએ પણ કબુલ રાખેલ છે ) તેઓએ તો નબુવતને સુર્ય તરીકે અને ઇમામતને ચંદ્ર તરીકે ગણાવવા મથન કરેલ છે; ત્યારે એમાંથી ખરૂં કોણ ? તે તો જ્યારે મી. વરતેજી જણાવે ત્યારે ખબર પડે ! ઈસ્નાઅશરી સુર્ય ઉગી અને તણુસો વરસ ઉપરે ગયબ થયો એમ મી. વરતેજી જણાવે છે અને તે ઉપરે અઘટીત ટીકા કરે છે; પણ મી. વરતેજીએ જાણવું જોઇએ કે, અગર સુર્ય વાદળાઓમાં છુપાઇ પણ જાય, તો તે પાછો જાહેર થાય

છે. અને જે વખતે સુર્ય વાદળાઓથી ઢંકાયલો હોય ત્યારે પણ તે પોતાનું કાર્ય કરે જાય છે !

મવલવી રૂમે, બારમા ઈમામ હ૦ મહેદી સાહેબુઝ-ઝમાન અ૦ ની ગયબત સબંધે જે ઉદ્ગારો કાઢેલ છે તે નીચે ટાંકીશ—

**" દર બશર રૂ-પોશ આમદ આફતાબ;**
**ફહમ કુન વલ્લાહો અઅલમ બિસ્સવાબ. "**

જેનો અર્થ એ થાય છે કે–" મનુષ્યોમાં છુપો ( ગયબ ) સુર્ય આવ્યો ( એટલે ગયબ સુર્ય પ્રગટયો. ) જાણીતો થા, અને ખુદા બેહતર જાણે છે. " અને મજકુર શેઅર સબંધે " **રીયાઝુલ—અન્સાબ** " ના કર્તા પણ નીચે મુજબ જણાવે છે :—

> " બાઅઝે અઝ, અઇમ્મએ કેરામ ફરમુદન્દ કે ઈન્તેફાએ મરદુમ, બ માસે-રેવુજુદ-ફાયેઝલ ગુદ, બ મેહદીએ મવઉદ; દર હાલતે ગયબત વ ઇખ્તીફા–એ ઉ, માનંદ ઈન્તેફાએ ઈશાન અસ્ત બ આફતાબ દરરૂ, ઝઅબ્ર. વ હમાના મવલવી દર મસ્નવી ઈશારત બ ગયબત વ ખેફાએ આં ઇમામ વ આફતાબ હિદાયત અસર નમુદહ વ ગુફતાહ " દર બશર રૂપોશ આમદ આફતાબ; ફહમ કુન વલ્લાહો અઅ-લમ બિસ્સવાબ. "

( અર્થ—અઇમ્મએ કેરામમાંથી કેટલાકોએ ફરમાવ્યું છે કે હ. ઈમામ મહેદીએ મવઉદ તરફથી મનુષ્યોને, તેઓની ગયબતમાં એવીજ રીતે ફાયદો પહોંચે છે કે જેવી રીતે વાદળા-ઓથી ઢંકાયલા સુર્યથી. અને મોલવી પોતાની મસનવીમાં ઈમામની ગયબત અને સુર્યનો

ઇશારો કરી ને જણાવ્યું છે કે "સૃષ્ટીમાં છુપો સુર્ય પ્રકાશ્યો તેથી જાણીતો થા; અને ખુદા બહેતર જાણે છે. " )

( રીયાઝુલ અન્સાબ-પેજ ૨૪૮ )

અલ્હમ્દો લિલ્લાહ ! ઇસ્નાઅશરી ઈમામતનો સુર્ય જેવી રીતે કે સુર્ય વાદળાઓમાં છુપાય છે તેવી રીતે ગયબ તરીકે મોજુદ છે, અને જેવી રીતે વાદળાઓથી ઢંકાયલા સુર્યથી પણ સૃષ્ટીને ફાયદો પહોંચે છે તેવીજ રીતે ગયબ ઇમામથી સૃષ્ટીને ફાયદો પહોંચ્યા કરે છે; પણ મી. વરતેજીની ઇમામતનો સુર્ય તો હી. સ ૩૨૨ માં અસ્ત થઈ ગયો ! અને તે ફરી ઉગનારજ નથી ! ! ! એટલે મી૦ વરતેજીના અગીયારમા ઇમામ તો હી. સ. ૩૨૨ માં વફાત પામી ગયા, જેને સર્વ આગાખાની લેખકો પણ કબુલ રાખે છે. ( ભાઇ વરતેજી ! તમો પણ અહીં એક સલવાત પડો, જોઇએ !)

ત્યાર પછીના પેરામાં મી. વરતેજી જણાવે છેઃ—

" મજકુર હદીસને મળતી વીગત ફારસી કીતાબ નામે દબીસ્તાને મઝાહીબમાં જોવામાં આવી, પણ તે હદીસના શબ્દો નીચે મુજબ છે.

હદીસ—" અલ્લા રાઅસે અલફા વ સલાસા મેઅ-તીન યતલો ઉશ શમ્સ મીન મગરેબહા "

**એટલે**—તેરસો વરસ પછી સુર્ય પશ્ચીમથી ઉગશે.

હદીસની આ પેશીનગોઇ મુજબ પણ એજ ઇસ્માઇલીયા ઈમામતનો સુર્ય ખુદાવંદ સુલ્તાન મહમ્મદ શા હાજર ઇમામે પોતાની ઇમામતની બુલંદી તુર્ક **ખીલાફત** શીકસ્ત થવા છતાં ઇસ્લામી રાજસત્તાના બચાવનો ઝળકતો ઝુંડો, પોતાની રહેબરી તળે ખડો કરીને હદીસના શબ્દો ખરા પાડયા છે."

મજકુર પેરેગ્રાફની પોલ ખોલીને મી. વરતેજીની સચ્ચાઈ વાંચકોને બતાવવા ખાતર તેજ ફારસી કિતાબ " દબિસ્તાને–મઝાહિબ " માંથી મજકુર હદીસને લગતી ઇબારત નીચે વર્ણવીશ.—

" ખોલફાએ ઇસ્માઇલીય્યાહ મુદ્દત હા દર મગરિબ બ ખીલાફત ગુઝરાની દંદ. વ નસબે અવ્વલીન ખલીફેરા બ નવઇ કે મરઝીએ ઇસ્માઇલીય્યાહ અસ્ત, ખ્વાજા નસીર તુસી દરહંગામીકે ખુદરા ઇસ્માઇલી મી નમુદ, ચુનીન આવુર્દોહ; મહમદ–અલ–મેહદી, બિન અબ્દુલ્લાહ બિન અહમદ, બિન મહમદ, બિન ઇસ્માઇલ, બિન જાઅફરે સાદીક. રૂતબએ ઈમામતરા બ ઇમારતે–સૂરી જમઅ ફરમુદહ, વ ફતાહ અન્દ; મેહદીએ–આખેરૂઝઝમાં ઇબારત અઝ મોહમ્મદ બિન અબ્દુલ્લાહ અસ્ત. અઝ મુખબેરે સાદીક રીવાયત કુનંદ કે ફરમુદ "અલા રાસે અલ્લફ વ સલાસ મેઅતિન યત્લઅશ્શમ્સો મિન મગરેબેહા." ગોયંદ કે લફ્ઝે શમ્સ દર ઇં હદીસ કીનાયત અઝ મોહમ્મદ બિન અબ્દુલ્લાહ અસ્ત. વ અબુયઝીદ રા કે બર આં હઝરત ખુરૂજ કરદહ, દજ્જાલ દાનન્દ. " ( અર્થ—ઇસ્માઇલી ખલીફાઓએ મગરિબમાં મુદ્દત સુધી ખીલાફત કીધી. તેઓમાંના પહેલા ખલીફાનો નસબ, કે જે ઇસ્માઇલીયોની મરઝી પ્રમાણે છે; તે ખ્વાજા નસીરતુસી જે વખતે કે ઇસ્માઇલી થયા (તે વખતે) આવી રીતે જણાવ્યું કે; મહમદ મહેદી બિન અબ્દુલ્લાહ, બિન અહમદ, બિન મહમદ, બિન ઇસ્માઇલ, બિન જાઅફરે સાદીક. ઈમામતનો રૂતબો ઈમારતે–સૂરી ( ઝાહેરી હુકુમત ) સાથે મીલાવીને જણાવેલ, અને તેઓએ કહ્યું છે કે મેહદીએ આખેરૂ-

ઝઝમાં મોહમ્મદ બિન અબ્દુલ્લાહ છે. મુખ્બીરે સાદીક ( હ૦ રસુલ સ૦ ) થી તેઓ રીવાયત કરે છે કે “ ફરમાવ્યું-તેરસો વર્ષ પછી સુર્ય પશ્ચિમ-માંથી ઉગશે. ” તેઓ કહે છે કે આ હદીસમાં જે “ શમ્સ ” નો શબ્દ છે તે મોહમ્મદ બિન અબ્દુ-લ્લાહના માટે ઇશારો છે; અને અબુયઝીદ કે જેણે તે હઝરત ઉપર ખુરૂજ કરેલ તેને તેઓ દજ્જાલ તરીકે જાણે છે. ” )

( દબીસ્તાને-મઝાહિબ-પેજ ૨૩૧ )

પ્રિય વાંચકો ! મજકુર પુસ્તકની ઇબારત અને તેના અર્થ ઉપરથી તમો સારી રીતે જોઇ શકયા હશો કે, મજ-કુર હદીસને કર્તાએ પોતાના તરફની હકીકત તરીકે આપેલ નથી; તેમજ કર્તાએ પોતાનો કાંઈ મત અથવા બીજા કોઇ પુસ્તકની સનદ પણ ત્યાં આપેલી નથી. ફકત ઇસ્માઇલી-યોની પોતાની માન્યતાજ જણાવેલ છે ! જેને મી. વરતેજી કેવું કેવું રૂપ આપી રહ્યા છે ! !

વળી મજકુર ઇબારતમાં હ૦ મોહમ્મદ બિન અબદુ-લ્લાહનું નસબનામું ( ઇસ્માઈલી માન્યતા પ્રમાણેજ ) હ૦ ઈમામ જાઅફરે સાદીક અ૦ થી પાંચમી પેઢીએ જોવામાં આવે છે, જેમકે, મહમદ-અબ્દુલ્લાહ-અહમદ-મહમદ-ઇસ્માઇલ-ત્યારે મરહુમ હાશમભાઈ બોઘા કૃત “ તાઅલીમે દુવા ” માં, મહેદી મહમદ રઝી અબ્દુલ્લા-તકી મહમદ-વફી અહમદ-મહમદ-ઇસ્માઈલ, એમ છઠ્ઠી પેઢીએ જોવામાં આવે છે; એટલે એક નામનો વધારો છે. તેમજ નામોમાં પણ નામ ફેર જોવામાં આવે છે ! ( આગાખાની ઇમામોની ગણુ-ત્રીમાં જ્યાં ત્યાં ફેરફારજ જોવામાં આવે છે. )

તદુપરાંત—“ દબિસ્તાને-મઝાહિબ ” ની ઇબારત ઉપરથી એ પણ જણાય છે કે ઈસ્માઈલીયોએ અબુયઝીદને

દજ્જાલ તરીકે જણાવ્યો છે. એટલે ઇસ્માઇલીયોની માન્યતા પ્રમાણે તો મહેદી પણ થઇ ગયો અને દજ્જાલ પણ થઇ ગયો ! ત્યારે હાલમાં મી. વરતેજી, ના. આગાખાન સાહેબને મહેદી તરીકે જણાવવાને બાહેર પડયા છે તેનું કેમ ? અને મી. વરતેજી દજ્જાલ તરીકે કેને ગણે છે ? તેનો ખુલાસો મી. વરતેજીએ કરવો જોઇએ ! એ થીયરી પ્રમાણે તો આગાખાની ધર્મશાસ્ત્ર ( જ્ઞાનો ) માંના નકળંક અને દૈત્ય કાળીંગાની માન્યતાને પણ પાણીચું દેવું પડશે ! વળી મહેદી તે મગરીબમાંથી પ્રગટ થશે એવું જણાવવામાં આવ્યું છે, ત્યારે ના. આગાખાન તો કરાંચીમાં જન્મયા છે; તેનું કેમ ? તે ખુલાસો પણ મી. વરતેજીએ બાહેર પાડવો જોઇએ.

**તુર્ક ખીલાફત**—ના માટે મી. વરતેજીએ જે જણાવેલ છે તે સબંધમાં કેટલુંક વિવેચન આગળ કરી ગયો છું. ઇસ્લામી રાજસત્તાના બચાવનો ઝુંડો એકલા ના. આગાખાન સાહેબની રહેબરી તરીકે નથીજ, એ મી. વરતેજીએ ચોક્કસ યાદ રાખવું જોઇએ. મી. છોટાણી જેવા ઘણા મુસ્લીમ નેતાઓ એ સબંધમાં ખડે પગે સેવા બજાવી રહ્યા છે. વળી જસ્ટીસ અમીરઅલી પણ ઇંગ્લેન્ડમાં દરેક બનતી કોશેશ કરી રહેલ જોવામાં આવે છે. મહાત્મા ગાંધીજી ઇસ્લામી નહિં હોવા છતાં એ સબંધમાં તનતોડ પ્રયત્નો આદરી રહ્યા છે. હવે એવી રેહબરીની સાથે, ઇમામતનો શું વાસ્તો છે; તે મી. વરતેજી સમજાવશે ખરા કે ? !

ત્યાર પછી—છેલા પેરામાં મી. વરતેજી જણાવે છેઃ—

" આ પેશીનગોઇની હદીસના સબંધમાં ઈઝહારે હકીકતના લખનાર પોતે પોતાના શબ્દોમાં નીચે મુજબ દરશાવ્યું છે કે—

" હદીસકી શાન મુસ્તબા બીલફેલ હયે. બાઅજ રાવીયુંકે નજદીક " સલાસા મેઆના સનતીન " ઓર બોહત રાવીયુંકે નજદીક " અલ્લફ્ર વ સલાસ મેઅતીન " હયે. મેરે ખ્યાલમેં યેહ દોનો હદીસેં સહી હયે.

" સલાસ મેઅતીન " મેં ઈમામે જાહેરકા જુહુરે બપી હુવા. ઉસસે મુરાદ જનાબ મહેદી મહમદ ઈબ્ને રઝીઅબ્દુલ્લાહ હયે. અઉર "અલ્લફ્ર સલાસા મેઅતીન " મેં ફી ઈમામે વકતકા જુહુર અઇસી જમીનોપર જો શાદાબ અઉર હમવાર હયે, રોશની દે ચુકા હયે અઉર જો જમીને ખાત ડાલનેકે કાબીલ હયે. ઉનપર બાત ખલેયાન ડાલનેકે હોજાતા હયે. અઉર બંજર પરભી ઈન્શાઅલ્લા પુરે જુહુર તક અસર હો જાયગા. "

( ઝીલ્દ હકીકત )

અત્રે હું મારા વિદ્વાન મિત્ર મી. વરતેજીને કેટલાક પ્રશ્નો પૂછવા માંગું છું. પહેલે તો એજ પુછવા માંગું છું કે, ઈઝહારે હકીકતના કર્તા કેવાક આલીમ છે ? અને આલીમોના અખાડામાં બેસવાની કેટલીક લીયાકતધરાવે છે ? શું, સુન્નત જમાઅતમાંથી આગાખાની થયા તેથી તેઓ હદીસની શાન જોવાના પણ Expert ( અનુભવી ) થઈ ગયા ? તે જરા જણાવવા મહેરબાની કરશો કે ? તેરસો વરસવાળી હદીસની પોલ તો મેં ઉપર ખોલી બતાવી છે, એટલે તે સબંધે અત્રે વિવેચન કરવાની અગત્ય ધારતો નથી. પણ " ઈઝહારે હકીકત " ના કર્તા જે જણાવે છે કે " કેટલાક રાવીયો પાસે ત્રણસો વરસ છે અને ઘણા રાવીયો પાસે તેરસો વરસ છે. " તો તે કયા કયા રાવીયો ? અને તે કઇ કઇ કીતાબોમાં છે ? ઘણા રાવીયો એટલે કેટલાક ?

ફક્ત " દબીસ્તાને-મઝાહીબ " માંની ઈસ્માઈલીયોનીજ માન્યતાવાળી ઇબારત શીવાય બીજી પણ કોઇ સનદ તમારા પાસે હોય તો, તે બાહેર કેમ પાડતા નથી ? ત્રણસો વરસવાળી હદીસ પ્રમાણે " ઈમામે જાહેરનો જુહુરે ખફી ( છુપો જુહુર ) થયો " એમ ઈઝહારે-હકીકતના કર્તા જણાવે છે, તો " છુપો જુહુર " એ " જુહુર " નાં બોલનેજ તોડી પાડે છે. જ્યારે " જુહુર " થાય ત્યારે તે " છુપો જુહુર " કેમ કહેવાઈ શકાય ? અને જ્યારે " છુપો " હોય ત્યારે તેને " જુહુર " કેમ કહેવાઇ શકાય ? એ એક બીજાથી એવી વિરૂદ્ધ માન્યતાઓ છે કે જે એક બીજાને તોડી પાડે છે ! તેમજ બે મહેદી થવા, એ પણ અસંભવીત છે. ઉપરાંત આગાખાનીઓમાં તો બીજા ઇમામોને પણ મહેદી તરીકે જણાવવામાં આવ્યા છે, તો તેથી પણ " ઇઝહારે હકીકત " ના કર્તાની થીયરી તદ્દન ભાંગી પડે છે. " જીદ્દ હકીકત " એ કઈ કીતાબ છે તે મી. વરતેજીએ જણાવવું જોઈએ. સારાંશ-મી. વરતેજીની દલીલો કોઈ રીતે પણ ટકી શકતી નથી ! અને તે વાંચકો સારી રીતે જોઈ શકયા હશેજ.

## બુદ્ધ અને ૯૦ આદમ !

પ્રીય વાંચકો ! મી. વરતેજીએ " નવમો બુદ્ધાવતાર અને બાવ. આદમ " ના મથાળા તળે જે ફોકટની માથા-ફોડ કીધી છે તેની રૂપરેખા આપ સાહેબોને બતાવવા સારૂ તે પ્રકરણની તપાસ હાથ ધરૂં છું.—

મી. વરતેજી જણાવે છે કેઃ—

" આઠમા શ્રી કૃષ્ણાવતાર પછી નવમાં બુધ્ધાવ-

તાર જેનો સનાતની તે વખતના બ્રાહ્મણોએ અસ્વિકાર કર્યો, તેનું ઇશ્વરી સ્વરૂપ હિન્દ બહાર દાદા આદમના નામથી મુળ પુરૂષ તરીકે જાણીતું છે.

તે બાબતમાં ઇલાહી કીતાબો તોરાત, જબુર, ઇન્ઝીલ, પછી પવીત્ર કુરઆને શરીફ પણ નીચેના વાકયમાં સાક્ષી આપે છે.

આયત:—

> કાલઃ લમ અકુન. લે અસજોદ લે બશરીન ખલકતહુ, મિન સલસાલીન મીન હમઇમ મસનુન.

**એટલે**—તેણે કહ્યું કે હું એવો નથી કે હું તે મનુષ્યને સેજદો કરૂં કે જેને તેં કાળી વાસ મારતી સુકેલી માટીમાંથી પેદા કર્યો છે.

કાળી વાસ મારતી માટીનો બનાવેલો માણસ તેજ બુદ્ધનું સ્પષ્ટ સ્વરૂપ છે. ”

મજકુર પેરામાં મી. વરતેજીએ, જે પાક કુરઆને શરીફની આયત દર્શાવી છે તેજ આયત મી. વરતેજીની દલીલને તોડી પાડે છે ! કારણકે હ૦ આદમ વગર મા બાપે માટીમાંથીજ પેદા થયા છે, એ મી. વરતેજી પોતે પણ કબુલ રાખે છે; જ્યારે બુધ્ધે તો માતાના પેટે જન્મ લીધેલ, તે આગાખાની શાસ્ત્રો ( જ્ઞાનો ) પણ સ્વિકારે છે. એટલે મી. વરતેજીની માન્યતાને જ્ઞાનોજ ખોટાં પાડે છે. તે કરતાં તો અગર મી. વરતેજીએ “ સીલસીલે-ઇમામત ” ના કર્તા મી. હરજી પુંજા માસ્તરની જેમ આદમને મહાદેવ તરીકે જણાવ્યા હતે, તો પણ કાંઇક ઠીક થઈ પડતે ! “ સીલસીલે ઈમામત ” ના કર્તાએ પેજ ૩૦ માં એક જ્ઞાનનો પાઠ ટાંકેલ છે:—

"તો મુનીવર ભાઇ તારે શ્રી વીશ્નુ તે વર દાતારજી થયા;
અને મહેસર સુરત સીરજી તેણી વાર.
તે તો માયાના નાભી કમળમાંથી પેદા કર્યો;
તે તો હજરત આદમનો અવતાર રે.

**અર્થ**—ત્યારે ખુદાવંદ તઆલાએ ત્રીજી સુરત તે મહાદેવ ( શંકર ) કહેવાયા, તે પેદા કર્યો અને તેનું નામ હજરત આદમ અલયહીસ-સલામ રાખ્યું="

હવે કાં તો મી. વરતેજી આગાખાની લેખકોનાં સાહિ-ત્ય અને જ્ઞાન–શાસ્ત્રોથી અજ્ઞાન છે, અને કાં તો જાણી જોઈને ભોળા ભાઈઓને ઉંધે રસ્તે દોરવવાની કોશેશ કરી રહ્યા છે ! આગાખાની જ્ઞાન—શાસ્ત્રોમાં પીર ઈમામ શાહ કૃત " દશ અવતાર " છે તેમાં નવમા અવતાર બુધ્ધના માતા પિતા અને ગુર વી૦ નાં નામો જણાવવામાં આવ્યાં છે, જેમકે:—

" ત્યારે શ્રી બુધ્ધની માતા તો કરણુવતી કહીએ;
અને પીતા તો વીણુ વછરાજ તઈએ.
ત્યારે ગુર તો હંસરાજ જાણુ;
સખતા તો હીરસા દેવી પ્રમાણુ;
ત્યારે સ્વસ્થાન તો ઉજેણુ પોર નગરી જાણુ;
ક્ષેત્ર તો કુરૂક્ષેત્ર દીલી પ્રમાણુ.

ઉપરના જ્ઞાનથી બુધ્ધના માતા પીતાનું નામ જણાઈ આવે છે. ( જો કે તે નામો ઈતિહાસીક નામો સાથે મળતાં તો નથીજ ) ઉપરાંત સ્વસ્થાન દીલી જણાય છે, જ્યારે હ૦ આદમ તો વગર મા બાપે ખુદાની કુદરતથી માટીમાંથી પેદા થયેલ અને પેદા થતી વખતે તેઓના રહેવાની જગ્યા બેહી-શ્તમાંજ હતી એટલે મી. વરતેજીના કથનનું ખોટાંરૂં જણાઈ

આવે છે ! તદુપરાંત ઇસ્માઈલી–આગાખાની લેખકોના પુસ્તકોમાં પણ હ. આદમના માટે નીચે મુજબ ઉદ્દગારો જણાય છેઃ—

૧—"ઇસ્લામની રીતે શરૂઆતની મખલુકાતપર સઉથી પહેલે હજરત આદમ (અ.) અને નુરે મહમદી તરીકે સરવરી અને બુજરૂગી આપી હતી."

( ગુલઝારે હકીકત—પેજ ૧૦ )

૨—"પહેલાં તો અબુલ બશર એટલે માણસ જાતના દાદા-આદમ અ૦ ને પયદા કરી ખુદાવંદ તઆલાએ તેને એક ખુશનુમાં બાગમાં રહેઠાણ આપ્યું."

( ઇસ્માઈલી પ્રકાશ ભાગ ૧ લો પેજ ૧૧૫ )

૩—"ઓ આદમ, તું અને તારી સ્ત્રી આ બગીચામાં રહો, અને તેમાંથી જે ચીજો તમોને જોઈએ, તે ખાઓ, પણ આ ઝાડની નજદીક જતાં નહી અને તેમાંથી ખાતા નહીં, અગર તેમ કરશો, તો જુલ્મગાર થઈ જશો. આવી રીતે ફરમાવીને, ખુદાવંદ તઆલાએ તેને તથા તેની સ્ત્રીને બેહીસ્તમાં રાખ્યા."

( ઈ. પ્રકાશ ભાગ ૧ લો—પેજ ૧૧૬ )

૪—"ખુદાવંદ તઆલાએ જ્યારે આ સૃષ્ટીમાં માણુસ જાતને વસાવવા વિચાર કર્યો, ત્યારે દુનિયાપર જીન્નતની કોમની વસ્તી હતી."

( ઈ. પ્રકાશ ભાગ ૧ લો—પેજ ૧૧૭ )

૫—"ખુદાવંદ તઆલા ફરમાવે છે કે જ્યારે અમે ફીરસ્તા-ઓને કહ્યું કે ખરેખર હું દુનિયામાં ખલીફઃ પેદા કરનાર છું. મલાયકોએ કહ્યું, યા ખુદાવંદા, દુનિયામાં

જે લોકો ફીસાદ કરશે, તેને પયદા કરવા તું ચાહે છે. અમે તારી તારીફો અને પાકીઓનું બ્યાન કરશું અને તારી ખુબ બંદગી કરશું."

(ઈ. પ્રકાશ ભાગ ૧ લો પેજ ૧૧૮–૧૧૯)

૬—"ખુદાવંદ તઆલાએ ફરમાવ્યું કે જાઓ નીકળો, અને એક બીજાના દુશ્મન થઈને બેહિસ્તમાંથી નીકળો અને એક બીજાથી દૂર પડો."

(ઈ. પ્રકાશ ભાગ ૧ લો પેજ ૧૨૩)

૭—"આ પ્રમાણે આપણા દાદા આદમ તથા બીબી હવા બે હીશ્નમાંથી નીકળી એક બીજાથી વીખુરા પડયા. જરત આદમ લંકા–સીલોન ટાપુમાં જઇ રહ્યા અને બીબી હવા, અરબસ્તાનના મુલકમાં રહ્યાં."

(ઈ. પ્રકાશ ભાગ ૧ લો પેજ ૧૨૩)

૮—"મશહુર કીતાબોથી સાબીત છે કે, ખુદાવંદ તઆલાનું પાક હીદાયતી નુર હજરત દાદા આદમની પુર્વે ચાર હજાર વર્ષ પેહલાં ખુદાવંદ તઆલાની આગળ આલમે નુરમાં હતાં, જે બાદ તે નુરમાંથી સર્વ સૃષ્ટીની ઉત્પતી થઇ."

(મઝહરે ઝાતે અલ્લાહ—પેજ ૬૨)

૯—"જ્યારે હક તઆલાએ હજરત આદમને પેદા કર્યા, ત્યારે આદમે જમણી બાજુએ જોયું તો પાંચતનને જોયાં. આ ઉપરથી હજરત આદમ અ૦ એ અરજ કરી કે "હે પરવર દીગાર! મારા પેહેલાં તેં કોને પેદા કર્યા છે?" ખુદાવંદ તઆલાએ જવાબ આપ્યો કે "આ તેજ બુજરૂગો છે કે જે તારી ઓલાદમાંથી પયદા થશે, અગર આ ન હતે તો હું જન્નત, દોજક, અરશ, કુરશી, આસમાન, જમીન,

ફીરસ્તા, જીન્નાત, ઇન્સાન વગેરા પયદા કરતે નહીં."

( મઝહરે ઝાતે અલ્લાહ–પેજ ૬૩ )

૧૦—"માટીએ ( અજરાઈલને ) કહ્યું કે "મારામાંથી ખુદાવંદ તઆલા આદમનું પુતળું બનાવશે ને તેમાંથી મખલુકાત પયદા કરશે અને તેઓ દુનીયા ઉપર ઘણા પાપ કરશે અને તેનો બોજો મારા ઉપર પડશે."

( સીલસીલે ઈમામત–પેજ ૩૨ )

ઉપરનાં આગાખાની લેખકોનાં પુસ્તકોમાંથીજ જણાઇ આવે છે કે પહેલે સૃષ્ટીમાં જીન્નાતનીજ વસ્તી હતી. નુરે મોહમ્મદી બાદ ચાર હજાર વર્ષ રહીને માટીમાંથી ખુદાવંદે કરીમે આદમનું પુતળું બનાવી, તેમાં રૂહ ફુંકી, અને બેહીશ્તમાં જગ્યા આપી, ત્યાર પછી હ૦ આદમને લંકામાં અને બીબી હવાને અરબસ્તાનમાં ઉતાર્યાં. અને હ૦ આદમ અને બીબી હવાથીજ મનુષ્યોની ઉત્પતી થઇ ત્યારે મી૦ વરતેજી કેવી રીતે આદમ અગાઉની સૃષ્ટીને મનુષ્યો તરીકે વર્ણવી રહ્યા છે? તેની કાંઈ સમજ પડતી નથી! બુધ્ધની જન્મ ભૂમી, માતા પીતા વીગેરેનું વર્ણન જ્ઞાન–શાસ્ત્રોથીજ અમો ઉપર બતાવી ગયા છીએ, જે ઉપરથી વાંચકો જોઈ લેશે કે બુધ્ધ અને હ૦ આદમ કોઇ કાળે એક થઇ શકતાજ નથી! જોકે આગાખાની લેખકોએ પોતાના પુસ્તકોમાં આગળનાં યુગો વિશે પણ ઉલ્લેખ કરેલ છે, છતાં છેવટે તેઓને ખરી હકીકત લખ્યા વગર છુટકો ન હતો. ખરૂં કહ્યું છે કે "સત્ય તરી આવે છે."

પાક કુરઆને શરીફમાં હ. આદમની પેદાયશ, અને તેથીજ સૃષ્ટીમાં મનુષ્ય ઉત્પતી વી૦ સબંધે એવું તો સાફ વર્ણન છે કે, જેથી દરેક ઇસ્લામી માહીતગાર છે; જેથી

અત્રે તેવી આયતો ટાંકવાની જરૂર જણાતી નથી* ઇસ્માઈલી પ્રકાશ ભાગ ૧ લામાં મરહુમ હાશમ ભાઈ બોઘા માસ્તરે પણ એવી ઘણી આયતો ટાંકેલી છે જે મી. વરતેજીને જોઇ જવા ખાસ ભલામણ છે.

● આદમથી અગાઉના આદમો સબંધે, જે ઉલ્લેખ કયાંક જોવામાં આવે છે, તે ઉપરથી મી. વરતેજી પણ તેવુંજ મનાવવા માંગે છે, અને તેના માટે "વેદિક-ઇસ્લામ" માં તારીખે ફરીશ્તાહની એક સનદ પણ ટાંકેલ છે ( જે સનદ જ્યાં મી. વરતેજીએ આપી છે ત્યાં તેની તપાસ હાથ ધરીને તેનો ખુલાસો ઇ૦ કરી બતાવીશ )

ઉપરના લખાણુનો સાર એજ ખેંચવાનો છે કે, બુધ્ધ તે આદમ નજ હોઈ શકે. ઇતિહાસીક શોધ ખોળ મુજબ બુધ્ધનો જન્મ ઈ. સ. પૂર્વે ૫૦૦ વરસ ઉપરે તો નથીજ થયો, અને તે ઇ૦ આવતા પ્રકરણમાં બતાવીને મી. વરતેજીની ઈતિહાસીક અજ્ઞાનતા સાબેત કરી બતાવીશ.

## મી૦ વરતેજીની ઈતિહાસીક અજ્ઞાનતા !

પ્રિય વાંચકો ! મી. વરતેજીએ આદમ અને બુધ્ધને એકજ જણાવીને એક એવું ગોથું ખાધું છે કે, તેથી તેઓની ઇતિહાસ સબંધી અજ્ઞાનતા જણાઈ આવે છે ! એટલુંજ નહિ પણ સનાતન માન્યતાથી પણ તેઓની અજ્ઞાનતાજ સિધ્ધ થાય છે. જ્યારે મી. વરતેજી બુધ્ધ, અને આદમ એકજ

* તેણે તમને એકજ મનુષ્ય ( આદમ ) થી પેદા કર્યા છે.
( પ્રોફેસર કૃત તરજુમો-પેજ ૮૮૪ )

"જીમ.

ગણાવવા મથે છે ત્યારે સનાતનીઓમાંના કેટલાકો **મહાદેવ** અને **આદમ** તે એકજ છે એમ જણાવે છે. ( જે અમો આગળ બતાવી ગયા છીએ. ) હવે હ. આદમનો સમય, અને મનુષ્ય ઉત્પતી કયારે થઇ તેના માટે ઇતિહાસીક પૂરાવાઓ તરફ નજર દોરાવીએ.

**સનાતનીઓ** વેદોને અનાદી માને છે, અને ચાર જુગો લાખો લાખો વર્ષોની મુદ્દતના જણાવે છે. **ઇસ્લામીઓ** સિધ્ધ કરે છે કે હ. આદમની પહેલાં મનુષ્યોની વસ્તી હતીજ નહિ, ફક્ત જીન્નાતો વી૦ નીજ વસ્તી હતી. ઇસ્લામમાં મનુષ્ય ઉત્પતીનાં મુળ પુરૂષ તરીકે હ. આદમનેજ જણાવવામાં આવેલ છે, અને તેને આગાખાની લેખકોના પુસ્તકોમાં પણ કબુલ રાખવામાં આવેલ છે; જે હું જણાવી ગયો છું. **ઇસ્લામી** તવારિખ નવેશો એ સબંધમાં એક મત છે, પણ હ. આદમની ઉત્પતીનો સમય કયારે છે તે સબંધમાં કાંઇક થોડો ઘણો ઇખ્તેલાફ જોવામાં આવે છે. જે બતાવવા ખાતર કેટલાક મતો ટાંકીશ—

૧—" દુરરે બેબહા " જે ઇ. સ. ૧૮૯૪ માં હાજી ગુલામઅલી હાજી ઇસ્માઇલ તરફથી પ્રગટ થયેલ છે તેમાં જણાવેલ છે—" જાણવું જોઇએ કે હ. આદમ અ. ને પયદા થયે કેટલીક રીવાયતોનો ઇન્તેખાબ કરીને મેળવતાં આજ સુધી ૧૧૨૯૯ વરસ થયાં છે."

૨—" તારીખે ફીરીશ્તાહ " ના કર્તા જીલદ ૧ લી પેજ ૧૧ માં જણાવે છે—" ઔર આદમ અબુલબશરકા ઝમાના હાલતે તેહરીર ઇસ સુતુરતકસાત હઝાર સાલસે ઝીયાદાહ નહિં. " ( મજકુર પુસ્તક પ્રગટ થયાને ઘણા વરસો થયાં છે. )

૩—" **તફરીહુલ અઝકીયા ફી અહવાલિલ અમ્બીયા** " **જીલદ ૨ જીમાં પાને ૧૦ થી ૧૧ સુધીમાં હ૦**

રસુલ સ૦ ની વીલાદતનો અહવાલ લખેલ છે, જેમાં હ. આદમ અ. થી હ. રસુલ સ. ની પયદાયશ સૂધી ૬૩૫૧ વર્ષો જણાવેલ છે. ( હ. રસુલ સ. ની પયદાયશથી આજ સુધીનાં વર્ષો તેમાં ગણેલ નથી. )

૪—" આફ્તાબે હીદાયત " માં હ. આદમ અ. થી હ. રસુલ સ. ના જન્મ સુધી નીચેની વીગતે ૬૩૫૧ વર્ષ જણાવેલ છે—

હ. આદમથી હ. નુહ સૂધી વરસ ૨૨૫૦.
હ. નુહથી હ. ઈબ્રાહીમ સૂધી વરસ ૧૧૪૨.
હ. ઇબ્રાહીમથી હ. મુસા સૂધી વરસ ૫૬૬
હ. મુસાથી હ. દાઉદ સૂધી વરસ ૫૯૦
હ. દાઉદથી હ. ઇસા સૂધી વરસ ૧૦૫૩
હ. ઈસાથી હ. મોહમ્મદ સ. સૂધી વરસ ૬૬૦

——————

૬૨૬૧

મજકુર " આફ્તાબે હીદાયત " મુજબ હ. આદમ અ. અને હ. નુહ અ. ની વચમાં ૨૨૫૦ વરસ જણાવેલ છે, પણ જે કેટલીક રીવાયતોમાં ખુદ હ. નુહ અ. ની ઉમ્ર ૨૫૦૦ વર્ષની જણાવવામાં આવી છે તે મુજબ " દુરરે બેબહા " ની ગણત્રી, કે જેમાં કર્તાએ રીવાયતોનો ઇન્તેખાબ કરીને વરસ ૧૧૨૯૬ જણાવ્યા છે તે કાંઇક વધુ વજનદાર જણાય છે. ઉપરાંત ઇજીપ્ત વી૦ તરફનો ઈતિહાસ ૧૦૦૦૦ દસ હજાર વર્ષનો મળી શકે છે ( તેથી અગાઉનો કોઈ પણ ઈતિહાસ મળી શકતો નથી ) જેથી પણ હ. આદમ અ. નો સમય તેથી અગાઉ હોવો જોઈએ, એટલે તેથી પણ "દુરરે બેબહા" ની ગણત્રી વધુ વજનદાર જણાય છે. છતાં મી. વરતેજીને જે હાજી ગુલામઅલી હાજી ઇસ્માઈલ પ્રત્યે ઇર્ષાળુ લાગણી છે તેથી કદાચ

તે ગણત્રી માનવાને તેઓને હઠધર્મી અટકાવે, તો " તારીખે ફીરીશ્તાહ " મુજબ પણ હ. આદમ અ. ના સમયને ૭૦૦૦ વરસ ઉપર થઇ ગયાં. એટલે તે વખતથીજ ઇસ્લામી માન્યતા મુજબ મનુષ્ય ઉત્પતી ગણી શકાય.

કેટલાક સનાતનીઓ મનુષ્ય ઉત્પતીનો સમય ઘણોજ જુનો જણાવે છે, પણ ઇતિહાસીક ઘટનાઓ તપાસતાં પૃથ્વીનો ઇતિહાસ દસ હજાર પૂર્વેનો મળી શકતો નથી. ઇજીપ્ત વી. નો ઇતિહાસ ૧૦૦૦૦ વરસનો મળી શકે છે એમ કેટલાકો જણાવે છે, પણ હિન્દુસ્તાનનો ઇતિહાસ ૮૦૦૦ આઠ હજાર વરસ ઉપરનો મળી શકતો નથી. એટલે સનાતની માન્યતા ઇતિહાસીક દ્રષ્ટીએ સિધ્ધ થઈ શકતી નથી.

**વેદોને** કેટલાક સનાતનીઓ આદી માને છે અને કેટલાકો ઘણા જુના સમયનો જણાવે છે, પણ તે માન્યતા ઈતિહાસીક ઘટનાઓ આગળ ટકી શકે એમ જોવામાં આવતું નથી. મહર્ષી કવી ટાગોર અને લોકમાન્ય તીલક જેવાઓએ પણ કબુલ કરેલ છે કે " વેદો ત્રણથી ચાર હજાર વર્ષો પુર્વેનાં તો નથીજ. " ઈતિહાસીક ઘટના જોતાં ડા૦ હંટર કૃત **હિન્દના લોકનો ટુંક ઇતિહાસ** જે ઈ. સ. ૧૮૮૬ માં પ્રગટ થયેલ છે [ અને તેને સરકારી કેળવણી ખાતાએ પણ મંજુર રાખેલ ] તેમાં સર્વથી પહેલાં વેદ રૂગ-વેદના માટે નીચે મુજબ જણાય છે:—

> " **રૂગવેદ**—આર્યલોક પ્રથમ પંજાબમાં વસ્યા, તેનું મોટું સ્માર્ક પુસ્તક રૂગવેદ છે. એ પુજનીય મંત્ર ગ્રંથ કયારે બન્યો તે જાણવામાં આવ્યું નથી. પુરાવા વિના હિન્દુઓ માને છે કે તે અનાદિ છે, અથવા ઓછામાં ઓછા ઈ. સ. ની પહેલાં ત્રણ હજાર એક એટલે આશરે પાંચ હજાર પર

બનેલો છે. યુરોપી પંડીતો ખગોળ વીદ્યાથી મળેલા વરસો પરથી અનુમાન કરે છે કે ઈ. સ. ની પુર્વે સુમારે ચઉદસો વરસ પર તેનું રચાવવું ચાલતું હતું."

( હિન્દના લોકનો ટુંક ઈતિહાસ પેજ ૪૯ )

પ્રિય વાંચકો ! ઉપરના ઈતિહાસીક પુરાવાથી આપ જાણી શકયા હશો કે પુરાવા વિનાની હિન્દુ માન્યતા પ્રમાણે પણ રૂગવેદ રચ્યાને પાંચ હજાર વર્ષથી વધુ મુદ્દત થઈ નથી. જ્યારે ખગોળ વીદ્યાની રૂએ તો રૂગવેદનો સમય આજથી લગભગ ૩૩૦૦ તેત્રીસ સો વરસ ઉપરેનો ગણી શકાય.

મી. વરતેજી, ચાર જુગોની માન્યતાને વળગીને દસ અવતારની માન્યતા પણ મનાવા રહ્યા છે અને તમાં આઠમા અવતાર તરીકે શ્રી કૃષ્ણને જણાવી, નવમો અવતાર બુધ્ધનો ગણાવે છે અને બુધ્ધનો સમય ૬૦૦૦ વરસ ઉપરેનો જણાવે છે. ત્યારે ઈતિહાસીક ઘટનાઓ જોતાં શ્રી. કૃષ્ણનો સમય **મહાભારતની** સાથે સબંધ ધરાવે છે. તે મહાભારતને રચ્યાનો સમય અને તેમાંના મુખ્ય બનાવનો સમય નીચે મુજબ જોવામાં આવે છેઃ—

"**મહાભારત**—આ ગ્રંથમાં હીન્દી વાતોનો પદ્યમાં કરેલો મોટો સંગ્રહ છે. એમાંની કેટલીક કથા વેદના મંત્રો જેટલી જુની છે. એની મુખ્ય વાતોનો સમય ઈ. સ. ની પહેલાં બારસો પછીનો નથી, પણ તેની હાલના આકારમાં થયેલી રચના કદાચિત ત્યાર પછી એક હજાર વરસો પર થયેલી.

( હિન્દના લોકનો ટુંક ઇતીહાસ પેજ ૬૬ )

**આ ઈતિહાસીક પુરાવાની રૂએ મહાભારતની મુખ્ય વાતોનો સમય, એટલે મહાભારતના યુધ્ધને આજે**

૩૧૨૧ વર્ષ થયાં; અને હાલમાં જે મહાભારત જોવામાં આવે છે તેને રચ્યાને ૨૧૨૧ વર્ષ થયાં. **રામાયણ** કયારે રચવામાં આવેલ તે સબંધે ડૉ૦ હંટર કૃત હિન્દના ઇતિહાસમાં નીચે મુજબ જોવામાં આવે છે—

> " **રામાયણ**—એ હિન્દુનું બીજું વીર રસ કાવ્ય છે, અને આર્ય લોકો દક્ષીણમાં ગયા તેનું વર્ણન એમાં છે. એ કવી **વાલ્મીક**નું રચેલું કહેવાય છે. અને એની મુખ્ય વાર્તાનો સમય જેવી તેવી ગણત્રી પ્રમાણે સુમારે ઈ. સ ની પહેલાં ( ૧૦૦૦ ) વરસ પર છે. પણ તેને તેના હાલના આકારમાં ગોઠવ્યાને ઇ. સ. ની પુર્વે ઘણા સૈકા થયા નહીં હોય "

( હિન્દના લોકનો ટુંક ઈતિહાસ—પેજ ૬૯ )

આએ ઇતિહાસીક પુરાવાની રૂએ **સીતાહરણ** અને રાવણનું યુધ્ધ વી૦ બાબતોને આજે ૨૯૨૧ વર્ષ થયાં જ્યારે હાલની ચાલુ **રામાયણ**ને રચ્યાને ૨૦૦૦ વર્ષ ઉપરાંત કાંઇક વધુ થયેલ હશે.

પ્રિય વાંચકો ઉપરના ખુલાસાઓથી આપ જોઈ શકયાં હશો કે, સૃષ્ટિમાં મનુષ્ય ઉત્પતીના માટે તે કેટલાક સનાતતનીઓ લાખો વર્ષોની ગણત્રી જણાવે છે તે માન્યતા ટકી શકતી નથી, એટલે **ઇસ્લામી મત** પ્રમાણેજ મનુષ્ય ઉત્પતીનો સમય માનવો વ્યાજબી જણાય છે. પૃથ્વીનો ઇતિહાસ પણ ત્યારથીજ મલી શકે છે. ઉપરના ઇતિહાસીક પુરાવાની રૂએ શ્રી કૃષ્ણ અને શ્રી રામના જમાનાને આજે ૪૦૦૦ વર્ષ ઉપરાંત વર્ષો તો નથીજ થયાં !

ડૉ૦ હંટર કૃત ઈતિહાસમાં મહાભારતનો સમય રામાયણથી અગાઉનો જણાય છે, એટલે મહાભારતની

મુખ્ય બિના **રામાયણુની** બિનાથી **અગાઉના છે એમ** જણાવવામાં આવેલ છે; પણ **આગાખાનીઓ** દશાવતારમાં **શ્રી રામ**નો અવતાર **શ્રી** કૃષ્ણના અવતારથી અગાઉ જણાવે એટલે એમાં તફાવત જોવામાં આવે છે ! ગમે તેમ હો, પણ એટલું તો ચોક્કસ છે કે, વેદો રચ્યાને ચાર હજાર વરસ ઉપરાંત નથી થયા; એટલે મહાભારત અને રામાયણ જે તે પછીનાં છે તેનો સમય ૪૦૦૦ વર્ષ ઉપરનો તો નજ હોવો જોઇએ ! ! આગાખાનીઓની દસ અવતારની માન્યતા પ્રમાણે શ્રી કૃષ્ણનો અવતાર, આઠમો અવતાર છે અને બુધ્ધનો અવતાર નવમો છે; એટલે બુધ્ધ તો **શ્રી** કૃષ્ણ પછીજ થયેલ છે. જ્યારે શ્રી કૃષ્ણને પણ ૪૦૦૦ વર્ષ ઉપરાંત નથીજ થયા, ત્યારે બુધ્ધને ૬૦૦૦ વર્ષો કેવી રીતે થયા ? તે મારા વિદ્વાન મિત્ર મી૦ વરતેજી સમજાવશે કે ?

વળી વર્ણાશ્રમની ગણત્રી ( કે જેને મી. વરતેજી કૃષ્નની સાથે માન્ય રાખીને હ. રસલ સ. ને શુદ્ર તરીકે જણાવે છે તે ) પ્રમાણે પણ **પરસુરામ, રામ,** કૃષ્ણ વી. ક્ષત્રીય વંશી હતા, તો ક્ષત્રીઓ તે **આર્યોમાંથી** છે, અને આર્યોને હિન્દુસ્તાનમાં આવે ૪૦૦૦ વરસથી ઉપરની મુદત થઈ હોય એવું જોવામાં આવતું નથી. મતલબ કે જ્યારે શ્રી કૃષ્ણના સમયને પણ ચાર હજાર વરસ નથી થયાં, ત્યારે બુધ્ધને છ હજાર વરસ કયાંથી થયાં ? ઇતિહાસીક દ્રષ્ટીએ જોતાં **ગૌતમ બુધ્ધ**નો સમય ઇ. સ. પુર્વે ૬૨૩ વર્ષ ઉપરાંતનો તો નથીજ ! ડો૦ હંટર **હિંદના લોકનો ટુંક ઇતિહાસ**માં ગૌતમ બુધ્ધના માટે જણાવે છે—

" ગૌતમ બુધ્ધ કપીલ વસ્તુનાં રાજા **સુદહોધન**નો એકનો એક કુંવર હતો, છત્રીસ વરસની વયે

તેણે પ્રસીધ્ધ બોધ કરવા માંડયો. ઇ. સ. પુર્વે ૫૪૩ મા એંસી વરસની ઉમરે તેનો કાળ થયો. ”

( પેજ ૭૫—૭૮—૭૯ )

ઉપરનાં ઇતિહાસીક પુરાવા મુજબ બુધ્ધના જન્મને આજે ૨૫૮૪ વર્ષ થયાં, જ્યારે હ. આદમની પયદાયશને ૬૦૦૦ વરસ, તો ખુદ મી. વરતેજીએ જણાવેલ છે. ( જો કે તેથી પણ વધુ મુદત થઇ છે તે વાંચકો આગળ જોઈ ગયા છે ) ત્યારે હ. આદમ અને બુધ્ધને એકજ તરીકે ગણાવવાને મી૦ વરતેજીએ કેવી રીતે કમર કસી છે? એ પણ ઉખ્યાણું થઈ પડે છે !

તદુપરાંત—ડો. હંટર કૃત હિન્દના ઇતિહાસમાં રામાયણનો સાર આપેલો છે તેમાં એક ફકરો નીચે મુજબ જોવામાં આવે છેઃ—

“ હીંદ અને લંકાની વચ્ચે સામુદ્રધુની છે તેને કપી સેનાપતી **હનુમાન** કુદી જઇ સીતાને શોધી કાઢે છે, અને છલંગ મારી પાછો આવી તે ખબર **રામને** કરે છે. પછી સાંકડા સમુદ્રપર કપીસેના સેતુ બાંધે છે,—અર્વાચીન ભુગોળ વીદ્યાનો **આદમનો પુલ**–ને તે પર થઇ રામ લંકામાં જાય છે, અને દૈત્ય રાવણને હણી સીતાને છોડવે છે. ”

( હિન્દનો ટુંક ઈતિહાસ–પેજ ૭૧ )

તો તેથી પણ સિધ્ધ થાય છે કે શ્રી રામના સમયમાં **આદમના** નામનો પુલ હસ્તીમાં હતો. બુધ્ધ ( અવતારની માન્યતા પ્રમાણે પણ ) રામ પછી થયેલ છે તેથી સાબેત થાય છે કે આદમ અને બુધ્ધ કોઈ કાળે એક થઈ શકતાજ નથી !

પ્રિય વાંચકો ! ઉપરના પુરાવાઓથી તમો જોઇ શકયા હશો કે આદમ અને બુધ્ધ કોઈ કાળે એક હોઇ શકેજ નહિં. એટલે કાં તો મી. વરતેજી ઈતિહાસીક ઘટનાથી અજ્ઞાન છે, અથવા જાણી જોઈને પબ્લીકને ઉંધે રસ્તે દોરવી રહ્યા છે ! ! !

# મી૦ વરતેજીનું પોકળ. !

સુજ્ઞ વાંચકો ! મી. વરતેજીએ, આદમ અને બુધ્ધને એકજ ગણાવવા સારૂ જે પ્રકરણ ચીતરી કાઢેલ; પણ આદમ અને બુધ્ધ એકજ નથી એ અમો ગયા પ્રકરણમાં ઈતિહાસીક પુરાવાઓથી સાબેત કરી ગયા છીએ. ત્યાર પછી મી. વરતેજીએ "તારીખે ફીરીશતાહ" નો ઉતારો તેજ પ્રકરણમાં આપી એક સફાઈ ખેલીને પોતાના મતને પુષ્ટી આપવા કોશિશ કરેલ છે; પણ તે ઉતારામાં કેવી પોલીસી વાપરેલ છે તે ખુલ્લી કરી, અને મારા વિદ્વાન મિત્ર મી. વરતેજીનું પોકળ વાંચકોને બતાવી આપવા ખાતર આ એ પ્રકરણમાં તેની તપાસ હાથ ધરીશ—

મી. વરતેજી, **તારીખે ફિરીશ્તાહ**નો ઉતારો આપતાં પહેલાજ પેરામાં જણાવે છે:—

> " મુકદ્દમા—મોઅતેકદાન એહલે હીન્દમેં અઉર જીકર **રાવનકી** અઉર બયાન કેફીયતે જહુરે ઈસ્લામકા ઇસ બીલાદમે વાજેઅ હો કે કીતાબે મહાભારથમેં જીયાદા કોઇ કીતાબ મબસુત અઉર મોઅતેબર દરમીયાન ઇસ તાયેફાકે નહી હયે. અઉર

ઉસે શેખ અબ્દુલ ફજલ ફૈઇઝી બીન શેખ મુબારકને અહદે સલતનત જલાલુદીન મહમદ અકબર શાહમેં હીન્દી ઇબારતસે ફારસીમે તરજુમા કીયા, અઉર ઇસ્મે એક લાખ બયતમેં મુતજાવજ હૈ. મુસન્નફ ઈસ કીતાબકા બતૌર કોતાહ કરે. સુખન અઉર ઇખ્તેસાર કલામકે, ખુલાસા ઈસ્કા ઈસિ મકાનમેં તહરીર કરતા હયે. તાકે તાલેબાને આસાર ઉસ્કે મુતાલેઆસે હીજ વાફી ઉઠાકર આગાજસે અંજામ તક મુસ્તફીદ હો. × "

ઉપરના પેરેગ્રાફની ઇબારતજ કહી આપે છે કે મજકુર હકીકત **તવારિખે–ફીરીસ્તાહ**ના કર્તાની અંગત માન્યતાની નથી, પણ અકબર બાદશાહના વખતમાં શેખ અબુલ-ફઝલ **ફયઝી**એ મહાભારતનો ફારસીમાં અનુવાદ કરેલ, તે ઉપરથી કર્તાએ ઉતારો કરેલ છે. એટલે કર્તાએ હીન્દુઓની માન્યતા બતાવવા ખાતરજ પોતાની તવારિખમાં તેનું વર્ણન કરેલ છે, બાકી તે માન્યતાને ઈસ્લામ સાથે કશો સબંધજ નથી. મહાભારતમાં શું લખ્યું છે તેજ કર્તાએ બતાવેલ છે; પણ મી. વરતેજી તો એક આંખ બંધ કરીનેજ લખવા મંડી પડયા છે. તેઓએ પહેલેથી એકજ બાજુનું લખાણ કરવાનું માથે લીધું છે (જે વખતો વખત હું આગળ બતાવી ગયો છું) એટલે એક તરફી અને પોતાના મતને પુષ્ટી મળે એવી રીતે કામ લઈ રહ્યા છે. મજકુર પેરામાં મી૦ વરતેજીએ શરૂઆતમાંજ " **રાવનકી** " શબ્દ બ્લેક ટાઇપમાં લીધેલ છે, જેથી તેઓની મકસદ એમ છે

× મજકુર ઇબારતમાં ઘણી ભુલો જોવામાં આવે છે, પણ જેવી રીતે મી. વરતેજીએ **વેદિક ઇસ્લામ** માં ઉતારેલ છે તેવીજ રીતે ઉતારો કરેલ છે. "જીમ."

કે વાંચકો ત્યાં "જીકર રાવનકી" થી રાવણનું વર્ણન સમજી લીયે ! પણ "તારીખે–ફિરીશ્તાહ" માં તે ઠેકાણે "રાવન" (રાવણ) નો શબ્દજ નથી. મજકુર તવારિખમાં તે ઠેકાણે "મોઅતેકાદાત એહલે હિન્દમેં ઔર ઝીકર રાઉંકા" એ ફકરો છે, એટલે ત્યાં "રાઉં" રાજાઓના બહુ વચન તરીકે વપરાયેલ છે. મજકુર ફકરામાં રે–અલીફ–વાવ, વાવ ઉપરે હમઝાહ અને ત્યાર પછી નુન છે; જેથી વાંચકો જોઇ શકશે કે તેનો ઉચ્ચાર "રાઉં" થાય છે. અને તેને એજ પુસ્તકના પેજ ૨૨ થી ટેકો મલે છે, જેમ કે લખે છે–"ઔર પ્રતાપચંદ અપની કયદે હયાતમેં હરસાલ-ખિરાજ ભેજતાથા ઔર ઉસકે ફૌત હોનેકે બાઅદ અત્રાફકે રાઉંને સર ઉઠાયા" જેથી જોઈ શકાય છે કે જે વીગતમાં મી૦ વરતેજીએ રાવન ઉતારેલ છે તે ત્યાં "રાઉં" રાજાઓના બહુવચન તરીકે વપરાયેલ છે. પણ મી૦ વરતેજી શરૂઆતથીજ એક ધુનમાં ઘુમી રહ્યા છે એટલે એકજ બાજુ જોઇ રહ્યા છે, અને બીજાઓને પણ તેમજ મનાવવા મથે છે !

મજકુર પેરામાં મી૦ વરતેજીએ જે હકીકત ઉતારેલ છે, તે હકીકતની સાથે તેનીજ નીચે તેજ વીગતની નીચેની લીટીથીજ જે હકીકત મજકુર તવારિખમાં છે તે મી૦ વરતેજીએ છુપાવેલ છે; જે વાંચકોને બતાવવા ખાતર નીચે ટાંકીશ—

> "મખ્ફી ન રહે, મુમાલીકે હિન્દમેં કયા ખાનુદએ હિકમત, ઔર કયા ઝુમરએ રીયાઝત, ઔર કયા અસ્હાબે ફીકાહત, કયફિય્યતે પયદાયશે આલમમેં ઇખ્તેલાફ કીયા હય; ઉન્મેંસે તેરાહ (૧૩) તરીક, જો કીતાબે મહાભારથમેં મઝકુર હયે. ઔર દલીલ

લાનેવાલોંકે રૂબરૂ ઉન્મેંસે કોઇ તરીક ઇસ કબીલકા[1] નહીં, જીસસે ખાતરે તેહકીક–તલબકો[2] એક ઈત્મીનાન[3] બખ્શે, ઓર આરઝુ ઉસ્કી કદરી બર આવે.”

તારીખે–ફિરીશ્તાહ-પેજ ૧ )

ઉપરની ઇબારતથી વાંચકો સારી રીતે જોઇ શકશે કે મહાભારતના વર્ણન ઉપરે કર્તા ભરોસો નથી લઇ ગયા; મજકુર માન્યતાને કર્તાએ રદ કરેલ છે; પણ તે ઈબારતને મી. વરતેજીએ વચમાંથી ઉડાવી નાખેલ છે, જેથી તેઓની પોલીસી સાફ જણાઈ આવે છે !

ત્યાર પછીના પેરામાં મી૦ વરતેજીએ ચાર જુગોના માટે “ત્વારિખે–ફિરીશ્તાહ” નો ઉતારો આપેલ છેઃ—

“મદારે ગરદીશ રોજગારે બુકલમુંકા હુનુદકે એતેકાદે નાકસમેં ચાર દઉરપર હયે. અવલ સતજુગ–દુસરા તિરતા જુગ–તીસરા દુવાપર જુગ–ચોથા કલજુગ. જીસ વક્ત કે દઉરે કલજુગ તમામ હોતા હયે, ફીર સરેનઉ દઉરે સતજુગ આતા હયે. અઉર કલજુગપર મુન્તહી હોતા હયે, વ અલા હાજલ કીયાસ હમેશાં અહવાલ ઈસ જહાંનકા ઉપર ઈસી તરીક કે રહા અઉર રહેગા. અઉર ઇબ્તેદા અઉર ઇન્તેહાસે કોઇ નીશાન પેઇદા નહીં હય.”

ઉપરનો ફકરો મી. વરતેજીએ જુગો સીધ્ધ કરવાને માટે લખેલ છે, પણ તે ફકરાની શરૂઆતમાંજ જે બોલો છે તે મજકુર ફકરાને રદ બાતલ કરી નાખે છે ! મજકુર ફકરામાં કર્તાએ શરૂમાંજ જણાવ્યું છે કે “મદારે ગર-

૧ કબીલ=લાયક, કબુલ કરવા જોગ. ૨ તેહકીક તલબ=સત્ય શોધક. ૩ ઇત્મીનાન=ખાત્રી.

“જીસ”

**દીશે રોઝગારે બુકલમુંકા હુનુદ કે એઅતેકાદે નાકિ-સમે ચાર દઓરપર હયે "** તેથી જણાય છે કે કર્તાએ હીન્દુઓની માન્યતાજ ફક્ત દર્શાવી છે, અને તે માન્યતાને **નાકીસ** (અધુરી—ન ચાલી શકે તેવી) જણાવી છે; તો જુગોના માટે જે લખાણ છે તે પણ **નાકીસજ** કહેવાય !

ત્યાર પછીના પેરામાં મી૦ વરતેજીએ "તવારીખે-ફિરીશ્તાહ" ઉપરથી હ૦ અલી અ૦ અને યહુદીનો સંવાદ ઉતારેલ છે. જે સંવાદમાં એ હકીક, છે કે, એક યહુદીએ હ૦ અલી અ૦ ને સવાલ કરેલ કે "આદમથી અગાઉ કોણ હતું ?" જેના જવાબમાં હ. અલી એ ફરમાવ્યું કે "આદમથી અગાઉ આદમ હતો." અને તેમાં હ. અલી અ. મે એપણ ફરમાવ્યું કે "અગર તું ત્રીસવખત પૂછીશ તો પણ હું એજ જવાબ આપીશ." એ ફકરો ઉતારવાથી **મી.** વરતેજીની મકસદ એ છે કે આદમથી અગાઉ પણ આદમો હતા ! પણ મી. વરતેજીએ તપાસ કરવી જોઇતી હતી કે અગાઉના આદમો તે મનુષ્યોમાંથીજ હતા ? કે જીન્નાત વી. માંથી હતા ? પાક કુરઆને શરીફ, અને તમામ ઇસ્લામી તવારીખોથી એજ સિદ્ધ થાય છે કે હ.આદમ અબુલ-બશર (મનુષ્યોના બાપ) થી અગાઉ પૃથ્વી ઉપરે મનુષ્યોની વસ્તી ન હતી; જીન્નાતો વી. નીજ વસ્તી હતી. એટલે આદમથી અગાઉના આદમો તે મનુષ્યોના વડવા ન હતા, પણ ખુદાની પયદા કરેલી બીજી મખ્લુકાત જીન્નાત વી. નાજ વડવાઓ હતા ! અને જેને હુ ઇસ્માઇલી—આગાખાની લેખકોના પુસ્તકો-થી પણ અગાઉ સાબેત કરી ગયો છું. છતાં અગર મી. વરતેજીને સંતોષ ન થતો હોય, તો હું તેજ "તવારીખે-ફિરીશ્તાહ" થી સાબીત કરી આપવાને તૈયાર છું કે આદમથી અગાઉના આદમો તે મનુષ્યોના વડવાઓ ન હતા. મારા ધારવા પ્રમાણે મારા મિત્ર મીં. વરતેજીએ પણ તે વીગત મજકુર પુસ્તકમાં

જોઇ તો હશેજ, પણ પોતાનો કકકો ખરો કરાવવા ખાતર તે વીગતથી અજાણપણું બતાવી રહ્યા છે. વાંચકો પુરતી રીતે ઇન્સાફ કરી શકે, અને મી. વરતેજીની પોલીસીને જોઇ શકે; તેના માટે મજકુર હકીકત તે પુસ્તકમાંથી નીચે ઉતારીશ—-

" માવરા ઈસ્કે એહલે હુનુદકા એઅતેકાદ વોહ હયે કે આલમકી ઇબ્તેદાએ—આફ્રીન્શ[1] સે આદમ ખાકી —નેહાદ[2] થે ઓર ઇસ્કે બાઅદભી માઅઝી એસ્ય હોગા. ઓર આલમ[3] કદીમ[4] હયે, હરગીઝ ફાની ન હોગા. લેકીન અરબાબેદાનશો બીનશ[5] પર ચેહ અમ્ર મખ્ફી ન રહે, કે અગરચે ઇબ્તેદાએ—આફ્રીન્શ કે આઠ લાખ હઝાર સાલકા એહતેમાલ[6] રખતા હયે; શાયદ ઈત્ને હઝાર આદમ અરસએ—ઝુહુર[7] મેં આન-કર ફિર પરદએ—ખીફા[8] મેં ખીરામાન[9] હુવે હૈ. ઔર જાન ઇબ્નુલ જાન કે ઈન્કા એહવાલ કલામેં મજીદમેં વારીદ હુવા હયે, અઝ આં જુમ્લા[10] હએ. લયકિન વોહ ખાકી નેહાદ ન થે! બાઅઝેકી અસલ હવાસે, બાઅઝુકી અસલ નારે—સુમુમ[1] સે થી. ઓર જીસ વક્ત એક કોમસે નાફરમાની ઓર સરકશી[2] આપસમેં વાકેઅ હુઇ, જબ્બાર—સદીકુલ—ઈન્તેકમુમ[3] કે હુકમસે માઅદુમ[4] હુઈ, ઓર દુસરી કોમ મોજુદ હુઈ; લયકિન ખાકસે! ઝાહેરન[5] હુનુદને આદમ

૧ સૃષ્ટીની ઉત્પતી. ૨ માટીમાંથી પયદા થયેલ. ૩ દુનીયાં. ૪ અનાદી. ૫ અરબાબે દાનશોબીનશ=અક્કલવાળાઓ, હુશીયાર. ૬ સંભવ ૭ ઝાહેર થઇને. ૮ છુપ્પો પડદો, છુપવું. ૯ અલંકારીક શબ્દ છે. લટકતી ચાલે ચાલ્યા જવું. ૧૦ તેઓમાથી.

' જીમ "

૧ એક જાતની આગ. ૨ માંથું ઉચકવું. ૩ ખુદાએ પાકનું નામ છે. ( મોહટો—સખત બદલો લેવાવાલો. ) ૪ નાબુદ. ૫ ઝાહેરમાં.

ખાકી નેહાદ[૬] તસવ્વુર[૭] કીયા હયે, કીસ વાસ્તે ઉન્કે અઝીમ–જુસ્સા[૮] ઓર તુલે–ઉમ્ર[૯] કા બ્યાન કરતે હયેં. ઓર ઉમૂરે[૧૦] અજીબો ગરીબ[૧૧] કે સાથ **રામ** ઓર **લખમનકો** મનસુબ[૧૨] કરતે હયેં, મુવાફિક હાલે બશરકે[૧૩] નહિં હય; તમામ હરફો–સવત[૧૪] હયે ઓર અક્કલકે તરાજુમેં કુછ વજન **નહિ રખતે!** ઓર બરતકદીરે વોકુઅ[૧૫] અગર હોવેભી તો ઉસ કોમે અજીન્ના[૧૭] સે મજકુર હુવા હોગા! **ઓર આદમ અબુલબશર અલય હિસ્સલામસે પેશતર આદમ ખાકી નેહાદ ન થા!**

( તારીખે ફિરીશ્તાહ—પેજ ૧૧ )

પ્રિય વાંચકો! ઉપરના વર્ણનથી મી. વરતેજીનું પોકળ સારી રીતે તમારા જોવામાં આવી ગયું હશે! **તવારિખે–ફિરસ્તાહ** ના કર્તા, આદમથી અગાઉના આદમોને જીન્નાત વી. ની કોમમાંથી અને આગ વીગેરેની પયદાશમાંથી જણાવે છે, તે પણ આપ સુજ્ઞ વાંચકો જોઇ શકયા હશો. મજકુર તવારીખના કર્તા; રામ, લક્ષમણ વી. ના કીસ્સાઓ ઉપરે બીલકુલ એતેબાર રાખતા નથી; બનાવટીજ જણાવે છે.* અને કહે છે કે જેવી રીતે વર્ણવેલ છે તેવી રીતે અગર થયેલ હોય તો તે જીન્નાતોની કોમમાંથી હશે. તારીખે

૬ માટીની પયદાયશ. ૭ ખ્યાલ કરવું. ૮ મોહટા શરીર. ૯ લાંબી ઉમ્ર. ૧૦-૧૧ આશ્ચર્યકારક બાબતો. ૧૨ જણાવે છે ૧૩ મનુષ્ય ૧૪ અક્ષર અને સાદ ( એટલે ખોટું–બનાવટી. ) ૧૫ ત્રાજવું. ૧૬ કદાચ હોય પણ. ૧૭ જીન્નાતની કોમ.

* શ્રીરામ, લક્ષમણ અને શ્રી કૃષ્ણ વી. ના માટે ઇતિહાસીક દ્રષ્ટીએ જોતાં, તેઓ હ. આદમ અબુલ બશર પછી ઘણી મુદતે થયા જણાય છે. "જીમ"

ફિરીશ્તાહના કર્તાનાજ જણાવ્યા મુજબ હે. આદમ અબુલ બશર ( મનુષ્યોના બાપ ) થી અગાઉ ખાકી મનુષ્યો દુનીયામાં નજ હતા ! જેથી મારા મિત્ર મી. વરતેજીની ચણેલી ઈમારત પાયામાંથી કડડ ભુસ થઈ જાય છે ! ! !

ત્યાર પછી મી. વરતેજીએ ચાર જુગોની મુદ્દત વી. સબંધે "તવારિખે–ફિરીશ્તાહ" માંથી લંબાણુથી ઉતારો કરેલ છે, પણ જુગો વી. સબંધે "આગળ ખુલાસો કરી ગયો છઉં એટલે તે સબંધે અત્રે ઉલ્લેખ કરવો જરૂરા નથી ધારતો. પણ ફકત તેમાંથી જે ફકરાઓ કે તપાસ કરવાને લાયક અને જવાબ આપવાને લાયક છે તે નીચે ટાકીશ—

> "અઉર ઈન અવકાતમેં તરજ વરવાશ આલમકે રેહનેવાલુંકી દુરૂસ્ત ગુફતારી અઉર રાસ્ત કીરદારીહો. અઉર ઉમ્ર તબીઇ ઈનસાનકી હઝાર સાલ મશહુર હએ. અઉર ઉમ્ર બાબા આદમ અઉર નુહ અઉર મિસલ ઈન બુઝુરગવારોંકી જો હઝાર અઉર કરીબ હઝા સાલ કે નીશાન દેતે હયે, એહલે હિન્દ કબુલ કરતે હયે, અઉર કેહતે હયે, ચુંકે યેહ લોગ અવાખેરે દઉરે દુવાપર જુગમેં પેઈદા હુવે યે ઇસ વજાસે ઇસી કદર ઇનકી ઉમ્ર વાકેઅ હુઇ. અઉર મુદ્દતે દઉરે ચહારૂમ યાઅને કલજુગકા ચાર લાખ અઉર બતીસ હઝાર ( ૪૩૨૦૦૦ ) સાલ મુસ્તેઅમલ હયે, અઉર ઇસ દોઉરમેં તીન હીસ્સા અતવારે સાકેનાને આલમકે ના રાસ્તી અઉર નાદુરૂસ્તી પર હયે. અઉર ઉમ્ર તબીઇ ઇસ અહદમેં સો (૧૦૦) બરસ—"

અત્રે પહેલે તો મારે એ જણાવવું જોઇએ કે ઉપરની હકીકત વાળો ગેરેગ્રાફ જે મી. વરતેજીએ ઉતારેલ છે તે "તવારિખે–ફિરીસ્તાહ" ના કર્તાએ પહેલે આપેલ છે અને

ત્યાર પછી પેજ **૧૧** માં કર્તાએ રિમાર્ક આપેલ છે જે અમો ઉપર બતાવી ગયા છીએ, એટલે તે રિમાર્ક આએ વીગત પછીનો છે જેથી ઉપરની હકીકતને પણ મજકુર રિમાર્ક રદ કરે છે. આગળના જુગોમાં સર્વ મનુષ્યો સાચુંજ બોલતા હતા, **સર્વ કર્યો સચ્ચાઇથીજ** કરતા હતા, અને સર્વની આયુષ લાંબી અને સરખી હતી, એવી જે માન્યતા મી૦ વરતેજી અને કેટલાક આગાખાની લેખકોની બંધાઇ છે, તે તેઓ હિન્દુ શાસ્ત્રોના આધારે જણાવે છે; પણ તેવી માન્યતાને હાલના શાસ્ત્રીઓજ તોડી પાડે છે ! **મનુસ્મૃતિના** જરાતી સરલાર્થના કર્તા શાસ્ત્રી પ્રાણશંકરાત્મજ મણીશંકર શર્મા જણાવે છે:—

"વેદમાં કોઇ પણ જગાએ ધર્મના ચાર ભાગનું વર્ણન અને તેમાં યુગે યુગમાં આટલું આટલું આયુષ્ય થાય છે તેનું પણ વર્ણન નથી. વેદમાં તો शंत जीवम सरद; તેમજ आयुष जमदग्ने: એ દરેકમાં સમાન આયુ બોધક વચનો છે.* તો પછી મનુ મહારાજ જેવા મહાત્મા વેદથી વિરૂધ્ધ અસત્ય લખે એમ કેમ માની શકાય ? શું, સત્ય યુગમાં ચારપાદ ધર્મ હતો, અને સત્યજ હતું ? અને તપ પ્રધાન હતું, તો તે વખતે દૈવી અને આસુરી સંપતિજ ન હતી, એમ મનાય ખરૂં કે ? ઇતિહાસ ઉપરથી તો એમ ચોખ્ખું જણાય છે કે દરેક યુગમાં કર્મ પ્રમાણે પુણ્ય આત્મા અને પાપાત્મા, દેવ અને અસુર

* ઇસ્લામી શાસ્ત્રો એમ જણાવે છે કે સર્વેના માટે સમાન આયુષ નથી, તેમજ કોઈ ઝમાના માટે અમુક આટલુંજ આયુષ એ પણ ચોક્કસ નિયમ નથી. ખુદાએ પોતાની મસ્લેહત મુજબ કોઇના માટે વધુ અને કોઇના માટે ઓછું આયુષ નિર્માણ કરેલ છે.

"જેમ"

થયાંજ કરે છે.”

( મનુસ્મૃતી, ગુજરાતી સરલાર્થ—પેજ ૧૪-૧૫ )

હવે રહ્યો, હ. આદમ અને હ. નુહ અ૦ ની લાંબી ઉમ્રનો સવાલ; તો તેના માટે તો “ત્વારિખે-ફિરીશ્તાહ ” ના કર્તાનો ભાવાર્થ એ છે કે તેઓનું લાંબુ આયુષ હિન્દુઓ પણ માન્ય રાખે છે. એટલે ઈસ્લામી માન્યતાની સચ્ચાઈની દલીલ કર્તા આપે છે, પણ હીન્દુઓની માન્યતાને કાંઈ કર્તા સ્વીકારી લેતા નથી, પણ આદમ અ. અને હ. નુહનાં લાંબાં આયુષ હિન્દુઓ પણ કબુલ રાખે છે તેજ જણાવવાનો કર્તાનો આશય છે. રહી, એ બાબત કે આખર ઝમાનામાં કોઇનું લાંબુ આયુષ થાય કે નહિં ? તો તેનો જવાબ એ છે કે ખુદા દરેક રીતે કાદર ( શક્તિવાન ) છે, તે જેને ચાહે તેને લાંબુ આયુષ અતા કરે છે. ( જે બાબતના પુરાવાઓ ઈ. આગળ જતાં બારમા ઇમામ અ. ના અહેવાલમાં આપવામાં આવશે )

છેવટમાં, મી. વરતેજી પોતાના તરફથી રિમાર્ક કરે છેઃ—

“ આ ઉપલા તવારિખી હેવાલથી સાબેત થાય છે કે આશરે ૬૦૦૦) વરસ ઉપર જે દાદા આદમ થયા તે હિન્દુ—સનાતન પ્રમાણે કૃષ્ણ પછીનો “ બુધ્ધ અવતાર ” થયો. ઈસ્માઇલીયા ફીરકામાં “ વિશ્નાપુરી ” મુજબ બુધ્ધનાં ફરઝંદ શીશ છે. તેજ આદમના ફરજંદ શીશની સાબેતી છે. જે પછી સિલસીલે હ. અલી અને તેની સીધી નરનસલે હાલના મૌજુદ ના. આગાખાન સર સુલતાન મોહમદશા ખુદાઈનુર ઈમામ મહેદી છે. ”

પ્રિય વાંચકો ! મી. વરતેજી, દાદા આદમ અને બુધ્ધને એકજ વ્યકતી તરીકે બતાવી આપવાને કેવા નિષ્ફળ

નીવડયા છે તે સવિસ્તર વર્ણન તમો આગળ જોઈ ગયા. ઈસ્માઈલીયા ફીરકાની " વિશ્ના પુરી " મુજબ બુધ્ધનાં ફરઝંદનું નામ "શીશ" છે એમ મી. વરતેજી જણાવે છે* તો તેઓની મનઘડત માન્યતા કાંઈ સર્વે કબુલ કરી લીયે તેમ નથી. તેમજ ફકત નામની સરખામણીથી ઇમારતનો પાયો ચણવો એ અક્કલમંદનું કામ નથી ! જાહેર ઇતિહાસીક પૂરાવાઓની ગેરહાજરીમાં મજકુર બાબતને કેટલું વજનઆપવું, તે હું મુન્સફ મીજાઝનાં વાંચકોની મુન્સફી ઉપરે છોડું છઉં. **નરનસલ**ના માટે આગળ પણ કેટલુંક વિવેચન કરી ગયો છું, અને વળી પણ પ્રસંગોપાત એ સબંધે હકીકત આપતો રહીશ.

ઇસલામી તવારિખ નવેશો અને પુસ્તક-વેત્તાઓ દરેક મનુષ્યની ઉત્પતી હ. આદમ અ. થીજ જણાવે છે. અને મનુષ્યની વસ્તી જે દુનીયામાં ફેલાણી અને શહેરો વસ્યાં તે હ. નુહની પછી. હ. નુહની અવલાદમાંથીજ વસ્તી વધી અને તેઓએ જુદા જુદા શહેરો વસાવ્યા એમ જણાવે છે. અને મોહટા મોહટા પ્રાંતોના નામો પણ હ. નુહ અ. નાં ફરઝંદો અને પઉત્રો વી. નાં નામો ઉપરથીજ પડયાં છે, એમ વર્ણવે છે. **તવારિખે—ફિરીશ્તાહ**ના કર્તાએ એ સબંધમાં પેજ ૧૧ માં રિમાર્ક પછી નીચે મુજબ ઉલ્લેખ કરેલ છે:—

" ઔર આદમ અબુલ-બશરકા ઝમાના હાલતે તેહરીર[1] ઇસ સુતુર[2] તક સાત હઝાર સાલસે ઝીયા-

* માસ્તર હરજી પુંજા "સીલસીલે ઇમામત" પેજ ૩૫ માં જણાવે છે કે વિશ્ણુના આઠમા અવતારમાંથી નુર " શીશ " માં જલ્વાગર થયું. "જીમ."

૧ લખતી વખતે. ૨ લીટીયો.

દાહ નહિં ગુઝરા. ઓર જો કુચ્છ કેહતે હુયે કે લાખ બરસસે કહીં ઝીયાદા હુયે, મહઝ[1] દુરોગ[2] હુયે. ઓર તેહકીક વોહ હુયે કે મમ્લેકતે હિન્દભી મિસલ ઓર મમાલેકે રબઅ-મસકુન[3] વુજુદે[4] ફરઝંદાને આદમ અ. સે સીફત આબાદીકી કબુલ કી હુયે." (ત્યાર પછી કર્તાએ હ. નુહ અ. નાં તોફાન પછી સર્વ શહેરોનું વસવું, અને હ. નુહ અ. ની અવલાદનાં નામો ઉપરથી મોટા મોટા પ્રાંતોના નામો પડવા વી. નું વર્ણન કરેલ છે. અને હિન્દ અને સીંધ એ હ. નુહના પઉત્રો હતા, અને તે ઉપરથીજ હિન્દ અને સીંધ નામો પડયાં છે એમ જણાવેલ છે.)

**રીયાઝુલ અન્સાબ**ના કર્તાએ પણ જીલ્દ ૧ લી પેજ ૨૯ માં એનેજ લગતી હકીકતી વર્ણવેલ છે. ઉપરાંત બીજા પણ કેટલાક ઇતિહાસીક પૂરાવાઓ મોજુદ છે, પણ લંબાણ થવાના ભયથી તે અત્રે ટાંકવા ઉચ્ચિત ધારતા નથી. વધુ જીજ્ઞાસા ધરાવનાર સુજ્ઞ વાંચકે બીજી ઇસ્લામી તવારિખો જોઈ જવા કૃપા કરવી !

પ્રિય વાંચકો ! આ પ્રકરણથી, મી. વરતેજીની પોલ તમોએ જોઈ લીધી હશે ! એટલે વધુ વિવેચન નહીં કરતાં, મી૦ વરતેજીનું લખાણ અને મારા તરફની તપાસ, આપના મગજમાં ઉતારીને સત્ય શું છે ? તેનો ઇન્સાફ કરી લેવા નમ્ર અરજ ગુજારી આ પ્રકરણ ખતમ કરીશ.



૧ તદ્દન. ૨ જુઠ. ૩ ચાર ખંડ. ૪ વસવું, વસ્વાટ કરવો.

# " ફાતમી દાઅવતે ઈસ્લામ "
# ઉપરે એક નજર !

સુજ્ઞ વાંચકો ! મી૦ વરતેજીએ " ઇસ્માઈલીયા ફીરકા માટે તવારીખપર નજર " એ હેડીંગ નીચે ખ્વાજા હસન નીઝામી કૃત ઉર્દુ " ફાતમી દાઅવતે ઇસ્લામ " માંથી કેટલીક હકીકત જણાવી છે. તો તે ઉપરથી મજકુર કિતાબ તપાસવાની મને અગત્ય જણાઈ ! તે કિતાબ કે જેને મી. વરતેજી ઈતિહાસીક જણાવે છે તે તવારિખ તરીકે લખાઇ નથી; પણ તેમાં કર્તાએ સૈયદો તરફથી ઈસ્લામી મઝહબનો ફેલાવો કેવી રીતે થયો તેનુંજ વર્ણન કરેલ છે. અને તેવા વર્ણનમાં ઇસ્માઇલી ફિરકાનું પણ વર્ણન કરેલ છે, અને તે વર્ણનમાંથી મી. વરતેજીએ ઉતારો કીધો છે. તો તેવા ઉતારામાં મારા મિત્ર વરતેજી શું જણાવે છે તેની તપાસ આ પ્રકરણમાં હાથ ધરીશ.

શરૂઆતમાંજ મી. વરતેજીએ જે બે પેરા ઉતારેલ છે તેનો સારાંશ એટલોજ કે. હ. ઇસ્માઈલ મોટા હતા જેથી તેઓના માટે ઇમામ જાઅફરે સાદીક અ. મે નસ ( ઈમામત માટેની વસીયત ) કીધી હતી. અને હ. ઇસ્માઇલ સૈયદાણી માતાનાં પેટથી જનમ્યા હતા, અને હ. મુસા કાઝીમ અ. ના માતુશ્રી કનીઝ હતાં. "

કનીઝ અને સૈયદાણીનાં પેટથી જન્મવું તે સાથે કાંઈ ઇમામતનો સબંધ નથી, એ હું આગળ બતાવી ગયો છું. બાકી રહ્યો "નસ" નો મુદ્દો, તો તે મુદ્દાના માટે ખ્વાજા હસન નીઝામીએ કાંઇ દાખલા કે દલીલો, કે ઇતિહાસીક પુરાવાઓ નથી આપ્યા; ફક્ત ઈબારત લખી કહાડેલ છે.

પણ ખુદાની કુદરત ન્યારી છે, કે તેજ 'નસ'ને રદ થવાની ઈબારત કર્તાએ નીચેજ આપી દીધેલ છે; અને તેના માટે તવારિખે સનદ પણ આપેલી જોવામાં આવે છે. 'નસ' રદ થવાની સનદ કર્તાએ તેની નીચેના પેરામાંજ આપેલી છે, જેથી જણાઈ આવે છે કે એક બારગી કદાચ 'નસ' થયલી પણ હોય; તો પણ તે 'નસ' મજકુર કારણોના લીધે રદ થઈ જાય છે. પણ તે હકીકત મી૦ વરતેજીએ છુપાવી છે, અને તેનો ઉતારો કરવાનું છોડી દીધેલ છે. કારણ કે તે પેરેગ્રાફ મી. વરતેજીની કરેલી મહેનત ને બરબાદ કરી નાખે તેવી હોવાથી તે ઉતારવા મી. વરતેજીનું મન માન્યુ નથી. તે પેરેગ્રાફ વાંચકોની જાણ માટે "ફાતમી દાઅવતે ઇસ્લામ" માંથી સદાબરે નીચે ટાંકીશ—

" ખ્વાજાહ અતાઉલ્લાહ, મલક જો એની—કી " દીલ કુશા " કે હવાલેસે "ત્વારિખે–ફીરીસ્તાહ" મેં લીખ્ખા હયે કે; હઝરત ઇસ્માઈલને એક દફ્આ શરબ પી લીથી, ઇસ્વાસતે ઈમામ જાઅફરે સાદીકને ઉન્કો વલીઅહદી[1] સે માઅઝુલ[2] કરદીયા. અઉર હઝરત મુસા કાઝીમકે લીયે વલીઅહદીકી નસ કરદી. "

( ફાતમી દાઅવતે ઇસ્લામ—પેજ ૧૯૧ )

પ્રિય વાંચકો ! ખવાજા હસન નીઝામીએ, હ. ઇસ્માઈલના માટે 'નસ' થવાનું જણાવેલ તેના માટે કોઇ ત્વારિખી સનદ આપેલી જણાતી નથી; પણ તે 'નસ' રદ થવાની જે હકીકત જણાવી છે તેના માટે ત્વારિખી સનદ પણ આપેલી છે, જે આપ સુજ્ઞ વાંચકો ઉપર જોઇ ગયા. હવે કર્તાએ જે " ત્વારિખે—ફીરીસ્તાહ" નો હવાલો આપેલ છે તે તપાસવા ખાતર " ત્વારિખે—ફીરીસ્તાહ " માં શું જણાવવામાં આવેલ છે તે તપાસીએ.—

૧ વલીપણું. ૨ બરતરફ.

"" ઇમામ જાઅફરે સાદીક અ. ને પહેલે અપને બડે બેટે ઇસ્માઇલકો વલી—અહદ કીયા ઔર જબ ઇસ્માઇલને મએનવીશી[3] ઇખ્તીયારી કી, ઉસે માઅઝુલ કર કે, ઈમામ મુસા કાઝીમ* કો વીલાયતે અહદદી.'

"તવારિખે—ફીરીશ્તાહ" ની મજકુર ઇબારતને મી. વરતેજીએ પણ "વૈદિક-ઇસ્લામ" માં "ઇસ્માઇલીયા ઈમામત" ના પ્રકરણના ત્રીજા પેજમાં ભુલથી અજાણ પણે ઉતારેલ જોવામાં આવે છે! ભુલથી કહેવાનો સબબ એ છે કે તે વીગતવચમાંથી કહાડી નાંખવાનું મી. વરતેજીને ધ્યાન રહ્યું નથી, નહીં તો જેવી રીતે "ફાતમી દાઅવતે ઇસ્લામ" માંથી મજકુર ફકરો ઉઠાવી દીધેલ, તેવી રીતે "તવારિખે—ફીરીશ્તાહ" નાં ઉતારામાંથી પણ મજકુર ફકરો ઉડાવી નાખતે!

ઉપરની વીગતને ભાવનગર સ્ટેટની હાઈ કોર્ટના બાહોશ જડજ મી. નસરવાનજી ફરામજી મીરઝાએ પણ "મહુવા કમીશન કેસના રિપોર્ટ" માં નીચે મુજબ દર્શાવેલ છેઃ—

"કોઈ આસામી શરેહથી અને સાધારણ વિચાર આચારોથી ઉલટું કરે તેમ તે વધારે મોતેબર ઘણા લોકો ગણતા. જાફર સાદકે ઇસ્માઇલને તેના છાકટા પણા માટે ગાદી વારસામાંથી દુર કીધો."

મજકુર ફકરાના ટેકામાં મી. મીરઝાએ હ્યુજની ડીકશનરીમાંથી એક ફકરો તે રિપોર્ટમાં આપેલ છે—

"But a small number who regarded the drunkenness of the imam as an evidence that

૩ શરાબખોરી.

* હ. મુસા કાઝીમના માટે કર્તાએ "ઇમામ" નો શબ્દ વાપરેલ છે. "જીમ."

he accepted the hidden meauthing and not the legal precepts of Islam remained attached to Ismail ( see Huges Dictionary P. 574* )

મી. વરતેજીએ 'નસ' રદ થવાનું કારણ ન ઉતારવામાં જે સફાઇ વાપરેલ તેની પોલ ખોલીને અમોએ ઉપર બતાવી આપેલ છે. એ સબંધમાં અંગત મત આપવાનું ઉચિત ધારતા નથી. શો સાર ખેંચવો તે વાંચકોની મુન્સફી ઉપરે છોડવું વધુ બહેતર છે. તદુપરાંત 'નસ' રદ થવાનું બીજું કારણ પણ "ફાતમી દાઅવતે ઇસ્લામ" ના કર્તાએ જણાવેલ છે, પણ તે પણ મી. વરતેજીને પોતાની માન્યતાથી વિરૂધ્ધ જણાયું, જેથી તેઓએ તે ઉતારવાનું માંડી વાળેલ ! છતાં વાંચકોને બતાવવા ખાતર તે ફકરો ટાંકવાની મને જરૂરત જણાય છે, જેથી નીચે ઉતારીશ—

"ઔર એક રિવાયત યેહ હયે કે હઝરત ઇસ્માઇલને શરાબ નહીં પીથી; બલ્કે વોહ અપને વાલીદ કે સામને રેહલત કર ગયે થે. ઇસ્વાસતે ઇમામ જાઅફરે સાદીકને હ. મુસા કાઝીમકો અપના જાનશીન મુકરર કીયા—કિતાબ "ઉમદ્દતુત્તાલેબ" મેં લીખ્ખા હયે કે હઝરત ઇસ્માઇલને ઇમામ જાઅફરે સાદીકકી વફાતસે બીસ (૨૦) સાલ પહેલે ઇન્તેકાલ કીયા. ઔર "મીરઅતે જાંનુમાં" કી રિવાયત હયે કે હઝરત ઇસ્માઇલ અપને બાપસે પાંચ (૫) સાલ પહેલે ફૌત હુવે. હઝરત ઇસ્માઇલકી વફાત મદીનેકી

* પણ એક નાહનો સમુહ કે જે ઇમામની નિશ્ચયમય સ્થિતીને એવી દલીલ તરીકે ગણતો હતો કે તેણે ગુપ્ત નઠારી ચીજનો સ્વીકાર કીધો અને ઇસ્લામના કાનુની હુકમોનો નહિં. તે સમુહે ઇસ્માઇલની સાથે સબંધ ચાલુ રાખ્યો.

એક વાદી ઓરીઝમેં હુઈથી, જહાં અહેલે ખદીના કે ઉંટ ચરતેથે. ઔર સને ૧૩૩ હીજરીમેં બ મકામે બકીયુલ ગરકદ દફન હુવે, જો મદીનેકા એક મશહુર કબ્રસ્તાન હયે. "

( ફાતમી દાઅવતે ઇસ્લામ—પેજ ૧૬૧ )

પ્રિય વાંચકવૃંદ ! મી૦ વરતેજીએ ખરી હકીકત છુપાવવાને કોશેશ કરેલ, પણ તેજ ઉર્દુ પુસ્તકમાંથી અમોએ તે ખરી હકીકત આપને બતાવી આપી છે ! હવે કદાચ હ૦ ઇસ્માઇલના માટે 'નસ' પણ થઇ હોય, છતાં મજકુર બે કારણોથી તે 'નસ' ચાલુ રહી શક્તી નથી. એટલે હ૦ મુસા કાઝીમ અ૦ જ ખરા ઈમામ તરીકે ગણાવા જોઈએ, એ ખુલ્લી રીતે જણાઈ આવે છે. તત્સંબંધે વધુ વિવેચન નહિં કરતાં, તેનો તોલ વાંચકોનીજ મુન્સફી ઉપરે છોડીશ.

ત્યાર પછી–મી૦ વરતેજીએ ઉક્ત પુસ્તકમાંથી ઉતારા તરીકે નીચે મુજબ ઉતારેલ છેઃ—

" +બહેર હાલ હઝરત ઈસ્માઈલિકે મુત્અલ્લેક ફિરકે કાયમ હો ગયે થે. એક કેહતા થા કે હઝરત ઇસ્માઈલિકી ઈમામત મનસુખ નહી હો સક્તી કયું કે જબ એક ઈમામ દુસરેકે લીયે "નસ" કરદે તો ફીર ઉસ્કો અપની "નસ" કે મનસુખ કરનેકા અખ્તીયાર નહીં રહેતા. લેહાઝા હઝરત ઇમામ જાફર સાદેક અ૦ કો માઅઝુલ કરનેકા હક ન થા. અઉર હઝરત ઇસ્માઇલકી ઇમામતકે સામને હઝરત મુસા કાઝીમકી ઈમામત કીસી તરહ જાએજ નહી હો સક્તી.

+ ઉર્દુ ઇબારતમાં ઉચ્ચારોનો ફેર જણાય છે, પણ જેવી રીતે મી૦ વરતેજીએ ઉતારેલ છે તેનીજ નકલ કરવી ઉચિત ધારેલ છે. જ્યાં જ્યાં " વેદિક–ઇસ્લામ " માંથી મી૦ વરતેજીના લખાણની નકલ કરેલ છે, ત્યાં ત્યાં એજ નિયમ જાળવેલ છે. "જીમ"

દુસરા ફરીક કહેતા હયે કે, અગરચે હઝરત ઇસ્માઇલકા ઇન્તેકાલ હો ગયા હયે, લેકીન ઇમામત ઉન્કે બેટે મહમદકા હક હયે. અઉર હઝરત મુસા કાઝીમ ઇમામ નહીં હો સકતે. કયું કે હઝરત ઇસ્માઇલકે ભાઇકો યેહ હક નહીં પહોંચ સકતા. ઉનકે બેટે હઝરત મહમદકો મીલ્ના ચાહીયે.

તીસરા ગીરોહ યેહ કહેતાથા કે હઝરત ઇમામ ઇસ્માઇલકી વફાત નહીં હુઈ હયે, અઉર વોહ જીન્દા હયે, અઉર ઇન્કી ઇમામતભી કાયમ હયે. યેહ દુર દરાજકે રહેનેવાલે લોગ થે. જીન્કો હઝરત ઇસ્માઇલકી વફાતકા પુરે તઉરસે ઇલ્મ નહીં. હુવાથા.

ચોથી જમાઅત હઝરત મુસા કાઝમકી ઇમામતકો તસલીમ કરતીથી ઉસ્કા ખ્યાનથા, કે હઝરત ઇસ્માઇલકી વફાતકે બાઅદ હઝરત ઇમામ જાફર સાદેકકો હક હાંસીલ થા કે ઇમામકા હક અપને દુસરે બેટેકો દેવે."

ઉપરના પેરાઓમાંના પહેલાજ પેરામાં "બહુર હાલ"નો જે શબ્દ શરૂમાં આપેલ છે, તેથી એમ જણાય છે કે કર્તા એમ જણાવવા ઇચ્છે છે કે, "**ગમે તેમ હો**" એટલે કર્તા પોતે પણ એક મત ઉપરે નથી આવ્યા. હવે કર્તાએ જે ચાર ટોળાઓની જુદી જુદી ચાર માન્યતાઓ જણાવી છે, તેની તપાસ ( નંબર વાર ) નીચે જણાવીશઃ—

(૧) "**એકના માટે નસ કર્યા પછી તે નસ મનસુખ કરી, અને બીજાના માટે નસ્ર કરવાનો ઇમામને અખ્તીયાર નથી રહેતો" એ માન્યતાજ અક્કલથી વેગળી છે.** ઇમામને દરેક રીતે ઇખ્તીયાર રહે છે કે પોતાની હયાતી દરમિયાન જેને ઇમામતના માટે લાયક જુએ તેને ખુદાઇ ફરમાન મુજબ પોતાની હયાતી પછીના

ઇમામ તરીકે મુકરર કરે, અને એ બાબત ઈમામના ઈખ્તીયારનીજ છે. જ્યારે ઇમામને એ બાબતનો ઈખ્તીયાર ન હોય, ત્યારે તે ઇમામજ કેમ કહેવાય ? અને ત્યારે ઈમામતનો અર્થજ શો હોઇ શકે ? ઇમામે અથવા પયગમ્બરે પોતાની પછી કોઇને પોતાની પાછળ વસી તરીકે પોતાની હયાતીમાં નીમેલ પણ હોય, છતાં તે 'વસી' અગર ( પયગમ્બર યા ઇમામની હયાતીમાંજ ) ગુજરી જાય; તો તેના બદલે બીજાને વસી તરીકે નીમવાનો ઈખ્તી-યાર પયગમ્બર અથવા ઇમામને રહે છે; જેવી રીતે કે હ૦ મુસા અ૦ મે, હ૦ હારૂનને પોતાના વસી તરીકે નીમેલ, પણ હ૦ હારૂન ( હ૦ મુસાની હયા-તીમાંજ ) ગુજરી જતાં, હ. મુસા અ૦ મે યુશાઅ બિન નુનને વસી નીમ્યા મતલબકે ઈમામને ઇખ્તી-યાર નથી રહેતો એ માન્યતાજ અક્કલથી વેગ-ળી છે * !

(૨) " હ. ઈસ્માઇલના ઈન્તેકાલ પછી ઈમામતનો હક તેઓના ફરઝંદ ઇસ્માઈલનો છે " એ માન્યતા કોઇ રીતે પણ સિદ્ધ થઈ શકિ નથી. જ્યારે હ૦ સાદીક અ૦ ની હયાતીમાંજ હ૦ ઇસ્માઇલ ગુજરી ગયા, તો પછી હ૦ ઇસ્માઈલની અવલાદને ઈમામતનો હક (શરઈ રીતે અથવા દુન્યવી રીતે ) કોઇ તરેહ પણ પહોંચી શકતો નથી. ઉપરાંત એક ઇલ્મ અને ફઝી-લત વી૦ બાબતોમાં શ્રેષ્ટ મૌજુદ હોય, તો તેની મોજુદગીમાં તેથી ઉતરતા શખ્સને ઈમામત મળી

* હ૦ ઇસ્માઇલના માટે તો તેવી નસ થઇ હતી, એમ પણ પુરતી રીતે સાબેત થઇ શકયું નથી. "જીમ"

શકતી નથી. ઇમામ જાઅફરે સાદીક અ૦ ની પછી તેઓની હયાત અવલાદમાં ઇમામ મુસા કાઝીમ અ૦ સર્વથી શ્રેષ્ટ હતા, એ નિર્વીવાદ છે. તેઓની ફઝીલત, ઇલ્મી શ્રેષ્ટતા વી૦ વી૦ સુન્નત જમાઅતની કિતાબોમાં પણ મોજુદ છે. (જે ઇ૦ આગળ ચાલતા હું બતાવી આપીશ.) તો હ૦ મુસા કાઝીમ અ૦ ની મોજુદગીમાં હ૦ મોહમ્મદ બિન ઇસ્માઇલ કોઇ તરેહ પણ ઈમામ થઇ શકતો ન હતા.

(૩) "હ૦ ઇસ્માઇલ વફાત નહોતા પામ્યા" એ માન્યતાને તો કર્તાએ પોતેજ તોડી પાડેલ છે, જે ઉપરના ત્રીજા પેરેગ્રાફથી જણાઇ આવે છે; એટલે તે સબંધમાં વિવેચન કરવાની જરૂરત નથી.

(૪) "હ૦ ઇસ્માઇલની વફાત પછી, હ. જાઅફરે સાદીક અ૦ ને પોતાના ફરઝંદ હ૦ મુસા કાઝીમ અ૦ ને ઇમામ તરીકે નીમવાનો હક હતો" એ બરાબર જ છે. અને તેના કારણો ના. ૧ ની તપાસમાં અમે દર્શાવી ગયા છીએ. વળી જ્યારે ત્રણ નંબર સુધીની માન્યતાઓ તપાસમાં ટકી શકી નથી, ત્યારે આ ચોથી માન્યતાજ ખરી માન્યતા છે એમ સ્વીકારવું પડશે (જો કે હ૦ ઇસ્માઇલના માટે પહેલે નસ થએલ, એ પણ પુર્ણ રીતે સાબેત થઇ શકેલ નથી, છતાં કદાચ તેવી નસ થઈ પણ હોય, તો પણ હ૦ ઇસ્માઇલની વફાત પછી તે 'નસ' કાયમ રહેતી નથી, એટલે દરેક રીતે હ. મુસા કાઝીમ અ૦ નેજ ઇમામતનો હક પુગે છે.)

ત્યાર પછી મી૦ વરતેજીએ ઉક્ત પુસ્તક ઉપરથી જે ઉતારો લીધેલ છે, તેનો સારાંશ એ કે—"હ. ઇસ્માઇલની

ઈમામતને માનનારાઓ ઈસ્માઈલી કહેવાણા; અને હ. મુસા કાઝીમને માનનારાઓ ઇસ્નાઅશરી કહેવાણા. હ૦ ઇસ્માઇલનાં ફરઝંદ, હ૦ મોહમ્મદની ઓલાદે ખુરાસાન અને કંદહાર તરફ નીકળી જઈ, ત્યાં ઇસ્લામની દાઅવતનું કામ શરૂ કરેલ, અને તે દાઅવતમાં ફિલ્સુફી અને અકલી દલીલો ઉપરે વધુ ધ્યાન આપતા હતા, જેથી ઇસ્લામી તવારિખ નવેશોએ તેઓની વિરૂદ્ધતા કરેલી છે અને તેઓની દાવતને ઇસ્લામી તવારિખ નવેશોએ એવી રીતે વર્ણવી છે કે જેથી તે દઅવત શરીઅતી મુસલમાનોની નજરમાં ઇસ્લામી તરીકાથી વિરૂદ્ધ માલુમ પડે. વી૦ વી૦ "

ઉપરની હકીકતમાંથી પહેલે તો એ જણાય છે કે હ૦ મોહમ્મદ બિન ઇસ્માઇલિની અવલાદ ખુરાસાન અને કંદહારમાં જઇને વસી.× તો મી. વરતેજી વી૦ આગાખાની લેખકો જે જણાવે છે કે હ. ઈસ્માઈલથી રઝી અબ્દુલ્લાહ સુધીના પાંચ ઇમામો સલમીયામાં રહેતા હતા, તેનું કેમ ? બીજુ એ જણાય છે કે ઇસ્માઇલી દાઅવત ફિલ્સુફી અને અકલી દલાલો ઉપરે હતી, જેથી ઇસ્લામી તવારિખ નવેશોએ તેઓની વિરૂધ્ધતા કરેલી છે. તો તેથી અગાઉના ઈમામો ( ઇમામ જાઅફરે સાદીક અ૦ સુધીના ઇમામો ) ની દાઅવત, શું મોહમ્મદ બિન ઇસ્માઈલિની અવલાદની દાઅવતથી ઉતરતી હતી ? ઇમામ જાઅફરે સાદીક અ૦ સુધીના ઇમામોની દાઅવતના માટે ઇસ્લામી તવારિખ નવેશોએ શું કરવા મુખાલેફત ન કીધી ? તેનો ખુલાસો મી. વરતેજી જેવા આગાખાની લેખકો કરશે ખરાકે ? જો કે ખ્વાજા હસન નીઝામીએ તો ઇસ્માઇલીઓનાં બચાવ ખાતર એ

× હ૦ મોહમ્મદ ઇબ્ને ઇસ્માઇલને લગતી હકીકત આગળ ચાલતાં જુદાજ પ્રકરણમાં આપીશ. "જીમ"

હકીકત જણાવી છે, પણ જોવાનું તો એ છે કે બધા ઇસ્લામી તવારિખ નવેશોએ અને શરીઅતી મુસલમાનોએ મુખાલેફત કીધી તેનું કારણ શું ? ઈમામ જાઅફ્રરે સાદીક અ૦ ની પછી ઈમામ મુસા કાઝીમ અ. અને બીજા ઇમામોએ પણ ઇસ્લામી દાઅવત કરેલ, તો તે દાઅવતની મુખાલેફત કેમ થઇ નહિં ? એથી એમ જણાઇ આવે છે કે ઇસ્માઈલી-ઓની દાઅવતનો કાંઈ ઓરજ રંગ હતો, અને તે દાઅવ-તમાં ઇસ્લામથી વિરૂદ્ધ અકાયદો જરૂર હતા ! તે દાવત કેવી હતી, તે :" ફાતમી દાઅવતે ઈસ્લામ " પુસ્તકથી જણાઇ આવે છે. ઉક્ત પુસ્તકના કર્તાએ તે દાવતના તરી-કાનું વર્ણન પેજ ૧૭૦ થી ૧૭૬ સુધી કરેલ છે, જેમાંના કેટલાક અકાયદો જોતાં એવું સાફ જણાઇ આવે છે કે અલબત્તા એમાં મુખાલેફત કરવાના માટે અન્ય ઇસ્લામીઓ સચ્ચાઈ ઉપરેજ હતા ! કોઈ પણ સાચો મુસલમાન એવા અકાયદો કબુલ કરી શકેજ નહિં. ( મજકુર અકાયદો વાંચ-કોએ " ફાતમી દાંઅવતે ઇસ્લામમાં જોઇ જવા કૃપા કરવી.)

ત્યાર પછી મી૦ વરતેજીએ ઉક્ત પુસ્તકમાંથી જે ઉતારો લીધેલ છે, તેમાં ખ્વાજા હસન નીઝામીએ ઇસ્માઇલી દાઅવતનો બચાવ કીધો છે, અને જણાવેલ છે કે " તવા-રિખ નવેશોએ અબ્બાસી ખલીફાઓના કારણથી ફાતમી ખલીફાઓના માટે એવું લખાણ કરેલ છે. અને પ્રોફેસર બ્રાઉને જે 'હીસ્ટરી ઓવ પરસીયા'માં ઈસ્માઈલીઓની વિરૂ-દ્ધતા કરેલી છે, તે પણ એવીજ ઇસ્લામી તવારીખોના આધારેજ. "

હવે જોવાનું એ છે કે અબ્બાસી ખલીફાઓ, ફાતમી ખલીફાઓ, ફાતમી ખલીફાઓથીજ દુશમનાવટ રાખતા હતા; કે હ. મુસા કાઝીમ અ૦ ની અવલાદથી પણ ? તવા-રીખોથી તો એમ જણાય છે, કે અબ્બાસી ખલીફાઓ,

મુસા કાઝીમ અ. અને તેઓની અવલાદથી સખ્તમાં
ખ્ત શત્રુવટ ( દુશ્મનાઈ ) રાખતા હતા. તો હ. મુસા
ઝીમ અ૦, અને તેઓની અવલાદના માટે ઇસ્લામી અથવા
ોજા તવારિખ નવેશોએ એવી વિરૂધ્ધતા ભરેલી વલણ ન
ધી અને હ. ઇસ્માઇલના વંશજો માટેજ લીધી; તેનું
રણ શું ? કદાચ ઇસ્લામી તવારિખ નવેશોએ ધાર્મિક
તમતાંતરોના લીધે વિરૂધ્ધતા કીધી હોય, એમ એક બારગી
મુલ પણ કરી લઇએ, પણ યુરોપીયન લેખકોને એ બાબ-
માં કાળી બાજુ ચીતરવાનો સબબ શો હોઇ શકે ? ના૦
ાગાખાનના માટે હાલમાં જે કેટલાક યુરોપીયન પેપર
ળાઓ ઉદ્ગારો કાઢે છે તે ઉપરે તો મી. વરતેજી તથા
l. હુદા જેવાઓ કુદાપુદ કરી રહ્યા છે, અને તેવા પેપર-
ળાઓ માટે અભિપ્રાયો આપી રહ્યા છે કે " તેઓ જે
ખે છે તે તેહકીક કરી તપાસીનેજ લખે છે. "ત્યારે યુરો-
ોયન ઈતિહાસવેત્તાઓના માટે એવી માન્યતા કેમ ટકી
ાકે ? એ જરા વિચારવા જેવું છે !

ત્યાર પછીના પેરામાં મી૦ વરતેજીએ જે ઉતારો કરેલ
, તેમાં ઇસ્માઇલીઓની દાઅવત હીકમત ઉપરે હતી, તે
ણાવી અને તે સબંધમાં એક આયત પાક કુરઆને શરી-
માંથી ટાંકેલી છે—

**"અદખા એલા સબીલ રબ્બેકા બીલ હીકમતે."**
ખુદાકે રાસ્તાકી તરફ હીકમતસે દાઅવત દો.

ઉક્ત દર્શાવેલ આયતમાં 'અદખા' જણાવેલ છે તે મી.
રતેજીની અથવા પ્રેસની ભુલ છે, અસલ પુસ્તકમાં 'ઉદ્અવ'
. તે આખી આયત અને તેનો તરજુમો, પ્રોફેસર ઇસ્ફ-
ાની કૃત તરજુમામાંથી વાંચકોની વાકેફી અર્થે નિચે
ંકીએ—

**" ઉદ્અવ્ એલા સબીલે રબ્બેક બિલ્ હિક્મતે, વ મવ્એઝતિલ્ હસનહ, વ જાદિલ્ હુમ બિલ્લતી હેય અહ્સન્.**

**અર્થ**—તારા પરવરદીગારના રસ્તા તરફ માણસોને ખાત્રી પુર્વક સાબેતીથી અને સારી શીખામણથી બોલાવ; અને જે ઉતમ રીત છે તે પ્રમાણે તેમની સાથે વાદવીવાદ કર."

( પ્રોફેસર કૃત તરજુમો-પેજ ૫૩૨ )

મજકુર આયતમાં હ૦ રસુલ સ૦ ને ખીતાબ કરીને કહેવામાં આવ્યું છે, તો તેજ મુજબ તેઓ બુઝરગવારે ખલકતને હિદાયત કીધી છે. અને એવી ખુબીની સાથે હિદાયત કીધી છે કે ઈસ્લામીઓ તો શું, પણ અન્ય ધર્મવાળાઓએ પણ તેઓની હિદાયત કરવાની રૂઢીને વખાણી છે ! અગર તેઓનાંજ પગલે અને તેજ ધોરણે ઈસ્માઈલીઓએ દાઅવત કીધી હોય, તો પછી ઈસ્લામી તવારિખ નવેશો અને શરાઅના પાબંદ મુસલમાનોએ એવી વિરૂદ્ધતા શું કરવા કીધી ? અને વિરૂદ્ધતા કરવાનુ પ્રયોજન શું હોઇ શકે ? પણ એમ માનવાને કારણ મળે છે કે ઈસ્માઇલીઓની દાઅવત ઇસ્લામી પદ્ધતીસર નહિજ હશે, જેથી તેઓની વિરૂદ્ધતા કરવામાં આવી હોય !

ત્યાર પછી મી૦ વરતેજીએ ઉકત પુસ્તકમાંથી જે ઉતારો કરેલ છે, તે સદાબરો નિચે ટાંકીશ—

**" ઇસ્માઇલી ખાનદાનકો ખુદા તઆલાને સલતનત ભી દી. ઈસ્નાઅશરી તો અબ્બાસી ખુલ્ફાકે જબ્ર અઉર શકુક સયાસીકા શીકાર રહે. ઓર ઉન્કો સીવાયે ખીલવતનશી અઉર ઈબાદત વ તાઅલીમકે અઉર કીસી બાતકા મોકા ન મીલા. મગર ઇસ્માઈ-**

લીયુંને એફ્રીકામેં સલતનત કાયમ કરલી. ઓર સાલહા સાલ એફ્રીકાકે મશહુર મમાલીક મીસર વગઈરાપર હુકુમત કરતે રહે. ઈન ખુલફાકો ફાતમી ખુલફા કહા જાતા થા. જીન્કી મુખતેસર કેફીયત બયાન કી જાતી હયે."

ઉપરની ઇબારત, ઉકત પુસ્તકના પેજ ૧૭૨ ઉપરથી મી૦ વરતેજીએ ઉતારેલી છે. અને એથી અગાઉ જે કુરઆને શરીફની આયત વાળો પેરેગ્રાફ (જે કે અમોએ આગળ ઉતારેલ છે) તે પેજ ૧૬૩ માં છે. એટલે ઉકત પુસ્તકમાં પેજ ૧૬૩ ઉપરે મજકુર આયત વર્ણવી, અને ત્યાર પછી પેજ ૧૭૨ સુધી ઇસ્માઈલી અકાયદો અને તેઓની દાઅવતની નવ પાયરી વર્ણવેલ છે. પણ તેમાં કેટલીક બાબતો મી૦ વરતેજીથી વિરૂધ્ધ જાય એવી હોવાથી મી. વરતેજીએ તે સર્વ પાનાઓ મુકી દીધેલ છે! અને પરબારો પેજ ૧૭૨ નો ઉતારો કરેલ છે.

ઉપરના ઉતારામાં મી૦ વરતેજીએ લખેલ છે કે "ઈસ્નાઅશરીતો અબ્બાસી ખુલ્ફાકે જબ્ર અઉર શકુક સયાસીકા શીકાર રહે" પણ અસલ કિતાબમાં છે કે "ઈસ્નાઅશરી અઈમ્મા તો અબ્બાસી ખુલ્ફાકે જબ્ર અઉર શુકુક સીયાસીકા શીકાર રહે." એટલે "ઇસ્નાઅશરી" પછી "અઇમ્મા" નો શબ્દ છે તે મી૦ વરતેજીએ ઉડાવી નાખેલ છે. મતલબકે ઇસ્નાઅશરી અઈમ્મા (ઇસ્નાઅશરી ઇમામો) નો શબ્દ પણ મી૦ વરતેજીએ ઉતારવું ગવારા કર્યું નહિં! તદુપરાંત મજકુર પેરેગ્રાફમાં બીજો ફકરો મી. વરતેજીએ ઉતારેલ છે, "ઓર ઉન્કો સીવાયે ખીલવતનશીં ઓર ઈબાદત વ તાઅલીમકે અઉર કીસી બાતકા મોકા ન મીલા." પણ અસલ કિતાબમાં "ઇબાદત વ તાઅલીમ" પછી "રૂહાની" શબ્દ છે, એટલે ત્યાં "ઇબાદત વ તાઅલીમે રૂહાની" છે. પણ ઇસ્નાઅશરી

ઈમામો, અને તેઓની તાઅલીમ રૂહાની; એ લખવું મી૦ વરતેજીથી ગવારા થયું નહિં. જેથી 'અઈમ્માહ' અને 'રૂહાની' એ બે શબ્દોજ ઉડાવી દીધા ! અને તે શબ્દો કહાડી નાખતાં મતલબમાં પણ ઘણો ફેરફાર થઈ જાય છે, એ વાંચકો સારી રીતે જોઇ શકશે. શબ્દોમાં કાપકુપ કરવી, એ તો મી. વરતેજીનો કદીમ દસ્તુર છે ! અને એવી કાપકુપ અમો વખતો વખત વાંચકોને બતાવતા આવ્યા છીએ ! !

મજકુર પેરેગ્રાફથી સાફ જણાઇ આવે છે કે ઈસ્નાઅશરી ઈમામો, અબ્બાસી ખલીફાઓના જોરથી હમેશા ખીલવતમાં બેસી ઇબાદત કરતા હતા અને રૂહાની તાઅલીમ આપતા હતા. અલબત્તા ઈમામોનો તરીકો પણ એજ છે !

ઉપરોકત ઉતારાથી એ પણ સિધ્ધ થાય છે કે ઇસ્નાઅશરી ઇમામોથી, અબ્બાસી ખલીફાઓ બહુજ શત્રુવટ રાખતા હતા. ત્યારે અબ્બાસી ખલીફાઓ તરફથી ઈસ્લામી તવારિખ નવેશોએ ઈસ્નાઅશરી ઇમામોની દાઅવત માટે વિરૂધ્ધતા શું કરવા ન કીધી ? ફકત ઈસ્માઇલી ખલીફાઓનીજ વિરૂધ્ધતા કીધી, તેનું કારણ શું ? જેથી સાફ જણાઈ આવે છે કે ઈસ્નાઅશરી ઇમામોની તાઅલીમે રૂહાની ઇસ્લામી દાયરા મુજબજ હતી; જ્યારે ઈસ્માઈલી દાઅવત કાંઇ જુદાજ રૂપમાં હતી !

ત્યાર પછીનાં પેરામાં મી૦ વરતેજીએ ઉકત પુસ્તકના ઉતારા તરીકે જણાવેલ છે કે:—

"ઈન્હી ખુલફામેં ખલીફા મુસ્તનશરકે દો લડકે થાએ યાને ઇસ્માઈલીકો સરગીરોહ સાબેત હુવે. એકકા નામ નીઝાર થા—જીનસે નીઝારીયા ફીરકા ચલા, અઉર

જીસ્મે 'હસન બિન સબાહ' જઇસા નામવર આદમી પઇદા હુવા. અઉર મઉજુદા આગાખાની જમાઅત ઈસી સીલસીલાકી પઇરવ હયે. અઉર હિઝ હાઇનેસ સર આગાખાન ભી નીઝારકી નસલમેં હયે."

ઉપરના ઉતારાથી પહેલે તો એ જણાય છે કે મુસ્તનસરના બે પુત્રો ઇસ્માઇલી દાઇઓના સરગીરોહ ( મોટેરાઓ ) હતા. બીજું એ કે હસન સબ્બાહ નીઝારી ફીરકામાં પએદા થએલ, અને હાલની આગાખાની જમાત તેજ સીલસીલાની પઇરવી કરનાર છે; અને ના૦ આગાખાન સાહેબ નીઝારની નસલમાંથી છે. જ્યારે ખ્વાજા હસન નીઝામી હસન સબ્બાહને નીઝારી ફીરકામાંથી જણાવે છે, ત્યારે " આગાખાન " નામના પુસ્તકમાં ( કે જે મી૦ નવરોજજી માણેકજી દુમસ્યા તરફથી ઇ. સ. ૧૯૦૩ માં પ્રગટ થયેલ છે અને તેમાં સમાયલી વીગતો મોટે ભાગે મરહુમ કાસમભાઈ મુસા તરફથી મળેલી છે એમ કર્તા જણાવે છે.) તેમાં હસન સબ્બાહ સબંધે નિચે મુજબ ઉલ્લેખ જોવામાં આવે છે:—

" હસન સબાને ઇસ્માઇલીઅના સાથે કેટલાક લોકો ભુલથી ભેલી નાંખે છે. પણ આપણે જોયું તેમ હસન સબા તો ઈસ્માઇલી હતોજ નહીં. તેનો પંથ ખુદ ખરા ઈસ્માઇલીઅનોથી જુદોજ હતો. "

( જુઓ—પેજ ૫૬ )

" હવે કેટલાકો હસન સબાને ભુલથી અથવા કપટથી હસન સબ્બાહને ઇજીપ્ટના ઇસ્માઇલીઅનો સાથે ભેળી નાખે છે, અને તેને લીધે એક બુનિયાદ અને ઉમદા કોમને ભારે અપવાદ આપે છે. પણ હસન બિન સબ્બાહ જે જન્મથી ઇસ્માઈલી ન હતો તેના કામોને સબબે ઇસ્માઇલીઅનોને મોટો ગેરઇન્સાફ થતો

રહ્યો છે. તે બાતેનિએહના સુફ્ફી પંથને લગતો હતો
તેનાં કરપીણ કામો સહેરાવીને જણાવેલા કહી શકાશે
નહીં; અને તેના અમલને કલંક લગાડતા ખુનોના
બનાવોને વધારે નરમ આકારમાં લેવાને ના પાડત
બી અમોને કહ્યા વગર ચાલતું નથી કે, એ પંથના
વોન હેમરે રચેલી તવારીખ વાચતાં એકલા એકજ
અચૂક સેવટ ઉપર આવવા વગર આરો રહેતો નથી કે
તે જમાનાની હાજતોને બર આવવા માટેજ શુન્યવા
( nehilism ) અખ્તિયાર કરવામાં આવ્યો હતો.'

( જુઓ, પેજ ૭૫ )

હવે એ બેઉ પુસ્તકોમાંથી ખરી હકીકત કયા પુસ્ત
કની ? તે તો જ્યારે મી. વરતેજી ખુલાસો કરે ત્યારે ખબ
પડે ! તવારિખી અવલોકન પ્રમાણે તો હસન બિન સબ્બાહે
એક જુદોજ પંથ ચલાવેલ એમ જણાઇ આવે છે. જો કે
જાહેરમા તે ઇસ્માઇલી નીઝારી તરીકાની દા વત કરવાને
ડોળ ઘાલતો હતો, પણ ખરી રીતે તે બાતેનીય્યા પંથ
નોજ પરવર્તક હતો. અને અલમોતમાં હુકુમત સ્થાપીને
તેણે જે દૌર ચાલુ કરેલ તે આઠમા હાકીમ રૂકનુદ્દીન
ખુરશાહના સમયમાં પુર્ણ થયો. ઉપરાંત મજકુર હસન
સબ્બાહ ખુની કારકિર્દીવાળો હતો એ તો ચોક્કસ છે, જેના
માટે ખ્વાજા હસન નીઝામીને પણ "ફાતમી દાઅવતે
ઇસ્લામ" માં નિચે મુજબ ઇકરાર કરવો પડયો છે:—

"ઓર આખરમેં હસન બિન સબ્બાહકે ખોફ
નાક કારનામે ઇન્હી નવ મુસ્લીમ ઇરાનીયુંકી સર
ફરોશી વ ફિદાકારીસે પૂરે હુવે."

( જુઓ, પેજ ૧૬૪ )

ત્યાર બાદ મી૦ વરતેજીએ ઉકત પુસ્તકમાંથી 'નીઝારં

અને 'મુસ્ત અલવી' ફિરકાઓ સબંધે ઉતારો કરેલ છે. અને તેમાં નીઝારી ફિરકાની હાજર ઇમામની માન્યતા સબંધે કેટલુંક વર્ણન કરેલ છે. તો તે સંબંધમાં નીઝારી નસલ અને ઇમામે મોજુદને લગતું વર્ણન હવે આગળ ચાલતાં મારા તરફથી આપવામાં આવશે, એટલે આએ પ્રકરણ અત્રે બંધ કરૂં છું.

# હક્કુલ કલામના લખાણુ ઉપરે નીગાહ.

પ્રિય વાંચકવૃંદ ! મી. વરતેજીએ "ઇસ્નાઅશરી અકીદાની ગલતી ઉપરે એક નીગાહ" એ મથાળા નિચે જનાબ હક્કુલ કલામનો લેખ આપેલ છે. જેમાં જનાબ હક્કુલ કલામના નામથી જણાવેલ છે કેઃ—

> "ચુનાચે ઈમામ જાફરે સાદેકકે જમાનામેં હઝરાતે શીઆને મશહુર કીયા કે બાદ ઇમામ સાદેકકે ઉન્કે ફરઝંદ ઇસ્માઇલ ઇમામ હોંગે અઉર પહેલેહીસે ઉન્કી નીસબત યે પેશીનગોઇ નકલ કી ગઇ કે વો ઇમામ હયે મગર ખુદાકી કુદરત કે ઇસ્માઈલકી વફાત હઝરત ઈમામ જાફરે સાદેકસે ભી પહેલે હો ગઇ. અબ ઉન ચલતે પુરજોંસે પુછા ગયા કે, મીયાં તુમ તો કહેતે થે કે ઇમામ જાફરે સાદેકને ફરમાયા હયે કે ઇસ્માઈલ મેરે બાદ ઇમામ હોંગે, યેહ કીયા હુવા ? કે ઇસ્માઈલ ભી ઉન્સે પહેલે હી મર ગયે ? તો ઉસ્કા જવાબ ઉન ચાલાક લોગોંને યેહ દીયા કે, હમ હઝરત જાફરે સાદેકસે ઇસ બાબતકો પુછ ચુકે હંયે. ઉન્હોને ફરમાયા કે ખુદાકો ઇસમે બદા હો ગયા.

દેખીયે " બેહારૂલ અનવાર " મેં યેહ હદીસ મોઉ-જુદ હયે, જીસકે મોહક્કીક તુસી ને નદ્દુલ મોહસલ મેં ભી જીકર ફરમાયા હયે.

હદીસ—અન જાફરે સાદક અનાજલ ઇસ્માઈલિ અલ કાયેન મક્કામાં બઅદ ફજહોવ મીન ઇસ્મા-ઇલ માલમ યદતફઆ મિન હફજઅ બલ કાયેમ મક્કામાં મુસા નસઅલ અન ઝાલેક ફકાલઃ બદલ્લા ફી ઇસ્માઇલ.

તરજુમો—ઇમામ જાફરે સાદકસે રીવાયત હયે કે ઉનોને અપને બાદ આપના કાયેમ મુકામ ઈસ્માઇલકો કરાર દીયા થા ફીર ઈસ્માઇલસે વો બાત જાહેર હુઈ જો ઉન્કો પસંદ ન થી, તો ઉનોને મુસાકો અપના કાયમ મુકામ મુકરર કીયા ઇસ્કી બાબત પુછા ગયા, તો ઈમામને ફરમાયા કે, અલ્લાહકો બદા હો ગયા.

મજકુર ઇબારતની ઢબ જોતાં તે ઇસ્માઈલી શીઆઓ ઉપરેજ તેનો એઅતેરાઝ લાગુ પડે છે. બાકી 'બદા' સબંધે જે ટીકા કરેલ તેમાં જે કિતાબનું નામ જણાવેલ છે તે કિતાબ શીઆ ઈસ્નાઅશરીઓની છે એટલે તે સબંધે ખુલાસો કરવો ઉચિત છે. જનાબ હકકુલ કલામ કોણ છે ? મજકુર લેખ તેઓના કયા પુસ્તકમાં છે ? અને તેઓ કયો ધર્મ પાળે છે ? તે મી. વરતેજીએ કાંઈ પણ જણાવેલ નથી.

અત્રે હું જનાબ હકકુલ કલામને માન પુર્વક કેટલાક પ્રશ્નો પૂછીશ—જનાબે આલી ! આપ જણાવો છો કે " ઇમામ જાઅફરે સાદેકના ઝમાનામાં શીઆઓએ મશહુર

કીધું કે ઈમામ જાઅફરે સાદીક અ૦ પછી ઇસ્માઈલ ઈમામ થશે." તો તે મશહુર કરનાર શીઆઓ કયા ફિરકાના હતા, તે જરા જણાવશો કે? ઉપરાંત ઇમામ જાઅફરે સાદીક અ૦ મે એમ ફરમાવ્યું હોય કે "ઇસ્માઈલ મારી પછી ઇમામ થશેજ." તો એવો ચોક્કસ શબ્દ તમો કયા આધારે બતાવી શકો છો, તે ફરમાવશો કે? તમોએ જે હદીસ ટાંકેલ છે તેમાં એવો ચોક્કસ શબ્દ તો જોવામાં આવતો નથીજ, કે "મારી બાઅદ ઈસ્માઈલ ઇમામ થશેજ." એટલે આ એ એઅતેરાઝ ઈસ્નાઅશરીઓ ઉપરે લાગુ થઈ શકતો નથી! પણ અલબત્તા ઇસ્માઈલીયો ઉપરે લાગુ થઈ શકે છે, કે જેઓ એવી માન્યતા ધરાવે છે. રહ્યું એ કે મજકુર હદીસ, બેહારૂલ અનવારમાં છે. તો તે કિતાબ અલબત્તા ઈસ્નાઅશરીયોની છે, પણ તે કિતાબની કેટલી જીલ્દો છે તે તમો જાણો છો કે નહિ? તો મજકુર હદીસ તે કિતાબની કઈ જીલ્દમાં, અને તેના કયા પેજમાં છે તે જરા જણાવશો ખરા કે? કદાચ તે હદીસ મજકુર કિતાબમાં હોય પણ, તો પણ તેના માટે તેમાં કાંઇ ખુલાસો પણ છે કે નહિ? તે હદીસથી અગાઉ કે તેના પછી કર્તાએ કાંઇ ખુલાસો પણ કરેલ છે કે નહિ! તે જણાવવાને જરા બાહેર પડો!

મજકુર હદીસ જે રૂપમાં આપેલી છે તે જોતાં તેના લફઝોમાં પણ ફેરફાર જોવામાં આવે છે, તેમજ તરજુમામાં પણ ફેર જણાય છે. જેમ કે "બદલ્લા ફી ઈસ્માઇલ" નો તરજુમો "અલ્લાહ કો બદા હો ગયા" કરેલ છે. એટલે મજકુર હદીસ તે કિતાબની કઈ જીલ્દમાં અને કયા પેજમાં છે, તે જણાવવાની નમ્ર અરજ છે.

એકબારગી મજકુર હદીસ તે કિતાબમાં હોય પણ, અને મી. વરતેજીએ ટાંકેલ છે તેવાજ રૂપમાં અને તેવાજ

અર્થમાં હોય; છતાં તેથી પણ હ. ઇસ્માઇલની ઇમામત તો સિધ્ધ થઇ શકતી નથી. કારણ કે તેથી તો એમ જણાઇ આવે છે કે " હ. ઇસ્માઇલથી નાપસંદ બાબત જાહેરમાં આવી તેથી હ. સાદેક અ. મે હ. મુસા કાઝીમને કાયમ મકામ કીધા. " એટલે તેથી પણ મી. વરતેજીનો મતલબ પાર પડે તેમ નથી, બાકી " બદા " સબંધે અગર તેઓ ખુલાસો જાણવા ઇચ્છતા હોય તો તેવો ખુલાસો ઇ૦ આગળ જતાં હું કરીશ.

ત્યાર પછી મી. વરતેજી ઉતારો કરતાં જણાવે છેઃ—

" એક દુસરી હદીસ કે યે હયે. જીસકો શેખ શુદદોકને " રીસાલએ એઅતેકા દીયા " મેં નકલ કીયા હયે. ( ૧ ) " મા બદલ્લાહો ફી શય કમા બદા લહુ ફી ઇસ્માઇલ ઇબની. "

યાને—ખુદાકો અયસા બદા કભી નહીં હુવા જયેસા મેરે બેટે ઇસ્માઇલકી બાબત હુવા મતલબ યે કે અલ્લાહને અઇસી ગલતી કભી નહી કી જયસે મેરે બેટે ઇસ્માઇલકી બાબત કી. બગેર સોચે ઉન્કી ઇમામતકા હુકમ દીયા. અઉર યેહ ઉસ્કો માલુમ ન થી કે ઉન્કી ઉમરહી વફા ન કરેગી. "

મજકુર હદીસના ઉતારામાં પણ તે કિતાબનું પેજ ટાકેલ નથી. ઉપરાંત તે હદીસની શબ્દ રચના અને અર્થ પણ જોવામાં આવતો નથી.* એટલે તે હદીસ કયા પેજમાં

* " મઝાહેબુલ-ઇસ્લામ " ના કર્તાએ પેજ ૪૩૪ ઉપરે મજકુર હદીસનો અર્થ વર્ણવેલ છે, જેમાં એ પણ છે કે " આપ ફરમાતે હયે કે અલ્લાહ પાકકો કોઇ અમ્ર કીસી શયમેં અયસા જાહેર નહીં હુવા, જયસા કે મેરે બેટે ઇસ્માઇલકે બાબમેં જાહેર હુવા કે ઉન્કો મુજસે પહેલે મારા તાકે માઅલુમ હો જાંએ કે વોહ મેરે બાઅદ ઇમામ નહીં હય. " " જીમ. "

છે, તે મી. વરતેજીએ પૂછીને જણાવવું જોઈએ. એ હદીસનો રિમાર્ક જે જનાબ હકકુલ કલામના નામથી જણાવેલ છે તે ઉપરે અફસોસી છુટે છે ! જે બોલો જનાબ હકકુલ કલામે ઉચાર્યો છે, તેથી એમ જણાય છે કે તેઓ ઈસ્લામી તવારિખોથી પણ અજાણ્યા છે, હ. મુસા પયગમ્બરે પોતાની હયાતીમાં હ. હારૂનને પોતાની પાછળ વસી તરીકે નીમેલ, જે પાક કુરઆને શરીફની નિચે દર્શાવેલ આયતથી જણાઈ આવે છે—

> " વલ કદ્ આતયના મૂસલ કિતાબ, વજઅલ્ના મઅહૂ અખાહો હારૂન વઝીરા.
>
> અર્થ—અને ખરેખર અમે મુસાને કેતાબ આપી અને તેની સાથે તેના ભાઈ હારૂનને વઝીર બનાવ્યો. "
>
> ( પ્રોફેસર કૃત તરજુમો—પેજ ૬૯૫ )

મજકુર હકીકતને માસ્તર હરજીભાઈ પુંજાએ પણ " મઝહરે ઝાતે અલ્લાહ " ના પેજ ૭૦ ઉપરે વર્ણવેલ છે. હવે ઇસ્લામી તવારિખોથી ખુલ્લું જણાઈ આવે છે કે હ. હારૂન હ. મુસાની હયાતીમાંજ ગુજરી ગયા હતા, જેથી હ. મુસાએ હ. યુશાઅને પોતાના વસીની મેલ તો શું તેમાં પણ જનાબ હકકુલ કલામ ખુદાની ગલતી બતાવવા તૈયાર થશે ખરા ? શું, અહીંયાં પણ ( મઆઝલ્લાહ ) ખુદાને ખબર ન હતી કે હ. મુસાની હયાતીમાંજ હ. હારૂન ગુજરી જશે ?

ઉક્ત દર્શાવેલ હદીસની માએના સાથે જનાબ હકકુલ કલામે જે શબ્દો ઉચાર્યા છે, તે શબ્દો હ. ઇમામ જાફરે સાદીક અ. ના તો નથીજ. યા તો જનાબ હકકુલ કલામનાં બોલો છે, અને કાં તો મી. વરતેજીએ પોતાના તર-

ફથી ઘુસાડી દીધા છે ! તેનો ખરો ખુલાસો, જનાબ હક-કુલ કલામ તે કોણુ છે ? અને તેઓના કયા પુસ્તકના આધારે મી. વરતેજીએ ઉતારો કરેલ છે ? તે જયારે મી. વરતેજી ખુલાસો કરશે ત્યારે ખરી હકીકત જણાઈ આવશે !

ત્યાર પછી—મી. વરતેજીએ "બદા" સબંધે ઉતારો કરેલ છે અને તેમાં " ઉસુલે કાફી " માં ખાસ એક પ્રકરણુ " બદા " ની તાકીદ માટે છે, અને તે પ્રકરણુ મજકુર કિતાબના સફા ૮૯૯૮૦૦ ( ૧ ) માં જણાવેલ છે ! તો એ નંબર પરથી અમારેકયો સફો તપાસવો ?! મતલબ કે એ નંબરથી કાંઈ સમજજ પડતી નથી ! !

ત્યાર બાદ—મી. વરતેજીએ, જનાબ હકકુલ કલામના નામથી " ઉસુલે કાફી " માંથા ત્રણુ હદીસો ઉતારેલ છે. જે હદાસોના લફ્ઝોનો કાઇ પણુ ઢંગ ધડો જોવામાં નથી આવતો. તેમજ તરજુમામાં પણુ કમાલ કીધી છે ! હવે એ ગલતીઓ જનાબ હકકુલ કલામની છે, કે મી. વરતજીની છે ? તે તો જયારે મી. વરતેજી જણાવે ત્યારે ખબર પડે !

હવે—" બદા " તે શું, અને તેનો શો અર્થ થાય છે ? તે તપાસીએ. બદાનો અર્થ નઇરાએ ( નવો મત ) થાય છે. (જુઓ, લોગાતે કિશ્વરી.) એટલે તેનો ભાવાર્થ એ કે, પહેલે એક ચીજ ખુદાના તરફથી મુકરર થયેલ; પણુપાછો તેમાં ખુદાની મસ્લેહત પ્રમાણે ફેરફાર થયો, તેને બદા કહે છે. જેમકે આગળના નબીયોના વખતમાં ખુદા એ બયતુલ મુકદ્દસને કિબ્લા[1] તરીકે મુકરર કરેલ, પણુ

૧. જે દિશા તરફ નમાઝ પડતી વખતે મહોડું કરવામાં આવે છે તેને કિબ્લાહ કહેવામાં આવે છે. "જીમ."

કેલા પયગમ્બર હ. મોહમ્મદે મુસ્તફા સ. ના વખતમાં મકકામાં કાઅબતુલ્લાહ છે તેને કિબ્લા તરીકે મુકરર કીધું તો એથી શું કોઇ સમજુ એમ કહી શકશે, કે ખુદા તો જાણતો હતો કે બયતુલ મુકદ્દસ હમેશાને માટે કિબ્લો નહિં રહે, છતાં તેને કિબ્લા તરીકે શું કરવા મુકરર કરેલ? કોઇ પણ અક્કલમંદ એમ કહેવાને તૈયાર થશે નહિંજ!

બદા—એટલે ખુદા તઆલા ચાહે તેમ પોતાની મસ્લેહત મુજબ ફેરફાર કરે તેને "બદા" કહે છે. ખુદા તઆલા કાદેર ( શક્તિમાન ) અને મુખ્તીયાર ( ઇખ્તીયારવાળો ) છે, જે ચાહે તે સાબેત કરે છે; અને ચાહે તે મટાડે છે. પાક કુરઆને શરીફમાં છેઃ—

આયત—" યમ્હુલ્લાહો મા યશાઓ વ યુસ્બેતુ; વ ઇન્દહૂ ઉમ્મુલ કેતાબ. "

અર્થ—ખુદા જે ચાહે તેને કાઢી નાખે છે, અને (જે તે ઇચ્છે) તે તે સાબેત રાખે છે. અને તેની પાસે કેતાબની માતા (મુળ) છે.

( પ્રોફેસર કૃત તરજુમો—પેજ ૪૮૩ )

ત્યાર પછીના પેરામાં મી. વરતેજી ઉતારા તરીકે જણાવે છેઃ—

" રસુલ પર બાર સહીફે સર બ મોહર નાઝીલ હુવે થે. હર ઇમામકે નામકા સહીફા અલગ અલગ હી. અઉર હર ઇમામકે સહીફેમેં જહાં અઉર એહકામ ઇસ્કે મુતઅલ્લીક લીખે થે વહાં યેહભી લીખા હુવા થા કે તુમારે બાદ ફલાં શખસ ઇમામ હોગા. ઇસ્કે અલાવા ઔર ભી અલામતે ઇમામકી હઝરતે શીઆ બયાન કરતે હયેં કે વોહ શરમગાહસે નહીં પેદા

હોતા, બલકે રાનસે પેદા હોતા હયે. ઉસ્કી પેશાની પર આયત " વ તમ્મત કલેમતો રબ્બેકા " લીખા હોતા હયે. "

" અબ બતાએકે ઇસ્માઈલકે નામ કા સહીફા થા યા નહી ? અઊર ઇસ્માઈલકે પેદા હોતે વખત અલામાતે ઇમામત પાઇ ગઈ યા નહીં ? અગર યેહ બાતે ન થી તો ઇમામ જાફરે સાદીકને કીયું ઉન્કો અપના વલી અહદ કીયા, ઓર થી તો કીયા યેહ સબ બાતેં ખુદાકે બગેર હુકમ કીસી ફીરીશ્તેને કર દીથી ? સહીફા ફીરશ્તુંને બના લીયે થે ? ઇસ્માઇલકા નામ સહીફેમેં ફીરશ્તેને બડા દીયા થા ? ઇસ્માઇલકો રાનસે ફીરશ્તોને પેદા કીયા થા ? આયત ઉન્કી પેશાની પર ફીરીશ્તાને લીખ દીથી ? "

" ઈન બાતુંકા જવાબ ઇસ્નાઅશરીયોકે પાસ* કુછ નહીં હયે. લેહાઝા અકીદએ બદા ઈજાદ કરનેસે ગો રાવીયોકી અઊર ઈમામોકી આબરૂ બચ ગઇ.

અત્રે, જનાબ હકકુલ કલામને સંબોધીને કેટલાક ખુલાસાઓ કરવાની અગત્ય ધારૂં છું—

( ૧ ) હ૦ રસુલ સ૦ ઉપરે બાર સહીફા નાઝીલ થયેલ એમ તમો જણાવો છો, તો તેથી તો ઈમામો બારજ થવા જોઇએ. ( એથી તો બાર ઇમામો

* અગર હકકુલ કલામ નામની કોઇ વ્યકતી હોય, અને મી૦ વરતેજીના જણાવ્યા મુજબ તેઓએ લેખ પણ લખ્યો હોય; તો પણ ઇબારતની રચના પ્રમાણે " ઇસ્નાઅશરીયો કે પાસ " ના બદલે " શિઆઓંકે પાસ " એમ હોવું જોઇએ. મારી માન્યતા પ્રમાણે અત્રે મી૦ વરતેજીનીજ સફાઇ હોવી જોઇએ !

" ૯મ. "

જ સિધ્ધ થાય છે. ) ત્યારે સહીફાઓની સાથે હ. ઈસ્માઈલનો જે સબંધ તમો જોડો છો તે નિરર્થક ઠરે છે કે નહિ ? કારણ કે હ૦ ઈસ્માઈલ તો બાર ઈમામોમાંથી નજ હતા !

( ૨ ) ઈમામનો અમલ છુપો રહેવો, અને ઈમામની પેશાની ઉપરે આયત લખેલી હોવી, એ માન્યતા તો ઈસ્નાઅશરીઓના ઈમામો માટે છે. તો ઈસ્નાઅશરીઓ હ. ઈસ્માઈલને ઈમામ તરીકે ગણતા નથી, ત્યારે તેઓ હ. ઈસ્માઈલના માટે એવી નીશાનીઓ કેમ વર્ણવે ? તે જરા ધ્યાનમાં લેશો કે ?

( ૩ ) જો ઈસ્નાઅશરીઓની માન્યતા પ્રમાણે મીં. વરતેજી પણ હ૦ ઈસ્માઈલના માટે તેવી નીશાનીઓ જણાવવા ઈચ્છતા હોય, તો તેવી નીશાનીઓ ( પોતાના ઇમામ માટે ) તેઓ બતાવી શકશે ખરા ? તે તેઓને પૂછીને તમો વાકેફ થયા છો કે નહિં ?

( ૪ ) હ૦ ઈસ્માઈલના નામનો સહીફો હતો કે નહિં ? તેના માટે મી. વરતેજીનેજ પૂછીને વાકેફ થાઓ તો સારૂં. ઇસ્નાઅશરીઓ તો હ. ઈસ્માઇલને ઈમામ તરીકે ગણુતાજ નથી, ત્યારે તેઓને એ પ્રશ્ન કેમ પૂછી શકાય ? તેનો ખુલાસો આપશો કે ?

( ૫ ) ઈસ્માઈલના પયદા થતી વખતે ઇમામોની અલામત જોવામાં આવી કે નહિ ? તે મી૦ વરતેજીનેજ પૂછો ! ઇસ્નાઅશરીઓ તો હ૦ ઈસ્માઈલને ઇમામ તરીકે માન્યજ રાખતાં નથીં, એટલે તેઓને એ સવાલજ કેમ કરી શકાય ?

( ૬ ) ઈમામ જાઅફરે સાદેક અ૦ એ હ. ઇસ્માઇલને વલી અહદ કરેલ કે નહિં ? અને તે ખુદાના હુકમ વગર શું ફીરીશ્તાઓએજ કરી આપેલ ? તેનો જવાબ પણ મી. વરતેજીનાજ સીરે છે. હ. ઇસ્માઈલના માટે ઈસ્નાઅશરીઓ તો તેમ માનતાજ નથી, એટલે તેઓને પૂછવાનુંજ શું હોય ?

( ૭ ) ઇસ્માઈલના નામનો સહીફો હતો કે નહિ ? અથવા તે નામ ફીરીસ્તાઓએ વધારી દીધું હતું ? તો તે માટે પણ મી. વરતેજીનેજ પૂછી જુઓ. ઇસ્નાઅશરીઓ તો બાર સહીફાઓનાંજ કાયલ છે, અને તે બાર ઈમામોના માટેજ છે. હ૦ ઇસ્માઈલ તો તે ઈમામોમાંથી ન હતા, એટલે તેઓના માટે સહીફો હોયજ કેમ ?

( ૮ ) ઇસ્માઇલ રાનમાંથી પેદા થયા હતા કે નહિં ? અને તેમ જો થયા હતા તો શું ફીરીસ્તાઓએ તેવણને પેદા કીધા હતા ? તે સવાલનો જવાબ પણ મી. વરતેજીજ આપશે. ઇસ્નાઅશરીઓ, હ૦ ઇસ્માઈલના માટે તેમ માનતાજ નથી.

( ૯ ) ઈસ્માઇલની પેશાની ઉપરે આયત હતી કે નહિં ? અને હતી તો શું ફીરીસ્તાઓ એ તે આયત લખી હતી ? તે સવાલનો જવાબ પણ મી. વરતેજીનાજ સીરે છે.

સારાંશ—એ કે મજકુર બાબતો હ. ઇસ્માઈલના માટે હતી, એમ ઇસ્નાઅશરીઓની માન્યતાજ નથી; ત્યારે એવા પ્રશ્નો ઈસ્નાઅશરીઓને પૂછવાનો સબબ શો હોઇ શકે ? અલબત્તા એવા પ્રશ્નો ઈસ્માઈલીઓનેજ પુછવાનું યોગ્ય છે ! મી. વરતેજીએ ઉપરના પેરેગ્રાફો ઉતારીને શું

ડહાપણુ ડોળ્યું છે તે સમજી શકાતું નથી. જે બાબતોના ખુલાસાઓની જવાબદારી પોતાનાજ સીરે રહેલી છે, તે ઇસ્નાઅશરીઓ ઉપર ઢોળી પાડે છે !

રહ્યું એ કે, મજકુર બાબતોનો ઈસ્નાઅશરીઓ પાસે જવાબ નથી. તો એવી બાબતો હ. ઇસ્માઈલના માટે હોવી જોઇએ, એમ ઇસ્નાઅશરીઓ કયાં સ્વીકારે છે; કે જેથી તેઓને જવાબ આપવાની ફરજ પડે ! ( જો કે મી૦ વરતેજીએ મજકુર ઉતારો ઇસ્નાઅશરીઓને હલકા પાડવા ખાતરજ કરેલ છે, પણ એ લખાણુ ઉલ્ટું મી. વરતેજીનેજ આડે આવી જાય છે ! )

છેવટમાં મી૦ વરતેજીએ હકકુલ કલામના લખાણુના ઉતારાના ઓઠા હેઠળ તકીય્યા માટેની હદીસ " ઉસુલે કાફી " ના પેજ ૪૮૨ માંથી ટાંકેલ છે. તે હદીસની પણ શબ્દ રચનામાં ઘણો ફેર જોવામાં આવે છે અને તરજુમામાં પણ ફેર છે. તે ઉપરથી મી૦ વરતેજી અગર એમ બતાવવા માંગતા હોય કે ઇસ્નિઅશરીયોમાં તકીય્યાનો રીવાજ છે, અને તે માન્યતા બરાબર નથી; તો તેમાં પણ મી. વરતેજી પોતાનાજ ઘરની બાબત ભુલી જાય છે ! હ૦ ઇસ્માઇલનું પોતાના પિતાશ્રીની બાદ હયાત તેનો હોવું તેનો સર્વે આધાર તકીય્યા ઉપરેજ છે; એમ આગાખાની લેખકોના લેખોથી જણાય છે. તો જો મી. વરતેજી તકીય્યાથી વિરૂધ્ધ જતા હોય, તો તેઓની હ. ઇસ્માંઇલના હયાત હોવા સબંધેની ઉપજાવી કહાડેલ થીયરી તદ્દન પડી ભાંગે છે. ઉપરાંત આગાખાનીયોમાં તકીય્યાની માન્યતા છે તે જાહેર કોર્ટોમાં પણ જુબાનીયોથી સિધ્ધ થયેલ છે. તે સીવાય આગાખાનીઓની કેટલીક ધાર્મિક કીયાઓ પણ તકીય્યા ઉપરેજ અવલંબી રહેલી જોવામાં આવે છે. શું, તે સર્વ બાબતોથી મારા વ્હાલા મિત્ર મી૦ વરતેજી વાકેફ નથી ? !

**છેવટનો ખુલાસો**—મી. વરતેજીએ જનાબ હકકુલ કલામના નામથી ઉતારો તો કીધો, પણ તે જનાબ હકકુલ કલામ કોણ છે ? અને કયા ફીરકામાંથી છે ? અને તે ઉતારો તેઓના કયા પુસ્તક કે લખાણમાંથી લીધેલ છે ? તે સર્વે બાબતો મી. વરતેજીએ અંધારામાંજ રાખી છે ! અમારી માન્યતા તો એવી છે કે, કાં તો મી. વરતેજીએજ જનાબ હકકુલ કલામના નામથી બાજી રચી હોય, અથવા તો હકકુલ કલામ તખલ્લુસવાળી કોઈ વ્યકતી શીઆઓની સાથે વાદવિવાદમાં ઉતરેલ હોય, તેમાં શીઆઓમાં 'બદા' ની માન્યતા છે એમ જણાવીને તે ઉપરે ચૂનોચેરા કીધો હોય; અને તેવા લખાણ ઉપરેથી ચોક્ક્સ ફેરફારો કરીને મી. વરતેજી મેદાને પડયા હોય ! ( અગર વાદવિવાદના પ્રેરણે એ લખાણ થયું હશે, તો તેનો જવાબ પણ શીઆઓ તરફથી મલી ગયો હશે. * ) પણ તે સર્વે બાબતો અંધારામાજ રહેવા પામી છે ! સર્વ બાબતો ઉપરે મી. વરતેજીએ પડદો નાખી આપેલ છે. તો તેવો પડદો ખુલ્લો કરી, અને ખુલ્લા રૂપમાં મી. વરતેજીએ જણાવવું જોઇએ !



* મઝાહેબુલ-ઈસ્લામમાં-શીઆઓમાં જે 'બદા'ની માન્યતા છે, તેની દલીલો જે શીઆઓ આપે છે તેનું વર્ણનપૃષ્ટ ૪૩૨ થી ૪૩૫ સુધી જોવામાં આવે છે. તે દલીલો ટાંકતાં લંબાણ થવાનો ભય રહે છે એટલે વધુ જીગ્નાસા ધરાવનાર વાંચકે ઉકત કિતાબ જોઇ જવી.

" જીમ. "

# આગાખાનીઓના અકાયદો ઉપરે નજર.

પ્રિય વાંચકો, મી. વરતેજીએ કેટલાક ભોળા આગાખાની બંધુઓને ભમાવવા ખાતર "ઇસ્નાઅશરી અકાયદોની ગલતી" ના મથાળાથી આખું પ્રકરણ ચીતરી કાઢયું; પણ તેમાં કેવી સફાઇ કરેલ અને પોલીસી વાપરેલ, તેની પોલ ખોલીને આપ સુજ્ઞ વાંચકોને ગયા પ્રકરણમાં ખરી હકીકત બતાવી ગયો છું. પણ મી૦ વરતેજી "પોતાના લોટમાં કેટલા કાંકરા છે." તે ભૂલી ગયલા જણાય છે. "પોતાની આંખમાંનું કણુ કોઇ જોઇ શકે નહિં." એ સુત્ર મશહુર છે. પોતાના મહો ઉપરેનો દાગ આરસી વગર જોઇ શકાતો નથી, તો તેવી આરસીમાં જોવા મી. વરતેજીને નમ્ર અરજ ગુજારી, તેઓના ટોળાના અકાયદો કેવા છે તે હું તેઓને બતાવીશ—

(૧) "ઇસ્માઇલી કેહતે થે કે ખુદાકા એક જુઝ[૧] ઇમામો મેં હુલુલ[૨] કર લેતા હય. ઔર યેહ અકીદા[૩] ઇરાની યોંમેં પહલે સે મૌજુદ થા, કે વોહ બરગુઝીદાહ[૪] ઇન્સાનોમેં ખુદાકે હુલુલકે કાયેલ થે. ઇસ્માઇલી કહેતે થે કે અલ્લાહતઆલા કાદીરે–મુખ્તાર[૫] નહિં હયે, બલકે વોહ જબ કીસી ચીઝકો પસંદ કરતા હયે તો વોહ ચીઝ ખુદબખુદ અલ્લાહકે ઇખતીયારકે બગયર મૌજુદ હો જાતી હયે; જયસે સૂરજકી રોશની સૂરજકે ઇખ્તીયારકે બગયર ઉસમેસે નીકલતી હયે. ઇસ્માઇલી યેહ કેહતેથે કે અલ્લાહ તઆલા સાહેબે ઇરાદા[૬] નહિં હયે, ઔર જો કુછ ઉસસે સાદેર[૭] હોતા હય, વો ઉસકી ઝાતકે લીયે લાઝીમ હયે; જયસે આગકી ગરમી, ઔર બરફકી ખુન્કી, ઔર

ફુલકી ખુશ્બૂ, ઓર આફ્તાબકી રોશની ઉન્કે સાથ લાઝીમો મલઝુમ "હયે."

(ફ્રાતમી દાઅવતે ઇસ્લામ—પેજ ૧૬૪)

(૨) "ઇસ્માઇલી કેહતેથે કે ઇમામકા હુકમ હર ઇમાનદાર મર્દ ઓર ઓરતપર લાઝેમુલ—ઇતાઅત હયે, ખ્વાહ[11] વોહ મર્ઝીકે મુવાફિક હો યા ખિલાફ[12] હો; મસલન અગર ઇમામ કીસી ઓરતકા નીકાહ કોસી મર્દકે સાથ અપને હુકમસે કર દે તો ઔરત વ મર્દ દોનોંકો ઉસ્કે ફસ્ખ[13] કરનેકા ઇખ્તીયાર નહિં હયે."

( ફ્રાતમી દાઅવતે ઇસ્લામ—પેજ ૧૬૪-૧૬૫ )

(૩) "વઇશાન બઝાહેરે શરઅ કાર ન કુનંદ. ગુયંદ મા નગુઇમ ખુદા મૌજુદ અસ્ત, યા મૌજુદઅસ્તઆલીમ અસ્તયા આલીમ નીસ્ત, કાદેર અસ્ત યા કાદેર નીસ્ત; વ ચુનાંન દર સાએરે સીફાત—

અર્થ—તેઓ ઝાહેરી શરીઅત ઉપર નથી ચાલતા. તેઓ કહે છે કે અમો નથી કહી શકતા કે ખુદા મોજુદ છે અથવા નથી, ( ખુદા ) આલીમ છે અથવા નથી, ( ખુદા ) કુદરત

૧. ભાગ. ૨. પ્રવેશ કરવો. ૩. માન્યતા. ૪. માનવંતા. ૫. શક્તિમાન અને ઇખ્તીયાર વાલો. ૬. ઇરાદા પૂર્વક કરવાવાળો. ૭. થવું બનવું. ૮. સુર્ય. ૯. લાઝીમ હોવી.

૧૦. જેની તાબેદારી કરવી લાઝીમ હોય. ૧૧. અગર, કદાચ. ૧૨. વિરૂદ્ધ ૧૩. તોડવું, રદ કરવું.

વાળો છે અથવા નથી; અને તે પ્રમાણે દરેક સીફ્તના માટે."

( દબીસ્તાનુલ મઝાહીબ—પેજ ૨૨૮ )

(૪) "તારીખે અબુલ ફ્દિામેં મરકુમ[1] હયે કે કાઝી અબુબકર બાકલાની કેહતે હયે, કે અબ્દુલ્લાહ અલ-મુલક્કબ-બ-મેહદી બાતેનીઆહકા અકીદા[2] રખતેથે. દીન ઇસ્લામકી બરબાદીકે બડે દરપય[3] થે. ઓલમાઓકો કત્લ કરાતેથે, તા કે ઉન્કી મુખાલેફ્ત[4] પર લોગોંકો વાયેઝો નસીહત ન કરેં. ઔર ઉન્કી અવલાદભી ઇસી આદતકી નીકલી. ઝીનાકારી ઔર મયનવીશી[5] કો મુબાહ[6] કર દીયાથા."

( મઝાહેબુલ-ઇસ્લામ—પેજ ૨૭૯-૨૮૦ )

(૫) "મેહદવીયામેંસે બાઅઝોંકા કોલ યેહ હયે કે, ઇમામ-હુકુમત વ વીલાયતકે વખ્ત ગુનાહોંસે માઅસુમ[7] હોતા હયે, ન કબલ ઇસકે અઉર બાઅઝે કેહતે હયે કે કબલ ઇસસે ભી માઅસુમ હોતા હયે. ઔર કેહતે હયે કે એક મર્દકો **અઠારાહ ઔરતોંસે નીકાહ કર લેના જાયેઝ હયે.** ઔર તમસ્સક[8] ઇસ આયતકે સાથ કરતે હયેં "ફ્નકેહુ મા તાબ લકુમ્ મેનન્નેસાએ મસ્ના વ સોલાસ વ રોબાઅ" યા અને નીકાહ કરો જો ખુશ લગે તુમકો, ઔરતોંસે. દોદો—ઔર તીન તીન—ઔર ચાર ચાર. પસ ઇન્કે નઝદીક સબ આઅદાદ[10] કા મજમુઆ,[11] યા અને અઠારાહ ઔરતોંકા એક શખ્સકે નીકાહમેં હોના જાયેઝ હયે."

( મઝાહેબુલ ઇસ્લામ—પેજ ૨૮૧-૨૮૨ )

(૬) "પ્રીચીંગ ઓવ ઇસ્લામ-મોઅલ્લફ્એ[12] આરનોલ્ડ કે સફ્હે ૨૨૫ મેં મઝકુર[13] હયે કે, પીર સદરદીન

આજસે ચારસો બરસ પહેલે સીંધમેં થે; ઔર ઇસ્માઇલી મઝહબ રખતેથે. ઉન્હુંને અપના એક હિંદુ નામ રખ્ખા થા. ઔર હિન્દુઓંકે મઝહબકી મુનાસેબત[૧૪] સે ઉન્હોને એક કિતાબ બનાઇથી. જીસકા નામ ઉન્હોને દસાવતાર ( દસ અવતાર ) રખ્ખાથા. ઔર ઇસ કિતાબમે હઝરત અલી કરમલ્લાહો વજહહુકો દસવાં અવતાર માના થા. ખોજુ[૧૫] ને ઇસ કિતાબકો ઇબ્તેદા[૧૬] હિસે બતૌર આસમાની કિતાબકે માના. ઔર મરને કે વખ્ત વોહ કિતાબ હમેશાં બરકતકે લીયે પડહી જાતી હયે. ઔર ઇસી તરેહ બોહાતસે દસ્તુરાત[૧] મેં ઇસકો પડહતે હયે. ઔર ઇસ કિતાબમેં ઉન્હુને બ્રહ્મા તો આં હઝરત સલલ્લાહો અલયહે વ સલ્લમકો, ઔર વિશ્નુ હજરત અલીકો; ઔર હઝરત આદમકો શીવ* બનાયા."

( મઆહેબુલ ઇસ્લામ—પેજ ૩૫૫ )

(૭) "મોઅખ્ખેરૂઝીકર[૩] શીઆહ, ઇસ્માઇલીકે નામસે મશહુર હુવે. ઇન્કે મઝહબી અકાયદ માની[૪] કે ફ્લસફેસે અખ્ઝ[૫] કીયે ગયે થે. ઇન્મેં સે બ્હોત આદમી દરઅસલ[૬] માની હીકે અકાયદકે પયરવ[૭] થે. ઇન્કે અકાયદ આમ મુસલમાનુંસે બીલ્કુલ જુદા થે. વોહ ઇમાન બિલ કાલ[૮] કે કાયલ થે, આર ઇમાન

---

૧. છપેલું. ૨. એઅતેકાદ. ૩. પાછળ લાગવું. ૪. વિરૂદ્ધતા. ૫. શરાબખોરી. ૬. હલાલ. ૭. પાક. ૮. પહેલ. ૯. સાથદેવું, દલીલ કરવી. ૧૦. ગણત્રી. ૧૧. સરવાળો. ૧૨ બનાવેલ. ૧૩. વર્ણવેલ. ૧૪. રીત–રીવાજ પ્રમાણે. ૧૫. ખોજાઓ. ૧૬. શરૂઆત.

"જીમ"

* મી૦ વરતેજી તો પીર સદરદીનથી પણ એક પાયરી આગલ વધી બુદ્ધનેજ આદમ તરીકે જણાવવા લાગ્યા છે. "જીમ"

**બિલહાલ**[6] કો ન માનતેથે. **ઇસ્માઇલી શીઓંકા** યેહ ફિરકા **બાતેનીય્યાહકે** નામસે મશહુર હુવા. ઈન્કે રાઝે-સરબસ્તાહ[10] ઔર તાઅલીમ ઔર અકાયદસે અબ્બાસીયોંકો શક પડહ ગયા કે કહીં કુછ દાલમેં કાલા ન હો. વોહ ઈન્કી નિકાયત એહતેયાત[11]સે નીગરાની[12] કરને લગે."

( અમીર અલી કૃત, તારીખે ઈસ્લામ–પેજ ૫૫ )

(૮) "પણ મારા જોવામાં આવ્યું છે કે ઈસ્માઇલી ધર્મ કોને કહેવો તે સમજ પડતી નથી. આગાખાન પાર્ટીનાંજ બતાવ્યા પ્રમાણે તેના મુળતત્વો અચોકસ છે."

( મહુવા કમીશન કેસનો રિપોર્ટ–પેજ ૯ )

(૯) "ખીલાફતે બની ફાતેમા ( જો તે ઇસ્માઇલની ઓલાદ તરીકે અંગીકાર કરીએ અને બીજી તવારીખ નવેશોના લખવા પ્રમાણે તે અબદુલ્લા બીન મયમુનની ઓલાદ ન હોય તો તેના ) વખતમાં મીજાઇ, મીસરીઓ અને હીન્દુ ધર્મની ફ્રીલસુફીઓ તેમાં દાખલ થતી ગએલી છે. એ ઉમેરો વખતો વખત થતો ગયો છે અને તે કયારે અને કેવો થતો ગયો તે હાલ શોધી કાઢવું બીલકુલ અશકય છે."

( મહુવા કમીશન કેસનો રિપોર્ટ—પેજ ૧૧ )

(૧૦) " અલ્લાહ તરફ બંદગી કરવાને બદલે " આગા સુલતાન મહમદશાની દરગામાં વીનતી કબુલ " થવા

૧. ફીયાઓ. ૨. હ૦ રસુલ સ૦ ૩. પહેલે જેનું વર્ણન કરેલ. ૪ એક જરથોસ્તી ફિલસુફનું નામ છે. ૫. ચુંટેલ. ૬. અસલમાં. ૭. તાબેદારી કરવાવાળા. ૮. કહેવાનું ઇમાન. ૯. વર્તવાનું ઇમાન. ૧૦. છુપા ભેદો. ૧૧. સંભાળ. ૧૨. તપાસ. " જીમ "

માટે ભણતર કરવું. ઘટપાટની ક્રીયાઓ કાયમ રાખવી. રાસક્રીયા જેવી રસમો ચલાવવી. હીન્દુ ધર્મના દેવ દેવીઓના નામ તેજ અર્થમાં ચાલુ રાખવા, તેમાં માનવું, હીન્દુઓના ધર્મની અસલ કથાઓ વંચાવવી અને તે સાંભળવી, હીન્દુ મંદીરોમાં જવું વગેરે વગેરે એ સઘળું કાંઇ ઇસ્લામ તરફ ઢળવાની નીશાની ન કહેવાય."

( મહુવા કમીશન કેસનો રિપોર્ટ—પેજ ૨૧ )

પ્રિય વાંચકો ! મી૦ વરતેજીએ "ઇસ્નાઅશરી અકાયદાની ગલતી"ના મથાળાથી ભલતુંજ લખી, રજનો ગજ કરી આખું પ્રકરણ ચીતરી કાઢયું; પણ પોતાના ટોળાના અકાયદો તરફ જરા પણ નજર દોડાવી નહિં ! તો તેઓના ટોળાનાં તેવા અકાયદો "ફાતમી દાઅવતે ઇસ્લામ" માંથી, જસ્ટીસ અમીરઅલી કૃત "ત્વારિખે ઇસ્લામ" માંથી, સુન્નત જમાઅતની કિતાબોમાંથી, અને અપક્ષપાત પારસી જડજના રિપોર્ટમાંથી અમોએ ઉપર બતાવેલ છે. ઉપરાંત બીજી કિતાબો અને તવારિખોમાં તેમજ મજકુર પારસી જડજના રિપોર્ટમાં હજી પણ ઘણા દાખલાઓ મોજુદ છે, પણ લંબાણના ભયથી આટલા દાખલાઓ ઉપરેજ બસ કરી; આગાખાની ટોળાનાં જ્ઞાનોમાં અને પુસ્તકોમાં કેવા કેવા અકાયદો ભર્યો પડયા છે; તેનું દિગ્દર્શન વાંચકોને કરાવીશ—

( ૧ ) "આ સતપંથ દીન ( ધર્મ ) જો કે કીતાબો માંહેથી પેદા થયેલ નથી, પણ મોહબતમાંથી ઉત્પન થયેલ છે."

( કલામે સુલતાન મહમદ–પૃષ્ટ ૧ પેરેગ્રાફ ૪ )

( ૨ ) "આ જગત પેદા થયું ત્યારથી ચાલુ જમાના સુધી,

જે જે ધર્મ માણુસો, ઈશ્વર ભક્તી તથા નીતીથી ભરપુર થઇ ગયા છે, તેમને ઈસ્માઇલી લોકો પોતાના ધર્મને લગતા લેખે છે. જેમકે હીન્દુઓનાં થઇ ગયેલા ધ્રુવ, પ્રલ્હાદ, હરીશ્ચંદ્ર, તારારાણી, રોહીદાસ, પાંચ પાંડવો, તેમના માતાજી કુંતી, તથા રાણી દ્રોપદી વગેરે."

( ઇસ્માઇલી દર્પણ, નો દીબાચો-પેજ ૨ )

( ૩ ) "રે તુંઇ-આપ નીરંજન પ્રગટ હુએ, અને આપે ઉપાવી જાત;
આપસ માંહેથી ઉપન્યા, સો સતગુરૂ સીતારા સાથ.

જવહરે હકીકત—પેજ ૩૩ )

( ૪ ) "દિઓ ખટે પેટાંધણી સાર, સંભાર, ઓછીનું, પાછીનું, ધમડી ધામ, સારે સરકારમેં દીજાચાર. અલ્લાહ મરેઆં, મોલાઅલી મન ગુરીચું મુરાધું હાંસલ કનેઆ, મોલાના આગા સુલતાન મહમદ-શાહ દાતાર, ધીધાર નસીબ કનેઆ=
તસબી કઢો, શાહ ગરીબ મીરજા. ફજલ કર મોલાના અલી=

અલી અલ્લાહ.

=સિજધો દિજે=

( તાઅલીમે ધુઆ—પેજ ૬૦ )

( ૫ ) "તારે અહંકાર કરતાં શામીજીએ ઇંડો ઉંચો ચરાવીઓ;
એ ભાઈ તે માંહેથી થયા દસ આસમાનનો આકાર.
"ત્યાંથી તે ઇંડો નીચે આવ્યો, તે માંહેથી થયા સાત તબક જમીનનાં તેણી વારરે.

( સીલસીલે ઈમામત—પેજ ૩-૪ )

( ૬ ) "તેજ સ્વરૂપી તે અલી પોતે કહીએ, અને મહમદ રૂપી તે ગુર બ્રહ્માજી અવતાર, બીબી ફાતેમા તે માહદેવી શક્તી કઈએ, ઈશ્વર આદમ એ તો હ૦ ઈમામ હસન હ. ઈમામ હુસેન અવતાર."

( સીલસીલે ઇમામત—પેજ ૫-૬ )

( ૭ ) "આપણા માથા મુબારકમાંથી નબી મહમદ મુસ્તફા કીયા;
અને મઉલા અલી તે પોતે અલ્લાહ અવતાર.
"સીના મુબારકની હજરત બીબી ફાતમા,
અને નુર ચશ્મ હ૦ ઈમામ હસન હ૦ ઈમામ હુસેન દીલ ઠારરે."

( સીલસીલે ઇમામત—પેજ ૬ )

( ૮ ) "આશાંજી છત્રીસ કરોડી પુરા ધરમી, શ્રી ઇસ્લામ શાહાને ભેટીયાજી હસોંદ કારણ જીવ ડોલાવ્યા, તે ચોવીસ ગયા ગોડ અંધાર."

( સીલસીલે ઇમામત—પેજ ૨૧ )

( ૯ ) "યા શાહા ઘટપાટ માંડેઆ, મંઢાણ માંડેઆ, ત્રીસોવર દેવતા આવીને બેઠા. પ્રથમ શામી નકળંકી નાથ પધાર્યો, શામીજીએ હાથે માંડેઆ, હાથે પુજેઆ, પુજ પુજંનતા આવ્યા, મેં તો ધર્મ સું પુજેઆ. વચન પેરે આવી પધારો, શામી નકલંકી નાથ. હક સચા, હેજીંદા કાયમ પાયા. ફરમાન શાહપીર."

( ઘટપાટની દુઆ (સીંધીમાં)—પેજ ૨ )

(૧૦) "શુડ વિશ્નુ, ઝાડ બ્રહ્મા, દાડે દાડે મહેશર, પાને પાને રખીસર દેવતા."

ઘટપાટની સીંધીમાં દુઆ—પેજ ૩ )

(૧૧) " પાણીપાક, આકાશ પાક, ધરતી પાક, સુરજ પાક, સાહેબજીનું નામ પાક, સાહેબજીના નામથી સાહેબજીની જમાથ પાક, પાંચ કરોડ શું રાજા થયલાજ પાક, સાત કરોડ શું રાજા હરીચંદ પાક, નવ કરોડ શું રાજા જુજેસ્ઠર પાક, બાર કરોડ સું સતગુર પીર સદરદીન પાક, અનંત કરોડી સું ગુર પીર હસન કબીરદીન પાક. હક સચ્ચા, હે જીંદા કાયમ પાયા, ફરમાન શાહ પીરજો."

( ઘટપાટની સીંધીમાં ધુવા—પેજ ૧૩-૧૪ )

(૧૨) " પોએ કુંભ સામા હથ બ જોડે હી ધુવા પડજે ( અહીં ધુઆ લખેલ છે પણ લંબાણના ભયથી અત્રે ઉતારેલ નથી ) એતરો પડી સીજદો દીણું."

( ઘટપાટની ધુવા-પેજ ૧૫-૧૬-૧૭ )

(૧૩) " કાન ચલત્ર કરે કાન ચલત્ર કરે, સંગ ગોકલ માંહિ ખેલ; સોલ સહસ્ત્ર ગોપીઉં શાહાધે નાલે."

( સીંધીમાં પચીસ ગીનાનની ચોપડી પેજ ૨૬ )

(૧૪) " હક મોલાના શાહ આગા સુલતાન મહમદશાહ દાતાર, હાજર જોમેજો ધણી, વારે કેરો પુરખ સરેવો, ઇમામ હાદીસુલ મહેદી, સાહેબલ અગ્ર, આગા સુલ્તાન મહમદશાહ દાતાર, અણંત કરોડીઉં તારણુ હાર, હાજર જોમેજો ધણી, ખીસે અમર પુઠીઆ, શાહ તોજી ધરગાહમેં કબુલ કર, મોલાના આગા સુલતાન મહમદશાહ દાતાર."

( તાઅલીમે ધુવા-પેજ ૩૭ )

પ્રિય વાંચકો ! આગાખાની ધર્મશાસ્ત્રોમાં કેવા કેવા અકાયદા વર્ણવામાં આવ્યા છે, તે આપ ઉપરથી જોઈ

શકયા હશો ! જો કે તેવા અકાયદોની નોંધનો પુષ્કળ જથ્થો હજી મારી પાસે મોજુદ છે, પણ લંબાણના ભયથી તે સર્વે અત્રે ટાંકી શકતો નથી. આગાખાની ધર્મશાસ્ત્રોમાં કેટલેક ઠેકાણે એવા એવા વર્ણનો છે, કે કોઈ પણ અકકલમંદ આદમી તે કબુલ કરી શકે નહિં. અને તેવા અકાયદો પણ દરેક ઠેકાણે એક બીજાથી વિરૂદ્ધતા દર્શાવનારા ! ન મળે કાંઇ ઠામ કે ઠેકાણું; કે ન મળે કાંઇ ચોક્કસ કાયદો કે કાનુન ! ! જેથીજ તો ખ્વાજા હસન નીઝામી ( કે જેઓએ ઇસ્માઇલી દાવતની રૂઢીને ભારોભાર વખાણી છે, અને તે ઉપરે તો મી૦ વરતેજી જેવાઓ દોડાદોડ કરી રહ્યા છે તેઓ ) ને પણ "ફાતમી દાઅવતે ઇસ્લામ" માં રિમાર્ક કરવો પડયો છે—

"મેં **નીઝારી** ભાઈયુંસેભી કહુંગા કે, બેશક તુમકો એક ઇઝઝતવાલે પેશવાકી પુસ્તપનાહી[1] હાંસીલ હયે. ઇસ્મે કુછ શુબા[2] નહિં કે તુમને કૌન્સીલકા એક તરીક[3] બના લીયા હયે, ઔર ઇસીમેં તુમ્હારે ઝગડે[4] ફયસલ[5] હોતે હયે; ઔર બહોત કમ તુમકો ગયર મુસ્લીમ કચેરીમેં જાના પડતા હયે. મગર બતાઓ, કે જબ **ઇસ્માઇલી** હો તો **ઇસ્માઇલી** ફીકાહ[6] તુમ્હારી કહાં હયે ? ઔર તુમ એહકામે–ઇસ્લામ[7] ઔર ઉન તરીકુંકી પયરવી કયુંકર કર સકતે હો, જો હઝરત નીઝાર અઉર ઉન્કે બાઅદકે ઝમાનેમેં બડે બડે બુઝુર્ગ કરતે થે ? !"

"તુમ્ને જો બડહી ભીડ નવ–મુસ્લમીન[8] કી તૈયાર કર લી હયે, અઉર જીસ્કો તુમ દીન બ દીન તરક્કી દે રહે હો; તુમ્હારી જમાઅત અઉર ઇસ્લામકો કયા

૧. પુઠે મદદ હોવી. ૨ શક. ૩ તરીકો. રસ્તો. ૪ તકરારો. ૫ નિર્ણય થવો. ૬ ઇસ્માઇલી કાનુન ૭ ઇસ્લામનાં હુકમો. ૮ નવા મુસલમાનો.

મુફીદ[૯] હોગી—જબ ઉસ્કા કોઇ દીની કાનુન અઉર અમલ—દર—આમદ[૧૦] કી ઉસુલી તાકત[૧૧] હી નહિં હયે ! ઈસ્તરહે ચંદ મરાસિમ[૧૨] કે અદા કરને, અઉર નુર પી લેને[૧૩] સે, અઉર ઈમામ હાઝરકા દીદાર મીલ જાનેસે અકવામ[૧૪] મુસ્તહકકમ[૧૫] ઝીંદગી અઉર અબદી[૧૬] ઝીંદગી બસર[૧૭] નહિં કર સક્તી હયે. "

( ફાતમી દાઅવતે ઇસ્લામ—પેજ ૩૬ )

પ્રિય વાંચકો ! આટલું જણાવી આએ પ્રકરણ પુર્ણ કરીશ. આએ પ્રકરણમાંથી શો સાર ખેંચવો, તે આપ મુન્સફ મીજાઝના સુજ્ઞ વાંચકોની મુન્સફી ઉપરે છોડું છઉં !



# " દબીસ્તાનુલ મઝાહિબ " ઉપરે એક નજર !



પ્રિય વાંચકવૃંદ ! મી૦ વસ્તેજીએ " હઝરત ઇસ્માઈલની ઇમામતની મજબુત સનદ " એ મથાળા નિચે ફારસી કિતાબ " દબીસ્તાનુલ—મઝાહિબ " ના પેજ ૨૩૫ નો તરજુમો આપેલ છે. તો એ કિતાબ તપાસતાં મજકુર વર્ણન પેજ ૨૩૫ માં નહિ, પણ ૨૨૮ માં છે. ઉપરાંત

૯ ફાયદો પહોંચાડવાવાલી. ૧૦ કેવી રીતે વર્તવું. ૧૧ મુળ તાકત. ૧૨ રસ્મો, રીતીઓ. ૧૩ ઘટપાટ પીવુ. ૧૪ કોમનું બહુ વચન, કોમો. ૧૫ મજબુત. ૧૬ હમેશના માટેની. ૧૭ ચલાવી શકવું, ચાલુ રાખવી. "જીમ."

મજકુર કિતાબની ફારસી ઈબારત મી૦ વરતેજીએ આપી હતે, તો તેમાંથી વાંચકોને ખરી હકીકત જાણવાનો પ્રસંગ સારી રીતે મળી શકતે, પણ મી૦ વરતેજીએ તેમ નહિં કરતાં તરજુમોજ આપેલ છે. છતાં પણ જે ધારણાથી મી૦ વરતેજીએ મજકુર તરજુમો આપેલ છે, તે ધારણામાં પણ તેઓ ફાવી શકે તેમ જોવામાં આવતું નથી ! કારણ કે મજકુર હકીકત જે "દબીસ્તાનુલ-મઝાહિબ" માં છે તે કાંઈ કર્તા તરફથી કોઇ તવારિખી સનદ તરીકેની નથી, પણ ઇસ્માઇલી ફિરકાનું વર્ણન કરતાં, કર્તાએ જે **મીર અમીર**થી સાંભળ્યું છે તેજ લખેલ છે. એટલે તે વીગત સાથે મજકુર કિતાબના કર્તા સંમત હોય, અથવા તે કોઈ **તવારિખી સનદ** હોય એવું જોવામાં આવતું નથી ! કર્તાએ સાંભળેલી હકીકત લખી છે અને તે હકીકત પણ ઇસ્માઇલીયોનીજ માન્યતા છે, એમ ઈબારત ઉપરથી સાફ જણાઇ આવે છે. મજકુર કિતાબના નામ પ્રમાણે સર્વે ધર્મોની હકીકત તેમાં આવવી જોઇએ. તો તે મુજબ ઇસ્માઈલી ફીરકાનું વર્ણન, અને તેના કેવા અકાયદો છે, અને તેઓ શું કહે છે, તેજ કર્તાએ જણાવેલ છે. જેથી તે હકીકતથી કાંઇ હ૦ ઇસ્માઇલની ઈમામત સાબેત થઇ શકતી નથી. એવી હકીકતને "મજબુત સનદ" તરીકે તો મી૦ વરતેજી જેવાઓજ કબૂલ કરી શકે, અથવા ભોળા બંધુઓને ભમાવવા ખાતર મજબુત સનદ તરીકે જણાવે; બાકી સમજુ વર્ગ પાસે એ હકીકતથી કોઇ રીતે પણ હ૦ ઇસ્માઇલની ઇમામત સિદ્ધ થઇ શકે નહિં. હવે તે હકીકત કેવી રીતે છે, તે મી૦ વરતેજીનાજ બોલોમાં વાંચકોની વાકેફી અર્થે નીચે ટાંકીશ—

"**જીકરે ઇસ્માઇલીયા—શહેર શકુનામાં એક મોટા માનવંતા અમીરથી સાંભળ્યું છે કે શીઆના**

ટોળામાં **ઇસ્માઇલીયા** નામનો એક ફીરકો હઝરત ઇમામ ઇસ્માઇલ ઇબ્ને હઝરત ઇમામ જાફર સાદેક**થી** સબંધ રાખનારો છે. આ ફીરકો હ૦ ઇસ્માઇલને ઇમામ માને છે. કહે છે કે, ઇમામ જાફર સાદેકે ઇમામતની નસ હઝરત ઇસ્માઇલને કરી હતી. અને હ૦ ઇસ્માઇલનાં માતાજીની બુઝુરગીની જેવી બીજી કોઇ બીબી કે લોંડીની ઇઝઝત નહોતી. જેવી રીતે કે નબી અને બીબી ખતીજા અને અલી અને બીબી ફાતમા. "

ઉપરનો પેરેગ્રાફ અસલ ફારસી કિતાબમાં જોતાં, મી૦ વરતેજીએ ઠેકઠેકાણે તરજુમામાં ફેરફાર કરેલ છે. ઉપરાંત મી૦ વરતેજીએ શરૂઆતમાં **હઝરત ઇમામ ઇસ્માઇલ** લખેલ છે, પણ અસલ કીતાબમાં ત્યાં **ઇમામનો** શબ્દજ નથી—

મી૦ વરતેજી જણાવે છે—

" શહેર શકુનામાં એક મોટા માનવંતા અમીરથી સાંભળ્યું છે કે શીઆના ટોળામાં ઇસ્માઇલીયા નામનો એક ફીરકો હઝરત ઇમામ ઇસ્માઇલ ઇબ્ને હઝરત ઇમામ જાફર સાદેકથી સબંધ રાખનારો છે.

અસલ—ફારસી કિતાબમાં છે—

" અઝ મીર અમીર કે સાલારે નવાહીએ શહેર શકુનહ અસ્ત, સનીદાહ શુદ—ઇસ્માઇલીયા ગુરોહી અંદ અઝશીઆહ વઇ-કીશ મનસુબસ્ત બ ઇસ્માઇલ બિન ઇમામ જાઅફરે સાદેક. (અર્થ—શહેર શકુનાહના સાલાર મીર અમીરથી સાંભળવામાં આવ્યું. ઇસ્માઇલીય્યાહ શીઆઓમાંથી એક ગુરોહ ( ટોળો )

છે અને આએ ફિરકો ઇસ્માઇલ બિન ઇમામ જાઅફર સાદેકથી નીસબત ધરાવે છે.)

ઉપરના મુકાબલાથી વાંચકો મી૦ વરતેજીની પોલીસી જોઇ શકયા હશે. વાકયોમાં કાપકુપ કરી અને પોતાની માન્યતાને સિધ્ધ કરવાની મી૦ વરતેજીની કદીમી આદતને વાંચકો વારંવાર જોઇ ગયા છે!

હવે મી૦ વરતેજીએ જે ઉતારો કરેલ છે તેથી પણ એતો ખુલ્લું જણાઇ આવે છે કે શહેર શકુનાહનાં અમીરથી સાંભળેલી હકીકત કર્તાએ લખી છે, અને તે અમીર પણ એમજ જણાવે છે કે "આ ફિરકો હ૦ ઇસ્માઇલને ઇમામ માને છે." તે ઉપરાંત પણ જે વીગત મજકુર અમીર જણાવે છે તે પણ ઇસ્માઇલીયો કહે છે તેજ જણાવેલ છે, ત્યારે એથી હ૦ ઇસ્માઇલની ઇમામતની મજબુત સનંદ કેવી રીતે સાબેત થઇ શકે છે! તે કોઇ રીતે પણ સમજી શકાતું નથી! એથી મી૦ વરતેજીની સફાઇ શીવાય બીજી કોઇ પણ સનદ સિદ્ધ થઇ શકતી નથી!!!

ત્યાર પછી—મી૦ વરતેજી ઉપરના પેરાને લગતી વધુ હકીકત જણાવે છે અને તેમાં પણ ફેરફાર કરેલ છે, જેમકે:—

"હ૦ ઇસ્માઇલના મરણ સબંધી મતફેર છે. કેટલાક કહે છે કે હ૦ ઇમામ જાફર સાદેકની હયાતીમાં તેઓ ગુજરી ગયા. પરંતુ નસ થયેલ ઇમામતના લીધે ઇમામત ઇસ્માઈલની ઓઉલાદમાંજ રહી. જેવી રીતે હ૦ મુસા પેગંબરે હ૦ હારૂનને નસ કરી હતી ને હ૦ હારૂન હ૦ મુસાની હયાતીમાંજ ગુજરી ગયા

છતાં હારૂનના વંશમાંજ ઇમામત ચાલુ રહી અને નસે કેહકરી હમેશા મુકરર થયા પછી પાછી વળી શકતી નથી. અને તેમજ નસના ધોરણુ મુજબ તે અયોગ્ય છે. વળી હ૦ ઇમામ જાફર સાદેક ઇમામતના દરજ્જેથી જેને નસ કરે તે કદી પણુ નાલાયક હોયજ નહીં. અને ઇમામ કદી પણ ગલતી કરે આ માનવુંજ જાયજ નથી. અને હ૦ ઇસ્માઇલની નસ કહી તે સબંધમાં તો ઇસ્નાઅશરીઓ પણુ કબુલ છે."

ઉપરના પેરામાં જે હકીકત છે તે પણુ ઈસ્માઇલીયોનીજ માન્યતા કર્તાએ દર્શાવી છે. તો તેઓની માન્યતા મુજબ પણુ હ૦ ઈસ્માઇલ પોતાના પીતાનીજ હયાતીમાં ગુજરી ગયા હતા એવું જણાય છે. અને તેઓને માટે નસ થયેલ જેથી તેઓની અવલાદમાં ઈમામત રહી ( એમ ઇસ્માઇલીઓની માન્યતા ) કર્તાએ દર્શાવેલ છે. પણુ તે માન્યતા પણુ કોઈ રીતે ટકી શકે તેમ નથી, જે વિષે અમો આગળ પણુ જણાવી ગયા છીએ, અને હ૦ ઇસ્માઇલના વર્ણનમાં પણુ ઈ૦ તે સબંધે ખુલાસો કરીશું. ઉપરના પેરામાં પણુ મી૦ વરતેજી ( તરજુમો કરતાં ) પોતાની માન્યતા તરફ કેવા ઢળી પડયા છે તે વાંચકોને બતાવવા ખાતર અસલ કિતાબની ફારસી ઇબારત અને તેનો તરજુમો નીચે ટાંકી બતાવીશ—

" વ દર ગુઝીશ્તને ઇસ્માઈલ અઝ દારે ફના ઈખ્તેલાફસ્ત. બાઅઝે ગુયંદ દર ઝમાને હયાતે જાઅફર અ. સિપ્રી શુદ. ફાએદએ નસ ઇન્તેકાલે ઇમામત ઈનસ્ત અઝ ઈમામે જાઅફર બ અવલાદે ઈસ્માઇલ, ચુનાંચે મુસા બર હારૂન નસ ફરમુદ; વ ઉ દર ઝમાને હયાતે મુસા દર ગુઝીશ્ત. વ નસ બ કેહકરી બાઝ ન મી ગરદદ. વ કવલ બ બદા મહા-

હસ્ત. વ જાઅફ્ર બી અસ્નાદે મસમુઈ અઝ આબા એ કેરામ તઈય્યિન યકી અઝ અવલાદે કેરામ ન ફરમાયદ. વ અમ્હામ વ ઈજ્હાલ બર ઇમામ જાયઝ નીસ્ત. વ દર આંકે નસ કરદહ ઈમામ જાઅફ્ર દર હકકે ઉ ઇસ્નાઅશરીય્યા નીઝ કાયલન્દ. ”

( અર્થ—અને ઇસ્માઇલનું આએ હારે ફાનીમાંથી ગુજરી જવું તે સબંધે ઇખ્તેલાફ છે. કેટલાકે કહે છે કે ( ઇમામ ) જાઅફર ( સાદીક ) અ૦ ની હયાતીમાં ગુજરી ગયા હતા. ઇમામ જાઅફર ( સાદેક અ૦ ) તરફથી ઇસ્માઇલની અવલાદ માટે ઇમામત મુન્તકીલ થવાનો નસનો ફાયદો એ છે કે જેવી રીતે મુસાએ હારૂનના માટે નસ કરેલ અને તે મુસાની હયાતીમાં ગુજરી ગયેલ અને “ નસે કેહકરી ” પાછી ફરી શકતી નથી. અને “ બદા ” નો કોલ અશકય છે. અને ઇમામ જાઅફર ( સાદક ) પોતાના આબાએ—કેરામ ( બુઝરગ વડવાઓ ) થી સાંભળેલ સનદ સિવાય પોતાની અવલાદમાંથી કોઈની નિમણુક નજ કરે. અને અજ્ઞાનતા ઇમામના વાસ્તે જાયઝ નથી. અને ઇમામ જાઅફર ( સાદેકે ) તેના હકમા નસ કરેલ તેના ઇસ્નાઅશરીય્યાહ પણ કાયલ છે. ”

પ્રિય વાંચકો ! મી. વરતેજીએ જણાવેલ હકીકત અને ઉપરના તરજુમાથી આપ સારી રીતે જોઇ શકયા હશો કે મી૦ વરતેજીએ શું ફેરફાર કરેલ છે. મી. વરતેજીએ પોતાની માન્યતા સિધ્ધ કરવા ખાતર પોતાના મત અનુસાર તરજુમામાં ફેરફાર કરેલ છે, છતાં તેમાં મી. વરતેજી

ફાવી જાય તેવું જોવામાં આવતું નથી. કારણ કે " દબીસ્તાનુલ—મઝાહિબ " ના કર્તાએ જે હકીકત જણાવી છે તે મીર અમીરથી સાંભળેલી અને તે પણ ઇસ્માઈલીયોની માન્યતાજ મીર અમીરે સંભળાવી છે તેજ હકીકત છે, એટલે તે પબ્લીક પાસે દલીલ તરીકે પેશ કરી શકાય નહિં !

ત્યાર પછી વળી મી. વરતેજી મજકુર કિતાબની હકીકત તરીકેનો તરજુમો ટાંકતા જણાવે છેઃ—

" આ રીતે હ૦ ઇસ્માઇલ ગુજરી ગયા હતા એવું જાહેરમાં જણાયું તે સાચું કહેલું છે. પણ તેમની હયાત રહેવાની હકીકત જાહેરમાં ન લાવવાનો માત્ર રાજદ્વારી ધોરણે તકીયો હતો. વીરોધીઓની નજરેથી હ૦ ઇસ્માઇલનું અદ્રશ્ય રહેવાનું પરીણામ એ આવ્યું કે તેમના ગુજરી જવાનું જાહેર કરવા માટે ગામેગામ પત્રો લખાયા ત્યાર પછી થોડો મુદતે બગદાદના મનસુર ખલીફાને લોકોએ જણાવ્યું કે હ૦ ઇસ્માઇલને બસરામાં અમે જોયા. અને તેની દુવાથી દુખે પીડાતાને આરામ થયો. આ ઉપરથી ખલીફા મનસુરે હ. ઇમામને પુછયું કે હ. ઇસ્માઇલ તો બસરામાં હયાત હોવાની વાત સંભળાય છે. તે ઉપરથી હ. ઇમામ જાફર સાદીકે ખલીફાને તેના વીશ્વાસુ અમલદારના હાથનો લખેલો રૂકકો દેખાડયો જેમાં હ. ઇસ્માઇલ ગુજરી ગયાની વીગત હતી. "

ઉપરના પેરેગ્રાફમાં મી. વરતેજીએ ખૂબ સફાઈ ખેલી છે. પોતાના મતને મજબુતાઈ આપવા ખાતર તરજુમામાં શરૂઆતમાંજ યુક્તીથી કામ લીધેલ છે. ઉપરના પેરેગ્રાફમાં જે વીગત છે તે ઇસ્માઇલીયોનીજ માન્યતા છે એમ અમો આગળ બતાવી ગયા છીએ, પણ વાંચકો સમ-

ક્ષ કાંઈક જુદોજ ભાસ આપવા ખાતર મી. વરતેજીએ શરૂઆતના ફકરામાંજ યુક્તી વાપરેલ છે; જે વાંચકોને બતાવવા ખાતર મી. વરતેજીનાં લખાણમાંથી શરૂઆતનો તે ફકરો અને અસલ ફારસી કિતાબની ઈબારત અને તરજુમો નીચે ટાંકી બતાવીશ.—

| મી૦ વરતેજીના લખાણમાંથી | દબીસ્તાનુલ મઝાહિબમાંથી. |
| --- | --- |
| "આ રીતે હ૦ ઈસ્માઇલ ગુજરી ગયા હતા એવું જાહેરમાં જણાવ્યું તે સાચું કહેલું છે. પણ તેમની હયાત રહેવાની હકીકત જાહેરમાં ન લાવવા નો માત્ર રાજદ્વારી ધોરણે તકીયો હતો." | "બાઅઝે ગુયંદ કે ઇસ્માઈલ ન ગુઝીશ્ત લેકીન ઈઝહાર કરદંદ ઉરા જેહતે તકીય્યા તા મુખાલેફાન બ હલાકે ઉ ન શીતાબંદ." (અર્થ—કેટલાકો કહે છે કે ઇસ્માઇલ ગુજર્યા નહતા, પણ તે તકીય્યાથી જાહેર કરવામાં આવ્યું હતું, કે જેથી વિરોધ્ધીઓ તેને હલાક કરી શકે નહિં.) |

ઉપરના મુકાબલાથી વાંચકો સારી રીતે જોઇ શકશે કે મી૦ વરતેજીએ કેવી સફાઇ ખેલી છે! ઉપરની ફારસી ઇબારતના તરજુમાથી વાંચકો જોઇ શકશે કે શરૂઆતમાંજ છે કે "કેટલાકો કહે છે." એટલે આગળના સબંધ મુજબ તે કેટલાક ઇસ્માઈલીઓજ કહેછે એમ સાફ જણાય આવેછે એટલે તે ઈસ્માઇલીયોનીજ માન્યતા છે, (અને તેમાં પણ મતભેદ દર્શાવેલ છે,) જે કે ઉપર જણાઇ ગયું. એટલે તે દલીલ પબ્લીક પાસે પેશ કરી શકાય નહિં! (હ૦ ઇસ્માઇલ પોતાના પીતાજીની હયાતીમાંજ ગુજરી ગયા હતા, જે ઇ૦ આગળ જતાં હું સાબેત કરી બતાવીશ.) દબી-

સ્તાનુલ મઝાહિબના કર્તાએ ફક્ત ઇસ્માઇલીયોનીજ માન્યતા દર્શાવી છે, પોતાના તરફથી વિવેચન કરેલ નથી. તેમજ તેના માટે કોઇ તવારિખી સનદ પણ આપેલી નથી, ફક્ત માન્યતાજ માન્યતા છે ! ! ! એટલે તે ઉપરે કેટલું વજન આપવું તે વાંચકોની મુન્સફી ઉપરે છોડું છું.

છેવટના પેરામાં મી૦ વરતેજી, ઉક્ત પુસ્તકની ઇબારત તરીકે તેના તરજુમાના બોલો ટાંકે છેઃ—

" અને હ. ઇસ્માઇલ પછી તેમના ફરઝંદ મહમદ બિન ઇસ્માઇલ ઇમામતની મસનદ પર બીરાજયા જે સાતમા ઇમામ હતા. "

અત્રે પણ મી. વરતેજીએ સફાઇ ખેલી છે. " દબી-સ્તાનુલ—મઝાહિબ " માં નીચે મુજબ ઉલ્લેખ જોવામાં આવે છેઃ—

" વ ગુયંદ બાઅદ અઝ ઇસ્માઇલ મહમદ બિન ઇસ્માઇલ બુદ વ બઉ દવરે શીઆહ તમામ શુદ. બાઅદ અઝાં અઇમ્માં મસ્તુરા નંદ, વ અઅયાન ઝાહેર વ ઝમાન બી ઇમામે ઝાહેર યા મસ્તુર ન બાશદ વ ચું ઇમામ ઝાહેર શુદ, હુજ્જતશ અલબત્તાહ ઝાહેર ગરદદ. વ મદારે એહકામે અઇમ્માહ બર હફ્ત અસ્ત માનીંદ હફ્તાહ, વ સમાવાતે હફ્ત-ગાનાં, વ કવાકેબે સબઆહ. "

અર્થ—અને કહે છે, ઇસ્માઇલ પછી મહમદ બિન ઇસ્માઇલ હતા. તેઓની સાથે શીઆ*નો દોર તમામ થયો. તેની પછી છુપા ઇમામો

* અત્રે શીઆથી મતલબ શીઆ ઇસ્માઇલીયો છે.

" જીમ "

> છે, અને તેઓના મદદગારો ઝાહેર. અને ઝાહેર અથવા છુપ્પા ઇમામ વગર ઝમાનો ખાલી નથી રહેતો. અને જ્યારે ઇમામ જાહેર હોય છે ત્યારે તેની હુજ્જત પણ અલબત્તા જાહેર હોય છે. ઇમામોના હુકમોનો મદાર સાત દીવસો સાત આસમાનો, અને સાત તારાઓની જેમ સાત ઉપર છે.

પ્રિય વાંચકો ! મી૦ વરતેજીએ, હ૦ મહમદ બિન ઇસ્માઇલને સાતમા ઇમામ તરીકે જણાવવા સારૂ પોતાની મરજી મુજબ એ લીટીઓ લખી નાખી, પણ અસલ કિતાબમાં જે હ૦ મોહમ્મદ સબંધે ( ઇસ્માઇલીયોની માન્યતા પ્રમાણે ) વર્ણન છે તે મેં ઉપર દર્શાવી આપેલ છે. ઉપરની હકીકતથી તો મી. વરતેજીની ચણેલી ઇમારત પાયાની સાથેજ ધસી પડે છે ! ઉક્ત દર્શાવેલ હકીકત ( ઇસ્માઇલીયોની માન્યતાનીજ હકીકત ) પ્રમાણે પણ ઇસ્માઇલી ટોળાના ઇમામોની ઝાહેરી ઇમામત હ૦ મોહમ્મદ બિન ઇસ્માઇલના વખતમાંજ પુર્ણ થઇ ગઇ, એવું સાફ ખુલ્લું જણાઇ આવે છે. હવે મી૦ વરતેજી, મી. હુદા અને આગાખાની મીશનરીઓ જે "જાહેરી ઇમામત" તરીકે "જાહેર ઇમામ" ની થીયરી પબ્લીકને સમજાવવા નીકળ્યા છે તે ઉપરથી હાથ ઉઠાવી લેવો ઘટે છે ! કારણ કે ઇસ્માઇલીયોની માન્યતા મુજબજ " જાહેરી ઇમામત " તો હ૦ મોહમ્મદ બિન ઇસ્માઇલના વખતમાં પુર્ણ થઇ ગઇ છે !!!



# ઈમામ મેહેદી વિષેની પેશીનગો-ઇવાળી હદીસો.

પ્રિય વાંચકો ! મી. વરતેજીએ "ઈમામ મેહદીની પેશીનગોઇવાળી હદીસો" ના મથાળાથી ઈમામ મેહદીને લગતી કેટલીક હદીસો "તહઝીબુલ—અખ્લાક" માંથી ટાંકેલી છે અને તે હદીસો ટાંકવાનો મતલબ એ કે કોઇ પણ હદીસમાં ઈમામ મેહેદીનો નંબર બારમો નથી એમ બતાવવું; પણ અંદરખાને મી. વરતેજીનો હેતુ જુદોજ છે, અને તે તેઓના છેવટના રીવ્યુથી જણાઈ આવે છે ! તેઓનો મુળ ઉદ્દેશ એજ છે કે ના. આગાખાન સાહેબને ઇમામ મેહદી તરીકે મનાવવા ! હવે ઈમામ મેહદી તે કોણ ? એ સબંધમાં ઈ૦ આગળ જતાં જુદાજ પ્રકરણમાં હું બતાવી આપીશ કે ઇમામ મેહેદી તે બારમા ઇમામજ છે. પણ અત્રે તો મી. વરતેજીએ ટાંકેલ હદીસોનીજ તપાસ લઇશ, કે, મજકુર હદીસોથી ના૦ આગાખાન મેહદી તરીકે સિદ્ધ થાય છે કે નહિં ? તો દરેક હદીસની વીગત ટાંકી. ને તે ઉપરે મારો રીવ્યુ નીચે ટાંકી બતાવીશ×—

૧—"અગર દુનિયા સબ ચલી જાવે ઓર સીર્ફ એક દીન હી બાકી રેહ જાવે, તો બી જરૂર ખુદાતઆલા મેરી એહલે બેઈતમેંસે એક શખ્સકો ખડા કરેગા જો

× શરૂઆતમાં હદીસોની સનદો અને રાવીયો વી૦ નું વર્ણન છે, તે અમોએ લંબાણુના ભયથી ઉતારેલ નથી. તેની સનદો "ત્રેદિક-ઇસ્લામ"માં જોઇ જવા કૃપા કરવી. ફક્ત ઇમામ મેહદી વિશેની નીશાનાઓજ નંબરવાર ઉતારી તે ઉપરે વિવેચન કરેલ છે.

"જીમ."

દુનિયાકો અદલસે ભરદેગા જીસ તરેહ કે વોહ જુલ્મસે ભરી હોગી. ”

રીવ્યુ—હજી સુધી દુનિયા અદલથી ભરપુર થઇ નથી; ઝુલ્મથીજ ભરપુર છે. ના૦ આગાખાનનો જન્મ ઇ. સ. ૧૮૭૭ માં થયો છે, ત્યારથી આજ પર્યંત દુની-આમાં ચાલતા આવેલા ઝુલ્મમાં કાંઈ પણ ફેરફાર થયો હોય એમ જોવામાં આવતું નથી. જેથી ખુલ્લુ જણાઇ આવે છે કે ઇમામ મેહેદી તે ના૦ આગાખાન તો હર-ગીઝ નથી.

૨—“ફીર અલ્લાહ તઆલા એક શખ્સ મેરી ઓઉલાદ ઓઉર મેરી એહલે બૈયતસે ખડા કરેગા અઉર ઉસ્કે સબબસે જમીનકો અદલ ઇન્સાફસે ભર દેગા, જીસ તરેહકે વોહ ઝુલમો જોરસે ભર ગઇ હોગી. ઉસસે આસમાનકે રહેનેવાલે અઉર જમીનકે રહેને વાલે રાજી હોંગે. અઉર આસમાન અપની બુંદોમેંસે જરાભી નહીં છોડનેકા જો ન બરસાઈ હો. અઉર જમીન નબાતાતમેં સે કુછ ન છોડેગી જો ન ઉગાઇ હો, યહાંતક કે જીન્દે મુરદુંકો યાદ કરેંગે અઉર ઇસી હાલતમેં સાત યા આઠ યા નો બરસ જીન્દા રહેગા. ”

રીવ્યુ—ઝમીન અદલ અને ઇન્સાફથી આજ લગણ ભરપુર થઇ નથી. આસમાની બરકતના બદલે દુષ્કાળ ઉપરે દુષ્કાળ પડયા કરે છે. ઝમીન અને આસ્માનનાં કુલ્લે રહેવાશીઓ ના૦ આગાખાનથી રાજી હોય એવી કોઇ સાબેતી મળતી નથી. સમગ્ર ખોજા કોમ

પણ ના૦ આગાખાનથી સંતુષ્ટ હોય એમ દેખાતું નથી. ઈમામ મહેદી ઝુહુર કર્યો પછી સાત થી નવ વર્ષ જીવતા રહેશે, એમ મજકુર હદીસમાં જણાવેલ છે; જ્યારે ના૦ આગાખાનને જન્મે આજે ૪૪ વર્ષ થયાં, હજી તેઓ નામદાર વિદ્યમાન છે. એટલે આએ હદીસ પણ તેઓના મેહદી-પણાની દલીલ થઇ શકતી નથી.

૩—"આપ ફરમાતે થે કે મેરી આલમેંસે અઉર ફાતમાકી અઉલાદમેંસે મહેદી હોગા."

રીવ્યુ—આ એ હદીસ પણ ના૦ આગાખાન એકલાના માટેજ હોય એમ સાબેત થઇ શકતું નથી, કારણ કે એમાં તો કોઈ પણ આલે રસુલ હોય એમ જણાય છે. પણ તેવા ( આલમાંના ) શખ્સનાં માટે બીજી પણ શરતો હોવી જોઈએ, જેવી રીતે કે નંબર ૨ માં શરતો જણાવેલ છે તો તેવી શરતો ના૦ આગાખાનમાં જોવામાં આવતી નથી. એટલે તેઓ મેહેદી થઈ શકતા નથી.

૪—"મેહેદી મુજમેંસે હયે. ચમકતી હુઇ પેશાની અઉર ઉંચી નાકવાલા. ભરદેગા જમીન અદલ વ ઈન્સાફસે જયસી કે ભર ગઇ હોગી જોરો જુલ્મસે ઓર વોહ માલીક રહેગા સાત બરસ."

રીવ્યુ—આએ હદીસથી પણ ના૦ આગાખાન મેહેદી તરીકે સિધ્ધ થઈ શકતા નથી. ખુલાસો આગળ જુઓ.

૫—" અગર દુનિયા બ જુજ એક દીનકે કુછ ન બાકી રહી તો ભી અલ્લાહ તઆલા જરૂર ઉસ દીનકો બડહા દેગા, તાકે અલ્લાહ ઉસમેં એક શખ્સ કો મુજમેંસે યા યેહ કહા કે મેરી એહલે બયતમેં સે ખડા કરેગા જીસકા નામ મેરે નામ કે મુતાબેક હોગા અઉર ઉસ્કે બાપકા નામ મેરે બાપકે નામકે મુતાબીક. અઓર ફીતર રાવીને ઇસ કદર અઉર બડહાયા કે વોહ ભરદેગા જમીનકો અદલો ઈન્સાફ્સે, જયસીકે વોહ ભર ગઈ હોગી ઝુલ્મો જોરસે. "

રીવ્યુ—ના૦ આગાખાન સાહેબના પીતા શ્રી નું નામ અબ્દુલ્લાહ નથી. અગર ખુદાના બંદા તરીકે " અબ્દુલ્લાહ " નામ ગણીએ, અને બંધબેસ્તું કરીએ તો પણ બીજી શરતોની ગેરહાજરીમાં ના૦ આગાખાન મેહદી થઇ શકતા નથી.

૬—"ન જાવેગી યા ન ગુજરેગી દુનિયા, યહાંતક કે મેરે એહલે બેઈતમેંસે અરબકા એક શખ્સ માલક હોગા, જીસ્કા નામ મેરે નામકે મુતાબીક હોગા. "

રીવ્યુ—ના૦ આગાખાન અરબના માલીક થયા નથી. જેથી આએ હદીસ તેઓના મેહદી-પણાને બંધબેસ્તી થઈ શકતી નથી.

૭—ઉપર મુજબ છે. સ્હેજસાજ રાવીનાં નામ વી. માં ફેરફાર છે.

૮— " " " " " "

૯— " " " " " "

૧૦—"હજરત અલીને કહા કે રસુલે ખુદા સ૦ ને ફરમાયા હય, કે અલ મેહદી હમમેંસે હયે. હમારી

અહલે બયતમેં હયે. એક રાતમેં અલ્લાહ તઆલા ઉસ્કે સબ કામ દુરસ્ત કર દેગા. ”

રીવ્યુ—એક રાતમાં સવ કામો દુરૂસ્ત થઈ જવાને બદલે ના૦ આગાખાનને જનમ્યાને ૪૪ વર્ષ થઈ ગયાં, તો પણ હજી સુધી તેઓના સવ કામો દુરૂસ્ત થઈ ગયાં હોય, અને તેઓની સર્વે કોશિશો સફળ થઇ ગઇ હોય એમ જોવામાં આવતું નથી. એટલે એ હદીસથી પણ ના૦ આગાખાન મેહેદી ઠરી શકતા નથી.

૧૧—આગળની હદીસો મુજબજ છે.

૧૨—“આપ ફરમાતે થે કે હમ અવલાદ અબદુલ મુતલબ સરદાર અહલે જન્નત હયે. અઉર વોહ હયે, મેં હું અઉર હમઝા અઉર અલી અઉર જાઅફર અઉર હસન અઉર હુસેન અઉર અલ મેહદી. ”

રીવ્યુ—એ હદીસમાં જે મેહેદીનું નામ છે તે ના૦ આગાખાન માટે લાગુ પાડી શકાતું નથી. કારણ કે ઇમામ મેહદી માટેની જે બીજી શરતો છે તે તેઓમાં જોવામાં આવતી નથી. વધુ ખુલાસો આગળના નંબરો મુજબ.

૧૩—“અઉર કરીબ હયે કે મેરી એહલે બઇત મેરે એહલે બાદ બલામેં અઉર તશદુદમેં અઉર દાવાં દોલ હોજાનેમેં પડેગી, યહાંતક કે મશરેક કી જાનીબસે એક કઉમ આવેગી, જીસ્કે સાથ સીયાહ ઝંડે હોંગે ફીર વોહ એક નેક બાતકા સવાલ કરેગી ફીર ઉન્કો વોહ નહીં મીલેગા, ફીર વોહ લડેગેં અઉર ફતહ પાવેગે અઉર જો માંગતે થે વોહ મીલ જાવેગા

ફીર વોહ ઉસકો કબુલ ન કરેગે યહાં તક કે ઉસકો મેરી એહલે બેઇતમે સે દે દીયા જાવેગા ફીર વોહ ભર દેગા દુનિયા કો ઇન્સાફસે જીસ તરાહ કે વોહ ભરી હોગી ઝુલ્મસે. જો શખ્સ તુમમેંસે ઉસકો પાવે તો ઉન્કા સાથ દે. ગો કે બરફ પર ગસીટ ગસીટ કે હો."

રીવ્યુ—મજકુર નીશાનીઓમાંથી હજી કોઈ પણ નીશાની ના૦ આગાખાનના સમયમાં જાહેર થઈ નથી. એટલે તેઓ મેહેદી થઇ શકતા નથી.

૧૪—ઉપર દર્શાવેલ હદીસને લગતીજ હદીસ છે.—પણ તેની નીચે ફુટનોટમાં "તહઝીબુલ–અખલાક" માંથી મી૦ વરતેજીએ ખુલાસો ટાંકેલ છે. જેમાં મજકુર હદીસને બની અબ્બાસીયોના વખત સાથે કાંઇક સરખાવેલ છે. પણ તે ફુટનોટમાં મી૦ વરતેજીએ પોતાની આદત પ્રમાણે કાપકુપ કરેલી જોવામાં આવે છે. " તહઝીબુલ—અખ્લાક પેજ ૩૮૮ માં મજકુર ઇબારત છે, પણ મી. વરતેજીએ તેમાંથી કેટલુંક મુકી દીધેલ છે જેમ કે—" અબ્દુલ્લાહ અબુલ અબ્બાસકા નામ સફ્ફાહ બ સબબ બે ઇન્તેહા ખુનરેઝીકે પડહ ગયા થા. ઇસ ખુનરેઝી પર ખાક ડાલને ઓર બની અબ્બાસકી ખીલાફત મુસ્તહક્કમ કરનેકે લીયે યેહ હદીસ બનાઈ ગઇથી. જીસસે માઅલુમ હુવા કે યેહ હદીસકી પેશીનગોઇ હો ચુકી થી, ઓર ઝરૂર હોને વાલી થી. "

ખુલાસો—ઉક્ત દર્શાવેલ ફકરાઓ જે મી૦ વરતેજીએ મુકી દીધેલ છે તેનું કારણ એટલુંજ કે મી૦ વરતેજીએ સર્વ હદીસોને

મોઅતેબર જણાવેલ છે. એટલે મજકુર ફકરાઓથી તેવી મોઅતેબરી ટુટી જાય છે, જેથી મી૦ વરતેજીને એવી ચાલ ચલાવવી પડી છે. અત્રે એ પણ જણાવવું અગત્યનું છે કે મી૦ વરતેજીએ "ઇમામ મેહદીની પેશીનગોઇવાળી હદીસો" ના મથાળા તળે જે જે હદીસો ટાંકી છે તે પોતાની હુશીયારી બતાવવા ખાતર, અને ભોળા બંધુઓને આંજી નાખવા ખાતર હરેક હદીસની નીચે સુન્નત જમાઅતની કિતાબોના નામો અને તેના પૃષ્ટો ટાંકયાં છે, કે જેથી તેઓને વખાણનારાઓ વાહજી વાહ કરે કે ઓહો કેટલી કિતાબો ઉથલાવી નાખી છે! પણ જે જે હદીસો મી૦ વરતેજીએ ટાંકેલ છે તે સર્વે સર સયદ અહમદ કૃત "તહઝીબુલ-અખ્લાક" માં એકજ ઠેકાણે મોજુદ છે. જેવી રીતે મજકુર હદીસના માટે સર સયદ અહમદે રિમાર્ક કરેલ છે તેવીજ રીતે સર્વ હદીસોના માટે એવીજ વલણ તેઓએ બતાવેલ છે. જે વિષે વધુ ખુલાસો વાંચકોને આગળ જોવામાં આવશે.

૧૫—આગળ આવી ગયેલ હદીસોને લગતીજ હકીકત છે.

૧૬—"રસુલે ખુદા (સ૦) ને ફરમાયા કે જો કોઇ જુઠલાવે મેહદીકે હોનેકો વોહ કાફર હો ગયા અઉર જો જુઠલાવે દજ્જાલકે હોનેકો વોહ જુઠા હો ગયા."

**રીવ્યુ**—આ હદીસથી પણ ના૦ આગાખાન મેહદી

હોવાનું સિદ્ધ થતું નથી. કારણ કે તેઓની સામે કોઈ હજ્જાલ પયદા થયેલ નથી.

ખુલાસો—આએ હદીસના માટે પણ સર સૈયદ અહમદે રિમાર્ક કરેલ છે કે "માઅલુમ હોતા હયે કે ખુદ ઉસ જમાનેમેં ભી જબકે સબ વાકેઆત હો રહેથે, ઓર યેહ હદીસીં ફયલ રહીથી, અએસે ભી લોગ થે જો મેહદીકે મુન્કીર થે. કયુંકે ઉસ વક્ત એક હદીસ બનાઈ ગઇ કે જો શખ્સ મેહદીકા ઇન્કાર કરે વો કાફેર હય."

૧૭—"શીયચું (ઇસ્નાઅશરી*) ને ઇસસે બડહ કર કામ કીયા. વોહ યેહ એઅતેકાદ કરતે હયે કે મેહદી પઇદા હુવે. જબકે વોહ દો ઢાઈ બરસકે હુવે ફીરીશ્તે ઉન્કો ઉઠા લે ગયે અઉર એક ગારમેં છીપા રખ્ખા હયે. ગો સેંકડુ બરસ ગુજર ગયે મગર વોહ ઇસ ગારમેં જીન્દા મોજુદ હયે. અઉર છીપે હુવે બેઠે હયે. જબ દુનીયા અખીર હોનેકો હોગી તો વોહ નીકલેંગે, અઉર દુનીયાકો અદલ અઉર ઇનસાફસે ભર દેંગે. અઉર અખીર અખીર જમાનાકે ઈમામ અઉર મહેદી હોંગે.

ખુલાસો—મી૦ વરતેજીએ જે હદીસો નંબર ૧ થી ૧૬, તથા ના. ૧૭ ની હકીકત "વેદિક-ઇસ્લામ" માં ઉતારેલ છે, તે સર્વે હકીકત સર સૈયદ અહેમદ કૃત "તહઝીબુલ-અખ્લાક" માં થીજ ઉતારેલ છે.

---

* મજકુર ઇબારતમાં 'શીયચું' પછી કાંઉંસમાં 'ઇસ્નાઅશરી'નો જે શબ્દ લખેલ છે તે મી૦ વરતેજીએ પોતાના તરફથી ઉમેરો કરેલ છે, અસલ પુસ્તકમાં નથી. "જીમ"

ફક્ત ચડતા નંબરોમાં ફેરફાર કરેલ છે, અને કર્તા તરફના જે રિમાર્કસ છે તે મી૦ વરતેજીએ મૂકી દીધેલ છે ! મજકુર હદીસો જે "તહઝીબુલ-અખલાક"માં કર્તાએ દર્શાવેલ છે તે સર્વે હદીસો સુન્નત જમાઅતની મોઅતેબર કિતાબોમાં મોજુદ છે. મજકુર હદીસો સર સૈયદ અહમદે ઉતારેલ છે, તે ઈસ્લામીઓ ઉપરે એઅતેરાઝ કરવા ખાતરજ ઉતારેલ છે. મજકુર હદીસો સર સૈયદ અહમદે પોતાના પુસ્તકમાં શુભ નિષ્ઠાથી ઉતારેલ નથી, પણ ઇમામ મેહદી વિશેની ઈસ્લામી માન્યતાને હસી કહાડી, અને દરેક હદીસોના માટે રિમાર્ક કરેલ છે. મજકુર હદીસો "તહઝીબુલ-અખ્લાક"માં કર્તાએ કેવા આશયથી આપેલ છે તે તેઓના (મજકુર પ્રકરણના) શરૂઆતના ફકરાઓથીજ જણાઇ આવે છે, જેમ કે:—

"મેહદી આખેરૂઝઝમાન—ઉન ગલત[1] કીસ્સુંમેંસે જો મુસલમાનુંકે યહાં મશહુર હએ, એક કિસ્સા ઇમામ મેહદી આખેરૂઝઝમાનકે પયદા હોનેકા હયે. ઇસ કિસ્સેકી બહોતસી હદીસી કિતાબે અહાદીસમેં ભી મઝકુર હયે, મગર કુછ શુબહા[2] નહિં કે સબ જૂઠી અઉર મસનોઇ[3] હયે."

ત્યાર પછી કર્તાએ મજકુર હદીસો ટાંકી અને તેના રાવીયોને ખોટા જણાવી, અને તેઓના ખોટા હોવાની સાબેતીઓ પાછળમાં આપવાનો વાયદો કરી; અને તે પછી જણાવે છે "મેહદી આખેરૂઝઝમાનકી બશારત કોઈ અસલી બશારત ન થી, બલ્કે ઉસ ઝમાનેકે લોગુંકી સીર્ફ એક હિકમતે અમલી[4] અઉર ખીલાફત હાથ આ જાનેકી તદ-

૧. ખોટું. ૨. શક. ૩. બનાવટી. ૪. પોલીટીકલ ચાલ."જીમ"

બીરૂ મેસે એક તદબીર થી." સારાંશ એ કે કર્તાએ મજકુર હદીસોને ખોટીજ માની લઈ, અને તે ઉપરે મજાક ઉડાવેલ છે; અને હ૦ મેહદી અ૦ ના આગમનની બશારત વાળી હદીસોને ખીલાફત મેળવવાનું સાધન જણાવેલ છે. અને તેવી દરેક હીકમતો અબ્બાસી ખલીફાઓ અને ફાતમી ખલાફાઓ તરફથી અજમાવવામાં આવી હતી એમ કર્તાનો મત છે. મજકુર હકીકતથી મારા વિદ્વાન મિત્ર મી૦ વરતેજી પણ સારી રીતે વાકેફ છે, કારણ કે તેઓએ પોતાના વીલના પેજ ૬૩ માં જણાવેલ છે કે:—

> " સર સૈયદ અહમદની તહઝીબુલ અખલાકમાં પેજ ૩૪૧ મેં "મેહદીના ઝહુર" ના ભરચક તવારીખી નુકતાઓમાંથી બે બાબત, પડેલી એક, ઇમામ જેનુલાબદીનના જમાના પછી બની ફાતમાઈટ અને બની અબ્બાસીઓની ઇમામ મેહદીના દાવાની ગણત્રીના લીધે તેમની પોતપોતાની તરફેણમાં મેહદી ઝહુરની હદીસનો ઉપયોગ અને છેવટે એ લેખના અંતે ઇસ્નાઅશરીની બારમા ઈમામની ગયબની બાબતમાં તથા એમની ઈમામતની બાબતમાં કરેલ ટચાકની વીગતે મને મારા ઈસ્લામી ઇતીહાસમાં જ્ઞાનને અભીમાનને ઠોકર મારી દીધી, "

પ્રિય વાંચકો ! મી૦ વરતેજીના વીલમાંના ઉપલા ફકરાથી આપ સારી રીતે જોઇ શકયા હશો કે અમોએ જે ખુલાસો કરેલ છે તેવી બાબતથી મી૦ વરતેજી સારી રીતે વાકેફ હતા, છતાં મજકુર હદીસોને મોઅતેબર જણાવી અને તે ઉપરેથી ના૦ આગાખાનને મેહદી તરીકે જણાવવા નીકળ્યા છે ! મી૦ વરતેજી એમ જણાવે છે કે "મી૦ કાબાનો મઝહબી મદાર સર સૈયદ અહમદ ઉપર છે," પણ "વરતેજીના વીલ" ના ફકરા મુજબ તો એ ટીકા ખુદ મી૦ વરતેજીને પોતાનેજ લાગુ પડે છે ! ! !

**સર સૈયદ અહમદે** ઉક્ત **હદીસો** "તહઝીબુલ અખ્લાક" માં કેવા ઉદ્દેશથી ઉતારેલ છે તે હું ઉપર જણાવી ગયો છું. હવે તે હદીસોના માટે જણાવવાનું કે, અલબત્તા એ હદીસો સુન્નત જમાઅત પાસે મોઅતેબરજ છે; અને આલીમો તેને મોઅતેબર તરીકેજ માન્ય રાખે છે, એટલે સર સૈયદ આહમદે જે ટીકા કરેલ છે તે ગેરવાજબીજ છે.

**સર સૈયદ અહમદ** જો કે ઇસ્લામીઓના માટે કેળવણી વી૦ ના હિમાયતી હતા, પણ તેઓના કેટલાક અકાયદો તો તદ્દન રદ બાતલજ હતા. **તહઝીબુલ—અખ્લાકમાં** તેઓએ કેટલાક ઈસ્લામી અકાયદોની ખુબ મજાક ઉડાવી છે ! ઉપરાંત પાક કુરઆને શરીફની કેટલીક આયતો ઉપરે કલમ ચલાવીને પોતાને મન ગમતા અર્થો કરેલ છે ! ! મી૦ વરતેજીએ પણ તેઓના માટે પોતાના વીલમાં બે શેઅરો ટાંકેલ છે:—

**"દોકસ બનામે એહમદ, ગુમ્રાહ કુનંદ બેહદ;**
**સાઝંદ અઝ દિલે ખુદ, તફસીર ફિલ કુરઆના.**

ઉપરની બે કડીઓનો અર્થ એ છે કે "અહમદ નામના બે શખ્સો, (ખલકતને) બેહદ ગુમરાહ કરશે; અને પોતાના દીલની ખાહેશ પ્રમાણે કુરઆનની તફસીર કરશે." તો તે બે શખ્સોમાંના એક મીરઝા ગુલામ અહ-મદ કાદયાની છે, અને બીજા **સર સૈયદ અહમદ છે.** સારાંશ એ કે સર સૈયદ **નેચરી** ફિરકામાંથી હતા, અને તેઓના કેટલાક અકાયદો તેની સાક્ષી પુરે છે.

**મઝાહેબુલ ઇસ્લામના** કર્તાએ નેચરી ફિરકાના વર્ણનમાં જે જણાવેલ છે તેમાંથી કેટલીક હકીકત નીચે જણાવીશ:—

"**નેચર** એક અંગ્રેજી લફઝ હયે, ઓર વોહ ઠીક

ઠીક મુરાદેફ[1] હયે લફ્ઝે ફિત્રતુલ્લાહ[2] ઔર કાનુને કુદરત[3] કે નેચરી વોહ મુસલમાન કેહલાતે હયેં જો સૈયદ અહમદખાનકી તસાનીફ[4] કે પયરવ[5] ઔર ઉન્કી ઇજાદી—પોલીસી[6] પર કદમ બ કદમ[7] ચલને વાલે હયેં. ”

× × ×

“ દેહલી ઔર લખનવ ઔર રામપુર ઔર ભોપાલકે મવલવી સાહેબુંને સૈયદ સાહેબકે કુફ્રકે ફીતવે દીયે. ”

( જુઓ પેજ ૬૯૦ થી ૭૦૭ )

પ્રિય વાંચકો ! સર સૈયદ અહમદના મઝહબી અકાયદો કેવા હતા તે આપ ઉપરના ખુલાસાથી પુરતી રીતે જાણી શકયા હશો. જો કે તેઓની ઇસ્લામીઓ માટેની દુન્યવી કેલવણી વીo ની કોશેશોથી કેટલાકો તેઓને વખાણે છે, પણ તેઓના મઝહબી અકાયદો સર્વમાન્ય નથી; જેથી મઝહબી બાબતમાં તેઓનો સિદ્ધાંત માન્ય રાખી શકાય તેમ નથી ! એટલે મીo વરતેજીએ તેઓના લખાણ ઉપરથી જે રીવ્યુ આપેલ છે તે નિરર્થક ઠરે છે.

મીo વરતેજી પોતાના રીવ્યુમાં એમ જણાવે છે કે સર સૈયદ ઇસ્નાઅશરીઓની માન્યતાને હસી કહાડે છે. પણ અમો ઉપરના ખુલાસાથી બતાવી ગયા છીએ કે સર સૈયદ અહમદે તમામ ઇસ્લામીઓની માન્યતાને હસી કહાડેલ છે, એટલે મીo વરતેજીનો ઇસ્નાઅશરીઓ ઉપરે એઅતેરાઝ કરવો ફોકટનો ઠરે છે. વળી મીo વરતેજીએ પોતાની માન્યતા ઉપરે ભાર દેવા સારૂ સર સૈયદના લખા-

૧ મળતો. ૨. ખુદાઇ કાનુન. ૩. કુદરતનો કાનુન. ૪. બનાવેલ પુસ્તકો. ૫. તાબેદાર. ૬. બનાવેલી પોલીસી; જણાવેલી. પોલીસી ૭. પગલે પગલે.

“ ૭અ ”

ણુના ઉતારામાં પણ પોતાની તરફનાં શબ્દો ઘુસાડી દીધા છે. જેમકે અસલ પુસ્તકમાં "શીઅયોંને ઇસસે બઢકર કામ કીયા" છે, તે ફકરામાં વચમાં કાઉંસમાં "ઇસ્ના-અશરી" શબ્દ મી૦ વરતેજીએ ઘુસાડી દીધેલ છે. ઉપરાંત અસલ પુસ્તકમાં "ફીરીશ્તે ઉન્કો ઉઠા લે ગયે અઉર એક ગારમેં છીપા રખ્ખા હયે" એમ સર સૈયદ અહમદે જણાવેલ છે, જે મી૦ વરતેજીએ પણ ના. ૧૭ માં એમજ લખેલ છે; પણ રીવ્યુમાં તે બે ફકરાની વચ્ચમાં કાઉંસમાં "અસમાનમેં ઈસીકી તરહ નહીં મગર" ઘુસાડી દીધેલ છે! દરેક ઠેકાણે ઉતારામાં મી૦ વરતેજીએ એવીજ રીતે કામ લીધેલ છે. કયાંક કાપકુપ કરેલ છે, કયાંક વધારો ઘટાડો કરેલ છે; દરેક ઠેકાણે એવીજ વર્તણુક કરેલ છે!!!

મારા વિદ્વાન મિત્ર મી૦ વરતેજી પોતાની તરફના રીવ્યુમાં, બખાળા કાઢતાં કલમ ચલાવે છે:—

> "કેવું અજબ! કેવી અજબ આંધળી માનીનતા! ઇસ્લામીયો કુલ્લે ઈમામ મેંહદીના જહુર વીશે હદીસ મુજબ ઇતેકાદ કરે છે. તે કરતાં તદનજ વીચીત્ર અને કુરઆને શરીફ તથા હદીસથી વિરૂદ્ધ છે તે વાંચનારાઓ અચ્છી રીતે સમજી શકશે."

મી૦ વરતેજીએ તેવા દાખલા કુરઆને શરીફ અને હદીસથી આપી અને તે પછી મુકાબલો કરીને "વિરૂદ્ધ છે" એમ જણાવેલ હતે તો તેઓનું લખવું કાંઇ વજનદાર પણ ગણાતે. બાકી તેઓએ સર સૈયદ અહમદના લખાણ ઉપરેથી જે અનુમાન ખેંચી બતાવેલ છે તે ફોકટનું ઠરે છે. સર સૈયદનાં લખાણ ઉપરે મારા તરફનો ખુલાસો વાંચકો ઉપર જોઈ ગયા છે! (ઇમામ મેહદી અ૦ વિશે મારા તરફનો ખુલાસો ઈ૦ આગળ જતાં જુદાજ પ્રકરણમાં કરીશ.)

ત્યાર પછી મી૦ વરતેજી પોતાના મુળ મતલબ ઉપરે આવતાં, ઇમામ મેહદી હી. સ. ૧૩૩૫ અથવા ૧૩૩૭ માં જાહેર થવા સબંધે લખે છેઃ—

" કુરઆને શરીફમાં છે કે ઇમામ મેહદી હી. સ. ૧૩૩૭ માં જહુર થશે અને તેવીજ ચોકસ ગણત્રી તોરાત અને જબુર તથા ઇન્જીલના એતેકાદવાળા બાઇબિલમાં હ૦ દાનીયાલ પેગંબરના પ્રકરણમાં ૧૨ અધ્યાયના છેલ્લા શબ્દોમાં હી. સ. ૧૩૩૫ ના આંકડા ઇમામ મહેદીના જહુર માટે મનાય છે.

આયાત—વસતમેઓ યવમ યેનાદીલ મોનાદ મીન મકાનીન કરીબ. યવમ યસમઉનસ સય-હતા બીલ હકકે જાલેકા યવમુલ ખોરૂજ.

( સુરે કાફ આયાત ૪૧-૪૨ )

અર્થ—અને દીવસે સાંભળ કે જે દીવસે અવાજ કરનાર પાસેની જગ્યાએથી પુકારી તેઓ સત્ય માટે આવાજ સાંભળશે કે આ જહુરનો દીવસ છે. "

મજકુર પેરામાં મી૦ વરતેજીએ જે આયતોના અર્થ જણાવેલ છે કયા તે તરજુમાને આધારે જણાવેલ છે તે તેઓએ જણાવેલ નથી. પ્રોફેસર ઇસ્ફહાનીના તરજુમામાં મજકુર આયતોના અર્થો નિચે બુજબ જણાવેલ છેઃ—

" આયત ૪૧ મી—અને તે દિવસે સાંભળ કે જે દિવસે નિદા કરનાર ( એસરાફીલ ) પાસેની જગ્યાએથી પોકારી બોલાવશે. "

" આયત ૪૨ મી—( અને ) જે દિવસે તેઓ સત્ય ( સજીવન થવા ) માટે આવાઝ સાંભળશે. ( તેઓને ) કહેવામાં આવશે કે આ ( કબ-

રમાંથી ) બહાર આવવાનો દિવસ છે."

મજકુર આયતો તો કયામત સાથે સબંધ ધરાવે છે; જુહુર ઈમામ સાથે કશી નીસ્બત નથી. હવે મી૦ વરતેજીએ ટાંકેલ અર્થો કયા તરજુમામાંથી આપેલ છે તે તેઓએ જણાવવા જોઈએ. અગર તેઓએ પોતાના તરફથી અર્થો ઉપજાવી કહાડેલ હોય તો તેમાં મોટું જોખમ સમાયલું છે. પાક કુરઆને શરીફના મનઘડત અર્થો કરનાર માટે હું આગળ દર્શાવી ગયો છું. ઉપરાંત મજકુર આયતોના અબજદના અદદ ૧૩૩૭ કયા આધારે જણાવેલ છે, તે પણ મી૦ વરતેજીએ બતાવવું જોઈતું હતું. કદાચ મજકુર આયતોના અદદ ૧૩૩૭ થતા પણ હોય, તો પણ તે ઇમામ મહેદીના જહુર માટેનાજ હીજરી સન છે, એમ ચોક્કસ કેમ કહેવાઈ શકાય ? અદદ ઉપરેથી એવું અનુમાન કેમ બાંધી શકાય ? અને તેવા અનુમાનને સર્વ માન્ય પણ કેમ રાખી શકે ? મી૦ વરતેજીએ મજકુર આયતોના અદદ ૧૩૩૭ ગમે ત્યાંથી લીધેલ હોય, પણ તે છતાં મી૦ વરતેજીની મતલબ પાર પડે તેમ નથી ! મજકુર અદદ મુજબ ( મી૦ વરતેજીના જણાવ્યા પ્રમાણે ) ઈમામ મહેદીનો જુહુર હી. સ. ૧૩૩૭ માં થવો જોઇએ, પણ ના૦ આગાખાન સાહેબનો જન્મ (જુહુર) તો હી. સ. ૧૨૯૭ માં થયો છે; એટલે તેઓ હી. સ. ૧૩૩૭ માં મેહદી તરીકે જહુર કેવી રીતે ફરમાવી શકે ? તે મારા મિત્ર મી૦ વરતેજી સમજાવશે ખરા કે ? મતલબકે ના૦ આગાખાન સાહેબ કોઈ રીતે પણ 'મહેદી' થઇ શકતા નથી ! ! !

વળી આગળ ચાલતાં, મી૦ વરતેજી જણાવે છે:—

"અને તેવીજ ચોખ્ખી ગણત્રી બાઇબલમાં પણ દાનીયાલવાળા પ્રકરણના છેલ્લા ભાગમાં છે કે—

મક્કામાં કુરબાનીનું ધોરણ બદલાશે તે પછી એ હજાર ત્રણુસોને પાંત્રીસ (૧૩૩૫) દીવસે જે આવ વાનો છે તેને ધન્ય છે."

મજકુર ફકરોજ મી૦ વરતેજીની ગણુત્રીને ઉંધી વાળ છે. કારણુ કે તેમાં ૧૩૩૫ દીવસ છે, વરસોનું નામજ નથ એ તો મારા વિદ્વાન મિત્ર મી૦ વરતેજીની કલમમાંજ ખુ છે કે 'દીવસો' ને 'વરસો' બનાવી આપો છે ! મજકુ ફકરામાં તો કોઇ બીજીજ બાબતનો ઇશારો જણાય છે જેને મી૦ વરતેજી હી. સ. ૧૩૩૫ જણાવી, તેને ઇમા મેહદીના ઝુહુરનો સમય ઠોકી બેસાડે છે ! ! !

છેવટમાં મી૦ વરતેજીએ "ઉપલી હદીસો ઉપ રીવ્યુ" ના મથાળા હેઠળ પોતાની માનીનતા ખુલ્લા રૂપ દર્શાવેલ છે:—

"આવા પવીત્ર ખુદાઈ કીતાબોનાં મુકરર ગણુત્રીન દીવસોમાં ઇસ્નાઅશરી માનીનતા મુજબ બાર મેહદી ગારમાંથી બહાર આવ્યા નથી. જોકે હી. સ ૧૩૩૯ થઈ છે. ને જહુરની હીજરી કરતાં ૪ વર વધુ થયાં છે. ત્યારે જો ખુદાઇ કીતાબો ઉપરે ઇત્તેકા મજબુત હોય તો મજકુર ટાઈમે એટલે હી. સ ૧૩૩૫ અને ૧૩૩૭ માં એટલે આજથી ૪ વર પહેલા ઇસ્માઈલીયા જાહેર ઈમામ નામદાર આગાખા હક મઉલાના સુલતાન મહમદશા સાહેબ દુનીય ભરની ભયંકર લડાઇનાજ દીવસોમાં પોતાની ખુદ નુરની રોશની પ્રસરાવીને ઈમાનદારની નીર્મળ આ ખોમાં અને સાચા દીલમાં વિશ્વાસ પ્રેર્યો છે કે ઇમા મેહદીનો જહુર થઈ ગયો છે અને તેની હીમાય "ઇન્ડીયા ઈન ટ્રાન્ઝીશન" નામના પોતે લખેલ મહાન તેજસ્વી ગ્રંથથી કરી છે."

મજકુર પેરેગ્રાફમાં જે સનોનો હીસાબ મી૦ વરતે-જીએ આપ્યો છે, તે હીસાબ વિશેનો ખુલાસો વાંચકો આગળ જોઇ ગયા છે. જ્યારે તે ગણત્રીજ મનઘડત અને ખોટી છે, ત્યારે તે વખતમાં હ૦ મેહદી અ૦ નું જુહુર કેમ થયું નહિં ? એ પક્ષજ બેહુદો થઈ પડે છે. ના૦ આગાખાન ૪ વરસ થયાં મેહદી તરીકે જહુર પામ્યા છે એમ મી૦ વરતેજી જણાવવા નીકળ્યા છે તે દલીલજ હાસ્ય-સ્પદ છે. "જુહુર" નો અર્થ "ઝાહેર થવું" થાય છે, તો ના૦ આગાખાનનું જુહુર તો તેઓના જન્મ વખતેજ થયો ગણાય. ના૦ આગાખાન સાહેબનો જન્મ હી. સ. ૧૨૯૬ માં થયો છે, એટલે આટલા આટલા વરસો રહીને હી. સ. ૧૩૩૫માં તેઓ 'મેહદી' તરીકે જાહેર થયા એ કેમ માન્ય રાખી શકાય ? જાહેર થવાનો શબ્દ એ ઠેકાણે વપરાવો જોઇએ કે, કાં તો કોઈ અદ્રશ્ય હોય અને પ્રગટ થાય તો તે વખતે 'જુહુર' થયો એમ કહેવાય, અને કાં તો કોઇનો જન્મ થાય ત્યારે પણ જાહેર થવાનો શબ્દ કદાચ વાપરી શકાય ! પણ મી૦ વરતેજી તો જેઓ નામદારનો જન્મ પણ ૧૨૯૬ માં થયો છે, અને ત્યારથી તેઓ અદ્રશ્ય પણ નથી થયા, છતાં ૪ વરસ તેઓના જુહુર થયાને જણાવે છે એ કેવું આશ્ચ-ર્યકારક કહેવાય ! ચાર વરસ ઉપર ના૦ આગાખાને લડા-ઈના દીવસોમાં ખુદાઇ નુરની રોશની પ્રસરાવી, અને "ઈન્ડીયા ઇન ટ્રાન્ઝીશન" નામના પુસ્તકથી ઇમામ મહેદીનું જુહુર સિદ્ધ થયું; એ એવી હાસ્યસ્પદ દલીલો છે કે તે એક બચ્ચું પણ કબુલ કરી શકે નહિં ! લડાઇના વખતમાં ખુદા-ઇનુરની રોશની કેવી રીતે પ્રસરાવી ? અને તેવી રોશનીને તથા "ઈન્ડીયા ઈન ટ્રાન્ઝીશન" ને ઈમામ મેહદીના જુહુર સાથે સબંધ છે, તે મી૦ વરતેજી સમજાવશે ખરા કે ? મારા મિત્ર મી૦ વરતેજી પોતાની માન્યતાને મજબુત દલી-લોથી સાબેત કરી શકે તેમ ન હોવાથી આડા અવળા ફાંફા

મારે છે, પણ તેવા ફાંફા ચાલુ ઝમાનામાં ચાલી શકે તેમ નથી ! આગાખાની ધુવા (વખત) કે જે ખાનાઓમાં સવાર સાંજ પડવામાં આવે છે, તેના પાઠ ૧૫ તથા ૧૬ માં જે સીજદા દેવા સબંધેના બોલો છે તેના ના૦ ૧૩ માં જણાવેલ છે કે "હિઓ સિજધો ન સાહેબ સિંગો સવારી કરે, પ્રગટ થીએ." જેના ખુલાસામાં મરહુમ હાસમભાઈ બોધા "તફસીરે ધુવા"માં પૃષ્ટ ૧૦૨ માં જણાવે છે કે "સિજદો દીએ (ને માંગો) કે મૌલા જલદી પોતે ખુલ્લી રીતે જાહેર થાય (જાહેરાતમાં આવે.) તો મજકુર ફકરા મુજબ તો "ઝુહુર" માટે આગાખાની બંધુઓ સવાર અને સાંજ (ધુવામાં) દોઆ માંગતાંજ રહે છે, અને તે આજ દીવસ પર્યંત એજ ધુવા પડવાનું ચાલુ છે; જેથી જણાય છે કે "જુહુર" હજી સુધી થયો નથીજ. પણ મી૦ વરતેજી તો ૪ વરસ ઉપરે "જુહુર" થઇ ગયાનું જણાવે છે, ત્યારે ધુવામાં મજકુર ફકરાઓ હજી સુધી પડવાનું કારણ શું ? જેથી સિદ્ધ થાય છે કે ઇમામ મહેદી અ૦ નો જુહુર હજી સૂધી થયો નથીજ !!!

---

## બારમા ઈમામ તેજ હ૦ મેહદી છે

સુજ્ઞ વાંચકો ! જ્યારે સૃષ્ટીમાં ધર્મના લોપ થઈ જશે, અને સર્વત્ર ઝુલ્મ અને અંધકાર ફેલાઇ જશે, ત્યારે એક મહાન પુરૂષ જાહેર થશે કે જે ધર્મનો ઉધ્ધાર કરશે અને સર્વત્ર અદલો ઇન્સાફ ફેલાવશે; એવી માન્યતા નસારા. યહુદી, જરથોસ્તી, સનાતની વી૦ હરેક કોમો ધરાવે છે. ઇસ્લામીઓ તે મહાન પુરૂષને હ૦ મેહદી અ૦ તરીકે [illegible]

( ભવીષ્યવાણી ) ની હદીસો ઈસ્લામી મોઅતેબર કિતાબોમાં સુર્યની જેમ પ્રકાશિત છે, અને તેવી હદીસોને સમગ્ર ઈસ્લામીઓ માન્ય રાખે છે. ( તો તેવી હદીસો ઉપરેથી લલચાઇને મી. વરતેજી પણ તેના ઓઠા હેઠળ ના. આગાખાનને મેહદી તરીકે જણાવવા બાહેર પડયા છે ! જેની તપાસ હું આગળનાં પ્રકરણમાં કરી ગયો છું. ) હવે જાહેર થનાર ઇમામ મેહદી અ૦ તે કોણ હશે ? એના માટે ઈસ્નાઅશરીઓ તો સર્વે એકમત છે કે બારમા ઇમામ હ. મોહમ્મદ મેહદી ઈબ્ને હ. ઇમામ હસન અસ્કરી અ૦ કે જેઓ ગયબ છે તેઓજ ( હ. મેહદી અ. તરીકે ) ઝુહુર ફરમાવશે. સુન્નત જમાઅતનાં આલીમો " ઝુહુરે મેહદી " ને લગભગ સર્વાનુમતે કબુલ રાખે છે, પણ હ. મેહદી અ. કોણ હશે જેના માટે તેઓમાં ઈખ્તેલાફ છે. છતાં મેહદી અ. તે બારમા ઇમામજ હશે એવી સાબેતીઓ સુન્નત જમાઅતની કેટલીક કીતાબોમાં મોજુદ છે. ( જે ઈ. આ એ પ્રકરણમાં હું ટાંકી બતાવીશ. )

બારમા ઇમામ, હ. મેહદી તરીકે ઝુહુર ફરમાવશે જે સબંધમાં ઇસ્નાઅશરી રીવાયતો અસંખ્ય છે, પણ તેવી રીવાયતો આએ પ્રકરણમાં આપવી ઉચિત ધારતો નથી. પણ ના. આગાખાનના દાદા સાહેબની સહાયતાથી છપાએલ " કન્ઝુમ મસાએબ " અથવા તો જે ઇસ્નાઅશરી કિતાબોમાંથી મી. વરતેજીએ ઉતારાઓ લીધેલ છે. તેમાંથીજ સનદો આપવા ઉચીત ધારેલ છે. બાકીની સર્વ સનદો સુન્નત જમાઅતની કિતાબોથીજ વાંચકો સમક્ષ પેશ કરીશ—

૧—"કન્ઝુલ મસાએબ" જે આગા શાહ હસનઅલીની સહાયતાથી ઇબ્ને મહમ્મદ ઈસ્માઇલ તખલ્લુસ " સાગર " ના તરફથી પ્રગટ કરવામાં આવી છે,

તેના પૃષ્ટ ૯ અને ૧૦ માં બારમા ઇમામ અ. ની તાઅરીફ કરેલી છે; અને તે લંબાણુથી છે. જેમાં બારમા ઈમામ અ. નું "મેહદી" તરીકે ઝુહુર ફરમાવવાનું વર્ણન છે.

૨—મજકુર કિતાબનાં પૃષ્ટ ૪૪૮ ઉપરે બારમા ઇમામ અ. નાં ઝુહુર ફરમાવવા સબંધેની કેટલીક ભવીષ્ય-વાણીઓ હિન્દુઓ અને પારસીઓના પુસ્તકોમાંથી ઉતારીને તે બારમા ઇમામ અ. ના માટે સાબેત કરેલ છે. ઉપરાંત સુન્નત જમાઅતની કિતાબોમાંથી, બારમા ઇમામ અ૦ તેજ "મેહદી" તરીકે જુહુર ફરમાવશે તે સબંધેની કેટલીક સનદો ટાંકેલી છે.

૩—"રીયાઝુલ—અન્સાબ" ના કર્તાએ પેજ ૨૪૬ ઉપરે જણાવેલ છે—

"વ દીગર-અઝઆં જુમ્લા ઇ હદીસ મોતવાતરે વ મશહુર અસ્ત કે હઝરત પયગમ્બર સ, ઈશારા ફરમુદંન્દ બ ઈમામ હુસ્યન, વ ફરમુદન્દ હાઝા ઇબ્ની ઇમામુન ઇબ્ને ઇમામ, અખુ ઇમામ, અબુ અઇમ્મતન, તીસઆ; તાસેઓહુમ કાયેમ. યાઅને ઇ ફરઝદે મન ઈમામસ્ત, પીસે ઇમામ વ બીરાદરે ઇમામ વ પીદરે નૌ ઇમામ; કે નવ્વુમે ઈશાન કાયેમ ઇશાન અસ્ત."

**અર્થ**—અને બીજું તે સર્વમાંથી આએ હદીસ મુતવાતેર અને મશહુર છે કે હ. પયગમ્બર સ. મે ઈમામ હુસેન અ. ની તરફ ઇશારો કર્યો, અને ફરમાવ્યું કે આએ મારો ફરઝંદ ઈમામ છે, (અને) ઈમામનો દીકરો, ઈમામનો ભાઇ, નવ ઈમામોનો બાપ છે. કે તેઓમાંનો નવમો "કાયેમ" છે.

૪—"મઝાહેબુલ–ઈસ્લામ" જે કે સુન્નત જમાઅતના મવલવી મહમ્મદ નજમુલ ગની રામપુરવાલા તરફથી પ્રગટ થયેલ છે, તેમાં ઇસ્નાઅશરીયોના બાર ઇમામોનું વર્ણન કરી, પછી હબીબુસ્સયર નામની સુન્નત જમાઅતની તવારિખી સનદથી લખે છે કે—" હબીબુસ્સયર મેં લિખ્ખા હયે કે ગયબતે કસરા યાઅને સુગરા મહમ્મદ બિન હસનકી વીલાદતકે ઝમાનેસે ઉન્કી સીફારત[1] કે ઈન્કેતાઅ[2] તક હયે, ઔર ગયબતે-તુલ યાઅને કુબરા સીફારતકે ઈન્કેતાઅકે ઝમાનેસે ઇસ વકત તક હયે જબતક અલ્લાહને ઉન્કે ઝાહેર હોનેકો મુકદ્દર કીયા[3] હયે."

( મઝાહેબુલ–ઇસ્લામ–પેજ ૪૫૭ )

૫—"સ્વાનેહે ઉમરી હ. અલી" જે સુન્નત જમાઅતના આલીમ મવલવી ઓબ્યદુલ્લાહ અમ્રતસરી તરફથી રચી પ્રગટ કરવામાં આવેલ છે, તેમાં હ. અલી અ. પછીના અગીયાર ઇમામોનો અહેવાલ આપેલ છે. જેમાં બારમા ઈમામ અ. નો અહેવાલ પેજ ૪૩૩ માં આપી, અને તેની નીચે ઈમામ મહેદી અ. ના ઝુહુરને લગતી સુન્નત જમાઅતની મોઅતેબર કિતાબોમાંથી અઢાર હદીસો ટાંકેલી છે. તે પ્રકરણની શરૂઆતમાંજ સવાએકે મોહર્રકાહ નામની સુન્નત જમાઅતની મોઅતેબર કિતાબમાંથી સનદ ટાંકેલ છે કે—"અલ્લામા ઈબ્ને હજર સવાએકે મોહરકાહમેં લિખતે હયેં કે, આપકા નામ મુબારક મોહમ્મદ ઔર કુનીયત[4] અબુલ કાસીમ હયે; યાઅને નામ ઔર કુનીય્યત કે આં હઝરત સ. ( હઝરત

૧. વડીલોનો ઝમાનો. ૨. પૂર્ણ થવું. ૩. મુકરર કરેલ. ૪. ઉપનામ.

રસુલ સ. ) કે નામ મુબારક ઔર કુનીય્યત કે મુતાબેક[5] હયે. ઔર આપકા લકબ અલહુજ્જાહ ઔર અલ—મેહદી ઔર અલ—ખલફે ઔર અસ્સાલેહ ઔર અલ—કાયેમ ઔર અલ—મુન્તઝેર ઔર સાહેબુઝઝમાન હયે. ”

૬—સુન્નત જમાઅતનાં આલીમ મહમદ ઈબ્ને યુસુફ ઈબ્ને મહમદ અલ-ગન્જી શાફેઈ પોતાની કિતાબ “ અલ બ્યાન ફી અખબારે સાહેબુલ અસરે વઝઝમાન અ. ” ના બાવીસમાં અને છેલ્લા પ્રકરણમાં જણાવે છે—“ ઈન્નલ મેહદી વલદન હસનિલ અસ્કરી અલયહિસ્સલામ, ફ્રહાવ હય્યુન, મવજૂદુન, બાકેયુન મુન્ઝબતે હી અલેલ આન. વલા ઈમ્તેનાઅ ફી બકાએહી બે દલીલે ઈસા વલ ખિઝર વ ઈલ્યાસ. ”

( અર્થ—બ તેહકીક મેહદી તે હસન અસકરી અ. ના ફરઝંદ છે. અને તેઓ હયાત અને મોજુદ છે. અને તેઓ ગાયેબ થયા ત્યારથી આજ પર્યંત બાકી છે. અને તેઓના બાકી ( હયાત ) રહેવામાં કોઈ જાતનો વાંધો આવી શકતો નથી, એવી દલીલથી કે જેવી રીતે હ. ઈસા અને હ૦ ખીઝર અને હ. ઈલીયાસ હમણા સૂધી બાકી (હયાત) છે.

૭–થી–૨૪–“અલહાદી” જે જનાબ હાજી ગુલામઅલી હાજી ઈસ્માઈલ તરફથી પ્રગટ કરવામાં આવેલ છે, તેના પેજ ૮૫ થી ૮૯, સૂધી, સુન્નત જમાઅતની કિતાબોમાંથી કુલ્લે અઢાર ( ૧૮ ) સાબેતીઓ આપવામાં આવેલ છે. અને તે સર્વ સનદોથી એજ

૫. પ્રમાણે.

પુરવાર કરેલ છે કે **બારમા ઈમામ** અ. તેજ **મેહદી** છે. અને **મેહદી** તરીકે તેઓજ ઝુહુર ફર-માવશે. ( લંબાણ થવાના ભયથી મજકુર સનદો અત્રે ટાંકી શકતો નથી, વધુ જીજ્ઞાસા ધરાવનાર વાંચકે **અલહાદીમાં** જોઇ જવા કૃપા કરવી. )

૨૫—સુન્નત જમાઅતની કિતાબ **અલ—યવાકીત—વલ જવાહીરમાં** તેના કર્તા અબ્દુલ વહહાબ જણાવે છે —"અલ મેહદી મિન વુલ્દે ઈમામ હસનીલ અસ્કરી અલયહિસ્સલામ, વ મવલેદોહુ લયલતુન નિસ્ફે મિન શઅબાન, ખમ્સા વ ખમ્સીન વ મેઅતયન. વહોવ બાકેયુન એલા અય્યી. યજમેઓ બે ઈસબ્ને મરયમ." ( અર્થ—અલ્લમેહદી, ઈમામ હસન અસ્કરી અ. ના ફરઝંદ છે. અને તેઓનો જન્મ શાઅબાનની પંદ-રમી રાત્રે ( હી. સ. ) ૨૫૫ માં થયો છે. અને તેઓ બાકી રહેવાવાળા છે, જ્યાં સૂધી ( હ. ) ઈસા ઇબ્ને મરયમની સામે તેઓનો મેલાપ થાય. )

૨૬—સુન્નત જમાઅતના આલીમ, શેખુલ ઇસ્લામ મવલાના અહમદ **જામી** પોતાની ફારસી કિતાબ નામે **નફ-રાતુલ—અન્સમાં** (શેઅરોમાં) જણાવે છે.

મન ઝે મહેરે× હયદરમ, હર લેહઝા અંદર દિલ સફાસ્ત;
અઝ પયે હયદર હસન, મારા ઈમામો રેહનુમાસ્ત.
હમ્ચું કલ્મ ઉફતાદા અમ, બર આસ્તાને બુલ હસન;
બાકે નાઅલયને હુસ્યન, દર હરદો ચશ્મે તુતીયાસ્ત.
આબેદીને તાજેસર, વ બાકેર દો ચશ્મે રૂશનમ;
દીને જાઅફર બરહકસ્ત, વ મઝહબે મુસા રવાસ્ત.

× મહેરઃ—મોહોબ્બત ( લોગાતે કીશવરી )

અય મવાલી ! વસ્ફે સુલ્યમાને ખુરાસાં રા શનવ !
ઝરંઈ અઝ ખાકે કબ્રશ, દર્દમંદાં રા દવાસ્ત.
પેશવાએ મોઅમેનીસ્ત, અય મુસ્લમાનાં ! તકી;
ગર નકી રા દુસ્ત દારી, દર હમા મઝહબ રવાસ્ત.
અસ્કરી નુરે દો ચશ્મે આલમસ્તો આદમસ્ત;
હમ ચું યક મેહદીયે હાદી, દર જહાં પયદા દુજાસ્ત ?
કીલઅમે પયગમ્બર ગીરીફ્તાહ, ઉન શાહનશાહે અરબ;
ઝઉંકે દર બાઝુએ હયદર, નામ યે " ઇલ્લાફ્તા " સ્ત.
શાએરાન અઝ બેહરે સીમોઝેર સુખનહા ગુફ્તહ અન્દ;
અહમદે જામી ગુલામે ખાસ શાહે અવલીયાસ્ત.

અર્થ—

હયદર ( અલી અ૦ ) ની મોહબ્બત [ના પ્રતાપ] થી મારૂં દીલ હરવકત ચળકતું [અને (નુરાની) રહે છે. હસન મારા ઇમામ અને રાહનુમા [રસ્તો બતાવનાર] છે. બુલ હસન [ હ૦ અલી અ. ] ના આસ્તાના [ દરવાજા ] પર હું એક કુતરાની જેમ પડેલો છું. મારી બન્ને આંખોના માટે હુસે (અ.) ના પગની રજ તુતીયા (સુરમો) છે. આબેદીન ( ઇમામ ઝએનુલ આબેદીન ) મારા સરના તાજ; [છે.] અને બાકેર (ઇમામ મોહમ્મદ બાકેર ) મારી બન્ને આંખોના માટે રોશનાઇ ( નુર ) છે. જાઅફરનો દીન બરહક ( સચ્ચાઇ ઉપરે ) છે. મુસાનો મઝહબ ( ધર્મ ) રવા ( જાયઝ ) છે. અય મારા દોસ્તો ! સુલ્યમાને ખુરાસાન ( હ૦ ઇમામ અલી રઝા અ૦ ) ની સીફત સાંભળો ! કે તેઓની કબ્રની માટીનુ એક રજકણુ (પણ) દર્દમંદો (બીમારો) માટે (અકસીર) દવા છે. અય મુસલમાનો ! નકી (ઇમામ મોહમ્મદ નકી અ. ) મોઅમેનોના પેશવા

(ઈમામ) છે. અગરતું **નકી** (ઈમામ અલી ચુન્નકી અ.) ને દોસ્ત રાખતો હોય તો તે હરેક મઝહબમાં રવા (જાયઝ)છે. **અસ્કરી** ( ઇમામ હસન અસ્કરી અ૦ ) આલમ ( દુનીયાનાં મનુષ્યો ) નાં અને આદમ ( એટલે બની આદમ=મનુષ્યો ) નાં બેઉ આંખોનાં નુર છે. **મેહદીએ હાદી** જેવો સૃષ્ટીમાં બીજો કોણ છે ? તે અરબોના શહનશાહે ( હ૦ અલી અ૦ મે ) 'ખયબર'ના કિલ્લાને ફતેહ કર્યો; સબબ કે તેઓના બાજુ ઉપર "ઇલ્લાફ્તા" લખેલું છે. શાએરોએ સોનું ચાંદી મેળવવા માટે ( ઘણું ) કહ્યું છે, પણ **અહમદે જામી,** અવલીઆઓના શાહ ( હ૦ અલી અ૦ ) નો ખાસ ગુલામ છે.

૨૭—મવલાના જલાલુદીન રૂમી ( **મવલવી રૂમ** ) પોતાના " દીવાન " માં જણાવે છે—

અય સરવરે મર્દાં અલી ! મસ્તાન સલામત મી કુનદ;
વ અય સફદરે મર્દાં અલી ! મસ્તાન સલામત મી કુનદ.
બા કાતીલે કુફ્ફાર ગુ ! બા દીનો બા દીંદાર ગુ !
બા હયદરે કરરાર ગુ ! મસ્તાન સલામત મી કુનદ.
બા દુરજે દો ગવહર બુગુ ! બા બુરજે દો અખ્તર બુગુ !
શબ્બીરો બા શબ્બર બુગુ ! મસ્તાન સલામત મી કુનદ.
બા ઝયને દીં આબીદ બુગુ ! બા નુરે દીં બાકીર બુગુ !
બા જાઅફરે સાદીક બુગુ ! મસ્તાન સલામત મી કુનદ.
બા મુસીયે કાઝીમ બુગુ ! બા તુસીએ આલમ બુગુ !
બા તકી રેહબર બુગુ ! મસ્તાન સલામત મી કુનદ.
બા મીરેદીં હાદી બુગુ ! બા અસ્કરી હાદી બુગુ !
બા ઉન વલી મેહદી બુગુ ! મસ્તાન સલામત મી કુનદ.

**અર્થ—**

અય લોકોના સરદાર **અલી !** મસ્તાન તમોને

સલામ અરજ કરે છે. બસ બહાદુરોના સરદાર અલી ! મસ્તાન તમારી ખીદમતમાં સલામ અરજ કરે છે. કાફીરોના કત્લ કરનારને કહો ! દીન અને દીનદારને કહો ! હયદરે કરરારને કહો ! મસ્તાન તમોને સલામ અર્જ કરે છે. દુરજ[1]માંના બે (ચળકતા) ગવહરો[2] (હસન અને હુસયન) ને કહો ! ( આસમાનના ) બુરજમાંના બે ( પ્રકાશમાન ) તારાઓ ( હસન અને હુસયન ) ને કહો ! શબ્બીર અને શબ્બર ( હસન અને હુસેન ) ને કહો ! મસ્તાન તમારી ખીદમતમાં અરજ ગુજારે છે. ઝએનુલ આબેદીનને કહો ! દીનના નુર બાકીર ( મોહમ્મદ બાકેર ) ને કહો ! જાઅફરે સાદીકને કહો ! મસ્તાન તમોને સલામ અરજ કરે છે. મુસા કાઝીમને કહો ! સુઈના તુસી ( ઇમામ અલીરઝા કે જેઓ તુસમાં દફન થયેલા છે તેઓ ) ને કહો ! તકી ( ઇમામ મોહમ્મદ તકી ) રેહબર ( રસ્તો બતાવનારા ) ને કહો ! મસ્તાન તમારી ખીદમતમાં સલામ અરજ કરે છે. દીનના અમીર હાદી ( ઇમામ અલીયુન્નકી ) ને કહો ! અસ્કરી હાદી ( ઇમામ હસન અસ્કરી ) ને કહો ! તે વલી કે જેઓ મેહદી છે તેઓને કહો ! મસ્તાન તમોને સલામ અરજ કરે છે.×

---

૧. દુરજ=જવાહેર રાખવાની ડબ્બી. ( લોગાતે કીશવરી )

૨. ગવહર=મોતી; જવાહેર. ( લોગાતે કીશવર )

× મવલવી રૂમ કે જેઓના મજકુર શેઓરો છે તેઓના માટે ના૦ આગાખાન ભારે માન ધરાવે છે. અને તેઓની બનાવેલી "મસ્નવી" નો ખાસ અભ્યાસ કરવાની સુચના ના૦ આગાખાન સાહેબે પોતાના ફરમાનમાં આપેલ છે. જે ઉપરે મીં૦ વરતેજીનું માન પુર્વક લક્ષ ખેંચ્યું છું. "જીમ."

૨૮—સુન્નત જમાઅતના આલીમ ઓબ્દુલ્લાહ સાહેબ અમ્રતસરીએ પોતાની બનાવેલ કિતાબ "સ્વાનેહે ઉમરી હ. અલી અ." ના પેજ ૪૦૨ માં, સૈયદ અલી હમદાની કૃત "મવાદાત" અને અખતબે ખ્વારઝમી કૃત "મનાકેબ" નામની બે સુન્નત જમાઅતની કીતાબોથી હવાલો આપીને લખેલ છે. "સલમાન" રઝી૦ કેહતે હયેં કે મેં જનાબે નબી-એ કરીમ સ૦ કે હુઝુરે પુરનુરમેં ગયા, કયા દેખતા હું કે જનાબે હુસેન અ૦ આપકી રાનપર બયઠે હયેં. ઔર હુઝુર ઉન્કી આંખો ઓર મુંહકો ચુમ રહે હયેં, ઓર ફરમાતે હયેં; તું સૈયદ હયે ઓર સયદકા બેટા હયે. ઓર તું ઇમામકા બેટા, ઇમામ હયે; ઓર હુજ્જતકા બેટા હુજ્જત હય; ઓર તું હુજ્જતુંકા બાપ હયે; નવ્વાં ઉન્કા કાયેમે આલે મોહમ્મદ હયે."

પ્રિય વાંચકો ! બારમા ઇમામ અ૦ તેજ **મેહદી** અ૦ છે, અને તેઓજ મહેદી તરીકે ઝુહુર ફરમાવશે, જેને લગતી હજી પણ કેટલીક સાબેતીઓની નોંધ મારા પાસે મોજુદ છે; પણ લંબાણના ભયથી આટલેથીજ પતાવીશ. અક્કલમંદને ઇશારો કાફી છે. ફારસીમાં કહેવત છે કે "અગર દર ખાનહ કસ અસ્ત યક હર્ફ બસઅસ્ત' (અગર ઘરમાં કોઇ માણસ હોય તો તેને સંભળાવવા માટે એક અવાજ બસ છે.) ઉપરની સાબેતીઓથી સુજ્ઞ વાંચકો જોઇ શકયા હશે કે **ઇમામ મેહદી** અ૦ તે બીજા કોઈ નહિં, પણ તે બારમા ઇમામ હ૦ **મોહમ્મદ મેહદી** ઇબ્ને ઇમામ હસન અસ્કરી અ૦ જ છે. મારા મિત્ર મી૦ વરતેજી અનઘડત દલીલોથી ના૦ આગાખાન સાહેબને, ઇમામ મહેદી તરીકે ગણાવવાને જે વ્યર્થ કોશેશ કરી રહ્યા છે; તે કોઈ પણ ટકી રીતે શકે તેમ નથી ! ! !

# મી૦ વરતેજીની સફાઈ !

**બોહોત જોર સુન્તેથે પેહલુમેં દીલકા;**
**જો ચીરા તો એક કતરએ ખુન નીકલા !**

સુજ્ઞ વાંચકો ! મી. વરતેજીએ " ઇસ્નાઅશરી કીતાબોમાંની ઇસ્માઈલી ઇમામતની શાક્ષી " એ મથાળાથી એક લેખ લખેલ છે, અને તે લેખમાં, હ૦ અલી અ૦ ના ઈરશાદ ફરમાવેલ ખુત્બાઓની કિતાબ નામે " **નહજુલ બલાગાહ** *" ના ગુજરાતી તરજુમામાંથી કેટલાક ઉતારાઓ આપી પોતાની માન્યતાને સિધ્ધ કરવા પ્રયત્ન કરેલ છે. પણ તે ઉતારામાં પોતાની આદત મુજબ કાપકુપ અને વધારો ઘટાડો કરીને ઉતારો કરેલ છે. તો તે મી૦ વરતેજીની સફાઇ આએ પ્રકરણમાં બતાવીશ.

શરૂઆતનાં પેરામાં મી૦ વરતેજી ( ઉતારા તરીકે ) જણાવે છે:—

" જે પ્રમાણે આગળના પેગંબરો પાછળ જે કાંઈ મુકતા ગયા તે પ્રમાણે આં હઝરતે પણ પોતાની

*નહજુલ બલાગાહને મી૦ વરતેજી ઇસ્નાઅશરીયોની કિતાબ જણાવે છે, પણ તે કિતાબ તો સમગ્ર શીઆઓ અને સુન્નત જમાએત પાસે પણ માનનીય છે. મજકુર કિતાબ અસલ અરબીમાં છે. તેની શરેહ અરબીમાંજ શીઆ અને સુન્નત જમાઅતના આલીમો તરફથી કરવામાં આવી છે. ઉપરાંત ફારસી અને ઉર્દુમાં પણ તે કિતાબના તરજુમાઓ થયલા છે, અને ઉર્દુ ઉપરથી ગુજરાતીમાં તરજુમો થયો છે જેને મી૦ વરતેજી ઇસ્નાઅશરીયોની કીતાબ જણાવે છે ;

" જીમ. "

પાછળ મુકયું. કોઈ ઉમ્મતે પોતાની ઉમ્મતને ગોવાળ (ઈમામ) વિના સાફ રસ્તો બતાવનાર ( ઈમામ ) વિના અને કાયમ રહેવાવાળી નીશાની વિના મુકેલ નથી. ”

નાહજુલ બલાગાહનાં પેજ ૧૨ ઉપરે મજકુર ફકરો નીચે મુજબ છે—

“ જે પ્રમાણે આગળના પેગમ્બરો પાછળ જે કાંઇ મુકતા ગયા તે પ્રમાણે આં હઝરતે પણ પોતાની પાછળ મુકયું. કોઈ પયગમ્બરે પોતાની ઉમ્મતને ગોવાળ વીના સાફ રસ્તો બતાવનાર વીના અને કાયમ રહેવાવાળી નીશાની વીના મુકેલ નથી. તમારામાં જે ચીજ મુકવામાં આવી છે તે ખુદાની કીતાબ છે, તે હલાલ હરામ ફરજો મુસ્તહબ્બાત બ્યાન કરે છે. વી૦ ”

ઉપરના મુકાબલાથી વાંચકો જોઈ શકયા હશે કે ( ) આવી રીતે કાઉંસમાં મી૦ વરતેજીએ બે ઠેકાણે હ. “ ઈમામ ” નો શબ્દ વધારેલ છે, અને તે ફકરા સાથે પાક કુરઆને શરીફનો સબંધ છે તે (જુદોજ ભાસ આપવા સારૂ ) મુકી દીધેલ છે. અગર એ ફકરો મી૦ વરતેજી ઉતારતે તો તેઓને પોતાની પોલ જણાઈ આવતે, અને મજકુર ફકરા ઉપરેથી જે સાર ખેંચી બતાવેલ છે તે નિરર્થક ઠરતે; જેથી તે ફકરો મુકી દીધેલ છે. મજકુર ફકરાથી ઇસ્માઈલીઓની ઈમામત કેવી રીતે સિદ્ધ થાય છે તેનો તોલ વાંચકો કરી લેશેજ.

ત્યાર પછી મી૦ વરતેજી ઉતારો કરે છે:—

“ આ કિતાબમાં એ હુકમ છે કે જે એક ખાસ વખતે વાજેબ છે. પણ અગાઉ ચાલતાં વાજીબ રહેતો નથી. ”

જ્યારે નહજુલ બલાગાહમાં નીચે મુજબ છે—

"આ કીતાબમાં એ હુકમ છે કે જે એક ખાસ વખતે વાજીબ છે પણ આગળ ચાલતાં વાજીબ રહેતો નથી (જેમકે હજ એક વખત વાજીબ થયો, પછી જુએ તેટલું નાણું મલે વાજીબ નથી)"

ઉપરના મુકાબલાથી વાંચકો મી૦ વરતેજીની સફાઈને ખુલ્લી રીતે જોઈ શકયા હશે! મજકુર ફકરામાં હજનુંજ વર્ણન છે, એટલે કે આખી ઉમ્રમાં હજ એક વખત વાજીબ છે; તે બજાવી લાવ્યા પછી બીજી વખત વાજીબ થતી નથી. પણ મારા મિત્ર મી૦ વરતેજી ઉપરના ફકરા માટે રિમાર્ક કરે છે કેઃ—

"બીજા પેરામાં નમાજ રોજાના એહકામનો ઈસારો છે કે જે પ્રથમ વાજેબ હતા. તેજ મુજબ દેશકાર્યને લઇ વાજીબ રહેતા નથી. જે મુજબ ઇસ્માઇલીઓની બંદગીની ભાષા અને વખતમાં ફેરફાર જારી છે."

એટલે મજકુર રિમાર્કથી મી૦ વરતેજી એમ જણાવે છે કે નમાજ રોજા હાલમાં વાજીબ નથી. શાબાશ! મી૦ વરતેજી અને તેઓના ટોળા માટે કાંઈ નવીન વહી ખુદા તરફથી (મી૦ વરતેજી ઉપરે) નાઝીલ થઈ હોય, એવો ભાસ જણાઈ આવ્યા વગર રહેતો નથી!!!

મજકુર ફકરાથી અને તે ઉપરેના (મી૦ વરતેજીના) રિમાર્કથી ઇસ્માઇલીયા ઇમામત કેવી રીતે સિધ્ધ થાય છે તે સમજ પડતી નથી! પણ હા એટલું તો જોવાઈ શકાય છે કે હ૦ અલી અ૦ ના ખુત્બાની આડથી મી૦ વરતેજી પોતાનું કાર્ય સાધતા જોવામાં આવે છે, અને નમાજ રોજા

હવે વાજીબ નથી એવી રીતે ભોળા બંધુઓને જાળમાં સપડાવે છે !

ત્રીજા પેરામાં મી૦ વરતેજી ઉતારો કરતાં જણાવે છે:—

"આ કિતાબમાં આમાલે ખએરનો અહવાલ છે કે જેનો થોડો ભાગ પણ ખુદાવંદે કરીમ કબુલ કરે છે, અને તેમાં બોહળી છુટ પણ આપવામાં આવી છે."

ઉપરના ઉતારાથી ઇસ્માઇલીયા ઇમામત કેવી રીતે સિધ્ધ થાય છે તેની સમજ પડતી નથી ! ઉપરનાં ફકરાથી તો એ સાર જોવામાં આવે છે કે પાક કુરઆને શરીફમાં જે આમાલે ખયર ( સુકૃત્યો ) કરવાનું જણાવવામાં આવ્યું છે, તેમાંથી થોડા નેક અમલને પણ ખુદાતઆલા પોતાની રહેમતથી કબુલ કરે છે, અને વધુ કરવા માટે બહોળી છુટ આપે છે. જ્યારે મી૦ વરતેજી, મજકુર ફકરાનો સાર સમજાવે છે:—

"ઇસ્માઇલીયા ફીરકામાં ઇમામના હુકમના આધારે મળેલી બોહળી છુટ વાજબી ઠરે છે."

કેવો ઉત્તમ સાર ! જો કે તેઓના ઇમામના હુકમથી શીશી બાબતોની છુટ મળેલી છે, તે મી૦ વરતેજી ખુલ્લું જણાવતા નથી; પણ બીજા પેરાનાં સાર પ્રમાણે તે નમાજ રોજાની બાબતમાંજ છુટ મળેલી હોવી જોઇએ, એમ અનુમાન થઇ શકે છે. મતલબકે આગાખાનીઓમાં નમાજના બદલે મીશ્ર ભાષાની દુવા, અને રમજાન માસના રોજાના બદલે સતઇમાં ( શુદ ૯ ) નો સવા પહોરનો રોઝો, એવા એવા અકાયદો છે તેને મજબુતાઇ આપવા ખાતર, અને ભોળા ભાઇઓને ભમાવવાના હેતુથી ઉલ્ટોજ સાર ખેંચી બતાવેલ છે.

ત્યાર પછી મી૦ વરતેજી, નહજુલ બલાગાહનો ખુતબો ૧૩૪ માંથી ઉતારો કરતાં જણાવે છે:—

"એક જમાનો એવો આવશે કે લોકો પોતાની બાહેશી પ્રમાણે હીદાયતનું કામ કરવા ચાહશે. કુરઆનની તાવીલો પોતાના મત પ્રમાણે કરશે તો તે જમાનાનો ઇમામ તેઓની ખાહીશોને હીદાયત તરફ અને તેઓના મતને કુરઆન તરફ ફેરવશે.

મજકુર પેરેગ્રાફ ઉતારતાં મી૦ વરતેજીને ભાન રહેલ નથી, અગર તે વખતે તેઓનો મગજ શાંત હતે તો એ પેરેગ્રાફ ઉતારતે નહિં. મજકુર પેરેગ્રાફ તો "ગળામાં ટાંટીઆની જેમ" મી૦ વરતેજીનેજ અવળો આવે તેમ છે! મી૦ વરતેજી પોતે પોતાની બાહેશી પ્રમાણેજ હિદાયતનું કાર્ય કર્યો જાય છે, અને તે વાંચકોથી છાનું રહ્યું નથી. અને કુરઆનના મનઘડત અર્થો કરવામાં મી૦ વરતેજી જે હદ કુદાવી રહ્યા છે તેથી પણ વાંચકો પુરતી રિતે વાકેફ છે. વળી મજકુર ફકરાથી એ પણ જણાઈ આવે છે કે જમાનાનો ઇમામ તેઓના મતને કુરઆન તરફ ફેરવશે. જ્યારે મી૦ વરતેજીના ઇમામે કુરઆને શરીફ માટે કેવા ઉદ્ગારો કાઢેલ છે તે હું વાંચકોને આગળ બતાવી ગયો છું. મજકુર પેરેગ્રાફથી ઇસ્માઈલીયા ઇમામત તો કોઇ રીતે સિધ્ધ થઈ શક્તી નથી; બલ્કે મી૦ વરતેજીની પોકળ બાજુ જણાઇ આવે છે!

ત્યાર પછી મી૦ વરતેજી ઉતારો કરતાં જણાવે છેઃ—
"માટે રસુલે ખુદાની સુન્નતોને તમો કાયમ કરો અને એહલેબેતે નુબુબીયતમાંથી બાકી રહેવાવાળો ઇમામ કાયમ છે." પણ તે ફકરો નહજુલ બલાગાહમાં નિચે મુજબ છે:

"માટે રસુલે ખુદા સ૦ ની સુન્નતોને તમો કાયમ કરો, અને એ અહદ અને વચન ઉપર મજબુત રહો કે જેના ઉપર એહલેબયતે નુબુવતમાંથી બાકી રહેવાવાળો ઇમામ કાયમ છે."

**મજકુર ફકરાથી તો એમ જણાય છે કે, હ૦ અલી અ૦ ફરમાવે છે કે–રસુલે ખુદા સ૦ ની સુન્નતો ઉપરે** તમો કાયમ રહો, અને તમારા વચન ઉપરે મજબુત રહો; કે જેવી રીતે તે સુન્નતો ઉપર હું અહલેબયતમાંથી બાકી રહેલો ઇમામ કાયમ (દ્રઢ) છું. ( પણ મી૦ વરતેજીએ પોતાનો કક્કો ખરો કહેવરાવવા ખાતર મજકુર ફિકરામાં કાપકુપ કરી ખોટી રૂઢીએ કલમ ચલાવેલ છે ! )

અત્રે એ પણ જણાવવું અગત્યનું છે કે હ૦ અલી અ૦, હ૦ રસુલે ખુદા સ૦ ની સુન્નત ઉપરે ચાલવાનો હુકમ કરતા હતા, અને પોતે પણ તેજ સુન્નત ઉપરે ચાલતા હતા. જે ઉપરના ફકરાથી સાફ જણાઇ આવે છે. જ્યારે મી૦ વરતેજી તો પોતાના ઇમામને “ હુકમ કરનાર ” જ જણાવે છે, “ હુકમ પાળનાર ” તરીકે માન્ય રાખતા નથી !

મજકુર ફિકરાનો જે સાર મી૦ વરતેજીએ “ જમાનાનો ઇમામ ” અને “ ગયબ ઇમામ ” વી૦ ખેંચેલ છે તે તદ્દન નિરર્થકજ ઠરે છે, અને ભોળા બંધુઓને ઉંધે રસ્તે દોરવવાનો જે હેતુ મી૦ વરતેજી રાખતા જણાય છે તે સિદ્ધ થઇ શકે તેમ નથી. ખરી હકીકત વાંચકો સમક્ષ હું ઉપર રજુ કરી ગયો છું, જેથી વાંચકો જોઇ શકશે કે મી૦ વરતેજીએ કેવી સફાઇ ખેલી છે !

છેવટમાં ( તે પ્રકરણમાં ) મી૦ વરતેજીએ પાક કુરઆને શરીફમાંથી એક આયત ટાંકેલી છે. તે આયતના ઉચ્ચારો તદ્દન ગલત છે અને મજકુર હકીકત સાથે આયતનો સબંધજ નથી, તે જુદીજ બાબતને લગતી છે. એટલે તે ઉપરે વિવેચન કરવાનું પડતું મૂકી, આએ પ્રકરણ બંધ કરૂં છઉં.

# ખ્વાજા હસન નીઝામીના વિચારો ઉપરે રીવ્યુ !

અને

## "ઓમ્" "અલી" ની ઐકયતા ઉપરે એક નજર.



વાંચકો ! મી૦ વરતેજીએ " ફાતમી દાઅવતે ઇસ્લામ " માંથી કેટલાક ઉતારાઓ કરી પોતાના મતને પુષ્ટી આપવા કોશેશ કરેલ છે, પણ તેવી કોશેશમાં મી૦ વરતેજી કેટલે દરજ્જે ફાવે તેમ છે, તે જોઇએ.

શરૂઆતમાં મી૦ વરતેજી, મજકુર કિતાબમાંથી નીચે મુજબ બે પેરાઓ ઉતારે છેઃ—

> " અભી માઅલુમ હો ચુકા હયે કે, નીઝારીયું ( ઇસ્માઇલી ) કે બહોતસે દાઈ હિંદુસ્તાનમેં આયે થે જીનમેં પીર શમ્સુદીન તબરેજી ભી થે. શમ્સ તબરેજી ભી ઇન્કો કહા જાતા હયે અઉર તરહ તરહકી અજીબ કરામતે મશહુર હયે. "

> " મુલ્તાનમેં ઇનકા મઝાર હયે. અવ્વામ ઉન્કો ગલતીસે હઝરત મઉલાના રૂમીકા મુરશદ તસવ્વર કરતે હયે. મગર દર હકીકત નીઝારીયુંકે દાઇ થે. મઉલાના રૂમકે પીર ન થે. ઉન્હુને લાખું કોહારૂં અઉર સુનારૂંકો મુસલમાન કીયાથા. જો સુબા સરહદ અઉર પંજાબમેં અબતક મોજુદ હયે, અઉર શમ્સી હીન્દુ કહેલાતે હયે. પહેલે ઇન્કે નામ હીન્દુ કે સે થે. મગર ચંદ સાલ હુવે, આર્ય સમાજને ફીર ઉનકો હીન્દુ બનાનેકી કોશીશ શરૂઅ કી તો સર આગાખાન-

ને અપને પંજાબી દાઇયુંકો હુકમ દે દીયા કે ઇન લોગુંકે નામ ઇસ્લામી રખ દીયે જાયે. અઉર ઈન્કો પુરા મુસલમાન કરલીયા જાયે. અઉર જો શખ્સ ઇસમેં તાઅમુલ કરે ઇસ્કો જમાઅતમેં ન રખા જાવે. ”

ઉપરના પેરાઓથી પહેલે તો એ જણાય છે કે, **શમ્સુદ્દીન** એ નીઝારીયોના દાઈજ હતા—આગાખાનીઓના જણાવવા પ્રમાણેના તેઓ ઇમામ નહતા. મી૦ હકીમ સલીમે પણ “ ઇઝહારે હકીકત ” માં **શમસુદ્દીન** માટે શંકા ભરેલો બોલ વાપરેલ છે. મી૦ સલીમ હાલમાં આગાખાની થયા છે, તેઓ જણાવે છે કે “ખ્વાજા શમ્સ ઇમામ અથવા દાઇ હતા. ” ( જુવો ‘ ઇઝહારે હકીકત ’ પેજ ૩૯. ) કેટલાક આગાખાની લેખકો જણાવે છે કે “કાસમશાહના વખતમાં તેઓ તરફથી દાવત કરવા અર્થે પીરશમ્સ હીન્દમાં પધાર્યા હતા. ” મરહુમ માસ્તર હાશમભાઇ બોધા “ ઇસ્માઇલી દર્પણ ” નાં પૃષ્ટ ૩૬ માં જણાવે છે—“અઠાવીસમાં ઈમામ શમ્સુદ્દીન મહમદ ઇરાનમાં આવેલા કનુકે શહેરમાં જઈ રહયા હતા. આ ઇમામ પોતાના ફરજંદ કાસમશાને ઈમામત આપી, પોતે પીરના હુદ્દાથી હીન્દુસ્થાનમાં મુલ્તાન ભણી આવ્યા હતા. ” જેથી પણ અનુમાન થઈ શકે છે કે **પીરશમ્સ,** એ ઇમામ નજ હતા. કારણ કે જે પોતે ઇમામ હોય તે બીજા તરફથી પીર થઈને બોધ કરવા નીકળે, એ ન બનવા જોગ છે. મજકુર હકીકતથી એ પણ જણાઇ આવે છે કે **શમ્સુદ્દીન મહમદે** પોતાના પુત્રની તાબેદારી સ્વીકારી હતી—તો તે પણ ઈમામતની શાનથી ઉલ્ટું છે. કારણ કે એક ઇમામ પોતાની હયાતીમાં પોતાના ફરજંદની ઇમામ તરીકેની તાબેદારી સ્વીકારે એ બાબતજ ઈમામની શાનથી વિરૂધ્ધ છે. મતલબ કે **પીર શમ્સ** ઇમામ નજ હતા ! ખ્વાજા હસન નીઝામીએ પણ તેઓને દાઇ તરીકેજ જણાવેલ છે.

**પીરશમ્સને શમ્સતબ્રેઝ** જણાવવામાં ખ્વાજા હસન નીઝામીએ પણ ગોથું ખાધું છે. તેઓએ પોતેજ કબુલ કરેલ છે કે “ મુલતાનમેં ઇન્કા મઝાર હયે. અવામ ઉન્કો ગલ્તીસે હઝરત મવલાના રૂમીકા મુરશિદ તસવ્વુર કરતે હયેં, મગર દર હકીકત નીઝારીયુંકે દાઈ થે. **મઉલાના રૂમકે પીર ન થે.** ” તો શમ્સ તબ્રેઝ કે જેઓ મોલવીરૂમના મુરશીદ હતા, તેઓ તો **નશ્રીઝ**માંજ દફન થયલા છે અને તેઓજ **શમ્સતબ્રેઝ** તરીકે મશહુર છે, એટલે મુલતાનમાં દફન થયલા **શમ્સ** એ જુદાજ છે, અને તેઓ **શમ્સ ચોટ** તરીકે પ્રખ્યાત છે.

**રીયાઝુલ અન્સાબ**ના કર્તા, મજકુર કિતાબની જીલદ ૨ જી ના પેજ ૧૩૯ માં મુલ્તાનવાળા **શમ્સુદીનને** શમ્સુદીન બિન સલાહુદીન જણાવી તેઓના સબંધમાં કેટલુંક વીવેચન કરી ત્યાર પછી પેજ ૧૪૦ માં રિમાર્ક કરે છેઃ—

> “ મખ્ફી ન માન્દ ઇં કે દર બયને બાઅઝે અવામ શોહરત દારદ કે સાદાતે-શમ્સીયે મુલ્તાન અઝ અવલ.દે શમસુદીન બિન બહાઉદ્દીન તબરેઝી અસ્ત સેહત ન દારદ. બલકે બતોરે સહીહ આં ચે દર ત્વારિખ માઅલુમ શુદ, શમ્સુદીન બિન બહાઉદીન તબ્રેઝી દર સાલે શશ સદોપિંજાહો યહાર દર કુસીના અહદસ્તે અલાઉદીન મહમદ બિન મવલવી માઅનવી સાહેબે મસ્નવી મકતુલ ગશ્ત. વ દર તબ્રેઝ દર જવારે પિદરશ બહાઉદ્દીન મદફુન ગરદીદ. ચુનાચે દર કિતાબે નફખાત બ તફસીલ મઝકુર અસ્ત. વ **શમ્સુદીન બિન સલાહુ-દીન દર સાલે શશ સદો હસ્તાદ દર** મુલ્તાન વફાત યાફત. ”

**અર્થ**—છુપું ન રહે કે કેટલાક આમ મનુષ્યોમાં જે મશહુર છે કે, મુલ્તાનના શમ્સી સયદો, **શમ્સુદ્દીન બિન બહાઉદ્દીન તબ્રેઝીના** અવલાદમાંથી છે; તે બાબત સાચી નથી. બલ્કે સનદોથી ત્વારિખમાં જે જણાયું છે, તે આ છે કે **શમ્સુદ્દીન** બિન **બહાઉદ્દીન તબ્રેઝી**, છસો ચોપન [ હી. સ. ૬૫૪ ] ની સાલમાં **કુસીનામાં**, **મસ્નવીવાળા** મવલવી **મઅનવીના** ફરઝંદ અલાઉદ્દીન મહંમદના હાથથી કત્લ થયા, અને પોતાના બાપની પાસે **તબ્રેઝમાં** દફન થયા છે. **નફેખાત** નામની કિતાબમાં તે વર્ણન વીગતવાર વર્ણવેલ છે. અને **શમ્સુદ્દીન** બિન **અલાઉદ્દીન** છસો એંસી ( હી. સ. ૬૮૦ ) ની સાલમાં **મુલ્તાનમાં** વફાત પામ્યા.

જેથી ખુલ્લું જણાઈ આવે છે કે મુલ્તાનવાળા શમ્સુદ્દીન તે શમ્સતબ્રેઝ નહિં જ હતા. મુલ્તાનવાળા શમ્સ, જુદાજ હતા, અને તે શમ્સ ચોટ તરીકે પ્રખ્યાત છે. ( શમ્સ ચોટ માટે વધુ વિગત **ખોજા વૃત્તાન્ત** અને **ખોજા કોમની ત્વારિખમાં** જુઓ. )

મી૦ વરતેજીએ બીજા પેરામાં જે હકીકત ઉતારેલ છે તે ઉપરથી જણાઈ આવે છે કે, શમ્સી હિન્દુઓને પુરા મુસલમાન કરવાના માટે ના૦ આગાખાન સાહેબે ફરમાન કરેલ, અને તેઓના હિન્દુ નામો પણ બદલાવીને ઇસ્લામી નામો રાખવાનું ફરમાવેલ, પણ આશ્ચર્યકારક છે કે મી૦ વરતેજી જેવાઓ ( મુસલમાનોમાં પોતાને ગણાવતા ) ખોજાઓને " ન હિન્દુ ન મુસલમાન " બનાવવાના પ્રયત્નો

કરી રહ્યા છે ! નાo આગાખાન તો હિન્દુ નામો બદલાવીને ઇસ્લામી નામો રાખવાનો હુકમ ફરમાવે, અને મીo વરતેજી તો પોતાના ઇસ્લામી નામ **ઇબરાહીમ** ને **ઇબરામ** તરીકે જણાવવાનું પસંદ કરે; એ ઘણુજ આશ્ચર્યકારક છે ! ! !

ત્યાર પછી-મીo વરતેજીએ જે પેરેગ્રાફ ઉતારેલ છે, તેમાં **ખ્વાજા હસન નીઝામીએ** આગાખાનીઓની દાવત કરવાની કોશીશને વખાણી, અને તે ઉપરે વોહરાઓ, અન્ય ઇસ્લામીઓ અને સુફીઓનું લક્ષ ખેંચેલ છે. અત્રે એ જણાવવું અસ્થાને નહિં ગણાય કે **ખ્વાજા હસન નીઝામીએ** કાંઈ આગાખાનીઓનાં એઅતેકાદને માન્ય રાખીને તે ઉપરે ચાલવાની બીજાઓને સલાહ આપેલ નથી, પણ તેઓનો હેતુ જુદોજ છે. તેઓનું લક્ષબિંદુ તો એજ છે કે ઇસ્લામી ટોળામાં વધારો થાય અને એજ હેતુથી તેઓએ **ફાતમી દાઅવતે ઇસ્લામ** નામનું પુસ્તક લખેલ છે. પણ **ખ્વાજા હસન નીઝામીને** ખબર નહિં હોય કે મીo વરતેજી જેવાઓની કોશેશો, ઇસ્લામી ટોળામાં વધારો કરવાની નહિં, પણ "ન હિન્દુ ન મુસલમાન" બનાવવાની છે ! પણ એ અંદરખાનેનો ભેદ ખ્વાજા નીઝામી કયાંથી જાણી શકે ? ખ્વાજા સાહેબ કોઇ જલશામાં શરીક થયા હશે, ત્યાં તેઓની આગતાસ્વાગતા કરી, તેઓને બતાવવા ખાતર તે જલશાને એવું રૂપ આપ્યું હશે કે જેથી બાહેરના દેખાવપરથી ખ્વાજા સાહેબ અંજાઈ ગયા હશે ! પણ અગર તેઓ ખરી હકીકતથી વાકેફ હતે, તો એમ જણાવવાને હરગીઝ બાહેર પડતે નહિ ! મીo વરતેજીએ યાદ રાખવાનું છે કે, **ખ્વાજા હસન નીઝામી** એક સુફી છે, જેથી તેઓ દરેક કોમના માટે એવા લખાણો કરે છે; એટલે તમારે પુલાઈ જવાનું નથી. તેઓએ **કિશન બી-**

તીમાં જુદીજ વલણથી લખાણ કરેલ છે, તેમાં હિન્દુઓ માટેના વિચારો દર્શાવ્યા છે. સુફીઓનાં લખાણો એવી કીસમનાં હોય છે કે, તે ઉપરથી એકદમ મત બાંધી લેવો એ યોગ્ય ન ગણાય ! જેના માટે **વફાદાર** પત્રના હી. સ. ૧૩૩૯ ના ખાસ અંકમાં મી૦ **મુનાદીએ** 'ઓમ્' અને 'અલી' વિશેના વિવેચનમાં સારી રીતે ખુલાસો કરેલ છે. તે ખુલાસો જોઇ જવા મી૦ વરતેજીને ખાસ ભલામણ છે.

ત્યાર પછી—મી૦ વરતેજીએ જે ઉતારો કરેલ છે, તેમાં ખ્વાજા હસન નીઝામીએ આગાખાનીઓના જલશામાં કેટલાક હીન્દુઓને છાતી ઉપર 'ઓમ્' નો ચાંદ લટકાવેલા જોયેલ, એમ જણાવે છે. પણ એમાં અતીશ્યોક્તી જણાય છે. વળી ખ્વાજા સાહેબે 'ઓમ્' અને 'અલી' ની સુરત (સ્વરૂપ) જે આગાખાનીઓએ બનાવેલ છે, તેનું વર્ણન કરી, અને તેની નકલ પોતાના પુસ્તકમાં ઉતારેલ છે. પણ તેથી કાંઇ એમ ગાની લેવાનું નથી, કે ખ્વાજા સાહેબે એ બાબતને ખરી તરીકે માની લીધેલ છે. તેઓએ તો ફકત એક નવીન અને આશ્ચર્યકારક બાબત તરીકેજ મજકુર સ્વરૂપને પોતાના પુસ્તકમાં દાખલ કરેલ છે !

વળી મી૦ વરતેજી, ઉકત પુસ્તકમાંથી ઉતારો કરતાં જણાવે છેઃ—

> "ઈન્કે એક દાઇને મુઝસે કહા કે કુરઆન શરીફમેં ખુદાને ફરમાયા હયે કે અલી—ઓમ હયે, મેને મુતાઅજ્જબ હોકર પુછા વોહ આયત કોનસી હયે ? તો ઈસ્ને કહા કુરઆનમેં હયે.

"વ ઇન્નહુ ફી "ઓમ"—"મીલ કેતાબ"

"લ ધ્યાના લે "અલી"—યુન હકીમ"

તરજુમા—અઉર તેહકીક કે વોહ ઓમ–મીલ કીતા-
બમેં હમારે નઝદીક અલબતા અલી હયે
હીકમતવાલે.''

ખ્વાજા હસન નીઝામીએ પોતાના પુસ્તકમાં ઉપર મુજબ જણાવી, તેની નીચે આગાખાનીયોએ યોજેલ 'ઓમ્' નો આકાર ( ॐ ) નકલ કરી, તેની નીચે 'ઓમ્' સબંધે આગાખાનીઓની માન્યતા વર્ણવે છે. અને પછી ખ્વાજા સાહેબે રિમાર્ક કરેલ છે કે "અલીય્યુન હકીમનો શું અર્થ થાય છે, તે એહલે સુન્નત જાણે છે, પણ એથી આગાખાની દાઇઓ કેવી તરજથી દાવત કરે છે તે જણાઇ આવે છે." તો એ રિમાર્કથી જણાઈ આવે છે કે મજકુર થીયરીને ખ્વાજા સાહેબ પોતે કબુલ કરતા નથી, પણ આગાખાનીઓની દાવતની તરજ વર્ણવેલ છે.

'ઓમ્' અને અરબ્બીમાં 'અલી' ના સ્વરૂપ માટેનો ખુલાસો અમો આગળ કરી ગયા છીએ. 'ઓમ્'ના માટેની આયત જે મી૦ વરતેજીના ઉતારાથી અમો ઉપર દર્શાવી ગયા છીએ, તેથી કોઇ પણ રીતે 'ઓમ્' અને 'અલી' એ એકજ છે, એમ સિધ્ધ થતું નથી. 'ઓમ્' અને 'અલી' ની બાબતમાં કચ્છ કેરા નીવાસી ખોજા સાક્ષર મી૦ કરમાલી રહીમ નાનજીઆણી અને મી૦ વરતેજી વચ્ચે કેટલોક સંવાદ ચાલેલ, જે મારા વાંચવામાં આવેલ. પણ તેમાં મી. વરતેજીની સર્વે દલીલો નબળીજ જણાઈ છે. મી૦ વરતે-જીએ 'ઉમ્મ' નો ઉચ્ચાર 'ઓમ્મ' થાય છે, એમ જણાવેલ–અને તેના ટેકામાં 'ઉમર'ના બદલે 'ઓમર' અને 'ઉસ્માન'ના બદલે 'ઓસ્માન' જણાવેલ. ઉપરાંત ગુજરાતી ભાષામાં 'લીમડો' ને 'લેમડો' તરીકે, અને 'પીપળો' ને 'પેપળો' તરીકે જણાવીને 'ઉમ્મ' ને 'ઓમ્મ' તરીકે ગણાવવા પ્રય-

ત્ન કરેલ. પણ મી૦ વરતેજીએ જાણવું જોઈએ કે ફારસી અને ગુજરાતી ઉચ્ચારો અરબ્બી ભાષાને લાગુ પાડી શકાય નહિં ! ઉપરાંત મજકુર આયતનો અર્થ પણ મી૦ વરતેજીની દલીલને તોડી પાડે છે. તે આયતમાં "ફી ઉમ્મિલ કિતાબ" છે. "ફી" નો અર્થ અંદરમાં થાય છે, એટલે મજકુર આયતનો અર્થ "ઉમ્મિલ કિતાબમાં" ખુલ્લી રીતે થાય છે. જેથી મી૦ વરતેજી, કે આગાખાની ભાઈઓની થીયરી કોઇ રીતે પણ ટકી શકતી નથી. "ઉમ્મિલ કિતાબ"નો શબ્દ, પાક કુરઆને શરીફના માટેજ છે; અને તે "સુરએ ઝુખરફ"ની ૪ થી આયતમાં છે. મજકુર આયત કેવી રીતે છે તે બતાવવા સારૂ પ્રોફેસર ઈસ્ફહાની કૃત તરજુમામાંથી તે આયત નીચે ટાંકીશ—

"વ ઈન્નહુ ફી ઉમ્મિલ કેતાબે લદયના લ અલીય્યુન હકીમ."

**અર્થ**—અને ખરેખર તે (કોરઆન) મુળ કેતાબ (લૌહે–મહફુજ) માં અમારી પાસે છે તે બહુ માનવંત (અને) મોહકમ* છે."

મજકુર આયત પાક કુરઆને શરીફની બુઝુર્ગી દર્શાવવા ખાતરજ છે. તેની આગળની ત્રણ આયતો, તથા તેની પાછળની એક આયતનો સબંધ મજકુર આયત સાથે જોડાયલો છે—જે બતાવવા ખાતર પાંચે આયતોનો તરજુમો નીચે ટાંકી બતાવીશ—

"કૃપાળુ (અને) દયાળુ ખુદાના નામથી (શરૂ કરૂં છું.)
હ. મ. (હા. મીમ.) ૧. સ્પષ્ટ કેતાબના સોગંદ છે.
૨. કે ખરેખર અમે આ કેતાબને એક કોરઆન

---

* આએ આયતમાં "અલીય્યુન હકીમ" છે. તેનો અર્થ પ્રોફેસરે "બહુ માનવંત" અને મોહકમ જણાવેલ છે.

તરીકે અરબી ભાષામાં મોકલી છે કે કદાચ તં
( તેનો અર્થ ) સમજો. ૩. અને ખરેખર તે ( કો
આન ) મુળ કેતાબ× ( લૌહેમહફુઝ ) માં અમા
પાસે છે, તે બહુ માનવંત (અને) મોહકમ† છે. ૪
શું ત્યારે અમે તમારા ઉપર કોરઆન અટકાવી ર
કારણથી ન મોકલીએ કે તમે હદબહાર જનાર કો
છો. ૫. ( પ્રોફેસર કૃત તર્જુમો-પેજ ૯૩૬ )

ઉપરના ખુલાસાથી વાંચકો સારી રીતે જોઈ શકશે કે
મી૦ વરતેજીની "એોમ અલી ઐકયતા" ની દલીલ તદ
ચીથરે હાલ જણાય છે. કેટલાક આગાખાની લેખકો
જેઓ મી૦ વરતેજીનું અનુકરણ કરવા લાગી ગયા છે
તેઓએ આથી ધડો લેવો જોઇએ ! આગાખાની લેખ
દરેક બાબતોના અર્થો પોતાની ઇચ્છાનુસાર, અને ઢંગધ
વગરના કરવા મંડી પડયા છે તે ઘણુજ આશ્ચર્યકારક છે !!

એક આગાખાની દાઈએ ખ્વાજા હસન નીઝામી
"બીશનવ અઝનય" નો જે અર્થ જણાવેલ તે ખ્વાજા
પોતાના પુસ્તકમાં ટાંકેલ છે. મજકુર દાઈએ હ. અલી ર
ને 'વિષ્ણુ' તરીકે જણાવવા ખાતર મોલવી રૂમની મસ
વીમાંથી "બીશનવ અઝનય ચું હિકાયત મી કુનદ" ન
ફકરો બતાવીને તેનો જે અર્થ જણાવેલ, તે ખ્વાજા
પોતાના પુસ્તકમાં ટાંકીને, તેજ દાઈની ઝબાનીથી જે ફક
ટાંકેલ છે તે નીચે દર્શાવીશ.

× એટલે કે સઘળી એલાહી કેતાબોનું મુળ લૌહે-મહફુઝ
જેમાં ખુદાના સઘળા નિર્માણ થયેલા હોકમો લખેલા છે.
( પ્રોફેસર કૃત તરજુમાની ટીપણ. )

† "મોહકમ" એટલે જેની અંદર કાંઇ ફેરફાર કોઇ કરી શ
નહિ અને જેમાં કાંઇ ભુલચુક આવતીજ નથી.
( પ્રોફેસર કૃત તરજુમાની ટીપણ. )

"જીમ"

" વિશ્નવકો કસ્રતે ઇસ્તેઅમાલકે વકત હિન્દુભી 'બીશ્નવ' કહેને લગતે હયે'. ઇસ્લીયે ફારસીમે' 'વિશનવ' કી જગેહ 'બીશનવ' લિખ્ખા ગયા. વરના મૌલાના રૂમનેભી ફરમાયા હયે કે વિષ્નવ ( અલી ) ( વુજુદે ઇન્સાન ) સે કયા હિકાયત બ્યાન કરતા હયે. "

કેવી અજબ માન્યતા ! અને કેવા આશ્ચર્યકારક અર્થો !! અફસોસ છે કે આગાખાની લેખકો અને મીશનરીઓ જેમ પોતાનાં મનમાં આવે તેમ હાંકેજ જાય છે ! મજકુર શેઅરનો શું અર્થ થાય છે તે જણાવવા ખાતર મરહુમ હાસમભાઇ બોઘા કૃત "ઇસ્માઇલી દર્પણ" માંથી તેનો અર્થ નીચે ટાંકીશ—

" મૌલાના રૂમ વાંસળી અથવા સાધારણ રીતે જે પાવો કહેવાય છે તેમાંથી આ પ્રમાણે રૂહોની અસલીયત વીશે ભેદ કાઢે છે. જરા વાંસળી એટલે પાવા તરફ ખ્યાલ કરો અને તેનાં અવાજ ઉપરે ધ્યાન પોંહચાડો, કે તે વાંસળી, કેવી ફરીયાદ કરી રહી છે." ( ઇસ્માઇલી દર્પણ પેજ ૧૩૫ )

મજકુર ફકરાથી સાફ જણાઇ આવે છે કે 'બિશ્નવ' એટલે 'સાંભળો' અને 'નય' એટલે વાંસળી; પાવો, એ અર્થો થાય છે. પણ કેટલાક આગાખાની લેખકો અને મીશનરીઓ (દાઇઓ) દરેક બાબતના મનગમતા અર્થો કરે જાય છે !

મારા વિદ્વાન મિત્ર મી૦ વરતેજી, 'ઓમ્' અને 'અલી'ની સરખામણીના માટે એવો તો આડંબર કરી રહ્યા છે, કે જેથી કેટલાકો એમ ભૂલાવામાં પડ્યા છે કે 'ઓમ્' ના શોધક મી૦ વરતેજી છે ! પણ નહિં; એવી કોશેશ તો

આગાખાની પીરોએજ કરેલ છે. પણ ફેર એટલોજ છે કે જ્ઞાનોમાં 'ઓહમ' જણાવવામાં આવેલ છે, જ્યારે મી૦ વરતેજી 'ઓમ્' જણાવીને તે પાક કુરઆને શરીફ્થી સાબેત કરવાનું સાહસ ખેડી રહ્યા છે. જ્ઞાનમાં નીચે મુજબ જોવામાં આવે છે—

> " રે તુંઈ, ઓહમ શબ્દ સાચો અલી અને ઓહમ લીલા અનંત ઓહમ ત્રણ અક્ષર સદા તેનો પહેલો સમજો તન્ત. "
>
> ( જવહરે હકીકત—પેજ ૧૧ )

હવે મી. વરતેજીને સાચા માનવા કે જ્ઞાનોને સાચાં સમજવાં ? મજકુર શબ્દને 'ઓહમ' તરીકે સ્વીકારવો કે મી. વરતેજીની થીયરી પ્રમાણે " ઓમ " ને માન્ય રાખવો ? એ એક ઉખ્યાણું થઇ પડે છે !

ત્યાર પછીના પેરામાં, મહાત્મા ગાંધીજી અને આગાખાનીઓ વચ્ચે જે સંવાદ ચાલેલ, તેનું વર્ણન છે, પણ તે જુદાજ રૂપમાં જણાવવામાં આવેલ છે. ખરી હકીકતથી " હિંદુસ્થાન " પેપરના તા. ૩-૧-૧૭ ના અંકથી વાકેફ થવાય તેમ છે. છતાં એ સંવાદથી પણ એટલું તો ચોક્કસ જણાઈ આવ્યું છે કે—મહાત્મા ગાંધીજીએ આગાખાની ટોળાને ઈસ્લામીઓ તરીકે જણાવવા કોશેશ કરેલ, અને મી. વરતેજીએ પોતાના ટોળાને "ન હિન્દુ ન મુસલમાન" ગણાવવા તરીકે પ્રયત્ન કરેલ !

પ્રિય વાંચકો ! મી. વરતેજીએ, ખ્વાજા હસન નીઝામીના લખાણ ઉપરેથી જે દોડાદોડ કરવા માંડેલ, તેનો ખુલાસો આપ ઉપર જોઈ ગયા. એટલે તેનો ઈન્સાફ કરવાનું આપનીજ મુન્સફી ઉપરે છોડીશ. ખ્વાજા હસન નીઝામીએ પોતાના પુસ્તકના પેજ ૨૦૫ ઉપરે **નીઝારીયોની**

મવતના જે તરીકાઓ વર્ણવેલ છે તેથી વધુ ભેદ ખુલ્લો ય છે. પણ તે તરીકાઓ ૪૮૫ પેજોમાં લંબાણથી હોવાથી અત્રે ટાંકી શકતો નથી. ( વધુ જીજ્ઞાસા ધરાવનાર વાચકે ફાતમી દાઅવતે ઈસ્લામ " માં તે જોઈ જવા કૃપા વી. ) ખ્વાજા હસન નીઝામીનો મુળ હેતુ તો ઇસ્લામી-ામાં વધારો થતો જોવાનોજ છે અને તેના માટેજ ઉક્ત તક તેઓએ લખેલ છે, એ વાંચકોને જણાવવાની વધુ ાવશ્યકતા નથી.

**ખ્વાજાહ હસન નીઝામીએ** ઉક્ત પુસ્તકમાં-ાગાખાનીઓ કુરઆનને નથી માનતા, અને 'હ. અલી ા નાo આગાખાનને ખુદા તરીકે માને છે;' એ બેઉ બતોમાં આગાખાનીઓનો બચાવ કરેલ છે. અને તે બનો ખોટી છે એમ જણાવેલ છે એટલે સાબીત થાય કે ખરી હકીકતથી ખ્વાજા સાહેબને વાકેફ કરવામાં ાવ્યાજ નથી ! ( મજકુર બે બાબતો સબંધે કેટલાક ાગાખાનીઓની કેવી માન્યતા છે તો આગળ 'પ્રસ્તાવની ાલ'માં હું બતાવી ગયો છું. )

ઉક્ત પુસ્તકમાં-ખ્વાજા સાહેબે નાo આગાખાન ઘણો બત યુરોપમાંજ ગુજારે છે તેના માટે બળાપો કરેલ છે, ાુ તે વીગત મીo વરતેજીના જોવામાં નહિં આવી હોય ? ાવામાં આવે કયાંથી !



# ઈસ્માઈલીયા ઇમામતની તપાસ.

પ્રિય વાંચકો ! મી૦ વરતેજીએ " ઇસ્માઈલીયા ઇમામત " ના હેડીંગથી પોતાના પુસ્તક **વેદિક—ઇસ્લામ** માં એક પ્રકરણ દાખલ કરેલ છે; જેમાં **તારીએ—ફીરીશ્તાહ**માંથી ઉતારો લીધેલ છે. જે ઉતારો લંબાણથી છે, એટલે તે ઉતારો ન ટાંકતા, તે ઉતારાથી મી. વરતેજીનો જે હેતુ છે તે નંબરવાર દર્શાવી, તેનો ખુલાસો નંબરવાર હાથ ધરીશ—

૧—**હબીબુસ્સયર**માં છે કે—અલ મેહદી, ઇસ્માઇલ બિન જાઅફ્રે સાદીક અ. ની નસલમાંથી છે.

૨— **ઓયુનુત્તવારિખ**માં છે કે—**અલ—મેહદીનું** નસલનામુ આ એ પ્રમાણે છે—અલમેહદી, બિન મહંમદ, બિન રઝા, બિન અબ્દુલ્લાહ, બિન તકી, બિન કાસમ, બિન અહમદ રઝી, બિન ઇસ્માઈલ, બિન જાઅફ્રે સાદેક અ૦.

૩—ઈસ્માઈલી ફિરકાની માન્યતા—કે મહદીયે આખેરૂઝઝમાંન મહમદ બિન અબ્દુલ્લા છે, અને તેના માટે હ૦ રસુલ સ૦ ની હદીસ જણાવે છે.

૪—**શાહ તાહેર**, હ. ઈસ્માઈલની અવલાદમાંથી હતા, અને તેઓના માટે હ. રસુલ સ. મે **બુરહાન શાહ**ને સ્વપનામાં બશારત આપેલ.

૫—**શાહ તાહેરનું** નસબનામું—

**શાહ તાહેર, બિન રઝીયુદ્દીન, બિન અલ—મૌલા મોમીન શાહ, બિન મોમીન શાહ, બિન મહમદ બિન મહમદ ઝરહોઝ, અલ—મુલક્કબ બ શમ્સ**

**તગ્રેઝી**, બિન શાહ હુરશા, બિન અલ આલીમ, બિન મોલા મહમદ, બિન મોલા જલાલુદ્દીન, બિન હુસેન જલાલુદ્દીન, બિન કેબારમહમદ, બિન મોલાના હસનિલ આલીમ, બિન મોલા–અલી ઇબ્ને અહમદ, મુસ્તનશાર, બિન મોલા તરાર,* બિન મોલા મુસ્તનશર અહમદ, બિન મોલા મહમદ, બિન અલી તાહેર, બિન હાકેમ, બિન નીઝાર, બિન અલમઅહ, બિન ઇસ્માઇલ, બિન મહમદ કાસીમ, બિન અબ્દુલ્લાહ મેહદી.

૬—**હીસાની** જમાઅતનું કહેવું–કે હ. ઇસ્માઇલ પોતાના બાપની પછી હયાત હતા.

૭—હ. મોહમ્મદ બિન ઇસ્માઇલ, ઇમામ જાઅફરે સાદીક અ. ના વખતમાં **રય**નાં મુલ્કમાં ગયા, અને ત્યાંથી તેઓની અવલાદ **કંદહાર** અને **સિંધ** તરફ જઇ વસી.

મી. વરતેજીના ઉતારા ઉપરથી એ પ્રમાણે સાત દાઓ નીકળે છે. તે મુદ્દાઓનો નંબરવાર ખુલાસો નિચે કીશ—

૧—હબીબુસ્સયરના કર્તાએ, **અલ મેહદીને** હજરત ઇસ્માઇલની અવલાદમાંથી જણુાવેલ છે તે ઠીક, પણ એની વિરૂધ્ધ જતી ઘણી સનદો તવારિખોમાં જોવામાં

* મી૦ વરતેજીએ નામો ઉતારવામાં ફેરફાર કરેલ છે. અમોએ ઓના ઉતારેલ નામો પ્રમાણેજ નકલ કરેલ છે. ફક્ત 'બીન'ના ાણે 'બિન' અને 'મુલી' નાં ઠેકાણે 'મોલા' એટલો ફેરફાર અમો- કરેલ છે. કારણુ કે તે ખોટી રીતે ઉતારેલ જોવામાં આવેલ. ીી નામો મી૦ વરતેજીના ઉતારા પ્રમાણેજ આપેલ છે.

આવે છે, તેનું કેમ ? ( મજકુર સનદો આગળ જતાં ઈ૦ ટાંકી બતાવીશ. ) અગર એકબારગી હબીબુ-સ્સયરની હકીકતને માન્ય પણ રાખીએ, છતાં તેથી પણ ઈસ્માઈલીયા ઇમામત તો સિધ્ધ થતી નથી ! એથી તો ફક્ત એટલુંજ સિધ્ધ થાય છે કે **શાહ તાહેર** હ. ઇસ્માઇલની અવલાદમાંથી હતા. **હબીબુસ્સયર**ના કર્તાએ જે વર્ણન કરેલ, અને તેનો ઉતારો **ત્વારિખે ફીરીશ્તાહ**વાલાએ કરેલ, તેનો શરૂઆતનો ફકરો આ છે કે—" હબીબુસ્સયરમે મસ્તુર હયે કે ઇસ્માઈલીય્યાહને બલ્દએ–મગરિબ[1] ઔર મીસરમે બ ઇઝ્ઝત–તમામ[2] સલ્તનત કી." એ હકીકતથી કાંઈ ઈસ્માઇલીયા ઇમામત તો સિધ્ધ થતી નથી, ફક્ત તેઓની હુકુમતનુંજ વર્ણન છે. પણ મી. વરતેજીએ તે ફકરામાં સફાઇ વાપરી, " બ ઇઝ્ઝત ઈમામ સલ્તનતકી " ના બદલે "બ ઇઝ્ઝત તમામ ખુલફાએ સલ્તનત કી " ઠોકી મારેલ છે. ત્વારિખે ફિરીશ્તાહમાં " ખુલફાએ " નો શબ્દજ નથી. મી. વરતેજીએ ફક્ત પોતાની માન્યતા સિધ્ધ કરવા ખાતરજ ત્યાં પોતાના તરફથી 'ખુલફાએ' શબ્દનો ઉમેરો કરેલ છે. પણ ઉર્દુ જાણનારાઓ મજકુર ફિકરાઓમાં જે 'ખુલફાએ' શબ્દ ઘુસાડેલ છે તે ઈબારતની રચના ઉપરેથી સારી રીતે જોઈ શકશે !

૨—**ઓયુનુત્તવારિખ**માં જે નસબનામું આપેલ છે, તેમાં અને આગાખાનીઓની ધુવામાં પડાતા નસબનામામાં ફેર જોવામાં આવે છે—

| ઓયુનુત્તવારિખ મુજબ. | આગાખાનીઓની ધુવા મુજબ. |
|---|---|
| ૧. અલમેહદી. | ૧. મેહદી મહમદ. |
| ૨. મહમદ. | ૨. રઝી અબદુલા. |

| | |
|---|---|
| ૩. રઝા. | ૩. તકી મહમદ. |
| ૪. અબ્દુલ્લાહ. | ૪. વફી અહમદ. |
| ૫. તકી. | ૫. મહમદ. |
| ૬. કાસમ. | ૬. ઇસ્માઈલ. |
| ૭. મહમદરઝી. | |
| ૮. ઈસ્માઈલ | |

એવી રીતે મી. વરતેજીના ઇમામોના નસબનામામાં ફેરફેર જોવામાં આવે છે. મજકુર ઇબારત ઉતારતી વખતે મી. વરતેજીને ધ્યાન નહિં રહ્યું હોય ! નહિં તો પોતાની આદત મુજબ કાપકુપ અને ફેરફાર જરૂર કરી નાખતે ! ! ! હવે બેઉ નસબનામામાંથી મી૦ વરતેજી ખરૂં કોને માને છે ? અગર પોતાની ધુવાના નસબનામાને સાચું કહેતા હોય, તો ઓયુનુલ્તવારિખની સનદ ઉપરથી તેઓએ હાથ ઉપાડી લેવો જોઇએ !

૩—ઈસ્માઈલી ફિરકાની માન્યતા કે—અબ્દુલ્લાહ મેહદી, મેહદીએ આખેરૂઝઝમાન છે. તો મી. વરતેજી અગર એ માન્યતાને વળગી રહેતા હોય, તો ના. આગાખાનને મેહદી તરીકે તેઓનું જણાવવું નિરર્થક ઠરે છે ! એ ઉતારો કરવામાં પણ મી. વરતેજીએ સજ્જડ થાપ ખાધી છે. અબ્દુલા મેહદીને મેહદીએ આખેરૂઝઝમાન ગણાવવા ખાતર ઈસ્માઇલીયો હ. રસુલ સ. ની હદીસનો આધાર લીયે છે, પણ એ હદીસના માટે તો ત્વારિખે ફીરીશ્તાહના કર્તાએ રિમાર્ક કરેલ છે કેઃ—

" ઓર બર તકદીરે સેહતે હદીસ લફ્ઝે શમ્સ ઇબારતે અહમદ બિન હસન અસ્કરી સે હયે. "

તો એ રિમાર્કથી મી૦ વરતેજીની સર્વે કોશીશો ઉપરે પાણી ફરી વળે છે. એ માટે લંબાણથી આગળ વિવેચન કરી ગયો છું, એટલે અત્રે વધુ વિવેચન કરવા યોગ્ય ધારતો નથી.

૪—૫—શાહ તાહેર, ઇસ્માઇલી નસલમાંથી હતા. એ ઇબારત ઉપરે અગર મી૦ વરતેજી વજન લાગુ પાડતા હોય, શાહ તાહેર તો **ઇસ્નાઅશરી** મઝહબ રાખતા હતા. શાહ તાહેર દખણનાં શાહ બુરહાનશાહને ઇસ્નાઅશરી મઝહબમાં લાવેલ, તેનું વર્ણન **ત્વારિખે ફિરીશ્તાહની** જીલદ ૨ જીના પેજ ૧૨૦ ઉપરે છે, તે વાંચી જવા મી૦ વરતેજીને અરજ ગુજારૂં છઉં.

**રીયાઝુલ—અન્સાબ**ના કર્તાએ પેજ ૧૩૧ ઉપરે **શાહ તાહેરનું** નસબનામું આપી, ત્યાર પછી તેઓના વડવાઓમાંથી એક બુઝરગવાર કે જેઓ સર્વ ઇલ્મોમાં સંપુર્ણ અને પરહેઝગાર હતા, અને પોતાના દાદા હ૦ ઇસ્માઇલને ઇમામ તરીકે માનતા ન હતા, બલ્કે તેઓ **ઇસ્નાઅશરી** હતા; અને તે મઝહબનો ફેલાવો કરતાં હતા, વીગેરે સર્વ હકીકત આપીને **શાહ તાહેરનું** વર્ણન કરેલ છે. અને તે વર્ણનમાં **શાહ તાહેર** હિંદુસ્તાનમાં કેવી રીતે આવ્યા, અને દખણમાં બુરહાન **નીઝામશાહ** પાસે પહોંચી, મજકુર બુરહાનશાહને કેવી રીતે ઇસ્નાઅશરી મઝહબમાં લાવેલ, તેનું વર્ણન પેજ ૧૩૫ ઉપરે નીચે મુજબ કરેલ છેઃ—

"**શેહઝાદા અબ્દુલ કાદીર, પીસરે બુરહાન નીઝામ શાહ, કે મહબુબે પિદર બુદ; બીમાર શુદ. વ બીમારીએ ઉ ઇમ્તેદાદ વ શીદ્દત તમામ યાફ્ત વ એહતેમામે બુરહાન નીઝામશાહ દર સેહતે ઉ બ**

મરતબઈ બુદ, કે બહકીમ મી ગુફ્ત કે અગર બર
તુ ઝાહેર શવદ કે અંગર પારઇ અઝ જીગરે મન
દર ઈલાજે અબ્દુલ કાદેર દરકારસ્ત બુગો, તા મન
સીનએ ખુદરા શીગાફ્તાહ, પારઇ અઝઆં બીરૂન
આરમ. વ દરઆં અસ્ના નઝર બીસીયાર મી કર્દ.
વ સદકાતે ફ્રરાવાન બ ફુકરાએ મુસલમાન વ કાફેર
મી દાદ. ચું શાહ તાહેર ચુનીન દીદ, જુરઅત નમુ-
દહ ગુફ્ત–શુમા ચીઝી નઝરે દુવાઝદાહ ઇમામ બકુ-
નીદકે ઇન્શાઅલ્લાહ ફ્રરઝંદે શુમા શફા ખાહદ યાફ્ત.
દર નીય્યતે ખુદ ઇં મઝમુનરા બ ગુઝરાનીદ કે અગર
બ મુજર્રદે આં નઝર ફ્રરઝંદે શુમા શફા યાબદ,
હર રાઇ કે મન દર બાબે એઅતેકાદ બા ઓલમાએ
ઈં દેયારે મઝુજા સાઝમ શુમા આંરા ઇખ્તીયાર નુમા-
ઈદ. બુરહાન નીઝામશાહ ગુફ્ત, દોઆઝદાહ ઈમામ
કીસ્તંદ ? શાહ તાહેર ગુફ્ત–અવ્વલે ઇશાન હઝરત
અમીરૂલ મોઅમેનીન અલીસ્ત, કે યકી અઝ ચાર
યાર અસ્ત કે એહલે સુન્નત ઇશાનરા બ તરતીબએ
ખાસ ખલીફએ હઝરત રસુલ મી દાનંદ. વ બઅદ
અઝાં ઈમામ હસન વ ઇમામ હુસેન, વ બાકીયે
દુવાઝદાહ ઇમામરા મઝકુર સાખ્ત."

અર્થ—બુરહાન નીઝામશાહનો શેહઝાદો અબ્દુલ કાદેર, કે જેના ઉપર બુરહાનશાહનો બહુજ પ્યાર હતો; તે બીમાર પડયો, અને તેની બીમારી ઘણીજ વધી ગઈ. તેની તંદુરસ્તીના માટે બુરહાનશાહને એટલી કાળજી હતી કે તેણે હકીમને કહ્યું–" કે અગર તમોને એમ ધ્યાનમાં આવે કે અબ્દુલ કાદરના ઇલાજના વાસ્તે મારા કલેજાના એક ટુક-

ડાની જરૂરત છે, તો તેવું કહો ! તો તે પણ હું મારી છાતી ચીરી તેમાંથી એક ટુકડો કાઢી આપું." અને એ મુદ્દત દરમિયાન બુરહાનશાહે ઘણીજ માનતાઓ માની. મુસલમાન અને કાફીર ફકીરોને સદકા અને ખયરાતમાં ઘણાજ પૈસો આપ્યો. જે વખતે શાહ તાહેરે આ પ્રમાણે જોયું, ત્યારે હિમ્મત લાવી, બુરહાનશાહ પાસે જઇને કહ્યું—"તમો બાર ઈમામોની માનતા માનો ! કે ઈનશાઅલ્લાહ ( તેથી ) તમારો ફરઝંદ તંદુરસ્ત થશે અને તમારી નીય્યતમાં એ પણ ખ્યાલ લાવો, કે અગર તે માનતા પ્રમાણે તમારો ફરઝંદ તંદુરસ્ત થાય, તો હું આ તરફના આલીમોની રૂબરૂ ( વાદવિવાદ કરીને ) જે રસ્તો તમોને બતાવું તે તમારે ઇખ્તીયાર કરવો." નીઝામશાહે પુછ્યું કે—" બાર ઈમામો કોણ છે ? શાહ તાહેરે કહ્યું કે—" તેઓમાંના પહેલા હઝરત અમીરૂલ મોઅમેનીન અલી ( અ૦ ) છે કે જેઓ ચાર યારોમાંથી એક છે, જેઓને સુન્નત જમાઅત તરતીબ પ્રમાણે ખાસ હઝરત રસુલના ખલીફા માને છે અને તેઓની પછી ઇમામ હસન અને ઈમામ હુસેન છે." અને બાર ઇમામોમાંથી બાકીના ઇમામોનું ( પણ ) વર્ણન કીધું.

ત્યાર પછી—**રીઆઝુલ અન્સાબના** કર્તાએ પેજ ૧૩૬ થી ૧૩૮ સૂધી શાહ તાહેર અને બુરહાનશાહ સબંધી વર્ણન કરેલ છે. જેમાં મજકુર માનતા માનવાની બુરહાન-

શાહના ફરઝંદને આરામ થયો, અને બુરહાનશાહે શરત પ્રમાણે ઇસ્નાઅશરી મઝહબ ઇખ્તીયાર કીધો, વી૦ નું વર્ણન કરેલ છે. એટલે સાબેત થાય છે કે શાહતાહેર તો **ઇસ્નાઅશરી** હતા. હ૦ રસુલે ખુદા સ૦ મે "શાહતાહેરનો નસબ સહીહ છે" એમ નીઝામશાહને ખ્વાબમાં કહેલ, તે ઉપરથી મી૦ વરતેજી ઇસ્માઈલી નસબને સહીહ જણાવવા મથન કરે છે. પણ તે ખ્વાબ (સ્વપના) માં તો હ૦ રસુલે ખુદા સ૦ મે, બુરહાનશાહને એમ પણ કહેલ કે—"મારો ફરઝંદ **તાહેર** જે કહે તે પ્રમાણે અમલ કર." અને તે ઉપરથી બુરહાનશાહે ઈસ્નાઅશરી મઝહબ ઈખ્તીયાર કરેલ. અગર મી૦ વરતેજી, હ૦ રસુલ સ૦ ની (સ્વપનામાં આપેલી) બશારતથી ઇસ્માઇલી નસબનામું સિદ્ધ કરવા ઈચ્છતા હોય, તો મી. વરતેજીએ હ. રસુલે સ૦ ની બશારત મુજબ **ઇસ્નાઅશરી મઝહબને** સત્ય માનવો જોઇએ.

શાહ તાહેરના નસબનામામાં પાંચમી પેઢીએ મહમદ ઝરદોઝ ઉર્ફે **શમ્સતબ્રેઝનું** નામ જોવામાં આવે છે. જેથી મી૦ વરતેજી અને આગાખાની લેખકો **શમ્સતબ્રેઝને રૂકનુદીન ખુરશાહના** ફરઝંદ જણાવે છે. તે થીયરી તદન ઉંધી વળી જાય છે! આગાખાની લેખકોની માન્યતા મુજબની ઈસ્માઈલી વંશાવળી, ઈસ્લામી સનદો પ્રમાણે કોઇરીતે પણ સિદ્ધ થઇ શક્તી નથી.

૬—હીસાની જમાઅત જે કહે છે કે—"હ૦ ઇસ્માઇલ, પોતાના પીતાજીની બાદ જીવતા હતા" તે ફક્ત મોહડેનીજ વાતો છે. તેની દલીલ કે સનદ કાંઇ પણ જણાવી શકતા નથી. એ વીગતને ઇસ્લામી ત્વારિખો ખોટી પાડે છે. જે સબંધમાં કેટલુંક વર્ણન આગળ

કરી ગયો છું, અને હજુ ઇ૦ આગળ જતાં વર્ણન આવશે.

૭—હ૦ મોહમ્મદ બિન ઇસ્માઇલ, ઇમામ જાઅફરે સાદીક અ૦ ના વખતમાં રયના મુલ્કમાં ગયા હતા—તો તેથી પણ જણાઈ આવે છે કે હ. ઈસ્માઇલ, ઇમામ જાઅફરે સાદીક અ૦ ની હયાતીમાંજ ગુજરી ગયા હતા. મી૦ વરતેજી મજકુર ઉતારાથી એમ સિધ્ધ કરવા માંગે છે કે હ. મોહમ્મદ રય ગયા હતા, અને ત્યાં તેઓની અવલાદ થઇ. પણ બીજે ઠેકાણે આગાખાની લેખકો જણાવે છે કે "હ. ઇસ્માઇલથી પાંચ ઈમામો સલમીયામાં રહેતા હતા, અને ત્યાંજ તેઓની કબરો છે" તો તેનું કેમ ? અગર મી. વરતેજીના ઉતારા મુજબ હ. મોહમ્મદના રય જવાની હકીકત માન્ય રાખીએ, તો અન્ય આગાખાની પુસ્તકોની વાત ખોટી ઠરે છે. મતલબકે બેઉ માન્યતામાંથી એક તો જરૂર ખોટીજ હોવી જોઇએ! તો બેઉ માન્યતામાંથી ખોટી કઇ, અને ખરી કઇ ? તે મી. વરતેજીએ જણાવવું જોઇએ.

( હ. મોહમ્મદ સબંધેની ત્વારિખી તપાસ ઇ. આગળ જતાં હાથ ધરીશ. )

પ્રિય વાંચકો ! મી. વરતેજીની માન્યતા ત્વારિખી તપાસમાં કેટલી હદે ટકી શકે છે તે તમો ઉપર જોઈ ગયા, એટલે છેવટમાં મી. વરતેજીએ જે રીવ્યુ આપેલ છે તે નિરર્થક ઠરે છે. જેથી તે રીવ્યુની તપાસ લેવાની અગત્ય ધારતો નથી.

# મી૦ વરતેજીના બખાળા !

ગર ન બીનદ બરોઝ શપ્પરા ચશ્મ.
ચશ્મએ આફતાબરા ચે ગુનાહ.

**અર્થ**—અગર દીવસના ભાગમાં ( સુર્યની રોશનીના લીધે ) ચામચીડી ન જોઇ શકે, તો તેમાં સુર્યનો શો દોષ ?

પ્રિય વાચકો ! મી. વરતેજીએ, **બારમા ઇમામ** પ્રત્યે બખાળા કાઢવા સારૂ, કિતાબ નામે **દુરરે બેબહામાંથી** કેટલાક ઉતારાઓ આપી, તેમાં પોતાની આદત પ્રમાણે વધારોઘટાડો કરી, લગભગ એક પેરેગ્રાફ જેટલું મથાળું કરી, છેવટે ઇન્સાફી નઝરના ઓઠા હેઠળ પોતાના તરફથી રીવ્યુ લખીને પોતાની પૂરી ઇમાનદારી સાબેત કરી બતાવેલ છે ! તો હવે **દુરરે બેબહાની** વીગતમાંથી તેઓએ શું કાપકુપ કરેલ છે, અને રીવ્યુમાં આપેલી હકીકત કેટલે દરજ્જે ટકી શકે છે; તેની તપાસ આએ પ્રકરણમાં હાથ ધરીશુ.

શરૂઆતના પેરેગ્રાફમાં—હ. અલી અ. નાં માતુશ્રી ખાનએ કાઅબામાં આવ્યાં, અને તે વખતે તેઓને નવમાસનો હમલ હતો, પેટમાં દરદ થતાં ખુદાની જનાબમાં વાસ્તા આપવા વી૦ **દુરરે બેબહામાંથી** ઉતારેલ છે. પણ હ. અલી અ૦ નાં માતુશ્રીએ વાસ્તામાં ખુદાની જનાબમાં શું કહેલ- તે બોલો, મી. વરતેજીના મતથી વિરૂધ્ધ જતા હોવાથી મી. વરતેજીએ તે ફકરો વચમાંથી કહાડી નાખવાનું દુરૂસ્ત વિચાર્યું છે અને તે ઠેકાણે ફુલકીઓ વી૦ કાંઇ નીશાની પણ આપેલ નથી. તે ફકરો પહેલા અને બીજા પેરેગ્રાફ વચ્ચેનો છે, અને તે નીચે મુજબ છે—

"તેની અંદર આ પણ કહ્યું કે ખુદાવંદા વાસ્તે આ બચ્ચાનો, જે મારા પેટમાં છે, કે તે મારી સાથે વાતો કરે છે. આ બચ્ચાનું જન્મવું આસાન કર."

એ ફકરો મી. વરતેજીએ મુકી દેવાનું કારણ એટલુંજ કે તેઓ "પેટમાંથી વાતો કરવાનો" બોલ છે અને ઇમામનું જન્મીને વાતો કરવી, તે ઉપરેથી પાછળમાં મી. વરતેજીએ જે ટીકા કરેલ છે, તે ટીકાને આએ ફકરો તોડી પાડતો હોવાથી મી. વરતેજીએ તે ન ઉતારવાનું મુનાસેબ ધાર્યું છે !

ત્યાર પછી—હ૦ અલી અ૦ નાં માતુશ્રી ખાનએ કાબાની અંદર ગયાં અને ત્રણ દીવસ સુધી ત્યાં રહ્યાં. ચોથે દીવસે ભીંત ફાટી અને તેઓ હ૦ અલી અ૦ ને ખોળામાં લઇ તેજ રસ્તેથી બાહેર આવ્યાં, વી૦ વર્ણન, બીજા અને ત્રીજા પેરગ્રાફમાં મી. વરતેજીએ ઉતારેલ છે. પણ તે પછી—હ૦ અલી અ. નું નામ રાખવા માટે અને તેઓની ફઝીલતના માટે જે ગેબી નીદા (અવાઝ) આવેલ, અને હ. અલી અ. પોતાના પીતાજીને જોઇને મુસ્કરાણા અને સલામ કીધી, કુરઆનનો સુરો પડયા, વીટાળેલ કપડાને ફાડી નાખ્યું, વી૦ બાબતો જે છે તે મી૦ વરતેજીએ ઉતારેલ નથી. તેનું કારણ એટલુંજ કે બારમા ઇમામ અ. ના વર્ણનમાં એવી બાબતો છે, અને તે ઉપરે મી. વરતેજીએ ટીકા કરેલ છે, જેથી અગર આએ ફકરાઓ ઉતારે તો પછી ત્યાં ટીકા કરવાનું ફાવે નહિ !

ત્યાર પછી—મી૦ વરતેજીએ ઉક્ત કિતાબમાંથી બારમા ઇમામ અ. ની તવલુદ (જન્મ) વિશે ઉતારો કરેલ છે. જેના પહેલા અને બીજા પેરામાં—અગીયારમા ઈમામ હસન અસ્કરી અ. મે પોતાની ફુઈ જનાબે હોકયમા ખાતુનને ઇરશાદ ફરમાવેલ કે "તમો આજે અહીંયા રહો, મારા

ઘરે આજે ફરજંદ પેદા થનાર છે કે જે દુનિયાને હીદાયત અને અદાલતથી ભરી આપશે. ” તે વીગત, અને ત્યાર પછી જનાબ હોકેમા ખાતુને તે ફરઝંદના પેદા થવા વાસ્તે સવાલ કરેલ, અને જનાબે નરજીસ ખાતુનને હમલનો અસર દેખાતો નથી, એમ કહેલ—વીગેરે વર્ણન મો. વરતેજીએ ઉતારેલ છે. અને તેની નીચેનું વર્ણન—કે જેમાં ઈમામ હસન અસ્કરી અ. મે પોતાની ફોઈને જણાવેલ કે “ અમો રાનમાંથી પેદા થઇએ છીએ, ને અમારા હમલનો અસર પણ રાનમાં હોય છે. ” એ વર્ણન પણ મી. વરતેજીએ ઉતારેલ છે. પણ એ બેઉ ફકરાની વચ્ચેનો ફકરો ફાઢી નાખવામાં મી. વરતેજીએ પોતાની ઈમાનદારી માની છે તે ફકરો નીચે પ્રમાણે છે—

> “ હઝરતને આવીને મેં વાત કરી. હઝરને મુસ્કરાઈને ફરમાવ્યું કે સવારે હમલનો અસર માલુમ પડશે. જેમ કે હજરત મુસા પયગમ્બરની માને મુસા અ. નો હમલ હતો ને તેનો અસર ફીરઓનના બોફથી દેખાતો નહતો, કેમકે ફીરઓન હમલવાલી ઓરતનાં પેટ ચીરી નાખતો હતો. ”

તો એ ફકરો અગર મી. વરતેજી ઉતારતે, તો તેઓનાં ટીકાનો જવાબ તેજ ફીકરો આપતે ! પણ મી૦ વરતેજીની ઈમાનદારીએ તે ઉતારવાનું ગવારા કર્યું નહિ ! ! !

ત્યાર પછી—મી. વરતેજીએ, બારમા ઈમામ અ૦ ના પયદા થવાની વિગત બે કટકે બે પેરેગ્રાફોમાં ઉતારેલ છે. જેમાં પણ બારમા ઈમામ અ૦ માટેની ફઝીલતના ફીકરા, અને બારમા ઇમામ અ. મે કલમો પડવો, અને પોતાથી અગાઉના અગીયાર ઇમામોનાં નામો લેવાં, ત્યાર પછી પોતાના નામની સાથે ખુદા તઆલાની જનાબમાં દુવા માંગવી, વી. સર્વ હકીકતો મી. વરતેજીએ ઉતારેલ

નથી. પણ કટકે કટકે વચમાં ફુલકીઓ મુકેલ છે. જેથી વાંચનાર એમ સમજી શકે ખરા કે અહીંયા વીગત મૂકી દીધેલ છે. પણ ત્યાર પછીના છેવટના બે પેરાઓ, જે મો. વસ્તેજીએ ઉતારેલ છે-તેમાંથી જે કાપકુપ કરેલ છે, ત્યાં ફુલકીઓ પણ નથી આપી ! તેમાંના પહેલા પેરામાં— આસમાનથી પંખીઓ આવ્યાં અને એક પંખી હઝરતને લઇને ઉડી ગયું, એ હકીકત છે-તે ફકરાની નીચેનો ફકરો મી. વસ્તેજીની પોલાસીથી વિરૂદ્ધ જતો હોવાથી, અને આગળના ફકરાઓ પ્રમાણે (મઆઝ અલ્લાહ) દજ્જાલથી બરાબર સરખામણી કરીને તે ઉપરે ટીકા ન કરી શકાય એમ હોવાથી, મી. વસ્તેજીએ તે ફકરો ઉડાવી દીધેલ છે ! તે ફીકરો નીચે મુજબ છે—

"હઝરતે ફરમાવ્યું કે અય પંખી, ચાળીશ ચાળીશ દિવસે આ ફરઝંદને મારી પાસે લાવજે ને હઝરતને વીદાઅ કરીને ફરમાવ્યું કે, અએ ફરઝંદ, જેને હઝરત મુસા અ૦ ની માએ સોંપ્યા, તેને હું પણ સોંપું છું."

આ એ ફકરો મી૦ વસ્તેજીએ ઉડાવી નાખેલ છે. કરાણકે આ એ વિગત અગર તેઓ ઉતારતે તો ( મઆઝ-લ્લાહ ) દજ્જાલની સાથે સરખામણી કરવાનું બરાબર બની શકતે નહિં ! કારણ કે મજકુર ફકરાથી તો વાંચકો જોઈ લેતે, દજ્જાલને પંખી લઇને ઉડી ગયું તેમાં, અને બારમા ઇમામ અ૦ ની હકીકતમાં ફેર પડી જતે ! ! !

બીજા અને ત્રીજા પેરામાં—જનાબે હોકયમા ખાતુન ચાળીસ દીવસ પછી હ. ઈમામ હસન અસ્કરી અ૦ ના ઘરે ગયાં તો જોયું, કે બે વરસનું બચ્ચું ઘરમાં ફરે છે. ઇમામને તે બાબતમાં સવાલ કરેલ, તો ઇમામે ફરમાવ્યું કે "પયગમ્બરો અને તેઓના વસીઓ એક મહિનાનાં

થાય તો એક વરસનાં માલુમ પડે છે ” એ ફકરો મી૦ વરતેજીએ ઉતારેલ છે—પણ દુર્રે બેબહામાં તેજ પેરામાં તેના નીચે જે હકીકત છે, તે ઉતારવાને મી૦ વરતેજીની ઇમાનદારીએ ગવારા કર્યું નથી. તે હકીકત નીચે મુજબ છે.—

“માના પેટમાં ઇમામ વાતો કરે, કુરઆન પડે, અને ખુદાની બંદગી કરે છે. દુધ પીવાની હાલતમાં મલાએકા તેઓની તાબેદારી કરે છે. ”

ઉક્ત ફકરામાં ઈમામનું માના પેટમાં વાતો કરવી, કુરઆન પડવું, વી૦ શબ્દો છે તે મી૦ વરતેજીની પોલીસીથી વિરૂધ્ધ જાય છે, જેથી તેઓએ એ ફીકરો ઉડાવી દીધેલ છે !

ત્યાર પછી—મી૦ વરતેજીએ, દજ્જાલનું પેદા થવું, તેને પંખી આવીને લઈ ગયો, વી૦ હકીકત ત્રણ પેરાઓમાં દુર્રે બેબહામાંથી ઉતારેલ છે. તેમાંથી પણ કેટલાક શબ્દો મૂકી દીધેલ છે. વળી દજ્જાલને, હ. રસુલે ખુદા સ. ની દોઆથી પંખી આવીને ચાંચમાં લઈને ઉડી ગયું–એ હકીકત મી. વરતેજીએ ઉતારેલ છે. પણ તેની વચમાંના ફકરા, કે જેમાં હ. રસુલ સ૦, તે નાપાક પાસે ગયેલ, અને હઝરતને તે મલઉને નાલાયક શબ્દો કહેલ, હઝરતના એક અસ્હાબે તેને તલવાર મારેલ, પણ તેનો અસર નહિં થયો અને દજ્જાલે તે અસ્હાબના માથામાં આંગળીઓ મારી ઝખમ કરેલ, વી૦ વી૦ વિગત મી. વરતેજીએ વચમાંથી કહાડી નાખેલ છે અને તે ઠેકાણે પુલકીઓ પણ આપેલ નથી. ઉપરાંત દજ્જાલને પંખી લઈ ગયું–તેજ પેરામાં દુર્રે બેબહામાં તે પછીની જે વિગત છે, તે પણ મી. વરતેજીએ ઉડાવી નાખેલ છે. તે વિગત નીચે પ્રમાણે છે—

" તે વખતે તેણે ઘણી આજેજી કીધી કે યા હઝરત મને આ પંખીના અઝાબથી બચાવો. પણ હઝરતે તેની વાત ધ્યાનમાં લીધી નહીં ને તે પંખીએ તેને લઈ જઈને તીબરીસ્તાન ા દરાયાના જંઝારામાં નાખ્યો ને તે ઠેકાણે તેને કયદ કર્યો. "

ઉક્ત હકીકત મી. વરતેજીની પોલીસીથી વિરૂધ્ધ જતી હોવાથી તેઓએ ઉતારવામાં ડહાપણ માન્યું નથી! બારમા ઈમામ અ૦ ને પંખી લઇ ગયો—તેના પછીની હકીકત, અને દજ્જાલને પંખી લઇ ગયો—તે પછીની હકીકત ઉડાવીને મી૦ વરતેજીએ સફાઈ ખેલી છે! નહીંતર બારમા ઈમામ અ૦ અને દજ્જાલનો મુકાબલો પોતાની ધારણા પ્રમાણે કરીને તે ઉપરે ટીકા કરી શકતે નહિ!!!

ત્યાર પછી—મી. વરતેજીએ, ઇન્સાફી નઝરના ઓઠા હેઠળ જે લખાણ કરેલ છે—તેમાંથી બે પેરેગ્રાફો નીચે ટાંકીશ—

" પ્રિય દોસ્ત જીમ—એક સાચા મિત્ર તરીકે આ છેલ્લા થોડાક ફકરા જે ઇસ્નાઅશરી કીતાબ મશહુર ખોજા આલેમ જનાબ હાજી નાજી સાહેબે પ્રગટ કરેલી " દુર્રે બેબહા " માંથી ચુંટીને રજુ કર્યા છે. તે ઉપરથી હ. અલી અ. ના જન્મની હકીકતમાં ખુલ્લું છે કે એમનાં માતુશ્રીના પેટમાં હમલનો અસર દેખાયો, અને ચોકસ ગણત્રી તરીકે—જ્યારે નવમો મહીનો હમલનો હતો, ત્યારે ખાને કાબામાં દરદ થવાથી ગયાં અને ત્યાં હ૦ અલી અ૦ નો જન્મ મુબારક થયો,

## ત્યારે

બારમા ગેબ ઇમામની માતા નરજીસ ખાતુનના પેટમાં હમલનો અસર પેદા થવાની રાત સુધી બીલ-

ફુલ નહોતો અને તેમાં હ. અલીના જન્મ પ્રસંગથી વિરૂધ્ધ ( કુદરતી કાયદાથી ખિલાફ ) રીતે ગેબ ઇમામનો જન્મ થયો. "

ઉપરના પેરાઓમાં મી૦ વરતેજીએ ભોળા ભાઈયોને ભમાવવાના એક યુકતીજ રચી છે. હ૦ અલી અ. ના જન્મ પ્રસંગની હકીકતનો ફકરો દુરરે બેબહામાં છે કે—"તેટલામાં ફાતેમા બીન્તે અસદને નવમો મહિનો હતો અને પેટમાં દરદ થવા લાગ્યું " તો એ ફકરાથી પણ એમ તો કાંઇ સિધ્ધ થતું નથી કે તે વખતથી અગાઉ પણ હ. અલી અ. નાં માતુશ્રીના પેટ મુબારકમાં હમલનો અસર કોઈએ જોયેલ * મજકુર ફકરાથી તો એજ જણાય છે કે હ૦ અલી અ૦ ન. જન્મથી ફકત થોડીક વાર અગાઉજ તેઓની માના પેટમાં દરદ થવા લાગ્યું તો તેવી રીતે તો બારના ઇમામ અ૦ નાં માતુશ્રીના બાબમાં પણ તેમજ બનવા પામ્યું છે. જેમકે—

' ત્યાં તે વખતે નરજીસ ગભરાણાં તેથી મેં મારા ખોળામાં લીધાં ને ખુદાના નામ તેના પર પડયા. મેં નરજીસ ખાતુનને પુછયું કે તમારો કેવો હાલ છે ? તેઓએ કહ્યું કે, હજરતે ફરમાવ્યું હતું તે જાહેર

* દુરરે બેબહામાં જે ફકરો છે કે તે વખતે ફાતેમા બીન્તે અસદને નવમો મહીનો હતો " તો તે રાવીની અટકલ છે, કારણ કે જ્યારે બચ્ચું પેદા થાય તો તે વખતે " નવમો મહીનો " હતો એમ અનુમાન થાય. એને તે મુજબ રાવીયે પણ અનુમાન તરીકે " નવમો મહીનો હતો. " એમ જણાવેલ છે. પણ તે સાથે રાવીએ એમ જણાવેલ તો નથીજ કે " તે વખતે પેટમાં હમલનો અસર દેખાતો હતો. " નવ મહીના બાબતમાં મી. વરતેજીએ પણ એમજ લખેલ છે કે " અને ચોકસ ગણત્રી તરીકે-જ્યારે નવમો મહીનો હમલનો હતો. "

"જીમ"

થયું. પછી હું ઈન્ના અનઝલના પઢવા લાગી તો પેટમાંથી તે ફરજંદ પણ મારી સાથે પઢવા લાગ્યા."

ઉક્ત ફકરાથી સાફ જણાઇ આવે છે કે જેવી રીતે હ૦ અલી અ૦ નાં માતુશ્રીના પેટ મુબારકમાં, હ૦ અલી અ૦ ના પયદા થવાથી ફક્ત થોડીવાર દર્દ થવા લાગેલ, તેવીજ રીતે બારમા ઈમામ અ. નાં માતુશ્રીનાં બાબમાં પણ થોડીવાર અગાઉ તેમજ બન્યું છે. પણ એ ફકરો શાયદ મી. વરતેજીના જોવામાં આવ્યો નહિં હોય ? ! વળી બારમા ઇમામ અ૦ નાં માતુશ્રીનાં વર્ણનમાં ઉક્ત દર્શાવેલ ફકરામાં) એ પણ છે કે " પછી હું ઇન્ના અન્ઝલના પઢવા લાગી તો પેટમાંથ તે ફરજંદ પણ મારી સાથે પઢવા લાગ્યા. " તો તેથી પણ જણાય છે કે છેલ્લી વખતે તે ફરજંદે ગીરામી પેટમાંથીજ ઇન્ના અન્ઝલનાનો સુરો પઢયા હતા. સારાંશ કે ઇમામો અ. નો હમલ, તેઓના માતુશ્રીઓના રાનોમાંજ છુપેલો રહે છે. અને ઈમમના પયદા થતી વખતે તેઓના માતુશ્રીઓને બચ્ચું પેદા થવાનાં ચીન્હો જણાય છે. અને તેવાંજ રીતે હ. અલી અ. ના પયદા થતી વખતે, અને બારમાં ઈમામ અ. ના પયદા થતી વખતે એક સરખી રીતેજ બન્યું છે.

બારમા ઇમામ અ. નું હમલ રાનમાં રહેવા માટે મી. વરતેજીએ ટીકા કરેલ છે, પણ ખરા સત્ય શોધક હતે તો તેઓને " રાનમાં છુપો હમલ રહેવાનો " દાખલો (બીજા ઈમામ માટેનો) પણમજકુર કિતાબ દુર્રે બેબહામાંથી મળી આવતે ! પણ જેને સત્ય શોધવું હોય તેના માટેજ એ સર્વે બાબતો છે. બાકી જેને જાણી જોઇને ઉંધુજ લખાણ કરવું હોય તેના માટે કાંઇ કહેવાનું હોયજ નહિં ! ! !

પાંચમાં ઇમામ મોહમ્મદ બાકેર અ. ( કે જેઓને મી. વરતેજી પણ ચોથા ઇમામ તરીકે સ્વીકારે છે તેઓ

ના અહેવાલમાં દુર્રરે બેબહાના પૃષ્ઠ ૯૩ ઉપરે હ૦ ઇમામ જાઅફરે સાદેક અ. ની હદીસ વર્ણવેલ છે તે નીચે ટાંકી બતાવીશ—

" હઝરત ઇમામ જાઅફરે સાદેક અ૦ થી મનકુલ છે કે, જે વખતે ઈમામોની માને હમલ રહે છે તો તે વખતે તે દીવસનાં તેઓને સુસ્તી ગશની માફક રહે છે. ને એક શખ્સને સ્વપ્નામાં જોવે છે કે તે તેઓને અકલમંદ સારા ફરજંદની ખુશખબરી આપે છે. ને પછી તેઓ જાગે છે તો પોતાના ઘરના ખુણામાંથી કોઈને જોયા સિવાય આવાજ સાંભળે છે તે કહે છે કે તમને એવું હમલ રહ્યું છે, કે તે તમામ દુનિયાથી બેહતર છે, અને તમારો હાલ બેર અને નેક છે ને તમને નેક ફરજંદ અકલમંદની ખુશખબરી આપું છું. પછી નવ મહીના સુધી પોતામાં તેઓ બીલકુલ કાંઈ ભારેપણું જોતાં નથી. ને નવ મહીના થાય તે વખતે, પોતાના ઘરમાં ફીરીશ્તાની આવાજ સાંભળે છે. અને બચ્ચું પેદા થવાની રાત આવે તો પોતાના ઘરમાં એક નુર જુએ છે ને તે નુરને ઇમામના બાપ સીવાય બીજું કોઇ જોઈ શકતું નથી. ને ઈમામ કીબલા સામે બેઠેલા જન્મે છે. ને ઇમામ રાનમાંથી જન્મે છે. ને ત્રણ વખત છીંકે છે ને તેની બાદ ખુદાનો હમ્દ કરે છે ને ખત્ના કરેલા નાળ વધારેલા પેદા થાય છે. અને લોહી વગેરેમાં બગડેલા રહેતા નથી. પછી આગળનાં દાંત ઉગે છે. અને જન્મની રાત્રે અને દીવસે ચેહરા અને હાથથી પીળું નુર ચમકે છે. "

ઉપરના ઉતારાથી ઇમામનું હમલમાં રહેવું, અને પયદા થવા સુધીનો સર્વે હાલ ખુલ્લી રીતે જણાઈ આવે છે. હવે એ હદીસ ઉપરે મી૦ વરતેજી ટીકા કરવાને તૈયાર થાય

છે કે નહિં, તે જોવાનુ છે ! આશ્ચર્યકારક તો એ છે કે મી૦ વરતેજીએ બારમા ઇમામ માટે ટીકા કરવા પહેલાં મજકુર હકીકતને ધ્યાનમાં ન લીધી ! ! !

અત્રે જણાવવું અગત્યનું છે કે ઈમામનો હમલ રાનમાં રહેવો–તેથી મતલબ છુપો હમલ છે. મતલબ કે ખુદાની મસ્લેહતથી ઇમામનો હમલ છુપો રહે છે. મી૦ વરતેજી એ બાબતને કુદરતી કાયદાથી ખીલાફ જણાવે છે, પણ હ૦ મુસા પયગમ્બરના માટે પણ તેમજ બન્યું છે. અને તે દુરરે બેબહામાથી હું ઉપર બતાવી ગયો છું. પણ તે ફકરો મી૦ વરતેજીની નજરે પડયો નહિ ! કયાંથી નજરે પડે ? કારણ કે મી૦ વરતેજી “ વેદિક–ઈસ્લામ ” માં જે લખી રહ્યા છે, તે સર્વે પ્રતિજ્ઞા પુર્વકજ લખી રહ્યા છે ! ! ! હ. મુસા પયગમ્બરનો હમલ ઝાલીમોથી છુપો રહો, એ તવારિખોમાં મશહુર છે. પ્રોફેસર ઈસ્ફહાનીએ કુરઆને શરીફના તરજુમામાં પણ એ હકીકત વર્ણવેલ છે, ( જુઓ પ્રોફેસર કૃત તરજુમો પેજ ૧૮ ) તદુપરાંત હ૦ ઈબ્રાહીમ પયગમ્બરનો હમલ પણ ઝાલીમોથી છુપો રહેલ. જે માટે પ્રોફેસર કૃત તરજુમામાંથી તે હકીકત નીચે ટાંકી બતાવીશ—

> “ કીનઆનનો દીકરો નમરૂદ કે જે બાબુલનો મોટો રાજા હતો તેના વખતમાં હઝરત ઈબ્રાહીમ પયગમ્બર જનમ્યા હતા. એક રાતે તે રાજાને સ્વપ્નું આવ્યું કે તે દેશની દ્રષ્ટીમર્યાદામાં એક તારો ઉગ્યો જેના પ્રકાશે સુર્ય અને ચંદ્રને ઢાંકી દીધા. તેના જોશીઓએ તેને કહ્યું કે આ ત્હારા સ્વપ્નાનો અર્થ એ છે કે એક આશ્ચર્યકારક છોકરો જન્મશે તહારો અને જે ત્હારા રાજ્યનો નાશ કરશે. તેણે પહેલવહેલા એવો હોકમ કર્યો કે વરસમાં તેનાં રાજ્યના સઘળા

પુરૂષોએ સ્ત્રીઓથી અલગ રહેવું પણ હઝરત ઈબ્રાહીમની મા પોતાના ધણીને છુપી રીતે મળવાથી ગર્ભવતી થઇ, ત્યાર બાદ નમરૂદને કહેવામાં આવ્યું કે પુત્રની ઉત્પતી ગર્ભસ્થાનમાં થઇ ચુકી છે. તેથી તેણે હોકમ કર્યો કે તે વરસે જે દરેક છોકરો જન્મે તેને મારી નાખવો. આ કારણથી સ્ત્રીઓની તપાસ રાખવાને સુયાણીઓ નીમવામાં આવી. એવું કહેવામાં આવ્યું છે કે હઝરત ઈબ્રાહીમની માને શરીર પર ગર્ભની કંઇ નીશાની દેખાતી નહોતી, તેથી સુયાણી તેને પારખી શકી નહીં."

( પ્રોફેસર કૃત તરજુમો પેજ ૨૬૯ ની ફુટનોટ )

ઉપરનાં ઉતારાથી સારી રીતે જોઈ શકાય છે કે હ૦ ઈબ્રાહીમ અ૦ ની માતુશ્રીને ગર્ભની કાંઈ નીશાની દેખાઈ નહોતી. એવીજ રીતે ખુદાવંદતઆલા પોતાની મસ્લેહત મુજબ પયગમ્બરો અથવા ઈમામોનો હમલ છુપો રાખે છે. પણ મી૦ વરતેજી તો પોતાની અક્કલ દોડાવી, એ બાબતને કુદરતી કાયદાથી ખીલાફ જણાવે છે !

માઅસુમોનો હમલ રાનમાં રહે છે–તે માટે સુન્નત જમાઅતના એક આલીમ મોલવી મોહમ્મદ માહે આલમ મુસ્તફવી ચીશ્તી ( કે જેઓ સુફી તરીકતના છે તેઓ ) એ પોતાની બનાવેલી કિતાબ "તન્ઝીહુલ–અન્સાબ" જીલ્દ ૨ જીના પૃષ્ટ ૪૪ ઉપરે લખેલ છેઃ—

" દુસરી કીસમ–માઅસુમ, જો અકસર મખ્તુન[1] પયદા હોતે હયેં. તોફિલ-હકીકત[2] યેહ કીસમ[3] બની નૌએ ઈન્સાનમેં એક ખાસ નૌઅ[4] હયે. જીસકી નઝીર[5] વોહ ખુદ આપહી હયે. ચુંકે[6] ઇસ્મતો[7] તહારત ઉન્કા અઝલ્લી[8] વ અબદી[9] હિસ્સા

હોતા હયે. બઈ વજેહ[10] વોહ રહમે[11] માદરસે નહીં, બલ્કે પેહલુએ[12] માદરસે પૈદા હોતે હયેં. ચુનાંચે મોલવી સૈયદ અલ્તાફ હુસેન હાલી સલ્લમહુને અપની મુસદ્દસ કે એક બંદ કી ટીપ[13] સરવરે કાએનાત[14]કી પયદાયશકી નિસ્બત[15] લિખ્ખી હયે, વોહ યેહ હયે—

હુવે પેહલુએ આમેનાહસે હોવયદા;
દોઆએ ખલીલ ઔર નુયદ મસીહા.

ઉપરના ઉતારાથી માઅસુમનાં સીફ્ત અને તેઓનું ખત્ના થયેલ પયદા થવું, અને રાનમાં હમલ હોવો જણાઇ આવે છે. પણ મી. વરતેજી તો એ બાબતને કુદરતી કાયદાથી ખીલાફ જણાવે છે !

ત્યાર પછી—મી૦ વરતેજી, મગજનું સમતોલપણું ખોઇને પોતાની કલમ ચલાવતાં જણાવે છેઃ—

" અહીં એ ગણત્રી કરવાને જગા છે કે—હ૦ હસન અસ્કરીએ બહારથી દત્તક ફરઝંદ મેળવવાની ખાનગી ગોઠવણ કરી હોવી જુવે. પરંતુ તુરતમાં જન્મેલ બચ્ચું નહીં મળતાં—બે વરસનું બાળક મળવાથી તેને લોકોમાં જાહેર નહીં કરતાં પંખી આવીને લઇ ગયું ! એવી હકીકત દરજ થઇ છે. " વળી અમો પેગંબર અને તેના વસીના ફરઝંદ એક મહીનાના થાય તો એક વરસ જેવડા લાગે " એવો

૧ ખત્ના કરેલ. ૨ ખરી રીતે. ૩ વર્ગ. ૪. પ્રકાર. ૫. દાખલો ૬. જેમકે. ૭. માઅસુમપણું; ગુનાહોથી પાકીઝગીપણું. ૮. પહેલેથી. ૯. હમેશના માટે. ૧૦ એ કારણથી ૧૧. ગર્ભસ્થાન. ૧૨. રાન. ૧૩. કડી. ૧૪. હ૦ રસુલ સ૦ ૧૫. સબંધે.

કાયદો બીજા કયા સાચા ઇમામની બાબતમાં બન્યો છે, તે તપાસશો તો ઈસ્લામી દફ્તરમાં કોઈ જગાએ પણ મળશે નહીં. ”

કેવી ખુબીવંત ગણત્રી ! પહેલે તો “ દત્તક ” નો વાકય લખે છે, અને પછી લખે છે કે “ તુરતમાં જન્મેલ બચ્ચું નહીં મળતાં બે વરસનું બાળક મેળવ્યું ’ તો એવી ગણત્રીને એક બચ્ચુ બી કબુલ રાખી શકે તેમ નથી. શું, તુરતમાં જન્મેલ બાળકને દત્તક તરીકે કોઈ લીયે ખરો ? વળી તુરતમાં જન્મેલ બાળક જોઈતો હોય, તો તે ન મળે, એમ પણ બને ખરૂં ? તેમજ તુરતનાં જન્મેલ બાળક તરીકે બે વરસનું બચ્ચું ઠસાવવાનું કાર્ય કોઈ કરે ખરો ? એક કમસમજ આદમી પણ જે બાબતો ન કરે, તેવી બાબત ઈમામ હસન અસ્કરી અ૦ જેવા ઈલ્મ અને અક્કલમાં સંપુર્ણ ( માઅસુમ ) કે જેઓનો ઇલ્મ ઇલ્મેલદુન્ની હોય તે કરે ખરા ? કદાચ ઈમામ હસન અસ્કરી અ૦ માટે એવી સીફ્તો કબુલ કરવાને મી૦ વરતેજીને હઠધર્મી નડશે, પણ તેઓ પોતાના ઝમાનામાં એક મોટી સંખ્યાના ઇમામ હતા, એ તો મી૦ વરતેજીને કબુલ કર્યા વગર છુટકોજ નથી. તો જે એક મહોટી સંખ્યાના હાદી અને રેહબર અને સરદાર હોય તેઓમાં ( મઆઝલ્લાહ ) એટલી પણ સમજ ન હોય કે જે કામ એક અણસમજ પણ ન કરે, તેવું કામ કરવાને તેઓ તૈયાર થાય ! અફસોસ ! ઉપરના વાકયોથી મી. વરતેજીએ પોતાની કલમની કીમત અંકાવી છે, એમ મારાથી (નરમ ઠપકા રૂપે) કહ્યા વગર રહેવાઈ શકાતું નથી. મી૦ વરતેજીએ એક સુર્ય સમાન પ્રકાશીત બાબતને છુપાવવાની કોશેશ કરી, તે ઉપરે નાહકીત કલમ ચલાવી છે. પણ બારમા ઈમામ અ. ઈમામ હસન અસ્કરી અ૦ ના ખરા અને હકીકી ફરઝંદજ હતા, તેની

સાક્ષી ઈસ્લામી તવારિખો પુરી પાડી રહી છે ! તો તેવી તવારિખોની સનદોને મી૦ વરતેજી કેવી રીતે મીટાવી શકશે ? ! !

બારમા ઈમામ-ઈમામ હસન અસ્કરી અ૦ ના ખરા અને હકીકી ફરઝંદ હતા, તેના માટેની સાબેતી હું આગળ આપી ગયો છું. અને ઈ૦ અ૦ આગળ જતાં ખુલાસાવાર મજબુત સનદોથી દેખાડી આપીશ. હવે રહ્યું એ કે "બારમા ઈમામ અ૦ ચાલીસ દીવસે બે વરસના બચ્ચા જેવા લાગતા હતા" તેના માટે મી૦ વરતેજી ટીકા કરવાને તૈયાર થયા છે. પણ મી૦ વરતેજીએ ખૂબ યાદ રાખવું જોઇએ કે પયગમ્બરો અને ઇમામોનો અહેવાલ સામાન્ય મનુષ્યો કરતાં અલબત્તા વધુ શ્રેષ્ટ હોય છે. પયગમ્બરો અને ઇમામોની કુવ્વત, તાકાત, અને તેઓના કાર્યો વી૦ ખુદાઈ બક્ષિસના નમુના રૂપે હોય છે, એટલે તે સામાન્ય મનુષ્યો કરતાં ચઢીઆતા હોય તેમાં નવાઈ શું ? હ૦ અલી અ૦ મે બચપણની હાલતમાં કેવા કેવા કાર્યો કરેલ છે, તેથી શું મી૦ વરતેજી અજાણ છે ? પયગમ્બરો અને ઇમામોના બચપણની હાલત તો એક તરફ; પણ ખુદાતઆલાના બીજા કેટલાક પ્યારા બંદાઓની બચપણની હાલત પણ સામાન્ય મનુષ્યો કરતાં શ્રેષ્ટ હતી, એવા તવારિખી પૂરાવાઓ મલી શકે છે. જેમકે હ૦ રસુલ સ૦ ના દાદા, હઝરત અબ્દુલ મુત્તલીબ, કે જેઓને શયબતુલ હમ્દ કહે છે; તેઓ પયદા થવા પછી બે મહિને ચાલવા શીખ્યા, અને સાત વર્ષની ઉમરે તો જવાન કુવ્વતવાળા થઈ ગયા, એ તવારિખોમાં મશહુર છે. તદુપરાંત હ૦ રસુલ સ૦ ના પીતાશ્રી જનાબે અબ્દુલ્લાહ, બચપણની હાલતમાં એક દીવસમાં એટલા વધતા, કે જેટલા અન્ય બચ્ચાઓ બે મહિનામાં વધે; એવા દાખલા ઈસ્લામી તવારિખોમાં મશહુર છે. અને તે દાખલાઓ (મારી

માન્યતા પ્રમાણે ) મી૦ વરતેજીના પણ જોવામાં તો આ-વ્યા હશેજ; પણ તેઓ જાણી જોઇને ટીકા કરે છે !

આગળ ચાલતાં—મી૦ વરતેજી જણાવે છેઃ—

" વળી દજ્જાલની પેદા થવાની હકીકત પણ ગેબ ઇમામના પેદા થવાની હકીકત જેવીજ છે. કારણ કે જન્મવાની સાથેજ વાતો કરવી—અને ઘડીયે ઘડીયે મોટું થવું—તથા પેદા થયા પછી—જેમ ગેબ ઇમામને પંખી લઈ ઉડી ગયું તેવીજ રીતે દજ્જાલને પણ પંખી લઈ ઉડી ગયું ! "

ઉપરના પેરામાં—મી૦ વરતેજીએ, " જન્મવાની સાથેજ વાતો કરવા " માટે ટીકા કરેલ છે. પણ એજ બાબતની સાબેતીઓ દુર્રે બેબાહામાં નીચે પ્રમાણે જુદા જુદા પૃષ્ટો ઉપરે મોજુદ છેઃ—

" હ૦ રસુલે ખુદા સ૦ મે પયદા થતાંજ વાતો કરવી." ( પેજ ૨૧ )

" જનાબે ફાતેમાહ અ૦ મે પયદા થતાંજ વાતો કરવી." ( પેજ ૩૬ )

" હ૦ અલી અ. મે પયદા થતાંજ કલામો કરવા. " ( પેજ ૪૮ )

એ રીતે સાબેતીઓ તેજ કિતાબમાં મોજુદ છે. પણ તે મી. વરતેજીના જોવામાં ન આવી, તે ઘણુંજ આશ્ચર્ય-કારક કહેવાય ! વળી બીજા ઇમામોના અહેવાલમાં પણ તેવી સાબેતીઓ મોજુદ છે.

હ૦ ઇસા પયગમ્બરે જન્મતાંજ વાતો કરેલ, તેની સાબેતી પાક કુરઆને શરીફમાં મોજુદ છે. અને તે બાબ-તથી કોઈ પણ સાચો ઇસ્લામી ઇન્કાર કરી શકે તેમ નથી. પાક કુરઆને શરીફમાં છે કે—

**આયત**—" ફ અશારત એલ્યહે, કાલૂ કયૂફ નોક-
લ્લેમો મનકાના ફિલ્ મહદે સબીય્યા. કાલ,
ઇન્ની અબ્દુલ્લાહ, આતાનેયલ્ કેતાબા વ,
જઅલની નબીય્યા. વ, જ, અલની મોબા-
રકન અયૂન મા કુન્તો, વ અવ્સાની બિસ્સ-
લાતે વઝ્ઝકાતે મા દુમ્તો હય્યા."

**અર્થ**—પછી તેણીએ તે છોકરા તરફ એશારો કર્યો; તેઓએ કહ્યું, અમે કેવી રીતે તેની સાથે વાત કરીએ કે જે પારણામાં એક બાળક છે ! ઇસાએ કહ્યું, ખરેખર હું ખુદાનો બંદો છું. તેણે મને કેતાબ આપી છે, અને મને પેયગમ્બર બનાવ્યો છે, અને તેણે મને જ્યાં હું હોઉં ત્યાં મોબારક બનાવ્યો છે. અને મને નીમાઝ પઢવા અને ઝકાત આપવા હોકમ કર્યો છે જ્યાં સુધી હું જીવું ત્યાં સુધી."

( પ્રોફેસર ઇસ્ફહાની કૃત તરજુમો-પેજ ૫૮૭ )

ઉપરના ઉતારાઓથી વાંચકો જોઇ શકશે કે બીજા બુઝુર્ગવારોએ પણ જન્મતાંજ વાતો કરેલી છે. શું, મી૰ વરતેજી તેઓનો મુકાબલો પણ ( મઆઝલ્લાહ ) દજ્જાલની સાથે કરવાને તૈયાર થશે ખરા ? હવે હું મી. વરતેજીને તેઓનું પોતાનું મહોડું આરસીમાં જોવા સારૂ અરજ કરીને, કેટલાક ઉતારાઓ નીચે ટાંકી બતાવીશ—

૧—" મઝહરે ઝાતે અલ્લાહ " ના કર્તા હરજીભાઈ પુંજા માસ્તરે શ્રી કૃષ્ણ ( કે જેઓને આગાખાનીઓ આઠમાં અવતાર તરીકે માને છે તેઓના ) માટે જે વર્ણન કરેલ છે, તેમાં એ પણ જણાવેલ છે કે—"દેવ-

કીના સાત બાળકોનો કંસે નાશ કર્યો. આઠમા શ્રી કૃષ્ણે જન્મતાંજ વાસુદેવને કહ્યું—

ઉઠો વાસુદેવ ઉભા થાઓ, અમને લઇને ગોકુળમાં જાઓ. ”

( મઝહરે ઝાતે અલ્લાહ–પેજ ૩૯ )

૨—ઉક્ત પુસ્તકમાં; શ્રી કૃષ્ણની અદલા બદલી જે છોકરી સાથે કીધેલ, તે છોકરીને કંસે મારી નાખવાનો વિચાર કરતાં, તે છોકરી બોલવા લાગી છે, તે વર્ણવેલ છે કે–“ સવારમાં કંસને ખબર પડતાં કંસે બાળીકાને પથ્થરપર પટકી મારી નાંખતાં, બાળીકા બોલી–હે કંસ તું મને શું કામ મારે છે ? તારો હરીફ તો ગોકુળમાં પોંહચી ગયો છે. એમ કહી વીજળી થઈ આકાશમાં ચાલી ગઈ. ”

( મઝહરે ઝાતે અલ્લાહ–પેજ ૩૯ )

૩—શ્રી. કૃષ્ણના માતપિતા ઉપરે કંસે સખ્ત જાપ્તો રાખ્યો હતો, કંસે દેવકીનાં સાત બાળકોનો નાશ કર્યો હતો, છતાં શ્રી કૃષ્ણના જન્મ વખતે દરવાનોને ખબર પડી નહીં. ( એટલે ગુપ્ત જન્મ થયો ) એ બાબત ઉક્ત પુસ્તકનાં પેજ ૩૯ ઉપરે વર્ણવેલ છે.

૪—શ્રી. કૃષ્ણે, પુતના નામની રાક્ષસાણીને ધાવતી વખતે રક્ત ચુસી લઇ, ખોખું કરી જમીનપર તેને ફેંકી દીધેલ, તેનું વર્ણન ઉક્ત પુસ્તકના પેજ ૪૦ ઉપરે છે. તો એવી સર્વે બાબતો ઉપરે મો. વરતેજી કાંઇબી ચુનોચેરા કરતા નથી. પણ ફક્ત ઈસ્લામી સનદો ઉપરેજ ટીકા કરવા તૈયાર થાય છે !

હવે મી. વરતેજી પોતે પણ, પોતાના પુસ્તક “વૈદિક–

ઈસ્લામ" માં બીજે ઠેકાણે શું લખે છે, તે વાંચકોને બતાવીશ—

"નવ અવતારો માંના પેટથી અવતર્યા નથી એમ સનાતન માનીનતા છે. અને એ મુજબ દસમ અવતારની નકલંકનો અલી છે. તેમ તેના માટે પણ જન્મ પ્રસંગની ચમત્કારીક હકીકતનો મર્મ અહીં ખુલ્લો થાય છે કે મક્કાની અતરાફ તવાફ (પ્રદક્ષિણા) ફરતાં હ. અલીના માતાજી બચ્ચું પેદા થવા માટે મક્કાના દેવળમાં ગયા. દેવળને ફાટ પડેલી અને બીડાઈ જવી. અંદેર હઝરત અસવદ× ઉપર હ૦ અલીનો જન્મ થવો, વળી જન્મ થતાં વખતના સામાન્ય બનાવો હ. અલીનાં માતાનાં ઉદરમાંથી બન્યા નથી. કોઈ પણ જાતના બચ્ચાં સાથે જન્મતી વખત બહાર આવતા પદાર્થમાંનું કંઈ ન હોવું, માતાનું બચ્ચું લઇને બહાર નીકળવું, પવીત્ર હઝરત અસ્વદની બુઝરગી અને તેના ઉપરજ હ. અલીનો જન્મ ! આ બધી સામટી બાબતો આગલા નવ અવતારો માફક વિચિત્રતા ધરાવે છે."* ( જુવો પેજ ૨૭૪ )

"વળી જો વધુ તપાસ કરશો તો કિતાબોમાં એમ પણ દર્શાવેલું છે. ઇમામ માતાની જાંગમાંથી જન્મ લે છે પણ મનુષ્યો માફક જન્મતા નથી. તો બીરાદર આ દલીલને પણ લક્ષમાં રાખશો કે ઈમામ માતાના પેટથી જન્મતા નથી, એનો અર્થ આ મત-

× હજરૂલ-અસ્વદ હોવું જોઇએ.

* આએ ફકરાઓમાં શબ્દ રચના વી૦ નો ઘણો ફેર જણાય છે, પણ મી૦ વરતેજીએ જેમ લખાણ કરેલ છે તેવીજ રીતે નકલ કરેલ છે.

લબ સાથેજ સનાતની આસ્થા મુજબ ખુલ્લો છે કે ઈમામ છે તે ઇશ્વરી અવતાર છે અને બીજા મનુષ્યો માફક અવતરતો નથી. વી૦ વી૦ " †

( જુવો પેજ ૨૭૫ )

તો એ ઠેકાણે લખતી વખતે મી. વરતેજીને ધ્યાન નથી રહ્યું કે હું શું લખી રહ્યો છું! બારમા ઇમામ અ૦ ની પયદાયશ સબંધમાં તો સદરહુ બાબતોનો સદંતર ઈન્કાર કરી તે ઉપરે ન છાજતી ટીકા કરવાને તૈયાર થયા છે, પણ બીજે ઠેકાણે પોતે શું લખી રહ્યા છે તેનું ધ્યાન રહ્યું નથી!!! બારમા ઈમામ અ૦ ની પયદાયશ સબંધે તો "ખુદાઇ કાનુનમાં ફેર પડતો નથી" એમ જણાવવું અને બીજે ઠેકાણે એજ માન્યતા ઉપરે વજન દેવું; એ સરાસર બેઇન્સાફી નહિં તો બીજું શું? ફકત હઠધર્મીજ મી૦ વરતેજીને તેમ કરવા દોરવે છે! મી. વરતેજીએ "ઇન્સાફી નજર" ના મથાળા તરીકે જે લખાણ કરેલ છે, તે લખાણને "બેઇન્સાફી નજર" તરીકેજ ગણવું વધુ યોગ્ય જણાય છે!!!

મી૦ વરતેજીએ, "ઘડીએ ઘડીએ મોટું થવું" એ સબંધમાં બારમા ઈમામ અ૦ અને દજ્જાલની (મઆઝલ્લાહ) સરખામણી કરેલ છે. પણ બારમા ઇમામ અ૦ માટે તો એમ છે કે "હોકયમાં ખાતુન ચાળીસ દીવસ બાદ ગયાં, તો જોયું કે બે વરસ જેવડું બચ્ચું ઘરમાં ફરે છે." જ્યારે દજ્જાલના માટે "ઘડીયે ઘડીયે મોટો થતો હતો" એવો બોલ છે. એટલે એ વિગતોમાં ફેર પડી જાય છે. બેઉ ફકરાઓની વીગત અને વાકયરચના જોતાં એ સરખામણી

† આએ ફકરાઓમાં પણ શબ્દ રચના વીગેરે નો ફેર એમજ રહેવા આપેલ છે. "જીમ"

કરવી અયોગ્ય જણાય છે. ઉપરાંત દજ્જાલ જેવા કાફરની સરખામણી, પાક ઇમામોની સાથે કરવી કેટલી વ્યાજબી છે તે મી૦ વરતેજીને બતાવવા ખાતર તેઓનું પોતાનુંજ લખાણુ તેઓને બતાવવાનું ઉચિત ધારૂં છું. મારા ૨૦ મા સવાલના જવાબમાં—મી૦ વરતેજીએ જે ખુલાસો કીધો છે તેમાં જણાવે છે કેઃ—

> "તેમ વળી ખુદા અને તેના પ્રતિનીધી (ઇમામ) નો તે શત્રુ છે તેથી તેની સીફતની સાથે શયતાનને સરખાવવાની તમારી ઉંડી નેમ અમોને માનવાને કારણ આપે છે કે હક વાતની દલીલ માટે હક દલીલો જોઇએ. વી૦"

પણ અત્રે તેઓને પોતાને તે શબ્દો બંધનકર્તા નથી નીવડ્યા, એ પણ એક આશ્ચર્યકારક બિના છે! મતલબ કે મી૦ વરતેજી દરેક રીતે હેરફેર કરવાને કાંઇબી હરકત જોતા નથી.

બારમા ઈમામ અ૦ ચાલીસ દીવસે બે વર્ષના બચ્ચાં જેવા જણાયા, એ એક ખુદાઈ બક્ષેસ હતી—અને ઇમામો માટે તેવી બક્ષેસના ઘણા દાખલાઓ મોજુદ છે. હ૦ રસુલ સ૦ ના દાદા જનાબે અબ્દુલ મુત્તલીબ કે જેઓ ઈમામ પણ ન હતા, ખુદાના એક માનવંતા બંદાના દાદા હતા, તેઓ બે મહીને ચાલવા શીખ્યા એ હું આગળ જણાવી ગયો છું. મી. વરતેજી નવ અવતારો માટે ચમ્તકારીક બાબતોનો ઈન્કાર કરતા નથી (જે ઉપર તેઓના ઉતારાઓ-થી હું બતાવી ગયો છું) પણ બારમા ઇમામ અ. માટે ચમત્કારીક બાબતો માનવાને હઠધર્મી નડે છે. એ પણ એક ઈન્સાફી નજર!

બારમા ઇમામ અ૦, અને દજ્જાલનો મુકાબલો—પંખી-નાં લઇજવા બાબતનો મી. વરતેજી કરી રહ્યા છે. પણ તે

ઇબારતો હું આગળ બતાવી ગયો છું, જેથી વાંચકો જોઇ શકયા હશે કે બેઉ બાબતોમાં ઝમીન આસમાનનો ફરક છે. પણ મી વરતેજીએ બેઉ ઇબારતોમાં કાપકુપ અને ફેરફાર કરી, તેવો મુકાબલો કરવાને તત્પર થયા છે. ( તેવી કાપકુપ અને ફેરફાર હું આગળ બતાવી ગયો છું ) તો તેઓને તેઓનાજ બોલો (જે મારા સવાલના ૨૦ માંના જવાબમાંથી હું ઉપર બતાવી ગયો છું) તે ઉપરે લક્ષ દેવાનું સૂચવીશ.

આગળ ચાલતાં—મી. વરતેજી જણાવે છે કેઃ—
" વલન તજેદા લે સુન્નતીલ્લાહે તબદીલા, એટલે—મ્હેં મુકરર કરેલ કાયદો હું કદી તોડતો નથી એ હિસાબે—પેદા થવું અને મરવું તે દરેક મનુષ્યને માટે એક ખુદાઈ કાયદો છે. તેમાંથી પેગંબર કે ઇમામમાં કદી ફરક પડતો નથી. અને આખર જમાનાને માટે હઝરત રસુલે ખુદા, હ. અલી, ઇમામ હુસેન વીગેરેની ઉમર (૧૦૦) વરસની અંદર જાહેર થયેલી છે."

હવે મી. વરતેજીએ મજકુર હકીકત કયા આધારોએ ઉતારેલ છે, અને મજકુર આયતનો તરજુમો પણ કયા આધારોએ કરેલ છે, તે કાંઈ પણ જણાવેલ નથી અને મજકુર આયતનો ભાવાર્થ શો છે ? અને તેની આગળ શું વર્ણન છે ? તે પણ મી૦ વરતેજીએ જણાવેલ નથી. મારી માન્યતા પ્રમાણે તો મી. વરતેજીએ મજકુર આયતનો ભાવાર્થ કાદીયાનીઓના ફરમાન નામના પુસ્તક ઉપરેથી લઇને પોતાની માન્યતાને બંધબેસ્તો કરેલ છે. હવે તે આયત કયા રૂપમાં છે, અને તેનો શું અર્થ થાય છે, તે જણાવવા ખાતર— પ્રોફેસર ઇસ્ફહાની કૃત કુરઆનેશરીફના તરજુમામાંથી તે આયત નીચે ટાંકી બતાવીશ—

**આયત**—ઈસ્તિકબારન્ ફિલ્ અર્ઝે વ મકરસ્સય્યેએ,

વલા યહીદુલ્ મકરસ્સય્યેઓ ઇલ્લા બે અહ્લેહી, ફહલ્યન્ઝોરૂન ઇલ્લા સુન્નતલ્ અવ્વલીન. ફલન તજેદા લે સુન્નતિલ્લાહે તબ્દીલા; વ લ તજેદા લે સુન્નતિલ્લાહે તહ્વીલા.

અર્થ—તેમજ પૃથ્વીમાં મગરૂરી કરવા સિવાય (બીજું કાંઇ વધ્યું નહિ) અને તેઓએ દુષ્ટ કાવત્રાં સિવાય બીજું કાંઇ રચ્યું નહીં અને દુષ્ટ કાવત્રાની શિક્ષા તેના કરનાર સિવાય બીજા કોઇ તરફ ફરતી નથી; ત્યારે શું તેઓ આગલા જમાનાના સબંધમાં ખુદાના નિયમ સિવાય બીજાની રાહ જુએ છે. પણ તું કદી ખુદાના નીયમ માટે કાંઇ ફેરફાર જોઇશ નહી, અને કદી તું ખુદાના નિયમ માટે કાંઇ અદલ બદલ જોઇશ નહિં.

( પ્રોફેસર ઈસ્ફહાની કૃત તરજુમો—પેજ ૮૪૩ )

પ્રિય વાંચકો! ઉપરની આયતો અને તરજુમાથી, તમો મી. વરતેજીની સત્યતાને જોઈ શકશો! એમાં મરવું જીવવું કે ઉમર સબધીના નિયમનું કાંઇ વર્ણનજ નથી; પણ મી. વરતેજીએ, કાદીયાનીઓનાં ફરમાન ઉપરથીજ આધાર લીધેલો જણાય છે! મજકુર આયતોમાં તો દુષ્ટ કાવત્રા વી. ની સજા, અને તેઓના માટે ચેતવણી વી. સબંધનું વિવેચન છે. જેને મી. વરતેજીએ (૧૦૦) વરસની ઉમર સબધે ઠોકી બેસાડેલ. સો વરસની મનુષ્યની ઉમર માટે જાણવું જરૂરી છે કે કદાચ તે સામાન્ય મનુષ્યો માટે એક કથન તરીકે કહેવાઇ શકાય. પણ તેથી વધુ કે તેથી ઓછી આયુષ ખુદાતઆલાના હુકમાનુસાર થાય છે. ખુદાવંદેકરીમ પોતાની કુદરતે કામેલાહથી કેટલાકોને એકદમ

લાંબી આયુષ પણ અત્તા કરે છે. ખુદાતઆલા કાંઈ કાનુન (નેચર) નો પાબંદ નથી! લાંબી આયુષવાલા મનુષ્યો માટેના ઘણા ઇતિહાસીક દાખલાઓ મોજુદ છે. હ. આદમ અ. અને હ. નુહ અ. ની લાંબી ઉમરોને તો મી. વરતેજી પોતે પણ માન્ય રાખે છે. તો મુકરર કરેલો કાયદો ક્યાં ટકી શકયો ? પાક કુરઆને શરીફમાં જે વર્ણન છે તે હ૦ આદમ અ૦ થી કરીને કયામત સુધીના કુલ્લે મનુષ્યો માટે છે, એટલે કદાચ મી. વરતેજીના જણાવ્યા પ્રમાણે મજકુર ફકરાના અર્થ લઇયે, તો તે નિયમ હ. આદમ અને હ. નુહને પણ લાગુ પડવો જોઇયે. તો જ્યારે મી. વરતેજી તેઓની લાંબી ઉમરો કબુલ રાખે છે, ત્યારે તેઓની સર્વે થીયરી તુટી પડે છે! એટલે મી. વરતેજીની થીયરી કોઈ રીતે પણ ટકી શકતી નથી. ફકત ભોળા બંધુઓને ભમાવવાની મી. વરતેજીની એક યુકતીજ છે! પણ ઉમર સબંધેની તે યુકતીમાં મી. વરતેજી ફાવે તેમ નથી!!!

હ૦ આદમ અને હ૦ નુહની લાંબી આયુષ હતી, એ મી૦ વરતેજીથી પણ કબુલ કર્યા વગર રહેવાઇ શકાયું નથી. તદુપરાંત હ૦ શોઅયબ પયગમ્બર, હ૦ લુકમાન વી. ની લાંબી આયુષ્યનું વર્ણન ઈસ્લામી તવારિખોમાં મોજુદ છે, ( હ૦ આદમ અને હ૦ નુહની લાંબી આયુષ્ય માટે તો મી૦ વરતેજીએ યુગની શરૂઆતનું બ્હાનું કરેલ, પણ હ૦ શોઅયબ અને હ૦ લુકમાનની લાંબી આયુષ્યો માટે કેવું બ્હાનું કરશે ? ) વળી ઝોહાકની ઉમર એક હઝાર વર્ષની, તહેમુરસની ઉમ્ર એક હજાર વર્ષની, કુનેઆનની ઉમ્ર નવસો વર્ષની, મહેલાઇલની ઉમ્ર આઠસો વર્ષની, નોફિલ બિન અબ્દુલ્લાહની ઉમ્ર સાતસો વર્ષની, આમીલ બિનુલ ઝર્બની ઉમ્ર પાંચસો વર્ષનાં, હ૦ નુહના ફરઝંદ શામની ઉમ્ર પાંચસો વર્ષની, હ૦ સલમાન ફારસીની ઉમ્ર અઢીસો વર્ષની એવી રીતે બીજા પણ કેટલાક દાખ-

લાઓ તવારિખોમાં મોજુદ છે. તો હવે હ. નુહ પછી દરેકની ઉમ્ર ( મી૦ વરતેજીના જણાવ્યા પ્રમાણે ) ૧૦૦ વર્ષથી ઉપર ન થવી જોઇયે, એ કાનુન કેવી રીતે ટકી રહ્યો ? તે મી૦ વરતેજી જણાવશે કે ? અગર મી૦ વરતેજીને સત્ય શોધવું હોય, તો તેઓએ ઈતિહાસનાં પાનાઓ ઉથલાવવાં જોઈએ ! પ્રોફેસર ઇસ્ફહાની કૃત, પાક કુરઆને શરીફના તરજુમામાંથી પણ લાંબી આયુષ્ય માટેના એકાદ બે દાખલા મી૦ વરતેજીની જાણ માટે નીચે ટાંકી બતાવીશ—

૧—હ૦ ઈદરીસને સાડા ત્રણસો વરસની ઉમરે આસમાન ઉપરે લઇ જવામાં આવ્યા હતાં.

( જુવો પેજ ૫૯૧ )

૨—હ૦ લુકમાનની ઉમ્ર એક હઝાર વર્ષની હતી.

( જુઓ પેજ ૭૮૮ )

મતલબ કે મી૦ વરતેજીની ૧૦૦ વરસની ઉમર માટેની થીયરી કોઇ રીતે પણ ટકી શકે તેમ નથી. પણ મી૦ વરતેજી તો એથી પણ આગળ વધીને હ૦ ઈસા, હ. ઇલીયાસ, હ૦ ઇદરીસ, હ૦ ખીઝર વી. નું આજ દીવસ પર્યંત હયાત હોવાની માન્યતાને પણ ખોટી પાડવા સારૂ જણાવે છે કે:—

> " હ. ઇસા, હ. ઈલીયાસ, હ. ઈદરીસ, હ. ખીઝર વીગેરેની આજ સુધી હયાત રહેવાની હદીસ–ઈસ્લામ કબુલ કરતો નથી–તેથી પણ ગેબ ઈમામની આજ સુધી હયાત રહેવાની વીગત પણ ઇસ્લામથી વેગળી છે. "

તો એ ઇસ્લામ કયો ? તે મી૦ વરતેજી જણાવશે કે ? શું સર સૈયદ અહમદ કે કાદીયાનીઓ જે જણાવે તે જ

ઈસ્લામ ? મારી માન્યતા પ્રમાણે તો મજકુર પયગમ્બરોના હયાત હોવાનો ઈન્કાર;—મી૦ વરતેજીએ કાદીયાનીઓનાં **ફરમાન** ઉપરથી જ લીધેલ છે. કે જેઓને લાંબી ઉમ્રની માન્યતા સ્વીકારતાં મોટી અડચણ નડે છે. અગર કાદીયાની-ઓ મજકુર પયગમ્બરોના હયાત હોવાની માન્યતા સ્વીકારે, તો બારમા ઈમામની હયાતીને "કુદરતી કાનુન વિરૂદ્ધ" ન કહી શકે, અને જ્યારે બારમાં ઈમામનું હયાત હોવું, અને તેઓ જ **મહેદી** તરીકે ઝુહુર ફરમાવશે, એમ સિદ્ધ થાય તો પછી **મીરઝા ગુલામ અહમદ કાદયાનીને** તેઓ **મહેદી** તરીકે જણાવી ન શકે એટલે તેઓએ લાંબી ઉમ્ર, અને પયગમ્બરોના હયાત હોવાનો ઈન્કારજ કરી દીધો છે. અને મી૦ વરતેજી પણ તેઓનાંજ પગલે દોરવાયા છે, એવું જણાય છે કારણ કે મી૦ વરતેજીને પણ ના૦-આગાખાનને **મહેદી** તરીકે ગણાવવા છે ?

હવે ઉપર દર્શાવેલ ચારે પયગમ્બરોના માટે "આજ દીન સુધી હયાત રહેવાની હદીસ ઈસ્લામ કબુલ કરતો નથી" એમ મી૦ લરતેજી જે જણાવે છે, તો તેમ જણાવવાને મી૦ વરતેજી પાસે શા આધારો છે ? તે મી૦ વરતેજીએ જણાવવા જોઈતા હતા! મજકુર બાબતોને તો ઈસ્લામીઓ પુર્ણ રીતે સ્વીકારે છે અને મજકુર ચારે પયગમ્બરોનાં હયાત હોવાની બાબતો ઈસ્લામી તવારિખોમાં સુર્યની જેમ રોશન છે ( જુઓ સુન્નત જમાઅતની કિતાબો "કસસુલ અંબીઆ" અને "તફરીહુલ અઝકીયા" વી૦ વી૦ ) મજકુર ચારે પયગમ્બરોના હયાત હોવાની હકીકતને પ્રોફેસર ઈસ્ફરયનીએ કુરઆને શરીફનાં તરજુમામાં પણ વર્ણવેલ છે, જે વાંચકોની જાણ માટે તે તરજુમામાંથી નીચે રૂજુ કરીશ.

૧ "એટલે કે હઝરત ઈસા કે જે કયામતનો દીવસ નઝદીક આવવાની નીશાનીઓમાંની એક છે; કારણકે

હજ્જાલના આવવા પછી તે પોતાના હાથમાં એક ભાલું લઈને દમેશ્કની પુર્વ બાજુએ આકાશમાંથી નીચે ઉતરશે, અને હજ્જાલને શામમાં પકડીને તે ભાલા વડે તેને મારી નાખશે પછી યાજુજ અને માજુજ કોમ બાહેર નીકળશે, અને હઝરત ઈસા સઘળા મોમીનોને લઇ સિના પહાડ ઉપર જશે અને ત્યાં પોતાનું મુકામ મઝબુત કરીને રહેશે; અને પછી હઝરત મેહદી આવશે."

( પેજ ૯૪૪ ની ફુટ નોટ )

૨ ( હ૦ ઇલીયાસના વર્ણનમાં લખે છે ) "અને ખુદાએ તેને પાંખો આપી; તેથી તે આકાશ તરફ ઉડયા, અને હાલ ફીરેસ્તા વચ્ચે રહે છે. એવું કહેવામાં આવે છે કે જંગલોમાં અને બીયાબાનમાં ભુલા પડેલા તથા દુઃખમાં પડેલા મનુષ્યોની સંભાળ લેવા માટે તેને મુકરર કરવામાં આવ્યા છે, અને હઝરત ખેઝર કે જે તેને અરફાતમાં દર વરસે મળે છે તેને સમુદ્રો ઉપર એવાજ માણસોની સંભાળ લેવાને મુકરર કરવામાં આવ્યા છે."

( પેજ ૮૬૬ ની ફુટનોટ. )

૩—( હઝરત ઈદરીસના વર્ણનમાં લખે છે ) "કેટલાક તફસીર લખનારા આનો અર્થ પેયગમ્બરી પદવીનું માન સમજે છે. પણ કેટલાક ધારે છે કે તેને આકાશમાં લઈ જવાનું આવ્યું છે એવું આ ઠેકાણે ચોજેલું છે; કારણ કે ત્રણસો પચાસ વરસની ઉમરે તેને આસમાનમાં લઇ જવામાં આવ્યા હતા."

( પેજ ૫૯૧ ની ફુટનોટ. )

૪—"જ્યારે હઝરત મુસા તે જગ્યાએ પાછા આવ્યા

ત્યારે ત્યાં તેણે એક માણસને સુતેલો જોયો, તે હઝરત ખેઝર હતા. મુસલમાનોના મત પ્રમાણે તે ઈરાનના પ્રાચીન રાજાઓમાંના એક ફરેયદુન રાજાના વખતમાં રહેતા, અને અમૃતના પાણીની શોધ માટે અંધારી જગ્યામાં ઝુલકરનઈયનની સાથે તે ગયા હતા. તે અમૃતનું પાણી પીને અમર થયા તેથી તેનું નામ ખેઝર પાડવામાં આવ્યું છે કે જેનો અર્થ ( નિરંતર યુવાવસ્થા ) થાય છે." ‡

ઉપરના વર્ણનથી ખુલ્લું જોઇ શકાય છે કે મજકુર ચારે પયગમ્બરો હયાત છે; પણ મી૦ વરતેજી જે ઈન્કાર કરી રહ્યા છે તેનું મુળ કારણ એટલુંજ કે બારમા ઇમામ અ૦ ની હયાતી સાબેત થાય નહિં ! પણ મી૦ વરતેજી સજ્જડ ભલાવો ખાય છે. સુર્ય કોઇથી ઢાંકી શકાતો નથી ! ! ! મજકુર ચારે પયગમ્બરો અને બારમા ઇમામ અ૦ ના હયાત હોવા માટે ઈસ્લામી તવારિખો સાબેતી આપી રહી છે. એટલે મી૦ વરતેજીનું કથન નિરર્થક ઠરે છે.

ત્યાર પછી—છેવટમાં મી૦ વરતેજીએ, ચેલેન્જ તરીકે જે લખાણ કરેલ છે, તે કેટલા મુલ્યનું છે તે બતાવી આપવા ખાતર તેનો ઉતારો નીચે ટાંકીશ—

‡ હ૦ ખીઝર- આબેહયાત પીને અમર રહ્યા છે ( હજી સુધી હયાત છે ) તે હકીકતને " ઇસ્માઇલી જોમીયો " ના કર્તાએ, પણ પેજ ૫૪ માં કબુલ રાખેલ છે. મારા દાના દોસ્ત મી૦ વરતેજી, પોતાના ઘરનું પણ તપાસતા નથી !

* હ૦ આદમ અને હ૦ નુહ અ૦ ના સમયમાં દરેક મનુષ્યોની આયુષ્ય હઝાર હઝાર વરસનીજ હતી, કોઇ મનુષ્યની પણ તેથી ઓછી ઉમ્ર નહતી; એ મી૦ વરતેજીએ તવારિખોથી પૂરવાર કરી દેખાડવું જોઇએ

" જીમ. "

"હ. આદમ, હ. નુહ, વીગેરેની હઝાર હઝાર વરસની ઉમ્મર હતી. પણ તે જમાનો બધી દુન્યાના માણસો માટે એક સરખો હતો.* અત્યારે તેમ નથી. તે પણ ગેબ ઇમામની માનીનતા કુરઆને શરીફથી બીલકુલ વિરૂદ્ધ છે. તે બાબતમાં ગમે તે વખતે અને ગમે તે સ્થળે સભ્ય મંડળ મુકરર કરવામાં આવે તો તેનુ નીરાકરણ કરવા મ્હારી દરેક તઇયારીથી જાહેર ચેલેંજ કરૂં છું. અને તે માત્ર કુરઆને શરીફની એકજ આયત ઉપર કે, જે—" કુલ્લે શયઇન અહ્-સયનાહો ફી ઇમામુમ મોબીન " એટલે દરેક વસ્તુ જાહેર ઇમામથી ઘેરાયલી છે."

ઉપરની ચેલેંજમાં જે ઉમર સબંધે મી૦ વરતેજીએ જણાવેલ છે– તેનો ખુલાસો હું ઉપર કરી ગયો છું. **ગયબ ઇમામ**ની માન્યતા કુરઆને શરીફથી બીલકુલ વિરૂધ્ધ નથી, તે માટે જાહેર લેખકોએ મી૦ વરતેજી જેવાઓની આંખો પૂરતી રીતે ખોલી આપેલ છે; અને તેવી દલીલોને હજી સુધી, મી૦ વરતેજી કે તેઓના મળતા વિશેકો તોડી શક્યા નથી. ( મારા તરફથી પણ એ સબંધમાં પ્રસંગોપાત વિવેચન કરવામાં આવશે. ) **ઇમામે મોબીન**વાળી એકજ આયતથી મી. વરતેજી, નીરાકરણ કરવાને તૈયાર થયા છે, તો તેનો રદીયો પણ જાહેર લેખકો તરફથી ઉત્તમ દલીલોથી અપાઈ ચુકયો છે, અને જેનો જવાબ મી૦ વરતેજી કે તેઓના સંગાથીઓ તરફથી હજુ અપાઈ શકાયો નથી. છતાં ભોળા બંધુઓને ભમાવવા ખાતર મી. વરતેજી વીગેરે, વારંવાર એજ આયત પેશ કરી રહ્યા છે, જે ઘણુંજ આશ્ચર્યકારક કહેવાય ! મારા તરફથી પણ ઇ૦ એ સબંધે આગળ જતાં વિવેચન કરવામાં આવશે. કહેવાનું તાત્પર્ય એજ કે જે દલીલો આગળ ચર્ચાઈ ગઈ છે, અને

જેનો જવાબ હજી સુધી મી. વરતેજી વીગેરાઓએ આપેલ નથી; તેવી દલીલો વારંવાર ખોટા આડમ્બર તરીકે રૂજુ કર્યે જવી, એ શું ભોળા બંધુઓને ઉંધે રસ્તે દોરવવા જેવું નથી થતું ? સભ્ય મંડળ મુકરર કરવા માટે મી૦ વરતેજી જણાવે છે, પણ પહેલે જે દલીલો ( જાહેર લેખકોની ) જવાબ આપ્યા વગરની ( ચેલેન્જ તરીકેની ) હજુ એમજ પડી રહેલી છે તેના જવાબો તો મી. વરતેજી આપે! પછી સભ્ય મંડળ મુકરર કરવાનું જણાવવાને બાહેર પડે ! ! ! સભ્ય મંડળ મુકરર કરવામાં આવે, તેથી કાંઇ " ઇમામત " ના પ્રશ્નનું નીરાકરણ થઇ જશેજ તેમ નથી. એવી રીતે ઘણા વાદવિવાદો વખતે સભ્ય મંડળ મુકરર કરવામાં આવેલ, અને ત્યાં પક્ષાપક્ષી કે ખેંસાતોંસી શિવાય કાંઇબી જાણવાજોગ પરિણામ આવવા પામ્યું નથી; એ મારો જાતી અનુભવ છે. એ ફકત મી. વરતેજીની ભોળાઓને ભમાવવાની એક યુકતીજ છે ! શાસ્ત્રાર્થ લેખીતજ થવો જોઈએ, અને જાહેર બાબતની દલીલો તો જાહેર માંજ ચર્ચાવી જોઇએ. મી. વરતેજી પોતાની લેખીત દલીલો જાહેર પેપરો કે માસીકોદ્વારા ખુશીથી બાહેર પાડે, તેના જવાબો જાહેર પેપરો અને માસિકોદ્વારા આપવાને અમો ખુશી છીએ.



# બારમા ઇમામની પયદાયશ.

હર બશર રૂ પોશ આમદ આફતાબ;
ફહુમ કુન, વલ્લાહો અઅલમ બિસ્સવાબ.
( મસ્નવી રૂમ )

પ્રિય વાંચકો ! મી. વરતેજીએ, બારમા ઇમામ અ. પ્રત્યે જે દીલી બખાળા કહાડેલ, તેનું ખંડન હું ગયા પ્રકરણમાં કરી ગયો છું. તેવા બખાળાઓમાં મી. વરતેજીએ એક એવો પણ અડંગો ફેંકેલ કે—" ઇમામ હસન અસ્કરી અ. મે બે વરસનું બચ્ચું દત્તક લીધેલું હોવું જોઇએ " તો તેવા કથન માટે અગર મી. વરતેજી, કોઈ ત્વારિખી સનદ ( મોઅતેબર કે ગેર મોઅતેબર ) રૂજુ કરતે; તો કાંઇક વ્યાજબી પણ ગણાતે. પણ મી. વરતેજીએ પોતાના તરફથી એ વાકયો લખીને એક એવી ચાલ ચલાવી છે, કે તેને કોઇ પણ સમજુ વર્ગ પસંદ કરે નહિ.

**બારમા ઇમામ,** ઇમામ હસન અસ્કરી અ. ના ખરા હકીકી ફરઝંદ જ છે. એ ઇસ્લામી ત્વારિખનવેશો વગરમતભેદે સ્વીકારે છે. અને તેવી સનદો સુર્ય સમાન પ્રકાશિત છે, પણ જેની ચક્ષુઓ ઉપરે હઠ્ઠધર્મીની પટી બાંધેલી હોઇ તેનો કાંઇ ઇલાજ જ નથી !

**બારમા ઇમામનો** જન્મ, ઇમામ હસન અસ્કરી અ. ને ત્યાં થયેલ, તે માટેની ઘણી સનદો ત્વારિખોમાં મોજુદ છે, તે પૈકી કેટલીક સનદો આગળ અપાઈ ગઈ છે, અને કેટલીક સનદો આએ પ્રકરણમાં રજુ કરીશ—

૧—નાo આગાખાન શાહ હસનઅલી સાહેબની સહાયતાથી પ્રગટ થયેલ ફારસી કિતાબ " કન્ઝુલ મસા-

એબ " માં બારમા ઇમામ અ. ની પયદાયશનો સંપુર્ણ અહેવાલ પેજ ૨૨—૨૩ માં આપવામાં આવેલ છે.

૨—" તવારિખે ફીરીશ્તાહ " ની સનદ. જે સનદને મી. વરતેજીએ પણ " ઇસ્માઇલીયા ઇમામત " ના હેડીંગ નીચે જે લખાણુ કરેલ છે, તેમાં ( ભુલથી ) દરજ કરેલ છે. જે સનદમાં ઇમામતના સુર્ય તરીકે બારમા ઇમામ હ. મોહમ્મદ મેહદી ઇબ્ને હસન અસ્કરી અ. ને જણાવેલ છે, અને તેમાં તેઓની વીલાદતનું પણ વર્ણન છે.

૩—" મઝાહેબુલ ઇસ્લામ " (જે કે સુન્નત જમાઅતનાં મોલવી મોહમ્મદ નજ્મુલ ગનીએ બનાવેલ છે તે ) નાં પેજ ૪૪૧ ઉપરે વર્ણવેલ છેઃ—

" ઇમામ હસન અસ્કરી અ. ને વફાત પાઇ, તો પાંચ બરસકા એક લડકા મોહમ્મદ નામી, કે જો સોસન યા **નરજીસકે** શીકમસે પંદરવી શાબાન દોસોપંચાવન ( ૨૫૫ ) હીજરીમેં શબકે વકત, જયસાકે અબ્દુલ વહહાબ **શેઅરાનીને** કિતાબ **યવાકીત વ જવાહેરમેં** બ્યાન કીયા હયે, પયદા હુવા થા. **મેહદીયે મવઉદ** ઔર " ખાતેમુલ અઇમ્માહ[1] " ભી યેહી હયે. "

( તદુપરાંત–કર્તાએ ફુટનોટમાં, "સવાએકે મોહરકાહ", " મુન્તહીહુલ મકાલ, " ઉમ્દતુલ મતાલિબ, " " કશ્ફુલ ગુમ્માહ " વી. ની સનદો પણ તેજ પેજમાં આપેલી છે. )

---

૧. છેલ્લા ઇમામ.

૪—'**સ્વાનેહે ઉમરી હ. અલી**' ( સુન્નત જમાઅતના મોલવી અબ્દુલ્લાહ અમ્રતસરી કૃત ) પેજ ૪૩૩ માં ઇમામ હસન અસ્કરી અ. ના અહેવાલમાં જણાવેલ છે—" આપકે પીછે આપકે ફરઝંદ આરઝુમંદ " અબુલ કાસમ " **મોહમ્મદ** " અલ હુજ્જહ " કે સીવા આપકી કોઈ અવલાદ નહિં રહી. "

૫—'**દહ મજ્ઝન**' ( સુન્નત જમાઅતવાળા હકીમ નસરૂલ્લાહખાન કૃત ) પેજ ૧૬૭ માં લખેલ છે—" આપકી બાઅદ વફાતકે એક ફરઝંદ આરઝુમંદ બાકી રહે, કે નામ મુબારક ઉન્કા ઇમામ **મોહમ્મદ** અલ હુજ્જહ, અબુલ કાસીમ હયે ઔર નામ આપકા મોઅતમન* ભી કેહતે હયે. બ વકતે વફાત પીદરે બુઝરગવાર અપનેકે પાંચ બરસ કેથે. વાહેબુલ-અતાયા[1] ને ઉસ શુગુફે[2] ગુલઝારે-નોબુવ્વત[3] કો છોટપનકે ઝમાનેમેં ઇલ્મ ઔર હીકમત બખ્શી થી, ઔર લડકપન હીમેં ઇમામ વ પેશવા ઔર હાદી હુવે થે. "

૬—'**રીયાઝુલ-અન્સાબ**' નાં કર્તા પેજ ૨૧૨ માં જણાવે છે—"હઝરત હુજ્જતુલ્લાહ, ઇમામ વ ખલીફએ દોઆઝદહુમે હઝરત રસુલે ખુદા સ. અસ્ત. પિદરે બુઝરગવારશ ઇમામ હસન અસ્કરી અ. અસ્ત. તવલુદે હુમાયુને આં દુરરે દુરજે વીલાયત, બ કૌલે અકસર એહલે રીવાયત દર શબે જુમ્આહ નીમએ શાઅબાન લયલતુલ-બરાઅત દરસાલે દવીસ્તો પિંજાહ વ પંજ રૂઇનમુદ. વ માદરે આં ઇમામે આલીકેરામ

---

* નામ નહિ, પણ લકબ છે.

૧. ખુદાનું નામ છે. ૨. ફુલ. ૩. નબુવતનો બાગ.

" જીમ "

ઉમ્મેવલદ મુસમ્મા બ નરજીસ ખાતુન દુખ્તરે કય-
સરેરૂમ અઝ નસ્લે શમઉન. ”

**અર્થ**—હઝરત હુજ્જતુલ્લાહ, ઇમામ અને હઝરત રસુલે ખુદા સ૦ ના બારમા ખલીફા છે. તેઓના પિદરે બુઝરગવાર ઇમામ હસન અસ્કરી અ. છે. તે વીલાયતના મોતીનો જન્મ ઘણી રિવાયતો પ્રમાણે પંદરમી શાઅ-બાન, ઇદેખરાત જુમાની રાત્રે, હી. સ ૨૫૫ માં છે. તેઓના માતુશ્રીનું નામ **નરજીસ ખાતુન** ( હતું ) કે જેઓ **શમઉન**ની નસ્લમાંથી **કયસરેરૂમ**નાં પુત્રી હતાં.

૭—‘ **યનાબીઉલ મોવદ્દાહ** ’ નામની સુન્નત જમા-અતની કિતાબમાં શેખ સુલ્યમાન બલખીએ બારમાં ઇમામ અ. ની વીલાદતનું વર્ણન કરેલ છે. તેમાં શાઅબાનની પંદરમી અને હી. સ. ૨૫૦ લખેલ છે. ( એટલે ફકત હી સનનો ફેર છે. બાકીનો અહેવાલ ઇસ્નાઅશરી ત્વારિખો પ્રમાણેજ છે. )

૮—‘ **તારીખુલ ઇસ્લામ** ’ માં ઝહબીએ બારમા ઇમા-મની પયદાયશ હી. સ. ૨૫૬ માં વર્ણવેલ છે.

૯—‘ **તારીખે ઇબ્ને ખલદુન** ’ (સુન્નત જમાઅતની) જીલદ ૨ જી પેજ ૨૪ માં જણાવેલ છે—મેહદી અ. (જે) જાહેર થનાર છે, તે સને ૨૫૫ હીજરીમાં શાઅબાન મહિનાની પંદરમી તારીખે ને જુમા ને દીવસે પેદા થયેલ છે. તેમના બાપનું નામ હ. હસન અસ્કરી છે.

૧૦—' **શવાહેદુન્નોબુવ્વહ** ' માં મુલ્લાં અબ્દુર રહેમાન **જામીએ** પેજ ૨૪૭ માં વર્ણવેલ છે—" ઇમામ **રઝાના** ફરઝંદ **મોહમ્મદ**, તેમના ફરઝંદ **અલી**, તેમના ફરઝંદ **હસન**, તેમના ફરઝંદ **મોહમ્મદ મેહદી** છે. તેઓ સુરરેમનરાયમાં સને ૨૫૫ હીજરીમાં પેદા થયા છે. "

તદુપરાંત—સુન્નત જમાઅતની બીજી પણ કેટલીક કિતાબોમાં બારમા ઇમામ અ. ની પયદાયશની સાબેતીઓ મોજુદ છે. શીઆહ ઇસ્નાઅશરીઓની કિતાબોમાં તો ઠેકઠેકાણે તેવી સાબેતીઓ (મોઅતેબર સનદોથી) મોજુદ છે, પણ તે અત્રે આપવી ઉચિત ધારતો નથી.

પ્રિય વાંચકો ! આપ ઉપરથી જોઇ શકયા હશો કે, બારમા ઇમામની પયદાશ સુર્ય સમાન રોશન છે. તેઓ ઇમામ હસન અસ્કરી અ. ના ખરા ફરઝંદ છે, અને તેઓનાં માતુશ્રીનું નામ નરજીસ ખાતુન છે અને પંદરમી શાઅબાન ( **ઇદેબરાત** ) નો તેઓનો જન્મ થયેલ છે. મી. વરતેજી " દત્તક " નો જે મનઘડત સવાલ લાવ્યા છે. તે તદન અયોગ્ય છે. અગર કોઈ પણ ત્વારિખની સનદથી મી૦ વરતેજીએ " દત્તક " નો શબ્દ પુરવાર કરેલ હતે, તો કાંઈક વ્યાજબી પણ ગણાતે પણ તેઓએ તદન ગેરવાજબી રીતે પોતાના તરફથીજ દીલાં બખાળા કાઢવા સારૂ એ શબ્દ વાપરી પોતાની કલમની કીમત અંકાવી છે ! જે વિશે વધુ વિવેચન નહિં કરતાં તેનો તોલ કરવાનું વાંચકોની મુન્સફી ઉપરે છોડી; આએ પ્રકરણ પુર્ણ કરૂં છું.



# બારમા ઈમામ ગાયબ હોવાની સાબેતીઓ.



**આયતો**—અલીફ-લામ-મીમ. ૧. ઝાલેકલ કેતાબો લા રયૂબ ફીહે, હોદલૂ લિલ મુત્તકીન. ૨. અલ્લઝીન યોઅમેનૂન બિલ ગયબે વ યોકી મૂનસલાત વ મિમ્મા રઝનકુા હુમ યુન્ફેકુન.

( સુરએ બકર આયત ૧-૨-૩ )

**અર્થ**—( અ, લ, મ, ) અલીફ, લામ, મીમ, ૧. આ તે કેતાબ છે કે જેમાં કાંઈ શક નથી, તે પરહેઝગારોને રસ્તો દેખાડનાર છે. ૨. કે જેઓ ( ધર્મની ) અદ્રષ્ય બાબતોમાં ઈમાન લાવે છે અને નમાઝ અદા કરે છે અને જે અમે તેઓને રૂઝી આપી છે તેમાંથી દાન કરે છે. ૩.

( પ્રોફેસર ઈસ્ફહાની કૃત તરજુમો પેજ ૬ )

ઉપરની આયત પ્રમાણે જેઓ બીજી બાબતોની સાથે "અદ્રષ્ય" ઉપરે ઇમાન લાવે છે તેઓ પરહેઝગારો છે, એમ જણાઇ આવે છે. હવે 'અદ્રષ્ય' એટલે શું ? તેના ટીપણુમાં પ્રોફેસર ઈસ્ફહાની જણાવે છેઃ—

"ગયબનો અર્થ અદ્રષ્ય થાય છે. જેમકે ખુદા, ફીરસ્તાઓ, કયામતનો દીવસ, બહેસ્ત, દુઝખ વગેરે કે જે જોવામાં આવતાં નથી."

ઉપરના ખુલાસા ( ટીપણુ ) મુજબ જે નામો દર્શાવેલા છે, તે ઉપરાંત "વગેરે" નો શબ્દ છે જેથી જણાઈ આવે

છે કે તે ઉપરાંતની બીજી પણ કોઇ **ગયબ** તરીકેની બાબતો છે; કે જે ઉપરે ઈમાન આણવું લાઝીમ છે. તો તે બાબતો કઈ છે તે તપાસવી જોઇએ. તો તે માટે મવલવી મકબુલ અહમદ કૃત તરજુમામાં નીચે મુજબ જોવામાં આવે છે:—

" અલ ગયબ—જો ઝાહેરી હવાસ[1] સે મહસુસ[2] કરનેકી ચીઝ નહો. જયસે તવહીદે ખુદા, નોબુવ્વતે અંબીયા, **કયામે કાયેમ**[3] અ૦, મસઅલે રજઅત,[4] કિયામતકે દિન ફિર જી ઉઠના, હિસાબો કિતાબ હોના, જન્નતો દોઝખ, ઔર ઇસી કીસ્મકે ઔર ઉમુરજીનપર ઇમાન લાના લાઝિમ હયે, ઔર જો આંખોંસે નહિ દેખે જાતે; બલકે ઉન દલીલોંસે પયછાને જાતે હયેં, જો ખુદાને કાયમ ફરમાઇ હયેં."

( મવલવી મકબુલ અહમદ કૃત તરજુમો પેજ ૩ )

જે ઉપરથી કેટલીક ગયબ બાબતોનો ખુલાસો મળી જાય છે. તે ઉપરાંત પણ એવી તરેહની બીજી પણ કેટલીક બાબતો છે, કે જે કર્તાની ઇબારતથી જણાઇ આવે છે. ઉપરની બાબતોમાં " કયામે કાયમ " નો શબ્દ છે, તેથી જણાય છે કે બારમા ઈમામ અ૦ નુ ( ગયબ તરીકે ) કાયમ હોવું, તે ઉપરે પણ ઇમાન લાવવું લાઝીમ છે.

હવે—કોઈ એમ સવાલ કરે કે, જે વખતે મજકુર આયત નાઝીલ થઇ, તે વખતે બારમા ઈમામ મોજુદ નહતા, તો તેઓના માટે એ આયત કેવી રીતે લાગુ પડી શકે ?" તો તેનો જવાબ એ છે કે પાક કુરઆને શરીફમાં જે હુકમો

૧. ઇદ્રીયો. ૨. પરખવું. ૩. બારમા ઇમામનું ( ગયબ તરીકે ) કાયમ હોવું. ૪. બારમા ઇમામના વખતમાં ફરી ઉઠવું.

"જીમ."

નાઝીલ કરવામાં આવ્યા છે, તે તે વખતથી કરીને કયામત સૂધીના માટે લાગુ પડે છે. તો ત્યાર પછીની જે બાબતો ગયબ તરીકે થનાર હતી તેનો પણ તેમાં સમાવેશ થઈ જાય છે. અને બારમા ઈમામની ગયબતને નીચેની હદીસો પણ ટેકો આપે છે—

૧—સુન્નત જમાઅતના મોહદ્દિસ અને ફકીહ શેખ મોહમ્મદ અલ—જોવયની કૃત ફેરાયદુસ્સીમત્યનના હવાલાથી હદીસ વર્ણવેલ છે—"ઇબ્ને અબ્બાસે કહ્યું કે, હ૦ રસુલે ખુદા સ૦ એ ફરમાવ્યું કે મ્હારી બાદ મારા ખલીફા અને વસીએ ખુદાની હુજ્જતો બાર છે. જેમાંનો પહેલો અલી છે, અને જેમાંનો છેલ્લો મ્હારો ફરઝંદ મહદીયે સવઉદ છે. હ૦ ઇસા અ૦ આકાશ ઉપરથી નીચે ઉતરશે અને માહેદીની પાછળ નમાઝે જમાઅત પડશે."

( અલ્હાદી—પેજ ૧૫૨-૧૫૩ )

૨—"હઝરતે ઈમામે ઝયનુલ આબેદીન અ૦ થી મનકુલ છે કે બારમા ઈમામની ગયબતનો ઝમાનો લાંબો હશે, અને તેમની ગયબતના ઝમાનામાં જે લોકો તેમની ગયબતને માનનારા હશે અને તેમના જાહેર થવાનો ઈન્તેજાર કરતા હશે, તેઓ એ ઝમાનાના લોકોમાં સર્વથી બેહતર હશે," ( વી૦ વી૦ લંબાણુથી છે. )

( અલ્હાદી પહેલી આવૃતી—પેજ ૧૫૩ )

૩—"હઝરતે ઈમામ જાઅફરે સાદીક અ૦ થી મનકુલ છે કે લોકો ઉપર એક એવો સમય આવશે કે જેમાં તેમનો ઈમામ તેમની નજરોથી ગાયબ થઈ જશે, એ વખતે જે અમારા અમ્ર ઉપર કાયમ રહે તેના ખુશહાલ થાઓ," ( વી૦ વી૦ )

( અલ્હાદી આવૃતી પહેલી—પેજ ૧૫૪ )

૪—" હઝરત ઇમામ જાઅફરે સાદીક અ૦ થી મનકુલ છે કે જે માણસ હ૦ કાયમ અ૦ ના જાહેર થવાનો ઇન્તેજાર કરે અને ઇન્તેજાર ને ઇન્તેજારમાંજ મર્ણ પામે તો એનો દરજ્જો એ માણસ જેવો છે કે જે હઝરતે કાયમ અ૦ ની સાથે તેમના તંબુમાં હોય."

( અલ્હાદી આવૃતી પહેલી—પેજ ૧૫૫ )

એ રીતે ઉપરની હદીસોથી ગયબ ઇમામ ઉપરે ઈમાન લાવવાની ફઝીલત સાબેત થાય છે. તો તે વખતમાં પણ હજી બારમા ઇમામ અ. ની પયદાયશ થઇ નહતી, પણ ઉક્ત આયત મુજબજ તે હદીસોમાં ગાયબ ઇમામ ઉપરે ઈમાન લાવવાની ફઝીલત વર્ણવેલ છે. મતલબકે પાક કુરઆને શરીફની આયત પ્રમાણે ગેબ ઈમામ ઉપરે ઈમાન લાવવું લાઝીમ છે. કારણ કે કુરઆને શરીફના હુકમો તે વખતથી કયામત સૂધીના બનાવો માટે છે.

બારમા ઈમામની ગયબત સબંધે, મી. જાનમોહમ્મદ ભાઈ ઝીણા કૃત **અન્વારૂશશોહુદ** અને **રાહેનજાત** માસીક કી. ૨૯ હીસ્સા ૮–૯–૧૦ માં મારા મિત્ર મી. **ઇસ્નાઅશરી** તરફથી " મી. ગવહરીને હક જવાબ " ના લેખોમાં બહુજ સરસ વર્ણન કરવામાં આવેલ છે, તે જોઇ જવાની વાંચકોને ભલામણ કરીને બારમાં ઈમામ અ. ના ગયબ હોવાની કેટલીક સનદો નીચે રજુ કરીશ—

૧—**કન્ઝુલ મસાએબ** નામની ફારસી કિતાબ જે ના૦ આગાખાન શાહ હસનઅલીની સહાયતાથી છપાવવામાં આવી છે તેમાં બારમા ઈમામ અ. ના અહેવાલમાં તેઓનું ગયબ હોવાનું ખુલાસાથી વર્ણવેલ છે.

૨—**ત્વારિખે ઇસ્લામ** ( જસ્ટીસ અમીરઅલી કૃત ) માં લખેલ છે " મુતવક્કીલ કે જાનશીનો ને હસનકો નઝ-

રખ્ખા રખ્ખા. હસનકા કમસિન બચ્ચા જીસકી ઉમર કુલ પાંચ બરસકી થી બાપકી જુદાઇસે ગભરાકર ઉસકી તલાશમેં એક ગારમેં, જો ઘરકે નઝદીક હી થા દાખીલ હુવા." ( પેજ ૧૨૯ )

૩.—**મઝાહેબુલ ઇસ્લામ** (સુન્નત જમાઅતની કિતાબ) ના પેજ ૪૫૭ ઉપરે કર્તા જણાવે છે—"હબીબુસ્સયરમેં લિખ્ખા હયે કે ગયબતે કસરા યાઅને સુગરા,[1] **મોહમ્મદ** બિન **હસન**કી વિલાદતકે ઝમાનેસે ઉન્કી સિફારત[2] કે ઇન્કેતાઅ[3] તક હયે. ઓર **ગયબતે તુલ**[4] યાઅને કુબરા, સિફારતકે ઇન્કેતાઅકે ઝમાનેસે ઇસ વકત તક હયે, જબતક અલ્લાહને ઉન્કે ઝાહેર હોનેકો મુકદ્દર કીયા હયે."

૪—"**સ્વાનેહે ઉમરી ૯૦ અલી**" નામની (સુન્નત જમાઅતની) કિતાબના પેજ ૪૩૩ માં કર્તાએ જણાવેલ છે—"આપકે વાલીદકી વફાતકે વકત, આપકી ઉમ્ર પાંચ બરસકી થી. લેકીન ખુદાને ઇસ છોટીસી ઉમરમેં આપકો હીકમત અતા કીથી. ઓર ઇસલીયે આપકા નામ **કાયેમ** રખ્ખા ગયા કે, આપ પોશીદાહ[1] હો ગયે ઓર ન માઅલુમ હુવા કે કહાં તશરીફ લે ગયે."

૫—ઉકત કિતાબનાં તેજ પેજમાં બીજી સનદ ટાંકેલી છે—"શેખ અબુ અબ્દુલ્લાહ મોહમ્મદ બિન યુસુફ અલકન્જી અશ્શાફેઈ રહેમતુલ્લા અલયહે અપની કિતાબ અલ મુસમ્મા બિલ બયાન ફી અખ્બારે સાહેબિ-

---

૧. થોડી મુદત માટેની ગયબતનો ઝમાનો. ૨. વકીલોનો ઝમાનો. ૩. પુર્ણ થવું. ૪. લાંબી મુદત માટેની ગયબતનો ઝમાનો.

"જીમ."

**ઝમાન** મેં જહાંપર કે ઉન્હોને બાઅદ ગાયબ હોને કે **ઇમામ મહેદી** અ. કે અબતક ઉન્કે ઝીંદાહ ઓર બાકી હોનેપર દલાએલ[2] લિખ્ખે હયેં—એક દલીલ યેહ ભી બ્યાન કી હયે કે, **મીસ્લ ઇસા** બિન મરયમ ઓર **ખીઝર** ઓર **ઇલીયાસકે** જો ખુદાકે દોસ્ત હયેં, ઓર અઅવર દજ્જાલ ઓર ઇબ્લીસ લઇનકી બકા[3] કે; જો દુશ્મને ખુદાસેં હયેં, જનાબે **મેહદી** અ. કી બકામેં ભી કોઈ માનેઅ નહિં. ઓર ઇન લોગોંકા બાકી હોના કિતાબો સુન્નતસે સાબીત હયે. ”

૬—“ **દહ મજ્ઝન** ” નામની સુન્નત જમાઅતની કિતાબના પેજ ૧૬૭ માં લખે છે—“ સવાએકે મોહર્રેકાહ મેં લિખ્ખા હયે કે, આપકા નામ **કાએમ**—**મુન્તઝર**ની હયે. ઓર ઇસ્કી વજેહમેં[4] કહા હયે ઇસ્વાસ્તે કે આપ મદીનેમેં દફઅતન અએસે ગુમ હુએ ઓર ગાયબ હોગએ કે કીસીપર ઉન્કે ગાયબ હોનેકી હકીકત નહિં ખુલી હયે. ઓર બાઅઝે કિતાબુંમેં લિખ્ખા હયે કે આપ **સરમનરાયમેં** એક સરદાબ[5] કે બીચમેં ગાયબ હો ગયે. ”

૭—“ **તઝકેરતુલ કેરામ તારીખે ખોલફાએ અરબો ઇસ્લામ** ” નામની સુન્નત જમાઅતની કિતાબના પેજ **૫૪૯ થી ૫૫૦** માં બાર ઈમામો ( **હ. અલી અ. થી હ. મોહમ્મદ મેહદી અ. સુધી** ) નું ટુંક વર્ણન કરેલ છે. જેમાં બારમા ઈમામ માટે લખે છે—“ **હઝરત**

૧. ગાયેબ. ૨. દલીલો. ૩. હયાત રહેવું. ૪. કારણમાં. ૫. ભોંયરૂ.

ઇમામ મોહમ્મદ મેહદી બિન હસન અસ્કરી અ. ગાયબ હો ગયે."

૮—દુરરે બેબહા (કે જેમાંથી મી. વરતેજીએ પોતાની માન્યતા સિદ્ધ કરવા ખાતર ઉતારો કરેલ છે, અને તેમાં મનગમતો ફેરફાર કરેલ છે. તો તેમાંથી પણ બારમા ઇમામ અ. ના ગયબ હોવાની દલીલ આપવી યોગ્ય ગણાશે. એટલે તે કિતાબ) ના પેજ ૧૮૮ માં બારમા ઈમામ અ. ના ગયબ થવા માટેની જે હકીકત દર્શાવેલ છે, તેમાંથી ટુક સાર એ કે—બારમા ઈમામ પેદા થવાના વખતથીજ ગાયબ રહેતા હતા, ઈમામ હસન અસ્કરી અ. ની વફાત વખતે બારમા ઇમામની ઉમ્ર પાંચ વરસની હતી, અને તે વખતે પણ તેઓ ગાયબજ હતા. તો પણ અમુક ખાસ નાએબોની સાથે તેઓની ઝાહેરમાં મુલાકાત થતી. ત્યાર પછી સાઠ વરસ રહીને ગયબતે કુબરા થઈ, તે આજ દીન સૂધી છે.

૯—"રીયાઝુલ અન્સાબ" ના કર્તા, બારમા ઈમામ અ. ની પયદાયશ અને તેઓના માતુશ્રીનું વર્ણન કરીને ત્યાર પછી લખે છે કે—"વ આં ઈમામ ઝવીલ એહતેરામ, દર નામ વ કુનીય્યત બા હઝરતે ખ્યરૂલ અનામ મુત્તાએફસ્ત વ મેહદી, વ મુન્તઝરે, વ સાહેબુઝઝમાન, વ હુજ્જહ, વ કાયેમ, અઝ જુમલએ ઇલકાબે આં જનાબ હસ્ત. વ દર વક્તે પિદરે ખુદ બ રિવાયત, કે બસેહહત અકરબસ્ત, પંજ સાલાહ બુદ વ હઝરતે વાહેબુલ અતાયા, આં શુગુફે ચમને વીલાયતરા માનીંદે યહયા બિન ઝકરીયા વ ઇસા બિન મરયમ કે દર તીફ્લીય્યત દરજએ પયગમ્બરી કેરામત ફરમૂદ, આં હઝરતરા નીઝ મરતબએ ઇમા-

મત વ વીલાયત દર સગીરસીન અરઝાની કુર વ આં હઝરતરા દો ગયબત હસ્ત દાહાક-ગય સુગરા દર ઝમાને મોઅતમદ, દરસાલે દવી શસ્તો શશ હીજરી. " વ ગયબતે કુબરા દર અ રાઝી બીન મુકતદેર અબ્બાસી દર સાલે સી બીસ્તો હશ્ત હીજરી. અર્થ—અને તે એહતરામ (બુઝર વાલા ઈમામનું નામ અને કુનીયત હ૦ ખ અનામ (હ. રસુલ સ.) ના પ્રમાણે છે. અને તેઓ ઇલ્કાબોમાંથી મેહદી, મુન્તેઝર, સાહેબુઝઝમ હુજ્જહ અને કાયેમ છે. પોતાના પીતાશ્રીના તમાં ( પોતાના પીતાશ્રીની વફાત વખતે ) રિવાયત કે જે વધુ સહીહ છે, તે પ્રમાણે, વર્ષના હતા. અને હઝરતે વાહેબુલ અતાયા ( ખુ એ, તે વિલાયતના બાગના ફુલને બચપણમાં ઇમ અને વીલાયતનો દરજ્જો અતા કરેલ; જેવી રીતે હઝરત યહયા, બિન ઝકરીયા અને હ૦ ઇસા મરયમને બચપણમાં પયગમ્બરીનો દરજ્જો અતા ક ને તે હઝરત ( બારમા ઇમામ ) ને બે ગય અતા કીધી—એક ગયબતે સુગરા, હી. સ. મોઅતમદ ( અબ્બાસી ) ના ઝમાનામાં; અને બતે કુબરા, હી. સ. ૩૨૮ માં રાઝીબિન મુક અબ્બાસીના ઝમાનામાં. "

( અને તે ગયબતે કુબરા આજ દીવસ સુધી છે, અને જ્યાં સુધી ખુદાનો હુકમ હશે ત્યાં ચાલુ રહેશે. )

પ્રિય વાંચકો ! બારમા ઇમામની ગયબત સંબ સાબીતીઓ આપ ઉપરથી જોઈ શકયા હશો. હજી કે ઘણુ સાબેતીઓ મોજુદ છે. પણ લંબાણના ભયથી અ

સાબેતીઓ ઉપરેજ બસ કરીશ. ઉપરાંત ઇસ્ના અશરી તવારીખોમાં બારમાં ઈમામ અ. ની ગયબત સબંધમાં જે વિગતવાર અહેવાલો છતે અત્રે આપવા ઉચિત ધારેલ નથી.

મજકુર સાબેતીઓમાં બારમા ઈમામ અ. નું લાંબુ આયુષ્ય અને બચપણની હાલતમાં ઇમામત મલવાની દલીલો પણ વાંચકો જોઈ શકયા હશે, એટલે તે સબંધે વિવેચન નહિં કરતાં, તેઓના ગયબ થવા સબંધેનો એક સરસ ઉલ્લેખ—એસ. ઝાકીર હુસેન જાઅફર કૃત તારીખે ઇસ્લામની જીલ્લદ ૧ લી માંથી વાંચકોની વાકેફી અર્થે નિચે ટાંકી બતાવીશ;—

અઈમ્મએ—એહલે બયત [1] દુન્યાવી [2] મોઆમેલાત [3] સે કોઈ સરોકાર [4] ન રખતે થે. સલતનત [5] કે મો- [illegible] હોતા થા યાદે ખુદા ઓર અપને નાના [illegible] ન્ચ્યા મઝહબ ફેલાનેમેં સરગરમ [8] રેહતેથે. જીગરગોશએ [9] રસુલ હોનેકી હયસીયત [10] સે લોગભી ઉન્કા બહોત પાસો અદબ કરતે થે. ઇસિ સબબસે સલાતીને—જાર [11] ઈન્સે બદગુમાન ઓર અંદેશામંદ રહેતે થે, કે કહીં લોગ ઈન્કે ગરદીદાહ [12] હોકર ખીલાફતે—ઝાહેરી [13] ભી ઈન્કે સુપુર્દન કરદે; ઓર સલતનત હમારે હાથસે જાતી રહે. ઇસ સબબસે ઇન્કે પ્રીતવો [14] પર અમલ ન કરતે થે, બલ્કે અપની તરફસે ઇમામ ખડે કરકે ઉન્કે ફિતવોંકો રિવાજ દેતેથે; તાકે અઇમ્મએ—એહલેબયત મરજએ—ખલાયક ન બન જાએં. ઈન્કો નઝરબંદીકી હાલતમેં રખતથે, ઓર જબ મવકા

૧, ઇમામો ૨, દુનીયાના, ૩ મામલાઓ ૪ સબંધ ૫ રાજ્ય પ્રકરણી ૬ વચ્ચે પુરાવું ૭ બનીશકવું, ૮ મચ્યા રહેવું, ૯ કલેજાના ટુકડા ૧૦ સબબથી; કારણુથી ૧૧ ઝાલીમ હાકેમો ૧૨ મોહોબત વસ ૧૩ ઝાહેરી હુકુમત ૧૪ શરઇ હુકમો

[15] પાતેથે ઝહર સે કામ તમામ કરા દેતેથે. ચુનાંચે શીઆએ હ૦ અલી ઓર ઇમામ હુસેન કે જો તલવારસે શહીદ હુવે, નવ ઇમામ, બની ઉમીય્યાહ ઓર બની અબ્બાસકી ઝહર ખોરાની સે શહીદ હુવે- ગ્યારવે ઈમામ હસન અસ્કરી અ૦ કોઝહર સે શહીદ કરને કે બાઅદ, મોઅતમદ અબ્બાસી, ઉન્કે સાહેબઝાદે મોહમ્મદ ( મેહદી ) કે કતલકે દરપય [17] હુવા. પસ યેહ આખરી બારવે ઇમામ સન ૨૬૦ હીજરીમે પાંચ સાલકી ઉમ્રમે સરદાબે સરમનરાયમેં ગાયેબ હોગએ.

( તારીખે ઇસ્લામ જીલ્લદ ૧ લી પેજ ૨૯ )

ઉપરના ઉતારાથી બારમાઇમામ અ. ના ગાયબ થવાનું કારણ વાંચકો સારી રીતે જોઇ શકશે. હવે કોઈ એ પ્રશ્ન કરે કે “ અગીયાર ઇમામોને જુલ્મથી શહીદ કરવામાં આવ્યા, છતાં તેઓ ગાયબ ન થયા અને બારમા ઈમામ શું કરવા ગાયેબ થયા ? ” તો તેનો ખુલાસો એ છે કે—હ૦ રસુલ સ. ની હદીસ મુજબ આએ ઉમ્મતનાં માટે ઇમામો બારજ છે. તેરમો ઈમામ કોઇ નથી, “બાર ઈમામો માટેની સાબીતી” તેજ પ્રકરણમાં આપવામાં આવેલ છે. ) તો અગીયાર ઇમામો સુધી, એક ઇમામની શહાદત પછી બીજા ઇમામ, ઇમામતનો [illegible] રહેતા. પણ બારમા ઈમામ અ૦ પછી કોઈ ઇમામ નથી, અને તેઓની ઇમામતનો સમય છેવટ સુધીનો છે. એટલે આટલી લાંબી મુદત સુધી ઝાલેમોનાં જુલ્મથી બચવા માટે તેઓનું ગયબ થવું જરૂરી હતું અને તેમાં બીજી પણ કેટલીક ખુદાની મસ્લેહતો સમાયલી છે, પણ લંબાણના ભયથી તેવી દરેક દલીલો અત્રે આપી શકતો નથી વધુ જીજ્ઞાસા ધરાવનાર વાંચકે,

૧૫ તક. ૧૬ ઝેહર ખવરાવવાથી ૧૭ પાછળ પડવું.

“ જીમ ”

હાજી ગુલામઅલી કૃત **અલહાદી** જોઇ જવા કૃપા કરવી. જે કિતાબમાં, બારમા ઈમામ અ૦ ના ગાયબ થવાનો સબબ—શું કરવા ગાયબ થયા—હજુન ઝાહેર કેમ થતા નથી. બીજા ઈમામો ઝાલીમોના ઝુલ્મથી ગાયબ ન થયા, અને બારમા ઈમામ કેમ ગાયબ થયા, જ્યારે એઓના સબબથી ઝમીન અદલો ઈન્સાફથી ભરપુર થવાની છે ત્યારે તેઓને ઝાહેર જ રાખીને ખુદા તઆલાએ તેઓનું રક્ષણ કેમ ન કીધું, તેઓ હાલ કયાં રહે છે, તેઓથી ખલકતને શું ફાયદો પહોંચે છે વી. વી. વર્ણનો ખુલાસાથી આપેલ છે, તે જોઇ જવાની હરેકને ખાસ ભલામણ છે. આ પુસ્તકમાં સર્વે વર્ણન કરવાની જગ્યા કરી શકાતી નથી, જેથી મજકુર કારણોનાં માટે મારા તરફની નવીન દલીલો ન આપતાં; અલહાદી જોઇ જવાની ભલામણ કરવા ઉપરેજ બસ કરૂં છું. તદુ—પરાંત મીં૦ જાનમામદભાઇ ઝીણા કૃત **અન્વારૂશ્શોહુદ**માં પણ એ સબંધે વિવેચન કરેલ છે; તેમજ મારા મિત્ર મીં૦ **ઇસ્નાઅસરી**એ પણ “ મીં૦ ગવહરીને હક જવાબ ” ના લેખમાં સરસ દલીલો આપેલ છે.

---

# બારમા ઈમામનો ઝુહુર—અને તેનો સમય.

---

પ્રિય વાંચકો ! આખર ઝમાનામાં હ૦ મેહદી અ૦ ઝુહુર ફરમાવશે તે વિશે સર્વે ઈસ્લામી આલીમો કબુલ રાખે છે, જો કે હ૦ મહેદી અ૦ સબંધે સુન્નત જમાઅતના કોઇ કોઈ આલીમોએ જુદા મતો દર્શાવેલ છે, પણ તેઓમાંના ઘણા આલીમો એજ મત ઉપરે છે કે,

આવનાર **મહેદી** અ૦ તે **બારમા ઇમામ** હ૦ મોહ-મ્મદ ઈબ્ને હ. હસન અસ્કરી અ૦ જ છે, જેના કેટલાક પુરાવાઓ " બારમા ઇમામ તેજ મહેદી અ૦ " ના પ્રકરણમાં આપી ગયો છું—છતાં સબંધ જોડવા ખાતર આ પ્રકરણમાં પણ કેટલાક પુરાવાઓ રજુ કરીશ;—

૧—"**તારીખે ખમીસ**" ની જીલ્દ ૨ જી માં લખેલ છે કે—"**મહેદી** તે હ૦ મહમદ બિન હસન અસ્કરી છે, તે જાહેર થશે ત્યારે ફીરીસ્તો આવાજ આપશે કે મેહદી જાહેર થયા, તે ખુદાના ખલીફા છે અને તેઓના ઝમાનામાં વરૂ અને બકરાં સાથે ચરશે, અને ઈનસાનનાં બચ્ચાંઓ સાંપ તથા વીછુને પકડી રમશે." વી. વી.

( અલ્લહદી—પેજ ૩૭૭ )

૨—"અસ્આફુર્રાગેબીન"ના પેજ ૧૪૦માં શેખ મોહીયુદ્દીન કૃત ફુતુહાતની સનદથી લખેલું છે કે—"હ૦ ઇમામ મહેદી અ૦ જાહેર થશે તેમાં કશો શક નથી જ, પણ કયારે જાહેર થશે કે જ્યારે આ દુન્યા ઝુલ્મ અને જબરદસ્તી, બેઈન્સાફી અને પાપથી બહુજ હદ કુદાવીને ભરાઇ જશે; ત્યારે એ મહેદી જાહેર થઈને, એ તમામ બેઇન્સાફી, ઝુલ્મ અને પાપના કામને દુર કરીને અદલ અને ઇન્સાફથી ભરી દેશે. અને તે મહેદી હ૦ મોહમ્મદ મુસ્તફા સ૦ ની ઈતરતથી તેમની દીકરી જનાબે ફાતેમાં અ. ના ફરઝંદ ઇમામે હુસયન અ. ની નસલમાં એવી રીતે હશે કે તેમના ફરઝંદ અલી અ. તેમના ફરઝંદ મોહમ્મદ બાકર અ૦ તેમના ફરઝંદ જાઅફર અ૦, તેમના ફરઝંદ મુસા અ૦. તેમના ફરઝંદ અલીરઝા અ૦, તેમના ફરઝંદ મોહમ્મદ તકી અ૦, તેમના ફર-

ઝંદ અલીયુન્નકી અ૦, તેમના ફરઝંદ હસન અસ્કરી અ૦, તેમના ફરઝંદ મોહમ્મદ મેહદી અ. છે. અને તેઓ મકકામાં ખાનએ કાઅબામાં બૈઅત લેવરાવશે." વી. વી.

૩—"મનાકીબ" માં લખેલું છે કે જનદલ યહુદીએ હઝરતે રસુલે ખુદા સ૦ ની ખીઝમતમાં કેટલાક સવાલો કરેલ જેમાં ઇમામત સબંધે પણ સવાલો કરેલ; તેમાં હઝરત રસુલે ખુદા સ. એ બાર ઇમામોના નામો બતાવેલ; તેમાં અગીઆરમા ઈમામ પછી જણાવેલ કે, તેમની બાદ તેમના ફરઝંદ મોહમદ મુલકબ મેહદીએ મવઉદ ઇમામ છે, તેમનેજ કાએમે આલે મોહમ્મદ અને હુજ્જતુલ્લાહ પણ કહે છે, વળી તેઓએ ફરમાવ્યું કે તે ગાયબ થઇ જશે અને એક મુદતની બાદ ખુરૂજ અને ઝુહુર ફરમાવશે અને દુનિયાને અદલ ઈનસાફથી ભરી દેશે." વી૦

( અલ્હાદી, પેજ ૫૫ )

૪—"મનાકેબ" માં જનાબે સલમાન ફારસીથી રીવાયત છે કે અમો હઝરત રસુલે ખુદા સ૦ પાસે બેઠા હતા, ઇમામે હુસેન અ. તેઓના ખોળામાં હતા, આપે ઇમામ હુસેન અ૦ ને ફરમાવ્યું કે તું સર્વેનો સરદાર, ઈમામ, નવ ઇમામોનો બાપ છે, અને તે નવમો કાએમ બહક અને આદલ અને અફઝલ છે." વી૦

( અલ્હાદી પેજ ૫૮—૫૯ )

૫—મહમદ ઇબ્ને અહમદ ખ્વારઝમીની મનાકેબમાં સલમાન ફારસી રઝી૦ થી ઉપર ના. ૪ માં જણાવ્યા પ્રમાણેનીજ હદીસ છે.

[ અલ્હાદી, પેજ ૬૧ ]

૬—"મનકેબત" માં અબ્દુલ્લાહ બીન અબ્બાસ લખે છે કે " ઈમામ હુસેન અ૦ એ ફરમાવ્યું કે અમો બાર ઈમામો છીએ. તેમાં પહેલા અમીરૂલ મોઅ-મેનીન અલી અ૦ અને છેલ્લો મારો નવમો ફર-ઝંદ છે અને તે કાએમ બહક અને ઝમીનને જીવતી કરનાર છે અને તેને જ ખુદા તમામ ધર્મ ઉપરે ગાલીબ કરનાર છે. " વી૦

( અલ્હાદી, પેજ ૬૪ )

૭—હબીબુસ્સયર, કીફાયતુલ અસર, રોઝતુલ અહબાબ, વીગેરેમાં જાબીર બીન અબદુલા અન-સારીથી રીવાયત છે, જેમાં તેઓએ હ૦ રસુલે ખુદા સ૦ ને ઉલીલ અમ્ર વાળી આયતના માટે પુછ્યું—તેના જવાબમાં હ૦ રસુલે ખુદા સ૦ એ બાર ઇમામોના નામો જણાવ્યાં, તેમાં અગીઆ-રમા ઈમામના નામ પછી જણાવ્યું કે—" અને તેમની બાદ તે શખ્સ આવશે જે મારા નામે નામ અને કુનીય્યતે કુનીય્યતવાલો હશે જે હુજ્જતુ-લ્લાહ ફિલ અ મોહમ્મદ ઈબ્નુલ હસન ઈબ્ને અલી છે. તેઓના હાથ વડે ખુદા આખી દુનિયા ઉપરે જીત મેળવી આપશે, અને તે હઝરત મેહદી અ૦ મોહીબ્બોથી ગાયબ થાશે, અને તેમની ગયબત ઉપરે કોઇ ઈમાન નહીં લાવે, શીવાય કે જેઓને ખુદા-એ ઈમાન આપ્યું હશે અને પરીક્ષામાં પાસ થયા હશે.

( અલ્હાદી, પેજ ૬૫—૬૬ )

૮—"ફરાયદુસ્સીમતયન" માં ઈબ્ને અબ્બાસથી રી-વાયત છે કે હ૦ રસુલે ખુદા સ. એ ફરમાવ્યું કે—;

ખુદાની હુજ્જતો બાર છે. જેમાંનો પહેલો અલી છે અને જેમાંનો છેલ્લો મ્હારો ફરઝંદ મહદીયે મવ ઉદ છે. હજરતે ઇસા અ૦ આકાશ ઉપરથી નીચેઉતરશે અને મહેદીની પાછળ નમાઝે જમાઅત પડશે, તે વખતે પૃથ્વી ખુદાબંદઆલાના નુરથી પ્રકાશીત થઇ જશે અને પુર્વથી પશ્ચીમ સુધી હઝરતે મહેદી અ. નું રાજ્ય ફેલાઈ જશે.

( અલ્હાદી, પેજ ૨૫૧ )

૯—"તારીખે ઇબ્લીશ" ના કર્તા મોહમ્મદ અબ્દુસ્સમદ, પેજ ૫ ની ફુટનોટ માં જણાવે છે કે—"કરીબે કીયામત હઝરતે મેહદી—ઈમામે આખેરૂઝ ઝમાન [1] ઝુહુર કરેંગે, ઓર હઝરતે ઈસા મસીહ આસ્માનસે ઉતરેંગે, ઉસવકત ઇમામતે—નમાઝ [2] હઝરત ખાતેમુલ—અઇમ્માહ [3] કરેંગે, ઓર હઝરત ઈસા મુકતદી [4] હોગે."

એ રીતે સુન્નત જમાઅતનીજ કિતાબોથી સાબીત થાય છે કે, આખર ઝમાનામાં જેઓ હ૦ **મહેદી** અ૦ તરીકે ઝુહુર ફરમાવશે, તેઓ બારમા ઈમામ હ૦ મોહમ્મદ મહેદી ઇબ્ને હ૦ ઇમામ હસન અસ્કરી અ. જ છે.

પ્રિય વાંચકો ! આખર ઝમાનામાં ઝુહુર ફરમાવનાર હ૦ મેહદી અ૦ માટેની જે ભવીષ્ય વાણીઓમાં બારમા ઈમામનું ખુલ્લે ખુલ્લું નામ આપેલ છે, તેવી કેટલીક સાબીતીઓ "બારમા ઈમામ તેજ હ૦ મેહદી અ૦" ના પ્રકરણમાં આપી ગયો છું. અને આએ પ્રકરણમાં પણ નંબર ૧ થી ૮ સુધીની સાબીતીઓમાં ખુલ્લું નામ જણાઇ આવે

---

૧. આખેર ઝમાનાના ઇમામ ( એટલે બારમા ઇમામ. ) ૨. નમાઝ પડાવવાનું કાર્ય. ૩. ઇમામોમાંના છેલ્લા ઇમામ ( બારમા ઇમામ. ) ૪. પાછળ નમાઝ પડવાવાલા. "લુગત."

છે. નંબર ૯ ની સાબીતીમાં " ખાતેમુલ–અઇમ્માહ " નો શબ્દ છે તે પણ બારમા ઈમામ માટે જ છે.

ચાલુ સમયમાં જે પ્રચલિત ધર્મો છે, તેમાનાં મ્હોટા મ્હોટા સમુદાયવાળાઓએ સ્વીકાર્યું છે કે—' પૃથ્વીમાં ધર્મના ઉધ્ધાર કરવા માટે એક મ્હાન પુરૂષ જરૂર આવનાર છે." તે મ્હાન પુરૂષના માટે જુદા જુદા ધર્માનુયાઈઓ પોતપોતની માન્યતા પ્રમાણે જુદા જુદા નામો આપે છે, પણ કુલ્લે ઈસ્લામીઓ તે મ્હાન પુરૂષને **મહેદી** તરીકેજ ઓળખાવે છે. હવે તે **મહેદી** અ. કોણ હશે ? તેના માટે જે અસંખ્ય હદીસોમાં જે વર્ણન છે, અને તેમાં જે નિશાનીઓ આપવામાં આવી છે તે ઉપરથી જોઈ શકાય છે કે ઝાહેર થનાર હ૦ **મહેદી** અ૦ તે બીજા કોઈ નહિં, પણ બારમા ઇમામજ છે. તદુપરાંત કેટલીક સુન્નત જમાઅતની ત્વારિખો અને કિતાબોમાં તેઓનું ખુલ્લું નામ પણ જણાવવામાં આવેલ છે. તેવી સાબેતીઓ આગળ તેમજ આ પ્રકરણમાં આપી ગયો છું.

હવે—આખર ઝમાનામાં ઈમામ **મહેદી** અ૦ ઝુહુર ફરમાવશે—એ માન્યતાને તો સર્વ ઈસ્લામીઓ કબુલ રાખે છે પણ તેઓના **ઝુહુરનો સમય** ક્યારે થશે ? તેના માટે ફક્ત નિશાનીઓજ આપવામાં આવી છે. તેવી નિશાનીઓ પીરોના નામથી જણાવવામાં આવતા જ્ઞાનોમાં પણ જોવામાં આવે છે. હદીસોમાં તેઓના ઝુહુર માટેની ચોક્કસ નીશાનીઓજ આપવામાં આવી છે, પણ કોઈ ચોક્કસ સન કે સાલ અથવા મહિનો એવો કોઈ ચોક્કસ સમય જણાવેલ નથી; અને એમાં પણ ખુદાની મસ્લેહત છે. પણ મારા મિત્ર મી. વરતેજી તો, ઇમામ મહેદીના ઝુહુરના માટે સન અને સાલ ચોખ્ખે ચોખ્ખું જણાવે છે ! પણ તે કઇ હદીસોની રૂએ તેમ જણાવવાને મી૦ વરતેજી બાહેર પડ્યા છે, તે તેઓએ

જણાવી આપવું જોઇએ. પણ જે સન અને સાલ મી૦ વરતેજીએ જણાવેલ છે, તે સન અને સાલમાં **ઇમામ મહેદી** અ૦ ના ઝુહુરની નિશાનીઓ પુર્ણ થઇ નથી—એટલે મી૦ વરતેજીના કથનનું ખોટાર્‌ જણાઇ આવે છે.*

૬

**ઇમામ મહેદી** અ. ના ઝુહુરના સમય માટે હદીસોમાં ચોકકસ સન કે સાલ આપવામાં આવેલ નથી, પણ તે સમય માટેની નિશાનીઓજ આપવામાં આવેલી છે. જે નિશાનીઓમાંની કેટલીક મુખ્ય નિશાનીઓ, ઇસ્લામી સનદો મુજબ નિચે ટાંકી બતાવીશ—

૧—પ્રોફેસર ઇસ્ફહાની કૃત કુરઆને શરીફના પેજ ૯૪૪ ની ફુટનોટમાં કર્તા જણાવે છે—

"એટલે કે હઝરત ઇસા કે જે કયામતનો દિવસ નજદીક આવવાની નીશાનીઓમાંની એક છે; કારણ કે દજાલના આવવા પછી તે પોતાના હાથમાં એક ભાલું લઇને દમેશ્કની પુર્વ બાજુએ આકાશમાંથી નીચે ઉતરશે, અને દજ્જાલને શામમાં પકડીને તે ભાલા વડે તેને મારી નાખશે, પછી યઅજુજ અને મઅજુજ કોમ બહાર નીકળશે, અને હઝરત ઇસા સઘળા મોમેનોને લઇ સિના પહાડ ઉપર જશે, અને ત્યાં પોતાનો મુકામ મઝબુત કરીને રહેશે, અને પછી હઝરત મહેદી આવશે."

* મી૦ વરતેજીએ જે સનો જણાવેલ, તેમાં ઇમામ મહેદી અ૦ નું ઝુહુર ન થયેલ હોવાથી ઉલ્ટો ઇસ્નાઅશરીઓને ગળે પડે છે કે "એ સનો ગુજરી ગયા છતાં ઇમામ મહેદીનો ઝુહુર કેમ ન થયો ?" એટલે એ પણ મી૦ વરતેજીની એક પોલીસીજ છે. સનો જણાવવા પોતે, અને સવાલ કરવો બીજાને, એ ક્યાંનો ન્યાય ?

"જીમ."

૨—મજકુર તરજુમાના દીબાચામાં પેજ ૨૨ માં કર્તા જણાવે છે—" પણ કોરઆને શરીફમાં અને હદીસોમાં કેટલીક નિશાનીઓ આપેલી છે કે જે નિશાનીઓ આ દુનિયાની અહર ક્યામતના દીવસ અગાઉ જાહેર થાય છે, અને તે ઉપરથી ખબર પડે છે કે તે દીવસ નઝદીક છે; જેવી કે (૧) માણુસોનું ઇમાન બગડી ઘટતું જાય છે. (૨) આ દુનિયામાં ફસાદ અને ફેતના અને શોરબકોરનો વધારો. ( ૩ ) મ્હોટી મ્હોડી આફતો, અને દુકાળ. ( ૪ ) દજ્જાલુલ અર્ઝ ( વિચિત્ર પ્રાણી ) નું ઝાહેર થવું કે જે મક્કાની ઝમીનમાંથી નીકળી બહાર આવશે. ( ૫ ) મસીહુદ-દજ્જાલનું ઝાહેર થવું. ( ૬ ) યઅજુજ અને મઅજુજનું તેઓની સામે એસ્કન્દરે બાંધેલ લોઢાનાં દીવાલ ભાંગી બહાર આવવું; યઅજુજ અને મઅજુજ એ બે જંગલી કોમ છે; તેઓ તે દિવાલ પછવાડેથી બહાર આવી રસ્તામાં આવેલ એક સરોવર ઓળંગી તેમાનું સઘળું પાણી પી જઇ તેને સૂકું કરી નાખશે, પછી બૈતાલ-મોકદ્દસમાં આવી હઝરત ઇસા અને તેના તાબેદારોને ઘણુજ દુઃખ દેશે; છેવટે હઝરત ઇસા તેઓનો નાશ કરશે. ( ૭ ) અને હઝરત મહેદીનું ઝાહેર થવું. જે વખતે તે ઝાહેર થાય છે તે વખતે દુનિયામાં સઘળે ઠેકાણે ઝાલેમ અને અન્યાયનો ફેલાવો થયેલ હોય છે. પણ તે સઘળી દુનિયાને ન્યાય અને પ્રમાણિકપણાથી ભરપુર કરશે. આ ઉપરાંત બીજી કેટલીક નિશાનીઓ હદીસોમાં આપેલી છે. "

પ્રિય વાંચકો ! ઇમામ મહેદી અ. ના ઝુહુર ફરમાવવા અગાઉની સંખ્યાબંધ નિશાનીઓ હદીસોમાં મોજુદ છે અને તેમાંથી કેટલીક મુખ્ય નિશાનીઓ ઉપરના ઉતારાઓથી

આપ જોઇ શકયા હશો. તો તેવી નીશાનીઓ પુર્ણ થવા અગાઉ ઇમામ મહેદી અ. ઝુહુર ફરમાવશે નહિં, એ ખુલ્લુ છે. છતાં તેવી નિશાનીઓ પુર્ણ થવા અગાઉ મી. વરતેજી ના. આગાખાન સાહેબને **મહેદી** તરીકે જણાવવા નીકળ્યા છે ; એ ઘણુંજ આશ્ચર્યકારક કહેવાય ! મારા વ્હાલા મિત્ર મી. વરતેજી, પોતાની મનઘડત દલીલોથી ભોળા બંધુઓને ઉંધે રસ્તે દોરવવાનું સાહસ ખેડી રહ્યા છે ! ! !

**ઇમામ મહેદી** અ. ના ઝુહુર ફરમાવવા સબંધે હ. અલી અ. મે પોતાના ખુતબાઓમાં જે ફરમાવેલ છે, તે નહ જુલબલાગાહમાંથી નીચે ટાંકી બતાવીશ—

> " તો તમો તેની પાછળ એવા શખ્સને જાહેર થવાની રાહ જોજો કે તે તમોને ભેગા કરે, અને તમારામાંના તમામ મતભેદને દુર કરે. ( આ ઈશારો બારમા ઇમામ તરફ છે. ) અને જે ઈમામતનો દાવો કરે, પણ તે બેહતરીનું કામ ન કરે તેનાથી પોતાની ભલાઈની આશા રાખશો નહીં. અને જે ઇમામ ગાએબ હોય તેનાથી નાઉમેદ થશો નહીં, કેમકે જાહેરમાં તે ગાયેબ હશે પણ બાતીનમાં સલ્તનત ચલાવતા હશે, અને છેવટે જાહેર થઇ જાહેર અને બાતીન બન્નેની બાદશાહત ભોગવશે. "
>
> ( ખુતબો ના. ૯૬ માંથી—પેજ ૧૨૦ )

તો એ ઉપરથી સિધ્ધ થાય છે કે ઇમામ મહેદી અ૦ ગાએબ છે, અને તેઓ ઝુહુર ફરમાવીને તમામ મતભેદ દુર કરશે ( એટલે સર્વેને એકજ ધર્મ ઉપર લાવશે ) અને જાહેર અને બાતીન બંનેની બાદશાહત ભોગવશે. પણ મી. વરતેજી જેઓને **મેહદી** તરીકે જણાવવા મથન કરે છે, તેઓથી એવી બાબતો બનવા પામી નથી; એટલે તેઓ કોઇ રીતે પણ **મેહદી** થઇ શકતા નથીજ ! ! !

છેવટે—**ઇમામ મહેદી** (બારમા ઈમામ) ના ઝુહુર ફરમાવવાના ઇશ્તેયાકમાં **શેખ ફરીદુદ્દીન અતારે** ( કે જેઓને આગાખાનીઓ પણ માનની નજરેથી જુવે છે ) પોતાની બનાવેલ કિતાબ **મઝહરૂસ્સેફાતમાં** જે શેઅરો વર્ણવેલ છે તે નીચે ટાંકી આ પ્રકરણ પુર્ણ કરીશ—

" મુસ્તફા ખત્મે રોસોલ શુદ દર જહાં—
મુરતઝા ખત્મે વીલાયત દર અયાં.

જુમ્લે ફરઝંદાને હયદર અવલીયા—
જુમ્લેયક નુરન્દ, હક કર્દ ઈં નીદા.

સદ હઝારાં અવલીયા રૂએ ઝમીન—
અઝ ખુદા ખાહંદ **મેહદીરા** યકીન.

યા ઇલાહી મેહદીયમ અઝ ગયબ આર—
દર જહાં તા અદલ ગરદદ આશકાર.

મેહદીએ હાદીસ્ત તાજે અતકીયા—
બેહતરીને ખલક, બુરજે અવલીયા.

અય વીલાએતો મોઅય્યન આમદેહ—
બર દિલો જાન હાએ રવશન આમદેહ.

અય તુ ખત્મે અવલીયાએ ઈં ઝમાન—
અઝ હમે આલમ, નેહાની જાનેજાન.

અય તુ હમ પયદા વ પેનહાં આમદેહ—
બન્દે **અત્તારત** સનાખાં આમદેહ.



# ઈમામ બારજ છે—તેની સાબેતીઓ.

ઇબ્ને અમ્મે મુસ્તફા ઝવજએ બુતુલ;
નાએબે બરહક વ દામાદે રસુલ.
વાકેફે ઇસરારે રબ્બુલ આલમીન;
નાઝીમે એહકામે ખયરૂલ મુરસલીન.
હયદરે સફદર અમીરૂલ મોઅમેનીન;
રાહનુમાએ સાલેકાને રાહે દીન.
હસ્ત ઉ બા યાઝદાહ મેહરે દીગર;
નુર બખ્શે મતલએ ઇસ્નાઅશર.
હરકે બાશદ તાલેબે લુત્ફે ખુદા;
રૂહ ન ગરદાનદ ઝ મેહરે સુરતઅ.
હરકેરા મેહરે દોઆલમ આરઝુસ્ત;
મસ્દરશ મેહરે અલીયો આલે ઉસ્ત.

**આયત**—વલકદ્ અખઝલ્લાહો મીસાક બની ઇસ્રાઈલ, વ બ અસ્ના મિન્હો મુસ્નય અશર નકીબા.

( સુરએ માએદાહ આયત ૧૨ )

**અર્થ**—અને ખરેખર ખુદાએ ઇસ્રાઇલના દીકરાઓ પાસેથી કરાર લીધો અને અમે તેઓમાંથી બાર સરદારો બનાવ્યા.

( પ્રોફેસર ઇસ્ફહાની કૃત, તરજુમો—પેજ—૨૧૯ )

મજકુર આયતની ટીપણુમાં, મોલવી ફરમાન અલી કૃત પાક કુરઆને શરીફના તરજુમાના પેજ ૧૭૨ ના હાશીયા ઉપરે જણાવેલ છે:—

" જીસ્તરેહ બની ઇસ્રાઇલકે બારાહ સરદાર

હૈ, ઇસી તરેહ ઇસ ઉમ્મતકે ભી બારાહ સરદાર વ ઇમામ હયેં. ચુનાચે સહીહ બુખારી વ મુસ્લીમ‡ મેં મનકુલ હયે કે—હઝરત રસુલ સ૦ ને ફરમાયા કે જબતક મેરે બારાહ ખલીફહ ન હોલેગે દુનિયા કાયમ રહેગી, ઔર વોહ બારા ઇમામ હયેં. "*

ઉપરની સુન્નત જમાઅતની બે કિતાબો પ્રમાણે પણ હ૦ રસુલે ખુદા સ. ના ખલીફાઓ—ઇમામો બારજ થવા જુવે તેથી વધુ નહિજ થવા જુવે.

**ખલીફા**નો શબ્દ, સુન્નત જમાઅતના કેટલાક આલીમોએ " દુન્યવી હુકુમત કરનારાઓ માટે પણ વાપરેલ છે, પણ દુન્યવી હુકુમત અને **ઇમામત** એ બેઉ જુદીજ બાબતો છે, ( અને તેને મારા મિત્ર મી૦ વરતેજી પણ માન્ય રાખે છે. ) હ. રસુલ સ૦ દુન્યવી હાકેમો માટે એ હદીસ ફરમાવે, એ ન બનવા જોગ છે. એટલે મજકુર હદીસ **બાર ઇમામો** માટેજ સિધ્ધ થાય છે.

**ઇમામત** અને હુકુમતના સ્પષ્ટીકરણ માટે સુન્નત જમાઅતના મૌલવી સૈયદ શાહમોહમ્મદ કબીર સાહેબે પોતાની કિતાબ **તઝકેરતુલ** કેરામમાં હ. ઇમામ હસન અ. ના વર્ણનમાં પેજ ૨૭૦ માં જે ફકરો ટાંકેલ છે, તે નીચે ટાંકી બતાવીશ—

" મોહકકેકીનકા કૌલ હયે કે ખીલાફત દો કીસ્મકી હયે. ઝાહેરી[૧] વ બાતેની[૨]. હઝરતે ઇમામ

‡ સુન્નત જમાઅતની મોઅતેબર કીતાબો છે.

* બાર ઇમામો માટેની સાબેતી માટે પાક કુરઆને શરીફની આયતોથી મી૦ જાનમહમદ બાઇ જીણા અને અન્ય લેખકોએ બહુજ સરસ દલીલો આપેલ છે, જે જોઇ જવાની ઇલ્તેમાસ છે.

હસન અ. તક દોનું મુજતમેઅ[3]થી, લેકિન યહીંસે એહલે શીઆકે બારા ઇમામ હુવે." ×

જેથી જણાઇ આવે છે કે ઇમામત અને હુકુમત એ જુદીજ બાબતો છે. અગર ઝાહેરી હુકુમત ન હોય, તો પણ ઈમામતને કાંઈ અલવલ આવતી નથી. ( એટલે હ૦ રસુલ સ. ની હદીસ બાર ઈમામો માટેજ સિદ્ધ થાય છે.) ઇમામત અને હુકુમત સબંધે, એસ. ઝાકીર હુસેન જાઅફર કૃત તારિખે ઇસ્લામ જીલ્દ ૧ લીમાં બહુજ સરસ ઉલ્લેખ કરેલ છે; જે નીચે ટાંકી બતાવીશ—

" યેહ જતા દેના ઝુરૂર હયે કે, હુકુમત દો કિસમકી હોતી હયે; દીની ઓર દુન્યવી. રસુલુલ્લાહ સ. કો દોનો કીસમકી હુકુમત હાંસીલથી; ઇસ સબબસે આપકી ખીલાફતભી દો કિસમકી હયે, ખીલાફતે—બાતેની ( દીની હુકુમત—ઈમામત ) ઓર ખીલાફતે ઝાહેરી. ( દુન્યવી હુકુમત—બાદશાહી. ) ખીલાફતે બાતેની આપકી, ઇમામકે નામસે મશ્હુર હયે. જીન્મેંસે સીવાયે હઝરત અલી અ. કે, જો પોને પાંચ સાલ, ઓર હઝરત ઇમામ હસન અ. કે જો (૬) છે માહ ખીલાફતે ઝાહેરી પર ભી મુતમક્કિન[1] રહે; બાકી સબ ખીલાફતે ઝાહેરીસે મહરૂમ રહે. મગર દીની લેહાઝસે નોબુવ્વતકે બાઅદ ઉન્કા દરજા સબસે આઅલા[2] સમજા જાતા હયે. ઓર જીન્કો મવલવી શાહ અબ્દુલ અઝીઝ× સાહેબને અઇમ્માહ—મા

× ઇમામ હસન અ૦ ના સમયથી ઇમામત અને હુકુમત જુદી પડી ગઇ, તે પાછી બારમા ઇમામના ઝુહુર ફરમાવવા પછી એકઠી થશે.

૧. હુકુમત, ૨. ઇમામત, ૩. ભેગી; એક ઠેકાણે.

+ સુન્નત જમાઅતના એક જબરદસ્ત આલીમ.

"જીમ"

—બકાએ નોબુવ્વત[3], ઓર મહફુઝ—અનિલ—ખતા[4] તેહરીર[5] ફરમાયા હયે. યેહ ઇમામ કીસીકે શાગિર્દ[6] ન થે; બલ્કે ખુદાએ—તઆલાને ઇન્કો ઇલ્મેલદુન્ની[7] અતા ફરમાયા થા. ઓર જનાબે રીસાલત મઆબ સ. કે ઓલુમ[8] સીનાબસીના[9] એક દુસ્રેકો પહોંચે થે. જયસા કે ઇમામ ગીઝાલીને અહયા ઉલ ઉલુમ મેં, મુલ્લાં મોઈનને દીરાસાતુલ—લબીબ મેં ઓર ઇબ્ને હજર ઇસ્કલાનીને ફુતુહુલ બારી મેં* લિખ્ખા હયે કે, ઉન્કે ઓલુમ વહબી[10] ઓર લદુન્ની થે બારાહ ઇમામું કે સાથ જનાબે રિસાલત મઆબ ઓર જનાબે ફાતેમાહ અ૦કો શામિલ કરકે "ચહરદાહ માઅ-સુમ" કહા જાતા હયે. યાઅને ઇન ૧૪ (ચૌદાહ) શખ્સુંકી નીસ્બત મુસલમાનુંકા ઉમુમન[11] યેહ એઅ-તેકાદ હયે કે—વકતે પયદાયશસે હંગામે—વફાત[12] તક ઇન્સે કોઇ ગુનાહ યા ખતા સરઝદ[13] નહિં હુઈ."

( તારીખે ઇસ્લામ—પેલી જીલ્દ—પેજ ૨૯ )

ઉપરનાં ઉતારાથી ઇમામત સબંધે સંપુર્ણ ખુલાસો મળી જાય છે અને ઇમામની સીફતો પણ કેટલેક અંશે જણાઈ આવે છે.

---

* ત્રણે કીતાબો સુન્નત જમાઅતના માનવંતા આલીમોની બનાવેલી છે.

૧. બિરાજવું. ૨. શ્રેષ્ટ. ૩. નોબુવ્વત પછીના ઇમામો. ૪. ગુનાહોથી બચેલા; માઅસુમ. ૫. લખવું. ૬. શીષ્ય. ૭. ખુદાના તરફથી મળેલ ઇલ્મ. ૮. ઇલ્મો. ૯. એકનાં તરફથી બીજાને. ૧૦. ખુદા તરફથી બક્ષીસમાં મળેલ ઇલ્મ. ૧૧. સામાન્ય રીતે ૧૨. વફાત પર્યંત. ૧૩. બનવી; થવી.

**બાર ઇમામ** ( દુવાઝદેહ ઇમામ ) **ની માન્યતા** સુન્નત જમાઅતમાં પણ સંપુર્ણ રીતે પ્રચલિત છે. તેઓના તરફથી જે તકવીમો ( ઉર્દુ–ફારસી પંચાગો ) બાહેર પડે છે, તેમાં પણ દોઆઝદેહ–ઈમામ ( બાર ઇમામો ) ના નામો જણાવવામાં આવે છે. આ પ્રકરણમાં સુન્નત જમાઅતની કિતાબોમાંથી **બાર ઇમામો** માટેની કેટલીક સનદો ટાંકી બતાવીશ—

( ૧ ) **નફેરાતુલ અનસ**માં મોલાના અબ્દુર રહેમાનં **જામી**એ ફારસીમાં કેટલાક શેઅરો કહેલ છે, જેમાં બાર ઇમામોના નામો સુર્યની જેમ પ્રકાશે છે. ( જે શેઅરો " બારમા ઈમામ તેજ મહેદી અ૦ " ના પ્રકરણમાં આપી ગયા છીએ. )

( ૨ ) મોલાના જલાલુદ્દીન **રૂમી**, ( કે જેઓને ના૦ આગાખાને પણ વખાણેલ છે, અને આગાખાની લેખકો પણ તેઓને પોતામાંથી જણાવવા પ્રયત્ન કરે છે ) તેઓએ પોતાના " **દીવાન** " માં બાર ઇમામોને સલામ કહેવાના જે અશઆરો કહેલ છે, તેથી પણ બાર ઇમામોની સાબેતી પુરી રીતે જણાઈ આવે છે. ( તે શેઅરો " બારમા ઇમામ તેજ મહેદી અ૦ " ના પ્રકરણમાં આપી ગયા છીએ. )

( ૩ ) **વલી ફય્યાઝ** કૃત " **રોઝતુશ્શોહદા** " (ઉર્દુમાં) જે કે કાઝી મોહમ્મદ ઈબ્રાહીમ ઇબ્ને કાઝી નુર-મોહમ્મદ પોરબંદરી તરફથી મુંબઈમાં પ્રગટ થયેલ છે, તેની મજલીસ ત્રીજી પેજ ૧૭ ના હાશીયા ઉપરે હ૦ અલી અ૦ ના એહવાલમાં લખે છે કેઃ-

**" ઇમામે અવ્વલ અઝ ઇસ્નાઅશર હયે. "**

( ૪ ) ઉપરોકત કિતાબની મજલીસ પાંચમીના પેજ ૩૦ ઉપરે હ૦ ઈમામ હુસેન અ૦ ના અહેવાલમાં જણાવે છે:—

" ઈમામ ઇબ્નુલ ઇમામ ઓર બખ્તાવર હયે;
અયેભી નવ ઈમામુંકા પીદર હયે. "

( ૫ ) મોલવી ઓબ્યદુલ્લાહ અમ્રતસરી કૃત " **સવાનેહે ઉમરી હ૦ અલી** " ના પેજ ૪૮૦ માં, અહમદની " **મસનદ** " અને બઝાર અને તીબરાનીની " **કબીર** " અને અબ્દુલ્લાહ બિન મસઉદની " **મસનદ** " ના હવાલાથી લખેલ છે કે–મશરૂક કહેતે હયેં કે હમ અબ્દુલ્લાહ બિન મસઉદકે પાસ મસ્જીદમેં બયઠેથે કે એક આદમી ઉસકે પાસ આયા, પસ કેહને લગા, " અએ ઇબ્ને મસઉદ ! આયા આપ લોગોંકો આપકે નબીયે કરીમ સ૦ ને ખબર દી હયે કે, મેરે બાઅદ કિત્ને ખલીફે હોંગે ? " કેહને લગા, " હાં મીસ્લ બની ઇસ્રાઈલકે નુકબાકી તઅદાદકે."

( ૬ ) ઉપરોકત કિતાબના પેજ ૪૦૨ માં ( બાર ઇમામોના સ્પષ્ટીકરણમાં ) સૈયદ અલી હમદાની કૃત " **મવાદાત** " અને અખતબે ખવારઝમી કૃત મનાકેબના હવાલાથી લખે છે કે—" **સલમાન ફારસી** રઝી૦ કહેતે હયેં કે, મેં જનાબે નબીયે કરીમ સ૦ કે હુઝુરે પુરનુરમેં ગયા, કયા દેખતા હું કે, જનાબે હુસયન અ૦ આપકી રાનપર બએઠે હયેં, ઓર હુઝુર ઉનકી આંખો ઓર મુંહકો ચુમ રહે હયે. ઓર તું ફરમાતે હયે, તું, સૈયદ હયે ઓર સૈયદકા બેટા હયે, ઓર તું ઈમામકા બેટા ઇમામ હયે, ઓર હુજ્જતકા બેટા હુજ્જત હયે, ઓર

તું હુજ્જતુંકા બાપ હયે; નવ્વાં ઉન્કા કાયેમે આલે મોહમ્મદ હયે."

( ૭ ) તેજ કિતાબના પેજ ૪૦૨ માં મવાદાતના હવાલાથી લખે છે કે—"ઇબ્ને અબ્બાસ રઝી૦ કહેતે હયેં કે, જનાબ રસુલુલ્લાહ સ૦ ને ફરમાયા હયે કે, મેં ઓર અલી, ઓર હસન, ઓર હુસયન, ઓર નવ શખ્સ અવલાદે હુસયનસે માઅસુમ હયે."

( ૮ ) મજમઉલ બાહરયન કે જે સુન્નત જમાઅતની મોઅતેબર કિતાબ છે. તેના કર્તા લખે છે કે "રાસેખુનથી મુરાદ બાર ઇમામ છે" અને તેના ટેકામાં તેમની મશહુર 'તવારીખે બગવી' પેજ ૧૪૬ માં, અને 'નયશાપુરી' પેજ ૨૯૯, અને 'તારીખુલ ખોલફા' પેજ ૧૭ નો હવાલો આપે છે, કે તેમાં લખ્યું કે "રાસેખુન ફીલ ઇલ્મ (ઇલ્મમાં પ્રવીણ અને કામીલ) ની જે તાઅરીફ લખી છે તે તાઅરીફ કેને બંધબેસ્તી છે. તે દરેક અકલમંદ સમજી શકે છે, કે તે બાર ઇમામ છે."

( અલ્હાદી, બીજી આવૃતી—પેજ ૧૬૯ )

( ૯ ) "મનાકેબ"માં છે કે જન્દલ યહુદીએ હઝરતે રસુલે ખુદા સ૦ ની ખીઝમતમાં આવી અરજ કીધી કે, આપના અવસીયા કોણ છે? તેના જવાબમાં હઝરતે રસુલે અકરમ સ. મે ફરમાવ્યું કે મ્હારા બરહક અવસિયા અને જાનશિન બાર છે. (ત્યાર પછી હ. રસુલે ખુદા સ. મે બાર ઇમામોનાં નામો ઇરશાદ ફરમાવ્યાં વી૦ લબાણથી બયાન છે.)

(અલ્હાદી, બીજી આવૃતી—પેજ ૧૭૧ થી ૧૭૩ સુધી)

(૧૦) ઈબ્ને શહેરે આશુબે, સુન્નત જમાઅતની કીતાબોથી અબ્દુલ્લાહ બિન મસઉદથી રીવાયત કરી છે, કે તે કહે છે–મેં હઝરતે રસુલે ખુદા સ૦ પાસેથી સાંભળ્યું કે, મારી બાદ બાર ઈમામ થશે, તેમાં ઇમામે હુસેનની અવલાદમાં નવમો છે તે મહેદી છે.

( અલ્હાદી, બીજી આવૃતી–પેજ ૧૭૭ )

(૧૧) " મનાકિબ " માં લખ્યું છે કે, એક મદીનાનો યહુદી હઝરતે અમીરૂલ મોઅમેનીન અ૦ ની ખીઝમતમાં હાઝર થયો, અને અરજ કીધી કે ઉમ્મતમાં નબીની પછી કેટલા ઈમામ છે? જવાબમાં હઝરતે ફરમાવ્યું કે આ મરહુમા ઉમ્તમાં બાર ઇમામ થશે. તેઓમાંનો પહેલો હું અલી ઈબ્ને અલી તાલિબ અ૦ છું, અમારામાંનો છેલ્લો મેહદી અ૦ છે. અને તે મારા અને ફરઝંદ અલી અબહિલ્લા હિલહુસૈન અ૦ ની ઓલાદમાંથી છે. ( વી૦ લબાણુથી ખુલાસો છે. )

( અલ્હાદી, બીજી આવૃતી—પેજ ૧૭૮ )

(૧૨) " કિતાબુન્નુસુસ " માં અનસથી રીવાયત છે ( જે અલ્હાદી પેજ ૧૭૯ માં લંબાણથી વર્ણવેલ છે ) તેમાંથી ટુંકસાર એ કે–હ૦ અબુઝરે, હ૦ રસુલ સ૦ ની ખીદમતમાં વસીયો સબંધે અરજ કીધી, જેના જવાબમાં હ૦ રસુલ સ૦ મે ફરમાવ્યું કે, તેઓની ગણુત્રી બની ઈસ્રાઇલના નુકબા ( કે જેઓ બાર હતા ) ની ગણુત્રી પ્રમાણે છે. અને તેઓ સર્વે મારી અહેલે બયત છે. તેઓમાંના છેલ્લા નવ ઈમામ હુસેન અ૦ ની પીઠમાંથી ( અવલાદમાંથી ) છે અને હ૦ મેહદી હાદીએ મવઉદ તેઓમાંના છેલ્લા છે.

( અલ્હાદી, બીજી આવૃતી—પેજ ૧૭૯ )

(૧૩) અબદુલ્લાહ બીન અયાસે "મનકેઅત" માં વકીઅ બીન જર્રાહથી, તેણે રબીઅ બીન સઅદથી, તેણે અબ્દુર રહેમાન બીન સાવબતથી રીવાયત કરી છે કે—હ૦ ઈમામ હુસેન અ૦ મે ફરમાવ્યું કે અમો **બાર ઇમામ છીએ**, તેમાં પહેલા અમીરૂલ મોઅમેનીન અ૦, અને છેલ્લો મારો નવમો ફરઝંદ છે, અને તેજ કાયમ બહક અને જમીનને જીવતી કરનાર છે અને તેનેજ ખુદા તમામ દીન ઉપર ગાલેબ કરશે, અગરચે મુશરીકો અણગમો રાખે, પણ એ મારા ફરઝંદને માટે **ગાએબ થવાનું** છે, અને તે અરસામાં એક જમાઅત તેનાથી ફરી જશે.

( અલ્હાદી, બીજી આવૃતી—પેજ ૧૮૦ )

(૧૪) **ફરાયદુસ્સીમતયન**માં ઇબ્ને અબ્બાસે કહ્યું છે કે—હઝરત રસુલે ખુદા સ૦ મે ફરમાવ્યું કે મ્હારી બાદ મ્હારા ખલીફા અને વસીયો અને ખુદાની હુજ્જતો બાર છે.

( અલ્હાદી, બીજી આવૃતી—પેજ ૨૫૧ )

એ રીતે સુન્નત જમાઅતની કિતાબોથી ઈમામો બાર છે એ ખુલ્લું જણાઈ આવે છે. હજી પણ સુન્નત જમાઅતની કિતાબોમાં બાર ઇમામો માટેની ઘણી સાબેતીઓ મોજુદ છે. મતલબ કે સુન્નત જમાઅત પણ બાર ઇમામોની માન્યતાને સંપુર્ણ પણે સ્વીકારે છે.

અગાઉના ના૦ આગાખાનો, તેમજ તેઓના કુટુંબીઓ પણ બાર ઇમામોની માંન્યતા ધરાવતા હતા. આગાખાની ખોજાઓ, અગાઉ પોતાના ચોપડાઓ વી૦ માં પણ "દુવાઝદેહ ઇમામ ચહારદેહ માઅસુમ" લખતા હતા; એ નિર્વીવાદ છે. વાંચકોને બતાવવા ખાતર તેવી કેટલીક સાબેતીઓ નિચે ટાંકી બતાવીશું—

૧—પહેલા આગાખાન નાં૦ હસન અલીશાહ સ.હેબે છપા-વેલ "કન્ઝુલ મસાએબ" ના પેજ ૯–૧૦ તથા પેજ ૨૨–૨૩ માં બાર ઈમામોની માન્યતઃ ખુલ્લે ખુલ્લી જણાઇ આવે છે.

૨—ઉપરોકત કિતાબ માટેની બીજી સનદ "**મહુવા કમીશન કેસનો રિપોર્ટ**" પેજ ૫૬ માં નિચે મુજબ જોવામાં આવે છે:—

"કન્ઝુલ મસાએબ નામની ફારસી કીતાબ કે જેના પાના ૬૦૮ ઉપરે લખ્યુ છે કે તે (ઘણાક લાંબા લાંબા છ સાત લીટીમાં અને ભભકા ભરેલા વિશેષણોવાળા) ખુદાવંદી મહમદ હસન અલ હુસેનીના હરજા ભરેલા હુકમથી અને મદદથો લખાયુ છે, અને જેનો લખનાર પના ૨૧ માં કોઇ ઇબ્રાહીમ ઇસ્ફાની છે અને જે ૧૨૭૪ હીજરીમાં પ્રસિદ્ધ થયેલ છે. તેના પાના ૨૨–૨૩ માં ચોખ્ખે ચોખ્ખા ઉપલા બાર ઇમામોના નામો આપ્યા છે."

(મજકુર કિતાબ "કન્ઝુલ મસાએબ" નાં૦ આગાખાન હસનઅલીશાહ સાહેબ તરફથી છપાએલ છે, તે બાબતને હાલના ના. આગાખાન સાહેબે પણ કબુલ રાખેલ છે; પણ તે તકીયાથી છપાવેલ છે, એમ જણાવે છે. કીલવામાં શરીફભાઈ નુરમહમદે એ કિતાબ સબંધે ના. આગાખાનથી જે સવાલો જવાબ કરેલ તે ટાંકી બતાવીશ—

સ૦—આપના દાદા મરહુમ શાહ હસનઅલીએ કીતાબ નામે કન્ઝુલ મસાએબ તથા મનહજુરરૈશાદ નામે છપાવી છે તેમાં ખુદા એક, ઇમામ બાર, તેરમો ઈમામ નથી. અને કોઇ કહે તો તે કાફર છે વગેરે લખેલું છે તેનું કેમ ?

જ૦—હા, તે બરાબર છે. પણ ઇરાનમાં ઇશ્નાઅશરીનું જોર હતું તેથી તેને કહેવામાં આવ્યું જે કીતાબ તારે હાથે બનાવીને છપાવ તો ઠીક; નહીંતર જાન જશે. માટે તકીયો રાખી છપાવ્યા તો તેથી શું થયું ?

મજકુર સવાલો જવાબને મારા હાના મિત્ર મી. વરતેજીએ પણ માન્ય રાખી, તેનો ખુલાસો કરેલ. એટલે " કન્ઝુલ મસાએબ " ના૦ આગા હસનઅલી શાહ સાહેબ તરફથીજ પ્રગટ થયેલ, એ નિર્વિવાદ છે. મજકુર કિતાબ " તકીયાથી છપાવવાનું " જે જણાવવામાં આવેલ છે, તે તદ્દન ન બનવા જોગ છે. કારણ કે તકીયાથી કોઈ પોતાની ઇમામતને રદ કરી, બીજાની ઇમામત સિદ્ધ કરે. એ ન બનવા જોગ છે. છતાં તે વખતે તકીયો કરેલ હોય એમ કદાચ કબુલ પણ રાખીએ, પણ જ્યારે ના. આગાખાન હસનઅલીશાહ સાહેબ, બ્રીટીશ સરકારના રાજ્યમાં હિન્દુસ્તાન ખાતે પધાર્યા. અને ના. બ્રીટીશ સરકાર તરફથી તેઓને માન મરતબો પણ મળવા પામ્યો; અને ત્યાર પછી તેઓ કેટલાક વર્ષો લગણ હયાત હતા તો એવી બાબત કે જે પોતાથી તદ્દન વિરૂદ્ધ જતી હોય, અને તેઓ પાસેથી જબરાઇથી કરાવવામાં આવી હોય; તેના ખુલાસા માટે જીંદગી પર્યંત એક ઉચ્ચાર સરખો પણ કીધો નહિં, એ ઘણુજ આશ્ચર્યકારક કહેવાય ! તેમજ એટલી મુદ્દત લગણ તેઓ નામદારે એ પણ ન જણાવ્યું કે "મેં જે કિતાબ છપાવી છે તે તકીયાથી છપાવી છે " એટલે તકીયાની વાત નહિં માનવા જોગ છે. ખરી હકીકત તો એજ છે કે ના. આગાખાન સાહેબ બાર ઇમામોનેજ માનતા હતા.

૩— ના૦ પહેલા આગાખાન સાહેબની બાયોગ્રાફી ઈબ્રતે અફ્ઝા કે જે તેઓ નામદારે ખુદ પોતાના હાથે લખીને છપાવેલ (અને તે વખતે તકીયાનું પણ કાંઇ કારણ નહતું.) તે કિતાબ મુલ ફારસી ભાષામાં હતી, તેનું ગુજરાતીમાં ભાષાંતર કરી, બાવા કરીમ દાદજીએ ઇ. સ. ૧૮૬૫ માં મુંબઈમાં "ઓરીયેન્ટલ પ્રેસ"માં છપ.વેલ; હાલમાં તેની કોપી મી. કાબાએ છપાવેલ છે તેના પેજ ૧૯ માં લખેલ છે કેઃ—

"મીસરના મુલ્કમાં મારા બાપદાદાઓ મધેથી કેટલીક પહેડીઓ સુધી બાદશાહી વ ખીલાફતના કારફરમાં હતા અને જાફરી મજહબને બારે ઇ-મામીના કાનુન પર તેઓએ રીવાજ આપેલો છે, જે મજહબને હાલમાં લોકો શાહ ઇસ્માઈલ સફ્વીથી નીસબત આપ્યા કરે છે. (યાને જે હાલ ઘણાએક અજાણ્યા લોકો કહે છે જે "જાફરી મઝહબને બારે ઇમામીના કાનુન પર" શાહ ઇસ્માઇલ સફ્વીએ રીવાજ આપેલો છે; પણ નહીં ઉપલા બાદશાહી વ હુસેની ખાનદાને રીવાજ આપેલો છે તે વાત ખરી છે) હું તે ખાનદાન-માંથી બાકી રહ્યો છું. જો જોનારાઓ વિચારે અને ઉંડી નજર નાંખે તો જાણે."

૪— મજકુર બાયોગ્રાફીને લગતી હકીકત માટે "મહુવા કમીશન કેસનો રીપોર્ટ" પેજ ૫૭ ઉપર નીચે મુજબ વર્ણવેલ છેઃ—

"વળી ઈબ્રતે અફ્ઝા જે આગા હસનઅલીની Biography છે તેમાં પાને ૨૦ માં લખ્યું છે કે માસરના મુલકમાં મારા દાદાઓ મધ્યેથી કેટલીક પેહેડીઓ સુધી બાદશાહી ખીલાફતના કારફરમાં

હતા અને જાફરી મઝહબ અને બારે ઈમામોના કાનુનપર તેઓએ રીવાજ આપેલો છે જે મજહબને હાલમાં લોકો શાહ ઇસ્માઇલ સફવીનો બનાવેલો કહે છે. (યાને હાલ જે ઘણાક અજાણ્યા લોકો કહે છે જે જાફરી મજહબને બારે ઇમામોના કાનુન પર શાહ ઇસ્માઇલ સફવીએ રીવાજ આપેલો છે તે વાત ખરી છે)." આથી વધારે ચોખો પુરાવો આગાપાર્ટીની વીરૂદ્ધ બીજો શું જોઇએ?"

— ના૦ પહેલા આગાખાન સાહેબના ફરઝંદ આગા જહાંગીર શાહે ફારસીમાં એક રિસાલો લખેલ, જે હી. સ ૧૩૧૩ માં મુંબઈના "દતપ્રસાદ છાપખાના'માં છપાએલ; જેનું ગુજરાતી ભાષાંતર મી૦ કાબા તરફથી છપાવવામાં આવેલ છે, તેના પેજ ૪ ઉપર નીચે મુજબ જોવામાં આવે છે:—

"હું એ વાતની ગવાહી આપુ છું કે હજરત અલી મુરતુજા અ૦ અને તેમના અગ્યાર ફરજંદો હજરત મોહમ્મદ સ૦ ના એક પછી એક ખલીફા છે અને તે સઘળા ઇમામો બરહક છે અને તેઓ રસુલલ્લાહ સ૦ ના નાયબ છે. આ સઘળા ઈમામો અને ફાતમા ઝોહરા અ૦ માં પણ એજ આદતો તથા સીફાતો હતી કે જે અલ્લાહ પાકના પાક રસુલની પાકજાતમાં હસ્તી ધરાવતી હતી."

— ઉપરોક્ત રિસાલાને લગતી હકીકત માટે "મહુવા કમીશન કેસનો રીપોર્ટ" પેજ ૫૭ માં નીચે મુજબ લખેલુ છે:—

"વળી આગા જહાંગીર શાહની "એતેકાદની ચોપડીમાં પાને ૩ માં સાફ લખેલ છે કે શાહદત હું આપું છું કે × × × હજરત મુરતજાઅલી

અલયહીસ્સલામ અને તેમના અગીઆર ફરજંદો ખલીફા છે અને બરહક ઈમામો છે. ”

(ઉપરોક્ત રિસાલો ફારસીમાં છપાએલ, જેની ખબર કુટુંબીઓને તો હોવીજ જોઇએ ! તે રિસાલો ખુદ આગા જહાંગીર શાહનો લખેલો છે, એ હાલના ના૦ આગાખાન સાહેબે પણ (કોર્ટમાં) કબુલ રાખેલ છે.)*

૭— બીજા આગાખાન, ના૦ આગા અલીશાહ સાહેબે સીંધીમાં એક રીસાલો છપાવેલ, જેમાં પણ બાર ઈમામોની માન્યતા જણાવેલી છે. તે રિસાલા માટે “ મહુવા કમીશન કેસનો રિપોર્ટ ” પેજ ૫૭ માં જણાવેલ છે કેઃ—

“ એક સીંધી ચોપડી નીમાજ તથા રમજાનના અમાલ કરવાની તરતીબ વિશેની છે અને જેના પાના ૩૬ થી સમજાય છે કે આગા અલીશાહે સંવત ૧૯૧૮ માં છપાવી પ્રસદ્ધ કરી છે તેમાં પાને ૪ માં દીનનો કલમો ચે.ખો છે કે “ લાઈલાહ * * * વ અશહદો વર્સાએ રસુલીલ્લા. ” ૯ મા પાનામાં બીજી લીટીમાં લાઈલાહ * લાશરીકાલહુ વિગેરે લખ્યું છે, તેજ પ્રમાણે ૧૫ માં પાને ૧૭ મી લીટીમાં ૧૨ માં ઈમામ સાહેબ ઉલ જમાનની જારતની રીત લખી છે, તેજ પ્રમાણે પાને ૩૪ માં ૧૭ મી લીટીમાં ઈમામ મુસેરજાની જારત પઢવાને ફરમાવ્યું છે,

* “ ના. આગાખાન કેસ ”માં એ પણ જુબાનીયો પડી છે કે તેઓ નામદારનાં માતુશ્રી લેડી અલીશાહ સાહેબ, અને ના૦ આગાખાનનાં બીબી સાહેબા પણ બાર ઇમામોનેજ માને છે.

“ જીમ ”

તેજ પ્રમાણે પાને ૩૫ માં ૯ ઠી લીટીમાં સાહેબ ઉલ જમાનની બારત લખી છે, તેજ પાને ૧૦ મી લીટીમાં યા મહમદ, યા અલી, યા ફાતમા, યા હસન, યા હુસેન, પંજતન પાક દુવાજદે ઈમામ ચારદે માસુમ વિગેરે લખ્યું છે. એ કરતાં વધારે પુરાવો શું જોઈએ ? "

૮— મહુવા કમીશન કેસના રીપોર્ટ પાને ૫૮ માં લખેલ છેઃ—

"મહુવાની છેલ્લી અરધી સદી સુધીનો તવારીખ જોઈશું તો ઉપલા બાર ઈમામોને અથવા તેને લગતા "પંજતન પાક દુવાજદે ઈમામ ચારદેમાસુમ" ના કલમા મુજબ માનવું ઘણું સાધારણ જોવામાં આવે છે. લગ્નમાં, મરણમાં, ચોપડા પુજનમાં, વિગેરે ઘણીક-જાતના ક્રીયા—કામમાં, તેમજ જાત્રાઓ કરવાની રૂઢીમાં એ માનતા જોવામાં આવે છે."

૯— અલાદીન ગુલામહુસેન નામના આગાખાની ચુસ્ત મુરીદે, ઇ. સ. ૧૯૪૧ ની સાલમાં પોતાના "ગુલામ-હુસેન પ્રેસ" માંથી સીંધી લીપી અને સીંધી ભાષા-માં એક (મોટી તખતી—મોટી સાઈઝની) કિતાબ બાહેર પાડેલ છે; જે કિતાબ હાલે ગુપ્ત રાખવામાં આવે છે. તે કિતાબમાં જુદા જુદા વિષયો છે, જે વિષયોની તફસીલો પેજ ૧૯૫ માં નીચે મુજબ જણાવેલ છેઃ—

| | | |
|---|---|---|
| "રિસાલો ઈમામ જાફર સાદેકજો. | પાના. | ૧ |
| ચેતામણી ગ્રંથ. | ,, | ૪૭ |
| ગનાન—કાયા સર્વકાળની કહીએ. | ,, | ૧૧૩ |
| અણુત અખાડો. | ,, | ૧૧૫ |
| સ્લોકો નિંઢા | ,, | ૧૬૧ |
| સ્લોકો વડો. | ,, | ૧૭૧ |

એ રીતે તપસીલો આપીને તેની નીચે પ્રગટ કરનારે જે વિવેચન કરેલ છે તે તેનાજ બોલોમાં નીચે જણાવીશ:—

" હી કીતાબ છાપી'ધલ અલાદીન ગુલામહુસેન પિંઢ જે ગુલામહુસેન પ્રેસમેં છાપે પરગટ કિયાસું. સંવત ૧૯૪૧ ભધરેજી તારીક ૧ લી વાર ખમીસદી'આં તમામ કયાસું. દસકત ખુંદપિંઢજા અહીન જે વાંચે તે કે યા અલી મદદ આહે સભે ભાઇએં કે બ્યાગરંથ બેએં કીતાબેંમેં નિઢી તખ્તીમેં છાપણા શરૂઅ કિયા અહીંઓં શા ઇન્શાઅલ્લા ચહરોઝમેં એ છાપે પરગટ કંધાસું. "

ઉકત કિતાબમાં જે જુદા જુદા વિષયો છે, તેમાં જે "રિસાલો ઇમામ જાઅફર સાદેકજો" છે, તેમાં બે ઠેકાણે **બાર ઇમામોની** માન્યતા ખુલ્લી રીતે જણાઇ આવે છે, તે નીચે ટાંકી બનાવીશ:—

" તાં હઝરત રસુલ કરીમ તથા હઝરત અમીરૂલ મોઅમેનીન મોલા મુરતજાઅલી તથા **દોઆજદે-ઈમામ** તથા મેતર જબરાઇલ તેં વખત વહીઉં તથા મેતર અઝરાઈલ તથા જે કે રૂહ મોમનેજાસે સભેઇ અચી હાઝર થીંધા. "

પેજ - ૧૮-૧૯ )

" બેહેસતજી રોશનાઇ ઘણી આહે, જે કે શહાબત જો કલમું પડંધો બાઈમાનસે, અને દુનીઆંમેં અઔલ બઔતેસેં ધાસ્તી રખંધો, સિધક ઇમાનસે બારેં **ઇમામેં** બે સુંઝાણીધો, તેંજો ઘરજો વદો આઔ. "

( પેજ—૪૩ )

૧૦— જુનાગઢના વારસ કાસમભાઇ ઇસ્માલે શા૦ ૧૯૫૬ ની સાલમાં, જામનગરના કામડીયા કાસમભાઇ દેવજીને જે પત્ર લખેલ, તેથી પણ જણાઇ આવેછે કે, અગાઉ

ખોજાઓમાં ( આગલના નાo આગાખાનોનાં ફરમાનુસાર ) "હુ ાબ્દેહુઇમામ વ ચહારદેહુ માઅસુમ" ની માન્યતા પ્રચલિત હતી. ( ઉપરાંત તે કાગળની ઈબારતથી એ પણ જણાઇ આવે છે કે, ખોજાઓ, ઈમામહુસેન અo નો કિસ્સો મહોરમ શીવાય અન્ય દીવસોએ પણ પડતા હતા; અને આઠમા તથા બારમાઇમામોની ઝીવારત પણ પડતા હતા ) મજકુર પત્ર " અન્નાફ્રુસોહુદ " માં મીo જાનમહમદભાઈ ઝોહુાએ ઉતારેલ છે તે પત્ર સદાબરો નિચે ટાંકીશ ' જાo નાo ૬૧૭—૫૫.

કામડીયા કાસમ દેવજીને શ્રી શાહાપીર સુખી વ સુહાગી રાખે; મુ. જામનગરમાં. શ્રી જુનાગઢથી લાo વારસ કાસમ વારસ ઇસમાલના ઇબા અલી વાંચવા. દીગર લખવાનું કે ખુદાવીંદ ઘણી સલામત દાતારની હુજુર પુરનુરમાંથી શ્રી જંગબાર મુકામથી શ્રાવણ તા. ૨૯મી ની મીતીનું લખાએલ ખત આવ્યુ જેમાં સપટેમ્બર તા. ૨૦ મી એ ખાવીંદ જંગબારથી મુંબાસા તરફ સધાવશે બાદ દેશમાં પધારવું ફરમાવે છે. શીતાએ સરવે જમાથ તથા કામડીઆ વગેરેને જાણવા સ રૂ ફરમાવે છે જે—

૧. કીશો બયાન હમેશાં નઇ પડવું, ફક્ત મોહરમના દશ દીવસ પડવું ને હઝરત ઇમામહુસેનની જારથ કીશો પડીને પડાએ છે તે પડવી પછી બીજી બે જારથ ઇમામરજા તથા મામદમેદીની પડાય છે તે નહી પડવી.

૨. મજલસ થઇ રહે કે પશ્ચિમ તરફ ઉભી એક જારથ પડવી.

૨. જમાથુંમાં દફતર પરઠેછે અથવા સરકારી દફતર કામઠીયાઓનાં જમાતના હીશાબના પરઠે છે અથવા લગ્ન લખે છે તેમાં દુવાજદઇમામ યારે માસુમના નામ લખેછે તે નહી લખવા.

ઉપરના ખાવીંદના ફરમાન અનુસાર આપણી તરફ અમલ થાય છે તોપણ ફરમાન થયાથાં તમોને સુચના કરવામાં આવે છે કે ત્યાં તલપનમાં તેમજ તમારા મરફતના ગામોની જમાથમાં ખબર આપવાનું ફરમાન અનુસાર વરતવા પુરતી રીતે ધ્યાન રાખશો. શા. ૧૯૫૬ ના ભાદરવા તા૦ ૧૭ શની કાસમ ઇસ્માલ."

પ્રિયવાંચકો ! ઉપરની સાબેતીઓથી આપ સારી રીતે જાણી શકયા હશો કે ઇમામો બારજ છે; અને ના૦ આગાખાનના વડવાઓ, તેઓના કુટુંબીઓ, અને અનુયાઇઓ સર્વે બાર ઈમામોનેજ માનતા હતા. પણ ના૦ આગાખાન સાહેબ તરફથી શા૦ ૧૯૫૬ ની સાલમાં કાઠીયાવાડ જમાતના માટે જે ફરમાન આવેલ, ત્યારથીજ તેઓના અનુયાઈઓ, બાર ઈમામોની માન્યતાથી વિરૂદ્ધ જતા જણાય છે !

બાર ઈમામો માટેની એવી એવી રોશન દલીલો મોજુદ હોવા છતાં મી૦ વરતેજી એમ કહેવા નીકળ્યા છે કે "બાર-ઈમામો છે એવી કોઇ સનદ નથી." જે માટે ખરેજ મી૦ વરતેજીની અજ્ઞાનતા ઉપરે અફસોસ થાય છે ! (અને કાં તો-તેઓ જાણી જોઇને પોલીસી વાપરે છે !!!) સુન્નત જમાઅતની કીતાબોમાં પણ બારઇમામો ના માટે સંખ્યાબંધ દલીલો મોજુદ છે. (તે પૈકી કેટલીક દલીલો ઉપર ટાંકી બતાવેલ છે) પણ સમજુને ઈશારો બસ છે.

છેવટે—ચૌદ માસુમીન અ૦ ના માટે સુન્નત જમાઅતના એક જબરદસ્ત આલીમ અલ્લામા ફૈઝલ બિન ફઝબેહ

કૃત "ઈફતાલુલ બાતીલ" માં જે અરબીમાં અશઆરો છે તે નિચે ટાંકી, આએ પ્રકરણુ પુર્ણ કરીશ—

સલામુન અલલ મુસ્તફલ મુજતબા—
સલામુન અલા સય્યેદિલ મુરતઝા
સલામુન અલા સિત્તેના ફાતેમાહ—
મનિખ્તાર હલ્લાહો ખ્યરૂન્નેસા.
સલામુન મેનલ મિસ્કે અન્ફાસોહુ—
અલલ હસનિલ અલ્મઇયીરેઝા,
સલામુન અલલ લવઝઇયિલ હુસયન—
શહીદીન ચોરા જીસ્મોહુ કબેલા.
સલામુન અલા સય્યેદિલ આબેદીન—
અલી બિન ીલ હુસયનીલ મુજતબા.
સલામુન અલા બાકેરિલ મોહતદી—
સલામુન અલસ્સાવેકિલ મુકતદી.
સલામુન અલલ કાઝેમિલ મુમ્તહન—
રઝીચીસ્સજાયા ઇમામીત્તોકા.
સલામુન અલસ્સસામેનિલ મોઅતમન—
અલીયીરરેઝા સૈયેદિલ અસ્ફેયા.
સલામુન અલત્તકી ચિન્નકી—
અલીયીલ મોકર્રમી હાદિલ વરા.
સલામુન અલા સૈયેદિલ અસ્કરી—
ઇમામિન તજહહરા જયશસ્સફ્ફા.
સલામુન અલલ કાએમિલ મુન્તઝેર—
અબિલ કાસેમિલ કુમે નુરે હોદા.
સયત્લોઓ કસ્શમ્સે ફી ગાસેકીન—
ચો નજીહે મિન સયફેહીલ મુન્તઝા.
તરા યમ્લઉલ અર્ઝ મિન અદલેહી—
કમા મોલેઅત જવરન અહલિલ હવા.
સલામુન અલ્યહે વ આબાએહી—
વ અન્સારેહી મા તદ્દુરૂસ્સમા.

——:૦:——

# ઈમામ હસન અ૦ ની ઈમામત.

પ્રિય વાંચકો ! ઇમામ હસન અ૦ને બીજા ઈમામ તરીકે સર્વ ઇસ્લામીઓ સ્વીકારે છે, તેવીજ રીતે આગાખા-નીઓ પણ આગળ સ્વીકારતા હતા; પણ હાલમાં મી૦ વસ્તેજી જેવાઓ એમ કહેવા નીકળ્યા છે કે, ઈમામ હસન અ૦માં ઈમામતનું નુરજ નહતું, અને તેઓ ઇમામ હતાજ નહિં !

સુન્નત જમાઅતના આલીમો સર્વાનુમતે ઈમામ હસન અ૦ને બીજા ઇમામ તરીકે સ્વીકારે છે. **શામના અમીર** મોઆવિઆહ સાથે, ઈમામ હસન અ૦નું **તાહનામું** થયા બાદ **ખીલાફત** (હુકુમત) અને ઈમામત એ બે બાબતો જુદી પડી ગયેલ, છતાં ઇમામ હસન અ૦ની ઈમામત તો કાયમ રહેવા પામી હતી. તેઓને સર્વ ઇસ્લામીઓ બીજા ઇમામ તરીકે સ્વીકારે છે, અને બાર ઇમામો માટેની જે જે સનદો આગળ અપાઇ ગયેલી છે, તેમાં ઇમામ હસન અ૦ બીજા ઈમામ છે; એ સંપુર્ણ રીતે સાબેત થઈ ચુકયું છે.

વોહરા બીરાદરો કે જેઓ પોતાને ઈસ્માઇલી કહેવડાવે છે, તેઓ પણ ઈમામ હસન અ૦ને બીજા ઈમામ તરીકે સ્વીકારે છે, પણ ફક્ત **આગાખાનીઓજ** હાલમાં ઇમામ હસન અ૦ ને ઇમામ તરીકે સ્વીકાર કરતા **નથી !** જો કે તેઓ અગાઉ હ૦ ઈમામ હસન અ૦ને ઇમામ તરીકે માનતા હતા, અને તેવી સાબેતીઓ પણ મોજુદ છે. તેવી સાબેતીઓમાંની કેટલીક નીચે ટાંકી બતાવીશ.

૧— સીંધીમાં ઇમામ હુસેન અ૦નો કિસ્સો, જે ના૦ આગાખાનના ચુસ્ત મુરીદ અલાદીનભાઈ ગુલામહુસેન તરફથી સં. ૧૯૫૪ની સાલમાં "ગુલ મહુસેન પ્રેસ"માં છપાયેલ છે, જેમાં "બ્યાન હઝરત હુસન જો" પાના ૧ થી શરૂઅ કરેલ છે, જેમાં લખે છેઃ—

" તારીફ઼ ઇમામ હુસેનજે ઔપણુજી એકિની ગાલીએં પુનાંરાં બકાયતજા ઉનજે, કીતાબ સવા-હેધમેં આંધો આએત ઉસો ઇમામ ત્રેઓઆહે, કિના ઈમામ એહલે બયતજે."

૨— "ના૦ આગાખાન કેસનો ફેંસલો" (જે કે સર જોસેફ આર્નોલ્ડ ઇ. સ. ૧૮૯૭ માં આપેલ) તેના પેજ ૨૨ માં નિચે પ્રમાણે જોવામાં આવે છે:—

" ઇસ્માઇલીઓના કહ્યા પ્રમાણે વસી પામેલા સાત ઈમામોનાં નામ નીચે પ્રમાણે છે:—

૧લો અલી, ૨જો હસન, ૩જો હુસેન ૪થો જએનુલ આબેદીન (જે હુસેનનો છોકરો કરબલાની કતલમાં બચી ગયો હતો તે) ૫ મો મહમદ બાકર, ૬ ઠો જાફર સાદક, ૭ મો ઇસમાએલ.'

૩— ઉક્ત ફેંસલાની બુકના પેજ ૩૮–૩૯માં નીચે પ્રમાણે લખેલ છે:—

" આગાખાન કોણ ? એ સવાલનો ઉત્તર થોડો ઘણો ઉપર લખ્યા પ્રમાણે વળી ચુકયો છે. મહમદહસન હુસેની ઉર્ફે આગાખાન અથવા મુંબઈની સરકાર અથવા સરકારી દસ્તાવેજમાં બરાબર નામ અને ખીતાબથી લખવામાં આવે છે તેમ " હીજ હાઇ-નેસ આગાખાન મહેલાતી " એ ઇસમાએલીઓનો વગર વસી પામેલો* ઇમામ અને પહેડી દર ઉતરેલો સરદાર થાય છે અને ઈમામતનો હાલનો હૈયાત મસનદ ચલાવનાર અથવા ધરાવનાર છે. અને ખુદાનો મોકલેલો અલીથી સાતમો (અને ઇસમા-એલીના ધર્મ પ્રમાણે છેલો) વગર વસી પામેલો ઇમામ, જે જાફર સાદકનો છોકરો ઇસમાએલ થાય તેની ઓલાદનો હક ધરાવનાર છે."

૪— "મહુવા કમીશન કેસનો રીપોર્ટ" પેજ ૫૫ માં જણાવેલ છેઃ—

"આગાપાર્ટીવાળા અને તેના એજન્ટો એમ કહે છે કે એ અમારા ઇમામો નહીં પણ ઇસ્માઇલ સાતમો"

૫— ના૦ આગાખાન વિરૂધ હાજીબીબી કેસનો ચુકાદો, જે વકીલ ગોવિંદલાલ બાલાજી તરફથી અમદાવાદમાં છપાએલ છે તેના પેજ ૧૬ માં નિચે પ્રમાણે છેઃ—

"કારણ કે તે સાતમા ઇમામ (તરીકે) જાઅફર સાદકના એક બીજા દીકરા ઇસ્માઇલને માનતા હતા અને મુસા કાઝીમને માનતા નહોતા."

૬— ઉક્ત ચુકાદાની બુકના પેજ ૨૦ માં જણાવેલ છેઃ—

"ઇસ્માઇલીઓના માનવા પ્રમાણે પ્રગટ થએલા આ સાત ઇમામો છે (૧) અલી, (૨) હસન, (૩) હુસેન, (૪) ઝેનલ આબેદીન, (આ કરબલાની કતલ પછી હયાત રહ્યો હુસેનનો દીકરો હતો). (૫) મહમદ બાકર, (૬) જાફર સાદક, (૭) ઇસ્માએલ, (જે પોતાના બાપના પહેલાં મરણ પામેલ છે)÷"

૭— નવરોજજી ડુમસ્યા કૃત "આગાખાન" નામનું પુસ્તક (કે જેમાં સમાએલી વીગતો મોટે ભાગે મરહુમ મુખી કાસમભાઇ મુસા તરફથી મળેલી કતીએ જણાવેલ છે) તેમાં જુદા જુદા પાનાઓમાં નિચે મુજબ જણાવેલ છે§:—

* નસ થયા વગરનો ઇમામ. (મી૦ વરતેજીએ સર્વ ઇમામોને નસ થયલા જણાવેલ છે!)

÷ ત્યાર પછીના ઇસ્માઅલી ઇમામો પ્રગટ થયલા નથી. એટલે એમાં પણ મી૦ વરતેજીની નસની માન્યતા તુટી જાય છે.

§ હ૦ ઇસ્માઇલ પોતાના પીતા શ્રીની હયાતીમાં વફાત પામ્યા હતા, એ દરેક રીતે સાબેત થયેલ છે છતાં હાલ કેટલાક

૧. " એ નામદાર છેલા ઇમામુન નુજુલી S ઇસમાઈલિ ઈ ને જાફર સાદકની તોખમથી પેદા થયેલા હોવાથી અલી વલીઅલ્લાકની A નસલથી પાધરા ઉતરી આવગાનો દાવો ધરાવતા ઇસ્માએલી પંથના મૂમિનોનાં નસલી યાને વંશ પરંપરા ઉતરી આવેલા પેશવા અને તેઓના નાજીલ નહી થયેલા V ઈમામ તથા ઈમામતના હાલના મસનદ નશીન છે "

( પેજ–૨ )

૨. " શીઆ લોકના કહેવા મુજબ પાંચમા ઇમામ ઝેઈન–ઉલ–આબેદીનનો બેટો મહમદ બાકર હતો " ( પેજ ૫૧ )

૩. " મગર અમો અસલ બાબતથી દુર જઇએ છીએ. ઇમામોની જાનશીનીને લગતી બાબદ ઉપર પાછા ફરતાં જણાવીશું કે જાફર સાદીક છઠો ઈમામ હતો, અને તેનો બેટો ઇસ્માઇલ ( જે તેના બાપની આગમચ ગુજરી ગયો હતો તે ) સાતમો થઇ ગયો* "

( પેજ ૫૩ )

૪. " એટલા ઉપરથી જણાશે કે ઈસ્માઇલીઓ તે લોક છે કે જેઓ શીઆઓ વચ્ચે હઝરત અ-

આગાખાની લેખકો તેઓની વફાતના માટે ઇન્કાર કરીં મનઘડત તાવીલો પેશ કરે છે. S એથી પણ સિદ્ધ થાયછે કે હ૦ ઇસ્માઇલ પછી ઇસ્માઇલીયોના કોઇપણ ઇમામ નુજુલી (નસ થયલા) નહીં હતા. A ખુદાના વલી. (પણ મી૦ વરતેજીતો " અલી વલીઅલ્લાહ " ના બદલે " અલી સહી અલ્લાહ " નો ઉપદેશ કરેછે.) V નાજીલ નહી થયેલા–એટલે નસ નહી થએલા.

* એથી પણ હ૦ ઇસમાઇલની વફાત સાબેત થાય છે.

" જીમ-"

લીના વંશજ ઇસ્માઇલને છેલ્લો બશારતી ઇમામ+ ગણે છે ”

( પેજ ૫૬ )

૫. “ ઇસ્માઇલીઓ મુસાના બદલે, છઠા ઇમામ જાફરના બેટા ઇસ્માઈલથી ઇમામત લેતા હોવાથી, તેઓ બીજા શીઆઓથી જુદા પડે છે ” ( પેજ ૫૬ )

( એ રીતે “આગાખાન” પુસ્તકમાં પાંચ ઠેકાણે સાબેતીઓ જણાય છે )

ઉપર પ્રમાણેની ઇસ્માઇલીયોની માન્યતા પ્રમાણેની સનદોમાં હ૦ ઇસ્માઈલને સાતમા ઇમામ જણાવેલ છે, જેથી ખુલ્લી રીતે જણાઈ આવે છે કે, હ૦ ઇમામ હસન અ૦ ઇસ્માઈલી માન્યતા પ્રમાણેના ઇમામોમાં પણ બીજા ઈમામ છે. મરહુમ જાફરભાઇ રહેમતુલ્લાએ “ ખોજા કોમનો ઇતિહાસ ” છપાવેલ, તેમાં પણ હ૦ ઇસ્માઈલને સાતમા ઇમામ જણાવેલ છે. બીજી પણ કેટલીક સનદો હસ્તલેખીત ચોપડાઓ વગેરેમાં જણાય છે, તેમાં પણ હ૦ ઇમામ હસન અ૦ બીજા ઇમામ તરીકેજ જણાય છે. આગાખાનીઓનાં જ્ઞાન અને ધુવામાં પણ ઇમામ હસન અ૦ ના નામ મુબારક સાથે “ ઈમામ ” નો લકબ જોવામાં આવે છે. જેમ કેઃ—

“ સીના મુબારકની હજરત બીબી ફાતમાં.
અને નુર ચશ્મ હ૦ ઇમામ હસન હ૦ ઈમામ હુસેન દીલ ઠારરે. ”

( સીલસીલે ઇમામત–પેજ ૬ )

+ ઇસમાઇલીઓની માન્યતા પ્રમાણે પણ હ૦ ઇસ્માઇલ છેલ્લા બશારતી ઇમામ હતા. એટલે તેઓની પછી તેઓના વંશમાંથી કોઇપણ બશારતી ઇમામ નથી. ( એટલે ત્યાર પછી કોઇપણ નસ થયલો ઇમામ નથી. )

“ જેમ ”

એ રીતે જ્ઞાનમાં પણ ઇમામ હસન અ૦ નાં નામ મુબારક સાથે "ઇમામ" નો લકબ વપરાયેલ છે. તેવીજ રીતે દુવા ના પાઠ ૧૦ માં "દુઆ પંજતન પાકજી" માં પણ હજરત ઇમામ હસન જણાવેલ છે. તેવીજ રીતે પીરોની પુઠીયુંમાં જોકે ઇમામ હસન અ૦ ને હ૦ રસુલ સ૦ ની જેમ 'પીર' તરીકે ગણેલ છે, છતાં જેવી રીતે હ૦ રસુલ સ૦ ના નામ મુબારક સાથે "નબી" નો લકબ વપરાએલ છે; તેવીજ રીતે ઇમામ હસન અ૦ ના નામ સાથે 'ઇમામ"નો લકબ વપરાયેલ છે; જેથી પણ સાબિત થાય છે કે ઇમામ હસન અ૦ બીજા ઇમામ છે. *

હવે જોવાનું એછે કે, હ૦ ઇમામ હસન અ૦ ને ખુદાતઆલાનાં તરફથી ઇમામતનો મહાન દરજ્જો અતા કરવામાં આવેલ, અને હ૦ રસુલ સ૦ તથા હ૦ અલી અ૦ એ પણ તેઓને ઇમામ તરીકે જણાવેલ અને તે મુજબ સર્વ ઇસ્લામીઓ તેઓને બીજા ઇમામ તરીકે સ્વીકારે છે; છતાં મી૦ વરતેજી જેવાઓ, તેઓને ઇમામતના દરજ્જાથી ઉતારી પાડે છે તેનું કારણ શું? (જો કે મી૦ વરતેજી જેવાઓ, ઇમામ હસન અ૦ ને પંજતન પાકમાંના એક તરીકે કબુલ રાખે છે, પીરોની પુઠીયુંમાં ગણે છે, પણ ઇમામ તરીકે

* પીરોની પુઠીયું જોતાં, એક આશ્ચર્યકારક બીના એ જોવામાં આવી કે **માતા સલામત** ( કે જેઓ સ્ત્રી વર્ગમાંથી હતાં તેઓ ) ને પીર તરીકે ગણવામાં આવ્યાં છે. ઉપરાંત "પ્રધીઆદ જવાંમરદી" ને પણ પીર તરીકે ગણેલ છે. અને વધુ આશ્ચર્યકારક તો એ જણાયું કે, **આગા અલીશાહ** દાતારને પીરોની પુઠીયુંમાં ૪૬ માં નંબરે ગણેલ છે; અને આગા ખલીલુલ્લાહ તથા અબલહસન શાહને ૪૭ અને ૪૮ માં નંબરે જણાવેલ છે!

"જીમ"

તેઓને સ્વીકારવામાં નડતર નાખે છે ! ) તે કારણ તપાસતાં, મી૦ વરતેજી જેવાઓનો "નરનસલ"નો જે સિધ્ધાંત છે, તેમાં બાધ આવે; જેથીજ ઈમામ હસન અ૦ નો ઇમામ તરીકે સ્વીકાર કરતા નથી. ઉપરાંત ( મી૦ વરતેજી જેવાઓની જે માન્યતા છે કે ) હ૦ મુસ્તનસર બિલ્લાહે, પહેલે હ૦ નીઝારને ઈમામ તરીકે નીમેલ ( નસ કરેલ, ) પણ પાછળથી તે નસ રદ કરીને, પોતાના બીજા ફરઝંદ હ૦ મુસ્તેઅલી માટે નસ કરેલ, તો તે નસને રદ કરવાનું પણ કારણ સમાયલું છે, એટલે હ૦ નીઝારના ભાઇને ઈમામત મલી શકે નહીં, પણ હ૦ નીઝારના ફરઝંદને નર નસલ તરીકે ઈમામત મલવી જોઇએ. એ થીયરીને મજબુતાઇ આપવા ખાતર ઇમામ હસન અ૦ ની ઈમામતનો ઇનકાર કરે છે. પણ એમાં ખુદ મી૦ વરતેજી જેવાઓના એક સિધાંતને ધકકો પોહચે છે તેનું તેઓને ધ્યાન રહ્યું નથી ! હ૦ ઇસ્માઇલ, ઈમામ જાઅફરે સાદેક અ૦ ના વડા ફરઝંદ થતા હોવાથી, ઈમામતનો હક તેઓને પુગે છે એ થીયરીને જબરદસ્ત આંચકો લાગે છે !!! કારણ કે ઇમામ હસન અ૦, હ૦ અલી અ૦ ના વડા પુત્ર પણ હતાં અને ઈમામ પણ હતા; છતાં જયારે તેઓને ઈમામતમાંથી કહાડી નાખે છે, ત્યારે હ૦ ઇસ્માઇલ માટેની વડા ફરઝંદની થીયરી તુટી પડે છે.

**ઇમામ હસન અ૦, ખુદા, રસુલ સ૦, અને હ૦ અલી અ૦ ના ફરમાન અનુસાર બીજા ઈમામ હતા, અને હ૦ અલી અ૦ પછી સૃષ્ટીને હિદાયત કરવાનું કાર્ય સંપુર્ણ રિતે બજાવી; પોતાના પછી ( મી૦ વરતેજી જેવાઓની માન્યતા પ્રમાણે ) નર નસલ રીતે પોતાના ફરઝંદને ઈમામત નહિં સોંપતાં, ખુદાઇ ફરમાન અનુસાર ( પોતાની વફાત વખતે પોતાની પછીના ઇમામ તરીકે ) ઇમામ**

હુસેન અ૦ ને ઇમામત સોંપી ગયા. એ ઇતિહાસીક પૂરાવાઓને કોઇપણ તોડી શકતું નથી.

પ્રિય વાંચકો ! હ૦ ઈમામ હસન અ૦, હ૦ અલી અ૦ પછી બીજા ઇમામ હતા, તે સર્વ ઇસ્લામીઓ સ્વીકારે છે; પણ ફકત મી૦ વરતેજી જેવાઓજ તેનો ઇન્કાર કરે છે. એટલે તેઓને લગતા આધારોથીજ સાબેતીઓ આપીને ઇમામ હસન અ. ની ઈમામત આ પ્રકરણમાં સાબિત કરી બતાવેલ છે. સુન્નત જમાઅતની કિતાબોથી કે અન્ય સાધનોથી તેવી સાબેતીઓ આપવાનું ઉચિત ધારેલ નથી, કારણ કે બાર ઇમામોની સાબેતીઓ જે આપી ગયો છું, તેમાં ઈમામ હસન અ૦ બીજા ઈમામ છે એ નિર્વિવાદ છે, એટલે જુદી સાબેતીઓ આપવાનું યોગ્ય ધારેલ નથી.



# ઈમામ મુસા કાઝીમ અ૦ની ઈમામત.

પ્રિય વાંચકો ! મી૦ વરતેજી જેવાઓ, ઇમામતની બાબતમાં હ૦ અલી અ૦ પછી જુદા પડીને ઇમામ હસન અ૦ને ઇમામ તરીકે નથી સ્વીકારતા, પણ તેઓ બીજા ઇમામ છે તેવી સાબેતીઓ ગયા પ્રકરણમાં આપીને સાબીત કરી ગયો છું કેઃ—તેઓ બીજા ઈમામ હતા. ત્યાર પછી ઇમામતના બારામાં તેઓ ઇમામ જાઅફરે સાદેક અ૦ પછી જુદા પડે છે. તેઓ હ૦ ઇસ્માઇલને ઇમામ ગણે છે, અને હ૦ મુસા કાઝીમની ઈમામતનો ઇન્કાર કરે છે.

**ઇમામ મુસા કાઝીમ** અ૦ સાતમા ઈમામ હતા, "એ ઈમામો બારજ છે તેની સાબેતીઓના પ્રકરણમાં સિદ્ધ થઇ

ગયું છે કારણુ કે જે જે ઠેકાણે બાર ઈમામોની સાબેતીયો છે, તેમાં હ. મુસા કાઝીમ અ. સાતમા ઈમામ છે. બાર ઈમામોની સાબેતીઓમાં આગાખાની સાહિત્યોથી પણ સાબેતીઓ આપેલ છે, જેથી સિદ્ધ થાય છે કે સાતમા ઇમામ હ૦ મુસા કાઝીમ અ૦ હતા; છતાં સબંધ બતાવવા ખાતર, અને છઠ્ઠા ઈમામ ઇમામ જાઅફરે સાદીક અ૦ પછી, સાતમા ઇમામ ઇમામ **મુસા કાઝીમ** અ૦ હતા તે જણાવવા ખાતર આ પ્રકરણમાં પણ તેવી કેટલીક સાબેતીઓ નિચે ટાંકી બતાવીશ.

૧— **સ્વાનેહ ઉમરી હ૦ અલી અ૦**નાં પેજ ૪૧૯ માં તેના કર્તા મોલવી ઓબ્યદુલ્લાહ અમ્રતસરી, ઈમામ જાઅફરે સાદીક અ૦ની વફાતના વર્ણન અને ઇમામ મુસા કાઝીમ અ૦ ના એહવાલમાં લખે છે કે:—

૧. ઇબનુસ્સેબાગ અલ-મલિકી કહેતે હંય કે—જનાબ ઈમામ જાઅફરે સાદિક હી. સ. ૧૪૮ શ૦વાલકે મહીનેમેં ઝહેરસે ફૌત હુવે. ઉન્કી ઉમ્ર ૬૮ બરસકી થી. મનસુરકી ખીલાફતકે દીનુમેં આપકા ઇન્તેકાલ હુવા,[1] ઓર[2] મઝારે બકીઅમેં દફન હુવે. આપકી અવલાદ છે યા સાત થી, જીન્મેંસે ઝીયાદહ મશહુર જનાબ ઇમામ **કાઝીમ** હયે."

૨. "આપકા નામ **મુસા બિન જાઅફર, બિન અલી, બિન હુસેન, બિન અલી હયે.** આપકા તવલ્લુદ[3] **અબવામેં હી. સ. ૧૨૮** મેં હુવા. ઓર આપકી વાલિદાહ માજેદાહ[4] ઉમ્મે વલદથી; જીન્કા ઇસ્મે મુબારક[5] **હમીદાહ** બરબરીયાહ

૧. વફાત પામ્યા. ૨. બકીઆનાં કબરસ્તાન. ૩. જન્મ. ૪. માનવંતા માતુશ્રી. ૫. બરકતવાળું નામ.

"જીમ"

થા. આપકી કુનીય્યત 'અબુલહસન' હયે, ઓર 'અલ–કાઝિમ', ઓર 'અસ્સાબેર' ઓર 'અસ્સાલેહ' ઓર 'અલ–અમીન' આપકે અલ્કાબ હયેં. બ બાઅસે [1] કસરતે ઇબાદત [2] ઓર બેદારી [3] કે આપકો 'અબદુસ્સાલેહ'ભી કેહતે થે." (ત્યાર પછી તેઓના મોઅજેઝાનું વર્ણન કરેલ છે.)

૨— **મઝાહેબુલ ઇસ્લામ** ના કર્તા પેજ ૪૫૧ માં જણાવે છેઃ—

"ઇમામે હફ્તુમ [4] **મુસા બિન જાઅફર** હયેં જીન્કા લકબ 'સાબેર' વ 'સાલેહ' વ 'અમીન' હયે; ઓર ઝીયાદાહ મશ્હુર 'કાઝિમ' હયે; ઓર કુનીય્યત 'અબુલહસન' ઓર અબુઈબ્રાહીમ હયે ઉનકે મઆસર [5] મનસુરદવાનકી ઓર મેહદી ઓર હાદી ઓર હારૂન—રશીદ થે. એહલે ઈરાક [6] ઉન્કો બાબે કઝાઉલ હવાએજ [7] કેહતે થે.

૩— "**ત્વારિખે ઇસ્લામ**" ઉર્દુ (અમીરઅલી કૃત) ના પેજ ૧૭૪ માં જણાવેલ છેઃ—

"૧૪૮ હીજરીમેં રૂહાની ઇમામ જાઅફરે સાદીક ઇસ દારેફાનીસે રેહલત કર ગયે. મગર ખુશ કીસ્મતીસે [8] ઇન્કા મકતબખાના [9] ઇન્કે સાથહી બંદ નહીં હુવા; બલ્કે ઇન્કે ફરઝંદ ઓર જાંનશીન **મુસા** અલ–કાઝીમ કે ઝેરે સાયા [10]

૧ સબબથી. ૨ વધારે ઇબાદત. ૩ જાગૃત રહેવું. ૪ સાતમા ઇમામ. ૫ તે વખતના હાકીમ. ૬. ઈરાકવાસીઓ. ૭. હાજતો પુરી કરવાવાલા. ૮. સારા નસીબે. ૯. ઇલ્મી શાખા. ૧૦. હાથ હેઠળ

ઉસી સાબેકે[11] રવનક પર રહા."

"ઈસી સાલ (હી. સ. ૧૮૩) રૂહાની પેશવા[12] ઇમામ મુસા અલ-કાઝીમ ઈસ દારેફાનીસે રેહલત કર ગયે ઇબ્નુત્તાહેર લીખતા હય કે શરાફત[13] સબ્રોકીનાઅત[14] ઓર બદીકે બદલે ભલાઇ કરનેકી બદૌલત ઇસ્કો યેહ ખીતાબ મીલા. મદીનેમેં ઈસ્કી બડી તાઅઝીમો તકરીમ કી જાતી થી.

૪— "દહસુખઝન"નાં કર્તા પેજ ૧૬૫ માં, ઇમામ જાઅફરે સાદીક અ૦ના અહેવાલમાં લખે છે કેઃ—

"ઓર આપભી ઝહેરસે શહીદ હુવે, ઓર હઝરત ઇમામ હસનકે ગુમ્બદ[15] મેં દફ્ન હુવે. ઓર અવલાદમેં આપકે છે શખ્સ બાકી રહે; સબસે આલીમ ઓર આરિફ[16] ઝીયાદાતર હઝરત ઇમામ મુસા કાઝીમ હયે. હીલ્મ[17] ઓર ખુલ્ક[18] આપકા કમાલ મરતબેમેં થા, ઓર મુસ્તજાબુદ્દઅવાત[19] થે, કે ઇરાકકે લોગ આપકો બાબે કઝાઉલ હાજાત[20] કેહતે થે."

૫— "તઝકેરતુલ કેરામ તારિખે ખોલફાએ અરબો ઇસ્લામ"ના કર્તા, પેજ ૪૦૭ માં જણાવે છેઃ—

"હારૂન રશીદકા બરતાવ[21] અઇમ્મએ એહલે બયત[22] કે સાથ મુનાસેબ[23] ન હુવા. હઝરત

૧૧ પહેલાના જેવીજ. ૧૨ આત્મીક આગેવાન. ૧૩ ભલમનસાઇ. ૧૪ સબુરી અને સંતોષ. ૧૫ રોજો; કુબો. ૧૬ માઅરેફત ધરાવનાર ૧૭ નમ્રતા. ૧૮. સારી વર્તણુંક. ૧૯ જેની દોઆ જલદી કબુલ થાય તે. ૨૦ હાજતો પુરી કરવાવાલા. ૨૧ વર્તણુંક. ૨૨ એહલેબયત-માંના ઇમામો. ૨૩. સારી રીતે બંધબેસ્તો.

."જીમ."

ઈમામ મુસા કાઝીમ બિન હઝરત ઈમામ જાઅફરે સાદીક અલયહિસ્સલામકો બગદાદમેં નઝરબંદ રખ્ખા. આપકી વીલાદત અબ્વામેં કે દરમીઆન મક્કા મદીને કે હુઇ; યક શમ્બાકે[૧] રોઝ સાતવીં સફર એકસો અઠ્ઠાવીસ હીજરીમેં ઔર માં આપકી ઉમ્મેવલદ થી, હમીદાહ બરબરીય્યાહ નામ. આપ બડે મુતરહેમ,[૨] ગમખ્વાર,[૩] ઝાહેરો બાતીનકે કામીલ[૪] થે. અગર કોઈ આપકો ગાલી દેતા, તો આપ ઉસકો ઇન્આમ[૫] દેતે.

૬— " દુર્રે બેબહા " (ગુજરાતી)માં તેના કર્તાએ પેજ ૧૧૭ થી ૧૧૯ સુધી ઇમામ મુસા કાઝીમ અ૦નું વર્ણન કરેલ છે. તેનો ઉતારો અત્રે આપવાનું ઉચિત ધારેલ નથી; કારણ કે તે મશહુર કિતાબ છે, (મી૦ વરતેજીએ એ કિતાબમાંથી કેટલોક ઉતારો લઇ મન ગમતો ફેરફાર કરી પોતાના મતને પુષ્ટી આપવા કોશેસ કરેલ; જેથીજ તે કીતાબની સનદની યાદી અત્રે આપેલ છે.)

૭— " **રીયાઝુલ અન્સાબ** " (ફારસી) ના કર્તા જીલ્દ ૨જી ગુલીસ્તાન ૭ માં પેજ ૧૪૩ ઉપર જણાવે છે:—

" હઝરત ઇમામ મુસા કાઝીમ અ૦ હફતુમ અઇમ્મએ ઈસ્નાઅશર અસ્ત. વિલાદતે આં હઝરત દર અબવા કે મનઝીલીસ્ત દરમીયાને મક્કએ મોઅઝઝમાં વ મદીનએ મુનવ્વરા; દર શહેરે સફર સાલે સદો બીસ્તો હશ્ત હીજરી, રૂઈનમુદ વાલિદાએ આં હઝરત ઉમ્મેવલદ મુસમ્મા બ હમીદએ બરબરીયાહ બુદ. ઇસ્મે શરીફે

આં હઝરત મુસા, વ કુનીય્યતે હુમાયુ નશ
અબુલ હસન, અબુ અબ્દુલ્લાહ અબુ
ઇસ્માઇલ વ અબુ અલી વ અલ્કાબે
મયમુનષ સાબેર, વ સાલેહ; વ મશ્હુરીને
અલ્કાબે આં હઝરત કાઝીમ હસ્ત."

**અર્થ**— હઝરત ઈમામ **મુસા કાઝીમ** અ૦ બાર ઈમામોમાંના સાતમા ઈમામ છે. તે બુઝરગવારની વીલાદત (જન્મ) સફર મહીનામાં, એકસો અઠ્ઠાવીસ હીજરીમાં મક્કા અને મદીનાની વચમાંની એક મન્ઝીલ **અબવામાં** થઈ છે. તે હઝરતનાં માતુશ્રી ઉમ્મેવલદ હતાં, અને તેવણુનું નામ હમીદીયા બરબરીયાહ હતું. તેઓનું નામ હઝરતે **મુસા**, અને કુનીયતે હુમાયુન **અબુલ હસન**, અબુ અબ્દુલ્લાહ, અબુ ઇસ્માઇલ અને અબુ અલી છે. તેઓના માનવંતા લકબો 'સાબેર' અને 'સાલેહ' છે. પણ વધુ મશહુર કાઝીમ છે."

૮— મહુવા કમીશન કેસના રીપોર્ટમા, ભાવનગર સ્ટેટની હાઇકોર્ટના બાહોશ જડજ મી૦ નસરવાનજી ફરામજી મીરઝાએ જે ઉદ્ગારો કાઢેલ તે પેજ ૭ માંથી નિચે ટાંકીએ છીએ.

" અલીથી છઠો જાફર સાદક ધર્મમાં વધારે ધ્યાન આપતો હોવાથી અને ધર્મના ઘણાક ફરમાનો ચોકકસ કર્યાથી શિયા મઝહબને વારેઘડીએ જાફરી મજહબ પણ કહેવામાં આવે છે. એ

૧. રવીવારનો દીવસ. ૨. રહમ કરવાવાલા. ૩. બીજાઓનો ગમ ખાવાવાલા. ૪. પુરા; સંપુર્ણ. ૫. બક્ષીસ.

"જીમ."

છઠો ઈમામ ગુજર્યાં પછી બલ્કે તે અગાઉથી તે ઇમામનો વંશ કોણ તે વિષે ભાંજગડ પડી, જેના તડાં હજી ચાલે છે. કોઈ કહેછે કે ઇસમાઇલ તેનો વડો દીકરો હતો તે ઈમામ થયો અને ઓલાદે "ખીલાફતે બની ફાતમાં" ની સલ્તનત સ્થાપી, પણ મોટા ભાગનું એવું કહેવું છે કે ઇસમાઇલ, જાફર સાદકની હયાતીમાં ગુજરી જવાથી તેનો નાનો ભાઈ મુસા કાઝીમ હકદાર ઈમામ ગણાયો છે અને ગણાવો જોઈએ. મુસા કાઝમ પછી બીજા પાંચ હકદાર અને અલ્લાહના ખાસ નિમેલા ઈમામો એ મોટો ભાગ ગણુતા આવે છે એટલે કે મુસા કાઝીમના અલીરઝા, તેના મહમદતકી, તેના અલીનકી, તેના હસનઅસકરી, તેના ઇમામ મોહમદ મેહદી જે અલી સુધાં બાર થાય છે. અને એ બાર ઈમામ હકદાર થઇ ગયા છે એમ માનનારાઓ શીયા તનાસરી તેમજ ખાલી "ઇમામી"* પણ વારંવાર કહેવાય છે.

૯— હિઝ હાઇનેસ મરહુમ આગાઅલીશાહની લાશને કરબલા પોંચાડવાનો અહેવાલ (જે મરહુમ મુખી કાસમભાઈ મુસા તરફથી મળેલ—અને મરહુમ મુખી ખાસ લાશ પોચાડવા સારૂ સાથે ગએલ, તે અહેવાલ ગુલામહુસેન પ્રેસ નો માલીક અલાદીનભાઇ ગુલામહુસેન તરફથી છપાવવામાં આવેલ તે) ના પેજ ૨૯ માં જણાવવામાં આવેલ છેઃ—

---

* "ઇમામી" અથવા "ઇમામીયાહ" ઇસ્ના અશરીયોનેજ કહેવામાં આવે છે, તે ઉપર મી૦ વરતેજીનું માન પુર્વક લક્ષ ખેંચું છું.

"જીમ."

" અને સંદુક મુબારક મુસા બીન જાઅફરના રોજામાં તવાફ કરાવીને એવોના વડવાનો હુજરો છે તે રોજામાં રાખી."

(આગાઅલીશાહ સાહેબની લાશને ઇમામ મુસા કાઝીમ અ૦ ના રોજાને "તવાફ" કરાવેલ, તે ખુદ મુખી કાસમભાઇ મુસાના અહેવાલથી જણાય છે, જેથી પણ સાબેત થાયછે કે, તે વખતમાં હ૦ મુસા કાઝીમ અ૦ સાતમા ઇમામ તરીકે માનવામાં આવતા હતા.)

૧૦– પહેલા આગાખાન ના૦ આગાહસન અલીશાહની હાથની લખેલી ફારસીમાં બાયોગ્રાફી "ઇબ્રતે-અફ્ઝા" ના પેજ ૩૮ માં આડમાં ઇમામઅલી મુસેરઝાને ઇમામઝાદા તરીકે જણાવવામાં આવેલ છે. જેથી પણ સાબેત થાયછે કે ઇમામ મુસા કાઝીમ અ૦ સાતમા ઇમામ છે.

૧૧– આગા જહાંગીરશાહના રિસાલામાં પણ બાર ઇમામોની માન્યતા જણાવેલ છે એટલે તેમાં હ૦ મુસા કાઝીમ અ૦ સાતમા ઇમામ છે.

પ્રિય વાંચકો ! ઉપરના પુરાવાઓથી આપ સારી રીતે જોઇ શકયા હશો કે છઠા ઇમામ જાફરસાદીક અ૦ પછી ખરા હકદાર ઇમામ, ઇમામ મુસા કાઝીમ અ૦ જ છે. એ ઉપરાંત હજી પણ ઘણી દલીલોથી પુરવાર થઇ શકે તેમ છે પણ મારા મિત્ર મી૦ વરતેજી, હ૦ ઇસ્માઇલને ઇમામ તરીકે ગણવા માટે કોઈપણ મજબુત દલીલ લાવી શકતા નથી. અને જે દલીલો લાવે છે તે પણ ફકત ઇસ્માઇલી ટોળાની પોતાની જ દલીલો છે. કોઇપણ ઇસલામી મોઅતબર તવારીખોથી હ૦ ઇસ્માઇલને ઇમામ તરીકે સાબેત કરી આપવા માટે મી૦ વરતેજી નિષ્ફળ નિવડયા છે. વેદિક ઇસ્લામમાં બે ત્રણ તવારિખોના હવાલા મી૦ વરતેજીએ આપેલ, પણ તેની તપાસમાં

બતાવી આપેલછે કે તે મત સાથે તે ત્વારિખોના કર્તાઓ કોઇપણ રીતે સમંત થયા નથીજ. પણ ઇમામ મુસા કાઝિમ અ૦ ની ઇમામતનો સ્વીકાર ઇસ્લામી ત્વારિખ નવેશોએ સંપુર્ણ રીતે કરેલ છે. એટલે મી૦ વરતેજીની મનઘડત દલીલો કોઇ રીતે પણ કાર્યસાધક થઈ શકે તેમ નથી.



# ઇસ્માઈલીયા ઇમામતના તાજા પુરાવાની તપાસ.



પ્રિય વાંચકો ! મી૦ વરતેજીએ 'ઇસ્માઈલીયા ઇમામત' માટેના જે જુના પુરાવાઓ આપવાની કોશીષ કરેલ, તેમાં તેઓ કેવા નિષ્ફળ નીવડયા છે તે આપ સુજ્ઞ વાંચકો આગળ જોઇ ગયા છો. તે પુરાવાઓ ઉપરાંત મી૦ વરતેજીએ તાજા પુરાવાઓ ' તરીકે ઇસ્માઈલીયા ઇમામતના તાજા પુરાવા" એવા આકર્ષક મથાળાથી એક પ્રકરણ વૈદિક-ઇસ્લામમાં દાખલ કરેલ છે. જે મથાળું મ્હોટા અક્ષરોએ આકર્ષક રીતે જોઇને મેં ધાર્યું કે, મી૦ વરતેજીને કાંઇક અગત્યના મજબુત તાજા પુરાવાઓ મલી ગયા હશે; પણ અંદરનું લખાણ જોતાં તેવું કાંઈપણ જોવામાં આવ્યું નહિ ! તે તાજા પુરાવાઓમાં ફકત એક જસ્ટીસ બદરૂદીન સાહેબનો પત્ર, અને બીજો વોહરાઓના વડા મુલ્લાંજી સાહેબની જુબાનીમાંથી એક ફકરો જોવામાં આવે છે, તે ઉપરાંત ત્રીજો કોઈ પુરાવો જોવામાં આવ્યો નહિં. અને તે પુરાવાઓમાં પણ મી૦ વરતેજીએ ફકત યુકતી વાપર્યા શિવાય બીજું કાંઈ નવીન જોવામાં આવતું નથી. હવે તે બે પુરાવાઓમાં શું છે, તે તપાસીએ.

જસ્ટીસ બદરૂદીન સાહેબનો પત્ર, કે જે તેઓએ ફ્રેન્ચ કોન્સલ ઉપરે લખ્યો છે; તે પત્ર જરૂર કોઇની માગણીથીજ લખવામાં આવ્યો છે એમ જણાય છે. હવે તે પત્રમાંનો ફકરો, કે જે ઉપરથી મી૦ વરતેજી 'ઇસમાઈલીયા ઇમામત' સિદ્ધ કરવા મથેછે, અને તે ફકરો બ્લેકટાઇપમાં આપેલ છે; તે એટલોજ છેઃ—

> " અને નામદાર સુલતાન મહમદ આગાખાન જે આ ટોળાના ઉપરી છે તે નબી મોહમદ મુસ્તફાના જમાઇ અને ખલીફ હઝરત અલીના વંશમાંથી સીધી નસલે ઉતરી આવેલા છે."

હવે એ ફકરાથી મી૦ વરતેજી, ઇસ્માઈલીયા ઇમામત કેવીરીતે સિદ્ધ કરી આપેછે, તેની કાંઇ સમજ પડતી નથી ! એમાં કયા ફકરાથી મી૦ વરતેજી તે સાબેત કરી આપે તેમ છે ? મતલબકે ઉક્ત ફકરામાં 'ઇમામત' નો કાંઇ ઉલ્લેખજ નથી. એ ફકરાથી તો એટલુંજ જણાય છે કે ના૦ આગાખાન તે ટોળાના ઉપરી અને હ૦ અલી અ૦ ની નસલમાંથીછે તે શીવાય 'ઇસ્માઈલીયા ઈમામત' નો કાંઇ સબંધજ નથી ! ! !

ના૦ વડા મુલ્લાંજી સાહેબની જુબાનીથી મી૦ વરતેજી 'ઇસ્માઈલીયા ઈમામત' સિદ્ધ કરવાને મથેછે, તેમાં પણ તેઓ સજ્જડ થાપ ખાય છે. પ્રજામિત્ર પત્રનો તા. ૨૨ મી અક્ટોમ્બરનો જે ઉતારો મી૦ વરતેજી ટાંકેછે, તેમાં આગળ પાછળનો સબંધ નહિં ટાંકતા, ફકત વચમાંથી થોડીક લીટીઓજ ટાંકેલી છે. અગર આગળ પાછળનો સબંધ પણ મી૦ વરતેજીએ ઉતારેલ હતે તો સર્વે ભેદ ખુલ્લો થઈ જતે. હવે જે ફકરાઓ મી૦ વરતેજીએ ઉતાર્યાં છે તેવી પણ મી૦ વરતેજીની પોલીસી કેટલે દરજ્જે સદ્ધ થાય છે તે તપાસીએ.

> (૧) સાક્ષીએ કોર્ટને જણાવ્યું કે છેલા વાકયમાં ઈમામ શબ્દ આવેલો છે તે હું નીચે મુજબ વાંચું છું—

" ઈમામ જાહેર હોયછે જે સઘળું સમજાવવામાં આવ્યું છે હું તેમાં નીચે મુજબ સુધારો કરવા માંગુંછું.

" જે સઘળી ચીજો ઉપર આપણે આધાર રાખ્યો છે તે ઇમામમાં સમાવવામાં આવીછે જેઓ જાહેર છે "

(૨) " ઇમામ " શબ્દનો અર્થ 'લખાણુ' જણાવવામાં આવેલ, તેના માટે અરબીનાં ઇન્ટરપ્રીટરે અજ્ઞાયબી બતાવેલ.

એ રીતે એ બાબતોથી મી૦ વરતેજીએ "ઇસ્માઇલીયા ઇમામત " સિદ્ધ કરવા માટે મથન કરેલ છે. હવે ના૦ વડા મુલ્લાંજી સાહેબ પોતે તો હાલમાં **જાહેર ઇમામની** માન્યતા ધરાવતા નથી; તેઓ તો પરદે થયલા ( ગાયબ ) ઇમામને માનેછે. એટલે તેઓ **જાહેર ઇમામનો** એઅતેકાદ કેવી રીતે દર્શાવી શકે ? તેઓ નામદારનો કહેવાનો આશય એજ છે કે "**સઘળી ચીજો** કે જે ઉપરે આપણે આધાર રાખ્યો છે, તે ઈમામમાં સમાવવામાં આવી છે, અને તે ચીજો જાહેર છે." મતલબકે ઈમામમાં જે ચીજો (ઇલ્મ વી૦) સમાવવામાં આવેલ છે, તે ચીજો છુપી નથી. પણ જાહેર છે, એવી રીતે એ વાકયોનો અર્થ થઈ શકે. પણ મી૦ વરતેજી શબ્દરચનાના ફેરફારનો લાભ લેવા કુદી પડયા છે, પણ તેમાં કોઇપણ રીતે તેઓ ફાવી શકે તેમ નથી. મજકુર ફકરામાં 'ઈમામ' નો શબ્દ એકવચનમાં છે, અને જેઓ જાહેર છે એ બહુવચનમાં છે; એટલે તેનો સબંધ 'ચીજો' સાથે છે. બાકી ના૦ વડા મુલ્લાંજી સાહેબનો મત **જાહેર ઇમામ** માટેનો તો નજ હોઇ શકે કારણકે તેઓ નામદાર તો **ઇમામને** પડદે થઇ ગયલા માને છે; એટલે **જાહેર ઇમામ** તેઓ કહેજ કેમ ? ઉપરાંત તેઓ નામદારે આ-

ગળના અમુક ઇસ્માઇલી ઇમામોના ગાયબ રહેવા માટેની કબુલાત પોતાની જુબાનીમાં આપેલ, એટલે તેઓ દરેક ઈમામ માટે જાહેર ઇમામની થીયરી જણાવેજ કેમ? તે જુબાની મી૦ વરતેજીની જાણ માટે ટાંકી બતાવીશ.

**( મી૦ બીનીંગની તપાસમાં ના૦ મુલ્લાજી સાહેબ જણાવે છે )**

સા૦—'જોકે ઇમામ ગાયબ છે તો પણ માન્યતા તો એજ છે કેની કે તેમના પ્રતીનીધી આ દુનિયામાં છે ? '

જ૦—' હા, ઇમામ કેયાસ કયાં ગાયબ થયા છે તેનો પતો કોઇને ખબર નથી.'

સ૦—' આઠમા, નવમા, અને દસમા, ગાયબ ઇમામ એ ઓગણત્રીસમાં, * ઇમામની માફકજ ગાયબ છેની ? '

જ૦—' એમાં થોડો ફરકછે, પેહલા ત્રણ ઇમામનો બાબ ઓગણત્રીસમાં * ઇમામથી જુદો છે. અને તે એમ કે આઠમા, નવમા, દસમા ઇમામે ખરેખર તેમની સાથે વહેવાર રાખ્યો હતો, જ્યારે ઓગણત્રીસમા * ઇમામના બાબમાં તેમ નથી. '

સુજ્ઞ વાંચકો ! આપ ઉપરથી ખુલ્લી રીતે જોઇ શકયા હશો કે, ના૦ વડા મુલ્લાંજી સાહેબ હાલનાં ઇમામને ગાયબ તરીકે માને છે; ઉપરાંત આગળના ત્રણ ઇમામોને 'ગાયબ

* ના૦ વડા મુલ્લાંજી કેસની બુક "ઈન્સાફ પેપરનાં અધીપતીએ છપાવેલી છે તેમા પેજ ૩૯૫ માં થી મજકુર જુબાની ઉતારી છે. જો કે વહોરા બીરાદરોનાં ઇમામોની સંખ્યા ઓગણત્રીસની નથી, પણ મજકુર બુકમાં ત્રણે ઠેકાણે " ઓગણત્રીસ " નો શબ્દ છે જેથી અસલ બુક પ્રમાણેજ ઉતારેલ છે.

"જીમ"

ઇમામો ' તરીકે સ્વીકારે છે. જે ઉપરથી સાબેત થાયછે કે તેઓ નામદારની જુબાનીમાં 'જેઓ જાહેર છે' નો વાકય છે, તે 'સઘળી ચીજો' ના વાકય સાથેજ બંધબેસ્તો થઇ શકેછે. જ્યારે તેઓ 'જાહેર ઇમામ' ની માન્યતાજ ધરાવતા નથી, ત્યારે મી૦ વરતેજી, તેઓની જુબાનીથી 'જાહેર ઇમામની' થીયરી સિદ્ધ કરવા મથે; એ કેવી રીતે વ્યાજબી ગણી શકાય ?

વળી ના૦ વડા મુલ્લાંજી સાહેબની જુબાનીથી આઠમા, નવમા, અને દસમા ઇમામો ગાયબ રહેવાનું જણાય છે, તે ઇમામો, મી૦ વરતેજીના પણ ઇમામોછે કે એ નિર્વીવાદછે. મી૦ વરતેજી, જે ગાયબ ઇમામ, માટે બખાળા કાઢીને ગમેતેમ લખાણ કરેછે અને 'જાહેર ઇમામ' નીજ થીયરી ભોળાબંધુઓને સમજાવવા પ્રયત્ન કરે છે, તેઓ આ બિના ઉપરથી કાંઇ ધડો લેશે કે? મી૦ વરતેજી અને બીજા આગાખાની લેખકો ઠેક ઠેકાણે લખી રહ્યા છે કે, ' જ્યારે કુરઆન જાહેર ત્યારે ઇમામ ગાયબ કેમ ? પણ ના૦ વડા મુલ્લાંજી સાહેબની જુબાની પ્રમાણે તો ઇસ્માઇલીયોના આઠમા, નવમા, અને દસમા ઇમામો ગાયબ હતા, અને તેઓના વખતમાં પણ કુરઆન તો જાહેરજ હતું તેનું કેમ? મતલબ કે મી૦ વરતેજી અને આગાખાની લેખકોની થીયરી એક ચુકતીજ છે !

ના૦ વડા મુલ્લાંજી સાહેબની જુબાનીમાં એમ પણ છે કે ' દરેક ચીજો ઇમામમાં સમાવવામાં આવી છે, ' તેને તો મી૦ વરતેજી ભુલી જતા જણાય છે. જ્યારે તેઓ શબ્દ રચનાનો લાભ લઇને ' જાહેર ઇમામ ' ની થીયરી ( ભોળા બંધુઓ સમક્ષ ) રજુ કરવાને કુદી પડયા છે, ત્યારે સાથે સાથે પોતાના જાહેર ઇમામના માટે પહેલો ફકરો પણ સાબેત કરી દેખાડવો જોઇએ. પણ તે ફકરા માટે તો મી૦

વરતેજીએ અખાડા જ કર્યા છે ! ( મજકુર જુબાનીથી 'જાહેર ઇમામ' ની થીયરી કેઇ રીતે પણ સિદ્ધ થઈ શકતીજ નથી, જે સુજ્ઞ વાંચકો સારી રીતે જોઇ શકયા હશે )

હવે અરબ્બી ઇન્ટર પ્રીટરના ખુલાસાથી જે યુક્તી મી૦ વરતેજી વાપરે છે તેથી પણ કાંઇ વળે તેમ લાગતું નથી. કારણ કે ઇન્ટર પ્રીટર 'ઇમામ' શબ્દનો અર્થ 'લખાણ' કરવામાં આવેલ, તે ઉપરજ અજાયબી બતાવે છે; એટલે કે તેઓ 'ઇમામ' શબ્દનો ઉપયોગ 'ઇમામ' માટેજ થવો જોઇએ એમ ( શીઆહ તરજુમાઓ પ્રમાણે ) કહે છે. પણ તેમાં 'મોબીન'નો અર્થ 'જાહેર' થવો જોઇએ, એ કોઈ રીતે પણ ઇન્ટર પ્રીટરે જણાવેલ નથીજ. ત્યારે મી૦ વરતેજી કેવી રીતે 'જાહેર ઇમામ' ની શીયરી મનાવવા માંગે છે, તેની કાંઈ સમજ પડતી નથી ! મતલબકે અરબ્બી ઇન્ટર પ્રીટરે 'મોબીન'ના અર્થ સબંધે કાંઈ જણાવેલજ નથી. પણ મી૦ વરતેજી ધોળા દીવસને રાત ગણાવવા મથન કરે છે ! અને ભોળા ભાઇઓને ભમાવવા ખાતર 'ઇમામે મોબીન' નો અર્થ 'જાહેર ઇમામ' ના૦ કોર્ટે કબુલ રાખેલ છે, એવી યુક્તી ખેલે છે; પણ ના૦ કોર્ટે કેવી રીતે કબુલ કરેલ-તે કોઇ રીતે પણ મી૦ વરતેજી પુરવાર કરી શકયા નથી, ઉલ્ટો સમજુ વર્ગ પાસે પોતાને હાંસીપાત્ર ઠેરવેલ છે.

પ્રિય વાંચકો ! મી૦ વરતેજીએ 'ઇસ્માઇલીયા ઇમામતના તાજા પુરાવા' એવા આકર્ષક મથાળાથી નિરર્થક કોશેસ કરેલ, પણ અંદરનું લખાણ જોતાં પોલમપોલ જણાય છે. ફક્ત મી૦ વરતેજીએ એક યુક્તીજ ખેલેલ, પણ તેમાં તેઓ કેટલે દરજે ફાવ્યા છે, તેનો તોલ આપ સુજ્ઞ વાંચકોએ કરી લીધેલ હશે. તાણી તોડી, મરડી મચડી પોતાની માન્યતા સિદ્ધ કરવા જાય, તે ભલા કયાંથી થઈ શકે ? ! !



# ૯૦ ઇસ્માઇલ બિન જાઅફરે સાદિક અ૦

પ્રિય વાંચકો ! છઠા ઇમામ જાઅફરે સાદીક અ૦ પછી સાતમા ઈમામ મુસા કાઝીમ અ૦ ખરા અને હકીકી ઇમામ છે; જે બાબતને ઇસ્લામી ત્વારીખો સંપુર્ણ રીતે માન્ય રાખે છે. જેના માટેના પુરાવાઓ 'ઈમામ મુસા કાઝીમ અ૦ ની ઇમામત' વાલા પ્રકરણમાં આપી ગયો છું, જેથી આપ સુજ્ઞ વાંચકો ખરી હકીકતથી વાકેફ થઇ શકયા હશો. પણ તેજ સમયમાં કેટલાકોએ હ૦ ઈસ્માઇલ ઇબ્ને ઇમામ જાઅફરે સાદિક અ૦ના નામથી 'ઇસ્માઇલીયા' ફિરકો ઉભો કરેલ, જે ઇતિહાસ વાંચનારાઓથી અજાણ્યું નહિં હશે. મજકુર 'ઇસ્માઇલીયા ફિરકા વાલાઓમાં ઈમામત સબંધે જુદી જુદી માન્યતાઓ હસ્તી ધરાવતી હતી, જે માટે ઇતિહાસીક પૂરાવાઓ સાક્ષી પુરી રહ્યા છે.

'મહુવા કમીશન કેસનો રિપોર્ટ' જે ભાવનગરની હાઈકોર્ટનાં બાહોશ અને અપક્ષપાત પારસી જડજ મી૦ નસરવાનજી ફરામજી મીરઝા તરફથી બાહેર પડેલ, તેના પૃષ્ટ ૧૦ ઉપર એ સંબંધે નીચે મુજબ ઉલ્લેખ જોવામાં આવે છે:—

"પાછળથી એ વડા દીકરા ઇસ્માઇલને માનનારાઓમાં વળી તડાં થઈ ગયાં. એક ભાગ માનતો હતો (અને હાલ જો તેઓ હયાત હોય તો માને છે,) કે ઈસમાઇલ ગુજરી ગયો છે તે સાતમો અને છેલ્લોજ ઇમામ છે. બીજો ભાગ માનતો હતો યા માને છે કે ઇસમાઇલ માત્ર ગેબ થઈ ગયો છે અને જુહુર ઇમામ થઇને રોજે કીયામતની થોડું અગાઉ પાછો આવી હાકમી કરશે અને મેહદી થશે. ત્રીજો માનતો હતો યા માને છે કે એ ઇમામની ઓલાદ કાયમ છે, અને

વળી તેમાં પણ ભેદ છે. તે માંહેલા કેટલાકો પાછલી ઓલાદ આગલી ઓલાદના જેટલીજ બુલંદ અને અલ્લાહની મોકલેલી માને છે અને કેટલાક પાછલી ઓલાદને આગલી ઓલાદ કરતાં ઉતરતા દરજ્જાની અને ઇમામત સાચવી રાખનારીજ માને છે.+ જુઓ કનજુલ મશાએખ, જીન્નત અલ ખેરદ Huges Dictionary P. 594 They say from the time of Ali to the death of Mahomed the son of Ismail the Imams were visible but from his death commenced the succession of concealed Imams. * વળી જુઓ હાઇકોર્ટનું જજમેન્ટ પાનું ૮ પહેલું કોલમ Ismails are those who hold Ismail. To have been the last of the revealed Imams, who also held that until the Final Manifestation of Ali (as an incarnation of God) musnud is held by unrevealed Imams. વળી ઉપર જણાવ્યું તેમ કેટલાકો અલીને અને કેટલાક ઇસ્માઇલને મહેદી થઇને આવવાની રાહ જુએ છે. જેઓ ઇસમાઇલને છેલ્લા ઇમામ માને છે તેઓ 'ઇસ્માઇલી' લખાયલા મેં તવારીખ માં જોયા છે. પણ જેઓ તેની ઓલાદને પણ તેના જેવાજ

---

+ એ હેરફેર માન્યતાઓ ઉપર મી૦ વરતેજીનું માનપુર્વક લક્ષ ખેંચું છું. મારા મિત્ર મી૦ વરતેજી ખરા ઇસ્માઇલીયો કોને કહે છે તે જણાવવા તેઓએ તસ્દી લેવી જોઇએ !

---

તેઓ કહે છે કે (હ૦) અલી (અ૦) ના વખતથી કરીને ઇસ્માઇલના છોકરા મહમદના મર્ણ સુધી, ઇમામો પ્રગટ હતા, (એટલે જાહેર હતા) પણ તેના (હ૦ મહમદના) મર્ણ પછી છુપા (ગાયબ) ઇમામોની શરૂઆત થઇ. (મારા મિત્ર મી૦ વરતેજી જે "જાહેર ઇમામ" નો જાપ જપી રહ્યા છે, તેઓનું આએ ફકરા ઉપરે ધ્યાન ખેંચું છું.)

"જીમ"

અલ્લાહના મોકલેલા ઇમામ માને છે તેઓ '**નજીદીયા**' કહેવાતા હતા અથવા કહેવાય છે; તેઓ 'ઇસમાઇલી' નથી કહેવાતા. વળી પ્રથમ 'ઇસમાઇલી'નો ફીરકો માત્ર ઇસ્માઇલના હક ઉપરથી ફીસાદ થવાથી ઉપજ્યો હતો, પણ પાછળથી તે ફીરકાવાળાઓએ જુદો જુદો ધર્મમત અંગીકાર કર્યો હતો અને 'ખીલાફતે બની ફાતેમા' (જો તે ઇસમાઇલની ઓલાદ તરીકે અંગીકાર કરીએ અને બીજી તવારીખ નવીશોના લખવા પ્રમાણે તે અબ્દુલ્લા બીન મૈમુનની ઓલાદ ન હોય તો તેના) વખતમાં મિજાઇ, મીસરી અને હિંદુ ધર્મની ફીલસુફીઓ તેમાં દાખલ થતી ગયેલી છે. એ ઉમેરો વખતો વખત થતો ગયો છે. અને તે કયારે અને કેવો થતો ગયો તે હાલ શોધી કાઢવું બીલકુલ અશકય છે, પણ એવો ઉમેરો થતો ગયો છે તે તો ચોકસ વાત છે.

પ્રિય વાંચકો ! ઉપરોકત ઉતારાથી આપ સારી રીતે જોઈ શકયા હશો કે, 'ઇસ્માઈલી' કોણ કહેવાય; અને ઇસ્માઈલી ઈમામત સબંધે કેવી કેવી જુદી જુદી માન્યતાઓ છે ! જ્યારે હાલમાં કેટલાક આગાખાની લેખકો પોતાને શુદ્ધ ઈસ્માઈલી ગણાવી, બશારતી ઇમામ તરીકે નરનસલે ના૦ આગાખાન સાહેબને જણાવી રહ્યા છે ! અને હ૦ ઇસ્માઈલની ઇમામત સબંધે તેઓ પોતાના પુસ્તકોમાં અને લેખોમાં બાપુકાર જણાવી રહ્યા છે કે, 'હ૦ ઈસ્માઈલ ઇમામ જાઅફરે સાદીક અ૦ના વડા ફરઝંદ થતા હતા, જેથી ઈમામ જાઅફરે સાદિક અ૦ને પોતાની હયાતીમાંજ તેઓને ઇમામત સુપુર્દ કીધી; અને તેઓ બાપની હયાતીમાંજ ઇમામ થયા હતા.' એ ઘણુંજ આશ્ચર્યકારક ગણાય !

**હ૦ ઇસ્માઇલ** પોતાના પિતાશ્રીની હયાતીમાંજ ગુજરી ગયા હતા, એ તવારિખ સિદ્ધ બાબત છે, છતાં કેટલાક આગાખાની લેખકો એમ જણાવવાને બાહેર પડયા છે કે, 'ઈમામ જાઅફરે સાદિક અ૦ મે તકીયાથી તેમ જણાવ્યું

હતું, પણ ખરી રીતે તો હ૦ ઇસ્માઈલ હયાત હતા; અને તેઓને ઈમામ જાઅફરે સાદિક અ૦ મે ઈમામત સોંપીને કયાંક મોકલાવી આપ્યા હતા,* અને હ૦ ઈસ્માઇલે પોતાના પિતાશ્રીની હયાતી બાદ પણ હયાત હતા. અને હ૦ ઈસ્માઈલની વફાત પછી ઇમામત તેઓની ઓલાદમાં ગઇ, વી૦ વી૦. '—તો આગાખાની લેખકોનું તે કથન કેટલે અંશે ખરૂં છે, અને ત્વારિખી તપાસમાં તે કેટલે દરજ્જે ટકી શકે છે તે તપાસવું જોઈએ. એ સબંધી કેટલુંક વિવેચન આગળ કરી ગયો છું છતાં સબંધ જોડવા ખાતર આ પ્રકરણમાં પણ કેટલીક તપાસ હાથ ધરીશ.—

૧— હ૦ ઈસ્માઈલ, ઇમામ જાઅફરે સાદીક અ૦ના વડા ફરઝંદ થતા હોવાથી તેઓને ઇમામતના હકદાર ગણાવે છે. પણ બીજે ઠેકાણે એ થીયરીને ખુદ આગાખાની લેખકોજ (હ૦ ઈમામ હસન અ૦ની ઈમામતની વિરૂધ્ધતા કરીને) તોડી પાડે છે! મતલબ કે ઇમામતના બારામાં મ્હોટો કે ન્હાનો, ભાઈ કે પુત્રનો ફકત એક-લોજ સિધ્ધાંત કોઈ રીતે કાર્યસાધક થઇ શકતો નથી. ઇમામતનો હુદ્દો, પયગમ્બરના જાનશીન તરીકેનો છે અને તે એક ઈમામ, ખુદા તઆલાના હુકમાનુસાર પોતાની વફાત પછીના ઈમામ તરીકે બીજા ઇમામની નીમણુક કરે છે.

૨— હ૦ ઇસ્માઈલના માટે નસ થઈ હતી, એમ આગાખાની લેખકો જણાવે છે. પણ તેઓ નસ માટેની

---

* હ૦ ઇસ્માઇલ ક્યાં ચાલ્યા ગયા, તે સબંધે પણ આગાખાની લેખકો ચોકસ ઠેકાણું બતાવી શકતા નથી. કોઇ સલમીયા જણાવે છે, કોઇ બસરા લખે છે, અને કોઇ મીસર ગયાનું જણાવે છે. એ રીતે જુદા જુદા સ્થળો જણાવે છે.

"લેખક"

કોઇ પણ ત્વારિખી મજબુત સનદ બતાવી શકતા નથી. મારા મિત્ર મી૦ વરતેજીએ 'વેદિક ઈસ્લામ' માં એકાદ બે સનદો આપવા કોશેશ કરેલ, પણ તે સનદોની તપાસ તેજ ઠેકાણે કરીને અમોએ બતાવી આપેલ છે કે, તે ફકત ઇસ્માઈલી ફીરકાનીજ માન્યતા છે. તે ત્વારિખોના કર્તાઓ કોઈ પણ રીતે તે 'નસ' ની બાબતને સંમત થયા નથી; બલ્કે તેઓએ ખુલ્લે ખુલ્લું જણાવેલ છે કે, 'ઈસ્માઈલીયો આમ કહે છે.' અને તે ઇસ્માઇલી ફીરકાની માન્યતાની સનદમાં પણ એવું ચોક્કસ કાંઈ પણ જણાતું નથી કે, નસ કયાં થઇ? કેવી રીતે થઇ? કયા સન અને કયા મહીનામાં થઇ? કયો દીવસ હતો? એ બિલ્કુલ જોવામાં નથી આવતું. (હ૦ અલી અ૦ થી કરીને ઈમામ જાઅફરે સાદીક અ૦ સુધી દરેક ઇમામોના માટે તેવી સનદો મળી શકે છે. તેમજ ઇમામ જાઅફરે સાદીક અ૦એ પોતાની વફાત વખતે (તેજ દીવસે) ઇમામ મુસા કાઝીમ અ૦ના માટે નસ કરેલ તે ત્વારિખથી સાબેત થઇ શકે છે.)

૩— કે લોક આગાખાની લેખકો, ઇમામ જાઅફરે સાદીક અ૦ ની વફાતથી દસ વરસ અગાઉ હ૦ ઇસ્માઇલના માટે નસ થઇ હતી એવું જણાવે છે. એ બાબત માન્ય રાખી શકાય તેમ નથી. હ૦ અલી અ૦થી કરીને ઇમામ જાઅફરે સાદિક અ૦ સુધી એવો કોઇ પણ દાખલો, તેવા લેખકો બતાવી શકતા નથી; એટલે એ કથન નિરર્થક ઠરે છે.

એ રીતે આગાખાની લેખકોની દલીલો ત્વારિખી તપાસમાં કોઇ રીતે પણ ટકી શકતી નથી. કદાચ હ૦ ઇસ્માઇલના માટે તેવી નસ થઇ પણ હોય, એમ એક

બારગી માન્ય રાખીએ તો પણ હ૦ ઇસ્માઇલ અ૦ પોતાના પિતાશ્રીની હયાતીમાં ગુજરી ગયા હતા, એ ત્વારિખ સિધ્ધ બાબત છે; એટલે તે નસ કાર્યસાધક થઇ શકતી નથી. પણ ખરી હકીકત તો એ છે કે એવી નસ સાબેતજ થઇ શકી નથી; હ૦ ઇસ્માઇલ પોતાના પિતા શ્રીની હયાતીમાંજ વફાત પામ્યા હતા, તે બાબતને વહોરાભાઇયો પણ માન્ય રાખે છે; ફકત આગાખાની-ઓજ મનઘડત દલીલો કરે છે. તો તેઓને બતાવવા ખાતર લોક ત્વારિખી સનદો નીચે ટાંકી બતાવીશઃ—

૧–“ કુનઝુલ મસાએબ ” પેજ ૪૧૮ માં જણાવેલ છેઃ—

‘વ ઇસમાઇલ ફરઝંદે બુઝુર્ગતર આં હઝરત, મકુન્ના બ અલી મોહમ્મદ; વ અઅરજ લકબે ઉમ્ત. વ હઝરત ઉરા બીસીયાર દોસ્ત મીકાશ્ત વ ચુંઉ ફોત શુદ, હઝરત અઝ ઉરીઝ ઉરા બ મદીના આવુર્દન્દ. વ તાબુતે ઉરા ખુદ બ દોશે મુબારક દાશ્તન્દ વ ઉરીઝ કરયઇસ્ત કે ચહાર મીલ અસ્ત ના મદીના. વ હઝરતે ઇદીક બીસીયાર બરવ ચે ગીરીસ્ત, વ પરદા અઝરૂએ ઉ બરદાશ્ત, વ ઉરા મી બોસીદ પીસ અઝ આંકે સર્દ શાવદ; વ બાઅદ અઝ આંકે ઉરા ગુસલ હુમ દાદન્દ બાઝ ઉરા મી બોસીદ. વ ઉરા મ મર્દુમાન અર્ઝ મી કર્દ કે મુરદાહ અસ્ત, બ જેહતે તન્બીહ જમાઅતી કે મુન્કર શુદન્દ મુર્દને ઉરા.

**અર્થ—અને ઇસ્માઇલ, તે હઝરતના ( ઇમામ જાઅફરે સાદિક અ૦ ના ) મ્હોટા ફરઝંદ હતા. તેઓની કુનીય્યત અબી મહમદ, અને લકબ અ૦**

અરજ છે. અને હઝરત (ઇમામ જાઅફ્રે સાદિક અ૦) તેઓ ઘણા દોસ્ત રાખતા હતા. અને જ્યારે તેઓ ગુજરી ગયા, ત્યારે હઝરત તેઓને ઉરીઝમાંથી મદીના લાવ્યા, અને તેઓના જનાઝાહને પોતાના ખભા મુબારક ઉપરે ઉપાડેલ ઉરીઝ, મદીનાથી ચાર મૈલ છેટે એક ગામડું છે અને હઝરતે સાદીક તેઓ ઉપર (હ૦ ઇસ્માઇલ ઉપર) ઘણું રડયા, અને તેઓના મહોડા ઉપરથી કપડું ઉંચકયું, અને તેઓ ઠંડા થાય, તે અગાઉ તેઓને ચુંબન કીધું; અને ગુસલ આપવાની બાદપણ ચુંબન કીધું. અને માણસોને બતાવ્યું કે તેઓ (એટલે હ૦ ઇસ્માઇલ) મર્ણ પામ્યા છે, એ કારણસર કે જે જમાઅત તેના (હ૦ ઇસ્માઈલના) મર્ણ પામવાનો ઈન્કાર કરવાવાળા હતા તેઓને ચેતવણી મળે.

૨— 'ફાતમી દાઅવતે ઈસ્લામ' ના પેજ ૧૬૨ માં લખેલ છેઃ—

'તીસરા ગુરોહ યેહ કહેનાથા કે હઝરત ઈસ્માઇલકી વફાત નહીં હુઈ હયે, ઓર વોહ ઝીંદા હયે, ઓર ઉનકી ઈમામતભી કાયમ હયે; યેહ કુફેકે રેહનેવાલે લોગથે, જીન્કો હઝરતે ઇસ્માઈલકી વફાતકા પુરે તોરસે ઇલ્મ નહી હુવાથા.'

(કર્તાએ ત્રીજા ટોળાનો મત ટાંકેલછે કે, તેઓ એમ કહેતા હતા કે હ૦ ઈસ્માઇલની વફાત નથી થઈ અને તેઓ જીવતા છે, અને તેઓની ઈમામત પણ કાયમ છે. એ મત ટાંકીને કર્તાએ પોતનો મત દર્શાવેલછે, કે એમ કહેવાવાલા કુફેના રહેવાશીઓ હતા, જેઓ-

ને હ૦ ઈસ્માઇલની વફાતની પુરી રીતે ખબર મલી નહતી. એટલે કર્તાએ ત્રીજા ટોળાની માન્યતાને રદ કરેલ છે, જેથી સાબેત થાય છે કે હ૦ ઇસ્માઇલ પોતાના પિતાશ્રીની હયાતીમાંજ ગુજરી ગયા હતા )

૩— 'મઝાહેબુલ ઇસ્લામ' પેજ ૨૫૦ મા કર્તા જણાવેછેઃ–

' કશ્ફુલ ગુમ્મઆહ ફી માઅરેફતુલ અઇમ્માહ મેં મઝકુર હયે કે ઇસ્માઇલ, ઇમામ જાઅફરે સાદેકકી સારી અવલાદમેં બડેથે, ઔર ઉન્કે સાથ ઇમામે મૌસુફકો બેહદ મોહબ્બત થી. ઈસલીયે અકસર શીઆહકો યેહ ખીયાલ થા કે બાઅદ બાપકે યેહી ઈમામ હોંગે; કયું કે સબ અવલાદમેં યેહ બડેભી થે, ઔર બાપકો ઇન્સે મોહબ્બતભી ઝીયાદાથી, ઔર ઈન્કી તકરીમભી કરતેથે. મગર જબ વોહ અપને બાપકી હયાતમેં મકામે ઉરીઝમેં ઇન્તેકાલ કરકે બકીઅમેં મદફુન હોગયે; તો ઈન શીઓંને ઉન્કી ઈમામતકે ખયાલકો દીલસેં દફઅ કર દીયા. મગર બાઅઝે અએસે શીઆહ જીન્કો ઇમામ જાઅફરે સાદીકસે કુછ ખુસુસીયત[1] નથી, ઔર ન ઉન્કે રાવીથે; બલ્કે દુરોદરાઝ[2] મકામાત[3] પર રહા કરતે થે, ઉન્કો યેહી ગુમાન રહા કે ઇસ્માઇલ અભી ઝીંદાહ હયેં '

૪— ઉપરોકત પુસ્તકના કર્તાએ, પૃષ્ટ ૨૫૦ ની ફુટ નોટમાં હ૦ ઇસ્માઇલ અ૦ ની વફાત માટે ' ઉમ્દતુત્તાલેબ ' ની સનદ દરજ કરેલ છેઃ—

' વતવફ્ફા હયાત અબીહે બિલ ઉરીઝ, ફહુમ્મેલ અલા રેકાબિરેં હાલે એલલ્ બકીઅ, ફ દફન બેહી સ-

[1] લાગતું વળગતું. [2] છેટેછેટેના. [3] જગાઓ; ઠેકાણાઓ.

" ૯૪ "

નત સલાસ વ સલાસીન વ મેઅતા કબ્લ વફાતિસ્સાદેકે બે ઇશ્રીન સનહ. કઝા કાલ અબુલકાસેમ બિન જઆઅ નેસાબતુલ મીસ્રીચ્યીન.

( અર્થ—મીસરના નેસાબ ( નસબનામું કહેવાવાલા ) અબુલકાસેમ બિન જઆઅના કહેવા પ્રમાણે, તેઓ ( હ૦ ઇસ્માઇલ પોતાના પિતાશ્રી હ૦ સાદેક અ૦ ની હયાતીમાં તેઓની વફાતની પહેલાં વીસ વરસ પૂર્વે ઉરીઝ માં વફાત પામ્યા, ત્યાંથી તેઓની લાશને માણસોના ખંભા ઉપરે (જનાઝાહમાં નાખીને) બકીઅ માં લાવવામાં આવેલ અને ત્યાં તેઓને દફનાવવામાં આવ્યા, હી. સ. ૧૩૩ માં.

૫— ઉક્ત પુસ્તકના કર્તાએ, તેજ પેજ ૨૫૦ માં ફુટનોટ ઉપરે '**મીરઅતે જાંહનુમા**' ની સનદ ટાંકેલ છે:—

'ઓર 'મરઅતે જહાંનુમા' મેં લિખ્ખા હયે કે **ઇસ્માઇલ** અપને બાપસે પાંચ સાલ કબ્લ ફોત હુવે.'

૬— '**ત્વારીખે ફિરીશ્તાહ**' ના પેજ **૧૨૧** ઉપરે કર્તા જણાવે છે:—

'ઓર જબ **ઇસ્માઇલ**ને મઅેનવીશી ઇખ્તીયાર કી, ઉસે મેઅઝુલ[1] કરકે, ઇમામ **મુસા કાઝીમ**કો વીલાયતે અહદ દી. ઓર રીવાયતે સહીહ યેહ હયે કે **આપને બાપકે અહદમેં ફોત હુવા.**

૭— "**રીયાઝુલ અનસાબ**" ના પેજ **૧૧૮** ઉપરે જણાવેલ છે:—

૧ બરતરફ.

'અમ્માં ઇસ્માઇલ, અકબરે અવલાદે આં હઝરત બુદ. દર ઝમાને પિદર દર ઉરીઝ વફાત કર્દ, વ બર સરે દોશે મર્દુમ બ મદીના આવુર્દન્દ; દર બકીઅ દફન શુદ. મરવીસ્ત કે હઝરત સાદેક અ૦ જઝઅ કર્દન્દ બર મૌતેઉ, જઝઅ શદીદી. વ દર પીશે જનાઝેહ ઉ બી અબા વ નાઅલયન રાહ મી રફતન્દ. વ અમ્ર ફરમૂદન્દ પીરા અઝ ખાક સુપુર્દને ઉ, દફઆતે બીસીયાર જનાઝેહ ઉરા બર ઝમીન નેહાદન્દ; વરૂએ ઉરા મી કશુ દન્દ, વ નઝર બ ઉ મી કર્દન્દ. વ મકસૂદે હઝરત અઝ ઈં અમલ, તેહકીકે વફાતે ઇસ્માઇલ બુદ બરાએ કસાની કે ગુમાન કરદેહ બુદન્દ ઇમામતે ઇસ્માઇલ રા; બઅદ અઝ હઝરતે સાદેક. વ ઝાએલ કરદને મોઇચ્યત બુદ. અઝ આંહા દર હયાતે ખુદ. ચું ઇસ્માઇલ વફાત કર્દ, મર્દુમ મુન્સરેફ શુદન્દ અઝ ઇમામતે ઉ. વ અઝ કસાનીકે અઝ ખવાસે પીદરશ હઝરતે સાદેક ન બૂદન્દ, બલ્કે અઝ અઆએદ બૂદન્દ; કાયેલ શુદન્દ બઈકે ઇસ્માઇલ વફાત ન કરદેહ.'

**અર્થ**—અને **ઇસ્માઇલ**, તે હઝરત (ઇમામ જાઅફરે સાદીક અ૦) ની ઓલાદમાં સર્વથી મ્હોટા હતા. અને (તેઓ) પોતાના બાપની હયાતીમાં **ઉરીઝ**માં વફાત પામ્યા, અને માણસોના ખંભા ઉપરે (જનાઝાહમાં) તેઓને **મદીના**માં લાવવામાં આવ્યા અને **બકીઅ**[1]માં દફન થયા. રીવાયત છે કે હઝરતે સાદીક અ૦ તેઓના મર્ણ ઉપરે ઘણું રડયા અને તેઓના જનાઝાહની આગળ ઉઘાડે પગે અને વગર અબાએ ચાલતા હતા. * અને દફન કરવાની અગાઉ ઘણી

---

૧—મદીનામાં એક કબ્રસ્તાન છે ?

* મી. વરતેજી જેવાઓ હ૦ ઇમામ હુસેન અ૦ ને અઝાદારીના વીરૂધીઓએ આ ઉપરથી ધડો લેવો જોઇએ.

વખત જનાઝાહને ઝમીન ઉપર મૂકવાનો હુકમ ફરમાવ્યો, અને તેઓનું ( હ૦ ઇસ્માઇલનું ) મહોડું ખોલી ( મહોડા ઉપરેથી કપડું હટાવી ) ને તે ઉપરે નજર કીધી. આ બાબતથી હઝરતનો મકસદ એ હતો કે જે લોકોએ હઝરત સાદેક અ૦ પછી હ૦ ઇસ્માઇલની ઇમામતના માટે ગુમાન કરેલ, તેઓ ઉપરે હઝરત ઇસ્માઇલની વફાતની સચ્ચાઇ જાહેર થાય; અને તે લોકો જે અનુમાન ઉપરે આવ્યા હતા તે પોતાની ( હ૦ સાદેક અ૦ ની ) હયાતીમાંજ રદ થઇ જાય. જે વખતે હ૦ ઇસ્માઇલ વફાત પામ્યા ત્યારે માણસોએ તેઓની ઇમામત ઉપરેથી હાથ ઉપાડી લીધો, પણ જે લોકો કે હ૦ સાદેક અ૦ ના ખાસ માણસોમાંથી ન હતા, બલ્કે છેટે છેટે રહેતા હતા, તેઓએ બાબતનાં કાયેલ થયા કે ઇસ્માઇલ વફાત નથી પામ્યા.

એ રીતે ઉપરના ત્વારિખી પુરાવાઓથી ખુલ્લું જણાય છે કે, હ૦ ઇસ્માઇલ પોતાના પિતાશ્રીની હયાતીમાંજ ગુજરી ગયા હતા. વળી '**આગાખાન**' નામનું પુસ્તક, જે મી૦ નવરોજજી દુમ્સીયાએ મરહુમ કાસમભાઇ મુસાની સહાયતાથી અને તેઓએ પૂરી પાડેલ વીગતોને આધારે બાહેર પાડેલ; તેના પેજ ૫૩ ઉપરે ખુલ્લી રીતે કબુલ રાખવામાં આવેલ છે કે 'હ૦ ઇસ્માઇલ તેઓના બાપનો આગમચ ગુજરી ગયા હતા.' જાફરભાઇ રેમતુલા બાર–એટ–લો કૃત 'ખોજા કોમનો ઇતિહાસ પેજ ૧૯૨ માં પણ હ૦ ઇસ્માઇલ, પોતાના પિતાશ્રીની હયાતીમાંજ ગુજરી ગયાનું જણાવેલ છે. મતલબકે હ૦ ઇસ્માઇલ પોતાના પિતાશ્રીની હયાતીમાંજ ગુજરી ગયા હતા, એ ત્વારિખ સિદ્ધ બાબત છે અને તે સુર્યની જેમ રોશન છે. છતાં મી૦ વરતેજી જેવાઓ, એમ જણાવવા લાગ્યા છે કે, 'હ૦ ઇસ્માઇલ, તેઓના પિતાશ્રીની હયાતી બાદ જીવતા હતા.' એ ઘણુંજ આશ્ચર્યકારક કહેવાય !

વળી કેટલાક આગાખાની લેખકો તો એમ જણાવવા નીકળ્યા છે કે, "ઇમામ જાઅફરે સાદિક અ૦ એ અબ્બાસી ખલીફાની બીકથી હ૦ ઇસ્માઈલને કયાંક નસાડી મૂકયા,+ અને તકીયાથી જાહેર કર્યું કે તેઓ વફાત પામ્યા છે." પણ એ બાબત ન માનવા જોગ છે. કારણ કે ઇમામ જાઅફરે સાદિક અ૦ પોતે હયાત હોય, તેઓની પછી થનારા ઇમા હ૦ મુસા કાઝીમ અ૦ હયાત હોય, હ૦ ઇસ્માઈલનાં ફરઝંદ હ. માહમ્મદ હયાત હોય; ત્યારે ફક્ત હ. ઇસ્માઇલને છુપાવ શો પ્રયોજન હોઇ શકે ? !

પ્રિય વાંચકો ! ઉપરના તવારીખી પુરાવાઓથી આપ સારી રીતે જોઇ શકયા હશો કે હ૦ ઇસ્માઇલ પોતાના પિતાશ્રીની હયાતીમાંજ ગુજરી ગયા હતા. હ૦ ઇસ્માઈલનાં માટે, પહેલે નસ થઇ હતી એવું કેટલાકો જણાવે છે, પણ તે નસ થવાની કોઈ મોઅતેબર સનદ સાબેત થઇ શકી નથી. (તે માટેનો ખુલાસો આપ સુજ્ઞ વાંચકો આગળ જોઈ ગયા છો.) કદાચ તેવી નસ પણ થઈ હોય, તોપણ જયારે હ૦ ઇસ્માઇલ પોતાના પિતાશ્રીની હયાતીમાંજ ગુજરી ગયા હતા, એ સંપુર્ણ રીતે સાબેત થઇ ચુકયું; ત્યારે એ નસ કોઇ રીતે પણ કાર્યસાધક થઇ શકતી નથી. મતલબકે હ૦ ઇસ્માઇલ પોતાના પિતાશ્રીની હયાતીમાંજ ગુજરી ગયા હતા અને, તેઓના માટે ઇમામત કોઇ રીતે પણ સિધ્ધ થઇ શકતી નથી.



+ "કયાંક નસાડી મુકયા" એમ અમોએ જણાવેલ છે તેનું કારણ કે આગાખાની લેખકો કોઇ કયાં, તો કોઈ કયાં જણાવે છે; ચોક્સ ઠેકાણું એકમતે જણાવતા નથી.

"ઉમ"

# હ૦ મહમ્મદ બિન ઈસ્માઈલ.

પ્રિય વાંચકો ! હ૦ ઇસ્માઇલ માટેની ત્વારિખી તપાસ ગયા પ્રકરણમાં કરી ગયા છીએ,—જેથી આપ સારી રીતે જોઈ શકયા હશો, કે હ૦ ઇસ્માઇલની ઇમામત કોઇ રીતે પણ સિધ્ધ થઇ શકી નથી. ત્યાર પછી બીજા નંબરે હ૦ મહમદ બિન ઇસ્માઇલને હકદાર ઇમામ તરીકે ગણાવવાને મી૦ વરતેજી વીગેરે આગાખાની લેખકો મથન કરી રહ્યા છે, પણ તે માન્યતા કોઇ રીતે પણ ટકી શકે તેમ નથી, સબબકે પહેલે તો હ૦ ઇસ્માઇલની ઇમામત માટેની 'નસ' સાબેત થઇ શકી નથી; એટલે તેઓની પછી હ૦ મોહમ્મદ, ઇમામતના હકદાર ઠરી શકતા નથી. એક બારગી હ૦ ઇસ્માઇલ માટે 'નસ' પણ થઈ હોય, એમ ઘડીભર કબુલ રાખીએ, તોપણ જ્યારે તેઓ પોતાના પિતાશ્રી હ૦ સાદિક અ૦ની હયાતીમાંજ ગુજરી ગયાનું સાબેત થઈ ગયું; ત્યારે તે નસ કોઇ રીતે પણ ટકી શકતી નથી, અને હ૦ ઇસ્માઇલની ઓલાદને ઇમામ તરીકે ગણાવવાનો કોઇ રીતે પણ હક પહોંચતો નથી. જ્યારે દાદાની હયાતીમાંજ બાપનો ઈન્તેકાલ થઈ જાય, તો પછી પઉત્રને શરઅન અને ઉરફન કોઇ રીતે પણ હક પહોંચતો નથી. એટલે વળી હ૦ મહમદ બિન ઇસ્માઇલ કોઈ રીતે પણ ઇમામતના હકદાર ઠરી શકતા નથી. વળી હ૦ મહમદ બિન ઈસમાઇલ પોતે પણ પોતાના દાદા હ૦ સાદિક અ૦ની હયાતીમાં ગુજરી ગયાનું કેટલીક ત્વારિખોમાં જણાય છે. તેવી કેટલીક સનદો નીચે ટાંકી બતાવીશ:—

૧— '**મઝાહેબુલ ઇસ્લામ**'ના પેજ ૨૭૩ ની ફુટનોટમાં સુન્નત જમાઅતની કિતાબ '**તોહફ્એ ઇસ્નાઅશરીયાહ**'ના હવાલાથી જણવેલ છે:—

'ચું ઇસ્માઈલ બિન જાઅફર બ હુઝુરે હઝરત જાઅફર વફાત યાફ્ત, પીસરી ગુઝાશ્ત કે ઉરા મહમદ મી ગુફતન્દ, વ ઉ હમરાહે હઝરત સાદેક કે જદ્દે ઉમી શુદન્દ બ બગદાદ આમદ, વ વફાત યાફ્ત; વ દર મકાબેરે કુરેશ મદફુન ગશ્ત.'

**અર્થ**— જ્યારે ઇસ્માઇલ બિન જાઅફર, પોતાન પિતાશ્રી હ૦ જાઅફર (સાદેક) ની હુઝુરમાં (હયાતીમાં) વફાત પામ્યા, (તેઓએ પોતાની પાછળ) એક ફરઝંદ મૂકેલ; કે જેને મહમદ કહેતા હતા. અને તે (હ૦ મહમદ) પોતાના દાદા હ૦ સાદેક (અ૦)ની સાથે બગદાદ ગયા; અને ત્યાં વફાત પામ્યા; અને મકાબરે કોરેશ (નામના કબ્રસ્તાન)માં દફન થયા.

૨— ઉપરોકત કિતાબમાં, તેજ પેજની ફુટનોટમાં તેજ કીતાબની બીજી સનદ ટાંકેલ છેઃ—

'ઓર દુસરી જગેહ ઈસી કિતાબમેં હયે 'વ ઇ મહમદ દર બગદાદ લાવલદ મુર્દ' (અને આ મહમદ બગદાદમાં સંતાન વીના ગુજરી ગયા*) યેહ બ અયેનીય્યાહ[1] 'સવાએકે મોહર્રેકા મોઅલ્લફએ[2] ઇબ્ને હજરકી ઈબારતકા તરજુમા હયે.'

૩— તેજ કિતાબના પેજ ૨૭૫ ઉપર કર્તા જણાવે છેઃ—

* આએ સનદ મુજબ હ૦ મહમદની અવલાદજ નહતી!

૧. ખરી રીતે. ૨. બનાવેલ.

"જીમ"

'ઓર '**અન્સાબે સમાની**'મેં આયા હયે કે **મએમુન,** જાઅફરે સાદેકકા ગુલામ થા. ઓર **અબદુલ્લાહ** ઇસકા બેટા, **મહમદ બિન ઇસ્માઇલ** કે સાથ મકતબમેં રેહતા થા. જબ મહમદને વફાત પાઇ, તો હઝરત ઇસ્માઇલકે સાથ રહેને લગા.* ઓર જબ ઇસ્માઇલનેભી વફાત પાઇ, તો ઉસને દાઅવા કીયા કે, **મેં ઇસ્માઇલકા બેટા હું;** હાલાંકે વોહ મયમુનકા બેટા થા. મોઅરેંખીન,[1] અબદુલ્લાહ કદ્દાહ[2] બિન મએમુનકે બાબમેં બડી કીલોકાલ[3] કરતે હયેં.'

ઉપરની તવારિખી સનદોથી એમ જોવામાં આવે છે કે, હ૦ મહમદ ઇબ્ને ઇસ્માઇલ, પોતાના દાદા ઇમામ જાઅફરે સાદિક અ૦ની હયાતીમાંજ ગુજરી ગયા હતા પણ કેટલીક તવારિખોમાં એમ જોવામાં આવે છે કે, ઇમામ જાઅફરે સાદિક અ૦ની હયાતીમાં ફક્ત હ૦ ઇસ્માઇલજ ગુજરી ગયા હતા; બાકી હ૦ મોહમ્મદ હયાત હતા. જે તવારીખોથી હ૦ મહમદનું હયાત હોવું સાબેત થાય છે, તેમાં પણ જુદી જુદી માન્યતાઓ જણાય છે. તેવી સનદોમાંથી કેટલીક નીચે ટાંકી બતાવીશ:—

૧— '**મઝાહેબુલ ઇસ્લામ**' પેજ ૨૫૩ માં **મયમુની-** ૨યાહ ફિરકાનું વર્ણન કરતા, કર્તા જણાવે છે:—

'ચેહ લોગ અબદુલ્લાહ બિન મએમુન કદાહ અહવાઝી[4] કે મુત્તબેઅ[5] હયે. **મીરઆત જહાં-**

* આએ સનદ મુજબ તો હ૦ મહમદ, હ૦ ઇસ્માઇલની હયાતીમાંજ ગુજરી ગયા હતા.

૧. ઇતિહાસવેત્તાઓ. ૨. તીર બનાવવાવાળો. ૩. ચુનોચરા. ૪. અહવાઝનો રહેવાશી. ૫. પયરવી કરવાવાલા.

નુમામેં મહમદ શફીઆકા બયાન હયે
ઇમામ ફખરૂદીન રાઝીને લીખ્ખા હું
અબ્દુલ્લાહ બિન મએમુન કદ્દાહ અહ
ઇમામ જાઅફરે સાદેક ઓર ઉન્કે
ઇસ્માઇલકી ખીઝમતમેં રેહતાથા. ઇસ્મા
ઇન્તેકાલકે બઅદ ઉન્કે બેટે મહમદકે
રેહને લગા. મહમદકે સાથ મીસરકોભી
મહમદને ઇન્તેકાલ કીયા× તો કોઇ બેટા
છોડા, મગર ઇન્કી કનીઝકો હમલ થા;
મએમુનને ઇસ કનીઝકો મારડાલા. ઇબ્ને
મુનકી કનીઝભી હમલસે થી, જબ ઇસકો
પેદા હુવા તો યોહ મશહુર કર દીયા કે,
મહમદકા બેટા હયે; ઓર બાઅદ મહ
યેહી ઇમામ હયે.'

(મઝકુર અબદુલ્લાહ બિન મએમુનના માટે ક
સવાએકે મોહરેકાહની સનદ ટાંકેલ છે
સવાએકે મોહરેકાહમેં મઝહુર[૬] હુ
ઇબ્ને મએમુન ફુનુને—શોઅબદા,[૭] વ સ
વ તીલસ્માત ખુબ જાનતાથા. મહમદ
ઇસ્માઇલકે ગુલામ મુબારકકી ખીદમતમેં મુ
રહાથા. જબ મુબારક ઇસકી સલાહસે કુ
જાકર દાઇ મઝહબે ઇસ્માઇલીયાહકા હુવા,

૬. વર્ણવેલ છે. ૭. હાથ ચાલાકીના ખેલો ૮. જાદુ. ૯. લાંબી

× "ખોજા કોમનો ઇતિહાસ" માં મી૰ જાફરભાઇ રહેમ
બારીસ્ટર એટ–લો એ હ૰ મહમદ બિન ઇસ્માઇલ ફરગાનામાં
પામેલ, એમ જણાવેલ છે.

" જેમ

ઇબ્ને મએમુન કોહેસ્તાને—ઇરાકમે[1] ફિર શેહરે **બસરાહમે** ગયા. ઓર વહાંકે લોગુંકો બ ઓરે તીલીસ્માત વ નયરંજાત[2] અપના મોઅ-નેકીદ[3] કરેક **મયમુનીય્યાહ** ઇન્કા નામ રખ્ખા. ઓર અપને નાયેબ જાબજા[4] રવાના કીયે. ઇસ્કા અકીદાહ[5] યેહ થા કે કુરઆન વ હદીસ કે ઝાહેરી મઝમુન[6] પર અમલ કરના હરામ હયે ! ઓર હશ્રકા[7] ઓર જઝા[8] વ સઝા કા ભી મુન્કર[9] થા !!! ઓર ઇસને અવ્વલ તરીકે **બાતેની**[10] નીકાલાથા કે, નુસુસે[11] કુરઆન વ હદીસકે બાતીન પર અમલ કરના ફરઝ હયે; ન ઉનકે ઝવાહેર[12] પર. ઇસ્વાસ્તે ઇ[?] ફિરકે-કો **બાતેનીય્યાહ** ભી કહા કરતે હયેં )

૨— ' **કેનઝુલ મસાએબ** ' પેજ ૪૧૯ માં જણાવેલછેઃ—

' બીદાં કે અબદુલ્લાહ બિન મએમુન કદ્દાહ યાઅને તીરતરાશ કેવાઝેએ ઈં મઝહબસ્ત ‡ મુલાઝીમે હઝરત સાદેક બૂદ; વ ખિઝમતે ઇસ્માઇલ નીઝ મી કર્દ. વ ચુ ઇસ્માઇલ વફાત યાફત, ઉરા પીસરી બૂદ, મહમદ નામ; બાઝ અબ્દુલ્લાહ ખિઝમતે ઉ કર્દ. વ ચું દવાનકી મલઉન હઝરત સાદેકરા ઝહેર દાદ, મર્ઝબાન બિન અબ્દુલ્લાહ મએમુન, મહમદ બિન ઇસ્માઇલરા મીઝર બુદ '

‡ આએ સનદથી સાબેત થાય છે કે ઇસ્માઇલી ફિરકાનો યો-જક અબ્દુલ્લાહ બિન મએમુન છે.

૧. પહાડી ઇરાકનો પ્રદેશ. ૨. હાથ ચાલાકી. ૩. મુરીદો. ૪. ઠેક ઠેકાણે. ૫. એઅતેકાદ. ૬. બાબતો. ૭. કયામતનો દીવસ. ૮. બદલો. ૯. ઇનકાર કરવાવાલો. ૧૦ ગુપ્ત પંથ. ૧૧. એહકામો. ૧૨. ઝાહેરી હુકમો.

" જીમ "

અર્થ— જાણુ કે અબદુલ્લાહ બિન મએમુન કદ્દાહ એટલે તીર બનાવવાવાળો કે જે આએ મઝહબનો પ્રવર્તક છે, તે હ૦ સાદિક અ૦નો નોકર હતો; અને તેણે ઇસ્માઇલની ખીજમત પણ કીધી હતી. જ્યારે ઇસ્માઇલ વફાત પામ્યા, ત્યારે તેઓનો એક ફરઝંદ હતો, જેનું નામ મહમદ હતું; અબદુલ્લાહે તેઓની પણ ખીઝમત કીધી. જ્યારે (મનસુર) દવાનકી મલઉને, હઝરત સાદિક અ૦ ને ઝેર આપ્યું, (ઝેરથી શહીદ કીધા) ત્યારે અબદુલ્લાહ મએમુનનો છોકરો મર્ઝબાન, મહમદ બિન ઇસ્માઇલને મીસર લઇ ગયો.

૩— 'મઝાહેબુલ ઇસ્લામ'ના કર્તાએ પેજ ૨૭૩ ઉપર ઉમદતુત્તાલેબનાં હવાલાથી જણાવેલ છે:—

ઉમદતુત્તાલેબ મેં લીખા હય કે, મહમદ બિન ઇસ્માઇલ બિન જાઅફરે સાદિક અપને ચીચા મુસા કાઝીમકે સાથ રેહતે થે. ઔર મુસા કાઝીમસે દરપર્દા[1] મુખાલેફત રખતેથે. જબ હારૂનરશીદ હીજાજમેં આયા, તો ઉન્હુને અપને ચીચાકી ઉસસે ચુગલી ખાઇ રશીદને મુસાકાઝીમકો કયદ કર દીયા, જહાં ઈન્કા ઈન્તેકાલ હુવા.* મહમદ બિન ઈસ્માઇલ, રશીદકે હમરાહ ઇરાકકો ચલે ગયે; બગદાદમેં ઇન્તેકાલ કીયા."

પ્રિય વાચકો! ઉપરની ત્વારિખી સનદોથી આપ જોઈ શકશો કે હ૦ મહમદ બિન ઇસ્માઇલ મીસર ગયા હતા અથવા તો હારૂનરશીદની સાથે ઈરાક ગયા, અને બગદાદ-

* ઇમામ મુસા કાઝીમને બહુજ લાંબી મુદત કેદમાં રાખવામાં આવ્યા હતા અને છેવટે તેઓને ઝેર આપીને શહીદ કરવામાં આવ્યા.

માં ઈન્તેકાલ કીધો. પણ મારા આગાખાની બંધુઓ વગર સનદે એમ જણાવવા નીકળ્યાં છે કે, હ૦ ઈસ્માઇલ અને હ૦ મહમદ **સલમીયા** ગયા હતા; અને ત્યાં તેઓની કબરો મોજુદ છે! તેવા લેખકોના કહેવામાં કેટલુ વુજુદ છે, તે આપ સુજ્ઞ વાંચકો ઈન્સાફ કરી લેશો. વળી મારા વિદ્વાન મિત્ર મી. વરતેજી તો તવારિખે ફિરીશ્તાહની ઇબારતથી એમ બતાવવા કોશેશ કરે છે કે, હ૦ મોહમ્મદ રય ગયા હતા. પણ એ હવાલાથી મી૦ વરતેજી, પોતાના ગોઠીયાઓની બાજી ઊંધી વાળે છે, તેનો તેઓને ખ્યાલ નથી. હ૦ મહમદના રય જવા માટેની જે સનદ મી૦ વરતેજીએ ટાંકેલ છે, તેના માટે ત્વારિખે ફિરિશ્તાહ જીલદ ૨ જીના પેજ ૧૨૨ ઉપર જોતાં એમ જોવામાં આવે છે કે, તે કીસાઇ જમાઅતનીજ માન્યતા છે. કર્તા તેના સાથે સંમત થયા હોય, એવું કાંઈ પણ જણાતું નથી. તે ઇબારતમાં શરૂઆતમાં કર્તાએ છે જણાવેલ છે કે, લયકિન એ જમાઅત જો માસુમ બ કીસાઈ હયેં, વોહ કેહતે હુંય એમ જણાવી તે જમાઅતની માન્યતા કર્તાએ દર્શાવી છે; જેમાં એમ પણ જણાવવામાં આવેલ છે કે ઓર મહમદ ઇસ્માઈલ, ઇમામ જાઅફરે સાદિકકે અહદમેં રય ગયા થા. એટલે સરવે હકીકત કીસાઇ જમાઅતની માન્યતાનીજ છે. કર્તાએ તે જમાઅતની માન્યતાજ દર્શાવી છે. છતાં મી૦ વરતેજી પોતાની માન્યતાને વળગીજ રહેવા માગતા હોય, તો તેઓના ગોઠીયાઓનું કથન કે—હ૦ મહમદ સલમીયા ગયા હતા અને ત્યાં તેઓની કબર છે તે ખોટું ઠરે છે!

હવે જે લોકો હ૦ મહમદ બિન ઇસ્માઇલની ઇમામતને મનાવવા માંગે છે, તે માન્યતા માટે ત્વારિખોમાં શું જણાવેલ છે તે તપાસીએ—

**૧— કન્ઝુલ મસાએબ પેજ ૪૧૮ માં જણાવેલ છે:—**

વ ઇં તાયેફાહ કે બ ઇમામતે મહમદ બિન ઇસ્માઇલ કાયલંદ બાતેનીય્યાહ અંદ. વ હમદાન વ કરામતા રઇસે ઇશાનઅસ્ત. વ ઉ ગોયદ કે ઇમામ હસ્તઅસ્ત—અલી, વ હસન, વ હુસેન, વ અલી, વ બાકર, વ સાદિક, વ ઇસ્માઇલ સલવાતુલ્લાહે અલયહિમ અજમઇન. વ બાતેનીય્યાહ ગુયન્દ, ઇસ્માઇલ ઝીંદાહ અસ્ત, વ દર આખેરેઝમાન ખાહદ આમદ; વ મેહદી ઉસ્ત.

**અર્થ**— અને તે ટોળો કે જે મહમદ બિન ઇસ્માઇલની ઇમામતના કાયેલ છે, તેઓ **બાતેનીય્યાહ** છે. અને **હમદાન** અને **કરામતા** તેઓના મોટેરાઓ છે. અને તેઓ કહે છે કે, ઇમામો આઠ છે—અલી, અને હસન, વ હુસેન, વ અલી, વ બાકર, વ સાદિક, વ ઇસ્માઇલ; તેઓ સર્વેની ઉપર અલ્લાહની રહેમત હોજો. (અને મોહમ્મદ આઠમા) અને **બાતીનીય્યાહ** કહે છે કે, ઇસ્માઇલ જીવતા છે, અને આખર વખતમાં તેઓ આવશે; અને **મેહદી** તેઓજ છે.

૨— **મઝાહેબુલ ઇસ્લામ**નાં પેજ ૨૫૨ માં **મુબારકીય્યાહ** ફિરકાહનું વર્ણન કરતાં, કર્તા જણાવે છેઃ—

ચેહ મનસુબ હયેં મુબારકકી તરફ. ઓર વોહ મહમદ બિન ઇસ્માઇલ બિન ઇમામ જાઅફરે સાદિકકા ગુલામ થા. ઓર ખુશનવીશી ઓર નકશનીગાર ઓર દસ્તકારીમેં સરઆમદે-રોઝગાર થા. બઅદ ઇન્તેકાલ ઇસ્માઇલ ઓર મહમદ બિન ઇસ્માઇલકે ઉસ્ને કુફેમેં જાકર, શીઆહકો મઝહબે ઇસ્માઇલીય્યાહક તરગીબ દી; ઓર અપને પયરવોંકા નામ **મુબારકીય્યાહ** રખખા

> ઈન્કે નઝદીક, બાઅદ ઇસ્માઈલકે; મહમદ બિન ઇસ્માઈલ ઈમામ હયે. ઔર મહમદ કો યેહ લોગ ખાતેમુલ અઈમ્માહ જાનતે હંય. ઔર કહેતે હયે વોહી કાયેમ મુન્તઝેર વ મહદીયે મવઉદ હયે.+ ઈસ ફિરકેકા ઝુહુર સન ૧૫૬ હીજરીમેં હુવા. ઔર બાઅઝે ઈસ ફિરકેકો કરામતાબી કહેતે હયે, ઇસલીયે કે મુબારકકા લકબ કરમતા થા.

ઉપરની સનદોથી જણાઇ આવે છે કે, હ૦ મહમદ બિન ઇસ્માઇલની ઇમામતને માનનારાઓ **બાતેનીય્યાહ** અને **મુબારકીય્યાહ** તથા **કરામતા** કહેવાય છે. કન્ઝુલ મસાએબ નામની કીતાબ તો ખુદ ના૦ આગા હસનઅલી શાહની સહાયતાથી છપાવવામાં આવી છે, જેમાં પણ હ૦ મહમદને ઇમામ તરીકે માનનારાઓને **બાતેનીય્યાહ** જણાવવામાં આવેલ છે! બલ્કે બાતેનીય્યાહના એઅતેકાદ પ્રમાણે પણ આઠજ ઇમામો ગણેલ છે. જ્યારે મારા વિદ્વાન મિત્ર મી૦ વસનજી તો ઇસ્માઇલીય્યાહ ઇમામત, અને તે પણ હાલ સુધી નસ્લ તરીકે ચાલુ છે; એમ જણાવે છે!

હ. મહમદ બિન ઇસ્માઈલ માટે મહુવા કમીશન કેસનો રીપોર્ટ પૃષ્ટ ૮ ઉપરે જણાવેલ છે કે—પણ તે ઉપરાંત ઇસ્માઇલને મહમદ કરી દીકરો હતો એ માટે જગે જગથી શંકા બતાવેલી જોવામાં આવે છે. કંઝુલ મસાએબ જેના પાના ૬૮૮ થી જણાય છે કે તે આગા હસનઅલી હુસેનના ખર્ચે છપાઈ પ્રસિધ્ધ થએલી છે તેના પાના ૪૧૭

+ આએ માન્યતા મુજબ હ૦ મહમદને મહેદી તરીકે જણાવવામાં આવેલ છે!!

૪૧૯ થી માલમ પડે છે કે તેનો લખનાર એ વિશે ભારે શક લાવે છે અને ઇમામ મુસેરજા હકદાર ઈમામ થયો એવું મત જાહેર કરે છે.,

પ્રિય વાંચકો ! હ૦ મહમદ બિન ઇસ્માઇલ માટેની ત્વારીખી તપાસ, આપ સુજ્ઞ વાંચકો સમક્ષ ઉપર કરી બતાવી છે; જેથી આપ વાંચકોને ખરી હકીકતનુ તોલ કરવાનું સુગમ પડશે. અને હ૦ મહમદ બિન ઇસ્માઇલની ઇમામતના યોજકો કોણ છે, અને તે ફિરકાને ત્વારિખોમાં કેવી સંજ્ઞાથી ઓળખાવવામાં આવેલ છે, તે પણ ઉપર બતાવી આપેલ છે; કે જેથી વાંચકોને યોગ્ય ઇન્સાફ કરવાનું બની શકે.

મજકુર ફિરકાના યોજક માટે નાo આગાખાન કેસ (જે કે પહેલા આગાખાન સાહેબના સમયમાં ઇ. સ. ૧૮૬૭ માં મુંબઇની હાઇકોર્ટનાં વડા જજ સર જોસફ આનોલ્ડની રૂબરૂ ચાલેલ તે) ના ફેસલાની બુકના પેજ ૨૩ ઉપર, તે મતના યોજક અબ્દુલ્લાહ બિન મએમુન જણાવવામાં આવેલ છે. અને તેજ પૃષ્ઠ ઉપર અબ્દુલ્લાહ બિન મએમુન જરથોસ્તીઓના કેટલાક મતો, તેમજ હિંદુ ફીલસુફીને સ્વીકારેલ; એમ ખુલ્લું જણાવવામાં આવેલ છે. વળી મીo કુમસ્યા કૃત આગાખાન નામના પુસ્તકના પેજ ૫૪ ઉપર પણ, એ મત ચાલુ કરવાની પહેલી જાહેર કોશેશ **અહમદ કરમથ** નામના શખ્સે કીધી હતી એમ જણાવેલ છે.

એ રીતે હo મહમદ બિન ઇસ્માઇલ માટેની ત્વારીખી તપાસ વાંચકો સમક્ષ રૂજુ કરેલ છે. એટલે વધુ વિવેચન નહિં કરતાં, અને મારા તરફથી કાંઇ અંગત મત નહિ આપતાં, એમાંથી શો સાર ખેંચવો; તે સુજ્ઞ વાંચકોની મુન્સફી ઉપર છોડી, આઓ પ્રકરણ પુર્ણ કરાશ.

# આગાખાનીઓના ગાયબ ઈમામો.

પ્રિય વાંચકો ! કેટલાક લોકો (કે જેઓ હ૦ જાઅફરે સાદિક અ૦ થી કાંઇ ખાસ સબંધ ધરાવતાં નહતા, બલ્કે દુર દરાઝ ઠેકાણે વસતા હતા; તેઓ) હ૦ ઇસ્માઇલની ઇમામતના કાયેલ થયા; એ આપ સુજ્ઞ વાંચકો આગળ જોઇ ગયા છો. તે ફિરકાવાલાઓ હઝરત ઇસ્માઇલ ઉપરજ ઇમામત ખત્મ થઇ ગએલી માને છે, એ પણ આપ જોઇ ગયા છો. એ સબધેના ત્વારીખી પૂરાવાઓ હ૦ ઇસ્માઇલ બિન ઇમામ જાઅફરે સાદિક અ૦ વાળા પ્રકરણમાં આપી ગયો છું; જેથી આપ જોઇ શકયા હશો કે, **ઇસ્માઇલી** તેઓનેજ કહી શકાય, કે જેઓ હ૦ ઇસ્માઇલ ઉપરજ ઇમામત ખત્મ થયલી માને છે.×

હ૦ ઇસ્માઇલ પછી કેટલાક લોકો મુબારક અને અબ્દુલ્લાહ બિન મએમુનનાં યોજેલા ધર્મ મતમાં દાખલ થયા, તેઓ હ૦ મહમદ બિન ઇસ્માઇલને ઇમામ તરીકે ગણવા લાગ્યા. તે ફિરકાવાળાઓ **મુબારકીય્યાહ** અને **મયમુનીય્યાહ**, ઉર્ફે **બાતેનીય્યાહ** અને **કરામતા** તરીકે ત્વારિખોમાં મશ્હુર છે. તે ફિરકાવાલાઓની માન્યતા પ્રમાણે હ૦ મહમદ બિન ઇસ્માઇલ છેલ્લા ઇમામ છે, અને તે પછી ઇમામત નથી. (એ સર્વ બાબતોના પુરાવાઓ હ૦ મહમદ બિન ઇસ્માઇલ વાળા પ્રકરણમાં આપી ગયા છીએ.* )

---

× ઇમામ જાઅફરે સાદિક અ૦ પછી સાતમા ઇમામ હ૦ મુસા કાઝીમ અ૦ જ હતા; તે અમો હ૦ મુસાકાઝીમ અ૦ની ઇમામતનાં પ્રકરણમાં સાબેત કરી ગયા છીએ. એટલે તે સબંધે અત્રે વધુ વિવેચન કરવાની અગત્ય ધારતા નથી. જીમ.

* હ૦ ઇસ્માઇલ કે હ૦ મહમદની ઇમામત કોઇ રીતે પણ સાબેત થઇ શકતી નથી; તે માટેના પુરાવાઓ આગળ આપી ગયા છીએ. "જીમ"

હાલમાં કેટલાક આગાખાની લેખકો, પોતાને 'ઈમામી ઈસ્માઇલી આગાખાનો' તરીકે જણાવવા બાહેર પડયા છે. પણ ઉપરથી ખુલ્લુ જણાઈ આવે છે કે 'ઇસ્માઇલી' ફકત તેજ કહેવાઈ શકાય, કે જેઓ હ૦ ઇસ્માઇલને છેલ્લા ઇમામ તરીકે ગણે છે. 'ઈમામી' નો બોલ ' ઇસ્માઇલી ' સાથે વપરાતો હોય, એવું હું મારી ત્વારીખી તપાસમાં કોઇ ઠેકાણે પણ જોઇ શકયો નથી; ફકત આગાખાની લેખકોજ તે બોલ વાપરવા લાગ્યા છે. ત્વારીખી પુસ્તકોમાં— ' ઇમામી ' અથવા ' ઈમામીય્યાહ ' નો બોલ ઇસ્નાઅશરીઓ માટેજ વાપરવામાં આવેલ છે. અગર આગાખાની લેખકો પોતાના ટોળા માટે ' ઇમામી ' નો બોલ, કોઇ મજબુત ત્વારીખી પુરાવાઓથી બતાવી આપશે; તો હું તેઓનો ઉપકારી થઇશ. મતલબ કે એ ટોળો ફકત 'આગાખાની' તરીકેજ ઓળખાવો જોઇએ, એવી મારી મજબુત માન્યતા છે. આગાખાન કેસ ( જે કે ઇ. સ. ૧૮૯૫ ની સાલમાં જસ્ટીસ સર જોસફ આરનોલ્ડ સમક્ષ ચાલેલ ) મહુવા કમાશન કેસ, હાજીબીબી કેસ, વી૦ કેસોમાં કોર્ટોમાં એ ટોળાને ' આગાખાની ' તરીકેજ જણાવવામાં આવેલ છે અને તેજ નામ એ ટોળાના માટે અલબત્તા બંધબેસ્તુ છે.

મી૦ વરતેજી અને કેટલાક આગાખાની લેખકો, પોતાને ' ઇમામી—ઇસમાઇલી ' જણાવી, ઇસ્માઇલીય્યાહ ઇમામત સિદ્ધ કરવા માટે આડાઅવળાં ફાંફાં મારી રહેલા જોવામાં આવે છે, અને નસ્નસલ તરીકે ના૦ આગાખાન સાહેબની ઈમામત સાબેત કરવા મથી રહ્યા છે. પણ તેને લગતા મજબુત પુરાવાઓ દેખાડી શકતા ન હોવાથી; ( જેમ ' ડુબતો તણખલાને બાઝે.' તેવીરીતે ) કેટલીક સનદોમાં કાપકુપ કરી, અર્થના અનર્થો કરીને પબ્લીકને ભોળવવા મંડયા છે !

ઇસ્નાઅશરીઓ સામે, તેઓએ જે દલીલો રૂજુ કરેલ, તેના સચ્ચોટ ઉત્તરો, ઈસ્નાઅશરી લેખકો તરફથી અપાઇ ગયા છે; છતાં તે ઉત્તરોને છુપાવી, એની એજ દલીલો ભોળાભાઇઓ સમક્ષ રૂજુ કરતા રહે છે ! એવી દલીલોમાં, તેઓ વારમ-વાર **'જાહેર ઇમામ'** અને 'ગાયબ ઇમામ' નોજ સવાલ લઇ આવે છે. પણ ખુદ તેઓ પોતાના ત્રણ ઈમામો—વફી-અહમદ, તકીમહમદ, અને રઝીઅબ્દુલ્લાહની * ઝીંદગી 'ગાયબ ઈમામો' તરીકેજ પસાર થઇ છે, તેનો તેઓ ખ્યાલ રાખતા નથી.

જ્યારે આગાખાની લેખકો, પોતાના સર્વે ઈમામોને 'જાહેર ઇમામો' તરીકેજ જણાવવા મથે છે, ત્યારે તેઓએ પોતાના સર્વે ઈમામોની જાહેર કારકિર્દી બતાવી આપવી જોઈએ; પણ તે તેઓ બીલકુલ બતાવી શકતા નથી. મી૦ વરતેજીએ ( **વૈદિક ઇસ્લામમાં** ) મારા સવાલ ના૦ ૫૦ ના જવાબમાં ( પેજ ૩૪૫ ઉ 'મહલુલ નહર નામની ત્વારીખના નામથી ) આગાખાન ઇમામોના સમયના સનો, અને તેઓના રહેવાના સ્થળો જ વવા કોશેશ કરેલ છે; પણ તેમાં હ૦ ઇસ્માઇલથી રઝીઅબ્દુલ્લાહ સુધીના પાંચ ઇમામો માટે–તેઓ તુર્કસ્તાન ( સલમીયા ) માં રહેતા હતા, અને તેઓનો સમય હી. સ. ૧૪૮ થી ૨૬૨ સુધીનો છે–એટલુંજ જણાવી શકયા છે; ઉપરાંત કાંઇ હકીકત જણાવી શકયા નથી. 'મહલુલ નહર' કઇ ભાષામાં છે ? કોની બનાવેલી છે ? તેની (તે) ઇબારત કેવી રીતે છે ? તે કાંઇ

* "ખોજા કોમનો ઇતહાસ" નામક પુસ્તકમાં મી૦ જાફર-ભાઇ રહેમતુલ્લાએ ઓબેદુલ્લા, આહમદ, હુસેન જણાવેલ છે. અને સહેજસાજ હકીકત આપવા કોશેશ કરેલ છે, પણ તે પુરતી રીતે, સનદવાર જાહેર કારકીર્દી તરીકે પુરવાર થઇ શકે તેમ નથી

પણ જણાવેલ નથી; અને મજકુર પાંચ ઇમામોનો જુદો જુદો સમય પણ બતાવી શકયા નથી.

બીજા એક આગાખાની લેખક, મી૦ હરજી પુંજા માસ્તરે 'સીલસીલે ઇમામત' નામની બુક બનાવી છે તેમાં તે ઈમામોના સમયના જુદા જુદા સનો બતાવવાની કોશેશ કરેલ છે, અને તે માટે '**મહલુલ નહર**' નોજ હવાલો આપેલ છે. તેમજ તેજ કર્તાએ '**મઝહરે ઝાતે અલ્લાહ**' નામની બુક બનાવેલી છે, તેમાં પણ મજકુર પાંચ ઇમામોના માટે તેવીજ હકીકત, તેજ '**મહલુલ નહર**' નામની ત્વારિખના ઓઠા હેઠળ દર્શાવેલ છે. તે બુકમાં વફીઅહમદ, તકીમહમદ, અને રઝીઅબ્દુલ્લાહ સબંધે ટુંક હકીકત લખેલી જોવામાં આવે છે; પણ તે ઇમામોની જાહેર કારકિર્દી સબંધે વીગતવાર ચોકકસ ખુલાસો કાંઇપણ જોવામાં આવતો નથી. જે ટુંક હકીકત જણાવેલ છે તે પણ શંકા પડતી છે; કારણ કે જો '**મહલુલ નહર**' માં ચોખેચોખી ખુલ્લાસાવાર હકીકત હતે, તો મી૦ વરતેજી (**વેદિક ઈસ્લામમાં**) તે કેમ ન જણાવતે ?

મરહુમ હાશમભાઈ બોઘા માસ્તરે 'ઈસ્માઇલી દર્પણ' નામનું પુસ્તક બનાવેલ, તેમાં મજકુર ઇમામોના સમય માટેના સનો આપેલ છે, પણ તે ઉપરે ખુદ કર્તાને પણ ભરોંસો નથી; જે કર્તાની લખાવટથીજ જણાઇ આવે છે. મજકુર પુસ્તકનાં પૃષ્ટ ૨૦ થી ૨૨ સુધીમાં આગાખાની ઇમામોના સમયો માટેના હીજરી સનો અને ઈસવી સનો આપી, કર્તાએ પૃષ્ટ ૨૩ માં જણાવેલ છેઃ—

> " ઉપર લખેલા ઈસ્માઇલી ઇમામોના મુબારક નામો અમોએ ઇસ્માઈલી ધર્મની બંદગીની કીતાબમાંથી ઉતાર્યાં છે તથા તે ઇમામોનાં હિજરી અને ઈસવી

સનની કેટલીક સનદ ઇસમાઈલી ધર્મ શાસ્ત્રની કીતાબોમાંથી, કેટલાક અંગ્રેજી ઇતિહાસ કર્તાઓના પુસ્તકોમાંથી, તથા કેટલાક હસ્તલેખો અને અમોને મળેલા ભરોસાદાર સાધનોમાંથી અમોએ લીધા છે. તથાપિ કોઈ ગ્રહસ્થ પાસે, વધારે વજનદાર સન હશે, અને વિદ્વાન ગ્રહસ્થને છાજતી સભ્યતાથી અમારી પાસે લાવવા મેહેરબાની કરશે, અને તે સન અમારા પાસે સાધનો છે, તેનાથ વધારે મજબૂત પુરાવાવાળા, અમોને માલમ પડશે તો અમારી આ પુસ્તકની બીજી આવૃતીમાં, અથવા ઇસમાઇલી ધર્મને લગતી અમારા તરફથી બહાર પડતી બીજી ચોપડીઓમાં સુધારીને પાછા દાખલ કરશું."

એ રીતે મરહુમ હાસમભાઈ ઓધા માસ્તર, કે જેઓ આગાખાની લેખકોમાં અગ્રસ્થાન ભોગવતા હતા; તેઓને પણ સનો માટે પુરતી ખાત્રી થઇ નથી. જોકે તેઓએ કોઇ સન કયાંથી તો કોઇ કયાંથી લીધેલ, છતાં તે સનો તેઓને અપુર્ણ માલુમ પડયાં, જેથી એવી રીતે નોંધ કરવાની તેઓને ફરજ પડી.

મજકુર ત્રણ ( અગાખાની ) ઇમામો માટેની હકીકત એટલી અંધારામાં છે, કે કોઇપણ જાહેર તવારિખમાં તેઓની જાહેર કારકિર્દીનું વર્ણન નથી. કોઇક ત્વારિખોમાં ફક્ત નામો જણાવેલા જોવામાં આવે છે, પણ તે નામોમાં પણ હેરફેર જોવામાં આવે છે. આગાખાનીઓ અને વહોરા બીરાદરોમાં જણાતી વંશાવળીમાં પણ નામફેર જોવામાં આવે છે. જે ફેરફાર બતાવવા ખાતર મહુવા કમીશન કેસનો રીપોર્ટ પેજ ૬૧ માંથી તે નામો નીચે ટાંકી બતાવીશ,

આગાખાનીઓની ધુઆપ્રમાણે. વહોરાબીરાદરોની માન્યતાપ્રમાણે

| | |
|---|---|
| ૧. જાઅફરે સાદિક. | ૧. જાઅફરે સાદિક. |
| ૨. ઇસ્માઇલ. | ૨. ઇસ્માઇલ. |
| ૩. મહમદ. | ૩. મહમદ. |
| ૪. વફીઅહમદ. | ૪. અબ્દુલ્લા. |
| ૫. તકીમહમદ. | ૫. અહમદ. |
| ૬. રઝીઅબદુલ્લા. | ૬. હસન. |
| ૭. મેહદી મહમદ. | ૭. મેહદી મહમદ. |

'**ખોજા કોમની તવારીખ**' માં વહોરા બીરાદરોના ઇમામોની જે ટીપ આપેલી છે, તે આવી રીતે છેઃ–જાફરેસાદિક, ઇસ્માઇલ, મહમદ રઝીઅબ્દુલ્લાહ, તકીઅહમદ, ઝકીઅબ્દુલ્લાહ, અને અબ્દુલ્લાહ મેહદી.

વળી તેજ તવારિખમાં હ૦ ઇસ્માઇલના દફન થવાની જગ્યા **મદીના** જણાવવામાં આવેલ છે; અને મહમદ, રઝીઅબ્દુલ્લાહ, તકીઅહમદ, અને ઝકીઅબ્દુલ્લાહના દફન થવાની જગ્યા **કેરો** ( મીસર ) જણાવવામાં આવેલ છે. પણ આગાખાની લેખકો તો તે પાંચે **ઇમામોની** કબરો **સલમીયા**માં હોવાનું જણાવે છે ! +

હવે–જ્યારે આગાખાની લેખકો પોતાના સર્વે ઇમામોને **જાહેર ઇમામો** તરીકેજ ગણાવવા માંગે છે, ત્યારે તેઓએ વફીઅહમદ, તકીમહમદ, અને રઝીઅબ્દુલ્લાહની **જાહેર** કારકિર્દી પણ બતાવી **આપવી જોઇએ**. તેઓ ક્યારે જન્મયા? અને કયાં જન્મયા ? તેઓની માતુશ્રીઓના × નામો શા

---

+ 'મઝહરે ઝાતે અલ્લાહ' માં મી૦ હરજીભાઈ પુંજા માસ્તરે રઝીઅબ્દુલ્લાહની વફાત શામરામાં જણાવી છે.

× ઉકત પુસ્તકમાં ફકત વરીઅહમદના માતુશ્રીનું નામ ફાતમા જણાવેલ છે.

" જીમ "

શા હતાં ? તેઓની બીબીઓ કેટલી હતી ? તેઓની ઓલાદ કેટલી કેટલી કેટલી હતી? એ સર્વે હકીકત પડદામાંજ રહેવા પામી છે. તે ઉપરાંત બીજી પણ જાહેર કારકિર્દી કાંઇ જોવામાં આવતી નથી. અગર મજકુર નામોવાલા ઇમામો થયા પણ હોય; તો પણ તેઓની જીંદગી તો ગાયબ ઇમામો તરીકેજ પસાર થઇ છે.

ઇસ્નાઅશરીઓ, હ૦ અલી અ૦ થી ઇમામ હસન અસકરી અ૦ સૂધી, અગીયાર ઇમામોને જાહેર ઇમામો તરીકે જણાવે છે, તેઓના માટેની જાહેર કારકિર્દીની દરેક હકીકતો પુરી પાડી શકે છે અને તેવી હકીકતો સુન્નત જમાઅતની ત્વારિખોમાં પણ મોજુદ છે. **બારમાં ઇમામ,** કે જેઓને ઇસ્નાઅશરીઓ **ગાયબ ઇમામ** તરીકે જણાવે છે તેઓની પણ જનમની તારીખ, સન, તેઓના માતુશ્રીનું નામ, અને તેઓના ગાયબ થવાનો સન વી૦ બતાવી શકે છે અને તે હકીકત સુન્નત જમાઅતની ત્વારિખોમાં પણ મોજુદ છે; ( અને તેવી હકીકત આગળ આપી ગયા છીએ) બાકી બારમા ઇમામના ગાયબ થવા પછીની તેઓની જાહેર કારકિર્દીનો સવાલ તો કોઇ ઉઠાવી શકે નહીં. તેઓ ગાયબ હોવાથી તેઓની બીબીયો કે અવલાદ વી૦ સબંધે તો કોઇ સવાલ કરી શકેજ નહિં.

આખાગાની લેખકો જ્યારે **જાહેર ઇમામોનાજ** કાયેલ છે, ( જાહેર ઇમામો જાહેર ઇમામોનોજ પુકાર કરી રહ્યા છે ) અને પોતાના દરેક ઇમામોને જાહેર તરીકેજ ગણાવવા માંગે છે; ત્યારે તેઓએ પોતાના દરેકે દરેક ઇમામની જાહેર કારકિર્દી પુરી પાડવી જોઇએ. તેઓનો જન્મ કયારે થયો ? બીબીઓ અને ઓલાદ કેટલી હતી ? વી૦ દરેક હકીકત તેઓએ પુરી પાડવી જોઇએ. પણ જ્યારે તેવી હકીકત તેઓ પુરી પાડી શકતા નથી, ત્યારે તેઓએ વહોરા બીરાદરોની જેમ અમુક ગાયબ ઇમામોનોજ સ્વીકાર કરવો જોઇએ. (૩૨)

# હઝરત મહેદી મહમદ.

પ્રિય વાંચકો ! આગાખાનીઓના છુપા ઇમામોનું વર્ણન, ગયા પ્રકરણમાં આપ જોઈ ગયાછો. તેઓના ઇમામોમાંથી જેણે જાહેર રીતે ઇમામતનો દાવો કર્યો, અને હુકુમત સ્થાપી, અને તે હુકુમતને **ફાતમી ખીલાફત** તરીકે જણાવી: તે તેઓના અગીઆરમા ઇમામ **મેહદી મહમદ** ( કે જેઓને કેટલીક ત્વારિખોમાં અબ્દુલ્લાહ **મેહદી** તરીકે જણાવેલ છે, તેઓ ) છે. હવે મેહદી મહમદ ( અબ્દુલ્લાહ મેહદી ) નો નસબ જેઓ હ૦ ઇસ્માઈલથી જોડે છે, તે નસબનામામાં પણ નામોનો ફેરફેર જોવામાં આવે છે તે ફેરફાર બતાવી આપવા ખાતર, **મઝાહેબુલ ઇસ્લામ**ના પેજ ૨૭૨ માંથી તે હકીકત નીચે રૂજુ કરીશ.

યાફઇકી રીવાયતકે મુતાબિક,[1] મેહદીને ૨૯૯ હીજરી મેં બીલાદે–અફ્રીકા[2] મેં ખુરૂજ[3] કીયાથા. ઓર તારીખે અબુલફીદામે લીખા હય કે, અઇમ્મએ–મેહદવીય્યાહ[4] કી સલતનત[5] કી ઇબ્તદા[6] એફ્રીકામેં ૨૯૬ હીજરીસે હુઇ હયે. ઇન્મેંસે પહેલે જીસ શખ્સને મુલ્કગીરી[7] કી, વોહ અબુ મહમદ અબ્દુલ્લા, બિન મહમદ, બિન અબ્દુલ્લાહ, બિન મએમુન, બિન મહમદ, બિન ઇસ્નાઇલ, બિન જાઅફર, બિન મહમદ, બિન અલી, બિન હુસેન, બિન અલી, બિન અબી તાલિબ હયે.

ઓર બાઅઝે[8] કિતાબુંમેં ઇન્કા સીલસીલા[9] યું મીલાયા હયે અબ્દુલ્લાહ બિન અહમદ, બિન ઇસ્માઇલ સાની[10]

૧ પ્રમાણે ૨ આફ્રીકાના મુલ્કમાં. ૩ લડાઇ માટે નીકળવું. ૪ મેહદવી ઇમામો. ૫ રાજ્ય. ૬ શરૂઆત. ૭ મુલ્ક કબજે કરવો. ૮ કેટલીક. ૯ વંશાવળી. ૧૦ ઇસ્માઇલ બીજા "બીન"

બિન મહમદ બિન ઇસ્માઇલ, બિન જાઅફર, બિન મહમદ, બિન અલી, બિન હુસેન, બિન અલી, બિન અલી, તાલેબ.

બાઅઝે કહેતે હયે કે, અબુમહમદ અબ્દુલ્લાહ મેહદી, બેટે થે મહમદકે; જીન્હેં હબીબ કહેતે હયે. ઓર હબીબકા નસબનામા યું હયે—મહમદ હબીબ, બિન જાઅફર, બિન મહમદ, બિન ઇસ્માઇલ, બિન જાઅફેર સાદિક.

ઓર બાઅઝેને યું લિખખા હયે—અબ્દુલ્લાહ મેહદી, બિનજાઅફર, બિન હસન, બિન મહમદ, બિન જાઅફર શાએર, બિન મહમદ, બિન ઇસ્માઇલ, બિન જાઅફરે સાદિક.

એ રીતે હરેક નસબનામાઓ એક બીજાથી જુદી જુદી તરેહનાં છે. તદુપરાંત તેજ કિતાબનાં તેજ પેજમાં બીજા પણ બે ત્રણ નસબનામાઓ આપેલ છે. પણ કોઈ પણ નસબનામું એકબીજાને મળતું જોવામાં આવતું નથી. હવે જેઓએ મઝકુર મેહદી મહમદ (અબદુલ્લાહ મેહદી) ને હ૦ ઇસ્માઈલની ઓલાદમાંથી સ્વીકારેલ નથી, તેવી ત્વારિખી સનદો પણ (બીજી બાજુના નિયમ મુજબ) તપાસી જઇએ—

૧. "**મઝહેબુલ ઇસ્લામ**" ના કર્તાએ જણાવેલ સનદોઃ—

"ઓર 'જમહરતુન્નસબ' મેં લિખખા હયે કે મેહદીને એકબાર યેહ દાઅવા કીયા થા કે, મેં હસન બગીઝે, બિન જાઅફર, બિન મહમદ, બિન ઇસ્માઇલ, બિન ઇમામ જાઅફરે સદિક-કા ભાઈ હું× ઓર દોબારા બયાન કીયા કે, હુસેન બિન મહમદ બિન ઇસ્માઇલ, બિન જાઅફરે સાદેકકા બેટા હું+

×આ એ સનદ મુજબ હસન બગીઝેના ભાઇ હોવાનો દાવો કીધો.

+આ એ સનદ મુજબ હુસેન બિન મહમદના છોકરા હોવાનો દાવો કીધો.

હાલાંકે મહમદકા બેટા હુસેનકોઇ નહીં." (પેજ ૨૭૨–૭૩) મુલ્ક મગરિબ[1] કે નસબનામે જાનને વાલે કહેતે હયે' કે, **મેહદી અબ્દુલ્લાહ** સાલમ બસરીકી અવલાદસે હય. ઔર ઇન્કા બાપ **બસરે** મેં નાનબાઈ[2]કી દુકાન કીયા કરતાથા." (પેજ ૨૭૪) -

" ઔર ઇરાક કે નસબનામે જાનને વાલે કેહતે હયે' કે–વોહ યહુદીકી નસલ સે હયે ઔર ઇન્કા નામ અબ્દુલ્લાહ નહિ; બલ્કે સઇદ નામ હયે. ઔર વોહ બેટેથે, અહમદ બિન અબ્દુલ્લાહ કદાહ બિન મએમુન બીન દએસાનકે ઔર બાઅઝુંને અબદુલ્લાહ બિન મહમદ બિન મએમુન બિન અબ્દુલ્લાહ કદાહ બયાન કીયા હયે. ઔર બાઅઝુંને સઇદ બિન હુસેન બિન મહમદ બિન અહમદ બિન અબ્દુલ્લાહ કદાહ." (પેજ ૨૭૪)

" યેહ હુસેન–જબ મકામે **સલમીયા** ઇલાકે હુમુસ મેં ગયે, તો એક યહુદન કે હુસ્નો જમાલકા ઝીક્ર ઇન્કે સામને હુવા; ઔર શવહર ઇસ્કા જો લુહાર થા મરચુકા થા, હુસેનને ઇસ ઔરતસે નીકાહ કર લીયા. ઇસ ઔરત કો એક લડકા પહેલે શવહર લુહાર સેથા હુસેન ઇસ લડકેકો બહોત ચાહને લગે, આર ઇસ્કી તાઅલી-મમે[1] બડી કોશીશ કી. ચુંકે હુસેન લાવલદ[2]થે તો ઉસી કે વાસ્તે વસીઅતકી, ઔર ઉસે દાઅવતકે ઇસરાર [3]સીખાયે; ઔર સારા માલ ઔર કુલ અલામાત [4]ઉસે દેદી. ફિર ઉસ્ને બડી તરકકી પકડી, ઔર **અબદુલ્લાહ મેહદી** કે નામસે શોહરત [5]હાંસીલ કી " ...લ મોઅરિબ–ફી–અખબારિલ મગરિબ" મતબુ

૧. પશ્ચિમનો મુલ્ક ૨. રોટલી વેચવાવાળો "છમ"

૧. કેળવણી. ૨. નિરવંશ. ૩. છુપા ભેદો. ૪. નીશાનીઓ. પ્રખ્યાતી.

અએ [6]લીડન, કે સફહે ૧૫૭ મે મઝકુર હયે કે-કાસીમ બિન તબાતબાહી અલવી [7]કહેતે હયેં કે, કસમ હયે ખુદાએ પાકકી કે અબ્દુલ્લાહ હમમેંસે નહીં"

( પેજ ૨૭૪ )

તદુપરાંત કર્તાએ બીજી પણ કેટલીક સનદો ટાંકેલી છે. પણ લંબાણ થવાના ભયથી તે સર્વે અત્રે આપી શકાતી નથી. જેની જોવાની ઇચ્છા હોય, તેણે ઉકત કિતાબમાં જોઇ લેવી.)

"૨—તારીખુલ ખુલ્ફા" (જલાલુદ્દીન સીયુતી કૃત) ના ઉર્દુ તરજુમાના પેજ[?] ઉપર જણાવેલ છે કેઃ—

'ન મેંને ઇસ કિતાબમેં અબીદીય્યીન કા ઝીક્ર કીયા હયે; કયુંકે ઉન્કી ઇમામત સહીહ નથી જીસકે મુખ્તલેફ 'વુજુહ' [8]હયેં—મીન જુમલા ઉન્કે એક યેહ કે, વોહ લોગ કુરેશી નથે. આમ જુહલા ઉન્કો ફાતેમીય્યીન કેહને લગેથે; ઔર અસલ યેહ હયે કે ઉન્કા મુરીસ મજુસી થા. ચુનાંચે કાઝી અબ્દુલ જબ્બાર બસરી કેહતે હયેં કે, ખુલ્ફાએ મીસર કે મુરીસકા નામ સઇદ થા. ઈસ શખ્સકા બાપ મઝહબકા યહુદી, ઝાતકા લુહાર, ઔર તીરગર [14]થા.

કાઝી અબુબકર બાકલાની કેહતે હયેં કે, ઓબયદુલ્લાહ અલ-મુલકકબ બ મેહદી-કા દાદા કુદ્દામ મજુસી થા. ઔર ઓબયદુલ્લાહને મુલ્કે મગરિબમેં આકર અલવી હોનેકા દઅવા કીયા. મગર ઓલમાએ-નસબ[15]મેસે એકનેભી તો

૬. છાપેલી. ૭. હ૦ અલી અ૦ ની અવલાદ. ૮. જુદા જુદા. ૯. સબબો. ૧૦ તેમાંથી. ૧૧. કેટલાક આમ વર્ગના. ૧૨. અજ્ઞાનો. ૧૩. વડવો. ૧૪. તર બનાવવાવાલે. ૧૫. વંશાવળી જાણનારાઓ

ઉસ્કે દાઅવેકો તસ્લીમ નહીં કીયા. અલબત્તા જાહેલુંને ઇસ્કે ખાનદાનકો ફાતેમીઅ્યોં કા ખિતાબ દે દીયા.

ઇબ્ને ખલકાનને લિખ્ખા હયે કે, અકસર એહલેઇલ્મને ખુલ્ફાએ મીસર કે મુરીસ અલમેહદી ઓબયદુલ્લાહ કે નસબકો સહીહ નહીં તસલીમ કીયા.

૩. તઝકેરતુલકેરામ તારીખે ખોલફાએ અરબો ઇસ્લામ ના કર્તા પેજ ૪૩૪ ઉપરે રાઝી બિલ્લાહ અબ્બાસીના વર્ણનમાં, હી. સ. ૩૨૨ નાં બનાવોમાં લખે છેઃ—

"મેહદી પચીસ બરસ હુકુમત કરકે મર ગયા. મેહદી મજકુરકા યેહ દાઅવા થાકે, મેં બનીફાતેમા હું. ઇસ લીયે બાઅઝે ઇસ્કો સૈયદ કેહતે હયેં; હાલાંકે બાઅઝે કેહતે હયેં કે, જદ્દ [૧૬] ઇસ્કા મજુસી થા.

૪—"શીઆ વૃતાંતનો વધારો" પેજ ૭૩ ઉપરે, "હલ્લર રોમુઝે ફી અકાયદ દોરૂઝ" નાં હવાલાથી દરૂઝ કોમના અકાયદોના મથાળાથી લખેલ છેઃ—

> "દરૂઝ લોકોનો દીન, કરામતાના દીન સાથે બરાબર મળતો આવે છે. કરામતા પંથનો સરદાર હમદાન હતો. તે લોકો ગયા સમયમાં મદીનામાં નીકલ્યા છે. ત્યારબાદ તેઓ યમન તથા શામ તરફ ગયા. સઘળા અબ્બાસીઓ, ખલીફાઓ તથા ઇસ્લામના લોકોએ કરામતાનો દીન શું છે તે જાણુવાના માટે ઘણો પ્રયાસ કીધો છે. વળી તેમની સાથે સખ્ત લડાઇઓ કરી તેમને હરાવ્યા હતા. કરામતાના દીનમાં એક માણુસ અબ્દુલ્લાહ દેસાન કબીલાનો એક પારસી હતો. તે કરામતાના દીનમાં દાખલ થયો હતો. ત્યારબાદ તેણે આફ્રીકામાં નાસી જઇ ત્યાં

૧૬. દાદો.

પોતાનું નામ એમ જણાવ્યું કે મારૂં નામ અબ્દુલ્લાહ **મેહદી** છે. તેણે ઇસ્લામને જાહેર કરી શરફનો દાવો કીધો. તે એમ કહેતો કે હું ફાતમા બીનતે નબી મહમદ (સ૦)ની ઓલાદમાંથી છું.

સુજ્ઞ વાંચકો ! હ૦ મેહદી મહમદ (અબ્દુલ્લાહ મેહદી) નો નસબ, અને તે સબંધે ઇત્તિહાસવેત્તાઓનાં મતો (ઢાલની બેઉ બાજુના નીયમ અનુસાર) આપ વાંચકો સમક્ષ રજુ કરી આપેલ છે. આ ઠેકાણે મારો અંગત મત આપવા ઉચિત ધારતો નથી. ઉપરની સનદો ઉપરથી શો સાર ખેંચવો, તે આપ સુજ્ઞ વાંચકોની મુન્સફી ઉપરે છોડી; આએ પ્રકરણ પુર્ણ કરીશ.

# ફાતમી ખીલાફત.



પ્રિય વાંચકો ! મીસરમાં "ફાતમી ખીલાફત" તરીકે જે વંશ હકુમત કરી ગયો છે, તે ખીલાફતનાં મુખ્ય પુરૂષ મેહદી મહમદ (અબ્દુલ્લાહ મેહદી) હતા; જે તમો ગયા પ્રકરણમાં જોઇ ગયા છો. તે 'ફાતમી ખીલાફત' વિશે "**મઝાહેબુલ ઇસ્લામ**" માં ખુલાસાથી વિવેચન કરવામાં આવેલ છે. તે કિતાબનાં પેજ ૨૭૬ ઉપરે કર્તા જણાવે છેઃ—

> "**તારીખે અબુલ ફિદા**" મેં મરકુમ હયે કે—મએમુન બિન દયસાનને મીઝાન નામ એક કિતાબ ઝન્દીકીયું [૧] કી તાઇદ [૨] મેં લિખ્ખી હયે. ઔર લોગોં કે સામને યેહ ઝાહેર કીયા કરતા, કે મેં આલેનબીકા શીઆ હું. મએમુનકે બેટા પયદા હુવા, ઇસ્કા નામ

૧. મજુસી ૨. ટેકા માટે

અબ્દુલ્લાહ રખ્ખા. ઔર ચુંકે અબ્દુલ્લાહ આંખેં બનાયા કરતા થા,[3] ઇસલીયે ઉસે કદ્દાહ કહેતે થે. મએમુનને અબ્દુલ્લા કદ્દાહકો પુખ્તાકાર[4] કર દીયા, ઔર દાઅવતકે તરીકે[5] સીખાદીયે. ઔર વોહ ઇસરાર[6] બતાદીયે, જો આલેનબીકે સાથ નસબ મીલાને મેં કારઆમદ[7] થે. ફિર અબદુલ્લાહ ઇસ્ફહાન કે તરફસે અહવાઝ ઔર સલમીયા મેં આયા, લોગોંકો તશઈ[1] ઔર એહલેબયત કે તરફ બુલાને લગા. ઇસકે ઇન્તેકાલ કે બાઅદ અહમદ યા મહમદ નામ ઉસકા બેટા કાયમ મુકામ[2] હુવા ઔર ઉસને રૂસ્તમ, બિન હુસેન, બિન હુશબ, બિન ઝાદાન નજ્જાર કુફી કો યમન કી તરફ ભેજા કે વોહ લોગોં કો ઇસકે મઝહબકી તરફ દાઅવત કરે. ઔર ફિર એક શખ્સ અબુ અબ્દુલ્લાહ શીઈ, જીસકા નામ હુસેન બિન અહમદ, બિન મહમદબીન ઝકરીયા હયે-કુફેકા રહેનેવાલા; ઉસસે મિલ ગયા. ઇબ્ને હુશબને ઉસકો બહોતસા માલ વ અસ્બાબ દેકર રેઆયાએ–મગરિબ[3] કો મઝહબે મેહદવીય્યાહકી તરફ દાઅવતકે લીયે ભેજા. અગરચે ઇસ મઝહબકા નામ મેહદવીય્યા નહિં હુવા-થા, મગર દરઅસલ ઇસ મઝહબકી ઇબ્તેદા[4] ઇસી વકતસે સમજના ચાહીએ. ઇસલીયેકે જબ મહમદને સલમીયા મેં ઇન્તેકાલ કીયા, ઔર અપને બેટે અબ્દુલ્લાહ કે વાસ્તે ખીલાફત વ નેઆબત[5] કી વસી-

૩. આંખો બનાવવી ૪. પાકો અનુ-
ભવી ૫. બોધ દેવાની રીતો ૬. છુપા ભેદો ૭. કાર્ય સાધક,

" જીમ. "

૧. શીઆ મઝહબ ૨. ગાદી નશીન ૩. પશ્ચિમની રૈયત ૪. શરૂઆત ૫. નાયબપણું

યત કી, ઔર દોઆત [૬] કા હાલ વ પત્તા બતા દીયા; તો અબ્દુલ્લાહને અપના લકબ **મેહદી બિલ્લાહ** રખખા, ઇસ લીયે ઉન્કી અવલાદ **બનુ મેહદી** કહેલાતી હયે. જબ મુક્તફી બિલ્લાહ ખલીફે અબ્બાસી કો ઇન્કા હાલ, મઅલુમ હુવા, તો અપને હુઝુરમેં તલબ કીયા. અબુમહમદ **અબ્દુલ્લાહ મેહદી** ઔર ઉન્કે બેટે અબુલ કાસીમ ( જીન્હુંને બાઅદ અબ્દુલ્લાહ કે અપના લકબ **કાયેમ લઅમ્રિલ્લાહ** રખખા થા ) દોનું સોદાગરૂં કે ભેસમેં [૭] મીસર હોતે હુવે આફ્રીકા મેં **ત્રાબેલસુલગરબ** કી તરફ ભાગ ગયે. ઝીયાદ તુલ્લાહ ફરમાનરવાએ અફરીકા [૯] કો, જો આખરી બાદશાહ બની અગલબ કા થા, ઇન્કી તલાશ થી. જાબજા હાકીમાને ઝીલઅ [૧૧] કો ઉન્કી ગીરફતારીકે [૧૨] લીયે ભેજ દીયે ગયે થે. મેહદી સજલમાશા મેં જાકર ઠેરે. યશા આ બિન મિદરાર વહાંકા હાકીમ થા. મેહદીને યહાં યેહ ઝાહિર કીયા કે, મેં એક સોદાગર [૧૩] હું, ઔર તીજારત કી ગરજસે યહાં આયા હું. ઇસ અરસે મેં યશઆ કે નામ **ઝીયાદતુલ્લાહકા** ખત પોહચા કે, યેહ વોહી શખ્સ હયે જીસ્કી તરફ અબુ અબ્દુલ્લાહ શીઇ દાઅવત કરતા થા. યશઆને મેહદીકો કયદ કર લીયા, મગર અબુ અબ્દુલ્લા શીઇને **આફ્રીકા** મેં અએસે હાથ પાંઉ ફેલાએ [૧૫] કે ઝીયાદતુલ્લાહકી કુવ્વત બરબાદીકે કરીબ પહોંચ ગઇ; ઔર અબુ અબ્દુલ્લાહ

૬. દાઇઓ ઉપદેશ કરનારાઓ ૭. વેપારી. ઓના વેશમાં ૮. ત્રીપોલી ૯. આફરીકાનો હાકમ ૧૦, ઠેકઠેકાણે ૧૧ પ્રાંતોના હાકેમો ૧૨. પકડવું ૧૩. વેપારી ૧૪. વેપાર ૧૫, હાથપગો ફેલાવ્યા- કુવ્વત મેળવી

શીઇ વહા કાબેઝ હો ગયા. ઔર અબુ અબ્દુલ્લાહ શીઈ, માહે રમઝાન ૨૯૬ હીજરી મેં રેકાદાસે સજલમાશા કો ગયા. જબ ઉસ્કે કરીબ પોંહચા તો યશઆને ઇસ્કા મુકાબેલા[16] કીયા, મગર અપને આપકો કમઝોર પાકર શબમેં[17] મુકાબલેસે ભાગ ગયા. અબુ અબ્દુલ્લાહ શીઇને સજલમાશા મેં દાખલ હોકર, મેહદી ઔર ઇન્કે બેટેકો કયદખાનેસે નીકાલા; ઔર દોનોકો સવાર કરાકે લેચલા. ઔર કબાએલ[18] કે તમામ સરદાર ઉન્કે આગે ચલતે થે. અબુ અબ્દુલ્લાહ મેહદીકે તરફ ઇશારા કરકે કહેતેથે કે, તુમ્હારા યેહ મૌલા હયે. મેહદી તે શીદ્દતે ખુશીસે રોતે થે યહાં તક કે ઉસ ખાસ ખએમેમે[1] જો ઇન્કે લીએ ખડા કીયા ગયા થા પોંહચે. વહાં યશઆ હાકીમે સજલમાશા કો અપને સામને બુલવા કે કત્લ કીયા. મેહદી ચાલીસ દીન સજલમાશામેં ઠેહર કર અફ્રીકા કો ગયે. ૨૯૭ હીજરીમેં રીકાદા પોંહચે, વહાં દફતરૂં[2] કો તરતીબ[3] દીયા, ઔર માલ જમઅ[4] કીયા, ઔર શેહરૂંમેં હાકીમ અપની તરફસે રવાના કીયે. સન ૩૦૦ હીજરીમેં મેહદી સારે અફ્રીકા કે શેહરૂંકે માલીક હો ગયે, ઔર ખુલ્ફાએ અબ્બાસીય્યાહકી હુકુમતસે વોહ મુલ્ક નીકલ ગયા."

એ રીતે હકુમત સ્થાપન કરવાનો વર્ણન લખીને ત્યાર પછી કર્તાએ પેજ ૨૭૮ ઉપર જણાવેલ છેઃ—

"મુખ્તસર યેહ કે—જબકે મેહદીકી બાદશાહત જમ ગઈ તો તમામ મઆમલાત[5] બઝાતે ખુદ[6] અંજામ દેને

---

૧૬, સામે થવુ; લડવા નીકલવું ૧૭, રાતો રાત

૧૮, કબીલાઓ ટોળાઓ "જમ"

૧. તંબુમાં ૨. દફતરો; રેવન્યુખાતાઓ ૩. રેગ્યુલરપણે રાખવું ૪. ભેગુ ૫. કારોબાર ૬. આપ ઇખ્તીયારીથી

લગે; અબુ અબ્દુલ્લાહ શીઇ ઔર ઉસકે ભાઈ અબુ-લઅબ્બાસ કો બેદખલ[8] કર દીયા. ચુંકે તરકે આદત[9] ભલાએ સખત હયે, યેહ અમ્ર ઉન્કો નાગવાર[10] હુવા. અબ્બુલ અબ્બાસ અપને ભાઈકો મલામત[11] કરતાથા કે, તુને બાદશાહત અપને હાથસે નીકાલ કર ગયર કો[12] સોંપ દી અબુઅબ્દુલ્લાહ શીઇ ભાઈકો, સમજાતા થાકે, અએસી બાત મુંહસે મત નીકાલ. યહાંતક કે મેહદી કો ખબર લગી કે વોહ સરદારાંને કબાયલ[13] સે યેહ કહેતા હયે કે, યેહ મેહદી વોહ મહેદી નહીં હયે જીસકી તરફ હમને તુમ્હે બુલાયા થા. મેહદીને દોનોંકો અપને પાસ બુલાકર, ૨૯૮ હીજરીમેં; ઔર બઅકોંલે[14] હીજરી મેં કત્લ કરડાલા

૩૦૩ હીજરીમેં મેહદી ને આફ્રીકામેં કિનારે દરીયાપર એક શહેર આબાદ કરકે ઈસકા નામ મેહદીયાહ રખ્ખા; ઔર ઇસ્કો અપના દારૂસ્સલ્તનત[15] બનાયા. ખુલ્ફાએ મીસરકે મુરીસે આઅલા[16] યેહી હયે."

એ રીતે મજકુર હકુમત સ્થાપન કરવામાં જે મુખ્ય સ્થંભરૂપ મદદગાર અબુ અબ્દુલ્લાહ શીઈ હતો, તેનો કેવો અંજામ થયો, તે જણાવીને પેજ ૨૭૯ ઉપરે કર્તા લખે છેઃ—

"ઇન્કી સલ્તનતકો દવલતે-અબીદીયા ઔર અબીદી ઔર અબીદીય્યીન કહા કરતે હયેં; ઔર દવલતે ઇસ્માઈલીયા ભી ઇન્હીંસે ઈબારત હયે ઔર ઈન્કે તરફદાર[17] ઇન્કે ખાનદાનકો અલવી ફાતેમી જાનતે હયેં."

૭. નીવેડો કરવો ૮. કાંઇ પણ દખલ વગરના ૯. આદત વિરૂદ્ધ વર્તન ૧૦. નાપસંદ ૧૧. ઠપકો આપવો ૧૨. બીજાને ૧૩. કબીલાઓનાં સરદારો ૧૪. કેટલાકોના મત મુજબ ૧૫. પાયતખ્ત ૧૬. મોટો દાદો; વડવો ૧૭. પક્ષ વાલાઓ;તરફેણ કરવા વાલાઓ

ઉપર મુજબ મેહદવી ખલીફાઓની સલતનત માટેના નામો દર્શાવી, તે સબંધે ખુલાસો કરીને, ત્યાર પછી મજકુર હાકેમોના એઅતેકાદ માટે કર્તા જણાવે છેઃ—

"તારીખે અબુલફિદા મેં મરકુમ[18] હયે કે, કાઝી અબુબકર બાકલાની કેહતે હયેં કે, અબ્દુલ્લાહ અલમુલકકબ—બ—મેહદી "બાતેનીય્યાહ" કા અકીદાહ[19] રખતે થે. દીને ઇસ્લામકી બરબાદીકે બડે દરપય[1] થે, ઉલ્માકો કત્લ કરાતેથે, તાકે ઇન્કી મુખાલેફત[2] પર લોગોંકો વાએઝો નસીહત ન કરે. ઔર ઇન્કી અવલાદભી ઇસી આદતકી નીકલી. ઝીનાકારી ઔર મએનવીશી[3] કો મુબાહ[4] કર દીયા થા."

ત્યારપછી એજ પુસ્તકના કર્તાએ, મેહદવીયાહ (બાતિનીય્યાહ) ફિરકાના કેટલાક અકાયદો વર્ણવેલ છે. જેમાંથી થોડાક અકાયદો નિચે ટાંકીશ—

૧ તલાકે બાએના* સે ઇદ્દત[5] સાકેત[6] હો જાતિ હયે.

૨ ઇમામકા હુકમ ઇમાનદાર મર્દ ઔર ઔરતપર લાઝે-

૧૮. લખેલું ૧૯. માન્યતા; એઅતેકાદ.

"ઝીમ"

*ત્રણ તલાકો. તલાકે બાએન એને કહે છે કે જે તલાક આપ્યા પછી ઔરતને ઇદ્દતની અંદર વગર નીકાહે (ફરી નીકાહ કર્યા વગર) ઔરત તરીકે ઘરમાં લાવી શકાતી નથી. પણ તે તલાક પછી પણ ઔરતે ઇદ્દતની મુદત પાળવી જોઇએ, (વધુ માટે જુઓ ફીકાહની કિતાબો.).

૧, પાછળ પડવું ૨, વિરૂદ્ધતા ૩, શરાબ ખોરી ૪, હલાલ; ટાંઇ વાંધા જેવું નહિ, ૫, તલાક પછી ઔરત જેટલી મુદત નિકાહ ન કરી શકે તે ૬, માફ

મુલ-ઇતાઅત[૭] હયે; અગર ચે મર્ઝી કે ખિલાફ[૮] હો. પસ અગર ઇમામ કીસી ઔરતકા અકદ[૯] કીસી મરદકે સાથ કરદે, તો વોહ અકદ દોનોં પર લાઝીમ હો જાતા હયે.

૩ બેટી પુરી માંરાસ[૧૦] કી વારીસ હો જાતી હયે,

૪ ઈમામકો ખુદાએ તઆલા કે સાથ માનીંદ હઝરતે મુસા કે હમકલામ[૧૧] હોના ચાહીએ. ઔર હાકીમ બે અમ્રિલ્લાહ "ઉબેદી" કો ઇસ બાબમેં બડે બડે દાઅવે થે. ઔર અકસર કોહેતૂર[૧૨] પર જાતેથે, ઔર લોગું પર ઝાહેર કરતેથે કે મુજસે ખુદાને કલામ કીયા હયે.

૫ ઔર કહેતે હયેં કે, એક મરદકો અઠારાહ ઔરતુંકે સાથ નીકાહ કરલેના જાયઝ હયે. ઔર તમસ્સક[૧૩] ઇસ આયતકે સાથ કરતે હયેં—"ફન્કેહુ માતાબ લકુમ મેનન્નેસાએ મસ્ના વ સોલાસ વરોબાઅ. યાઅને નીકાહ કરો જો ખુશ લગે તુમકો ઔરતુંસે; દો દો ઔર તીન તીન ઔર ચાર ચાર." પસ ઇન્કે નઝદીક સબ આઅદાદ[૧૪] કા મજમુઆ;[૧૫] યાઅને અઠારાહ ઓરતુંકા એક શખ્સ કે નીકાહ મેં હોના જાયઝ હયે.

એ રીતે કેટલાક અકાયદો વર્ણવી, ત્યાર પછી મજકુર પુસ્તકના કર્તા, પેજ ૨૮૨ ઉપરે જણાવે છેઃ—

૭, તાબેદારી કરવી લાઝીમ હોય તે ૮, વિરૂદ્ધ ૯, નીકાહ ૧૦, વારસો ૧૧, વાતો કરવી ૧૨, એક પહાડ છે, જ્યાં હ૦ મુસા મુનાજાત કરવા સારૂ જતા હતા ૧૩. દલીલ લાવવી; વાતને વળગવું ૧૪, સંખ્યા ૧૫, સરવાળો

" ઇમામાને મેહદવીય્યાહ અગરચે બાતિનીય્યાહ થે, મગર તાક્ષીફેકોલુબ[16] રેઆયા[17] કે લીયે બઝા-હેરે એહકામે શરઅ[18] કી પાબંદી કરતે થે; ઓર દરપર્દા[19] અપને અકાયદકે જારી કરને મેં બરાબર મસરૂફ થે. ઓર અપને સચ્ચે દોસ્તુંકો બતૌરે બાતે-નીયાહ તાઅલીમ દેતે થે."

એવી રીતે "મઝાહેબુલ ઇસ્લામ" માં ફાતેમી ખીલાફતની સ્થાપના અને તે ફિરકાના અકાયદો વી૦ ખુલાસા વાર વર્ણવેલ છે; જેમાંથી પ્રસંગોપાત કેટ-લીક હકીકત ઉપર ઉતારેલ છે. એ સંબંધે બીજી ત્વારિખોમાં પણ કેટલીક હકીકત જોવામાં આવે છે, પણ લખાણના ભયથી ફકત ઉક્ત પુસ્તકના ઉતારા ઉપરેજ સંતોષ પકડી, તેજ પુસ્તકમાંથી ફાતેમી ખલીફાઓને લગતી ટુંક કારકિર્દી (જે કે પેજ ૨૮૪ થી ચાલુ છે તે) નિચે ઉતારીશ—

૧ અબ્દુલ્લાહ મેહદી—આફ્રિકા મેં ઇન્કી હકુમતકી ઇબ્તેદા હી. સ. ૨૯૬ સે સમજી જાતી હચે; કયું કે ઝીયાદ તુલ્લાહ માહેરમઝાન સને મઝકુર સે અફ્રિ-કાસે ભાગા થા. છબીસ બરસ હુકુમત કરકે બાસઠ બરસકી ઉમ્ર મેં સન હીજરી ૩૨૨ મેં ઇન્તેકાલ કીયા. મેહદીયાહ મેં મદફુન હુવે, જો અલ મમલે-કતે ત્યુનીસ મેં વાકેઅ હચે. ૨૬૦ હીજરી મેં પયદા હુવેથે. (એવણને આગાખાનીઓ અગીયારમાં ઇમામ શાહ મેહદી મહમદ તરીકે માને છે.)

---

૧૬. લાગણીખેંચવી ૧૭, રૈયત ૧૮, શરેઅના હુકમો ૧૯, અંદરખાને,

૧. શરૂઆત.

૨ અબુલ કાસીમ મહમદ અલ મુલકકબ કાયમ-બે–અમ્રિલ્લાહ બાપકે મરનેકે બાઅદ તખ્તનશીન હુવે. ઈન્કે વક્ત મેં અબુયઝીદ ખારજીને ખુરૂજ કીયાથા, તો ઇસ્માઇલીયા ઉસે દજ્જાલ કહા કરતેથે. "તારીખે ગુઝીદાહ" મેં મઝકુર હયે કે, મેહદવીયાહકા એઅતેકાદ યેહ હયે કે, દજ્જાલ, અબુયઝીદ સે કીનાયા[2] હયે. ઔર એક હદીસ ઇસ મઝમુનકી રીવાયત કરતે હયેં કે દજ્જાલ, મેહદી યા કાયમ પર ખુરૂજ કરેગા. કાયેમકો અબુયઝીદને મેહદીયાહ મે મહસુર[3] કર લીયા. હાલતે મોહાસેરાહ[4] મેં બીમાર હુવે, ઔર વહીં શવ્વાલ સને ૩૩૪ હીજરીમેં મરે. ૧૨ બરસ હુકુમતકી. (એવણુને આગાખાનીઓ પોતાના બારમા ઈમામ શાહ કાએમ તરીકે માને છે.)

૩ અબુતાહેર ઇસ્માઇલ; અલમુલકકબ બ મનસુર લે કુવ્વતિલ્લાહ બિન કાએમ—યેહ બડે શુજાઅ થે. તખ્તપર બએઠ કર ઉન્હુને અબુયઝીદકો શીકસ્ત[5] દી સને ૩૩૬ હીજરીમેં ઉસે ગીરફતાર[6] કરકે, ખાલ[8] નીકલવાકર ઉસ્મે ભુસા ભરવા દીયા. ઇન્હુને શવ્વાલ કી આખરી તારીખકો સન ૩૪૧ હીજરીમેં ૭ બરસ હુકુમત કરકે, ૩૯ સાલકી ઉમ્ર મેં ઇન્તેકાલ કીયા. (એવણુને આગાખાનીઓ પોતાના તેરમાં ઈમામ શાહ મનસુર તરીકે માને છે.)

૪ અબુતમીમ મઆદ; અલ મુલક્કબ બ મોએઝ લે દિનિલ્લાહ બિન મનસુર. સલ્તનતને ઈન્કે ઝમાનેમેં ઉરૂજ[9] પકડા. મગરેબી મીસર કો ઇન્હુને અપના

૨. ઈશારો. ૩. ઘેરો ઘાલવો. ૪. ઘેરા. ૫. શુરવીર. ૬. હાર ૭. કયદ. ૮. ચામડી ૯. તરક્કી.

દારૂલ ખીલાફત [10]કરાર [11] દીયા, ઔર ફિર બરાબર સલાતીને ઇસ્માઇલીય્યાહ કા યેહી દારૂલ હુકુમત [12]રહા. ૧૯ રબીઉસ્સાની સન ૩૬૫ હીજરી રોઝે જુમ્આહ કો રાહીએ મુલ્કે-આખેરત[13] હુવે. ૨૩ સાલ, ૫ માહ હુકુમત કી ૪૫ સાલ ઉમ્ર પાઇ. ( એવણને આગાખાનીઓ પોતાના ચોદમાં ઇમામ શાહ મોએઝ તરીકે માને છે. )

૫. **અબુમનસુર નીઝાર**; અલમુલકકબ બ અઝીઝ બિલ્લાહ બિન મોએઝ—**શામસે** **ઇન્દલીસ** તક તમામ મુમાલેકે-ગરબી [1] પર ઇન્કા કબઝા થા. રમઝાન, સન ૩૮૬ હીજરીમેં મર ગયે. ૪૨ સાલ ઉમ્ર પાઇ. ૨૧ સાલ ઇમામતકી. ( એવણને આગાખાનીઓ પંદરમા ઈમામ શાહ અઝીઝ તરીકે માને છે. )

૬. **અબુઅલી મનસૂર**; અલ મુલકકબ બ હાકેમ બે-અમ્રિલ્લાહ બિન અઝીઝ—યેહ બડે મુતશરેઅ[2] બાદશાહ થે. મુસ્કેરાત [3]કી ખરીદોફરોખ્ત [4]બંદ કરાદી. ઈન્કે વકતમેં ઇન્તેઝામે શહેર[5] ભી અચ્છા થા કાહેરાહમે મસ્જીદે અઝહર ઈન્હીકી બનવાઈ હુઇ હએ. લેકીન બાઅઝે માઅરરેખ [6]ઇન્કો ફિરઓને સાની [7]લિખતે હયેં, ઔર ઈન્કી સખ્તીયોં કો હુદુદે-શરઇ[8]સે મુતજાવેઝ[9]બતાતે હયેં*

૧૦. ખીલાફતનું સ્થક. ૧૧. ઠેરાવવું. ૧૨. પાયતખ્ત. ૧૩. આખેરત તરફરવાનગી; ગુજરી જવું.

* હાકમ બ અમ્રેલ્લા ના માટે "આગાખાન" પુસ્તકના કર્તા મી૦ ડુમસ્યા એ પેજ ૬૫ ઉપરે તેઓના ઝુલ્મનું વર્ણન કરેલ છે. અને તે ઘાતકી, ખુની અને રૈયત ઉપરે સખ્તાઈથી વર્તવા વાલો હતો અને દરૂઝનો પંથ તેણેજ સ્થાપેલ. એવી રીતે જણાવેલ છે.

૧. પશ્ચિમના મુલ્કો. ૨. શરીઅત ઉપરે ચાલનાર. ૩. નશાવાળી ચીજો. ૪. ખરીદ વેચાણ. ૫. શહેરનો બંદોબસ્ત. ૬. ઇતિહાસ વેત્તાઓ. ૭. બીજો ફિરઔન. ૮. શરાઅની હદો. ૯. ઓળંગી ગએલ

"જુલ્મ"

ઈન્હુને હુકમ દીયાથા કે કોઇ યહુદી ઔર નસરાની ઘોડે પર સવાર ન હો, ગધે ઔર ખચ્ચર પર સવાર હો, મગર લોહેકી રિકાબ [૧૦]ઇસ્તેઅમાલ [૧૧]ન કરે, ઔર હમેશા ચંદ ઘુઘરૂં [૧૨] લટકતે રખ્ખેં. ઔર હમ્મામ[૧૩] મેં જાએં તો પાઉં મેં કડા રખ્ખેં, તાકે મુસ્લમાનસે ઇમ્તિયાઝ રહે. ઈન્કો યેહ માઅલુમ હુવા કે ઈન્કી બહેનકી સીપેહસાલાર [૧૫] કે સાથ આશનાઈ [૧૬] હયે ઇસ લીયે દોનોંકો સઝા દેના ચાહા. સીપેહસાલારને ઉન્કે ઇરાદેસે મુત્તલેઅ [૧૭] હોકર કુચ્છ આદમી ઘાટમેં [૧૮]લગા દીયે. ઉન્હુને સન ૪૧૧ હીજરીમેં માર ડાલા. ૬૧ સાલકી ઉમ્ર પાઈ. ૨૫ સાલ હુકુમત કી. તમદને અરબ કે સફહે ૨૮ મેં મઝકુર હયે કે દરૂઝ (લિબનાન મેં એક ફિરકા) છઠે ફાતેમી ખલીફએ મીસર, અલહાકેમ બે અમ્રિલ્લાહ કા પયરવ [૧૯] હયે. ઈન્કી તાઅદાદ [૨૦] ઈસવકત અડકાઈલાખ નુફુસ [૨૧] કી હયે. યેહ નીમ–મુસ્લમાં[૨૨] ઔર નીમ–નસરાની હયે. (એવણુને આગાખાનીઓ પોતાના સોળમાં ઇમામ હાકેમ અણુઅલી તરીકે માને છે.)

હાકેમ બે અમ્રિલ્લાહ. અને તેના અનુયાયીયો (દરૂઝ) માટે "શીઆ વૃતાન્તનો વધારો "નામક પુસ્તકમાં ખુલાસાથી વર્ણન કરવામાં આવેલ છે. જેમાં દરૂઝ કૌમના અકાયદો અને હાકેમ બે અમ્રિલ્લાહની કેરેકટર સબંધે બહુંજ જાણુવા જોગ વર્ણન છે. તેથી વાંચકોની દીલચસ્પીના ખાતર, અને મારા મિત્ર મી૦ વરતેજીએ "વૈદિક-ઇસ્લામ" માં તેવાજ કેટલાક અકાયદોનું અનુકરણ કરેલ છે. તે

૧૦. લગામ. ૧૧. વાપરવી. ૧૨. ઘુઘરાઓ. ૧૩. નાહવાની જગ્યા. ૧૪. ફરક. ૧૫. જનરલ. ૧૬. દોસ્તી. ૧૭ વાકેફ ૧૮. મારી નાખવાની તલાશમાં ૧૯. અનુયાઇઓ, ૨૦. ગણુત્રી. ૨૧. માણુસો. ૨૨. અર્ધા મુસલમાન.

"જીમ"

બતાવવા ખાતર; મજકુર પુસ્તકમાંથી કેટલીક હકીકત નિચે રજુ કરીશ.

ઉક્ત પુસ્તકના પ્રગટકર્તા, "હલ્લર રોમુઝે ફ્રી અકાયદ દોરૂઝે"ની સનદથી પેજ ૭૪ ઉપરે જણાવે છેઃ—

બિન નીજાર થયા. તેણે મીસર પર રાજ્ય કીધું. સન ૪૪૭ની સાલમાં જ્યારે તે ગાદી પર આવ્યો ત્યારે તેની ઉમર ૧૧વરસની હતી. તેનીખીદમત તેના એક પારસી ખીદમતગારે કીધી અને તે ખીદમતગારનું નામ તસ્તકીન દરઝી હતું, કે જેનું વર્ણન ઉપર આવી ગયું છે. તે તસ્તકીન દરઝીએ કાળજીપુર્વક લોકોને હાકમ બ અમ્રલ્લાની ઇબાદત તરફ બોલાવ્યા અને લોકોને એમ જાહેર કીધું કે આ હાકમ બ અમ્રલ્લા અલ્લાહ છે. લોકો ત્યારબાદ તેના પર ચઢી આવ્યા અને તેને જાનથી મારી નાખ્યો. હાકમ બ અમ્રલ્લાએ એમ જાહેર કીધું કે તેના કતલ કરવામાં હું રાજી છું. છેવટે તસ્તકીન દરજીને જેણે મારી નાખ્યો હતો તે શખ્સ પણ માર્યો ગયો. હમજાના હાથ નીચે જે લોકો હતા તે સઘળા તસ્તકીન દરઝીના નામ પર લાઅનત કરે છે. તેટલા માટે દરૂઝ લોકો દરૂઝ નામથી ખુશ થતા નથી. તેઓ કહે છે કે અમારૂં નામ દરૂઝ ન લેવાય. સને ૪૦૮ માં કે જ્યારે મીસરમાં દરૂઝ લોકો પેદા થયા ત્યારે મીસરમાંજ હમજા બિન અહમદ અજમી પેદા થયો. તે પારસી હતો. તેણે પણ લોકોને હાકમ બ અમ્રલ્લાની ઇબાદત તરફ બીજી વખત બોલાવ્યા. તેણે આ કામમાં ચાર માણસની મદદ લીધી. તે ચાર માણસના નામ ૧. ઇસ્માઇલ, ૨. મહમદ, ૩. સલામા, ૪. બહાઉદ્દીન, તેણે એ લોકોને હરમનો લકબ આપ્યો. તેણે કહ્યું આ ચારથીજ ખુદાના વખાણ

થાય, અને તે દાવતના હદો છે. પોતે પણ પોતાના ઘણા નામો જાહેર કીધાં. પહેલું નામ અકલી, બીજું દફી, ત્રીજું ઈમામ, ચોથું નામ મુસ્તજીબ યાને લોકોની દોઆનો કબુલ કરનાર. પછી તેણે (હમજાએ) ઓગણસાઠ માણસોને એકઠા કીધા અને તેઓના નામ દાઆત અને નોકબા અને મુકાસીર પાડયાં. એ હમજાને દાવતના કામમાં મદદ આપનારા એકસો ઓગણસાઠ માણસો હતા. દરૂઝ લોકો અંતઃકરણથી કબુલ કરે છે કે દાવતની તૌહીદ માટેના આ શખ્સોજ છે- પછી હમજાએ ચાર જણને એમ કહ્યું કે તમો લોકો મારી પાસે ઇલમ પડો અને તેનો લાભ એવી રીતે મેળવો કે જેમ સ્ત્રી પોતાના મરદ પાસેથી ફાયદો મેળવે છે. હમજાએ તે માણસોને સારો લેબાસ પહેરાવ્યો. (હાકમ બ અમ્રલ્લાની ઇબાદત કરવા માટે.) અને હી. સ. ૪૦૭ ની સાલમાં તે સઘળાઓ મરણ પામ્યા. માત્ર બહાઉદીનજ હયાત હતો.

ત્યાર પછી એજ પુસ્તકના પેજ ૭૫ ઉપરે હાકમ બ અમ્રલ્લાના વખતમાં કેવા અકાયદો (દરૂઝ કોમના અકાયદો) હસ્તીમાં હતા અને દરૂઝ કોમની કેવી માન્યતાઓ હતી તે સંબંધે વર્ણવેલ છે.:—

"દરૂઝ લોકોનો એતેકાદ એવો છે કે ખુદાતાલા સઘળી ચીજથી મોસુફ છે અને તેણે નુર, ઝુલમત તથા અકલેકુલ ને પેદા કીધી છે. અકલેકુલ્લી તે નબી છે અને નબી તે ખુદાવંદે કરીમનો રૂહ છે અને હમજા બિન અલી બિન અહમદ તે નબી છે. તે મુસ્તજીબ અને હિદાયતનો આપનાર છે. ઝુલમત એ રૂહે નાતિક છે અને તેથી શેતાન મુરાદ છે. શેતાન યાને ઇબ્લીસના નામની તેઓએ ઘણીજ તફસીર

કીધી છે અને તે જો આપણે વાંચીએ તો ઘણુંજ હસવું આવે. ઇબ્લીસ ઝીનાના પેટનો છે અને તેના માટે બાપ નથી. તે ઇબ્લીસ હમજાના નુરથી છે. વળી હમજાના નુરથી ચારે હુદુદના અરવાહો છે. ઇબ્લીસના ઝુલમતથી ચાર દીન પેદા થયાછે, ૧. ખ્રિસ્તી; ૨. ઇસ્લામ ૩. યહુદી, ૪. વસનેન. તેઓ કહે છે કે આમીદ એકજ વખત પેદા થાય છે અને બીજા સઘળા લોકો અનેક વાર પેદા થયા છે. સઘળા લોકો કાંઇ એક બાપથી નથી. તેમજ સઘળી જાને બરાબર છે. કોઇ ન વધે છે ન કોઈ ઘટે છે. કોઇ માણુસ મરી જાય છે તો તેનો પ્રાણ બીજા અવતારમાં આવે છે. એ લોકો કહે છે કે પ્રાણ યાને જીવ એક કુરતાની મીસાલ છે. તે કુરતું મેલું થાય પછી ધુએ તો તે નવું થઈ જાય છે. તેજ પ્રમાણે શરીર એ જીવનો લેબાસ છે. તે નવો થાય છે અને જુનો પણ થાય છે. તે લોકો જીવ-આત્માનું દ્રષ્ટાંત એમ લે છે કે કોઈ પણ ચીજ કોઈ વાસણમાં હોય છે અને જો તે વાસણ તુટી જાય તો તે વસ્તુને લઈ બીજા વાસણમાં મુકે છે તેમ માણુસ બીજો અવતાર લે છે. માણુસ, જીન, લબન, તકમ, અને રમ ની ઉત્પત્તીઓ થઈ મરી ગઈ છે. એવા સીતેર સીતેર દોર થયા છે અને દરેક પેટાદોરમાં સીતેર હજાર વર્ષ થયાં છે અને તે દોર મનુષ્ય ઉત્પત્તી પહેલાંનાથી હાકમ બ અમ્રલ્લાના જમાના સુધીમાં થાય છે. તેઓ એમ કહે છે કે તે હાકમ બ અમ્રલ્લા પોતાના જાનના હુકમથી છે અને તે હાકમ બ અમ્રલ્લામાં એવી અકકલ હતી કે લાખો માણુસો પર હુકમ ચલાવતા હતા. તેઓ એમ કહે છે કે આ સઘળાઓની અકકલ હાકમ બ અમ્રલ્લાએ લઇ લીધી છે. તેઓ કહે છે કે હજરત

મુસાએ પોતાના દીલમાં ધારી લીધું તે ખોટી વાત છે. વળી કહે છે કે જે વખતે મુસાનબીએ ઝાડનો અવાજ સાંભળ્યો ત્યારે મુસાએ એમ કહ્યું કે ખુદા મને બોલાવે છે તે જુઠી વાત છે. ઝાડ હલીને બળી ગયું તે ખોટી વાત છે. કેમકે ખુદાતાલા પોતા માટે ઝાડનો પડદો કરે અને એ ઝાડ બળી જાય તે વાત બરાબર નથી. ખુદાતાલાએ દરેક દોરનાં અંદર જાહેર થઇને સઘળાને તેના ઈબાદત તરફ બોલાવ્યા છે અને તેણે કહ્યું કે અએ લોકો, મારો એકરાર અને તોહીદકરો. વળી તેઓ કહે છે કે ખુદાતાલા દસ વખત જાહેર થયો છે. પહેલી વાર મહીનામાં સારબાનના સ્વરૂપમાં જાહેર થયો. હજારો ઉંટો પર બેશી તેને ચલાવતો હતો. તો એમ સમજવામાં આવે છે કે હજારો ઉંટની અકલ તેમાંજ છે. તેઓ કહે છે કે હમજા પછી અબુઝકરીયા, મનસુર, મઆઝ, કાએમ, અઝીઝ અને પછી હાકમ બ અમ્રલ્લા થયા. કીયામતના દીવસ માટે તે લોકો એમ કહે છે કે હાકમ પોતાના શરીર સાથે ઉઠશે. અને તેવીજ રીતે સઘળા હુદ્દો યાને નુરનીઆ તથા ઝલમીઆ તેની સાથે જાહેર થશે.

આગળ ચાલતાં તેજ પુસ્તકનાં પેજ ૭૯ ઉપર તેજ ટોળાનાં અકાયદો સબંધે વર્ણવેલ છેઃ—

"બીજા મજહબોને શેતાન સાથે નીસબત આપે છે અને તેમનાઃ (બીજા મઝહબો) માટે કહે છે કે તે લોકોના રોજા, નમાજ, હજ, ઝકાત, કુરબાની, ઇમામોની મહોબત અને મૈયતનો જનાજો લઇ જવો તે સાથે અમોને કાંઈ લાગતું વળગતું નથી. શા માટે કે અમોને હમજાએ તે સાત ચીજોના બદલામાં બીજી સાત ચીજો આપી છે. ૧ તોહીદ તથા

જબાનથી સત્ય બોલવું,૨ ભાઇઓની સંભાળ રાખવી, ૩ ખારજી લોકો જે કહે છે તે તજવું, ૪ અદાવત મુકી દેવી, ૫ ગુમરાહીને મુકી દેવી અને અમારા મોલાની તોહીદ કરવી. મોલા તે કોણ કે હાકમ બ અમ્રલ્લા, ૬ હાકમ બ અમ્રલ્લાનાં કામથી ખુશ થવું, ૭ સલામ કરવી, હાકમ બ અમ્રલ્લાના અમર ઉપર; જાહેરમાં અને બાતીનમાં. ”

એ રીતે અકાયદોનું વર્ણન કરી, હાકમ બ અમ્રલ્લાના મર્ણ સંબધે પેજ ૮૬ માં જણાવેલ છેઃ—

“ હાકમ બ અમ્રલ્લાના વખતમાં તેની એક બહેન હતી. તેનું નામ સીતુલ મલક હતું. તેણીએ પોતાના ભાઈને કતલ કરવાની તજવીજ કીધી અને કેટલાક માણસોને ગુપ્તપણે મુક્તમ પહાડ ઉપર ગોઠવી આપ્યા. આ વખતે હી. સ. ૪૧૧ ની સાલ હતી. આ પહાડપર હાકમ બ અમ્રલ્લા કોઇ કોઈ વખત એકલા સવાર થઇ ( ગધેડા પર ) જતા હતા. તે ગધેડો સફેદ રંગનો હતો, અને તેનું નામ કમર હતું. એક વખત હાકીમ બ અમ્રલ્લા ગધેડા પર બેસીને પહાડ તરફ ગયા અને તે મોકલાએલા માણસો તેને પહાડ પાસે મળ્યા. અને તે માણસોએ તેને ખંજર વતી ઘાયલ કરી શહીદ કરી નાખ્યા. કતલ કરી તેમનું શરીર નગ્ન કરી છુપાવી આપ્યું. હાકમ બ અમ્રલ્લા જ્યારે પહાડ પરથી પાછા ફર્યાં નહી ત્યારે તેની કોમે ઘણી તપાસ કીધી. તપાસ દરમીયાન તે જગોએ તેમનો ગધેડો મળી આવ્યો. ઉપરાંત કપડાં તથા બટનો પણ એક પેટીમાં નાખેલાં મળી આવ્યાં. ત્યારે આ લોકોએ એમ કહ્યું કે આ હાકમ બ અમ્રલ્લાનો મોઅજીઝો છે કેમકે હાકમ બ અમ્રલ્લાનું શરીર

બીજાઓના શરીર જેવું નથી. તેઓ કહે છે કે, અમોએ હાકમ બ અમ્રલ્લાના શરીર પર ખંજરના ઘાવ જોયા નહિ. હાકમ બ અમ્રલ્લા ગાયબ થઈ ગયા તે વખતે કોઇ અજાણ્યા માણસે એક કીતાબ લખીને એ લોકોના મકાનમાં નાખી. દરૂઝ લોકો એમ કહે છે કે હાકમ બ અમ્રલ્લાના મૃત્યુબાદ તેના બે પુત્રો અલી તથા મહમદ નામના હતા. દરૂઝ લોકો જાહેરમાં એમ કહે છે કે, એ બન્ને પુત્રો હાકમ બ અમ્રલ્લાના છે; પણ બાતીનમાં એમ કહે છે કે એ બન્ને ઝીનાના પેટના છે. હાકમ બ અમ્રલ્લાએ ખુશી થઇ પોતાની સ્ત્રીને વ્યભિચાર કરવાની રજા આપી હતી. તેઓ એમ પણ કહે છે કે તે તો ખુદા છે. તેને કોઈ વખત દીકરા થાય નહિ. તેઓ માત્ર જાહેરમાં એમ કહેતા હતા કે તે બન્ને મારા પુત્રો છે. આમ કહેવાનું કારણ માત્ર નસારા તથા યાહુદી સાથે મુસલમાનો હતા તેમને ખુશ કરવા પુરતું હતું."

તેજ પુસ્તકના પેજ ૯૩ ઉપરે દરૂઝ ફીરકાના મથાળા નીચે ધી સેક્રેટ સોસાઈટીઝ ઓફ ધી વલર્ડ" ની સનદથી, એ ફીરકાની ઉત્પતી વીગેરે સંબંધે લંબાણથી વર્ણન કરી, પેજ ૯૫ ઉપરે "હાકમ બ અમ્રલ્લાનું કતલ થવું" એ મથાળા નીચે જણાવેલ છેઃ—

"પુસ્તકોમાં આ હાકમ બ અમ્રલ્લા અતિ નિર્દય પિશાચ ગોયા કે ખુની માણસ હતો. મનુષ્યોનાં ખુનો કરવાં તથા અતિ ફસાદ ઉત્પન્ન કરાવનારા દુઃખો આપવામાં તેણે પોતાના પંથને ફેલાવ્યો; પરંતુ મીસરમાં જ્યાં તે રહેતો હતો, ત્યાં તેની બેહીનીએ ખરા મુરીદો ઉપર અને તેની ધાસ્તીએ સઘળી પ્રજા ઉપર પણ અતિ જુલમ ગુજાર્યો. હાકમ બ અમ્રલ્લાથી જે

ટોળું નારાજ હતું તેની આગેવાન હાકમની સગી બહેન સીતુલ મલક હતી. એક સાંજરે જ્યારે તે પોતાના દરરોજના રીવાજ મુજબ પોતાના સફેદ ગધેડા પર સવાર થઇને ગયો; ત્યારે તેણીએ તેના કેટલાક વિશ્વાસુ સોબતીઓ દ્વારા તેને કતલ કરાવી નાખ્યો. તે લોકોએ તેને ખંજર વતી કતલ કરી તેના કપડાં ઉતારી લીધાં, અને ઘણીજ કાળજીથી તેની નગ્ન લાશને સંતાડી આપી. છેવટે તેઓએ હાકમની બહેનની આજ્ઞાથી તેના કપડાંને પણ ઘણા માન સાથે બાંધી લીધાં; કેમકે તેણીએ એ વાત પસંદ ન કીધી કે, તેણીના કતલ થયેલા ભાઇનો ખુદાઈ દાવાનો એતેકાદ જતો રહે. જ્યારે હાકમ મહેલમાં પાછો નહિ ફર્યો, અને જે લોકો તેની શોધ કરવાને મોકલવામાં આવ્યા હતા તે એવા સમાચાર લઇ પરત આવ્યા કે, અમોને માત્ર તેનાં કપડાં મળેલાં છે; પરંતુ તે પોતે મળ્યો નથી. આ ઉપરથી એ વાત ઉભી કરવામાં આવી કે, હાકમ બ અમ્રલ્લા પોતાના મુરીદોની પરિક્ષા કરવા માટે માત્ર દ્રષ્ટીથી અલોપ થઈ ગયો છે."

ત્યાર પછી મજકુર પુસ્તક "શીઆ વૃતાન્ત"ના પેજ ૧૧૬ ઉપરે, "રોઝનામએ સેયાહત ખ્વાજા ગુલામ-ઉસ-સકલેન" માંથી દરૂઝ કોમ સંબંધે ઉતારો કરેલ છે, જેમાં ખ્વાજાએ પોતાની સફર દરમીયાન, દમીશ્ક જતી રેલ્વેમાં તા. ૨૭ મી અકટોબર સને ૧૯૧૧ તા. ૨ ઝીલકાદ ૧૩૨૯ હીજરીના દીને દરૂઝ કોમને લગતી નીચે મુજબ નોંધ કરેલ છેઃ—

"આ કોમ આ (શામ) ઇલાકામાં ઘણી વસેલી છે. તેમની ભાષા અરબી છે. તે બનુ ફાતેમાના એક ઝાલીમ બાદશાહ હાકમ બ અમ્રલ્લાને—કહેવામાં આવે

છે કે–ખુદાનો અવતાર માને છે અને બીજા પણ ઘણા વિચીત્ર અકાયદો ધરાવે છે. દાખલા તરીકે હજરત સલમાન ફારસી તથા હજરત ખીઝરને પણ પાંચ ખુદાઓ પકી માને છે. બીજા ધર્મો પ્રત્યે ઘણોજ અભાવ રાખે છે અને પોતાના પંથને બહુજ કાળજી પુર્વક છુપાવે છે. ઘણે ભાગે તે રાજ્ય તથા આસપાસના ખ્રીસતીઓ સાથે લડાઈ કરતી રહે છે. ઘણા યુરોપીયન ગ્રંથકર્તાઓએ તેમના સબંધમાં પુસ્તકો લખ્યાં છે. (કહે છે કે દાએરતુંલ મઆરિફના ખ્રિસ્તી એડીટર અલ્લામા બુસ્તાનીએ તે કોમના વર્ણન તથા અકાયદ સબંધેનો આર્ટીકલ પોતાના અરબી એન્સાઇકલોપીડીયામાં લખ્યો હતો તે ઉપરથી તેને એકદમ મારી નાખવામાં આવ્યો.) આ લોકોની આબાદી લીબનાનના પહાડી પ્રદેશમાં છે, જે પહાડો સમુદ્રના કાંઠાપર આવેલા છે. કાંઠા પરથી સમુદ્ર નજરે પડે છે. ત્યાંના હવા પાણી, ઉંચા પહાડો અને તેની મજબુતાઇના કારણે, તે લોકો તુર્કી રાજયથી બહુજ ઓછા બીએ છે."

એ રીતે દરૂઝ કોમ અને હાકમ બ અમરલ્લા સંબંધે તે પુસ્તકમાં ઘણુંજ વિવેચન કરવામાં આવેલ છે. તે વિવેચન સંબંધે મારો અંગતમત કાંઇ પણ આપવાનું ઉચિત ધારતો નથી. મજકુર હકીકત ઉતારવાનું એક મજબુત કારણ એ પણ છે કે મારા મિત્ર મિ૦ વરતેજીએ "વેદિક ઇસ્લામ" માં જે કેટલાક અકાયદો જણાવેલ છે તે દરૂઝના અકાયદો સાથે નીકટનો સંબંધ ધરાવતા જોવામાં આવે છે તે વાંચકોને બતાવી આપવા ખાતર ઉતારો કરેલ છે. તે વિશે વધુ વિવેચન નહિ કરતાં, પાછો "મઆહેદુલ ઇસ્લામ" માની ફાતેમી ખલીફાઓને લગતી બાકીની હકીકત નીચે રજુ કરીશ—

૭ **અબુલ હુસનઅલી:** અલમુલક્કબ બ ઝાહેર-લે-એઅઝાઝે દીનીલ્લાહ બિન હાકમ—યેહ બડે નેક નામ થે. ઈન્કી નેકનામી સુનકર અમાયેદે ખુરાસાન[1] હીજરત કરકે લોટે[2]તો મીસર હોતે આએ, ઔર વહાંસે ખીલઅત[3] લાએ. મહમુદ ગીજનવીકો ઇસકી ખબર લગ ગઈ, ઉન્હુને ફૌરન[4] ખલીફએ બગદાદ કાદિર બિલ્લાકો મુત્તલેઅ[5] કીયા. હુજ્જાજ[6] અભી મીસરસે લોટકર બગદાદહીમેં ઠયરેથે કે ખલીફાને ઉનસે બાઝપુર્સ[7]કી ઓર ખીલઅતકે કપડે જલાએ ગયે. ઝાહેરને સીપેહસાલાર ઓર અપની ફુફીકો મરવા ડાલાથા. ઇનકા ઈન્તેકાલ શવ્વાલ ૪૨૭ હીજરીમેં હુવા. ૩૩ સાલકી ઉમ્ર પાઇ; ૧૨ સાલ હુકુમત કી. ( એવણુને આગાખાનીઓ પોતાના ૧૭મા ઈમામ શાહા જાહેરઅલી તરીકે માને છે. )

૮ **અબુતમીમ મઆદ:** અલમુલક્કબ બ મુસ્તનસર બિલ્લાહ-બિન ઝાહેર. અબુલફિદાને બયાન કિયા હયે કે, મુસ્તનસરકે અહદમેં[8] ઉન્કી વાલેદા[9] હુકમરાની[10] મેં ઉન્પર ગાલીબ[11]થી. આખર નાસિરૂદ્દવલાને જોર બાંધ કર મુસ્તનસરકી વાલેદાકો કયદ કરદીયા, ઓર હુકમરાનીકે ઇવઝ[12] ઉન્કો પચાસ હઝાર દીનાર દીયે. ઓર મુસ્તનસરકો ઉન્કી અવલાદ ઓર બીબીસે અલાહેદા[13] કરકે નઝરબંદ[14] કર લીયા; ઓર ઉન્કી યહાંતક તહકીરો-તઝલીલ[15]કી કે ઉન્કી

---

૧. ખુરાસાનના મોટેરાઓ ૨. પાછા ફરતું. ૩. પહેરામણી ૪. તેજ વખતે ૫. ખબર આપી ૬. હાજીઓ ૭. પુછપરછ ૮. વખતમાં ૯. માતુશ્રી ૧૦. હુકુમત ચલાવવી ૧૧. સત્તાવાળો ૧૨. બદલે ૧૩. છેટે ૧૪. નજરકેદ ૧૫. અપમાન; હલકાઇ

શાનો શોકતમેં બઢ્ઢા લગ ગયા. મુસ્તનસરકી યેહ નોબત પહોંચી કે, એક મસનદ[૧૬] પર બએઠે રહેતેથે; ઓર ઉસકે સીવા કુછ ઉન્કે પાસ ન થા. આખેરૂલ-અમ્ર[૧૭] નાસિરૂદ્દૌલા કો દુસરે ઉમરા[૧૮] ને માર ડાલા, ઓર સન ૪૬૮ હીજરીમેં ફોજકે એક સરદારને જીસ્કા નામ બદર જમાલી હયે અઝસરે-નવ[૧૯] મુસ્તનસીરકા એકતેદાર[૨૦] જમાયા. ઓર તમામ સલતનતકી નેઆબત[૨૧] બદર કરને લગા. સન ૪૮૫ હીજરીમેં બદરને ઇન્તેકાલ કિયા તો ઉસકા બેટા અફ્જલ નાયેબે સલતનત[૨૨] હુવા. મુસ્તનસર અએસે સાબીરો શાકીર[૨૩] થે કે ઉન્પર બડી બડી મુસીબતેં ઓર સખ્તીયાં પડી, તમામ માલ વ અસ્બાબ ઓર ખજાના ઇન્કા ખર્ચમેં આ ગયા; સીવાએ એક મસનદ કે જીસપર વોહ બએઠે રહેતેથે ઇન્કે પાસ કુછ બાકી ન રહા. લયકિન ઇન્હુને સબ્રકો હાથસે ન દીયા. મુસ્તનસરને સન ૪૮૭ હીજરીમેં રહેલતકી. ૬૭ સાલકી ઉમ્ર પાઇ. ૬૦ સાલ ઇમામત વ ખીલાફત કી. 'તારીખે ગુઝીદાહ' મેં મસ્તુર[૨૪] હયે કે, મુસ્તનસર બેસબબ[૨૫] કીમતી જવાહેરાતકો હાંઉન[૨૬] મેં પીસવાકર પાનીમેં બહા દેતેથે. સીપાહકી તન્ખ્વાહ[૨૭] વકતપર નહિં દેતેથે, યહાંતક કે એક બાર તંગ આકર સીપાહને ઉન્પર બલવા કરદીયા; ઓર ઉન્કો પકડ કર ચડી હુઈ તનખ્વાહ વસુલકી. મગર નાસર ખુસરૂ અપને સફરનામે

૧૬. ગાદી; તખ્ત ૧૭. છેવટે ૧૮. અમીરો ૧૯. નવેસરથી ૨૦. રોઆબ; સત્તા ૨૧. નાયબપણું; પ્રધાનપદ ૨૨. પ્રધાન ૨૩. સબૂરી અને સંતોષ પકડવા વાળો ૨૪. લખેલ ૨૫. વગર કારણે ૨૬. ખરલ ૨૭. પગાર "જીમ"

મેં ઇન્કી ફય્યાઝી[1]કી બડી તાઅરીફ કરતા હયે, ઔર કહેતા હયે કે રેઆયા[2]કો સુલ્તાન પર બડા એઅતેમાદ[3] હયે; કોઈ શખ્સ ચુગલખોર[4] ઔર સરકારી નોકરસે નહિ ડરતા. સુલ્તાન ન કીસી પર જુલ્મ કરતા હયે; ઔર ન કીસીકે માલ પર લાલચ કરતા હયે.” ( એવણુ આગાખાનીઓના અઢારમા ઈમામ છે. શાહની પુઠીયુંમાં એઓને શાહ મુસ્તનસર બિલ્લાહ જણાવેલ છે.*

એ રીતે શાહ મુસ્તનસર બિલ્લાહ સુધીનો અહેવાલ “મઝાહેબુલ ઇસ્લામ” નામની કિતાબ ઉપરથી વાંચકોની સેવામાં નિવેદન કરેલ છે, કે જેથી વાંચકોને તવારિખી સનદોથી ફાતેમી ખલીફાઓનો અહેવાલ જાણ-વાનું સુગમ થઇ પડે.

**ફાતમી ખલીફાઓમાના** આઠમા હાકેમ મુસ્તનસર બિલ્લાહ પછી તેઓના અનુયાયીઓમાં મતભેદ પડયો. કેટલાકોએ મુસ્તનસર બિલ્લાહના વડા ફરઝંદ હ૦ **નીઝાર**નો પક્ષ લીધો, અને તે ઉપરથી તેઓ **નીઝારીયાહ** કહેવાણા. ( હ૦ નીઝારને લગતી હકીકત આવતા પ્રકરણ-માં આવશે. ) અને કેટલાકોએ મુસ્તનસર બિલ્લાહના ન્હાના ફરઝંદ અબુલ કાસેમ અહમદ, અલ મુલક્કબ **મુસ્તેઅલીને** ગાદી વારસ તરીકે સ્વીકાર્યો, જે ઉપરથી તેઓ **મુસ્તઅલવીય્યાહ** કહેવાણા.

---

*એઓના વખતમાં **ભસાશીરીએ**, ઇસ્ના અશરીઓના દસમા અને અગીઆરમા ઈમામોના રોઝાઓ સામરામાં ચણાવ્યા. ( જુઓ રીયાઝુલ અન્સાબ ' પેજ ૧૨૫ )

૧. સખીપણું ૨. રૈયત ૩. ભરોસો ૪. ચાડી ખાનાર.

“ જીમ. ”

**મીસરની** ગાદી ઉપરે ( ફાતમી ખલીફ તરીકે ) આઠમા હાકેમ મુસ્તનસર બિલ્લાહ પછી અનુક્રમે નીચે મુજબ છ હાકેમો આવ્યા—

૯ **અબુલકાસીમ અહમદ**: અલમુલક્કબબ **મુસ્તેઅલી** એઓ પોતાના પીતાશ્રીના પછી ગાદીએ આવ્યા. હી. સ. ૪૯૫ માં હ૦ નીઝારના એક તરફદારે તેઓને કતલ કીધા.

૧૦ **અબુઅલી મન્સુર**: અલમુલક્કબબ **આમર** બે એહકમિલ્લાહ—એઓ પોતાના પિતાશ્રી પછી ગાદીએ આવ્યા. હી સ. પર૪માં એક ફીદાઈના હાથથી માર્યા ગયા.

૧૧ **અબુલ મયમુન**: હાફેઝ લે દીનિલ્લાહ— એઓ પોતાના ભાઇ આમરના પછી ગાદીએ આવ્યા. એઓને **મુસ્તઅલવીઆહ** ઇમામ તરીકે સ્વીકારતા નથી. તેઓનું કહેવું એમ છે કે, દસમા ખલીફ આમરની વફાત પછી તેઓનો એક ફરઝંદ સાત મહિનાની ઉમરનો હતો. જેનું નામ અબુલ કાસમ **તૈયબ** હતું. તે હકદાર ઇમામ છે, અને પડદે ( ગાયબ ) થઇ ગયા છે.

૧૨–૧૩–૧૪ **ઝાફેર બિલ્લાહ, ફાએઝ** બે **નસરિલ્લાહ, આઝલેદીનિલ્લાહ**—મીસરની હાકમી ઉપરે અગીયારમા હાકેમ **હાફેઝ** પછી અનુક્રમે, ૧૨–૧૩–૧૪ નંબરનાં નામોવાળા હાકેમોએ હુકુમત ભોગવી. છેલ્લા ( ચઉદમા )હાકીમના વખતમાં **હી. સ. પ૬પ** માં **ફાતમી** ખીલાફત નો અંત **સુલતાન સલાહુદીનનાં હાથથી** આવ્યો.

એ રીતે ફાતમી ખીલાફતના નામથી, ચઉદ હાકેમોએ હુકુમત ભોગવી, અને છેવટે તે સલતનતનો સુલતાન સલાહુદીને અંત આણ્યો.

# હ૦ નીઝાર બિન મુસ્તનસર.

પ્રિય વાંચકો ગયા પ્રકરણમાં આપ જોઈ ગયા કે, હ૦ મુસ્તનસર પછી તેઓના અનુયાઇઓમાં બે ફાંટા પડયા. જેમાંથી **નીઝારી** ફિરકો, કે જેનો સંબંધ હ૦ નીઝારથી છે; તેનું વર્ણન તથા હ૦ નીઝારને લગતી ત્વારિખી હકીકત આએ પ્રકરણમાં હાથ ધરીશ.

**મઝાહેબુલ ઇસ્લામના** કર્તા, પેજ ૨૯૧ ઉપરે જણાવે છેઃ—

"મુસ્તનસરકે બાઅદસે **મેહદવીય્યાહ** મેં ઇખ્તેલાફ[1] વાકેઅ હો ગયા, ઓર દો ફિરકે બન ગયે. વજેહ[2] ઇસ્કી યેહ હયે કે, મુસ્તનસરને અવ્વલન[3] અપને બડે બેટે અલ-મુસ્તુફા લેદીનિલ્લાહ **નીઝાર** કી ઇમામતકે લીયે અપને બાઅદ નસ દી; ફિર ઉસ્ને નારાઝ હોકર છોટે બેટે અબુલકાસીમ આહમદ અલ-મુસ્તઅલી બિલ્લાહ કી ઇમામતકે લીયે નસ કર દી. સો એક જમાઅતને નસે-સાની[4] કો નસે અવ્વલકા નાસેખ[5] કરાર દીયા,[6] ઓર મુસ્તેઅલીકો ઇમામ બરહક[7] જાના; ચુનાંચે ઇન

૧. મતભેદ. ૨. કારણ. ૩. પહેલાં ૪. બીજી નસ. ૫. રદ કરનાર. ૬. ઠેરાવી ૭. સાચ્ચા.

લોગોંકો મુસ્તઅલવીચ્યાહ કહેતે હયેં. ઔર એક જમાઅત મુસ્તનસરકી નસે અવ્વલકે બમુજબ નીઝારકો ઇમામ માનને લગી, ઔર કહેને લગી કે નસે સાની લગવ હયે; ઇસલીયે કે નસે અવ્વલ અપના કામ પુરા કર ચુકીથી. ઔર દલીલ ઇસ પર યેહ બ્યાનકી કે, હઝરતે જાઅફરેસાદેક કે બાઅદ ઇન્કી નસકે બ મુજબ ઇસ્માઇલ હુવે; ન મુસા કાઝીમ. તો યહાંભી નીઝારકી નીસ્બત હકે વસીયત બાતલ નહિ હો સકતા. ઇસ ફિરકેકો **નીઝારીચ્યાહ** કહેતે હયેં યેહ લોગ નીઝારકી દાઅવત દેને લગે."

**હસન સબ્બાહ** ઇસી મઝહબકા સરગર્મ દાઇ થા ઔર **શેખ નીઝારી** કહેસ્તાની ભી મઝહબે નીઝારીયાહકા પાબંદ થા; ઇસી લીયે નીઝારી તખલ્લુસ કરતા હયે, ઔર **'મીરઅતે આલમ'** મેં લિખ્ખા હયે કે, નીઝારી કહેસ્તાની હસન સબ્બાહકા ઉર્ફ થા, યેહ ગલત હયે. તાહફેએ ઇસ્ના અશરીયાહમેં નીઝારકો મુસ્તનસરકા ભાઇ બતાયા હયે ઔર દબીસ્તાનુલ મઝાહેબ, તારીખે ફીરીસ્તાહ, 'હબીબુસ્સયર ઔર' 'મીરઅતે આલમ' ઔર રોઝતુસ્સફા વગયરાહસે માઅલુમ હોતા હયે કે, વોહ મુસ્તનસર કે બેટે થે.

એ રીતે હ૦ નીઝાર અને તેઓના અનુયાયીઓ માટે "મઝાહેબુલ-ઇસ્લામ" માં ઉપર મુજબ વર્ણન જોવામાં આવે છે. હવે હ૦ નીઝારનો આખરી અન્જામ કેવી રીતે આવવા પામ્યો તે બતાવવા ખાતર કેટલીક તવારીખી સનદો રજુ કરીશ— ૧. "મઝાહેબુલ ઇસ્લામ"

૮. વમર ફોગટની. ૯. મારે. ૧૦. જોશીલો.

ના કર્તા, પેજ ૨૯૨ ઉપરે 'મજાલિસેસફીયાહ'ના હવાલાથી લખે છે:—

" મુસ્તનસરબિલ્લાહને દુનિયાંસે રેહલત કી. ઉન્કે પીસરે અકબર નીઝાર પહેલે વલીઅહદ થે, ઉસ્કે બાઅદ વોહ ખારેજ હુવે ઓર ઉન્કે છોટે ભાઈ મુસ્તેઅલી વલી અહદ હુવે. મુસ્તનસરકી વફાત કે બાઅદ મુસ્તેઅલીને તખ્તે કાહેરા મગરે-બીય્યાહ પર જુલુસ ફરમાયા; ઓર નીઝારને અલાહેદાહ [2] નીશાને હુકુમત કાયેમ કીયા. દોનું ભાઈયુંમેં જંગે અઝીમ હુઈ. ફીદાઈયાને કીલ્લએ અલમુતે ઈરાન સબ નીઝારકે તરફદાર થે; ઓર એહલેયમન સબ મુસ્તેઅલી કે તરફદાર. જબ અહ-મદ મુસ્તેઅલી મસ્નદે ખીલાફત પર મુતમકીન [3] હુ-વે તો નીઝાર ઈસ્કન્દરીયા કો ભાગ ગયે. વહાં મુસ્તનસરકા એક ગુલામ હાકીમ થા. ઈસ્ને તાઅઝીમો તકરીમ [4] કરકે સરીરે ફરમાનરવાઈ [5] પર બીઠા દીયા. મુસ્તેઅલીને એક ભારી ફોજ ઈસ્કંદરીયાકો ભેજી, જીસ્ને પહોંચકર ગુલામકો માર ડાલા ઓર નીઝારકો કાહેરા મેં પકડ લાયે. મુસ્તેઅલીને ઉન્કો કયદ કરદીયા, કયદહીમેં ઈન્તેકાલ હુવા.

૨. "રીયાઝુલ અન્સાબ" ના કર્તા પેજ ૧૨૫ માં હ૦ નીઝારને પકડીને કયદમાં નાખવાનું જણાવે છે.

૩. "ખોજા કોમની તારીખ"ના કર્તા પેજ ૧૯૫

૧૧. મ્હોટો છોકરો. ૧૨. બરતરફ.

૧. બેસવું. ૨. જુદું ૩. બેસવું. ઇઝઝત "ઈક્રામ. ૪. ગાદી, ૫ ૬. હુકુમત કરવી.

"જીમ"

ઉપરે હ૦ નીઝાર તથા તેવણુના બે પુત્રોને મુસ્તં-અલીએ પકડાવીને મારી નંખાવવાનું જણાવે છે.

૪. "તારીખે ઇસ્લામ" ઉર્દુ (અમીરઅલી કૃત) ના પેજ ૪૬૭ ઉપરે જણાવેલ છેઃ—

"મુસ્તનસરને અપને બડે બેટે નીઝારકો વલી અહદ કીયા હુવા થા. (હસન સબ્બાહકે પયરવ નીઝાર-કોહી અપના ઇમામ માનતેથે) મગર બદરલ જમાલીકે બેટે અલ અફઝલને, જો બાપકે ઓહદેપર મુમ્તાઝ[૭] હો ચુકા થા; નીઝારકે છોટે ભાઈ અબુલ કાસીમ અહમદકો અલ મુસ્તેઅલી બિલ્લાહ કે નામસે તખ્ત પર બીઠા દીયા. નીઝાર ઇસ્કંદરીયા કે ગવરનરકે પાસ ભાગ આ ગયા, જીસને ઇસકો ખલીફાહ મુસ્તહેર[૮] કર દીયા, મગર અફઝલ ને દોનોંકો શીકસ્ત દેકર ગીરફ્તાર કર લીયા. ગવરનર તો બરમલા[૯] દાર[૧૦] પર ખેંચા ગયા, મગર નીઝાર કા કયા હશ્ર[૧૧] હુવા કીસીકો માઅલુમ નહી."

૫. "ઇસ્માઇલી દર્પણ" ના કર્તા માસ્તર હાસમભાઇ બોઘા, પેજ ૩૨ ઉપરે શાહ નીઝારને બંદીખાનામાં નાખવામાં આવ્યા જ્યાં તેઓ વફાત પામ્યા હતા એમ જણાવેલ (પણ સાથે તેઓએ એમ પણ જણાવેલ છે કે હ૦ નીઝારના ફરજંદ શાહ હાદી હસન સબ્બાહ સાથે ખાનગી ગોઠવણુ કરી અલમોતના ગઢમાં જઇ રહ્યાનું જણાવેલ છે, જેની તપાસ આગળ જતાં હાથ ધરીશું)

પ્રિય વાંચકો! ઉપરની તવારીખી તપાસથી આપ ખુલ્લી રીતે જોઇ શકશો કે, હ૦ નીઝાર કેદખાનામાં

૭. નસીબવંત ૮. ઝાહેર. ૯. તેજ વખતે, તુર્ત તુર્ત. ૧૦ સુળી. ૧૧. છેવટ;છેડો.

વફાત પામ્યા હતા. (અને એ બાબતને આગાખા-નીઓ પણ માન્ય રાખે છે.) હવે હ૦ નીઝારની ઓલાદનો સીલસીલો જારી રહ્યો કે નહિ ? તેની ત્વારીખી તપાસ આગળ ઉપરે છોડી આએ પ્રકરણ પુર્ણ કરીશ.

# અલમોતના હાકેમો.

અલમુત એ કઝવીન અને ગીલાન ની વચ્ચે એક કિલ્લો છે. " અલમુત " નો ઉચ્ચાર " જબરૂત " ના વઝન ઉપરે છે. ( એટલે કે ' અલમુત ' અને ' જબરૂત ' સરખા વઝનના ઉચ્ચારો છે. ) " **મઝાહેબુલ ઈસ્લામ** " ના કર્તાના જણાવ્યા મુજબ " અલમુત " એ અસલ " આ-લોહ-આમુત " શબ્દ છે; જેનો અર્થ " બાઝપક્ષીનો માળો " થાય છે. ( આલોહ-બાઝ; આમુત-માળો. ) બાઝપક્ષી પોતા-નો માળો બહુજ ઉંચાણ ઉપર બાંધે છે, એટલે મજકુર કીલ્લાનું નામ બાઝપક્ષીના માળા ઉપરથી " આલોહ-આ-મુત " પાડવામાં આવેલ; અને વખત જતાં " આલોહ આમુત " નો અપભ્રંશ થઇને તે " અલમુત " થયો.

ફીરદૌસે બરીં અને " હસન સબ્બાહ " ના કર્તા અબ્દુલ હલીમ શરર મજકુર કીલ્લાનું અસલ નામ " અલ-તમુંત " જણાવે છે. અને લખે છે કે, ' અલતમુંત ' એ પક્ષીઓને કેળવવા માટેનો દયલમી ભાષાનો શબ્દ છે. સમય વીતતાં મજકુર શબ્દનો અપભ્રંશ થઇને તે " અલમુત " તરીકે વપરાવા લાગ્યો.

મજકુર કીલ્લામાં નીઝારીય્યાહ ફિરકાના જે હાકેમોએ હુકુમત કીધી, તેઓને કેહસ્તાનીય્યાહ * અને હશ્શાશીન પણ કહેવામાં આવે છે. મજકુર હાકેમો માટે એસ. ઝાકીરહુસેન જાઅફર કૃત " ત્વારિખે ઈસ્લામ " ના પેજ ૨૯૯ તથા ૩૦૦ ની ફુટનોટ ઉપરે જણાવેલ છે:—

' ઈન બાદશાહોંકા દારૂસ્સલતનત[ર] કીલ્લએ અલમુત હયે જો કઝવીન ઓર ગીલાનકે દરમેયાન હયે, જીસ્મેં ૫૦ કીલ્લે હયેં. રૂદબાર કઝવીન સે ૬ ફરસખ શીમાલમેં[૨] હયે. ચુંકે ઇન્મેસે બાઅઝે બાદશાહ દેહરીય્યેહ[3] થે, ઔર શરાબ પીના ઓર ઝીના વ લવાઃતત[૪] ઓર દીગર[૫] મનહીય્યાહે-શરઇય્યાહ[૬] કો મુબાહ[૭] સમજતેથે; ઇસ સબબસે ત્વારિખમેં સલાતીને મુલાહેદાહ મશહુર હયે. ઓર ચુંકે અકસર ભંગ પીતેથે હશ્શાશીનકે નામસે મુલક્કબ હયેં. ઓર ચુંકે હસન, નીઝારકી ઈમામતકા કાયેલ થા ઇસ સબબસે નીઝારીય્યાહ કહેલાતે હયેં. "

અલમુત ના કીલ્લામાં નીઝારી ફિરકાના (હસન સબ્બાહ સુદ્ધાંત) આઠ હાકેમો હુકુમત કરી ગયા છે. એ હુકુમતનો પાયો નાખનાર હસન બિન મહમદ સબ્બાહ

* ઇરાક અજમ અને અફગાનીસ્તાનની વચ્ચે કોહીસ્તાન અથવા કેહસ્તાન કરીને પ્રાંત છે, તે ઉપરથી " કેહસ્તાનીય્યાહ " નામ પાડયું છે.

× ભાંગનો ઉપયોગ કરનારાઓને ' હશ્શાશીન ' કહે છે, જે ઉપરથી એ નામ પડયું છે.

૧. પાયતખ્ત ૨. દક્ષીણમાં ૩. નાસ્તીક ૪. બચ્ચાબાઝી; સૃષ્ટી વિરૂદ્ધ કૃત્ય ૫. બીજી ૬. શરામાં મના કરેલી ચીજો ૭. હલાલ; આયેઝ

" જીમ "

હોમેયરી નામનો એક અદ્દભૂત પુરૂષ હતો. અલમુતના કીલ્લામાં તેણે પોતાનો પગદંડો જમાવ્યા બાદ, તેણે તે કીલ્લામાં અને તેની આસપાસ નીઝ્રારીપંથનો ફેલાવો કર્યો.

મજકુર હસન સબ્બાહ હોમેરી, હ૦ નીઝારનો તરફદાર હતો; તે વાંચકો આગળ જોઈ ગયા છે. તેના બચપણથી કરીને મર્ણ પર્યંતનો વૃતાન્ત અજાયબીમાં ગરકાબ કરી નાખે છે ! તેણે બચપણથીજ પોતાના ખટપટી સ્વભાવની છાંયા દુનિયાને બતાવી આપી હતી.

હસન સબાહ ની કારકિર્દીનું વર્ણન પ્રખ્યાત ઉર્દુ નોવેલીસ્ટ અબ્દુલ હલીમ શરર તરફથી "હસન સબ્બાહ" અને "ફિરદોસે બરીં" નામક પુસ્તકોમાં બહુજ સરસ રીતે કરવામાં આવેલ છે, જે પુસ્તકોનું ગુજરાતીમાં ભાષાંતર મી૦ કોબા તરફથી કરવામાં આવેલ છે, જેથી ગુજરાતી ભાષા જાણનારા વાંચકો પુરતી રીતે વાકેફ છે. વળી મા૦ કાબાએ "હસન સબ્બાહ પર ઉડતી નજર" અને "અલ્લમાતનો ઇતિહાસ" નામનાં બે પુસ્તકો બાહેર પાડી એ બાબતમાં સંપુર્ણ અજવાળું પાડેલ છે. તદુપરાંત વોન હામર કૃત "હીસ્ટ્રી ઑવ ધી ઍસેસીન્સ," મૅકડોલન કીનેર કૃત ગ્રેફીકલ હીસ્ટ્રી ઑવ પર્સીયા," ગીબન કૃત "ડીકલાઈન ઍન્ડ ફૉલ ઑવ ધી રોમન ઍમ્પાયર" વોલ્યુમ ૬-૭, પ્રકરણ ૫૮-૬૦ મૅાલકમ કૃત "હીસ્ટરી આવ પરસીયા" વોલ્યુમ ૧-પેજ ૩૯૪, વૉટસન કૃત "હીસ્ટરી ઑવ પરસીયા" પેજ ૩૩૧, ઍનસાઈકલો પીડીઆ બ્રીટાનીકા" વોલ્યુમ ૨-પેજ ૭૨૨, "તમદ્દને અરબ" વી૦ વી૦ ઘણા પુસ્તકોમાં હસન સબ્બાહનું વર્ણન જોવામાં આવે છે.

મજકુર અદ્દભુત પુરૂષને ઇતિહાસવેત્તાઓએ ખુની અને ઘાતકી અને ખટપટી જણાવેલ છે. તેની ખુની અને ઘાતકી કારકિર્દી, અને ફીદાઇઓને કેળવવાની રૂઢી તથા ખટપટી

ચાલ ચલણુ બહુજ આશ્ચર્ય પમાડે છે. ખ્વાજા હસન નીઝામી કૃત "ફાતમી દાઅવતે ઇસ્લામ" કે જે ઉપરે મી૦ વ-રતેજી વગેરે ફ્યોનાઝ કરી રહ્યા છે, તેમાં પણુ હસન સબ્બાહને ખુની તરીકે કબુલ રાખેલ છે. વળી મી૦ ડુમસ્યા કૃત "આગાખાન" નામનું પુસ્તક (કે જે આગાખાનીઓમાં માન્ય છે) તેમાં પણુ હસન સબ્બાહને ખુની તરીકેજ જણાવેલ છે, અને તે ઇસ્માઇલી હતોજ નહિં; એમ કતી જણાવે છે. અને એજ પુસ્તકના પેજ ૭૫ ઉપરે હસન સબ્બાહને બાતેનીયાહ સુફી પંથને લગતો; અને દુનિયામાં શુન્યવાદ (Nehilism) નો ફેલાવો કરનાર જણાવેલ છે. આગાખાન કેસ, કે જે ઈ. સ. ૧૮૬૬ માં મુંબઇની હાઈકોર્ટમાં જસ્ટીસ સર જોસફ આરનોલ્ડ સાહેબની હુઝુરમાં ચાલેલ; તેના ફેંસલામાં પણુ એ પુરૂષને ખુની અને ઘાતકી જણાવેલ છે. પણુ ઘણું આશ્ચર્ય કારક છે કે, હાલમાં કેટલાક આગાખાની લેખકો (સર્વ ઇતિહાસવેત્તાઓનાં મતોથી વિરૂદ્ધ જઇ) પોતાનો કક્કો ખરો કહેવડાવવા ખાતર, એ પુરૂષને ભલો, ન્યાયી, ઈમાનદાર, વી૦ વી૦ સદગુણોથી યદ કરી; તેને "અલમોતનો ચોખ્ખો" જણાવી રહ્યા છે.

હસનસબ્બાહ ના માટે જાહેર ત્વારિખોમાં અને પુસ્તકોમાં ઘણુ લખાયું છે—એટલે તે સંબંધે વધુ વિવેચન નહિ કરતાં, તેણે અલમુતનો કિલ્લો કેવી રીતે મેળવ્યો, અને ત્યાં કેવી રીતે હુકુમત જમાવી, તેનું સંક્ષેપમાં વર્ણન "મઝાહેબુલ ઇસ્લામ" નામના પુસ્તક ઉપરથી નીચે રૂજુ કરીશ—

"હઝરત મુસ્તનસરના વારેસોમાં હુકુમત સંબંધે જે જગડો ઉત્પન્ન થયો, તેમાં હસન સબ્બાહને મીસર છોડવું પડયું. ત્યાંથી હલબ, બગદાદ, ખુઝીસ્તાન થઇને તે ઇસ્ફેહાન ગયો, અને ઇરાકનાં જીલ્લામાં

અને આઝેરબાઇજાનમાં માણુસોને ઇ૦ નીઝારની ઇમામત તરફ દાઅવત દેવા લાગ્યો. ત્યાંથી શામ થઇને કેહસ્તાન ગયો, ત્યાં પણ દાઅવત જારી કીધી. ત્યાંથી રૂદબાર પ્રગણામાં પહોંચ્યો, અને ત્યાંથી અલમોતના કીલ્લામાં કેટલાક માણુસોને છુપી રીતે મોકલાવ્યા; કે તેઓ ત્યાં જઇને દાવતનો સીલસીલો જારી કરે.

" તે સમયમાં સુલતાન જલાલુદ્દીન મલેકશાહની તરફથી મેહદી અલવી અલમુત નો હાકેમ હતો. જે વખતે તે હાકમે જોયું કે, કીલ્લામાં નીઝારીયોનું જોર વધી જવા પાંમ્યું છે અને કીલ્લો હાથથી જતો રહેશે, ત્યારે તેણે એક રાત્રે અચાનક સઘળા નીઝારીઓને કીલ્લાથી બાહેર કહાડી મુકયા. કેટલીક મુદત પછી કેટલીક રદ્દોબદલ થવા બાદ પાછા તેઓને કીલ્લામાં આવવાની રજા આપી. ત્યાર પછી નીઝારીઓએ એક રાત્રે છુપીથી હસન સબ્બાહને કીલ્લામાં દાખલ કીધો. મજકુર બનાવ હી. સ. ૪૮૩ ના રજબ મહીનામાં બનવા પામ્યો.

" હસન સબ્બાહે કીલ્લામાં દાખલ થઇ એક ખટપટી ચાલ ચલાવી. પોતાના રહેઠાણ માટે થોડી જમીન એક ગાયના ચામડામાં સમાઇ શકે એટલી જમીન, ત્રણ હજાર દીનારમાં લેવાનું ત્યાંના હાકીમ સાથે સાટું કર્યું. હસન સબ્બાહે એક ગાયના ચામડાની ઝીણી ઝીણી વાદળીઓ બનાવીને કીલ્લાની સર્વે જમીનનો તેમાં સમાવેશ કરી ( કીલ્લાની હદની ચોતરફ તે વાદળીઓ ફેલાવી, જમીન માપી દેખાડી ) હાકેમને દગાથી કીલ્લાની બાહેર કાઢી મેલ્યો. એ રીતે કીલ્લામાં પોતાનો પગદંડો જમાવી, પોતાના નામની

આણુ ફેરાવી દીધી. ત્યારપછી કીલ્લાને મજબુત બનાવી, અતરાફના મુલ્કોને કાત્રાંવથી કબ્જે કરી, રાજ્યની હદ વધારી દીધી. વળી અતરાફના ઘણા મુલ્કોમાં ફીદાઇયોને મોકલી, ઘણા આલીમોને કત્લ કરાવ્યા; અને ભારે કહેર વર્તાવ્યો. છેવટે હી, સ. ૫૦૮ * ( ઈ. સ. ૧૧૨૪ ) માં, રબીયુલઆખર માસમાં, હસન સબ્બાહ મરણ પામ્યો."

ઉપરોક્ત હકીકત પછી "મઝહેબુલ ઈસ્લામ" ના કર્તાએ, અલમોતના હાકેમો નું પુરેપુરૂં વર્ણન ન આપતાં હસન અલા જીકરતસ્સલામ ના નસબ સબંધે વર્ણન કરેલ છે; ( જે વર્ણન આગળ ચાલતાં વાંચકો સમક્ષ પેશ કરીશ ) એટલે અલમોતનાં હાકેમોનું વર્ણન " ખોજા કોમ ત્વારીખ " વી૦ માંથી સંક્ષેપમાં નીચે દરજ કરીશ.

૨ કીયા બુજરગ ઉમેદ—હસન સબ્બાહની પછી ગાદીએ આવ્યો × તેના વખતમાં સુલતાન મહમુદે અલમુતનો કિલ્લો તેના પાસેથી છીનવી લીધેલ; પણ સુલતાન મહમુદના મૃત્યુ બાદ કીયા બુજરગ ઉમેદ ફરીથી તે કીલ્લો સર કર્યો. તેના વખતમાં સુલતાન મહમુદના માણસોએ તેના એલચીને મારી નાખેલ તેના વેરમાં હી. સ. ૫૨૩ માં તેના ફીદાઇઓએ

* હસન સબ્બાહનાં મર્ણનો સમય ખોજા કોમની ત્વારીખ માં હી. સ. ૫૧૮માં જણાવેલ છે. " રીયાઝુલ અન્સાબ "ના કર્તાએ પણ હી. સ. ૫૧૮ જણાવેલ છે.

× " ખોજા કોમનો ઇતિહાસ"ના કર્તા મી૦ જાફરભાઇ રહેમતુલ્લા બારીસ્ટર એટ-લો એ પેજ ૨૦૭-૨૦૮ ઉપરે કીયા બુઝરગ ઉમેદને હસન સબ્બાહના પુત્ર તરીકે જણાવેલ છે. "જીમ"

કઝવીન જઈ ચાર માણુસોને મારી નાખ્યાં. ઉપરાંત તેના આઠ ફીદાઈઓએ મુસલ ના ગવર્નર ઉપર તુટી પડી તેનો પ્રાણ લીધો હતો. વળી અબ્બાસી ખલીફા મુસ્તરશીદ બિલ્લાહ પણ ફીદાઈઓના હાથથી ઘણીજ ક્રૂર રીતે માર્યો ગયો હતો. તદુપરાંત ફીદાઇઓના હાથથી કાઝી મશારેક, શહીદ હરવી, ફાતમી ખલીફ આમર, ઇસ્ફહાનનો અમીર, સૈયદ દોલત શાહ, મુરાગાનો ગવર્નર, કઝવીનનો ગવર્નર, હસન મુફ્તી ઈત્યાદી પ્રખ્યાત પુરુષો માર્યા ગયા હતા. કીયા બુજરગ ઉમેદ હી, સ. પ૩ર માં મર્ણ પામ્યો.

૩ મહમદ બિન કીયા બુજરગ ઉમેદ—પોતાના બાપના મર્ણ પછી ગાદીએ આવ્યો. તેના વખતમાં અબ્બાસી ખલીફ રાશીદ બિલાહ ફીદાઈઓના હાથથી માર્યો ગયો. મહમદમાં રાજકીય કામોની યોગ્યતા ન હોવાથી તેની પ્રજાએ તેના પુત્ર હસનની તરફેણ કીધી. તે અરસામાં એવી અફવા ફેલાણી કે હસન પોતાને ઇમામનો નાયબ જાહેર કરે છે. જ્યારે આ વાતની મહમદને ખબર પડી ત્યારે તેણે હસનને ધમકી આપી; અને તેની તરફેણ વાળા અઢીસો માણસોને કતલ કરી નાખ્યા અને આરોપમાંથી મુક્ત થવા ખાતર એમ જાહેર કર્યું કે જે લોકો કતલ કરી નાખવામાં આવ્યા છે તેઓ અધર્મી અને ખુદાને નહિ માનનારા હતા; મારો તેઓ સાથે બિલકુલ સબંધ નથી પણ ગુપ્ત રીતે (હસન) નવા મુરીદો વધારવાની કોશેશ કરવા લાગ્યો. એટલામાં મહમદ ગુજરી ગયો.+

૪. હસન બીન મહમદ— (એ હાકેમને આગાખાનીઓ પોતાના ત્રેવીસમા ઈમામ શાહાઅલા ઝીક-

રીઆ સલામ તરીકે જણાવે છે. ) તે પોતાના પીતા મહમદના મર્ણ બાદ ગાદીએ આવ્યો. ( તેના વખતમાં તેણે શરાઅના બંધનો કેવી રીતે તોડી નાખ્યાં, ઈમામતનો દાવો કેવી રીતે કીધો, પોતાને હ૦ નીઝારના વંશમાંથી કેવી રીતે જાહેર કીધો, અને હ૦ નીઝાર સાથે પોતાનો સીલસીલો કેવી રીતે મેળવ્યો, વી૦ વી૦ વર્ણન ખાસ જુદાજ પ્રકરણમાં આપવા ઇરાદો છે; જેથી તે વર્ણન અત્રે આપેલ નથી. ) તેને તેના સાળાએ હી. સ. ૫૯૧માં લામસતરનાં કીલ્લામાં છરીથી મારી નાંખ્યો.

૫, **મહમદ બીન હસન**— એ હાકમને આગાખાનીઓ પોતાના ચોવીસમા ઇમામ શાહા અલામહમદ તરીકે જણાવે છે. ) પોતાના પીતાના મર્ણ પછી ગાદીએ આવ્યો. પોતાના બાપનો મત ચલાવવામાં તે બાપથી પણ વધી ગયો હતો. તે ઈમામતના દાવા માટે ઘણી કોશેશ કરતો હતો. તેના સમયમાં **ફખરૂદ્દીન રાઝી** નામના સુન્નત જમાઅતના એક જબરદસ્ત આલીમને એક ફીદાઇએ ઘણીજ હીમ્મતથી **નીઝારીયો** વિરૂદ્ધ નહિ બોલવાના માટે બીવરાવ્યો હતો. તેના સમયમાં **બાતેનીયાહ** લોકોનું બળ ઘણુંજ વધી જવા પામ્યું હતું, પણ શામના **સુલતાન સલાહુદ્દીને** તેઓના બળને ઘણુંજ નુકસાન પહોંચાડયું જે ઉપરથી જુદા જુદા ફીદાઇઓ તેનો પ્રાણ લેવા તૈયાર થયા, અને હલબ શહેરની બહાર તેની છાવણીમાં ઘુસીને ચાર ફીદાઇઓએ તેના ઉપર હુમલો કીધો; પણ તે ફીદાઇઓના હાથથી બચી જવા પામ્યો; છતાં ફીદાઇઓના ડરથી તે સરહદ છોડી જતો રહ્યો. ફ્રાંસના રાજા ફીલીપના સરદાર મારકવીસ

કન્રાડને ફિદાઇઓએ તાએરના બજારમાં ખંજરથી ઠાર કર્યો હતો. તદુપરાંત યુરોપનો એક પ્રખ્યાત રાજ્યકર્તા ફ્રેડરીક પણ યુરોપના મધ્ય ભાગમાં એક ફિદાઇના હાથથી માર્યો ગયો હતો. મહમદ બિન હસન હી. સ. ૬૦૭ માં મર્ણ પામ્યો. તેના મર્ણ સંબંધે કેટલાકોનું કહેવું છે કે, તેને તેના પુત્ર જલાલુદ્દીન હસન તરફથી ઝેર આપવામાં આવેલ.

"રીયાઝુલ અન્સાબ" ના કર્તા, પેજ ૧૨૯ ઉપરે મહમદ બિન હસનના માટે નીચે મુજબ જણાવે છે:—

"મહમદ બ પાદશાહી નશીશ્ત વ હસન મામુનરા, કે કાતીલે પીદરશ બુદ, બા તમામને નસ્લે ઉ બકુશ્ત. કારે ઇલ્હાદ દર ઝમાને ઉ કુવ્વત ગીરીફ્ત. અવામેરે શરઇ બકુલ્લી દર આં વીલાયત મુરતફેઅ શુદ. મુલાહેદા દર ઝમાને ઉ ખુનહા રીખતંદ, વ ફીતનહા અંગીખ્તંદ, વ ફીસાદહા કરદંદ. ચું ચહલ સાલ દર પાદશાહી બમાંદ. દર સાલે શશ સદો હફ્ત બદુઝખ સીતાફ્ત. બાઅઝે ગોયન્દ, પીસરશ જલાલુદ્દીન હસન જહતે આંકે બર કીસે ઉ મુન્કેર બૂદ, બદસ્તેફાકે ખ્વાસ ઉરા ઝહેર દાદ.

અર્થ—મહમદ ગાદી ઉપરે બેઠો અને હસન મામુર કે જે તેના બાપનો કાતીલ હતો, તેને તેની તમામ નસલ સુદ્ધાંત મારી નાંખ્યો. તેના સમયમાં મુલહેદપણું વધી જવા પામ્યું. તેના રાજ્યમાં શરાઅના હુકમો તદન બંધ પડી ગયાં. તેના સમયમાં મુલહેદોએ ખુનો વહેવડાવ્યાં, ફીત્નાઓ સળગાવ્યા અને ફસાદો બરપા કીધા.

તેણે ૪૦ વરસ હુકુમત કીધી અને હી. સ. ૬૦૭ માં દોઝખ તરફ સીધાવ્યો. (મર્ણ પામ્યો.) કેટલાકો કહે છે કે તેનો પુત્ર જલાલુદ્દીન હસન, કે જે તેના મતનો મુન્કીર (ઇન્કાર કરનાર) હતો, તે કારણથી તેણે (જલાલુદ્દીન હસને) પોતાના ખ્વાસો (ખાસ માણસો) ના ઇત્તેફાકથી તેને (મહમદને) ઝેર આપ્યું.

૬ **જલાલુદ્દીન હસન બિન મહમદ**—(એ હાકમને આગાખાનીઓ પોતાના પચીસમાં ઈમામ શાહ ખુદ જલાલુદ્દીન હસન તરીકે જણાવે છે.) તે પોતાના બાપ મહમદના મર્ણ બાદ ગાદીએ આવ્યો. તે ઇસ્લામી શરીઅતની પુરેપુરી પાબંદી કરતો હતો, અને પોતાના બાપના મતને ધીક્કારતો હતો. તેણે મસજીદો બંધાવી, તથા બાંગ અને જુમાઆની નમાઝ જારી કરાવી. બગદાદના ખલીફ નાસેર લે દીનલ્લાહ, સુલતાન મહમદ ખારઝમ શાહ, અને ઇરાનના બીજા રાજાઓ અને હાકેમો આગળ એલચીઓ મોકલી, પોતાનો મત જાહેર કર્યો રાજ્યના સઘળા આલીમોને અલમોતમાં બોલાવ્યા. નમાઝની સફો દુરૂસ્ત કરાવી, મસજીદો આબાદ કીધી, કુરઆને મજીદ શીખવવા સારૂ મદરેસાઓની સ્થાપના કરાવી. કઝવીનના કેટલાક લોકોને તેની વાત પર વિશ્વાસ ન આવેલ હોવાથી, જલાલુદ્દીને તેઓને અલમોતમાં બોલાવી; તેઓની ખાત્રી સારૂ હસન બિન સબ્બાહની બનાવેલી સઘળી કિતાબોને તેઓની રૂબરૂમાં બાળી નાખી. ગાદીએ આવ્યા પછી બીજે વરસે પોતાની મા તથા બીને મોટી ધામધુમની સાથે હજ કરવ

સારૂ રવાના કર્યા. એ સઘળી બાબતોથી દુનિયાના ઇસ્લામી રાજ્યો તેને ચાહવા લાગ્યાં; પણ નીઝારીઓ તેના દુશ્મન બની ગયા. એવું કહેવામાં આવે છે કે, એજ દુશ્મનીના કારણે તેને ઝેર આપવામાં આવ્યું હતું. તે હી. સ. ૬૧૮ માં મર્ણ પામ્યો.

૭ **અલાઉદ્દીન મહુમદ બિન જલાલુદ્દીન**—( એ હાકેમને આગાખાનીઓ પોતાના છવીસમા ઇમામ શાહા અલાઉદીન મહમદ તરીકે જણાવે છે. ) તે પોતાના પીતાના મર્ણ બાદ ગાદીએ આવ્યો. તે વખતે તેની વય નવ વર્ષની હતી, જેથી રાજ્ય કારોબાર વઝીરો ચલાવતા. તેના પીતાના વખતમાં શરીઅતનાં જે રીવાજો ચાલુ થએલ, તે પાછા તેના વખતમાં નાબુદ થવા લાગ્યાં. તે હજી યુવાવસ્થાએ પણ પહોંચવા પામ્યો ન હતો, એટલામાં સખત બીમાર પડયો. એક હકીમની સલાહથી તેની ફસ ખોલવામાં આવી, જેથી પુષ્કળ લોહી વહી જવાથી તેનું મગજ હમેશના માટે નબળું પડી ગયું. રાજ્યને લગતી કોઇ હકીકત તેને કહેવામાં આવતાં, તે કહેનારને કત્લજ કરી નાખતો. એવું કહેવામાં આવ્યું છે કે, હુસેન નામના એક શખ્સે અલાઉદ્દીનનાજ પુત્ર રૂકનુદ્દીનની ઉશકેરણીથી અલાઉદીનનું ગળું તબરથી કાપી નાંખ્યું. હી. સ. ૬૫૩માં તે મર્ણ પામ્યો.

૮ **રૂકનુદ્દીન ખુરશાહ બિન અલાઉદ્દીન**—( એ હાકમને આગાખાનીઓ પોતાના સતાવીસમાં ઇમામ શાહ રૂકનુદીન ખુરશાહ તરીકે જણાવે છે. ) પોતાના પિતાના મૃત્યુબાદ ગાદીએ આવ્યો. તે અલમોતનો છેલ્લોજ હાકમ હતો. ( એને લગતી બહુજ આશ્ચર્યકારક હકીકત "ફીરદોસે બરીં" નામના

પુસ્તકમાં જોવામાં આવે છે) એ હાકમ સબંધેની ત્વારિખી તપાસ જુદાજ પ્રકરણમાં આપવાની છે. એટલે અત્રે ફક્ત ટુંક હકીકત દર્શાવવી ઉચિત ધારેલ છે. તેને હી. સ. ૬૫૪માં તાતારી સરદાર હલાકુખાનનાં લશ્કરે હરાવી, અલમોતનો કિલ્લો સર કરી, તેનો અને તેના વંશનો તથા તેની હુકુમતનો અંત આણ્યો. તદુપરાંત હલાકુખાનનાં લશ્કરે કિલ્લામાંના સર્વ નીઝારીઓને બાલ બચ્ચાં સહીત કાપી નાખ્યા. ( એ કત્લને નીઝારીઓ **કયામતનાં** નામે ઓળખાવે છે.) એ રીતે હસન સબ્બાહે સ્થાપેલ હુકુમતનો હી. સ. ૬૫૪માં અંત આવ્યો.

મજકુર કત્લેઆમને લગતી હકીકત "ઇસ્માઇલી દર્પણ" ના કર્તા માસ્તર હાશમભાઈ બોધાએ, પેજ ૧૯માં નીચે મુજબ વર્ણવેલ છે:—

"મીસરના ફાતમાઈત ખલીફા ઈમામ મુસ્તનસીર બીલ્લાહના વખતમાં, તેમજ બગદાદના સતાવીશમાં અબાસાઈડ ખલીફ મુકત્દીના વખતમાં, હી૦ સ૦ ૪૮૩માં, એટલે ઇ. સ. ૧૦૯૦માં અલમોતનો ગઢ, હસન બીન સબાહ નામે એક ઇસ્માઈલી મુરીદે બાંધ્યો હતો. એ ગઢ ઈરાનમાં આલબુઝ પર્વત ઉપર આવેલો છે. ચીનાઇ તારતરીના હાકમ જંગીશખાંના પૌત્ર હોલાકુખાંએ હીજરી સન ૬૫૪ એટલે ઈસવી સન ૧૨૫૬નો સાલમાં, એ ગઢ હાથ કરી, ત્યાં મોટી કતલ ચલાવી હતી અને ઈસમાઈલી લોકોનાં બાલ બચાં, જે હાથમાં આવ્યાં, તે નિર્દયપણે કાપી નાખ્યાં."

પ્રિય વાંચકો ! આ પ્રકરણમાં અલમોતના આઠ હાકેમોને લગતી ત્વારિખી હકીકત જે ઉપર આપેલી

છે, તે ઉપરથી આપ ખુલ્લી રીતે જોઈ શકયા હશો કે, અલમોતની ગાદી ઉપરે હસન સબ્બાહ પછી કીયા બુઝર્ગ ઉમેદ રૂદબારી આવ્યો અને તે પછી જે છ હાકેમો થયા, તે સર્વ કીયા બુઝર્ગ ઉમેદનીજ અવલાદમાંથી હતા. પણ આગાખાની બંધુઓ, અલમોત ગઢના છેલ્લા પાંચ હાકેમોને, ઈમામોની ટીપમાં ગણે છે. (તેઓ, શાહ નીઝાર પછી વીસ, એકવીસ અને બાવીસમાં નંબરોએ ઇમામોની ટીપમાં હાદી, મોહતદી અને કાહેરને જણાવીને, તેઓને છુપી રીતે અલમોતમાં રાખ્યાનું જણાવે છે અને ત્યાર પછી અલમોતના ચોથા હાકમ હસનને કાહેરના ફરઝંદ જણાવે છે.) જે માટેની તવારિખી તપાસ આવતા પ્રકરણોમાં હાથ ધરીશ. "રીયાઝુલ અન્સાબ" ના કર્તાએ નાㆍ આગાખાન સાહેબની જે વંશાવળી આપેલ છે, (કે જે વંશાવળી ઉપરે મીㆍ હુશં અને મીㆍ વરતેજી ફુપ્ર કરે છે) તે વંશાવળીનો અલમોતના હાકેમો સાથે કાંઈ સબંધજ નથી. મજકુર પુસ્તકના કર્તાએ જીલ્દ ૨જીના પેજ ૧૨૬થી૧૩૧ સુધીમાં અલમોતના આઠ હાકેમોનું વર્ણન કરેલ છે, તેમાં છેલ્લા છ હાકેમોને કીયા બુર્ઝગ ઉમેદનીજ અવલાદમાંથી જણાવેલ છે; અને છેલ્લા આઠમા હાકમ ઉપરે તે વંશનો ખાતેમો થયલો જણાવેલ છે. મતલબ કે આગાખાની સીલસીલાનો અલમોતના હાકેમો સાથે સબંધજ નથી.



# હાદી, મોહતદી, કાહેર.



આગાખાનીઓ, પોતાના ઇમામોના નામોની ટીપ-માં (ઓગણીસમા હ૦ નીઝાર પછી) વીસમા, એકવીસમા અને બાવીસમાં ઈમામો તરીકે હાદી, મોહતદી, અને કાહે-રના નામો જણાવે છે. મજકુર ત્રણે ઇમામોની જાહેર કાર-કિર્દી માટેની કોઈ પણ સનદ તેઓ બતાવી શકતા નથી, સીવાય કે ફક્ત ટીપમાં નામોજ ઉમેરેલાં જોવામાં આવે છે, અને તે નામો માટે એવું જણાવે છે કે, "હાદી હસન બીન સબ્બાહ પાસે છુપી રિતે અલમોતમાં રહયા હતા, અને મોહતદી તથા કાહેરે પણ તેવીજ રીતે છુપી જીં-દગી ગુજારેલ."*

કેટલાક આગાખાની લેખકો, મજકુર ત્રણે ઇમા-મોના સમયના હીજરી સનો જણાવે છે, પણ તેવા સનોના માટે જાહેર તારિખોની સનદો ટાંકતા નથી. એક બે લેખ-કોએ મજકુર સનો માટે "મલલુલ નહર" નામની અરબ્બી કેતાબનો આધાર જણાવેલ છે, પણ તે આધારમાં કેટલી ભેળાઈ છે, તે અમો આગળ બતાવી ગયા છીએ કદાચ તે સનો પણ માન્ય રાખીએ, પણ જ્યારે આગાખાનીઓ પોતાના સર્વે ઈમામોને જાહેર ઇમામો તરીકે મનાવે છે, ત્યારે મજકુર ત્રણે ઈમામોની કારકિર્દી પણ જાહેર તરીકે

* "ખોજા વૃતાન્ત" ની બીજી આવૃતીના પેજ ૧૦૧ ઉપર જણાવેલ છે કે—"પેઢીઓમાં "હાદી" લખેલ છે, તે હસન સમા સમજવો. હાદી એટલે હીદાયત આપનાર. "મહતદી" લખેલ છે તે કીયા બુજરગ ઉમેદ સમજાય છે. મહતદી એટલે હા-દીનો મદદગાર." "જીમ"

બતાવવી જોઇએ; પરંતું તેવી જાહેર કારકિર્દી કોઈ રીતે પણ બતાવી શકતા નથી. મજકુર ત્રણે ઇમામો કયારે જન્મયા? તેઓની માતાજીઓના નામો શાં શાં હતાં? તેઓની કેટલી કેટલી બીબીઓ થઇ? કેટલી કેટલી અવલાદ થઈ? વી૦ વી૦ કાંઇ પણ હકીકત બતાવી શકતા નથી. મતલબ કે મારી ત્વારિખી તપાસમાં આગાખાનીઓના મજકુર ત્રણે ઇમામો માટેની કાંઇ પણ જાહેર કારકિર્દી હું જોઇ શકયો નથી. હવે હ૦ નીઝાર પછી તેઓની અવલાદ બાકી રહેવા પામી કે નહિ? તે તપાસીએ.

**મઝાહેબુલ ઇસ્લામ**નાં કર્તા પેજ ૧૯૯ ઉપરે જણાવે છે:—

"નીઝારીય્યાહ, નીઝારકે બાઅદ ઉસ્કે બેટે હાદીકો ઇમામ જાનતે હયેં મગર મોઅર્રે ખીન[1] કી તેહકીક[2] યેહ હયે કે, નીઝારને કાંઇ ઔલાદ નહિં છોડીથી. અહમદ મુસ્તેઅલીને હુકુમત પાઇ તો, નીઝારકો મઅ ઉન્કે દો બેટુંકે કયદ કર દીયા; તીનુંને કયદી હી મેં જાન દી."

મજકુર હકીકતથી ખુલ્લું જણાઇ આવે છે કે, હ૦ નીઝારની કોઇ અવલાદજ પાછળ રહેવા પામી હતી નહિં. **બોજા કોમની ત્વારિખ**ના પેજ ૧૯૫ ઉપરે પણ એવીજ રીતે જણાવવામાં આવેલ છે. મતલબ કે હ૦ નીઝાર પછી તેઓની અવલાદ રહેવા પામી હોય, એ શંકા ભરેલુંજ છે. હવે જે પુસ્તકોમાં હ૦ નીઝારનાં ફરઝંદોનું, હસન સબ્બાહ પાસે હોવાનું જણાવેલ છે; તે પણ તપાસીએ:—

૧ **"દબીસ્તાનુલ મઝાહેબ" પૃષ્ટ ૨૩૭ ઉપરે જણાવેલ છે:—**

૧ ઇતિહાસ વેત્તાઓ, ૨ ખરી શોધ.

"વ તાઓફૂઈ અઝ ઇસ્માઇલીયાને ફુહબાર વ કહેસ્તાન ગુફ્તા અંદ કે, દર અય્યામે દવલતે સયદના શખ્સી અઝ એહલે એઅતેમાદ માસુમ વ મુલકકબ બ અબુલહુસન સઈદી બઅહદઅઝ ફૌતે મુસ્તનસર અલવી બ યક સાલ અઝ મીસર બ અલમુત આમદ, વ કુદકી રા અઝ અવલાદે નીઝાર બિન મુસ્તનસર કે શાઈસ્તએ ઇમામત બૂદ, હમરાહે ખુદ આવુર્દ; વ ગયર અઝ સૈયદના ચાએ.ને હસન હીચ કસ બરઈ મુત્તલેઅ ન શુદ. વ સૈયદના દર તાઅઝીમે અબુલ હુસન કુશીદાહ, ઈમામરા દર કરય કે પાયઆને કિલ્લઅ બૂદ, મુતવત્તન ગરદાનીદ. વ બાઅદ અઝ ઇન્તેઝારે શશ માહ, અબુલ હુસનરા ઇજાઝતે ઇન્સરાફ દાદ. વ ઇમામ બ ઇબાદતે હક્ક વ નિઝદે અમાયલ બૂદહા. મસ્તૂરહા દરસાં કરિયાહઅ અકદે ખુદ દરઆવુર્દ. વ ચું હામેલા શુદ, ઉરા બ મહમદ બિનબુઝરગ ઉમેદ, સુપુર્દ, બ ઇખ્તેફાએ આં અમ્ર હુકમ ફરમૂદ, વ ગુફતચું પીસર બહમ રસદ આં ઝનરા બ બાહ. મહમદ, બ ફરમૂદએ અમલ નમુદહ, દર ઝમાનએ હુકુમતે મહમદ બિન બુઝરગ ઉમેદ, દીન બતલઅતે પીસરી કે ઇબારત અઝઅલી ઝીકરહુસ્સલામ અસ્ત; રોશની પઝીર રફત, વ શોહરત ચુંનાન યાફત કે ઉ પીસરે મહમદ અસ્ત. જમઇ ગુફ્તાહઅંદ, હર હરકત વ ફેઅલી કે અઝ ઇમામ સાદૂર યાબદ, મુઝબ્બજ બલ્કે મુસ્તહસ્સન અસ્ત. પીસરે હસન, કે અબુલ હસન સઇદી બ અલમુત આવુર્દહ, ચું બ દરજએ બુલુગ રસીદ, બા મનકુહએ મહમદ બિન બુઝરગ ઉમેદ બશારત નમૂદ; વ અલી ઝીકરહુસ્સલામ હાસેલ શુદ.

**અર્થ**—એક ટોળું કે જે રૂહબાર અને કહેસ્તાનના ઇસ્માઈલીયો માંથી છે, તેણે કહ્યું છે કે, સૈયદના (હસન સબ્બાહ) ની હુકુમતના વખતમાં એક ભરોસાવાળો માણસ, કે જેનું નામ અને લકબ **અબુલ હસન સઇદી** હતું; તે મુસ્તનસર અલવીના મર્ણ પછી એક વર્ષ રહીને મીસરમાંથી અલમુતમાં આવ્યો, અને પોતાની સાથે ૯૦ નીઝાર બિન મુસ્તનસરની ઓલાદમાંથી એક બચ્ચું કે જે ઇમામતને લાયક હતું, તેને લાવ્યો, અને સૈયદના એટલે હસન (સબ્બાહ) સિવાય કોઈ પણ એ છુપી બાબતથી જાણીતું નહતું અને સૈયદનાએ અબુલહસનની તાઅઝીમ કરી, ઇમામને એક ગામડું કે જે કિલ્લાની પાસેજ હતું તેમાં રાખ્યો. છ મહીના પછી અબુલહસનને જવાની રજા આપી. ઇમામ ત્યાં ઇબાદત બંદગીમાં વખત પસાર કરતા હતા, અને ત્યાં તે ગામડામાંથી એક ઓરતને પોતાના નીકાહમાં લાવ્યા. જે વખતે તે ઔરત ગર્ભવંતી થઇ, ત્યારે તેના માટે મહમદ બિન બુઝરગ ઉમેદને ભલામણ કીધી, અને એ બાબત છુપી રાખવા હુકમ ફરમાવ્યો અને કહ્યું કે, જ્યારે બચ્ચું પેદા થાય ત્યારે આ ઓરતને બોલાવી લેજે.. મહમદે તે ફરમાન મુજબ અમલ કર્યો. મહમદ બિન બુઝરગ ઉમેદના સમયમાં એક બાળક કે જેનું નામ અલી ઝીકરહુસ્સલામ છે, તેણે દીનને રોશની બક્ષી. (એટલે તે સ્ત્રીના પેટથી અલી ઝીકરહુસ્સલામ પેદા થયો.) અને મશહુર એમ થયું કે, તે મહમદનો છોકરો છે. (એટલે મહમદ બિન બુઝરગ ઉમેદનો છોકરો છે એમ પ્રખ્યાત થયું.)

અને કેટલાકોએ કહ્યું છે કે, દરેક હરકત અને

કાર્યં કે જે ઇમામ તરફથી થાય, તે જાયઝ બલ્કે વખાણવા લાયક છે. નીઝારનો પુત્ર, કે જેને અબુલ-હસન સઇદી અલમુતમાં લાવેલ, તે છોકરો જ્યારે ઉમર લાયક થયો, ત્યારે તેણે મહમદ બિન બુઝરગ ઉમેદની સ્ત્રી સાથે સોબત કીધી; જેમાંથી અલીઝીક-ર હુસ્સલામ પેદા થયો,

(૨) "**મઝાહેબુલ ઇસ્લામ**" ના કર્તા, પેજ ૩૦૦ ઉપરે જણાવે છેઃ—

ઔર નીઝારીય્યાહ યુંહ બાત બનાતે હયેં કે, અબુલહસન સઇદી મુસ્તનસર અલવીકે ઇન્તેકાલકે બાઅદ મીસરસે **અલમુત** મેં હસન બિન મહમદ સબ્બાહ હુમૈરીકે પાસ આયા; ઉસ્કે સાથ એક લડકા થા—નીઝારકી ઓલાદસે, જીસ્કે હાલસે હસન બિન સબ્બાહ હુમૈરી કે સિવા કોઇ વાકેફ ન થા. ઇસિ લીયે હસનને ઉસ લડકેકો નિહાયત તાઅઝીમકે સાથ અપને પાસ રખ્ખા.

ઔર બાઅઝે યુંહ કહતે હયેં કે, ખુદ હસન બિન સબ્બાહ હુમૈરી મીસરમેં આયા ઔર નીઝારકી એક ઔરતસે—જો કયદમેંથી, મીલા. ઉસકે પાસસે એક સગીરૂસ્સીન[1] બચ્ચેકો લે લીયા, ઔર લોગુંસે બ્યાન કીયા કે, યેહ નીઝારકા ફરઝંદ હયે. ઔર ઇસ લડકેકો શહેર રય મેં લે ગયા, ઔર નામ ઉસ્કા **હાદી** મુક-રર કરકે દાઅવત ઉસ્કે નામસે શરૂઅ કી. હઝારહા આદમી ઉસ્કે હલ્કએ-ઇતાઅત[2] મેં આ ગયે, ફિર ઇબ્ને સબ્બાહને **તીગ્રીસ્તાન** કે કિલ્લે ફતહ કર

૧. ન્હાની વયનો ૨. તાબેદારીમાં

લીયે, ઔર કિલ્લએ **અલમુત** પર કબઝા કરકે ઉસે દારૂલહુકુમત[3] કરાર દીયા; ઔર નામ ઉસકા **બલદ તુલ એકબાલ** રખ્ખા. ઔર ઇસને અપને મર્ઝુલ મોત[4] મેં એક શખ્સ **કીયા** નામીકો ખલીફાહ બનાકર વસીય્યંત કરદી કે, **હાદી** કી તાઅલીમ વ તરબીય્યત[5] મેં જો અભી લડકા થા, પુરી કોશેશ કરે. ઔર **કીયા** ને ઇન્તેકાલકે વકત, અપને બેટે **મહમદ** કો અપના નાયબ[6] મુકરર કીયા. એક દીન જો **હાદી** કો શેહવત[7] કા ગલબા[8] હુવા, તો મહમદ ઇબ્ને કીયા કી ઔરતકો બુલાકર ઇસસે સોહબત[9] કી; કયું કે ઇન્કે નઝદીક ઇમામકે લીયે હર એક હરામ, હલાલ હયે. વોહ ઔરત હામેલાહ[10] હો ગઇ, ઔર હાદીકે ઇન્તેકાલ[11] કે બાઅદ એક લડકા જની,[12] જીસકા નામ **હસન** રખ્ખા ગયા. યેહ બયાન ઉસી ઔરતકા થા–જીસે હાદીકે અકસર[13] મુતબેઉ[14] ને બાવર[15] કર લીયા; ઔર કુછ લોગોંકો શક પયદા હો ગયા, ઔર યેહ કેહને લગે કે **હાદી** જીસ ઔરતસે હમબીસ્તર[16] હુવાથા વોહ ઔર થી, ઔર મહમદ બિન કીયાકી ઝવજાકો ભી ઉસી ઝમાનેમેં–જબ હાદીને ઉસ ઔરતકે સાથ સોહબત કીથી, અપને શવહરસે હમલ રેહ ગયા; ઔર ઇત્તેફાકન[17] દોનું ઔરતુંકો એક હી વકતમેં બેટે પયદા હુવે. મહમદ બિન કીયા કી બીબીને અપને લડકેસે–ઉસ લડકેકો, જો હાદીકા નુત્ફા[18] થા બદલ લીયા."

---

૩. પાયતખ્ત ૪. મોતની બીમારી; છેલ્લો વખત ૫. શિક્ષણ ૬. પ્રતિનીધી ૭. કામના ૮. જોશ ઉભરો ૯ સંભોગ ૧૦. ગર્ભવંતી ૧૧. મૃત્યુ ૧૨. જન્મ આપ્યો ૧૩. મોટો ભાગ ૧૪. અનુયાઇઓ ૧૫, કબુલ ૧૬. સંભોગ કરવો ૧૭. સંજોગે ૧૮. પેટનો

' જીમ. "

(૩) **"ઇસ્માઇલી દર્પણ"** ના કર્તા, માસ્તર હાસમભાઇ બોઘા, જણાવે છેઃ—

"શાહ નીઝારના છોકરા હાદી તથા તેમના પછી બે ઇમામો, મોહતદી તથા કાહેર, હસન બીન સબ્બાહ નામે એક પ્રખ્યાત ઇસ્માઇલી મુરીદે હી. સ. ૪૮૩ એટલે ઈ. સ. ૧૦૯૦ માં, ઈરાનમાં આલબુર્ઝ પર્વત ઉપર અલમોતનો ગઢ બાંધ્યો હતો, ત્યાં જઇ વસ્યા હતા, એવું માનવામાં આવે છે." (પેજ ૩૪)

"શાહ નીઝાર કેરો શહેરમાં કેદખાનામાં વફાત પામ્યા. પણ તેમના ફરઝંદ શાહ હાદી, તથા બીજા બે ઇમામો મોહતદી તથા કાહેર, છુપી રીતે અલમોતનાં ગઢમાં રહ્યા હતા અને અલમોતના ગઢની હાકમીપર, ખુલ્લી રીતે, હસન બીન સબ્બાહ તથા તે પછી કીયા બુઝરગ ઉમેદ તથા મહમદ નામના ઇસ્માઇલી મુરીદો, પોતાનું નામ ચલાવતા હતા."

(પેજ ૩૫)

એ રીતે હ૦ નીઝાર પછી તેઓની અવલાદ બાકી રહેવા સંબંધે ઉપર મુજબની સનદો જણાવવામાં આવે છે. હવે તે સનદોમાં કેટલું સત્ય રહેલું છે તે તપાસીએ—

૧— "દબીસ્તાનુલ મઝાહેબ" ના કર્તાએ જે વીગત જણાવેલ છે, તે રૂદબાર અને કહેસ્તાનના ઈસ્માઈલીઓનીજ માન્યતા છે; એમ કર્તાની ઇબારતથી ખુલ્લું જણાય છે. તો ઇસ્માઇલીઓની માન્યતા, તે તવારિખી સનદ ગણાઇ શકાય નહિ; તેઓ પોતે ગમે તેમ માને, અથવા મનાવવા માંગે પણ તે પબ્લીક પાસે

ચાલી શકે નહિ. વળી તેઓની માન્યતામાં પણ મતભેદ જોવામાં આવે છે. કેટલાકો એમ જણાવે છે કે, મજકુર છોકરો (હાદી) જ્યારે યુવાવસ્થાએ પહોંચ્યો, ત્યારે તેણે એક ઓરત સાથે છુપું લગ્ન કર્યું, અને તેનાથી તે ઓરત ગર્ભવંતી થઇ ત્યારે તેના માટે મહમદ બિન કીયા બુઝરગ ઉમૈદને ભલામણ કીધી. તે ઓરતના પેટે જે બચ્ચું જન્મ્યું, તે **અલીજીકરતસ્સલામ** છે. અને કેટલાકો જણાવે છે કે, તે છોકરો (હાદી) જ્યારે યુવાન થયો, ત્યારે તેણે મહમદ બિન કીયા બુઝરગની સ્ત્રી સાથે સંભોગ કીધો, તેનાથી **અલીજીકરતસ્સલામ** પેદા થયો.

એ રીતે બેઉ માન્યતાઓ મનઘડીતજ જોવામાં આવે છે. એના માટે કાંઇ પણ ત્વારિખી પુરાવો તેઓ બતાવી શકતા નથી. તેમજ હ૦ નીઝારના ફરઝંદ (હાદીનું) અલમોતમાં આવ્યાનું જે જણાવેલ છે તે પણ તેઓનીજ માન્યતા છે, એમ કર્તાની ઇબારતથી સાફ જણાઈ આવે છે. મતલબ કે એ સર્વ બાબતો રૂદબાર અને કહેસ્તાનના ઇસ્માઇલીઓનીજ માન્યતા છે; એટલે પબ્લીક સમક્ષ દલીલ તરીકે તે ચાલી શકે નહિ. કદાચ વાદવિવાદને ખાતર એ માન્યતાઓ કબુલ પણ રાખીએ, છતાં એ માન્યતા મુજબ પણ **હાદીના ફરઝંદ અલીજીકરતસ્સલામ** ઠરે છે. આગાખાનીઓની ટીપ મુજબનાં **મોહતદી** અને **કાહેર**નાં નામો, એ માન્યતા મુજબ પણ બંધ બેસતાં નથી ! મતલબ કે એ સનદથી પણ આગાખાનીઓની માન્યતા સિદ્ધ થતી જોવામાં આવતી નથી.

૨– "મઝહેબુલ ઇસ્લામ"માં જે વીગત જણાવવામાં આવી છે, તેમાં કર્તાએ શરૂઆતમાંજ "ઔર નીઝા-

રીઆહ યું બાત બનાતે હયે' " નો જે ફકરો લખેલ છે, તેથી ખુલ્લું જણાઇ આવે છે કે, એ નીઝારીઓનીજ મનઘડત હકીકત છે; એટલે તે ઉપરે વજન લાગુ પાડી શકાય તેમ નથી. હવે તે મનઘડત હકીકત પ્રમાણે પણ અલમુતમાં **હાદીને** લાવવા સબંધે જુદી જુદી માન્યતાઓ જણાવવામાં આવેલ છે.

૧ સઇદી જયારે **અલમોત**માં આવ્યો, ત્યારે તે પોતાની સાથે એક બાળક લાવેલ; જેના માટે હસન સબ્બાહ સિવાય બીજો કોઈ વાકેફ ન હતો.*

૨ હસન સબ્બાહ, મીસરમાં ગયો અને હ૦ નીઝારની એક ઓરત જે કેદખાનામાં હતી, તેના પાસેથી એક બાળક લઇને તેને ૨૫ લઇ ગયો, અને તેનું નામ **હાદી** રાખ્યું, અને માણસોને કહ્યું કે આ નીઝારનો ફરઝંદ છે.

એ રીતે **હાદીના** અલમોતમાં આવવા સબંધેની (નીઝારીઓની મનઘડત) થીયરીમાં પણ બે મતો છે. મતલબ કે એ મતઘડત હકીકતમાં પણ તેઓ એકમત નથી.

વળી એ મનઘડત હકીકત પ્રમાણે પણ

* નીઝારીઓની એ મનઘડત હકીકત મુજબ મી૦ વરતેજીની જાહેર ઇમામ " વાળી થીયરી તુટી પડે છે. જ્યારે હસન સબ્બાહ ।વાય બીજો કોઇ વાકેફ ન હોય, ત્યારે તે " જાહેર ઇમામ " તરીકે ી રીતે માન્ય રાખી શકાય ?

" ઝમ "

હાદીના નુત્ફાથી જે છોકરો પેદા થયો તેને **હસન જીકરતસ્સલામ** તરીકે જણાવેલ છે. એટલે એ મનઘડતહકીકત મુજબ પણ **મોહતદી** અને **કાહેર** નાં નામો નીકળી જવા પામે છે અને હાદીના નુત્ફાથી હસનજીકરતસ્સલામના પેદા થવા સબંધે પણ બે તરેહની આશ્ચર્યકારક બીનાઓ જણાવેલ છે. ( જે વાંચકોએ " મઝાહેબુલ ઇસ્લામ"નાં ઉતારામાં જોઇ જવા કૃપા કરવી. ) મતલબ કે નીઝારીઓની મનઘડત હકીકતમાંપણ એક સતી નથી.

એ રીતે "રાઝાહેબુલ ઇસ્લામમાં નીઝારીઓનાં જે માન્યતા વર્ણવેલી છે તેમાં કોઈ રીતે પણ ખરી હકીકત મળી શકતી નથી. જેથી જણાઈ આવે છે કે એ હકીકત બનાવટી છે. હવે કદાચ વાદવિવાદને ખાતર મજકુર પુસ્તકમાંની નીઝારીઓની બનાવટી હકીકતને માન્ય રાખીએ તો પણ મોહતદી અને કાહેરનો પત્તો મળતો નથી.

૩ "ઇસ્લાઇલી દર્પણ" નામનું પુસ્તક કે જે મરહુમ માસ્તર હાસમ ભાઈ બોધા જેવા ના૦ આગાખાન સાહેબના ચુસ્ત મુરીદ તરફથી પ્રગટ થયેલ છે, તેમાં પણ બે પેરેગ્રાફો મુજબ જુદી જુદી હકીકત જોવામાં આવે છે. પહેલા પેરેગ્રાફમાં, "હાદી અલમોતમાં જઈ વસ્યા હતા એવું માનવામાં આવે છે" એમ જણાવેલ છે. એટલે એ બાબત ઉપરે કર્તાને પોતાને પણ સંપુર્ણ ભરોસો નથી, જેથી "એવું માનવામાં આવે છે" એવા અચોક્કસ બોલો વાપરેલ છે. બીજા

પારેગ્રાફમાં "હાદી, મોહતદી અને કાહેર છુપી રીતે અલમોતના ગઢમાં રહેલા હતા અને ખુલ્લી રીત હુકુમત બીજાઓ ચલાવતા હતા" એમ જણાવેલ છે. એ કથન પણ ઘણું આશ્ચર્યકારક જણાય છે! (વળી એ કથનનાં ટેકામાં કોઈ જાહેર ત્વારિખનો પુરાવો પણ કર્તાએ ટાંકેલ નથી)

હવે, માસ્તર હાસમભાઈ બોઘાએતો ત્રણ ઈમામોનું છુપી રીતે રહેલાનું જણાવેલ છે, પણ મી. વરતેજીનાં જણાવ્યા પ્રમાણે તો "ઈમામે મોબીન" ની પૃથા મુજબ તેઓના સર્વે ઈમામો જાહેર ઇમામો જ હોવા જોઇએ; ત્યારે છુપી રીતે રહેવાનો અર્થ શો? વળી, જ્યારે અલમોતગઢમાં નીઝારી હાકેમોનીજ હુકુમત હતી, ત્યાં બીજા કોઇનો દખલ નહતો, ત્યારે ત્રણ ત્રણ ઇમામોનું ત્યાં છુપી રીતે રહેવાનું કારણ શું? અને તે ત્રણે ઇમામોની અલમોતગઢમાં હાજરી હોવા છતાં હુકુમત મુરીદોએ ચલાવી, તેનો સબબ શો? એ બાબતો માનવામાંજ કેમ આવે? કારણ કે એમ બનવું તદ્દન અસંભવીત છે.

મતલબ કે, માસ્તર હાસમ ભાઇ બોગાએ જણાવેલ (બીજા પેરેગ્રાફમાંથી) હકીકત પણ શંકા ભરેલા ઓલોમાંજ છે, અને તેના માટે તેઓએ કોઇ ત્વારિખી આધાર પણ બતાવેલ નથી.

પ્રિય વાંચકો! ઉપરની ત્વારિખી તપાસથી આપ જોઇ શકયા હશો કે, અલમોતગઢમાં હાદી, મોહતદી અને કાહેરનું હોવું કોઇ રીતે પણ સાબેત થતું નથી; બાકી નીઝારીઓએ સીલસીલો ચાલુ રાખવા ખાતર મનઘડીત કલ્પનાઓ ઉપજાવી કહાડી, કલ્પીત નામો

ઠસાવી દીધાં છે * કદાચ વાદવિવાદને ખાતર “ દબી-સ્તાનુલ મઝાહેબ ” અને “ મઝાકેરુલ ઇસ્લામ ” માંની નીઝારીઓની મનઘડત માન્યતાઓને કબુલ રાખીએ, તો પણ તે માન્યતાઓ મુજબ પણ હાદીના ફરઝંદ હસન ઝીકરતસ્સલામ ઠરે છે. બાકી મોહતદી અને કાહેરનો પત્તો ( તે માન્યતાઓથી પણ ) મળી શકતો નથી. એ સંબંધે વધુ વિવેચન નહિ કરતાં, સત્ય શું છે, તે શોધી કાઢવાનું આપ સુજ્ઞ વાંચકોની મુન્સફી ઉપરે છોડી આએ પ્રકરણ પુર્ણ કરીશ.

---

# હસન અલા ઝીકરતસ્સલામ.

પ્રિય વાંચકો ! ગયા પ્રકરણમાં આપ જોઇ ગયા કે, હ૦ નીઝારની અવલાદમાંથી **હાદી, મોહતદી** અને **કાહેર** નામના કોઇ આસામીઓ અલમોતનાં કિલ્લામાં હતાજ નહિ; પણ નીઝારીઓએજ એ કલ્પીત હકીકત ઉપજાવી કહાડી છે. તેવીજ રીતે અલમોતના ચોથા હાકમ **હસન** બિન **મહમદ** ( કે જેવણને આગાખાનીઓ પોતાના ત્રેવીસમા ઈમામ અલા ઝીક-

---

* ‘ ખોજા કોમનો ઇતિહાસ ’ કે જેની અર્પણ પત્રિકા ના૦ આગાખાન સાહેબને અર્પણ કરવામાં આવેલ છે, તેના કર્તા મી૦ જાફરભાઇ રહેમતુલ્લા બેરીસ્ટર એટ-લો, હ૦ નીઝારના ફરઝંદનું નામ મહમદ જણાવે છે, અને મહમદના ફરઝંદ હસન ઝીકરીયા સલામ જણાવે છે. મતલબ કે એ સનદ મુજબ પણ હાદી, મોહતદી અને કાહેરના નામોનો પત્તો મલતો નથી.

“ ઝીમ ”

રીયા સલામ તરીકે માને છે તેઓ ) પણ હ૦ નીઝારની અવલાદમાંથી નહિ જ હતા; બલ્કે તેઓ અલમોતનાં ત્રીજા હાકમ મહમદ બિન કીયા ના ફરઝંદ હતા; એ પણ આપ સુજ્ઞ વાંચકો અલમોતના હાકેમોના વર્ણનમાં જોઇ ગયા છો

મજકુર હસન બિન મહમદ બિન કીયાના વાસ્તે જાહેર પુસ્તકો અને ત્વારિખોમાં શું લખાયેલ છે, તે તપાસીએ—

( ૧ ) "**રીયાઝુલ અન્સાબ**" ના કર્તા, અલમોતના ત્રીજા હાકમ મોહમ્મદ બિન કીયાની વફાતનાં વર્ણનમાં પેજ ૧૨૮ ઉપરે જણાવે છેઃ—

" ચું મહમદ બીસ્તો ચહાર સાલ વ હફ્ત માહ હુકુમત કર્દ, દર સાલે પંજ સદો પંજાઓ હફ્ત દર ગુઝીસ્ત. બાઅદઝ ઉ, પીસરશ હસન કારે હુકુમત બદુ ત અલ્લુક ગીરીફ્ત, વ ઉ દઅવે ઇમામત કર્દ, વ દર મઐહાન મીમ્બરી નેહાદ; બરઅકસ આઇને મુસલમાની. વ ચહાર અલમ, સુર્ખ વ ઝર્દ વ સુફેદ વ સબઝ, બર ચહાર રૂકને મીમ્બર બર અફ્રાશ્ત. વ ગોફ્ત, મન ઇમામમ, વ તકલીફ અઝ જહાંનીયાં બરદાસ્તમ; વ અવામેરે શરઇ અઝ ઝાહેર મરફુઅ ગરદાનીદમ વ અઝ મીમ્બર ફુરૂદ આમદ, વ અન્વાએ મલાહી વ મનાહી બકાર દાશ્ત. કવમશ બઉ મુત્તફેક શુદન્દ, વ આંરૂઝેરા ઇદુલ–કેયામ નામ નીહાદન્દ. વ ઉરા હસન અલા ઝીકરહુસ્સલામ લકબ કર્દન્દ, વ ખુદાવંદ ખીતાબ કર્દન્દ. વ મોઅતેકદે ઉ આંનસ્ત કે આલમ કદીમસ્ત, વ ઝમાન નામુત્નાહી, વ મઆદ રૂહાની, વ બહેશ્તો દુઝખ મઆનવી, વ કેયામતે હર-

કસ મવતે ઉસ્ત. વહુમાં અરકાને શરીઅતરા તાઅ-
વીલાત કર્દન્દ. વ ચુંમર્દુંમરા બર અબાહત વ રફાએ
તાઅત તહરીસ મીકર્દ, દીલે જહાંનીયાં ઝુહતર કરાર
ગીરીફ્ત બ અંદક મુદ્દતી; હમા કવમે ઉ બર આં
મુસીર શુદન્દ, કારે ઇલ્હાદ ઉરૂજે તમામ યાફ્ત.
ચુંકાર બદીં મરતબા રસીદ, જમાઅતી કે ઇશાનરા
મુસ્લમાની દામનગીર બુદ વ ઇસ્તેતાઅત દાશ્તંદ;
જીલાએ વતન કર્દન્દ વ બબીલાદે ખુરાસાન રફ્તંદ.
વ કસાનીરા કે કુદરતે રફ્તન નબુદ, મુસાબેરત નમૂ-
દન્દ વ કુરસ્ત મી તલબીદન્દ, તા વકત દર રસીદ
હસન બિન માઅમુર, અઝ આલે બુયા કે બીરાદરે
ઝને ઉબુદ, ઉરા બદુઝખ રસાનીદ. મુદ્દતે બાદશાહીએ
ઉ ચહાર સાલ બુદ."

**અર્થ**—મહમદે ચોવીસ વર્ષ અને આઠ મહીના
હુકુમત ભોગવી તે હી. સ. ૫૫૭ માં મર્ણ પામ્યો
તેની પછી હુકુમતનું કાર્ય તેના ફરઝંદ હસનના
સ્વાધીનમાં આવ્યું; (એટલે હસન ગાદીએ આવ્યો;)
અને તેણે (હસન) ઇમામતનો દાઅવો કર્યો. મુસ્લ-
માની ધોરણ વિરૂદ્ધ તેણે મએદાનમાં મીમ્બર રખા-
વીને તે મીમ્બરના ચારે ખુણે લાલ, પીળો, સફેદ
અને લીલો (એમ ચાર રંગના) ચાર ઝુંડાઓ ફડ-
કાવ્યા. અને તેણે કહ્યું કે, હું ઇમામ છું અને મેં
માણુસો ઉપરેથી (શરઇ) તકલીફો ઉપાડી લીધી છે;
અને શરાઅના હુકમો ઝાહેરમાંથી મેં મીટાવી આપ્યા
છે. (એટલે શરાઅના બંધનો ઝાહેરી રીતે તોડી
નાખ્યા છે) પછી તે મીંબરથી નીચે ઉતર્યો અને
ખેલકુદ તથા શરાઅ વિરૂદ્ધ કાર્યો કરવા લાગ્યો. તેની
કોમ તેનાથી સંમત થઈ, અને તે દીવસને ઇદુલ

**કેયામ** ( કયામતની ઇદ ) નામ આપ્યું. અને તેઓએ ( તેની કોમ વાલાઓએ ) તેને **હસન અલા ઝીકરહુસ્સલામ**નો લકબ અને **ખુદાવંદ**નો ખીતાબ આપ્યો. અને તેનો ( હસનનો ) એઅતેકાદ ( ધર્મ મત ) આ છે કે—" સૃષ્ટી અનાદી છે અને ઝમાનાનો અંત નથી. અને કયામતથી મતલબ રૂહાની કયામત છે. બેહીશ્ત અને દોઝખ માઅનવી છે. ( એટલે તે જાહેરી તરીકે નહિં, પણ બાતેની તરીકે છે. ) અને દરેક મનુષ્યના માટેની કયામત તે તેનો મૃત્યુ છે. ( એટલે મનુષ્ય મર્ણ પામતાં, તેજ તેના માટે કયામત છે. " અને તેણે શરીઅતના સર્વ હુકમોની તાવીલો[1] કીધી. તેણે માણસોને ઈબાહત[2] તરફ ફેરવ્યાં, અને તાઅત[3] છોડી દેવા તરફે પ્રેરણા કીધી. માણસોનાં દીલોમાં તે બાબતો જલદી ઠસાઈ ગઇ. થોડીક મુદતમાં સર્વ કોમ તે એઅતેકાદ ઉપરે જમી ગઈ, અને ઈલ્હાદ[4] નું કાર્ય સંપુર્ણતાએ પહોંચ્યું. જ્યારે બાબત એટલી હદ સૂધી પહોંચી ગઇ ત્યારે તે લોકો કે જેઓને મુસલમાનીનો કાંઇક ખ્યાલ હતા, અને શક્તિવાન હતા, તેઓ વતન તજી **ખુરાસાન** તરફ ચાલ્યા ગયા, અને જેઓને ચાલ્યા જવાની શક્તિ નહોતી, તેવાઓ મવકાની રાહ જોઇને સબર કરીને બેસી રહ્યા; તાકે એ વખત આવી પહોંચ્યો કે, **હસન માઅમુર** કે જે **આલેબુયા** માંથી હતો અને તેનો ( હસન જીકરીયા સલામનો ) સાળો થતો હતો; તેણે, તેને ( હસન ઝીકરીયા સલામને ) દોઝખમાં

૧. છુપ્પા અર્થો, ૨. હરામને હલાલ સમજવું. ૩. ખુદાની તાબેદારી. ૪. બેદીની.

" જીમ "

પહોંચાડયો ( મારી નાખ્યો ) તેની બાદશાહીની મુદત ચાર વર્ષની હતી.

૨ “ દબીસ્તાનુલ મઝાહેબ ” ના કર્તા, પેજ ૨૩૬ ઉપરે, હસન સબ્બાહના મર્ણ પછી–કીયા બુઝર્ગ ઉમેદ અને તેના વંશજોના વર્ણનમાં જણાવે છે કેઃ—

“ કીયા બુઝર્ગ ઉમેદ કે દર અસલ અઝ વીલાયતે રૂદબાર બૂદ, બ દસ્તુર સૈયદના બ ઇબાદત વ તકાવત્તે મિલ્લત કૂશીદ. બાઅદઅઝાં, મહમદ બુઝર્ગ ઉમેદ હુકુમત યાફ્ત. વ દર અય્યામે અયાલતે ઉ, અરરાશીદ બિલ્લાહ અબ્બાસી, બર દસ્તે જમઈ અઝ ફીદાઈયાન કુશ્તહ ગશ્ત. વ અઝઝમાન, ખુલ્ફા અઝ ઝર્બે તેગે અલમુતીયાન તરસીદહ, રૂઈ નેહાન કર્દન્દ. ઉ નીઝ બદસ્તુરે હસન ગુઝરાનીદ. બાઅદઅઝાં હસન બિન મહમદ, કે મશહુર અસ્ત બ્યનુલ અનામ બ અલીઝીકરહુસ્સલામ. ”

**અર્થ**—કીયા બુઝરગ ઉમેદ, કે જે અસલમાં (મુળે) **રૂદબાર** પ્રગણાનો વતની હતો, તે–સૈયદના ( હસન સબ્બાહના ) દસ્તુર પ્રમાણે, ઇબાદત અને ધર્મની મજબુતાઇના કોશેશમાં રહ્યો. તેની પછી મહમદ બુઝરગ ઉમેદે હુકુમત મેળવી. તેના વખતમાં **અર–રાશીદ–બિલ્લાહ** અબ્બાસી, ફીદાઈ ટોળાના હાથથી માર્યો ગયો. અને બીજા હાકેમો, અલમુતવાળાઓની તલવારોના ઘાના ભયથી પોતાને છુપાવવા લાગ્યા. તેણે ( મહમદ બિન કીયાએ ) પણ, હસન ( સબ્બાહ ના ) દસ્તૂર મુજબ પોતાની જીંદગી પૂરી કીધી. તેની પછી હસન બિન મહમદ, કે જે માણસોમાં

**અલીઝીકરહુસ્સલામ** તરીકે પ્રસિદ્ધ છે ( તે ગાદી-એ આવ્યો, ( ત્યાર પછી—કર્તાએ, મજકુર અલીઝી-કરહુસ્સલામના નસબ સબંધે, રૂદબાર અને કેહસ્તાન ના ઇસ્માઈલીયોની માન્યતાનું વર્ણન કરેલ છે—જે હકી-કત ગયા પ્રકરણમાં આપી ગયા છીએ. તે પછી—હ-સન અલાઝીકરહુસ્સલામનો એઅતેકાદ, અને તેણે માણસોને કેવી રીતે દોરવ્યાં, તેનું સ્વીસ્તર વર્ણન કર્તાએ કરેલ છે; જે વર્ણન “ રીયાઝુલ અન્સાબના વર્ણનનેજ મળતું છે, જેથી અત્રે બેવડાવેલ નથી. છેવટે—કર્તાએ, હસન જ્યારે મીમ્બર ઉપરથી ઉતર્યો ત્યારે કેવી રીતે તેણે રોઝો ખોલી નાખ્યો, અને તે દિવસ કેવી રીતે વાજીંત્રો અને ગાન તાન તથા રમત ગમતમાં ઇદની જેમ પસાર કરવામાં આવ્યો, તેનું વર્ણન કરેલ છે. )

૩ “ **મઝાહેબુલ ઇસ્લામ** ” ના કર્તાએ પણ પેજ ૩૦૧માં, ઉપરની હકીકતોને લગતીજ હકીકત જણા-વેલ છે. વધારામાં—તેણે જણવેલ છે કે, જે દિવસે હસનઝીકરહુસ્સલામે મીમ્બર ઉપર ચઢીને શરઈ બં-ધનો તોડી નાખવાનું જણાવ્યું, તે દિવસે હી. સ. ૫૫૯ રમઝાન મહિનાની ૧૭મી તારીખ હતી. અને તે દિવસે રોઝો તોડી નાખવામાં આવ્યો હતો.

૪ “ **ખોજા કોમની ત્વારિખ** ” ના કર્તા, પેજ ૧૧૮ ઉપરે જણાવે છેઃ—

“ હસન બાદશાહ થયો કે તુરતજ તેણે પોતાના ફરમાનો સ્વતંત્રતાથી ચલાવવા માંડયાં. ગાદીપર બેસતાંજ સઘળા દાઇઓ નકીબો અને વિદ્વાનોને પોતા-ના દરબારમાં હાજર થવાને હુકમ કાઢયા. અને પ્રસિદ્ધ

કર્યું કે ઈમામ પાસેથી કેટલાક ખુબી ભરેલાં ફરમાનો આવ્યાં છે અને તે ફરમાનો ઉમ્મત પર જાહેર કરવાની ઘણીજ જરૂર છે. આ હુકમો પહોંચતાંજ દૂર દૂરથી ટોળે ટોળાં લોકોનાં આવી અલમોતમાં એકઠાં થવા લાગ્યાં. જ્યારે સઘળા દાઈ, નકીબ અને આસપાસના મુરીદો એકઠા થઇ ગયા ત્યારે રમજાન માસની તા. ૨૭ ના રોજ પોતે મસજીદના મીમ્બર પર ચડયો અને એક છટાદાર અને અસરકારક ખુતબો ભણી ઈમામનો આવેલો પત્ર રજુ કર્યો. આ પત્રમાં લખ્યું હતું કે "હસન અમારો નાયબ, દાઈ, અને નકીબ છે. જે સઘળા અમારી તાબેદારી કરે છે તેઓએ દરેક જાહેર તથા ગુપ્ત વાતોમાં તેની તાબેદારી કરવી જોઇએ. તેના હુકમોને ખુદાના હુકમ અને તેના શબ્દોને ગેબના શબ્દો સમજવા. એ કામ કદી પણ ન કરે કે જેની તે મનાઈ કરે. તેના હુકમને એવી રીતે અમલમાં લાવે કે જેવી રીતે અમારા હુકમને લાવે છે." આ પત્રનો મજમુન વાંચી હસન બોલ્યો કે "સ્વર્ગના દ્વારો એ લોકો પર ખુલ્લાં થયાં છે કે જે અમારી તાબેદારી કરે. તમો ખુદાના ખાસ માનવંતા બંદાઓ છો. એટલા માટે **શરીયતની તસ્દીથી તમોને મુક્ત કરવામાં આવ્યા છે.** ખુતબા ( ભાષણ ) પછી તેણે મોટી ધામધુમથી લોકોને જમણ આપ્યું. આ જમણમાં શામેલ થઇ લોકોએ પોતાના રોજાઓ તોડી નાખ્યા. અને આખો દિવસ ભિન્ન ભિન્ન પ્રકારના આનંદો અને રમત ગમતમાં પુરો કર્યો. રોજા છોડી નાખવાનો હુકમ કરી તે બોલ્યો કે "આજનો દિવસ ઈદ કયામતનો છે." અને શરીયતના હુકમો માટે મોટે સાદે પોકાર પાડી કહેવામાં આવ્યું કે "આ જબર દ-

સ્તીના હુકમો પાળવા નહિ." આ સમયથી બાતીન્યા લોકોને સઘળા મુસલમાનો "મલાહેદા" એટલે બેદીન (અધર્મી) ના નામથી પોકારવા લાગ્યા.

હસન બીન મહમદે પોતાના સમયમાં એક ચાલાકી એ વાપરી કે પોતેજ ઈમામ હોવાનું જાહેર કર્યું કે હું નીજારના વંશમાંથી છું. વંશાવળીનો સંબંધ બનાવવા માટે એવી વાત બતાવી કે મને અલમોતમાં ગુપ્ત રીતે ભોંયરામાં છુપાવી રાખ્યો હતો. આ શાહજાદાના સંબંધમાં હસન સિવાય બીજા કોઈને ખબર ન હોતી. આ નીજારી વંશના શાહજાદાએ અહીંજ પોતાના લગ્ન કર્યાં જે દીવસે મારો જન્મ થયો તેજ દીવસે તે શાહજાદાને ઘેર પણ એક પુત્ર જન્મયો. એક સ્ત્રીએ મને તથા ઈમામના પુત્રને અદલ બદલ કરી લીધા.*

કેટલાકો કહે છે કે હસન બીન સબ્બાહના વખતમાં અબુલહસન સૈયદી નામે એક શખ્સ ઈમામ મુસ્તનસરની વફાત પછી બાર મહીને મીસરથી અલમોતમાં આવ્યો હતો. મતલબ કે નીજારી લોકો એમ માને છે કે જ્યારે શરીઅતનો બંધ તુટશે ત્યારે કીયામત થશે. હસનના વખતમાં એમ બન્યું, માટે હસનની દાવતને તેઓ કીયામતની દાવત સમજે છે. હસનને તેના સાળાએ હી. સ. ૫૬૧ માં લામસ્ટરના કીલ્લામાં છરીના ઘાથી મારી નાખ્યો.

યુસફશાહ કાતબને એક મોતેબર માણસે

* શાહજાદા અને ઈમામના પુત્ર સંબંધીની હકીકતમાં વાક્ય રચનામાં કાંઈક ફેરફાર જણાય છે, પણ કર્તાએ જેવી રીતે હકીકત ઉતારેલ છે, તેજ શબ્દોને જાળવેલ છે.

"જીમ"

કહ્યું કે એક વખતે હું અલમોત ગયો હતો.
ત્યાં એક તખતા ઉપર આ બેત લખેલો હતો.

બેત—બરદાસ્ત ગીલ શરેહ બ તાઇદે અઇઝદી
મખદુમે રોઝગાર અલીઝીકરતસ્સલામ.

અર્થ—જમાનાના સાહેબ અલીઝીકરત્તસ્સલાએ શરીઅતના તોકને ખુદાની મદદથી ઉપાડી (કહાડી નાખી)

(અલીઝીકરતસ્સલામ એ હસનનું નામ છે.)

૫ "આગાખાન કેસ" જે કે ઇ.સ. ૧૮૬૭ની સાલમાં મુંબઇની હાઇકોર્ટના વડા જડજ સર જોસફ આરનૉલ્ડ સમક્ષ ચાલેલ, તેના ફેંસલાના પેજ ૩૩ ઉપરે જણાવેલ છે કે, "જેને ટુંકમાં બોલીએ તો ઇકરેઆ સલામ કરી કહે છે, જે હસન બિન સબ્બાહની ઓલાદનો ચોથો જેઓને "ધી હીરેડીટરી ગ્રાંડ માસ્ટર્સ ઑફ ધી એસેસીન્સ ઑફ અલમોત" એવું નામ વાનહામરે આપ્યું છે."

૬ "મહુવા કમીશન કેસનો રીપોર્ટ" (જે ભાવનગરની હાઇકોર્ટના બાહોશ જડજ મી૦ નસરવાનજી ફરામજી મીરઝા તરફથી બાહેર પાડવામાં આવેલ તે)ના પેજ ૮ ઉપરે જણાવેલ છે કે, "મુસ્તનસર બિલ્લાહના વખતમાં હસન સબાએ અલમોતનો કિલ્લો જીતી લઈ પોતાની હુકુમત સ્થાપી (ઇ. સ. ૧૦૯૦ હીજરી ૪૮૩ને આશરે.) એની પછી તેના દીકરા કીયા બુઝર્ગ ઉમેદ* અને તેના વંશોએ હુકુમત કીધી. એ

*'ખોજા કોમના ઇતિહાસ' ના કર્તા સાહેબ કીયા બુઝર્ગ ઉમેદને હસન સબાહનો પુત્ર જણાવે છે. "જીમ"

માંહેલો હસન બિન મહમદ બીન બુઝર્ગ ઉમેદ ( જેને ઝીકરતસ્સલામ પણ કહે છે તે. ) ઉપલા નીજારની ઓલાદનો ( અને નહી કે કીયા બુઝર્ગનો પૌત્ર ) હતો એવું આગા પાટીનું કહેવું અને મનાવવું છે. અને તે હસનની ઓલાદનો હાલનો આગા છે એવું તેઓ જણાવે છે. "

પ્રિય વાંચકો ! ઉપરનાં સુર્યસમાન પ્રકાશિત પુરાઓથી આપ જોઇ શકયા હશો કે, અલમોતનો ચોથો હાકેમ **હસન અલા ઝીકરતસ્સલામ** તે મહમદ બિન કીયા બુઝર્ગ ઉમેદનો પુત્ર હતો; હ૦ નીઝારની અવલાદમાંથી તે નહિંજ હતો. તેને ફક્ત એક ચાલ વાપરીને પોતાને નીઝારનીઅવલાદમાંથી જણાવ્યો, અને ઇમામતનો દાવો પણ કર્યો; કે જેવો દાવો તેણે પોતાના પિતા મહમદ બિન કીયાની હયાતીમાં પણ કરેલ, અને જે ઉપરથી તેના પિતાએ તેને ઠપકો પણ આપેલ. ( જે હકીકત આગળ આપી ગયા છીએ. ) વળી ઉપરના પુરાવાઓમાંથી, હસન અલા ઝીકરીયા સલામનાં ધાર્મિક અકાયદાથી પણ આપ સુજ્ઞ વાંચકો પુરતી રીતે વાકેફ થયા હશો. ( મારા મિત્ર મી૦ વરતેજી પણ હાલ તેવાજ અકાયદા જાહેર કરી રહ્યા છે ! ) વધુ વિવેચન નહિં કરતાં, આપ સુજ્ઞ વાંચકો સમક્ષ જે તવારિખી પુરાવાઓ રજુ કરેલ છે, તેમાંથી સત્ય શોધી કાઢવાની નમ્ર અરજ ગુજારીને આ એ પ્રકરણ પૂર્ણ કરીશ.



# રૂકનુદીન ખુરશાહ.



અલમોતના આઠમા ( અને છેલ્લા ) હાકેમ, રૂકનુદીન ખુરશાહ ( કે જેને આગાખાનીઓ પોતાના ઈમામોની ટીપમાં, સતાવીસમા નંબરે જણાવે છે, તે ) ની જાહેર કારકિર્દી, અને તેની હુકુમત તથા તેના વંશનો હલાકુખાને કેવી રીતે અંત આણ્યો. તે સંબંધે આએ પ્રકરણમાં તવારિખી તપાસ હાથ ધરીશું.

મજકુર **રૂકનુદીન ખુરશાહ**, હ૦ નીઝારની અવલાદમાંથી નહિં હતા, બલ્કે તે કીયાબુઝર્ગ ઉમેદનીજ અવલાદમાંથી હતા; જેના પુરાવાઓ આગળ આપી ગયો છું. રૂકનુદીન ખુરશાહ હસન ઝીકરતસ્સલામનાં વંશમાંથી હતા તે બાબતને આગાખાનીઓ પણ માન્ય રાખે છે. તો જયારે ગયા પ્રકરણમાં સાબેત થઇ ચુકયું કે, હસન ઝીકરતસ્સલામ પણ કીયાબુઝર્ગનાં વંશમાંથીજ હતો. ત્યારે રૂકનુદીન ખુરશાહ કોઇ રીતે પણ હ૦ નીઝારના વંશમાંથી ઠરી શકતા નથી.

**રૂકનુદીન ખુરશાહ**નો સીલસીલો, કીયા બુઝર્ગ ઉમેદ સાથે આવી રીતે મળે છે—રૂકનુદીન ખુરશાહ, બિન અલાઉદ્દીન, મહમદ બિન જલાલુદીન, હસન, બિન મહમદ, બિન હસન ( ઝીકરતસ્સલામ ), બિન મહમદ, બિન કીયાબુઝર્ગ ઉમેદ.

**રૂકનુદીન ખુરશાહ**નો સમય, તેની જાહેર કારકિર્દી, અને તેના રાજ્યનો તથા તેના વંશનો અંત કેવી રીતે

આવ્યો, વી૦ વી૦ હકીકત સંબંધે જાહેર પુસ્તકોમાં નીચે મુજબ સનદો જોવામાં આવે છે—

૧ "રીયાઝુલ અન્સાબ" જીલ્દ ૨જીના પૃષ્ટ ૧૩૦ ઉપરે જણાવેલ છે કેઃ—

"રૂકનુદીન ખુરશાહ, બાઅદઅઝ પિદર પાદશાહ શુદ. બજેહતે દફ્એ તોહમત વ નીસ્બતે ખુને પિદર, હસન માઝન્દરાની રા બકુશ્ત. વ લશ્કર બજંગ કિલ્લએ સાલુર વ ખલખાલ ફીરીસ્તાદ, વ મુસ્તખલ્લેસ કર્દ ચુંયકસાલ દર પાદશાહી બ માંદ, હલાકુખાન બ જંગે ઉ રફ્ત, હરએ અઝીમ કર્દન્દ ચું ખુરશાહ દાનીસ્ત કે તાકતે મુકાવેમતે ઉ ન દારદ, અઝ કિલ્લએ મએમુન બીરૂન રફ્ત, વ દર ખિદમતે હલાકુખાન–ઇલી વ મુતાબેઅત નમૂદ. હલાકુખાન બ ફરમૂદ, તા કુલ્લાએ મુલાહેદારા ખરાબ કર્દન્દ. દર મુદ્દતે યક માહ, પંજાહ કિલ્લએ હસીનઅલમુત, વ મએમુન વ શુરૂશ, વ સરહા, વ વઝક. વ બેહરામ, વ ઝુઆહેન કોહ, વ ફિરદોસે મનસુરીય્યાહ વગ્યરે આં મુસખ્ખર શુદ, વ ખરાબ ગરદાનીદ. અઝકુલ્લાએ મુલાહેદાહ દર હીચ મવઝે આબાદી ન માંદ; મગર દર કિલ્લએ કુદકો, કે અઝ પસ મુદ્દતી મુસખ્ખેર શુદ. વ દવલતે ઈસ્માઇલીયાને ઈરાન–બ આખેર રસીદ, વ એહલેજહાં અઝદસ્તે જવરો–જુલ્મે ઇશાન ખલાસી યાફ્તન્દ; વ આલેમ અઝકુફ્ર વ તુગ્યાન વ ઈલ્હાદ વ ઈબાહતે ઇશાન પાક શુદ"

અર્થ—રૂકનુદીન ખુરશાહ, પોતાના બાપની પછી ગાદીએ આવ્યો. તહોમત મટાડવા ખાતર અને બાપના ખુનની બાબત–હસન માઝંદરાનીને મારી નાંખ્યો.

સાલુર અને અલઅલનાં કિલ્લાઓ ઉપરે લશ્કર મોકલીને તે સર કીધાં. તેણે એક વર્ષ બાદશાહી કીધી કે, હલાકુખાન તેના ઉપરે ચડી આવ્યો, અને મોટી લડાઈ થઈ. જ્યારે ખુરશાહે જોયું કે, પોતે તેની સામે ટકી શકે તેમ નથી, ત્યારે તે મએમુન કિલ્લામાંથી બાહેર નીકળ્યો અને હલાકુખાનની ખીદમતમાં ફરમાંબરદારી અને તાબેદારી જાહેર કીધી. હલાકુખાને મુલાહેદા[1]ના કિલ્લાઓને ખરાબ ( બરબાદ ) કરવાનો ફરમાન કર્યો, અને તે ફરમાન મુજબ કિલ્લાઓ વેરાન કરવામાં આવ્યા. એક મહિનાની મુદત દરમિયાન અલમુત, મએમુન, શુરૂશ, સરહા, વઝક, બેહરામ, ઝુઆહેનકોહ, ફિરદોસે મન્સુરીઆહ વી૦ પચાસ સુરક્ષિત કિલ્લાઓ કબજે કરીને જમીન દોસ્ત કરવામાં આવ્યા. મુલાહેદાહના કિલ્લાઓમાં કોઈ ઠેકાણે પણ વસ્તી રહેવા પામી નહિં; ફક્ત કુર્દકોનો કિલ્લો કબજે ન થયેલ, તે પણ થોડી મુદત પછી તાબે થયો. ઇરાનના ઇસ્માઈલીયોની હુકુમતનો અંત આવ્યો, અને મનુષ્યોએ તેઓના જુલ્મ અને જબરદસ્તીથી મુક્તી મેળવી; અને કુફ્રપણું, ફસાદ, બેદીની, હરામ ચીજોને હલાલ કરવી, વી૦ બાબતોથી સૃષ્ટી પાક થઈ ( એટલે એ બાબતો બંધ પડી. )

૨ " દબીસ્તાનુલ મઝાહેબ " ના કર્તાએ પેજ ૨૩૮ ઉપરે, રૂકનુદીન ખુરશાહની કારકિર્દી ટુંકમાંજ વર્ણવી છે. છેવટે જણાવેલ છે કેઃ—" હલાકુખાને જ્યારે રૂકનુદીન ખુરશાહને તાબે કર્યો, ત્યારે રૂકનુદીન ખુરશાહે પોતાને કાઆનની હુજુરમાં પહોંચા-

૧. બેદીનો.

ડવાની માગણી કરી, તેથી તેને ત્યાં મુકવામાં આ-
વ્યો; પણ તેને અધવચ્ચે રસ્તામાંજ મારી નાંખ-
વામાં આવ્યો."

૩ "મઝાહેબુલ ઇસ્લામ" ના કર્તા પેજ ૩૦૩માં જણાવે છે કેઃ—"રૂકનુદ્દીન પુરે એકસાલ ભી હુકુમત ન કરને પાયા થા કે તુર્કોને–તાતારીયાને[૨] ચંગીઝ ખાનીઉં કે હાથસે ઇસ્કી દવલત[૩] બરબાદ હુઇ. ગરઝ કે ઇન ઇસ્માઈલીયાકા ખાતેમાહ[૪] તાતારીયું ને ઈરાનમેં, ઓર કુર્દુંને શામ મેં, હમેશાં કે લીયે આતવીં સદીમેં કીયા"

૪ "ઇસ્માઇલી દર્પણ" ના કર્તા માસ્તર હાશમભાઇ બોઘાએ પેજ ૩૫ ઉપરે જણાવેલ છેઃ—"ઇસ્માઇલી નીઝારી ત્રેવીસમાં ઇમામ અલાજીકરીઆથી સતાવીસમાં ઈમામ રૂકનુદ્દીન ખુરશાહ સુધીના પાંચ ઇમામો જાહેર રીતે અલમોત ગઢના તખ્ત ઉપર થઇ ગયા હતા. હીજરી સન ૬૫૪માં એટલે ઈ. સ. ૧૨૫૬ની સાલમાં, ચીનાઇ તારતરીના હાકીમ જંગીશખાંના પાત્ર હોલાકુખાંએ અલમોતનો ગઢ હાથ કરી, ઇસ્માઇલી લોકોની મોટી કતલ ચલાવીહતી."

૫ "મહુવા કમીશન કેસનો રીપોર્ટ" નાં પેજ ૮માં, ભાવનગરની હાઇકોર્ટ ના જડજ મી૦ મીરઝાએ જણાવેલ છેઃ— "હસન સબાએ સ્થાપેલી હકુમત ૧૭૧ વરસ સુધી ચાલ્યા પછી ઈ. સ. ૧૨૫૮ ના અરસામાં તેના છેલ્લા હાકેમ રૂકનુદ્દીન ખુરશાને તાબે કરીને જંગીસખાનના પૌત્ર હલાકુખાને તારાજ કીધી

૨. તાતારી તુર્કો. ૩. હુકુમત ૪. અંત

"જીમ"

અને એ અલામતનો ત્રાસદાયક દોર તોડયો અને તેના માનનારાઓને ચુંટી ચુંટીને કાપી નાખ્યા. રૂકનુદ્દીન ખુરસા અને તેની ઓલાદ આ મહાભારત કતલમાંથી બચી ગઇ અને એ ઓલાદનું હાલનું આગાનું કૃટુંબ છે એમ માનવાને આંચકી લાગે છે.”

૬ “આગાખાન” પુસ્તકના કર્તા મીο નવરોજજી માણેકજી દુમસ્યાએ, તે પુસ્તકનાં પેજ ૮૦ ઉપરે જણાવેલ છે:— “અને હોલાકુ અથવા હોલાગોઉને ઇરાન તથા સીરિયા તાબે કરવા માટે રવાના કરવામાં આવ્યા હતા. તેમાં ઇસ્માયલીયોનો મ ા થતાં, અસબાબ, ખોરાકી તથા ઓજારોથી સારી પેઠે ભરપુર એવા એકસો કિલ્લાઓ મોગલોને હાથ આવ્યા. તે માંહેલા છેલ્લા કિલ્લા માટે એવી વાત ચાલે છે કે તેણે વીસ વરસ સુધી ખરેખરી બલતવારીથી ટકી રહયો હતો. એ કિલ્લો જીતાતાંજ, તે માંહેલા મર્દો, ઓરતો અને બાળકોની કાંઇબી રહમ વગર કતલ ચાલી અને એક જાનને બી સલામત રાખવામાં આવ્યો નહિ.”

૭ “આગાખાન કેસનો ફેંસલો” ( નાο પહેલા આગાખાનના સમયમાં જસ્ટીસ સર જોસફ આર્નોલ્ડ સમક્ષ ચાલેલ કેસનો ફેંસલો તે ) ના પેજ ૩૬માં જણાવેલ છે:— “જંગીસખાનના દોહિત્રાઓમાંના એક હલાકુખાનના જબરદસ્ત જોર આગળ ઇસવી સને ૧૨૫૮ની સાલમાં અલમોત પડી ભાગ્યું. તે ફરી ઉભું થયું નહિ, માત્ર તેની માટીના ઢગલા પડી રહ્યા છે. તેઓનો આ પ્રમાણે એકંદર પડી ભાગ્યાની વખતે મરદો, ઓરતો અને બાળકોને વગર ફરક રાખીને તલવારની ધારે કતલ કરવામાં આવ્યા હતા”

૮ "**ખોજા કોમની ત્વારિખ**" ના કર્તાએ પેજ ૧૮૦ ઉપરે જણાવેલ છેઃ—હલાકુખાન રૂકનુદીનનાં લશ્કરને વિખેરી નાખી હી. સ. ૬૫૪માં જીલહજ મહિનામાં પોતાની ઉમેદથી ફળીભુત થઈ હમદાનની કારના અમુક નામના ગામમાં ગયો. ત્યાં રૂકનુદીનને સાથે લીધો હતો તેના પર કૃપાદૃષ્ટીથી વર્તવામાં આવતું હતું. રૂકનુદીનને બાદશાહના એલચીઓ સાથે પોતાના ખાસ માણસો આપી શામના મુલકના કિલ્લા ચંગીઝખાનના હાકેમોને સોંપવા હુકમ કર્યો. રૂકનુદીને પોતાને મનકુખાન પાસે મોકલવા બાદશાહને અરજ કરી. બાદશાહ અજબ થયો. પણ અરજ પોતાને અનુકુળ પડવાથી કબુલ રાખી અને તેની રખેવાળી વાસ્તે મુગલોની એક ટોળકી આપી. રૂકનુદીન ગરદકુ પહોંચતાં મનકુખાનના એલચીઓએ મનકુખાન તરફથી તેને કહ્યું કે તું ગરદકુ વિગેરે કિલ્લા કેમ સોંપતો નથી ? તે કીલ્લાને તોડી પાછો આવતે પાછો ફર્યો ત્યારે એલચીઓએ મિજબાનીના બહાને તેને તીણી તરવારથી મારી નાખ્યો. બીજી જગાએ એમ લખ્યું છે કે, મનકુખાને જ્યારે રૂકનુદીનના આવવા વિષે સાંભળ્યું ત્યારે તે ઘુસ્સે થયો અને કહ્યું કે "તેના ઘોડાઓને નકામી તકલીફ શા માટે આપવી જોઇએ." એમ કહી તેને મારી નાખવા જલ્લાદો મોકલ્યા અને તેને રસ્તામાંજ મારી નાખવા હુકમ કીધો.

હલાકુખાને અલમોતના કીલ્લાનો પુરતી રીતે નાશ કીધો અને હવે ઇસ્માઇલીયોના અલમોતના રાજ્યની સમાપ્તી થઇ."

૯ ઉપરોક્ત પુસ્તકના પ્રકરણ ૧૧માં તાતારી કોમના વર્ણનમાં પેજ ૧૯૦ ઉપરે જણાવેલ છે કેઃ—"હ.

લાકુખાને આવી કેટલાક વર્ષોની લડાઇ બાદ અલમોતના રાજ્યનો બહુજ કમકમાટ ભર્યો ઘોરણે નાશ કીધો. રૂકનુદીન ખુરશાહના દીકરા, દીકરી, ભાઇ, બહેન, ખેશ, કુટુંબ અને તેની આખી કોમને કાપી નંખાવી. આ કતલને "ઇસ્માઇલીયોની કીયામત"નું નામ

આપવામાં આવ્યું છે."

૧૦ "ખોજા વૃતાંન્ત" આવૃત્તિ બીજીના પેજ ૧૦૧ ઉપરે જણાવેલ છે કેઃ—"ઇસ્માઇલીયોને સમાપ્ત કરવામાં મનકુખાનનો એવો હુકમ હતો કે તેઓમાંના એક પારણામાં સુતેલા બાળકને પણ જીવતું મુકવું નહિ. રૂકનુદીનના મરણ પછી તેના નોકરો તથા લશ્કર જે હાકેમને સોંપવામાં આવ્યા હતા, તે બધાઓને મારી નાખ્યા. અને પોતાના એક ખાસ માણસને મોકલી રૂકનુદીન ખુરસાહના દીકરા દીકરી ભાઇ બહેન ખેશ કુટુંબ અને તેની આખી કોમને કાપી નંખાવી. માત્ર તેઓમાંથી બે શખ્સો "બુલગાન ખાતુન" ને સોંપ્યા તેઓને તેણે પોતાના બાપ ચકતાઇના વેરમાં મારી નાખ્યા."

પ્રિય વાંચકો! ઉપરની સનદોથી આપ જોઇ શકશો કે, અલમોતના આઠમા હાકેમ રૂક્નુદ્દીન ખુરશાહની નસલમાંથી એક બાળક તલક પણ જીવતું રહેવા પામ્યું નથી. મી૦ વરતેજી અને મી૦ હુદા જેવા આગાખાની લેખકો, આગાખાની સીલસીલાને અલમોતના હાકીમ રૂકનુદીન ખુરશાહ સાથે મીલાવીને નરનસલ—નરનસલનો જે પુકાર કરી રહ્યા છે, તેઓ અગર ઉપરની સનદોને ઇન્સાફી નજરથી નિહાળશે તો પોતાની ભુલ સ્પષ્ટ રીતે જોઇ શકશે. એ બાબતને લગતી હજી પણ કેટલીક ત્વારિખી સનદો

મોજુદ છે, પણ લંબાણના ભયથી એટલી સનદો ઉપરેજ બસ કરી સત્યશોધક વાંચકોને સત્ય શોધવાની ઇલ્તેમાસ કરી, આ એ પ્રકરણ પુર્ણ કરીશ.

---

# રૂકનુદ્દીન ખુરશાહ પછીના આગાખાની ઈમામો

પ્રિય વાંચકો ! આગાખાની લેખકો, ના૦ આગખાનની ઇમામતનો સીલસીલો અલમોતના હાકેમો સાથે મીલાવે છે—પણ પહેલે તો અલમોતગઢમાં હાદી, મોહતદી અને કાહેરનું હોવુંજ કોઇ રીતે સાબેત થતું નથી. ( જે વિષેની હકીકત આપ આગળ જોઈ ગયાછો. ) ત્યારપછી તેઓ અલમોતના ચોથા હાકેમ હસન બિન મહમદને શાહકાહેરેના ફરઝંદ તરીકે જકરીયાસલામના નામથી ગણાવવા માંગે છે. પણ આપ સુજ્ઞવાંચકો આગળ જોઇ ગયા છો કે, મજકુર હસન ( જીકરતસ્સલામ ) કીયા બુઝર્ગનાજ વંશમાંથી હતો તેજ પ્રમાણે અલમોતનો છેલ્લો ( આઠમો ) હાકેમ રૂકનુદીન ખુરશાહ પણ એજ વંશમાંથી હતો, જે પણ આપ જોઈ ગયા છો.

રૂકનુદીનખુરશાહ, અલમોતનાં હાકેમ હસન જીકરતસ્સલામના વંશમાંથી હતા, એ બાબતને તો આગાખાની લેખકો પણ માન્ય રાખે છે-તો જ્યારે હસન જીકરતસ્સલામ કીયા બુઝર્ગ ઉમેદનાં વંશમાંથીજ હતો ત્યારે રૂકનુદીન ખુર-

**શાહ** નીઆરી વંશમાંથી કોઈ રીતે પણ સાબેત થઇ શકતા નથી.

મજકુર અલમોતના હાકેમ **રૂકનુદીન ખુરશાહ**ની હુકુમતનો અંત આવવાની સાથેજ **હલાકુખાન** તરફથી ચલાવવામાં આવેલી કત્લમાંથી, રૂકનુદીન ખુરશાહના વંશમાંથી કોઈ બચવાજ પામ્યું નહોતું. છતાં આગાખાની લેખકો પોતાના અઠાવીસમા ઇમામ તરીકે **શમ્સુદીન મહમદ**ને જણાવીને તેઓને અલમોતનાં હાકેમ રૂકનુદીન ખુરશાહનાં ફરઝંદ તરીકે જણાવવાનો પ્રયત્ન કરે છે.

આગાખાની લેખકો પોતાના અઠાવીસમા ઈમામ **શમ્સુદીન મહમદ**ની કાંઇ પણ કારકીર્દી બતાવી શકતા ન હોવાથી, **શમ્સ તબ્રેઝ**ની કારકિર્દીને **શમ્સુદીન મહમદ**ની કારકિર્દી તરીકે ઠસાવે છે. તદુપરાંત **શમ્સુદીન** મુલતાની (ઉર્ફે શમ્સ ચોટ) નામના એક જુદાજ પુરૂષને પણ **પીરશમ્સ** તરીકે જણાવીને, પીરશમ્સનેજ અઠાવીસમા ઇમામ શમ્સુદીન મહમદ છે એમ જણાવવાની તજવીજ કરે છે. અને શમ્સુદીન મુલતાનીની કારકિર્દીને પોતાના અઠાવીસમા ઈમામની કારકિર્દી ગણાવે છે. **ઇસ્માઇલી દર્પણ**ના કર્તા, મરહુમ માસ્તર કાશમભાઈ બોધાએ પેજ ૩૬માં જણાવેલ છે કેઃ—

> અઠાવીસમા ઈમામ શમશુદીન મહમદ ઈરાનમાં આવેલા કેક શહેરમાં જઇ રહ્યા હતા. આ ઇમામ પોતાના ફરજંદ કાસમશાહને ઈમામત આપી, પોતે પીરના હુદ્દાથી, હિંદુસ્થાનમાં મુલતાન ભણી આવ્યા હતા. અને ઘણા લોકોને ઈસમાઇલી ધર્મમાં લાવ્યા હતા."

મતલબ કે આગાખાની લેખકો પોતાના ૨૮ મા ઈમામની કાંઈ પણ કારકિર્દી બતાવી શકતા ન હોવાથી, શમ્સતબ્રેઝ અને શમ્સુદ્દીન મુલતાની નામના જુદા જુદા પુરૂષોની કારકિર્દીઓ પોતાના ૨૮ માં ઈમામ શમ્સુદ્દીન મહમદનાં નામથી જણાવી રહ્યા છે. પણ ખરી હકીકત શું છે, તે બતાવવા ખાતર કેટલાક ઉતારાઓ નીચે રૂજુ કરીશ.

૧ "ખોજા કોમની તારીખ" ના કર્તા, પેજ

> ૨૭૬ ઉપરે જણાવે છેઃ— નીઝારી ૨૭મા ઇમામ* શમસુદ્દીન ઇમામત પોતાના બેટા કાસમશાહને સુપ્રત કરી હીન્દુસ્તાન પંજાબમાં આવ્યા હતા અને હજારો હીન્દુઓને બોધ કરી ઇસલામ મતમાં લીધા હતા, એવી વાત મેં એક ખોજા અકાયદની ચોપડીમાં વાંચી હતી. તેમજ આ પીર શમસુદ્દીન તે પ્રખ્યાત સુફી શમ્સ તબ્રેજજ હતા; એવી વાતો પણ ખોજાઓમાં પ્રચલિત છે. પરંતુ તે બન્ને વાતો મોમિન ચેતામણીનું જ્ઞાન રદ કરે છે. મજકુર જ્ઞાનના પાઠ ૨૦૩થી ૨૦૫ સુધીમાં એમ જણાવવામાં આવ્યું છે કે પીર નુરસતગુરના નુરમાથી પીર સલાહુદ્દીન થયા અને સલાહુદ્દીનના શમસુદ્દીન થયા. ૨૦૬ના પાઠમાં તેમનું નામ શમસચોટ બતાવ્યું છે. વળી પાઠ ૩૮૨ થી પાઠ ૩૮૪ સુધીમાં પીર શમસુદ્દીનના પીર નસીરદીન, પીર નસીરદીનના પીર સાહેબદીન, પીર સાહેબદીનના પીર સદરૂદીન થયા એમ બતાવ્યું છે. અને ત્યારબાદ પણ તેમના વંશજો પીરાઇ કરતા આવ્યા છે. મત-

* આગાખાનીઓની દુવામાં શમસુદ્દીન મહમદ ૨૮ મા નંબરે જણાવેલ છે.

"જેમ

લખ કે પીર શમસુદ્દીન તે પીર નુરસતગુરની ઓલા-દથી હતા, શમ્સતબ્રેઝ તો જુદા હતા. તેમને તથા પીર શમ્સચોટને તો ૧૦૦ વર્ષ ઉપરાંતનો અંતર છે. આ બાબતની ચોખવટ નિઝામુલ—મશાએખ નામના ઉરદુ ચોપાન્યામાં ખાજા હસન નિઝામી તરફથી કરવામાં આવી છે. આ પીર શમસુદ્દીને પંજાબમાં હજારો હીન્દુઓને બોધ આપી ઈસલામી બનાવ્યા છે. તેમના નામ ઉપરથી તેમના મુરીદો શમસીમતનાં કહેવાય છે. આ પીરે રચેલા શાસ્ત્રો ખોજાઓમાં બહુજ પ્રચલિત છે પરંતુ તેમણે ખોજાઓને ઇસલામ મતમાં આણ્યા નથી* તેથી તેમને લગતી લંબાણ હકીકત હું છોડી આપું છું.''

૨ "ખોજા વૃતાંત"ના કર્તા, પેજ ૧૦૦ ઉપરે જણાવે છે કેઃ— "રૂકનુદ્દીન ખુરશાહ પછી નિઝારીઓની હકીકત "રોઝતુસ્સફા"માંથી મળી નથી. પણ ખોજા લોકોની પોથીઓમાં પેઢીઓની ટીપ છે, તેમાં રૂકનુદ્દીન ખુરશા પછી શમસદીન મહમદ, અલાઉદ્દીન મોમન, કાસમશાહ એ નામો છે. ફિરસ્તાહની તારીખમાં મીર શમસના પ્રકરણમાં એમ લખ્યું છે કે, મીર શમસ એ કાસમ અનવર બિન સૈયદ મહમદ નુર બક્ષના મુરીદોમાંથી હતો. જેથી એમ સમજાય છે કે રૂકનુદ્દીન પછી સૈયદ મહમદ નુરબક્ષે નિઝારી પંથ ચલાવ્યો હોય. અને તેના બેટા કાસમશાહનું નામ પેઢીનામામાં દાખલ થયું હોય

*'ખોજા કોમનો ઇતિહાસ'ના કર્તા પણ એમજ જણાવે છે કે એ પીરે ખોજાઓને ઇસ્લામી મતમાં આણ્યા નથી.

"જીમ"

પણ મીર શમસની વાત તો શુમારે ચારસો વરસની છે. અને સૈયદ મહમદ જેને અમે સતગુરનુર ગણ્યો છે, તેતો મહારાજા સિધરાજના વખતમાં હતો તેને શુમારે સાહસાતસો વરસ થયાં ત્યારે આ વાત સાચી ગણીએ, તો તે વાત ખોટી થાય. એમ આ પ્રક્રિયા બંધબેસ્તી થતી નથી. ગમે તેમ હોય આપણે આ જગ્યાએ ખોજા પંથમાં જેમ પેઢીઓ લખી છે, તેમજ લખીએ. ”

૩ “ **રીયાઝુલ અન્સાબ** ” ના કર્તાએ, શમ્સ તબ્રેઝ અને શમ્સ મુલતાની ( ઉર્ફે શમ્સ ચોટ ) બેઉને જુદાજ જણાવ્યા છે. જે હકીકત “ પ્રસ્તાવવાની પોલ ” અને “ ખ્વાજા હસન નીઝામીના વિચારો ઉપર રીવ્યુ”વાળા પ્રકરણોમાં બતાવી ગયા છીએ. જેનો ટુંક સાર એ કે–શમ્સ તબ્રેઝ, હી. સ. ૬૫૪માં કુસીના નામના ગામમાં, મોલવી રૂમના છોકરા અલાઉદ્દીનના હાથથી માર્યો ગયા હતા, અને તબ્રેજમાં પોતાના બાપ બહાઉદ્દીનની કબર નજીક દફનાવવામાં આવ્યા હતા. જ્યારે શમ્સ મુલતાની એટલે શમ્સુદીન બિન સલાહુદ્દીન, હી. સ. ૬૮૦ માં મુલ્તાનમાં ગુજર્યો હતા. ત્યાંજ તેઓનો રોજો છે.

ઉપરના ત્વારિખી પુરાવાઓથી વાંચકો સારી રીતે જોઇ શકશે કે, શમ્સ તબ્રેઝ અને શમ્સ મુલ્તાનીની કારકિર્દીને પોતાના ૨૮ મા ઇમામની કારકિર્દી તરીકે જણાવવામાં આગાખાની લેખકો સજ્જડ થાપ ખાય છે. મતલબ કે તેઓ પાસે પોતાના અઠાવીસમા ઈમામની કાંઇ જાહેર કારકિર્દી ન હોવાથી, તેઓને આડા અવળા ફાંફાં મારવાં પડે છે.

તેવીજ રીતે-શમસદીન મહમદ પછીના આગાખાની ઇમામો માટેની જાહેર કારકિર્દી પણ જાહેર ત્વારિખોમાં જોવામાં આવતી નથી. આગાખાની લેખકો તેવા કાંઇ પણ ત્વારિખી પુરાવાઓ બતાવી શકતા નથી. ફક્ત—હરજીભાઇ પુંજા માસ્તરે "મઝહરે ઝાતે અલ્લાહ" તથા "સીલસીલે ઇમામત" નામના પુસ્તકોમાં તેવી કાંઇ ટુંક કારકિર્દી જણાવવા કોશેશ કરેલ છે, પણ તે મનઘડતજ લાગે છે; સબબકે કોઈ ત્વારિખી સનદોના ઉતારાથી તે પુરવાર કરેલ નથી. મરહુમ હાસમભાઇ બોઘા માસ્તર, કે જેઓ આગાખાની લેખકોના મુખ્ય સ્થંભરૂપ હતા. તેઓને પણ મજકુર ઇમામો માટેની કાંઇ જાહેર કારકિર્દી મલી શકી નથી. તેઓએ "ઇસ્માઇલી દર્પણ" નામના પોતાના પુસ્તકના પેજ ૩૬ માં ફક્ત એટલુંજ જણાવેલ છે કે—"ઇસમાઇલી નીઝારી અઠાવીસમા ઇમામ શાહ શમસદીન મહમદથી ઇસમાઇલી છેતાલીસમા ઇમામ શાહ હસનઅલી સુધીના ઓગણીસ ઇમામો ઇરાનના મુલકમાં મેહલાત પરગણામાં કેક, બાબક, તથા વીરચા અને યઝદ ભણી રહેતા હતા."

આગાખાનીઓના અઠાવીસમા ઇમામથી કરીને તેતાલીસમા ઇમામ સુધીના ઇમામો માટેની કાંઈ પણ જાહેર કારકિર્દી જોવામાં આવતી નથી, તે બતાવવા ખાતર નીચે કેટલાક પુરાવાઓ રજુ કરીશ.

૧ "**ખોજા કોમની તવારિખ**" ના કર્તાને પણ મજકુર ઇમામો માટેની જાહેર કારકિર્દી મળી શકી નથી. અઠાવીસમા શમસદીન મહમદ માટેની દંત કથાને લગતી ટુંક હકીકત જણાવીને તેનો રદ કરેલ છે. ઓગણત્રીસમા કાસમ શાહના નામનો ફક્ત નંબરજ જણાવેલ છે. ત્રીસમા ઈસ્લામશાહ માટે, તેઓના વખતમાં પીર સદરદીન હિંદુસ્તાનમાં આવ્યા હતા

એવી જે દંતકથા આગાખાનીઓમાં પ્રચલિત છે તેજ ફક્ત ઉતારેલ છે. ત્યાર પછી એકત્રીસમા ઇમામથી કરીને તેતાલીસમા ઇમામ સુધીના ફક્ત નામોજ (પૃષ્ટ ૧૯૬ માં) ઉતારેલ છે અને તે સર્વે નામોની સાથે ફક્ત એટલુંજ જણાવેલ છે કે—"તેમને લગતી કાંઇ હકીકત જણાઈ નથી."

૨ "ખોજા વૃત્તાંત" ના પેજ ૧૦૦ માં જણાવેલ છે કે—"રૂકનુદ્દીન ખુરશાહ પછી નીઝારીઓની હકીકત "રોઝતુસ્સફા" માંથી મળી નથી."

૩ "ખોજા કોમનો ઇતિહાસ" ના કર્તા, મી૦ જાફરભાઇ રહેમતુલ્લાહ બારીસ્ટર એટ લો, પેજ ૨૧૩ માં જણાવે છે—"૨૭ મા ઇમામથી તે ઇમામ જાફરશાહ સુધી * તવારીખમાં કાંઈ મળતું નથી."

૪ "આગાખાન કેસનો ફેંસલો" પેજ ૩૭ માં, જસ્ટીસ સર જોસફ આર્નોલ્ડ તરફથી જણાવવામાં આવેલ છે—"એમાંના નામો સંબંધી તવારીખમાં કશું માલમ પડતું નથી. તેઓમાંના માત્ર એક શાહ ઈસ્લામશાહ જે આગાખાનનો ૧૪ મો વડવો થાય તેની બાબતમાં ખોજા જ્ઞાતીમાં એક દંતકથા ઘણી ફેલાયલી છે, કે પીર સદરદીન દાઇ યાને પાદરીએ ખોજાઓને મુસલમાન કર્યા હતા, તે ઇમામનો મોકલેલો દાઈ હતો."*

* કર્તાએ ૪૩ મા નંબરે ઇમામ જાફરશાહનું નામ જણાવેલ છે.

* મજકુર કેસ ના. પહેલા આગાખાનના સમયમાં ઇ. સ. ૧૮૬૭ ની સાલમાં, જસ્ટીસ સર જોસફ આર્નોલ્ડ સમક્ષ ચાલ્યો હતો.

"જીમ"

પ્રિય વાંચકો ! ઉપરની સનદોથી આપ જોઇ શકશો, કે આગાખાનીઓના અઠાવીસમા ઇમામથી કરીને તેતાલીસમા ઇમામ સુધીના ઇમામો માટે ત્વારિખોમાં કશું જણાયલું નથી. ( આગાખાની લેખકો, "વગર તુટવે સીલસીલા બંધ નરનસલે ઈમામત" નાં જે પુકારો કરી રહ્યા છે, તેમાં કેટલું સત્ય સમાયલું છે, તેનો ઇન્સાફ કરવા માટે હ૦ ઇસ્માઇલથી કરીને રૂકનુદીન ખુરશાહ સુધીની ત્વારિખી તપાસ જુદા જુદા પ્રકરણોમાં વાંચકો સમક્ષ રૂજુ કરી ગયો છું. )

રૂકનુદીન ખુરશાહ પછી—શમસદીન મહમદથી કરીને આગાખાનીઓના તેતાલીસમા ઈમામ શાહ કાસમઅલી સુધીની કાંઇ પણ જાહેર કારકિર્દી જણાયલી નથી, એ હું ઉપર બતાવી ગયો છું. ત્યાર પછીના તેઓના ચુમાલીસમા ઇમામ શાહ અબુલ હસનઅલીથી કરીને હાલના ના૦ આગાખાન સંબંધે જે જાહેરમાં જણાયલું છે, તેમાંથી ટુંક નીચે દર્શાવીશ.

**(૪૪) શાહ અબુલ હસન અલી** એઓને ઈરાનના શાહે કેરમાન પ્રાંતના ગવરનરની પદવી આપી હતી, અને કેટલીક જાગીર પણ આપી હતી.

**(૪૫) શાહ ખલીલુલ્લાહ અલી**—એઓ પોતાની જાગીર મહેલાતમાં રહેતા હતા, જેથી તેઓ **મહેલાતી** કહેવાણા. "ખોજા કોમની તવારીખ"ના પૃષ્ટ ૧૯૭ પર જણાવેલ છે—"તેઓ મહેલાત નામના પોતાની જાગીરના ગામડામાં રહેતા હતા. આ ગામના પટેલને ઇમાનીખાન નાયબે કેદ કરી તેનું સર્વસ્વ લુટી લીધું તેથી તેમને મહેલાત છોડવું પડયું. નવા સ્થળ યજદમાં લોકોએ એવી ઉશકેરણી ફેલાવી કે તેઓ બેદીન છે માટે તમને મારી નાખવો જોઇએ. આ ઉપરથી લોકોએ ઉશ્કેરાઇ જઇ તેમનું ખુન કીધું હતું. ખુન

કરનારાઓમાં બાદશાહ ફતેઅલીશાહના બેટાનો પણ હાથ હતો."

મઝાહેબુલ ઇસ્લામના પૃષ્ટ ૩૮૫ ઉપરે જણાવેલ છે કે—' ફીર શાહ ખલીલુલ્લાહ યઝદકો ચલે ગયે. વહાં દો બરસ રહેને પાએ થે કે ઇત્તેફાકસે એક દીન ઉન્કે કારન્દું[1] ઔર બાદેમુંસે એક દુકાનદારકા ઝગડા હો ગયા. ઇસ્ને નવાબ મીરઝા જાઅફર સદરૂલ મુમાલેકસે શીકાયત કી. નવાબને શાહ ખલીલુલ્લાહકે આદમીયોંકો સઝાકે લીયે તલબ કીયા. વોહ શાહ ખલીલુલ્લાહકી હવેલીમેં છુપ ગયે. મીરઝા જાઅફરને ઉન્કી ગીરફતારી મેં ઈસરાર કીયા. શાહ સાહેબને[2] ઉન્કો નવાબકે નોકરૂંકે હવાલે કરનેસે ઇન્કાર કીયા. મુલ્લાં હુસેન યઝદી, નવાબકા એક મુસાહેબ, બહોત સિપાહ ઔર અવામકા હુજુમ[1] લેકર શાહ ખલીલુલ્લાહકી હવેલી પર ચઢ ગયા. ઈસમાઇલીયુંને હવેલીકે કીંવાડ બંદ કરકે, ઇસ્મેંસે મુકાબલા કરના શુરૂઅ કીયા. મુલ્લાં હુસેનકે આદમી દીવાર તોડકર અંદર ઘુસ ગયે. શાહ ખલીલુલ્લાહ ઔર બહોતસે ઇસ્માઈલીય્યાહ મારે ગયે."

(૪૬) શાહ હસનઅલી શાહ—એઓના પિતાશ્રીની વફાત વખતે એઓની ઉમ્ર ફક્ત તેર વરસની હતી. એઓના માતુશ્રી એવણને સાથે લઈ ઇરાનના પાયતખ્ત તેહરાનમાં ગયાં. એઓના પિતાશ્રીના ખુન થવાના સબબે એઓના મુરીદો બહુ ઉશ્કેરાઇ ગયા હતા, જેથી ઇરાનના શાહે, શાહ હસનઅલી શાહની રૂબરૂમાં પોતાના પુત્રને ખુબ ધમકાવ્યો અને તેઓના પીતાશ્રી તથા માણસોનાં ખુન કરવામાં જેઓનો હાથ હતો તેઓને સજા કીધી.

૧. કામ કરનારાઓ; નોકરો. ૨. એટલે શાહ ખલીલુલ્લાહ.

'ટોળું' ["ઝુમ"]

અને શાહે પોતાની શાહજાદીના લગ્ન તેઓની સાથે કરી આપ્યા, ઉપરાંત તેઓને **આગાખાનનો** લકબ આપ્યો. ( જે તેઓના વંશમાં ચાલુ છે. )

ફતેહઅલીશાહના મર્ણ બાદ, મહમદશાહ ગાદીએ આવ્યો. તેનો બીજો ભાઈ, કે જે કીરમાનનો ગવરનર હતો, તેણે બલવો કરવાથી, મહમદશાહે હસનઅલીશાહને લશ્કરની સરદારી આપી, પોતાના ભાઇને કેદ કરવા સારૂ **કેરમાન** રવાના કર્યો. શાહ હસનઅલીએ કેટલીક લડાઇઓ લડવા બાદ શાહના ભાઇને કેદ કરીને **તેહરાન** મોકલાવી આપ્યો.

શાહ મહમદઅલીનો વડો વજીર કે જે મજકુર શાહનો ઉસ્તાદ પણ હતો, તેણે શાહ હસનઅલીશાહની પુત્રી સાથે પોતાના લગ્ન કરવા માટે કહેણ મોકલાવેલ, જેથી હસનઅલીશાહ ઘણા નારાજ થયા અને એ બનાવથી મજકુર વજીર સાથે અણુબનાવ થયો અને શતરૂવટ વધી. જેથી હસનઅલીશાહે પોતાના બચાવ માટે હથીઆરબંધ લશ્કર તૈયાર કર્યું, અને ઇરાનની સલ્તનત પોતાના હાથમાં લઇ લેવાની વેતરણ કીધી. તેની શરૂઆત **કીરમાનથી** કરવામાં આવી. કીરમાન પોતાના કબજામાં લીધું. ઈ. સ. ૧૮૪૦ સુધી કીરમાનની હુકુમત ભોગવી, પણ છેવટે બાદશાહના લશ્કર સાથ કેટલીક લડાઇઓ થઇ. પરિણામે શાહ હસનઅલીને કીરમાન છોડવું પડયું. ત્યાંથી બલુચીસ્તાન થઇને સીંધ આવ્યા. તે વખતે સીંધના મીરો અને ના૦ બ્રીટીશ સરકાર વચ્ચે ભાંજગડ ચાલતી હતી. તે ભાંજગડમાં શાહ હસનઅલીએ જનરલ સર ચાર્લ્સ નેપીયરને ઘણી મદદ કીધી હતી. એ કારણથી ના૦ બ્રીટીશ સરકારે તેઓને સાલીઆણું આપવાનું ચાલુ કર્યું અને હિઝ હાઇનેસનો ખીતાબ અર્પણ કર્યો.

શાહ હસનઅલીશાહ કીરમાન છોડી, બલુચીસ્તાન થઈ સીંધ આવ્યા, અને ત્યાંથી મુંબઇ આવ્યા, ત્યાં સુધીનો સંપુર્ણ એહવાલ તેઓએ પોતાના હાથે લખેલી ફારસી બાયોગ્રાફી "ઇબ્રતે અફ્જા" માં લખેલો વીગતવાર નજરે પડે છે.

તેઓના મુંબઇમાં આવી વસવાટ કર્યા બાદ, ઇરાનની સરકારની લખાવટથી ના૦ બ્રીટીશ સરકારે ઇ. સ. ૧૮૪૬-૪૭, એમ બે વરસો સુધી તેઓને કલકત્તામાં રહેવાની ફરજ પાડેલ. તેઓના વખતમાં ઇ. સ. ૧૮૬૬ માં **આગાખાન કેસ** કે જે બાર **ભાયા કેસ** ના નામથી મશહુર છે, તે ઉભો થવા પામ્યો હતો. તેઓ ઇ. સ. ૧૮૮૧ ની સાલમાં વફાત પામ્યા હતા. તેઓને મુંબઇ ખાતે **હસનાબાદમાં** દફનાવવામાં આવ્યા છે.

**મઝાહેબુલ ઇસ્લામ**ના કર્તા, તેઓ નામદારના હીંદુસ્તાન પધારવા પછીના અહેવાલમાં પેજ ૩૬૧ ઉપરે જણાવે છે:—"હસન અલીશાહકી કુછ જાએકાદ[1] હિન્દુસ્તાનમેંથી. ઉન્કે આનેસે હિંદુસ્તાનકે તરફદાર બહોત ખુશ હુએ. યેહ નિહાયત[2] નમુદી[3] લીયાકત[4] વરાસ્ત[5] કે આદમીથે. ઇન્હેં યેહ દેખકર બડી હયરત[6] હુઈ કે, ઇરાનીયું[7] ઔર ઈંગ્લીસ્તાનીયું[8] કે ઉસુલ[9] ઔર બરતાવ[10] મેં કીસ કદર ફરક હયે. ઉન્કો બ્રીટીશ ઇન્તેઝામ[11] સે મોઆનેસ્ત[12] હુઈ, ઓર ઉન્હુને જલ્દ ઇસકા સુબુત[13] દીયા; કે અવ્વલ અફઘાની જંગ ઔર સીંધકી લડાઇમેં કીમતી ખીદમાત[14] અંજામ[15]

૧. મીલ્કત ૨. બહુજ ૩. જાણવા જોગ ૪. લાયકી ૫. સમજ ૬. આશ્ચર્ય ૭. ઇરાનીયો ૮. અંગ્રેજો ૯. કાયદાઓ ૧૦ વર્તણુક ૧૧. બંદોબસ્ત ૧૨. મલતાપણું ૧૩. પુરાવો ૧૪. ખીજમતો ૧૫. પુર્ણ બજાવી લાવવી.

ડી. ઔર જનરલ સર **ચાર્લસ નેપીયર** સાહેબસે મુલાકાત કરકે, ઉન્કે સાથ સીંધકી જંગોજદલમેં શરીક[16] રહે. ઔર જો સરહદી[17] જીરગે[18] ઉન્કી સરગુનાઇ[19] તસ્લીમ[20] કરતેથે, ઉન્પર અપના અસર ડાલા. ઈસ્કે બાઅદ ઉન્હુંને **અમ્બઇ** ઔર **પુને** મેં સુકુનત[21] ઇખ્તીયારકી, ઔર ગર્વન્મેંટસે ઉન્કો પેન્શન મીલી; ઔર **હીઝહાઇનેસ**કા ખીતાબ અતા હુવા. ઔર ઉન્કો **દરબારે ફારેસ**સે **આગાખાન** ખીતાબ મીલાથા; જો ઉન્કે ઔર ઉન્કી ઔલાદકે નામકે સાથ લગાયા જાતા હયે, **ઇમામુંસે ઇસ્કા કુછ તઅલુક નહીં હયે.**"

૧૦ પહેલા **આગાખાન** સાહેબના સંબંધમાં સર **બાર્ટલ ફ્રીયરે** ઈ. સ. ૧૮૭૫ માં કેટલુંક વર્ણન લખેલ છે, જેમાંની કાંઇક હકીકત **ખોજા કોમની તવારીખ**ના પૃષ્ટ ૧૦૦ ઉપરે જોવામાં આવે છે. ઉપરાંત તેઓના સમયમાં જે **બારભાયા કેસ** ઈ. સ. ૧૮૬૬ માં ચાલેલ, તે વખતની ચળવળના સબંધમાં મી૦ ફેરજેરે A Voice From Inbia નામના પુસ્તકમાં કેટલુંક વર્ણન કરેલ છે.

એઓ નામદાર સાહિત્યપ્રેમી હતા, જે તેઓએ પોતાના હાથે લખેલ **ઇબ્રતે અફ્જા** નામના પુસ્તકથી જણાઇ આવે છે. તદુપરાંત તેઓ સાહિત્યના ફેલાવા માટે આલીમો વિદ્વાનોને મદદગાર થઇ પડતા હતા. તેઓનીજ સહાયતાથી **કન્ઝુલ મસાએબ અને મન્હજુર રેશાદ** નામની બે કિતાબો બાહેર પાડવામાં આવેલ છે. તેઓ નામદારે ખોજા કોમમાં હ૦ **ઈમામ હુસેન** અ૦ ની **અઝાદારી** ફેલાવ-

૧૬ શામેલ ૧૭. સરહદના વતનીઓ ૧૮. તાએફાવાલા ૧૯. વડપણ ૨૦. કબુલ કરવું ૨૧. રહેણાક.

"જીમ"

વાના માટે ઘણાજ શુભ પ્રયાસો કરેલ. તેઓ જાતે અઝાદારી કરતા હતા, અને ખોજા મુરીદોને તેનું અનુકરણ કરવા જણાવતા હતા; જે મશ્હુર છે. તેઓના વખતમાં મુંબઇના ખાનામાં તેઓના હુકમથી તેઓની હાજરીમાં **રોઝાખ્વાની** કરવામાં આવતી હતી. મતલબ કે ખોજાઓમાં **અઝાદારીનુ** બીજ રોપનાર એઓ નામદારજ હતા. તેઓ ઘોડ દોડની શરતના પણ બહુંજ શોખીન હતા તેઓ નામદાર સખી દીલ ગુર્દો ધરાવતા હતા. **કરબલા**, નજફ, સામરા વિ૦ ઠેકાણે તેઓ તરફથી તાલીબે ઇલ્મો અને સાદાતો વિ૦ ને માસીક રકમો ( મદદ તરીકે ) આપવામાં આવતી હતી.

તેઓ નામદાર ઇ. સ. **૧૮૮૧ની** સાલમાં પોતાની પાછળ ત્રણ વિધવાઓ, ત્રણ પુત્રો, અને ત્રણ પુત્રીઓ મેલી વફાત પામ્યા હતા. તેઓને મુંબઇખાતે **હસનાબાદ**-માં દફનાવવામાં આવ્યા છે. તેઓ નામદાર શરઇ એહકામો **નમાઝ**, **રોજા** વી૦ નાં પાબંદ હતા.

૪૭ **આગાશાહ અલીશાહ**—તેઓ ઈ. સ. **૧૮૮૧** માં ગાદીએ આવ્યઆ.ગા હસનઅલીશહ સાહેબ સાથે જયારે ઇરાનમાં ખટપટ ચાલતી હતી ત્યારે તેઓને કરબલાએ મોઅલ્લા તરફ મોકલી દેવામાં આવ્યા હતા. ત્યાં તેઓએ પોતાનાં લગ્ન કીધાં હતાં. તેઓને ત્યાં બે ફરઝંદોનો જન્મ થએલ, જેમના વડા ફરઝંદ **શાહબુદી-નશાહ**, તેત્રીસ વર્ષની વયે **પુના** ખાતે ખહીના રોગથી વફાત પામ્યા હતા, અને બીજા ફરઝંદ **નુરશાહ** પણ ત્રીસ વર્ષની વયે ઘોડા ઉપરથી પડી જતા **પુના** ખાતે વફાત પામ્યા હતા.

તેઓ નામદારના ત્રીજી વારના લગ્ન ઇરાનના શાહ **ફતેહઅલીશાહની** દોહિત્રી, બીબી **શમ્સુલમુલ્ક** સાથે

મુંબઇમાં થયા હતા, જેઓના પેટથી હાલના ના૦ આગાખાન સર **સુલ્તાન મહમદશાહ** સાહેબનો જન્મ થયો છે. મજકુર બીબી સાહેબ ( હાલના ના૦ આગાખાનના માતુશ્રી ) વિદ્યમાન છે.

તેઓ નામદારને શીકારનો ઘણોજ શોખ હતો. ઘોડાદોડની શરતના પણ તેઓ શોખીન હતા. શરતના ઘોડાઓ રાખવાના માટે તેઓ મોટો ખર્ચ કરતા હતા. **સરજેમ્સની** ગવરનરીના સમયમાં તેઓ લેજીસલેટીવ કૌન્સીલના વધારાના મેમ્બર નીમાયા હતા.

તેઓ નામદાર પોતાના પિતાશ્રીની માફક મોહરમ મહિનામાં ખાનાઓમાં **રોઝાખાની** કરાવતા હતા. તેઓ નામદાર પોતે હ૦ ઈમામ હુસેનની **અઝાદારીની** રસ્મો બજાવી લાવતા હતા, અને તેમ કરવા માટે ખોજાઓને બોધ આપતા હતા. તેઓ નમાઝે રોઝા વી૦ શરઇ એહકામોના પણ પાબંદ હતા. તેઓ ચાર વર્ષ ગાદી ઉપર રહ્યા. ઇ. સ. ૧૮૮૫ની સાલમાં, ૫૫ વર્ષની ઉમરે **પુના** ખાતે વફાત પામ્યા હતા. તેઓની લાશને **કરબલાએ મોઅલ્લા** ખાતે મોકલાવીને ત્યાં દફનાવવામાં આવી છે.

૪૮ **હીઝહાઇનેસ, સર સુલ્તાન મહમદશાહ,** આગાખાન, જી. સી. આઇ. ઇ. ઇત્યાદી—એઓ નામદારનો જન્મ ઈ. સ. ૧૮૭૭ની સાલમાં **કરાંચી** ખાતે થયો હતો. ના૦ આગાઅલીશાહ સાહેબની વફાત વખતે એઓની ઉમ્ર ૮ વર્ષની હતી. એઓની બાળ કેળવણીનો સઘળો ભાર એઓના માતુશ્રીના શીરે આવી પડયો હતો. એઓ નામદારે ધાર્મિક કેળવણી **ગુલુ** નામના ખોજા પાસેથી, અને ઇંગ્લીશ કેળવણી **જોનકેની** નામના એક યુરોપીયન પાસેથી

મેળવી છે. એઓનો ઇંગ્લીશ ભાષા ઉપરે અથાગ કાબુ છે. ઇંગ્લીશ એટીકેટ ( રીતરીવાજ ) નાં પણ તેઓ મ્હોટા ચાહક છે. ઘોડાદોડની શરતો હોકીમેચ વીગેરેના એઓ શોખીન અને ઉત્તેજક છે. રાજ્યદ્વારી બાબતમાં પણ અચ્છો અનુભવ ધરાવે છે. **ઇસ્લામી** રાજ્યદ્વારી નેતાઓમાં તેઓ સારો ભાગ ભજવે છે. ના૦ બ્રીટીશ સરકાર પાસે પણ એઓ સારો લાગવગ ધરાવે છે. ઘણે ભાગે એઓ **યુરોપમાંજ** રહેવાનું પસંદ કરે છે.

એઓના પહેલી વારના લગ્ન, એવણુના મરહુમ કાકા **જંગીશાહની** બેટી **શમ્સુદ્દીન બેગમ** સાથે ( આગા જંગીશાહના જીદ્દાહ ખાતે થયેલ ખુન પછી, છ સાત મહિના રહીને ) **પુના** ખાતે થયા હતા. જે લગન ઘણીજ ધામધુમની સાથે કરવામાં આવેલ. ( તે વખતે બેંડવાળાઓ પણ વગાડવામા આવ્યા હતા. ) તે બીબી સાહેબથી કોઈ અવલાદ નથી.

• એઓ નામદારે **યુરોપમાં** એક યુરોપીયન લેડી સાથે લગ્ન કીધાં છે. જેથી બે સાહેબઝાદાઓ અને એક સાહેબઝાદીની પ્રાપ્તી થઇ છે, એવું જણાવવામાં આવે છે. મ્હોટા સાહેબઝાદાનું નામ **પ્રીન્સ અલીશાહ** છે, જે વણુનો ફોટો કેટલેક ઠેકાણે ( ખાનાઓમાં ) લટકાવેલો જોવામાં આવેછે.

એઓ નામદારની જાહેર કારકિર્દી મશહુર છે, એટલે વધુ વિવેચન કરવા કે લંબાણ હકીકત આપવાની અગત્ય નથી. એઓ વિદ્યમાન છે.

પ્રિય વાંચકો! આ પ્રકરણની હકીકતથી આપ સારી રીતે જોઇ શકયા હશો કે, આગાખાનીઓના ૨૮ મા ઇમામથી કરીને ૪૩ મા ઈમામ સૂધીની કાંઇ પણ જાહેર

કારકિર્દી ( જાહેર ત્વારિખોમાં ) જણાયલી નથી. પણ ૪૪ મા ઇમામ પછીજ જાહેર કારકિર્દી જણાય છે. ( જે ટુંકમાં અમોએ ઉપર દર્શાવેલ છે. ) આ એ પ્રકરણથી શો શો સાર ખેંચવો, તે વાંચકોની મુન્સફી ઉપરે છોડી; એ પ્રકરણ પુર્ણ કરીશ.

---

# આગાખાનો અને ઇમામત !

પ્રિય વાંચકો ! હાલમાં, મી૦ વરતેજી અને તેઓના ગોઠીઆઓ, ના૦ આગાખાન સાહેબને **મોજુદ ઇમામ** જણાવી, તેઓની **ઇમામત**ને વગર તુટવે સીલસીલાબંધ જણાવી તે ઇમામત નરનસલે ચાલતી આવેલી જણાવે છે. તો તેવા સીલસીલા અને નરનસલની તપાસ આગળના પ્રકરણોમાં આપ જોઈ ગયા છો હવે-પહેલ. આગાખાન શાહ **હસન અલી શાહ** સાહેબે પોતાને ઇમામ તરીકે જણાવ્યા છે કે કેમ ? અને ખોજાઓ તેઓને ઇમામ તરીકે માનતા હતા કે કેમ ? તેની ટુંક તપાસ હાથ ધરીએ.

તેઓ નામદાર હિંદુસ્તાનમાં પધાર્યા ત્યારથીજ ખોજાઓ તેઓને પીર તરીકેજ ગણતા હતા, અને તેઓ નામદાર પોતે પણ પોતાને **પીર** તરીકેજ મનાવવા માંગતા હતા. જેના પુરાવાઓ આપવાની કાંઈ અગત્ય નથી; કારણ કે એ બાબત મશ્હુર છે. છતાં "**આગાખાન**" નામનું પુસ્તક કે જે મી૦ ડુમસ્યા તરફથી પ્રગટ કરવામાં આવેલ છે, તેના પેજ ૧૫૩ માંથી તેને લગતી હકીકત નીચે ટાંકીશ.

" મુંબઇમાં હજરત આગાખાન " જમાતખાના " ચ.ને

ખોજા અંજુમનમાં દિવાનખાનામાં અકસર કરીને ઈસ્લામી તહેવારોના વધારે પવિત્ર દિવસો ઉપરજ પ્રમુખપદે બિરાજતા હતા. ( નામદાર આગાસાહેબના મુરીદો તેમને " પીર સલામત " કહેતા હતા, તેમના તરફથી આવતાં નજરાણાંના નાણામાંથી આ જમાતખાનું બીજી સ્થાવર મિલકતો સાથ ખરીદ કરવામાં આવ્યું હતું ) મોહરમના હંગામ ઉપર શીઆ મુલ્લાંઓ, હજરતઅલી, હજરત હસન, હજરત હુસ્સેન વગેરેના દીનને ખાતર જાન આપવાના દાસ્તાનો અસરકારક રીતે કહી સંભળાવતા ત્યાં તે નામદાર હાજર રહેતા હતા." ઉપરના ઉતારાથી જણાઇ આવે છે કે, ના૦ પહેલા આગાખાન અને ખોજાઓ વચ્ચે **પીરી મુરીદી**નોજ સંબંધ હતો. **બારભાયા કેસ** વખતે ના૦ આગાખાનની ઇમામતનો પ્રશ્ન ઉપસ્થિત થએલ, પણ તેના માટે જસ્ટીસ સર **જોસફ આર્નોલ્ડ** સાહેબે જે જણાવેલ, તેનો સાર **મહુવા કમીસન** કેસના રિપોર્ટના પેજ ૧૬ તથા ૧૭ " માંથી નીચે ટાંકી બતાવીશ—

" જ્યારે મી૦ હાવર્ડે, ઇરાની બારઇમામી સાધારણ શીયા મજહબ આગાપાર્ટીનો છે એમ જણાવેલો અને આગાનું આખું કુટુંબ અને આગા હુસેનઅલી હુસેનથી તે હાલ સુધીની ઓલાદનો પણ તેજ ધર્મ છે. ત્યારે કોર્ટે એવું ચુકવેલું છે કે ઇસમાઇલીઓ ઈસમાઇલ સુધી સાતજ ઈમામોને માનનાર છે, ઈમામ બંધ પડયા છે અને આગાનું કુટુંબ માત્ર ઈમામત જાળવી રાખે છે કે રોજે કીયામતને દીવસની અગાઉ જુહુર ઇમામને ગાદીએ બેસતાં કાંઈ અડચણ નહી આવે. ( પાનુ ૮ ) "

ઉપરના ઉતારાથી વાંચકો જોઈ શકશે કે, તે કેસમાં પણ ના. આગાખાનને માત્ર " ઈમામતની ગાદી જાળવનાર " તરીકે જણાવ્યા છે; ઇસ્માઈલી ઈમામત ફક્ત હ૦

ઈસ્માઈલ સુધીજ જણાવવામાં આવી છે. પણ તે ઇમામત પણ ત્વારિખો મુજબ સાબેત થઈ શકી નથી. (જે વિશે અમો આગળ વિવેચન કરી ગયા છીએ.) મતલબ કે પહેલા આગાખાન સાહેબ પોતાને **પીર** તરીકેજ મનાવતા હતા, અને ખોજાઓ વી૦ તેઓને પીર તરીકેજ માનતા હતા. બાકી કોઇ તેઓને ગમે તેમ માને અથવા મનાવવા પ્રયત્ન કરે, તેમાં તેઓ નામદારનો કુસુર ગણાય નહિં. બારભાયા કેસમાં એ સંબંધે તેઓ નામદારના ધારાના હિમાયતી મી૦ હાવર્ડ પણ લાચારી બતાવેલ છે જે ફકરો **મહુવા કમીસન કેસ** ના રિપોર્ટના પેજ ૫૧ ઉપરેથી નીચે રજુ કરીશ—

"આગાને ખુદાનો અવતાર તરીકે માનવો જોઇએ, અને જાહુર ઇમામ તરીકે માનવો જોઇએ તે વિશે આગળ હું બોલી ગયો છું, અને તે બાબે વધુ એવું જોવામાં આવે છે કે હાઈકોર્ટના કેસમાં આગાના બારીસ્ટર મી૦ હાવર્ડ લાચારી બતાવી છે કે આગાને કોઇ પુજતું જ નથી અને કોઇ બેવકુફ લોકો પુજે તો તેમાં આગા શું કરે. P. 80,"

તાત્પર્ય એજ કે પહેલા આગાખાન સાહેબ **પીર** તરીકેજ મનાતા હતા. તેવીજ રીતે બીજા આગાખાન સાહેબ નાં૦ આગાઅલીશાહ પણ પોતાને પીર તરીકેજ મનાવતા હતા, અને ખોજાઓ વી૦ પણ તેઓને પીર તરીકેજ માનતા હતા. છેવટ સૂધી (તેઓની વફાત સૂધી) તેઓ નામદાર પીર તરીકેજ ગણાતા હતા. તેઓ જ્યારે વફાત પામ્યા ત્યારે તેઓની લાશને કરબલા પહોંચાડવામાં આવી હતી. તે લાશ પહોંચાડવાના માટે તે વખતના મુખી મરહુમ **કાસમભાઈ મુસા** સાથે ગયા હતા. તેઓના તરફથી નાં૦ આગાઅલી શાહ સાહેબની લાશને કરબલાએ મોઅલ્લા તલક પહોંચાડવાનો હેવાલ એક પેમ્ફલેટ મારફતે પ્રગટ થવા

પામ્યો હતો. જે પેમ્ફલેટ ઈ. સ. ૧૮૮૬ માં મુંબઇ ખાતેના "રીપન પ્રીન્ટીંગ પ્રેસ" માંથી, ના઼ આગાખાનના ચુસ્ત મુરીદ **અલાદીન ગુલામ હુસેન** તરફથી છપાવીને પ્રસિદ્ધ કરવામાં આવેલ છે. મજકુર પેમ્ફલેટમાં ના૦ **આગાઅલી શાહ** સાહેબને **પીર** તરીકેજ જણાવવામાં આવેલ છે. જેમકે:—

"આખરે જાલમ મોહોતે ખોજાઓના પીર ઉપરે ગલબો કર્યો."

(પેજ ૧)

"મરહુમ આગાખાન તથા તેવણુના વડવાઓને શું હીન્દુસ્તાન કે મધ્ય એશીઆ કે જંગબારના ખોજાઓ પોતાના પીર તરીકે માન આપતા આવ્યા છે."

(પેજ ૧)

"મરહુમ આગાઅલીશાહની ઉમર ૫૫ વરસની હતી. તેવણુ તારીખ ૧૨ ની એપ્રીલ સને ૧૮૮૧ ને દીવસે પોતાના પીતાજીના સ્વર્ગવાસ થવા બાદ સઘળા ખોજાઓના પીરના મરતબા પર આવ્યા હતા."

(પેજ ૫)

ઉપરના મજબુત પુરાવાથી વાંચકો સારી રીતે જોઇ શકશે કે, ના૦ **આગાઅલીશાહ** સાહેબને પણુ છેવટ સૂધી **પીર** તરીકે ગણુવામાં આવેલ.

હાલના ના૦ આગાખાન સાહેબને પણુ શરૂઆતમાં (તેઓના ગાદી નશીન થયા પછી) **પીર** તરીકેજ માનવામાં આવતા હતા; અને તેઓ પોતાને પણુ પીર તરીકેજ જણુાવતા હતા. તેઓના તરફથી હી. સ. ૧૩૧૨ની સાલમાં "ગુલામહુસેન" પ્રેસમાંથી મુંબઈખાતેથી **ખોજા કોમના**

**મઝહબના કેટલાંક મુળતત્વો"** નામનો રીસાલો, ગુજરાતીમાં અને **"રીસાલો ઉસુલ પુરૂઅદીનજો"** નામનો રિસાલો સીંધીમાં પ્રગટ કરવામાં આવેલ, જે બન્ને રિસાલ.ઓમાં તેઓને પીર તરીકેજ જણાવવામાં આવેલ છે. દાખલા તરીકે "ખોજા મઝહબના કેટલાંક મુળતત્વો" ના ટાઇટલ પેજનો ઉતારો નીચે ટાંકી બતાવીશઃ—

"ખોજા કોમના

મઝહબના

કેટલાક મુળતત્વો

તથા

ક્રીયા સબંધી નાનું પુસ્તક

કર્તાઃ—

નામદાર હીઝ હાઇનેસ

આગા સુલતાન મુહમ્મદશાહ આગાખાન

ખોજાઓના પીર

મુંબઈ

ગુલામહુસેન છાપખાનામાં છાપ્યું છે.

સન ૧૩૧૨ હીજરી.

ઉપરના ઉતારાથી વાંચકો જોઈ શકશે કે, હાલના આગાખાન સાહેબ પણ પોતાને **પીર** તરીકેજ મનાવતા હતા; અને **ખોજાઓ** પણ તેઓ નામદારને તેવીજ રીતે માનતા હતા. પણ ઈ. સ. ૧૯૦૮ની સાલમાં, તેઓ નામદારનો કુટુંબી ઝગડો કોર્ટે ચડયો, જેમાં વારસા—હિસ્સા સબંધી

પ્રશ્ન ઉપસ્થિત થયેલ; તો તે પ્રશ્નને રદ કરાવવા ખાતર ના૦ આગાખાન સાહેબે પોતાને **જાહેર ઇમામ** તરીકે જણાવ્યા, અને તે કેસમાં તેઓના કેટલાક મુરીદોએ પણ તેઓના **ઇમામ** હોવાની જુબાની આપી. ત્યાર પછી મી૦ હુદા, મી૦ વરતેજી વી૦ જેવા લેખકો તેઓ નામદારને **ઇમામે મોજુદ** તરીકે મનાવવાની જાહેર હીલચાલ કરી રહ્યા છે; તેવીજ રીતે આગાખાની **મીશનરીઓ** પણ તેવાજ પ્રયત્નો કરી રહ્યા છે. એવા લેખકો અને મીશનરીઓ તેઓ નામદારને ફક્ત **ઇમામ** તરીકેજ જણાવે છે, એમ નથી; બલ્કે તેઓને **ખુદાઇ અવતાર** અથવા તો ખુદ **ખુદા** તરીકે મનાવવાની તજવીજ કરી રહ્યા છે. ! ! !

હવે એવા લેખકો અને મીશનરીઓ તેઓ નામદારને જે **અંશાવતાર, ખુદાઇ અવતાર** કે **ખુદા** તરીકે મનાવવાની હીલચાલ કરી રહ્યા છે, તે હીલચાલ આમ (પબ્લીક) ઇસ્લામીઓ પાસે ચાલી શકે તેમ ન હોવાથી, આમ ઇસ્લામીઓ પાસે તેઓની **ઇમામત**ના માટેજ દલીલો પેશ કરે છે, અને તેઓ નામદારને **ઇમામ** તરીકે મનાવવા માટે તનતોડ પ્રયત્નો આદરી રહ્યા છે. તો તેઓ નામદાર **ઇમામ** થઇ શકે છે કે કેમ? તેની તપાસ હાથ ધરીએ.

ના૦ આગાખાન સાહેબને ઇમામ મનાવવા ખાતર, મી૦ હુદા, મી૦ વરતેજી વગેરેઓ જે કોશેશ કરી રહ્યા છે, તેના માટે તેઓ ઇસ્લામીઓ સમક્ષ નીચેના મુદ્દાઓ રૂજુ કરે છેઃ—

**૧ 'ઝુરીય્યતીની' પ્રથા. ૨. 'મનમાત' વાળી હદીસ.**
**૩. હદીસ્સુસ્કલયન. ૪. 'ઇમામે મોબીન' વાળી આયત.**
**૫. 'ઓલિલ અમ્ર' વાળી આયત.**

એ રીતે મુદ્દાઓ રૂજુ કરી, મજકુર આયતો અને હદીસોના અર્થના અનર્થ કરી, પોતાની માન્યતા સિદ્ધ કરવા મથન કરે છે. (મજકુર મુદ્દાઓ તેઓના મોજુદ ઈમામના માટે બંધ બેસ્તા થાય છે કે નહિ? અને તેઓએ અર્થ કરવામાં અને મતલબ સમજાવવામાં કેવી રૂઢીએ કામ લીધેલ છે, તેની તપાસ ઇન્શાઅલ્લાહ આગળ જતાં જુદાજ પ્રકરણોમાં હાથ ધરીશ.) પણ ઈમામની ઓળખના માટે કાંઇ સીફતો કે ઓળખાણની નીશાનીઓ, અને ઇમામ માટેની કાંઇ શરતો પણ હોવી જોઇએ કે નહિ? એ મુખ્ય પ્રશ્ન છે, તો તેવા આગાખાની લેખકો અને મીશનરીઓ પાસે, તેઓના માની લીધેલા ઇમામમાં તેવી સીફતો અને શરતો છે કે નહિ? એવો વ્યાજબી સવાલ કો ઉઠાવે છે, તો તેવા સવાલો પૂછનારને તેઓ અવનવા અલકાબોથી નવાજી નાખે છે! અને એવો પ્રશ્ન કરવાને તેઓ **શયતાની વસવસો** જણાવે છે!! મતલબ કે તેઓ **ભોળે** મને શ્રેવોનોજ ઉપદેશ આપે છે. (પણ ખુબી તો એ છે કે અંદરખાને-દરપર્દા તેઓ પોતે પોતાના ઇમામની **ઈમામત** ઝળકાવવા ખાતર કેટલીક સીફતો કાયમ કરી દીયે છે! જેમકે નાο આગાખાન રચિત "**ઇન્ડીયા ઇનટ્રાન્ઝીશન**" નામના અંગ્રેજી પુસ્તકથી નાο આગાખાનની ઈમામતના માટે દલીલ કરે છે.)

હવે ઈમામના માટે સીફતો અને શરતો હોવી જરૂરી છે કે નહિ? એના માટે વિચાર કરતાં, ખુલ્લું જણાય છે કે જેના હાથમાં ઇસ્લામીઓની દીની લગામ હોય, તેના માટે અલબત્તા શરતો જરૂર હોવીજ જોઇએ. મીο વરતેજીએ "**વેદિક ઇસ્લામ**"માં ઠેક ઠેકાણે સનાતન માન્યતાનો આશ્રો લીધેલ છે, અને તેવીજ રીતે તેઓમાંના લેખકો અને મીશનરીઓ પણ સનાતન માન્યતાનો ઠેકઠેકાણે આશ્રો

ોયે છે. તો **સનાતન** માન્યતા પ્રમાણે પણ **ગુરૂ** કે
**આચાર્ય માટેની શરતો, અને તેઓને પીછાનવા માટે**
**ઓના લક્ષણો જોવા જરૂરી છે કે નહિ? અને તેવી**
**રતો અને લક્ષણો તેઓના ધાર્મિક ગ્રંથોમાં છે કે નહી!**
પણ તપાસવાની આવશ્યકતા છે.

**સનાતન** માન્યતા પ્રમાણે પણ ગુરૂ અને આચાર્ય
ાટેની શરતો હોવી જરૂરની છે, અને તેઓના ધાર્મિક
ંથોમાં ગુરૂ અને આચાર્યનાં લક્ષણો વર્ણવામાં આવ્યાં છે.
નાતન ગ્રંથોમાંથી ગુરૂ અને આચાર્ય માટેના કેટલાક
ક્ષણો નીચે ટાંકી બતાવીશ.

. **આચાર્ય લક્ષણ**—

પોતે સાંગોપાંગ વેદાદિ સત્ય અને ઉત્તમ વિદ્યા-
સંપન્ન હોઈ તેનો અધ્યાપક, સદાચાર શિક્ષક–પ્રવ-
ર્તક, મિથ્યા અને દુષ્ટાચારનો ત્યાગ કરાવનાર, પોતે
દુરાચાર રહિત, સદાચારી હોય, ન્યાય અને ધ-
ર્મશાસ્ત્રાદિ ભણેલ હોય, બ્રહ્મવિદ્યા વિશારદ એટલે
પરમેશ્વર, જીવ અને પ્રકૃતીના સ્વરૂપનો અપરોક્ષ
અનુભવ એટલે સાક્ષાતકાર પામેલ હોય. તથા
સત્યધર્મને યુક્તિ અનુભવ અને પ્રમાણ વડે
સિદ્ધ કરવાને સમર્થ હોય, એવા પુરૂષને આ-
ચાર્ય જાણવો."

( વ્યવહાર દર્શન ઉત્તરાર્ધ્ધ: પૃષ્ટ ૨૦૨ )

. **ગુરૂ લક્ષણ**—

" માતા પિતા અને જે પુરૂષ સતકર્મ સતવિદ્યા
અને કથાનું ગ્રહણ કરાવે અને અસતકર્મ–ધર્મ–સં-
સ્કાર છોડાવે તે ઉપરાંત જીતેંદ્રિય, વિદ્વાન, બુદ્ધિ-

માન નિસ્પૃહી, લોકેષણા રહિત, વૈરાગ્યવાન, દુર્વ્યસન રહિત, શાન્ત, બ્રહ્મવેત્તા, દુરાચાર રહિત, સદાચારી, દયાળુ, સંશયછેદક, દુરાચાર છોડાવીને—સન્માર્ગમાં લાવનાર ઇત્યાદી લક્ષણ વાળાને પણ ગુરૂ કહે છે, ( પરંતુ ટીલાં ટપકાં કરનાર, કંઠી બાંધનાર, શિખા કાપનાર, કાનં ફુંકનાર કે ભગવા પહેરનાર, ઇત્યાદી ગુણોવાળા ગુરૂ કહેવાતા નથી. )

( વ્યવહાર દર્શન ઉત્તરાર્ધ્ધ: પૃષ્ટ ૨૦૨ )

૩. સદ્ગુરૂના લક્ષણ—

" મન, ઇંદ્રિયજીત, દુરાચાર દુષ્ટ કર્મથી વર્જીત, ત્રણ ( કનક—કાન્તા—અને લોક કીર્તિ ) ઇષણા, અને ત્રણ ( દેહ, લોક, અનુચિત એટલે અસત્કર્મ ) વાસના રહિત, નિસ્પૃહી, બેપરવા, સંશય ભ્રાંતી રહિત સ્થિત પ્રજ્ઞ, જ્ઞાનવાન, ( પ્રકૃતી-જીવ-બ્રહ્મ, એટલે ઇશ્વર તથા જગતના સ્વરૂપને જાણનાર ) બ્રહ્મનિષ્ઠ, શાંત, સત્યવક્તા, સત્યશાસ્ત્રજ્ઞાતા, દયાળુ, જીજ્ઞાસુનાં સંશયભ્રાંતિ નાશ કરવા તથા તેના મનના દોષ મટાડી—શાંતિ ઉપજાવવા સમર્થ યોગ્ય હોય તે સદ્ગુરૂ કહેવાય છે. "

( બ્રહ્મનાશક પુર્વાર્ધ્ધ: પૃષ્ટ ૧૦ )

૪. સદ્ગુરૂ મહિમા—

तदिज्ञानार्थ सगूरू मेवा भिगच्छेत् सामित्पाळिः— श्रोत्रि ब्रह्मनिष्ठम्ः

તે પરમાત્મ જ્ઞાનને પામવા માટે ગુરૂ પાસે જવું. હાથમાં સમિધ લઇને. તે ગુરૂ એવા હોવા જોઇએ

જે શ્રોત્રિય—સાંગોપાંગ વેદનું જેણે અધ્યયન કરેલું હોય અને જે બ્રહ્મનિષ્ઠ હોય—કર્મોના સંપુર્ણ ત્યાગ પૂર્વક કેવળ પરબ્રહ્મમાંજ જેની નિષ્ઠા હોય.”

( ઉપનિષદ )

૫. **સદગુરૂ મહિમા**

“ श्रोत्रियो ऽ वृजीनोऽऽ काम हतोयो ब्रह्म विदुत्तम् ।
ब्रह्म ण्येवरत : शान्त : निरिन्धन इवानल : ॥
अहेतुक दया सिंघु र्बन्धु रा नमतां सताम् ॥।

એ ગુરૂ વેદને જાણનાર, પાપ મેલ વગરનો, કામના વગરનો, બ્રહ્મવેત્તાઓમાં ઉત્તમ બ્રહ્મમાંજ રમણુ કરનાર, શાન્ત—કાષ્ટ રહિત, અગ્નિ જેવો શાન્ત, કોઈ પણુ પ્રકારની લાલચ વિનાની દયાના સમુદ્રરૂપ અને સેવા કરનાર સત્ય પુરૂષોના બંધુરૂપ જોઇએ

( વિવેક ચુડામણી )

એ રીતે સનાતન ધર્મમાં પણુ ગુરૂ અને આચાર્યનાં લક્ષણો જણાવ્યાં છે, અને તેવા લક્ષણો રહિત જે હોય તે ગુરૂ કે આચાર્ય નથી થઈ શકતો.

**સુન્નત જમાઅત**—કે જેઓ પાસે **ઇમામનો** શબ્દ, કેટલેક ઠેકાણે સામાન્ય રીતે પણુ વાપરવામાં આવે છે—કોઇ હદીસ અથવા ફિકાહ વી૦ નાઇલ્મમાં પ્રવીણુ હોય, તો તે ઇલ્મનો તેને ઇમામ જણાવીને તેના નામ સાથે **ઇમામનો** લકબ તેઓ વાપરે છે; જેમકે-ઇમામ ગીઝાલી, ઇમામ શાફ્ઇ, ઇમામ માલકી, ઇમામ અબુહનીફા, ઇમામ હમ્મલી, વી૦ વી૦, છતાં જે વખતે ખાસ **ઇમામ** નોજ સબંધ

બતાવવો હોય, ત્યારે તે વખતે તેઓ પણ ઇમામના માટે શરતોનું હોવું જરૂરી ગણે છે. **ઇમામની શરતો** માટે અને ઈમામ કોણ થઇ શકે છે તે માટે "**મઝાહેબુલ ઇસ્લામ**" ના કર્તા, કે જેઓ સુન્નત જમાઅતના મોલવી છે તેઓ પેજ ૧૦૬ ઉપરે જણાવે છે:—

> "ઇમામત રીઆસતે આમ્મા[1] હયે, એહલે ઇસ્લામ ઓર ઝીમીયું[2] વગયરાહ કે દીન વ દુન્યાકે કામુંકી હીફાઝત[3] કે લીયે બતોરે નીયાબત[4] કે રસુલ અલય હિસ્સલામકી તરફસે—યાઅને ઈલ્મેદીન કા જારી કરના, ઔર અરકાને ઈસ્લામ કા કાયમ રખના, ઔર નેક કામોં કે લીયે હુકમ ફરમાના, ઓર બુરે કામુંસે મનાઅ કરના, ઓર કાફેરૂ પર જેહાદ કરના, ઔર કાઝી મુકરર કરના, ઔર શરઈ સઝાએં[6] જારી રખના, વગયરાહ વગયરાહ."

એ રીતે ઉક્ત પુસ્તકમાં ઇમામને લગતા કાર્યોનું સ્પષ્ટ વર્ણન કરેલ છે. તદુપરાંત તેજ પુસ્તકના પેજ ૧૦૮ ઉપરે કર્તાએ, ઈમામ માટેની નવ શરતો જણાવેલ છે. જેનો સાર:—

૧ મુસલમાન હોય. ૨ મરદ હોય, એટલે ઔરત નહિ હોય ૩ ગુલામ નહિ હોય ૪ અક્કલવાળો હોય. ૫ ઉમર લાયક હોય. ૬. ફાસક એટલે ગુન્હા કરનાર ન હોય: બલ્કે આદીલ હોય. ૭ કુરેશની કોમમાંથી હોય. ૮. મુંગો,

૧. આમ વર્ગ ઉપરની મ્હોટાઇ. ૨. જઝીઓ આપવાવાળા એહલે કિતાબ યહુદી નસારા. ૩. સંરક્ષણ ૪. પ્રતિનિધીપણું ૫. ઇસ્લામી કાનુનો ૬. શરાઅની હદ જારી કરવી; શરઇ હુકમોનું ઉલ્લંઘન કરનારને સજા કરવી તે.

બહેરા, આંધળો વી૦ નહોય. એબ રહિત હોય. ૯. ઇસ્લામમાં જે જે ચીજોના હુકમોની જરૂર છે તે સર્વે બાબતોથી માહિત હોય.

મતલબ કે સુન્નત જમાઅતની માન્યતા પ્રમાણે પણ ઇમામ માટે **શરતો** અને **સીફતો** હોવી જરૂરની છે. પણ આશ્ચર્ય કારક છે કે મી૦ હુદા અને મી૦ વરતેજી જેવાઓ પોતાના **ઇમામે મોજુદને** ઇમામ તરીકે મનાવવા માટે ઇસ્લામી આલમ સમક્ષ જે દલીલો લાવે છે, તેમાં ઇમામ માટેની **શરતો** કે **સીફતોનો** સદંતર ઇન્કાર કરીને **ભોળે** મને **એવવાનું** જણાવી રહ્યા છે! જો કે આગાખાની લેખકોમાંના "**ઈઝહારે હકીકત**" ન કર્તા, મી૦ હકીમ સલીમે આગાખાની ઈમામોનું વર્ણન કરતાં ઈમામોના માટે કેટલીક શરતો જણાવેલી છે. તેવીજ રીતે મી૦ હુદા અને મી૦ વરતેજીએ પણ ઇમામના માટે કોઇ કોઈ ઠેકાણે પોતાને મન ગમતી શરતો જણાવેલ છે. પણ જ્યારે કોઇ તેઓને ઈમામ માટેની **ખરી સીફતોને** પ્રશ્ન કરે છે, ત્યારે તેવી સીફતો પોતાના **મોજુદ ઇમામમાં** બતાવી શકતા ન હોવાથી–તેવી સીફતો અને શરતોનો ઇન્કાર કરી, એવો પ્રશ્ન પુછનારને **શયતાની વસવસાની** ઉપમા આપે છે!!! પણ તેવા લેખકોની ચક્ષુઓ ખોલવા સારૂ, તેઓનીજ માનવંતી કિતાબ "**કીંદીઆદ જવાં મરદી**" માંથી, તેના પૃષ્ટ ૯૪ માંની નીચેની ઈબારત ટાંકી બતાવીશ—

"અએ મોઅમેનુન યક સુખન દીગર ઇનસ્ત કે, પીર ઉન બાશદ કે દાયમ દર યાદે ખુદા બાશદ. વ દીલશ દર ઈશ્ક વ સીફતે–સનાએ હઝરતે ખુદાવંદ બાશદ. વ દીલશ દર ઝીકો ફીકો નસીહતે હક બાશદ, બ નસીહત બ યારૂન બેગુયદ અવ્વલ ખુદશરા બજા મીઆવરદ, બાઅદ દીગરાનરા નસીહત બેકુનદ."

" અએ મોઅમીનો હેકડો સુખન બેઓ હી આએ પીર ઉ હોએ જે હમેશાં ખુદા જે યાદમેં હોએ. ને ઉ દીલ ઇશ્કને સીફત ને સનાએમેં હઝરત ખુદાવંદ જે હો ને ઉન્જો દીલ હક જે ઝીકર ને ફીકર ને નસીહતમેં હો ને દોસ્તદારેંકે નસીહત કરે, અવલ પોતે કે ડેકાણુ આણુ પોએ બેંકે નસીહત કરે."

મજકુર ઇબારત એ કિતાબની છે કે જે કિત આગાખાનીઓ પાસે બહુજ માનવંતી કીતાબ છે. એટ નહિ, બલ્કે તે કિતાબ પોતાના બત્રીસમા ઇમામ શ **મુસ્તનસર બીલ્લાહ**ની મુખ વાણીની જણાવીને તે કિ બને **પીરોની ટીપમાં** દાખલ કરેલ છે. તે કિતાબની આવૃતી **મુખી લાલજીભાઈ દેવરાજનાં** " સીંધી પ્રેર માંથી સા૦ ૧૯૬૧ ની સાલમાં **ખોજાપી સીંધી લીપી** છપાયલી છે, જેમાં દરેક પૃષ્ટમાં અર્ધી તરફ ફારસી ભ અને સીંધી લીપીમાં ફરમાનો છે અને અર્ધી બાજુમાં તે તરજુમો સીંધી ભાષા અને સીંધી લીપીમાં છે. મતલબ તે આગાખાનીઓમાં મોઅતેબર કિતાબ છે. તો જયારે **પીરના માટે** એવી સીફતો જણાવેલી છે, ત્યારે **ઇમામ માટે** કેવી સીફતો હોવી જોઈએ; તેનો તોલ સુજ્ઞ વાંચકે કરી લેવો. (કારણકે પીર કરતાં ઇમામનો દરજ્જો મ્હે છે. તો ઇમામના માટે પીર કરતાં પણ વધુ સીફતો હે જોઈએ.)

તેજ કિતાબનાં પૃષ્ટ ૯૪ થી ૯૬ સુધીમાં પી લગતી વધુ સીફતો વર્ણવેલ છે, જે વાંચકોની વાકેફી અ તેમાંથી ટુંક સાર ફકત સીંધી તરજુમામાંથીજ નીચે ઉતાર

" ને હકીકતીઅજો પીરઉ હોએતો જે હકીકતી રસ્તેમેં સાદકને જલદને જબરો હોએ, ને એ

પોતેજે સીરમેં ન રખીં હોએ, ને ઉન્જી જબાન સચી હોએ, ને ઉન્જી અખીઉં ને દીલ પાક હોએ, ને ઉન્જી જબાન ઇલમમેં સચી હોએ, ને ઉ હલાલ જો ખેંધલ હોએ ને ઉન્જો દીલ સાદક અને ખામોશ હોએ, ને હથ સચો હોએ, ને હરામખોરી જે કમે મેં ઉન્જો નફસ ન વિંઝે ને દુન્યા કે દોસ્ત ન રખીં હોએ. ને ઉન્જો પગ સચો હોએ જે હરામખોરી જે પછવાડે ન વિંઝે, ને સબરવાળો ને સાલેહને સાદકાઇવાળો ને સચાઇ ને પાકાઇ વાળો ને પરહેઝગાર હોએ."

પ્રિય વાંચકો ! ઉપરના ફેલારાથી આપ સારી રીતે જોઈ શકયા હશો કે, **પીર**ના માટે પણ (આગાખાની ધર્મ મુજબ) ઉપર મુજબની **સરતો** હોવી જરૂરની છે ત્યારે **ઇમામ**નો દરજ્જો તો પીર કરતાં મ્હોટો છે, તો શું, તેના માટે **સરતો** નહોવી જોઇએ ? તેનો તોલ આપ સુજ્ઞ વાંચકોએ કરી લેવો !

**ઇમામ**—એ અરબી શબ્દછે જેનો અર્થ **પેશવા આગેવાન, રસ્તો બતાવનાર** વગેરે થાય છે પાક કુરઆને મજીદમાં બે તરેહના ઇમામોનું વર્ણન કરવામાં આવેલ છે— એક તો ખુદાઇ રસ્તાની હિદાયત કરનાર, બીજો મનુષ્યોને ગુમરાહ કરનાર. એ રીતે બે પ્રકારના **ઇમામો**માટેની સનદ પાક કુરાને મજીદમાં **નીચે** મુજબ જોવામાં આવેછે:—

૧ **વજઅલ્‌ના હુમ્ અઇમ્મતયાઁ યહદુન બે અમ્રેના, વ અવહયના એલયહિમફેઅલલ્ ખયરાતે વ એકામ સ્સલાતે વઇતાઅઝ્ઝકાતે, વ કાનૂલના આબેદીન.**

**અર્થ**—અને અમે તેઓને **ધર્મઉપરીઓ** બનાવ્યા કે તેઓ અમારા હુકમથી લોકોને રસ્તો દેખાડે અને અમે તેઓના તરફ સારાં

કૃત્ય કરવાને અને નમાજ પઢવાને અને ઝકાત આપવાને વહ્ય મોકલ્યો અને તેઓ અમારી બંદગી કરનારા હતા.

( પ્રોફેસર ઈસ્ફહાની કૃત તરજુમો: પેજ ૬૨૮ )

૨ વજઅલના હુમ અઇમ્મતય્યાં યદ્ઉન એલન્નારે વયવ્મલ કેયામતે લા યુન્સરૂન

**અર્થ**—અને અમે તેઓને આગેવાન બનાવ્યા કે જેઓ ( માણસોને ) આગ તરફ બોલાવે છે; અને કયામતના દીવસે તેઓને મદદ કરવામાં આવશે નહી.

( પ્રોફેસર ઇસ્ફહાની કૃત તરજુમો: પેજ ૭૪૯ )

મજકુર આયતોથી સિદ્ધ થાય છે કે દુનિયામાં ઇમામો બે પ્રકારના થયા છે. એક ખરા ઇમામો; અને બીજા ખોટા અને મનુશ્યોને ગુમરાહ કરીને જહન્નમની આગ તરફ બોલાવ નારા ( જહન્નમમાં ધકેલી દેવાવાળા ) ઇમામો.

અગર અત્રે કોઇ એવો પ્રશ્ન ઉઠાવે કે, ઈમામનો લકબ એ એક માનવંતો લકબ છે, તો ખુદાવંદેતઆલાએ ખોટા અને જહન્નમ તરફે બોલાવવા વાળા માટે પણ એ શબ્દનો ઉપયોગ શા માટે કીધો ? તો તેનો જવાબ આ છે કે—ખુદાવંદતઆલા પોતાના ઇલ્મથી પહેલેથીજ જાણતો હતો કે, દુનિયામાં કેટલાક ખોટા અને મનુષ્યોને ગુમરાહ કરનારાઓ પણ ઈમામત નો દાઅવો કરશે અને તેવા ઈમામતના દાવેદારો મનુષ્યો ને જહન્નમની આગ તરફ બેલાવવાવાળા હશે જેથી પહેલેથીજ એવા **નામધારી** ઇમામોના કાબુમાં ન આવવા માટે ચેતવણી દાખલ તેઓનું વર્ણન કરીને તેઓ માટે ઈમામના શબ્દથીજ જણાવ્યું.

ઇમામ—એ ખલકતને કોઇ રસ્તા તરફ દોરવનાર હોય છે, એટલે તે ખરા ખુદાઇ રસ્તા તરફજ મનુષ્યોને ઉપદેશ કરે છે, અને ખરો ઈમામજ છે કે કેમ ? અથવા માણસોને ખોટા રસ્તાનો ઉપદેશ આપીને પોતાનું કામ કાઢી લેવાને ચાહે છે, અને તે ખોટો અને દાવેદાર ઈમામ છે ? તે ઓળખવા સારૂ અને ખરૂંખોટું સમજવા સારૂ, ઇસ્લામી પુસ્તકોમાં ખરા ઈમામો માટેની કેટલી શરતો અને સીફતો તથા ખરા ઈમામના લક્ષણોનું વર્ણન કરવામાં આવેલ છે, કે જેથી ખરા અને ખોટા ઈમામોની પરિક્ષા અને પરખ થઇ શકે. જેથી દરેક ખોટો દાવેદાર ઈમામતનો દાઅવો કરી શકે નહિ; અને કદાચ કરે, તો પબ્લીકની પાસે તેનો તેવો દાઅવો ટકી શકે નહિ.

ઇમામના માટે ઈસ્લામી પુસ્તકોમાં ઘણી ઘણી સીફતો વર્ણવેલી છે, જે મશ્હુર છે. મી૦ કાબા એ **“ ઈમામ કેવો હોવો જોઇએ ? ”** નામના રિસાલામાં, ઈમામ માટેની શરતો અને સીફતો બહુજ સરસ રીતે વર્ણવેલ છે; જે જોઇ જવાની વાંચકોને નમ્ર અરજ છે. ટુંકમાં—ઈમામ માટે નીચે મુજબની શરતો તો અવશ્ય હોવીજ જોઇએ—

૧ ઇમામની નીમણુંક ખુદાઇ ફરમાનથી થયલી હોવી જોઇએ; અને તે ફરમાન મુજબ પયગમ્બર અથવા ખરા ઇમામ પોતાની પછીના ઇમામ તરીકે જેને વસી નીમે તેજ ઇમામ થઇ શકે.

૨ ઇમામ—માઅસુમ હોવો જોઇએ; એટલે આરંભથી અંત સુધી ( જીંદગી પર્યંત ) દરેક ન્હાના કે મ્હોટા ગુનાહોથી પાક હોવો જોઇએ.

૩ જ્યારે ઇમામ પાસેથી કોઇ ( ઇમામતની સાબેતી માટે )

**મોઅજીઝો** * બતાવવાની માંગણી કરે; ત્યારે ઇમામે તેવો મોઅજેઝો બતાવવો જોઇએ.

૪ ઇમામ—**ઇલ્મે ગયબ** જાણનાર હોવો જોઇએ; એટલે કે ભુતકાળ અને ભવિષ્યની બાબતોનું સંપુર્ણ જ્ઞાન તેને હોવું જોઇએ.

૫ દુનિયાની સર્વ પ્રચલિત ભાષાઓ ઉપર ઇમામનો સંપુર્ણ કાબુ હોવો જોઇએ. બલ્કે પશુ પક્ષીઓની જબાન (બોલી) પણ તે સમજતો હોવો જોઇએ.

૬ ઇમામ-ઇલ્મમાં સર્વથી શ્રેષ્ટ હોવો જોઇએ. એટલે કે પોતાની ઇમામતના જમાનામાં, તે વખતના સર્વે મોજુદ મનુષ્યો કરતાં ઇલ્મમાં પ્રવીણ હોવો જોઇએ.

૭ ઇમામ-આદીલ હોવો જોઇએ; ફાસીક (ગુનાહ કરવા વાલો) ન હોવો જોઇએ.

૮ ઈમામ ખુદાઈ રસ્તા તરફજ મનુષ્યોને હીદાયત કરનાર હોવો જોઇએ.

૯ ઇમામની વર્તણુંક પાક કુરઆને શરીફથી વિરૂદ્ધ ન હોવી જોઇએ.

૧૦ ઇમામત મલ્યા પછી, ઈમામ ખુદા સિવાય બીજા કોઈની ઈતાઅત કે તાબેદારી કરે નહિ. તેમજ ઈસ્લામી ઇબાદત સિવાય બીજા કોઇ ધર્મની ઈબાદત કરે નહિ.

* કરામત; ચમત્કાર; સાયન્સ, મેસમેરીઝમ, હીપ્નોટીઝમ વી૦ જાણનારાઓને પણ આજેઝ કરી દે એવો ચમત્કાર.

૧૧ ઇમામમાં ઈલ્મેલદુન્ની અને ઇલ્મેમવહુબી એટલે ખુદા તરફથી અતા થયલું ઈલ્મ હોવું જોઇએ.

૧૨ ઈમામ–કોઈ પણ સવાલના જવાબથી આજેઝ થાય નહિ.

એ રીતે ઇમામ માટેની સીફતોમાંથી ફક્ત ટુંકમાં ( બાર ઈમામોની ગણત્રી પ્રમાણે ) બાર સીફતો ઉપર વર્ણવી બતાવી છે. હવે–મી૦ વરતેજી અને તેઓના ગોઠીઆઓ તરફથી જણાવવામાં આવતા **મોજુદ ઇમામ**માં મજકુર સીફતો મોજુદ છે કે નહિ ? તે તપાસીએ—

૧ ઇમામના માટે ખુદાઈ ફરમાનથી **નસ** થવી–તો તેવી **નસ** મી૦ વરતેજીના ઇમામો માટે કોઈ રીતે પણ સાબેત થઇ શકી નથી. ( જે મારી તપાસમાં હું આગળ બતાવી ગયો છું. ) જેથી મોજુદ ઇમામના માટેની નસ પણ ટકી શકતી નથી.

૨ ઇમામનું માઅસુમ હોવુ– તે પણ મી૦ વરતેજીના ઈમામ માટે કોઇ રીતે પણ સાબેત થઇ શકતું નથી. ( જેને લગતું વિવેચન પણ હું આગળ કરી ગયો છું. )

૩ મી૦ વરતેજીના ઈમામો કોઈ રીતે પણ **મોઅજેઝો** બતાવી શકયા નથી. બલ્કે તેઓના મોજુદ ઇમામે તો મોઅજીઝો બતાવવાનો સદંતર ઇન્કાર કરેલ છે. ( જે માટે "ફીલવાના સવાલ જવાબ"નો રિસાલો જુઓ )

૪ ઇલ્મેગયબ–પણ તેઓના મોજુદ ઇમામમાં હોય એવી કાંઈ પણ સાબેતી મલી શકતી નથી.

૫ સર્વ ભાષાઓ જાણવી—તે પણ મીં૦ વરતેજી મોજુદ ઇમામ જાણતા નથી, બલ્કે ખુદ ખોજા કોમ ભાષા ગુજરાતી કે કચ્છી કે સીંધી પણ તેઓ ણુતા નથી. ( જુઓ હાજીબીબી કેસ. )

૬ ઇલ્મની શ્રેષ્ટતા—પણ તેઓમાં હોય એવું જણ નથી. ચાલુ સમયમાં દુન્યવી કેળવણી અને દી ઇલ્મમાં તેઓ કરતાં ચડીઆતા ઘણા મનુ મોજુદ છે.

૭ આદીલ હોવું—એ શરત પણ જોવામાં આવતી નથ

૮ ખુદાઈ રસ્તાની હીદાયત—ના બદલે ઇસ્લામ વિરૂદ્ધ ફરમાનો થતાં જોવામાં આવે છે. ( જે સબંધી કે લીક હકીકત અને કેટલાક ફરમાનો આગળ આ ગયો છું, અને વળી પણ ઠેકઠેકાણે તેવા ફરમા આગળ જોવામાં આવશે. )

૯ કુરઆને શરીફથી વિરૂદ્ધ વર્તણુંક ન હોવી જોઇ —તેના બદલે કુરઆને શરીફની વિરૂદ્ધમાં ફરમા થયલા છે. ( જે ફરમાનો આગળ બતાવી ગ છું, અને વળી પણ પ્રસંગોપાત બતાવતો રહીશ.

૧૦ ખુદા સિવાય બીજા કોઇની તાબેદારી ન કર —એથી પણ ઉલટું જણાય છે. બલ્કે ખ્રીસ્તીઓ દેવળમાં ગુંઠણભર બેસી પ્રાર્થના કરવાનું જાહેર આવેલ છે. ( જુઓ, હાજીબીબી કેસ. )

૧૧ ઇલ્મે લદુન્ની અને ઇલ્મે મવહુબીનું હોવું—કોઈ રં પણ સિદ્ધ થતું જોવામાં આવતું નથી. બલ્કે ઇમ તરીકે મશાનદનશીન થયા પછી પણ અંગ્રે કેળવણી મીં૦ જોન કેની પાસેથી; અને ધાર્મિક કે

વણી ગુલુ નામના ખોજા મુરીદ પાસેથી મેળવવાનું જાહેર થયેલ છે. ( જુવો, હાજી બીબી કેસ )

૧૨ કોઈના સવાલનાં જવાબમાં આજેઅ ન થવું એ સીફતો પણ જોવામાં આવતી નથી. પંડીત રાધાકૃષ્ણ તરફથી તેઓને થયેલા સવાલોના જવાબો પણ તેઓ તરફથી અપાયલા નથી.

એ રીતે મી૦ હુદા અને મી૦ વરતેજીના માની લીધેલા ઇમામમાં, ઈમામને લગતી કોઇ પણ સીફત જોવામાં આવતી નથી, એ સબંધે વધુ વિવેચન નહિ કરતાં, તેનો તોલ કરવાનું સુજ્ઞ વાંચકોની મુન્સફી ઉપરેજ છોડીસ. તદુપરાંત, સનાતન માન્યતાના પ્રમાણેના ગુરૂ કે આચાર્યના લક્ષણો, અને સુન્નત જમાઅતની માન્યતા પ્રમાણેની ઇમામની શરતો પણ ઉપર વર્ણવી ગયો છું. જે ઉપરથી વાંચકો સારી રીતે જોઇ શકશે કે, મી૦ વરતેજી, મી૦ હુદા; અને અને અન્ય આગાખાની લેખકોના દાવામાં કેટલી સત્યતા સમાયલી છે. ! ! !

---

# " ઝુરરીયત " ની પૃથા.

પ્રિય વાંચકો ! મી૦ વરતેજી અને મી૦ હુદા વી૦ પોતાના **માની લીધેલા** ઈમામની ઇમામતના માટે વારંવાર " **ઝુરરીયત** " શબ્દનો વધુ ઉપયોગ કરતા જોવામાં આવે છે. તેઓ એમ જણાવે છે કે, " અમારા ઈમામે મોજુદ હ૦ અલી અ૦ ની ઝુરીય્યતમાંથી છે, અને ઈમામત તેઓને પેઢી દર પેઢી વારસામાં મળેલી છે. " કદાચ તેઓ

હ૦ અલી અ૦ ની ઝુરીય્યત ( વંશ ) માંથી પણ હોય, છતાં ફકત ઝુરીય્યતમાંથી જ હોવાના કારણે, ઇમામતના હકદાર થઇ જવું; એ તદ્દન ન બનવા જોગ છે.

ઇમામતનો સવાલ એ એક મહાન સવાલ છે. અગર કોઇ ઝુરીય્યત ( વંશ ) માંથી પણ હોય, છતાં જો ઇમામતની લાયકાત તેમાં નહોય, તો હરગીઝ તે ઇમામ થઇ શકતો નથી. પાક, કુરઆને મજીદ માં એ સબંધે જે સનદ છે તે નીચે ટાંકી બતાવીશ—

" વ એઝિબ્તલા ઇબ્રાહીમ રબ્બોહુ બે કલેમાતિન, ફ અતમ્મહુન્ન. કાલ, ઇન્ની જાએલોક લિન્નાસે ઇમામા. કાલ વમિન્ ઝુર્રીય્યતી: કાલ. લા યનાલો અહદિઝ્ઝાલેમીન.

અર્થ—અને ( યાદ કરકે ) જ્યારે ઈબરાહીમની તેના પરવર દેગારે શબ્દો વડે આઝમાયેશ કરી પછી તેણે તે શબ્દો પુરા પાળ્યા; ત્યારે ખુદાએ કહ્યું કે ખરેખર હું તને માણસો માટે ઇમામ ( ધર્મગુરૂ ) બનાવનાર છું; ઇબરાહીમે કહ્યું અને મારા વંશજોમાંથી પણ ( બનાવ ); ખુદાએ કહ્યું કે મારૂં અહદ (વચન)* ઝાલેમગારાન મળશે નહિ.

( પ્રે.ફેસર ઇસ્ફહાનીની કૃત તરજુમો: પેજ ૪૩ )

* તે કયા શબ્દો હતા, જેના ખુલાસા માટે તે તરજુમાની ટીપણુ જુઓ.

* " અહદ " નો અર્થ તરજુમો કરનારે, પેગમ્બરની પદવી અથવા ઇમામની પદવી જણાવેલ છે.

ઉપરની આયતથી ખુલ્લું જણાઇ આવે છે કે, ઝાલીમને ઇમામતનો અહદ મલી શકતો નથી; અગર ચે ઝુરીય્યત (વંશ) માંથી પણ હોય. ઝાલીમ બે પ્રકારના હોય છે—એક તો એકે જે બીજાઓ ઉપર ઝુલ્મ ગુજારે; અને બીજો એ કે જે પોતાનાજ નફ્સ ઉપર ઝુલ્મ ગુજારે, (યાને ગુનાહનાં કૃત્યો કરે) બીજા પ્રકારના ઝાલીમના માટે પાક કુરઆને મજીદમાં "ઝાલેમુન લે નફ્સેહી" નો ફકરો વહ્ય કરવામાં આવેલ છે. પોતાના નફ્સ ઉપરે ઝુલ્મ કરનારથી મુરાદ એ છે કે જે ગુનાહના કામો કરીને પોતાના નફ્સને બરબાદ કરે છે તે નફ્સ ઉપરે ઝુલ્મ કરનાર ગણાય છે. સારાંશ કે અગર કોઇ ઈમામ કે પયગંબરના વંશમાંથી પણ હોય, પણ અગર કોઈપણ પ્રકારના ઝાલીમમાંથી હોય, તો તેને ઇમામત મળી શકતી નથી. (જે સબંધે કેટલુંક વિવેચન હું આગળ પણ કરી ગયો છું.)

હ૦ નુહ પયગમ્બર અને તેવણુના ફરઝંદનો કીસ્સો કુરઆને મજીદની સુરએ હુદમાં મોજુદ છે. જેમકેઃ—

> "વનાદા નુહુન રબ્બહૂ. ફકાલ રબ્બે ઇન્નબ્ની મિન્ અહ્લી; વ ઇન્ન વઅ્દકલ હક્કો, વ અન્ત અહ્કમુલ હાકેમીન. (આયત ૪૫ મી)
>
> કાલ, યા નુહો, ઇન્નહૂ લય્સ મિન્ અહ્લેક; ઇન્નહુ અમલુન ગયરો સાલેહ. ફલા તસ્અલને મા લય્સ લક બેહી ઇલ્મુન; ઇન્ની અએઝોક અન તકૂન મેનલ જાહેલીન. (આયત ૪૬ મી)
>
> અર્થ—અને નુહે પોતાના પરવરદેગારને પ્રાર્થના કરી, અને કહ્યું, હે મ્હારા પરવર દેગાર, ખરેખર મ્હારો દીકરો મ્હારા કુટુંબનો

છે* અને ખરેખર ત્હારૂં વચન સત્ય છે, અને તું હુકમ કરનારાઓમાં સર્વોત્તમ હોકમ કરનાર છે.

ખુદાએ કહ્યું કે નુહ, તે ત્હારા કુટુંબનો નથી. ખરેખર તે દુષકર્મ કરનાર છે; માટે તું મને તે પૂછ નહી કે જેના વીશે તને કંઇ જ્ઞાન નથી. × ખરેખર હું તને શીખામણ આપું છું કે રખે તું અજ્ઞાનીઓમાંનો થાય.

( પ્રોફેસર ઇસ્ફહાની કૃત તરજુમો: પેજ ૪૩૦ )

ઉપરની આયતોથી પણ સાફ જણાઈ આવે છે કે, અગર કોઇ ખુદાની નાફરમાની કરે અને દુષકર્મો કરનાર હોય, તો તે કુટુંબમાંથી પણ ટળી જાય છે, ત્યારે "ઝુરીય્યતી" ની પૃથા ઉપરથી **ઇમામતનો હકદાર** કેવી રીતે થઇ શકે ? ! ! મતલબકે ફકત વંશમાંથીજ હોવાથી કોઈ ઇમામ થઈ શકતો નથી; પણ તેનાં કાર્યો ઇમામતને લગતાં હોવાં જોઇએ; અને ઇમામતને લગતી શરતો તેમાં હોવી જોઇએ. ( મી૦ વરતેજી અને મી૦ હુદા જેવાઓ ફકત "ઝુરીય્યત" ની પ્રથા ઉપરેજ ઝઝુમી રહ્યા છે, તેઓએ આથી ધડો લેવો જોઇએ ! )+

* ટીપણુમાં તરજુમો કરનાર જણાવે છે—"એવું કહેવામાં આવ્યું છે કે પોતાનો પુત્ર કાફેર છે એમ હઝરત નુહ જાણતા નહોતા, નહીં તો તેને માટે ભલામણ કરત નહી, પણ ખુદાએ તેને ફરમાવ્યું કે તેના કાફેરપણાને લીધે તેનો ત્હારી સાથેનો સબંધ તોડી નાખવામાં આવ્યો છે."

× "તને કાંઈ જ્ઞાન નથી" એના બારેનો ખુલાસો તફસીરોમાં જુવો.

+ ઝુરીય્યતની પૃથા માટે પણ આગળનાં પૃષ્ટોમાં વાંચકો સન્મુખ ત્વારિખી તપાસ પેશ કરી ગયો છું. જેનો તોલ વાંચકોએ કરી લેવો. "જીમ"

# "મનમાતા" વાળી હદીસ.



**હદીસ—મનમાતા, વલમ યઅરિફ઼ ઇમામ ઝમાનેહી; માત, મીતતન જાહેલીય્યાહ.**

તરજુમાહ—જો શખ્સ મરે, ઔર ઇમામે ઝમાનાકો ન પીછાનતા હો; વોહ કાફ઼ેરોંકી મૌત મરતા હયે.

( લેવાએઝુલ અહ્ઝાનઃ પેજ ૫૧૪ )

મજકુર હદીસને ઇસ્લામના કુલ્લે ફ઼િરકાઓ ( સર્વ ફ઼ીરકાઓ ) માન્ય રાખે છે. જો કે **ઝમાનાનો** ઇમામ કોણ ? એના માટે સર્વે ફ઼ીરકાઓ પોત પોતાની માન્યતા તરફ઼ દોરવાઇ ગયા છે, પરંતુ એટલું તો સર્વે માન્ય રાખે છે કે, ઝમાનાના ઇમામની **ઓળખ વગર** મરવું તે **જાહેલીય્યતની મોતે** મરવા બરાબર છે.

'યઅરિફ઼'—અરબ્બી ભાષાનો શબ્દ છે. તેની ઉત્પતી "એઅરાફ઼ુન" ( ઓળખવું–પીછાનવું ) માંથી થયેલ છે, જેમકે—

એઅરાફ઼ન—ઓળખવું; પીછાનવું । અરફ઼—ઓળખ્યું; પીછાણ્યું.

યઅરિફ઼—ઓળખતો–પીછાનતો; ઓળખે છે; ઓળખવામાં છે. વી૦

'મઅરેફ઼ત' એ પણ "એઅરાફ઼ુન" ને લગતોજ અરબ્બી શબ્દ છે. "માઅરેફ઼ત" નો અર્થ 'ઓળખાણ'

કે 'પીછાન' થાય છે. હવે **માઅરેફત** (ઓળખાણ-પીછાણ) નજરે જોવાથીજ હાંસીલ થઇ શકે છે? કે તેના માટે જે નીશાનીઓ, સીફતો, શરતો વી૦ મુકરર કરવામાં આવેલ છે તેના જાણવાથીજ માઅરેફત હાંસેલ થઈ શકે છે? તે તપાસીએ.

હદીસ શરીફમાં છે કે, "**અવલુદ્દીન માઅરેફતુલ્લાહ**" એટલે-દીનનું પહેલું પગથીઉં તે ખુદાની માઅરેફત (ખુદાની ઓળખાણ-પીછાણ) છે. ઇસ્લામમાં ખુદાની માઅરેફતનેજ અગ્રસ્થાન આપવામાં આવેલ છે. હવે ખુદાવંદે તઆલા તો **નીરંજન, નિરાકાર** છે. * તે નજરે જોવાઈ શકાતો નથી, તેમજ તેનો કાંઇ આકાર કે સ્વરૂપ પણ નથી કે જેથી તે જોવાઇ શકાય; અને નજરે જોઇનેજ તેની માઅરેફત (ઓળખ કે પીછાન) થઈ શકે તો ખુદાતઆલાની માઅરેફત તે તેની કુદરતની નીશાનીઓ જોવા અને અનુભવવાથી, તથા તેની **સીફાતો**થી જાણીતા થવાથી **માઅરેફત** હાસેલ થઇ શકે છે; એ નિર્વીવાદ છે. તદુપરાંત હદીસ શરીફમાં છે કે— "**મન્ અરફ નફસહુ, ફકદ અરફ રબ્બહુ**" એટલે-જેણે પોતાના નફસ આત્માને) ઓળખ્યો, તેણે જાણે કે પોતાના ખુદાને ઓળખ્યો. તો **નફસ** પણ જોવામાં તો નથી આવતો, ત્યારે તેની ઓળખ કેવી રીતે થઈ શકે? મતલબ કે નફસની સીફતો જાણવાથીજ તેને ઓળખ્યો કહેવાઈ શકાય છે. (જો કે સંપુર્ણ રીતે નફસને ઓળખવાનું આપણા

* સનાતનીઓની વેદીક માન્યતા પ્રમાણે પણ ઇશ્વરને નિરંજન નિરાકાર જણાવવામાં આવેલ છે. મતલબ કે અન્ય ધર્મોમાં પણ એજ માન્યતા હસ્તી ધરાવે છે, પણ તેના અવનવા રૂપાંતરો કરી દેવામાં આવ્યા છે.

"જેમ"

વા દુનીઆદારો માટે બની શકવું અશકય છે, પણ જે-
ટલા પ્રમાણમાં નફ્સની સીફ્તોથી મનુષ્ય જાણીતો થાય
; તેટલા પ્રમાણમાં તેને નફ્સની ઓળખ થઈ એવું
કહેવાઈ શકાય. )

પ્રિય વાંચકો ! ' માઅરેફ્ત ' સબંધે હજી પણ કેટ-
ક દાખલાઓ આપી શકાય તેમ છે, પણ ઉપરનાજ દા-
ખલાઓથી આપ જાણી શક્યા હશો કે, નજરે જોયા વગર
ત સીફ્તોના જાણવાથી પણ માઅરેફ્ત હાસેલ કરી
કાય છે. ફીરીશ્તાઓ વી૦ ની હસ્તી છે એ સર્વ ઈ-
સ્લામીઓ માન્ય રાખે છે, પણ તે આપણે દુનીઆદાર
મનુષ્યો પ્રત્યક્ષ રીતે જોઈ શકતાં નથી. છતાં તેઓની સી-
ફ્તો ( ઇસ્લામી શાસ્ત્રોમાં ) જણાવવામાં આવી છે તે ઉ-
પરથી ઇસ્લામીઓ તેઓની ઓળખ પ્રાપ્ત કરી શકે છે,
ને " તેઓ છે " એવો સંપુર્ણ એઅતેકાદ ધરાવે છે.
તેવીજ રીતે ઇમામની માઅરેફ્ત પણ ઇમામની
સીફ્તોથી જાણીતા થવાથી હાસેલ થઈ શકે છે. ઇમામને
પોતાની સામે અને નજરે નજર જોઈને પીછાનવું, તેજ
માઅરેફ્ત છે, એમ કાંઇ નથી. કારણ કે હ૦ અલી અ૦
થી કરીને ઇમામ જાઅફ્રે સાદેક અ૦ સુધીના ઇમામોને
પણ તેઓના સર્વ મોહિબ્બો ( દોસ્તો ) એ કાંઈ નજરો
નજર તો જોયા નહિજ હશે, તો શું જે દીનદારોએ તેઓ
બુઝર્ગવારોને નજરે નજર જોયેલા નહિં હોય–તેવાઓ
જાહેલીય્યતની મોતે મર્યા ગણાશે ? હરગિઝ નહિ. સારાંશ
કે—ઇમામ મનુષ્યોની પાસે હાજર હોય અથવા
ગાયબ હોય, ઇમામને સર્વ મનુષ્યોએ નજરે જોયેલા
હોય અથવા અમુક માણસોએ જોયેલા હોય, અથવા તો
ઇમામને અમુક મસ્લેહતના સબબથી મનુષ્યો જોઇ પણ
શકતા ન હોય; છતાં ઇમામની સીફ્તો જાણવાથીજ અને

એવા ઇમામને **ઇમામે ઝમાના** તરીકે સ્વીકાર્યોથીજ **ઇમામની માઅરેફત** હાસેલ થઇ એવું ગણાશે અને દરેક ઝમાનામાં ઇમામતને લગતી સંપુર્ણ સીફતો અને શરતો ધરાવનાર ઈમામે ઝમાન હોવો જોઇએ, ( પછે તે જાહેરમાં હોય કે ગાયબ તરીકે ) એવો એઅતેકાદ ધરાવવો તે ઈમામની માઅરેફત છે; અને મજકુર હદીસનો ભાવાર્થ પણ એજ છે. અને તેવો એઅતેકાદ ન ધરાવનાર અલબતા "જાહેલીય્યતની મોતે" મર્યો ગણાશે.

મજકુર હદીસમાંના '**યઅરિફ**' શબ્દને બદલે, મી૦ વરતેજી અને તેઓના ગોઠીયાઓ '**બયઅત**' શબ્દનો પાટીઓ ગોઠવીને પોતાને મન ગમતી દલીલો રૂજુ કરે છે; પણ તે પબ્લીક પાસે ચાલી શકે તેમ નથી. ખુદ મી૦ વરતેજીના ઉસ્તાદ તુલ્ય અથવા આગાખાની લેખકોના મુખ્ય સ્થંભ મરહુમ હાશમભાઈ બે ધા માસ્તરે "ઈસ્માઇલી પ્રકાશ ભાગ ૧ લા"માં તે હદીસના અર્થમાં ઈમામને ઓળખવાનું જણાવેલ છે ( જુવો, ઈસ્માએલી પ્રકાશ ભાગ ૧ લો: પૃષ્ટ ૮૩ ) મતલબ કે "માઅરેફત" અને બયઅત એ જુદા જુદા શબ્દો છે, અને બેઉના અર્થો પણ જુદાજ છે. કદાચ મજકુર હદીસમાં **યઅરેફ**ના બદલે **બયઅત**નો શબ્દ હતે, તો મી૦ વરતેજી વગેરાઓની પોલીસી કાંઇ ટકી પણ શકતે પણ તેમતો છે નહિ. **મઅરેફત** અને **બયઅત** એ એકજ છે, એ તો મી૦ વરતેજી જેવાજ કબુલ કરી શકે !

મજકુર હદીસમાં યઅરિફ શબ્દ છે તેના બદલે મી૦ વરતેજી જેવાઓ '**બયઅત**' શબ્દ ઠસાવીને—તે બયઅતના માટે જણાવે છે કે બયઅત એ ઇમામની રૂબરૂમાં—ઇમામના હાથ ઉપરેજ થઇ શકે છે, કે જેને તેઓ ઉર્ફમાં 'કાંગવો' કહે છે. ( જો કે તેઓના ટોળા માંહેના પણ

દરકે દરેક કાંગવો ભરેલા તો નથીજ ! ) બયઅત કરવાની **કાંગવાની રૂઢી** જે મી૦ વરતેજી વગેરાઓ જણાવેછે, તેવી બયઅત કોઇ પણ ખરા ઈમામોના વખતમાં થએ હોય, એવું કોઇ પણ ત્વારિખમાં જોવામાં આવતું નથી. વળી કાંગવો ભરવાની ફી તરીકે અમુક રકમ લેવામાં આવે છે, તેવી ફી કોઇ પણ ખરા ઈમામોના વખતમાં લેવાયલી નથીજ. ખરા ઇમામોના સમયમાં ( ફી લેવા વગર ) **બયઅતની રૂઢીઓ** નીચે મુજબ હતી—

૧. જે મનુષ્યો તે જમાનામાં ઇમામની રૂબરૂમાં મો-જુદ રહેતા હતા, તેઓ ઈમામના હાથ ઉપર પોતાનો હાથ રાખી બયઅત કરતા હતા.

૨. ઓરતો, ઈમામના હાથ ઉપરે હાથ રાખતી ન હતી. તેઓ પાસેથી બયઅત જુદીજ તરતીબથી લેવા-માં આવતી.

૩. જે ઠેકાણે ઇમામની હાજરી ન હોય તે, ઠેકાણે ઇમામના એલચીના હાથ ઉપરે બયઅત કરવામાં આવતી. ( જેવી રીતે કે હ૦ ઇમામ હુસેન અ૦ ની વતી હ૦ મુસ્લીમના હાથ ઉપરે બયઅત કરવામાં આવી હતી. )

૪ જે ઠેકાણે ઇમામની હાજરી નહોય, તેમજ ઈમામ તરફથી કોઈ ખાસ એલચી પણ ન ગયલો હોય; તે ઠેકાણે ત્યાંના વત્નીઓમાંથી કોઇ પણ વડો (રઈસ) ઇમામના નામ પર બયઅત લેતો હતો.

૫ કોઈ પણ શખ્સ પોતાનાજ હાથમાં હાથ મીલાવીને ઝમાનાના ઇમામની ઇમામતનો ઇકરાર કરતો, અને તેનેજ બયઅત તરીકે ગણી લેતો. જેવી રીતે કે

હાશમ બિન અતબા બિન અબી વક્કાસે કુફામાં પોતાનાજ હાથમાં હાથ મીલાવીને હ૦ અલી અ૦ ની બયઅતનો ઇકરાર કરેલ. જેનું વર્ણન તારીખે અઅસમે કુફીમાં નીચે મુજબ જોવામાં આવે છેઃ—

> "હાશમને યેહ કહેકર; અપને દહને હાથમેં બાંયાં હાથ પકડ લીયા ઔર કહા, બાંયાં હાથ મેરા હૈ ઔર દાંયાં હાથ હઝરત અલીકા, મૈંને ઉન્સે બયઅત કી ઔર ઉન્કી ખીલાફતકો કબુલ કીયા."

( તારીખે અઅસમે કુફીઃ પેજ ૧૬૦ )

પ્રિય વાંચકો જે ઇમામો દુનિયામાં જાહેર રીતે હતા, તેઓના વખતમાં પણ બયઅત કેટલા પ્રકારે થઇ શકતી, તે આપ ઉપર જોઇ ગયા. તો જે ઇમામ ગાયબ તરીકે છે, તેઓની બયઅતના માટે તેઓની રૂબરૂમાં જઇનેજ બયઅત કરવાનું કોઈ પણ સમજુવર્ગ કહી શકેજ નહિ. ગાયબ ઇમામની બયઅત માટે ફકત તેઓની સીફતોથી જાણીતા થવું અને તેઓની ઇમામતનો ઇકરાર કરવો તેજ બસ છે. પણ મજકુર "મનમાતા" વાળી હદીસમાં તો બયઅતનો શબ્દ જ નથી--તેમાં તો યઅરિફનો શબ્દ છે. મારા મિત્ર મી૦ વરતેજી મજકુર હદીસમાં ( પોતાની માન્યતા સિદ્ધ કરવા ખાતર ) બયઅતનો શબ્દ ઘુસાડે છે, તે કોઇ પણ સમજુવર્ગ પાસે ચાલી શકે તેમ નથી. સારાંશ કે— મી૦ વરતેજી વી૦ નું એમ જણાવવું કે, "ઇમામની રૂબરૂમાં કાંગવો ભરવો, તેજ ઇમામે ઝમાનને ઓળખવું છે." તે દલીલ પાયા વિનાની ઠરે છે.

# " ઇમામે મોબીન " વાળી આયત.



**આયત—ઇન્ના નહ્નો નોહ્યિલ્ મવ્તા વ નકતો-બો મા કદ્દમુ વ આસાર હુમ વકુલ્લ શયઇન્ અહ્સયુના હો ફી ઇમામિમ મોબીન.**

( સુરેયાસીન, આયત ૧૨. )

અર્થો—

૧ " ખરેખર અમે મુએલાઓને સજીવન કરીએ છીએ, અને જે તેઓએ આગળ મોકલ્યું છે તે અને તેઓના પગલાની નીશાનીઓ પણ અમે લખી લઇએ છીએ અને દરેક ચીજ અમે સ્પષ્ટ અને મુખ્ય કેતાબમાં ગણી ( લખી લીધી ) છે. "

( પ્રોફેસર ફરૂકહાની કૃત તરજુમો: પેજ ૮૪૬ )

૨ હમહી યકીનન મુરદુંકો ઝીંદાહ કરતે હયે, ઔર જો કુચ્છ લોગ પહેલે કરચુકે હયે ( ઉન્કો ) ઔર ઉન્કી ( અચ્છી યા બુરી બાકીમાન્દાહ ) નીશાનીઓંકો લીખતે જાતે હયે, ઔર હમને હર ચીઝોં **એક સરીહ વ રોશન પેશવામેં ઘેર દીયા હયે.** "

( મવલવી ફરમાનઅલીકૃત તરજુમો: પેજ ૭૦૩)

૩ બેશક હમહી મુરદુંકો ઝીંદાહ કરેંગે, ઔર જો કુચ્છ વોહ આગે ભેજતે હયે ઔર જો આસાર ઉન્કે પીછે રહે જાતે હયે ઉન સબકો હમ લિખતે જાતે હયે. ઔર હમને હર ચીઝકો ઇમામે મોબીન

મેં ( અઝરૂએ ઇલ્મો શુમાર ) જમઅ કર લીયા હયે."

( મવલવી મકબુલ અહમદ કૃત તરજુમોઃ પેજ ૭૦૩ )

પ્રિય વાંચકો ! મજકુર આયતના અર્થ જુદા જુદા તરજુમાથી બતાવવાનું કારણ એ કે, તેમાં જે ઇમામે મોબીન નો શબ્દ છે તેનો અર્થ સુન્નત જમાઅતના તફસીરવેત્તાઓ પાસે શું થાય છે, અને શીઆહ તફસીરવેત્તાઓ પાસે શો અર્થ થાય છે, તે તફાવત વાંચકોને બતાવી આપવા ખાતર જુદા જુદા તરજુમાઓથી અર્થો ટાંકી બતાવેલ છે. ( નંબર ૧લા મુજબનો અર્થ સુન્નત જમાઅતની માન્યતા મુજબનો, અને નંબર ૨–૩ વાલા અર્થો શીઆહમત મુજબ છે.

મજકુર તરજુમાઓમાં નંબર ૩ વાલા તરજુમામાં "ઇમામે મોબીન" વાકયનો કાંઇ અર્થ ન જણાવતાં, તરજુમામાં પણ "ઇમામે મોબીન" જ જણાવેલ છે. તો "ઇમામે મોબીન" ના ખુલાસામાં તરજુમો કરનાર શું લખે છે તે પણ જોવું જોઇએ. મજકુર તરજુમાના તેજ પૃષ્ટની ફુટનોટમાં, ટીપણુ તરીકે તરજુમો કરનાર જણાવે છેઃ—

> ફી ઇમામિમ મોબી —તફસીરે કુમી મેં જનાબે અમીરૂલ મોઅમેનીન અ૦ સે મજકુર હયે કે, ઉન હઝરતને ખુદ ફરમાયા "વલ્લાહ વોહ ઇમામે મોબીન મેં હું. મેં હકો બાતીલકો સાફ સાફ બ્યાન કરદેતા હુ, ઔર મેને યેહ ઓહદા જનાબે રસુલે ખુદા સ૦ સે વીરાસતન[1] પાયા હયે." મઅનીયુલ અખબાર મેં જનાબે ઇમામ મોહમ્મદ બાકેર અ૦ સે બરિવાયત અપને વાલીદે માજેદ[2] વ જદ્દે અમજદ[3]

૧. વારસામાં. ૨. પીતાશ્રી. ૩. દાદાશ્રી.

કે મનકુલ હયે કે, જબ જનાબે રસુલે ખુદા સ૦ પર યેહ આયત " વકુલ્લ શયઇન અહસયના હો ફી ઇમામિમ મોબીન " નાઝીલ હુઇ તા અબુબક્ર વ ઉમર અપની અપની જગેહસે ખડે હુએ, ઔર અર્ઝ કરને લગે " યા રસુલલ્લાહ, ઇમામે મોબીન સે મુરાદ તવરેત હયે ? " ફરમાયા, " નહીં " ઉન્હુંને અર્ઝ કી, ' ફિર ઇન્જીલ હયે ? ' ફરમાયા, " નહીં. " ફિર ઉન દોનોંને અર્ઝ કી, " આયા, કુરઆન હયે ? " ફરમાયા, " નહીં. " ઇત્નેમેં જનાબે અમીરલ મોઅમેનીન તશરીફ લેઆ એ. આં હઝરતને ફરમાયા ' દેખો ! વાહ ઇમામ, જીસમે ખુદાએ તઆલાને હર ચીઝકે ઇલ્મકા અહસા[૪] ફરમા દીયા હયે. " એહતેજાજે તીબ્રસી મેં જનાબે રસુલે ખુદા સ૦ સે એક હદીસ મન્કુલ હયે કે—આપને ફરમાયા કે, અએ ગુરોહે ઇન્સાન ! કોઇ ઇલ્મ અએસા નહીં હયે કે મેરે પરવર દીગારને મુજકો તાઅલીમ ન ફરમાયા હો, ઔર મઅંને અલીકો ન સીખા દીયા હો. ઔર જો ઇલ્મભી ખુદાને મુજકે સીખાયા, ઉસકો ખુદાને મુજ-અહસા ફરમા દીયા, ઔર મેંને ઇમામુલમુત્તકીન ( યાઅને અમારલ મોઅમેનીન ) મેં ઉસકા અહસા કર દીયા. "

તેવીજ રીતે મવલવી ફરમાનઅલી કૃત તરજુમામાં પણ " ઇમામે મોબીન " સબંધેના વધુ ખુલાસામાં જે ટીપણુ આપેલ છે, તે પણ જાણવા જોગ છે એટલે તે તરજુમાની ટીપણ પણ નીચે ટાંકી બતાવીશ—

" એક રીવાયતમેં હયે કે, જીસ વક્ત યેહ આયત નાઝીલ હુઇ તો, હઝરત અબુબક્ર વ ઉમર આપકે પાસ

૪. ગણત્રી; ઘેરવું; ભરપુર. ૫. ટેકામાં.

ખડે હુએ થે. દોનું સાહેબુંને પુછા કે, 'ક્યા ઇમામે મોબીન તવરેત હયે ?' ફરમાયા 'નહી' ફીર પુછા 'ક્યા ઇન્જીલ હયે ?' ફરમાયા 'નહી' ફીર પુછા ક્યા કુરઆન હયે ? ફરમાયા 'નહી' ઇત્નેમેં હઝરત અલી અ૦ સામન્‍સે નમુદાર હુવે, તો ફરમાયા "યેહ ઇમામે મોબીન હયે." ઈસ્કી મોઅય્યદ વોહ રીવાયત હયે. જો અલ્લામા જલાલુન સીયુતી [૬] ને બ્યાનકી હયે કે અબ્દ બિન હુમૈદ ઇબ્ને જુરૈર ઔર ઈબ્ને હાતીમને કુતાદાહસે ઈસ આયતકે બારેમેં રીવાયતકી હયે કે, "હરચીઝ એક પેશવામે ખુદાકે નઝદીક મહફુઝ હયે." દેખો તફસીર દુર્રેમનસુર જી[૬] [૫]સફહા [૨૬૧]"

મજકુર ખુલાસાઓથી વાંચકો જોઇ શક્યા હશે, કે ઈમામે મોબીન તે હ૦ અલી અ૦ જ છે. મજકુર ટીપણો-માં મવલવી ફરમાનઅલીના તરજુમાની ટીપણુમાં જે સનદો ટાંકેલ છે, તેમાંની બે સનદો તો સુન્નત જમાઅતની કિતા-બોનીજ છે. જેથી સાબેત થાય છે કે, ઇમામે મોબીન તે હ૦ અલી અ૦ છે.*

હવે ખુલાસાઓને રહેવા દઇને, લફ્ઝી તરજુમા (શબ્દાર્થ) ઉપર આવતાં શરૂઆતમાં સાબેત થઇ ચુકેલ છે કે, "ઇમામે મોબીન" નો અર્થ સુન્નત જમાઅતના તરજુમા પ્રમાણે "સ્પષ્ટ મુખ્ય કેતાબ" અને શીઆહ તરજુમા પ્રમાણે "સરીહ રોશન પેશવા" થાય છે પણ મી૦ વરતેજી

૬. સુન્નત જમાઅતના ત્વારિખ નવેશ. ૭. સંરક્ષણુમાં ૮. સુન્નત જમાઅતની તફસીર.

"જીમ"

* જેવી રીતે હ૦ અલી અ૦ "ઇમામે મોબીન" (સરીહ રોશન પેશવા) છે, તેવીજ રીતે તેઓની પછીના અગીયાર ઇમામો પણ "સરીહ-રોશન પેશવા" છે.

વગેરે, શીઆહ અને સુન્નત જમાઅત (બેઉના) તરજુમાઓથી વિરૂદ્ધ જઇ પોતાનો કક્કો ખરો કહેવડાવવા ખાતર "ઇમામે મોબીન નો અર્થ જાહેરઇમામ જણાવવા લાગ્યા છે! પાક કુરઆને મજીદની આયાતોના અર્થો કરવા એ કાંઇ સહેલ બાબત નથી, અને તે કામ જેવા તેવાઓનું નથી! કુરઆને મજીદના અર્થો જાણવા માટે નીચે મુજબનાં ત્રણ સાધનો હોવાં જોઇએ—

૧—સુન્નત જમાઅતની માન્યતા પ્રમાણેના તરજુમાઓ.

૨—શીઆહ માન્યતા પ્રમાણેના તરજુમાઓ.

૩—કોઈ શખ્સ પોતે અરબ્બી ઇલ્મની એટલી લીયાકત ધરાવતો હોય, જેથી તે પોતે કોઈપણ સહાયતા વગર (પોતાની મેળે) સર્વ અર્થો સમજી શકે.

હવે મારા મિત્ર વરતેજી ઇમામે મોબીનના અર્થ માટે શીઆહ તેમજ સુન્નત જમાઅતના તરજુમાઓને માન્ય રાખતા નથી, તેમ પોતે પણ અરબ્બી ઇલ્મની એટલી લીયાકત ધરાવતા હોય એવો દાવો કરી શકતા નથી ત્યારે તેઓ ઇમામે મોબીનનો અર્થ જાહેરઇમામ તરીકે જણાવવા કેવી રીતે બાહેર પડયાછે? તે સમજી શકાતું નથી.!

ઇમામનો અર્થ પેશવા+ એતો મી૦ વરતેજી પણ માન્ય રાખે છે પણ મોબીનનો અર્થ (વગર આધારે) જાહેર કરવાને તેઓ લલચાણાછે. (અને તે પોતાનો છુપો હેતુ સિદ્ધ કરવાના માટેજ મનઘડત અર્થ કરેછે.) હવે મોબીન નો અર્થ શું થાય છે? તે જોઇએ. મી૦ વરતેજીએ પોતાના વીલના પૃષ્ટ ૧૯૨ માં "મોબીન" નાં અર્થો " ખુલ્લુ જાહેર

+ રસ્તો દેખાડનાર.

રોશન " વી૦ જણાવેલ છે. મતલબ કે તેઓએ પોતે પણ " મોબીન " ના અર્થો " ખુલ્લું " અને " રોશન " પણ થાય છે, એમ સ્વીકારેલ છે. તેવીજ રીતે મી૦ વરતેજીના ગોઠીઆ મી૦ હુદાએ પણ એફ. સ્ટેનગ્રાસની ' અરેબીક ઇંગ્લીશ ડીક્ષનરી ' ના નામથી " મોબીન " નો અર્થ Manifest જણાવીને, 'મેનીફેસ્ટ'નો અર્થ ફકત 'જાહેર' જણાવવા કોશેશ કરેલ છે; એટલે કે ' મેનીફેસ્ટ ' ના બીજા અર્થોને મુકી દીધા છે! પણ Manifest નાં કેટલાક અર્થો થાય છે, તે મી૦ હુદાએ જાણવું જોઇતું હતું! Manifest સાફ; ખુલ્લું; પ્રકટ; પ્રસિદ્ધ; પ્રત્યક્ષ; સ્પષ્ટ; ઉઘાડું; જાહેર; વ્યકત, પ્રકાશિત, એટલા અર્થો થાય છે. ( જુવો. ધી સ્ટેન્ડર્ડ ઈંગ્લીશ ગુજરાતી ડીક્ષનરી, ભાગ ૨ જો પૃષ્ટ ૯૪૯) સારાંશ કે " મોબીન " નાં અનેક અર્થો થાય છે, અને તરજુમો કરનારાઓએ સબંધ જોઇને અર્થો કરેલ છે. પ્રોફેસર ઇસ્કહાની કૃત તરજુમામાં " મોબીન " નો અર્થ જુદા જુદા સબંધમાં કેટલી રીતે કરવામાં આવેલ છે, તે વાંચકોને બતાવીશ—

૧ સુરએ નમલની ૨૧ મી આયતમાં " સુલ્તાનિન મોબીન " જેનો અર્થ " સ્પષ્ટ દલીલ " કરેલ છે.

૨ સુરતુશ્શોઅરાની ૧૯૫ મી આયતમાં " અરબીય્યુન મોબીન " છે. જેનો અર્થ " સ્પષ્ટ અરબ્બી જબાન " કરેલ છે.

૩ સુરએ—યાસીન ની ૧૨ મી આયતમાં " ઇમામિમ મોબીન " છે, જેનો અર્થ " સ્પષ્ટ મુખ્ય કીતાબ " જણાવેલ છે.

૪ સુરએ યાસીનની ૧૮ મી આયતમાં " બલાગુલ મોબીન " છે, જેનો અર્થ " ખુલ્લો સંદેશો " જણાવેલ છે.

૫ સુરએ—યાસીનની ૨૪ મી આયતમાં " ઝલાલિન મોબીન " છે, જેનો અર્થ ચોખ્ખી ભુલ " જણાવેલ છે.

૬ સુરએ—યાસીનની ૬૦ મી આયતમાં-શયતાનના માટે " અદુવ્વુમ મોબીન " છે, જેનો અર્થ " ઉઘાડો દુશ્મન " જણાવેલ છે.

૭ સુરએ—નહલ ની ૪ થી આયતમાં " ખસીમુન મોબીન " છે, જેનો અર્થ " ચોખ્ખો સામે થનાર " જણાવેલ છે.

તદુપરાંત—પાક કુરઆને મજીદમાં " મોબીન " નો શબ્દ ઘણી જગ્યાએ છે, પણ તે દરેક ઠેકાણે તેના અર્થો સંબંધ મુજબ જણાવવામાં આવેલ છે. એટલે કે તેની સાથે જે શબ્દ વપરાયલો છે અને જે બાબતને લગતું તે વાકય છે, તે મુજબ " મોબીન " નો અર્થ કરવામાં આવેલ છે. પણ તે સબંધ જાણવાના માટે ત્રણ સાધનો છે, જે ઉપર બતાવી ગયા છીએ. તે સાધનો સિવાય પોતાને મનગમતો અર્થ કરવો, તે કોઈ રીતે પણ ચાલી શકે તેમ નથી. (મતલબ કે મી૦ વરતેજી અને મી૦ હુદા વગેરે પોતાના મત પ્રમાણે " મોબીન " નો અર્થ, ફકત " જાહેર " જણાવે છે, એ ઠેકાણે સંબંધ મુજબ બરાબર નથી ) શયતાન કે જે છુપો છે અને જાહેરમાં જોવામાં આવતો નથી. તેના માટે સુરએ-યાસીનની ૬૦ આયતમાં " અદુવ્વુમ મોબીન " નો શબ્દ છે—તેમાંના " મોબીન " શબ્દનો અર્થ, પ્રોફેસર ઇસ્ફહાનીએ " ઉઘાડો " જણાવેલ છે. શું મી૦ વરતેજી અને મી૦ હુદા કહી શકશે ખરા કે શયતાન પણ " જાહેર " છે ? હરગીઝ નહિ. સારાંશ કે કુરઆને મજીદના અર્થો, ઉપર દર્શાવી ગયા તેમ ત્રણ રીતે જાણી શકાય

છે, પણ તે ત્રણે રીતીઓ મુજબ અર્થ નહિં કરતાં; મી૦ વરતેજી અને મી૦ હુદા વી૦ મનઘડત અર્થો ઉપજાવી કહાડે છે. તે કયાંથી ચાલી શકે ? ! ! !

મી૦ હુદાએ "ઇમામે મોબુદ ભાગ ૨ જો" માં અંગ્રેજી ડીક્ષનરીના નામથી "મોબીન" નો અંગ્રેજી અર્થ "Manifest" જણાવીને, "મેનીફેસ્ટ" નો ગુજરાતી અર્થ (ફક્ત) "જાહેર" કરેલ છે; (જો કે "મેનીફેસ્ટ" નાં પણ ઘણા અર્થો થાય છે, જે હું ઉપર બતાવી ગયો છું) પણ તેમાં તેઓ સજ્જડ થાપ ખાય છે. મી૦ જોન વોર્ટો-બેટ એમ. ડી. અને મી૦ હારવે પોર્ટર પી. એચ. ડી. ના તરફથી અરેબીક અને ઇંગ્લીશમાં એક ડીક્ષનરી કેરો (મીસર) ખાતેથી પ્રગટ કરવામાં આવેલ છે, જેમાં તેઓએ "મોબીન" નો અર્થ "Clear" અને "Evident" કરેલ છે. "ક્લીયર" નો અર્થ સ્વચ્છ, ચળકતું, ચકચકિત, ઉઘાડું. ખુલ્લું અને સ્પષ્ટ, તથા "એવીડન્ટ" નો અર્થ સ્પષ્ટ, ખુલ્લું, સાફ, ઉઘાડું થાય છે. પણ મી૦ હુદા તો "મોબીન" નો અર્થ "જાહેર" જ જણાવે છે, તે કેવી રીતે ચાલી શકે ?

પ્રિય વાંચકો ! ઉપરની હકીકતથી આપ ખુલ્લી રીતે જોઇ શકયા હશો કે, મજકુર આયતમાં જે "મોબીન" નો શબ્દ છે, તેનો અર્થ "જાહેર" કોઈ રીતે પણ થઈ શકતો નથી સુન્નત જમાઅતના તરજુમા પ્રમાણે એ ઠેકાણે "મોબીન" નો અર્થ "સ્પષ્ટ—મુખ્ય" થાય છે; અને શીઆહ તરજુમા પ્રમાણે "સરીહ—રોશન" થાય છે. તે સિવાય બીજો કાંઈ અર્થ થઈ શકતો નથી.

તદુપરાંત—ઉપરોક્ત આયત મુજબ ઇમામે મોબીન માં દરેક ચીજનું સંપુર્ણ ઇલ્મ હોવું જોઇએ, પણ મી૦

વરતેજી અને મી૦ હુશ્ન વગેરાના માની લીધેલા જાહેર ઇમામમાં તે શરત પણ પુર્ણ થતી જોવામાં આવતી નથી. એટલે તેઓ મજકુર આયતથી જે ભોળા બંધુઓને ભમાવી રહ્યા છે તે કોઈ રીતે પણ ચાલી શકે તેમ નથી.

---

# " હદીસુસ્સકલયન. "

" મોહમ્મદ કે ગુરશ જહાં આફ્રરીદ;
બનામશ ખુદા ઇન્સો જાં આફ્રરીદ."
" અઝ ચાકતેક આફ્રરીનશ વોજૂદ;
વોજૂદશ શુદ આસ્બાબે બૂદોનબૂદ."
" ચું વરગરત રખ્ત અઝ જહાંને ખરાબ;
અમાનત સુપુર્દ એહલેબયતો કિતાબ."

હદીસ ( હ૦ રસુલેખુદા સ૦ એ આખરી વસીય્યત તરીકે ફરમાવેલ )

" ઇન્ની તારેકુન ફિકોમુસ્સકલયને, કિતાબલ્લાહે વ ઇત્રતી અહલેબ્યતી; મા ઇન્તમસ્સકતુમ બેહિમા, લન્તઝિલ્લુ બઅદી. ફ ઇન્નહોમા લચ્યી યતફર્રેકા, હત્તા યરેદા અલય્યલ હવઝ."

અર્થ (શબ્દાર્થ)

ખરેખર હું તમારા વચ્ચે બે ભારે—માનવંતી (ચીઝો) છોડું છું—(એક) અલ્લાહની કિતાબ ( કુરઆને શરીફ ) અને (બીજી) મ્હારી ઇત્રત

> એહલેબયત. અગર તમો એ બન્નેને (ચીવટા-ઇથી ) પકડી રાખશો, તો મ્હારી પાછળ તમો હરગીઝ ગુમરાહ નહીં થાઓ. અને ખરેખર એ બન્ને [એક બીજાથી ] હરગીઝ જુદી નહીં થાય, એટલે સૂધી કે હવઝ [કવસર] ઉપર મારી પાસે આવે.

ઉપરોક્ત હદીસ—ઇસ્લામીઓમાં સર્વ માન્ય છે. તે હદીસને ઇસ્લામના દરેક ફિરકાવાળાઓ માન્ય રાખે છે; અને તે જુદા જુદા રાવીયોથી, અને શ્હેજસાજ લફ્ઝોના ફેરફારથી, ઘણા તરીકાઓથી વર્ણવવામાં આવી છે. "**સ્વાનેહે ઉમ્રી હ૦ અલી**" જે કે સુન્નત જમાઅતના મવલવી ઓબયદુલ્લાહ અમ્રતસરી તરફથી બાહેર પાડવામાં આવેલ છે, જેમાં સુન્નત જમાઅતનીજ કિતાબોથી, મજકુર હદીસ ૧૬ તરીકાઓથી વર્ણવામાં આવી છે. પણ સર્વે તરીકાઓથી તે હદીસનો ભાવાર્થ એજ છે કે "હ૦ રસુલે ખુદા સ૦ પોતાની પાછળ દુનિયામાં બે માનવંતી ચીજો મૂકી ગયા છે—અને તે બેઉને મજબુત પકડી રાખવાનું, એટલે કે તે બેઉના હુકમો પ્રમાણે વર્તવાનું ફરમાવી ગયા છે."

મજકુર હદીસ ઉપરથી, આગાખાની લેખકો ( પોતાના માની લીધેલા ઈમામની ઇમામત સિદ્ધ કરવા ખાતર ) "કુરઆન જાહેર છે તેવીજ રીતે ઇમામ પણ જાહેર હોવો જોઇએ" એવો સિદ્ધાંત પબ્લીક પાસે પેશ કરવા લાગ્યા છે; અને મજકુર હદીસનો ભાવાર્થ પણ એજ છે, એવી રીતે જણાવવાના પ્રયત્નો આદરી રહ્યા છે!!! પણ મજકુર હદીસની ઇબારત જોતાં, એવો ભાવાર્થ નીકળતોજ નથી.

મજકુર હદીસમાં "**વલન્ચીં યતફર્રકા**" નો જે અરબ્બી શબ્દ છે, તે અરબ્બી શબ્દ "**તફર્રકોહ**" માંથી નીકળેલ છે, જેનો લોગત ( કોષ ) માં અર્થ "ફરક,

ફાસલા, જુદાઇ " થયેલ છે. ( જુઓ, લોગતે ફીશ્વરી ) મતલબ કે બેઉ ચીજો ( એહલેબયત અને કુરઆને શરીફ ) નાં હુકમોમાં ફરક—ફાંસલો—જુદાઇ નહીં પડશે ( એટલે કે બેઉના હુકમો એક બીજાથી ઉલટા નહીં હશે ) એજ એ હદીસનો ભાવાર્થ નીકળે છે; અને આગાખાની લેખકો જે એ હદીસથી " કુરઆન જાહેર અને ઇમામ જાહેર " ની થીયરી પેશ કરે છે, તે કોઇ રીતે પણ ચાલી શકે તેમ નથી. આગાખાની લેખકો ( પોતાના લખાણોમાં ) મજકુર હદીસતો પેશ કરે છે, પણ કુરઆને શરીફ અને પોતાના ઇમામના હુકમો એક સરખા બતાવી શકતા ન હોવાથી, મનઘડત અર્થ ઉપજાવી કાઢીને પોતાની દલીલ પેશ કરે છે.

મજકુર હદીસમાં " ફઇન્નહોમા લય્યીંતફર્રેકા " એટલે "અને ખરેખર બન્ને ( ચીજ ) હરગીઝ ( એક બીજાથી ) જુદી નહીં થાય " નો જે ફકરો છે, તેથી મુરાદ એજ છે કે " તે બેઉના હુકમો એક બીજાથી વિરૂધ્ધતા દર્શાવનારા નહીં હોય. " જેવી રીતે કે હ૦ રસુલ૦ ની હદીસ છેઃ—

" અલીય્યુન મઅલ કુરઆન; વલ કુરઆનો મઅ અલી. "

જેનો ભાવાર્થ એજ છે કે— હ૦ અલી અ૦ નાં હુકમો પાક કુરઆને શરીફ અનુસાર છે; અને જે હુકમો કુરઆને શરીફનાં છે, તેજ હ૦ અલી અ૦ ના હુકમો છે. બાકી " જુદા નહિં થાય " તેથી મુરાદ " એહલે બયત દરેક વખતે કુરઆને શરીફને સાથેને સાથેજ લઇને ફરતાં હોય " એમ લઇએ, તો તે કોઇ રીતે પણ બંધ બેસતું થઇ શકે નહિં. એમતો—આગાખાની લેખકોના માની લીધેલા

ઈમામ પણ દરેક વખતે કુરઆને શરીફ સાથેને સાથે લઈને હરગીઝ ફરતા નથી ! બલ્કે મી૦ વરતેજીના ઈમામ તો ચાલુ કુરઆને શરીફને અસલ કુરઆન તરીકે માનતાજ નથી ! ! ! જુવો, ચાલુ કુરઆને શરીફ સબંધે તેઓ નાંમદાર શું ફરમાવે છે—

> "ખલીફા ઉસમાને કુરાને શરીફમાંથી કેટલોક ભાગ કાઢી નાખ્યો છે અને કેટલોક ભાગ ઉમેરી આપ્યો છે. અસલ કુરાને શરીફ હું ઉતારૂં તો છ વરસ લાગી જાય. તેપણ હું તમોને મોકલીશ. તો તમોને ખબર પડશે કે, શું કાઢી નાખવામાં આવેલ છે અને શું ફેરફાર કરી નાખવામાં આવેલ છે."

(બેહરે રહેમતઃ પૃષ્ટ ૨૪ લીટી ૨૦થી પૃષ્ટ ૨૫ લીટી ૭ સુધી.)

ઉક્ત ફરમાન, જંગબાર ખાતે તા. ૩૦-૭-૧૮૯૯ ના દીને થયેલ છે. જે ફરમાન મુજબ મી૦ વ મોજુદ ઈમામ, ચાલુ કુરઆને શરીફને અસલ કુરઆન તરીકે માનતા નથી, અને અસલ કુરાને શરીફ પણ તે વખતે તેઓ પાસે નથી; પણ તે છ વરસમાં ઉતારવાનો ( તેઓ ) વાયદો કરે છે, એ ખુલ્લું જણાઈ આવે છે. જે વાયદાને લગભગ બાવીસ વર્ષ થવા આવ્યા, હજી સુધી તેવું કુરઆને શરીફ હસ્તીમાં આવેલ હોય એવું જોવામાં આવતું નથી ! તો મી૦ વરતેજી, મી૦ હુદા વગેરાઓ જે "કુરઆન જાહેર અને ઇમામ જાહેર"ની થીયરી પેશ કરે છે તેના માટે શું સમજવું ? ! ! !

હવે ચાલુ કુરઆને શરીફ કે જેના એહકામોને ( આગાખાનીઓમાંના કેટલાકો સિવાય ) સર્વ શીઆઓ અને સુન્નત જમાઅત વાળાઓ સર્વે માન્ય રાખે છે, અને તે એહકામો ઉપરે ચાલવાની પોતાની ફરજ સમજે છે;

તેના માટે મી૦ વરતેજી વી૦ ના મોજુદ ઈમામના નામથી કેવા ફરમાનો જાહેરમાં આવેલ છે, તે નીચે રૂજુ કરીશ—

૧ બેહરે રહેમતના પૃષ્ટ ૨૩ ની લીટી ૧૭ થી લીટી ૨૦ સુધીઃ—

ફરમાન—" જ્યારે કુરાને શરીફ નાઝલ થયું, ત્યારે અરબ લોક હતા. આ વાતને તેરસો વરસ થઈ ગયાં છે. તમોને સાતસો વરસ ઉપર જ્ઞાન આપવામાં આવ્યાં છે, તે બરાબર ઓળખીને વાંચજો. "

( જંગબાર તા. ૩૦ જુલાઇ ૧૮૯૯ )

૨ બેહરે રહેમતનાં પૃષ્ટ ૨ ની લીટી ૨૨ થી પૃષ્ટ ૩ ની લીટી ૭ સુધીઃ—

ફરમાન—" તમારો દીન પુસ્તકો ઉપરથી શરૂ થયો નથી પરંતુ તે મોહબતમાંથી ઉત્પન થએલ છે. તમારે વાસ્તે ઇલ્મ છે તે જ્ઞાન છે. કુરાને શરીફને તેરસો વરસ થયાં છે. તે મુલકે અરબની વસ્તી માટે છે. જ્ઞાનને સાતસો વરસ થયાં છે. તમારે માટે જ્ઞાન છે, તે ઉપરથી તમે ચાલજો. "

( જંગબાર તા. ૧ જુલાઇ ૧૮૯૯ )

ઉપરનાં બે ફરમાનોથી વાંચકો સારી રીતે જોઇ શકશે, કે, ચાલુ કુરઆને શરીફ માટે મી૦ વરતેજીના મોજુદ ઇમામ કેવો મત ધરાવે છે. ત્યારે મી૦ વરતેજી, પાક કુરઆને શરીફ અને એહલેબયતનો સંબંધ બતાવીને, તે ઉપરથી પોતાના મોજુદ ઇમામની ઈમામત પબ્લીક પાસે સાબેત કરવા મથન કરે છે તે નિરર્થક ઠરે છે કે નહિં ? તેનો તોલ વાંચકોએ કરી લેવો.

ઉપરોકત “ હદીસુસ્સકલયન ” ને લગતા વિવેચનથી વાંચકો સારી રીતે જોઇ શકયા હશે કે, પાક કુરઆને શરીફ અને એહલે બયતના હુકમો એક સરખાજ હોવા જોઇએ. પણ મી૦ વરતેજીના હાલના મોજુદ ઈમામના નામથી જે કેટલાક ફરમાનો જણાવવામાં આવે છે, તેમાં પાક કુરઆને શરીફના ખુલ્લા એહકામોની કેવી વિરૂધ્ધતા કરેલી જોવામાં આવે છે, તે વાંચકોને બતાવવા ખાતર કેટલાક દાખલાઓ નીચે ટાંકી બતાવીશ.

૧ “ ખુદાવીંદે તમોને પેદા કીધા છે અને તેથી તેને તમો સુજદો કરો તો તેથી તેને શું ફાયદો છે. તેથી કાંઇ ખુદા રાજી થતો નથી, તે તો દરેકના દીલમાં ભરપુર છે. માટે તમારી પોતાની દીલો (અંતઃકરણો) દીલો રહે તો જ ખુદાવીંદ પણ રાજી થાય.”(કલામે સુલતાન મહમદઃ પેજ ૪૩, પેરેગ્રાફ ૧૬૧ ) [ મજકુર ફરમાનમાં, સીજદો કરવા ( એટલે નમાજ પડવાને ) હકારતની નજરથી જોવામાં આવેલ છે; અને પોતાનું દીલ રાજી રહે તોજ ખુદા રાજી થાય, એવું જણાવવામાં આવેલ છે. તો તે બેઉ બાબતો પાક કુરઆને શરીફની વિરૂદ્ધ જાય છે. પાક કુરઆને શરીફમાં ખુદાને સીજદો કરવાનું [ નમાજ પડવાનું ] ઠેકઠેકાણે હુકમ ફરમાવવામાં આવેલ છે; અને દીલની ખાહેશ પ્રમાણે વર્તી, દીલને રાજી રાખવાની પણ મનાઇ ફરમાવવામાં આવેલ છે. ( જુઓ, “ સુરએ સ્વાદ ” આયત ૨૬ તેવીજ રીતે તેરમા પારામાં “ સુરએ યુસુફ ” ની ૫૩ મી આયતમાં ખુલ્લું જણાવવામાં આવે છે કે—“ અને હું મ્હારા પંડને પાક ગણુતો નથી. ખરેખર જેના ઉપર મ્હારા પરવરદિગારે દયા કરી છે તે સિવાય ( માણુસોનું ) મન દુષ્ટ કામ કરવા હોકમ કરનાર છે.” ( જુઓ, પ્રોફેસર ઈસ્ફેહા-

ની ફ્રુત તરજુમો પેજ ૪૫૯ ) મતલબ કે દીલની ખાહેશ પ્રમાણે ચાલી ( દીલને રાજી રાખવાની ) મના કરવામાં આવેલ છે. )

૨ જાહેર નમાઝ રોઝા કયારે ફાયદો કરે કે જયારે નીચે લખી શરતો મુજબ વરતે—

> ખોટું બોલવું નહિ, બદ નજર કરવી નહિ, પરાયા માલમાં તમા નહી રાખતાં હકની રોઝીમાંથી દશોંદ દઇને ખાવું, ઓરત એકથી વધુ નહીં કરવી,"

( કલામે સુલતાન મહમદઃ પેજ ૩–૪, પેરીગ્રાફ ૧૩ ) મજકુર ફરમાનમાં નમાજ રોઝા ફાયદો કયારે કરે, તેની જે શરતો જણાવેલી છે, તેમાંથી **દસોંદ** અને **એક ઓરતથી વધુ નહીં કરવી*** એ બે શરતો પાક કુરઆને શરીફથી વિરૂધ્ધ જાય છે. પાક કુરઆને શરીફમાં **ખુમ્સ** ( પાંચમો હીસો–સેંકડે વીસ ટકા ) અને **ઝકાત** ( સેંકડે અઢી ટકા ) નું જણાવેલ છે, પણ **દસોંદ** એટલે દસમો હીસ્સો ( સેંકડે દસ ટકા ) જેવો ધાર્મિક હક કોઇ ઠેકાણે જણાવેલ નથી. તે-

*નાο પહેલા આગાખાન સાહેબના નીકામાં એકી વખતે એક કરતાં વધુ ઓરતો હતી ( તેઓ નામદારની વફાત વખતે ત્રણ બીબીયો હયાત હતી ) અને તેઓ નામદાર નમાઝ રોઝાના પાબંદ હતા; પણ ઘણું આશ્ચર્યકારક છે કે હાલના નાο આગાખાન સાહેબના નામથી એવું જણાવવામાં આવે છે કે–એક કરતાં વધુ ઓરત કરવાથી નમાઝ રોઝા ફાયદો નથી કરતાં ! વધુ આશ્ચર્યકારક તો એ છે કે ખુદ હાલના નાο આગાખાન સાહેબની–પોતાની પણ બે બીબીયો છે, જેમાં યુરોપવાસી બીબીથી તો અવલાદ પણ થયલી છે ! ! !

" જીમ "

બીજ રીતે પાક કુરઆને શરીફમાં એકથી ચાર ઓ-
રતો સૂધીની રજા આપવામાં આવેલી છે. ( જુઓ,
" સુરએ નીસાઅ " આયત ૩ જી ) મતલબ કે
પાક કુરઆને શરીફની રૂએ એકી વખતે એકથી
ચાર સૂધી ઓરતો કરવાની છુટ આપવામાં આવી છે.
૩ " તમે સર્વ જમાત સચાઇ ઉપર ચાલજો. પારકો
માલ તથા પારકી ઓરતો ઉપર બદનજર નહિ
કરતા. હલાલનો માલ દસોંદ આપીને ખાજો જુઠું
નહી બોલતા. ગોલીને ઘરમાં ઓરત દાખલ
નહીં રાખજો."

( અમુલ્ય મોતીની માળા: ભાગ ૨ જો, પેજ ૨૪ )
મજકુર ફરમાનમાં **દસોંદ** અને **ગોલીને ઘરમાં
ઓરત દાખલ નહી રાખવી** એ બે બાબતો
પાક કુરઆને શરીફથી વિરૂધ્ધ જાય છે. દસોંદ માટે
નાં૦ ૨ ના ફરમાનમાં વિવેચન કરી ગયા છીએ.
ગોલીને ઓરત દાખલ ઘરમાં રાખવાની પાક
કુરઆને શરીફ છુટ આપે છે. અગર **ગોલીથી** મુરાદ
સીધી હબસીની જાત હોય તો તેની સાથે પણ ની-
કાહ થઇ શકે છે; શરાઅમાં મનાઇ નથી. દરેક
કલેમાગો ઇસ્લામી ઓરત સાથે નીકાહ કરવાની છુટ
છે. બલ્કે મુશરેકાહ ઓરતની સાથે નીકાહ કરવા કર-
તાં કોઇ બી જાતીની મોઅમેન ઓરત સાથે નીકાહ
કરવા બહેતર છે. ( જુઓ, " સુરએ બકર " ની
આયત ૨૨૧ ) અને કદાચ **ગોલીથી** મુરાદ કનીઝ
( વેચાતી લીધેલ લોંડી ) હોય, તે તેવી ગોલીને પણ
ઓરત દાખલ રાખવાની કુરઆને શરીફ છુટ આપે
છે. ( જુઓ, " સુરએ નીસાઅ " આયત ૩ જી,
" સુરએ મોઅમેનુન " આયત ૬ ઠી વી૦ વી૦ )

મતલબ કે ગોલીને ઓરત દાખલ ઘરમાં રાખવાની છુટ આપવામાં આવેલી છે. )

૪ " × × × ઘણી બાઇઓ પોતાના મ્હોં ઉપર બુરકા નાંખે છે તે કાફર છે, * પણ ઘટારત છે કે, પોતાના દિલની લગામ ઘણી મજબુતાઇથી હાથમાં રાખે. બાઇઓ પોતાના દીનીભાઈઓને દુનીયામાં નહિ જુએ, તો આખરતમાં તેમને કેમ ઓળખશે ? બુરકાનું ફરમાન કોઇ ઇમામે અથવા પેગંબરે કીધું નથી. × × × × × "

( અમુલ્ય મોતીની માળા ;ભાગ ૧ લો, પેજ ૩૫–૩૬ ) ( મજકુર ફરમાનમાં જે ઓરત પોતાના મ્હોં ઉપરે બુરકો નાખે, તેને કાફર જણાવવામાં આવેલ છે. ઉપરાંત બુરકાનું ફરમાન કોઇ ઇમામે અથવા પેગંબરે કીધું નથી, એમ જણાવવામાં આવેલ છે. પડદા ( બુરકા)નો ફરમાન દરેક ઇસ્લામી માન્ય રાખે છે, અને પડદો કરવાના માટે હ૦ રસુલે ખુદા સ૦ અને ઇમામો તરફથી ઘણી હદીસો વારીદ થયેલી છે; પણ અત્રે પાક કુરઆને શરીફની વિરૂદ્ધતા સબંધે વિવેચન કરવાનું છે, એટલે તેવી હદીસો ટાંકતા નથી. પાક કુરઆને શરીફમાં પડદા સંબંધે ખુલ્લી આયતો છે, ( જુઓ, " સુરએ નુર "ની આયત ૩૦–૬૦ તથા " સુરએ અહઝાબ " ની આયત ૫૫–૫૯ વી૦ ) મતલબકે ઓરતોએ પડદો કરવા માટે પાક કુરઆને શરીફમાં ખુલ્લા હુકમો છે )

---

*પણ આશ્ચર્યકારક છે કે, ખુદ ના૦ આગાખાન સાહેબનાંજ ઘરમાં તેઓની માતુશ્રી અને તેઓના બીબી સાહેબ બેઉ પરદા પોશ છે !

" જીમ "

૫ × ×× હઝરત રસુલ કરીમની મેઅરાજ વિશે તમે સાંભળ્યું છે માણસો કહે છે કે હઝરત રસુલ ઘોડા પર બેસી મેઅરાજમાં પધાર્યા, એ બધી લોકોની વાતો છે, ખુદા માત્ર આસમાનમાં છે એમ નથી ખુદા બધે ઠેકાણે છે, પણ તેઓ અસલ મકાને પહોંચી પાછા વળ્યા તે રાત મેઅરાજની હતી. આ મેઅરાજ છે. × × × ”

( બેહરે રહેમતઃ પેજ ૯૭–૯૮ )

મજકુર ફરમાનમાં, હ૦ રસુલ સ૦ નું બુરાક ઉપરે સવાર થઇને મેઅરાજના માટે જવું વી૦ બાબતોનો ઇન્કાર કરવામાં આવેલ છે. બલ્કે મેઅરાજના માટે શંકા દર્શાવેલ છે. પાક કુરઆને શરીફમાં “ સુરએ બની ઇસરાઇલ ” ની પહેલીજ આયતમાં જણાવવામાં આવેલ છેઃ—

“ પાક તેજ ખુદા છે કે જે રાત્રે પોતાના બંદાને મસ્જેદુલ—હરામમાંથી મસ્જેદુલ—અકસા તરફ લઇ ગયો કે જેની આસપાસની જગ્યાને અમે બરકત આપી છે; એટલા માટે કે અમે તેને અમારી નીશાનીઓ બતાવીએ. ખરેખર ખુદા સાંભળનાર ( અને ) જોનાર છે. ”

( પ્રોફેસર ઇસ્ફહાની કૃત તરજુમોઃ પેજ ૫૩૪ )

મજકુર તરજુમાની ટીપણમાં જણાવેલ છે કે—“ એટલે કે હઝરત પેયગમ્બરને મક્કાની મસ્જેદુલ હરામમાંથી બૈતેઉલ મુકદ્દસની મસ્જેદમાં લઇ જવામાં આવ્યા હતા; અને ત્યાંથી જીબરાઇલ તેઓને બોરાક નામના જાનવર ઉપર બેસાડીને સાત આસમાનમાં લઇ ગયા, અને ત્યાંથી હઝરત પોતે ખુદાની હુઝુરમાં

ગયા, અને પાછા તેજ રાત્રે ઘણા ટુંકા વખતમાં જેબરાઇલ હઝરતને મક્કામાં લાવ્યા. મેઅરાજની વધારે હકીકત માટે પ્રસ્તાવના જુઓ. "

એવી રીતે ટીપણમાં ખુલાસો કરીને, વધુ ખુલાસા માટે પ્રસ્તાવનામાં જોવાની સૂચના કરેલ છે; તો તે મુજબ પ્રસ્તાવના જોતાં, વધુ ખુલાસો જોવામાં આવે છે કે–" મેઅરાજ " નો મુળ અર્થ " ઉપર ચઢવું " થાય છે; પણ તે શબ્દ હાલ હઝરત પેયગમ્બર આકાશ તરફ ચઢી ત્યાં સઘળું જોઇ એક ક્ષણવારમાં પાછા આવ્યાં તેને માટે વપરાય છે. આ મેઅરાજના વખતમાં જેબરાઈલ ફીરસ્તા હઝરત પેગમ્બરને બુરાક નામના એક સફેદ જાનવર ઉપર બેસાડી સાત આકાશો તરફ લઇ ગયા." (પ્રસ્તાવના પેજ ૨૩)

ઉપરની દલીલોથી વાંચકો જોઇ શકશે કે, હ૦ રસુલ સ૦ એ બુરાક ઉપર સ્વારી કરીને સાતે આસમાનો વી૦ ની સફર એક રાત્રી દરમીયાન કીધી છે. જે મેઅરાજ ઉપર જવું, અને બુરાક ઉપરે સવાર થઇને જવું, એ બાબતને સર્વે ઇસ્લામીઓ માન્ય રાખે છે; પણ મી૦ વરતેજીના મોજુદ ઈમામનાં ફરમાનમાં તેની વિરૂદ્ધતા જોવામાં આવે છે! **પંદીઆદ જવાં મર્દી** નામની ફારસી કિતાબ, જે મી૦ વરતેજીનાં ૧૮ મા ઈમામશાહ મુસ્તનશર બિલ્લાહની મુખવાણીની જણાવવામાં આવે છે, તેના પૃષ્ટ **૧૩૧** ઉપરે મેઅરાજને લગતું વર્ણન કરવામાં આવેલ છે. હવે મી૦ વરતેજી પોતાના બેઉ ઈમામોના ફરમાનમાંથી કયા ફરમાનને રદ ગણે છે, તેતો જ્યારે તેઓ જણાવે ત્યારે ખબર પડે!!!)

૬ "ઈસ્માઇલી દીનપર જે નહોય તે કાફર છે. અગર મારો દીકરો હોય ને તે દીન પર ન હોય તો તે પણ કાફર છે. નુહ નબીનો દીકરો તેના દીનમાં ન રહ્યો તો તે પણ કાફર થયો."

(કલામે સુલતાન મહમદ: પેજ ૨૯ પેરેગ્રાફ ૧૨૭)
(ઉપરનાં ફરમાનમાં પણ પાક કુરઆને શરીફની વિરૂદ્ધતા કરેલી જોવામાં આવે છે. કાફર તેને કહેવાય કે જે ખુદાની **વહદાનીયત** અને પયગમ્બરોની પયગમ્બરીનો ઇન્કાર કરે. જ્યારે ઉક્ત ફરમાનમાં તો **ઇસ્માઇલી** (આગાખાની) સિવાયનાં કુલ્લે કલેમાગો (કલમો પઢવા વાલા) મુસ્લમાનોને **કાફર** ઠરાવવામાં આવ્યા છે, જે સરીહન પાક **કુરઆને મજીદ**નાં શિક્ષણથી ઉલટું છે.)

૭ "બેહસ્તની ઉમેદ જો તમો રાખતા હશો તો તમોને કાંઈપણ લાભ મળવાનો નથી. કારણ તે તો એક તબેલા મિસાલ છે. તબેલામાં કોઇ ઘોડાને સુખી રાખવામાં આવે તો તે સુખને બેહસ્તના સુખમાં કાંઇ પણ ફેર સમજશો નહી યાને સરખાજ છે." *

(કલામે સુલતાન મહમદ: પેજ ૧૧૬, પેરેગ્રાફ ૫૮)
(મજકુર ફરમાનમાં બેહીશ્તને તુચ્છ ગણીને, તેની

*"આગાખાની ખુદાઇનો ઝળકાટ" નામના પુસ્તકમાં પૃષ્ટ ૮ ઉપરે, ખુદ મી૦ વરતેજી જણાવે છે કે—"વેદ અને કુરઆન એ બેઉ ધારમીક પવીત્ર શાસ્ત્રોના આધારે આવેલી સ્વર્ગની આશા જો ખોટી હોય, તો તેને ખોટું કહેનાર આ જગતમાં કોઇ રીતે સાચો થઇ શકતો નથી" હવે મજકુર ફરમાન માટે મી૦ વરતેજી શો મત દર્શાવે છે, તે જોવાનું છે!!!

"જીમ"?

નેઅમતોને તથા તેમાના સુખોને ઘોડાના તબેલા મીસાલ ગણવામાં આવેલ છે ! જે પાક કુરઆને શરીફથી ખીલાફ છે. પાક કુરઆને શરીફમાં બેહીશ્ત અને તેની નેઅમતો ( સુખો ) નું વર્ણન, અને સુકૃત્ય કરનારાઓ બેહીશ્તમાં નીરંતર રહ્યાજ કરશે વી૦ સબંધે બહુજ ખુલ્લા શબ્દોમાં જણાવવામાં આવેલ છે. લગભગ ૭૫ ઠેકાણે કુરઆને શરીફમાં બેહીશ્તને લગતું વર્ણન જોવામાં આવે છે. " સુરએ બકર " ની ૨૫ મી આયતમાં ફરમાવવામાં આવ્યું છે કેઃ—

> " અને તું ( હે મોહમ્મદ ) તેઓને ખુશ ખબર આપકે, જેઓએ ઇમાન આણ્યું છે અને સારાં કામો કર્યા છે તેઓને માટે બેહીશ્તમાં વાડીઓ છે. જેની નીચે નદીઓ વહે છે. જ્યારે તેઓને તેમાંથી કાંઈ ફળ ખાવા માટે આપવામાં આવે છે, ત્યારે તેઓ કહે છે કે, આ તેજ છે જે કે અમને અગાઉથી ખાવા આપવામાં આવ્યું હતું. અને તેમાં તેઓની આગળ દુનિયાના જેવા ફળો લાવવામાં આવશે. અને તેઓના માટે તેમાં પાક સ્રીઓ છે. અને તેઓ તેમાં નીરંતર રહેનાર છે. "

( પ્રોફેસર ઇસ્ફહાની કૃત તરજુમોઃ પેજ ૧૧ )

તેવીજ રીતે ઓગણત્રીસમા પારામાં " સુરએ દહર " છે, તેમાં બેહિશ્તની નેઅમતોનુ વર્ણન બહુજ સરસ રીતે ખુબીની સાથે કરવામાં આવેલ છે. તો એવી ખુલ્લી બાબતોનો ઇન્કાર કરવો, તે પાક કુરઆને શરીફની વિરૂદ્ધતા નહિ તો બીજું શું ? બેહી-

શ્ત દોઝખ વી૦ વી૦ ખુદાઇ નીશાનીઓનો ઈન્કાર કરનારાઓ માટે પાક કુરઆને શરીફમાં જે જણાવવામાં આવેલ છે તે અત્રે ટાંકવું હું મુનાસેબ ધારતો નથી.

આગાખાની ધર્મ શાસ્ત્રોમા પણ બેહીશ્તનું બહુજ સરસ વર્ણન કરવામાં આવેલ છે. "મોમન ચેતામણી" તથા "જન્નતપુરી" વી૦ ગ્રંથોમાં બેહીશ્તની બહુજ તાઅરીફ કરવામાં આવેલ છે. છુટક જ્ઞાનોમાં પણ એ સબંધે વિવેચન જોવામાં આવે છે. જેમકે:—

"એજી સોનાની ઇંટડીને રૂપાના થાંભલા;
સાવ કસ્તુરી કેરા ગારાજી."

"એવા એવા મહોલ આપણા સાહેબે ઉપાયાં;
કરણી કમાવો એ ઘર પીરામોજી."

(પચીસ ગીનાનની ચોપડી: ગીનાન ૫ માંથી)

ઉપરાંત "પંદીઆંદે જવાંમર્દી" કે જે શાહ મુસ્તનશરની મુખવાણીની જણાવવામાં આવે છે, (બલ્કે પીરોની ટીપમાં તે કિતાબને પીર તરીકે ગણવામાં આવેલ છે.) તેમાં બેહીશ્ત સબંધે જણાવવામાં આવેલ છે:—

"××× ને ઉન બંધેકે પરવરદિગાર અલ્લાહોજલ્લ શાનહુતઆલા, મુલ્કો બખ્શીંધો. તે ઉન મુલ્કેંજી જગા સભે આસમાનમેં હુંધી; ને જીદાં તરેંહ તરેંહજા લુગડા પેરીંધો, ને તરેંહે તરેંહ જે ઘોડેં તે અસ્વારી કરંધો, ને શરાબે તહુરા નોશ કંધો, ને ઉ તહુરા શરાબજો

જામ હઝરત દુલ દુલ સ્વાર મુરતઝાઅલી જે હથસેં હવઝે કવસરતે નોશ કંધો, ને પિંજા હુરીઉં ઉન મોમન જે નઝદીક હુંધીઉં, વી૦ વી૦ "

ત્યાર પછી તેમાં જર જવાહેરાત, સોના રૂપા વી૦ નાં મહેલોનું પણ બ્યાન કરવામાં આવેલ છે. (જુઓ, પંદીઆંદે જવાંમર્દી " પેજ ૧૦૫-૧૦૬ ) હવે મી૦ વરતેજી વગેરાઓ " પંદીઆંદે જવાંમર્દી " ના ફરમાનોને સત્ય ગણે છે, કે હાલના મોજુદ ઇમામનાં ફરમાનને સત્ય ગણે છે? તે જોવાનું છે! અગર " વારો તેની આણુ " એવા આગાખાની સિધ્ધાંતને તેઓ વજન લાગુ પાડતા હોય, તો મજકુર કિતાબનું નામ પીરોની ટીપમાં હજી સૂધી તેઓમાં પડાય છે તેનું કેમ? ના૦ આગાહસનઅલીશાહ સાહેબે કે ના૦ આગાઅલીશાહ સાહેબે પણ કોઇ ઠેકાણે બેહિશ્તની નેઅમતોનો ઇન્કાર કીધો હોય એવું જોવામાં આવતું નથી!)

પ્રિય વાંચકો! ઉપરોક્ત વિવેચનથી આપ ખુલ્લી રીતે જોઈ શકયા હશો કે, મી૦ વરતેજી વગેરાઓ " હદીસુસ્સસલયન " થી પોતાના હાલના મોજુદ ઇમામની ઈમામત પબ્લીક પાસે સિધ્ધ કરવા મથન કરે છે, તે કોઇ રીતે પણ સિધ્ધ કરી શકે તેમ નથી! મજકુર હદીસ પ્રમાણે એહલેબયત અને પાક કુરઆને શરીફનાં એહકામો એક સરખાંજ હોવાં જોઇએ એ ખુલ્લું જણાઇ આવે છે, પણ મી૦ વરતેજીનાં મોજુદ ઈમાંમના ફરમાનોમાં તો કુરઆને શરીફથી વિરૂધ્ધતા જણાય છે; એટલે તેઓની ઈમામત કોઈ કાળે પણ સિધ્ધ થઇ શકે તેમ નથી. જે વિષે વધુ વિવેચન નહિ કરતાં, ઇન્સાફ કરવાનું સુજ્ઞ વાંચકોની મુન્સફી ઉપરે છોડી, આએ પ્રકરણ પુર્ણ કરીશ.

# " ઓલિલઅમ્ર " વાળી આયત.



આયત—યા અય્યોહલ્લઝીન આમનૂ, અતી ઉલ્લાહ વ અતી ઉર્રસૂલ વ ઓલિલ અમ્રે મિન્કુમ. ફઇન તનાઝઅતુમ ફી શયઇન, ફ રૂદ્દુહો એલલ્લાહે વર્રસુલે, ઇન્કુન્તુમ તોઅ્‌મેનૂન બિલ્લાહે વલ યવ મિલ આખેરે; ઝાલેક ખયરૂંવ વ અહસનો તાઅવીલા.

અર્થો—

૧ " હે મોમેનો, ખુદાનો હુકમ ઉઠાવો, અને પેયગમ્બરનું તથા તમારામાંના હાકેમની સત્તા રાખનારાનું ફરમાન ઉઠાવો, પછી જ્યારે કોઇ ચીઝ વિષે તમે એક બીજાની વિરૂધ્ધ થાઓ ત્યારે તે બાબત ખુદા અને તેના પેયગમ્બર આગળ રજુ કરો. જો તમે ખુદા અને છેલ્લા દિવસને માનતા હો તો આ વધારે સારૂં અને પરિણામે ઉત્તમ છે."

( પ્રોફેસર ઇસ્ફહાની કૃત તરજુમો: પેજ ૧૮૨ )

૨ " અએ ઇમાનવાલો, અલ્લાહકી ઇતાઅત કરો, ઓર ઉસ રસુલ ઓર ઉન વાલીઆંને અમ્રકી ઇતાઅત કરો; જો તુમ્હી મેંસે હયેં. ફિર અગર કિસી માઅમલેમેં તુમમેં આપસમેં ઝગડા હો, તો ઉસે અલ્લાહ ઓર રસુલકી તરફ ફેર દો; બદુરતીકે તુમ અલ્લાહ ઓર કીયામતકે દિન પર

ઈમાન રખતે હો. યેહી સબસે બેહતર ઓર ઉમદા તાવીલ હયે."

( મવલવી ફરમાનઅલી કૃત તરજુમોઃ પેજ ૧૩૮ )

૩ " અએ ઈમાનદારો, ખુદાકી ઈતાઅત કરો, ઓર રસુલકી ઓર જો તુમમેંસે સાહેબાને હુકુમત હો ઉન્કી ઇતાઅત કરો. ઓર અગર તુમ કીસી બાતમેં ઝગડા કરો, પસ અગર તુમ ખુદા ઓર રોઝે આખરેત પર ઇમામ રખતે હો તો ઉસ અમ્રમેં ખુદા ઓર રસુલકી તરફ રૂજુઅ કરો. યેહી તુમ્હારે હકમેં બેહતર હયે ઓર અંજામકી રાહસે બોહોત અચ્છા હયે."

( મવલવી ફરમાનઅલી કૃતતરજુમોઃ પેજ ૧૩૮ )

ઉપરોક્ત આયતના તરજુમાના ટીપણુમાં ( અર્થ નંબર ના ટીપણુમાં ) પ્રોફેસર ઇસ્ફહાની જણાવે છે કેઃ— **સતા રાખનારા** આ શબ્દના અર્થ બાબત તફસીર લખનારા જુદો જુદો મત આપે છે, કેટલાક કહે છે કે તેનો અર્થ ફોજના સરદારો થાય છે, અને કેટલા કહે છે કે તેનો અર્થ વિદ્વાન માણસો થાય છે કે જેઓનાં ધર્મ સબંધી કાયદાના ફેંસલા કબુલ રાખી તેને અનુસરવું જોઇએ. પણ **શીઆ** એવું માને છે કે તેનો સબંધ **બાર ઇમામ** જે તેઓના ધર્મ ઉપરીઓ છે તેની સાથે છે " ( પેજ ૧૮૨ ૧૮૩ ની ફુટનોટ )

**મવલવી મકબુલ** અહમદના તરજુમામાં મજકુર આયતનાં ખુલાસામાં ( હાશીયા ફુટનોટમાં ) જણાવેલ છેઃ— **વ ઓલીલ અમ્રેમિન્કુમ—કાફી** ઓર **તફસીરે અયાશીમેં** જનાબે ઇમામ મોહમ્મદ બાકેર અ૦ સે મનકુલ હયે

કે ઇસ આયતમેં ખાસ હમ મુરાદ [1] લીયે ગયે હયેં; ઓર તમામ મોઅમેનીન કો કીયામત તક કે લીયે હમારી ઇતાઅતકા હુકમ દીયા ગયા હયે, કાફીમેં જનાબે ઇમામ જાઅફરે સાદેક અ૦ સે મન્કુલ હયે કે, કીસીને સવાલ કીયા કે, વોહ અવલીયા [2] જીન્કી ઇતાઅત ફર્ઝ હયે, વોહ કોન હયેં ? ફરમાયા વોહી હયેં, જીન્કે બારેમેં ખુદાને આયત નાઝીલ કી હયે. અતી ઉલ્લાહ વ અતીઉર રસુલ વ ઓલીલ અમ્રે મિન્કુમ; ઓર જીન્કે બારેમેં અલ્લાહને ફરમાયા, ઇન્નમા વલીયે કોમુલ્લાહો વરસુલોહુ, વલ્લઝીન આમનુ અલ્લઝીન યોકીમુનસ્સલાત લયુઅતુનઝ-ઝકાત વહુમ રાકેઉન. ”

**મવલવી ફરમાનઅલી**ના તરજુમામાં મજકુર આયતની ફુટનોટમાં જણાવેલ છે કે:—“ મુફસ્સેરીનને ઇખ્તેલાફ કીયા હયે કે “ ઓલીલ અમ્ર ” સે મુરાદ કોન હયે. બાઅઝે લોગોંકા ખ્યાલ હયે કે ઇસસે હાકેમે-વકત [3] મુરાદ હયે, મગર હક યેહ હયે કે ઇસસે મુરાદ અઇમ્મએ માઅસુમીન [4] હયેં. કયું કે ખુદાને જીસ તરેહ અપની ઓર રસુલકી ઇતાઅતકા હુકમ દીયા હયે. ઇસી તરેહ ઇન્કી ઇતાઅતભી બન્દુંપર [1] પર લાઝીમ કી હયે. તો યેહ શખ્સ ખુદા ઓર રસુલકા નાયબ [2] ઠયરા, તો માઅસુમ [3] હોના ભી ઝુરૂરી હુવા; કયું કે ઇસકો અક્કલ નહિં કબુલ કરતી કે, ગુન્હેગારકી ઇતાઅતકા ખુદા હુકમ દે ! ઓર બારાહ ઇમામું કે સિવા કીસીકી ઇસ્મત [4] કા કોઇ શખ્સ ન મુદ્દઇ [5] હયે ન દાઅવા હો શકતા હયે. ઇસકે અલાવાહ [6] યેહતો ઝાહેર

૧. ઇચ્છવું. ૨. વસીયો; વસીનું બહુવચન. ૩. ઝમાનાનો હાકેમ. ૪. પાક ઇમામો; બાર ઇમામો. “જીમ”

૧. બંદાઓ; મનુષ્યો. ૨. પ્રાતનીધી. ૩, ગુનાહોથી પાક. ૪. પાકીઝગી; ગુનાહોથી પાકપણું. ૫. દાવો કરવાવાળો. ૬. ઉપરાંત.

હયે કે યેહ હુકમ ખુદ.વંદે આલમકા કિસી ખાસ ઝમાને યા વકત યા કિસી શખ્સકે વાસતે નહિ; કયામત તક કે લીયે હયે ઓર યેહભી ઝાહેર હયે કે તાઅતભી [7] આમ [8] હયે. ઊમુરે દુન્યા [9] ઓર દીનકી તકસીમ [10] નહિં હયે. અબ દેખના યેહ હયે કે અગર "ઓલીલ અમ્ર" સે મુરાદ દુનીયાકે બાદશાહ હો તો મઝહબે ઇસ્લામકા કોઇ ઠિકાના ન રહેગા ! કયું કે કહીં નસારે બાદશાહ હયે, કહીં યહુદ મઝ બવાલે, કહીં કુફ્ફાર ઓર અગર મુસ્લમાનહી મકસૂદ [11] હો તો ફિર ઇન્મેંભી ખુદા જાને કિતને ફિરકે હયે. ઓર હદીસે રસુલકે મુતાબીક [12] એકકે સિવા સબકે સબ જહન્નમી હયે. ફિર કહીં સુન્ની બાદશાહ હયે, કહીં શીઆહ; કહીં કુછ ! ઓર ફિર મુસલમાન ઈતાઅત કરે તો કિસકી ઓર સબકી કરે તો યેહભી મહાલ [13] હયે ! તબ ઝરૂર હયે કે દુનીયાકે બાદશાહુંકે અલાવાહ કોઇ ઓર શખ્સ મુરાદ હો. ઓર ઇસ શખ્સકા મોજૂદભી રહેના ઝરૂરી હયે; વરના [14] ખુદાકા હુકમ લગ્વ [15] ઓર બેકાર [16] હોજાએગા. ઇસી બિના પર હઝરત રસુલને ફરમાયા હયે કે જો શખ્સ અપને અપને ઝમાનેકે ઈમામકી માઅરેફત હાંસીલ કીયે બગયર મરજાએ વોહ કાફિરકી મોત મરતા હયે. ઓર યેહ ઝાહેર હયે કે બાદશાહે દુનીયાકી માઅરેફત હાસીલ ન કરનેસે કોઇ શખ્સ કાફીર નહીં હો સકતા. ઓર હદીસે જાબીર બિન અબ્દુલ્લાહ અન્સારીમેંભી ઇસકી તસ્રીહ [17] મોજુદ હયે કે, " ઓલિલ અમ્ર " સે મુરાદ અઇમ્મએ માઅસુમીન હયે. બલ્કે ઉસ્મે તો દોવાઝદાહ—

૭. તાબેદારી, ૮. સામાન્ય. ૯. દુનીયાનાં કામો. ૧૦ ખાસપણું; ખાસ તેજ ૧૧. ઇરાદો, કસદ. ૧૨. પ્રમાણે. ૧૩ અશક્ય. ૧૪ નહી તો. ૧૫. ફોકટ. ૧૬. વગર કામનું; નકામું ૧૭. ખુલાસો.

ઇમામોં[૧૮] કે નામ તક તસ્રીહન[૧૯] મઝકુર[૨૦] હુવે." *

પ્રિય વાંચકો! "ઓલિલ અમ્ર" કોણ છે? અને કોણ થઈ શકે છે? જે માટે ઉપરના ખુલાસાઓથી આપ સારી રીતે સમજી શક્યા હશો? વળી એ પણ ચોક્કસ છે કે, ખુદાવંદે તઆલા જેની ઈતાઅતનો હુકમ ફરમાવે છે, તે ઓલીલ અમ્ર ના હુકમો, ખુદા અને રસુલ સ૦ ના હુકમોને અનુસરતાજ હોવા જોઇએ; જેનો ઇન્કાર કોઇ પણ ઇસ્લામી કરી શકે તેમ નથી. તો મી૦ વરતેજી અને મી૦ હુદાના હાલના ઈમામના કુલ્લે હુકમો, ખુદા અને રસુલ સ૦ નાં હુકમોને અનુસરતાજ છે કે નહિ? જેના માટે કેટલાંક ફરમાનોનું દિગ્દર્શન આપ સુજ્ઞ વાંચકોને ગયા પ્રકરણમાં કરાવી ગયો છું, જેથી મી૦ વરતેજી વીગેરેનાં ઇમામ "ઓલિલ અમ્ર" થઈ શકે છે કે નહિ? તે આપ વાંચકો સારી રીતે જોઇ શકશો.

મી૦ વરતેજી અને મી૦ હુદા વી૦ પોતાના હાલના ઇમામનાં સર્વ ફરમાનો કુરઆને શરીફનાં ફરમાનો પ્રમાણે અને ખુદા રસુલનાં હુકમો અનુસાર બતાવી શકતા ન હોવાથી તેઓ એક હાસ્યસ્પદ દલીલ લાવે છે. તે ઓલીલ અમ્ર એટલે હુકમ કરનાર, જેથી તે હુકમ કરે, પણ તેને તેવા હુકમો પાળવાની જરૂરત નથી. (મતલબ કે તેઓ પોતાના હાજર ઇમામને હુકમ પાળનાર તરીકે ગણાવવા માગતા નથી!

મજકુર "ઓલિલ અમ્ર" વાળી આયતમાં ખુદાવંદ તઆલાએ જે ફરમાવેલ છે કે, "અએ ઇમાનદારો! ઇતા-

૧૮. બારઇમામો. ૧૯. ખુલાસાથી. ૨૦. વર્ણન થયેલ.

* તે પુરેપુરી હદીસ, "ઇમામો બારજ છે" એ પ્રકરણમાં આપી ગયા છીએ.

"જીમ."

અત કરો અલ્લાહની, અને ઇતાઅત કરો રસૂલની અને તમારામાંથી જે ઓલિલ અમ્ર હોય તેની." તો એમાં "ઈતાઅત કરો" વાક્ય બે વખત આવેલ છે. અલ્લાહની ઈતાઅત; અને રસુલ સ૦ અને ઓલિલ અમ્રની ઇતાઅત. એટલે ખુદાવંદ તઆલાએ "ઇતાઅત કરો" વાક્યના બે વિભાગ પાડીને બતાવી આપેલ છે કે, ખુદાની ઇતાઅત એ જૂદીજ ઈતાઅત છે અને તે સર્વેના ઉપરે લાઝીમ છે. જેવી કે ઇમાનદારોએ અલ્લાહની ઈતાઅત કરવાની છે, તેવીજ રીતે ઈમાનદારોમાંના મુખ્ય હ૦ રસુલ સ૦ અને ઓલિલ અમ્રે પણ અલ્લાહની ઇતાઅત બજાવી લાવવી જોઇએ. (બલ્કે તેઓનો અલ્લાહની પાસે જેમ મરતબો મ્હોટો છે, તેમ તેઓની અલ્લાહની જનાબમાં ઈતાઅત પણ વધુ પ્રમાણમાં છે.) અને મજકુર આયતમાં જે બીજીવાર "ઇતાઅત કરો" નું વાક્ય છે, તેથી સાફ જણાય આવે છે કે, તે હુકમ માત્ર ઇમાનદારો માટે છે; એટલે કે તેઓને ખુદાની ઇતાઅત કરવાના માટે જે હુકમો હ૦ રસુલ સ૦ અને ઓલિલ અમ્ર સંભળાવે, તે હુકમોનું પાલન કરવું, અને તે હુકમોમાં હ૦ રસુલ સ૦ અને ઓલિલ અમ્રના કહ્યા સર વર્તવું તે ઇમાનદારો માટે હ૦ રસુલ સ૦ અને ઓલિલ અમ્રની ઈતાઅત કરવા બરાબર છે.

અગર મજકુર આયતમાં બે જુદે જુદે ઠેકાણે "ઈતાઅત કરો" નું વાક્ય નહિં હતે, ને ફક્ત "યા અય્યો હલ્લઝીન આમનૂ અતી ઉલ્લાહ વર્રસૂલ વ ઓલિલ અમ્ર મિન્કુમ" હતે, તો કાંઇક મી૦ વરતેજી અને મી૦ હુદા વી૦ ની થીયરી વાજબી પણ ગણાતે. પણ બે વખત "ઇતાઅત કરો" નું વાક્ય આવેલ છે, તેથી સિદ્ધ થાય છે કે, પહેલું વાક્ય હ૦ રસુલ સ૦ અને ઓલિલ અમ્રને પણ લાગુ પડે છે. [અને તેવીજ રીતે હ૦ રસુલ સ૦ અને ખરા ઓલિલ અમ્રોએ વર્તણુક પણ કરેલ છે] હ૦ રસુલ સ૦ ને

ખુદાની ઈતાઅત કરવા માટે જે હુકમો થયેલ, તેવા હુકમો પાક કુરઆને શરીફમાં ઘણે ઠેકાણે મોજુદ છે. જેમાંના બે ત્રણ દાખલાઓ [ વાંચકોની વાકેફી અર્થે ) નીચે ટાંકી બતાવીશ—

૧ "કહે કે શું ખુદા સિવાય હું બીજાને દોસ્ત તરીકે લઉં ? જે આકાશ અને પૃથ્વીનો પેદા કરનાર છે, અને તે રૂઝી આપે છે અને તેને રૂઝી આપવામાં આવતી નથી. કહે ખરેખર મને હોકમ થયો છે કે જે પહેલો આધીન થાય છે તે હું થાઉં, અને ( તેમજ હોકમ થયો છે ) કે તું મુર્તિ પુજકોમાંનો થા નહિં."

( સુરતુલ અનઆમ, આયત ૧૪-પ્રોફેસર કૃત તરજુમો: પેજ ૨૫૫ )

૨ "અને આકાશો અને પૃથ્વીના છુપા ભેદો (નું જ્ઞાન) ખુદાનેજ છે; અને તેની તરફ સઘળાં કામ રજુ કરવામાં આવશે, માટે તેની બંદગી કર, અને તેના ઉપર આધાર રાખ, અને ત્હારો પરવરદેગાર જે તમો કરો છો તેનાથી ખબર વિનાનો નથી."

( સુરએ હુદ, આયત ૧૨૨-પ્રોફેસર કૃત તરજુમો પેજ ૪૪૯ )

૩ મને માત્ર ફરમાવવામાં આવ્યું છે કે હું આ શહેર [મક્કા] ના પરવરદેગારની બંદગી કરૂં કે જેણે તે શહેરને હરામ કર્યું છે;÷ અને સર્વ વસ્તુઓ તેનીજ

÷ ટીપણમાં પ્રોફેસરે જણાવેલ છે કે—"એટલે કે તે શહેરના માનને લીધે ત્યાં ઘાસ કાપવાની અથવા શિકાર કરવા વગેરેની મના કરી છે." "જીઆ."

છે અને મને હોકમ થયો છે કે હું એસ્લામ ધર્મમાં દ્રઢ રહું.

( સુરતુન નમલ, આયત ૯૨—પ્રોફેસર ફેત તરજુમે: પેજ ૭૩૯

એ રીતે— પાક કુરઆને શરીફની (ઉપરની) આયતોથી ખુલ્લું જણાઇ આવે છે કે, ખુદાની ઇતાઅત કરવી, બંદગી કરવી, ખુદાઇ હુકમો બજાવી લાવવા વી૦ નું હ૦ રસુલ સ૦ ઉપરે પણ લાઝીમ હતું. બલ્કે હ૦ રસૂલ સ૦ તો " હુકમ પાળનારાઓ " માં સર્વ કરતાં અવ્વલ દરજ્જા પર હતા ! ( એટલે કે તેઓ ખુદાઈ ઇતાઅત બજાવી લાવવામાં સર્વ કરતાં વધુ પાબંદ હતા. ) તો જેવી રીતે હ૦ રસુલ સ૦ ઉપરે ખુદાની ઇતાઅત લાઝીમ હતી તેવીજ રીતે " ઓલિલ અમ્ર " ઉપરે પણ ખુદાઈ ઇતાઅતનું બજાવી લાવવું લાઝીમ ઠરે છે. )

એતો એક સામાન્ય નીયમ છે કે, કોઇ પણ સુધારક અથવા ધર્મપ્રવર્તક જે જે સૂધારાઓ કરવા ચાહે, અથવા ધાર્મિક અકાયદોનો બોધ કરે, તો તે પ્રમાણે વર્તવાની પહેલી ફરજતો તેની પોતાની હોવી જોઇએ. તેણે પોતે જાતે તેવા સુધારાઓ પ્રમાણે વર્તી, તેવા ધાર્મિક અકાયદો ઉપરે અમલ કરી, તેનો દાખલો બેસાડવો જોઇએ; કે જેથી તેના અનુયાઇઓ તેનું અનુકરણ કરી તે પ્રમાણે વર્તે. અન્યોને જે બાબતો ઉપરે ચાલવાનો હુકમ કરે, અને પોતે તે પ્રમાણે ન ચાલે, તો તેની અસર કેવી રીતે પડી શકે ? તો હ૦ રસુલ સ૦ અને ઓલિલ અમ્ર, કે જેઓ ખુદાઈ રસ્તો બતાવનાર છે, તેઓએ પણ તેવા રસ્તાનું સંપુર્ણ પાલન કરીને તેનો દાખલો બેસાડવોજ જોઇએ. ઘણું આશ્ચર્યકારક છે કે, આપણા મિત્ર મી૦ વાલ્તેજી અને મી૦ હુદા જે ઓલિલ અમ્ર ના બારે જન્નીકને દાખવત

કરવા બાહેર પડયા છે, તેઓ ઓલિલ અમ્રને ફક્ત "હુકમ કરનાર" તરીકે જણાવે છે; પણ "ખુદાઈ હુકમ પાળનાર" તરીકેનો સદંતર ઈન્કાર કરે છે!!! એ તો "હુમ કેહને વાલે હયેં; કરને વાલે નહિં" અથવા "દીગરાંનરા નસીહત; ખુદરા ફઝીહત" ની જેમ થયું!!! જે કોઈ સુકૃત્ય કરવા માટે બીજાઓને હુકમ કરે, અને પોતે તે પ્રમાણે વર્તે નહિ; તેના માટે પાક કુરઆને શરીફમાં નીચે મુજબ જણાવવામાં આવેલ છે—

૧ "શું તમે માણસને સુકૃત્ય કરવા હુકમ કરો છો, અને તમે પોતે વીસરી જાઓ છો?"

( સુરએ બકરની આયત ૪૪ માંથી, પ્રોફેસર કૃત તરજુમો પેજ ૧૭ )

૨ "હે મોમેનો શા માટે તમે તે કહો છો કે જે તમે કરતાં નથી? તે ખુદાની નઝરમાં ઘણું ધિક્કારવા લાયક છે કે તમે તે કહો કે જે તમે કરશો નહી."

( સુરતુસ્સફ, આયત ૨—૩, પ્રોફેસર કૃત તરજુમો: પેજ ૧૦૬૨ )

ઉપરની આયતોથી ખુલ્લું જણાઈ આવે છે કે, બીજાઓને હુકમ કરવો અને પોતે ન પાળવો, તે ખુદાની પાસે પસંદ કરવા જોગ નથી.

પ્રિય વાંચકો! મી૦ વરતેજી અને તેઓના મળતા વિશેકો, પોતાના મોજુદ ઇમામની ઇમામત સિદ્ધ કરવા માટે પાક કુરઆને શરીફના જે આધારો લીયે છે, તે આધારોમાં તેઓ કેટલે દરજ્જે ફાવી શકે તેમ છે. તે આપ ઉપરની હકીકતથી સારી રીતે જોઈ શકયા હશો. મતલબ કે—તેઓ પોતાના મોજુદ ઇમામને કોઈ રીતે પણ "ઓલિલઅમ્ર" તરીકે સાબેત કરી શકે તેમ નથી.

છેવટે—મી૦ વરતેજી અને મી૦ હુદા વી૦ પાસે નમ્ર અરજ કે, આપ સાહેબો આપના ઇમામને ગમે તેવી રીતે માનો, તેમાં અન્યને વાંધા જેવું હોઈ શકે નહિ. પણ તેઓની ઇમામત તરફ પબ્લીકને દાઅવત કરવા પુર્વે પુખ્ત વિચાર કરીનેજ બાહેર પડો તો ઠીક કહેવાય ! આયતોના અર્થના અનર્થ કરી, પોતાની મનઘડત દલીલો પબ્લીક પાસે પેશ કરવી, તે ચાલુ સમયમાં ચાલી શકે તેમ નથી. વળી તમારામાંના કેટલાક ચુસ્ત મુરીદો પાક કુરઆને શરીફને કેટલું વજન આપે છે; તે જાહેર કોર્ટોમાં ( ‘ હાજીબીબી કેસ ’ ‘ નુરબાઈ કેસ ’ વી૦ માં ) ખુલ્લી રીતે જણાઇ આવ્યું છે, છતાં તમો પાક કુરઆને શરીફની આયતોના આધારો લઇ, તેના મનગમતા અર્થો કરીને ભોળા બંધુઓને સમજાવો છો કે, અમો પાક કુરઆને શરીફ મુજબજ ઇમામત સિદ્ધ કરીએ છીએ; તે કેવું કહેવાય ? માટે તેવા આધારોથી હાથ ઉપાડી લ્યો તો બેહતર છે; પછી તો તમો મુખ્તીયાર છો !

# ઇસ્લામીઓની નમાઝ, અને આગાખાનીઓની ધુવાની સરખામણી.

પ્રિય વાંચકો ! નમાઝને દરેક ઇસ્લામીઓ, ઇસ્લામી ફરજોમાંની મુખ્ય ફરજ સમજે છે, અને તે નમાઝ અરબીમાંજ પડવી જોઇએ, એમ ઇસ્લામી આલીમો સર્વાનુમતે સ્વિકારે છે. પણ આગાખાની બંધુઓ, અરબીમાંજ નમાઝ

પડવાની અગત્યતાનો અસ્વીકાર કરી, તેના બદલે પીરોએ રચી આપેલી દુવા ( વખત, ) ( કે જે સિંધી, અરબ્બી, ફારસી, હિંદુસ્તાની, પંજાબી અને ગુજરાતી વી૦ મીશ્ર ભાષામાં છે તે ) પડવાની અગત્યતા દર્શાવે છે; અને પબ્લીકને પણ તેનું અનુકરણ કરવા સમજાવે છે. તે દુવાને નમાઝનો તત્વ જણાવી, સાથે એમ પણ જણાવે છે કે, "નમાઝ અરબ્બીમાં છે, તે અરબો માટેજ છે" અને તેને લગતું ના૦ આગાખાન સાહેબનું ફરમાન પણ જણાવવામાં આવેછે. જેમકે:—

> ઘણા નાદાન માણસો એવા ખીયાલ કરે છે કે ઇબાદત અરબી ભાષામાં કરીયે પણ હીદુસ્તાનના રહેવાશી બોજાને અરબી જબાનમાં શું ફાયદો થાય ? અરબી શબ્દોમાં અરબી નીમાજ અરબ લોકોને માટે સારી છે. જે કોઇ અરબ નથી અને સમજ્યા વગર બેખુદ નમાજ પડે છે તે તો કાગડાની મીસાલે કરાં કરાં કરે છે."

(અમુલ્ય મોતીની માળા, ભાગ ૨ જો: પેજ ૧૦)

મજકુર ફરમાનમાં અરબો સિવાયના અન્યો માટે, અરબીમાં નમાઝ પડવાનો સદંતર નિષેધ જોવામાં આવે છે. ( બદ્દકે કાગડાની ઉપમાં આપેલી જોવામાં આવે છે ! ) અને તેનું કારણ એ જણાવેલ છે કે, "અરબો સિવાય અન્યો તેનો અર્થ સમજી શકતા નથી, એટલે અરબી જબાનમાં પડવાથી તેઓને શું ફાયદો થાય ? " તો—નમાઝની માયના શીખવી અને તેનો ખ્યાલ રાખવો, એ અલબત્તા સારૂં છે; પણ "માયના ન જાણનારાએ ( અરબ્બીમાં ) નમાજ ન પડતાં, તેના બદલે મીશ્ર ભાષા વાળી દુવા પડવી" એમ જણાવવું એ અલબત્તા કાંઇક વધુ પડતું કહેવાય. અમામ

ઇસ્લામીઓ નમાઝને અરબ્બીમાંજ પડવાની અગત્યતા સ્વીકારે છે, અને દરેક મુલ્કના રહેવાશીઓની જુદી જુદી ભાષા હોવા છતાં, નમાઝ અરબીમાંજ પડે છે અને; તેમાં ઉમદા રહસ્ય સમાયલું છે. અગર દરેક મુલ્કના વતનીઓ પોતપોતાની ભાષામાંજ નમાઝ પડવા લાગી જાય, તો નમાઝમાં જે ઉમદા રહસ્ય સમાયલું છે તેના હેતુજ જળવાય નહિં; અને રફ્તે રફ્તે નમાઝના વાકયોમાં ઘણોજ ફેરફાર થઈ જાય. તદુપરાંત અરબીમાંજ નમાઝ પડવાથી ઇસ્લામીઓની એકત્રતાનો જે ઉમદા ભાસ જણાય છે, તે પણ નાબુદ થઈ જાય. કોઇ પણ ઇસ્લામીની સ્વભાષા ગમે તે હોય–પણ જ્યારે જૂદી જૂદી ભાષા બોલતા નમાઝીઓ, નમાઝ પડવાને ઉભા રહેશે, અને દરેક દરેક અરબ્બીમાંજ નમાઝ પડશે ત્યારે પ્રેક્ષકને એકત્રતાનો અજબ ભાસ જણાઇ આવ્યા વગર રહેશે નહિ! અને ઇસ્લામના સ્થાપક હ૦ મોહમ્મદ મુસ્તફા સ૦ એ ઇબાદતમાં પણ ઇસ્લામી–એકત્રતાનું કેવું ઉમદા અને આબાદ દ્રશ્ય રૂજુ કરી આપેલ છે, તે જોઈ તેના તરફ માનની દ્રષ્ટીથી નિહાળશે.

આગાખાની–ખોજા બંધુઓ જ્યારે સ્વભાષામાંજ ઇબાદતની અગત્યતા દર્શાવે છે, * ત્યારે તેઓને પ્રશ્ન કરીશ કે તમારી દુઆમાં જે પંજાબી, અરબ્બી અને ફારસી ભાષાના શબ્દો છે, તે શું, તમારામાંના દરેકે દરેક સમજી શકે છે ખરા કે? શું, દુઆ તમારી સ્વભાષામાંજ છે કે? અને તે દુઆ તમારામાંનો દરેકે દરેક સમજીનેજ અદા કરે છે કે? અગર તમારામાંનો દરેકે દરેક દુઆનો અર્થ સમજી શકતો હોય, તો પછી તમારે તફસીરે દુઆ છપાવવાની જરૂર-

* જો કે બે ઇદોની નમાઝ અને મૈયતના જનાઝાહ ઉપરની નમાઝ તેઓ અરબ્બીમાંજ પડે છે!

તજ શી હતી? તમારી દુઆ પણ માતૃ ભાષામાં તો નથીજ! ત્યારે અરબ્બીમાં નમાઝ ન પડવાનો જે સિદ્ધાંત તમો પેશ કરો છો. તે કેવી રીતે ટકી શકે તેમ છે? તેનો ખુલાસો બાહેર પાડશો કે?

નમાઝ અને આગાખાની દુઆ એ એકજ છે, અને તેના અર્થો પણ એકજ છે, એમ આગાખાનીઓ જણાવે છે—તો નમાઝની માયના ગુજરાતીમાં પણ છપાયલી છે, તેના સાથે તફસીરે દુઆનો મુકાબલો તેઓ કરી બતાવશે ખરા કે? હરગીઝ તેઓ તેમ કરી શકશે નહિં! દુઆમાં કેટલીક બાબતો એવી છે કે, તેનો મુકાબલો નમાઝની સાથે નજ કરી શકાય. તેવી કેટલીક હકીકત આગાખાની-દુઆમાંથી નીચે ટાંકી બતાવીશ—

૧ પાઠ પહેલો:—

"ધોઆ પડો, ધોઆ પડો, ધોઆ પડો. અલ્લાહ મરેહેઆ હકનામ ગીનો. મોલાઅલી ઇમાન સાંજાઓ દીનેયાં. ધોઆ સાંજીઅજી વેનતી, ખીસે અમર પુઠીઆ, શાહા, તોજે ધરગાહમેં કબુલ કર, મોલાના આગા સુલતાન મહમદ શાહ દાતાર.—સિજધો દિજે.

૨ પાઠ ત્રીજો:—

"તોબો તોબો તકસીર વાર, બંધો સરતાપા ગુનેહગાર, યા શાહા, તું બકશીએ બક્ષણહાર. પીરથો ધોઆ પડે. બંધોથો વેનતી કરે. સચ્ચો શાહાથો કબુલ કરે, ફરમાનશાહ, પીરજો વચન.

એતરો ચઇને, તસબી પટતે રખી હીઅ પડણું—

સચ્ચો વચન સુબહાનલ્લાહ, શુકરન લિલ્લાહ, વલહમ્દો લિલ્લાહ, વલાઇલાહા ઇલ્લાહ, અલ્લા હો

અકબ્બર લાહોલ વલા કુવ્વત ઇલ્લા બિલ્લાહિલ અલી-યુલ અઝીમ, રહીમ, કરીમ, કસીમ, હઝરત મુબારક, પાક પરવરધીગાર, ઘેલ્લસ ઘેસ, માનખા વેસ, ખંડ એરાક, સતોહતર પાત્ર, અડતાલી ઇમામ, દસમું નકલંકી અવતાર, મોલાના આગા સુલતાન મહમદ શાહ દાતાર સિજધો—દિજે ” .

. ૩ પાઠ ચોથો:—

“ પોએ “ હકયા શાહ ” ચઇને વિશનાપુરી અને શાહજી પુઠીઉં પડજે. ”

વિશનાપુરી

ત્રણ કરણ મધે સામીજીના અવતાર પાત્ર પરવરંત તે શ્રી અહુંણાદ [૧] અહુંણાદથી અલખ [૨] અલખથી નામનીલ (૩) નામનીલથી અનીલ (૪) અનીલથી સુન (૫) સુનથી સાન [૬] સાનથી નાન [૭] નાનથી ગીનાન [૮] ગીનાનથી નુર (૯) નુરથી તેજ (૧૦) તેજથી જળ (૧૧) જળથી કમળ (૧૨) કમળથી અધબુધ (૧૩) અધબુધથી જાગ (૧૪) જાગથી તંતવ (૧૫) તંતવથી પ્રેમ તંતવ (૧૬) પ્રેમતંતવથી આદ પુરૂપ (૧૭) આદ પુરૂપ નાભચકરથી ભયો બ્રહ્મા.

શ્રી અહુંણાદ આદ, અવિગત આદ,
શ્રી હવ (૧) કવ (૨) ધરમ (૩) કેશવ (૪) તક્ણાદ (૫) ઉતર (૬) હરીતક (૭) પરૂરવા (૮) અંત અતીત (૯) પ્રેમરૂખ (૧૦)

વંશ શ્રી મછ (૧)

શ્રી મછતાં મનાએક (૧) અજમેર (૨) અગરસેન (૩)

ઓછાઉત (૪) ભરેસપત (૫) અસુઅમિતર (૬) પઉ
તર (૭) પકબીર (૮)

વંશ શ્રી કોરભ (૨)

શ્રી કોરભનાં બિસરીયાત (૯) દિખીઆલ (૧૦
પ્રજાપત (૧૧) અગરસેન (૧૨) કદીમ (૧૩
દોએલ (૧૪)

વંશ શ્રી વારા (૩)

શ્રી વારાનાં કેસવ (૧૫) ખત્રીવશ (૧૬) અસાવ (૧૭
ઉનસ (૧૮) ખક્ષીફત (૧૯) ગોતમ (૨૦) અં
(૨૧) હરીતક (૨૨)

વંશ શ્રી નરસી (૪)

શ્રી નરસીનાં મનાએક (૨૩) કઉચક (૨૪) રેપ
(૨૫) કેશ વઠણુ (૨૬) કેશવરૂપ (૨૭)

વંશ શ્રી વાએમણુ (૫)

શ્રી વાએમણુનાં માનધાતા (૨૮) પ્રથમી જએ (૨૯
એશરીન (૩૦) જવલગન (૩૧)

વંશ શ્રી ફડસીરામ (૬)

શ્રી ફડસીરામનાં રૂગ (૩૨) જુગ (૩૩) જાુજેઆ
(૩૪) કુંભ (૩૫) અલીફ (૩૬) અજેપાલ (૩૭) દશ
રથ (૩૮)

વંશ શ્રી રામ (૭)

શ્રી રામનાં પદમ (૩૯) જસવઠણુ (૪૦) વીરપા
(૪૧) વાસુદેવ (૪૨)

વંશ શ્રી કરસનજી કાન (૮)

શ્રી કાનનાં પરીખત (૪૩) જનમેજય (૪૪) સેસાનંદ (૪૫) સતાનંદ (૪૬) સ્વરથાન [૪૭] બુધસ્થાન (૪૮) વછરાજ (૪૯)

વંશ શ્રી બુધ (૯)

શ્રી બુધનાં શીશ (૫૦) સામ (૫૧) સલામ (૫૨) મલકાન (૫૩) એસલામ (૫૪) હારૂન (૫૫) સમઉન સફા (૫૬) અદનાન (૫૭) માઅદ (૫૮) નીઝાર (૫૯) મુદર (૬૦) એલીઆસ (૬૧) મુંધરક (૬૨) ખુઝેમા (૬૩) કીનાને (૬૪) નઝર (૬૫) માલેક (૬૬) ફેહેર (૬૭) ગાલેબ (૬૮) લવે (૬૯) કઅબ (૭૦) મુરે (૭૧) કીલાબ [૭૨] કુસે [૭૩] અબ્દુલ મુનાફ [૭૪] અબુ હાસમ (૭૫) અબ્દુલ મુતલબ (૭૬) અબુતાલેબ વલી [૭૭]

વંશ શ્રી શાહ મોલા મુરતઝા અલી (૧૦) *

× × × × × × × ×

૪૮ હક મોલાના શાહ આગાસુલતાન મોહમ્મદ શાહ દાતાર હાજર જેમેજે ધણી, વારે કેરો પુરખ સરેવો, ઇમામ, હાદી ઉલ મેહદી, સાહેબલ અમર, આગા-

* એવી રીતે આગાખાનીઓની દુઆ કે જેને તેઓ નમાઝ કહે છે, તેના પાઠ ચોથામાં અહુણાદથી કરીને હ૦ અલી અ૦ સુધીની ( તદન કલ્પીત ) વંશાવળી પણ શામેલ કરેલ છે, અને નવમો અવતાર બુધને જણાવી તેના શીશ અને તેના સામ વી૦ વંશાવળી જણાવીને હ૦ અલી અ૦ નું નસબનામું જણાવેલ છે, જે નસબનામામાં સર્વ ઇસ્લામી નસબનામાઓથી જુદીજ રીતે કામ લેવામાં આવેલ છે. ખુબી તો એ છે કે તે નસબનામામાં હ૦ ઇબ્રાહીમ અને હ૦ ઇસ્માઇલ ( કે જેઓની નસલમાંથી હ૦ રસુલ સ૦ અને હ૦ અલી અ૦ છે ) તેઓના નામોનો પત્તોજ ન મળે ! ! ! "જીમ"

સુલતાન મહમ્મદ શાહા દાતાર. અણુંત કરોડીઉં તારણહાર, હાજર જોમેજો ધણી, ખીસે અમર પુઠીઆ, શાહા, તો જે ધરગાહમેં કબુલ કર, મોલાના આગા સુલતાન મહમદ શાહા દાતાર.

સિજ્યો દિજે *

૪ પાઠ પાંચમાં તથા છઠ્ઠામાંથીઃ—

"પંજપાટી" ( અલીઅલ્લાહ )

× × × ×

"* * * પંજ પાટીજી વેનતી, ખીસે અમર પુઠીઆ, શાહા, તો જે દરગાહમેં કબુલ કર, મોલાના આગા સુલતાન મહમ્મદ શાહા દાતાર

સિજ્યો દિજે

પોએ "શાહા ધીધાર" જો પંજો દઇ

સિજ્યો દિજે

૫ પાઠ સાતમોઃ—

અલી અલ્લાહ, યા શાહા, તાહીએ ધરગાહીએ, ઇશક ધારીએ, પંજે ભાઇએંખે તુસી તોહોજો ધીધાર દીએ. ખીસે અમર પુડીઆ, શાહા તોહોજે ધરગાહમેં કબુલ કર, મોલાના આગા સુલતાન મહમ્મદ શાહા દાતાર. સિજ્યો દિજે"

* એટલે નાo આગાખાન સાહેબની દરગાહમાં પોતાની બંદગી કબુલ કરવાની વિન્તી કરવામાં આવે છે જેવું ઇસ્લામી નમાજમાં કોઇ રીતે પણ ચાલી શકે નહિ.

"ઠમ"

૬ પાઠ પંદરમોઃ—

"હિઓ ખટે પેટાંધણી સાર, સંભાર, ઓછીનું, પાછીનું, ધમડી ધામ, સારે સરકારમેં હિજા, યાર અલ્લાહ મરહેઆ મોલાઅલી મનધુરીઉં મુરાધું હાસલ કનેઆ મોલાના આગા સુલતાન મહમમ્દ શાહા દાતાર ધીધાર નસીબ કનેઆ " *

૭ પાઠ અઢારમાં માંથીઃ—

" મધતેઅલી, શફાઅતે રસુલ, એતાયતે ખુધા, હજરત કબુલ. પીર સતગુર નુરની ફરીયાધ, પીર શમસ ચોટની ફરીયાધ, પીર સધરધીનની ફરીયાધ, પીર હસન કબીરધીનની ફરીયાધ, પીર અલી અસગર બેગની ફરીયાધ, પીર મીરજા માહામદ બાકરની ફરીયાધ, પીર સરકાર માતા સલામતની ફરીયાધ, પીર આગા શાહ ખલીલલ્લાહની ફરીયાધ, પીર અબ્લ-લહસનશાહની ફરીયાધ મોલાના આગા સુલતાન મહમ્મદ શાહા દાતાર પાસે ફરીયાધ + × ×

અલી સહી અલ્લાહ
" હએ ઝીન્દાહ "

" કાયમ પાયા "
" શાહા પીર પાયા "

મજકુર—આગાખાનીઓની ધુઆમાંના ફકરાઓ મર

+ ધુઆના આ પાઠમાં ના૦ આગાખાન સાહેબ પાસે સર્વ પીરોની ફરીયાદ જણાવવામાં આવી છે, જેમાં શાહ અબુલ હસન. અલી તથા શાહ ખલીલુલ્લાહઅલી કે જેઓ ખુદ પણ આગાખાની ઇમામોમાંથી ( ના૦ આગાખાનના વડવાઓમાંથી ) છે તેઓની પણ ફરીયાદ જણાવેલ છે। " જીમ. "

હુમ હાશમભાઇ બોઘા માસ્તર તરફથી પ્રગટ થયેલ **તઅ-લીમે ધુઆ** નામની બુકનાં પેજ ૨૪ થી ૬૪ સુધીમાંથી ઉતારેલ છે, જેથી વાંચકો જોઈ શકશે કે આગાખાનીઓની ધુઆમાં શું શું પડવામાં આવે છે. હવે, મજકુર ફકરાઓની સર્વ હકીકત કઈ નમાઝનો તરજુમો કિંવા તત્વ છે, તે મી૦ વરતેજી અને આગાખાની લેખકો તથા મીશનરીઓ બતાવી શકશે ખરા કે? ઉપરાંત નમાઝ એ ખાસ ખુદાનીજ બંદગી છે, (એ બંદગીમાં કોઇને પણ શરીક કરવાનો હુકમ નથી) પણ આગાખાનીઓની ધુઆમાંતો ઠેક ઠેકાણે "તો જે દરગાહમેં કબુલ કર મોલાના આગા સુલતાન મહમ્મદ શાહા દાતાર" તથા "અલી સહી અલ્લાહ" નાં વાકયો જોવામાં આવે છે! તો તે વાકયો કઈ નમાઝનું તત્વ છે, તે મારા મિત્ર મી૦ વરતેજી જણાવશે ખરા કે? **બંદગી** ખાસ ખુદાનીજ હોવી જોઇએ—બંદગીમાં બીજા કોઇને શરીક કરવો ન જોઇએ, જે માટે પાક કુરઆને શરીફમાં ઘણાં ફરમાનો મોજુદ છે; જેમાંથી કેટલાંક ફરમાનો નીચે ટાંકી બતાવીશ—

૧ "કહે, શું ખુદા સિવાય-જે તમને કંઇ નુકસાન કે ફાયદો કરવા શક્તિવાન નથી તેની તમે બંદગી કરો છો? અને ખુદા સાંભળનાર અને જાણનાર છે."

(સુરતુલ માએદા આયત ૭૬ મી, પ્રોફેસર કૃત તરજુમો પેજ ૨૩૮)

૨ "કહે, હું માત્ર તમારા જેવો એક મનુષ્ય છું. મ્હારા તરફ વહી મોકલવામાં આવી છે કે માત્ર તમારો ખુદા એકજ ખુદા છે; પછી જે પોતાના પરવરદેગારની મોલાકાતની આશા રાખે છે તેણે સુકૃત્ય કરવાં જોઇએ, અને તેણે પોતાના પરવરદેગારની બંદગીમાં કોઈને શરીક રાખવો જોઈએ નહિં."

( સુરતુલ કહફે આયત ૧૧૦ મી, પ્રોફેસર કૃત તરજુમોઃ પેજ ૫૮૩ )

૩ " અને તમે ખુદાની બંદગી કરો અને તેની સાથે કંઈ ચીઝને ભાગીદાર ગણો નહિ. "

( સુરતુન્નીસાઅ આયત ૩૬ માંથી, પ્રોફેસર કૃત તરજુમોઃ પેજ ૧૭૬ )

૪ " અને ખુદા સિવાય બીજા જેની તેઓ બંદગી કરે છે તેઓ કંઇ પેદા કરી શકતા નથી, અને તેઓ પોતેજ પેદા થયેલા છે. "

સુરએ નહલ—આયત ૨૦ મી, પ્રોફેસર કૃત તરજુમોઃ પેજ ૫૧૦ )

૫ " અને તેઓ ખુદા સિવાય તેની બંદગી કરે છે કે જે તેઓને કંઈ ખોરાક આપવા માટે આકાશો અને પૃથ્વીમાં કંઇ ચીઝનો માલેક નથી; અને તેમજ તેઓ તે કરવા શકિતમાન છેજ નહિ. "

( સુરએ નહલ—આયત ૭૩ મી, પ્રોફેસર કૃત તરજુમોઃ પેજ ૫૨૦ )

૬ " અને ત્હારા પરવરદેગારે હોકમ કર્યો છે કે તમે તેના સિવાય કોઇની બંદગી કરો નહિ. "

( સુરએ બની ઇશ્રાઈલ—આયત ૨૩ માંથી, પ્રોફેસર કૃત તરજુમોઃ પેજ ૫૩૯ )

૭ " આનું કારણ એકે ખરેખર ખુદા સત્ય છે, અને બેશક તેના સિવાય જે કોઇની તેઓ બંદગી કરે છે તેઓ અસત્ય છે, અને ખરેખર ખુદા સર્વોપરી (અને) મહાન છે. "

( સુરતલ હજ-આયત ૬૧ મી, પ્રોફેસર ...ત તરજુમો: પેજ ૬૫૧ )

૮ " કહે, હે અજ્ઞાની લોકો, શું ખુદા સિવાય (બીજાની), તમે મને હોકમ કરો છો કે, હું બંદગી કરૂં ? "

( સુરએ ઝોમર-આયત ૬૪ મી, પ્રોફેસર કૃત તરજુમો: પેજ ૮૯૫ )

૯ " ખરેખર હું ખુદા છું, મ્હારા સિવાય બીજો કોઇ ખુદા નથી; માટે મ્હારી બંદગી કર અને મને યાદ કરવા માટે નમાઝ પડ. "

(સુરતુત તા હા, આયત ૧૪ મી, પ્રોફેસર કૃત તરજુમો: પેજ ૬૦૦ )

૧૦ " કહે કે, હું માત્ર મ્હારા પરવરદેગારનીજ બંદગી કરૂં છું અને તેની સાથે કોઈને શરીક કરતો નથી. "

( સુરતુલ જેન્ન-આયત ૨૦ મી પ્રોફેસર ઈરફહાની કૃત તરજુમો: પેજ ૧૧૦૬ )

ઉપરના ( પાક કુરઆને શરીફનાં ) ફરમાનોથી સાફ જણાઈ આવે છે કે બંદગી ખાસ ખુદાનીજ કરવી જોઇએ. તે બંદગીમાં બીજા કોઇને શરીક ન કરવો જોઇએ. પણ આગાખાની બંધુઓની ધુઆ ( બંદગી) માં જે ફકરાઓ છે તે વાંચકો ઉપર જોઈ ગયા છે. એટલે તે સબંધે વધુ વિવેચન કરવાનું યોગ્ય નહિ ધારતાં તેનો તોલ કરવાનું સુજ્ઞ વાંચકોની મુન્સફી ઉપર છોડીશ.

નમાઝની શરતોમાં કેયામ એટલે સુરાહ વી૦ પડતી વખતે ઉભા રહેવાની પણ એક શરત છે અને નમાઝમાં ઉભા રહેવા માટે પાક કુરઆને શરીફમાં ખુલ્લાં ફરમાનો છે, જેમાંના થોડાંક ફરમાનો નીચે ટાંકી બતાવીશ—

૧ "ફરમાવેલી નમાઝ ( નો વખત ) સાંચવો; મુખ્યત્વે કરીને વચલી નમાઝ; અને ખુદા માટે આજ્ઞાંકિત ઉભા રહો."

[ સુરએ બકર આયત ૨૩૮ મી, પ્રોફેસર કૃત તરજુમો: પેજ ૮૫ ]

૨ "અને ( કહ્યું ) કે મ્હારી સાથે કોઇને શરીક કર નહિ. અને મ્હારૂં ઘર તવાફ ( પ્રદક્ષિણા ) કરનાર અને બંદગીમાં ઉભા રહેનાર, અને રોકુઅ કરનાર ( અને) સેજદો કરનાર માટે પાક રાખ."

(સુરતુલ હજ આયત ૨૬ માંથી, પ્રોફેસર કૃત તરજુમો: પેજ ૬૪૩ )

૩ "અને ખરેખર જ્યારે ખુદાનો બંદો ( મોહમ્મદ ) ઉભો રહી તેની બંદગી કરતો હતો ત્યારે તેઓ (જેન્ન લોકો) નઝદીક હતા કે તેઓ તેને વળગી પડે"

( સુરતુલ જેન્ન—આયત ૧૯ મી, પ્રોફેસર કૃત તરજુમો: પેજ ૧૧૦૬ )

૪ "કે જે તને જુએ છે જ્યારે કે તું ( નમાઝ માટે ) ઉભો રહે છે."

( સુરતશ્શોઅરા—આયત ૨૧૮ મી, પ્રોફેસર કૃત તરજુમો: પેજ ૭૨૦ )

૫ "ખરેખર ત્હારો પરવરદેગાર જાણે છે કે તું રાતનો બેતૃતીયાંશ ભાગ કરતાં ઓછો અને તેનો અર્ધ ભાગ અને ત્રીજો ભાગ ( નમાઝ પઢવા માટે ) ઉભો થાય છે અને તેમજ જેઓ ત્હારી સાથે છે તેઓમાંથી એક સમૂહ પણ ( ઉભો થાય છે )"

( સુરતુલ મુઝમ્મેલ–આયતમાંથી, પ્રોફેસર કૃત તર જુમો: પેજ ૧૧૧૦ )

ઉપરનાં [ પાક કુરઆને શરીફનાં ] ફરમાનોથી સાબેત થાય છે કે નમાઝ પડતી વખતે પહેલે ઉભા રહેવું જોઇએ, જેને કેયામ કહે છે, પણ આગાખાની બંધુઓ પોતાની દુઆ બેઠે બેઠેજ પડે છે; બીલ્કુલ ઉભા થતાજ નથી. હા, અશક્તિ અને બીમારીની હાલતમાં બેઠા બેઠા નમાઝ પડી શકાય છે, પણ તે સવાલ જુદોજ છે. પણ આગાખાની બંધુઓ તો પોતાની દુઆ (વગર ઉજરે) બેઠા બેઠાજ પડે છે, મુદ્દલ ઉભાજ થતા નથી.

નમાઝમાં રૂકુઅ કરવું—એટલે ઝુકીને ઘુંટણ ઉપર હાથ રાખવા ( અને તે વખતે ખુદાની તાઅરીફ પડવી ) એ પણ એક શરત છે, અને સર્વે ઇસ્લામીઓ નમાઝમાં રૂકુઅ પણ બજાવી લાવે છે. પણ આગાખાની બંધુઓની દુઆમાં રૂકુઅનું નામજ નથી ! નમાઝમાં રૂકુઅ કરવા માટે પાક કુરઆને શરીફમાં કેટલેક ઠેકાણે ખુલ્લાં ફરમાનો જોવામાં આવે છે, જેમાંથી કેટલીક આયતો નીચે ટાંકી બતાવીશ—

૧ "અને નમાઝ અદા કરો અને ઝકાત આપો અને રૂકુઅ કરનારા ( નમાઝ પઢનારા ) સાથે રૂકુઅ કરો."

( સુરતુલ બકર–આ. ૪૩, પ્રોફેસર કૃત તરજુમો: પેજ ૧૭ )

૨ હે મોમેનો, રોકુઅ કરો અને સિજદોકરો અને તમારા પરવરદેગારની બંદગી કરો, અને સારાં કૃત્યો કરો કે કદાચ તમને આગમાંથી મુક્તિ મળે."

( સુરતુલ હજ—આયત ૭૭ મી, પ્રોફેસર કૃત તરજુમો: પેજ ૬૫૩ )

૩ " અને ત્યાં બંદગી માટે રહેનારા અને રોકુઅ અને સેજદો કરનારા માટે પાક કરો "

( સુરતુલ બકર—આયત ૧૨૫ માંથી પ્રોફેસર કૃત તરજુમો: પેજ ૫૪ )

૪ " અને જ્યારે તેઓને કહેવામાં આવે છે કે તમે રોકુઅ કરો ( નમાઝ પઢો ) તેઓ રોકુઅ કરતા નથી. "

( સુરતુલ મોરસલાત— આયત ૪૮ મી, પ્રોફેસર કૃત તરજુમો: પેજ ૧૧૨૭ )

ઉપરની ( પાક કુરઆને શરીફની ) આયતોથી સિદ્ધ થાય છે કે, નમાઝમાં રૂકુઅ કરવું જોઇએ, પણ આગાખાનીઓ પોતાની ધ્રુઆમાં રૂકુઅ કરતાજ નથી, જેથી જણાઈ આવે છે કે તેઓની બંદગી ઇસ્લામી પધ્ધતી સર નથી.

નમાઝની શરતોમાં—સીજદા કરવા એ પણ એક શરત છે, અને તે માટે પાક કુરઆને શરીફમાં ખુલ્લાં ફરમાનો મોજુદ છે. સર્વે ઇસ્લામીઓ નમાઝમાં સિજદા× બજાવી લાવે છે. આગાખાની બંધુઓ પણ પોતાની ધ્રુઆમાં સિજદા બજાવી લાવે છે ખરા, પણ તે સર્વે ઇસ્લામીઓથી વિરૂધ્ધ રીતે ! કુલ્લે ઇસ્લામીઓ ફજર ( સવાર ) ની બે રકાત નમાઝમાં ચાર સિજદા, ઝોહરની ચાર રકાત નમા-

× નમાઝમાં ખાક ઉપરે કપાળ રાખીને ખુદાની જનાબમાં નમ્રતા દર્શાવવી તે. 'ઈમ'

ઝમાં આઠ સિજદા, અસરની ચાર રકાત નમાઝમાં આઠ સિજદા, મગરિબની ત્રણ રકાત નમાઝમાં છ સિજદા, ઇશાની ચાર રકાત નમાઝમાં આઠ સિજદા; એમ પાંચ વખતની સતર રકાત નમાઝમાં ચોત્રીસ સિજદા કરે છે. જ્યારે આગાખાની બંધુઓ, સવારની દુઆમાં સતર સિજદા, સાંજની દુઆમાં સતર સિજદા, સુતી વખતની દુઆમાં સતર સિજદા; એમ કુલ્લે એકાવન સિજદા બજાવી લાવે છે.* વળી દુનિયાના દરેક ભાગમાં ઇસ્લામીઓ ( કાઅમતુલ્લાહ નઝદિક હાજર હોય તે સિવાય ) જે દિશા તરફ કાઅબ તુલ્લાહ÷ આવેલ હોય તે દિશા તરફ ( નમાઝ માટે ) પોતાનું મ્હોડું કરીને ઉભા રહે છે, અને તેજ દિશા તરફ સિજદા બજાવી લાવે છે. જ્યારે આગાખાની બંધુઓ ( કાઅબતુલ્લાહ નઝદીક હાજર ન હોય તો પણ § ) પોતાની દુઆમાં ચારે દિશા તરફ ( જ્યાં જેને ફાવે ત્યાં ) સિજદા બજાવી લાવે છે ! નમાઝ પડતી વખતે કાઅબતુલ્લાહ તરફ રૂખ કરવાના માટે પાક કુરઆને શરીફમાં જે ફરમાનો છે, તેમાંથી થોડાંક ફરમાનો નીચે ટાંકી બતાવીશ—

૧ "માણુસોમાંના મૂર્ખ લોકો જલદીથી કહેશે કે જે

* આગાખાની બંધુઓ ઝોહોર અને અસરના વખતે દુઆ પડતાજ નથી !

÷ મક્કા મોઅઝઝમામાં છે–કે જેના તરફ રૂખ કરીને ઇસ્લામીઓ નમાઝ પડે છે.

§ આગાખાની ખોજાઓ ( અપવાદ સિવાય ) હજ કરવા સારૂ જતાજ નથી, એટલે કાઅબતુલ્લાહ નઝદીક તેઓ હાજર ક્યાંથી હોઇ શકે ? ! !

"જીમ"

કેબલા ઉપર તેઓ હતા× તે કેબલા પરથી તેઓને કયા ( કારણે ) ફેરવ્યા ? કહે કે પુર્વ અને પશ્ચિમ ખુદાનાંજછે. જેને તે ચાહે તેને તે સિધો રસ્તો બતાવે છે."

( મજકુર સુરેબકરની આયત ૧૪૨ નાં ટીપણુમાં પેજ ૪૯ ઉપરે પ્રોફેસર ઇરફુલાની જણાવે છે કે—" હદીસમાં લખેલું છે કે હઝરત પેગમ્બર મક્કામાં કઅબા તરફ મુખ રાખી નમાઝ પઢતા, પણ સ્વદેશ છોડી મદીને ગયા પછી બૈતુલ-મોકદ્દસ તરફ મુખ રાખી નમાઝ પઢવાનો તેમને હુકમ કરવામાં આવ્યો હતો. આ ફેરફારથી યહુદી લોકો ઘણા ખુશ થયા એવું કહીને કે હઝરત પેયગમ્બરનું વલણ અમારા ધર્મ તરફ થયુંઅને અમારી પાસેથી તેમણે કેબલાની દિશા જાણી. આથી હઝરત પયગમ્બર દીલગીર થયા અને ખુદાએ તેમને કેબલા ફેરવવાનો હોકમ કરી મક્કા તરફ મુખ રાખી નમાઝ પઢવાનું ફરમાવ્યું. એટલે યહુદીઓ અને મુનાફેકો હઝરત પયગમ્બરને મ્હેંણા મારવા લાગ્યા, તેટલા માટે આ આયત વહી કરવામાં આવી છે. ઈસ્લામ ધર્મમાં પહેલ વહેલો ફેરફાર કરેલો આ કાયદો હતો. )

૨ " અને જે કેબલા પર તું હતો તે કેબલાને અમે આ કારણ સિવાય મુકરર કર્યો નથી કે અમે જાણીએ કે પયગમ્બરને તાબે તેઓમાંના કોણ થાય છે

× " જે કેબલા ઉપર તેઓ હતા" એ ઠેકાણે મૌલવી ફરમાન અલી કૃત તરજુમાનાં પેજ ૩૩ માં " જીસ કિબ્લા ( બયતુલ મુકદ્દસ ) કી તરફ પહેલે સે ( સિજદાહ કરતે ) થે " જણાવેલ છે.

કે જેઓ પોતાની બન્ને એડી પર પાછા ફરે છે અને બેશક તે ( કેબલાનો ફેરફાર ) જેઓને ખુદાએ રસ્તો બતાવ્યો છે તેઓ સિવાય બીજાને ભારે લાગે છે; પણ અલ્લાહ એવો નથી કે તમારા ઈમાનને નિરર્થક કરે. ખરેખર ખુદા માણસો ઉપર માયાળુ ( અને ) દયાળુ છે." ×

મજકુર-સુરએ બકરની આયત ૧૪૩ ના ટીપણુમાં પ્રોફેસર ઇરફહાની પેજ ૫૦ ઉપરે જણાવે છે— જ્યારે મુસલમાનોએ બૈતુલ-મોકદ્દસ તરફ પોતાની અગાઉની પઢેલી નમાઝ વિષે હઝરત પેયગમ્બરને પુછયું ત્યારે આ આયા તેઓને જવાબમાં કહેવામાં આવી. ' )

૩ "ખરેખર અમે તને ત્હારો ચહેરો આકાશ તરફ ફેરવતાં જોઇએ છીએ માટે અમે ખચિત તે કેબલા તરફ ત્હારૂં મ્હોં ફેરવશું કે જે તું પસંદ કરેછે. ત્યારે તું ત્હારૂં મ્હોં મસ્જેદુલ-હરામ તરફ ફેરવ અને જ્યાં તમે હો ત્યાં તમારૂં મ્હોં તે તરફ ફેરવો.

× મોલવી ફરમાન અલી કૃત તરજુમાનાં પેજ ૩૩ માં એ આયતના અર્થમાં જણાવેલ છે-"ઔર ( અએ રસુલ ) જીસ કિબ્લેકી તરફ તુમ પહેલે ( સિજદાહ કરતે ) થે હમને સિર્ફ ઇસી વજેહસે( કિબ્લા) કરાર દિયા થા કે ( જબ કિબ્લા બદલ જાએ તો ) હમ ઉન લોગોંકો જો રસુલકી પયરવી કરતે હયેં, ઉન લોગોંસે અલગ દેખલે. જો ઉલટે પાઉં ફિરતે હયેં; અગરચે યેહ ( ઉલટ ફેર ) સિવા ઉન લોગોંકે જીન્કો ખુદાને હિદાયત કી હયે, સબ પર શાક ઝુરૂર હયે. ઔર ખુદા અએસા નહીં હયે કે તુમ્હારે ઇમાન ( નમાઝ ) કો ( જો બયતુલ મુકદ્દસકી તરફ પડહ ચુકે હો ) બરબાદ કર દે. બેશક ખુદા લોગોં પર બડા હી રઉફ ઔર મહેરબાન હયે."

"જીમ."

અને ખરેખર જેઓને કેતાબ આપવામાં આવી છે તેઓ ખચિત જાણે છે કે (તે તરફ ફરવું) એ એઓના પરવરદેગાર તરફથી સત્ય (આજ્ઞા) છે; અને ખુદા જે તેઓ કરે છે તેનાથી અજાણ્યો નથી."*

(સુરએ બકર—આયત ૧૪૪ મી, પ્રોફેસર કૃત તરજુમોઃ પેજ ૫૦)

૪ "અને તું ગમે તે જગ્યામાંથી બહાર આવે ત્યારે ત્હારૂં મોંહ તે મસ્જેદુલ હરામ તરફ ફેરવ. અને ખરેખર, તે (હાકેમ) ત્હારાપર પરવરદેગાર તરફથી સત્ય છે; અને ખુદા, જે તમે કરો છો, તેનાથી અજાણ્યો નથી."

(સૂરએ બકર—આયત ૧૪૯ પ્રોફેસર કૃત તરજુમો પેજ પર)

(મવલવી ફરમાનઅલી કૃત તરજુમાનાં પૃષ્ટ ૩૫ માં મજકુર આયતનો તરજુમો જણાવેલ છે કે— "ઓર (અએ રસુલ) તુમ જહાંસે જાઓ (હત્તા

*મવલવી ફરમાનઅલીના તરજુમાનાં પેજ ૩૩ માં જણાવેલ છે— (અએ રસુલ, કિબ્લા બદલને કે વાસ્તે) બેશક તુમ્હારા (બાર બાર) આસમાનકી તરફ મુંહ કરના હમ દેખ રહેં હયે—તો હમ ઝરૂર તુમકો અએસે કિબ્લેકી તરફ ફેર દેગે કે તુમ નેહાલ હોજાઓ. (અચ્છા) તો (નમાઝહીમેં) તુમ મસ્જીદે મોહતરમ (કાઅબા) કી તરફ મુંહ કરલો. (ઓર અએ મુસલમાનો તુમ જહાં કહીં હો ઉસીકી તરફ અપના મુંહ કર લીયા કરો ઓર જીન લોગોંકો કિતાબ (તવરેત વગયરાહ) દી ગઇ હયે વોહ બખુબી જાનતે હયે કે યેહ તબ્દીલે કિબ્લાહ બહોત બજા વ દુરસ્ત (હયે ઓર) ઉસકે પરવરદિગારકી તરફસે હયે; ઓર જો કુચ્છ વોહ લોગ કરતે હયે ઉસસે ખુદા બે ખબર નહિં"

મક્કેસે તો ભી નમાઝમેં ) તુમ અપના મુંહ મસ્જીદે મોહતરમ (કાઅબા) કી તરફ કર લીયા કરો. ઓર બેશક યેહ ( નયા કિબ્લા ) તુમ્હારે પરવરદીગારકી તરફસે હક હયે, ઓર તુમ્હારે કામુંસે ખુદા ગાફીલ નહી. " )

૫ " અને તું ગમે તે જગ્યામાંથી બ્હાર આવે ત્યારે ત્હારૂં મ્હોં તું મસ્જેદુલ-હરામ તરફ ફેરવ, અને ગમે ત્યાં તમે હો ત્યારે તમે તમારૂં મ્હોં તે તરફ ફેરવો એટલા માટે કે માણસો ( યહુદીઓ અને મુશરેકો ) માટે તેઓમાંના જેઓએ ઝુલમ કર્યો છે તેઓ સિવાય તમારી વિરૂદ્ધ કાંઇ દલીલ રહે નહી; માટે તેઓથી બ્હીઓ નહિ, પણ મારો ડર રાખો; અને વળી એટલા માટે કે હું મ્હારી મહેરબાની તમારા ઉપર સંપૂર્ણ કરૂં અને વળી એટલા માટે કે કદાચ તમે ખરો રસ્તો મેળવો. "

( સુરએ બકર આયત[૧૫૦] પ્રોફેસર ફેત તરજુમાઃ પેજ ૫૨ )

મવલવી ફરમાનઅલીના તરજુમાનાં પૃષ્ટ ૩૫ માં જણાવેલ છે કે- ' ઓર ( અએ રસુલ ) તુમ જહાંસે જાઓ ( હત્તાકે મક્કેસે તો ભી ) તુમ ( નમાઝમેં ) અપના મુંહ મસ્જેદુલ હરામકી તરફ કર લીયા કરો. ઓર ( અએ મુસલમાનો ) તુમ ( ભી ) જહાં કહીં હુવા કરો તો ( નમાઝ મેં ) અપના મુંહ ઉસી ( કાઅબા ) કી તરફ કર લીયા કરો ( બાર બાર હુકમ દેનેકા એક ફાયદા યેહ હયે ) તાકે લોગોકા ઇલ્‌ઝામ તુમ પર ન આને પાયે. મગર ઉન્મેંસે જો લોગ નાહક ( હઠધર્મી ) કરતે હયેં. ( વોહ તો ઝુરૂર ઇલ્‌ઝામ દેંગે ) તો તુમ લોગ ઉન્સે ડરો નહી ઓર

(સિર્ફ મુજસે ડરો ઓર (દુસરા ફાયદા યેહ હયે) તાકે તુમ પર અપની નીઆમત પુરી કરદું ઓર (તીસરા ફાયદા યેહ હયે) તાકે તુમ હિદાયત પાઓ.")

પાક કુરઆને શરીફની (ઉપરની) આયતોથી વાંચકો જોઈ શકયા હશે કે, દરેક ઇસ્લામીએ કાઅબતુલ્લાહ તરફ (રૂખ કરીને) જ નમાઝ પઢવી જોઇએ અને તે મુજબ દરેક ઇસ્લામીઓ વર્તે છે, પણ આગાખાની બંધુઓ તેઓને જ્યાં ફાવે તે દિશા તરફ રૂખ કરી બેસીનેજ ધોઆ પડે છે! અને સિજદાહ પણ જ્યાં ફાવે તે દિશા તરફ કરે છે!!! એટલે તે ધોઆ કોઈ પણ રીતે નમાઝ કહેવાઇ શકાયજ નહિં.

દરેક ઇસ્લામીઓ—સુબ્હ, ઝોહોર, અસર, મગરિબ અને ઈશા; એમ પાંચ વખતની નમાઝ પડવાનું સ્વિકારે છે. પણ આગાખાની બંધુઓ સવાર, સાંજ અને સૂતી વખતે, એમ ત્રણ વખતની ધુઆ પડે છે; ઝોહોર અને અસરના વખતની ધોઆ પડતા નથી! પાંચ વખતની નમાઝ માટે પાક કુરઆને શરીફમાં ઘણે ઠેકાણે ફરમાનો મોજુદ છે, જેમાંથી કેટલીક આયતો નીચે ટાંકી બતાવીશ—

૧ "અને દિવસને બન્ને છેડે (પ્રથમનો અને અંત ભાગ) અને રાતના પહેલા પહોરોમાં નમાઝ પઢ; ખરેખર સારાં કૃત્યો દુષ્ટ કૃત્યોનો નાશ કરે છે. (ખુદાને) યાદ કરનારાઓને માટે આ એક શિખામણ છે."
(મજકુર સુરએ હુદની આયત ૧૧૪ મી ના ટીપણુમાં, પેજ ૪૪૪માં પ્રોફેસર ઇસ્ફહાની જણાવે છે કે—"દિવસના બે છેડા એ સવારની નમાઝ અને બપોર અને અસર (સુર્યાસ્ત થયા પહેલાં) ની નમાઝ

માટે છે; અને રાતનો ભાગ મગરેબ તથા એશાની નમાઝ માટે છે. તેથી આ દરરોજ જે પાંચ વખત નમાઝ પઢવામાં આવે છે તે બતાવે છે.)

૨ "ત્યારે તમે ખુદાની સ્તુતી કરો [ નમાઝ પઢો, ] જે વખતે કે સાંજ પડે છે અને જે વખતે કે સવાર થાય છે. અને આકાશો અને પૃથ્વીમાં વખાણ ખાસ તેનાંજ છે, અને પૃથ્વીમાં વખાણ ખાસ તેનાંજ છે, અને તેમજ દિવસના પાછલા પહોરે, અને જે બપોરે થાય છે તે વખતે ( નમાઝ પઢો." )

( મજકુર સુરએ રૂમની આયત ૧૭-૧૮ના ટીપણમાં પેજ ૭૭૭ માં પ્રોફેસર ઇસ્ફહાની જણાવે છે કે—"આ ફકરો પાંચ વખતની નમાઝના સબંધમાં છે, અને સામાન્યરૂપ આ ઠેકાણે આજ્ઞાર્થ રૂપના અર્થમાં વાપરેલું છે." )

૩ "માટે તું તે વિષે ધીરજ રાખ કે જે તેઓ કહે છે; અને તું ત્હારા પરવરદેગારનાં વખાણ સહિત સુર્યોદય અગાઉ અને સૂર્યાસ્ત પહેલાં નમાઝ પઢ, અને રાતનાં કંઈ ભાગમાં પણ તેને માટે નમાઝ પઢ, અને તેમજ સેજદા પછી પણ પઢ."

( મજકુર સુરએ હોજોરાતની આયત ૩૯—૪૦ ના ટીપણમાં, પેજ ૯૯૭ માં પ્રોફેસર ઇસ્ફાહાની જણાવે છે કે—"આ નમાઝના મુકરર થયેલા વખતો છે; પણ એવું કહેવામાં આવ્યું છે કે છેલ્લા વખતને એ "રકઅત" ની નમાઝના સબંધમાં છે કે જે મગરેબ અને એશાની નમાઝ પછી અદા કરવામાં આવે છે, અને જે વાજેબ નથી, પણ મુસ્તહબ છે." )

**પાક કુરઆને શરીફની** ઉપરની આયતો મુજબ સુબ્હ, ઝોહોર અસર, મગરિબ અને ઇશા મલીને **પાંચ વખતની નમાઝ** પઢવાનું જણાય છે; અને તેવી રીતે પાંચ વખતની નમાઝ પઢવી દરેક ઈસ્લામીની અઈન ફરજ છે. સુન્નત જમાઅતવાળાઓ પોતાની **ફીકાહ** ( મસાયેલ ) પ્રમાણે પાંચ વખતની નમાઝ દરેક જુદા જુદા વખતે પડે છે, અને **શીઆઓ,** પણ પોતાની **ફીકાહ** પ્રમાણે મજકુર પાંચે વખતોની નમાઝ બજાવી લાવે છે. પણ આગાખાની બંધુઓ ઝોહર અને અસરના વખતની ( નમાઝના બદલે તેઓની માન્યતા મુજબની ) ઘોઆ પણ પઢતા **નથી !**

સારાંશ કે આગાખાની બંધુઓની **ઘોઆમાં**—દસ અવતારો, તેનાં પાત્રો, શાહ અને પીરોની મુઠીઓ; તથા "અલી સહી અલ્લાહ" અને શાહા તોજે દરગાહમેં કબુલ કર મોલાના આગા મહમ્મદ શાહા દાતાર" વી૦ વી૦ ઈસ્લામી માન્યતા વિરૂદ્ધનાં અકાયદો તથા એવી એવી તરકીબો છે કે તે ઘોઆ કોઇ રીતે પણ **ઇસ્લામી નમાઝ તરીકે ચાલી શકેજ નહિં.** જે વિશે વધુ વિવેચન નહિં કરતાં, ઉપર જે ઘોઆ અને નમાઝની સરખામણી કરી બતાવી છે, તેનો તોલ કરવાનું સુજ્ઞ વાંચકોની મુન્સફી ઉપરે છોડી; આએ પ્રકરણ પુર્ણ કરીશ—



# મી૦ વરતેજીની ખોટી ભલામણ !



પ્રિય વાંચકો ! મી૦ વરતેજીએ મારા ત્રેપન સવાલોના જવાબો આપ્યાથી અગાઉ, "ભાઇ જીમને ભલામણ" એ મથાળાથી કેટલુંક વિવેચન કરેલ છે. પણ તે ભલામણ કેવી ખોટી ભલામણ છે, તેનું દિગ્દર્શન આએ પ્રકરણમાં વાંચકોને કરાવીશ. અને જેવી રીતે મારા મિત્ર મી૦ વરતેજીએ, મને સંબોધીને ભલામણ કરેલ છે; તેવીજ રીતે તેના ઉત્તરો પણ મી૦ વરતેજીને સંબોધીનેજ આપીશ.

ભાઇ વરતેજી ! તમોએ તમારી ભલામણમાં, મારા સવાલોને "શુદ્ધ લાગણીના સવાલો" તરીકે જણાવેલ છે. જેના માટે હું તમારો આભાર માનું છું. તમો, મારા સવાલોના ખરા ખુલાસા "પ્રતિજ્ઞા પુર્વક" આપવાનું જણાવો છો, પણ તે તમારી "પ્રતિજ્ઞા" કેટલે દરજ્જે સાચી છે, તે હું આએ પ્રકરણમાં બતાવી આપીશ !

ભાઇ વરતેજી ! તમો જણાવો છો કે, "મને લાગ્યું કે મ્હારા લેખોથી કેટલાક ઇશનાઅશરી સમજુ વરગમાં ગુંચવાડો ઉભો થયો છે, અને લગભગ તમારા સવાલોમાંજ એ ગુંચવાડો સમાઇ જાય છે, તેથી મ્હેં ખાસ કાળજી લીધી છે. તો પણ જો હજુ પણ કાંઇ પણ સવાલમાં આપને શંકા રહી ગઇ છે એમ દેખાય, તો તે માટે તરતમાંજ ખંત રાખશો" તો તમારા લેખોથી ઇસ્નાઅશરી સમજુ વર્ગમાં તો શું ! બલ્કે આગાખાની સમજુ વર્ગમાં પણ ગુંચવાડો ઉભો થવા પામ્યો છે ! તમો હાલમાં એવા એવા ઘરવરણાઉ ( મનઘડત ) નવીન સિદ્ધાંતો જણાવવા લાગ્યા

છો, કે તેથી દિન પ્રતીદિન ગુંચવાડો વધતોજ જાય છે! તમારા લેખોથી પબ્લીકને એવું જોવામાં આવે છે, કે તમો એક નવોજ ધર્મ ઉભો કરવાની વેતરણ કરી રહ્યા છો; અને તેનો ભોગ ભોળા બંધુઓ થતા રહે છે!!! (અને આગળ જતાં તમારા હસ્તક એક નવોજ પંથ ઉભો થવા પામે, એમાં આશ્ચર્ય જેવું કાંઇ નથી!!!) પણ ભાઇ વરતેજી, તમારા સિદ્ધાંતોથી તમો એક એવી જોખમદારી વ્હોરી લ્યો છો; કે જેના માટે આગળ જતાં જરૂર તમોને પસ્તાવો કરવો પડશે. ખુદ તમારા ટોળામાંનાજ કેટલાક સમજુઓ એવી આગાહી કરી રહ્યા છે, અને તમારા કાર્યને શંકાની લાગણીથી જોઈ રહ્યા છે! અને એ સંબંધેની કેટલાક ચર્ચા **રહેમત અલ્લાહ** પેપરમાં પણ જોવામાં આવે છે. બીરાદર! મારી શંકાઓ, ત્રેપન સવાલોમાંજ સમાઈ રહેલી છે, એવું તમો હરગીઝ ધારતા નહિં?! મારી શંકાઓ હજુન ઘણી બાકી છે, (ત્રેપન સવાલો તો પાસેરામાં પહેલી પુણી છે,) કેટલીક શંકાઓ મારા આએ પુસ્તકમાં પણ તમો જોશો. આશા છે કે તે શંકાઓના જવાબો પણ શુભનિષ્ઠાથી આપવાને આપ બીરાદર બાહેર પડશોજ.

ભાઈ વરતેજી! તમો જણાવો છો કે-" ખરેખર! તમારા સવાલો માટે મને માન ઉપજ્યું છે. કારણ કે જો ખુદાએ મને સત્ય હ્રદય આપ્યું હોય તો તેમાં લાગણી અવશ્ય હોવી જોઇએ, અને તેમાંથી ઇસમાઇલીયા ફીરકાથી ધર્મના કંટાળાના ખાતર નહી, પણ જમાતી વ્યવસ્થાની આગલી રૂઢી જે ચાલુ જમાનાને બંધબેસ્તી નહી હતી, તેનાથી ઉપજેલા કચવાટે ગંભીર રૂપ ધારણ કર્યું. અને તેનો ગેરલાભ કેટલાક મોભારે ચઢી બેસનારા ડાહ્યાઓએ સુધારાના ખાં તરીકે! બધું જાણનારાનો દાવો કરનારે લીધો-જેમાં મી૦ જીમ હું મને પોતાને પણ લેખું છું."

તો-મારા સવાલો માટે આપને જે માન ઉપજ્યું છે, તેના માટે હું આપનો અંતઃકરણ પુર્વક આભારી થયો છું. પણ તમો જે જણાવો છો કે, " ઇસ્માઇલીયા ફીરકાના ધર્મના કંટાળા ખાતર નહી, પણ જમાતી વ્યવસ્થાની આગલી રૂઢી ઉપરેથી કચવાટે ગંભીર રૂપ ધારણ કર્યું." તેમાં તમો સજ્જડ થાપ ખાઓ છો ! ઇસમાઇલીયા ટોળામાંથી જેઓ જુદા પડયા છે તેઓ ધર્મના કંટાળા ખાતરજ જુદા પડયા છે; જમાતી વ્યવસ્થાના કંટાળા ખાતર તો નહિં જ. તમારા ટોળામાંનો કેટલોક ભાગ હજી પણ જમાતી વ્યવસ્થાથી કંટાળેલો જણાય છે, છતાં તેઓ ઇસ્માઇલી ધર્મ તજતા નથી; તેથી શું તમો અજાણ છો ? પબ્લીક એ બાબતને સારી રીતે જાણે છે, અને એ સબંધે **રહેમત અલ્લાહ** પેપરમાં પણ હમેશાં ચર્ચા આવતી રહે છે. મતલબ કે ધર્મ ઉપરથી આસ્થા ઉઠી ગયા સિવાય કોઇ પોતાનો ધર્મ તજે, એ તદ્દન નહીં બનવા જોગ છે. જ્યારે પોતાના ધર્મ ઉપરથી સંપુર્ણ આસ્થા ઉઠી જાય છે, ત્યારે જ ધર્મ ત્યાગ કરવાને મનુષ્ય તૈયાર થાય છે; જમાતી કંટાળા ખાતર કોઇ પોતાનો ધર્મ તજતો નથી. બાકી જે ધર્મ પોતાને સત્ય લાગે, તેના તરફ ( અર્થના અનર્થ કરી ને નહિં, પણ ખુલ્લા દીલ અને સત્ય દલીલોથી ) પોતાના કોમી અને સ્વદેશી બંધુઓને ઉપદેશ કરવો એ દરેક મનુષ્યની ફરજ છે. તો તેવી ફરજ બજાવનારાઓને " દોઢ ડાહ્યા " અને " સુધારાના ખાં " તરીકે જણાવવા, એતો તમારા જેવા વિદ્વાન ( ! ) નુંજ કામ છે ! ! ! એવા " દોઢ ડાહ્યાઓ " ના વર્ગમાં તમો પોતે પણ હતા, એમ જણાવો છો; પણ તે વખતે તો તમો જે હીલચાલ કરતા હતા તે સત્ય સમજીને ( અને તમારી ફરજ સમજીનેજ ) કરતા હતા કે નહિ ? અને તેવી તમારી હીલચાલથી આગાખાની બંધુઓ પણ પુરતી રીતે વાકેફ છે.

ભાઈ વરતેજી ! તમો જણાવો છો કે—" આ રીતે વિશ્વાસથી અંધારા ગારમાં મારેલા ભુસકાનું પરીણામ આજે આપણા સંસાર વહેવારમાં પડી ગયેલ ભંગાણ અને કોમનું ખરૂં દરદ જાણનારા આગેવાનોના બદલે, જુદા પડી ગયેલ ટોળાનું સુકાન, એવા લોભી, લાલચુડા અને દંભીના હાથમાં મુકાયું છે, કે ઇસ્માઇલી જમાતમાં જે કંટાળો હતો તેના કરતાં હજારો દરજ્જે વધુ કરડાપણું વેઠવું પડે છે. કાઠીયાવાડ, ગુજરાતમાં વસ્તી ખોજા કોમનાં ઇસ્નાઅશરી ટોળાનો છેવટનો ન્યાય કાં તો લખનઉ કાં તો કરબલા અથવા નજફમાં બેઠેલા આલીમોના હાથે થાય, એ કેટલું બધું અજબ થવા જેવું ? જે કામ કે વાંધાની પતાવટ કોમના આગેવાનોના હાથમાં થતી, તે હવે રહી નથી. કારણ કે ફતવો મંગાવવાની રૂઢી માનભરી ગણવામાં આવે છે," તો તમો વિશ્વાસથી અંધારા ગારમાં મારેલા ભુસકાના સબબથી કોમના સંસાર વ્યવહારમાં ભંગાણ પડવાનું જણાવો છો, પણ વિશ્વાસથી અંધારા ગારમાં ભુસકો મારનારાઓ કોણ છે ? તે પબ્લીક સારી રીતે જાણે છે ! સંસાર વ્યવહારમાં ભંગાણ પડવું, કોને આભારી છે, તેનો જરા ઈન્સાફ કરશો ખરા કે ? ખરૂં પૂછો તો તે ભંગાણ તમારા જેવા મીશનરી—ઉપદેશકોનેજ આભારી છે ! તમારા જેવા મીશ્નરીઓના મનઘડત ઉપદેશો અને " ઇસ્નાઅશરીઓ સાથે સબંધ રાખવો નહિં " એવી તમો મીશ્નરીઓની વાએઝોથીજ ખોજા કોમનાં સંસાર વ્યવહારમાં ભંગાણ પડતું જાય છે ! ! ! તમો તમારા ટોળાના આગેવાનોનેજ " કોમનું ખરૂ દરદ જાણનારાઓ " તરીકે સમજાવવા માંગો છો, પણ આગળનાં પેરેગ્રાફ મુજબ તમે પોતે " જમાતી વ્યવસ્થાની આગલી રૂઢી ઉપરથી કચવાટે ગંભીર રૂપ ધારણ કર્યું " એમ જે જણાવેલ છે, તેનો મતલબ પબ્લીકે

શું સમજવો ? જ્યારે કોમનું ખરૂં દરદ જાણનારાઓ હોય, ત્યારે કચવાટજ શું કરવા થાય ? મતલબ કે તમારૂં દરેક લખાણ ઉલ્ટ સુલ્ટ જોવામાં આવે છે ! તમો જણાવો છો કે–“ જુદા પડી ગયેલા ટોળાનું સુકાન લોભી, લાલચુડા અને દંભીના હાથમાં મુકાયું છે, ” તો તે લોભી લાલચુ અને દભી કોણ ? તે જરા ખુલાસાથી સમજાવશો કે ? જુદા પડી ગયેલ ટોળાને ઇસ્માઇલી જમાતના કંટાળા કરતાં હજારો દરજ્જે વધુ કરડાપણું વેઠવું પડે છે, એમ તમો ( તમારા ટોળાના ભોળા બંધુઓના મન મનાવવા ખાતર ) લખી રહ્યા છો; પણ તે તમારી એક પોલીસીજ છે. ઇસ્ના અશરીઓને ઇસ્માઇલી જમાતમાં કંટાળો હતો તે કરતાં હાલે હજારો દરજ્જે વધુ કરડાપણું વેઠવું પડે છે, એમ જે તમો જણાવો છો, તેના કાંઇ પૂરાવાઓ પણ તમારી પાસે છે ખરા કે ? જો ઇસ્નાઅશરીઓને કરડાપણું વેઠવું પડતું હોય ( અને તે પણ હજારો દરજ્જે વધુ ! ) તો તમારી થીયરી મુજબ ઇસ્નાઅશરીઓએ **ઇસ્નાઅશરી** **તરીકો** છોડી દેવો જોઇએ ! તો તે કેમ છોડતા નથી ? એટલે કાં તો “ હજારો દરજ્જે વધુ કરડાપણું વેઠવાની ” તમારી વાત ખોટી છે; અને કાં તો “ ઇસ્માઇલી જમાતની વ્યવસ્થાની કંટાળા ભરેલી રૂઢીથી ઇસ્નાઅશરીઓ જુદા પડી ગયા છે ” એમ તમારૂં કહેવું ખોટું ઠરે છે ! કારણ કે જે કોમ જમાતી વ્યવસ્થાના કંટાળા ખાતર **ઇસ્માઇલી** ધર્મ તજી દે, તે કોમ તે કરતાં હજારો દરજ્જે વધુ કરડાપણા ખાતર **ઇસ્નાઅશરી** તરીકો પણ તજી દેવા તૈયાર થાય, તેમાં નવાઇ શી ? ! ! પણ નહિ, તેમ નથી. ખરી હકીકત તો એ છે કે, ઇસ્માઇલી ધર્મ ઉપરથી આસ્થા ઉઠી જવાના કારણેજ, કોમી મેમ્બરોએ **ઇસ્નાઅશરી** મત પસંદ કરેલ છે, અને જમાતી બાબતમાં પણ તેઓ તમારા ટોળા કરતાં અલબત્તા વધુ આઝાદી ભોગવે છે; અને તે પબ્લીક સારી

રીતે જાણે છે. ઇસ્નાઅશરી ટોળાનો છેવટનો ન્યાય-વાંધા-ની પતાવટ લખનઉ, કરબલા અને નજફના આલીમોના હાથે થાય છે, એમ જે તમો જણાવો છો—તેમાં પણ ભોળા બંધુઓને ઉંધે રસ્તેજ દોરવવાનું કરો છો. કદાચ તેવો છેવટનો ન્યાય અને વાંધાની પતાવટ આલીમોના હાથે થાય, તો તેમાં પણ વાંધા જેવું કંઇ નથી. ( એમ તો તમારા જમાતને લગતા ( સંસારિક ) વાંધાઓની છેવટની પતાવટ ના૦ આગાખાન સાહેબ ક્યાં નથી કરતા ? ) પણ ઇસ્નાઅશરીઓની જમાતી વ્યવસ્થા અને જમાતી ન્યાય તો સર્વ ઠેકાણે જમાત હસ્તકજ થાય છે. ( તમો ભાઈ એ બાબતથી ક્યાં અજાણ્યા છો ? તમો પોતે પણ એક વખત પોતાને ચુસ્ત ઈસ્નાઅશરી તરીકેજ મનાવતા હતા. ) હા, ધાર્મિક બાબતોમાં આલીમોના ફતવાઓ ઉપરે અમલ થાય છે; અને તે મુજબ તો સર્વે ધર્મોમાં છે. જે કોઈ ધર્મની કોઇ બાબતથી માહીતગાર ન હોય, તે જાણકારને પૂછીને તે મુજબ અમલ કરે છે. શું, તમારી કોમમાંના ન જાણ-નારાઓ તમારા જેવા મીશ્નરીઓ પાસેથી ધાર્મિક સાહીતી નથી મેળવત. ?

ભાઇ વરતેજી ! તમો જણાવો છો કે—" હીદાયતના વીદ્રતા ભર્યા પેકેટો એવા અઘરાં આવે છે કે તે ઇસ્મા-ઇલી જમાતથી છુટી પડી જનારી કોમ જેને સેહલું જોવા માંગતી હતી; તેને સઝા જેવું થઇ પડયું ! ગુજરાતી કે સીંધી ભાષાના જ્ઞાનોનાં બદલે, ઉરદુ ફારસી અને અરબી ભાષાની વાચેઝ ગળે પડી. સીંધી હરફ વાંચવાની તાઅલીમના બદલે કુરઆને શરીફને ફકત વગર સમજે ખતમ કરવાની મોટાઇ વ્હોરવી પડી ! એહલે બઈત અને અલીની તારીઅફના શબ્દો સમજાય તેવી દોઆ બંદગીના બદલે, શુદ્ધ ઉચ્ચાર આવડે નહીં, તેવી અરબી નમાજની ફરજ ચોંટી પડી !

નોઉમ કે સતીમાના સવા પ્હોરનાં રોજાને બદલે આખા રમજાન શરીફ મહિનાના રોજાના સુક્કા અપવાસ કરવા પડયા." તો એ તમારા કથનથી ઇસલામી અકાયદો અને ધાર્મિક ક્રિયાઓ તરફ તમોને કેટલું માન છે, તે ખુલ્લા રૂપમાં જણાઇ આવે છે ! તમારા લખાણથી નીચે મુજબ સાર સમજાય છે—

૧ હીદાયતનાં પેકેટો એવા અઘરાં આવે છે, કે જે કોમને સહેલ થવાના બદલે સજા જેવાં થઇ પડે છે.

૨ ગુજરાતી કે સીંધી ભાષાનાં જ્ઞાનોનાં બદલે,* ઉર્દુ, ફારસી અને અરબ્બી ભાષાની વાયેઝ ગળે પડી.

૩ સીંધીની તાઅલીમનાં બદલે, વગર સમજે કુરઆને શરીફ પડવાની મોટાઇ વ્હોરવી પડી.

૪ એહલેબયત અને અલીની તારીફ સમજાય એવી દુઆના બદલે, શુદ્ધ ઉચ્ચાર પણ આવડે નહી તેવી અરબ્બી નમાઝની ફરજ ચોંટી પડી.

૫ નોઉમ કે સતઇમાનાં સવા પહોરના રોઝાના બદલે આખા રમઝાન શરીફ મહીનાના રોઝાના સુકા અપવાસ કરવા પડે છે.

એ રીતે તમારા લખાણમાંથી ઇસલામી અકાયદો, જેવા કે ઇસલામી અહકામોની હિદાયત, ઇસલામી પધ્ધતીસરની વાયેઝ, કુરઆને શરીફ પડવું, અરબ્બીમાં નમાઝ પડવી,

---

* જે જ્ઞાનોને મી૦ વરતેજી ગુજરાતી કે સીંધી ભાષાના જ્ઞાનો જણાવે છે, તે જ્ઞાનોના માટે હાજી બીબી કેસ'માં સૈયદ મુસ્તાકઅલી-ની જુબાનીથી પુરવાર થયું છે કે, 'જ્ઞાનો આગળ ૭૨ ભાષાઓમાં હતાં અને હાલે ૪૬ ભાષામાં છે'!

"જીમ"

રમઝાન માસના રોઝા રાખવા વી૦ ને તમો હલકી દ્રષ્ટીએ જોઇ, એ ક્રીયાઓને તમો સઝા તરીકે જણાવો છો! અને એ ક્રીયાઓને બોજા સમાન જણાવી, તમારો ટોળો એવા બોજાઓથી મુકત છે, એમ ફખ્ર કરી રહ્યા છો! એવું સ્પષ્ટ જણાઇ આવે છે. પણ તમારા તરફની પ્રસ્તાવનામાં તો તમો એમ જણાવી ગયા છો કે—" માત્ર નમાજ પઢવી, રોજા રાખવા, કુરઆન પઢવું એવીજ બાબતો માટે ઇસ્નાઅશરી થયા હો, તો ઇસમાઇલી જમાતમાંજ તેવી દરેક છુટ છે. કોઈ તમારા ઉપર દબાણ કરતું નથી, તેની ખાત્રી કરજો. અને તે બાબતમાં હું મારા ખાસ વિશ્વાસથી તમારી હામી ભરૂં છું. કારણકે મુંબઈમાં થોડાક ભાઇઓ ઇસમાઇલી હોવા છતાં નમાજ પઢે છે, રોજા રાખે છે તથા બીજી ધારમીક ક્રિયાઓ કરે છે, તેને કોઇ અટકાવતું નથી." તેના માટે શું સમજવું ? શું તે એક જાળ સમજવી ? કારણ કે નમાજ, રોજા, કુરઆને શરીફ અને ધાર્મિક ક્રિયાઓ માટે તમારી ભલામણમાં જે વિચારો દર્શાવ્યા છે, તે પ્રસ્તાવનાના બોલોની મશ્કરી કરવા જેવા છે! બલ્કે ભલામણમાં તો તમોએ મજકુર ક્રિયાઓને સઝા રૂપ જણાવેલ છે!!! મતલબ કે તમારી ભલામણમાં તમો ખુલ્લા રૂપમાં પ્રકાશી નીકળ્યા છો * બીરાદર ! ઉપરના મુદ્દાઓમાં તમારા વિચારોનો જે સાર મેં ખેંચી બતાવેલ છે, તેવા વીચારો ઇસ્લામી દાયરામાં કોઇ રીતે પણ ચાલી શકે તેમ નથી. તે મુદ્દાઓની ટુંક તપાસ નંબરવાર નીચે હાથ ધરીશ—

* મી૦ વરતેજીની જેમ ના૦ આગાખાનના કેટલાક ચુસ્ત મુરીદો અને મીસ્નરીઓએ પણ ' હાજી બીબી કેસ ' અને ' નુરબાઇ કેસ ' માં એવાજ પ્રકારની જુબાનીઓ આપી છે. જેથી નમાજ, રોજા, હજ, કુરઆને શરીફ પઢવું વી૦ ધાર્મિક ક્રિયાઓ માટે તેઓની કેવી માન્યતા છે, તે ખુલ્લી રીતે જણાઇ આવી છે.

" જીમ "

૧ હિદાયતના પેકેટો તો અઘરાં તેને લાગે, કે જેઓ કાંઇપણ કરણી કર્યા વગર, પૈસા આપવાથી અથવા આંધળી તાબેદારી કરવાથી પોતાને મુક્તિના અધિકારી માનતા હોય! બાકી જેને ખુદાઇ એહકામોની કાંઇ પણ કદર હોય, અને કરણી કર્યાથીજ ફળ મલે છે' એવો એતેકાદ ધરાવતા હોય, તેના માટે શરઇ એહકામો કાંઇ પણ અઘરાં નથી. પાક કુરઆને શરીફમાં શરઇ એહકામો બજાવી લાવવા માટે ઠેકઠેકાણે તાકીદ કરવામાં આવી છે, અને તે મુજબ ચાલવાને ઇસ્નાઅશરીઓ પોતાની ફરજ સમજે છે. શરઇ એહકામોને તેઓ કોઇ રીતે પણ સઝા જેવા સમજતા નથી; બલ્કે એ એહકામોને ખુદાની રહેમત સમજે છે.

૨ ઇસ્નાઅશરીયોમાં જે વાયેઝો થાય છે, તે કચ્છી અને ગુજરાતી ભાષામાં પણ થાય છે. (અને તેથી તમે પણ કયાં અજાણ છો?) ફારસી અને અરબી ભાષામાં લાગ જોગે જો વાયેઝ થાય, તો પણ તેનો તરજુમો કહી સંભળાવવામાં આવે છે. (જેવી રીતે કે તમારા ટોળા માટે ના૦ આગાખાન સાહેબ ફારસીમાં ફરમાનો કરે છે, અને તેનો તરજુમો કહી સંભળાવવામાં આવે છે.) ઉર્દૂ ભાષા તો એક સામાન્ય ભાષા છે, તે ઘણા ખરાઓ તો સારી રીતે સમજી શકે છે, અને બાકીનાઓ પણ તેનો સાર તો સમજી લીએ છે. (તમારા ટોળામાં હાલ મી૦ હકીમ સલીમ પણ ઉર્દૂ ભાષામાંજ લેકચર આપે છે, તો શું, તે તમારા ટોળાવાલાઓ નથી સમજી શકતા?)

૩ કુરઆને શરીફ સમજીને પડવું અલબતા વધારે સારૂ છે, પણ વગર સમજે પઢવામાં (તેની કેરાઅત કર

વામાં ) પણ—ઈસ્લામી અકાયદો મુજબ બેહદ પુણ્ય-નું કામ છે. પ્રોફેસર ઈસ્ફહાની કૃત તરજુમાની પ્રસ્તાવનાનાં પેજ ૧૭ માં જણાવેલ છે કેઃ—“ ઘણી હદીસો પ્રમાણે કુરઆને શરીફ વાંચવું તે એક ઘણુંજ સવાબનું કામ અને મોટી બંદગી છે, અગર જો કે વાંચનાર તેનો અર્થ બીલકુલ જાણતો ન હોય. ” તો તે મુજબ ઇસ્નાઅશરીઓ પણ કુરઆને શરીફ પાડ-વામાં બેહદ સવાબ સમજે છે.

૪ સર્વ ઇસ્લામીઓ નમાઝ અરબ્બીમાંજ પડવાની અગ-ત્યતા સ્વીકારે છે, અને તે મુજબ ઇસ્નાઅશરીઓ પણ અરબ્બીમાંજ નમાઝ પઢે છે. અરબ્બીમાં નમાઝ પઢવામાં શું રહસ્ય સમાયેલું છે, તે માટે ગયા પ્રક-રણમાં વિવેચન કરી ગયો છું. ( તમારા ટોળામાં પઢાતી દુઆમાં પણ અરબ્બી, ફારસી, પંજાબી વી૦ ભાષાઓનાં ફકરાઓ નજરે પડે છે, તો તે ભાષાઓ ઘણે ભાગે તમારા ટોળા વાલાઓ સમજી શકતાં નથી, છતાં તેવી દુઆ પઢાય છે, તો શું તે સમજીને પઢે છે એમ કહેવાય ખરૂં ? તેમાં પણ અરબ્બી ફારસીનાં ફકરાઓ તો છેજ, ત્યારે તેના શુદ્ધ ઉચ્ચાર માટેનું શું ? )

૫ જે રોઝાઓને તમો **સુકા અપવાસ** જણાવો છો, તે રોઝાઓ માટે પાક કુરઆને શરીફમાં શું ફરમાવવા-વામાં આવ્યું છે, તે તમોને બતાવીશ—

૧—“ હે મોમેનો તમારી ઉપર રોઝા ( નો હોકમ ) લખવામાં આવ્યો છે જેવી રીતે જેઓ તમારી પહેલાં હતાં તેઓની ઉપર લખવામાં આવ્યો હતો, કે કદાચ તમો પરહેઝગાર થાઓ. ”

( સુરએબકર-આયત ૧૮૩મી, પ્રોફેસર કૃત તરજુમો:
પેજ ૬૧ )

૨—" ( તેરૂઝા ) અમુક દિવસો સુધી છે પણ તમારામાંના જે કોઇ માંદા હોય અથવા મુસાફરી ઉપર હોય તો તેણે બીજા દિવસોમાં તેટલાજ રોઝાની સંખ્યા રાખવી જોઇએ."

( સુરએ બકર-આયત ૧૮૪ મી, પ્રોફેસર કૃત તરજુમો:
પેજ ૬૨ )

૩—" ( તેરૂઝા ) રમઝાન મહિના ( માં છે ) કે જે મહિનામાં કોરઆન ઉતરેલું છે કે જે ( કોરઆન ) માણસોને રસ્તો બતાવનાર છે. અને ધર્મન્યમોની સ્પષ્ટ સાબેતીઓ અને ફારેકાન છે. પણ તમારામાંનો જે કોઇ આ મહિનામાં ઘરે હોય તેણે તો રોઝાં રાખવાંજ જોઇએ, અને જે કોઈ માંદો અથવા મુસાફરી ઉપર હોય તેણે બીજા દિવસોમાં તેટલીજ રોઝાની સંખ્યા રાખવી જોઇએ. ખુદા તમારે માટે સગવડતા ઇચ્છે છે અને તે તમારે માટે અગવડતા ઇચ્છતો નથી અને તે એટલા માટે કે તમે તે સંખ્યા પુરી કરો અને એટલા માટે કે તેણે તમને ખરે રસ્તે દોર્યા છે તેટલા માટે તમે તેની મોટાઇ યાદ કરો અને કદાચ તમો તેનો આભાર માનો."

( સુરએ બકર-આયત ૧૮૫ મી, પ્રોફેસર કૃત તરજુમો:
પેજ ૬૩ )

બીરાદર ! ઉપરની ( પાક કુરઆને શરીફની ) આયતોથી સાફ જાહેર છે કે, દરેક ઇસ્લામી ઉપરે રમઝાન

માસમાં આખા મહિનાના રોઝા રાખવા વાજીબ* છે ( અને બીમાર તથા મુસાફરના માટે પણ જેટલા રોઝા કઝા થયા હોય—નહિં રાખી શકેલ હોય, તેટલી સંખ્યાના રોઝા પાછળથી ( ઉઝર ટળી જતાં ) રાખવાનો હુકમ છે; ) જ્યારે તમો તો તે રોઝાને સુકા અપવાસ જણાવો છો ! ( બલ્કે તે રોઝાઓને સઝા તરીકે મનાવો છો ! ! ! ) તો એવો એઅતેકાદ રાખનાર અને ઇસ્લામના ખુલ્લા હુકમોની તૌહીન* કરનાર ઇસ્લામી દાયરામાં રહી શકે છે કે કેમ ? તેનો ઈન્સાફ કરવાનું તમારીજ મુન્સફી ઉપરે છોડીશ.

( **રીવ્યુ**—ઉપરના જે પાંચ મુદ્દાઓની ટુંક તપાસ વાંચકો સમક્ષ કરી બતાવી છે તે ઉપરથી ઇસ્નાઅશરીઓ અને આગાખાનીઓના અકાયદો ઉપરે પુરતું અજવાળું પડે છે. જે સબંધે વધુ વિવેચન નહિ કરતાં, એનો તોલ કરવાનું સુજ્ઞ વાંચકોની મુન્સફી ઉપરે છોડીશ. )

ભાઇ વરતેજી ! ત્યાર પછી તમારી ભલામણમાં તમો જણાવો છો કે—" મોજુદ ઈમામ ના૦ આગાખાનના દીદાર કરવાની તલબને કરબલા અને મક્કા શરીફ સુધી મુસાફરી

* પ્રોફેસર ઇસ્ફહાની કૃત તરજુમાની પ્રસ્તાવનાનાં પેજ ૨૭ માં જણાવેલ છે કે—સૌમ અથવા રૂઝા એટલે ઉપવાસ કરવો તે. તે પણ ફેરૂએ દીનમાંનું એક છે. કોરઆને શરીફ અને હદીસોના પ્રમાણે એક મુસલમાને, રમઝાન મહિનાનો ચાંદ દેખાય ત્યારથી તે બીજા મહિનાનો ચાંદ દેખાય ત્યાં સુધી આ આખા મહિનામાં રોઝા રાખવા જોઇએ, અને તે દરરોજ ફજરમાં તે સૂરજ આથમે ત્યાં સુધી ખાવું કે પીવું જોઇએ નહિ."

* હલકાઇ કરવી; હલકી નજરે જોવું; તુચ્છકારવું.

" છ્રમ "

વેઠતાં પણ, દીને ઇસ્લામનો મોજુદ રહેબર જોવામાં આવે નહી. દસોંદ અને મરણ પરણનાં જમાતી લાગાથી બચવા જતાં, અનેક ફંડો તથા બહાર ગામથી આવનારા સઇયદો, ઝકીરો અને મુતવલીઓનાં ફાળામાં સોસતા પડતા નાણાં કરજ કરીને પણ દેવાં પડયાં, જકાત ખુમ્સની વાતો તો દર કીનાર. બરે આ બધા ધાર્મીક રીત રીવાજની બાબતમાં અરસ પરસ ગમે તેવી સમજણ હોય, પણ જ્યાં સુધી જે કોઇ પુરી સમજ મેળવે નહીં ત્યાં સુધી સઝા તરીકે સહન કરવું પડે, તેમાં કોઇનો કસુર નથી. અલબત હીદાયત ખાતાના મેમ્બરો પોતાની કોમની જમા ઉધાર બાજુ તપાસી સરવાયું કાઢે, તો સેહજે દેખાઈ આવશે કે વેપાર ખોટમાં છે કે નફામાં ?" તો એમાં પહેલે તો તમો હજ જેવા ઇસ્લામી (વાજીબ) હુકમની અવગણના કરી રહ્યા છો, અને અંદરખાને તમારો એમ જણાવવાનો હેતુ લાગે છે કે, ના૦ આગાખાનનાં **દીદાર** તે હજ અને **ઝીયારત** કરતાં ઉત્તમ છે ? બીજું, ઇસ્નાઅશરીઓને **દસોંદ** અને મરણ પરણના જમાથી લાગાનાં બદલે બીજી બાબતોમાં સોસવું પડે છે, એમ તમારો મત દર્શાવીને, તેને તમો **સઝા** તરીકે જણાવો છો ! અને હીદાયત ખાતાના મેમ્બરોને જમા ઉધારનું સરવાયું કાઢવા જણાવો છો. તો તેવી તમારી ભલામણથી ટુંક તપાસ નીચે કરી બતાવીશ—

૧—હજ એટલે મક્કા મોઅઝઝમાહમાં અમુક દિવસોએ થતી ક્રીયાઓમાં જવું–એ દરેક શક્તિવાન ઈસ્લામી ઉપરે, ખુદા તઆલા તરફથી વાજીબ (ફરઝ) કરવામાં આવેલ છે. જેમકે એ સબંધે પાક કુરઆને શરીફમાં જણાવવામાં આવેલ છેઃ—

૧. "અને તું માણુસોને હજ માટે પોકારી બોલાવ કે જેથી તેઓ પગે ચાલી અને દરેક પાતળા ઉંટ

ઉપર (સવાર થઇને) ત્હારી પાસે આવે, તે ઉંટો દરેક દૂર રસ્તેથી દોડી આવશે." *

૨ "તેમાં સ્પષ્ટ નિશાનીઓ છે (તેમાંની એક) એબ્રાહીમનું મકામ, અને જે તે ઘરમાં દાખલ થાય છે તે સલામત છે, અને ખુદાને માટે તે ઘરની હજ (જાત્રા) માણુસોમાંનો જે કોઇ તે તરફ રસ્તે જવાને શક્તિમાન હોય તેની ઉપર (વાજેબ) છે; અને જે તે નહિ માને તો ખરેખર ખુદા સર્વ સૃષ્ટીથી તવંગર છે." ×

(સુરએ આલે ઈમરાન—આ. ૯૭ મી, પ્રોફેસર કૃત તરજુમો: પેજ ૧૩૪)

તદુપરાંત હજ સબંધેના ફરમાનો માટે પાક કુરઆને શરીફમાં ઘણી આયતો મોજુદ છે, તેવીજ રીતે 'સુરએ હજ'માં હજ સબંધેના અરકાનોનું સ્પષ્ટ વર્ણન મોજુદ છે. પણ લંબાણુના ભયથી વધુ આયતો ન ટાંકતાં, પ્રોફેસર કૃત તરજુમાની પ્રસ્તાવનામાં હજ સબંધે જે વિવેચન કરેલ છે, તેમાંથી ટુંક નીચે ટાંકી બતાવીશ:—

* સુરતુલ હજ—આ. ૨૭ મી પ્રોફેસર કૃત તરજુમો પેજ ૬૪૩.

× 'ખુદા સર્વ સૃષ્ટીથી તવંગર છે' એનો અર્થ એ થશે કે 'ખુદા બે પરવા' છે, એટલે શક્તિમાન મનુષ્યો હજ કરવા ન જાય તો પણ એમાં ખુદા ને કાંઇ નુકસાન નથી! એ આયત ં અરબીમાં "ગની" શબ્દ છે, તેનો અર્થ તવંગર બેપરવા વી૦ થશે, પણ અત્રે 'બેપરવા' અર્થ કંઇક વધુ બધ બેસતો થશે. જેમકે ફરમાન અલીકૃત તરજુમામાં જણાવેલ છે:—"ઔર જીસને (બાવુજુદે કુદરત હજસે ઇન્કાર કીયા, તો (યાદ રખીએ કે) ખુદા સારે જહાંનસે બે પરવા હયે," (પેજ ૯૮) "જીમ"

"હજ એટલે ઝીલહજ મહિનાની દસમી તારીખે મક્કામાં જઇ જાત્રા કરવી; અને તે ફોરૂએ દીનમાંની એક છે. હજ કરવા માટે કોરઆને શરીફમાં ખાસ હુકમ થયેલો છે. દરેક મુસલમાનને પોતાની ઝીંદગીમાં એક વખત મક્કામાં જઈ હજ કરવાની ફરજ છે. પણ જો તે મુકલ્લફ (પુખ્ત ઉમ્મરનો) આઝાદ, આકેલ, તનદુરસ્ત હોય અને તેની પાસે મક્કામાં જઇ પાછા આવવા માટે અને તે દરમ્યાન પોતાની સ્ત્રી અને છોકરાંઓને ખર્ચ આપવા માટે પૂરા પૈસા હોય તોજ તેની ઉપર વાજેબ છે. હજની વખતે જે જે આઅમાલ અને ધર્મક્રિયા હાજી લોકોને કરવી પડે છે તે સઘળું મુસલમાની ધર્મ પુસ્તકોમાં વર્ણવેલું છે. (પેજ, ૨૬)

ઉપરથી હજ માટેનો પુરતો ખુલાસો મળી રહે છે, અને હજ દરેક ઇસ્લામી ઉપર કેવી શરતો સાથે વાજીમ થાય છે તે પણ જણાઇ આવે છે. હવે તે હજની કોઈ પણ પ્રકારે અટકાયત કરવા વાળા માટે પાક કુરઆને શરીફમા શું જણાવેલું છે? તે પણ જોઇએ—

"ખરેખર જેઓ કાફેર થયા છે અને માણસોને ખુદાને રસ્તેથી અને મસ્જેદુલ હરામથી અટકાવે છે કે જે અમે માણસો માટે બનાવી છે. (અને) જેમાં ત્યાંના રહેવાસીઓ તથા પરદેશીઓ સરખાજ છે, (તેઓને શિક્ષા થશે) અને જે કોઈ તેમાં અન્યાય સત્યથી આડે જવા ઇચ્છે છે તેને અમે દુઃખદાયક શિક્ષા ચખાડીશું."

(સુરતુલ હજ આ. ૨૫ મી, પ્રોફેસર કૃત તરજુમો પેજ ૬૪૩)

(રીવ્યુ—એ રીતે હજ સબંધે પાક કુરઆને શરીફમાં અને હદીસોમાં શું ફરમાવવામાં આવેલ છે તેનો ટુંક સાર વાંચકો સમક્ષ રજુ કરી આપેલ છે. ઘણું આશ્ચર્યકારક છે કે, મી૦ વરતેજી હજ અને ઝીયારતની મુસાફરી કરતાં પોતાના મોજુદ ઈમામનાં દીદારને વધુ અગત્યતા આપે છે. બલ્કે હજ અને ઝીયારત જનારાઓ, ત્યાં કેમ કોઇ દીને ઈસ્લામનાં મોજુદ રહેબરનીજ શોધમાં જતા હોયની ? ! એવો ભાસ તેઓના લખાણથી જણાય છે ! ! ! તે વિષે વધુ વિવેચન નહીં કરતાં ફકત એટલુંજ જણાવીશ કે, ના૦ આગા હસનઅલીશાહ સાહેબ મક્કે હજ કરવા ગયા હતા,* અને ના૦ આગા અલીશાહ સાહેબ કરબલા ગયા હતા, તો તેઓ નામદારો ત્યાં ઈસ્લામના કયા મોજુદ રહેબરની શોધમાં ગયા હતા ? ! તેનો ખુલાસો મી૦ વરતેજી કરશે કે ? )

૨–ઝીયારત એટલે હ૦ રસુલ સ૦, બીબી ફાતેમાહ, હ૦ અલી અ૦, ઈમામ હસન અ૦, ઈમામ હુસેન અ૦ વી૦ ખુદાના ખાસ માનવંતા બંદાઓની કબ્રો ઉપરે ઝીયારત પડવા જવું– તો એવી ઝીયારતો કરવા જવા માટે હદીસો વી૦ માં બેહદ સવાબ વારીદ થયેલ છે. સુન્નત જમાઅત અને શીઆઓ ( બન્ને, ) એવી હદીસોને મોઅતેબર ગણે છે, અને ઝીયારતે જવાની અગત્યતા સ્વીકારે છે. કરબલાએ મોઅલ્લા, નજફે અશરફ વી૦ ઠેકાણે ઝીયારત કરવા જવાને શીઆ લોકો મોટું પુણ્ય સમજે છે, અને ત્યાં જવાથી પોતાને ભાગ્યશાળી માને છે. હાલના ના૦આગાખાન સાહેબના કુટુંબીઓ પણ કરબલા, નજફ

* આગા જહાંગીરશાહના રિસાલાના પેજ ૩૯ ઉપરે જણાવેલ છે કે, "કેટલાક મુરીદો જે મારા દાદાની સાથે મક્કા ગયા હતા તેઓ હજુ હયાત છે.

"જીમ"

વી૦ ની ઝીયારતે જવામાં બહુજ સવાબ સમજતાં હતાં, અને હજી પણ તેમજ સમજે છે. બલ્કે ના૦ આગા હસન અલીશાહ સાહેબે પોતાના હાથે ફારસીમાં ઇબ્રતે અફ્ઝા નામથી પોતાની બાયોગ્રાફી લખેલ છે, જેનો તરજુમો ગુજરાતી ભાષામાં પણ છપાયેલ છે. જેના પૃષ્ટ ૨૬ ઉપરે જણાવેલ છે કેઃ—" સરકાર વાલદે મગફુર× તથા નવાબ શાહજાદી ખાસમહલતથા બચ્ચાંઓને, તાબેદારો તથા બીજા નોકરો સાથે આપીને બુઝર્ગવાર આસ્તાના* યાને કરબલાની તરફ વિદાય કરી રવાના કર્યા. અને હું પોતે કુટુંબ એટલે ભાઇઓ ભત્રીજાઓ તથા કેટલાક ઘરના કબીલાઓની સાથે મક્કા મોઅઝમાની સફર÷નાં બંદોબસ્તમાં રહ્યો." તેવીજ રીતે આગા જહાંગીર શાહે પોતાનો એઅતેકાદ જણાવવા ખાતર પોતાના હાથે ફારસીમાં જે રિસાલો લખેલ, તેના ગુજરાતી તરજુમાના પૃષ્ટ ૩૯ માં ( મુરીદોના અહેવાલમાં ) જણાવેલ છે કેઃ—" કેટલાકો કરબલા મોઅલ્લા અને નજફ અશરફની જીયારત પડવા માટે તથા મક્કા મોઅઝઝમાં પણ જાય છે. અને ખુદા અને તેના રસુલના ફરમાનો મુજબ દીની એહકામો બજાવી લાવે છે." તદુપરાંત ના૦ આગાઅલીશાહ સાહેબ કરબલા મોઅલ્લા વી૦ ની ઝીયારતે ગએલ, અને તેઓ નામદારની શાદી પણ ત્યાં થયલી હતી, એ મશ્હુર છે. અને તેઓ નામદારની વસીયત અનુસાર, તેઓની લાશને કરબલાએ મોઅલ્લા ખાતે મોકલાવીને ત્યાં દફનાવવામાં આવેલ છે. હાલના ના૦ આગાખાન સાહેબના માતુશ્રી **લેડી અલીશાહ** પણ કરબલા, નજફ,

× ના૦ પડેલા આગાખાનનાં માતુશ્રી, જેઓને ' સરકાર માતા સલામત ' કહેવામાં આવે છે, અને પીરોની ટીપમાં જેઓનું નામ છે. ફારસીમાં ' વાલેદએ મગફુર ' હોવું જોઇએ.

* માનવંતી જગ્યા.

સામરા અને કાઝમીનની ઝીયારતે બે વખત ગયેલાં છે. તેઓની સાથે ના૦ આગાખાન સાહેબ પણ ગયા હતા. મતલબ કે દરેક શીઆઓ **કરબલા**, **મોઅલ્લા** અને **નજફ અશરફ** વી૦ ની ઝીયારતે જવાને મ્હોટું પુણ્ય સમજે છે. ઇ. સ. ૧૮૬૭ ની સાલમાં ના૦ પહેલા આગાખાન સાહેબ વિરૂદ્ધ જે **બારભાયા** કેસ ચાલેલ, તેના ફેંસલામાં તે વખતના હાઇકોર્ટના વડા જડજ સર **જોસફ આર્નોલ્ડે**, ઝીયારત સબંધી જે ઉદ્દગારો કાઢેલ—તે નીચે ટાંકી બતાવીશ—

"આગલા વખતના ખ્રીસ્તી ધર્મના પાલનારાઓ જેમ જેરૂસલેમની પડોશની જગ્યાને માનતા હતા તેમ કરબલાની પડોશને શીયા લોકો ગણે છે." (પેજ ૧૭)

"એશીયાખંડના સઘળા ભાગો તરફથી અને વર્ષના સઘળા વખતે શીયા હજ કરનારાઓની મોટી સંખ્યા આ કબરો તરફ જાય છે. જીવતા માણસો તે તરફ જાય એટલુંજ નહીં પણ દોલતમંદ અને પાક શીયા લોકો તેઓના મોતની વખતે સૌથી મોટી ખાહેશ બતલાવે છે કે અલી અથવા હુસેનની કબરની આસપાસની જગ્યામાં દાટવા અને નદીના કીનારેથી હારદોર રેતીમાંથી આ પાક જગા તરફ જવા મુએલા માણસોના કાફેલા જનાજા ઉપર નાખીને નજફ અથવા કરબલા તરફ જતા દેખાય છે." (પેજ ૧૯)

તેવીજ રીતે "મહુવા કમીશન કેસ" ના રિપોર્ટમાં ભાવનગરની હાઇકોર્ટના બાહોશ પારસી જડજ મી૦ મીરઝાએ જે ઉદ્દગારો કાઢેલ છે, તે પણ ટાંકી બતાવીશ—

"વળી ઘણાક ખોજાઓ આ ગામના તેમજ બ
હેર દેશાવરનાં કરબલા હજ+ કરવા જાય છે અ
આગા પાર્ટીના આગેવાનોના આખા કુટુંબો એવી હ
કરી આવ્યાં છે. એ હજમાં કરબલા, નજફ, કા
મીન અને સામરા નામના ગામોની મુલાકાત લેવા
આવે છે." (પેજ ૫૬)

"તે ઉપરાંત એવું પણ માલમ પડે છે કે, અ
ગાના પોતાના વડીલો અને તેમનું કુટુંબ કાજમ
અને સામરામાં દફનાવવા એટલું તો ખુશી છે
મુંબઈ વેરથી અને ઈરાન વેરથી ભારે ખર્ચ કર
તેઓની મૈયત ત્યાં લઇ જઈ દફન કરાવે છે. આ
અલીશાહ જે મુંબઇ ગુજર્યા તેમની નજફમાં ક
છે, આગા જલાલશાહ જે ઇરાનમાં ગુજર્યા તેમ
શામરામા કબર છે. કાજમીનમાં આગાએ એક ધ
શાળા બંધાવી છે." (પેજ ૬૦)

(રીવ્યુ—ઉપરની હકીકતથી ઝીયારતને લ
પુરતો ખુલાસો મળી રહે છે, અને ઝીયારતના મ
શીઆઓમાં કેવી ઉંચ ભાવના છે તે પણ જણ
આવે છે, બલ્કે મર્ણ પછી ત્યાં (તે પવિત્ર જગ
ઓમાં) દફનાવવા માટે પણ કેવી ખાહેશ ધરાવવા
આવે છે તે પણ ખુલ્લું જણાઇ આવે છે. અને

÷ હજ.

+ 'ઝીયારત' શબ્દ હોવો જોઇએ. હજ એ મક્કા મોઅ
માહમાં જુદીજ ક્રિયા છે. પણ અંગ્રેજીમાં હજ કે ઝીયારત બે
માટે Pilgrimage શબ્દ વપરાય છે, જેથી અત્રે 'હજ'
જણાવવામાં આવેલ છે.

"જીમ'

સબંધમાં ના૦ આગાખાન સાહેબનાં કુટુંબી દાખલાઓ પણ સંપુર્ણપણે મળી આવે છે. પણ મી૦ વરતેજીએ ઝીયારત માટે જે ઉદ્ગારો કાઢયા છે, તે માટે ઘણો અફસોસ થાય છે! વધુ વિવેચન નહિ કરતાં એ સબંધમાં તોલ કરવાનું સુજ્ઞ વાંચકોની મુન્સફી ઉપરેજ છોડીશ.)

૩—દસોંદ અને મરણ પરણનાં જમાથી લાગા આગાખાની જમાતમાં દેવા પડે છે, એ મી૦ વરતેજી પોતે કબુલ રાખે છે. તો એવા લાગાઓ તેઓમાંના તદ્દન ગરીબ વર્ગને પણ ફરજીઆત ભરવા પડે છે. અને જમાતના આગેવાનો તે લાગાઓ અને કરો કેવી રીતે વસુલ કરે છે, તે રહેમત અલ્લાહ પેપર ઉપરથી સારી રીતે જણાઇ આવે છે. જયારે ઈસ્ના અશરીઓ જે સૈયદો, ઝાકીરો, મુતવલીઓ વી૦ ના ફાળામાં આપે છે, તેનો બોજ શ્રીમંતોજ ઉપાડી લીયે છે, અને તે પણ મરજીઆત; નહિં કે ફરજીઆત! ગરીબો પાસેથી એવા ફાળાઓમાં કાંઈ બી લેવામાં આવતું નથી, શ્રીમંતોજ આપે છે. અને તે પણ ખુશીથી જેને આપવું હોય તે આપે છે. નહિ કે કોઇ ઉપરે જબરદસ્તી કરી, મર્ણ પરણની ક્રિયાઓ અટકાવીને તેવા ફાળાઓમાં ભરાવવા માટે કહેવામાં આવતું હોય?!! કરજ કરીને ફાળાઓમાં ભરાવવું—એ ઈસ્નાઅશરીઓમાં નથી. કારણકે જયાં મરજીઆત (ખુશીથી) આપવાનું હોય, ત્યાં કોઇ કરજ કરીને આપવાનું ગવારો કરે નહિં. (પણ અલબતા આગાખાની ટોળામાં કરજ કરીને પણ જમાતી લાગાઓ અને કરો ફરજીઆત આપવાજ પડે છે) બાકી ઈસ્નાઅશરી શ્રીમંતો જે ખુશીથી સૈયદો, ઝાકીરો, મુતવલીઓ વી૦ ના ફાળામાં આપે છે, અને આગાખાની બંધુઓને (ગરીબ શ્રીમંતો સર્વેને) જન્મથી કરીને મર્ણ

પર્યંત ( બલ્કે મર્ણું પછી મરણુ પામેલાનાં આત્માની શાંતી માટેના ) જે જે લાગાઓ અને કરો ( ફરજીઆત ) આપવા પડે છે, તથા આગાખાની શ્રીમંતો તે સિવાય જે (મરજી-આત) આપે છે, વી૦ નો કુલ ટોટલ મીલાવીને મી૦ વરતેજી હીસાબ કરી જોશે, તો તેઓને પુરતી સમજ પડશે, અને સોસવું કોને પડે છે તે મારા વિદ્વાન મિત્ર સારી રીતે જોઇ લેશે !

**૪—ઝકાત અને ખુમ્સ આપવી**—એ ખુદાતઆલાનો હુકમ છે, અને તેને સર્વ ઇસ્લામીઓ માન્ય રાખે છે. પાક કુરઆને શરીફમાં એ સબંધે ખુલ્લા ફરમાનો છે. તો એ ખુદાઇ હકો આપવાના માટે મી૦ વરતેજી ઇસ્ના-અશરીઓને તાનો મારવામાં શું બહાદુરી સમજે છે તેની સમજ પડતી નથી ? ઝકાત અને ખુમ્સનાં માટે "સઝા તરીકે સહન કરવું પડે" તે વાકય લાગુ પાડીને તે ખુદાઇ હકોને **સઝા** તરીકે મનાવવા, અને દાઅવો મુસલમાનીનો કરવો ! એ કેવું ગણાય ? ! ! ઝકાત વી૦ સબંધે પાક કુર-આને શરીફમાં નીચે મુજબ સુરાઓમાં ખુલ્લા ફરમાનો મોજુદ છે:—

( સુરએ બકર, આ, ૪૩–૮૩–૧૧૦–૧૭૭–૨૭૭. સુરએ નેસાબ, આ. ૭૭ મી )

સુરએ તવબા, આ. ૧૮ મી. સુરએ હજ, આ. ૪૧–૪૯
સુરએ અહઝાબ, આ. ૩૩ મી. સુરએ બય્યેનાહ, આ. ૫ મી
સુરએ અન્ફાલ, આ. ૪૧ મી. સુરએ બની ઇસ્રાઇલ, આ. ૨૬ મી
સુરએ રૂમ, આ. ૩૮ મી. સુરએ હશ્ર, આ. ૭ મી.

( મજકુર આયતોના ખુલાસા તરજુમામાં જોઇ જવા કૃપા કરવી. લંબાણુના ભયથી મજકુર આયતોના ખુલાસાઓ અત્રે ટાંકેલ નથી. અત્રે એ પણ જાણવું અગત્યનું છે કે,

ઝકાત વી૦ નો જે હુકમ છે તે માલદાર ઉપરેજ લાગુ પડે છે, ગરીબોને એ હક પણ આપવાનું રહેતું નથી. વધુ માટે ફીકાહની કિતાબો જુઓ. )

૫—**હીદાયત ખાતાનું સરવાયું**—તે ખાતાના મેમ્બરો જમે ઉધારનું સરવાયું હમેશાં તપાસતાજ રહે છે. બલ્કે તે સરવાયું પબ્લીક માટે પણ ખુલ્લુંજ છે. પબ્લીક પણ તે સારી રીતે તપાસી શકે છે. જ્યારથી ઇસ્નાઅશરીઓ જુદા પડયા છે, ત્યારથી એ ટોળામાં મેમ્બરો દિન પ્રતિદિન વધતાજ જાય છે. શું, મી૦ વરતેજી એ બાબતથી અજાણ્યા છે? હરગીઝ નહિં! ઝાહેરમાં મી૦ વરતેજી (ભોળાઓને ભમાવવા ખાતર) ગમે તેવો દેખાવ કરે, પણ તેઓનું અંતઃકરણ એ બાબતની સાક્ષી આપતું હશે!

ભાઇ વરતેજી! તમોએ, ઇસ્નાઅશરીઓએ નુકશાન વેઠેલું છે, અને તેઓ "મનમાત" વાળી હદીસ વિરૂદ્ધ વર્તન કરે છે, વી૦ સબંધે "કેહરે મહોડા શું ભાવે છે?" ની જેમ ગમે તેમ લખીને ત્યાર પછી જણાવો છો—"આ હદીસ શરીફ મુજબ ખોજાઓ ખુદાવંદ હાજર ઇમામ ના૦ આગાખાન સાહેબનાં દીદારથી મુશર્રફ થતા અને **દસ્ત ચુમવાનો** જે અમુલ્ય લાભ મળતો તથા **નાનો કાંગવો** ભરતાં (એટલે **બએત**) લેતાં, અને **ખાના આબાદાનનો** આશીરવાદ મેળવતાં તે જુદા પડી જનારાઓ હાલ તેમ કરી શકતા નથી અને આ રીતે ઇસ્માઇલીયા જમાતમાં જે હાજર ઇમામની બએત કરવાની ફરજ અદા થતી તે સુધરેલા ઇસ્લામી થવા જતાં ઠામુકા બએત વગરમાંજ રહી ગયા. કારણ કે ઇસ્નાઅશરીયા મનમાં ઇમામ ગેબ છે, તેથી બએત લેવાતી નથી. જે અગ્યારમાં સુધી બરાબર લેવાની રહી." એવી રીતે તમો ભાઇ વિવેચન કરો

છો. પણ તે ફક્ત ભોળા બંધુઓને ઉત્તેજીત રાખવા ખાતર તેઓને ઉંધે રસ્તે દોરવી રહ્યા છો. પહેલે તો મજકુર હદીસમાં **બયઅતનો** શબ્દજ નથી, અને બયઅત પણ કેટલાક પ્રકારે થઇ શકે છે. (જે વિષે સંપુર્ણ ખુલાસો "મનમાતા" વાળી હદીસનાં જુદાજ પ્રકરણમાં કરી ગયો છું) હવે, આપ ભાઈને હું એટલુંજ કહેવા માગું છું કે મજકુર હદીસનાં તમોએ જે મનઘડત અર્થો ઉપજાવી કહાડયા છે અને તે મુજબ જે સિદ્ધાંત પેશ કરો છો તેમાં પણ તમો સજ્જડ થાપ ખાઓ છો. તમારા ત્રીસમા ઇમામ શાહ **ઇસ્લામશાહના** વખતમાં પીર **સદરદીને** ખોજાઓને મુસલમાનીમાં આણ્યા છે, (એવું તમો આગાખાનીઓ જણાવો છો,) તો તેઓના વખતથી કરીને તમારા પીસ્તાલીસમા ઇમામ **શાહ ખલીલ્લા અલી** સૂધીનાં સોળ ઇમામો હિંદુસ્તાનમાં તો આવ્યા નહતા, કે જેથી ખોજાઓ તેઓનો દીદાર કરે, અથવા તેઓના હાથ ઉપરે દસ્તબોસી કરે, અથવા તેઓના હાથ ઉપરે નાનો કાંગવો ભરે; અને મજકુર હદીસનો તમોએ જે ભાવાર્થ જણાવેલ છે તે મુજબ પાકા મુસલમાન થઇને મરે! કાંઈક પાંચ પચીસ ખોજાઓ **ઇરાન** (હરખાને) પહોંચ્યા હશે, (કે જે **દર-રસ** નામ કોઈક ખોજાનું સંભળાય છે તેથી અનૂમાન થાય છે) પણ બાકીના ખોજાઓ માટે શું? શું એટલી લાંબી મુદત સોળ ઈમામોનાં ઝમાના સૂધી જે ખોજાઓ ઇરાન નહિં ગયેલ તે સર્વ **જાહેલીય્યતની મોતે** મરી ગયા કે?!! વળી ના૰ પહેલા અને બીજા આગાખાનો જેઓનો નિવાસ **હિંદુસ્તાનમાં** થયેલ છે, તો તેઓને જેઓએ નજરે ન જોએલ અને જે જે મુરીદોએ (ખોજા સિવાયનાઓએ અને ખોજાઓએ) તેઓની દસ્તબોસી ન કરેલ અને કાંગવો ન ભરેલ, તેઓ શું, જાહેલીય્યતની મોતે મર્યા કે? હાલના ના૰ આગાખાનના જે જે

રીકો પણ મજકુર બાબતોનો લાભ મેળવ્યા વગર ( તેઓ મહારને જોયા વગર ) મરી ગયા છે; તેઓના માટે પણ જાહેલીય્યતની મોતે મરી ગયા " કહેવાને તમો તયાર . ખરા કે ? બીરાદર ! એ હકીકત જણાવવામાં તમોએ જડ થાપ ખાધેલ છે. મજકુર હદીસનો ખરો ખુલાસો તેજ પ્રકરણમાં કરી ગયો છું, જેથી જોઇ શકશો કે માં " માઅરેફત " હાંસલ કરવાનીજ તાકીદ છે. એટલે ગીયાર ઇમામો અને બારમા ઇમામ માટેનો જે પ્રશ્ન ત- એ કરેલ છે તે તદન નિરર્થક ઠરે છે. બીરાદર ! તમારા ચોમાં એટલું તઅસ્સુબપણું (ધર્માંધ પણું) જોવામાં આવે કે " અગીયારમા ઈમામ " લખવાને પણ તમે ગવારા યું નહિ, ફક્ત " અગીયારમાં " નો તોછડો બોલ તમોએ પર્યો છે ! જો તમો એ " ઇસ્નાઅશરીયોના અગીયારમા મામ " એમ કરીને લખ્યું હતે, તો તેમાં તો તમોને કાંઇ કસાની જાય તેમ હતું નહિં ! ! ! બીરાદર ! ઉપરની કીકતમાં તમોએ જે નાનો કાંગવો શબ્દ વાપરેલ છે, તેથી મ જણાય છે કે મોટો કાંગવો પણ તમારા ટોળા ટે હોવો જોઇએ. તો મોટા કામ જેને કહેવામાં આવે , તે તો મોટો કાંગવો નહિ ! જો એમજ હોય તો મોટા મમાં તો રૂપીયા ૧૨૦૦–૫૦૦–૭૫ એમ અનુક્રમે ચડ તર ત્રણ દરજાઓ છે–તો શું, વધુ ઓછી ઇમાનદારીનો જ્જો વધુ કે ઓછા રૂપીઆના પ્રમાણમાં થઇ શકે છે રા ? " મનમાતા " વાળી હદીસનો એ ઉપયોગ કે ?

ભાઇ વરતેજી ! તમોએ બયઅતની બાબતમાં હૈદરા- દવાળા સૈયદ ગુલામઅલી સાહેબની * રૂબરૂ પણ એ

* મવલવી સૈયદ ગુલામ હુસેન સાહેબ હોવા જોઇએ.

" જીમ "

બાબત તેઓથી પણ ભરોસા પાત્ર " સનદથી ફેંસલ થઇ નહિ એવું તમો જણાવો છો. પણ મારી નજરમાં તે એક હડહડતું જુઠાણું જણાય છે. એની કાંઇ પણ સાબેતી કે પૂરાવો? જો ખરી હકીકત હોય તો તમો એ બાબતની સચ્ચાઈના પૂરાવાઓ આપ્યા વિના રહોજ નહિં. તમારી મનઘડત હકીકત ભોળા ભાઇઓ પાસે વિદ્વાનમાં ખપવાની બાજી છે! અને તમારા લખાણુથીજ તમારૂં જુઠાણું જણાઈ આવે છે જેમકે " કારણ કે હ૦ રસુલે ખુદાબાદ હ૦ અલીની બઇત ગદીરે ખુમના મથકે જેવી રીતે લેવાઈ હતી, ત્યાર બાદ હ૦ ઈમામ હુસેને પોતાના એલચી તરીકે કુફામાં મોકલાવેલા જનાબ મુસ્લીમ સાહેબ સાથે જેવી રીતે બએત લેવાઇ હતી તેવી બએત દરેક ઇમામથી રૂબરૂમાં દરેક ઇમાનદારને લેવાની ફરજ ખુદાએ રાખી છે." તો એમાં પહેલે તો તમે રસુલે ખુદાની બાદ હ૦ અલી અ૦ ની બઈત ગદીરે ખુમમાં લેવાણી હતી, એ તદન જુઠુંજ લખેલ છે; ગદીરે ખુમનાં મથકે જે બાબત બનેલ તે હ૦ રસુલ સ૦ ની હયાતીમાંજ ( છેલ્લી હજથી પાછા ફરતી વખતે ) બનેલ છે, અને વળી તમો જે લખો છો કે " બએત દરેક ઈમામથી રૂબરૂમાં દરેક ઇમાનદારને લેવાની ફરજ ખુદાએ રાખી છે " તે ફકરાને તમો પોતે હ૦ ઈમામ હુસેન અ૦ ની હાજરી સિવાય ( તેઓની રૂબરૂ સિવાય ) તેઓના એલચી હ૦ મુસ્લીમ સાથે થયેલી બયઅતનું વર્ણન કરીને, રદ કરો છો, તેનું તમોને ધ્યાન રહ્યું નથી! જ્યારે એ એકજ પેરેગ્રાફની હકીકતો એક બીજાને તોડી પાડે, અને તેથી જુઠાણું જણાઇ આવે, ત્યારે બીજી હકીકત ઉપરે એતેબાર કેમ રાખી શકાય?

ભાઇ વરતેજી! ત્યાર પછી તમોએ જણાવેલ છે કે– " હવે તેની બએત દરેક ઈમામથી રૂબરૂમાં દરેક ઈમા-

નદારને લેવાની ફરજ ખુદાએ રાખી છે. એ બએત લેવા માટે ખુદા કુરઆને શરીફમાં ફરમાવે છે કે "યદુલ્લાહો ફાકે અયદી હીમ" * એટલે ઈમાનદારનાં હાથ ઉપર ખુદાનો હાથ (ઈમામનો હાથ) રાખીને જાનમાલથી તાબેદારી ઉઠાવવાનાં સોગંદ લઈ કરાર કરવો પડે છે." (વાહ વાહ! આફ્રીન!!) એ અર્થો તમોએ કયા આધારે જણાવેલ છે, અને કયાંથી લીધેલ છે, તે જરા જણાવશો ખરા કે? મજકુર આયત કેવા રૂપમાં છે, અને તેનો અર્થ શો છે, તે પ્રોફેસરના તરજુમાથી તમોને બતાવીશ—

આયત—"ઈન્નલલઝીન યો બાયે ઉનક, ઈન્નમા યોબાયે ઉનલ્લાહ; યદુલ્લાહે ફૌક અયૂદી હિમ. ફમન્ નકસ, ફઈન્નમા યન્કોસો અલા નફસેહી; વમન્ અવ્ફા બેમા આહદ અલયહુલ્લાહ, ફસ યુઅ્તીહે અજ્રન્ અઝીમા." (સુરતુલ ફત્હ —આ.—૧૦)

અર્થ—"ખરેખર જેઓ ત્હારી સાથે બૈયઅત કરે છે તેઓ માત્ર ખુદા સાથે બૈયઅત કરે છે; ખુદાનો હાથ તેઓના હાથ ઉપર છે. પછી જે કોઇ વચન તોડે છે તે માત્ર પોતાની વિરૂદ્ધ વચન તોડે છે, અને જે કોઇ તે વચન પૂરૂં પાળે છે કે જે તેણે ખુદાને આપ્યું છે તેને ખુદા જલદીથી મ્હોટો બદલો આપશે."

(પ્રોફેસર ઈસ્ફહાની કૃત તરજુમોઃ પેજ ૯૭૯)

* "યદુલ્લાહે ફવકઅયહદી હિમ" નો અર્થ, મવલવી ફરમાન અલી કૃત તરજુમાનાં પેજ ૮૧૬ ઉપરે "ખુદાકી કુવ્વતો કુદરત તો સબકી કુવ્વત પર ગાલીબ હયે" જણાવેલ છે.

"જીમ"

ઉપરની આયતથી ખુલ્લું જણાઇ આવે છે કે, એ આયત હ૦ રસુલ સ૦ સાથે કરેલી **બયઅત** નહિં તોડવાના ફરમાન સબંધેનીજ છે, જેને તમો કેવું રૂપ આપી રહ્યા છો ! મજકુર આયતનાં ટીપણુમાં પ્રોફેસરે જે જણાવેલ છે, તેનો સાર એ છે કે–તાબેદારી દર્શાવવા માટે જેની તાબેદારી કરવાની છે, તેના હાથ ઉપરે બયઅત કરનારે હાથ રાખવો તેને **બયઅત** કહે છે. જ્યારે તમારા તરફથી જણાવવામાં આવતી **કાંગવાની** રૂઢીમાં તો બયઅત કરનારના હાથ ઉપરે તમારા મોજુદ ઇમામ હાથ રાખે છે ! હવે–હ૦ રસુલ સ૦ ની બયઅતના માટે પણ જાણવું કે, તેઓના સમયમાં તેઓને વગર જોયે ( એટલે હ૦ રસુલ સ૦ ની રૂબરૂમાં જવા સિવાય ) પણ તેઓની **બયઅત** થઇ શકતી હતી. **અવેસ કરની**નો કીસ્સો ઇસ્લામી તવારિખોમાં મશહુર છે–તેઓએ હ૦ રસુલ સ૦ ને મુદ્દલ જોયા ન હતા, છતાં તેઓ હજરત રસુલસ૦ ની **બયઅત**માં આવ્યા હતા; બલ્કે તેઓનો લકબ **ખયરૂત્તાબેઇન**× જણાવવામાં આવેલ છે. મજકુર અવેસ કરનીનો કીસ્સો **તારીખે અઅસમે કુફી**નો ઉર્દુ તરજુમો ( કે જેને તમોએ પણ અપક્ષપાત અને મોઅતેબર તારીખ જણાવેલ છે તે ) નાં પેજ ૨૦૮ માં મોજુદ છે. **અવેસ કરની** માટે તવારિખોમાં ઘણી ફઝીલત છે, બલ્કે તેઓ હ૦ રસુલ સ૦ સાથે એટલી મોહબ્બત રાખતાં હતાં કે, **જંગે ઓહદમાં** હ૦

× ખયરૂત્તાબેઇન=તાબેઇન અથવા તાબેદારી કરવા વાળાઓમાં સર્વથી શ્રેષ્ટ. તેમજ ' તાબેઇન ' એક પ્રકારના ટોળાને પણ કહેવામાં આવેલ છે, એટલે તેઓમાં સર્વોત્તમ. તારીખે ' અઅસમે કુફી " માં " સય્યેદુત્તાબેઇન' ' જણાવેલ છે–જેનો પણ ભાવાર્થ એવીજ રીતે થાય છે.

" ઝીમ. "

રસુલ સ૦ નો એક દાંત ઝખમી થયેલ, તે સાંભળીને ( મોહોબ્બતના જોશમાં ) તેઓએ પોતાના સર્વે દાંતો તોડી પાડયા હતા ? પણ તેઓ છેવટ સૂધી હ૦ રસુલ સ૦ ની રૂબરૂ જઇને બયઅત કરવા પામ્યા ન હતાં, એ મશહુર બિના છે. પણ તમો તો રૂબરૂમાં જઇને કાંગવો ભરવો, તેનેજ બયઅત જણાવો છો; જે ઘણુંજ આશ્ચર્યકારક છે ! વળી અજબ જેવું તો એ છે કે, તમોએ પોતે હ૦ ઇમામ હુસેન અ૦ નાં એલચી હ૦ મુસ્લીમના હાથ ઉપરે કુફામા થયેલ બયઅતને, બયઅત તરીકે માન્ય રાખેલ છે, છતાં ઇમામની રૂબરૂમાં જઇને બયઅત કરવાની થીયરી રજુ કરો છો ! ! ! ( બયઅત કેટલી રીતે થઈ શકે છે, તે "મનમાત" વાળી હદીસના પ્રકરણમાં ખુલાસા વાર જણાવી ગયો છું. )

ભાઇ વરતેજી ! ત્યાર પછીના પેરામાં સુરએ યાસીનની ઇમામે મોબીન વાળી આયત માટે તમોએ જે વિવેચન કરેલ છે, તેનો જવાબ "ઇમામે મોબીન" વાળા પ્રકરણમાં આપી ગયોછું. ગાયબ ઇમામ અને જાહેર કુરઆન સબંધે તમોએ જે વિવેચન કરેલ છે, તેનો જવાબ "હદીસુસ્સકલયન" વાળા પ્રકરણમાં આપી ગયો છું. નાયબે ઇમામ ( મુજતહેદો ) ની તકલીદના માટે તમો જે વિવેચન કરો છો, તેમાં અર્થનો અનર્થ કરો છો; કારણ કે તકલીદને બયઅત સાથે કાંઈ નીસ્બતજ નથી. શરઈ એહકામોના ખુલાસાઓ–તે જાણનારને પૂછીને વાકેફ થવું, અને તે ઉપર અમલ કરવો, તેને તકલીદ કહે છે. ( અને તે મુજબ દરેક ધર્મવાળાઓ તે ધર્મના હુકમોને લગતા ખુલાસાઓ જાણનારાઓને પૂછીને વાકેફ થાય છે, અને તે પ્રમાણે વર્તે છે. ) ઇસ્નાઅશરીયોમાં–તેવા શરઇ એહકામો જાણનારાઓમાંના કોઈ એકના બતાવ્યા મુજબ

ચાલવું તેને **તકલીદ** કહે છે, અને તે એહકામો બતાવવા વાળાને **મુજતહેદ** કહે છે. અને તે **મસઅલો** એવો અગત્યનો છે, કે તેના માટે **સર સય્યદ અહમદ** જેવાને પણ "**તહઝીબુલ-અખ્લાક**"નામના પોતાના પુસ્તકનાં પૃષ્ઠ ૧૮૨ માં ઈકરાર કરવો પડયો છે કેઃ—

" મઝહબે શીઆહ ઇમામીય્યાહ કા નિહાયત સહી હે ઓર સચ્ચા મસઅલા હયે કે-હર ઝમાનેમેં મુજતહીદ કા હોના ઝુરૂર હયે; કોઇ ઝમાના મુજતહેદુલ-અશ્ર સે ખાલી નહીં હોતા."

ભાઈ વરતેજી ! ઉસૂલે**દીન** માટે તમો જણાવો છો કે-" દરેકે પોતે સમજી અને તે પ્રમાણે અમલ કરવો જોઈએ." તો તે માટે જાણવું કે-ઇસ્નાઅશરીઓમાં પણ ઉસૂલે**દીન** માં તકલીદ કરવાનો હુકમ નથી; બાકી **ફોરૂએદીન**ની બાબતોના ખુલાસાઓ જાણવા માટે **તકલીદ** કરવામાં આવે છે. અને તેવા ખુલાસાઓ જાણવા માટે (બારમા ઈમામ અ૦ ની ગયબતના ઝમાનામાં) ઈસ્નાઅશરીઓ માટે **મુજતહેદો** બસ છે. કારણ કે ફોરૂએ દીનનાં એહકામો (નમાઝ, રોઝા, હજ, ઝકાત વી૦ ના ખુલાસાઓ) હદીસો અને શરએ ફીકાહમાં મોજુદ છે, અને તે મુજતહેદો બતાવી આપે છે, એટલે તે પૂછવાના માટે ઇમામ પાસે જવાની, ઇસ્નાઅશરીઓને જરૂરત પડતી નથી. પણ તમો તો નમાઝ, રોઝા, હજ, ઝકાત વી૦ નો ખુલ્લી રીતે અનાદર કરો છો, એટલે તે બતાવવાના માટે તમો ઇમામની જરૂરત જણાવો છો તે તમારા માટે જરૂરતજ શી છે ? ફોરૂએદીનના ખુલાસાઓ જાણવાની તો તમોને કાંઇ દરકારજ નથી, એટલે તે બતાવવા માટે તમારા ઈમામ **જાહેર** અને **મવજુદ** હોય યા ન હોય; તમારા માટે સર્વે સરખુંજ છે ! ! !

ભાઈ વરતેજી! તમો જણાવો છો કે—"તો ભાઈ જીમ,તમોને તોહીદ, અદલ, નબુવ્વત અને કયામતની બાબતમાં વીચાર નક્કી કરવાનું કંઈ વધુ બોજો પડતું નથી. પણ માત્ર ઈમામતની બાબતમાં મુખ્ય સમજ રાખવાની જરૂર છે. કારણ કે, ઉસુલના પાંચે મુદ્દામાં ઈમામનીજ વાત મુખ્ય છે.

કારણ કે ખુદા ફરમાવે છે કે—

આયા ઇન્ની જાએલુન અર્જ ખલીફા.
અર્થ— હું મારો ખલીફો દુનીયામાં કાયમ રાખું છું."

તો ભાઈ વરતેજી! તમોએ જે આયત લખેલ છે, તે પણ ખોટી રીતેજ લખેલ છે; અને આયતના અર્થ પણ મનઘડજ જણાવેલ છે. છતાં તેવા મનઘડત અર્થથી પણ "ઉસુલના પાંચે મુદ્દામાં ઈમામનીજ વાત મુખ્ય છે" એ તમો કેવી રીતે સાબેત કરો છો તે જરા ખુલાસાથી સમજાવશો કે? ઉસુલેદીનની પાંચે બાબતોનો ટુંક ખુલાસો નીચે મુજબ છે—

૧ **તોહીદ**—ખુદાને એક કરી જાણવો. તેનો કોઇ શરીક કે ભાગીદાર નથી.

૨ **અદલ**—ખુદા ઈન્સાફ કરવા વાલો છે.

૩ **નબુવ્વત**—એક લાખ ચોવીસ હજાર પેગમ્બરોને બરહક સમજવા. (જેઓમાંના છેલ્લા પેયગમ્બર હ૦ મોહમ્મદ મુસ્તફા સ૦ છે, અને તેઓનો દીન (દીને ઇસ્લામ) કયામત તલક કાયમ રહેશે.

૪ ઈમામત—ઇમામોને બરહક સમજવા. (તો તે ઇમામો બારજ છે, જેની સાબેતીઓ "ઈમામો બારજ છે" વાળા પ્રકરણોમાં અપાઇ ગઈ છે,)

૫. કયામત—મનુષ્યો પાસેથી સારા નરસાં કૃત્યોનો હિસાબ લેવા અને તેનો બદલો આપવા માટે ખુદાવંદે કરીમ મનુષ્યોને સજીવન કરશે, તે દિવસને કયામત કહે છે. તે દિવસ જરૂર આવનાર છે. એમ માનવું, દરેક ઇસ્લામીની ફરજ છે.

તો ઉપરનાં પાંચ મુદ્દાઓમાં મુખ્ય વાત ઇમામની કેવી રીતે છે? તેની જરા સમજ પાડશો કે? વળી તમો-એ જે આયત ટાંકેલ છે, તેથી પણ તમારા પાંચે મુદ્દાઓ કોઇ રીતે પણ સિદ્ધ થઇ શકતા નથી. મજકુર આયત કેવા રૂપમાં છે, અને તેનો અર્થ શું થાય છે તે જણાવવા ખાતર તે આયત નીચે ટાંકીશ—

આયત "વ ઈઝકાલ રબ્બોક લિલ્ મલાએકતે ઇન્ની જાએલુન ફિલ્અર્ઝે ખલીફ્હ કાલૂ અ તજ્અલો ફીહા મય્ંયી યુફ્સેદો ફીહા, વ યસ્ફેકુદ્દમાઅ વ નહ્નો નો સબ્બેહો બેહમ્દેક વનોકદ્દેસોલક, કાલ ઇન્ની અઅ્લમો માલા તઅ્લમૂન." (સુરએ બકર આ. ૩૦)

"અને (યાદ કર) જયારે ત્હારા પરવરદેગારે ફેરેશતાઓને કહ્યું કે ખરેખર હું જમીન ઉપર એક ખલીફા પેદા કરનાર છું લઓએ કહ્યું કે શું તું દુનિયામાં એવો માણસ પેદા કરીશ કે જે તેમાં ફસાદ કરે અને લોહી રેડે? અને અમે શુદ્ધતાથી તારા

વખાણ કરીએ છીએ, અને ત્હારી પવિત્રતા યાદ કરીએ છીએ, તેણે કહ્યું કે ખરેખર હું તે જાણું છું કે જે તમે જાણતા નથી."

(પ્રોફેસર ઈસ્ફહાની કૃત તરજુમોઃ પેજ ૧૩)

બીરાદર! ઉપરોક્ત આયત હ૦ આદમ અ૦ ની પયદાશનાં વર્ણન સબંધેની છે, એમાં "ખલીફો (ઇમામ) દુનિયામાં કાયમ રાખું છું" એ વાકયનો કાંઇ સબંધજ નથી પણ તમો તમારી માન્યતા સિદ્ધ કરવા ખાતર અર્થના અનર્થ કરી, તમોને જેમ ફાવે તેમ લખ્યાજ જાઓ છો!

ભાઇ વરતેજી! ત્યાર પછી વળી તમો ઘાણીના બેલની માફક ફરી ફરીને તેજ ઠેકાણે ઉભા રહો છો, એટલેકે પાછા બયઅતનાંજ વિવેચન ઉપરે લખવા મંડી પડો છો. પણ એ સબંધે ઠેકઠેકાણે ખુલાસો કરી ગયો છું; જેથી અત્રે બેવડાવવા ચાહતો નથી. પણ તે બયઅતનાં વર્ણનની સાથે સુન્નત જમાઅતમાં ચાલતા રીવાજ સબંધે જે ટીકા તમો કરો છો, તે તમારાજ બોલોમાં નીચે ટાંકી બતાવીશ—

"યાદ રાખવાનું છે કે સુન્નત જમાઅતમાં ઈમામતનો રૂઢો મુળથી બદલાવો નાખવામાં આવી છે. તો પણ પીરી મુરીદીનો રીવાજ એ બયતની ફરજને અદા કરવા માટેજ છે, એટલે બેઇત દેનાર તો પોતાની ફરજ અદા કરે છે, ત્યારે બેઇત લેનાર પણ જોખમ ઉપાડે છે.

તો એ ટીકામાં પણ તમો ભોળા બંધુઓને ઉંધે રસ્તે દોરવવાનુંજ કાર્ય બજાવો છો, સુન્ની ભાઇઓમાંના જેઓમાં પીરી—મુરીદીનો રીવાજ છે, તેઓ એ બાબતને

પેગમ્બર અથવા ઇમામની બયઅતની જેમ ગણ્યુતાજ નથી. વળી તેઓમાંનો કોઇ પણ પીર, મુરીદોની કયા મતની જોખમદારી હરગીઝ ઉપાડતોજ નથી. એવી જોખમદારી ઉપાડી લેવાની રૂઢી તો તમારાજ ટોળામાં ચાલુ છે– જે તમારી ભલામણમાંના તમારાજ લખાણમાંના નીચેના ફકરાઓથી ખુલ્લી રીતે જણાઇ આવે છે:—

" અને ઇસ્માઇલીયોના જાહેર ઇમામ ખુદાવંદ ના આગાખાન સુલતાન મહમદશાની બેત લેનારાઓની બંદગી વીગેરે વાજીબ એહકામ એ નામદારના હુકમ અનુસાર અદા કરતાં જવાબદારી પુર્ણ થઇ જાય છે અને તે બાબતમાં ઇસ્લામ કંઈ વીશેષ ફરજ નાંખતો નથી. તે વીશે પણ ખાત્રી કરશોજી."

મજકુર ફકરાથી જાહેરીમાં તમો એવો દેખાવ આપો છો કે, કાંગવો ભરનારાઓ બંદગી વી૰ વાજીબ એહકામ તમારા મોજુદ ઇમામના હુકમ અનુસાર બજાવી લાવે (એટલે નમાઝના બદલે દુઆ, રમજાન માસના આખા મહિનાના રોઝાના બદલે સતર્ઇમાનો રોઝો, ઝકાત–ખુમ્સનાં બદલે દસોંદ બજાવી લાવે) તો તેની જવાબદારી પુર્ણ થઇ જાય છે. પણ અંદર ખાને તો તમારો હેતુ એ છે કે, ફકત કાંગવો ભરવાથીજ (જેને તમો બયઅત જણાવો છો તે બજાવી લાવવાથીજ) સર્વ જોખમદારીઓમાંથી મુક્ત થઇ જવાય છે. (અને તે સુન્નત જમાઅતની પીરી–મુરીદીના રીવાજની ટીકામાં તમોએ જે વાકયો ઉચારેલ છે, તેથી સાફ જણાઈ આવે છે.) તમારો મુળ હેતુ તો એ છે કે તમારા ટોળામાંના ભોળા બંધુઓને એમ સમજાવવું કે, " દુનિયામાં ફક્ત બયઅત કરવાથી આખરેતની જોખમદારીમાંથી મુક્ત થઈ જવાય છે " અને તે આપણા

માટે કાંગવો છે ! અને સુન્નત જમાઅતવાળાઓ પણ **પીરી–મુરીદી**નાં કારણે કયામતની જોખમદારીમાંથી મુકત થઇ જશે ! ! બાકી આપણાથી ફરી જનારાઓ ( ઈસ્ના-અશરીઓ )નું કયાંય ઠેકાણુંજ નથી ! ! !

ભાઈ વરતેજી ! ત્યાર પછી તમો, ના૦ આગાખાનના વડવાઓ સાથે ખોજાઓનો સબંધ, અને ઇસ્માઇલી **નરનસલે** ઈમામત વી૦ સબંધે વિવેચન કરો છો, તેને લગતો ખુલાસો આગળ કરી ગયો છું. બાકી તમો જણાવો છો કે:—

> "પીર તાજદીન પછી કોઇ સ્થાનિક પીરની તાલીમ લાંબા વખત સુધી મળતી ન હોતી. અને તેથી દસોંદ વીગેરે કારસાઝી બાવાઓ નામે ઓળખાતા ચોકસ આસામીઓ મારફતે ઇરાન ખાતે એજ નામદાર આગાખાન હજુર પહોંચતી."

તો એટલા લાંબા વખત સુધી પેસા તો ના૦ આગાખાન સાહેબની હજુરમાં ગમે તેવી રીતે પહોંચી જતા, પણ **ફોરૂએદીન** માંના **નમાઝ, રોઝા,** હજ **વી૦** એહકામોના ખુલાસાઓની તાઅલીમ કેવી રીતે મળવા પામતી? તેમજ એટલા લાંબા સમય સુધી ખોજાઓ **બયઅત**ની જોખમદારીમાંથી કેવી રીતે મુકત થવા પામતાં ? તેનો જરા ખુલાસો કરશો કે ? આગળના તમારા લખાણમાં તો તમોએ, **ફોરૂએદીન**ના એહકામોની મુરીદોને તાઅલીમ આપવા માટે **ઇમામ**નું મુરીદોની વચ્ચમાં ( મુરીદો સમક્ષ ) હાજર અને **મોજુદ** હોવું જરૂરી છે, તથા **બયઅત** પણ ઇમામની રૂબરૂમાં ઇમામના હાથ ઉપરેજ થઇ શકે–તે સિવાય ન થઈ શકે, જેથી પણ ઇમામનું મુરીદો પાસે હાજર અને મોજુદ રહેવું જરૂરી છે—એમ જણાવેલ; અને અહીંયા તો **ઇમામ** તો ઠીક, પણ **સ્થાનીક પીર**ની પણ

ગેરહાજરી દેખાડો છો ! તો તમારી ઉલ્ટી સુલ્ટી બિનાઓ માટે શું સમજવું ? તમારી થીયરી પ્રમાણેની બયઅત તો તેટલા લાંબા વખતમાં હરગીઝ થઇ શકી ન હશે ? તો તેટલા લાંબા સમયમાં જે જે ખોજાઓ ગુજરી ગયા, તેઓ **જાહેલીય્યતની મોતે** મર્યા કે ? ! ! ! તેમજ તે વખતના તમારા ઈમામોએ પણ મુરીદોને વગર રહેબરના મૂકી, **બયઅતની** ફરજની જવાબદારીમાં તેઓને સબડતા રાખ્યા, તે માટે તમો શો ખુલાસો આપી શકો તેમ છે? ( કારણ કે તમારા મત મુજબ તો ઇમામે મુરીદો સમક્ષ હાજર રહેવું જોઇએ. )

ભાઇ વરતેજી ! ત્યાર પછી તમો જણાવો છો કે–" ખોજાઓ પરદેશ જઇ વસ્યા અને ત્યાંની મુસલમીન વસ્તીના સહવાસથી મોમીન મટી મુસલમીન તરીકે ગણાવવાની લાલસા તેઓમાં પ્રગટી " તો એથી જણાય છે કે તમારા ટોળાંનેજ તમે **મોમીન** તરીકે ગણો છો. પણ તમો કેવા મોમીન છો, અને ખુદાઇ એહકામોને કેટલું વજન આપો છો, તે આગળનાં પ્રકરણોમાં હું બતાવી ગયો છું. વળી તમો જણાવો છો કે–" ખોજાઓના પીર મુરશીદ ગણાતા નામદાર આગાખાનની ઈમામતે ઇસ્માઇલીયાનો શીલસીલો પીર સદરદીન સાહેબે દરરોજની બંદગીમાંજ સીખાવેલો કયામતની જવાબદારી માટે આધાર રૂપ નીવડયો." તો તેમાં પહેલે તો તમોએ ના૦ આગાખાનને પીર–મુરશીદ પણ જણાવેલ છે, અને ઇમામ પણ જણાવેલ છે. તો એકજ વ્યકતી **પીર** અને **ઇમામ** થઇ શકે છે ખરી કે ? ત્યારે તમોએ પયગમ્બરનો દરજ્જો **પીર** તરીકે, અને ઇમામનો દરજ્જો **શાહ** તરીકે જણાવીને, **શાહને પીરના** કરતા વધુ દરજ્જાનો જણાવવાનો જે સિદ્ધાંત પેશ કરેલ છે, તેના માટે શું સમજવું ? પીર સદરદીન સાહેબે દરરોજની બંદ

ગી ( ધુઆ ) માં જે ઇસ્માઈલીયા ઇમામતનો સીલસીલો શીખવ્યો છે, ( તે પીર સદરદીનેજ શીખવ્યો હોય, તે પુરવાર કરવાનું તમારા સીરે છે ! ) તે કયામતની જવાબદારી માટે આધાર રૂપ છે કે ? શું, તેવો સીલસીલો બંદગી–ઈબાદતમાં પડવાથી કયામતની જવાબદારીમાંથી મુકત થવાય છે ખરૂં કે ? ત્યારે તો બીજી ધાર્મિક ક્રિયાઓની કાંઈ આવશ્યકતાજ રહેતી નથી ! ફકત બંદગીમાં તે સીલસીલો પડી લીધો એટલે બસ ! !

ભાઈ વરતેજી ! તમો તમારા દીલના બખાળા કાઢતાં જણાવો છો કે–મુસા કાઝીમ, અલી રઝા, મહંમદ તકી, અલીયુનનકી, અને હસન અસકરીની ઈમામતની કારકીર્દીનો ઇતિહાસજ નિર્બળતા સીદ્ધ કરે છે. તો પણ ખુદાઈ શ્રાપ—

ઈન્ન શાને અક: હોવલ અબતર.

એટલે—ખુદાઈ નુરનાં વિરોધી બીન વારસ થશે. ”

બીરાદર ! એ પેરાથી તમોએ એક ઘણીજ અયોગ્ય રીતી ધારણ કરેલ છે. ઈમામ મુસા કાઝીમ અ० થી કરીને ઇમામ હસન અસકરી અ० સૂધીની કારકીર્દીનો ઇતિહાસ નીર્બળતા નહિં પણ પ્રબળતા સિદ્ધ કરે છે. ઈસ્લામી ત્વારિખોમાં એ ઇમામોની કારકીર્દી સુર્યસમાન પ્રકાશ આપી રહી છે. પણ એ સર્વે પ્રમાણો તઅસ્સુબ ( હઠધર્મી ) ને તજીને, ઇન્સાફી નજરથી જોવા વાળાઓ માટે છે. “ ઈન્નશાનેઅક ” વાળી આયતના અર્થ તમોએ કયા આધાર ઉપરથી ઉપજાવી કહાડેલ છે, તેતો તમો જણાવો ત્યારે ખબર પડે ! મજકુર ઈમામો “ ખુદાઇ નુરના વિરોધી ” તો હરગીઝ નહિં હતા, બલ્કે તેઓ ખુદાઇ રસ્તો બતાવનારા ખરા હાદીઓ હતા. તેઓની હિદાયતી કારકીર્દીથી ઇસ્લામી ત્વારિખો ઝળકી રહી છે, બલ્કે ખુદાઇ ર-

સ્તાની હિદાયત કરવા ખાતર તેઓએ પોતાની કિમતી જાનો તલક અર્પણ કરેલ છે. [ ફકત સુન્નત જમાઅતના મવલવી ઓબયદુલ્લાહ અમ્રતસરી કૃત "રાવાનેહ ઉમરી હ૦ અલી" માંથીજ મજકુર ઇમામોના અહેવાલો વાંચી જોવા કૃપા કરશો, તો મારા કથનની સચ્ચાઇ જણાઇ આવશે. ) મજકુર ઇમામોના વંશજો-સૈયદો આખી દુનિયામાં ફેલાયલા છે. ૯.મારા ગોઠીઆ મી૦ હકીમ સલીમ પણ પોતાને ઇમામ **અલીયુન્નકી** અ૦ ના વંશમાંથી જણાવે છે. ( જુઓ, 'ઇઝહારે હકીકતનું ગુજરાતી ભાષાંતર ) પણ અફસોસ છે કે તમો મજકુર ઇમામોને "બીન વારસ" જણાવવા બાહેર પડયા છો. અગીયારમાં ઈમામ **હસન અસ્કરી** અ૦ ના વારસ ( ફરઝંદ ) બારમા ઇમામ છે, અને તેના પુરાવાઓ "બારમા ઇમામ તેજ મહેદી" વી૦ નાં પ્રકરણોમાં આપી ગયો છું. હવે 'સુરએ કવસર' માંની જે આયત તમોએ ટાંકેલ છે, તે તો **આસ બિન વાએલ**ના વાંઝીયાપણા માટે છે. જેને તમો ઇમામો માટે ઠોકી બેસાડીને તમારી ઈમાનદારી બતાવી આપો છો! મજકુર 'સુરએ કવસર' નો તરજુમો આપ્યાથી અગાઉ પ્રોફેસર ઈસ્ફહાનીએ ( તે સુરાના મથાળા પર ) જે ખુલાસો ટાંકેલ છે, તે ખુલાસામાંથી એ સબંધેની હકીકત, અને તે સુરાનો તરજુમો તમારી વાકેફી અર્થે નીચે ટાંકી બતાવીશઃ—

"હદીસમાં લખેલું છે કે એક વખત આસ-બેન વાએલ બની-સહમના દરવાઝા આગળ હઝરત પેયગમ્બરને મળ્યો, અને તેણે હઝરત સાથે થોડો વખત વાત કરી; પછી હઝરત ચાલ્યા ગયા, અને તે મસ્જેદમાં દાખલ થયો. ત્યાં કેટલાક કોરેશના સરદારોએ તેને પૂછયું કે તું કોની સાથે વાત કરતો હતો ? તેણે

જવાબ આપ્યો કે હું તે "અબતર" સાથે વાત કરતો હતો; અને આ શબ્દને અરબ લોકો જે માણસને દીકરો ન હોય તેવા માણસને માટે વાપરતા હતા, અને તે વખતે હઝરત પેયગમ્બરને "તાહેર" નામનો એકજ દીકરો હતો કે જે મરી ગયો હતો. જ્યારે આ વિષે હઝરતને ખબર આપવામાં આવી ત્યારે હઝરત બહુ દિલગીર થયા; તેથી હઝરતને દિલાસો આપવાને માટે આ સુરા વહ્ય કરવામાં આવી."

> "ખરેખર અમે તને કૈસર બક્ષીસ આપી છે; માટે તું ત્હારા ખુદા [ની ખુશી] વાસ્તે નમાઝ પઢ, અને કુરબાની કર. **ખરેખર ત્હારો દુશ્મન તે પોતેજ અબતર [વાંઝીઓ] છે."**

(પ્રોફેસર કૃત તરજુમો: પેજ ૧૧૭૮ અને ૧૧૭૯)

ઉપરોક્ત હકીકતથી સિધ્ધ થાય છે કે, મજકુર સુરા હ૦ રસુલ સ૦ ને દિલાસો દેવા માટે નાઝીલ કરવામાં આવી છે, અને તેમાં "વાંઝીઓ" શબ્દ આવેલ છે તે **આસ** બિન **વાએલના** માટે છે અને "ઇન્નશાનેઅક હોવલ અબ્તર" નો અર્થ "ખરેખર ત્હારો દુશ્મન તે પોતેજ અબતર (વાંઝીઓ) છે." થાય છે, જે અર્થ બતાવી આપવા ખાતર મજકુર ફકરો બ્લેક અક્ષરો (મોટા અક્ષરો) માં આપેલ છે. પણ તમો તો મનઘડત અર્થ જણાવીને ગમે તેમ અઘટીત કલમ ચલાવી રહ્યા છો! આ ઠેકાણે હું પણ તમારા લખાણની વાજબી ખબર લેત, પણ સભ્યતા તેમ કરવાને અટકાવે છે, છતાં એટલું તો તમો જરૂર પૂછીશ કે 'ખુદાઇ શ્રાપ" નો બોલ તમો કયાંથી લાવ્યા! શું, મિરઝા અહમદ કાદયાનીના અનુયાયી મી૦

અબ્દુલ્લાહભાઇનું અનુકરણ કરવા શીખ્યા છો કે? તેઓએ પોતાના **ફરમાન** નામનાં પુસ્તક તેમજ અન્ય લેખોમાં, ઇસ્લામીઓ ઉપરે "ખુદાઇ શ્રાપ" નો ખુબ વરસાદ વર્સાવ્યો છે, તો તેની અસર તમોને પણ લાગી ગઇ કે? "ખુદાઈ શ્રાપ" કોના ઉપરે ઉતરે છે—અને ઉતરવા જોઇએ, તેનો તમોને કાંઇ ખ્યાલ છે ખરો કે?

ભાઈ વરતેજી! ત્યાર પછી તમો તમારી કલમના તેજી ઘોડાની લગામ હાથથી મૂકી દઇ, આંખો બંધ કરીને કલમના ઘોડાને ગમે તેમ દોડાવતા નજરે પડો છો. પણ તે તમારા (બારમા ઇમામ અ૦ સબંધેના) દીલી ગભરાટ વાળા લખાણની ખબર લેવાને હું ચાહતો નથી. બાકી **ગયબ ઇમામ** સબંધેના દરેક પુરાવાઓ (જુદા જુદા પ્રકરણોમાં) આગળ આપી ગયો છું. ત્યાર પછી ઇસ્નાઅશરી ખોજાઓ ઉપર તમારો ગુસ્સાનો ઉભરો ખાલી કરતાં તમોએ જે વિવેચન કરેલ છે, તેમાં નીચે મુજબ મુદાઓ નજરે પડે છે—

૧ ના૦ આગાખાનની ઇમામતની બઇતથી બેનસીબ થએલા ખોજાઓએ શું મેળવ્યું?

૨ ઇમામ નો ગયબ પણ નાયબે ઇમામનો પણ પતો નહીં.

૩ નાયબે ઇમામ **ચુંટણીથી** મુકરર થયેલા પ્રજાકીય નાયબ છે, પણ ઇમામે મુકરર કરેલા નથી, અને તે બાલાત અરબસ્તાન જેટલે દુર પડી હોવાથી ખોજા ઇસ્નાઅશરી ભાઇયો કુરઆનનાં વીષય માફક અંધારામાંજ છે.

૪ ઇસ્નાઅશરી ખોજા ભાઇઓને તબર્રા અને મુત્આ

જેવા બદ અખલાક કાનુનના લીધે જાહેર ઇસ્લામી પ્રજામાં બદનામી વ્હોરવી પડે છે.

૫ છતાં મી૦ કાબા જેવા કેળવાયલા મુરખા કઇ રીતે ઇરિનાઅશરી મત માટે કુદકા મારે છે ?

બીરાદર ! એ રીતે તમારા ઉદ્ગારોમાં જે પાંચ મુદાઓ જણાય છે, તેની ટુંક તપાસ નીચે કરી બતાવીશ—

૧ એવા ખોજાઓએ **ઇસ્લામમાં** દાખલ થઈ, ઇસ્લામ વિરૂદ્ધના અકાયદોને તીલાંજલી આપી, **સ્વતંત્રપણુ** મેળવ્યું. ગેરવાજબી બંધનોથી મુકત થઈ, "ઇન્નમલ મોઅમેનૂન ઇખ્વતુન" નો શરફ મેળવ્યો. ( જેની ગવાહી તમારૂં અંતઃકરણ પણ આપી રહ્યું હશે ! )

૨ **ગાયબ ઇમામ** અને **નાયબે ઇમામ** વિષે આગળ ખુલાસાવાર વિવેચન કરીશ. * પણ આ મુદમાં તમો "નાયબે ઇમામનો પણ પતો નહીં" એમ જણાવો છો, અને પાછો મુદા ત્રીજામાં નાયબે ઇમામની તમો પોતે સાબેતી આપો છો, તેનું કેમ ?

૩ **નાયબે ઇમામ** ( મુજતહેદો, ) મ્યુનીસીપાલ ચુંટણી વી૦ ની જેમ પ્રજાકીય ચુંટણીથી હરગીઝ મુકરર થતા નથી; ( તમારે એ માટે પુરાવો આપવો જોઇતો હતો. ) જે કોઈ મુજતહેદ થવા જેટલું ઇલ્મ સંપાદન કરે, નિતી રીતી રહેણી કરણી વી૦ માં આબાદ નમુનો બને, શરઅતી એહકામોનો પુરો પાબંદ

* 'વરતેજીના વિલની વ્યવસ્થા' વાળા પ્રકરણમાં ઇ૦ વિવેચન કરીશ.

"જીમ"

થાય, તે જમાનામાં જે જે પ્રખ્યાત મુજતહેદો હોય તેઓમાંના અમુક તેને માટે સાક્ષી પૂરે અથવા સનદ લખી આપે કે " આ મુજતહેદ થવાને લાયક છે " ત્યારે મુજતહીદ થઇ શકે છે અને તેવી પુર્ણ શરતોવાળા દરેક મુજતહેદો નાયબે ઇમામ તરીકે ગણાય છે. (મુજતહેદો, બારમા ઇમામ અ૦ ના નાયબો તરીકે કયા આધારે ગણાઈ શકાય છે, તે માટે વીગતવાર ખુલાસો ઇ૰ " વસ્તેજીના વીલની વ્યવસ્થા " વાળા પ્રકરણમાં કરીશ. ) " અને તે બાબત અરબસ્તાન જેટલે દુર પડી હોવાથી ખોજા ઇસ્નાઅશરી ભાઈયો કુરઆનના વીષય માફક અંધારામાંજ છે " એમ જે તમોએ જણાવેલ છે તે ગોળ ગોળ ભાષામાં જણાવેલ છે, કાંઇ ખુલાસો કરેલ નથી. અરબસ્તાન જેટલે દુર કઇ બાબત પડી છે ? ઇસ્નાઅશરીયો, કુરઆનના કયા વીષય માફક અંધારામાં છે ? અને કુરઆન નો તે વીષય કયો છે કે જે અંધારામાં છે ! તે બાબતોના માટે ખુલાસાથી વિવેચન કરો તો ખબર પડે ! બીરાદર ! તમો ( ભોળા બંધુઓને ભમાવવા ખાતર ) વારંવાર તમારા લખાણમાં કુરઆને શરીફનું પવીત્ર નામ વચમાં લાવો છો, પણ કુરઆને શરીફને તમે પોતે કેટલું વજન આપો છો, તે આગળ ઠેકઠેકાણે બતાવી ગયો છું.

૪ તમરરા અને મુત્આ જેવા અકાયદો ખોજા ઈસ્નાઅશરીઓમાં છે, એ બાબત અત્રે લાવવાનો તમોને શો સબબ મલ્યો છે તે સમજાતું નથી અને એ બાબતો માટે ખોજા ઇસ્નાઅશરીઓ સારૂ તમોને એટલું શું કરવા લાગી આવે છે, તે તમારો અંદર-

આનેનો હેતુ હું સારી રીતે સમજી શકું છું. તમારો હેતુ એ છે કે, એ બાબતોથી ખોજા ઇસ્નાઅશરીઓ છે? અને એ રીવાજ હ૦ રસુલ સ૦ ના સમયમાં હતો કે નહિં? અને હતો, તો તે પાછળમાં બંધ કોણે કરાવ્યો? અને તે બંધ કરાવવાનું કારણ શું? વી૦ બાબતોની તવારિખી સનદો તમારી સમક્ષ પેશ કરતે, પણ તે પેશ કરવાનું સબળ કારણ હું કાંઇ પણ જોતો નથી. વળી એ બાબત તમોએ ખોજા ઇસ્નાઅશરીઓ માટેજ ચર્ચી છે, તો ખોજા ઇસ્નાઅશરીઓમાં એ રીવાજ પ્રચલીત નથી (તેમજ ઇસ્નાઅશરી મત પ્રમાણે પણ મુત્આને ફરજ સમજીને-વાજીબ સમજીને જરૂર કરવીજ જોઇએ, એવું છેજ નહિં) એટલે એ સબંધે વિવેચન કરવાની હું અગત્ય ધારતો નથી. જો તમોને એનો જવાબ જાણવાની ખાસ જરૂરતજ હોય, તો ઉર્દુ સાહિત્યમાં એને લગતુ વર્ણન ઘણે ઠેકાણે છે, તે વાંચી જવા કૃપા કરશો. બાકી તબર્રા તો દસ્માઇલી આગાખાની મતમાં અને સુન્ની ભાઇઓને અથડાવી મારવા. હાલે કેટલુંક થયું પબ્લીક જોતી આવી છે કે, તમો આગાખાની લેખકો અને મીશનરીઓ, ખોજા ઇસ્નાઅશરીઓ અને સુન્ની ભાઇઓ વચ્ચે અથડામણ કરાવવા સારૂ તનતોડ પ્રયત્નો આદરી રહ્યા છો. પણ તેમાં તમો કોઇ કાળે પણ ફાવો તેમ નથી, એ ચોકકસ યાદ રાખજો. તબર્રા અને મુત્આ એ શીઆહ અને સુન્નત જમાઅત વચ્ચેના વાદવિવાદના પ્રશ્નો છે, અને તેવા વાદવિવાદો ઘણી વખત ચાલી ગયા છે; અને હવે તો બેઉ કોમો "ઇસા બ દીને ખુદ; વ મુસા બ દીને ખુદ" ની જેમ, જેનો જેવો એતેકાદ હશે તે તે

જાણે એમ સમજીને એ ઝગડાઓથી અલગ રહીને એકત્રતાની અગત્યતા સ્વીકારવા લાગી ગઇ છે, પણ અજબ જેવું છે કે તમે શીઆહનો દાવો કરવા છતાં ઠેકઠેકાણે એ બાબતો ચર્ચી રહ્યા છો! મુત્આ એ શું પણ છે, જેના પુરાવાઓ ઇન્શાઅલ્લાહ "તબર્રા" ના જુદાજ પ્રકરણમાં આપીશ.

૫ મજકુર ચાર મુદ્દાઓમાં તમોએ જે બાબત ચર્ચેલ છે, તે બાબતોની ઇસ્નાઅશરીઓમાં ખામી છે, એ ભોળા બંધુઓને ઠસાવવા ખાતર-અને દીલનો બુખાર કાઢવા ખાતર તમો કલમ ચલાવો છો કે, "છતાં મી૦ કાબા જેવા કેળવાયલા મુરખા કઇ રીતે ઇસ્ના-અશરી મત માટે કુદકા મારે છે?" તો અત્રે મી૦ કાબાનું નામ વચમાં લાવવાનો સબબજ શો છે? તે જરા સમજાવશો કે? અને "કેળવાયલા મુરખા" નો શબ્દ તમો કયા શબ્દકોષમાંથી લાવ્યા છો તે જરા જણાવશો ખરા કે? મારા અનુભવ પ્રમાણે તો મી૦ કાબા ઉપરે તમો આગાખાની લેખકોની જે કડવી નજર છે, તેનુંજ એ પરિણામ છે! મી૦ કાબાએ ઘણાં પુસ્તકો અને લખાણોથી તમારા મતની પોલ ખોલીને બતાવી આપી છે, જેથીજ તેઓ તમારી પાસે અડખામણા થઈ પડેલા જણાય છે. પણ મી૦ કાબાનું તે કાર્ય શુદ્ધ ભાવનાનુંજ જણાય છે, તેઓને તમારા ટોળા સાથે અંગત વેરભાવ કાંઈ પણ નથી; પણ તેઓ જે કોશીશ કરી રહ્યા છે, તે જ્ઞાતી સુધારણા અર્થેજ છે; એમાં તેઓનો કાંઈ પણ અંગત સ્વાર્થ કે મતલબ સમાયલો નથી. એ હું પુરતી રીતે જોઈ ચુકયો છું.

એ રીતે તમારા પાંચ મુદ્દાઓની ટુંક તપાસ કરી

બતાવી છે. આશા છે કે તે ઉપરે તમો ભાઇ પુરતો વિચાર કરશો. છેવટે મી૦ કાબાની સલાહ ન લેવા માટે, તમો મને ભલામણ કરો છો—અને એ ભલામણમાં મી૦ કાબા ઉપરે ખૂબ હાથ સાફ કરો છો! પણ તમ.રે ખાત્રીથી માનવું કે, મી૦ કાબા કોઈને પણ અયોગ્ય સલાહ આપે તેમ નથી; અને ન્યાતી હિતાર્થે તેઓ જે પ્રયાસ કરી રહ્યા છે, તેમાં તેઓનો કાંઇ પણ અંગત સ્વાર્થ નથી. છતાં તમો ખાત્રીથી માનજો કે, હું મારા સ્વતંત્ર મત ઉપરેજ ચુસ્ત છું. મી૦ કાબા તો ફકત મારા લખાણો (નિસ્વાર્થપણે કોમી હિદાયતની લાગણીથી) પ્રસિદ્ધીમાં લાવે છે, (અને તે માટે હું તેઓનો અંતઃકરણ પુર્વક આભારી છું) બાકી મારા લખાણોમાં તેઓનો કાંઇ પણ હાથ નથી. આ પુસ્તકમાં પણ મી૦ કાબાની એટલીજ મદદ છે, બાકી દરેક રીતે મારો મત **સ્વતંત્ર મતજ** છે એ ચોક્કસ ખાત્રીથી માનજો.

**છેવટે** વહાલા ભાઇ વરતેજી! તમોએ તમારી ઈચ્છાનુસાર, મને જે જે ભલામણો કરેલ છે, તે ભલામણો ઉપરે મેં (શુદ્ધ અંતઃકરણથી) પુરતો વિચાર કીધો છે, પણ માફ કરજો કે તમારી ભલામણો ઉંધે રસ્તે દોરવવાનીજ જણાઇ છે; એટલે તેના ઉપરે હું લક્ષ આપી શકતો નથી. બીરાદર! તમારી ભલામણોની તપાસ ઉપર કરી બતાવી છે આશા છે કે તે ઉપરે તમો ઇમાનદારીથી વીચાર કરશો. મારી તપાસમાં મેં જે જે બોલો વાપર્યા છે તે શુદ્ધ લાગણીથીજ વાપર્યા છે, છતાં મારા કોઈ કટાક્ષ ભરેલા શબ્દથી તમોને માઠું લાગે તેમ હોય, તો ઉદારદીલીથી ક્ષમા કરશો એમ ઇચ્છું છું.

લી૦ હું છું, આપનો વિશ્વાસુ
"જીમ"

# તબર્રા.

પ્રિય વાંચકો ! મી૦ વરતેજીએ, ઈસ્નાઅશરી ખોજાઓ ઉપરે જે તબર્રાની રૂઢી માટે ટીકા કરેલ, તે આપ ગયા પ્રકરણમાં જોઇ ગયા છો. હવે તબર્રા તે શું છે ? તે જોઇએ.

**તબર્રા**—એ અરબ્બી ભાષાનો શબ્દ છે, જેનો અર્થ નફરત કરવી, બેઝારી બેઝાર થવું વી૦ થાય છે. ( જુઓ, લોગાતે કિશ્વરી ) મતલબ કે કોઇ પણ ઝુલ્મ કરનાર ( કોઇ પણ પ્રકારનાં ઝાલીમ ) અથવા ખરાબ કૃત્યો કરનારાઓથી નફરત કરવી, તેઓથી બેઝાર થવું, તેને **તબર્રા** કહેવામાં આવે છે, અને એ સિદ્ધાંત કોઇને કોઇ પ્રકારે દરેક ધર્મમતમાં જોવામાં આવે છે.

હવે–જે **તબર્રા** માટે મી૦ વરતેજી ( ઇસ્નાઅશરીઓ ઉપર ) કલમ ચલાવે છે; તે રૂઢી ઈસ્માઈલી આગાખાની સંપ્રદાયમાં પણ છે કે નહિં ? તે તપાસતાં, તે રૂઢી તેઓમાં પણ છે, અને તે માટેના પૂરાવાઓ પણ મળી આવે છે—

૧ **“ આગાખાન કેસ ”** ના ફેંસલામાંથી, જસ્ટીસ સર **જોસેફ** આર્નોલ્ડનાં ઉદ્દગારો:—

“ આ ભારી અફસોસ ઉપજાવનાર બનાવથી ઇસ્લામીઓનું દીલ જીગરથી ગમગીન થયું અને જો કે આજે એ બનાવને **૧૨૦૦** વર્ષો થયાં છે તો પણ જેમ શરૂઆતથી બે મોટાં અને એક બીજા ઉપર કીનો રાખનારાં તડાં સુન્ની અને શીયાનાં હતાં તે જેમ

ના તેમ છે. એક તરફથી સુન્નીઓ આએશા, અબુ બકર, ઉમર અને ઓસમાનના હકમાં દુઆ માગે છે અને તેઓની તરફેણ ખેંચવામાં ઘણા તત્પર છે, તેમ બીજા હાથ ઉપર શીયા લોકો પેલા ત્રણે ખલીફાના હકમાં કદુઆ કહે છે અને ધીકકારે છે, અને આએશાને પણ ઓછી કદુઆ દેતા નથી, યા ઓછું ધીકારતાં નથી."

( આગાખાન કેસનાં ફેંસલાની ગુજરાતી ભાષાંતરની બીજી આવૃતીઃ પેજ ૧૫ )

મજકુર કેસ ઇ. સ. ૧૮૬૬ ની સાલમાં કેટલાક બારભાયા નામથી ઓળખાતા ખોજાઓ તરફથી ના૦ આગા હસનઅલીશાહ વીગેરે ઉપરે મુંબઇની હાઇકોર્ટમાં માંડવામાં આવ્યો હતો. જેનો ફેંસલો ઇ. સ. ૧૮૬૭ ની સાલમાં અપાયો હતો. મજકુર કેસમાં, "ખોજાઓ સુન્નીકે શીઆ ?" એ પ્રશ્ન ઉપસ્થિત થયો હતો. ના૦ આગાખાને પોતાને તેમજ પોતાના અનુયાઇઓને શીઆહ તરીકે જણાવેલ, જે ઉપરથી તે વખતનાં હાઇકાર્ટના ચીફ જડજ સર જોસફ આર્નોલ્ડને શીઆહ તેમજ સુન્નત જમાઅતને લગતી ત્વારિખી વીગતોમાં ઉતરવું પડ્યું હતું. જેમાં શીઆઓ સબંધે જે ઉદ્ગારો જસ્ટીસ સાહેબે કાઢેલ તે ઉપર ટાંકેલ છે, જેથી ખુલ્લું જણાઇ આવે છે કે કુલ્લે શીઆઓ એજ માન્યતા ધરાવે છે, અને એ ઉદ્ગારો તે કેસના અંગે ના૦ આગાખાન સાહેબ અને તેઓના અનુયાઇઓને લાગૂ પડે છે. )

૨ "મઝાહેબુલ ઇસ્લામ" ના કર્તા, પેજ ૨૭૬ ઉપર જણાવે છેઃ—

"તારિખે અબુલ ફિદા મેં મરકુમ[1] હયે કે, **કાઝી અબુબકર બાકલાની** કેહતે હયેં કે અબ્દુલ્લાહ, અલ-મુલક્કબ-બ **મેહદી**[2] બાતેનીયાહકા અકીદા[3] રખતે થે. દીન ઇસ્લામકી બરબાદીકે બડે દરપય[1] થે. ઓલમાઓં[2] કો કત્લ કરતેથે, તાકે ઉન્કી મુખાલેફત[3] પર લોગોંકો વાએઝો નસીહત ન કરે. ઓર ઇન્કી અવલાદભી ઇસી આદતકી નીકલી. ઝીનાકારી ઓર મએનવેશી[4] કો મુબાહ[5] કર દીયા થા. ઓર બયાનુલ **મોઆરેબ** મેં લિખખા હયે કે, **કાઝી અબુબકર બાકલાની** કેહતે હયેં કે—અબ્દુલ્લાહ મેહદી **કરામતા** મેંસે હયે. ઓર યેહ મઝહબ ઓર **નસબ**[6] ઉન્કે લીયે **અબુ અબ્દુલ્લાહ શીઈને** ઇપ્તેરાઅ[7] કીયા હયે. **મેહદી** મવસુફ[8] હમેશાં અસ્હાબ વ અઝવાજે રીસાલત મઆબકી[9] હજવ[10] કીયા કરતેથે; સીવાએ હઝરત અલી ઓર મીકદાદ બિન અસ્વદ ઓર સલમાન ફારસી ઓર અબુઝર ગફ્ફારી કે. ઓર કહતેથે કે, સરવરે આલમ[11]કી રહેલત[12] કે બાઅદ તમામ લોગ મુરતદ[13] હો ગયેથે; સીવા ઇન પાંચ અસ્હાબીયોંકે.

૩ "**તારીખુલ ખુલ્ફા**" (જલાલુદ્દીન સીયુતી કૃત)નાં ઉર્દૂ તરજુમાનાં પેજ ૨૨૦ ઉપરે જણાવે છેઃ—

૧. લખેલું, ૨. આગાખાનીઓના અગીયારમા ઇમામ, ૩. એઅતેકાદ; માન્યતા.

૧. પાછળ લાગવું, ૨. આલીમો, ૩ વિરૂદ્ધતા, ૪. શરાબ મે-ખોરી, ૫. જાયેઝ-હલાલ, ૬. નસલ; ખાનદાન ૭. નવો મત કાઢવો, ૮. જેનું વર્ણન કરવામાં આવેલ તે, ૯. હ૦ રસુલ સ૦ ની બીબીઓ ૧૦. મઝેમ્મત ૧૧. હ૦ રસુલ સ૦ ૧૨. વફાત ૧૩. દીનથી ફરી જનાર,

"જીમ"

"૩૯૫ હીજરીમે" હાકમ[૧૪] ને બહોતસે ઓલમાઓંકો **મીસરમે** કત્લ કર ડાલા. ઓર મસ્જેદોંકે દરવાઝું ઓર શારએ આમ[૧૫] પર સહાબએ કેરામકો ગાલિયાં લિખકર લગાઇ ઓર ઉમ્માલ[૧૬] કો હુકમ દીયા કે, સહાબએ કેરામકો અલા રોઉસુલ અશ્હાદ[૧૭] ગાલીયાં દી જાયા કરે."

૪ **મહુવા કમીશન કેસનો રિપોર્ટ**—નાં પેજ ૩૫ ઉપરે જ્ઞાનના પાઠો ટાંકેલ છે:—

"રોવે રોવે હીંદુ અડા, દુજા મુસલમાના
રોવે બ્રાહ્મણ જોશીઅડા, વાંચન પોથ પુરાણા"
"રોવે મુલ્લાં કાજીઅડા, જીકો પડણુ કુરાના
રોવે કુડા સુન્ની સગ, સાચે શા ન સીંભાણા"

૫ "**સત પંથ શાસ્ત્ર**" જે મી૦ કાબા તરફથી છપાઇ બાહેર પડેલ છે, તેના પેજ ૧૨૪ ઉપરે પીર ઇમામશાહ કૃત **જન્નત પુરી** નામનાં જ્ઞાનની નીચે મુજબની કડીઓ જોવામાં આવે છે:—

"માહાદનની માર તેને નવ પડે–તેને સાહેબ દેશે દીદાર ૮૦
રસુલ દીનને રસુલ બ્રહ્મા—શાહ અલીજીની હતી વાર
તે દાડે જેણે નવ માનીઆ–તે આજ ઇમાન કેમ આણે ગેમાર ૮૧
તે દાડેથી જુદા પડીઆ—અને જુદા પડોયા ત્રન ચાર
તેના ઇમાન અમલ અચ્છા નહિ–તાંસું વાત મ કરજો લગાર ૮૨"

એ રીતે ત્વારિખી સનદો, કોર્ટોમાં ચાલેલ કેસોમાંના પુરાવાઓ અને જ્ઞાન શાસ્ત્રોથી ઇસ્માઇલી આગાખાનીઓમાં પણ **તબર્રાની** રૂઢી જણાઇ આવે છે, છતાં મી૦ વરતેજી

૧૪. આગાખાનીઓના સોળમા ઇમામ શાહ હાકમ અબુ અલી
૧૫. પબ્લીક રસ્તાઓ, ૧૬. આમીલો, ૧૭. જાહેરી રીતે; બેધડક.

વગેરાઓ પોતાના ઘરની બાબત જોઈ શકતા નથી, એ ઘણુંજ આશ્ચર્યકારક છે! ખુદ મી૦ વરતેજીએ **વેદિક ઈસ્લામ** અને '**દુઆના દુશ્મનને ઝટકો**' નામના પોતાના પુસ્તકોમાં તબર્રાની રૂઢીનો ઉપયોગ કરેલ છે, પણ વખતે તેઓ ભાઇ ભુલી ગયા હશે, જેથી તેઓને તેઓનાજ બોલોની યાદી દેવડાવીશ—

અમીર માવીયા અને ઉમર આસ પણ કુરઆનના હુકમો મુજબ ચાલનાર હતા, છતાં હ૦ અલી જે ઇમામ હતા, તેના વિરોધી હતા. તેવીજ રીતે, ઈમામ હુસેનનો વિરોધી યઝીદ, અબ્દુલા ઝયાદ અને શીમ્ર પણ કુરઆનનાં હુકમોથી વિરૂદ્ધ વરતનાર છે, એમ નહોતા જાણતા.× કારણ કે તેઓ મુસલમીન હતા અને કલેમાગો ઇસ્લામી જગજાહેર હતા, તેઓની ઇમામની તાબેદારી વગરની સમજ તેઓને જહન્નમ તરફ દોરી ગઇ. * "

( વેદિક ઈસ્લામ: પેજ ૧૪૩ )

" અલા લાઅન તુલ્લાહે અલલ કાઝેબીન—અલ્લા-

× કોઇ મોમીનને જાણી જોઇને કત્લ કરવો, એ પાક કુરઆને શરીફથી વિરૂદ્ધ છે, ત્યારે અહીંયાં તો મોમીનોના સરદાર ( હ૦ ઇમામ હુસેન અ૦ ) ને નાહક શહીદ કરવા ઉપર તૈયાર થયા, અને ઘણીજ ઘાતકી રીતે તેઓ બુઝર્ગવારને શહીદ કીધા, છતાં તેઓ "કુરઆનનાં હુકમોથી વિરૂદ્ધ વરતનાર છે" એવું નહોતા જાણતા કે? પહેલાં 'મુસલમીન' અને 'કલેમાગો ઇસ્લામી' અને તે પણ 'જગજાહેર' જણાવી, પાછા જહન્નમી જણાવવા, એતો મી૦ વરતેજીથીજ થઇ શકે!!!

* એ બોલ પણ તબર્રાજ છે.

હે લાઅનત કરે છે ખોટું બોલનાર ઉપર, " ( દુઆના દુશ્મનને ઝટકો: પેજ ૧૮ )

ઉપરના ફકરાઓથી સાબીત થાય છે કે, મી૦ વરતેજી પોતે પણ તબરરા ( નફરત, બેઝારી ) ની રૂઢીનો ઉપયોગ કરે છે. મતલબ કે આગાખાની મતમાં પણ તબરરા તો છેજ, તેમ મી૦ વરતેજી પોતે પણ તબરરા કરે છે; છતાં, ઈસ્નાઅશરીઓમાં તબરરાનો રીવાજ છે—એમ ઠેક ઠેકાણે જણાવીને, આવા ઐકયતા સાધવાના જમાનામાં ખટપટ જગાડીને વિખવાદ વધારવાની કોશેશ કરી રહ્યા છે ! ખુબી તો એ છે કે, મી૦ વરતેજી "વેદિક ઇસ્લામ" પુસ્તકમાં, હિન્દુમુસ્લીમ ઐકયતા સબંધેના ( ડોળ ઘાલુ ) લખાણો આપે છે, અને તે માટે જાહેર દેખાવમાં ઇસ્લામને વેદિકધર્મ જણાવવામાં પણ આંચકો ખાતા નથી; તેજ પુસ્તકમાં ખુદ ઇસ્લામીઓ વચ્ચે કુસંપ ફેલાવવા સારૂ તબરરા વી૦ બાબતોની છેડછાડ કરી રહ્યા છે! પણ તે ભાઇએ ખુબ યાદ રાખવું જોઇએ કે, ચાલુ સમયમાં તેઓની એ પોલીસી હરગીઝ કાર્યસાધક થઇ શકશે નહિ; બલ્કે તેઓને નિષ્ફળતાજ મળશે ! ! !

ઉપર મી૦ વરતેજીના લખાણમાંથી "અલા લાઅનતુલ્લાહે અલલ કાઝેબીન" વાળો ફકરો જે અમોએ બતાવી આપેલ છે, તે પણ એક તરેહની તબરરા ( બેઝારી, નફરત, ધિક્કાર ) જ છે. એ આયત જૂઠ બોલનારાઓથી બેઝારી કરવાને, અને જૂઠાઓને ધિક્કારવાનું સૂચવે છે. અગર મી૦ વરતેજી એમ કહેશે કે સદરહુ ફકરો તો પાક કુરઆને શરીફમાંથી છે—અને તે ખુદાનું ફરમાન છે, તો તે અમે માન્ય રાખીએ છીએ; બલ્કે અમો તો આગળ વધીને એમ પણ કહીએ છીએ કે, જેવી રીતે પાક કુરઆને શરીફમાં જૂઠાઓને લાઅનત કરવામાં આવી છે—તેવીજ રીતે

ઝાલીમો માટે પણ ફરમાવવામાં આવેલ છે!!! અને તે બેઉ આયતો ખુદાના તરફથી જૂઠાઓ અને ઝાલીમો પ્રત્યે તબરરા ( બેઝારી ) કરવાનું સૂચવે છે. પણ મારા વિદ્વાન મિત્ર મી૦ વરતેજી તો તબરરા ઉપરે ટીકા કરી રહ્યા છે, ત્યારે તેઆને " જૂઠા ઉપરે લાઅનત " વાળો ફકરો લખવાનો હકજ શો હોઇ શકે ?! પણ નહિ, પોતે ગમે તેમ વર્તવું અને બીજાઓની તે બાબતમાં ટીકા કરવી, એ મી૦ વરતેજીની વલણ જણાઈ આવે છે.

પ્રિય વાંચકો ! ઉપરની હકીકતથી આપ સારી રીતે જોઇ શક્યા હશો કે, આગાખાનીઓમાં પણ તબરરાની રૂઢ છે, છતાં તેઓ એ બાબત માટે ઇસ્નાઅશરીયો ઉપરે ટીકા કરવા ઉતરી પડે છે, એ ઘણુંજ અજબ જેવું છે ! પણ અંદરખાનેની હકીકત એ છે કે, ઇસ્નાઅશરીઓના મુકાબલે વાદવિવાદમાં વ્યાજબી દલીલો લાવી શકતા ન હોવાથી એવી આડી અવળી બાબતો ઉપરે ઉતરી કોમ કોમ વચ્ચે કુસંપ ફેલાવવાની યુક્તીઓ શોધે છે! પણ તેઓની તેવી યુક્તીઓ કેટલા મુલ્યની છે, તે વિચારવાનું સુજ્ઞ વાંચકોની મુન્સફી ઉપરે છોડીશ.

છેવટે— મી૦ વરતેજી, આગાખાની લેખકો અને મીશનરીઓની સેવામાં નમ્ર અરજ કે, આપ સાહેબો પણ શીઆઓમાંજ ગણાઓ છો, અને તમારામાં પણ તબરરાની માન્યતા તો છેજ, છતાં " ઇસ્નાઅશરીયોમાં તબરરા છે " એવું ઠેકઠેકાણે લખી જણાવીને તમો શું ડહાપણ વાપરી રહ્યા છો, તે સમજાવશો કે ? એ બાબતની છેડછાડ કરીને જે હેતુ તમો ધરાવો છો, તેમાં ફાવો તેમ નથી. અગર તમારે ઇસ્નાઅશરીઓ સાથે ધાર્મિક વાદવિવાદમાં ઉતરવું હોય, તો તમારે તમારા ધર્મમતની મજબુત દલીલે

પેશ કરવી જોઇએ. પણ તેવી દલીલો તમો ન લાવી શકતા હોવાથી, તમારે આડાં અવળાં ફાંફાં મારવાં પડે છે. પણ યાદ રાખજો કે એવાં આડાં અવળાં ફાંફાં ચાલુ સમયમાં ચાલે તેમ નથી.

# ૯૦ ઈમામ હુસેન અ૦ ની અઝાદારી.

આદમ દર ઈ અઝા, બગમો ગુસ્સેહ મુબ્તેલાસ્ત;
કિશ્તીએ નુહ, ગર્કે તુફાને ઈબ્તેલાસ્ત.
હાં, અએ ખલીલ! આતશે નમરૂદ દીદઈ?
ઈ શોઅલા બીં! કે દર જીગરે શાહે કરબલાસ્ત.
રંગીં ચેરાસ્ત? પયરહને મુસવીઝે નીલ?
વ અઝ ગુસ્સેહ, જુબ્બએ હસા ચેરા કબાસ્ત?
ગોયા, બરાએ માતમે સુલ્તાને દીં હુસયન;
ચંદી ખુરૂશો વલવલા, દર ઐશે અમ્બીયાસ્ત.

પ્રિય વાંચક વૃંદ! જેવી રીતે સૃષ્ટીમાં મનુષ્ય ઉત્પતીની સાથેજ ઝાલીમ[૧] અને મઝલુમ[૨] ની શરૂઆત થયેલી છે, તેવીજ રીતે અઝાદારી[૩]ની શરૂઆત પણ મનુષ્ય ઉત્પતીની સાથેજ ગણી શકાય. જે દિવસે હ૦ આદમ અ૦ નાં ફરઝંદ હાબીલનું ખુન તેનાજ ભાઈ કાબીલ ના હાથે થયેલ, તે દિવસથીજ ( સૃષ્ટીમાં ) ઝાલીમ અને

૧. ઝુલ્મ કરનાર. ૨. જેના ઉપર ઝુલ્મ કરવામાં આવેલ હોય તે. ૩. રોવું—રડવું; કલ્પાંત કરવા; માતમ કરવો.

મઝલુમની શરૂઆત ગણી શકાય. હ૦ હાબીલને મઝલુમ તરીકે, અને કાબીલને ઝાલીમ તરીકે સર્વે ઇસ્લામી ત્વારિખ નવીશો વર્ણવે છે. પાક કુરઆને શરીફમાં-સુરએ માએદાની આયત ૨૭ થી ૩૨ સૂધીમાં પણ એ કિસ્સો મોજુદ છે.

**ઝાલીમ** પ્રત્યે તિરસ્કાર-અને **મજલુમ** પ્રત્યે સહાનુભૂતી, એ કુદરતનો એક અચળ નિયમ છે; અને તેને કોઇ તોડી શકતો નથી. હ૦ હાબીલ પ્રત્યે દીલસોઝી ખેંચાય, અને કાબીલ તરફ ધિક્કાર ઉપજે, એ મનુષ્ય પ્રકૃતી અનુસાર જ છે. તેવીજ રીતે ત્યાર પછી આજ દિવસ પર્યંત સુધીમાં જે જે મઝલુમો થઇ ગયા છે, તે પ્રત્યે દરેક દયાળુ હૃદય ધરાવનાર મનુષ્યની કુદરતી રીતે દીલસોઝી ખેંચાતી રહે છે.

મનુષ્ય માત્રમાં **ખુદાવંદતઆલાએ** એક એવી પ્રકૃતી નિર્માણ કરેલ છે કે, દરેક મનુષ્ય ખુશીની વખતે ખુશ થાય છે, અને ગમીના વખતે તેના દિલમાં દિલગીરી ઉત્પન થાય છે. અને તે કુદરતનો એક એવો અચળ નિયમ છે કે, તેનો કોઇ ઇન્કારજ કરી શકતો નથી. મનુષ્ય માત્ર ઉપર જયારે કાંઈ દુઃખ આવી પડે છે-અથવા તો તેના કોઇ અઝીઝ ( વહાલા ) અથવા સબંધી ઉપરે દુઃખ આવી પડે છે, ત્યારે, અથવા જેના પ્રત્યે તેને માન અને મોહોબતની લાગણી હોય છે તે ઉપરે સંકટો આવી પડે છે-અથવા તેવા ( આવી પડેલા ) સંકટોનું વર્ણન સાંભળે છે, ત્યારે તેનું અંતઃકરણ દુઃખિત થાય છે; અને તે વખતે કુદરતી રિતેજ તેની આંખમાં આંસુ આવી જાય છે. અને એ બાબત મનુષ્ય પ્રકૃતીની સાથેજ જોડાએલી છે ! હર્ષ અને શોકને ને કોઇ મનુષ્ય અટકાવી શકતો નથી.

જ્યારે હ૦ હાબીલનું ખુન કરવામાં આવ્યું, ત્યારે હ૦ આદમ અ૦ એ તેના માટે જે રૂદન અને કલ્પાંત કરેલ છે, તેનું વર્ણન ઇસ્લામી તારિખોમાં મોજુદ છે. ( મતલબ કે અઝાદારીની શરૂઆત હ૦ આદમ અ૦ થીજ થયલી જણાય છે. ) હ૦ હાબીલની મુસીબતમાં હ૦ આદમ કેવી રીતે રડયા હતા, કેવી અઝાદારી કીધી હતી, અને એ બનાવથી દુનિયા ઉપર કેવા કેવા કુદરતી ફેરફારો જોવામાં આવ્યા હતા તે બતાવવા ખાતર, સુન્નત જમાઅતની તારિખ "મહવાલુલ અંબીયા–ફી તફરીહુલ અઝકીયા" માંથી કેટલીક હકીકત નીચે ટાંકી બતાવીશ—

"તફસીરે ઝાહેદી મેં હયે કે–હઝરતે આદમ અ૦ કો માઅરેફત[1] હઝરત જીબ્રઇલ અ૦ કે ઇસ તરેહ ઇત્તલાઅ[2] હુઇ કે, હઝરત આદમ ( અલા નબીય્યેના વ અલય હિસ્સલાતો વસ્સલામ ) બિના બર[3] અદાએ [4]મનાસેકે–હજ[5] બયતુલ્લાહ તશરીફ લે ચલે, તો ઉસ વકત કાબીલ બાવસ્ફે–તલાશ[6] ન મિલા. ઓર રાહમેં અજીગ[7] ઇન્કેલાબ[8] વ તગય્યુર[9] પાયા ગયા કે–બાઅઝે દરખ્ત[10] સમરદાર[11] પર સમર[12] નથે, ઓર બાઅઝું મેં થે; મગર બહોત કમ. ઓર અશ્જાર–ખારદાર[13] રાહમેં નિહાયત કસરત[14] મોજુદ થે; હાલાંકે પેશતર[15] ઉન્કા વુજુદ[16] નથા ઓર વુહુશો–તુયુર[17] જો કે ઇન્સાન સે

૧. તરફથી. ૨. જાણ. ૩ માટે; વાસ્તે. ૪. બજાવવું; બજાવણી. ૫. હજને લગતી ક્રિયાઓ. ૬. શોધવા છતાં. ૭. આશ્ચર્યકારક ૮. ઉલટ પાલટ ૯. ફેરફાર ૧૦. ઝાડો; વૃક્ષો ૧૧. મેવાવાળા, ફળ આપનાર ૧૨. ફળ ૧૩. કાંટાવાળાં ઝાડો ૧૪. વધુ પ્રમાણમાં ૧૫. એથી અગાઉ ૧૬. હસ્તી; મોજુદગી ૧૭. પશુ પક્ષીઓ.

"જીમ"

ઉલ્ફત[1] વ મુવાનેસ્ત[2] કરતેથે, વોહ આદમીયોંકો દેખકર ભાગતેથે. ફિર એક આંધી[3] અયસી આઇકે આલમ[4] તારીક[5] નઝર આને લગા, ઓર હઝરત આદમભી ગભરાયે ઓર હઝરત જીબ્રઇલ સે પુછને લગે કે, " અએ અમીને ખુદા ! યેહ તગય્યુર વ ઇન્કેલાબ જો નઝર આતા હયે, અવ્વલ કભી નથા. ઇસકા સબબ જો તુમ જાનતે હો, બયાન ફરમાઓ !" હઝરત જીબ્રઇલ અ૦ ને ફરમાયા કે, " યેહ સબ તગય્યુર વ ઇન્કેલાબ શુમીએ માઅસીય્યતે કાબીલ[6] પીસરે નાલાયેક વ નાફરમાં બરદાર તુમ્હારેસે હુઇ હયે; કે ઇસને નાહક હાબીલ અપને ભાઇકો મારડાલા' યેહ હાલ સુનકર હઝરત આદમ અ૦ કો અએસા ગમ વ અલમ દામનગીર[7] હુવા કે પાંચસો બરસ તક નહીં હંસે ઓર એક રિવાયત હયે કે, દો બરસ તક કબ્રે હાબીલ પર કેયામ પઝીર રહે ઓર એક મરસીયાતભી નઝમ ફરમાયા."

( મવલવી અબદુલ મોહસિન હસન સાહેબ કૃતઃ
જીલ્દ ૧ પેજ ૧૧૪—૧૧૫ )

ઉપરના ઉતારાથી ખુલ્લી રીતે જોઇ શકાય છે કે, અઝાદારીની ઉત્પતી હ૦ આદમ અ૦ ના વખતથીજ થયેલી છે. કેટલાકો, સબંધીઓને અને વ્હાલાઓ માટે રોવાને ખરાબ સમજાવે છે, પણ તેઓની તે સમજફેર છે. ઉપરના ઉતારાથી જણાય છે કે હ૦ આદમ અબુલ બશર (મનુષ્યોના બાપ) પણ પોતાના ફરઝંદના ગમમાં રોયા છે; તો અગર

૧. મોહોબત, ૨. દોસ્તી કરવી; હળીમળી જવું, ૩. અંધકાર ૪. દુનિયા, ૫. અંધકારમય, ૬. કાબીલના ગુનાહની બદબખતીના કારણે ૭. ઉત્પન થવું; પલ્લે પડવું, ૮. રહેવું; નિવાસ કરવો.

" જીમ "

અઝીઝોના ગમ અને જુદાઇમાં રોવું બરાબર ન હતે, તો હ૦ આદમ રૂદન કરતે નહિં. મજકુર હકીકતથી તો એટલુંજ જણાય છે કે હ૦ આદમ પોતાના ફરઝંદના કત્લ થવા ઉપરે રડયા હતા. પણ અઝીઝોથી વીખુટા પડવા માટે પણ રૂદન કરવાનું પાક કુરઆને શરીફથી સાબેત થાય છે, જે વર્ણન નીચે ટાંકી બતાવીશ—

૧ "અને તેણે તેઓની તરફથી મ્હોં ફેરવ્યું અને કહ્યું અરે! યુસુફ માટે મ્હારૂં દુઃખ! અને તેની આંખો દુઃખથી સફેદ થઈ ગઇ અને તે રીસથી ભરેલો હતો."

(સુરએ યુસોફ—આયત ૮૪ મી, પ્રોફેસર કૃત તરજુમોઃ પેજ ૪૬૬)

(મજકુર આયતનાં ટીપણમાં પ્રોફેસરે જણાવેલ છે "એટલે કે તેના ડોળાની અતિશય કાળપ જતી રહી, અને હમેશા રડવાથી તે ડોળા મોતીના સફેદ રંગ જેવા થઇ ગયા; જેથી તેની દ્રષ્ટી ઘણીજ નબળી પડી ગઈ.")

૨ "તેઓએ કહ્યું, ખુદાના સોગંદ છે કે તું હમેશ વિલાપ કરી યુસોફને યાદ કરે છે, જ્યાં સુધી કે તું બીમાર થઇ મોત નીઝદીક પહોંચીશ; અથવા તું મરનારાઓમાંનો થઇશ."

(સુરએ યુસોફ—આ. ૮૫ મી; પ્રોફેસર કૃત તરજુમોઃ પેજ ૪૬૭)

૫ "તેણે કહ્યું, હું માત્ર મ્હારી દિલગીરી અને દુઃખની દાદ ખુદા પાસેજ માંગીશ અને જે તમે જાણતા નથી તે હું ખુદા તરફથી જાણું છું."

(સુરએ યુસોફ—આ. ૮૬ મી, પ્રોફેસર કૃત તરજુમોઃ પેજ ૪૬૭)

(મઝકુર આયતના ટીપણુમાં પ્રોફેસરે જણાવેલ છે—એટલે હઝરત યુસોફ જીવતા છે એ વાત; કારણ કે એક વખત મોતનો ફેરેશ્તો હઝરત યઅકુબ પાસે આવ્યો ત્યારે તેણે તેને પુછયું કે તેં હઝરત યુસફનો જીવ લીધો છે કે નહિ? અને તેણે ના પાડી.)

એ રીતે પાક કુરઆને શરીફથી પણ અઝીઝોની જુદાઈમાં રોવાનું સાબેત થાય છે. મતલબ કે જ્યારે ફક્ત જુદાઇ ઉપરે પણ રોવાની અટકાયત નથી, ત્યારે અઝીઝના મર્ણ ઉપરે કેવી રીતે રોવાની અટકાયત હોઇ શકે?! હ૦ યાકુબને ખબર મળી ચુકી હતી કે, યુસુફ જીવતા છે; છતાં ફકત તેઓની નજરથી અળગા થવાની જુદાઇમાં એટલું રડયા કે આંખોમાં સફેદી આવી ગઇ! અગર રોવાની મનાઈ હતે, તો હ૦ યાઅકુબ (કે જે ખુદાના તરફથી પયગમ્બર હતા તેઓ) હ૦ યુસુફની જુદાઈમાં એટલી હદ સૂધી રડતે નહિં!!! *

ઇસ્લામી આલમ—ઇસ્લામી ત્વારિખમાં હી૦ સ૦ ૬૦ (ઇ૦ સ૦ ૬૮૦) નો એક હ્રુદયભેદક બનાવ, જે લોહીના

* વળી હ૦ યુસુફ કે જેઓ પોતે પણ પયગમ્બર હતા, તેઓ મીસરના કેદખાના વી૦ માં પોતાના બાપ યાઅકુબ અ૦ ની જુદાઇમાં જે રડયા છે, તે પણ મશહુર છે. તેવીજ રીતે હ૦ રસૂલે ખુદા સ૦ નું પોતાના કાકા જનાબે હમઝા અ૦ ની શહાદત ઉપરે રડવું, અને પોતાના ફરઝંદ ઇબ્રાહીમના મર્ણ વખતે રડવું— હ૦ રસુલ સ૦ ની વફાત પછી બીબી ફાતમાનું રડવું— ઇમામ હુસેન અ૦ ની મુસીબતની યાદમાં લાંબી મુદત સૂધી ઇમામ ઝયનુલ આબેદીન અ૦ નું રડવું વી૦ વી૦ વર્ણનો ઇસ્લામી ત્વારિખોમાં મોજુદ છે. અગર રડવાની મનાઇ હતે, તો એ બુઝર્ગ વારો હરગીઝ રોતે નહિં,

"જીમ"

અક્ષરોએ નોંધાઇ ગયો છે; તે કોઇ પણ ઇસ્લામી ભૂલી શકે તેમ નથી ! ઇસ્લામીઓના મહાન પયગમ્બર હ૦ **મોહમ્મદ મુસ્તફા** સ૦ ના નવાસા હ૦ **ઇમામ હુસેન** અ૦ અને તેઓના ફરઝંદો, અઝીઝો, અને અન્સારો (મદદગારો—દોસ્તો;) મેસોપોટેમીયામાં આવેલ **કરબલાની** ઝમીન ઉપરે—ત્રણ દિવસના ભુખ્યા અને પ્યાસા, અસંખ્ય સંકટો વેઠીને **યઝીદી લશ્કરના** હાથે ઘણીજ ક્રૂર રીતે શહીદ થયા છે—તે ( સન ૬૦ હીજરીનો ) ભયંકર અને કરૂણાજનક બનાવ એવો તો હૃદયભેદક અને અંતઃકરણને ચીરી નાખનાર બનાવ છે, કે જે ઉપરે સર્વ ઇસ્લામીઓ અને અન્ય જ્ઞાનશિલ અને દયાળુ હૃદયવાળા ગેર ઇસ્લામીઓ પણ અશ્રુપાત કર્યા વિના રહી શકતા નથી ! ! તે મહાન ગમખ્વાર અને હૃદયભેદક બનાવનો ચિતાર આપવાને મારી અદના કલમમાં શક્તિ નથી. એટલુંજ જણાવવાનું બસ છે કે, મઝકુર બનાવ તવારિખોમાં ( સદાના માટે ) લોહીના અક્ષરોએ નોંધાઇ રહ્યો છે ! ! !

આહ ! તે જીગર ફાડી નાખનાર બનાવ, અને ઇસ્લામીઓના મહાન પયગમ્બરના નવાસાનો પ્રશંસાપાત્ર આત્મભોગ ! સમગ્ર સૃષ્ટીને રોવડાવી રહેલ છે ! ! ! ઇમામ હુસેન અ૦ ની મઝલુમી—તેઓની અહલે બયત ઉપરેની મુસીબતો, તેઓના ફરઝંદો, ભાઇઓ, અઝીઝો અને દોસ્તોની હૃદયભેદક કુરબાનીઓ—એ સર્વે એવા બનાવો છે કે, જે પથ્થર જેવા સખ્ત દીલને પણ પીગળાવવાને પૂરતા છે ! ! !

**હ૦ ઇમામ હુસેન અ૦ ની** સત્યતા ઉપરે કુરબાની, ઝુલ્મ સહન કરવાની શકિત, દીને મહમ્મદીને સજીવન રાખવા ખાતર અસંખ્ય સંકટો સહન કરવા એ સર્વે

એવી બાબતો છે કે તે તરફ દયાળુદિલ મનુષ્યની લાગણી ખેંચાય, એ સ્વભાવિક છે! અને એ સાચી કુરબાની અને આત્મભોગમાં એવું તો મહત્વ અને ઉમદા રહસ્ય સમાએલું છે, કે જે ઉપરે મુન્સફ્મીજાઝના યુરોપીયન પારસી અને હિંદુ વિદ્વાન લેખકોએ, દીલસોઝીની સાથે કલમ ચલાવેલ છે!

**ઇસ્લામને** સજીવન રાખવા ખાતર હ૦ ઇમામ હુસેન અ૦ મે જે ભોગ આપેલ છે તે **ખ્વાજા મોઇનુદ્દીન ચીરતી**ની બનાવેલ યાદગાર રૂબાઇથી સ્પષ્ટ જણાય છે-

શાહ અસ્ત હુસૈન, પાદશાહ અસ્ત હુસૈન,
દીનસ્ત હુસૈન, દીંપનાહ અસ્ત હુસૈન;

સરદાદ, ન દાદ દસ્ત દર દસ્તે યઝીદ,
હક્કા કે બિનાએ "લાએલાહ", × અસ્ત હુસૈન.

ઉપરની રૂબાઇથી ખુલ્લું જણાઇ આવે છે કે દીને ઇસ્લામનાં **સાચા ફિદાઇ** હ૦ ઇમામ હુસેન અ૦ મે પોતાની પ્યારીજાન અર્પણ કરીને દીને ઇસ્લામની બુનીયાદ કાયમ રાખી. ફકત તેઓનીજ જાનની કુરબાની નહિં બલ્કે ઇસ્લામની ખાતર તે મઝલુમના જીગરના ટુકડાઓ ( ફરઝંદો ) ભાઇઓ અને અઝીઝો-અન્સારની કુરબાનીઓ એવી તો

× "લાઇલાહાઇલ્લલ્લાહ" નો જે કલેમો ઇસ્લામીઓ પડી રહ્યા છે તેની બીના ( એટલે તે ચાલુ રહેવાનાં સબબ ) હ૦ ઇમામ હુસેન અ૦ છે. અગર ઇમામ હુસેન અ૦ યઝીદની ઇતાઅત કબુલ કરી લેતે તો દીન ઇસ્લામનું નીશાન તક દુનિયામાં બાકી રહેતે નહી તો પછે કલેમાની હસ્તી પણ કયાંથી રહેતે ? ( દીન ઇસ્લામનું નીશાન તક બાકી રહેતે નહિ જેના ખુલાસા માટે યઝીદની ચાલ ચલણની હકીકત ઇસ્લામી તારીખમાં જુઓ. )

"જીમ"

કરૂણાજનક રિતે થયેલી છે કે, તેથી દરેક સાચા ઇસ્લામીને ઇસ્લામ ફરજોનું ઉમદા શિક્ષણ મલેછે ! ! !

ઇસ્લામના સાચા ફિદાઇ હ૦ ઇમામ હુસેન અ૦ ની શહાદતમાં એવા એવા ઉમદા રહસ્યો સમાયલા છે કે જે માટે ચાલુ સમયના હિન્દુ–મુસ્લીમ નેતાઓ બહુજ સરસ ઉદ્દગારો કાઢી રહ્યા છે ! તે સર્વ ઉદ્દગારો લંબાણુના ભયથી અત્રે ટાંકી શકાતા નથી. ( જાહેર પેપરોમાં રસ લેતા સુજ્ઞ વાંચકોથી તે ઉદ્દગારો છુપા નથી, ) મરહુમ અલ્લામા સૈયદ ગુલામ હસનયન સાહેબ કન્તુરીએ " હુસેનીય્યાહ કુરઆનીય્યાહ " નામના રિસાલામાં પાક કુરઆને શરીફની આયતોથી ( આઠ પ્રકરણોમાં ) હ૦ ઇમામહુસેન અ૦ ની શહાદતની મહત્વતા અને તેમાં સમાયલા ઉમદા રહસ્યો એવી તો ઉત્તમ રીતે સમજાવેલ છે કે તે દરેક સમજુ વર્ગ માટે એક ઉમદા દલીલ થઇ પડે છે ! ઉપરાંત "મેઅત્યન" નામની તેઓની બનાવેલ કિતાબમાં પણ એ સબંધે બહુજ ઉમદા વર્ણન જોવામાં આવે છે, ( ઉર્દૂ ભાષા જાણનાર વાંચકોને મજકુર બેઉ કિતાઓ જોઇ જવાની ખાસ ભલામણ છે. ) ઉપરાંત હાજી ગુલામઅલી સાહેબ તરફથી ગુજરાતીમાં પ્રગટ થયેલ " તાબુતે હુસૈન " અને લોઅલોઓ વલ મરજાન " નામની કિતાઓમાં એ સંબધે બહુજ ખુબીની સાથે વર્ણન કરવામાં આવેલ છે અને તેમાં ઈમામ હુસેન અ૦ની મુસીબતમાં રોવું–માતમ કરવો અને તાઝીયા–અલમ બનાવવા વી૦નું જાયેઝ હોવું નકલી અને અકલી દલીલોથી સાબેત કરી બતાવેલ છે. થોડુંક થયાં મી૦ જાનમહમદભાઇ ઝીણા અઝીઝ તરફથી ગુજરાતીમાં એક રિસાલો પ્રગટ થયેલ છે, જેમાં હ૦ ઈમામ હુસેન અ૦ ની શહાદતની મહત્વતા અને એમાં સમાયલા ઉમદા રહસ્યો માટે મુન્સફ મીજાઝના યુરોપીયન વિદ્વાનોએ જે મતો દર્શાવ્યા છે તે

ટાંકી બતાવેલ છે જેથી પણ દરેક સમજુ વર્ગ હ૦ ઈમામ હુસેન અ૦ની ઇસ્લામ પ્રત્યેની દીલસોઝ લાગણીનો અંદાઝ કાઢી શકે છે! હ૦ ઈમામ હુસેન અ૦ મે પોતાનો આત્મભોગ આપીને કયામત સુધીના ઇસ્લામીઓ ઉપરે કેવો મહાન એહસાન કરેલ છે અને તેઓની અઝાદારીમાં ઇસ્લામને કુવ્વત આપવા માટે કેવો રૂહાની અસર સમાયલો છે, વીગેરે બાબતોનું રહસ્ય યુરોપીયન વિદ્વાનો પણ સારી રીતે સમજી શકયા છે, જે માટે અત્રે ફકત બેજ મતો ટાંકી બતાવીશ.

૧ "ઇસ્લામીઓ જો તરક્કી પકડશે તો તેઓ માટે મોટું સાધન આ હુસેનની મુસીબતનું છે. એજ સાધનથી તેઓમાંના મતભેદ દુર થઇ આપસમાં મળી જાય એવું માલુમ પડે છે. ભવીષ્યમાં એજ સાધનના સબબથી તમામ મુસલમાનો એકસંપીના અમલ નીચે ઉભા રહે. હ૦ ઇસા અ૦ ને તમામ બાબતમાં હ૦ હુસેન અ૦ ની રીતભાત મળે છે, ફકત એટલોજ ફરક છે કે હ૦ ઈસા અ૦ કરતાં હ૦ હુસેન અ૦ ની મુસીબતો વધારે અને વધારે સખત છે હુસેનને માનવાવાળાઓને અગર નડતરો નડત નહિં, આડા આવનારા આડા આવત નહિં, અને હાલની જેમ આઝાદ હતેતો આજ તેઓની કુવ્વત બહુજ વધી જતે, અને ઇસ્લામનું જોર બહુજ થઇ જતે."
( જરમન ડૉ૦ મૅરયુ મોરબીનના લેખમાંથી. )

૨ "ઇમામ હુસેન અ૦ નો સખ્ત ગમ ભરેલો બનાવ એક ઘણા દુરના મુલ્કમાં ઘણી લાંબી મુદ્દત થઇ બન્યો છે, પણ એ બનાવ એટલો તો ગમ ભરેલો છે કે અગર બે રહેમ અને પથ્થર જેવા દીલવાળો સાંભળે તોપણ તેનું દીલ હલી જાય.

જોઇએ તેવો બેરહેમ હોય પણ હુસેનનું નામ સાંભળતાંજ તેના દીલમાં **હમદર્દીનો જોશ** પેદા થઇ જશે."

( ગીગન કૃત 'ડીકલાઈન એન્ડ ફૉલ ઓવ ધી રોમન એમ્પાયર' ચેપ્ટર ૯ પેજ ૩૪૬ )

ઉપરના ઉદ્‌ગારોથી વાંચકો જોઇ શકશે કે, હ૦ ઇમામ હુસેન અ૦ ની **અઝાદારી**માં કેવું ઉમદા રહસ્ય સમાયલું છે, અને ઇસ્લામની તરક્કીના માટે તે **અઝાદારી** કેવું ઉત્તમ સાધન છે!!! એજ કારણોના લીધે—કુલ્લે ઇસ્લામીઓ શું- શીઆઓ, કે શું સુન્નત જમાઅત, હ૦ ઈમામ હુસેન અ૦ ની અઝાદારી ટકાવી રાખવાને મહા મોટું પુણ્ય સમજે છે; અને તે હદીસો વી૦ થી પણ (અઝાદારી કરવામાં સવાબ હોવાનું ) સાબેત થાય છે. પણ લંબાણના ભયથી તે હદીસો અત્રે ટાંકી શકતો નથી; ઇસ્લામી કિતાબોમાં એવી સેંકડો હદીસો મોજુદ છે. મતલબ કે હ૦ ઇમામ હુસેન અ૦ મે દીને ઈસ્લામની ખાતર જે જે સંકટો સહન કર્યા છે, અને જે જે ઉમદા કુરબાનીઓ કરેલી છે, તે પ્રત્યે ઇસ્લામીઓ ફીદા ફીદા થઇ રહ્યા છે; અને ઇમામ હુસેન અ૦ ની યાદગીરી કાયમ રાખવામાં પોતાનો દીન અને ઇમાન સમજે છે! અને ક્યામત સુધી તેવી યાદગીરી જળવાતી રહેશે!!! ઇસ્લામીઓ તો શું? અન્ય ધર્મોવાળાઓમાંના દયાળુ હ્રદય ધરાવતા ગ્રહસ્થો પણ હ૦ ઈમામ હુસેન અ૦ ના સંકટો પ્રત્યે સંપૂર્ણ દીલસોઝી ધરાવે છે, અને તે ગરીબો—મઝલુમ ઉપરે પડેલા સંકટો અન્ય ધર્મીઓને પણ રોવરાવે છે. પટનાના સબજજ રાયબહાદુર **માતાદીન** નામના હિંદુ સદગ્રહસ્થે, હ૦ ઇમામ હુસેન અ૦ ની અઝાદારી માટે ઉદગારો કાઢેલા છે:—

"ખુશા વોહ લોગ ! જો આતે હયેં, બઝમે માતમ મેં;
ખુશા વોહ હાથ ! જો પીટેં હુસેનકે ગમ મેં.
વોહ દીલ હો ખાક, નહો જીસમેં એહલે બયતકા ગમ !
વોહ ફુટે આંખ, રોઇ નહીં મોહરમ મેં ! ! !"

ઉપરની રૂબાઈ મુજબ એક હિંદુ સદગ્રહસ્થ ઈમામ હુસેન અ૦ ની મુસીબતમાં રડવા, માતમ કરવાની કેવી સખ્ત અગત્યતા ધારે છે, તે સ્પષ્ટ જણાઇ આવેલ છે. પણ અફસોસ છે કે-કેટલાક નામધારી અને એહસાન-ફરામોશ મુસલમાનો ( કે જેઓના દીલો, પાક કુરઆને શરીફમાંની સુરએ બકરની આયત ૭૬ માંના "**કલ હેજારતે અવ અશદો કસવહ**" ના ફકરા મુજબ પથ્થરો કરતાં પણ વધુ સખ્ત છે, ) ફકત ઝબાની ઈસ્લામનો દાવો કરવાવાલા, પણ અંદર ખાને ઇસ્લામની કમર તોડવાવાળા વેશધારી મુસલમાનો હ૦ ઇમામ હુસેન અ૦ મે ઇસ્લામીઓ ઉપરે જે એહસાન કરેલ છે તે એહસાનો ભૂલી જઇ, હ૦ ઈમામ હુસેન અ૦ ની અઝાદારીને તોડી પાડવા મથન કરી રહ્યા છે ! ! ! તેવા નામના મુસલમાનો, હ૦ ઈમામ હુસેન અ૦ ની અઝાદારી મીટાવવાને તનતોડ પ્રયત્નો આદરી રહ્યા છે, અને **અઝાદારી** વિરૂદ્ધ સખ્ત ટીકાઓના બાણો વર્ષાવી રહ્યા છે ! જાણે કે **યઝીદી** કાર્ય સંપુર્ણ કરવાનું બીડું તેઓએ કેમ ઝડપ્યું ન હોય ? ! ! એક શાએરે ખરૂં કહ્યું છે કેઃ—

"યક હુસેને નીસ્ત, તા ગરદદ શહીદ;
વર ન દર આલમ, બિસીયારન્દ યઝીદ !"

**મતલબ કે હ૦ ઇમામ હુસેન અ૦ જેવો કોઈ મઝલુમ અને સંકટો સહન કરનાર ( હાલ ) દુનિયામાં મોજુદ નથી કે જે સંકટો સહી સહીને શહીદ થાય; નહીંતર**

સુધીમાં (હાલપણ) યઝીદો (યઝીદી કાર્ય કરનારાઓ) ઘણા મોજુદ છે!

હ૦ **ઇમામ હુસેન** અ૦ ઉપરે પડેલાં સંકટો એવાં તો હૃદયભેદક સંકટો છે કે, જેની યાદ કરીને (આવનારા બનાવોની યાદ લાવીને) આગળના પયગમ્બરો, અગાઉથી ગમ અને રૂદન કરી ગયા છે; જેની હકીકતો ઇસ્લામી ત્વારિખો પૂરી પાડી રહી છે. આગળની આસમાની કિતાઓ (તવરેત, ઈન્જીલ વી૦) માં પણ **મોહોરમ** માસની દસમી તારીખે (આશુરાનાં દિવસે) ગમ કરવાનું વર્ણન કરવામાં આવેલ છે. **બાઇબલ** (ઈન્જીલ) માં, જે દીવસે ઇમામ હુસેન અ૦ શહીદ થયા છે તે મોહરમની દસમી તારીખ અને **આશુરાના** દિવસને "દીલને સખત દુખ પહોંચાડનાર દીવસ" તરીકે જણાવવામાં આવેલ છે. જે સર્વે સનદો અત્રે ટાંકતાં લંબાણ થઈ જવા પામે જેથી તે અત્રે ટાંકી શકતો નથી. હાજી ગુલામઅલી સાહેબ તરફથી પ્રગટ થયેલ "તાબુતે હુસેન" નામની કિતાબમાં પણ એ સબંધે વિવેચન જોવામાં આવે છે. જે તેના પૃષ્ઠ ૧૫૩ તથા ૧૫૪ માં વાંચકોએ જોઇ જવા કૃપા કરવી.

પ્રિય વાંચકો હ૦ આદમ અ૦ ના ફરઝંદ **હાબીલ** ના શહીદ થવા વખતે સુધીમાં જે કુદરતી ફેરફારો જણાયા, તે આપ ઉપર (શરૂઆતમાંજ) જોઇ ગયા છો. હ૦ ઇમામ હુસેન અ૦ ની શહાદતનો બનાવ-હ૦ હાબીલનાં બનાવ કરતાં હઝારો દરજ્જે વધુ સંકટમય હતો, તો તે વખતે પણ ઝમીન આસમાન ઉપરે કુદરતી ફેરફારો થયા હોય, તેમાં નવાઈ શી? તે વખતે દુનિયામાં જે જે કુદરતી ગમના આસારો જણાયા, તેનું સ્પષ્ટ વર્ણન ઇસ્લામી ત્વારિખોમાં મોજુદ છે. સુર્યને ગ્રહણ લાગવું, દિવસનું રાત્રિની જેમ

અંધકારમય થઇ જવું, આકાશમાંથી તારાઓનું તુટવું, આકાશમાંથી લોહીના છાંટાઓ પડવા, કરબલાની ઝમીનનું ધ્રુજવું, ઈમામ હુસેન અ૦ ના શહીદ થઇ જવાનો ગેબી અવાઝ આવવો, વી૦ વી૦ બનાવો ઇસ્લામી તવારિખોમાં નોંધાયલા છે. જેમાંથી કેટલીક સનદો નીચે ટાંકી બતાવીશ.

૧ "એવું કહેવામાં આવ્યું છે કે સાચા મોમેનોના મૃત્યુ પછી આકાશો રડે છે; અને જ્યારે હઝરત યહ્યા અને એમામ હોસેનની કત્લ કરવામાં આવી ત્યારે તેઓ ૪૦ દિવસ સૂધી રડયાં હતાં."

(પ્રોફેસર ઇસ્ફહાની કૃત તરજુમોઃ પેજ ૯૫૨ ની ટીપણુમાંથી)

૨ "ઇસ આયત * કી તફસીરમેં સહીહ મુસ્લીમ× મેં લિખ્ખા હયે કે જબ હઝરત ઇમામ હુસેન અ૦ શહીદ હુવે તો ઇસ મુસીબત પર આસમાન ભી રોયા, ઓર આસમાનકા રોના ઉસ્કા સુર્ખ[1] હોજાના હયે. ઇસ્કી મોઅય્યદ[2] વોહ રીવાયત હયે, જીસે અલ્લામા ઇબ્ને હજર ઇસ્કેલાની[3] ને સવાએકે મોહરેકાહ મેં ઝિક્ર કિયા હયે કે હ૦ અલી અ૦ કા એક દફા કુરબલા સે ગુઝર હુવા. જબ કબ્રે હુસેન[4] કી જગેહ પહોંચે તો ફરમાયા, યેહી હમારે ઉટોંકો બીઠાનેકી ઓર અસ્બાબ રખનેકી જગેહ હયે, ઓર યેહી હમારે ખુન બહાનેકી જગેહ હયે.[5] રસુલ સ૦ કી એહલે બયતમેં સે કુચ્છ લોગ ઈસી મયદાનમેં કત્લ કીયે જાએંગે, જીનપર આસમાનભી રોએગા ઓર ઝમીનભી."

* સુરએ દોખાનની આયત ૨૯ મી × સુન્નત જમાઅતની (સેહાહે સિત્તામાંની) મોઅતબર કીતાબ

"જીમ"

( મવલવી ફરમાનઅલી કૃત તરજુમાનાં પેજ ૭૬૨ ની ફૂટનોટ )

૩ "તફસીરે કુમી મેં હયે કે—જનાબે અમીરૂલ મોઅમેનીન કે સામને એક શખસ ગુઝરા[૬] કે અલ્લાહ ઓર ઉસકે રસૂલકા દુશ્મનથા—તો હઝરતને યેહ આયત તીલાવત ફરમાઈ ( ફમા બકત અલયહેમુસ્સમાઓ વલ અર્ઝો વમા કાનૂ મુન્ઝરીન ) ફિર હઝરતકે સાહેબઝાદે જનાબ ઇમામ હુસેન આપકે પાસ સે ગુઝરે, તો આપને ફરમાયા કે યેહ વોહ શખ્સ હયે, જીસ્પર આસમાન વ ઝમીન ઝુરૂર રોએંગે. ફિર ફરમાયા કે આસમાન વ ઝમીન યાતો હઝરતે યહયા ઇબ્ને ઝકરીયા પર રો ચુકે હયેં, યા અબ હુસેન પર રોએંગે. તફસીરે મજમ ઉલ બયાન મેં જનાબે ઇમામ જાઅફરે સાદેકસે મનકુલ હયે કે—આસ્માન, હ૦ યહ્યા ઇબ્ને ઝકરીયા ઓર હઝરત ઇમામ હુસેન ઇબ્ને અલી મુરતઝા પર ચાલીસ દિન રોયા હયે. ઓર ઇન દોનોં હઝરાતકે સિવા ઓર કીસી પર નહીં રોયા. કિસીને અર્ઝ કી—યબ્ન રસૂલિલ્લાહ ! ઉસ્કે[૭] રોનેકી અલામત[૮] કયાથી ? ફરમાયાકે—તુલુઓ ગોરૂબ[૯] કે વકત બહોતહી ઝયાદાહ સુર્ખી[૧૦] હો જાયા કરતીથી."

---

૧. રાતો ૨. ટેકો દેવા વાળી ૩, સુન્નત જમાઅતના એક જબરદસ્ત આલીમ ૪, એટલે આગળ જતાં જ્યાં હ૦ ઇમામ હુસેનની કબર થવાવાળી હતી તે જગ્યા ૫. અત્રે 'હમારે' થી મતલબ એહલે બયત છે ૬. વટાણો પસાર થયો ૭. એટલે આસમાનના રોવાની ૮. નીશાની ૯. સુર્યોદય અને સુર્યાસ્ત ૧૦. લાલાશ

"જીમ"

( મવલવી મકબુલ અહમદ કૃત તરજુમાનાં પેજ ૭૯૩ ની ફૂટનોટ )

૪. "આખિર-હઝરત ઇમામ હુસેન રઝેયલ્લાહ તઆલા અન્હોકો શહીદ કર ડાલા ઓર આપકા સર મુબારક એક તશ્તમેં [૧] રખકર ઇબ્ને ઝીયાદકે સામને પેશ કીયા ગયા. ખુદા કાતીલે હુસેન [૩] (રઝીયલ્લાહ તઆલા અન્હો ) ઓર ઇબ્ને ઝીયાદ ઓર યઝીદ પર લઅનત કરે ! યેહ વાકેઆ [૪] બરોઝે આશુરા મુકામે કરબલા મેં વાકેઅ [૫] હુવા. ઇસકા કિસ્સા બહોત તૂલ [૬] હયે ઓર કોઇ કલબ [૭] ઇસકે સુનનેકા મુતહમ્મીલ [૮] નહિ હો સકતા ! ( ઇન્નાલિલ્લાહે વઇન્ના એલયહે રાજેઉન ) આપકે સાથ આપકી એહલેબયતમેંસે સોલાહ આદમી શહીદ હુવે. આપકી શહાદતકે બાઅદ દુનિયાં સીયાહ [૯] હોગઇ. સાત દિન બરાબર દીવારૂં [૧૦] પર ધુપ [૧૧] કા રંગ ઝઅફરાની [૧૨] માઅલુમ હોતાથા, તારે એક દુસરે પર ટુટ ટુટ કર ગીરતે થે. ઇસ રોઝ સુરજકો ગહન લગ ગયા થા. આસમાનકે કિનારે છે માહ તક સુર્ખ રહે ઓર ઇસકે બઅદ યેહ સુર્ખી [૧૩] અબતક બરાબર મોજુદ હયે; હાલાંકે કત્લે-હુસેનસે પહેલે ઇસકા કભી નામો નીશાનભી ન થા ! કહેતે હયેં કે ઇસરોઝ બયતુલમુકદ્દસમેં જો પથ્થર ઉઠાયા જાતા થા ઉસકે નીચેસે ખુન તાજા નીકલતા થા ઓર જીતના કસમ [૧૪] લશ્કરે મુખાલેફ મેં થા, સબ રાખ હો ગયા. ઇન ઝાલીમોને અપને

૧. થાળ. ૨. રાખવું; લાવવું. ૩. હુસેનના કાતીલો. ૪. બનાવ. ૫. બનવું. ૬. લંબાણ. ૭. દીલ; અંતઃકરણ. ૮. શકિત ધરાવની. ૯. કાળી; કાળાશ પડતી. ૧૦. ભીંતો. ૧૧. તડકો. ૧૨. કેસરના જેવો. ૧૩. રતાશ. ૧૪. એક જાતની ખોરાકી ચીજ વી૦

લશ્કરમેં એક ઉંટ ઝમહ કીયા તો ઉસકા ગોશ્ત આગકી તરફ જલતા માઅલુમ હુવા ઓર જબ ઉસકો પકાયા તો કોયલેકી તરેહ હો ગયા. "

(જલાલુદ્દીન સીયુતીકૃત 'તારીખુલ ખુલ્ફાનો ઉર્દૂ તરજુમોઃ પેજ ૧૧૨ ×)

૫. **શોઅલબી** " [૧૬] રહમતુલ્લાહ અલયહે રિવાયત કરતે હયેં કે—જનાબે ઈમામ હુસેન અ૦ કી શહાદત પર આસમાન રોતા રહા ઓર ઉસકા રોના સુર્ખીકા નમુદાર [૧૭] હોના હયે ઓર **શોઅલબીકે** સિવા ઓર લોગુંને લિખ્ખા હયે કે આસમાનકે કીનારે આપકે કત્લકે બાઅદ છે મહિને તક સુર્ખ રહે ફિર હમેશા વોહ સુર્ખી નમુદાર હોને લગી. ઈબ્ને **સીરીન** [૧૮] રહમતુલ્લાહ અલયહે કેહતે હયેં કે હમકો માઅલુમ હુવા હયે કે યેહ સુર્ખી જો શફક [૧૯] કે સાથ હયે જનાબે ઇમામે હુસેન કે કતલ કે પહેલે નથી"×

× અલ્લામા જલાલુદ્દીન સીયુતી એકદમ ચુસ્ત સુન્ની હતા, જો તેઓની તારીખોનાં લખાણોથીં જણાય છે તો એઓના લખાણુ એક અદ્ભુત મજબુત સનદ મળી શકાય. એ લખાણુમાથી ઇમામ હુસેન અ૦ની અઝાદારી અને તેઓનાં કાતીલો ઉપરે લઅનત સ્પષ્ટ રીતે જણાઇ આવે છે.

× એ સનદથી જણાય છે કે સુર્યાસ્ત અને સુર્યોદય વખતે જે રતાશ આકાશ ઉપરે જોવામાં આવે છે તે ઇમામ હુસેન અ૦ની શહાદત પછીજ થયલી છે તેથી અગાઉ ન હતી ( એ સનદ પણ સુન્નત જમાઅતનીજ છે. )

૧૫ વિરોધીઓ. ૧૬. સુન્નત જમાઅતના એક આલીમ. ૧૭. જોવામાં આવવું; જાહેર થવું. ૧૮. સુન્નત જમાઅતના આલીમ. ૧૯. સુર્યોદય અને સુર્યાસ્ત વખતે આકાશની કીનારી ઉપર રતાશ છે તે.

" જીમ "

( મવલવી ઓામયદુલ્લાહ અમ્રતસરી કૃત સવાનેહે ઉમરી હ૦ અલી પેજ ૩૪૮ )

પ્રિય વાંચકો, ઉપરની સનદોથી આપ જોઇ શકયા હશો કે હ૦ ઈમામ હુસેન અ૦ ના શહાદતનાં કારણે ઝમીન અને આસમાનની વચ્ચે કેવા કેવા કુદરતી ફેરફારો થયા હતા. આસમાનનો રંગ બદલાઇ જવો, તે દિવસથી આસમાનની કીનારી ઉપર રતાશનું જાહેર થવું ( અને તે રતાશ તે દિવસથી સુર્યાસ્ત વખતે આકાશમાં દ્રષ્ટિએ પડે છે ) વી૦ વી૦ જે કુદરતી નિશાનીઓ જોવામાં આવી તે ઉપરની સનદોમાં સ્પષ્ટ રીતે જોઇ શકાય છે. તદુપરાંત એ સબંધેની બીજી પણ ઘણી સનદો, ત્વારિખોમાં મોજુદ છે, પણ લંબાણના ભયથી તે સર્વે અત્રે ટાંકી શકતો નથી. અફસોસ તો એ છે કે—હ૦ ઇમામ હુસેન અ૦ ની શહાદત માટે, ઝમીન અને આસમાનની વચ્ચે કુદરતી રીતે ) ગમનાં ચિન્હો જણાય, અને કેટલાક નામધારી મુસલમાનો (જેઓ બાતીનમાં યઝીદી પયરવોજ છે તેઓ, ) હ૦ ઈમામ હુસેન અ૦ ની **અઝાદારી** મિટાવવાની કોશેશ કરે ! ! ! જે વિષે વધુ વિવેચન નહિં કરતાં, બાબુ **શામા ચરણ** સાહેબ નામના હિંદુ ગ્રહસ્થનાજ ઉદ્‌ગારો ટાંકી બતાવીશ:

" ભાઇઓ ! જુઓ, આ એક ગરીબ મઝલુમની અઝાદારી છે, માટે વાહીયાત વસવસાથી તેને મટાડવાની કોશીશ કરો નહિં ! અને એ ઝરીઆ (સબબ)થી ખુદાના બંદાઓને એ ખુદાના માનવંતાની સાથે મોહબ્બતનો જોશ થાય છે, માટે તેમાં ઘટાડો થવા આપો **નહીં** ! યાદ રાખો કે, આ મોટા મઝલુમનો ગમ છે, અને ભારે સબર કરનારની **અઝાદારી** છે. "

(મગોરઝા લેકચર્સ ઇ. સ. ૧૮૭૩)

ઉપરના ઉદ્‌ગારોથી હ૦ ઇમામ હુસેન અ૦ ની અઝાદારી માટે એક હિંદુ ગ્રહસ્થના કેવા ઉત્તમ વિચારો છે તે સ્પષ્ટ જણાઇ આવે છે. ખરેખર! ઈમામ હુસેન અ૦ ની અઝાદારીમાં એવોજ સરસ અસર રહેલો છે !!! ઇન્સાનો તો શું? જીન્નાત અને પરીઓએ પણ એ અઝાદારી બજાવી લાવેલ છે. જે નીચેની સનદોથી જણાઈ આવે છે—

૧ હબીબ બિન સાબેત કહેતે હયેં કે—મેંને પરીયોંકો જનાબે ઇમામ હુસેન અ૦ કી શહાદત પર રોતે સુના હયે કે કહેતી થીં, નબી સ૦ ને ઉન્કે માથેકો ચૂમા હયે! જીન્કે રૂખસારૂ[1] મેં ચમકથી! ઉન્કે માંબાપ કુરેશ[2] કે બુઝુર્ગ થે; ઉન્કે નાના સબ નાનાઃ ઉંસે બેહતરથે !!!

('સ્વાનેહ ઉમરી હ૦ અલીઃ' પેજ ૩૪૨)

૨ "હબીબ બિન સાબેત, જનાબે ઉમ્મુલ મોઅમેનીન ઉમ્મે સલમા રઝી૦ સે રિવાયત કરતે હયેં કે ફરમાતી થીં, જબસે આં હઝરત સ૦[3] કા ઇન્તેકાલ હુવા, મેંને સિવા ઇસ રાતકે કભી જીન્નાતકે નવહેકી અવાઝકો નહીં સુની! મેંને ઉસવકત સમજાકે મેરા બેટા, યાઅને હુસેન પ્યારા મારા ગયા હએ. મેંને અપની ખાદેમાં[4] સે કહાકે બાહેર નીકલ, ઓર પૂછ ઉસને મુજે ખબર લાકર દી કે, વોહ શહીદ હો ગયે હયેં."

('સ્વાનેહ ઉમરી હ૦ અલી': પેજ ૩૪૩)

૧. ગાલો ૨. અરબોમાં એક માનવંતો કબીલો ૩. હ૦ રસુલ સ૦ ૪. ખીદમત કરવા વાળી, ચાકરડી.

"જીમ"

હવે—હ૦ ઈમામ હુસેન અ૦ ની મુસીબત ઉપરે, (અગાઉથી તે મુસીબતને યાદ કરીને) હ૦ રસૂલે ખુદા સ૦ અને હ૦ અલી અ૦ નાં રોવા અને ગમ કરવાની સનદો પણ નીચે ટાંકી બતાવીશ.

૧ **અબી અમામાહ બાહેલી** સે મરવી હયે કે એક રોઝ હઝરત સ૦ ને ઇરશાદ કીયા કે, "ઇસ લડકે યાઅને ઇમામ હુસેન અ૦ કો મત રૂલાયા કરો" ઉસ રોઝ જનાબે ઉમ્મેસલમાં કે ઘરકી બારી[1]થી. હઝરત સ૦ કે પાસ જીબ્રઇલ નાઝિલ હુવે. હઝરત ઘરકી કોઠડી[2] મેં તશરીફ લે ગયે, ઓર ઉમ્મે સલમાંસે ફરમાયા, મેરે પાસ કિસીકો મત આને દેના. નાગહા[3] જનાબે હુસેન અ૦ તશરીફ લાએ, ઓર હઝરતકો દેખ કર કોટડીમેં ગુસને લગે. જનાબે ઉમ્મે સલમાંને ઉન્કો પકડ કર ગલેસે લગા લીયા, ઓર ઉન્કો અંદર જાનેસે રોક રખ્ખા, ઓર ઉન્કો રોનેસે ચુપ કરાને લગી. જબ વોહ સખ્ત રોને લગે, જનાબે ઉમ્મે સલમાને ઉન્કો છોડ દીયા; ઓર વોહ હઝરત કે પાસ જાકર ગોદમેં[4] બેઠ ગયે. જીબ્રઈલને અર્ઝ કીયા, આપકી ઉમ્મત ઇન્કો અન્કરીબ[5] કત્લ કરેગી. ઓર હાથ બઢાકર હ૦ સ૦ કો થોડી સી મીટ્ટી દી,* ઓર કહા, વોહ અઅસે મકાનમેં શહીદ હોંગે.× પસ હઝ-

* બીજી તવારિખોના અહેવાલ મુજબ, હ૦ રસુલે ખુદા સ૦ મે તે માટી બીબી ઉમ્મે સલમાને આપી; અને ફરમાવ્યું કે, "સાચવી રાખજે, જ્યારે એમાંથી ખુન જણાય, ત્યારે સમજજે કે મારો ફરઝંદ હુસેન શહીદ થઇ ચુકયો હશે."

× એટલે જે ઠેકાણાની માટી આવી છે, તે ઠેકાણે તેઓ શહીદ થશે.

૧. વારો. ૨. ઓરડી. ૩. ઓચિંતા, ૪. ખોળામાં ૫. તુરતમાં; નઝદીકમાં; થોડા વખતમાં. ૬. બાહેર નીકળવું. "જીમ"

રત સ૦, જનાબે હુસેન કો ગોદમેં લીયે હુવે નિહાયત ગમગીન ઔર આમદ[6] હુવે.

( 'સ્વાનેહે ઉમરી હ૦ અલી': પેજ ૩૩૧ )

૨ " ઉમ્મુલ ફઝલ બિન્તે હારીસ કહેતે હયેં કે–મેં જનાબે હુસેન અ૦ કો લીયે હુવે એક દિન આં હઝરતકી હુઝુરમેં ગઇ, ઔર મેંને ઉનકો હુઝુરકી ગોદમેં રખ દિયા. ફિર મુજે એક કામ પેશ આ ગયા, જબ ઇસસે ફારેગ હુઇ તો કયા દેખતી હું કે, હુઝુરકી ચશ્મે મુબારક[7] અશ્કબાર[8] હએં, પસ આં હઝરત સ૦ ને ફરમાયા–મેરે પાસ જીબ્રઇલ અ૦ તશરીફ લાએ હયેં, ઔર ખબર દી હયે કે, મેરે ઇસ બેટેકો મેરી ઉમ્મત કત્લ કરેગી. ઔર મુજકો વહાંકી સુર્ખ મિટી લાકર દિખાઇ હયે. "

( સ્વાનેહે ઉમરી હ૦ અલી: પેજ ૩૩૨ )

૩ **શોઅબી** અલયહુર્રહમા ફરમાતે હયેં કે–**સીફ્ફીન** કી તરફ જાતે હુએ જનાબે અમીર[9] અ૦ કરીબે **નયન્વા**[10] કે મુકાબિલ **ફુરાત**[11] કે કીનારે ગુઝરે, ઔર ઇસ્તાદાહ[12] હોકર પુછા કે, ' ઇસ ઝમીનકા નામ કયા હયે ? ' લોગોંને કહા, ' કરબલા ' આપ રોને લગે, યહાંતક કે આપકે અશ્કોંસે ઝમીન તર[13] હો ગઇ. ફિર ફરમાયા કે–મેં એકદીન જનાબે રસુલિલ્લાહ સ૦ કી ખીજમતમેં ગયા, હુઝુર રો રહેથે ! મેંને અર્ઝ કીયા, 'જનાબ કયું ગીરીયા કર રહે હયેં ? '

૭. મુબારક આંખો. ૮. આંસુ વરસાવનાં; અશ્રુપાન કરવો. ૯. હ૦ અલી અ૦ ૧૦ કરબલાને લગતી ઝમીનનું નામ. ૧૧. નદીનું નામ. ૧૨. ઉભું રહેવું. ૧૩. ભીંજાઇ ગઇ; નીલી થઇ ગઇ.

" જીઅ. "

હઝરતને ફરમાયા—અભી જીબ્રાઇલ મેરે પાસ આએ થે. મુજકો કેહને લગે કે, મેરા બેટા હુસેન ફુરાતકે કીનારે પર શહીદ કીયા જાએગા; જીસ મકાનકા નામ કરબલા હયે. ફિર જીબ્રાઇલને વહાંકી મિટીકી મુઠી ભર કર મુજે સુંઘાઇ."

૪. "તારીખે અઅસમે કુફી'નો ઉર્દુ તરજુમો કે જેને મી૦ વરતેજીએ અપક્ષપાત તારીખ જણાવેલ છે–તેમાં સીફ્ફીનની લડાઈ વખતે હ૦ અલી અ૦ કરબલાની ઝમીન ઉપરથી પસાર થયા હતા તે વખતના વર્ણનમાં અસ્બગ બિન બનાનાથી જે રીવાયત દરજ કરેલ છે (તે લંબાણથી છે) જેમાંથી ટુંક એ કે–"નમાઝે ઝોહોર પડહ કર ફિર સવાર હુવે ઓર ચલતે ચલતે ઝમીને કરબલા પર ગુઝર હુવા. દરીઆએ ફુરાત[1] કે કિનારે પર પહોંચ કર ચંદ ખજુરકે દરખ્તોકો– જો વહાં મોજુદ થે, મુલાહેઝા કીયા[2] ફિર અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસસે પુછા, તુ ઇસ મકાનકો જાનતા હયે, કે કોન જગેહ હયે? ઉસને અર્ઝ કી, 'મેં નહી જાનતા' આપને ફરમાયા, અગર તુ વાકેફ હો જાએ કે યેહ કોન સી જગેહ હયે, તો બેઅખ્તીયાર રોએગા.' ફિર ખુદ ઇસ કદર રોએ, કે આંસુઓંસે રીશ મુબારક[3] તર[4] હો ગઇ. ફિર ફરમાયા; આહ! મુજે આલેઅબી સુફીયાન સે કયસા પાલા પડા હયે!" (ત્યારપછી ઇમામ હુસેન અ૦ને પોતાની પાસે તેડાવીને આવવા વાળી હકીકતથી વાકેફ કર્યો. ત્યારપછી ત્યાં નમાઝ પડી–થોડી વાર ત્યાં સુઇ રહ્યા અને ત્યાં સ્વપ્ન જોયું સ્વપનાની હકીકત અબ્દુલ્લાહ બિન અબ્બાસને

૧. એક નદી. ૨. જોયું. ૩. દાઢી મુબારક. ૪. નીચી.

કહી સંભળાવવી—ત્યારપછી હ૦ ઇસાએ ત્યાં મુકેલ નિશાનીની તલાશ કરવી—હ૦ ઇસા કરબલાની ઝમીન ઉપર આવેલ હતા અને ત્યાં ઇમામ હુસેન અ૦ ઉપર પડવા વાળી મુસીબતોને યાદ કરીને હ૦ ઈસા રડયા હતા, વી૦ હકીકત બ્યાન કરવી— વી૦ વી૦ બયાન લંબાણથી છે. જે લંબાણના ભયથી સર્વ અત્રે ટાંકી શકતો નથી. ) ત્યારપછી તે ત્વારીખના કર્તા જણાવે છે:— " ઉસકે બાઅદ, જનાબે અલી અ૦ બહોત રોએ ઓર કહાકે, અએ ખુદા ! મેરે ફરઝંદકે કાતીલકી ઉમ્ર. હ૦ ઇસાકી ઉમ્રમેં ઇઝાદ ફરમા [5] ઓર ઉસ શકી [6] કો હમેશાકા લઅનતી કર, " અબ હઝરતકે રોનેકી અવાઝ બુલંદ હુઇ ઇસ કદર રોયે કે ગશ આ ગયા. તમામ હમરાઇ [7] આપકે રોનેસે ગમગીન હોકર રોને લગે. "

(જુઓ, 'તારીખે અઅસમે કુફી' નો ઉર્દુ તરજુમો પેજ ૨૧૦ તથા ૨૧૧ )

ઉપરની ત્વારિખી સનદોથી વાંચકો સારી રીતે જોઈ શકશે કે, હ૦ ઇમામહુસેન અ૦ની શહાદતથી અગાઉ—તેઓની મુસીબતો યાદ કરીને, હ૦ ઈસા, હ૦ રસૂલે ખુદા સ૦, હ૦ અલી અ૦ અને તેઓના સાથીઓએ ગીરયા અને ઝારી કરેલ છે તેવીજ રીતે હ૦ ઇમામ હુસેન અ૦ ની શહાદત પછી તેઓની અહેલેબયત વગેરે એ જે ગમો—માતમ અને ગીરયા ઝારી કરેલ છે, તેનો અહેવાલ ઇસ્લામી ત્વારીખોમાં ( સદાને માટે ) નોંધાઇ રહેલો જોવામાં આવે છે. જેમાંથી વાંચકોને બતાવવા ખાતર ( સુન્નત જમા-

૫. વધારો કર. ૬. ઇમામ હુસેનનો કાતીલ બદબખ્ત; પથ્થર જેવા હૃદય વાળો. ૭. સાથીઓ.

અતની કિતાબોમાંથી ) થોડીક સનદો નીચે પેશ કરીશ.

૧ " ઇસી અસ્નામે અએસી સુર્ખ આંધી[૮] નમુદાર હુઈ કે, દુનીયાં અંધેર હો ગઈ. કોઇ શખ્સ એક દુસ્રેકો ન દેખ સકતાથા. સબકો યેહી ખ્યાલ આ ગયા કે, મિન જાનીબે ખુદા[૯] અઝાબ નાઝિલ હોનેકી અલામત હયે, ઓર ઇસી વકતસે અઝાબ શરૂઅ હો જાએગા. થોડી દેરકે બાઅદ વોહ આંધી જાતી રહી. ઈમામ હુસેન અ૦ કા ઘોડા મયદાનમેં દોડતા ફિર રહા થા ઉસ્ને વાપસ આકર અપના મુંહ ઓર પેશાની[૧૦] હુસેન ઇબ્ને અલીકે ખુનસે રંગીનકી, ઓર ચીખતા[૧] હુવા ચલા. લોગોંને ચાહા ઉસે પકડલે, વોહ ભાગકર ઓરતુંકે ખયમે[૨] કે ગિર્દ[૩] ફિરને ઓર હનહનાને લગા. એહલે બયતને, ઇમામ હુસેન અ૦ કે ઘોડેકી આવાઝ સુનકર ખ્યાલ કીયા કે, વોહ તશરીફ લાએ હયેં; બચ્ચે ઓર બહેંની[૪] ખયમોંસે નીકલકર ઉસ્કી તરફ દોડે. દેખાકે આપકી સવારીકા ઘોડા ખાલી ખડા હયે, ઓર ખુન મેં તર હયે; સમજ ગયે કે ઇમામને શહાદત પાઇ. રોને પીટને લગે ! ઝએનબ બએન[૫] કરકે રોતી ઓર મુંહ પીટતીથી, ઓર કેહતીથી વા મોહમ્મદ ! અલયકસ્સમા !! કયા આપકો કુછ ખબર નહીં, કે આપકે હુસેન પર કયા ગુઝરી ? ઓર કિસ્તરેહસે ઉસે કત્લ કર દીયા ? ઓર ઉસ્કી નાઅશે પાકકો મયદાનમેં ફેંક દીયા ? વા મોહમ્મદા ! આપકે એહલે બયત કયદ હો ગયે ! ઓર ફર-

૮. વંટોળીઓ. ૯. ખુદાના તરફથી. ૧૦ નિશાની.

૧. સાદો પાડતાં ૨. તંબુઓ ૩. ચોતરફ ૪. બચ્ચાંઓ અને બહેનો ૫. વીલાપ

ઝંઈ જંગલમેં બેહિફાઝત[6] પડે હયેં! દોસ્ત દુશ્મન ઉન્કે હાલ પર રોતે હયેં."

('તારીખે અઅસમે કુફી' નો ઉર્દૂ તરજુમોઃ પેજ ૩૮૧)

૨ વલી ફય્યાઝ કૃત રોઝતુશ્શોહદા (ગુજરાતી લીપીમાં) તેનાં પેજ ૧૫૪ માંથી*:—

"હરમ સબ યું અથે આહો ફુગાં મે,
જો નહીંથા તાબ સબ કોનો મકાંમે;
સો ઉસ આહંગે તેરા સું ગુઝર કર,
રખેથે કુબ્બએ ગરદું ઝઝર કર;
ખડે રોતેથે સબ ઔરાતો અતફાલ,
રહાથા ઝુલજના ને સર તલે ડાલ."

૩ "લિખ્ખા હયે કે ઉસ વક્તમેં ઝમીન લરઝતીથી, ઓર શોરો ફુગાન આસમાન વ ઝમીનમેં હો રહાથા ઓર જીન્નો ઈન્સાન ઓર જંગલકે સબ હયવાન નાલા ઓર ઝારી કરતેથે, ઓર આફતાબ[7] સીયાહ હો ગયા થા, ઓર કારખાના આલમકા તબાહ હો ગયા થા, ઓર એહલેબયતકી ઝારી ઓર બેતાબી ઓર બેકરારી ખારીજ અઝ તહરીર[8] હયે.

અખ્યાત

* એજ કિતાબમાં હ૦ ઇમામ હુસેન અ૦ ની શહાદત વખતે હુરો ગીલમાન, ફીરીસ્તાઓ, અવલીયા અંબીયાઓની અરવાહો, જીન્નાતો વી૦ નું રોવું અને ઝમીન આસમાનમાં જે જે કુદરતી ફેરફારો થયેલ તેનું ખુલાસાથી વર્ણન પેજ ૧૫૩ ઉપરે નજરે પડે છે.

૫.વીલાપ ૬, વગર રક્ષણે ૭ સુર્ય ૮. કહી શકાય નહિં તેવી, જેનું પુરેપુરું વર્ણન કરવાની શક્તિ કોઇને નહોય તેવું.

"જીમ"

અંદરીને ગમ ન હમીં અઝોં સમા બી ગીરીસ્તંદ;
હાહેલે આલમ, અઝ સુરય્યા તા સરા બીગીંહીસ્તંદ.
આફતાબો માહો અર્ષો કુરસીય્યો લવહો કલમ;
દર ગમે શાહે શહીદે કરબલા બી ગીરીસતંદ.
દર હવાએ, આં લબે મહરૂમ અઝ આબે પુરાત;
માહી અંદર આબ, વ મુર્ગ અંદર હવા બી ગીરીસ્તંદ.
દર કુસુરે જન્નતે ફિરદૌસ હુરાં સરબસર;
અઝ બરાએ ખાતેરે ખયરૂન્નીસા બીગીરીસ્તંદ,
અવલીયા ગસ્તાહ, બ મેહરે મુર્તુઝા ઝારીકુનાં;
અંબીયા બર ઇત્તેફાકે મુસ્તફા બી ગીરીસ્તંદ.

(મજકુર ફારસી બયતોનો ભાવાર્થ (નીચે મુજબ) કર્તાએ ઉરદુ શેઅરોમાંજ જણાવેલ છે.)

આહ ઉસ દીન ન ફકત અઝોં સમા રોતેથે,
લે સુરય્યાસે સભી તા, બ, સરા રોતેથે.
અર્ષો કુરસી માહો ખુરશીદો ફલક લોહો કલમ,
બએરે ફરઝંદેનબી, ખયરે વરા રોતે થે.
હુરી ગીરીયાં કુનાં, ફાતેમાહકે હમરાહ થી,
અંબીયા સાથ મોહમ્મદ કે જુદા રોતે થે.
અવલીયા સબ ગમે શબ્બીરમેં, હયરાં હોકર,
હમ રહે શાહે જહાં શેરે ખુદા રોતે થે.
રૂહો જીન્નો મલકો, આદમો અનઆમ તમામ,
માહીએ આબસે તા મુર્ગે હવા રોતેથે.

(હકીમ નસરૂલ્લાહખાન કૃત "દફે મખઝન" પેજ ૧૪૪)

૪ **તીરમઝીને** સલમાં રઝી૦ સે રિવાયતકી હયે કે મેં **હઝરત ઉમ્મે સલમા** રઝી૦ કે પાસ ગઇ તો દેખા કે, આપ રો રહી હયેં–મેંને વજહે[૨] દ-

૧. સુન્નત જમાઅતના હદીસવેત્તા. ૨. સબબ.

રિઆફત[3] કી, તો ઉન્હુંને ફરમાયા કે, મેંને અભી રસુલુલ્લાહ સ૦ કો ખ્વાબમેં દેખા હયે કે આપકા સર વ રીશ[4] મુબારક ખાક આલુદાહ[5] હયે. મેંને અર્ઝ કીયા કે, યા રસુલુલ્લાહ! મેં યેહ કયા હાલ દેખતી હું? આપને ફરમાયા કે, વાકેએ કત્લે હુસેન[6] દેખને ગયા થા."

(જલાલુદ્દીન સીયુતી કૃત 'તારીખુલ ખોલફા' પેજ ૧૧૩)

ઉપરની સનદોથી– હ૦ ઇમામ હુસેન અ૦ ની શહાદત પછી તેઓની **અઝાદારી**માં તેઓની એહલે બયતે કેવી રીતે માતમ અને ગીરયઓઝારી કરેલ છે, તે વાંચકો સારી રીતે જોઇ શકયા હશે. ઉપરાંત જમીન અને આસમાનની વચમાં જીન્નાતો, પશુ પક્ષીઓ વગેરેએ જે જે આહોઝારી કરેલ, અને હુરો ગીલમાન, ફીરીશ્તાઓ, અંબીયા અવલીયાઓની અરવાહો, હ૦ રીસાલત પનાહ સ૦ ની રૂહ મુબારક વી૦ વી૦ એ જે ગીરયાઓઝારી કરેલ છે તે પણ સ્પષ્ટ જણાઇ આવે છે! ખરેખર, હ૦ ઇમામ હુસેન અ૦ નો ગમ એવોજ અસરકારક ગમ છે!!! તે મઝલુમના સંકટો એવાંતો દર્દનાક અને ગમથી ભરપુર છે, કે તે ઉપરે સમગ્ર સૃષ્ટીને રડવું આવે છે. છતાં, કેટલાક જાહેરી રીતે (નામના) મુસલમાનો–પણ બાતીનમાં યઝીદના પયરવો (કે જેઓના દીલો પથ્થર કરતાં પણ સખ્ત છે તેઓ,) હ૦ ઇમામ હુસેન અ૦ ની **અઝાદારી** અટકાવવાના પ્રયત્નો કરી રહ્યા છે! જે માટે વધુ વિવેચન નહિં કરતાં, તેવાઓને, જનાબ **અસનદ અલીશાહ કાદરી** (હનફી) કૃત **"તંબીહુલ ખ્વારિજ"** નામના રિસાલામાંથી નીચેના શેઅરો અર્પણ કરીશ—

૩. જાણવા માંગવું. ૪. દાઢી મુબારક. ૫. રેતીથી ભરાયલી.
૬. હુસેનના કતલથવાનો દેખાવ–બનાવ.

"રોના હુસેન પર નહીં આતા તુમ્હીં ચેહ કયા ?
આંખેં તો હયેં, નઝર નહીં આતા તુમ્હીં ચેહ કયા ?
રહેમ એક ગરીબ પર નહીં આતા તુમ્હીં ચેહ કયા ?
ઇન્સાફ કુચલી કરના નહીં આતા તુમ્હીં ચેહ કયો.

મિલતેહો ઝાહેરન બ ઝુરૂરત હુસેન સે !
દિલમેં ભરી હુઇ હએ કુદુરત[૮] હુસેન સે ! "

ખરેખર ! હ૦ ઇમામ હુસેન અ૦ ની અઝાદારીમાં એવાતો ઊંડા રહસ્યો સમાયલા છે, કે, જેની કદ્ર સમજુ ઇસ્લામીઓ સારી રીતે સમજી શકે છે ! ઈસ્લામની દાઅવત ફેલાવવાના માટે અઝાદારી એક ઉત્તમમાં ઉત્તમ સાધન; અને ઈસ્લામીઓમાં ઐકયતા ફેલાવવાની એક ચાવી સમાન છે ! પણ કેટલાક અક્કલના આંધળા અઝાદારીના રહસ્યો અને મહત્વતા સમજી શકતા નથી ! તેવા નામના મુસલમાનોને અઝાદારીની મહત્વતા અને તેમાં સમાયલા રહસ્યોની સમજણુ આપવા ખાતર ખ્વાજા હસન નીઝામી કૃત "ફાતમી દાઅવતે ઇસ્લામ" માંથી થોડીક લીટીઓ ટાંકી બતાવીશ.

"હઝરત ઈમામ હુસેન અ૦ ને દાઅવતે ઇસ્લામકે એક બડે ઉસૂલી મસઅલેકો[૧] અપની ઝાતી કુરબાની ઓર અપને બચ્ચોંકી કુરબાનીસે સાબીત કરકે દિખા દીયા; જયસા કે શરૂઅમેં બ્યાન કીયા ગયા હએ. સબ્રો ઝબ્ત[૨] દાઅવતે ઈસ્લામકે લીયે એક ઉસૂલી ચીઝ હયે; ઓર બકાએ હક[૩] કે લીયે ઇસ્તકલાલ વ સાબતકદમી[૪] ભી દાઅવતે ઇસ્લામ કે ઉસૂ-

૮. દુશ્મનાવટ; દ્વેષ.

૧. મુખ્ય પ્રશ્ન ૨. સબર અને સહન સીલતા ૩. સચ્ચાઇને ટકાવવી ૪. મજબુત મન ૫. અડગઉભા રહેવું "જીમ"

લમેં શામિલ હયે. હ૦ ઇમામ હુસેન અ૦ ને હકકી હિમાયત[૬] ઓર બાતલકી મુખાલેફત[૭] જીસ ઇસ્તકલાલ વ સાબેત કદમીસે દિખાઇ હયે, વોહ ઉન્હીકા હિસ્સા થા ! ! ! ઉન્હુંને ઝાહેર કર દીયા કે, ઇસ્લામ એક અએસા મઝહબ હયે, જો એહલે બાતીલ[૮] સે ખોફ નહિં કરતા ! ઓર જીસમેં અપની હસ્તી[૯] ઓર અપને મુતઅલ્લેકીન[૧૦] કી ઝીંદગી કુરબાન ઓર ફિદા કરનેકી સલાહીય્યત[૧૧] પાઈ જાતી હયે ! ! હ૦ ઇમામ હુસેન રસુલુલ્લાહ સ૦ કે નવાસે થે, હઝરત અલી ઓર હઝરત ફાતેમાહકે ફરઝંદ થે, ઓર ઉન્હુંને હક પરસ્તી[૧૨] કી દવલત અપને નામવર મુરીસું [૧૩] સે તરકાહ[૧૪] મેં પાઈ હયે ! ઓર યેહી વજેહથી કે ઉન્હુંને યઝીદ કી ઝાલેમાના[૧૫] ઓર ફાસેકાના[૧૬] ઓર ખિલાફે ઇસ્લામ[૧૭] હુકુમત કો તસ્લીમ[૧૮] ન કીયા, ઓર બાલ બચ્ચો સમેત કટકર ધડ[૧૯] હો ગએ ! ! ! જીન ગયર મુસ્લીમ[૨૦] કવમુંને ઇસ ઇસાર[૨૧] વ કુરબાની કો નઝરે ઇમ્તેહાન[૨૨] સે દેખા હોગા, ઉનપર ઇસ્લામકી સચ્ચાઈ ઓર હકકાનીય્યત[૨૩] ઝાહેર હો ગઈ હોગી ઓર યેહી ઇસ્લામકી હાઅવત હયે. જો હઝરત ઇમામ હુસેન અ૦ ને અંજામ દી. "

૬. સત્યતાની તરફેણ ૭. અસત્યતાની વિરૂદ્ધતા ૮. અસત્યતાના પૂજારીઓ ૯. પોતાના પિંડ ૧૦. લાગતા વળગતાઓ ૧૧. નેકી; લાયકાત ૧૨. સચ્ચાઇ ઉપરે અડયા રહેવું ૧૩. વડીલો ૧૪. વારસામાં ૧૫. ઝુલ્મથી ભરપુર ૧૬. ગુનાહ અને અનીતિમય ૧૭. ઇસ્લામથી વિરૂદ્ધ ૧૮. કબૂલ; મંજુર ૧૯. ઢગલો ૨૦. અ–મુસ્લીમ ૨૧. બીજાઓને માટે આત્મભોગ ૨૨. પરિક્ષક દ્રષ્ટીએ ૨૩. સત્યતા.

"જીમ"

( "ફાતમી દાઅવતે ઇસ્લામ" પેજ ૧૧૫-૧૬ )

ઉપરના ઉતારાથી સાફ જણાઇ આવે છે કે, ઇમામ હુસેન અ૦ નો સાચો આત્મભોગ, ઇસ્લામની સત્યતાનો જીવતો અને જાગતો દાખલો પુરો પાડી રહ્યા છે. સમજુ ઇસ્લામીઓ હ૦ ઇમામ હુસેન અ૦ ના આત્મભોગની કદર સારી રીતે સમજે છે, અને તેઓની અઝાદારીથી તેઓની યાદગીરી ઉજવે છે! બલ્કે અઝાદારીને પોતાના માટે દીનો ઇમાન સમજે છે!!! ખાસ કરીને **શીઆઓ** તો અઝાદારીને બહુજ મહત્વતા આપે છે, અને અઝાદારી બજાવી લાવવામાં મ્હોટું પુણ્ય સમજે છે. છઠ્ઠા ઇમામ જાઅફરે સાદિક અ૦ થી હદીસ છે કે:—

**હદીસ**—"રહેમલ્લાહો શીઆતના, લકદ્ શારકૂના ફિલ મુસીબતે બેતુલિલ હુઝ્ને વલ્ હસ્રતે, અલા મુસાબિલ હુસયને અલયહિસ્સલામ."

**અર્થ**—ખુદા રહેમ કરે અમારા શીઆઓ ઉપર, કે તેઓ હુસેન અલય હિસ્સલામની મુસીબત ઉપરે લાંબા હુઝ્નો હસરતની સાથે,* મુસીબતમાં અમારો સાથ દીયે છે.

મજકુર હદીસ -શીઆઓમાં સર્વ માન્ય છે, અને સર્વે શીઆઓ તે પ્રમાણેજ હ૦ ઇમામ હુસેન અ૦ ની અઝાદારી બજાવી લાવે છે. પણ અફ્સોસ છે- કે કેટલાક આગાખાની બંધુઓ કે જેઓનો શીઆઓમાંથી હોવાનો દાવો છે છતાં તેઓ ( હાલમાં થોડુંક થયાં ) ઇમામ હુસેન અ૦ ની **અઝાદારી** બંધ કરવાના પ્રયત્નો આદરી રહ્યા છે!

* એટલે ઘણાજ ગમ અને અફસોસથી.

"ગમ"

અને જેની પહેલ **ઇસ્માઇલીયા સાહિત્ય ઉત્તેજક મંડળના સભાસદો** તરફથી કરવામાં આવી છે ! ! ! તેઓની સહાયતાથી મી૦ નુરમહમદભાઇ બાબુલ **ઉનાવાળાએ** અઝાદારી બંધ કરાવવાનો સાહસ ઉપાડી, "**મુશ્કેલાત**" નામનું પેમ્ફલેટ છપાવીને હજારોની સંખ્યામાં તેની નકલો ખોજાઓમાં અને પબ્લીકમાં મફત ફેલાવેલ. મજકુર પેમ્ફલેટની **પોલ** કચ્છ મુંદરા નિવાસી **મી૦ મુસાજાફર મુમણે** "દફએ મુશ્કેલાત" નામના પેમ્ફલેટથી, અને **મી૦ હુસેન મેઘજી** કીગાલીવાળાએ "અઝાદારી" નામક પેમ્ફલેટથી સારી રીતે ખોલી બતાવી છે. તદુપરાંત, ઇમામ હુસેન અ૦ ના અઝાદારોમાંથી કેટલાક લેખકોએ માસીકો દ્વારા છુટક લેખોથી પણ મી૦ ઉનાવાળાના પેમ્ફલેટની સારી રીતે ખબર લીધેલ છે. પણ મી ઉનાવાળા પોતાના ગીરેબાનમાં મ્હોં ઘાલી ચુપચાપ બેસી રહ્યા છે ! તેઓ તરફથી મજકુર પેમ્ફલેટો કે લેખોના જવાબો હજી સુધી બાહેર આવવા પામ્યા નથી. ( તાજેતર "મોહમેડન" તખલ્લુસથી કોઈ લેખકે "સાબુતે અઝાદારી" નામક પેમ્ફલેટ બાહેર પાડી, અઝાદારીની સાબેતી આપેલ છે. તે પેમ્ફલેટ પણ મનન કરવા જોગ છે. )

જેવી રિતે મજકુર મંડળ તરફથી **અઝાદારી** અટકાવવાનો મિથ્યા પ્રયત્ન કરવામાં આવેલ, તેવીજ રિતે આગાખાની લેખકો અને મીશ્નરીઓએ પણ તેનું અનુકરણ કરેલ છે. મારા મિત્ર મી૦ વરતેજીએ પણ મીશ્નરી પદને દીપાવેલ છે, જેથી તેઓ પણ અઝાદારીનાં ખુલ્લા વિરોધી થઇ પડયા છે. તેઓ ભાઇએ "**વેદીક-ઇસ્લામ**" માં પણ નીચે મુજબ અઝાદારીની વિરૂદ્ધતા કરેલ છેઃ—

'હ૦ અલી કુફાની મસજીદમાં ઝખમી થયા અને હુસેન કરબલાના મેદાનમાં શહીદ થયા તે અગાઉ ઇમા

મતનું નુર સોંપાયેલું છે અને તેથી એક વખતમાં બે ઇમામ હોય એ સવાલ થઈ શકતો નથી અને નુર સોંપ્યા પછી અલી કે હુસેનને પણ ઈમામ કહેવાય અને **તેવી સમજની ગેરહાજરીમાં ઇસનાઅશરીઓ આમ ઈસ્લામથી વિરૂદ્ધ રીતે અલી ને હુસેન માટે માતમ કરે છે, કુટે છે, પીટે છે,** * વાંચો

( ' વરતેજીનું વીલ ' પૃષ્ટ ૧૭૨ )

" શું ઈમામ હુસેન કે અલીએ કે પેગંબરે અને જેનુલ આબેદીને અથવા મહમદ બાકેર કે સાદેકે કોઈ ઈમામે ઈમામ હુસેન પાછળ છાતી કુટવી પીટવી એમ ફરમાવેલું છે ? જો નથી ફરમાવ્યું તો પહેલે શા માટે એ રિવાજને બંધ કરવામાં કોશેશ કરતા નથી ? શું એ કુટવું પીટવું બંધ કરાવવું, ઇમામનો હુકમ ન હોવાથી સવાબનું અથવા હીદાયતનું કામ નથી ? "+

( વરતેજીનું વીલ પૃષ્ટ ૨૧૦ )

ઉપરના ઉતારાઓથી મી૦ વરતેજીની અઝાદારી પ્રત્યેની વિરૂધ્ધતા ખુલ્લી રીતે જણાઇ આવે છે અને તેઓ મી૦ ઉનાવાળાના વિચારોને બોલેબોલ મળતા છે, એ સ્પષ્ટ થાય છે. પણ મી૦ વરતેજી અને તેઓના મતને મળતા આગા-

*એ ફકરો બ્લેક ટાઇપમાં અમોએ લીધેલ છે જે ઉપરથી મી૦ વરતેજીની અઝાદારી પ્રત્યેની વિરૂધ્ધતા ખુલ્લા રૂપમાં પ્રકાશી નીકળે છે. મુસ્કેલાતની બુક. ) "

× × × × ×

+ અઝાદારી વિરૂધ્ધ કલમ ચલાવવામાં મી૦ વરતેજી એટલાતો આવેશમાં આવી ગયલા જણાય છે કે હ૦ રીસાલત મઆબ અ૦ અને ઇમામો અ૦ નાં પવિત્ર નામો પણ તોછડાઇથી લખેલ છે.

" હુમ "

ખાની બંધુઓએ જાણવું જોઇએ કે **અઝાદારી** કરવામાં **ઇસ્નાઅશરીઓ** કાંઇ પણ ઇસ્લામ વિરૂદ્ધ વર્તન કરતાજ નથી, પણ જેવી રીતે સમગ્ર ઇસ્લામીઓ હ૦ ઇમામ હુસેન અ૦ ની અઝાદારી બજાવી લાવે છે, તેવીજ રીતે તેઓ પણ બજાવી લાવે છે અને તે **અઝાદારી** કરવાનું ઇસ્લામી તારિખોથી સાબેત છે, અને તેમાં મ્હોટા મ્હોટું પુણ્ય અને ઉમદા રહસ્ય સમાયલું છે! જેના દાખલાઓ ઉપર અપાઇ ગયા છે. હવે જે જે મારા આગાખાની બંધુઓ, અઝાદારી મીટાવવાને કોશેશ કરે છે અને અઝાદારી કરનારાઓ ઉપરે ટીકાઓનાં બાણો વર્ષાવે છે–તેવાઓને હું બતાવી આપીશ કે, આગાખાની તરીકામાં પણ અઝાદારીને અગ્રસ્થાન આપવામાં આવેલ છે! એટલુંજ નહિં, બલ્કે **ફાતમી ખલીફાઓના** નામથી જે વંશે તરક્કી પકડેલ, તે પણ અઝાદારીનાજ પ્રતાપથી !!! જુઓ, ખ્વાજા **હસન નીઝામી** શું લખે છે:—

"ઇસ્માઇલી શીઆંને ઇરાન મેં ઇસ કિસમકી[1] તરકીબોં[2] સે બહોત ફાયદા ઉઠાયા થા. મી૦ **બ્રાઉન** કી કિતાબ **હિસ્ટ્રી ઓફ પરશીયા** કા વોહ હિસ્સા[3] ખારેજ[4] કરદીયા જાય, જીસમે ઇસ્માઈલીઓંપર લઅન તઅન કીયા ગયા હયે–તો વકેઆત[5] કા ખુલાસા સબ બતા દેગા કે, ઇસ્માઇલીયોંકી પોલીટીકલ[6] તેહરીકોં[7] ને ઈશાઅતે ઇસ્લામ[8] કા બહોત બડા કામ કીયા. **ઓર વોહ કામ ઝીયાદાતર ગમે હુસેનકે ઝરીએસે પૂરા હુવા**÷ હઝરતે ઈમામ

÷ મુખ્ય મુદ્દો બતાવવા ખાતર એ ફકરો બ્લેક ટાઇપમાં આપવામાં આવેલ છે. "જીમ"

૧. પ્રકાર ૨. ઇલાજો; અટકળો ૩. ભાગ ૪. કાઢી નાખવામાં આવે ૫. બીનાઓ ૬. રાજ્યદ્વારી ૭, ચળવળો ૮. ઇસ્લામનો ફેલાવો

હુસેનકા ગમ સાલકે સાલ[10] હર મોહર્રમ કે મહિનેમેં તાજા હોતા થા, ઔર ઉન્કી મુસીબતોંકી દાસ્તાની[11] મઝહબિ મજલિસ[12] કી સુરતુંમેં ઈસ દર્દો સોઝસે બ્યાન કી જાતીથી કે સબ મુસ્લીમ વ ગૈરમુસ્લીમ કલેજા થામકર સુન્તેથે. ઔર ઝ.રોકતાર[13] રોતેથે !!! ઔર યેહ ઇન્સાનકી ફિત્રત[14] કા ખાસ્સા હયે કે, જબ વોહ કિસી શખ્સકી ઝાતી શખશીય્યત સે મુતઅસ્સર[15] હો જાતા હયે તો ફિર ઉસ્કે સબ કામોંસે મોહબ્બત કરને લગતા હયે; ઔર ઉસ્કો ઉસ મહબુબ[17] શખસકે અકાયદ[18] વ અફ્આલ[19] કે કબુલ કરનેમેંભી કુછ દરેગ[20] નહિ હોતા. ચુનાંચે જીસ વક્ત શીઆહ દાઇઓંને ઇરાન કે ગયર મુસ્લીમ કબાયેલ[21] કે સામને ઝીક્રે હુસયન[22] કરના શરૂઅ કીયા; ઔર વોહ લોગ ઇસસે અચ્છી તરેહ મુતઅસ્સેર હો ચુકે તબ રફ્તહ રફ્તહ[23] ખુદહી[24] ઇરાનીયું મેં કબુલે ઈસ્લામ[25] કી તેહરીક ફૈલને લગી, યહાતક કે ઉન્મેં સે બહોત આદમી મુસલમાન હો ગયે."

('ફ્રાતમી દાઅવતે ઈસ્લામ' પેજ ૧૧૮)

ઉપરના ઉદ્‌ગારો એ સાહેબના છે કે, જેઓએ આગાખાનીઓની કેટલીક બાબતોનો બચાવ કરવા, અને કેટલીક

૯. સબબથી; મદદથી ૧૦. પ્રતિનિધિ ૧૧. કિસ્સો ૧૨. ધાર્મિક મેળાવડો ૧૩. ઘણાજ જોરથી રડવું તે ૧૪. પ્રકૃતિ ૧૫. ખાસીયત; ગુણ ૧૬. કોઇ મનુષ્યના ગુણોથી અંજાઇ જવું; અસર થનાર ૧૭. પ્રિતીપાત્ર ૧૮. માન્યતાઓ ૧૯. કૃત્યો ૨૦. વીલંબ ૨૧. કબીલાઓ ૨૨. ઇમામ હુસેન અ૦ નું વર્ણન ૨૩. હળવે હળવે ૨૪. પોતાની મેળે ૨૫. ઇસ્લામનો સ્વિકાર.

બાબતોની પ્રશંસા કરવામાં કાંઇ મણા રાખેલ નથી. ( જેથી મી૦ વરતેજી વી૦આગાખાની લેખકો પણ તેઓ ઉપર ફિદા ફિદા થઇ રહેલા જણાય છે ) તો એ સાહેબે ખુલ્લું જણાવેલ છે કે **ઇસ્માઇલીયોની તરક્કી,** હ૦ ઇમામ હુસેન અ૦ ની **અઝાદારી**નેજ આભારી છે! વળી એઓ સાહેબના લખાણથી એ પણ જણાઇ આવે છે કે ગયર ઇસ્લામીઓને ઇસ્લામમાં લાવવા માટે **અઝાદારી**નું સાધન કેવું મજબુત સાધન છે!!! પણ અફસોસ છે કે–જે ઇસ્માઇલી–આગાખાની ફિરકો **અઝાદારી**ને સંપુર્ણ આભારી છે તેનાજ અનુયાઇઓ હાલ અઝાદારીના વૃક્ષને જડ મુળમાંથી ઉખેડી કાઢવા તૈયાર થઇ રહ્યા છે! **ઇસ્માઇલીયો**માં મીસરની હુકુમતના વખતથીજ **અઝાદારી** થતી જોવામાં આવે છે, અને જેનો પુરાવો **ખ્વાજા હસન નીઝામી**નું લખાણ પુરો પાડે છે. છતાં ત્વારિખો વી૦ થી, ઇસ્માઇલીયોમાં થતી આવેલી અઝાદારી સબંધે જે સનદો મળે છે, તેમાંથી થોડીક સનદો નીચે ટાંકી બતાવીશ—

૧ “બનુ ફાતેમા કે અહદમેં[૧] **કાહેરામેં** એક ઈમામ બાંડા થા, જીસકો **હુસેનીય્યાહ** કેહતે થે. ઇસકી ઇમારત અએસી ખુબસુરતથી કે ચશ્મે–ફલક[૨] ને કભી ન દેખી હોગી. ઈસ્મે અય્યામે આશુરામેં[૩] માતમી મજલસેં કાયેમ કી જાતીથી.”

( અમીર અલી–કૃત, ( ઉર્દૂ ) ‘તારીખે ઇસ્લામ’ પેજ ૪૭૧ )

૧ સમયમાં ૨. કોઇ પણ આંખે. ૩. આશુરાના દિવસોએ.

૨ "કાહેરાહ કી ખાસ ઈમારત હુસેનીરયાહ (ઈ-
મામ બાડા) થી. ઈસ્મે અય્યામે આશુરામેં મજાલિસ
અઝાએ ઇમામ હુસેન અ૦ થી બરપા હુવા કરતી
થી. બાદશાહ, વઝીર, અમીર, સબ શરીક હોતે થે."
(એસ. ઝાકીર હુસેન જાઅફ્રર કૃત, (ઉર્દુ) 'તારીખે
ઇસ્લામ' જીલ્દ અવ્વલ પેજ ૧૩૨)

૩ ઈ૦ સ૦ ૧૮૬૬–૬૭ ની સાલમાં પહેલા આગાખાન
શાહ હસનઅલીશાહ સાહેબની વિરૂદ્ધમાં મુંબઇની
હાઇકોર્ટમાં વડા જડજ સર જોસફ આર્નોલ્ડ સમક્ષ
બારભાયા કેસ ચાલેલ, તે કેસમાં ખોજાઓ સુ-
ન્ની કે શીઆ? એ પ્રશ્ન ઉપસ્થિત થયેલ. છેવટે
ખોજાઓ શીઆઓજ હતા, એવો ફેંસલો અપાયેલ.
મજકુર કેસના ફેંસલાના ગુજરાતી ભાષાંતરની બુક-
માં નીચે મુજબ હકીકત જોવામાં આવે છે:—

"અને દર સાલ હુસેનના વીરપણાના બ્યા-
ન વાંચવાની ક્રિયા બાહેરની નીશાની માત્ર
નહીં પણ અંદરથી દીલના ખરા અફસોસ
માતમ પુકાર અને દુઃખથી કરે છે.

"મોહરમ મહિનાની તા૦ ૧૦ મી (જે
ઇસ્વીસન ૬૮૦ ના અકટોબર માસની ૯ મી
ને મળતો આવે છે) તે દીવસે કરબલાના
રેતીના મેદાનમાં હુસેન માર્યો ગયો. મુસલમા-
નનું વર્ષ ચાંદની સાલથી ગણાય છે અને
આપણું વર્ષ સુર્યની સાલથી ગણાય છે તેથી
મુસલમાનના મોહરમના દીવસ આપણા જુદા
જુદા વખતે આવે છે પણ જ્યારે તે આવે છે
ત્યારે એશીયા ખંડના શીયા લોકો ગમગીની

કરતા, આંસુ પાડતા અને દુખથી તેઓની છાતી કુટતા માલુમ પડે છે.

"બીજા હાથ ઉપર શીયા લોકો તેઓનાં ઘરો અને ઇમામવાડામાં દીલગીરીથી એકઠા મળે છે અને ત્યાં તેઓ દયા ઉપજાવે એવી વારતા આંખમાં આંસુ લાવીને કલ્પાંત કરીને સાંભળે છે."

( આગાખાન કેસનો ફેંસલો: પેજ ૧૬–૧૭ )

૪ ના૦ આગા હસનઅલીશાહે પોતાના હાથે પોતાની બાયોગ્રાફી "ઇબ્રત અફ્ઝા" ના નામથી ફારસીમાં લખેલ છે. જેમાં ખુદ તેઓ નામદાર પોતે અઝાદારી બજાવી લાવતા હતા, એવી સાબેતીઓ મોજુદ છે. જેમકે:—

"ત્યારબાદ હું અંજાર તરફ રવાના થયો અને તે તરફના પ્રગણાની જમાતના કામકાજ પાર પાડયા પછી હાલાર તથા કાઠીઆવાડ તરફ રવાના થયો. ને માહે મોહોરમ સને ૧૨૬૧ હીજરી ના જનાબ અબા અબ્દીલ્લાની[1] તાજીએદારીની રસમ જામનગર મધે બજાવી લાવ્યો.

"અને સને ૧૨૬૨ના મોહરમ મહિનામાં તાજીએદારીના લવાજમા[2] દમણ મધે બજાવી લાવ્યા પછી ત્યાંથી મજકુર સાલના સફર મહિનાની આખરમાં રવાના થઇ મુંબઈમાં આવી પહોંચ્યો."

( 'ઇબ્રતે અફ્ઝા' ગુજરાતી તરજુમો: પેજ ૭૦–૭૧ )

૧. એટલે-ઇમામ હુસેન અ૦. ૨. તાજીએદારીને લગતી બીજી જરૂરી ( લાઝીમ ) ક્રિયાઓ.

૫ આગા જહાંગીર શાહે લખેલ ફારસી રિસાલો, જેનું ભાષાંતર ગુજરાતીમાં થયેલ છે; તેમાં ના૦ આગા હસનઅલીશાહ અને મુરીદો રોઝાખાની અને મજલીસો કરતા હતા, એવું વર્ણન જોવામાં આવે છે- જેમકેઃ—

"હમેશાં મોહરમના પહેલા દસકાથી રોઝાખાની શરૂ કરવામાં આવે છે અને ઉપર જણાવ્યા મુજબ ખર્ચ પણ કરવામાં આવે છે. આ રીવાજ મારા મરહુમ પીતા જ્યારે પહેલ વહેલા મુંબઈમાં પધાર્યા ત્યારે તેમણે ચાલુ કીધો હતો અને હજુ સુધી તેમાં કાંઈ પણ તફાવત થયો નથી." ( પેજ ૨૨ )

"તેઓ[3] મોહરમના દસ દહાડાઓ સૂધી દર રાત્રીએ સીદક દીલથી મઝલુમે કરબલાની મજલીસ બરપા કરે છે અને રોઝાખાની પણ કરે છે."

( પેજ ૩૯ )

૬ 'ના૦ આગાખાનનો ટુંક ઇતિહાસ' કે જે મી૦ નવરોજજી માણેકજી દુમસ્યાએ પ્રગટ કરેલ છે અને જેમાંની વીગતો મોટે ભાગે મરહુમ કાસમભાઈ મુસા તરફથી મળવા પામેલ એમ કર્તાએ જણાવેલ છે તે પુસ્તકમાં **અઝાદારી** સબંધે નીચે મુજબ જોવામાં આવે છેઃ—

"મોહરમની દસમી તારીખ કે જે દિવસે હજરત હુસેઈને આવી મરદાનગીથી દીન ઉપર

૩. એટલે-મુરીદો.

જાન ફિદા કીધો હતો, તે દિવસને ભારે ગં-
ભીર ક્રિયાઓથી પાળવામાં આવે છે, જયારે
ચુસ્ત શીઆઓ ખરેખરાં દુઃખની લાગણીથી
આંસુઓ વરસાવતા, અને લોહી નીકળે ત્યાં
સુધી જોરથી છાતી કુટતા વરસો વરસ હુસે-
ઈનની પવીત્ર યાદમાં માતમ જારી રાખે છે. "

( પેજ ૪૮–૪૯ )

૭ ઈ૦ સ૦ ૧૯૦૮ ની સાલમાં હાજીબીબીએ ના૦
આગાખાન વગેરે ઉપર વારસા હિસ્સાની બાબત-
નો કેસ મુંબઇની હાઇકોર્ટમાં માંડેલ. તે કેસમાં
જે જુબાનીઓ આપવામાં આવી હતી, તેમાંથી નીચે
મુજબ હકીકત જણાઇ આવે છે.

૧–ના૦ આગા હસન અલીશાહ, મહોરમના દસ
દિવસોમાં જમાતખાનામાં ફારસીમાં રોઝા-
ખાની કરાવતા અને તેમાં પોતે જાતે શરીક
થતા હતા.

૨–ના૦ આગાઅલીશાહના વખતમાં ફારસી
રોઝાખાની હસનાબાદમાં થતી હતી, અને
ખાનામાં સીંધી ભાષામાં× કીસ્સો પડાતો હતો
અને તે બેઉ ઠેકાણે તેઓ નામદાર હાજરી
આપતા હતા.

× અને જે કિસ્સો ફારસી ની૦ ઉપરથી ના૦ આગાઅલીશાહ
સાહેબનાંજ ફરમાન અનુસાર ભાષાંતર કરીને સીંધીમાં લખવામાં
આવેલ–

"જીમ"

૩—હાલના ના૦ આગાખાન સાહેબે પણ રોઝાખાની અને સિંધી કીસ્સો પડાતી વખતે હાજરી આપેલ છે.

૪-રોઝાખાની અથવા કિસ્સો પડવામાં કાંઈ હરકત નથી. એમ ના૦ આગાખાન સાહેબે જુબાનીમાં કહેલ છે. *

૫—ખોજા મુરીદો મોહોરમમાં જમાતખાનામાં સિંધીમાં કિસ્સો પડે છે તેવીજ રીતે પોતાના ઘરોમાં પણ સીંધીમાં કિસ્સો પડાવે છે.

૬—ના૦ આગાખાન સાહેબનાં મજગામનાં બંગલામાં ફારસી રોઝાખાની થાય છે. ( જો કે તેના માટે એવું જણાવવામાં આવેલ કે તે અઝાદારી તેઓ નામદારનાં માતુશ્રીને રાજી રાખવા ખાતર કરવામાં આવે છે ! )

( એ રીતે તે કેસની જુબાનીઓથી પુરવાર થયેલ છે. ) લંબાણના ભયથી તે જુબાનીઓ અત્રે નહિં ટાંકતાં ' ના૦ આગાખાન કેસ ' જોઇ જવા ભલામણ કરીશ. તદુપરાંત મી૦ મહોમેડન તરફથી લખવામાં આવેલ ' સોણુતે અઝાદારી 'માં પણ એ જુબાનીઓ ઉતારેલી જોવામાં આવે છે. )

---

* બલ્કે હાલના ના૦ આગાખાન સાહેબે તો "નમાઝ (ખુદાની ઇબાદત ) માં પણ અગર ઇમામ હુસેન અ૦ ના ગમમાં તેઓની મુસીબત યાદ આવી જવાના કારણે ) રોવાનું આવી જાય તો પણ કાંઇ અડચણ નથી " એમ જણાવેલ છે ( જુઓ, ' ખોજા કોમના મઝહબનાં કેટલાંક મુળતત્વો' બીજી આવૃતી પેજ ૧૦ )

" જીમ "

ઉપરના પુરાવાઓથી ખુલ્લી રીતે જણાઇ આવે છે કે ઇસ્માઇલી-આગાખાનીઓમાં ' **ફાતમી ખીલાફતના** સમયથીજ **અઝાદારીની** રસ્મો થતી આવેલી છે. **ખોજાઓમાં** તે અઝાદારી ફેલાવવાનાં બાનીઓ ના૦ પહેલા અને બીજા આગાખાન સાહેબોજ હતા, એ નીર્વીવાદ છે. તેઓ નામદારો પોતે જાતે અઝાદારીની રસ્મો બજાવી લાવતા, જાતે માતમ અને સીનાઝની કરતા અને તેનું અનુકરણ કરવા મુરીદોને ફરમાવતા. એ બાબત મશહુર છે. બલ્કે તે અઝાદારી અને માતમદારી જેઓએ નજરો નજર જોયેલ તેઓની સાક્ષીઓ તે બાબતની સત્યતાને જાહેર કરી રહી છે! ઉપરાંત ના૦ આગા હસનઅલી શાહ સાહેબે હ૦ ઇમામ હુસેન અ૦ની મુસીબતનાં વર્ણન વી૦ને લગતી " **કંઝુલ મુસાએબ** " નામની ફારસી કિતાબ સહાયતા આપીને પ્રગટ કરાવેલ, તે મશહુર છે. તેવીજ રીતે ના૦ આગા અલીશાહ સાહેબે હ૦ ઇમામ હુસેન અ૦નાં કરૂણાજનક વર્ણનનું ભાષાંતર સિંધી ભાષામાં (કિસ્સાના નામથી) કરાવેલ. (તે સીંધી કિસ્સાઓ હજી પણ મુંબઇ વી૦ કેટલેક ઠેકાણે આગાખાનીઓમાં પડવામાંઆવે છે. મહુવા **કમીશન** કેસના રિપોર્ટથી પણ જણાઇ આવે છે કે ખોજાઓ મોહરમમાં અને બીજા મોટા દીવસોએ ખાનાઓમાં મજલીસો કરતા હતા, જેમાં (પંજતન પાકના મસાએબોને મગતી) ' **ઝાદુલઆખેરત** ' અને '**રોઝતુશ્શોહદા** નામની કિતાબો પડવામાં આવતી હતી. ( જુઓ મજકુર રિપોર્ટનું પેજ ૫૭) વળી આગાખાનીઓમાં પડવામાં આવતા **જ્ઞાનોમાં પીરશમ્સના** "વાએકની વેલ" માં પણ હ૦ ઇમામ હુસેન અ૦ નો ગમ કરવાવાળાની ફઝીલત વર્ણવામાં આવેલ છે, જેમકેઃ—

" કાયમ મેંદી જારે જાગશે તંઇએ
પંજતનનો હુકમ એવું થાશે;

ઇથા અલા હમારે હુસેનકે ગમ,
કરને વાલે પેલાં બેહશતમાં જાશેજી—"

* * * *

"બાકી મોમન જે વાંસે ઇમાની,
જેરેશે ફાતેમત પોતે પધારે
પોતાના દીકરાને ખુનને બદલે,
ગમ કરવા વાલાને સંભારે."

('અન્વારૂશ્શોહુદ' પેજ ૮૦)

પ્રિય વાંચકો ! ઉપરના સર્વે પુરાવાઓથી સાબેત થાય છે કે આગાખાનીઓમાં પણ **અઝાદારીને** મ્હોટામાં મ્હોટી **મહત્વતા** આપવામાં આવેલ છે, અને તેઓમાં પણ ઇસ્નાઅશરીઓની જેમજ અઝાદારીના રિવાજની હસ્તી જોવામાં આવે છે પણ હાલ થોડુંક થયાં મી૦ **ઉનાવાળા** મી૦ **વરતેજી** અને કેટલાક આગાખાની લેખકો અને મીશનનરીઓ **અઝાદારીની** ખુલ્લી વિરૂદ્ધતા કરવા મંડી પડયા છે; તે ઘણુંજ ખેદકારક છે. વધુ અફસોસકારક બિના તો એ છે કે, મી૦ ઉનાવાળા અને મી૦ વરતેજી વગેરે **શીઆ** ફીરકામાંથી હોવાનો દાવો કરવા છતાં અઝાદારી અટકાવવાના પ્રયાસો આદરી રહ્યા છે ! જો કે સમગ્ર ઇસ્લામીઓ હ૦ ઇમામ હુસેન અ૦ ની અઝાદારી બજાવી લાવે છે-અને તે મ્હા મ્હોટું પુણ્યનું કાર્ય સમજે છે, પણ **શીઆઓમાં** તો અઝાદારીને એક ઈમાનનો રૂકન ગણવામાં આવેલ છે. પણ મી૦ ઉનાવાળા, મી૦ વરતેજી વી૦ (શીઆ ફિરકામાંથી હોવાનો દાવો કરે છે છતાં) ખોજાઓમાંથી અઝાદારી નીમુર્ળ કરવાના માટે જે ઉપાયો યોજી રહ્યા છે, તેથી સાફ જણાઈ આવે છે કે એમાં એ સાહેબોનો કાંઇ છુપ્પો હેતુ હોવો જોઇએ. તેઓ સાહેબોનું નીચેના શેઅરો ઉપરે માનપૂર્વક લક્ષ ખેંચીશ—

" યારો મેં જાનતા હું કે અન્જાન[1] તુમ નહિ
લિખ્ખે પડહે હો, ઐસેભી નાદાન તુમ નહિં
યેહ બાત ભી ગલત હયે કે, ઇન્સાન તુમ નહિં
કયા, અબમેં યેહ કહું કે, મુસલમાન તુમ નહિ !
બેહરે હુસેન[2] કુડહતે[3] હયેં ગબરો યહુદ[4] ભી !
ઇસ ગમસે હોતે હયેં, મોતઅસ્સેર[5] હુનુદ[6] ભી !

મજકુર શેઅરો શાહ અસ્નદઅલીએ 'તંબીહુલ ખ્વારિજ' નામના રિસાલામાં અઝાદારીના વિરોધીઓને લખેલ છે. મારા મિત્ર મી૦ વરતેજી અને મી૦ ઉનાવાળા વી૦ પણ હ૦ ઇમામ હુસેન અ૦ ના મરતબાથી અજ્ઞાન હોય, અથવા તે મઝલુમની ગમનાક શહાદતથી અજાણ હોય, એમ તો નથીજ. તેઓ હ૦ ઇમામ હુસેન અ૦ ની ઈમામતનો સ્વીકાર કરે છે, યઝીદી કાર્યોથી પણ વાકેફ છે, તેમજ હ૦ ઇમામ હુસેન અ૦ ની શહાદત ઘણીજ મઝલુમીની સાથે કરૂણાજનક રીતે થયેલ છે, તેના પણ મુનકર નથી. ત્યારે તેઓ અઝાદારીની વિરૂધ્ધતા કરે છે તેનું કારણ શું ? તેનું મુળ કારણ એ જોવામાં આવે છે કે, તેઓ એમ સમજી બેઠા છે કે—હ૦ ઇમામ હુસેન અ૦ ની અઝાદારીની જે મજલીસો થાય છે તેથી ખોજાઓ હિદાયતના રસ્તે ચડીને આગાખની ટોળામાંથી નીકળતા જાય છે; માટે અઝાદારી તરફ ખોજાઓને અભાવ થઇ જાય એવા ઇલાજો લેવા, પણ અઝાદારી કરવામાં ખરાબી શું છે, તે તો કાંઇ તેઓ બતાવી શકે તેમ નથી. એટલે ભોળાબંધુઓને ભોળવવા ખાતર,

૧. અજાણ; અથવા અજ્ઞાન ૨. હુસેનના માટે ૩. સંતાપ કરે છે. ૪. અગ્નિ પૂજકો અને યહુદીઓ ૫. જેના ઉપર અસર પડેલ હોય તે ૬. હિન્દુઓ

" જીમ "

તેઓ એવો સિધ્ધાંત પેશ કરે છે કે–“ આપણો ઈમામ તો હાજર છે, ત્યારે રોવું શા માટે ? ઇમામો તો ફક્ત જોમો બદલાવે * છે, એટલે તે ઉપરે રોવું રડવું ન જોઇએ. ” પણ તેઓ ભુલી જતા જણાય છે કે, જ્યારે નાο આગા હસનઅલીશાહ સાહેબે જોમો સફાર્યો, ત્યારે પણ શોક પાળવામાં આવ્યો હતો. જુઓ, નાο આગાખાન કેસમાં તેઓ નામદારના માતુ શ્રી બહાદુરજીની તપાસમાં શું કહે છે—

સο—“ આગાખાનના ઘરમાં કોઈ મરણ થાય છે તો ૪૦ દીવસ શોક પાળવામાં આવે છે ”

જο—“ નહી. ”

સο—“ ત્યારે કેટલા દીવસ શોક પળાય છે ? ”

જο—“ સાત દીવસ સુધી. ”

સο—“ હસનઅલી શાહના મરણ બાદ ૪૦ દીવસ શોક પાળવામાં આવ્યો હતો કે ? ”

જο—“ શોક તો૭ દીવસજ પાળવામાં આવ્યો હતો. પણ બનવા જોગ છે કે તેની વીધવાએ એક વરસ શોક પાળ્યો હોય. ” ( પેજ ૮૪ )

એ રીતે નાο આગા હસન અલીશાહના જોમો સીફાર્યો વખતે શોક કરવામાં આવેલ. તેવીજ રીતે તે નામદારના જોમો સફાર્યાથી ( વફાત કરવાથી ) ખોજાઓમાં જે ગમગીનીની લાગણી બરપા થએલ, અને જમાતખાનાઓમાં જે રડાપીટ થયેલ, તે નજરે જોનારા કેટલાક બુઢાઓ હજી મોજુદ છે, અને ગવાહી પૂરી રહ્યા છે.

* જોમો બદલાવવો એટલે ગુજરી જવું; ઇમામત બીજાને હવાલે કરી દેવી, વ૦

તેવાજ રીતે ના૦ આગા અલીશાહ સાહેબના જેમો સફાર્યા વખતે કુટુંબીઓ અને મુરીદોમાં જે રડાપીટ થયેલ તે મશ્હુર છે, દરેક ગામના ખોજાઓમાં એ સમાચારથી ખોજાઓ ( સ્રીઓ અને પુરૂષો ) જે કલ્પાંત કરી રહ્યા હતા અને જે રડાપીટ થઇ રહી હતી તે નજરે જેનારાઓ સાક્ષી પુરી રહ્યા છે અને એ વખતનો દેખાવ ઘણા ખોજાઓને હજુ યાદ છે, એટલે સૂધી કે સ્રીઓએ પોતાના નાકમાંથી સરીઓ[1] પણ ઉતારી નાખેલ ! તેઓ નામદારની લાશને કરબલાએ મોઅલ્લા ખાતે ( દફનાવવા સારૂ ) મોકલવામાં આવી હતી અને તે લાશની સાથે તે વખતના મુખી ( પાછળથી કારભારી ) મરહુમ કાસમભાઈ મુસા હાલના ના૦ આગાખાનના હુકમથી ગયા હતા. તે મરહુમ મુખી તરફથી ના૦ આગાખાનની લાશને પુનાથી કરબલા તલક પહોંચાડવાનો જે અહેવાલ મળેલ, તેનો એક પેમ્ફલેટ નીચેના ટાઈટલથી પ્રગટ કરવામાં આવેલ—

હીઝ હાઇનેસ

મરહુમ આગા અલી શાહની લાશને

કરબલા પહોંચાડવાનો

ખાસ મુખી કાસમભાઇ મુસા તરફથી

મળેલો હેવાલ.

છપાવી પ્રસીદ્ધ કરનાર

અલાદીન ગુલામહુસેન

તે ગુલામહુસેન પ્રેસનો માલેક.

---

૧. એક જાતનું નાકમાં પહેરવાનું ઘરેણું ૨. ખોજાઓમાં સ્રી વિધવા થતાં તે નાકનું ઘરેણું ઉતારી નાખે છે, એ વિધવાપણાની નીશાની ગણાય છે, તો તેવી રીતે વર્તીને શોકની લાગણી બતાવવામાં આવેલ. "ઉમ"

મુંબઇ.

રીપન પ્રીન્ટીંગ પ્રેસ, કાલબાદેવી.

૧૯૮૬.

હદયો ચાર આના.

ઉક્ત પેમ્ફલેટમાં ના૦ આગા અલીશાહ ઉપરે ખોજા ઓએ તથા કુટુંબીઓ અને અન્યોએ ગમ કરેલ માતમ બજાવી લાવેલ, રડાપીટ કરેલ ( ટુંકમાં અ ઝાદારીની જે જે રસમો ઉપરે મી૦ વરતેજી વગેરે ટીકા કરે છે, તે સર્વ રસ્મો બજાવી લાવેલ. વી૦ વી૦ ની સંપુર્ણ સાબેતીઓ મળે છે. જેમાંથી હું નીચે ટાંકી બતાવીશ—

૧ " મરહુમના સ્વર્ગવાસી થવાની ખબર આપણા શહેરમાં ફેલાતાં ખોજાઓમાં અતી દીલગીરી ફેલાઈ હતી અને તેઓએ ત્રણ દિવસ સુધી પોતાનું કામકાજ બંધ કર્યું હતું. " ( પેજ ૬ )

૨ સેંકડો ખોજાઓ આગલી સાંજે પુણે નીકલી આવ્યા હતા અને તેઓ સવારેથી મરહુમના બંગલામાં ભેગા થવા માંડયા હતા. લાસને શંદુકમાં બંધ કરવા પછી બંદગી[1] કરવામાં આવી હતી. એ પછી તેને એક પાલખીમાં મેલી સરઘસના આકારમાં સ્ટેશન ઉપર લઈ જવામાં આવી હતી, જે વેળાએ મારગમાં ખોજાઓ વીલાપનું ગાયણુ[2] કરતા ચાલતા હતા. "

( પેજ ૭ )

૩ " લાશની પેટીને કાળાં કપડાંથી લપેટવામાં આવી હતી અને તે ઉપર ફુલના બેશુમાર હાર મેલવામાં

૧. મૈયતની બખશીશ ખુદા પાસે માગવા જે બંદગી કરવામાં આવે છે તે. ૨. નવહા પડતા હતા.

આવ્યા હતા. જે ગાડીમાં લાસને મેલી હતી તેને બી કાળાં[3] કપડાંથી લપેટી હતી તથા વળી એનજીન ૧ આગલી બાજુએ બે કાળા વાવટા મેલવામાં આવ્યા હતા. બારાવાલી ગાડીમાં ખોજા મોલવીઓ ને બીજાઓ હતા[4] અને તેની પડોશની ગાડીમાં મરહુમના નજદીકના ખેશીઓ હતા." ( પેજ ૭ )

૪ "મરહુમ આગા અલીશાહની લાશ સાથની ટરેનમાં સેંકડો ખોજાઓ તથા ઓરતો પુણાથી અત્રે આવ્યાં હતાં. જેઓ સઘલાઓના ચેહરા બહુ શોકાતુર દીસતા હતા." ( પેજ ૮ )

૫ "સ્ટેશન ઉપર ભેગા થએલા મરદોની કલાંપીત વચ્ચે આ લાસ એક દબદબાવાલા સરઘસના આકારમાં સ્ટેશન ઉપરથી બાહેર લઈ જવામાં આવી હતી. સરઘસની શરૂઆતમાં બે કાલા વાવટાઓ બે માણસો ધરીને ચાલતા હતા." ( પેજ ૯ )

૬ "તેઓની પાછલ મરહુમ આગા અલીશાહના આઠ સવારીના ઘોડાઓ ચાલતા હતા જેઓ ઉપર શોકનું કાલું કપડું ઓઢાડેલું હતું. તેમની પાછળ બે મુલ્લાંઓ ઘોડા ઉપર બેસી વાએજ કરતા ચાલતા હતા." ( પેજ ૯ )

૭ "તેમની પાછલ નામદાર અલીશાહનો ખાસ સવારીનો ઘોડો તદન સોનેરી સાઝ સાથ ચાલતો હતો, અને

૩. કાળા કપડાં ( ગમીની નીશાની માટે ) જેઓ પહેરે છે તેના ઉપરે મી. ઉનાવાળા વી. ની ટીકાનો રદીઓ. ૪. જે મુલ્લાં મોલવીઓને મી. પરતેજી હલકી દ્રષ્ટીએ જુવે છે, તેઓ લાશની સાથે પેલી ગાડીમાં હતા ! ૫. અલમની શબીહ ૬. ઝુલ જનાહની શબીહ.

એક બીજા ઘોડા ઉપર ઢાલ તરવાર વગેરે લડાઈનાં હથીઆરો ટાંગેલાં હતાં [1] એની પાછલ નામદાર આગા અલીશાહની લાસ હતી અને આ લાસની પાછળ હજારો મરદો કલાંપીત અને માહેતમ પોસી કરતાં ચાલતાં હતાં." [2] ( પેજ ૯ )

૮ "એ વખતે બંગલા મધેની બાનુઓએ લાસ જોતાંજ અતીશય કલાંપીત કરી મેલી હતી." ( પેજ ૯ )

૯ "અને શેવટે મજગામના હસના બાગમાં મરહુમનાં પીતાની દરગા આગલ આવી પોહોતું હતું તે વખતે ઓરતો એટલી કલાંપીત કરતી હતી કે પથર જેવી છાતી પણ પીગળ્યા વગર રહે નહીં" ( પેજ ૧૦ )

૧૦ "તેની પાછલ[૬] તલવાર સાથના તથા શાલના તથા તેની પાછલ[૫] ઘોડાઓ ઉપર મોગલો બેઠેલા હતા જેઓ એકેક પછી થોડેથોડે વારને છેટે મોટેથી વાએજીઓ કરતા જતા હતા. આ છેલા પાંચ ઘોડાઓ ઉપર બેઠેલા મોગલોમાંના તરણ જણાએ [3] અસલી જાણીતા ઝુંદા પકડેલા [3]હતા જે ઝુંદાંઓ આવા પરસંગે અથવા બીજા કોઈ મોટા સરઅવસરેજ ફક્ત બાહેર કાહાડવામાં આવે છે." ( પેજ ૧૨ )

૧૧ "પુશકલ લોક આગબોટ પર જમાવ થયું હતું. તે આવનાર લોકમાંથી કેટલાક પોતાની શક્તીને ભાવ મુજબ શંદુક પાસે નજર [4] મુકતા હતા, અને દીલોજાણથી પોતાને થતું એ બનાવ માટેની દીલગીરીનો રૂદન કરતા હતા." ( પેજ ૧૪ )

૧. ઝુલજનાહનો દેખાવ. ૨. મી. વરતેજીએ ઇમામ હુસેન અ.ની અઝાદારી માટે ટીકા કરેલ કે–" શું, એ હ૦ રસુલ કે પયગમ્બરના, હુકમથી થાય છે? વી૦" તેઓએ આ ઠેકાણે ખ્યાલ કરવો જોઇએ. ૩. અલમ. ૪. નજરાણું.

૧૨ “ખોજાઓની જમાતના મુખીઓ બંદોબસ્ત માટે દોડધામ કરી રહેલા. કીનારે સઘલા ખોજાઓ તેમાં કરાંચીનાજ નહી પણ ઘણા ખરા સીંધના સરવે ભાગોમાંથી આવેલાનો જમાવ નેજા પનીશાનો મેવાને મીઠાઈનાં ખુમચા વતરીગે પોતાથી બની શક્તા સરવે હાથમાંથી ... ઉપર લેલા જણાયા. તરતજ તે લોકો રૂદન ... સાથે બોટમાં બેશી સંદુકના સલામ માટે આવ્યા ને તે મીઠાઈ મેવે સરવે પુકરાઓને રાહેલીલ્લાહ ખેરાત કીધું” (પેજ ૧૫)

૧૩ “ઉપરાંત ગુવાદરનો બંદર કરવાને તાંની બોટી માટે રૂ, ૫૦૦) વધુ આપવા કબુલ્યું હતું. બોલી મુજબ આગબોટે લંગર કીધું કે, તાંની જમાત બાપ, ભાઇ, બચાં બાલ સરવે ગામના લોકું આગબોટ પર આવી લાગા ને તેઓના ચેહેરાની ઉદાશી અને તેઓના રૂદનથી તેઓએ પોતાની વફાદારી પુરેપુરી બતાવી આપી.” (પેજ ૨૦)

“ઉપરનાં ઉતારાઓમાંથી અઝાદારીને અંગે થતી સર્વ ક્રિયાઓ—માતમી લીબાસ (કાલાં કપડાં,) અલમની નકલ, ઝુલજનાહની શબીહની નકલ, માતમ કરવું, રૂદન અને કલપાંત કરવું, રડવું પીટવું વી. વી. સર્વ બાબતો સાબેત થાય છે. મી. વરતેજી વી. જેઓ એવી દલીલ કરે છે કે— “જ્યારે ઇમામ જોમો બદલાવે છે ત્યારે ઇમામતનું નુર બીજાને સુપુર્દ થઇ જાય છે, તો પછી તે જોમો બદલાવેલા (વફાત પામેલા અથવા શહીદ થયેલા) ઇમામના માટે રડવું પીટવું ન જોઇએ,” તેઓએ મજકુર ઉતારાઓથી

૫. એ પણ અલમનીજ શબાહત છે. ૬. ખુદાના રસ્તે.
૧૭. જો અત્રે રૂદનથી વફાદારી બતાવી શકાય, ત્યારે ઇમામ હુસેન ઉપરે રૂદન કરવું તે વફાદારી બતાવવાનું સાધન છે કે નહિ? તે વિચારવા મી. વરતેજીને અરજ કરીશ.

ઘડો લેવો જોઇએ ! શું, એ વખતે ના૦ આગા અલીશાહ સાહેબનો **જોમો** બદલાણો ન હતો કે ?

અત્રે મારા તે આગાખાની બંધુઓ કે જેઓના દીલોમાં હજી પણ હ૦ ઇમામહુસેન અ૦ **ની અઝાદારી** ની કદર છે, તેઓની સેવામાં નમ્ર અરજ ગુજારીશ કે—ભાઇઓ ! તમો **શીઆહ** ફિરકામાંથી છો; **અઝાદારી** કે જે શીઆ ફિરકાઓ માટે ઇમાનદારીનો એક મ્હોટો રૂકન છે તે બંધ કરાવવાને જે પ્રયાસો થઇ રહ્યા છે તે ઉપરે લક્ષ ન આપતાં, તમારૂં અંતઃકરણ શું કહે છે તે ઉપરે ચાલવાની જાહેર હિમ્મત બતાવશો તોજ **નેકનામી** હાંસલ કરી શકશો.

**છેવટે**—હ૦ ઇમામ હુસેન અ૦ ની અઝાદારી મીટાવવાના માટે જેઓ કોશેશો કરી રહ્યા છે, તેઓનું લક્ષ શાહ અસ્નદઅલી કૃત " તંબીહુલ ખ્વારિજ " નામના રિસાલામાંના નીચેના શેઅરો ( બંદ ) ઉપર માનપૂર્વક એંચી, આ પ્રકરણ પુર્ણ કરીશ—

" યારો ! હુસેન ફિદયએ દાવર હૈ યા નહિં ?
એહલે જહાંકા સૈયદો સરવર હૈ યા નહિં ?
રૂત્બેમેં સબ શાહીદોંસે બરતર હૈ યા નહિં ?
કુચ્છભી નહિં ! વોહ સિબ્તે પયમ્બર હૈ યા નહિં ?
કયા વોહ તુમ્હારે ઝઅમમેં માઅસુમ ભી નથા ?
સઇયિદસ ભી બેગુનાહ ભી, મઝલુમ ભી નથા ?
યારો હો તુમ ભી ઉમ્મતે બયરૂલ અનામ મેં ?
જાનેકી આરઝુ ભી હૈ દારૂસ્સલામ મેં !
શિરકત અગર ગુનાહ હૈ ઇસ નેક કામમેં ?
હારિજ નહો હમારે, અઝાએ ઇમામમેં ?
રસ્મે અઝાએ સિબ્તે નબી જો મીટાઓગે !
મેહશરમેં કયા રસૂલકો તુમ મુંહ દિખાઓગે !

યારો કરો ન બુખ્લ ઝરાસેકે વાસ્તે
આંસુ નહિ બહાતે હો પ્યાસેકે વાસ્તે ?
રોએ હૈ ખુદ રસુલ, નવાસેકે વાસ્તે !
આએથે જીબરઈલ, દીલાસેકે વાસ્તે !
કયુંકર નહો ગમ ઉસ્કા બપા કાયનાતમેં ?
જીસપર રસૂલ રોએ હૈ અહદે હયાતમે ?

યારો, વહાબીયુંકે ન ભરૈંમેં આઓ તુમ
હયરતકી દસ્તબુર્દસે ખુદકો બચાઓ તુમ
મીરઝાઇયોંકી બાત ન ખાતિર મેં લાઓ તુમ
બેહરે હુસેન શોકસે આંસુ બહાઓ તુમ
જો હુસેન તુમ્કો વહાં બખ્શવાએગા
ઇબ્ને મોઆવીયયાહ, ન હિમાયતકો આએગા !

* * *

અઝાદારીકો દેખ સકકે નહી, યેહ બે હયા
અસ્લ પર જાતે હૈ અપને, યે કુ અદુવ્વે ખુદા
। હુવે, બારાંસો બરસ, પર વોહી તકરીર હૈ
નસ્લ ઉન્કી અબતક, વયસીહી બેપીર હૈ
કુચ્છ તફાવત ભી ન આયા ઉન્મેં, કયસા ઉન્મે શીર હૈ ?
કયા અદાવત હય ઈલાહી ! કયા યેહી તાસીર હૈ.

* * *

તાઅઝીયે કો બુત કહે, કયુંકર ન ઈખ્વાને યઝીદ ?
બાપદાદોંને કીયા, ઈન્કે, ઇમામોંકો શહીદ ?
બુતપરસ્ત ઇન્કે બુઝુર્ગ અગલે થે મલઉનો પલીદ
હય ખબર ઇસ્કી ? પડહો જાકર બ કુરઆને મજીદ ?
અઝાદારી, સુબુતે કત્લે માસુમાન હયે
જો મનઆ ઈસ્કો કરે, જાનો ઉસે શયતાન હયે !

* *

તાઅઝીયા ફિલઅસ્લ, નકલે રવઝએ શબ્બીર હૈ
યેહ ન બુત હૈ, ન કિસી ઝીરૂહકી તસ્વીર હૈ. !
બલ્કે ઇસમે પ્યરે બરકત કી ભરી તાસીર હૈ !
મુન્કીર ઇસ્કા બેશુબાહ શયતાનકા નખપીર હૈ

અઝાદારોંસે રાઝી હય, જનાબે ફાતેમાહ
પંજતનકે હાથ પર હોતા હય ઇસ્કા ખાતેમાહ

* * *

એહતેમામે ગમે જનાબે હઝરતે શબ્બીરકો
પુશુલ કેહતેહો હસ્દસે, સખ્ત તુમ બે પીરહો
ગર હુસેન ઇબ્ને અલી હોતે જહાંમે, બેગુમાં
કત્લ કરતે ઇન્કો ફિર, યેહ ગુરીય્યાતે કુફીઆં

ઇનહદમે તાઅઝીયેમે. હે બેજા મ્લાકુનાં
તાઝમાનેસે મીટાવે, ઉન્કે કુલ નામો નશાં.

---

# મી. વરતેજીના વીલની વ્યવસ્થા !

પ્રિય વાંચકો ! હરેક સમજુ મનુષ્ય પોતાના મર્ણ બાદ પોતાની મીલકતની યોગ્ય વ્યવસ્થા કરવા સારૂ જે છેલ્લી લીટીઓ લખે છે, તેને વસીયતનામું અથવા વીલ કહેવામાં આવે છે; અને તેવું વીલ કરવું હરેક મનુષ્યને જરૂરી છે. મારા મિત્ર મી૦ વરતેજીએ પણ પોતાનું વીલ કરેલ છે, પણ તે વીલ સર્વે મનુષ્યો કરે છે તેવા પ્રકારનું નહિં; બલ્કે જુદાજ રૂપમાં કરેલ છે ! તે વીલની વ્યખ્યા કરતાં મી૦ વરતેજી જણાવે છેઃ—

" મ્હારૂં આ " ( વીલ ) " તે એક આત્મીક–" વીલ પાવર " છે. અને તે મારા ધાર્મિક વિચારોનું ' વીલ–વસીયત ' પણ છે. તેનો હરેક ભોગવટાનો હક

તેનેજ છે કે, જેનો ટ્રસ્ટ ખુદા, રસુલ અને પવિત્ર કુરને શરીફ ઉપર નિરમળ પણે છે ! ! ! ”

એટલે—તેઓના જણાવ્યા પ્રમાણે, તેઓના વીલની વ્યવસ્થા કરવાનો હક તેવા દરેકને છે, કે જેનો ટ્રસ્ટ ખુદા, રસુલ સ૦ અને પાક કુરઆને શરીફ ઉપર નિર્મળપણે છે. તો આએ અહના સેવકનો પણ ખુદા, તેના રસુલ ( સ૦ ) અને તેની પાક કિતાબ ( કુરઆને શરીફ ) ઉપર ટ્રસ્ટ છે, [1] જેથી મી૦ વરતેજીના “ વિલની વ્યવસ્થા કરવાનો આ અહના સેવકને પણ હક પુગે છે. ઉપરાંત મી૦ વરતે-જીએ ઇસ્માઈલી સત પંથ પ્રકાશ’ માસીકમાં વેદિક—ઇસ્લામની જે જાહેર ખબર છપાવી છે, તેમાં એમ જણાવવામાં આવેલ છે કે—“ મી૦ વરતે જીએ ઇસ્નાઅશરી હોસ્પીટલમાં મરણ પથારીએ કરેલ વીલ ” તો આ અહના સેવક ઇસ્નાઅશરી છે તેથ પણ મી૦ વરતેજીનાં વીલની વ્યવસ્થા કરવાની પોતાની ફરજ સમજે છે. એટલુંજ નહિં, બલ્કે મી૦ વરતેજીએ મારા સવાલોનાં જવાબોમાંજ પોતાનું વીલ કરેલ છે જેથી મારે તે ભાઈનાં વીલની વ્યવસ્થા કરવીજ જોઇએ.

મી૦ વરતેજીએ પોતાના વીલમાં જેજે હકીકતો અને ધાર્મિક વિચારો જણાવેલા છે, તે તેઓ ભાઇએ “ પ્રતિજ્ઞા પુવક ” જણાવવાનું—વીલની શરૂઆતમાં લખેલ છે, પણ તેઓની પ્રતિજ્ઞા કેટલે દરજ્જે સાચી છે, અને તેઓ દરેક ઠેકાણે કેવી સત્યતાથી વર્ત્યા છે, તે જુદા જુદા પ્રકરણોમાં વાંચકોને બતાવી ગયો છું; એટલે તેઓની પ્રતિજ્ઞા ઉપર કેટલું વજન આપવું તે વાંચકોનીજ મુન્સફી ઉપર છોડીશ. મી૦ વરતેજીએ વીલની શરૂઆતમાં ઉદ્દેશ, ફર્ઝ, રહસ્ય વી૦ સંબંધે જે વિવેચન કરેલ છે, તેની તપાસ કરવાની હું જરૂરત ધારતો નથી—કારણકે જ્યારે તેઓની પ્રતિજ્ઞાજ

ખોટી ઠરી, ત્યારે મજકુર બાબતો ઉપરે કાંઇ વિવેચન કરવું પણ જરૂર નથી.

મી० વરતેજીએ પોતાનું **વીલ** લખેલ છે, તેમાં તેઓનો મુળ હેતુ તો પોતાના **જીવન ચરિત્ર** ને પ્રસીધ્ધી માં લાવવાનોજ જણાય છે ! તેઓએ પોતાનું જીવનવૃતાન્ત ઘણીજ લંબાણુથી—લગભગ ૧૦૪ પૃષ્ટોમાં આપી, આગાખા ની ટોળામાં પોતાની વાહજી વાહ ( ! ) કહેવડાવવાની ખુબ કોશેશ કીધેલી જોવામાં આવે છે. તેઓ ભાઇએ, "મારી ઓળખ" નાં મથાળા નિચે પોતાનું ધાર્મિક **જીવન** "સત્ય પ્રતિજ્ઞા પુર્વક" આપવાનું જણાવેલ છે, પણ તેમાં ધાર્મિક જીવનની હકીકત કરતાં **આત્મપ્રસંશા** વધુ પ્રમાણમાં જણાઇ આવે છે ! હવે તે વીલમાં જે ધાર્મિક મુદ્દાઓ ચર્ચેલ છે, તે ઘણાખરા મુદ્દાઓનો સવિસ્તર જવાબ આગળનાં જુદાં જુદાં પ્રકરણોમાં આવી ગયેલ છે; બાકીનાં જે નવીન મુદ્દાઓ જણાશે તેના ઉપરેજ ફકત વિવેચન કરીશ. પણ તે વિવેચન કરવા પુર્વે, મી० વરતેજી સંબંધી અને તેઓના મરહુમ દાદા અને મરહુમ પીતાશ્રી સબંધી જે લંબાણ હકીકત, મી० વરતેજીનાં જ એક જુના સ્નેહી તરફથી મળવા પામેલ છે, તેમાંથી ટુંકસાર નીચે રજુ કરીશ—

મી० વરતેજીના દાદા મરહુમ **મામદ મુખી**—તેઓ વરતેજના રહેવાસી હતા અને **વરતેજ**માં દરબારશ્રી તરફથી **મુખી** તરીકે નીમવામાં આવ્યા હતા, અને તે મુખીપણાનો વાર્ષિક પગાર ૭૫) પંચોતેર શ્રી ભાવનગર દરબાર તરફથી મુકર્રર થયેલ. એક વખતે એક અંગ્રેજ અધિકારીને **ઘોઘા** જવાનું હતું, તેને મામદ મુખી પોતાની બેલગાડીમાં બેસાડીને પહોંચાડી આવ્યા, અને રસ્તામાં આગતા સ્વાગતા કરેલ હશે જેથી તે અધીકારીએ મામદ મુખીનો

વાર્ષિક પગાર રૂા. ૧૭૫) અંકે એકસોને પંચોતેર કરાવી આપેલ; અને સાથે તલાટીનું કામ પણ સોંપેલ. મામદ મુખીનો વરતેજમાં એક ખુલ્લો વંડો હતો, જેમાં માણસો ગાડાંઓ છોડતા. દરરોજ દર ગાડે બે પૈસા તેઓને મળતા. બળદોનું છાણુ કચરો થતો તેની પણ ઉપજ થતી. ઉપરાંત છાણુ તથા કચરાનો (ખાતરનો) ઈજારો પણ રાખતા, જેના વાર્ષિક રૂપીઆ પાંચ દસ ભરવા પડતા. તેઓ લખી વાંચી જાણતા નહીં હતા.

મરહુમ મામદ મુખીએ ના૰ આગાખાન સાહેબની કેવી સેવા બજાવેલ, તે કાંઈપણ જાણવામાં આવેલ નથી. બાકી તેઓએ ફક્ત જમાતખાનામાં એક જમીનનો ટુકડો આપેલ, જેની તે વખતની કીંમત રૂપીઆ દસ હતી. (તે વખતે ભાવનગર સ્ટેટમાં જમીનના વેચાણનો હક ન હતો. તે સ્ટેટમાં વેચાણ હક ઈ. સ. ૧૯૦૪ થી ચાલુ થયેલ છે.)

મી૰ વરતેજીના પીતાજી મરહુમ **જુસબભાઈ મામદ મુખી**—તેઓએ પોતાના પિતાશ્રીનાં મુખીપણાનો હોદ્દો ચલાવ્યા ઉપરાંત વરતેજમાં દાણવેરાનો ઈજારો પણ રાખેલ, જેમાં ખોટ આવતાં, ભાવનગર દરબારનું તેઓ ઉપર લ્હેણું થઈ જવા પામ્યું હતું. એક ખત્રીના રૂા. ૮૦૦) ની બાબતમાં તેઓને પોતાનું એક ઘર વેચવું પડયું હતું. તે ઘર કરીમ શામજીને રૂા. ૨૦૦) માં વેચાતું આપેલ, અને તે બસો રૂા. ની રકમમાંજ ખત્રી સાથે પતાવટ કરેલ, અને તેઓ ઉપરે ઈજારાની ખોટ બાબતનું દરબારશ્રીનું લ્હેણું હતું તે તેઓના મુખીપણાના પગારમાંથી મુજરે લેવાતું તેઓએ પોતાના સર્વે મકાનો વેચી નાખ્યાં હતાં. હાલમાં માત્ર એક નાનું મકાન છે. છેવટે તેઓ પાસેથી મુખીપણાનો હોદ્દો પણ લઈ લેવામાં આવ્યો હતો.

મરહુમ જુસબ મુખીની વૃદ્ધાવસ્થામાં—આર્થિક સ્થિતી નબળી. મુખીપણામાંથી કમી થવું, ઇબ્રાહિમ ( મી૦ વરતેજી ) નું આગાખાની થઈ જવું, એ સર્વ બાબતોએ તેઓને બહુજ દુઃખિત કર્યા; જેથી તેઓએ વરતેજ છોડી દેવા વીચાર કર્યો. ઇબ્રાહીમના આગાખાની થઇ જવાના લીધે ભાવનગરનાં સગાં વ્હાલાંઓ પાસે જવામાં પણ શરમીંદગી થતી હતી. જેથી દુઃખિત હૃદયે મુંબઇ ગયા અને ત્યાં ગુજરી ગયા. તેઓ વરતેજમાં હતા ત્યાં સુધી ( છેવટ સુધી ) ઇસ્નાઅશરીજ હતા. પણ છેવટે ઇબ્રાહીમના કારણથી મુંબઈમાં આગાખાની કબ્રસ્તાનમાં દફન થયેલા છે.

( એ રીતે મી૦ વરતેજીના મરહુમ દાદા તથા પિતાશ્રીના સંબંધે જે લંબાણ હકીકત થવા પામી છે, તેમાંથી ટુંક સાર ઉપર આપેલ છે; તેઓની ખાનગી જીંદગી માટે કાંઈ પણ હકીકત આપવી ઉચિત ધારેલ નથી અને એ ટુંક અહેવાલ આપવાનું પણ કારણ એટલુંજ કે, મી૦ વરતેજીએ પોતાના વીલમાં મરહુમોનાં નામથી કેટલીક હકીકત દર્શાવી છે, તો તેમાં સત્ય શું છે તે વાંચકો શોધી કહાડે. તે સારૂજ કેટલીક હકીકત આપવી પડી છે. )

**મી૦ વરતેજી**—એઓ પોતાની બાળવયમાં ના૦ આગા અલીશાહ સાહેબનો હાથ પોતાના માથા ઉપર મુકવાનું ( અર્પણપત્રીકામાં ) જે જણાવે છે તે તદ્દન ગલત છે. ના૦ આગાખાન અલીશાહ સાહેબ ઈ૦ સ૦ ૧૮૮૧ માં ગાદીએ આવેલ. ત્યાર પછી આ તરફ બિલકુલ પધાર્યાજ નથી ઈ૦ સ૦ ૧૮૮૧ ની સાલને પણ આજે ૪૧ વર્ષ થવા આવ્યાં, જ્યારે મી૦ વરતેજીની ઉમ્ર આજે પણ ૪૦ વર્ષ ઉપરાંત નથી.+

+ પોતાના વીલમાં મી૦ વરતેજી પોતાનો જન્મ સંવત ૧૯૩૪ માં થએલો જણાવે છે, તો તે હિસાબે વીલ લખતી વખતે તેઓની

મી૦ વરતેજીએ મુંબઇમાં ભાવનગરના દરબારશ્રી-જીને એક કવીતા સંભળાવીને ભાવનગર રાજ્યમાં નોકરીએ રાખવા માંગણી કરેલ. દરબારશ્રીજીએ નિર્વાહ પૂરતા પગારે નોકરી આપવા કહેલ. જે ઉપરથી મી. વરતેજીએ ભાવનગર આવી, નોકરી માટે અરજ ગુજારેલ. દરબારશ્રીજીના ફરમાનથી રાજકવી પીંગળશી તથા કેળવણી ખાતાના વડા મી૦ મણીશંકર રતનજી ભટ્ટે મી૦ વરતેજીની પરીક્ષા લીધેલ, પણ તેમાં મી૦ વરતેજી પસાર થયા નહિં, જેથી દરબારશ્રીજીએ માસીક રૂા. ૧૫) ની એક જગ્યા આપવાનું કહ્યું પણ તે જગ્યા મી૦ વરતેજીને ગમી નહિ.

મી૦ વરતેજીએ પોતાના વીલમાં લખેલ છે કે—"મરહુમ દેવજીભાઇ ગુલામહુસેને મને સ્વપ્નામાં કહેલ કે, મારા ગુજરવા પછી જમાતમાં ફાંટા પડયા તેથી મને ઘણી દીલગીરી ઉપજી છે. વી૦ વી૦" તે તદ્દન ગપજ છે મરહુમ દેવજીભાઈની હયાતીમાંજ ભાવનગરમાં જુદી જમાત બંધાણી હતી; અને મરહુમ પણ કુટુંબ સહિત ઇસ્નાઅશરીઓમાં ભળ્યા હતા. ભાવનગરમાં પહેલે સર્વે ખોજાઓ એક જમાત તરીકે વર્તતા, અને પોતાની ધર્મ ક્રિયાએ ખાનામાંજ કરતા; નમાઝીઓ એક તરફ નમાઝ પડતા, અને દુઆ પડનારાઓ બીજી તરફ દુઆ પડતા અને જ્ઞાનગોઠ કરતા; પણ દુઆ પડનારાઓની

ઉમ્ર લગભગ ૪૪ વરસની તેઓ જણાવે છે; પણ તેના માટે તેઓ પોતે પણ ચોકસ પુરાવો આપી શકતા નથી. ફકત એટલું જણાવે છે કે—' મારો જન્મ સંવત ૧૯૩૪ માં થયો એમ મારા મરહુમ પીતાશ્રી કહેતા હતા" એમ જણાવેલ છે ! અને પાછાફરીને છઠ્ઠા તબકામાં પોતાની વય ૪૭ વર્ષની જણાવે છે. કોઇપણ બાબત માટે લખેલો પુરાવો રજુ કરેલ નથી.

"જીમ"

પીઠ મજબુત હોવાના કારણે વખતો વખત ધાંધલ કરતા, અને છેવટે નમાઝીઓ પાસેથી મ્હોટા મ્હોટા લાગાઓ લેવાની તજવીજ કરવા લાગ્યા; જેથી તકરાર ઉત્પન્ન થઇ. મરહુમ દેવજીભાઈ ગુલામ હુસેને વિચાર્યું કે તકરાર વધી જશે, જેથી તેઓએ નમાઝીઓ માટે જુદું મકાન બનાવી આપ્યું. ( જે મકાનને **જનાબનું મકાન** કહેવામાં આવે છે ). તે મકાનમાં ના૦ આગાખાનનો કાંઇ હક રાખવામાં આવેલ નહિં. ત્યાર પછી નમાઝીઓએ જમાતી લાગા (કરો) આપવા બંધ કર્યાં, જે ઉપરથી સમજુતી કરાવવા માટે મુંબઇથી મરહુમ **કાસમભાઇ મુસા** વી૦ આવેલ; ઇસા-ભાઇ નાનજીએ પણ મરહુમ **દેવજીભાઇને** સમજાવેલ, જે ઉપરથી કાંઇક સમજુતી થયેલ, પણ તે સમજુતી લાંબો વખત ટકી શકી નહિ– પરીણામે, ઇ. સ. ૧૯૫૭ ની સાલમાં **ઇસ્નાઅશરી** જમાત તરીકે જુદી જમાત બંધાણી; જે જમાતમાં મરહુમ દેવજીભાઇ પોતાના કુટુંબીઓ સાથે ભળ્યા. ( ઇસ્નાઅશરી જમાત તરીકે જુદી જમાત બંધાયા પુર્વે પણ ભાવનગરમાં **હુસેની રીઝર્વ મીટીંગ** નામે એક મંડળ નમાઝીઓ તરફથી સ્થાપવામા આવેલ, જેના પ્રમુખ વકીલ ( પાછળથી દીવાની જડજ ) **મહમદઅલી અબ્દુલ-અલી** હતા અને તેજ અરસામાં **જનાબના મકાનમાં** વાપરવા અર્થે વાસણ કુસણો પણ તૈયાર કરવામાં આવ્યાં હતાં. જે ઉપરે " નીયાઝે હુસેન ભાવનગર " એવી રિતે નામો કોતરાવવામાં આવેલ.

મી૦ વરતેજીનો ભાવનગર જમાતમાં કાંઇપણ લાગવગ હતો નહિં. અગર લાગવગ હતે તો મી૦ વરતેજી જ્યારે સુન્ની થઇ ગયા હતા, ત્યારે ભાવનગર જમાતે તેઓ વિરૂદ્ધ જે પગલાં ભર્યાં તે ભરી શકતે નહિં. મી૦ વરતેજી જે જણાવે છે કે–"મારી શંકાનું સમાધાન કરાવવા માટે ભાવ-

નગરના ઇસ્નાઅશરી આગેવાનો મને લખનઉ વી. ઠેકાણે મોકલવા માગતા હતા" તે તદ્દન બનાવટજ છે. મી. વરતેજીની ભાવનગરની જમાતમાં કાંઇ ગણત્રીજ નહતી. કદાચ એવો કોઈ મોભાદાર માણસ હતે, અને તેના શંકા સમાધાન માટે એવાં પગલાં લેવામાં આવતે તો કાંઇક બનવા જોગ પણ હોઇ શકે; પણ મી. વરતેજીની બાબતમાં તેમ હતુંજ નહિં. ઉપરાંત અગર જમાતના આગેવાનો તેવું પગલું લેવા ધારતે, તો તેના માટે કાંઈ ઠરાવ પણ પાસ કરવામાં આવતે; અને તેની નોંધ જમાતનાં દફતરે થતે. પણ દફતરો તપાસતાં તેવો કાંઇ ઈશારો વટીક જોવામાં આવતો નથી. (ભાવનગર જમાતમાં ચાલતાં ન્હાનાં કે મ્હોટાં દરેક જમાતી કામોની ધોરણસર નોંધ કરવાનું ઘણા વર્ષો થયાં ચાલુ છે.)

મી. વરતેજીએ પોતાના વીલમાં **ફરીદુદ્દીન અહમદ*** સાથે થએલ સંવાદની જે હકીકત જણાવેલ છે, તે તદ્દન કલ્પીતજ છે. ભાવનગરવાળાઓ એ સબંધમાં કાંઈ જાણતાજ નથી. ફરીદુદ્દીન અહમદે મી. વરતેજીના કાનમાં કહ્યું હોય તેનો પૂરાવો શો? મી. વરતેજીએ તદ્દન કપોળ કલ્પીત બુટ્ટોજ ઉઠાવેલ છે.

મી. વરતેજીએ પોતાના વીલમાં—ભાવનગરના ન્યાયાધીશ સાહેબ **મહમદઅલીભાઇ અબ્દુલઅલીભાઇ** મી. વરતેજીને ઘણું ચાહતા હતા, વી. સંબંધે જે હકીકત લખેલ છે; તે પણ ગલતજ છે. ખરી હકીકત એ છે કે, મી. વરતેજી હમેશાં તેઓ પાસે આજેજી કરતા રહેતા, જેથી તેઓ સાહેબે તેને (મી. વરતેજીને) સ્કૂલખાતામાં માસીક રૂા. ૧૫ ની નોકરી અપાવેલ. તે વખતમાં મજકુર ન્યાયાધીશ સાહે-

* એ નામવાળા કોઇ ઇસ્નાઅશરી આલીમ તે વખતે હોય એવું મારા ધ્યાનમાં નથી.

બનું એવું ચલણ હતું કે અગર ચાહતે તો મી. વરતેજીને મ્હોટા પગારની નોકરી અપાવી શકતે, પણ ફક્ત ૧૫ રૂપીઆના પગારની નોકરી અપાવેલ, જેથીજ મી. વરતેજીની અસત્યતા જાહેર થાય છે. મજકુર ન્યાયાધીશ સાહેબના ચીરંજીવી **ફાજલઅલીભાઇ** વકીલ માટે મી. વરતેજીએ જે લખેલ છે કે—"તેઓ મારા માનવંતા દોસ્ત હતા, તેઓની રૂબરૂમાં કેટલાકો સાથે મારે ધાર્મિક વાદવીવાદ થયેલ, જેમાં હું ફાવ્યો હતો વી. વી." તે હકીકતો તદ્દન ખોટી છે. મી **ફાજલ અલીભાઇ** સદરહુ બાબતો (મી. વરતેજીએ તેઓના નામથી જે જે છુટ લીધેલ છે તે સર્વે બાબતો) નો સદંતર ઇન્કારજ કરે છે. મતલબ કે મી. વરતેજી દરેક બાબત પોતાને ગમે તેવી રીતે લખતાજ ગયા છે, પણ ભાવનગરમાં તેઓની કાંઇ લાગવગ હતીજ નહિં.

એ રીતે—મી૦ વરતેજીના એક જુના સ્નેહી તરફથી જે હકીકત મળવા પામી છે તેમાંથી ટુંકસાર ઉપર જણાવેલ છે, જે ઉપરથી વાંચકો મી૦ વરતેજીની સત્યતા (!) ને નમુનો જોઇ લેશે. મુંબઇ વી૦ ઠેકાણેથી પણ મી૦ વરતેજીને લગતી હકીકતો લંબાણથી મળવા પામી છે, પણ તે સર્વ અત્રે ટાંકી લંબાણ કરવા ચાહતો નથી; મારે તો ફક્ત મી૦ વરતેજીના **જીવન ચરિત્ર**ની અસત્યતા બતાવવાની હતી જેથીજ ફક્ત નમુના દાખલ ટુંક હકીકત ઉપર દર્શાવી છે.

મી૦ વરતેજીએ પોતાના વીલમાં, પોતાની ઉમ્રના જુદા જુદા તબક્કાનાં મથાળા નીચે પોતાનાં જીવન ચરિત્રને લગતી જે લંબાણથી હકીકત જણાવી છે, તેના ફકરા ફકરાની તપાસ કરવાના માટે એક જુદાજ પુસ્તકની જરૂરત પડે તેમ છે. પણ તે વિશે વધુ વિવેચન નહિ કરતાં, મી૦ વરતેજીએ સર્વે હકીકતો કેવી સત્યતાથી લખેલ છે તેનુ

જે દિગ્દર્શન વાંચકોને ઉપર કરી બતાવેલ છે, તે ઉપરે વાંચકોનું માનપૂર્વક લક્ષ ખેંચી, મી૦ વરતેજીના લખાણ ઉપરે કેટલું વજન આપવું તે વાંચકોની મુન્સફી ઉપરે છોડી, આએ પ્રકરણમાં ફક્ત ધાર્મિક નવીન મુદ્દાઓ ઉપરેજ વિવેચન કરીશ—

મી૦ વરતેજી પોતાના વીલના પૃષ્ટ ૨૬–૨૭ ઉપરે, મુંબઇની ઈસ્નાઅશરીઓની પાલાગલીવાળી **મસ્જીદની** ( મઆઝલ્લાહ ) "**મસ્જીદે ઝેરાર**" સાથે સરખામણી કરીને ત્યાર પછી જણાવે છે કેઃ–"મજકુર મસજીદ બંધાવી આપવા ના૦ આગાખાને પોતાની ખુશી દેખાડેલ, અને તે ઉપર પોતાની માલેકી રાખીને હરેક વ્યવસ્થા તેઓ પોતાની ( એટલે ના૦ આગાખાનની ) મંજુરી વડે કરવા જણાવેલ; પણ તે બાબત ઈસ્નાઅશરીઓને પસંદ પડી નહિં" એમ જણાવીને તે ઉપરે ભારોભાર ટીકા કરે છે. પણ હું તેઓને એજ પુછવા માંગું છું કે મસ્જીદ ઉપરે કોઈની માલેકી થઇ શકે છે ખરી કે ? તમો પોતેજ જણાવો છો કે, "મસ્જીદ એટલે ખાનએ ખુદા" તો "ખાનએ ખુદા" માટે માલેકીનો સવાલ વાજબી ગણાય ખરો કે ? **મસ્જીદે ઝેરાર** તો થતાંજ નાશ પામી હતી, જ્યારે **પાલાગલીવાળી મસ્જીદ** તો વર્ષો થયાં રૌનકની સાથે કાયમ ઉભેલીજ છે; અને તેમાં ખુદાની ઇબાદત થતી રહે છે, તેથી શું તમો અજાણ્યા છો ?

**મસ્જીદે** ઝેરાર સબંધે કેટલાક વાંચકો વાકેફ નહિં હોય, જેથી વાંચકોની વાકેફી અર્થે તેને લગતું વર્ણન પાક કુરઆને શરીફમાંથી નીચે ટાંકી બતાવીશ—

**આયત**—"વલ્લઝીનત્તખઝુ મસ્જેદન્ ઝેરારન્ વ
કુફ્રન્ વ તફ્રીકન્ બયનલ્ મોઅ્મેનીન, વ
ઇર્સાદલ્ લેમ હારબલ્લાહ વ રસૂલહુ મિન્

કુફ્રો, વલ ચેહ્‌લેફુન્ન ઈન્‌ અરદ્‌ના ઈલ્લલ હુસ્ના; વલ્લાહો યશ્‌હદો ઈન્નહુમ્‌ લકાઝેબૂન. ”

( સુરએ તવબાહ–આયત ૧૦૭ મી )

અર્થ—“ અને કેટલાક એવા છે કે જેઓએ નુકસાન કરવા માટે ને કાફ્રરપણા માટે અને મોઅમેનો વચ્ચે જુદાઈ પાડવા માટે અને જેણે ખુદા અને તેના પયગમ્બર સામે અગાઉથી લડાઈ કરી છે તેની રાહ જોવા માટે મસ્જેદ બાંધી છે અને તેઓ ખચીત સોગંદ ખાય છે કે અમે સારૂં કર્યા સીવાય બીજું કંઇ ઇચ્છયું નથી; અને ખુદા સાક્ષી છે કે ખરેખર તેઓ જુઠું બોલનાર છે. ”

( પ્રોફેસર કૃત તરજુમો પેજ ૩૮૮ )

( મજકુર આયતની ટીપણમાં પ્રોફેસરે જે લંબાણથી ખુલાસો કરેલ છે, તેમાંથી ટુંકસાર એ કે–અબુ રાએબ નામના શખ્સે કાબાની સામે બાર મુનાફેકોની મદદથી એક મસ્જેદ બંધાવવાનો વીચાર કર્યો, કે જેમાં તેઓ હ૦ પયગમ્બર ( સ૦ ) ની વિરૂદ્ધ બોધ કરે. તેઓએ મસ્જેદ બંધાવીને હ૦ પયગમ્બરને અરજ કરી કે, તમે અમારી બંધાવેલ મસ્જેદમાં આવી નમાઝ પઢાવો. હ૦ પયગમ્બર ( સ૦ ) તે વખતે તુબુકની લડાઇમાં જતા હતા, જેથી તે મસ્જેદમાં ગયા નહિં. ત્યાર પછી મજકુર મસ્જેદ સબંધે હ૦ પયગમ્બર ( સ૦ ) ઉપરે મજકુર આયા વહ્ય કરવામાં આવી હતી, જેથી હ૦ પયગમ્બર ( સ૦ ) મે તે મસ્જેદનો નાશ કરાવ્યો હતો. વી૦ વી૦ )

હવે—મજકુર આયતની હકીકત ઈસ્નાઅશરીઓની મરજીદને કેવી રીતે લાગુ પડી શકે છે, તે મી૦ વરતેજી (ખરી ઈમાનદારીથી) બતાવશે કે ?

મી. વરતેજી પોતાના **વીલ**ના પૃષ્ટ ૬૫ ઉપરે **મોઅજેઝા** સબંધે ટીકા કરતાં લખે છે કેઃ—"કારણ કે મોઝીઝા તો હિન્દુઓ, મુસલમાનો જેમ અવલીયાની દરગાહને પુજનારાઓ છે; તથા ખ્રિસ્તીઓ માનમોવડીને માનનારાઓ છે તેવી રીતે માને છે. અરે ! આ જમાનામાં જાદુઈ ખેલ દેખાડનારા પ્રોફેસરો, શોબદા બાજો, પણ ઇમાનદારીને ધોખા પુગાડે એવી અજાયબી દેખાડે છે ! તો પછી આપણું ઇમાન તો મોજીઝાની કીમતે ખરીદ્યુ હોય તો, તેવા ઘણા ઘરાકો આપણું ઇમાન ખરીદી જાય અને આ રીતે હું મોઝીઝા કરતાં વ્હેવારીકપણાની દલીલોનેજ ભાર આપી મારૂં ઈમાન ધરાવનાર હતો." એ ફકરાઓથી ખુલ્લું જણાય છે કે, મી. વરતેજીએ **મોઅજીઝાનો** સદંતર ઈન્કારજ કરેલ છે. પણ કુરઆને શરીફમાં (પયગમ્બરો મોઅજેઝાઓ દેખાડતા હતા તેનું) ખુલ્લે ખુલ્લું વર્ણન છે; અને એવા મોઅજેઝાઓના વર્ણનો મરહુમ હાશમભાઇ બોઘા માસ્તરે "**જવાહરે હકીકત**" માં પણ કરેલ છે. ઉપરાંત "ઇસ્માઇલી ધારમીક લાઇબ્રેરી" તરફથી ઈ૦ સ૦ ૧૯૦૭ માં પ્રગટ થયેલ "**ઇસ્માઇલી ભોમીઓ**" નામના પુસ્તકના પૃષ્ટ ૩૧ થી ૩૫ સુધીમાં હ૦ ઈસ્માઈલને લગતી જે હકીકત આપવામાં આવેલ છે તેમાં—હ૦ ઇસ્માઇલને નસાડી મુકવાની બાબતને ઇમામ જાઅફરે સાદિક અ૦ નો મોઅજીઝો જણાવેલ છે. હવે ખરૂં કોણ ? મી૦ વરતેજી **મોઅજીઝા** કરતાં વ્હેવારીકપણાની દલીલો માટે જે જણાવે છે, તેના માટે તેઓએ જાણવું જોઇએ કે, પયગમ્બરો અને ઇમામોએ મનુષ્યોને હિદાયત કરવાના માટે વ્હેવારીકપણાની

દલીલોથી પણ કામ લીધેલ, પણ જ્યાં તેઓની સત્યતાની સાબેતી માટે **મોઅજીઝો** બતાવવાની માંગણી કરવામાં આવેલ, ત્યાંતો તેઓએ મોઅજેઝાઓ બતાવેલ કે નહિં ? અને ત્યાં મોઅજેઝા બતાવવાની જરૂરત ખરી કે નહિં ? મી૦ વરતેજી મોઅજીઝા માટે જે ઇન્કારરૂપી લખાણ કરી રહ્યા છે તેનો મુળ હેતુ એ છે કે, આગાખાની લેખકો ના. આગાખાન સાહેબને **ઇમામ** તરીકે મનાવવાની જે તજવીજો કરે છે, તેના જવાબમાં ઇશનાઅશરીઓ કહે છે કે "તેઓ નામદાર અગર ઇમામતનો દાઅવો કરતા હોય તો તેઓ અમોને મોઅજેઝો બતાવે કે જેથી અમો તેઓને ઇમામ તરીકે સ્વીકારીએ" તો તે સવાલને માટે ઢાંકપીછોડો કરવા ખાતર મી. વરતેજી **મોઅજે**ઝાનો ઇન્કાર કરી રહ્યા છે ! ( અને તે ઇન્કાર કરવાની રૂઢીનું શિક્ષણ તેઓએ સર સૈયદ અહમદ કૃત "તહઝીબુલ અખલાક"માંથી મેળવેલ હોય એમ જણાય છે ! ) પણ મી. વરતેજીએ જાણવું જોઇએ કે વ્યવહારૂ દલીલોથી ઇમાન આણવું એ પણ બરાબર છે, પણ જ્યારે વ્યવહારૂ દલીલો કાર્યસાધક ન થઇ શકે અને સામેવાળો મોઅજેઝા વિના ઇમાન આણે એવું હોય, ત્યારે તો મોઅજેઝાની જરૂરત ખરી કે નહિ ? આગાખાની લેખકો ના. આગાખાની ઇમામત સબંધે જે વ્યવહારિકપણાની દલીલો ઇશનાઅશરીઓ સમક્ષ પેશ કરે છે, તે મજબુત દલીલો ન હોતાં—કાંઈ પણ કાર્ય સાધક થઇ શકે એવી દલીલો ન હોતાં, ઇશનાઅશરીઓને મોઅજીઝાની માંગણી કરવી પડે છે. તો તે માગણી પ્રમાણે તો **મોઅજેઝાની** જરૂરત ખરી કે નહિં ?

જો કે મી. વરતેજી પોતાના લખાણમાં પ્રોફેસરો અને શોઅબદાબાઝો તરફથી બતાવવામાં આવતી અજાબીયોને "ઇમાનદારીને ધોખો પુગાડે એવી" જણાવે છે ખરી,

પણ અંદરખાને તેઓનો હેતુ એ છે કે **મોઅજેઝા** જેવી અજાયબીઓ તો પ્રોફેસરો અને શોઅબદાબાઝો પણ બતાવે છે, ત્યારે મોઅજીઝામાં માલ શું ? ( અને તેઓનો તે હેતુ તેઓના લખાણની ઢબથી જણાઇ આવે છે. ) હવે પ્રોફેસરો અને શોઅબદાબાઝો તરફથી બતાવવામાં આવતા ખેલો અને અજાયબીઓમાં, તથા **મોઅજીઝામાં** શું ફરક છે, તે સમજવા અને જાણવા મી. વરતેજીની ઇચ્છા હોય, તો તેઓએ મરહુમ અલ્લામા સૈયદ ગુલામ હસનયન સાહેબ **કન્તુરી** કૃત "**તહાફતુલ ફલાસેફાહ**" ની જીલ્દ પહેલી જોઇ જવા કૃપા કરવી ( મજકુર કિતાબમાં મોઅજીઝાનો ઇન્કાર કરનારાઓ અને તેને ખેલ તમાશાઓ જણાવનારાઓની શુદ્ધ અકલી અને નકલી દલીલોથી સારી રીતે ઠેકાણે લાવવામાં આવેલ છે. જેની ખુબી વાંચનાર ઉપરેજ આધાર રાખે છે. લંબાણના ભયથી તે દલીલો હું અત્રે ટાંકી શકતો નથી. વાંચકોને તે કિતાબ જોઇ જવા ભલામણ કરીશ. )

મી. વરતેજીએ પોતાના **વીલના** પૃષ્ટ ૬૭ ઉપરે બારમા ઇમામ સબંધે જે વિવેચન કરેલ છે, તેમાં ત્રણ શંકાઓ દર્શાવી છે—

૧—ઇમામનો મુલ્ક જજીરતુલ અરબના એક ભાગમાં છે, એમ મોલવી યાકુબઅલી કહેતા હતા અને તેઓ પોતેજ એ રીવાયત ઝઇફ છે એમ પણ કહેતા હતા.

૨—સામરાની ગારમાં તેઓની રાહ જોવાય છે.

૩—દુર્રે બેબહામાં ત્રણ રીવાયતો છે. તે એક બીજાથી વિરૂદ્ધતા દેખાડે છે.

એ રીતે ત્રણ મુદ્દાઓ દર્શાવી તે ઉપરે ટીકા કરેલ છે. પણ તે ટીકામાં સત્ય કેટલું છે તે નીચે બતાવી આપીશ—

૧—જઝીરતુલ અરબવાળી રીવાયત ઝઈફ છે, એમ જ્યારે મોલવી યાકુબઅલી જાણતા હતા, છતાં મી. વરતેજીની શંકાના સમાધાનમાં એ રીવાયત પેશ કરે, એ તદ્દન ન બનવા જોગ છે. એ મી. વરતેજીનો મોલવી યાકુબઅલી ઉપરે તદ્દન આક્ષેપ છે.

૨—સામરાની ગારમાં બારમા ઈમામની રાહ જોવાય છે, એમ જણાવીને મી. વરતેજી એમ જણાવવા ઇચ્છે છે કે ઇસ્નાઅશરીયો એમ માને છે કે ત્યાં બારમા ઇમામ છે. પણ તે મી. વરતેજીનો તદ્દન આક્ષેપ છે. ઈસ્નાઅશરીયો તો ફક્ત એજ જણાવે છે કે, સામરાની ગારમાં જઈને બારમાં ઈમામ અ. ગાયબ થયા છે અને તેથીજ યાદગીરી તરીકે તે સ્થળની ઝીયારત કરે છે, અને તે સ્થળને પવિત્ર માને છે.

૩—હુર્રે બેબહામાં ત્રણ રીવાયતો કેવી રીતે છે, અને તે ત્રણેમાં શું હેરફેર છે તે મી. વરતેજીએ બતાવવું જોઈતું હતું. પણ તે મી. વરતેજીએ બતાવેલ નથી; ફક્ત લખી નાખેલ છે. એટલે તે સબંધે કાંઇ ખુલાસો આપવાની અગત્ય નથી.

એ રીતે મી. વરતેજીએ એ જે ત્રણ શંકાઓ પેશ કરેલ, તે ફક્ત ભોળાઓને ભમાવવા સારૂજ એક બાજી રચેલ. પણ તે મુદ્દાઓ તપાસમાં કોઇ રીતે ટકી શકતા નથી.

મી. વરતેજીએ પોતાના વીલના પૃષ્ટ ૬૯ ઉપરે જણાવેલ છે કેઃ—"નાયબે ઇમામની માન્યતા પણ ખોટી છે. કારણ કે અગાઉના ઇમામો નાયબ મોકલાવતા તો તેના પાસે ઇમામની મોહરવાળો તાલીકો (રૂકો) રહેતો. તેવો હાલના નાયબ ઈમામ પાસે નથી. તેથી તે નાયબે ઈમામ નહીં પણ નાયબે આલેમ કહેવાય, કારણ કે, તેને આલેમો ચુંટીને મુકરર કરે છે." એવી રીતે જણાવે છે, પણ પોતાની

ભલામણના પૃષ્ટ ૧૧ માં જણાવેલ છે કે:—"કારણ કે હાલ કહેવાતા નાયબ ઇમામ ચુંટણીથી મુકરર થએલા પ્રજાકીય નાયબ છે" મતલબ કે એક ઠેકાણે "નાયબ આલમ" જણાવે છે, અને બીજે ઠેકાણે "પ્રજાકીય નાયબ" જણાવે છે. એ રીતે એકબીજાથી વિરૂદ્ધ માન્યતા જણાવી રહ્યા છે. પ્રજાકીય ચુંટણી માટેનો ખુલાસો "મી. વરતેજીની ખોટી ભલામણ" વાળા પ્રકરણમાં કરી ગયો છું. હવે તાલીકા રૂકા માટે જાણવું કે, અગાઉના ઈમામોના નાયબો પાસે તે જરૂર રહેતોજ એવી કોઇ સનદ મી. વરતેજીએ પેશ કરવી જોઇતી હતી. હવે એમ પણ કબુલ કરીએ કે અગાઉનાં ઇમામોનાં સર્વે નાયબો પાસે તાલીકો રહેતો હતો, તો પણ તે રીવાજ " જાહેરી ઇમામો " નાં નાયબો માટે હોઇ શકે, પણ જે ઇમામ ગાયબ હોય તેઓના નાયબો માટે એવો સવાલ ઉઠાવી શકાય નહિં. હા, કદાચ ગયબતે સુગરાનો વખત કે જેમાં ઇમામનાં નાયબની જરૂરત વખતે ઇમામ સાથે મુલાકાત થઈ શકતી, તે વખતના માટે કદાચ તાલીકાની રૂઢી બંધબેસતી પણ થઈ શકે, પણ ગયબતે કુબરા કે જેમાં નાયબોની મુલાકાત જરૂર થાયજ એવું ચોકસ ન હોતાં, ખુદાઇ મસ્લેહત ઉપરેજ આધાર રહે છે, તે સમયના માટે તાલીકાની રૂઢીનો સવાલ કરી શકાયજ નહિ. બારમા ઇમામ અ૦ મે જે વખતે ગયતબે કુબરા ઇખ્તીયાર કરેલ, તે વખતે છેલ્લી વખતે પોતાના ચાલુ નાયબ ઉપરે ગયબતે કુબરા માં કોણ નાયબો થઇ શકશે તેના માટે ફરમાન જારી કરેલ—તે ઇસ્નાઅશરી કિતાબોમાં મશ્હુર છે:—

" વઅમ્મા મન્કાન મેનલ ફોકહાએ સાએનન્ લે દીનેહી, મુખાલેફન લે હવાઓ, મોતીઅન લે અમ્રે મવ્લાહો; ફલિલ અવામે અય્યં ચોકલ્લે દૂહો.

અર્થ—અને જે ફકીહોમાંથી ( ફકીહ-દીનને લગતું ઇલ્મ જાણનાર ) પોતાના દીનને સાંચવનાર, નફસની ખ્વાહીશોને તજીદેનાર, ( એટલે ગુનાંહનાં કામો ન કરનાર ), પોતાના મૌલાની તાબેદારી કરવા વાળો હોય; તો સામાન્ય મનુષ્યો ( ઉપરે લાઝીમ છે કે ) તેનો તકલીદ કરે.

ઉપરના ફરમાન મુજબ ઇસ્નાઅશરીઓ એવી સીફતવાલા મુજતહેદની તકલીદ કરવી લાઝીમ સમજે છે, અને એ હીસાબે એવી સીફતોવાલા જે મુજતહેદો હોય તે બારમાં ઇમામ અ૦ નાં નાયબો કહેવાય છે. તદુપરાંત એવી સીફતોવાળા મુજતહેદો બારમાં ઇમામ અ૦ નાં તરફથી તેઓના અનુયાઇઓ ઉપરે હુજ્જત છે, (એટલે બારમા ઇમામ અ૦ નાં નાયબો છે ). એ સબંધેનું પણ બારમા ઇમામ અ૦ તરફનું જે ફરમાન છે; તે પણ ઇસ્નાઅશરી કિતાબોમાં મશહુર છેઃ—

"ફઇન્નહુમ હુજ્જતી અલયહુમ; વઅના હુજ્જતુ લ્લાહે અલયહિમ"

એટલે—ખરેખર તેઓ મારા તરફથી તમારા ઉપરે હુજ્જત છે; અને હું તેઓ ઉપર ( મુજતહેદો ઉપર ) અલ્લાહ તરફથી હુજ્જત છું-

જેથી પણ સાફ જણાઇ આવે છે કે, મુજતેહદો બારમા ઇમામ અ૦ તરફથી હુજ્જત ( નાયબો ) છે, અને તે પ્રમાણે ઇસ્નાઅશરીઓ તેઓને નાયબે ઇમામ તરીકે ગણે છે. પણ મી૦ વરતેજી ટ્રેકટમાં એ બાબતમાં માથું મારીને, ઇસ્નાઅશરીઓને શંકામાં નાખવાનું કાર્ય આદરી રહ્યા છે; પણ કોઇબી ઇસ્નાઅશરી એવી શંકાના ફંદાના આવે એમ નથીજ,

મી૦ વરતેજીએ પોતાના **વીક્ષના** પૃષ્ટ ૧૦૭ ઉપરે, પોતાના ટોળાંની ( સલામુન અલયકનાં બદલેની ) " **યા અલી મદદ** " વાલી રૂઢી; અને સર્વ ઇસ્લામીઓમાં પ્રચલીત " **સલામુન અલયક** " વાળી રૂઢીની સરખામણી કરી, પોતાના ટોળાંની રૂઢીને શ્રેષ્ઠ મનાવવાની કોશેશ કરેલ છે. અને " યા અલી મદદ " અને " સલામ એ બેઉ દુઆ ઇચ્છવાનાંજ શબ્દો છે—એમ જણાવી, એક યુકતી ખેલેલ છે; પણ એ યુકતીમાં મી૦ વરતેજી સજ્જડ થાપ ખાય છે.

**યા અલી મદદ** એ અલબતા સારો બોલ છે, પણ તે પોતાના માટેજ મદદ માંગવાનો બોલ છે; જ્યારે **સલામુન અલયક** સામાવાલા માટે સલામતી ઈચ્છવાનો બોલ છે. **યા અલી મદદ** નો અર્થ "એ અલી ( તમો ) મદદ કરો " થાય છે; અને **સલામુન અલયકનો** અર્થ " તારા ઉપર ( ખુદાના તરફથી ) સલામતી હોજો " એમ થાય છે. જેથી સાફ જણાઇ આવે છે કે, મજકુર બેઉ બોલોનાં અર્થો પણ જુદા જુદા થાય છે, અને રૂઢીમાં પણ ફરક છે. **યા અલી મદદ** નો બોલ **સલામુન અલયક** નાં બોલ તરીકે કોઈ રીતે વાપરી શકાયજ નહિં—પાક કુરઆને શરીફમાં, અરસપરસ મુલાકાત કરતી વખતે અથવા કોઈનાં ઘરમાં દાખલ થતી વખતે **સલામુન અલયક** કહેવાનો હુકમ છે, જેમકેઃ—

૧ " અને જ્યારે તમને સલામ કરવામાં આવે ત્યારે તેનાં કરતા વધારે સારી સલામ કરો, અથવા તેવીજ સલામ પાછી વાળો, ખરેખર ખુદા સઘળી ચીજો ઉપર હીસાબ રાખનાર છે. "

( સુરએ નીસાઅ, આયત ૮૬ મી —પ્રોફેસર કૃત તરજુમોઃ પેજ ૧૮૮ )

( મજકુર આયતની ટીપણુમાં પ્રોફેસર જણાવે છેઃ—
એટલે કે જો તમને કોઇ મુસલમાન સલામ કરી માન
આપેતો બદલામાં તેને વધારે માનના શબ્દો વાપરી
જવાબ આપો; જેમકે તમને કોઇ " સલામ-આલેકુમ "
કહેતો તમારે જવાબમાં " સલામ-આલેકુમ-વ-રહે-
મતુલ્લાહ " કહેવું ")

૨ " અને જ્યારે, જેઓ અમારી આયાત ઉપર ઇમાન
લાવે છે, તેઓ ત્હારી પાસે આવે ત્યારે કહેકે તમારી
ઉપર સલામ છે. "

( સુરએ અનઆમ, આયત ૧૫૪ મી માંથી—
પ્રોફેસર કૃત તરજુમો: પેજ ૨૬૪)

૩ " પછી જ્યારે તમે ઘરમાં દાખલ થાઓ ત્યારે તમારા
સ્વધર્મી ભાઇઓને સલામ કરો કે જે ખુદા તરફથી
મુકરર કરેલી સલામ છે. "

( સુરએ નુર, આયત ૬૧ માંથી—પ્રોફેસર
કૃત તરજુમો પેજ ૬૮૭ )

એ રીતે પાક કુરઆને શરીફમાં કુલ્લે ઇસ્લામીઓને "સલામ" ની રૂઢીના માટેજ ફરમાન કરવામાં આવેલ છે; નહીં કે "યા અલી મદદ" ની રૂઢી માટે ! બલ્કે સુરએ નુરની ૬૧ મી આયતમાં તો ખુલ્લું ફરમાન છે કે, "તમારા સ્વધર્મી ભાઇઓને સલામ કરો કે જે ખુદા તરફથી મુકરર કરેલી સલામ છે " છતાં મી૦ વરતેજી સલામની રૂઢી કરતાં " યા અલી મદદ " ની રૂઢીને શ્રેષ્ટ મનાવીને તેને " સલામુન અલયક " ના બદલે ચાલુ કરાવવાની તજવીજ કરી રહ્યા છે !!!

પ્રિય વાંચકો ! મારા મિત્ર મી૦ વરતેજીનાં વીલની જે ટુંક વ્યવસ્થા આપ સુજ્ઞ વાંચકો સમક્ષ કરી બતાવેલ છે, તેમાંથી શો સાર ખેંચવો તે આપનીજ મુન્સફી ઉપરે

છોડીશ. છતાં એટલું જણાવવું અસ્થાને નહિ ગણાય કે, મી૦ વરતેજીએ પોતાના વીલમાં જે આલીમો, મોલવીઓ, પંડીતો, મીરઝાઓ, બાબીઓ અને કેટલાક સદગ્રહસ્થો સાથે ધાર્મિક વાદવીવાદ કરીને તેમાં પોતાની ફતેહ (!) થયેલી જણાવેલ છે; તે તદન ઉંધે રસ્તે દોરાવનારીજ હકીકત છે, તે ભાઈએ એ બાબતોસર જે હકીકતો જણાવેલ છે તે મજબુત પુરાવાઓનાં અભાવે કોઇ રીતે પણ માની શકાય તેમ નથી. તેનીજ રીતે જે જે વ્યકતીઓનાં માટે બીજી બાબતો વર્ણવેલ છે, તે પણ ન માનવા જોગ છે. કારણ કે જે જે વ્યકતીઓનાં નામો સાથે મી૦ વરતેજીએ છુટ લીધેલ છે તેમાંના કેટલાકો તો મર્ણશરણ થયાં છે; જ્યારે હયાત વ્યકતીઓ સબંધેની જે હકીકતો વીલમાં જણાવેલ છે તે પણ પુરાવા રહિત અને ઢંગધડા વગરનીજ જણાય છે એટલે મી૦ વરતેજીએ જે હકીકતો જણાવેલ છે તે તદન ઉંધે રસ્તે દોરવવા ખાતરજ જણાવેલ છે. મી૦ વરતેજીની તેવી હકીકતોનું જુઠાણું જણાવી આપવા ખાતર તેમાંથી ફકત એક બે પ્રસંગો નીચે ટાંકીને તેની તપાસ વાંચકો સમક્ષ કરી બતાવીશ—

૧ જંગબારની મુસાફરીની નોંધમાં મુંબઇથીમુંબાસા વચ્ચે સ્ટીમર ખુશરૂમાં ઈસ્નાઅશરીઓ સાથે થયેલ વાતચીતનો પ્રસંગ જણાવતા લખેલ છે—"અને સાથે કેટલાક ઇસનાઅશરી ભાઇઓ સાથની મારી મુલાકાત અને થયેલા સવાલ જવાબોનું પરિણામ પોતે કામપર નિરાંત મેળવ્યા પછી; ઈસ્માઈલી જમાતમાં દાખલ થવાની ત્રણ જણાની કબુલતો, મારી જંગબાર તરફની મુસાફરીની યાદદાસ્તમાં સફળ સફળ સમજાઇ હતી."

( વરતેજીનું. વીલ પેજ ૧૦૨–૧૦૩ )

૨—"વળતી વખત પંજાબ તરફનાં ઈશનાઅશરી ઈતેકાદ રાખનાર જનાબ (          ) જેઓ લડાઈ દરમયાન લશ્કરી સેવા બજાવી વતન તરફ જતા હતા. તેમના સાથેની ના૦ આગાખાનને માનનાર તરીકેની મારી વાતચીતનાં પરિણામે, તેઓને નામદાર આગાખાનના વખાણનારા અને તેમની ઈમામતની કબુલત આપનાર હતાં જેઓ કુરઆને શરીફનું વાંચન કરતા હતા, અને સાથે મઝહબી સમજ પણ ધરાવતા હતા."

( વરતેજીનું વીલ પેજ ૧૦૫–૧૦૬ )

મજકુર બેઉ હકીકતો તદ્દન બનાવટીજ જણાય છે. એ માટે કાંઇબી પુરાવો કે સાક્ષીઓ આપેલ નથી. લખાણની વલણ ઉપરથી મી૦ વરતેજીનો હેતુ ખુલ્લી રીતે જણાઇ આવે છે કે, "રસ્તે ચાલતાં પણ હું માણસોને આગાખાની મતમાં લાવવાની શક્તિ ધરાવું છું" એમ ભોળા બંધુઓને ઠસાવીને, વાહજી વાહ કહેવડાવવું !!! પણ બેઉ હકીકતો તપાસતાં કાંટામાં કેટલું વજન ધરાવે છે તે વાંચકોને બતાવીશ—

૧—સ્ટીમરમાં કેટલાક ઇસ્નાઅશરીઓ હતા ? તે ત્રણ જણાઓનાં નાંમો શા શા હતા ? કયાંના વતનીઓ હતા ? આપેલ કબુલાત મુજબ તેઓ નિરાંત મેળવ્યા પછી ઇસ્માઇલી જમાતમાં દાખલ થયા કે નહિં ? અને જો એવી રીતે ત્રણ જણાઓ ઈસ્માઇલી જમાતમાં દાખલ થયા હતે, તો ઈ૦ સ૦ પ્રકાશ માસીક વી૦ માં તે ખબર મોટી ઉકમાઇની સાથે છાપીને, મી૦ વરતેજીની વાહવાહ અને ઇસ્માઈલી મતની ખૂબી માટે ઢોલ ત્રાંસા વગાડવામાં આવતે કે નહિં ? તો હજી સુધી તે બાબત જાહેરમાં ન આવી તેનું

કંઇ કારણ ? જે બાબત મી૦ વરતેજીએ વર્ણવેલ છે તે સાં, ૧૯૭૪ નો બનાવ છે. અને "**વેદિક—ઇસ્લામ**" સાં. ૧૯૭૭ માં છપાઇ બાહેર પડી છે, તો શું તે ત્રણે જણાઓ ત્રણ વર્ષ થઈ ગયાં છતાં હજી ઇસ્માઈલી જમાતમાં દાખલ નથી થયા કે ? અને જો થયા હોય તો ઉપર જે જે શંકાઓ દર્શાવેલ છે તેના ખુલાસાઓ મી૦ વરતેજી કરશે ખરા કે ? ( મજકુર સ્ટીમર **ખુશરૂ**માં મી૦ વરતેજી સાથે જે પાસીંજરો હતાં, તેમાંના એક ખોજા લધુ ગુલામ હુસેન તારમહમદ કે જેઓ કચ્છ મુંદરાનાં વતની છે તેઓ સાથે મારી મુલાકાત થયેલ. વાતોનાં પ્રસંગ ઉપરથી મી૦ વરતેજીએ લખેલ **વેદિક—ઇસ્લામ** પુસ્તકની વાત નીકળતાં, કુદરતી રીતે, સ્ટીમર **ખુશરૂ**વાળા બનાવ સબંધી પણ વિવેચન થતાં, તેનું કહેવું જે—" મજકુર સ્ટીમરમાં હું અને એક હાજીભાઇ રેમતુલા ખટાઉ, ( જેઓ થોડીક મુદ્દત થઈ આફ્રીકામાં આવેલ **મીકીન્ડાની** ખાતે ગુજરી ગયા છે, અને મર્ણ પર્યંત ઇસ્નાઅશરીજ હતાં અને કચ્છ મુંદરાનાંજ અસલ વત્ની હતા તેઓ ) અને એક કાઠીયાવાડ તરફનાં ભાઈ હતા. ( જેનું નામ હાલે યાદ નથી ). મી૦ વરતેજી જે હકીકત જણાવે છે તે તદ્દન ગલત છે. મજકુર સ્ટીમરમાં ફકત અમો ત્રણજ ઇસ્નાઅશરીઓ હતા. મી૦ વરતેજી એક આગાખાની મીશનરી છે એમ અમોને ખબર પડતાં તેઓને બનાવવા ખાતર અમોએ કેટલીક ધાર્મિક છેડછાડ કરેલ, જેમાં છેવટે મી૦ વરતેજી ભોંઠા અને ચાટ પડયા હતા. બાકી ન કાંઇ કબુલાત કે ન કાંઈ બાબત હતી. હું હજી પણ ઇસ્નાઅશરી છું." એવી રીતે તે ભાઇએ વાત કીધી અને પોતાની ડાયરી

બુકમાંથી તે ટાંકણે પોતાનું સ્ટીમર ખુશરૂમાં હોવાનું સાબેત કરી બતાવેલ. મજકુર મુલાકાતને આએ લીટીઓ લખતી વખતે એક મહીનો થવા આવ્યો છે. )

૨—તે જનાબ પંજાબ તરફના કયા ગામના વતની હતા ? તેઓનું નામ શું ? તેઓએ લશ્કરી સેવા કયાં બજાવેલ ? કોઈ સાધારણ સીપાઈ હતા, કે ઓફીસર હતા ? તેનો ખુલાસો મી૦ વરતેજી કરશે ખરા કે ? જયારે તેઓ ના૦ આગાખાનની ઈમામતની કબુલાત આપનાર હતા, ત્યારે વળી "ઈસ્નાઅશરી ઈતેકાદ રાખનાર" નો અર્થ શો ? મતલબ કે એ હકીકત પણ તદ્દન બનાવટીજ જણાય છે. મી૦ વરતેજીએ એ હકીકત પણ ઉપજાવી કાઢેલ જણાય છે.

એ રીતે મી૦ વરતેજીનાં વીલમાંથી ફકત બેજ પ્રસંગો નમુના દાખલ બતાવ્યા છે કે જેથી મી૦ વરતેજીએ કેટલી સત્યતા (!) થી કામ લીધેલ છે તે જણાઇ આવે.

છેવટે—આએ પ્રકરણ પુર્ણ કર્યા અગાઉ મી૦ વરતેજીનાં વીલની વ્યવસ્થા કરતાં મને જે કેટલીક શંકાઓ ઉદ્દભવી છે, તેમાંથી ફકત થોડીક શંકાઓ (ખુલાસા ખાતર) મી૦ વરતેજીની સેવામાં પેશ કરીશ—

૧—તમારા દાદા મામદ સુખીએ તમારા ઈસ્માઇલી થવાથી સ્વપ્નામાં આવી તમોને શાબાશી આપતાં કહેલ કે, "બેટા તુંજ મારો ખરો દીકરો છે, કે મેં જે ઘરની ખીદમત કરી હતી, તેની સેવા કરવાનું સમજ્યો" એમ તમો પૃષ્ટ ૫ ઉપરે લખો છો—તો તમારા બીજા ભાઇઓ મામદ સુખીનાં ખરા દીકરા નહિં હતા કે ? મામદ સુખીએ જેમ તમોને સ્વપ્નામાં શાબાશી આપી, તેમ તમારા બીજા ભાઇઓ—કુટુંબીઓને પણ સ્વપ્નામાં

આવી ઈસ્માઈલી થઈ જવાનું કહેતે તો શું ન બની શકતે ? છેવટે જેઓએ તમોને કાગળો લખ્યા તેઓના સ્વપ્નામાંજ આવીને તમારી સચ્ચાઈની ખાત્રી આપતે, તો તમારા જવાબ કરતાં તે વધુ અસરકારક થતે કે નહિં ? ! !

૨—મરહુમ દેવજીભાઇ ગુલામ હુસેનની રૂહ તમોને ખ્વાબમાં દેખાઈ અને ખુશી થતાં કહ્યું કે, " મારા ગુજરી જવા બાદ ભાવનગરની ખોજા જમાતમાં ફાંટા પડયા અને એકમતી તુટી; તે જાણી મને દીલગીરી થઇ છે વી૦ વી૦ " એમ તમો પૃષ્ટ ૫ ઉપરે જણાવો છો–તો મરહુમે પોતાના ફરઝંદો, પૌત્રો અને કુટુંબીઓમાંના કોઇના ખવાબમાં ન આવતાં તમારા ખ્વાબમાં દિલગીરી દર્શાવવાનું કારણ શું ? ! તમારા સાથે મરહુમનો શો સબંધ ? અને કદાચ તમારાજ ખ્વાબમાં આવીને તેઓને કહેવાની જરૂરત હતી (!) તો ફાંટા થતી વખતેજ તમોને ચેતવણી કેમ ન આપી, કે ફાંટા થશે તો મને દીલગીરી ઉત્પન્ન થશે ? ! ! ! * અથવા તો તમારા કાગળોમાં તમો બનાવટી હકીકત જણાવતા હતા, તેનો ખુલાસો કરશો કે ?

૩—પૃષ્ટ ૧૨ માં તમો વકીલ ફાજલઅલીભાઈ મહમદઅલી અને નજરઅલીભાઇ શરીફનાં સહવાસનો લાભ પ્રાપ્ત થયો જણાવો છો–તે વખતે તમારી વય ૧૪ વર્ષ

* ભાવનગરની જમાતમાં પડેલ ફાંટા, અને મરહુમ દેવજીભાઇ જમાલને લગતી હકીકત આગળ જણાવી ગયો છું, જેથી વાંચકોને મી૦ વરતેજીની બનાવટ જણાયા વગર રહેશે નહિં.

" જીમ "

ઉપરાંત તો નજ હતી, અને તે વખતે તમો માસીક રૂા. ૫) નાં પગારે શિક્ષક હતા, તો એવા મોભાદાર ગ્રહસ્થોના સહવાસમા આવવાનું કાંઈ કારણ જણાવી શકશો કે ? ઉપરાંત મજકુર બેઉ સાહેબોની વય તે વખતે કેટલી હતી તે પણ જરા જણાવશો કે ? +

૪—શેઠ વલીમામદભાઇની બ્હેનના નામથી સ્થાપન થયેલ દવાખાનામા ના૦ આગાખાન સાહેબની પધરામણી પ્રસંગની જે હકીકત તમોએ પૃષ્ટ ૨૧ થી ૨૩ સૂધીમાં જણાવેલ છે, તે પ્રસંગે કવિતા બોલવા માટે મરહુમ શેઠ કાસમભાઇ નાનજીની મંજુરી વી૦ ના સબંધમા જણાવો છો કે, "તેમણે મને ઇસ્નાઅશરી તાલીમ ફેલાવવા દેશમાથી ખાસ તેડાવેલ હતો. તેવે વખતે હું નામદાર આગાખાનની તારીફ કરૂં તેથી તેઓ કચવાય, એ મને ગમતું ન હતું," વળી લખો છો કે, "શેઠ વલીમામદભાઇના કહેવાથી મને રૂબરૂમાં જવા ખુશી બતાવી, પણ પાછળથી ત્યાં શું બોલવાનું છે ? તે બતાવવા મને અંગત સુચના કરી હતી," વળી જણાવો છો કે, "મેં મ્હને મળેલા **ફારસી** જ્ઞાન* વડે ફારસી ભાષામાજ એ નામદારનાં

---

+ વકીલ મી૦ ફાજલઅલીભાઇનો ઇન્ટરવ્યુ આગળ અપાઇ ગયેલ છે, જે ઉપરથી વાંચકો મી૦ વસ્તેજીની સત્યતા (!) જોઇ શકયા હશે !

* મી૦ વસ્તેજી ફારસી જ્ઞાનમાં કેવા પાવરધા છે તે મજકુર રૂબાઇમાની "રઉનકે હાઝા શફાખાના" વાળી કડીથી જણાઇ આવે છે ! એ ઠેકાણે "હાઝા" નો શબ્દ વાપરી શકાય કે નહિં ? તે મી૦ વસ્તેજીએ કોઇ જાણીતાને પુછીને વાકેફ થવું જોઇતું હતું.

"જીમ"

સતકાર વાળી એક રૂબાઇ લખી, અને મારી એ રૂબાઇ ફારસીમા હોવાથી તે નામદારને હર્ષ થાય ! અને રચીને શેઠ કાસમભાઈને વંચાવતાં તેના અર્થ સાદા સત્કારનો સમજાવતાં, તેઓ કંઇ બોલ્યા નહી." વળી જણાવો છો, " મને કવિતા બોલવા માટે અધીરાઇ થઈ, અને જો તેમ ન કરૂં તો બોલવાની તક નામદાર સિધાવતાં જતી રહે, તેથી રજા મેળવવાની દરકાર કર્યા વગર પ્રેમ અને જોસભર બુલંદ અવાજે રચેલી રૂબાઈની પહેલી લીટી ચાર વખત બોલ્યો." ત્યાર પછી તમો ના૦ આગાખાન સાહેબના બંગલે ન ગયા તે બાબતનું વિવેચન કરતાં જણાવો છો, " આ મુબારક પ્રસંગ પછી ઇસના અશરી મત ધરાવનારાઓની હું પુર્ણ દીલસોઝીને પાત્ર થઇ પડયો. કારણ કે હું નામદાર આગાખાન ને મળવા કાસમ ભાઈ નાનજીની સલાહ મુજબ ન ગયો. તો એકજ પ્રસંગની હકીકત માટે જુદા જુદા ફકરાઓમાં જુદી જુદી ભાવના જણાઇ આવે છે તેનું કારણ શું ? વળી રૂબાઇ સંભળાવવા ગયા, તેના અર્થ સાદા સત્કારના સમજાવ્યા, રૂબાઇ માટે એટલી કાળજી અને પાછો બંગલે ન જવામાં ઇસ્નાઅશરીઓની દીલસોઝી મેળવવાનું કરવું, વી૦ વી૦ બાબતો ( એક બીજાથી જુદી અસર પાડતી હકીકતો ) જણાવવાનું કાંઇ કારણ સમજાવી શકશો કે ?

૫—પૃષ્ટ ૨૪ માં તમોએ ના૦ આગાખાન સાહેબના રંગુન સિધાવતી વખતે મજકુર ફારસી રૂબાઇ ને ઉર્દુ હરફમાં સોનેરિ શાહી વડે લખાવી, ફ્રેમમાં મઢાવી તે ફ્રેમ અર્પણ કરવા સારૂ તમો પણ સાથે ગયેલ વી. હકીકત જણાવી અને પછી લખો છોકે, "મારા હાથમાં રૂબાઇ લખાવેલી

મઢાવેલી ફ્રેમ સહીતની, જે મેં મારી છાતી સાથે ઉંધી દાબી રાખી હતી તે ભેટ કરવાને હું વીગત રજુ કરતો હતો, તેટલામાં ખુદ નામદારે, પોતેજ મને ફરમાવ્યું કે–" કયા ? વો દવાખાનેમેં તુમ શેઅર બોલાથા વો હુયે " મેં ઘણીજ અજાયબીથી ચકીત થઇને હા પાડતાં તે નામદારને દેખાડીને તેમનાં પગ સુધી નમીને પગે હાથ મુકયો અને મને ફરમાવ્યું " જાઓ સેલુનકે અંદર રખો " તે ઉપરથી હું પોતે સેલુનમાં જઇને મુકી બહાર આવ્યો અને નામદારે વગર જોયે ફ્રેમ અને રૂબાઇની હકીકત કહ્યાથી મારા દીલમાં તે વખતે અજાયબ અસર થઇ ગઇ, અને પાછો વળતાં નામદારને ફરી વખત નમન કર્યું, " એમ જે તમોએ લખેલ છે, તો પહેલે ફારસી રૂબાઇ, ઉર્દુ હરફમાં લખાવવાનું કારણ સમજાવશો કે ? શું, ફારસી હરફો નથી કે ? વળી જ્યારે તમો ઇશ્નાઅ-શરીઓને રાજી રાખવા ખાતર ના૦ આગાખાનને બંગલે ન ગયા, ત્યારે વળી ફ્રેમ અર્પણ કરવા સારૂ ગયા તેનું કારણ શું ? તમોએ રૂબાઇવાળી મઢેલી ફ્રેમ છાતીએ ઉંધી વાળી હતી છતાં ના૦ આગાખાને તે ઓળખી કાઢી તે માટે તમોં અજાયબ શેના થયા ? તે જરા સમજાવશો કે ? એક અદના માણસ પણ થઇ ગયેલ હકીકત ઉપરે અનુમાન બાંધીને એવો પ્રશ્ન કરી શકે છે–તો એમાં તમારે અજાયબ થવાનું શું હતું ! વળી ના૦ આગાખાન સાહેબને જે ફ્રેમ અર્પણ કરવા તમો ગયા હતા જે તેઓ નામદારની મંજુરી વગર તો નહિં ગયા હો ! તો એ ઠેકાણે અજાયબી દર્શાવીને તેને ચમત્કાર ઠરાવીને–શું ભોળા બંધુઓને ભમાવવા માંગો છો ? ( પણ એવી રીતે ફ્રેમના માટે

પૂછવામાં કાંઇ ચમત્કાર સમાયલો નથીજ !) વળી તે વખતે તો હજુ તમો ઇસ્નાઅશરી હતા, છતાં ના૦ આગાખાન સાહેબનાં પગે પડવાનું જે કાર્ય તમોએ કરેલ તે શું ઇસ્નાઅશરી નજરે વ્યાજબી હતું ખરૂં કે ? અને રૂબાઇ વાળી બાબતમાં ઇસ્ના-અશરીઓની લાગણી સાચવવા તમોએ જે કાળજી ધરાવેલ, તેનું એ ઠેકાણે શું થયું ? તે કાળજી મૂકી દેવાનું કારણ શું ?

૬—પૃષ્ટ ૨૬-૨૭ માં પહેલે જણાવો છો કે-" નામદાર આગાખાન રૂબરૂ મસજીદ સ્થાપન કરવાનો સવાલ મંજુરી માટે, લઈ જવાનું ડહાપણ વાપરવામાં આવ્યું હતું, અને તે વખતના આગેવાનોમાં નામદાર આગાખાન તરફ કેટલે સુધી ખેંચાણ હતું, તે દેખાડી આપે છે." એમ જણાવીને, પાછા તમો જે જણાવો છો કે-" તેઓની જબાનમાં હતું તે દીલમાં ન હોતું." તો તેનું કંઈ કારણ સમજાવી શકશો કે ?×

૭—પૃષ્ટ ૩૨ માં જણાવો છો કે-" ખાનગી વખતે રાત્રીનાં હું મારા કાકાઈ વડીલભાઈ નજરઅલી હસન સાથે સિતાર ને ફિડલ રાખતો, અને કયારેક વેદાંતની વાતો અમો બેઉ પિત્રાઇ ભાઇઓ મીત્રો થઇને કરતા. તેના પરીણામે ઇસ્નાઅશરી મઝહબની કેટલીક બાબ-

× ખરી હકીકત એ છે કે ઇસ્નાઅશરી આગેવાનોએ ના૦ આગાખાન સાહેબનું માન જાળવવા ખાતર તેઓ પાસે એ પ્રશ્ન લઇ ગયેલ, પણ જ્યારે તે નામદારે મસ્જીદ ઉપરે પોતાની માલેકી રાખવાનું જણાવ્યું, ત્યારે ઇસ્નાઅશરીઓએ ન સ્વીકાર્યું કારણ કે " ખાનએ ખુદા " ઉપર કોઇની માલેકી રહી શકતી નથી.

"જીમ"

તેમાં કંટાળો આવવાનો ફણગો શરૂ થયો" જ્યારે પૃષ્ટ ૪૨ ઉપરે હાજી ગુલામઅલી હાજી ઇસ્માઇલ અને તેઓના કુટુંબીઓ વિરૂદ્ધ ખુબ બખાળા કાઢયા પછી લખો છો:—"મને સામાન્ય ઇસ્લામની લાગણી ઉપરથી, ઇસ્નાઅશરી મઝહબ તરફ અભાવ ઉભરાયો તેનું પહેલું કારણ, એ હાજી નાજી સાહેબનેજ માનું છું." તો હવે સાચું શું સમજવું ? સિતાર ફ્રીડલનું કારણ સમજવું ? વેદાંતની વાતોનું કારણ સમજવું ? કે હાજી નાજીનું કારણ સમજવું ? * કદાચ હાજી નાજી કે તેઓનું કુટુંબ ગમે તેવું હોય, પણ તે સબબે તમોને ઇસ્નાઅશરી મઝહબ તરફ અભાવ શું કરવા થવો જોઈતો હતો ? તેનું કારણ સમજાવી શકશો કે ?

બિરાદર વરતેજી ! આ થોડીક શંકાઓ ફક્ત નમુના રૂપે તમારી ખીદમતમાં પેશ કરેલ છે. તમારા **વીલ**માંથી એવી તો સંખ્યા બંધ શંકાઓ ઉદ્દભવે છે, પણ લંબાણના ભયથી ફક્ત એટલીજ શંકાઓ ઉપરે બસ કરીશ. ઇન્સાફ કરવા વાળાઓ અને સત્ય શોધકો માટે નમુના રૂપે એટલીજ શંકાઓ બસ છે. એ ઉપરથીજ સત્ય અસત્યની પરિક્ષા થઇ જશે ! ! !



* મારી ધારણા મુજબ તો મી૦ વરતેજીએ જે ઇસ્નાઅશરી મઝહબ મુકી દીધો, તે સિતાર અને ફ્રીડલનોજ પ્રતાપ છે ! બાકી હાજી નાજી માટે ઠેકઠેકાણે મી૦ વરતેજીએ જે વિવેચન કરેલ છે તે તેઓના હિદાયતી કાર્ય તરફે ઓછી લાગણી કરાવવા ખાતરજ કરેલ જોવામાં આવે છે.

'જમ'

# ઈસ્લામી રહસ્ય.

અથવા

## મી૦ વરતેજીના જવાબોની તપાસ.

મી વરતેજીએ મારા ત્રેપન સવાલોના જવાબમાં **વેદિક—ઇસ્લામની** પુરવણીમાં જે જે હકીકતો જણાવેલ, તથા **વરતેજીનું વીલ**માં જે જે વિવેચન કરેલ તે સર્વની તપાસ વાંચકો સમક્ષ કરી ગયો છું. તે તપાસમાં મી૦ વરતેજીના જવાબોમાં જે વિગતો સમાયલી છે, તેના પણ મ્હોટે ભાગે પ્રતી જવાબો આવી ગયેલ છે. છતાં મી૦ વરતેજીએ જેવી રીતે **ઇસ્માઇલીયા—રહસ્ય**ના પેટામાં મારા ત્રેપન સવાલોનાં નંબરવાર જવાબો આપેલ છે, તેવીજ રીતે **ઇસ્લામી—રહસ્ય**ના પેટામાં મી૦ વરતેજીના ત્રેપન જવાબોની નંબરવાર તપાસ લેવાનું ઉચીત ધારેલ છે; કે જેથી ઇસ્માઇલી મતમાં ખરૂં રહસ્ય સમાયલું છે? કે **ઈસ્લામ** મઝહબમાંજ ખરૂં રહસ્ય સમાયલું છે? તેનો તોલ વાંચકો કરી શકે!

આ પેટામાં જે જવાબોની નંબરવાર તપાસ હાથ ધરવામાં આવશે, તેમાં જે જે મુદ્દાઓની તપાસ આગળ થઇ ગએલ છે તે બનતાં સૂધી ફરીથી ન ચર્ચાવતાં, ફકત નવીન મુદ્દાઓ ઉપરેજ ટુંકમાં વિવેચન કરવામાં આવશે. કારણ કે આ પુસ્તકનું લખાણ ધારવા કરતાં ઘણુંજ વધી જવા પામ્યું છે, જેથી લંબાણના ભયથી જવાબોની તપાસને ટુંકમાં સંકોચવી પડશે, વળી કેટલીક બાબતો કે જે મુખ્ય બાબતો છે તે ઉપરે લંબાણથી વિવેચન થઇ ગએલ છે, એટલે ફકત સબંધ ખાતરજ જવાબોની નંબરવાર તપાસ હાથ ધરવી પડે છે અને તે તપાસ પણ ફકત મુદ્દાઓ ટકીનેજ કરીશ. "જીમ"

# જવાબ ના. ૧ ની તપાસ.

મારા પહેલા સવાલમાં મી૦ વરતેજીને ફકત તેઓ આગાખાની થયા પુર્વે કયા કયા ધર્મો પાળી ચુકયા હતા—અને જે વખતે તેઓ ઈસ્નાઅશરી હતા તે વખતે તેઓની તે જમાતમાં કેવી લાગવગ હતી—એ પુછેલ જેના જવાબમા મી૦ વરતેજીએ **વરતેજીનું વીલ**ના મથાળાથી લગભગ ૧૦૪ પૃષ્ટોમાં પોતાનું **જીવન ચરિત્ર** ચીતરી કાઢેલ છે અને તેમાં પોતાની આત્મપ્રશંસા કરવામાં, ખોટી હકીકતો લખીને આગાખાની ટોળામાં પોતાની વાહજીવાહ (!) કહેવરાવવામાં અને પોતાની હુશીયારી બતાવવામાં કાંઈ કસર કે મણા રાખેલ નથી ! ! ! જે **વીલ**ની સત્યતા (!) ની તપાસ **મી૦ વરતેજીનાં વીલની વ્યવસ્થા** વાળા પ્રકરણમાં કરી બતાવેલ છે. અત્રે ફકત નંબરના મેળ ખાતર એટલી હકીકત " જવાબ ના. ૧ ની તપાસ " નાં મથાળા નીચે દર્શાવેલ છે.

# જવાબ ના. ૨ ની તપાસ.

મારા બીજા સવાલનો મુખ્ય હતુ એજ હતો કે—બીજા સર્વ ધર્મો છોડી તમોએ ઈસ્માઈલી ધર્મ ઇખ્તીયાર કીધો, તો બીજા ધર્મોમાં તમોને શું ખોડ જણાઇ ? અને ઈસ્માઈલી ધર્મમાં શું ખુબીયો સમાયલી છે ? જેયા જવાબમાં ઈસ્માઇલી ધર્મની એવી કોઇ જાણવા જોગ ખુબીઓ નહિં બતાવતાં, આડી અવળી બાબતો ઉપરેજ મી૦ વરતેજીએ

વિવેચન કરેલ છે. અને બીજા ધર્મો માટે જે જણાવેલ છે, તે પણ એકલતરફી વલણનું જ પરિણામ જણાય છે. બાકી મી૦ વરતેજીને આગાખાની ટોળામાં ભળવાનાં જે કારણો જણાયાં, તે તેઓનાંજ બોલોમાં નીચે નંબરવાર ટાંકીને તેની ટુંક તપાસ હાથ ધરીશ—

૧—" મુખી, કામડીઆ કે કાઉન્સીલના અમલદારો બધા-ઓ ના૦ આગાખાનનાં એકજ હુકમ વડે વશ જોયા! અને આવીજ રચનાનું એકતાઈપણું મેં કોઇ પણ સ્થળે જોયું નહી."

**તપાસ**—એ મુદ્દામાં મી૦ વરતેજી જે લખી રહ્યા છે, તેને બીજે ઠેકાણે તેઓએ પોતેજ જે હકીકત જણાવેલ છે તે તોડી પાડે છે. તેનું મી૦ વરતેજીને ધ્યાન ન રહ્યું નથી. મી૦ દાઉદભાઈ જંગબારી પાસે મી૦ વરતેજીએ આગાખાની જમાતમાં દાખલ થવા માટે જે વાતચીત કરેલ, અને દાઉદભાઈએ જે કોશેશ કરેલ, તે સબંધે દાઉદભાઇની શી વલે થઈ; અને આગાખાની ટોળાના આગેવાનોએ ના૦ આગાખાન સાહેબનાં ફરમાનને કેટલું માન આપ્યું, તે મી૦ વરતેજીના બોલોમાંજ નીચે ટાંકી બતાવીશ:—

" બેચાર દિવસ પછી દાઉદભાઇ નિરાશ થઇ આવીને, મને કહેવા લાગ્યા કે—અહીંયા આગેવાનો સમજુ નથી. સાહેબનાં ફરમાન ઉપરે કંઈ ધ્યાન આપતા નથી. તમારા માટે મોટો કજીઓ થઇ પડયો છે."

( વરતેજનું વીલ–પૃષ્ટ ૬૧ )

* * *

" દાઉદભાઇ, બીચારો સાદો સીધો દાઉદભાઈ, ત્યાર પછી ઈસ્માઇલી આગેવાનોની વધુ ખટપટનો

લોગ થયો અને બારોબાર સાંભળવા મુજબ તેને કેટલોક માર પડયો અને પોતાનું કામકાજ વ્હેલાસર આટોપી અથવા પડતું મુકીને, જંગબાર તરફ ચાલી ગયો."

( વરતેજીનું વીલ–પૃષ્ટ ૬૨ )

હવે–ખુદ ના૦ આગાખાન સાહેબ, ઇસ્માઇલી આગેવાનો માટે શું ફરમાવે છે, તે પણ મી. વરતેજીને બતાવીશ 'ઇ. સ. પ્રકાશ' માસીકનાં પુ. ૫ અંક ૧૦ માં નીચેનું ફરમાન નજરે પડે છે—

"કાઠીઆવાડની કાઉન્સીલનું કામકાજ બરાબર ચાલતું નથી અને કાઉન્સીલો સાફ નથી અને ઇન્સાફ નથી અને જમાતનો બંદોબસ્ત કમતી છે અને ગરીબ માણસનું બંદોબસ્ત નથી × × ×"

હવે–મી૦ વરતેજી કેવા રીતે કહી શકે છે કે–"બધાઓ ના૦ આગાખાનના એકજ હુકમ વડે વશ જોયા ! અને આવીજ રચનાનું એકતાઈપણું મેં કોઇ પણ સ્થળે જોયું નહી."

૨—"આ ઉપરાંત મને બીજું સબળ કારણ ઇસ્માઇલી જમાતમાં દાખલ થવાનું એ હતું કે મેં વિચાર્યું કે હુ ઇસ્નાઅશરી મટીને **સુન્ની મેમણ, બાબી મીરઝાઇ**, મીયાં કાદીયાની, **આભડછેટીયા હીન્દુપણાને** અખતયાર કરૂં, તેના કરતાં મારા વડવાઓ લગભગ છસો વરસથી જે મહાન પીરોની માયાકુલ તાલીમ વડે ના૦ **આગાખાનની** જમાત ગણાં તેમાંજ પાછું દાખલ થવું, એમ નથી."

**તપાસ**—એમાં સબળ કારણો કાંઈપણ નજરે પડતાં નથી. છસો વર્ષ ઉપર વડવાઓ જે જમાતમાં હતા, તેમાં

ફરીફરીને પાછા હાબલ થવું, એ કાંઈ સબળ કારણ ન ગણાય એમતો છસો વરસથી અગાઉ વડવાઓ ( મી૦ વરતેજીના બોલોમાં ) " આભડ છેટીયા હીન્દુ " હતા, તો હીન્દુપણાને મી૦ વરતેજીએ શું કરવા અખ્તેયાર ન કર્યું ! " સુન્નીમેમણ " નો બોલ મી૦ વરતેજી કયાંથી લાવ્યા ? તેની કાંઇ સમજ પડતી નથી. શું, કોઇ ખોજો સુન્નત જમાતમાં ભળે તો તે મેમણ પણ કહેવાઇ શકે ખરો કે ? અથવા સુન્નત જમાતવાળા સવે મેમણજ કહેવાય છે કે ? એ મુદ્દામાં વળી આશ્ચર્યકારક બિના તો એ છે કે; જે હીન્દુભાઈઓની સાથે પોતાના ધર્મનું મળતાવડાપણું દેખાડવાને મી૦ વરતેજીએ કેટલેક ઠેકાણે કોશેશ કરેલ—બલ્કે આગળ વધીને **સનાતન ધર્મ** ( હીન્દુપણા ) ને ખરા પ્રાચીન ઇસ્લામ તરીકે ઠસાવવા વેતરણ કરેલ; તેજ હીન્દુપણાને આભડછેટીયા કહેવા તૈયાર થયા છે ! ! ! અસલ ખરી વાત તો એ છે કે મી૦ વરતેજી આગાખાની મત સિવાય કોઈપણ ધર્મને સાચો માનતાજ નથી, બાકી ઠેકઠેકાણે પોતાનો હેતુ સિધ્ધ કરવા ખાતર પોલીસી રમી રહ્યા છે !

૩—" અને તેથી એ **મસનવી** ના અભ્યાસે તથા આસમે કુફીની તવારીખનાં દફતરે, અને પ્રો. ઈસ્ફહાનીવાળા કુરઆને શરીફનાં ગુજરાતી ભાષાંતરે, મને જાણે કે ઇસ્માઈલી જમાતમાં ના૦ આગાખાન જેવા અલીની ઓલાદના શરણે મારા વડીલોના પગલે ચાલવાની મને ફરજ સમજાવી. "

**તપાસ**—એ મુદ્દામાં મી૦ વરતેજીએ ભોળા બંધુઓને ભમાવવા ખાતર જેમ મગજમાં આવ્યું તેમ ચીતરી કાઢેલ છે ! **મસનવી**ના અભ્યાસના નામથી ઉપર મી૦ વરતેજીએ **હ૦ અલી** અ૦ ની તાઅરીફમાં ચાર કડીઓ ટાંકેલ છે તો તેથીતો હ૦ અલી અ૦ ની ફઝીલત સાબેત થાય છે,

( અને તે કુલ્લે શીઆહ ફીરકાઓ માટે ફખ્રનું કારણ છે ) પણ એમાંથી ના૦ આગાખાનના શરણે જવાનું શું સાબેત થયું ? તે મી૦ વરતેજી બતાવશે ખરાકે ? કે જેમ આવે તેમ હાંકયા જવું ! **આસમે** **કુફીની** તવારિખમાંથી પણ મી૦ વરતેજી હ૦ **અલી** અ૦ ની સરસાઇ બનાવી શકશે; ( અને તે સર્વ શીઆહ માટે ફખ્રનો સબબ છે ), પણ એ તવારિખમાંથી ના૦ આગાખાનને શરણે જવાની કંઈ હકીકત મી૦ વરતેજી બતાવી શકે તેમ છે ? શું, એ તવારિખમાં હ૦ ઇમામ હુસેન અ૦ ના અહેવાલ પછી બીજું કાંઇ વર્ણન પણ છે: ખરૂં કે ! પ્રોફેસર વાળા કુરઆને શરીફનાં ભાષાંતરે ના૦ આગાખાનના શરણે જવાની ફરજ કેવી રીતે સમજાવી છે ! તે મી૦ વરતેજીએ બતાવવું જોઇતું હતું. પાક કુરઆને શરીફના તે તરજુમાના વાંચનથી તો **આગાખાની મતના અકાયદોની** નબળાઈ જણાઇ આવે છે. ( જે ઠેકઠેકાણે હું બતાવી ગયો છું ) શું, **વેદિક—ઇસ્લામ**માં મી૦ વરતેજીએ જે બેચાર આયતો ટાંકી, અર્થના અનર્થ કરીને પબ્લીક પાસે પેશ કરેલ છે, તે આયતો ના૦ આગાખાનના શરણે જવા સમજાવે છે કે ! ! તદન ગલત ! ! ! અગર મજકુર આયતોના અર્થો તેજ ભાષાંતર ( પ્રોફેસર કૃત તરજુમા ) માંથી વાંચકો જોઈ જવા કૃપા કરશે, તો વરતેજીનું ખોટાપણું સ્હેજે જણાઇ આવશે.

૪.—અને છેવટે એક સન્યાસી જેઓ વતન **વરતેજ**માં થોડી મુદત રહેલા, તેમની સોહબત નદીના કિનારે જાહેર અને **અસર**ની નમાઝ અદા કર્યા પછી પ્રાપ્ત થઇ, જે વખતે વરતેજ ગામના **ભાવસાર** કોમના ત્રણ ચાર આસામીઓ અને બીજા વર્ણના હિન્દુઓ તેમના અતરાફ બેઠેલા હતા, અને તેમણે આગાઉની પુનરજન્મની વાતચીતનાં સંવાદ પછી મારા એક જવાબના ખુલાસામાં

જણાવ્યું હતું કે, "બચ્ચા ! તેરી બાતોં મે વિચિત્રતા હયે ! અઉર મેં તેરી બાતુંસે ખુશ હું ! મગર તેરે સુપનકા ફલ અએસા હે, કે તું અપને ઈસ દેહ કે જીવનમાં જો જાનતા હય, વોહ જાન લેગા; અઉર ઇશ્વરકા દર્શન તુઝે હેગા. ! ! !

ઠંઠકમય આ વચનો મેં મારી ( ૨૧ ) વરસની વયે સાંભળેલાં તે ( ૨૧ ) ના આંકડા બેવડાવતાં ( ૪૨ ) વરસે આબાદ ખરાં પડેલાં જોઉં છું ! ! ! ! ! ! ! !

**તપાસ**—વાહવાહ ! ભોળાઓને ભમાવવાનો ઠીક રસ્તો શોધી કહાડયો ! ! એ હકીકત તદન કલ્પીત જણાય છે. તે સન્યાસીનું નામ કે હાજર રહેલા ગ્રહસ્થોમાંથી કોઇના નામો મી૦ વરતેજીએ જણાવેલજ નથી. એ હકીકતની સચ્ચાઇની ખાત્રી શી ? તે વખતે ભાવસાર કોમનાં જે ત્રણ ચાર ગ્રહસ્થો અને બીજા વર્ણના હિન્દુઓ બેઠેલા હતા, તેમાંથી કોઇ હયાત પણ છે ખરા કે ? તેઓની સાક્ષીઓ મી૦ વરતેજી રૂજુ કરી શકશે ખરા કે ? તે સન્યાસીએ ૬૧ વર્ષ ઉપરે જે શબ્દો ઉચ્ચારેલ, તે આટલા વર્ષો સૂધી અક્ષરે અક્ષર મી૦ વરતેજીને યાદ કેમ રહ્યાં ? શું, મી૦ વરતેજીએ તે વખતે નોંધ લઈ રાખેલ કે ? જો સન્યાસી એટલો હુશીયાર હતો કે ત્રીકાળને લગતું તેને જ્ઞાન હતું તો મી૦ વરતેજીને જે ઇશ્વરનાં દર્શન થવા વાળાં હતાં, તે ઇશ્વર કોણ ? તેનું પણ તેને સંપુર્ણ જ્ઞાન તો હોવુંજ જોઇએ ! ત્યારે તે ઈશ્વર ( એટલે મી૦ વરતેજીની માન્યતા મુજબ ના૦ આગાખાન ) તો તે વખતે દુનિયામાં મોજુદ હતા, તો તેઓનાં દર્શન કરવા માટે ( તેઓના શરણે જવા માટે ) તે સન્યાસીએ શું કરવા કોશેશ ન કીધી ? કોઇ પણ ઇસ્લામી—પછી તે શીઆહ હો કે સુન્નત જમાઅત એમ માન્યતા ધરાવી શકે ખરો કે ખુદાના દીદાર દુન્યામાં થઇ શકે છે ! ! ! હરગીઝ નહિ.

જે વચનો તે સન્યાસીએ કહેલ, એમ મીં૦ વરતેજી જણાવે છે—તો તે બાબત ૨૧ વર્ષ રહીને થશે, અને આંકડો બેવડાવતાં ૪૨ વર્ષે તે વચનો ખરાં પડશે, એમ પણ તે સન્યાસીએ જણાવેલ ખરૂં કે? વળી ૨૧ વર્ષ સમજાવી શકશે ખરા કે? એકવીશ વર્ષ દરમીયાન મી. વર-વરતેજીએ આગાખાની ટોળા વિરૂદ્ધ ખુબ બખાળા કાઢી લીધા બાદ,—૨૧ વર્ષ રહીને પછે તે વચનો ખરાં પડયાં તેનું કાંઇ કારણ? મતલબકે મીં૦ વરતેજીએ દરેક રીતે ભોળા બંધુઓને ઉંઠાં ભણાવેલ છે! અને દરેક બાબત જાણી લેવાનો—હમાદાન થવાનો દાવો કરવા ખાતર એ હકી-કત ઉપજાવી કહાડેલ જણાય છે.

---

# જવાબ ના૦ ૩ ની તપાસ.



મારા ત્રીજા સવાલમાં—મી. વરતેજીને "હદીસુસ્કલયન સબંધે ખુલાસો પુછેલ, અને ગાયબ ઇમામ નો સબંધ પાક કુરઆને શરીફ સાથે રહી શકે છે કે નહિ? એ સબંધે ખુલાસો માંગેલ— જેના જવાબમાં મી. વરતેજીએ આગળનીજ કેટલીક બાબતો કે જે તેઓ વૈદિક—ઇસ્લામમાં ઠેકઠેકાણે જણાવી ગયા છે તેજ બાબતો પાછી ચર્ચીને જવાબને લંબાવેલ છે. પણ તેની તપાસ આગળ થઈ ગએલ છે. તે-વીજ રીતે "હદીસુસ્કલ્યન" સબંધેની તપાસ જુદાજ પ્રકરણમાં થઈ ગયેલ છે; એટલે ફકત નવીન મુદાઓ ઉપરેજ વિવેચન કરીશ—

૧—હ. રસુલે ખુદાએ અગાઉની ઉમ્મતોની જેમ પોતાની ઉમ્મતમાં ભવિષ્યમાં ચુંથણા ન પડે, અને મુસલમાનો

ગુમરાહ ન થાય, માટે પોતાની ત્રેવીસ વરસની અથાગ જહેમતના અંતે છેક છેલ્લી પળે; આ હદીસ માવી છે, અને તેમાંજ હક મુદ્દાનો ખરો સમાવેશ કરવાની કૃપા કીધી છે. પણ કુરઆને શરીફમાં ખુદા ફરમાવે છે કે,—યહદીલ્લાહો બેનુરેહી મંય્યશાઓ " એટલે " જેને હું ચાહું છું, તેને મારા નુર વડે હું હીદાયત કરૂં છું " તો આટલું સ્પષ્ટ છતાં, જેને ખુદાએ ચાહ્યું નહીં, તેને તેમની બાદ તરતજ હિદાયત થઈ નહીં. "

**તપાસ**—ખરેખર ! હ૦ રસુલે ખુદા સ૦ એ છેલ્લી પળે જે " હદીસુસ્કલ્યન " ફરમાવેલ છે, તેનો હેતુ એજ છે કે તેઓની પાછળ ઉમ્મત ગુમરાહ ન થઈ જાય. પણ તે હદીસ મુજબ સર્વે ઈસ્લામીઓએ એહલે બયત અને પાક કુરઆને શરીફનાં હુકમો અનુસાર વર્તવાનું છે; નહિં કે, કુરઆને શરીફને મૂકી દેવું, અથવા એકલા કુરઆને શરીફને માનવાનો ડોળ રાખવો અને એહલે બયતનો દામન મૂકી દેવો ! જેવી રીતે ફક્ત "હસ્બોના કિતાબુલ્લાહ ( અમોને અલ્લાહની કિતાબ બસ છે ) કહેવાથી " હદીસુસ્કલ્યન " નો હેતુ જળવાતો નથી—તેવીજ રીતે ( મી૦ વરતેજી વગેરાની જેમ ) અમારા માટે ફક્ત કુરઆને નાતેક ( એહલે બયત ) બસ છે, બાકી અમારે કુરઆનનાં હુકમો પ્રમાણે ચાલવાની ફરજ નથી,' કહેવાથી પણ મજકુર હદીસનો હેતુ જાળવી શકાતો નથી.

" યહદિલ્લાહ " વાળો ફકરો જે મી૦ વરતેજીએ ટાંકેલ છે. તેના અર્થ ક્યાંથી ઉપજાવી કહાડેલ છે તે સમજ પડતી નથી. મજકુર ફકરાનો અર્થ એ થાય છે કે અલ્લાહ જેને ચાહે છે તેને પોતાના નુર+ વડે હિદાયત કરે છે. "

+ અલ્લાહ નુરવડે હિદાયત કેમ કરે છે—તે માટે ખુલાસો તફસીરોમાં જુઓ.

પણ મી૦ વરતેજીએ જે અર્થ જણાવેલ છે તે પોતાને મનગમતી રીતે જણાવીને, અંદરખાને ગુલ્લાત* વિચારોની હિદાયત કીધી છે! ( દરેક ઠેકાણે મી૦ વરતેજીએ પાક કુરઆને શરીફની આયતોનાં એવીજ રીતે અર્થના અનર્થ કરેલ છે. )

૨—" જ્યારે ચોથા ખલીફા તરીકે હ૦ અલી જાહેર થયા; ત્યાર પછી— જંગે સીફ્ફીન જે અમીર માવઇયા સાથે થઈ. તેમાં હજારો માણસો કત્લ થવા બાદ, પોતાની હાર અમીર માવઇયાએ નજદીકમાં જોયાથી, છેક અણીની વખતે ઉમરઆસની ખટપટી અને અટપટી મસલેહતનાં પરિણામે ઉપલીજ હદીસુસ્કલયનનો પ્રથમ મુદ્દો એ જાહેર થયો કે, " અઉર યેહ દોનું જુદા ન હોંગે યહાં તકકે મેરે પાસ હોજ કઉસરપર આયે " એ વાકયો ત્યાં ઇમાનદારોની આંખો પાસે નમુદાર થયો ! અને તે એ કે "કુરઆન" અને "ઇમામ" એ બે ચીઝો જે જુદી પડવાવાળી નથી, તેને જુદી પાડી કુરઆનને નેજા ઉપર અમાન માટે અમીર માવઇયાના લશકરે હ૦ અલી સામે રજુ કર્યું ! ! ! "

તપાસ—એ મુદ્દામાં મી૦ વરતેજીએ જે ધારણા રાખેલ છે, તેમાં તેઓ પણ ફાવે તેમ નથી; બલ્કે એ મુદ્દો તેઓની વિરૂધમાં જાય છે ! અમીર મોઆવીયાહના લશ્કરે જે કુરઆનો નેજાઓ ઉપર બુલંદ કર્યાં, તે નહિં કે કુરઆનના હુકમો પ્રમાણે ચાલવા ખાતર બુલંદ કરવામાં આવ્યા હતાં; ( તેમાં દગો સમાયલો હતો જે ઇ૦ આંગળ

* હદથી વધી જનારા વિચારો; કોઇનાં મરતબા કરતાં તેના મરતબાને વધુ માનવું—દાખલા તરીકે ઇન્સાનને ખુદા તરીકે માનવું વી૦ "જીમ"

જતાં ખુલાસો કરીશ ) બલ્કે ( મી૦ વરતેજીનાંજ બોલોમાં કહેતાં ) તે ઉમરૂઆસની એક ખટપટી ચાલ હતી. મજકુર હદીસમાંજ જે " અઉર યેહ દોનું જુદા ન હોંગે " નો વાક્ય છે તેથી મતલબ એજ છે કે—એહલે બયત અને કુરઆનનાં હુકમો એક બીજાથી વિરૂધ્ધ નહી હશે; પણ મી૦ વરતેજીએ " કુરઆન જાહેર તો ઇમામ પણ જાહેરજ હોવા જોઇએ " એવી હકીકત ભોળાભાઈઓને ઠસાવવા ખાતર " જુદા ન હોંગે " નો જુદોજ ભાવાર્થ જણાવવાની વેતરણ કરેલ છે. ( જે કુરઆન નેજા* ઉપરે ચડાવવાનાં મી૦ વરતેજીનાં લખાણની ઈબારતની ઢબથી જણાઈ આવે છે. )

૩—" હ૦ અલીએ તે અમાનનો અસ્વિકાર કર્યો, પણ તે અસ્વિકાર કરવાથી હ. અલીથી તેમના લશકરીઓ જેઓ શિયા (મુસલમાન) હતા ( અને ઈમામતના દામનમાં રહી તેમનાથી વિરૂધ અમીર માવીયાનું લશકર જે પણ મુસલમાન હતું ) તેઓજ આ હદીસના શબ્દો વીસરી ગયા ! એટલે હ૦ અલીને જેઓ ઇમામ જાણતા હતા તેમણેજ કહ્યું—" અએ અલી, તમો કિતાબ એટલે કુરઆને શરીફની મુરૂવ્વત નહીં કરો, અને અમાન નહી આપો તો, અમો તમોનેજ કતલ કરીશું ! ! " બિરાદર, જીમ આ પહેલો તબકકો વિચારવાનો હતો, કે એહલે બયત અને કુરઆન એ હ૦ રસુલે ખુદા—એ ફરમાવેલી ઉપલી હદીસ મુજબ હોજે કઉસર સુધી જુદા પડનાર નથી, તો પછી હ૦ અલી કુર-

* આગળ જતાં મી૦ વરતેજીએ એ બાબત ખુલ્લા રૂપમાં જણાવી આપેલ છે.

" જીમ "

આનની સામે શું કામ વરત્યા ? આ એક પ્રશ્ન છે, પણ નહીં, એ બાબતનો ખુલાસો હ૦ અલી એ તરતજ કર્યો હતો કે, "**અના કુરઆનુન નાતિક— હાઝા સામિત !**" એટલે હું બોલતું કુરઆન છું, અને આ મુંગું કુરઆન છે ! છતાં ગુમરાહ થનારાઓએ માન્યું નહીં, "

**તપાસ**—આ એ મુદ્દામાં મી૦ વરતેજીએ પોતાની માન્યતા સિદ્ધ કરવા ખાતર ઉંધી રૂઢીએજ કામ લીધેલ છે. તેઓનો હેતુ " ઇમામ એ કુરઆન કરતાં શ્રેષ્ઠ છે એટલે ઇમામને કુરઆનનાં હુકમો પ્રમાણે ચાલવાની જરૂર નથી " એ એતેકાદ ભોળા બંધુઓને ઠસાવવાનો છે, જેથી પોલીસીથી કામ લઇ રહ્યા છે ! કારણ કે મી૦ વરતેજી પોતાના મોજુદ ઇમામને **હુકમ કરનાર** તરીકે જોવા માંગે છે; **હુકમ પાળનાર** ( ખુદાના હુકમો બજાવી લાવનાર ) તરીકે જોવા માંગતા નથી ! ! ! જેથીજ તો **જંગે સીફ્ફીનને** લગતી બીનાને ઉંધુ રૂપ આપીને એમ મનાવવા માગે છે કે, અમીર મોઆવીયાહનાં લશ્કરીઓએ કુરઆને શરીફ પ્રમાણે વર્તવાની માંગણી કરી, પણ હ૦ અલીએ કહ્યું કે "હું કુરઆને નાતિક છું અને આએ મુંગું કુરઆન છે " ( એટલે મી૦ વરતેજીની ધારણા પ્રમાણે મઆઝલ્લાહ હ૦ અલી અ૦ મે એમ કહ્યું કે મુંગા કુરઆન ઉપરે ચાલવાની મને જરૂર નથી ! ) પણ એમાં મી૦ વરતેજી પોતાના સીરે આખેરતનો બોજો ઉપાડે છે. ખરી હકીકતથી વાંચકોને વાકેફ કરવા અર્થે ( મી૦ વરતેજીની માનીતી ) **તારીખે આસમે કુફી** નામની તવારિખમાંથી તે બિના નીચે ટાંકી બતાવીશ—

" **મોઆવીયાહને યેહ હાલ દેખકર ઉમ્રુ આસ** સે કહા—" તુને જો તદબીરેં સોંચ રખખીથીં,

વોહ કહાં હૈ ? અબ ઉન્કા વક્ત હૈ કે, કીસી તદબીરસે **અલી** કી જમાઅત ઓર કામમેં ખલલ ડાલે ! વરના હમ સબ મારે ગયે ! ઓર લશ્કરે **શામ** મેં એક શખ્સભી ઝીંદાહ ન બચેગા, જો અસલહા[1] હી ઉઠા લે જાય ! ! ! ” ઉમરને કહા- “ હુકમ દે, કે ખયમોંમેં[2] જીસકદર કુરઆને શરીફ હયેં, ઉન્હીં નેઝોંપર બાંધકર લશ્કરે—અલી કે સામને બુલંદ[3] કર દેં ! ઓર બુલંદ[4] અવાઝસે કહેં કે— અય મુસલમાનો ! અગર તુમ મુસલમાન હો, તો કુરઆને શરીફોંકી તરફ દેખકર,—જો હમને નેઝોંકી નોકોં[5] પર લટકા રખ્ખે હયેં, તઅમ્મુલ[6] કરો ! યેહ કલામે ઈલાહી ઓર વહી મન્ઝલ[7] હયે હમ ઈસપર ઈમાન લાઓ હુવે હયેં, અગર તુમભી મુસલમાન હો—ઓર ખુદા કો પેહછાનતે હો—ઓર કુરઆને શરીફપર ઇમાન લાએ હો; તો ઈસી કુરઆનકે મુતાબેક તુમભી હમસે સુલુક કરો ! અય **મોઆવીયાહ ! યેહ વોહ હીલા[8] હયે, જો અએસે મૌકે[9] કે લીયે રખ છોડા થા ! ! ! મેં** ઉમ્મીદ કરતા હું કે, હમારે મનશાઅ ઓર મર્ઝી કે મુતાબેક કામ બન જાયેગા ! માસિવા હમને **અશઅસ બિન કયસ** ઓર કુચ્છ અએસેહી બાહદરાંને–લશ્કરે–અલી કો **ફરેબ દે** કેર દગ-

---

૧. હથીયારો; લડાઇની સામગ્રી. ૨. તંબુઓમાં. ૩. ઉંચા કરવા. ૪. ઉંચા સાદે; મ્હોટા અવાઝથી. ૫. અણીયો. ૬. ખોટી રહેવું; ઠેરવું. ૭. ઉતરેલ વહ્ય; ખુદાનાં તરફથી નાઝીલ થયેલ. ૮. ફરેબ; મક. ૯. ટાંકણો; તક ૧૦ .ઇચ્છા; ધારણા. ૧૧ ઉપરાંત. ૧૨. હ૦ અલીનાં લશ્કરમાંના બહાદુરો.

“ જીમ ”

મગા દીયા હયે ! ઓર વોહ અએસેહી હીલે કે મુન્તઝીર[13] હયેં ! ! યકીનન જીસવકત કુરઆને શરીફ નેઝોંકી નોકોંપર બુલંદ હોંગે—લશ્કરે અલીકા એક આદમીભી જંગ કે લીયે આગે ન બડહેગા, ઓર જંગ રૂક જાએગી ! ! ! ”

શામીયોંને ઇસ બાતકો બહોત પસંદ કીયા. ફિલ-ફૌર[14] જાકર કુરઆને શરીફ ઉઠા લાયે, ઓર નેઝેકે-સરૂં પર લટકાયે; બલ્કે બાઅઝોંને કલામે ઇલાહી કે બજાએ[15] સિર્ફ[16]ઇંટો હી બાંધલી ! ઓર બાઅઝોંને જલ્દબાઝી[18] સે અએસા હી કીયા કે, કુરઆને શરીફ કો નેઝેંકી અનીયું[19] પર પરો કર[20] બુલંદ કર લીયા ! ”

( તારીખે 'અઅસમે કુફી'—પેજ ૨૮૫ )

ઉપરનાં ઉતારાથી વાંચકો સારી રીતે જોઇ શકયા હશે, કે શામીયોને પાક કુરઆને શરીફથી બીલકુલ વાસ-તોજ ન હતો. બલ્કે તેઓ પાસે કુરઆને શરીફની એટલી કદર હતી કે, કુરઆને શરીફનાં બદલે (કેટલાકોએ) ઇંટો નેજાઓ ઉપરે બાંધી દીધી ! એટલા ઉપરે પણ બસ ન કરતાં, કેટલાકોએ કુરઆને શરીફને નેજાઓ ( ભાલાઓ ) ની અણીયોથી વીંધી નાખી, નેજાઓની અણીયોમાં પરો-વીને ( હ૦ અલી અ૦ નાં લશ્કરની ) સામે ધર્યા ! ! ! તેઓએ કુરઆન ઉપરે ચાલવા અને અમાન દેવા માટે જે કહેલ, તે ફકત એક ફરેબ હતો ! અને હ૦ અલી અ૦

૧૩. વાટ જોવી; ઇન્તેઝાર ખેંચવો. ૧૪. તેજ વખતે. ૧૫. બદલે. ૧૬. ફકત. ૧૭. ઇંટો. ૧૮. ઉતાવળમાં. ૧૯. ભાલાની અણીયોં. ૨૦. પરોવીને. ”

પોતાના ઇલ્મનાં સબબથી તે ફરેબથી વાકેફ હતાં, જેથી લડાઇ બંધ કરવાના માટે ઇન્કાર કરતાં હતા પણ ખુદ હ. અલી અ૦ નાં લશ્કરમાંથીજ કેટલાકોને અગાઉથી ઉમર આસે ફોડી રાખેલ, અને તેઓ નેજાઓ ઉપર કુરઆને શરીફ ઉંચા થવાની રાહ જોતા હતાં. જેવો એ હીલો જોવામાં આવ્યો કે અગાઉનાં સંકેત પ્રમાણે તેઓ ( હ૦ અલી અ૦ પાસે ) લડાઇ બંધ રાખવાની માંગણી કરવા લાગ્યાં છેવટે લશ્કરનાં કેટલાક ભાગને પોતાની તરફેણમાં લઈ **બળવો** કરવાની વેતરણ કરવા લાગ્યા ત્યારે હ૦ અલી અ૦ મે ફરમાવ્યું કે, ' આઓ ફરેબ છે, કુરઆન ઉપરે તે લોકો હરગીઝ ચાલનાર નથી, વાસ્તે હું ( કુરઆને નાતિક ) તમોને કહું તે પ્રમાણે વર્તો. જરા વાર લડાઇ ચાલુ રાખો કે આપણી ફતેહ છે " વી૦ વી૦. પણ તેઓએ હ૦ અલી અ૦ નાં ફરમાનને માન્યું નહિં. ( ખુલાસા માટે જુઓ ' અઅસમે કુફી તથા બીજી તવારિખો. )

મજકુર હકીકત જાણ્યા પછી—કોણ કહી શકે છે કે, ( મઆઝલ્લાહ ) હ૦ અલી અ૦ મે કુરઆને શરીફની વિરૂધ્ધતા કીધી ?! અથવા તેઓ બુઝર્ગવાર એમ કહેવા ઇચ્છતા હતા કે, " હું બોલતો કુરઆન છું, આએ મુંગું કુરઆન છે; ( માટે તમારે મુંગા કુરઆન પ્રમાણે ચાલવાની જરૂરત નથી ! ! ! ) " એમ કોઇ ઇમાનદાર કહી શકશે ખરો ? હરગીઝ નહિ, કોઇ પણ સમજુ એમ કહી શકેજ નહિ. હ. અલી અ. મે લડાઇ બંધ કરવાનો જે અસ્વિકાર કર્યો તે એજ કારણે કે, આએ ફરેબ છે. નહીંતર, તેઓ **શામીઓને** કુરઆને મજીદનાં એહકામો પ્રમાણે ચલાવવા ખાતર તો, તેઓ સાથે લડાઇ કરતા હતા, અને તેજ શામીયો કુરઆને શરીફ પ્રમાણે

ફેંસલો કરાવવા માંગે ( લડાઈ બંધ કરાવવા માંગે ) અને હ૦ અલી અ૦ ઇન્કાર કરે ખરા ? ! ! હરગીઝ, હરગીઝ નહિ ! ! !

હ૦ **અલી** અ૦ એ કોઇ વખતે કુરઆને મજીદની મુખાલેફત કીધીજ ન હતી. તેઓ કુરઆને મજીદમાં જે ખુદાઈ ફરમાનો છે તે ઉપરે ચાલવાની પોતાની સંપુર્ણ ફરજ સમજતા હતા. એજ જંગે **સીફ્ફીન** અને તે અગાઉનાં કેટલાક પ્રસંગો ઉપરે હ૦ અલી અ૦ એ, કુરઆને મજીદ ઉપરે ચાલવાના, અને તે મુજબ મુસલમાનો સાથે વર્તાવ કરવાના, જે જે ઉમદા ઉદગારો કાઢેલ છે—તે ઇસ્લામી ત્વારિખોમાં મોઝુદ છે. વાંચનારાઓની વાકેફી અર્થે **તારીખે અઅસમે કુફી**માંથીજ કેટલાક પ્રસંગો નીચે ટાંકી બતાવીશ—

૧ " અમીરૂલ મોઅમેનીન ને ફરમાયા—તું મુજહસે હુજ્જત તલબ કરતા હયે ? અએ સાઅદ ! તેરા વોહી હાલ હયે, જયસા કોઈ ખુદાકી ભેજી હુઇ વહી[1] કે ખીલાફ કુચ્છ કહેતા યા કરતા હો ! **મોહાજીર** ઓર **અન્સાર** ઓર જુમ્લા[2] મુસલમાનું મેં યેહ અમ્ર[3] ઇકરાર યાફતાહ[4] હયે કે, **કીતાબે ખુદા** ઓર સુન્નતે રસુલકે મુતાબેક **મેં ઉન્સે બરતાવ કરૂંગા** "

( હ૦ અલી અ૦ નાં જાહેરી ખીલાફતનાં વર્ણનમાંથી—પેજ ૧૬૧

૨ " ઉસ્કે બાઅદ અપને ઝેરાહ[5] પેહની, ઓર **શમસીર[6] હિમાયલ[7] કરકે સરપર અમ્મામાહ[8] બાંધા;**

---

૧. ખુદાઇ ફરમાન. ૨. કુલ્લે; સર્વે. ૩. હુકમ, ૪. કરાર થએલો. ૫. બખ્તર. ૬. તલવાર, ૭. ખંભે લટકાવવી. ૮. પાઘડી.

ઓર દુલદુલ[૯] પર સવાર હોકર, કુરઆને શરીફ લીયા. ઔર આવાઝે દીકે, તુમ મેસે કોન શખ્સ ઇસ કુરઆને શરીફકો મેરે હાથસે લેકર, ઉન લોગોંકે સામને લે જાના ચાહતા હયે ? તાકે ઉન્હી ઇસ કુરઆને મજીદકી મુનદરજહ[૧૦] અમ્રો નહી[૧૧] કે તરફ બુલાએ ? ”

( જંગે જમલના વર્ણનમાથી—પેજ ૧૭૬ )

૩ મેં અલીઇબ્ને અબીતાલેબ તુમ્હેં કિતાબે ઇલાહી ઓર સુન્નતે રિસાલત પનાહી કી તરફ બુલાતા હું. ”

( મોઆવીયાહને લખેલ પત્રમાંથી—પેજ ૨૧૪ )

૪ ફિર સર ઉઠાકર ફરમાયા—અએ કૌમ ! કયાં મેં વોહી શખ્સ નહીં હું ? જીસ્ને સબસે પહેલે કુરઆને શરીફકા ઇકરાર કીયા, ઔર ઉસે માના હુએ ઓર શરૂઅ વાકેઆ સે અબતક યેહી બાતમેં ઉન્હીંસે કહે રહાથા; ઔર અબભી કહે રહા હું. ઔર ઇન્હેં કિતાબે ઇલાહીકી તરફ બુલાતા હું ,’

( ઉમરૂ આસનાં ફરેબ પછી, હ૦ અલીએ પોતાના લશ્કરીઓને કરેલ ફરમાનમાંથી પેજ ૨૮૭

૫ ઔર મેરા અસલ મતલબ વ મુદ્દઆ યેહ હયે કે, ઝાલીમ ઔર મઝલુમ મેં ઇમ્તેયાઝ[૧૩] હો જાયે, ઔર હમ અમ્રે માઅરૂફે ઔર નેહી મુન્કર કે લવાઝેમ[૧૪] પર અમલ કરે. ઓર કરાર દાદ[૧૫] યહે કે, જીસ અમ્ર[૧૬] કો કુરઆન રીવાજ દેતા હયે તુમભી ઉસે રીવાજ દો; ઔર જીસે રોકતા હયે ઉસ્સે બાઝ રહો[૧૭] ! ”

૯. ઘોડાનું નામ છે. હ૦ અલીની સવારીનો ઘોડો. ૧૦. લખેલ. ૧૧. હુકમ અને મનાઇને લગતા હુકમો. ૧૨. બનાવ. ૧૩. ફરક; તફાવત ૧૪. લાઝિમ થયલા હુકમો. ૧૫. કબુલાત અપાયેલ. ૧૬. હુકમ. ૧૭. મુકી દેવું; ન કરવું.

( ઉમેરૂ આસનાં ફરેબ પછી, હ૦ અલીએ મોઆવીયાહને લખેલ પત્રમાંથી—પેજ ૨૯૦ )

ઉપરનાં ઉતારાઓથી વાંચકો સારી રીતે જોઇ શકયા હશે કે, હ૦ **અલી** અ૦ નતો પોતે કુરઆનનાં હુકમો પ્રમાણે ચાલવાનો ઈન્કાર કરતા હતા, અને નતો **શામીયોને** તેના ઉપરે ચાલવા અથવા ચલાવવાનો ઈન્કાર કરતા હતા; બલ્કે કુરઆને શરીફનાં અમ્રો નહી[૧૮] પ્રમાણે તઓને ચલાવવા માટેજ લડાઇ કરતા હતા. ( પણ મી૦ વરતેજી ભોલા ભાઇઓને ભમાવવા સારૂ ગમે તેમ ઉંધું ચતું સમજાવી રહયા છે! ) એ સંબંધે મજકુર **અઅસમે** કુફીની ત્વારિખમાં હજી પણ કેટલીક સનદો મોજુદ છે. ઉપરાંત **નહજુલ બલાગાહ** નામની કિતાબ કે જેમાં હ૦ અલી અ૦ નાં ફરમાવેલા ખુત્બાઓ છે, તેમાં પણ એ સંબંધે ઘણી સનદો મોજુદ છે; પણ લંબાણના ભયથી એટલી સનદો ઉપરેજ બસ કરીશ.

૪—" હવે મી૦ જીમ, હદીસમાં હમેશાં એક ખ્યાલ જરૂર લાવવાનો છે કે, જેમ હ૦ ઇમામ જાફર સાદેક અ૦ ફરમાવ્યું છે કે, કોઇ પણ હદીસ—કે જે કુરઆને શરીફ સાથે સબંધ ન ધરાવતી હોય—તેને તમો દીવાલની સામે પટકો ! એ મુજબ આ હદીસનો સબંધ કુરઆને શરીફની નીચલી આયાત સાથે સબંધ છે તે વિચારો.

**આયાત—"વઅ તસેમુ બે હબ્લિલ્લાહે જમીઅન વલા તફ્રરરકુ."** તરજુમો—ખુદાઇ રસી ( ઇમામ જે નુરે ખુદા છે તેને ) મજબુત પકડો, એકઠા થઇને, જુદા પડયા વગર. "

૧૮. ખુદાનાં તરફથી જે બાબતો બજાવી લાવવાનો હુકમ છે તેને 'અમ્ર' કહે છે, અને જેની મના કરવામાં આવેલ તેને નહી ' કહે છે. "જીમ"

તપાસ—એ મુદ્દામાં મી૦ વરતેજીએ જે હદીસ વિષે જણાવેલ છે, તે કયા કિતાબમાં છે ? તે મી૦ વરતેજીએ જણાવવું જોઈતું હતું. જો કે હદીસોની પરખ કુરઆને શરીફથી કરવાના માટે હુકમ છે ખરો, પણ "તેને તમો દીવાલની સામે પટકો" એ બોલ કંઈ કિતાબમાં ( કઈ હદીસમાં ) છે ? તે બતાવી આપવાની મી૦ વરતેજીને નમ્ર અરજ છે. જવાબની શરૂઆતમાં મી૦ વરતેજીએ જે "હદીસુસ્સકલ્યન" ટાંકેલ છે, તેમાં "હબ્લુમ મમદુદુમ મનેસ્સમાએ—એલલ અર્ઝે" નો જે વાકય છે, તેનો સબંધ પાક કુરઆને શરીફનાં વાકયથી બતાવવા માટે મી૦ વરતેજીએ જે આયેત ટાંકેલ છે—તેમાં કેવી સફાઈ ( ! ) વાપરેલ છે તે વાંચકોને બતાવવા ખાતર મી૦ વરતેજીએ જણાવેલ તરજુમાઓથી તે ઇબારતો નીચે ટાંકી બતાવીશ.—

| | |
|---|---|
| "વોહ કીતાબે અલ્લાહ એક રસી આસમાનસેં જમીન તક લટકી હુઈ હયે, અઉર દુસરી મેરી ઇત્રત યાને મેરે એહલેબયત" | "ખુદાઇ રસી ( ઇમામ જે નુરે ખુદા છે તેને ) મજબુત પકડો, એકઠા થઇને, જુદા પડયા વગર" |

ઉપરનાં મુકાબલાથી વાંચકો જોઈ શકશે કે, મી૦ વરતેજી સફાઇ કરવાતો ગયા, પણ તેઓની યાદદાસ્ત શકિતએ તેઓ સાથે વફાદારી કીધી નહિં ! "હદીસુસ્સકલ્યન" નાં વાકયો સાથે આયતની સરખામણી તો કીધી, પણ હદીસમાં 'ખુદાઈરસી" નો જે શબ્દ છે તે કુરઆને શરીફ અને એહલે બયત બેઉનાં માટે છે, અને આયતમાં "ખુદાઇ રસી" નો જે શબ્દ છે તે પણ સરખામણી તરીકે બેઉના માટે વપરાવો જોઇતો હતો; પણ ત્યાં તો મી૦ વરતેજી ફકત ઇમામનાં માટેજ તે શબ્દ વાપરેલ છે ! ! મારા મિત્ર મી૦ વરતેજી

પોતાની હુશીયારી બતાવવા ખાતર હદીસ અને પાક કુરઆને શરીફની આયતનો મુકાબલો કરવાતો ગયા, પણ કાચું કાપી નાખ્યું ! ! !

હવે મી૦ વરતેજીએ, પાક કુરઆને મજીદની જે આયતમાંથી ફકરો ટાંકેલ છે. તે આખી આયતનો તરજુમો પ્રોફેસર કૃત તરજુમામાંથી ટાંકી બતાવીશ—

" અને તમે સઘળા ખુદાના દોરડાં ( ધર્મ ) ને મઝબુત વળગી રહો અને જુદા પડી જાઓ નહિં, પણ તમારી ઉપરની ખુદાની મહેરબાની યાદ કરો કે જ્યારે તમે ( એક બીજાના ) દુશ્મન હતા ત્યારે તેણે તમારા અંતઃકરણો વચ્ચે ( દોસ્તી ઉત્પન્ન કરી ) સંપ પેદા કર્યો, પછી તમે તેની મહેરબાનીથી ભાઇઓ થયા. અને તમે આગના ખાડાની કોર ઉપરે હતા પણ તેણે તમને તેમાંથી બચાવ્યા. આ પ્રમાણે ખુદા તમને પોતાની નિશાનીઓ બતાવે છે કે કદાચ તમે સિધ્ધો રસ્તો મેળવો."

( સુરએ આલેઇમરાનઆ ૧૦૩ પ્રોફેસર કૃતતરજુમોપેજ૧૩૫)

ઉપરના તરજુમાથી જણાઇ આવે છે કે, મજકુર આયતમાં જે " હબ્લીલ્લાહ ( ખુદાઇરસી )નો શબ્દ છે, તેનો જાહેરી ભાવાર્થ, " ખુદાઇ ધર્મ " ઇસ્લામ ) કરવામાં આવેલ છે. પણ શીઆહ તફસીરો પ્રમાણે " હબ્લીલ્લાહ " નો તાવીલી અર્થ કુરઆન અને એહલેબયત ( ચહારદાહ માઅસુમીન અ૦ ) કરવામાં આવેલ છે. અને " હબ્લીલ્લાહ " ને મઝબુત વળગી રહો ( મજબુત પકડો ) નો મતલબ એછે કે " કુરઆને મજીદ અને એહલે બયતની પયરવી કરો " મી૦ વરતેજીએ " હદીસુસ્કલ્યન " અને " હબ્લીલ્લાહ " વાળી આયતનો જે મુકાબલો કરેલ છે તે શીઆહ તફસીરોની તાવીલ પ્રમાણે કરેલ છે, પણ તેમાં પોતાની આદત પ્રમાણે ( પોતાની માન્યતા સિધ્ધ કરવા

આરૂ ) ફેરફાર કરેલ છે. મારા ધારવા પ્રમાણે મી૦ વરતે-જીએ. હાજી ગુલામઅલી તરફથી ગુજરાતીમાં પ્રસિધ્ધ કરવામાં આવેલ " **અન્વારૂલ બ્યાન ફી તફસીરિલ કુરઆન** " માંથી એ તાવીલ જોઇને પોતાને મનગમતો ફેરફાર કરેલ છે. પણ તે તફસીરમાં શું હકીકત છે? તે વાંચકોની વાકેફી અર્થે નીચે ટાંકી બતાવીશ—

" આ આયતની અંદર હબ્લ ( દોરી ) થી ઈશારો કુરઆન અને અહલેબઈત અ૦ તરફ છે. જેમકે હ૦ રસુલે ખુદા સ૦ પોતાની વફાતની પેહલે ફરમાવ્યું કે હું તમારામાં બે હબ્લેમતીન મુકી જાઉંછું, કે તે કુરઆન અને અમારી એહલે બઇત છે. અગર તેઓને મજબુત પકડશો એટલે બંનેની પયરવી કરશો તો મારી બાઅદ હરગીજ ગુમરાહ નહી થાઓ અને તે બન્ને આપસમાંથી હરગીજ જુદા નહી થાય એટલે સુધી કે હવઝે કવસર પર મારી સાથે મુલાકાત કરે; અને જુદા ન થવાથી મકસદ એ છે કે જે મતલબ કુરઆનમાં છે તે અહલે બઇતની પાસે છે."

( અન્વારૂલ બ્યાનફી તફસીરિલ કુરઆન —પેજ ૨૮૨ )

ઉપરનાં ઉતારાથી વાંચકો જોઇ શકશે કે. " હદીસુસ્કલયન " માં જે " હબલ " નો શબ્દ છે અને સુરએ આલે ઈમરાન માં જે " હબ્લીલ્લાહ " નો શબ્દ છે, તે બન્ને ને મજબુત પકડવાથી મુરાદ એછે કે તે બન્નેની પયરવી કરવી. ( તે બન્નેના હુકમો પ્રમાણે વર્તવું ) પણ મી૦ વરતેજીએ પોતાની મનગમતી રીતે તેમાં ફેરફાર કરેલ છે!

૫—" સુન્ની કીતાબ **તીરમઝી** માં છે કે, " જે મુસલમાન પોતાના ઝમાનાના ઇમામની બયત * નથી

* " બયત " નાં બદલે " બયઅત " હોવો જોઇએ. ' બયત ' નો અર્થ તો ઘર થાય છે; પણ મી૦ વરતેજી ઠેકઠેકાણે ' બયત ' લખ્યાજ જાએ છે! " જીમ "

કરતો, તે જાહેલીય્યતની મોતે મરે છે ! અને તેથી તેઓ ઇમામ પોતાને મનમાનનો માની; તેની બયત કરે છે; પણ ગયબ ઇમામની માન્યતા શિયા ઇશનાઅશરી સિવાય બીજા કોઈ ફીરકામાં નથી. ”

તપાસ—વાહવાહ ! તદ્દન સચ્ચાઇનો નમુનો ! ! ! તીરમઝી કિતાબની ઇબારત મી૦ વરતેજીએ ટાંકી બતાવી હતે, તો ઇન્સાફી વાંચકોને મજકુર હદીસમાં બયઅત નો શબ્દ છે. કે યઅરિફ ( ઓળખવા ) નો શબ્દ છે ? તેનો ઈન્સાફ કરવાનું સુગમ થઈ પડતે. સુન્નત જમાઅત વાળા પોતાને મનમાનતા ઇમામની બયઅત કરે છે—એમ જણાવવામાં મી૦ વરતેજી, તે ભાઈઓને સદંતર ગેર ઈન્સાફ કરે છે. સુન્નત જમાઅત વાળાઓમાં ઈમામતની માન્યતા કેવી તરેહની છે, તે માટેનો ખુલાસો “ આગાખાનો અને ઈમામત ” વાળાં પ્રકરણમાં કરી ગયા છીએ—જેથી વાંચકો એટલુંતો જોઇ શકયા હશે કે, તેઓની માન્યતા પ્રમાણે પણ ઇમામનાં માટે સીફ્તો તો જરૂર છેજ; તેઓ પણ પોતાના મનને ગમે તેવી રીતે હરેકે હરેકને ઇમામ તરીકે હરગીઝ સ્વીકારતા નથીજ. હવે ચાલુ સમયમાં સુન્નત જમાઅત વાળાઓ કોને મનમાનતા ઇમામ તરીકે માનીને તેની બયઅંત કરે છે ? તે મી૦ વરતેજીએ બતાવી આપવું જોઇએ- ગયબઇમામની માન્યતા ઇસ્નાઅશરીઓ સિવાય બીજા કોઈમાં નથી—એ લખ્યા પુર્વે મી૦ વરતેજીએ કાંઇ ખ્યાલ પણ કીધો હતો ખરોકે ? શું મી૦ હુદાએ “ ઈમામેમોજુદ ” નામનું પેમ્ફલેટ પ્રગટ કરેલ છે તેની હકીકતથી મી૦ વરતેજી અજ્ઞાન છે કે ! તેમાં વોહરા ભાઈઓના ૨૨માં ઈમામ મોલાના તૈયબ ના પરદે થવા ( ગયબ થવા ) સબંધેની હકીકત છે તેથી શું, મી૦ વરતેજી અજાણ્યા છે કે ?

૬—" ઇસનાઅશરી ફીરકાના આલેમોએ જે કિતાબો લખી, તેમાં **ઇમામ**ના શબ્દ પાસે **બાર** ( ઇમામ ) નો શબ્દ પણ ઉમેરી દેવાનો રીવાજ પોતાના ફીરકાને ફેલાવવાનો ચાલુ રાખ્યો છે. પરંતુ આતો સ્પષ્ટ છે કે, **બારઇમામ**ની માન્યતા–અગીઆર ઇમામની માન્યતા સુધી હોય નહી. "

**તપાસ**—ઇસ્નાઅશરી આલેમોએ **ઇમામ** નાંશબ્દ પાસે બારનો શબ્દ ઉમેર્યો નથી, પણ બાર ઈમામેની માન્યતા ને **ઇમામોબાર** છે તે સુન્નત જમાઅતનાં આલીમોએ શુ સ્વિકારેલ છે અને તેઓનીં કિતાબોમાં તથા તવારિખોમાં સનાદો મોજુદ છે, અને તે પણ હ૦ રસુલે ખુદા સ૦ ને હ૦ અલી અ૦ ની હદીસોની સનદો મુજબજ. જુઓ, " ઈમામ બારજ છે–તેની સાબેતીઓ " વાળું કરણ. ) બાર ઇમામની માન્યતા, અગીયાર ઇમામો સુધી શું ! બલ્કે હ૦ રસુલે ખુદા સ૦ અને હ૦ અલી ના મયથીજ છે !!! જે માટેનો સંપુર્ણ ખુલાસો ( સુન્નત માઅતની કિતાબો તથા અન્ય સાધનોથી ) " ઇમામો ારજ છે–તેની સાબેતીઓ " વાળા પ્રકરણમાં અપાઈ ચેલ છે.

૭—" કેટલાકો હ. **મુસા** પયગમ્બરનાં અને હ. **ઈસા** ના બાર હવારીયુનની હકીકત કુરઆનનાં હવાલા સાથે આપે છે, કારણ કે, **મુસા** ને **હારૂન**નો સબંધ હ. **મહમદ** અને હ. **અલી**ના જેવોજ ઇસ્લામ માને છે પણ એ સબંધ સરખાવતાં આપણે અટકવું પડે છે કે, **મુસા** અને **ઈસા**ના હવારીયુનો તેમનાજ વખતમાંજ બાર જણાની મંડળી હતી. "+

+ બાર જણાની મંડળી 'માટે મઝહરે ઝાતે અલાહ' ના કર્તા ૪૭૪ માં જણાવેલ છે—"શરૂઆતમાં બાર હવારી (ધોબી) હ૦ ઈસા ાર ઇમાન લાવ્યા. "

૭૭મ

તપાસ—પહેલેતો મી. વરતેજીએ એ સાબેત કરવું જોઇએ કે. વસીયોને હવારીન કહે છે. હ. ઇસાના હવારીન તે તેઓનાં અસ્હાબો હતા; નહિકે વસીયો. જેવી રીતે હ. રસુલે ખુદા સ. નાં સાથીઓ ( તેએ ી પાસે બેસવા ઉઠવા વાળાઓ ) ના માટે અસ્હાબો શબ્દ વપરાય છે. તેવીજ રીતે હ. ઇસાના સાથીઓ માટે હવારીન શબ્દ વપરાયેલ છે; નહિં કે હ. ઇસાના વસીયો માટે એ શબ્દ વપરાય છે. હવે હ. મુસાના સાથીઓ માટે કયાં પણ હવારીન શબ્દ વપરાયેલ હોય, એ મી૦ વરતેજી સાબેત કરી દેખાડશે ખરા કે? જો કે હ૦ ઇસાના વસીઓ માટે હવારીન શબ્દ નથી, છતાં કદાચ વાદવિવાદ ખાતર કબુલ કરીએ કે તે હ. ઇસાના વસીઓ માટે વપરાએલ છે; પણ તેવી રીતે હ. મુસાનાં વસીયો માટે પણ હવારીન શબ્દ વપરાયેલ છે. એમ મી. વરતેજી સાબેત કરી બતાવશે કે ? તેવીજ રીતે હ. મુસાના વખતમાંજ બારજણાની મંડળી હતી. અને તે મંડળીને હવારીન કહેતા હતા એ કયા આધારે જણાવવાને મી૦ વરતેજી બાહેર પડયા છે; તે પુરવાર કરવાની તેઓને નમ્ર અરજ છે. બની ઇસરાઇલનાં બાર નોકબાઓ માટે 'સુરએ માએદાહ'ની આયત ૧૨ મી માં જે વર્ણન છે, તેની ( મવલવી ફરમાન અલી કૃત તરજુમાની ) ટીપણમાં જે હકીકત છે તેમાં સુન્નત જમાઅતની મોઅતેબર કિતાબો સહીહ મુસ્લીમ અને સહીહ બુખારીની સનદો પ્રમાણે સાબેત કરવામાં આવેલ છે કે, બની ઇસરાઇલનાં બાર નોકબાઓની ગણત્રી પ્રમાણેજ હ૦ રસુલ સ૦ નાં બાર વસીયો છે. જે હકીકત " ઇમામો બારજ છે—તેની સાબેતીઓ " વાળા પ્રકરણમાં છપાઇ ગયેલ છે. ઉપરાંત તેજ પ્રકરણમાં મવલવી ઓબેયદુલ્લાહ અમ્રતસરી કૃત "સવાનેહે ઉમ્રી હ૦ અલી " ની સનદથી પણ એ હકીકત સાબેત કરી બતાવેલ છે.

૭—" આ સ્થળે સ્પષ્ટ કરવાનું એ છે કે, ઇમામ, પેગંબર એ બેઉના માટે જાહેર ઈસ્લામીઓ જેઓ ઇમામ કરતાં પેગંબરનો દરજ્જો વધુ માને છે, તેઓને પણ ખુદાઇ કિતાબનાં આ સિધાંતો તરફ દોરીએ છીયે, કે જેમ કુરઆને શરીફમાં છે કે,

વ એઝીઅતલાહો રબ્બહુ યા ઇબરાહીમો ! ઇન્ની જાએલોક લીન્નાસે ઇમામા " વ કાલઃ મીન ઝુરરીયતી—" લા યનાલો અહદીઝ-ઝાલેમીન."*

અર્થ—ખુદાએ કહ્યું છે ! ઈબરાહીમ ખરેખર હું તને લોકોના ઇમામ ( મારો પ્રતિનીધી ) મુકરર કરું છું.

ઈબરાહીમે કહ્યું કે—મારી ઝુરીયત (વંશ)ને પણ-ખુદાએ કહ્યું કે—" ઝાલેમીન (લોકો) મારો કરાર મેળવી શકશે નહીં. " અહીં સાબેત છે કે હ૦ ઈબ્રાહીમ, પેગંબર તો હતાજ, પરંતુ જ્યારે ખુદા તેમના ઉપર પ્રસન્ન થયો, તો ખુદાએ તેમને ઇમામ—બનાવ્યા ! ! અને તેના વંશને પણ અને તેને (ઇમામની બયત) ઝુલમગારો મેળવી શકશે નહી. "

તપાસ—શાબાસ ! સર્વે ઇસ્લામીઓ જ્યારે જાહેર ઇસ્લામીઓ, ત્યારે મી૦ વરતેજી જેવાઓ બાતેન ઈસ્લામીઓ કે ? કુલ્લે ઈસ્લામીઓ ઇમામત કરતાં પેગંબરીનો દરજ્જો વધુ માને છે, એ તો મી. વરતેજી પણ કબુલ કરે છે—ત્યારે શું, તેઓ સર્વે ઇસ્લામીઓ કરતાં હુશીયાર

---

* આખી આયતમાં ભુલો જણાય છે. પણ જેવી રીતે મી૦ વરતેજીએ લખેલ છે, તેનીજ રીતે ઉતારો કરેલ છે.

જીમ.

ખરા કે ? " વઇઝીબતલા " વાળી આયતનાં અર્થ મી. વરતેજીએ કયા આધારે જણાવેલ છે, તે તેઓએ બતાવી આપવું જાઇએ. મજકુર આયતમાં જે " ઇમામતનો અહદ ઝાલેમીનને મળી શકશે નહિ " નો વાકય છે, :તેના બદલે મી૦ વરતેજીએ કાંઉંસમાં ( ઇમામતની બયત ) જણાવેલ છે ! તેમાં તેઓ એક પોલીસી વાપરી રહ્યા છે ! પણ ચાલુ સમયમાં મનઘડીત બાબતો કોઇ રીતે પણ ચાલે તેમ નથી, એ મી. વરતેજીએ ચોક્કસ યાદ રાખવું જોઇએ. મજકુર આયત માટે સંપુર્ણ ખુલાસો "ઝુરરીય્યતીની પૃથા" વાળા પ્રકરણમાં આપી ગયા છીએ, જે વાંચકોને જોઇ જવાની ભલામણ છે

૮—"આ રીતે હ. ઇબરાહીમને પેગંબરના દરજ્જાથી વધારી ઇમામતનાં દરજ્જે ખુદાએ ચઢાવવાની ઈનાયત કીધી તે સિધ્ધ કરે છે કે, **પેગંબરી** કરતાં **ઇમામતનો** દરજ્જો ખુદા પાસે વિશેષ ચઢતો અને માનવંતો છે !

**તપાસ**—પેગંબરી કરતાં ઇમામતનો દરજ્જો ખુદા પાસે વિશેષ છે, એ મી. વરતેજીને કયાંથી ખબર પડી ? શું, તેઓ ઉપરે ખુદા તરફથી વહી ઉતરી કે ? ! ! મજકુર આયતથી તો એ હકીકત કોઈ રીતે સિધ્ધ થતી નથી. મજકુર આયતથી તો ફકત એજ જણાય છે કે, હ૦ ઇબરાહીમને ખુદાતઆલાએ (પયગમ્બરી) સાથે ઇમામતનો દરજ્જો પણ અતા ફરમાવ્યો; બાકી ઇમામતનો દરજ્જે વધુ છે, એવું કાંઇ જણાતું નથી.

૯—" ઉપલી વંશાવળીના કોષ્ટક ઉપરથી સમજી શકાશે કે, **ઈમામતનો** દરજ્જો પેગંબરી કરતાં મુળથી મોટો છે. એટલે ઇમામ તે ખુદાનો **પ્રતિનીધી** તથા પેગંબર તે ખુદાનો સંદેશો પહોંચાડનાર અને

આ રીતે ખુદાના પ્રતિનીધી (ઇમામ) વગર દુનિયા ખાલી હોયજ નહીં. અને હઝરત નબી સ૦ એ ફરમાવ્યું છે કે—

" અના મદીનતુંલ ઇલ્મ, ફ. અલીયુન બાબોહા"

**અર્થ**—હું ઈલમનું શહેર છું; પણ તેનો દરવાજો **અલી** છે " એ શબ્દોમાં પણ ઇમામનાં દરજ્જાની ચઢતી સમજ છે. વળી આ **શબ્દો** મશહુર છે કે, " **લા ફતા ઇલ્લા અલી** ' એટલે "અલી સિવાય કોઇ જબરો નથી."

**તપાસ**—વંશાવળીનું કોષ્ટક તો મી. વરતેજીએ આપેલ નથી; ફકત લખી નાખેલ છે, બાકી હ. ઇબરાહીમ સબંધેની આયત ( જે કે મુદ્દા ના. ૭ માં ઉતારી ગયા છીએ ) દર્શાવીને તે પછી જણાવેલ છે કે, " એ ઇમામત હ. ઇસમાઇલ ( નબીયુલ્લાહ ) ને વંશ પરંપરા વારસા તરીકે મળી, અને હ૦ઇસ્હાક જે, હ૦ ઈબરાહીમના નાના પુત્ર હતા, તેમના વંશમાં પેગંબરી ઉતરી હતી. " તો એમાંથી વંશાવળીનું કોષ્ટક કેવી રીતે સાબેત થાય છે ? અને પેગંબરી કરતાં ઇમામતનો દરજ્જો મુગથી કેવી રીતે મોટો છે ? તેની કાંઇ સમજ પડતી નથી ! મી. વરતેજીને જેમ ગમે તેમ તેઓ લખ્યાજ કરે છે ! ! મી. વરતેજી. **પેગંમબરી** કરતાં **ઇમામતનો** દરજ્જો મોટો ગણાવવા માટે આડાં અવળાં ફાંફા મારી રહ્યા છે, પણ તે કોઇ રીતે સાબેત કરી શકે તેમ ન હોવાથી; વગર દલીલે જેમ ભાસે તેમ લખ્યાજ જાય છે ! ! ! "અના મદીનતુલ ઈલ્મ" વાળી હદીસમાં "વ અલીય્યુન બાબોહા" છે, તેના બદલે " ફ અલીયુન બાબોહા " જણાવેલ છે; અને તે હદીસનો અર્થ " હું ઈલમનો શહેર છુ; અને અલી તેનો દરવાઝો છે " થાય છે, જેના બદલે " હું ઇલમનું

શહેર છું પણ તેનો દરવાજો અલી છે" જણાવેલ છે. "પણ તેનો દરવાજો અલી છે" એમ જણાવવામાં મી. વરતેજીએ ઉલ્ટો ભાસ આપવાની ધારણા રાખેલી જણાય છે. પણ તે ઉલ્ટો ભાસ આપ્યા છતાં પણ મી. વરતેજી પોતાની ધારણામાં ફાવે તેમ નથી. મજકુર હદીસ જેવી રીતે હ. રસુલ સ. એ ફરમાવેલ છે, તેવી રીતે અગર હ. અલી અ. એ હ. રસુલ સ. નાં માટે ફરમાવી હતે, તો કાંઇક મી. વરતેજીનું કથન ઠીક પણ કહેવાતે. કદાચ એ હદીસની દલીલથી મી, વરતેજીએ તેઓના ગોઠીઆ મી. હુદાની જેમ "શહેર કરતાં દરવાઝાનો દરજ્જો વધુ છે" એમ જણાવવાની ધારણા રાખી હોય, તો તે પણ ઉંધી ધારણા છે ! "લા ફતા ઇલ્લા અલી" નો જે અર્થ "અલી સિવાય કોઈ જબરો નથી" જણાવેલ છે, તેમાં પણ જબરો શબ્દથી મી. વરતેજીએ એવીજ ધારણા રાખેલ છે. "ફતા" નો અર્થ "મર્દ—જવાં મર્દ" થાય છે, અને તે હ. અલી અ. ની શુજાઅત–બહાદુરી માટે વપરાય છે; નહિં કે, હ. રસુલ સ. કરતાં તેઓ મોટા (જબરા) છે, એવું જણાવવા માટે !

હ૦ અલી અ., હ. રસુલે ખુદા સ. નાં તરફથી **વસી** (પ્રતિનીધી) હતા; જેનાં માટે **ગદીરે ખુમ**નો દાખલો બસ છે. છતાં વાંચકોની વાકેફી અર્થે સુન્નત જમાઅતની કિતાબોમાંથી તેવી કેટલીક સનદો ટાંકી બતાવીશ—

૧—જલાલુદ્દીન સીયુતી "**તારીખુલ ખુલ્ફા**" નાં ઉર્દુ તરજુમામાંથી:—

> "જબ રસુલિલ્લાહ સ. ને મદીને શરીફકો હિજરત કી, તો આપકો મક્કે મેં રેહ કર અપની અમાનતી ઓર વસીય્યતી લોગોંકો પોંહચાદેનેકા હુકમ દીયા. (પેજ ૯૦)

" જંગે તુબુક કો, રસુલિલ્લાહ સ., આપકો મદીનેમેં અપના ખલીફા બના કર છોડ આયે થે."
( પેજ ૯૦ )

" સઅદ બિન અબી વકકાસ કહેતે હયેં કે, રસુલિલ્લાહ સ. ને ગઝવએ તુબુક મેં જબ આપકો મદીને મેં રહેનેકા હુકમ દીયા— તો આપને ફરમાયા કે, આપ મુજહે ઓરતું ઓર બચ્ચુંપર ખલીફા બનાકર છોડ જાતે હયેં ? " રસુલિલ્લાહ સ. ને ફરમાયા કે "કયા, તુમ ઇસ બાતસે ખુશ નહીં હોતે ? કે મેં તુમકો ઇસ તરેહ છોડ જાતા હું, જીસ્તરેહ હ. મુસા અ. ને હ. હારૂન અ. કો છોડા થા. યેહ ઝુરૂર હયે કે મેરે બાઅદ કોઇ નબી ન હોગા. "
[ પેજ ૯૧ ]

૨ મવલવી ઓબ્યદુલ્લાહ અમ્રતસરી કૃત " સ્વાનેહ ઉમ્રી હ૦ અલી નાં પેજ ૩૬ ઉપરે જણાવેલ છે:—" રબીય્યાહ ઇબ્ને માજીદ કેહતે હયેં કે— એક આદમીને જનાબે અમીરસે પુછા–" અએ અમીરૂલ મોઅમેનીન ! આપને અપને ચીચાકો છોડ કર, અપને ઇબ્નેઅમ[1] કા વિરસા કયું પાયા હય ? " જનાબે અમીરને ફરમાયા કે—એક દફઅ જનાબે સરવરે કાએનાત[2] સ૦ ને બની અબ્દુલ મુત્તલિબકો જમઅ[3] કીયા, ઓર ઉન્કે લીયે ખાના[4] એક પયમાને[5]મેં પકાયા. વોહ ખાનેકો[6] આએ, ઓર ખાને લગે; યહાંતક કે સયેર[7] હો ગયે, ઓર ખાનાં જું કા તું[8] બચા રહા! ફિર હઝરતને શરબતકા મટકા[9] મંગવાયા, લોગ શરબત પીને લગે; યહાંતક કે સબ સયેરાબ[10] હો ગયે, ઓર શરબત બચ રહા. ગોયા

> કિસીને છુવા તક નહો ! ફિર હઝરતને ફરમાયા— " અએ બની અબ્દુલ મુત્તલીબ ! મેં તુમ્હારે લીયે ખાસ કર મબ્ઉસ[11] હુવા હું. ઔર આમતૌરસે[12] ઔર લોગોંકી તરફ તુમ્ને ઇસ **મોઅજેઝેકો** દેખા હયે, પસ તુમમેં કોઇ હયે, કે મેરી **બયઅત** કરે ? ઔર મેરા ભાઇ ઔર દોસ્ત, ઔર વારેસ ઔર **વઝીર** બને ? " ઉન્મેંસે કોઈ ન ઉઠા; મેં ખડા હો ગયા. મેં ઉસ વકત સબસે છોટા થા. આં હઝરત સ૦ ને ફરમાયા—" બેઠ જા ! " ફિર તિન દફઅ હઝરતને વોહી કલેમાત[13] ઇરશાદ કીયે. મેંહી હર દફઆ ઉઠતા રહા, ઔર હઝરત ફરમાતે રહે " બેઠ જા ! " તીસરી બાર હઝરતને મેરે હાથપર હાથ માર કર ફરમાયા—" તું મેરા ભાઇ ઔર **વઝીર**, ઔર દોસ્ત હયે, " ઇસ લીયે મેંને અપને ચીચા કે સિવા અપને ઇબ્ને અમ કા વિરસા પાયા હયે. "

ઉપરનાં ઉતારાથી વાંચકો સારી રીતે જોઈ શકશે કે, હ૦ અલી અ૦, હ૦ રસુલે ખુદા સ૦ થી હરગીઝ અફઝલ નહિં હતા; બલ્કે તેઓના ખલીફા, વસી, વઝીર અને પ્રતિનીધી હતા. ( પણ મી૦ વરતેજીએ **પેગંબરી** કરતાં **ઇમામતનો** દરજ્જો વધુ ગણાવવા ખાતર ઉંધી

૧. કાકાના દીકરા. ૨. હ૦ રસુલ સ૦ નો લકબ છે. ૩. એકઠા. ૪. જમવાનું; જમણ. ૫. માપ; વજન ૬. જમવાને. ૭. તૃપ્ત. ૮. જેવીને તેવીજ તરેહ. ૯. એક જાતનું વાસણ. ૧૦. ધરાઇ જવું; તૃપ્ત થવું. ૧૧. નબી થઇને આવવું. ૧૨. પબ્લીક રીતે. ૧૩. કલામો; વચનો.

રૂઢીએ કામ લીધેલ છે ! * ) તેવીજ રીતે " સ્વાનેહે ઉમ્રી હ૦ અલી " નાં પૃષ્ટ ૩૬ ઉપરે બીજી પણ સનદ મોજુદ છે કે:—" જનાબે અમીરસે મરવી[૧૪] હયે કે— જબ ગઝવએ તુબુક મેં હઝરત મુજે અપને પીછે છોડ કર તશરીફ લે જાને લગે, તો ફરમાયા—હમ તુજે ઇસ લીયે અપને પીછે છોડ જાતે હયેં તાકે તું હમારા ખલીફા બને. મેંને અર્ઝ કીયા—યા રસુલીલ્લાહ ! મેં આપકે પીછે કીસ તરેહ રેહ સકતા હું ? ! ફરમાયા— ક્યા તું રાઝી નહી ? કે બને તું મુજસે હારૂન કી જગેહ, મુસા સે ? મગર મેરે બાદ નબી નહીં હયે ! "

એ રીતે મી૦ વરતેજીનાં જવાબ ના૦ ૩ માંના ૯ મુદ્દાઓની ટુંક તપાસ ઉપર કરી બતાવેલ છે. બાકી એ જવાબમાં મી૦ વરતેજીએ જે આડી અવળી બાબતો દાખલ કરેલ છે, અને જે હકીકત કેટલેક ઠેકાણે આગળ આવી ગયેલ છે, ( જેના ખુલાસાઓ પણ આગળ થઈ ગયેલ છે, ) તે ઉપરે વિવેચન કરીને લંબાણ કરવાનું યોગ્ય ધારેલ નથી.



* આગાખાની લેખકોના મુખ્ય સ્થંભ મરહુમ હાશમભાઇ બોઘા માસ્તરે " ઇસ્માઇલી પ્રકાશ " ભાગ ૧ લાનાં પૃષ્ટ ૧૦૩ ઉપરે જણાવેલ છે કે—" અને નબી કરતાં બીજા કોઇનો દરજ્જો દુનીઆમાં ઉંચો નથી " જ્યારે મી૦ વરતેજી નબી કરતાં ઇમામનો દરજ્જો વધારે જણાવવાની મિથ્યા કોશેષ કરે છે ! ! !

૧૪. રીવાયત થયેલ; બયાન કરવામાં આવેલ.

" જીમ. "

# જવાબ નં૦ ૪ની તપાસ.

મારા ૪ થા સવાલમાં મી૦ વરતેજીને પુછેલ કે—'હદીસુસસકલયન' ની હકીકત મુજબ ઇમામને કુરાને શરીફનાં છુપા રહસ્યો જાણવા જરૂર છે કે નહિં ? અને તમારા મોજુદ ઇમામ તરફથી કુરઆને શરીફની તફસીર થયેલ છે કે નહિં ? જેના જવાબમાં મી૦ વરતેજીએ જે વિવેચન કરેલ છે, તેમાંથી ૬ મુદ્દાઓ નીકળે છે, જેની તપાસ હાથ ધરીશ—

૧—"હદીસુસ-સકલૈનની રૂયે કુરઆન અને તેના છુપા રહસ્યો ઇમામજ જાણતા હોય છે એટલે તેને જાણવાની જરૂર હોય એવો પ્રશ્ન રહેતો નથી."

**તપાસ**—કુરઆનનાં છુપા રહસ્યો ખરા ઇમામો જાણતા હોય છે, પણ ખરા ઇમામો અને ખોટા ઇમામોમાં કાંઇ ફરક તો હોવો જોઇએ કે નહિં ? તો ઇમામતનો દાવેદાર કુરઆનનાં છુપા રહસ્યો જાણે છે કે નહિં તેની તપાસ તો કરવી જોઇએ કે નહિ ? "અમારો ઇમામ કુરઆનનાં છુપા રહસ્યો જાણે છે" એમ ફક્ત લખી નાખવા કરતાં; તે સાબેત કરી આપવું જોઇએ. હ૦ અહલે અ૦ મે પોતાના ઇલ્મની શ્રેષ્ટતા કેવી રીતે સાબેત કરી આપેલ છે, અને કુરઆને શરીફનાં આયતોનાં જે જે છુપા રહસ્યો તેઓ બુઝુર્ગવારે જાહેર કરેલ છે તે ઇસ્લામી કીતાબો તવારીખોમાં સુર્ય સમાન રોશન છે ! તેઓ બુઝુર્ગવારનાં ઇલ્મનું ઇમ્તેહાન (પરિક્ષા કરવા માટે) પણ માણસોએ તેઓને કેવા કેવા અટપટીયા પ્રશ્નો પુછેલ, અને તે બુઝર્ગવારે તેના જવાબો કેવી ઉતમ રીતે આપેલ, તે તવારિખોનાં અભ્યાસીયોથી અજાણ્યું નથી ! !

તેજ પ્રમાણે બીજા અગીયાર ઇમામોની ઇલ્મી શ્રેષ્ટતાથી પણ ઇતિહાસોનાં પૃષ્ટો ઝળકી રહ્યા છે ! મતલબ કે ઈમામ કુરઆનનાં છુપા રહસ્યો જાણે છે--તેનાં માટે સાબેતીઓ હોવીજ જોઇએ. પણ મી૦ વરતેજી, પોતાના માની લીધેલા ઈમામ માટે તેવી સાબેતી બતાવી શકતા ન હોવાથી, ઉડાવનારો જવાબ આપે છે. !

૨ " મોજુદ ઇમામ તરફની તફસીર થઇ હોય તે જાહેરમાં લાવવાની માંગણી કરો છો, તો બરાબર જાફર સાદેક + સુધી ઇમામોની માન્યતામાં તો, આપણે સાથેજ છીએ. ÷ એટલે તેમના તરફથી કોઇ પણ તમારી જાણ અને માન્યતા મુજબની વીગત શા માટે રજુ કરતા નથી ? "

**તપાસ**—સીધો જવાબ આપી શકતા નહોવાથી મી૦ વરતેજી ઉલ્ટા સામા ગળે પડે છે ! પણ પહેલેતો મી૦ વરતેજીને તેઓના એજ જવાબ ના૦ ૪ માંના તેઓનાંજ બોલો—" હ૦ અલી, હ૦ હુસેન. હ૦ મોહમદ બાકર, અને હ૦ જાફર સાહિક સુધી આ એજ હાલનું કુરઆન હતું, * અને તેમની તફસીર પણ મોજુદ છે " ફરીથી વાંચી જવા ભલામણ કરીશ. " તેમની તફસીર " થી સાફ જણાઈ આવે છે કે, મજકુર પાક ઇમામોની તરફથી કરવામાં આવેલી તફસીર તો શું, એકજ જવાબમાં એક બીજાથી

---

+ પાક ઇમામનું નામ કાંઇ પણ માનના શબ્દો સાથે મી૦ વરતેજીએ લખેલ નથી !

÷ અમો ઇમામ જાઅફર સાદેક અને છઠ્ઠા ઇમામ ગણીએ છીએ, જયારે મી૦ વરતેજી તેઓને પાંચમાં ઇમામ ગણે છે.

* હાલના કુરઆન માટે મી૦ વરતેજીનાં મોજુદ ઈમામનું ફરમાન " પ્રસ્તાવનાની પોલ " માં જુઓ.

" જીમ "

વિરૂધ્ધ માન્યતાઓ જણાવતાં મી૦ વરતેજી વીચાર નહીં કરતાં હોય ? હવે જેવી રીતે હાલમાં કિતાબોના રૂપમાં જુદા જુદા કર્તાઓનાં નામથી, જેવી રીતે પાક કુરઆને શરીફની તફસીરો જોવામાં આવે છે, તેવી રીતે હ૦ અલી અ૦ થી કરીને હ. ઇમામ જાઅફરે સાદિક અ. સુધીનાં ઇમામોમાંથી કોઇ ઈમામ તરફથી તફસીર પ્રગટ થયેલ છે કે નહિં ? એ પ્રશ્ન ઉપરે આવતાં એતો ખુલ્લું છે કે તફસીરવેત્તાઓએ પાક કુરઆને શરીફ ની જે જે તફસીરો લખેલ છે, તેનો મુળ આધાર મજકુર પાક ઈમામોએ બતાવેલ અર્થો અને કરેલ ફરમાનો ( હદીસો ) વી. ઉપરેથીજ લીધેલ છે. ( ખાસ કરીને શીઆહ તફસીરોનો મુખ્ય આધાર તો પાક ઇમામોનાં ફરમાનો ઉપરેજ અવલંબી રહેલ છે. ) જેથી જણાઇ આવે છે કે, તફસીરો જાહેરમાં આવવાનાં મુખ્ય સબબો તે પાક ઇમામોજ હતા. ( તો તેવી રીતે પણ મી. વરતેજી પોતાના મોજુદ ઈમામ માટે સાબેત કરી બતાવશે ખરા ? ! ! ) બાકી એવી કોઇ તફસીર કે જેના ઉપરે મજકુર પાક ઈમામોમાંથી કોઇનું નામ પ્રગટ કર્તા તરીકે હોય, એમ બનવું તે સમયની ત્વારીખી ઘટના જોતાં ઘણું મુશકેલ હતું. જે લોકો કે ઇતિહાસીક બાબતોનો અનુભવ ધરાવે છે તેઓ એ ખુલાસાને જરૂર કબુલ કરી લેશેજ; પણ ચાલુ સમય કે જેમાં પુરતી આઝાદી છે ( હાકેમે વકતનાં તરફથી કાંઇ ખોફ કે ખતર નથી ), વળી પુસ્તકો પ્રગટ કરવામાં પુરતા સાધનો મોજુદ છે, તો તેવા સમયમાં જે ઈમામતનો દાવો કરનાર હોય; તેનાં પાસેથી કુરઆને શરીફનાં છુપા રહસ્યો દર્શાવતી તફસીર પ્રગટ કરવાની માંગણી દરેક મનુષ્ય કરી શકે છે. ના. આગાખાન સાહેબે જેવી રીતે રાજયદ્વારી વિષય ઉપરે ઇન્ડીયા ઇન ટ્રાન્ઝીશન " નામનું પુસ્તક બાહેર પાડેલ છે, × તેવીજ રીતે ઇસ્લામની

× જે પુસ્તકના માટે મી૦ વરતેજીએ ખુબ બણગાં ફુંકેલ છે ! 'જીમ'

મુખ્ય ધાર્મિક કિતાબ ( પાક કુરઆને શરીફ ) ની તફસીર બાહેર પાડવાની માંગણી કરવામાં અલબતા અમો વ્યાજબી માંગણીજ કરીએ છીએ.

૩—" ઇમામો ખુદાનાં હુકમોને જાહેરમાં લાવનારા છે, તેથી કોઇ પણ ઇમામે શું ? ગાયબ પાછળથી રહેશે તેના માટે ફરમાવેલું છે ? "

**તપાસ**—ગાયબ ઈમામ માટેની ફરમાની હદીસો "બારમા ઈમામ ગાયબ હોવાની સાબેતીઓ" વાળા પ્રકરણ માં જુઓ. તેમાં સંપુર્ણ ખુલાસો આવી ગયેલ છે.

૪—"બાર **ઇમામ** થશે ને તેના નામો ગણાવે છે; તેવી હદીસ માત્ર ભોળા લોકો પાસે ઘરમાં બોલવાનો ખોટો **પક્ષપાત** છે ! "

**તપાસ**—એમ જણાવવું, એજ મી. વરતેજીનો ભોળા લોકોને સમજાવવાનો ખોટો **પક્ષપાત** છે ! બાર ઈમામો થશે અને તેઓના નામો—માટેની હદીસો ( સુન્નત જમાઅતની અપક્ષપાત કિતાબોથી ) " ઇમામો બારજ છે તેની સાબેતીઓ " વાળા પ્રકરણમાં આપી ગયા છીએ. ઉપરાંત તે પ્રકરણમાં ( ઈસ્નાઅશરી કિતાબો સિવાય ) અન્ય અપક્ષપાત પુરાવાઓ પણ આપેલ છે, જેને જોઇ જવા મી. વરતેજીને ખાસ ભલામણ છે.

૫—" **નુરન અલાનુર** ની તફસીરમાં પણ ઇમામતનાં જ નુરની સમજ એક પછી એક કયામત સુધી થનાર તરીકે બતાવી છે "

**તપાસ**-તેના માટે મી૦ વરતેજીએ અસલ તફસીરનો ઉતારો આપવો જોઇતો હતો, કે ,જેથી વાંચકો, મી૦ વરતેજીની સત્યતા જોઇ શકતે.

૬–" ગદીરે ખુમમાં હ૦ અલીની બેત પ્રથમ તલહા એ કીધી, એટલે પોતાના હાથ ઉપર હઝરત અલીનો હાથ રખાવ્યો, તે તલહા નો હાથ ઠુંઠો હતો, તેથી હઝરત અલીની બેત * અપુર્ણ થશે એમ કહેવાયું છે.

**તપાસ**—એ બિના કઈ ત્વારિખમાંથી મી૦ વરતેજી- એ લીધેલ છે ? તે બતાવવાની તેઓ પાસે માંગણી છે ! ( હ૦ અલી અ૦ ની બયઅત પ્રથમ તલહાએ કીધી તે બિના હ૦ અલી અ૦ જયારે મદીનામાં જાહેરી ખીલાફતની ગાદી ઉપરે બીરાજયા, તે વખતની છે; નહિં કે ગદીરે ખુમમાં ! ખુલાસા માટે તારીખે અઅસમે કુફી વી. ત્વારિખો જુઓ ) તલહાએ પોતાના હાથ ઉપર હઝરત અલીનો હાથ રખાવ્યો, એ કઇ ત્વારિખ પ્રમાણે જણાવવાને મી૦ વરતેજી તૈયાર થયા છે, તેની કાંઇ સમજ પડતી નથી ! ભોળા ભાઇઓ પાસે કાંગવા ની રૂઢી સાબેત કરવા સારૂ મી૦ વરતેજીએ એ એક સફાઈ ( ! ) કરેલ છે. ઈમામની મોજુદગીમાં બયઅત કરવાનો તરીકો એ હતો કે, બયઅત કરનાર ઇમામનાં હાથ ઉપરે પોતાનો હાથ રાખીને બયઅતનો ઇકરાર કરતો; નહિં કે ઈમામનો હાથ પોતાના હાથ ઉપરે રખાવતો. તે સિવાય જયાં ઈમામ ખુદ મોજુદ નહોતા રહેતા, ત્યાં બયઅત કેવી રીતે થતી ! જે માટે બયઅત કરવાની જુદી જુદી રૂઢીઓનું વર્ણન " મનમાતાવાળી " હદીસનાં પ્રકરણમાં કરી ગયા છીએ. જે જોઇ જવાની વાંચકોને નમ્ર અરજ છે.

---

* અસલ શબ્દ ' બયઅત ' છે, પણ મી૦ વરતેજી કયાંક " બયત ' લખે છે અને કયાંક ' બેત ' લખે છે !

" જી ।

# જવાબ નાં૦ ૫ ની તપાસ.

મારો ૫ મો સવાલ એ મુદ્દા પર રચાયલો હતો કે 'હદીસુસ–સકલયન' ની રૂએ કુરઆનનાં હુકમો અને ઈમામનાં હુકમો એકસરખા હોવા જોઈએ કે નહિં ? અગર એઉના હુકમોમાં કોઇ જગ્યોએ વિરૂધ્ધતા જોવામાં આવે તો ખરૂં કોણ ? તેનો જે ઉડાવનારો જવાબ મી. વરતેજીએ આ-પેલ છે, તેમાંથી નીચે મુજબ મુદ્દાઓ નીકળે છે—

૧—" હદીસુસ–સકલયનની રૂએ કુરઆનનાં હુકમો અને ઇમામનાં હુકમો એકસરખા હોવા જોઇએ, એ ખરી બીના છે. પણ કુરઆનનાં હુકમોનું રહસ્ય ઇમામજ જાણી શકે છે, તો પછી ઈમાનદાર કે આલેમ તેમાં કેમ દખલ કરી શકે ? "

તપાસઃ—એમાં પહેલે મી૦ વરતેજી, હુકમોનું એક સરખાપણું હોવાનું સ્વિકારે છે; પણ પાછો તેમાં દખલ કેમ કરી શકાય ? એવી શંકા પેશ કરીને એક જાતની પોલીસી વાપરે છે ! કદાચ કુરઆને શરીફની કોઇ આયત ગુઢાર્થ ભરેલી હોય, તો તેના માટે રહસ્યનો સવાલ પેશ કરવો પણ કાંઈક વાજબી ગણાય; પણ જે આયતોના અર્થો ખુલ્લા હોય, અને તેમાં ખુલ્લા હુકમો હોય, છતાં ઇમામ-તનો દાવેદાર તેની વિરૂદ્ધતા કરતો હોય તો ? કુરઆને શરીફમાં નમાઝ પડવાનો ખુલ્લો હુકમ છે, ( જેના અર્થ દરેક અરબ્બી ભાષા જાણનાર સમજી શકે છે ) છતાં તેના બદલે મિશ્ર ભાષા વાળી દુઆનો હુકમ થતો હોય તો ? રોઝાના ખુલ્લા હુકમના બદલે સતઇમાના અર્ધા દીવસના રોઝાનો ફરમાન થતો હોય તો ? હજનો ઈન્કાર કરવામાં આવતો હોય તો ? તો એવે ઠેકાણે રહસ્યનો પ્રશ્ન ક્યાં

ટકી શકે છે ? ( કુરઆનનાં હુકમોનું રહસ્ય જાણવા માટેનો ખુલાસો, જવાબ ના૦ ૪ ના મુદ્દા ના૦ ૧ ની તપાસમાં જુઓ )

૨—" **અમીર માવીયા** અને **ઉમરઆસ** પણ કુરઆનનાં હુકમો મુજબ ચાલનાર હતા, છતાં હઝરત **અલી** જે ઇમામ હતા, તેના વિરોધી હતા. "

**તપાસ**—અગર એઓ કુરઆનનાં હુકમો મુજબ ચાલનાર હતા, તો પછી હ૦ અલી અ૦ મે તેઓથી લડાઇ શું કરવા કીધી ? મઆઝલ્લાહ, હ૦ અલી અ૦ ઉપરે એક જબરદસ્ત એઅતેરાઝ આવી પડે છે ! પણ નહિં, તેઓ તે વખતે કુરઆનનાં અમુક હુકમો પ્રમાણે ચાલતા ન હતા, ત્યારે તો તેઓને તે હુકમો પ્રમાણે ચલાવવા ખાતર હ૦ **અલી** અ૦ તેઓની સાથે લડતા હતા. ( જે માટેનો વિગતવાર ખુલાસો " જવાબ ના૦ ૩ ની તપાસ " વાળા પ્રકરણમાં જુઓ. ) તેઓ જે હ૦ અલી અ૦ થી વિરૂદ્ધ વર્તતા હતા, તે ફકત દુન્યવી હુકુમતની લાલચના કારણેજ. બાકી એમતો હતું નહિં, કે તેઓ કુરઆનના હુકમો મુજબ નમાઝ, રોઝા વી૦ બજાવી લાવવાનું કહેતા હતા, અને ( મઆઝલ્લાહ ) હ૦ અલી અ૦ તે જુદા રૂપમાં કહેતા હતા; જેથી તેઓ હ૦ અલી અ૦ ના વિરોધીઓ થઇ ગયા હતા !

૩—" આ ઉપરથી કુરઆનના હુકમોમાં ભેદ છે, તેને તાબેદાર રેહેનારી ઇસ્લામી પ્રજાને પરખ કરવાનો હક નથી અને કુરઆન અને ઇમામ એ બેમાં જ્યારે પણ ઇમામ માટે વિરૂધતા દેખાય ત્યારે સમજી લેવું કે, ઇમામ એ બોલતું કુરઆન છે. માટે **ઇમામ** જે જાહેરમાં લોકોની બયત લે છે, તેનો એજ હેતુ છે કે, ઇમામના ઉપરવટ કોઇ થઇ શકે નહીં. "

તપાસ—' પરખ કરવાનો હક નથી ' એમ લખવામાં મી૦ વરતેજીનો છુપો હેતુ સમાયલો છે. શું, કુરઆને શરીફના જાહેરિ હુકમોની સરાસર મુખાલેફત કરવામાં આવતી હોય, તોપણ ઇસ્લામીઓએ અકકલથી કામ લઇને પરખ કરવી નહિં. ? એમજ આંધળી તાબેદારી કર્યા કરવી ? ઈમામ એ બોલતું કુરઆન છે તેનો ભાવાર્થ એ થઇ શકશે કે, કુરઆને શરીફની જે આયતોમાં ગુઢાર્થ રહેલો છે, તેના સ્પષ્ટ અર્થો ઇમામ કરી બતાવે અને કુરઆન માના રહસ્યોથી પબ્લીકને વાકેફ કરે; એમ નહિં, કે હરેક ઈમામતનો દાવેદાર કુરઆન શરીફનાં ખુલ્લા અને જાહેરી એહકામોની વિરૂદ્ધતા કરે, છતાં તેને બોલતું કુરઆન ' ગણીને તેના કાર્યોની પરખ ન થઈ શકે ! શું, કોઇ ઇમામતનો દાવેદાર—પાક કુરઆને શરીફનાં હુકમોનું સરીયામ ઉલંઘન કરતો હોય, છતાં તેની તાબેદારી કર્યા કરવી ? અને તેવી તાબેદારી ન કરે, તે ઇમામની ઉપરવટ થયો એમ કહેવાય ખરૂં કે ?

---

## જવાબ નાં૦ ૬ ની તપાસ.



મારા ૬ ઠા સવાલનો મુખ હેતુ એ હતો કે—શું, ' વમિન ઝુર્રીયતી ' ની આયત પ્રમાણે હ૦ ઇબ્રાહીમની અવલાદમાંના સર્વે ઈમામોજ થવા જોઈએ ? તો ઇમામ હસન અ૦ તો હ૦ ઇબ્રાહીમની ઝુરીય્યતમાંથી પણ હતા, અને ઇમામ પણ હતા; ( સર્વે ઇસ્લામીઓ તેઓને ઇમામ તરીકે સ્વિકારે છે, છતાં મી૦ વરતેજી જેવાઓ તેઓને ઈમામ તરીકે નથી માનતા ) તો તેઓને ઇમામ ન ગણવાનું કાંઇ કારણ ? જેનો સિધો અને સરળ જવાબ નહિં

આપતાં, મી૦ વરતેજીએ આડા અવળા બ્હાના કાઢીને જવાબને લંબાવેલ છે. જે જવાબમાં નીચે મુજબ મુદ્દાઓ નજરે પડે છે—

૧—" આ પ્રશ્નના જવાબમાં **પેગંબરી અને ઇમામ**તના દરજ્જાનાં સવાલની બાબત પ્રથમ સમજવાની જરૂર છે, એટલે પેગંબરનો દરજ્જો મોટો કે ઇમામનો ? આ બાબતમાં મશહુર બાબતો એવી છે કે, અને તે ખુદ જનાબ રસુલે ખુદાના મુખ મુબારકથી બહાર નીકળેલી છે તે સિધ્ધ કરે છે કે—

૧ લા ફતા ઇલ્લા અલી–એટલે અલી સિવાય બીજો કોઈ મોટો નથી.

૨ નાદેઅલીથી અલીની મદદ ખુદ રસુલે ખુદાએ સંકટ વખતે માંગવી.

આ બે બાબતોમાં હ૦ અલી કે, જે હ૦ ઇબરાહીમના પુત્ર હ૦ ઇસ્માઇલથી નુરે ઇમામત વંશપરંપરા ઉતરી આવેલું હતું તે, બુઝુગીનો સબબ હતો. "

**તપાસ**—ઇમામ હસન અ૦ ને ઇમામ ન ગણવાનું કારણ પૂછતાં–મી૦ વરતેજી પેગંબર અને ઇમામનાં દરજ્જાનો પ્રશ્ન વચમાં લાવે છે, તે કોઇ રીતે પણ બંધબેસ્તો નથી. " લાફતા ઇલ્લા અલી " માટેનો ખુલાસો " જવાબ ના૦ ૩ ની તપાસ " માં થઇ ગયેલ છે. " નાદેઅલી " એટલે–" અલીને નીદા કરો " એ ખુદાઇ ફરમાન અનુસાર હ૦ રસુલે ખુદા સ૦ મે અલી અ૦ થી મદદ મેળવી, તો તેથી હ૦ અલી અ૦ નો મરતબો બીજાઓ પાસે જાહેર થયો; પણ તેથી કાંઇ હ. અલી અ. નો દરજ્જો હ. રસુલે ખુદા સ. કરતાં કોઇ રીતે પણ વધુ સાબેત થતો નથી. એક રાજા, કોઈ કાર્યમાં પોતાના વજીર-

ની મદદ માંગે, તેથી કાંઈ વજીરનો દરજ્જો રાજા કરતાં વધુ થઈ જતો નથી ! ( હ. અલી અ., હ. રસુલે ખુદા સ. નાં વસી, વઝીર અને પ્રતિનીધી હતા, તે સબંધેનો વધુ ખુલાસો " જવાબ ના ૩ ની તપાસ " વાળા પ્રકરણમાં જુઓ.)

૨—" ઉપર દરશાવ્યા મુજબ—ઈમામતનું નુર ઇસમાઇલ અને તેના વંશમાં ઉતર્યું, ત્યારે બીજા ફરજંદ ઇસ્હાકમાં શા માટે ઇમામત નહોતી ? અને તે પેગંબર થયા, એનો જવાબ એ કે, ઈમામત અને પેગંબરી એ બે દરજ્જા, જો કે, જુદા છતાં, એકજ સ્વરૂપે છે. જેમકે હ. મહમદ અને હ. અલી એ બેઉના જીસ્મો જાહેરમાં જુદા હતા, પણ સ્વરૂપ એક હતું, જેમકે—" મન કુનતો મવલા ફ અલીયુન મવલા"—રૂહકે રૂહી............નુરકે નુરી એ મુજબ એકજ નુર ! એકજ રૂહ ! અને જીસ્મ એકજ હતું ! એપણું તેમાં હતું નહીં. છતાં એટલું સ્પષ્ટ છે કે, ઈમામતનો બુલંદ દરજ્જો. એમ સમજવો જોઇએ કે, પેગંબર એ ઈમામનો પ્રતીનીધી છે, ઇમામ ખુદાનો પ્રતીનીધી છે, એકંદરે ખુદા, ઈમામ અને પેગંબર એ ત્રણ એકજ સ્વરૂપ છે. અને આવી પકકી સમજ ઈસમાઈલી મઝહબમાં પ્રથમ છે, અને તે ઇમામ અને પેગંબરનાં સ્વરૂપને એક તરીકે **શાહ** અને પીર તરીકે જાણે છે. "

**તપાસ**—વાહરે, પકકી સમજ ! એ મુદ્દામાં મી. વરતેજી શું લખી રહ્યા છે ? તેનું તેઓ પોતાને પણ ભાન રહ્યું હોય તેમ જણાતું નથી ! ! ખુબી તો એ છે કે, એકજ મુદ્દામાં એક બીજાથી વિરૂધ્ધ માન્યતાઓ જણાવી રહ્યા છે ! ! ! પહેલે તો મી૦ વરતેજીએ ( હ. ઇબરાહી-

મનાં વંશજોનો ટુંક કોઠો આપીને ) કુલ્લે ઇસ્લામી ત્વા
ઓથી વિરૂધ્ધ રીતે હ. ઈસ્માઇલને ઇમામ તરીકે જણાવે
છે. વળી ઈમામતનું નુર હ. ઈસ્માઇલનાં વંશમાં ઉતર્યું
જણાવીને, હ. ઇસ્હાકના વંશમાં ઈમામત નહોતી એ
જણાવવા કોશેશ કરેલ છે; પણ હ. મુસાના ભાઇ
હારૂન પણ હ. ઈસ્હાકના વંશમાંથી હતા; તેના મ
ખુદ મી. વરતેજી જવાબ ના. ૩ માં જણાવે છે કે,
કારણ કે, મુસા ને હારૂનનો સંબંધ હ. મહમદ અને
અલીના જેવોજ ઇસ્લામ માને છે. ” તો તેના માટે
સમજવું ? એ હિસાબે તો હ. હારૂન પણ ઇમામ તર
સાબેત થાય છે, * તો તેનું કેમ ? ( વળી હ. હારૂન અ
હ. મુસાના સબંધની સરખામણી હ. રસુલે ખુદા અને હ. અ
અ. નાં સબંધમાં કરવાથી, મી. વરતેજીનો હ. હારૂન
દરજ્જો રસુલ. સ૦ કરતાં હ૦ અલી અ૦ નો દરજ્જો
છે” એ મુદ્દો પણ રદ થઈ જાય છે. કારણ કે હ૦ હારૂન
દરજ્જો હ. મુસા કરતાં વધુ નહતો.) આગાખાની પંથ પાલ
મી હકીમ સલીમે ઉર્દુમાં "ઈઝહારે હકીકત" ભાગ ૨ જો બ
પાડેલ છે જેનાં પૃષ્ટ ૭૬ ઉપરે હ. હારૂનને હ. મુસ
વસી જણાવેલ છે—તો હ. હારૂન તો હ. ઇસ્હાકનાં વ
માંથી હતા, તેનું કેમ ? બલ્કે હકીમ સાહેબે તો
પૃષ્ટમાં હ. મુસાને નાતેક અને હ. હારૂનને સા
જણાવેલ છે, જેથી એમ જણાય છે કે હ. હારૂન કે જે

* જો કે ઇસ્લામી માન્યતા પ્રમાણે હ૦ હારૂન પેગ
હતા પણ હ૦ મુસાએ તેઓને વસી પણ નીમેલ. પણ અત્રે
હારૂન ઇમામ તરીક સાબેત થવાનું જે અમોએ જણાવેલ છે
ફક્ત મી૦ વરતેજીનાં લખાણ ઉપરેજ, તેઓના મુદ્દાનું ખંડન
માટેજ જણાવેલ છે.

" ઇમ

વસી હતા, તેઓ કરતાં હ. મુસાનો દરજ્જો શ્રેષ્ટ હતો ! ! ( તેજ પૃષ્ટમાં મી. હર્કોમે હ. અલી અ૦ ને હ. રસુલ સ. નાં વસી–પ્રતિનીધી જણાવેલ છે, બલ્કે હ. રસુલ સ. ને **નાતેક** અને હ. અલી અ. ને **સામેત** જણાવેલ છે; જેથી મી૦ વરતેજીની સર્વે પોલીસી ( ! ) રદ્દો બાતલ થઇ જાય છે ! ! ! ) બીજા આગાખાની લેખક હરજીભાઈ પુંજા માસ્તરે " સીલસીલે ઇમામત " ના પૃષ્ટ ૩૬ ઉપરે હારૂનને અંશાવતાર તરીકે ( એટલે ઇમામ તરીકે ) જણાવેલ છે, તો તે હારૂન અગર હ૦ મુસાના ભાઈ હ૦ હારૂન જ હોય, તો તેથી પણ હ. હારૂન **ઇમામ** તરીકે સાબેત થાય છે, હ. ઇસાને પણ મી૦ વરતેજીએ હ૦ ઈસ્હાકનાં વંશજ તરીકે માન્ય રાખેલ છે, તો તેઓના વસી હ. **શમઉન** પણ હ. ઇસ્હાકના વંશમાંથી હતા, અને **વસી** ( ઈમામ ) હતાં, તેનું કેમ ? ( " ઇઝહારે હકીકત " ના કર્તાએ પૃષ્ટ ૭૬ માં હ૦ શમઉનને હ૦ ઈસાના વસી જણાવેલ છે. બલ્કે તેઓએ હ૦ ઇસાને **નાતેક** અને હ. શમઉનને **સામેત** જણાવીને ઈમામતનાં દરજ્જા કરતાં પેગંબરીનો દરજ્જો ચઢીયાતો ગણાવી આપેલ છે. ) " નઝહરે ઝાતે અલ્લાહ" નાં પૃષ્ટ ૭૫ ઉપરે માસ્તર હરજીભાઈ પુંજાએ, હ. શમઉનમાં **શાહી જોમો** ( ઇમામત ) હોવાનું જણાવેલ છે ! અને વિશ્નાપુરી મુજબ શાહીજોમાનાં પંચાવનમાં પાત્ર તરીકે ઓળખાવેલ છે. " *

**ઇમામત** અને **પેગંબરી** એ દરજ્જા જુદા છતાં એકજ સ્વરૂપે છે—એમ મી. વરતેજીનું જણાવવું

* આગાખાનીઓની માન્યતા મુજબની 'વિશ્ના પુરી' મુજબ હ૦ શમઉન ને પંચાવનમાં પાત્ર જણાવેલ છે; અને હ૦ શમઉન ને હ૦ અલી અ૦ નાં પુર્વજોમાંથી જણાવેલ છે. પણ ઇસ્લામી તારિખો મુજબ હ૦ શમઉન, હ૦ અલી અ૦ નાં પુર્વજોમાંથી ન હતા.

તદ્દન નિરર્થક છે. જ્યારે દરજ્જા જુદા, ત્યારે એકજ સ્વરૂપે કેમ થઇ શકે છે ? મી. વરતેજીએ હ. રસુલે ખુદા સ. નાં જે કૌલ ટાંકયાં છે, તે પ્યાર અને મોહબ્બતનાં શબ્દો છે × હ. રસુલ સ. મે, હ. અલી અ. પ્રત્યેની મોહબ્બતનાં સબબેજ મજકુર કલામો ઉચ્ચારેલ છે. વળી મી૦ વરતેજી જે જણાવે છે કે—" એ મુજબ એકજ નુર ! એકજ રૂહ ! અને જીસ્મ એકજ હતું " તે ફકરો મોહબ્બત તરીકેનો અથવા હ. અલી અ. ની ફઝીલત દર્શાવવા માટે ઠીક થઈ પડે, પણ અગર બીજી રીતે જીસ્મનું એકપણું મી. વરતેજી ગણાવવા માંગતા હોય. તો હ. રસુલ સ. સસરા હતા, અને હ. અલી અ. જમાઈ હતા; તેનો મી. વરતેજીએ કાંઇ ખ્યાલ કીધો છે ખરો ?

મી૦ વરતેજીએ—નુર, રૂહ, અને જીસ્મ એક ગણાવવાની કોશેસ કરીને, પછે વળી દરજ્જાનો જે ફરક અને ઈમામતનો બુલંદ દરજ્જો ગણાવવાની કોશેશ કરેલ છે, તેના માટે શું, સમજવું ? જ્યારે નુર, રૂહ, જીસ્મ એકજ હોય, અને એકજ સ્વરૂપ હોય, ત્યારે તો દરજ્જો પણ એક સરખોજ હોવો જોઈએ ! પણ તે દરજ્જામાં તો મી૦ વરતેજી ફરક જણાવે છે, ત્યારે સાચું શું માનવું ? એક બીજાથી વિરૂદ્ધ જતી માન્યતાઓમાં બન્ને બાબતો તો સાચી થઈજ ન શકે !

વળી મી. વરતેજીએ ઈમામને ખુદાનો પ્રતીનીધી, અને પેગંબરને ઈમામનો પ્રતિનીધી જણાવેલ છે—તે જો કે કુલ્લે ઈસ્લામીઓની માન્યતા પ્રમાણે તો ઇમામ એ પેગંબરનો પ્રતીનીધી છે, છતાં મી. વરતેજીના મત પ્રમાણે

× જેમકે મોહબ્બતનાં સબબથી કોઈ કોઈને કહે કે—" તમો મારા આત્મા છો " " તમો મારા પિંડ છો " વી૦ વી૦.

'જીમ.'

પણ એટલું તો ચોક્કસ થાય છે કે—ખુદા, ઇમામ ( ખુદાનો પ્રતિનીધી ), અને પેગંબર ( ઈમામનો પ્રતિનીધી ) એ ત્રણ જુદા દરજ્જાઓ છે ! તો જે ત્રણ જુદા હુદ્દાઓ હોય, તે એક સ્વરૂપે કેવી રીતે થઇ શકે છે ? તે મી. વરતેજી કાંઇ ધ્યાનમાં લેશે કે ? કે, ફકત “ આવી પકકી સમજ ઇસમાઈલી મઝહબમાં પ્રથમ છે ” એમ લખી નાખ્યું એટલે બસ ! ! !

મી. વરતેજીએ—ઇમામને શાહ અને પેગંબર તે **પીર** જણાવવામાં તદ્દન ઉંધી રૂઢીએજ કામ લીધેલ છે. **શાહ** વિષે જાણવું કે—જો કે હ૦ અલી, અ. અને હ. ઈમામ હુસેન અ. વી. ને **શાહે** ઝમાન, **શાહે** દોજહાંન વી. કહેવામાં આવેલ છે, પણ **શાહ**નો લકબ કાંઇ ઈમામત સાથેજ સબંધ ધરાવતો નથી એમ તો તેઓને કુલ્લે અવલાદ સૈયદોને પણ **શાહ** કહેવામાં આવે છે, જેમ કે **શાહ સાહેબ** ! (જે કે કોઇ સૈયદને સંબોધવામાં વપરાય છે) અથવા વાતોમાં “ ફલાણા શાહ સાહેબ ’ વી. કહેવામાં આવે છે. તે શું, મી. વરતેજીનાં ધ્યાન બાહેર છે કે ? !

૩—“ આવા ખુલાસા પછી જાણવું જોઇએ કે, ઈમામ (શાહ) **તખ્તનશીન** છે. અને પેગંબર ( પીર ) તેના વજીર છે, કે જે શાહના મુકરર કરવા ઉપર છે અને તેથીજ પેગંબરનો દીકરો પેગંબર થવો કે ન થવો તે શાહના હુકમ ઉપર આધાર રાખે છે. ”

**તપાસ**—મી૦ વરતેજી શું લખી રહ્યા છે ? તેની કાંઇ સમજ પડતી નથી ! શું, હઝરત રસુલ સ૦ નાં સમયમાં હ. અલી અ. **તખ્તનશીન** હતા, અને હ. રસુલ સ. **વઝીર** હતા કે ? ( હ. અલી અ. તો હ. રસુલ સ. નાં વસી, વઝીર, પ્રતિનીધી હતા. વધુ ખુલાસા માટે જવાબ ના, ૩ ના મુદ્દા ના. ની તપાસ જુઓ. ) વળી ખુદ મી.

વરતેજીએ એજ જવાબના મુદ્દા ના. માં જે ગદીરે ખુમ માં હ. રસુલ સ. મે ઇરશાદ ફરમાવેલી " મન કુન્તો " વાળી હદીસ ટાંકેલ છે, તેના માટે શું સમજવું ? શું, મી. વરતેજીને તે ધ્યાન નહિં રહ્યું હોય ? એ હદીસ પ્રમાણે તો ખુલ્લી રીતે સાબેત થાય છે કે, હ. રસુલ સ. મે હ. અલીને પોતાના વઝીર, વસી અને પ્રતિનીધી તરીકે ફરમાવેલ છે. × પણ મી. વરતેજી હરેક મુદ્દામાં જુદી જુદી રીતે (જેમ પોતાને ગમે તેમ) લખ્યાજ જાય છે ! પેગંબરનો દીકરો પેગંબર થવો કે ન થવો તે શાહ (ઇમામ) ના હુકમ ઉપરે આધાર રાખે છે—એમ મી, વરતેજી જણાવે છે, તેમાં પણ તેઓ તદન ઉંધી રૂઢીએ કામ લીયે છે ! પેગંબરનો દીકરો પેગંબર થવો કે ન થવો તે ખુદાના હુકમ ઉપરે આધાર રાખે છે. (તેવીજ રીતે ઇમામતનું મુકરર થવું પણ ખુદાના હુકમ ઉપરે આધાર રાખે છે.) હ. યઅકુબનાં ફરઝંદ હ. યુસુફ પણ પયગમ્બર હતા, તો તે કયા શાહ નાં હુકમનાં આધારે પયગમ્બર થયા હતા ? અને હ. યુસુફના સમયમાં શાહ કોણ હતો ? તે મી, વરતેજી જણાવી શકશે ખરા કે ?

૪—" પણ ઇમામ (શાહ) તો તખ્ત નશીન એક પછી એક થયા કરે છે. જે રીતે હ. ઇબરાહીમના વંશમાં હ. ઇસમાઇલ અને તેની નરનસલમાં હ. અલી હતા એવીજ નરનસલ હ. ઇમામ હુસેનમાં હતી કે, જેના

× આગાખાની લેખક માસ્તર હરજીભાઇ પુંજા " સીલ સીલે ઇમામત " નાં પૃષ્ઠ ૪૫ ઉપરે જણાવે છેઃ—હીજરી સન ૧૦ માં વરસમાં મકકાથી પાછા વળતાં અને મદીને જતાં ગદીરે ખુમના મેદાનમાં ૧,૨૪,૦૦૦ મુસલમાનોમાં તેઓએ મઉલા મુરતજાઅલીને પોતાના ખલીફા (વસી) નેમ્યા હતા.

'જીમ'

પછી વંશપરંપરા ઇમામત કયામત સુધી થતી રહે છે,—પણ મોટા ભાઈ હસનને નસલે ઇમામત કહી શકાય નહી. ”

**તપાસ**—ખુદાની હુજ્જત, પયગમ્બર અથવા ઇમામ દરેક વખતે સૃષ્ટીમાં મોજુદ હોય છે, પછે તે જાહેર હોય અથવા ગાયબ, પણ **ઇમામજ** દરેક વખતે હોય છે, એમ જો મી૦ વરતેજી ગણાવવા માંગતા હોય, તો તેઓએ હ. **આદમથી** કરીને હ. રસુલ સ. નાં સમય સૂધી દરેક વખતે એકને એક **ઇમામ** સાબેત કરી દેખાડવો જોઈએ. હ. ઇસ્માઇલ પયગમ્બર હતા, એમ સર્વે ઇસ્લામીઓની માન્યતા છે; પણ અગર મી૦ વરતેજી તેઓને પણ ઇમામ તરીકે ગણાવવા માંગતા હોય, તો તેઓએ મજબુત પુરાવાઓથી સાબેત કરવું જોઇએ.

ઇમામ **હસન** અ. ની નસલમાંથી ભલે ઇમામો ન થયા; પણ તેથી હ. ઇમામ હસન અ. ની **ઇમામત** માટે કાંઇ વાંધો આવતો નથી. મારો સવાલ હ૦ ઇમામ હસન અ. ની ઇમામત સબંધે હતો, પણ મી. વરતેજી ( મુળ મુદ્દાને ઉડાવવા ખાતર ) **નસલે ઇમામત** ઉપરે વિવેચન કરવા મંડી પડયા છે ! ( હ. ઇમામ હસન અ. ની ઇમામત માટેની સાબેતીઓ તેજ પ્રકરણમાં અપાઇ ગયેલ છે. મી. વરતેજી, ભોળા ભાઇઓને એમ મનાવવા માંગે છે કે, “બે ભાઇઓ ઇમામ થઈ શકે નહિં–બાપ પછી એક દીકરો ઇમામ થાય ”—પણ જેવી રીતે હ. ઇસ્માઇલ અને હ. ઇસ્હાક, તથા હ. મુસા અને હ૦ હારૂન ( ખુદાઈ મસ્લેહત મુજબ ) પયગમ્બરો થયા, તેવીજ રીતે ( ખુદાઈ મસ્લેહત મુજબ ) બે ભાઇઓ ઇમામ પણ થઈ શકે છે.

૫—“ જ્યારે હ. હસનનો જન્મ થયો, ત્યારે બીબી ફાતમાને રસુલે ખુદાએ કહ્યું કે, “ આ બચ્ચાંને દુધ

પીવરાવ્યું છે ? " જનાબ બીબી ફાતમાએ કહ્યું કે, હા. " પછી જનાબ રસુલે ખુદાએ હ. હસનને પ્યાર કર્યો અને ફરમાવ્યું કે, અય બેટી બીજો ફરઝંદ અવતરે ત્યારે મને કહ્યા વગર દુધ પાજે નહી" અને તે મુજબનાં પ્રસંગે જનાબ રસુલે ખુદાએ હ. ઇમામ હુસેનનો જન્મ થયા પછી, તેમની માતાનું દુધ પીવડાવ્યા અગાઉ, પોતાની જબાન મુબારક ચુસાવી અને પછી ફાતેમાને મુબારકી આપી કે, " **તારા આ ફરઝંદની નસલમાંથી કયામત સુધી, એક પછી એક ઇમામો જાહેર થયા કરશે** ! " આ ઉપરથી મી. જીમ ! સમજાશે ! કે હ. હસન ઈમાંમનાં સિલસિલામાં કેમ નથી જણાતા ?

તપાસ—અગર મી. વરતેજી, મજકુર હકીકત કઈ કિતાબમાં છે તે જણાવતે, અને તે કિતાબની અસલ ઇબારત ઉતારતે, તો એમાં શું ફેરફાર કરેલ છે તે વાંચકો સ્હેજે જોઇ લેતે. મી. વરતેજીએ ભોળા બંધુઓને ભમાવવા ખાતર જે ફકરાઓ ઇનવર્ટેડ કોમાની અંદર બ્લેક ટાઈપમાં (મોટા અક્ષરોમાં) આપેલ છે, તે અગર કિતાબની અસલ ઇબારત ઉતારતે, તો મી. વરતેજીની સત્યતા (!) વાંચકો સારી રીતે જોઇ શકતે ! ઇમામ હુસેન અ. ની નસલમાં કયામત સુધી એક પછી એક ઇમામો જાહેર થયા કરશે એમ જણાવવામાં પોતાનો હેતુ સિધ્ધ કરવાની ધારણા ( મી. વરતેજીએ રાખેલી જણાય છે ! પણ હ. રસુલે ખુદા સ. એ તો ફરમાવ્યું છે કે, "આશ ફરઝંદ હુસેનની નસલમાંથી નવ ઇમામો થશે. " ( જે માટે " ઇમામો બારજ છે—તેની સાબેતીઓ વાળું પ્રકરણ જુઓ. ) હવે મી. વરતેજીએ મજકુર હકીકત જેવી રીતે જણાવેલ છે, તેવીજ રીતે જણાવેલ છે, તેવીજ રીતે ખરી માની લેતાં પણ હ. ઈમામ

હસન, પોતે, ઇમામ ન હતા એવું કોઈ રીતે પણ સાબેત થતું નથી. સાબેત થશે તો ફક્ત એટલુંજ કે, હ. ઇમામ હસન અ. ની નસલમાંથી ઇમામો નહિં થશે—હ. ઇમામ હુસેન અ. ની નસલમાંથી ઇમામો થશે. પણ મી. વરતેજી જેમ ભાસે તેમ લખી રહ્યા છે !

૬—" તે વળી ઇમામના બધાં ફરઝંદોને દુન્યવી રીવાજ મુજબ ઇમામ કહેવામાં વાંધો નથી. બલકે સારૂં છે."

તપાસ—એ કયા આધારે જણાવવાને મી૦ વરતેજી બાહાર પડયા છે ? તેની સમજ પડતી નથી. કાંતો ઇમામતના દરજ્જાને મી૦ વરતેજી એવો મ્હોટો દરજ્જો ગણાવે છે, કે પેગમ્બરી કરતાં પણ તે દરજ્જાને શ્રેષ્ઠ મનાવે છે; અને કાંતો " દુન્યવી રીવાજ મુજબ ઇમામનાં ફરઝંદોને ઇમામ કહેવામાં વાંધો નથી " એમ જણાવે છે ! " દુન્યવી રીવાજ મુજબ " શું ? અને વગર રીવાજે શું ? તેની વ્યાખ્યા મી૦ વરતેજી સમજાવશે કે ? મારા ધારવા મુજબ ' દુન્યવી રીવાજ ' નો બોલ મી૦ વરતેજી એટલા માટે લાવ્યા છે કે, હ૦ ઇમામ હસન અ૦ ને કુલ્લે ઇસ્લામીઓ " ઇમામ " કહે છે, તેને ' દુન્યવી રીવાજ ' તરીકે જણાવવા અને મનાવવાની મી૦ વરતેજી પૉલીસી રમે છે. પણ જેવી રીતે હ૦ અલી અ૦ ના બે ફરઝંદો હ૦ ઇમામ હસન અને હ૦ ઇમામ હુસેન અ૦ ના મુબારક નામો સાથે ઇમામોનો લકબ વપરાય છે, તેવી રીતે હ૦ અલી અ૦ ના બીજા ફરઝંદોના નામો સાથે ઇમામનો લકબ વપરાતો હોય એવું મી૦ વરતેજી બતાવી શકશે ખરા ?

અગર દુન્યવી રીવાજ મુજબ ઇમામનાં ફરઝંદોને ઇમામ કહેવામાં વાંધો નહિ હોય, તો ( મી૦ વરતેજીના ૪૬ મા ઇમામ ) ના૦ આગાશાહ હસનઅલીશાહ સાહેબના

ફરઝંદો આગા જહાંગીરશાહ તથા આગા અકબરશાહનાં નામો સાથે ઇમામનો લકબ વાપરવાને મી૦ વરતેજી રાજી થશે ખરા ? તેવીજ રીતે હ૦ મુસા કાઝીમ અ૦ અને (હ૦ નીઝારના ભાઇ) હ૦ મુસ્તેઅલીને પણ ઇમામ તરીકે સ્વીકારશે ખરા ?

૭—"ઈમામ આપણે જેને કબુલીએ તેજ ઇમામ થાય કે, ઇમામ ખુદાનો પ્રતિનીધી તરીકે પોતેજ હોય છે ? જો આપણે ઈમામને પસંદ કરીએ ને પછી કબુલ રાખીએ તો, બેશક આપણે તેવા આપણા બેસાડેલા ઈમામને, તે ખુદાના અહકામો ઉપર ચાલનારા ન હોય તો ઉઠાડી મુકીયે કે કાઢી મુકીયે—અથવા તેવા કોઇ બીજા હરીફ ઇમામને અથવા વગર ઇમામની જમાતમાં ભળી જઇએ. પરંતુ બિરાદર જીમ ! આતો એવા ઇમામની બાબતોમાં આપણે સમજવા માગીએ છીએ, કે જે ખુદાનો પ્રતીનીધી હોય—તે શું ખુદાની પસંદગી (અઉઝો બીલ્લાહ+) તેના બંદાની પસંદગીની બરાબર ગણીશું ?"

**તપાસ**—ઈમામની નીમણુંક આપણે કરી શકતા નથી, પણ ઈમામ એ પેગંબરના પ્રતિનીધી તરીકે હોય છે* જેવી

+ 'વેદિક ઇસ્લામ'માં જેવી રીતે છે, તેવીજ રીતે ઉતારેલ છે.

* અગર કોઈ એમ પ્રશ્ન કરે કે, હ૦ ઇબ્રાહીમ પેગંબર હતા, અને તેઓને કુરાને શરીફમાં 'ઇમામ' તરીકે પણ સંબોધવામાં આવેલ છે, તો તેઓના માટે 'પેગંબરના પ્રતિનીધી'નો બોલ કેવી રીતે વપરાઇ શકાય ? તો તેનો ટુંક જવાબ એ કે, અત્રે જે મુદ્દાની ચર્ચા છે, તે જે ફકત ઇમામજ હોય તેના માટે છે. (હ૦ ઇબ્રાહીમ પેગંબર હતા, છતાં તેઓને 'ઇમામ'ના લકબથી સંબોધવામાં આવ્યા તેનો અર્થ શો ? તેના ખુલાસા માટે તફસીરોમાં જુઓ.)

"જીમ."

રીતે પેગંબરની નીમણુંક ખુદા તરફથી થાય છે, તેવીજ રીતે ) ઇમામની નીમણુંક પણ ખુદાઇ હુકમ અનુસારજ થાય છે. પણ તપાસવા લાયક મુખ્ય મુદ્દો એ છે કે ઈમામની નીમણુંક ખુદા તરફથી થએલી છે કે નહી ? તો તે જોવાનું મુખ્ય સાધન ઈમામનાં કાર્યો છે. અગર કોઈ ઇમામતના ખોટા દાવેદારનાં કાર્યો ખુદા અને તેના રસુલ (સલ૦)નાં હુકમોની સરાસર વિરૂદ્ધ હોય, તો તેની નીમણુંક પણ ખુદા તરફથી થએલી છે એમ કહેવાશે ખરૂં ? હરગીઝ નહિં. તો ખરા અને ખોટા ઇમામની પરખ સારૂ તેના કાર્યો તરફ જોવાને દરેક સમજુ વર્ગ કબુલ કરશેજ, નહિં કે આંધળી તાબેદારી કરવી ! ( જે ખરા ઇમામો થઇ ગયા, તેઓના કાર્યો તવારિખોથી જાણી શકાય છે. )

૮—" ઈમામ ખુદાના અહકામો ઉપર ચાલનાર છે કે નહી ? તે આપણે કેમ કહી શકીયે ? આ બાબતમાં હ૦ મુસા પેગંબર અને હ૦ ખીઝરની મુલાકાત જે ખુદાનાજ હુકમ મુજબ થઇ હતી, તે યાદ કરો કે—ખીઝરે પોતાની કીસ્તીને કાણું પાડયું. તુટેલી દીવાલને ફરી ટટાર કરી કીધી, અને એક છોકરાને બેગુનાહ મારી નાંખ્યો. એ ત્રણે બાબતોમાં ખુદાઈ એહકામ હતાં જે ખીઝરે બજાવ્યાં, અને તે વખતે હ૦ મુસા એક પેગંબર હતા, છતાં તે સમજ્યા નહિ અને ગુસ્સો કીધો, બદગુમાન કીધું; પણ જ્યારે તેના ભેદનો ખુલાસો થયો, ત્યારે પોતાની બદગુમાનીની હાલત જાણી અને શરમીંદા થયા "

**તપાસ**—મી૦ વરતેજીની માન્યતા એવી છે કે, " ઇમામને હુકમો પાળવાની જરૂર નથી " જે માન્યતા સિદ્ધ કરવા ખાતર આડાઅવળા પેચ ચલાવી રહ્યા છે. અને તેના અંગેજ એ મુદ્દો ચર્ચી રહ્યા છે. હ૦ ખીઝરનો

જે દાખલો મી૦ વરતેજી આપે છે તે એ મુદ્દાને બીલકુલ અનુકુળ નથી. હ૦ ખીઝરે જે કાર્યો કીધાં, અને હ૦ મુસા તે સમજી શકયા નહિ તે એક જુદુંજ ઇલ્મ હતું, કે જે ખુદાઈ બક્ષીસથી હ૦ ખીઝરને અતા કરવામાં આવ્યું હતું. (જુઓ, પ્રોફેસર કૃત તરજુમો પેજ ૫૭૫) પણ અગર કોઇ ઇમામતનો દાવેદાર પાક કુરઆને શરીફના ખુલ્લા હુકમો પ્રમાણે ન ચાલતો હોય—જેમકે નમાંઝ ન પડતો હોય, રોઝા ન રાખતો હોય; હજનો ઇન્કાર કરતો હોય, વી૦ વી૦ બાબતો માટે તો હરકોઈ કહી શકે છે. મતલબ કે હ૦ ખીઝરનો દાખલો જુદાજ રૂપમાં છે મી૦ વરતેજીનાં કથનને એ દાખલાથી બીલકુલ ટેકો મળી શકે તેમ નથી.

હવે હ૦ ખીઝરનો જે દાખલો મી૦ વરતેજીએ ટાંકેલ છે. તેમાં પણ પોતાને મનગમતી રીતે ફેરફાર કરેલ છે* જેમકે:—"ખીઝરે પોતાની કીસ્તીને કાણું પાડયું" તો તે કીસ્તી હ૦ ખીઝરની હતી, એ કયા આધારે તેઓએ લખેલ છે, તેની સમજ પડતી નથી! કુરઆને શરીફમાં તો ખુલ્લી રીતે છે કે, "વહાણની બાબતમાં, તેતો ગરીબ લોકોનું હતું" (જુઓ, પ્રોફેસર કૃત તરજુમોઃપેજ ૫૭૭) વળી મી૦ વરતેજીએ જણાવેલ છે કે—"અને એ છોકરાને બેગુનાહ મારી નાખ્યો" તો એ કીસ્સાનો છેવટ અંજામ તો જાણવામાં આવી ગયો છે, છતાં એમ લખવું એ સરાસર હ૦ ખીઝરની તોહીન છે! ખુબી તો એ છે કે, ત્યાર પછી મી. વરતેજી લખે છે કે—"એ ત્રણે બાબતોમાં ખુદાઇ એહકામ હતા, જે ખીજરે બજાવ્યાં." તો જે ખુદાઇ હુકમ

* એ કિસ્સો કુરઆને શરીફમાં 'સુરએ કહફ'માં મોજુદ છે, અને તે ખુલ્લા શબ્દોમાં છે. પણ આશ્ચર્યકારક છે કે, મી૦ વરતેજી કાંઇપણ આધાર વગર ગમે તેમ લખ્યા જાએ છે!

"જીમ

હ૦ ખીઝરે બજાવ્યો અને તેના ભેદથી પણ હ૦ ખીઝર વાકેફ હતા, ( અને મી. વરતેજી જે વખતે એ વાકયો લખી રહ્યા છે તે વખતે એ બાબતના નિર્ણયથી પુરતી રીતે વાકેફ છે ), છતાં મી. વરતેજી એવી રીતે લખી રહ્યા છે! તેવીજ રીતે હ૦ મુસાના માટે મી. વરતેજી જે લખી રહ્યા છે કે–" અને ગુસ્સો કીધો," "બદગુમાન કીધું," "શરમીંદા થયા" તો તે શબ્દોથી તેઓ હ૦ મુસાની તોહીન કરી રહયા છે! એ શબ્દો કુરઆને શરીફનાં તરજુમા કે તફસીરોથી, અથવા કોઈપણ તવારીખથી મી. વરતેજીએ પૂરવાર કરવા જોઇએ.

મી૦ વરતેજીએ ( હ૦ ખીઝરના કાર્યો વર્ણવ્યા બાદ ) જે લખેલ છે કે–" હ૦ મુસા એક પેગંબર છતા, હતાં તે સમજ્યા નહી" તે પોતાના મતને પુષ્ટી આપવા ખાતર લખેલ છે, પણ જેવી રીતે હ૦ મુસા પેગંબર હતા, તેવીજ રીતે હ૦ ખીઝર પણ પેગંબર હતા. હ૦ ખીઝરને ખુદાતઆલાએ પોતાની મસ્લેહત મુજબ જે ઇલ્મ અતા કરેલ તે જુદી તરેહનું હતું, અને તે ઇલ્મ હ૦ મુસાને અતા કરવામાં ન આવેલ, પણ તેથી ન તો હ૦ મુસાની પેગંબરી માટે કોઈ પ્રશ્ન ઉપસ્થિત થાય છે; અને નતો હ૦ ખીઝર ઈમામ હતા એમ સિધ્ધ થાય છે. (હ૦ ખીઝર અને મુસાનો કિસ્સો "સુરએ કહફ" માં છે. જે પ્રોફેસર કૃત તરજુમામાં જોઇ જવા ભલામણ છે.) એથી "ઇમામ ખુદાના અહકામો ઉપર ચાલનાર છે કે નહી તે આપણે કેમ કહી શકીએ?" એ મી. વરતેજીના કથનને કોઇ રીતે ટેકો મળી શકતો નથી.

૯—" બિરાદર જીમ, જો આમાં સમજો તો, ખીઝર જે તે વખતના ઈમામ હતા, તેમના કાર્યો મુસા નબી જેવા શરીઅત પર ધ્યાન રાખનારને બદગુમાની થઈ. જો કે તે જાણતા હતા, કે ખુદાના હુકમ મુજબ

ખીઝરની મુલાકાત એક અભ્યાસ પાઠ જેવી હતી, છતાં તે સહન ન કરી શકયા પણ છેવટે તેમણે લાજવાબ થઇ એકરાર કર્યો કે, "ઇમામો ખુદાના એહકામો ઉપર ચાલનાર નથી, એવું ગુમાન કરવું મને લાજમ નથી."

**તપાસ**—વ્હાલા બિરાદર વરતેજી! સમજું શું? એ હકીકત તમોએ કઇ સનદ ઉપરથી લીધેલ છે, તેજ જરા સમજાવશો કે? હ૦ ખીઝર **ઇમામ** હતા એ કયા આધારે તમો જણાવો છો? એ પુરવાર કરશો ખરા કે? હ૦ મુસાનો **એકરાર** તમોએ કયાંથી મેળવ્યો? તેની જરા સમજ પાડશો કે? કે, ભોળા ભાઇઓને ભમાવવા ખાતર ગમે તેમ લખ્યાજ કરો છો? ! ! !

એ રીતે મી૦ વરતેજીના જવાબ ના૦ ૬ માંના ૯ મુદ્દાઓની તપાસ ઉપર કરી બતાવી છે. બાકી એ જવાબમાં મી૦ વરતેજીએ "વમિન ઝુર્રીયતી" વાળી આયત ઉપરથી જે વિવેચન કરેલ છે, તેની તપાસ જવાબ ના૦ ૩ માં કરી ગયા છીએ. તદુપરાંત "ઝુર્રીયતીની પૃથા" વાળું આખું પ્રકરણ એજ વિષયમાં આગળ અપાઇ ગયેલ છે, જેથી અત્રે તે બેવડાવવાની અગત્યે ધારતો નથી.

---

## જવાબ ના૦ ૭ ની તપાસ.

---

કેટલાક આગાખાનીઓ, હ૦ ઇસ્માઇલને ઇમામ જાઅફરે સાદેક અ૦ ના વડા ફરઝંદ હોવાના કારણે ઇમામતના હકદાર જણાવે છે તો તે ઉપરથી મારા સવાલ ના૦ ૭ મા માં મી૦ વરતેજીને પુછવાનો હેતુ કે—"જ્યારે હ૦ ઇસ્માઇલને વડા ફરઝંદના કારણથી **ઇમામતના** હકદાર

ણવામાં આવે છે, ત્યારે ઈમામ હસન અ૦ તો ઈમામ
સેન અ૦ થી વડા હતા, અને તેઓ ખુદા, રસુલ (સ૦),
ને હ૦ અલી અ૦ ના ફરમાનો અનુસાર ઇમામ પણ
તા; ( અને તેઓની ઇમામતના કુલ્લે ઈસ્લામીઓ કાયેલ
) છતાં તેઓને તમે ઇમામ નથી ગણુતા, તેનું કારણ ?"
ના મી૦ વરતેજી તરફના જવાબમાંથી નીચે મુજબ બે
ાઓ નીકળે છે—

૧—" ઇમામતનો હકદાર મોટો કે નાનો ભાઈ, એ સવાલ તાબેદારોને લાજમ નથી, એ બાબતનો ખાસ હક ઇમામનોજ છે કે ગમે તેવા પોતાના ફરઝંદને ખુદાઈ નુર ( ઈમામત ) સોંપે, "

તપાસ—ત્યારે જેઓ હ૦ ઇસ્માઈલને વડા ફરઝંદ
વાના કારણે અને સૈયદાણી માતાના પેટનાં કારણે ઇમા-
તનાં હકદાર ગણાવે છે, તે બરાબર નથી ના ? " ઈમામ
તાના ગમે તે ફરઝંદને ઈમામત સોંપે " એ મી૦ વર-
જી માન્ય રાખે છે, એજ મુદ્દો મારે મી૦ વરતેજી પાસેથી
બુલ કરાવવો હતો ! ( ખરી હકીકત તો એ છે ઇમા-
ની નીમણુક ખુદાઈ હુકમ અનુસાર થાય છે. તે હુકમ
જબ પેગંબર પોતાનો વસી નીમે છે, અને તેજ હુકમ
જબ પેગંબર પછીનો વસી ( ઇમામ ) પોતાની પાછળના
સીની નીમણુક કરે છે. પછી તે પોતાનો ભાઇ હોય, કે
ડા ફરઝંદ હોય, કે નાનો ફરઝંદ હોય ! ગમે તે હોય.
થવા ખુદાના હુકમ મુજબ કોઇ ઇમામનાં બે ફરઝંદો
ણ ઈમામ થઈ શકે. નહિં કે, એકજ છોકરો ઇમામ
ય, પછી તેનો છોકરો ઇમામ થાય ! ઇમામતનો હુદ્દો
દાના તરફથી છે અને તે નીમણુક પણ ખુદાના તરફ-
જ થાય છે. )

૨—" હકીકતમાં પણ હુસેન, અલી હતા અને હસન, નબી હતા. પણ જેમ નબી નસલે ઈમામત ન હોય તેવીજ

રીતે, હ૦ હસન નસલે ઇમામત નહોતી, અને આ બાબતમાં કરબલાનાં મેદાનમાં અને હ૦ હસનનાં ફરઝંદ કાસમે પોતાના પિતાના હસ્તાક્ષરથી લખાયલા તાવીજને બાજુપર બાંધેલ હતો, તે વસીયતી મુજબ રજુ કરી, * તે પણ ખુદ હસન પણ પોતાના ફરઝંદને હ૦ ઇમામ હુસેન, જે વકતના ઇમામ હતા, તેમના ઉપર જાન નિસારી કરવાની વસીયતની બાબત તથા નબીની માફક જંગમાં અમીર માવીયાથી કરેલ તહનામાની બાબત અને તેમાં હુસેનનો હક લખાવી લેવાની બાબતો પણ નસલે ઇમામ હુસેન અને પોતાની વચ્ચેના દરજ્જાની અને એકતાની દલીલ સ્પષ્ટ છે, અને તેથી હ૦ હસન નસલે ઇમામ નહી હતા, અને હ૦ ઇમામ હુસેન નસલે ઇમામ હતા અને તેથી હસને તહનામું કર્યું, પણ ઈમામ હુસેને તો ઈમામના દરજ્જાને છાજતી રીતે, તહનામું કર્યું નહીં."

**તપાસ**—એ મુદ્દામાં મી૦ વરતેજીએ તદ્દન સફાઇ (!) વાપરી છે. "નબી નસલે ઈમામત ન હોય" એમ લખવાથી શું, મી૦ વરતેજી એમ જણાવવા માંગે છે કે નબીની નસલમાંથી કોઇ ઈમામ નજ થાય ? અને ઇમામના પુર્વજો સવ ઇમામજ હોય. કોઇ નબી ન હોય ? એ મી૦ વરતેજીની થીયરી તદ્દન ઉંધીજ છે ! ઈમામ હસન અ૦ ની નસલમાં ભલે ઈમામત ન હતી, પણ તેઓ પોતે તો ઇમામ હતા કે નહિં ?

* એ મુદ્દામાં ઠેકઠેકાણે વાકય રચના વી૦ ની ગલતીઓ જણાય છે, પણ નક્લે નકલ ઉતારેલ છે.

"જીમ"

ઈમામ હસન અ૦ મે, પોતાના ભાઇ ઇમામ હુસેન અ૦ ઉપરે કુરબલાના મેદાનમાં જાન નીસાર કરવાના માટે, પોતાના હસ્તાક્ષરોથી પોતાના ફરઝંદ કાસીમને વસીય્યત કરેલ—તેથી શું, ઈમામ હસન અ૦ ઇમામ ન હતા એમ સાબેત થાય છે ખરૂં ? હરગીઝ નહિં. એ દલીલને એક બચ્ચુ પણ કબુલ રાખે તેમ નથી. (હ૦ ઈમામ હુસેન અ૦, હ૦ કાસમના ચાચા હતા, તેમજ કરબલાના મેદાનમાં તેઓ ઝમાનાના ઇમામ હતા, તો તે વખતે તે ઉપરેથી જાન કુરબાન કરવાના માટે, ઈમામ હસન અ૦ પોતાના ફરઝંદને વસીય્યત કરી જાય તેમાં નવાઈ શી ?) તેવીજ રીતે તાહનામા બાબતની મી૦ વરતેજીની દલીલ પણ નિર્થક છે. હ૦ ઇમામ હસન અ૦ મે, અમીર મોઆવીય્યાહ સાથે જે તાહનામું કર્યું, તે હુકુમતની બાબતમાં હતું; તેથી ઈમામ હસન અ૦ ની ઇમામતને કાંઇ પણ અલવલ આવે તેમ ન હતું. હુકુમત અને ઇમામત એ બે જુદીજ બાબતો છે. (અને એ સિદ્ધાંતને મી૦ વરતેજીએ પણ માન્ય રાખેલ છે.) ઇમામ હસન અ૦ મે જે તહનામું કર્યું, તે કેવા સંજોગો વચ્ચે કર્યું અને તેમાં શું મસ્લેહત સમાયલી હતી ? તેનો અગર મી૦ વરતેજીએ અભ્યાસ કર્યો હતે, તો હરગીઝ એમ લખવાને તેઓ તૈયાર થતે નહિં ! તે સર્વે બાબતો એક બાજુએ રહેવા દેતાં, એટલું તો ચોક્કસ, છે કે તાહનામું કરવામાં કાંઇ ઈમામ હસન અ૦ મે ખુદાના હુકમની વિરૂધ્ધતા તો કીધી ન હતી; બલ્કે તેઓ બુઝર્ગ-વારના માટે ખુદા અને તેના રસુલ સ૦ મે જે હુકમ ફરમાવેલ, તે મુજબ તેઓ વર્તયા હતા. જેવી રીતે ઇમામ હસન અ૦ મે ખુદા અને તેના રસુલના હુકમ અનુસાર તહનામું કર્યું, તેવી રીતે હ૦ ઇમામ હુસેન અ૦ મે જે તહનામું ન કર્યું તે પણ ખુદા, રસુલનાં હુકમ અનુસારજ હતું. (અને હ૦ ઇમામ હસન અ૦ ના માટે, તથા હ૦

ઈમામ હુસેન અ૦ ના માટે તાહનામા બાબતના સંજોગો પણ જુદી જુદી તરેહના હતા; જે ત્વારિખના અભ્યાસીઓ પાસે છુપા નથી.) મતલબ કે તાહનામાથી ઈમામ હસન અ૦ ની ઇમામતને કાંઈ પણ અલવલ આવતી નથી. એથી ન કાંઇ ખુદાના હુકમની વિરૂધ્ધતા સાબેત થાય છે; અને ન તો ઈમામતની સીફતોમાં કાંઈ ખામી આવે છે. ઘણું અજબ જેવું છે કે કાંતો મી૦ વરતેજી (પોતાના ઈમામોની તરફેણ કરવા ખાતર) "ઇમામનાં કાર્યોમાં આપણે દખલ દઇ શકીએ નહિં," "ઈમામનાં કાર્યો તપાસવાનું કામ આપણું નથી," "ઇમામ જે કરે તેમાં આપણે ચુનોચરા કરવી નહિં" એવા એવા મતો ઉચારે છે; અને કાંતો (ઇમામ હસન અ૦ ને શું કરવા ઇમામ તરીકે માનતા નથી? એ પ્રશ્નના જવાબમાં) ઇમામ હસન અ૦ એ પોતાના ફરઝંદને વસીય્યત કીધી, તથા, અમીર મોઆવીય્યાહ સાથે તાહનામું કર્યું, એવા કારણો દર્શાવીને ઈમામ હસન અ૦ ની ઈમામત, કે જેના સર્વે ઈસ્લામીઓ કાયલ છે, તેનો ઈન્કાર કરી રહ્યા છે! એ પણ એક ઈન્સાફ!!!

એ મુદ્દામાં મારા વિદ્વાન મિત્ર મી૦ વરતેજીએ જે 'નબીની માફક તાહનામુ' તથા 'હુસેનનો હક લખાવી લેવાની બાબતો' અને તેથી 'દરજાની અને એકતાની દલીલ સ્પષ્ટ છે' વી૦ વી૦ જે ઇશારાઓ જણાવ્યા છે—તે તેઓએ ખુલાસાવાર જણાવવા જોઇતા હતા.

---

## જવાબ ના૦ ૮ ની તપાસ.



આગાખાની લેખકો "ઝુર્રીય્યતી" વાળી આયત ઉપરથી જે ઇમામતનો મદાર બાંધે છે તે ઉપરથી મારો

૮ મો સવાલ રચાયલો છે અને તેનો મુખ્ય મુદ્દો એ છે કે, 'ઝાલેમીન' ( ઝુલ્મગારો ) ને ઇમામત મળી શકતી નથી. પછે તે એક ઝાલીમ હોય, અથવા વધુ. પણુ તેના જવાબમાં મી. વરતેજીએ સફાઇ કરેલ છે. જેમકે—

૧—"એટલે જવાબમાં હું પણુ એમ કહું છું કે–ઇમામતું અહદ ઝાલેમીનને નથી મળી શકતો, કારણુ કે અહીં ઝાલેમીનનો અર્થ ઝુલમગારોનો થાય છે અને ઝુલમગારો સામટા હોય ત્યારે કહેવાય છે, કારણુ કે વ્યાકરણુના નિયમ મુજબ તે એકવચનમાં નથી, પણુ બહુ વચનમાં છે. જો એક વચનમાં હોય તો જુલમગાર હોત; પણુ અહીં તો જુલમગારો છે એટલે હર જમાનામાં ઇમામતો એક હોય છે, નહીં કે સામટા મેમ્બરો મળીને ઇમામત ચાલતી હોય."

તપાસ—વાહરે સફાઇ ! ભોળાઓને ભમાવવા ખાતર ઠીક તોડ ગોતી કાઢયો ! ! ઝુલ્મગારોને ઇમામત નહી મળી શકે—પણુ ત્યારે શું એક ઝાલીમ ( ઝુલ્મગાર ) ને તો ઈમામત મળી શકે ખરી ના ? કોઈ ગમે તેવો ઝાલીમ હોય, પણુ ઝુરીય્યતમાંથી હોય અને એકલો (એક વચનમાં) હોય, તો તેને તો ઇમામત મળી શકે, ખરૂં કે ? મી૦ વરતેજી એમ જણુાવતા લાગે છે કે—" ઝુલ્મગારોની મંડળી હોય તેને ઇમામત ન મળી શકે, બાકી એકલો ઝુલ્મગાર હોય તો તેને ઇમામત મળી શકે છે " ! ! ! મી. વરતેજી જાણી જોઇને આડાઇનો માર્ગ અખ્તીયાર કરે છે. પણુ તેઓએ ખૂબ યાદ રાખવું જોઈએ કે પાક કુરઆને શરીફમાં જે હુકમ બહુવચન માટે હોય, તો તે એક જણુના માટે પણુ લાગુ પડે છે; અને એ, તે પાક કીતાબની એક ફસાહત છે. દાખલા તરીકે " અલા લઅનતુલ્લાહે અલલ કવમિઝઝાલેમીન " ના

ફકરામાં ઝુલ્મગારોની કોમના માટે **લઅનત**નો શબ્દ છે, તે એક ઝુલ્મગાર ( ઝાલીમ ) ના માટે પણ લાગુ પડશે, અને બે ચાર કે વધુના માટે પણ લાગુ પડશે. શું, મજકુર આયત પ્રમાણે સામટા ઝુલ્મગારો હોય તોજ લઅનતનાં સઝાવાર થશે અને એક ઝુલ્મગાર હોય તો તે નહિં થાય—એમ મી. વરતેજી કહી શકશે ખરા ? તેવીજ રીતે પાક કુરઆને શરીફમાં જ્યાં જ્યાં " યા અઇયોહલ્લઝીન આમનૂ " ( એટલે—અએ ઇમાનદારો ) થી સંબોધીને જે જે હુકમો ફરમાવવામાં આવેલ છે—તેના માટે શું, મી૦ વરતેજી જણાવી શકશે ખરા ? " કે આ હુકમ તો સામટા ઇમાનદારોના માટે ( બહુ વચનમાં ) છે, એટલે તે એક ઇમાનદાર ( એક વચન ) માટે નથી. " એવી હીમ્મત હરગીઝ મી૦ વરતેજી કરી શકે તેમ નથી.

૨—" મારા વિચારવંત બિરાદર, અહીંતો ખુદાનો અહદ ઇમામત એકી વખતે બેમાં હોતીજ નથી, એ ખુદાઇ રૂલ ન ફેરફાર થાય એવો છે, તો પછી " ઝાલેમીનને નથી મળી શકતો " તેનો અર્થ એમ કરતે કે, ઇમામનું અહદ—( કરાર ) ( બયત ) જુલમગાર લોકોને નથી મળી શકતો ! જુલમગાર લોકો (જાહેલ) (અજ્ઞાન) હોય છે, અને જેણે પોતાના વકતના ઇમામનો ( અહદ લીધો નથી ) ( બયત કરી નથી ) તે જાહેલના મોતે મરશે, એમ જનાબ રસુલે ખુદાની હદીસ શરીફ માન્ય છે. "

**તંપાસ**—મારા વિદ્વાન બિરાદર ! એ તમારી મન ઘડીત થીયરી ઘરમાં સમજાવવાનો ખોટો પક્ષપાત છે ! ! " ઇમામત એકી વખતે બેમાં હોતીજ નથી " એમ જે તમો જણાવો છો, તેના માટે હજરત રસુલ સ૦ ના અગાઉના સમયનો તમોએ અભ્યાસ કર્યો છે ખરો કે ? વળી તમોએ પોતે જવાબ

ના૦ ૩ માં જે જણાવેલ છે કે—" મુસા અને ઇસાના હવારીયુની તેમનાજ વખતમાંજ બાર જણાની મંડળી હતી" અને તે હવારીચ્યીનને તમોએ વસીયો તરીકે ગણાવેલ છે, તો તે શું તમો ભુલી ગયા કે ? * તમોએ " અર્થ એમ કરતે " કરીને જે વિવેચન કરેલ છે, તે કયા આધારે કરેલ છે, તે જરા જણાવશો કે ? હ૦ રસુલ સ. ની હદીસમાં "બયઅત" નો શબ્દ છે ખરો કે ? ×

૩—" અને તે જોતાં " લા યનાલો અહદીઝ ઝાલેમીન" નો અર્થ આમજ હિદાયત કરે છે કે હ૦ ઇબરાહીમ ના વંશમાં ઇસ્માઇલની સીધી નસ્લે † ઉતરી આવનાર હજરત અલી અને તેની સીધી નરનસલે ઉતરી આવનાર પોતાના વકતના ઈમામે મોઅીનથી જે બયત નથી કરતો, તે પોતાના ઉપર જુલમ કરનારાઓમાંથી ગણાય અને હ૦ ઇબરાહીમથી હ૦ ઇસમાઇલના વંશમાં ઉતરોતર આવનાર ઈમામોજ એ હોદ્દાને લાયક ગણાય. "

* હ. ઇસા અ. ના હવારીયીન માટેનો ખુલાસો તેજ ઠેકાણે કરી ગયા છીએ. પણ આગળના સમયમાં ખુદાની હુજ્જતો (પેગંબરો કે ઈમામો ) એક વખતમા એકથી વધુ થતા હતા. જે તવારીખોથી સિધ્ધ છે.

× એ માટે પુરતું વિવેચન " મનમાતા " વાળી હદીસના પ્રકરણમાં કરી ગયા છીએ.

† આશ્ચર્યકારક એ છે કે, મીં૦ વરતેજી હ૦ અલી અ૦ ને ઇબ્રાહીમના વંશમાંથી જણાવે છે—પણ તેઓની બંદગી ( ધુઆ ) માંની 'વિશ્નાપુરી'ની વંશાવળીમાં હ. ઇબ્રાહીમનું નામ સુદ્ધાંત નથી ! ( હ. અલી અ૦, ઇબ્રાહીમના વંશમાંથીજ છે, પણ 'વિશ્ના પુરી' માટે આ ઠેકાણે વાંચકોનું લક્ષ ખેંચું છું )

જીમ.

તપાસ—એ વળી ત્રીજી ગુલાંટ ! ત્રણે મુદ્દાઓમાં મી૦ વરતેજીએ જુદા જુદા વીચારો જણાવેલ છે. પહેલે તો "મનમાતા" વાળી હદીસમાં બયઅતનો શબ્દજ નથી, ઉપરાંત તે હદીસમાં જે યઅરિફનો શબ્દ છે તેથી જે અર્થ નીકળે છે તેના સાથે એ મુદ્દામાંની આયતનો કાંઇ સબંધજ નથી; મી. વરતેજીએ જેમ ભાસે તેમ લખી નાખેલ છે ! ( ખુલાસાઓ માટે " જુરીય્યતીની પ્રથા " અને " મનમાતા વાળી હદીસ " નાં પ્રકરણો જુઓ. ) હ. અલી અ. સૂધી 'સીધી નસલે' અને ત્યાર પછી 'નર-નસલે' ના જે બોલો મી વરતેજીએ વાપર્યા છે, તેનું કારણ સમજાવશે કે ? મી. વરતેજીએ હ. ઇબરાહીમનાં વંશ-માંથી ઉતરોતર ઉતરી આવનારને ઈમામતના હોદ્દાને લાયક જણાવ્યા છે, પણ હું એમ કહું છું કે—મજકુર આયત પ્રમાણે ઝુલમગાર કે ઝુલ્મગારોને એ હોદ્દો મળી શકતો નથી પછી ભલેને તે હ. ઇબ્રાહીમના વંશમાંથી પણ હોય !

---

## જવાબ નાં૦ ૯ ની તપાસ.

---

મી. વરતેજીએ " નુરે હકીકત " નામના પેમ્ફલેટમાં " અલી અલ્લાહ મેં હય ઇસ્રારે મસ્તાં " જણાવી—તેનો અર્થ " અલીને અલ્લાહ કહેવામાં મસ્ત પ્રેમીઓનો મહાન ભેદ છે " એમ જણાવી, ગુલ્લાત વીચારોને પુષ્ટી આપેલ; જે ઉપરથી મેં તેઓને સવાલ કરેલ જેનો જવાબ આપતાં મી. વરતેજી જણાવે છે—

> " નુરે હકીકતમાં મેં જે રોઝતુશ શોહદાની કડીઓ આપી તે, અને તેમાં ફેરફાર જે મુનશી મરહુમ માસુમઅલીએ કર્યો છે, તે સ્પષ્ટ બતાવ્યા

પછી તમારે તેમાં શક હોય કે વાંધો હોય તો મનેજ પુછવા કરતાં તમારે પોતે તકલીફ લઈને બતાવવું જોઈએ કે, મેં બતાવેલ ફેરફાર ખોટો છે, પણ જ્યાં સુધી તમો એમ માનતા હો ત્યાં સુધી ખાલી સવાલના નંબરમાં વધારો કરવો તેનાં કરતાં કોઇ બીજા મુદ્દા ઉપર તકલીફ લીધી હતે તો ઠીક હતું તો પણ—

**અલી અલ્લાહમેં હયે ઇસરારે મસતાં.**

એનો મજબુત પુરાવો એટલે **અલી અલ્લાહ** કહેવાય કે નહીં તે ઇસ્લામના મહાન ઉલ્માઓને પુછશો તો, **રોઝતુશ શોહદાના** શાયર જનાબ વલી ફયાજે જે લખ્યું છે, તે કેટલું બધું સાચું અને ઉત્તમ છે તે સમજાશે. ”

**તપાસ**—ઉલ્ટો ગળે પડવાનો મામલો મી૦ વરતેજી કરે છે ! મારી માંગણી મુજબ—ન તો અસલી **રોઝતુ-શ્શોહદા**માંથી તે કડીનો ઉતારો આપીને એ મુજબજ છે એમ સાબેત કરે છે, ન તો અર્થ માટે કોઈ ઇસ્લામી આલીમનો મત ટાંકી બતાવે છે; અને ઉલ્ટો સામે ગળે પડે છે ! ! ! પહેલે તો ગુજરાતી હરફમાં છપાયેલ “ રોજતુશ્શોહદા ” માટે મી. વરતેજીએ “ નુરે હકીકત ” માં જે લખેલ છે કેઃ—

> **રોઝતુશ શોહદા** કિતાબને ગુજરાતી હરફમાં છપાવનારા ભાવનગરવાળા ખોજા ગ્રહસ્થ પીરભાઇ ગુલામ હુસેન હતા, કે જેનો દિબાચો લખનાર—મહુવાવાળા મુનશી માસુમઅલી ( જલાલશા ) એ એ ઉર્દુ કીતાબમાં કેટલોક મઝહબી ફેરફાર કર્યો છે. જેમકે—હ. અલી અ. ની બાબતમાં ઉમેર્યું છે કે

( અને તે અસલ ઉર્દુમાં નથી કે ) “ ઇમામે અવલ અઝ ઇસના અશાર હેય” અને તેજ લાઇન ઉપર ઝગડવું તેજ ફ્રોકટ છે. ”

એમાં કેવી સચ્ચાઇથી મી. વરતેજીએ કામ લીધેલ છે, તે અસલ ઉર્દુ “ રોઝતુશ્શોહદા ” જોનારાઓથી અજાણ્યું નથી. હવે ગુજરાતી હરફની તે કિતાબમાં મરહુમ **માઅસુમઅલી** સાહેબે ( દિબાચા સિવાય+ ) શું મઝહબી ફેરફાર કરેલ છે, તે પુરવાર કરીને બતાવવાની મી. વરતેજીની અએન ફરજ છે. “ઇમામે અવ્વલ અઝ ઇસ્નાઅશાર હેય” એ ફકરો અસલ ઉર્દુ પુસ્તકમાં નથી–એમ જે મી૦ વરતેજી જણાવે છે, તે સોગંદ પુર્વક જણાવે છે કે ? “ તે ફકરો અસલ ઉર્દુ કિતાબમાં નથી ” એ સાબેત કરી આપવા માટે હું મી૦ વરતેજીને જાહેર ચેલેન્જ કરૂં છે !!! હું દરેક રીતે એ ફકરો પુરવાર કરી આપવાને તૈયાર છું. મરહુમ મુનશી સાહેબે એ ફકરામાં કાંઇપણ ફેરફાર કરેલ નથી; અસલ કિતાબમાં એજ પ્રમાણે છે. ( અસલ ઉર્દુ કિતાબ, જે સુન્નત જમાતવાળા કાઝી મોહમ્મદ ઇબ્રાહીમ ઇબ્ને કાઝી નુરમામદ **પોરબંદરી** તરફથી મુંબઇમાંજ પ્રગટ કરવામાં આવેલ છે, તેની મજલસ ત્રીજી–પૃષ્ઠ ૧૭ ના હાશીયા ઉપરે “ઇમામે અવ્વલ અઝ ઇસ્નાઅશાર હયે” સ્પષ્ટ લખેલ છે. જે જોઇ જવા વાંચકોએ કૃપા કરવી, જેથી મી. વરતેજીની સત્યતા (!) જણાઇ આવશે ! )

મી. વરતેજીએ—એ જવાબમાં “ રોઝતુશ્શોહદા ”ની જે કડી ટાંકેલ છે તે તદ્દન ખોટી રીતેજ ટાંકેલ છે. તે કડી

+ જે દિબાચો મરહુમ મુનશી માઅસુમઅલીએ રચેલ છે, એવું તેમાં ખુલ્લું જણાવેલ છે.

“ જીમ ”

( ગુજરાતી હરફમાં ગુલામહુસેનભાઇ તથા દાઉદભાઇ પીરભાઈ તરફથી ઇ. સ. ૧૮૯૫ માં છપાઈ બાહેર પડેલ "રોઝતુશ્શોહદા" ની મજલીસ ત્રીજી પેજ ૧૭ ઉપરે ) નીચે મુજબ જોવામાં આવે છેઃ—

" અલી અલ્લામએ ઇસરાર મસતાં "

કદાચ તે ગુજરાતી હરફમાં પ્રગટ થએલ કિતાબ માટે મી. વરતેજીને હઠુધમીં આડે આવશે, અને "મરહુમ મુનશી માઅસુમઅલી સાહેબે ફેરફાર કરેલ છે" એમ જણાવવાને તત્પર થશે. પણ અસલ ઉર્દુ કિતાબ ( જેનું વર્ણન ઉપર કરી ગયા છીએ તે )માં પણ મજલીસ ત્રીજી, પેજ ૧૭ ના હાશીયા ઉપરે "અલી અલ્લામએ ઇસ્રારે મસ્તાં" જ છે. જે વાંચકોએ જોઈ જવા કૃપા કરવી; જેથી મી. વરતેજીનું ખોટારૂં જણાઇ આવશે.

હવે તે કડીના અર્થ માટે જે મી. વરતેજીએ જણાવેલ છે કે– " મહાન ઉલ્માઓને પુછશો " તો તે મહાન ઉલ્માઓ કયા ? તે પણ મી. વરતેજીએ જણાવવું જોઇતું હતું. પણ એવી રીતે સામા ગળે પડવા કરતાં, મી. વરતેજીએ એકાદ બે મ્હાન આલીમોના મતોજ ટાંકી દેખાડયા હતે, તો વધુ બંધબેસ્તું થઇ પડતે ! પણ મી. વરતેજીને તો ઉલગબરડીની જેમ રમત રમી, ભોળાઓને ભરમાવવાનું રહ્યું; એટલે મતો ટાંકવાની તેઓને શી જરૂરત હોય ? ! !

" અલી અલ્લામએ ઇસ્રારે મસ્તાં " નો અર્થ " હ૦ અલી અ૦, મસ્તાનોના છુપા ભેદો જાણનારા (અલ્લામાહ*)

* અલ્લામાહ=મહોતહી બડા દાના ઔર જાનનેવાલા ( જુઓ, 'લુગતે કીશ્વરી' પેજ ૪૨૦ )

"જીમ"

છે" એમ થાય છે, જે મી. વરતેજી કોઈપણ જાણનારને પૂછી જોશે તો સ્હેજે વાકેફ થઇ શકશે.

મી. વરતેજી—" અલી અલ્લાહ કહેવાય કે નહી ?' તે ઇસ્લામના મહાન આલીમોને પૂછવા માટે મને સૂચના કરે છે—પણ હું પણ તેઓને સૂચના કરૂં છું કે, "કોઇ પણ મનુષ્યને ખુદા કહેવાય કે નહિ ? " તે પ્રશ્ન તેઓએ મહાન ઇસ્લામી આલીમોને પૂછી જોવો, અને પછી ગુલ્લાત વીચારો ફેલાવવાનું બીડું ઝડપવું ! કોઇ પણ ઇન્સાનને ખુદાઈ દરજ્જો આપવામાં શું જોખમ સમાયલું છે, તે બતાવવા ખાતર—પાક કુરઆને શરીફમાંથી કેટલાંક ફરમાનો નીચે ટાંકી બતાવીશ—

૧. " અને તેઓમાંનો જે કોઇ કહે છે કે ખરેખર તેના સિવાય હું ખુદા છું તેને અમે દુઝખમાં સઝા કરીશું આ પ્રમાણે અમે ઝોલમગારોને બદલો આપીએ છીએ. "

( 'સુરએ અમ્બીયા' આયત ૨૯ મી—પ્રોફેસર કૃત તરજુમો: પેજ ૬૨૨ )

૨. " ખરેખર તેઓ કાફેર થયા છે કે જેઓએ કહ્યું કે મરયમનો પુત્ર મસીહ તે ખુદા છે. અને મસીહે કહ્યું હે એસ્રાઇલના દીકરાઓ, ખુદાની બંદગી કરો કે જે મ્હારો પરવરદેગાર અને તમારો પરવરદેગાર છે. ખરેખર જે કોઇ ખુદાની સાથે ( બીજાને ) શરીક કરે છે તેને માટે ખુદાએ બેહેસ્ત હરામ કર્યું છે; અને તેનું રહેઠાણ આગ છે અને ઝોલમગાર માટે કોઇ મદદગાર નથી. "

( 'સુરએ માએદા' આયત ૭૨ મી—પ્રોફેસર કૃત તરજુમો પેજ ૨૩૮ )

૩. " આ અલ્લાહ તમારો પરવરદેગાર છે. પાદશાહી તેનીજ છે. તેના સિવાય બીજો કોઇ ખુદા નથી. ત્યારે તમે ક્યાં ફરી જાઓ છો ? ( આયત ૬ ઠી ) જો તમે કાફેર થાઓ તો ખરેખર ખુદા તમારાથી બીની-યાઝ છે "

( 'સુરએ ઝોમર' આયત ૬—૭ માંથી—પ્રોફેસર કૃત તરજુમો પેજ ૮૮૪ )

૪. " અને માણસોમાંના કેટલાક એવા છે કે જેઓ ખુદા સિવાય બીજાને તેની સમાન ગણે છે, તેઓ તેમને ચાહે છે જેમ તેઓ ખુદાને ચાહે છે; પણ જેઓ ઇમાન લાવ્યા છે તેઓ ખુદાના પ્યારમાં વધારે દ્રઢ છે અને જેઓએ ઝોલમ કર્યો છે તેઓ જ્યારે શિક્ષા જોશે ત્યારેજ તેઓ જાણશે કે શક્તિ સઘળી ખુદાનીજ છે અને ( જાણશે ) કે ખરેખર ખુદા શિક્ષા કરવામાં સખત છે. "

('સુરએ બકર' આયત ૧૬૮ મી—પ્રોફેસર કૃત તરજુમો પેજ ૫૬)

એ રીતે પાક કુરઆને શરીફમાં ઉપર મુજબ ફરમાનો મોજુદ છે, જેનો ઇન્કાર કોઇ પણ ઇસ્લામી કરી શકતો નથી. ( મજકુર આયતો તો ફકત દાખલા તરીકેજ ટાંકેલ છે, પણ પાક કુરઆને શરીફમાં એ સબંધેની આયતો ઠેકઠેકાણે મોજુદ છે. ) હવે—મી૦ વરતેજીની શુધ્ધિ ઠેકાણે લાવવા ખાતર, ખુદ હ૦ અલી અ૦ નાં ફરમાનો પણ " **નહજુલ બલાગાહ** " માંથી નીચે ટાંકી બતાવીશ—

૧. ખુતબો ના૦ ૧૪૪ માંથી—

" હું તમોને વસીઅત કરૂં છું કે ખુદાએ વહદહુ લાશરીકમાં કોઇને શરીક ઠરાવશો નહીં અને હઝરત મહમદ સ૦ ની સુન્નતોને બરબાદ કરશો નહી."

* * *

"ખુદાએ તઆલા અમોને અને તમોને મગફેરત અતા ફરમાવે."

૨. ખુતબો ના૦ ૩૫ માંથી—

"આપ ફરમાવે છે, આ વખતે હું ખુદા તઆલાના હુકમ મુજબ વરતવા માટે ઉભો થયો છું."

૩. ખુતબો ના૦ ૮૧ માંથી—

"આપ ફરમાવે છે હું ગવાહી આપું છું કે તે ખુદાએ તઆલા સિવાય બીજો કોઇ ખુદા નથી."

૪. ખુતબો ના૦ ૮૭ માંથી—

"ખુદાવંદા ! હું ગવાહી આપું છું કે જેણે તને તારી મખલુકાત જેવો ગણ્યો, તારે માટે શરીક અને ભાગીયો ઠેરાવ્યો એવો શખ્સ યકીનન કાફર છે."

૫. ખુતબો ના. ૯૫ માંથી—

આપ ફરમાવે છે, હું ખુદાએતઆલાનો એ અમલ ઉપરે શુક્ર કરૂં છું કે જે થઇ ગએલ છે, અને એ નેક અમલ માટે મદદ માંગુ છું કે જે થવાવાળા છે; અને જેવી રીતે હું મારા અંગની તંદુરસ્તીનો સવાલ કરૂં છું. તેવીજ રીતે દીનની સલામતી પણ ચાહું છું."

૬. ખુતબો ના. ૯૭ માંથી—

"હું તેને માટે ગવાહી આપું છું કે તેના સિવાય બીજો કોઇ માઅબુદ નથી. અને આ એ ગવાહી છે કે જે છુપી તેમજ જાહેર રીતે હરહાલમાં બંધએસ્તી છે."

ઉપરના હ. અલી અ. ના ફરમાનોથી વાંચકો સારી

રીતે જોઇ શકશે કે, હ. અલી અ. પોતે બંદા હોવાનો ઇકરાર કરે છે, ખુદાના હુકમ મુજબ વર્તવાનો ઇકરાર કરે છે, ખુદાને વહદહૂ લાશરીક જણાવીને, તેની સાથે કોઇને શરીક કરાવવાની મનાઈ કરે છે, ખુદા સિવાય બીજો કોઇ ખુદા નથી એમ જણાવે છે ખુદા પાસેથી નેક અમલ કરવા માટે મદદ માંગે છે, પોતાની તંદુરસ્તી અને દીનની સલામતી ખુદા પાસેથી ચાહે છે, મતલબ કે એક તાબેદાર બંદાને છાજતી રીતે દરેક ઇકરાર કરે છે; બલ્કે જે કોઇ ખુદાને તેની મખ્લુકાત જેવો ગણે; તેના માટે શરીક ઠેરાવે, તેને યકીનન કાફ્રર જણાવે છે! પણ અફસોસ છે કે, મી. વરતેજી, હ૦ અલી અ. ને અલ્લાહ જણાવવાનો ઉપદેશ કરી રહ્યા છે!!!

## જવાબ ના૦ ૧૦ ની તપાસ.

હાલ કેટલોક સમય થયા આગાખાની લેખકો "ઇસ્માઇલી" શબ્દની અગાઉ 'ઇમામી' શબ્દનો ઉપયોગ કરી, પોતાના ટોળાં માટે "ઇમામી ઇસ્માઇલી" નામ જણાવવા લાગ્યા છે. તે ઉપરથી "ઇસ્માઇલી" નામ સાથે "ઇમામી' નો શબ્દ વાપરવા માટેના ત્વારીખી પૂરાવાઓની મી. વરતેજી પાસેથી માંગણી કરેલ. પણ તેવા પૂરાવાઓ ન આપી શકતાં, મી. વરતેજી આડા અવળા વિવેચન ઉપરે ઉતરી પડયા છે જવાબમાં નીચે મુજબ મુદ્દાઓ જણાય છે.—

૧—" આ સવાલની તમારી વિદ્વત્તા તરફ મને ચિડાવું પડે છે કે, અરબી, ફારસી, જુની કિતાબોમાં ઈમામી ઈસનાઅશરી લખેલું હોય, પણ તમો ઇસનાઅશરી અને ઇસ્માઇલી એ બે નામ ઉપર વિચાર કરશો તોજ જણાઇ આવશે કે ઇશનાઅશરીનો અર્થ તો—

ઇશ્ના એટલે બે } એનો સરવાળો અરબી આંક પ્રમાણે
અશરી એટલે દસ } બારનો છે.

અને **ઇસ્માઇલી** એમાં અંકની સંખ્યા નથી પ
ચોક્કસ **નામ** છે અને ( ઇસ્મેઅલી ) અલી
નામો પણ થાય, આ ઉપરથી **ઇસ્નાઅશરી** મઝહ
ચોક્કસ આંકડા ઉપરજ છે. ત્યારે ઇસ્માઈલી ધર્મ
અલીના નામ ઉપરજ છે અથવા હ૦ ઇબરાહીમ
ફરઝંદ ઇસ્માઇલના વંશથી છે. ”

**તપાસ**—બિરાદર ! હું વિદ્વાન હોવાનો દાવોજ કર
નથી. તમોને જે ચિડાવું પડે છે તેનું કારણ હું પુર
રીતે સમજું છું ! **ઇસ્નાઅશરી** નામ સાથે “ઈમામી”
શબ્દ વપરાયેલ છે ( એવું જે મેં જણાવેલ ) તેને તં
ખોટું પાડી શકતા નથી, અને **ઇસ્માઇલી** નામ સાથે
“ ઇમામી ” નો શબ્દ તમો ( લેખકો ) વાપરો છો તે કે
આગળની ત્વારીખોથી સાબેત કરી શકતા નથી; એટ
ચીડાવું તો પડેજ ના ? !

**ઇસ્નાઅશરી** એટલે “ બાર ઈમામોને માનવાવાળા
અને **ઇસ્માઇલી**માં આંકની સંખ્યા નથી—એમાં તં
નવીન શું લખો છો ? તે જરા જણાવશો કે ? હા, ઈસ્મે
**અલી** ઉપરથી ઇસ્માઇલી ( ! ) નામ પડવાનો જે ઈશા
કરો છો, તેમાં કાંઈ **નવીનતા** તો ખરીજ ! ! ! પણ
નવીનતા તમોએ ખોટી રીતે આણી છે. એક બચ્ચું પ
એ બાબતને માન્ય રાખે તેમ નથી. એ સરખામણી, તમો
કઇ લોગત ( ડીક્ષનરી ) ઉપરથી ઉપજાવી કહાડેલ છે, તે
કાંઈ સમજ પડતી નથી ! શું, હવે **ઇસ્માઈલીના** બા
**ઇસ્મેઅલીનો** શબ્દ વપરાશે ખરો કે ? ! ( વળી તમો
“ ઈસ્મેઅલી ” નો અર્થ “ અલીના નામો ” (બહુ વચનમ
કરેલ છે, પણ તે અર્થ “ અલીનું નામ ” ( એક વચનમાં
થાય છે, તે શું તમો ભૂલી જાઓ છો કે ? આ ઠેકા
“ ઝાલેમીન ” વાળી એક વચન–બહુ વચન વાળી થીયરી

શું થયું ?) "ઇસ્નાઅશરી મઝહબ ચોક્કસ આંકડા ઉપરજ છે" એમ લખવામાં તમોએ શી ધારણા રાખી છે ? ઇસ્ના-અશરીયો પણ ઇસ્લામ મઝહબના **શીઆહ** વિભાગમાંથીજ છે, પણ બીજા શીઆહ ફિરકાઓની જેમ **ઇસ્નાઅશરી** (બાર ઇમામોને માનવાવાળાઓ) એ એક ઓળખ છે. (વધુ ખુલાસો, મુદ્દા ના૦ ૨ ની તપાસમાં આપીશ)

વળી—તમો **ઇસ્માઇલી** નામ, હ૦ ઇબ્રાહીમના ફરઝંદ ઇસ્માઇલના નામ ઉપરથી પડવાનો મોગમ ઇશારો કરો છો, તેમાં પણ તમો થાપ ખાઓ છો. (વધુ ખુલાસો, મુદ્દ ના૦ ૩ ની તપાસમાં કરીશ.) **ઇસ્માઇલી** ફિરકાનું નામ, નતો "ઇસ્મે અલી" ઉપરથી પડેલ છે, અને નતો હ૦ ઇબ્રાહીમના ફરઝંદ ઉપરથી પડેલ છે; બલ્કે તે ઇમામ જાઅફરે સાદેક અ૦ ના ફરઝંદ હ૦ **ઇસ્માઇલના** નામ ઉપરથી પડેલ છે. (ખરી રીતે **ઇસ્માઇલી** નામ તે ફિરકાના માટે છે, કે જેઓ હ૦ ઇસ્માઇલને સાતમા ઇમામ તરીકે માનતા હતા—અને તેઓ ઉપરેજ **ઇમામત** ખત્મ થયેલી માનતા. આગાખાની ટોળા માટે તો **નીઝારી** નામજ વધુ બંધબેસ્તું છે; અથવા ચાલુ સમયમાં **આગાખાની** નામ પણ ચાલે તેમ છે. જે માટે ખુલાસાવાર વિવેચન આગળ થઇ ગયેલ છે.)

૨—"ઇસ્નાઅશરી મઝહબનુ નામ ૧૧ મા હસન અસ્કરી સુધી નહોતું; કારણ કે, તે વખતે ઇસ્નાઅશરી એટલે બાર ન હોતા, પણ **અગ્યાર** હતા, જે અરબી પ્રમાણે **વાહેદ—અશર** * કહેવાય, પણ હસન અસ્કરી પછીની ગણત્રી જે મુકરર થઇ, ને પછી **વાહેદ અશર** મટીને **ઇસ્નાઅશર** કહેવાયા કે જે ખોટું નથી."

* અગીયારની ગણત્રી માટે અરબીમાં "અહદ—અશર" કહેવાય છે. "જીમ"

**તપાસ**—જો કે ઇમામ **હસન અસ્કરી** અ૦ સૂધી બાર ઇમામો થયા ન હતા, પણ **ઈસ્નાઅશરી** (બાર ઈમામોને માનવાની) માન્યતા તો હ૦ રસુલ સ૦ ના સમયથીજ હસ્તીમાં હતી; જે માટેના પૂરાવાઓ "ઇમામો બારજ છે–તેની સાબેતીઓ" વાળા પ્રકરણમાં અપાઈ ગયેલ છે. હ૦ રસુલે ખુદા સ૦ ની વફાત પછી–જે લોકો હ૦ અલી અ૦ ને "**વસી બિલાફસ્લ**" (વગર ફાસલે **વસી**) માનવા લાગ્યા, તેઓ સર્વે સામાન્યપણે **શીઆહ** લકબથી ઓળખાવા લાગ્યા; અને તે સર્વે શીઆઓ (હ૦ રસુલ સ૦ ની હદીસ પ્રમાણે) "ઈમામો **બારજ** થશે" એવી માન્યતા ધરાવતા હતા. ત્યાર પછી હ૦ ઈમામ **જાઅફરે સાદેક** અ૦ ના સમય સૂધી (ઇમામતની માન્યતા વી૦ ના મતભેદના કારણે) **શીઆઓ**માં કેટલાક ફિરકા થઇ ગયા હતા, જેથી જે લોકો શરૂઆતનાજ **શીઆહ** મત ઉપરે ચુસ્ત રહેલા હતા, તેઓ શીઆહ **જાઅફરી** તરીકે ઓળખાવા લાગ્યા; અને "ઇમામો બારજ **થશે**" એવી માન્યતા તેઓ ધરાવતા હતા. ઇમામ જાઅફરે સાદેક અ૦ નાં પછી સે શીઆઓમાં ઇમામત સબંધે મતભેદ થતાં, જેઓ હ૦ ઈસ્માઇલની ઇમામતના કાયલ થયા, તેઓ **ઇસ્માઇલી** કહેવાણા, (કે જેઓમાં પણ આગળ જતાં **નીઝારી, મુસ્તઅલવી** વી૦ વી૦ ફાંટાઓ થઈ ગયા,) અને જેઓ (હ૦ રસુલ સ૦ ની હદીસ કે જેમાં બાર ઇમામોનાં નામો પણ છે × તે મુજબ) હ૦ **મુસા કાઝીમ** અ૦ ની ઈમામત અને તે પછી પાંચ ઇમામોના કાયલ થયા તેઓને ઈસ્ના-**અશરી** કહેવામાં આવે છે.

× જે માટેનો ખુલાસો "ઇમામો બારજ છે–તેની સાબેતીઓ" વાળા પ્રકરણમાં જુઓ.

"જીમ"

૩—" ત્યારે **ઇસ્માઇલી** કહેવરાવવામાં તો જનાબ રસુલે ખુદા અને હ૦ અલી પણ ખુદ પોતે માન રાખતા હતા અને કેહતા હતા કે "**અમો ઇસ્માઇલી છીએ**" કે જે કહેવાનો અધીકાર **મુસા**, દાઉદ અને **ઇસા** જેવા ઉલલ અઝમ પેગમ્બરોને હક ન હતો."

**તપાસ**—હ૦ રસુલ સ૦ અને હ૦ અલી અ૦ કહેતા હતા કે "અમો ઇસ્માઇલી છીએ" એ કયા આધારે મી૦ વરતેજીએ જણાવેલ છે, તે તેઓએ જણાવવું જોઇતું હતું. અગર "અમો ઇસ્માઇલી છીએ" એ વાકયનો ભાવાર્થ "અમો હ૦ ઇસ્માઈલના વંશમાંથી છીએ" એમ લેવામાં આવે તો કાંઇક વ્યાજબી પણ થઈ પડે—અને તે 'મુસા, દાઉદ અને ઇસા જેવા ઉલુલ અઝમ પયગમ્બરોને એ હક ન હતો" એવા મી૦ વરતેજીના કથનને બંધ બેસ્તું પણ છે; કારણ કે મજકુર પેગંબરો હ૦ ઇસ્માઈલના વંશમાંથી ન હતા. પણ અગર તેથી મી૦ વરતેજી એમ સિદ્ધ કરવા માંગતા હોય કે, "હ૦ રસુલ સ૦ અને હ૦ અલી અ૦ **ઇસ્માઈલી** (પંથ) પાળતા હતા," તો તે સરાસર ગલત ઠરે છે. **ઇસ્માઈલી** પંથ તો ઇમામ જાઅફરે સાદેક અ૦ ના ફરઝંદ હ૦ ઇસ્માઇલના નામ ઉપરથી નીકળ્યો છે, જે તવારીખ સિધ્ધ છે. હ૦ રસુલ સ૦ અને હ૦ અલી અ૦ તો "અમારો ધર્મ ઇસ્લામ છે" એમ જણાવતા હતા !!!

૪—" આપણા બાપદાદા અસલ જે લોહાણા હતા તેમાંથી ઇસ્લામી ભુમીમાં શરૂ જનમ લીધો, તે વખતે આપણી હકીકી માતા (પીર સદરદીન સાહેબે) **ગળસુઢી** તરીકે જે શીખાવ્યું છે કે—

"કે પાત્ર નકલંકીને ગોત્ર ઇસ્માઇલી;
એ તો વિશ્નુ શાહ નિઝારીયા"

પણ આજે એ ધાવણ મુકી દેવાથી, આપણે **ઇસ્માઇલી** પિતા તરફ ઇસનાઅશરી તકલીદી પરવરીશથી મોહ પામતાં વંકાઇ જવા પામે છે. ”

**તપાસ**—એ મુદ્દામાં મી. વરતેજી શું લખી રહ્યા છે ? તેનું તેઓને ભાન રહેલ હોય એવું જણાતું નથી. ભલે મી. વરતેજી જેવા મુરીદો પેદા થયા, કે પીર સદરદીન સાહેબને હકીકી **માતાનો** લકબ તો મળ્યો ! એ મુદ્દામાં પહેલે ( તેજ વખતે ) તે **હકીકી માતા** તરફથી **ગળસુદી** તરીકે જે મળ્યું તે વર્ણવીને-ત્યાર પછી મી. વરતેજી લખે છે કે, “ પણ આજે એ ધાવણ મુકી દેવાથી, વી૦ વી૦ ” તે ભાન સહીત લખે છે કે ભાન રહિત લખે છે ? તેની કંઈ સમજ પડતી નથી. ગળસુદી તો સૈકાઓ ઉપરે અપાઇ ગઇ, ( એમ મી૦ વરતેજી જણાવી ગયા, ) તો “ આજે **ધાવણ** મુકી દેવાથી ” નો શો અર્થ થશે ? * તે મી. વરતેજી સમજાવશે કે ? !

હવે—હકીકી માતાએ **ગળસુદી** તરીકે જે શીખવ્યું તેમાં તો “ **ઇસ્માઇલી** ” શબ્દ 'ગોત્ર' તરીકે છે, 'પાત્ર' તરીકે તો '**નકલંકી**' શબ્દ છે; જે મુજબ તો મી. વરતેજીએ પોતાને **ઇસ્માઇલી** કરતાં **નકલંકીપંથી** જણાવવું વધુ બંધ બેસતું થઇ પડે ! ! !

મી. વરતેજી જે “ઇસનાઅશરી તકલીદી પરવરીશ” તરીકે જણાવે છે, તેના માટે ખુદ ના૦ પહેલા આગાખાન સાહેબે પોતાના હાથે ફારસીમાં પોતાની **બાયોગ્રાફી** લખેલ છે, ( કે જે જીવન ચરિત્રને મી. વરતેજીએ પણ માન્ય રાખેલ છે, ) તેનો જે ગુજરાતી તરજુમો બાવા

* શું, સૈકાઓ થઇ ગયા છતાં હજી ખોજાઓ ( આટલા દીવસ સુધી ) ધાવણા બચ્ચાંઓજ હતા કે ?

'જીમ.”

કરીમ હાદજીએ છપાવેલ—તે ઉપરેથી મી૦ કાબાએ ઇ. સ. ૧૯૧૨ માં કોપી ટુ કોપી ( નકલે નકલ જે પુસ્તક છપાવેલ છે; તેના પૃષ્ટ ૧૯ ઉપરથી નીચેના ફકરાઓ મી. વરતેજીને અપર્ણ કરીશ—

> " મીસરના મુલ્કમાં મારા બાપ દાદાઓ મધેથી કેટલી એક પહેડીઓ સુધી બાદશાહી વ ખીલાફતના કારફરમાં હતા અને જાફરી મજહબને **બારેઈમામી**ના કાનુન પર તેઓએ રીવાજ આપેલો છે, "

ઉપરના ઉતારાથી મી. વરતેજી જોઇ શકશે કે **ઈશ્ના-અશરી** તરીકાને રીવાજ આપનાર તરીકે **ના૦ આગા-હસન અલી શાહ** સાહેબ પોતાના વડવાઓને જણાવે છે. હવે ઇસ્નાઅસરી **પરવરીશ** તકલીદી છે, કે સાચી ? તેનો ઈન્સાફ ખુદ મી. વરતેજીએ કરી લેવો ! મી. વર-તેજી જેને હકીકી માતાની **ગળસુદી** જણાવે છે, તેના ઉપર વધુ વજન આપવું ? કે ના. આગાખાન શાહ હસન અલી સાહેબના હાથે લખેલ હકીકત ઉપરે વધુ વજન આપવું ? તે વિચારવાનું મારા આગાખાની બંધુઓની મુન્સફી ઉપરે છોડીશ.

---

## જવાબ ના૦ ૧૧ ની તપાસ.

મારા સવાલ ના૦ ૧૧ માં મી વરતેજીને પૂછેલ કે—" તમો આમ ઇસ્લામીઓની જેમ કુરઆને શરીફ તથા હદીસે પાકના સીધ્ધાંતોને માન્ય રાખો છો કે નહિં ? અને અગર માન્ય રાખતા હો તો સુન્નત જમાઅતની કીતાબોમાંથી કોઈ બાર ઇમામોવાળી હદીસ બતાવે તો તમો માન્ય રાખો કે કેમ ? " જેનો સીધો જવાબ આપ-

વાના બદલે મી. વરતેજીએ ઉડાવનારી વલણ ઇખ્તીયાર કરીને આડીઅવળી બાબતો હાથ ધરેલ છે. જે જવાબમાંના મુદ્દાઓ—

૧—" કુરઆને શરીફ તથા હદીસ પાકના સિધ્ધાંતો જે આમ ઇસ્લામી માને છે, તેને જો શીયા માન્ય રાખે તો પછી શિયા તરીકે જુદા શું કામ પડે ? "

**તપાસ**—કુરઆને શરીફને તથા તે સાથે સબંધ ધરાવતી હદીસોને શીઆઓ સંપુર્ણ રીતે માન્ય રાખે છે. ( ફકત મી. વરતેજી જેવાઓજ આડી વલણ ઇખ્તીયાર કરે છે ! ) શીઆઓ તરીકે જુદા પડવાનું મુખ્ય કરણ **ખીલાફતનો** પ્રશ્ન છે.

૨—'બાર ઇમામની માનીનતા સુન્નત જમાઅતની કીતાબમાં હોય તો પછી સુન્નીઓ ઇસ્નાઅશરી મઝહબ કેમ પાળતા નથી ? "

**તપાસ**—બાર ઇમામોની માન્યતા સુન્નત જમાઅતની કિતાબમાં નહિં હોય—એમ મી. વરતેજી જણાવવા માંગે છે. સુન્નત જમાઅતની એક કિતાબ તો શું ? બલ્કે ઘણી કિતાબોમાં બાર ઇમામો માટેની સાબેતીઓ મોજુદ છે; જેમાની કેટલીક સાબેતીઓ " ઇમામો બારજ છે—તેની સાબેતીઓ" વી૦ પ્રકરણોમાં અપાઇ ગયેલ છે, પણ મી. વરતેજી પોતે જે લખી ગયા છે, તે પણ ભૂલી જતા જણાય છે ! તેઓએ પોતે પોતાના **વીલ**ના પૃષ્ઠ ૬૫ માં લખેલ છે કેઃ—" સુન્નત જમાઅતના આલેમ પણ બાર ઇમામને માને છે " તે શું ભૂલી ગયા કે ? સુન્ની ભાઇઓ ઇસ્નાઅશરી મઝહબ કેમ પાળતા નથી ? એ મી. વરતેજીનો પ્રશ્નજ અપ્રાસંગિક છે ! મઝહબ પાળવો યા ન પાળવો એ જુદોજ સવાલ છે—અત્રે તો મુખ્ય સવાલ બાર ઇમામો માટેની સાબેતીઓ સબંધેજ છે. એમ તો—( ફક્ત જમા-

બની તપાસમાં અમો સાબેત કરી ગયા છીએ તે મુજબ ) **બાર ઇમામી** મઝહબનો ફેલાવો કરનાર ખુદ ના. આગાખાન સાહેબના પુર્વજોજ છે, એવું જણાવવામાં આવેલ છે—ત્યારે ના. આગાખાન સાહેબના અનુયાઈઓ ઇસ્નાઅશરી મઝહબ કેમ પાળતા નથી ? એ ઉપરથીજ મી. વરતેજીએ વિચારી લેવાનું છે

૩—" જો ઇસનાઅશરી બાર ઇમામને **સુન્નત જમાત** માને, તો પછી તમારે તેઓના **ચાર ઇમામને** પણ બરહક માનવા જુવે. "

**તપાસ**—જો સુન્નત જમાઅત વાળા બાર ઈમામોને માનતા હોય, તો ઇસ્નાઅશરીઓએ તેઓના ચાર તરીકાઓના ચાર ઇમામો **હનફી, હંબલી, માલેકી** અને **શાફેઇને** માનવા જુવે—એ મી. વરતેજીનું કથનજ અવ્યવહારૂ છે. જે વિષે વધુ વિવેચન નહિં કરતાં, મી૦ વરતેજીને એટલુંજ પૂછીશ કે—હ૦ ઈમામ જાઅફરે સાદેક અ૦ સૂધીના ઈમામોને ઈસ્માઇલી અને ઇસ્નાઅશરીઓ બેઉ માને છે,+ ત્યારે શું તમો ( તે પછીના ) ઇસ્નાઅશરીઓના ઈમામોને માનવા તૈયાર થશો ખરા ? અને તેવીજ રીતે શું ઇસ્નાઅશરીઓએ ( તે પછીના ) આગાખાની ઈમામોને માનવા ?

૪—" સુન્ની જમાતની કીતાબમાં બાર ઇમામ વાળી હદીસ છે તો તે બાબતમાં જાણશો કે શીઆ અને સુન્ની વચ્ચે જે તફાવત છે તે મુળ ઈમામતના સવાલનોજ છે, જો કે તેઓ ઈમામને માને છે પણ શીયાઓ જે રીતે **અલી** અને તેની નસ્લે ઈમામ

+ જોકે મી૦ વરતેજી જેવા આગાખાની લેખકો (હાલે) ઈમામ હસન અ. ને બીજા ઈમામ તરીકે માન્ય નથી રાખતા !

" જેમ "

માને છે તેમ સુન્ની ભાઇયો માન્ય રાખતા નથ
બલ્કે તેઓ ઇમામનો અર્થ કીતાબ (કુરઆને શરીફ
કરે છે. ”

**તપાસ**—એ મુદ્દામાં મી. વરતેજી સફાઈ બોલે છે મુળ મુદ્દાને ઉડાવવા સારૂ “ઇમામે મોબીન ” વાળી આય તમાં જે ‘ઈમામ’ નો શબ્દ છે અને તેનો અર્થ સુન્ન જમાઅતની માન્યતા પ્રમાણે ‘કિતાબ’ કરવાંમાં આવેલ છે તે હકીકત અત્રે લઇ આવે છે. પણ અહીંયા તો સામાન્ય રિતેના ‘ઇમામ’ શબ્દ સબંધેનો પ્રશ્ન છે; અને તે પ વળી **બાર ઈમામો** સબંધમાં ! શું, સુન્નત જમાઅ વાળાઓ ‘બાર ઈમામો’ નો અર્થ ‘બાર કિતાબો’ કર ખરા ? અહીયાં તો સુન્નત જમાઅત વાળા શાએર વહ **ફય્યાઝ** કૃત “ રોઝતુશ્શોહદા ” નામની કિતાબમાં “ઇમા અવ્વલ અઝ ઈસ્નાઅશર હય” જણાવ્યા મુજબનાં બા ઈમામોનો પ્રશ્ન છે. (બાર ઇમામો માટેની સુન્નત જમાઅ અતની કીતાબોની સનદો માટે “ઈમામો બારજ છે—તેની સાબિ તીઓ” વાળું પ્રકરણ જુઓ.

૫—“ આ રીતે બાર ઇમામને માનવામાં ઇસનાઅશ
અને સુન્ની ભાઈઓ એકમત હોય, તો પણ ત
બેઉના એતેકાદનાં આધારરૂપ કુરઆને શરીફ
**સુરે યાસીન** બારમી આયતમાં–કુલ્લે શયઇન અ
સયનાહો, ફી ઇમામમ્ મોબીન*’ એટલે ‘ દરેક વસ્તુ
ગણત્રી **જાહેર** ઈમામ + પાસે છે.” એ મુજ

* એ આયત મી૦ વરતેજીએ જેવી રીતે લખેલ છે, તેવ રીતે અમોએ ઉતારો કરેલ છે

+ એ અર્થમાં મી. વરતેજીએ ભોળાઓને ભુલાવો ખવડાવ વેતરણ કરેલ છે. “ ઇમામિમ મોબીન ” નો અર્થ સુન્નત જમ અતના તરજુમાઓમાં ‘સ્પષ્ટ કીતાબ’ કરેલ છે, અને શીઆહ જુમાઓમાં ‘રોશન પેશવા’ કરેલ છે. ( વધુ માટે એ આયતન પ્રકરણ જુઓ )

“ જી

અમો ઈસમાઇલીઓ—જાહેર ઇમામ કે જેની હજુરમાં બઅયત કરી શકાય—તે વગરની કોઈ હદીસ હોય, તેને માન્ય રાખી શકતા નથી.

હ૦ ઈમામ જાફર સાદક પણ એમજ ફરમાવે છે.”

**તપાસ**—એ મુદ્દામાં મી૦ વરતેજી ખુલ્લા રૂપમાં પ્રકાશી નીકળ્યા છે ! ત્યારે એ જવાબ ના ૪ મુદ્દાઓમાં મી૦ વરતેજીએ આડીઅવળી દોડાદોડી કરવાની જરૂરતજ શી હતી ? પહેલેથીજ લખી દેવું હતું કે—“ અમારા જાહેર ઇમામના ફરમાન સિવાય અમો કોઈ હદીસ માન્ય રાખતાજ નથી ” ! ! ! મી૦ વરતેજીને સંપુર્ણ ખાતરી છે કે, સુન્નત જમાઅતની કિતાબોમાં **બાર ઇમામો** સબંધેની હદીસો છેજ—જેથી તેઓને આડકત્રી રીતે કબુલાત આપવી પડી છે કે—“ એકમત હોય ” !

મી. વરતેજીએ મુદ્દા ના. ૧ માં જણાવેલ કે—“કુરઆને શરીફ તથા હદીસ પાકના સિધ્ધાંતો જે આમ ઇસલામી માને છે, તેને જો શીયા માન્ય રાખે, તો પછી શીયા તરીકે જુદા શું કામ પડે ?” એટલે એજ જવાબના ૧ લા મુદ્દામાં મી. વરતેજીએ એમ જણાવવા કોશેશ કરેલ કે, આમ ઈસ્લામીઓની જેમ **શીઆઓ** કુરઆન શરીફનાં સિધ્ધાંતોને માન્ય રાખતા નથી; પણ આ મુદ્દામાં તો જણાવે છે કે—“બેઉના એતેકાદના આધાર રૂપ કુરઆને શરીફ” તો તેના માટે શું સમજવું ? એકજ જવાબમાં મી. વરતેજી હેરફેર કરી રહ્યા છે, તો બેઉ હકીકતોમાંથી સાચી કઇ સમજવી ? મી. વરતેજી જે લખે તે ખરૂં ! પણ હા, (એ મુદ્દામાંના ) મી. વરતેજીના લખાણુથી એટલું સ્પષ્ટ થાય છે કે “તેઓ પોતાના ટોળાના એતેકાદનાં માટે પાક કુરઆને શરીફને **આધારરૂપ** ગણુતા નથી !

આ એ મુદ્દામાં મી૦ વરતેજી, હ૦ ઇમામ જાઅફરે સાદેક અ૦ નાં ફરમાનનાં ઓઠાંથી એમ સમજાવવા માંગે છે કે જાહેર ઇમામ કે જેની હજુરમાં બયઅત કરી શકાય, તે વગરની કોઇ હદીસ માન્ય રાખવી નહીં ! પણ મી૦ વરતેજીએ પોતે જવાબ નાં૦ ૩ માં (હ૦ ઇમામ જાઅફરે સાદેક અ૦ ની હદીસના નામથી) જે હદીસ ટાંકેલ છે, તેમાં તો એમ જોવામાં આવે છે કે–" હ. ઇમામ જાફર સાદેક અ૦ મે ફરમાવ્યું છે કે કોઇ પણ હદીસ–કે જે કુરઆને શરીફ સાથે સબંધ ન ધરાવતી હોય–તેને તમો દીવાલની સામે પટકો !" તો સાચું શું સમજવું ? જવાબ નાં૦ ૩ ની હદીસ પ્રમાણે તો કુરઆને શરીફ સાથે સબંધ ધરાવતી હદીસને માન્ય રાખવાનું ફરમાન નીકળે છે; અને આ મુદ્દામાં મી૦ વરતેજીએ (હદીસના નામથી) જે સાર સમજાવેલ છે તેમાં "જાહેર ઇમામ વગર કોઇ હદીસ માન્ય રાખવી નહી" એવો સાર નીકળે છે, તો બેઉમાંથી ખરી હકીકત કઇ ? શું, તેનો ખુલાસો મી૦ વરતેજી નહિં કરે ? ! ! !

---

## જવાબ નાં૦ ૧૨ ની તપાસ.

મારા સવાલ નાં૦ ૧૨ માં મી૦ વરતેજીને પૂછેલ કે– જેવી રીતે નુરે હકીકતમાં તમોએ 'ઇસ્નાઅશરી'ના બદલે 'અરબા અશરી' મશકરી તરીકે જણાવેલ, તેવીજ રીતે તમોએ કોઇ 'સમાને અશ્તલ અરબઇની' કહે, તો તમો માન્ય રાખો કે નહિં ?–જેના જવાબમાંથી નીચે મુજબ મુદ્દાઓ નીકળે છે—

૧—"ઇસ્નાઅશરી અને અરબા અશરી એ બેમાં તમોએ અત્યારે અરબા અશરી નામ બતાવવામાં મશ્કરી માની, પણ તમો સાહેબ બતાવશો, કે બાર ઇમામને માનવું, ચઉદ માસુ ને માનવાવાળા તરીકે ઓળખાવવું, તે બાર ઇમામનેજ માનવાવાળી ગણત્રી કરતાં વધુ બુલંદ દરજાનું છે."

**તપાસ**—માનવંતા સાહેબ ! ચઉદ માઅસુમીન અ૰ ને માનવામાં અલબત્તા ઇસ્નાઅશરીઓ મગરૂરી માને છે, પણ તેથી કાંઇ **અરબાઅશરી** નામથી ઓળખાય નહિં. એ નામ તમોએ મશ્કરી રૂપેજ જણાવેલ છે. બીજા શીઆહ ફિરકાઓનાં જેમ જુદાં જુદાં નામો છે, તેવીજ રીતે **ઇસ્નાઅશરી** નામ છે; અને તે બાર ઇમામોને માનવાવાળા તરીકે નામ પડેલ છે. તો તે મશહુર નામના બદલે **અરબા અશરી** નામ જણાવવું, તે મશ્કરી નહિં તો બીજું શું ? જો કે ઇસ્નાઅશરીઓ ચઉદ માઅસુમીન અ૰ ને દીલોજાનથી માને છે, પણ જેવી રીતે તમો કે બીજા શીઆહ ફિરકાવાળાઓ ઇમામત સબંધેની જુદી જુદી માન્યતા ઉપરેથી ઓળખાય છે, તેવીજ રીતે ઇસ્નાઅશરીઓ બાર ઇમામોની માન્યતાના કારણે **ઇસ્નાઅશરી** નામથી ઓળખાય છે—તો જનાબે રસુલે ખુદા સ૰ અને બીબી ફાતેમા અ૰ કાંઇ ઇમામો નથી કે જેથી ઇસ્નાઅશરીઓને (ઇમામતની માન્યતાના કારણે) **અરબાઅશરી** કહેવાય.

---

* અત્રે કુદરતી રીતેજ મી૰ વરતેજીને બાર ઇમામોની ફઝીલતનો ઇકરાર કરવો પડયો છે. 'માઅસુમ' એટલે 'ગુનાહોથી પાક-પવીત્ર'—તો હ૰ રસુલ સ૰ અને બીબી ફાતમા અ૰ તથા બાર ઇમામો મળીને ચઉદ માઅસુમોનો મી૰ વરતેજીએ કુદરતી રીતે ઇકરાર કરીને, બાર ઇમામોને પાક અને પવીત્ર સાબેત કરેલ છે.

"જીમ"

૨—" બાકી **સમાનીઅતુલ અરબઇની**—અડતાળીશ-ને માનવાવાળા તરીકે અમારો હાલનો ચાલતો હિસાબ બરાબર છે."

**તપાસ** બિરાદર ! " હિસાબ બરાબર છે " એમ જણાવો છો— પણ હાલ ચાલતા હિસાબ પ્રમાણે તમોને **સમાનેઅતુલ અરબઇની** કહેવામાં આવે તો તે તમારે માન્ય છે કે નહિં ? એનો તો કાંઇ નિર્ણય તમો કરતા નથી ! વળી પહેલા મુદ્દામાં તમોએ બાર ઇમામોની ગણત્રી સાથે હ. રસુલ સ. અને બીબી ફાતમા અ.ની ગણત્રી મેળવીને **અરબા અશરી** નામ ઉભું કરેલ છે, તો મજકુર બેઉ માઅસુમને તો તમો પણ માનો, તો એ થીયરી પ્રમાણે તો તમારા માટે પણ અડતાલીસ અને એ મલીને પચાસની ગણત્રી થાય છે. એ હિસાબે તમારા માટે પણ હાલના ચાલતા હિસાબ પ્રમાણે **ખમસીની** નામ ઉભું થાય છે, તેનું તમોને ધ્યાન છે કે નહિં ?

---

# જવાબ ના૦ ૧૩ ની તપાસ.

---

આગાખાની લેખકો ખુદાઇ નુર ને ખુદાઇ અવતાર તરીકે ગણાવવાની જે તજવીઝ કરે છે, તેના માટે મી. વરતેજીને મારા સવાલના. ૧૩ માં માં ખુલાસો પૂછેલ-જેનો મી. વરતેજીએ જે લંબાણથી જવાબ આપેલ, તેમાંથી ૯ મુદ્દાઓ નીકળે છે—

૧—" બિરાદર જીમ, અવતાર અને ઈમામ એ બે શબ્દો લક્ષયાર્થમાં જુદા નથી. **અવતાર** પણ પ્રભુની જ્યોતી જે દેહમાં ધારણ થએલી હોય છે, તેને કહેવામાં આવે છે. જ્યારે સંસ્કૃત પ્રાકૃત ભાષા મારફતે ગુજરાતીમાં

પ્રભુએ અવતાર ધારણ કર્યો, એમ કહેવાય; ત્યારે **અરબી** અને **ફારસી** ભાષા મારફતે ઉરદુમાં ખુદાઇ નુર મુનતીકલ થાય છે, એમ કહેવાય છે.”

**તપાસ**—અવતાર અને ઇમામ એ શબ્દો લક્ષયાર્થમાં કોઈ રીતે પણ એક થઈ શકતાજ નથીઃ સનાતનીઓ જે **અવતારની** માન્યતા ધરાવે છે, તે પ્રમાણે તેઓ અવતારને ઇશ્વર રૂપે માને છે; જ્યારે ઇસ્લામીઓ તો **ઇમામ** ને ખુદાના પયગમ્બરના પ્રતિનીધી તરીકે ગણે છે. ઇસ્લામી માન્યતા મુજબ—ખુદા, રસુલ અને ઇમામ એ ત્રણે જુદા જુદા રૂપે છે. ઇસ્લામી એઅતેકાદ મુજબ—જેઓમાં ખુદાના તરફથી નુર મુન્તકલ થયલું હોય, તેવા બુઝર્ગવારોને ખુદાના **માનવંતા બંદાઓ** તરીકે ગણવામાં આવે છે; તેઓને ખુદાઇ અવતાર ગણવામાં નથી આવતા. ઇસ્લામમાં અરતારની માન્યતાનો સદંતર નિષેધ કરવામાં આવેલ છે. હ. અલી અ. ફરમાવે છે—

“ તે કોઇ ચીજની અંદર હુલુલ કરતો નથી એટલે અવતાર લેતો નથી. ”

( ‘નહેજુલ બલાગાહ’ ના ખુતબા ના. ૬૧ માંથી )

ઉપરના ફરમાનથી મી. વરતેજી જોઈ શકશે કે ઇસ્લામી માન્યતા મુજબ અવતારનો નિષેધ છે. હવે–મી. વરતેજી જે સનાતન માન્યતા મુજબના અવતાર ઇસ્લામી માન્યતા મુજબનાં ઇમામનો મુકાબલો કરે છે, તેના માટે તેઓએ જાણવું જોઇએ કે સનાતન માન્યતા મુજબ તો ફકત દસજ અવતારો છે; જ્યારે ખુદ આગાખાની સીલસીલા મુજબ આજ દીવસ સૂધી અડતાલીસ ઇમામો થયા છે, ( અને મી. વરતેજીની “દરેક ઝમાનામાં હાજર ઇમામ” ની થીયરી મુજબ મનુષ્ય ઉત્પતીથી હ, અલી અ. સૂધી જે ઇમામો થયા હોય, તે તો જુદા ! ) તો ‘અવતાર’ અને ‘ઇમામ’ એ બેઉ લક્ષયાર્થમાં એકજ કેમ થઈ શકે ?

૨—"જુઓ કે જે પ્રભુની જયોતી વામનમાં હતી, તેજ જયોતિ ફરસીરામ, રામ, કૃષ્ણ, બુધ અને નકલંકમાં છે અને અવતાર એક પછી એક પાત્રોમાં થઇને મહાન કાર્ય માટે પ્રગટ થતાં, તેવીજ રીતે કુતુબ તારામાંથી આદમ, ઇબરાહીમ અને ઇસમાઇલ અને અલી માં ખુદાઈ નુર મુનતકલ થતું રહ્યું એમ કહેવાય છે."

**તપાસ**—ખુદાઈ નુરના મુન્તકલ થવા, અને અવતાર વિષેનો ખુલાસો મુદ્દા ના. ૧ ની તપાસમાં થઈ ગયેલ છે. એ મુદ્દામાં મી. વરતેજી, બુધ્ધ પછી નકલંકમાં પ્રભુની જયોતી જણાવે છે. પણ "નવમો બુધ્ધાવતાર અને આદમ" એ પ્રકરણમાં '**વિશ્વાપુરી**' મુજબ બુધ્ધ પછી **શીશ** જણાવેલ છે, તેનું કેમ ? તેજ પ્રકરણમાં મી. વરતેજીએ બુધ્ધ અને **આદમ** એ એકજ ગણાવેલ છે, જયારે આએ મુદામાં તો હ. આદમ અ. ના નુરની ઉત્પતી કુતુબ તારામાંથી જણાવે છે—તેના માટે શું સમજવું ? ( દરેક ઠેકાણે મી. વરતેજીએ ઉલટ સુલટ જણાવેલ છે ! )

૩—" સારાંશમાં આદમ, **શીશ**, ઇબરાહીમ, ઈસમાઇલ અને અલી એકજ વખતે નહોતા. આ હિસાબ એક મનુષ્ય જુદા જુદા ડરેસ પહેરે, તેમ દેખાવ જુદો જુદો લાગે, પરિણામે તો એકજ મનુષ્ય હોય છે. "

**તપાસ**—જો હ. આદમ અને હ. શીશ એકજ વખતે નહોતા, તો હ. આદમે હ. શીશને વસી કેવી રીતે નીમ્યા ? તેવી રીતે હ- ઇબરાહીમે પણ હ. ઇસ્માઇલને વસી કેવી રીતે નીમ્યા ? હ. આદમ પિતા તરીકે, અને હ. શીશ પુત્ર તરીકે, એકજ સમયમાં હતા, અને તેવીજ રીતે હ. ઇબ્રાહીમ અને હ. ઇસ્માઈલ પણ હતા. ભલે જુદા જુદા ડરેસ હોય, પણ પિતા તે પિતા અને પુત્ર તે પુત્રજ રહેશે. તેમજ મનુષ્યોમાં પણ એક બીજામાં ચઢઉતર દરજ્જા અને

વધતી ઓછી અક્કલ હોય છે. "પરિણામે તો એકજ મનુષ્ય હોય છે" એ કોઈ રીતે સિધ્ધ થતું નથી. હ. આદમ અ. ના માટે ખુદાના તરફથી સફીયુલ્લાહનો લકબ અતા કરવામાં આવેલ, જે હ. શીશના માટે ન હતો. હ. ઇબ્રાહીમનાં માટે ખલીલુલ્લાહ લકબ હતો, અને હ. ઈસ્માઇલના માટે ઝબીહુલ્લાહ લકબ હતો. મતલબ કે ખુદાવંદ તઆલાએ પોતાની મસ્લેહત મુજબ દરેક પયગમ્બરોના માટે જુદા જુદા દરજ્જા મુકરર કરેલ. ( ખુદ મી. વરતેજી એ જવાબ ના. ૧૦ માં હ. ઇસા, હ. મુસા અને હ. દાઉદને ઉલુલ અઝમ ( મ્હોટા દરજ્જાના ) જણાવેલ છે, તો "પરિણામે તો એકજ મનુષ્ય હોય છે" એ તેમનું કથન કેવી રીતે સત્ય થઈ શકે છે ! )

૪—"પારસી યહુદી, ઇસ્માઈલી, ખ્રીસ્તી, અને અરબ્બી તેમજ બ્રાહ્મણ વાણીયા, ક્ષત્રી અને મુસ્લમીનના પહેરવેશ ઉપરથીજ જુદા જુદા દેખાય છે. તેમ એક મનુષ્ય પણ જો એ બધા ડરેસ પહેરે, તેથી માણસ બીજો હોતો નથી, પણ તેણે જુદા જુદા ડરેસ ધારણ કરી તેવા દેખાવો દીધા—એવીજ રીતે અવતારો જુદા દેખાય છે, પરંતુ એકજ નુર હતું."

તપાસ—એ મુદ્દામાં મી. વરતેજીએ સફાઇ કરેલ છે ! દરેક કોમવાળા પહેરવેશથી જુદા જુદા દેખાય છે, એમ મી. વરતેજી જણાવે છે *—પણ દરેક કોમવાળાઓના આચાર વિચાર, નીતી રીતી, ધાર્મિક માન્યતાઓ વી૦ વી૦

* પણ કોમી ડ્રેસમાં પણ અપવાદો જણાય છે. ઘણાઓ બીજી કોમોના પોશાકો ધારણ કરે છે. ખાસ કરીને ખ્રીસ્તી (નસારા) નો પોશાક તો ઘણાઓ પહેરતા જોવામાં આવે છે; ત્યારે પોશાક ઉપર કોમ કોમની ઓળખનો સિદ્ધાંત કેવી રીતે ટકી શકે છે ?
'છમ'

જુદી જુદી તરેહની હોય છે, તેનું કેમ ? મતલબ કે એ દાખલાથી મી. વરતેજી, અવતારોનું એકપણું કોઇ રીતે પણ સાબેત કરી શકતા નથી. બાકી એ મુદ્દામાં એક નવીનતા જોવામાં આવે છે કે—ઇસ્માઇલીયો અને મુસલમાનોને આડકત્રી રીતે મી. વરતેજી જુદા ગણાવે છે ! શું **ઇસ્માઇલીયોની** ઓળખ માટે ખાસ કોઇ જુદો ડ્રેસ છે ખરો કે ?

૫—" તમોએ જે પ્રશ્ન કર્યો છે, તેમાં હ. **મહમદ, અલી, ફાતેમા, હસન** અને **હુસેનજ** ખુદાના નુરનું સ્વરૂપ કહેવાય છે, તેના જુદા જુદા શરીરો એક જમાનામાં સાથે હતાં, તેથી પાંચ ખુદાઇ નુરનાં સ્વરૂપ હતા એમ કહેવાય નહિ ? તમો પ્રશ્ન કરો છો, તો બિરાદર, આ સમજવા માટે એક **દીવાનું દ્રષ્ટાંત** લેઓ, અને પાંચ દીવાના સાધન જુદા જુદા આકારનાં એકી વખતે હોય, તો તે પાંચ ગણાય કે કેમ ? તો જરૂર તે પાંચ દીવા કહેવાય, પણ જેઓ ઈલમમાં પુર્ણ છે તેઓ પાંચ દિવા છે એમ નથી કહેતા, કારણ કે પાંચ જુદા જુદા આકાર હોવા છતાં, કાર્ય તો પાંચેનું એકજ હોય છે કારણ કે પાંચ દીવાના પાંચ પ્રકાશ પડતા નથી, પણ એકજ પ્રકાશનો જોશ બહાર આવે છે."

**તપાસ**—મારો સવાલ એવી રીતે હતો કે—"ખુદાનું નુર* હઝરત મહમદ, હઝરત અલી, હઝરત ફાતમા હઝરત હસન તથા હઝરત હુસેનમાં હતું, એ નુર અગર અવતાર રૂપે ગણીએ તો, એ નુર હઝરત આદમથી પેઢી દર પેઢી ચાલ્યું હતું. તો હઝરત આદમથી પયગમ્બર હઝરત મોહમદ સાહેબના જેટલા વડવાઓ થયા તે પણ અવ-

* ખુદાનું અતા કરેલું નુર.

જીમ.

તાર રૂપે ગણી શકાય કે નહિં ? તો એ હિસાબે કેટલા અવતારો થયા ? " તો એ મારા સવાલના રૂપમાં મી૦ વરતેજીએ કેવો ફેરફાર કરેલ છે તે વાંચકો ઉપરથી જોઇ શકયા હશે.

હવે—પંજતન પાક અ. નાં નુરની બાબતમાં કહેતાં, એટલું તો ચોકકસ છે કે પાંચે બુઝર્ગવારો એકજ સમયમાં હતાં, અને તેઓ સર્વેમાં ખુદાનું અતા કરેલું નુર હતું. ( અને જેનો ઈન્કાર મી૦ વરતેજી પણ કરી શકે તેમ નથી. ) તો " એકજ નુર મુન્તકલ થતું રહે છે અને તે અવતાર છે. " એવી મી. વરતેજીની થીયરી કેવી રીતે ટકી શકે છે ? એ થીયરીને ટકાવવા ખાતર મી. વરતેજી પાંચ દીવાઓનો દ્રષ્ટાંત ટાંકે છે—પણ તેમાં પહેલે પોતે કબુલ કરે છે કે, " પાંચ દીવાના સાધન એકી વખતે જુદા જુદા હોય તો જરૂર તે પાંચ દીવા કહેવાય " પણ પાછા " જેઓ ઇલ્મમાં પુર્ણ+ છે તેઓ પાંચ દીવા નથી કહેતા, કારણ કે કાર્ય પાંચેનું એકજ છે " એમ જણાવે છે. જો કે દીવાઓનું કાર્ય પ્રકાશ પાડવાનું હોય છે, પણ તે દીવાઓ જુદી જુદી કીસમના અને લાઇટ પણ જુદા જુદા રંગની હોય તો ? ત્યારે તો જરૂર એમ કહેવામાં આવશેજ કે આએ દીવાની લાઈટ આવી કીસમની છે, અને આની લાઇટ આવી કીસમની છે. ( જો કે પંજતને પાક અ૦ ના માટે એ બાબતમાં દીવાઓનું દ્રષ્ટાંત આપવું એ હું યોગ્ય ધારતો નથી, તે બુઝર્ગવારોની શાન એ દ્રષ્ટાંતથી ઘણી બુલંદ છે ! ચે નિસ્બત ખાકરા બા આલમે પાક ! ! ! પણ મી વરતેજીએ જ્યારે એ

+ ઇલ્મમાં પુર્ણ કોણ ? મી. વરતેજી જેવાઓ, કે બીજા કોઇ ? તેનો ખુલાસો મી૦ વરતેજીએ કરવો જોઇએ.

" જીમ "

દ્રષ્ટાંત ટાંકેલ છે, ત્યારે તે દ્રષ્ટાંતથી દલીલ કરવી પડે છે.) તેવીજ રીતે પંજતને પાક અ. ના દરજ્જા સબંધેના વિવેચનમાં નહિં ઉતરતાં, એટલું તો જરૂર કહીશ કે હ૦ મોહમ્મદ મુસ્તફા (સ૦) નબી હતા, બીબી ફાતમા અ૦ ન તો નબી હતાં અને ન તો ઇમામ હતાં જ્યારે હ. હ૦ અલી, હ૦ હુસન અને હ૦ હુસૈન (અ૦) ઈમામો હતા. મતલબ કે મી૦ વરતેજી જે દીવાઓનું દ્રષ્ટાંત આપે છે, તે કોઇ રીતે પણ કાર્યસાધક નથી.

૬—"ગદીરે ખુમની હદીસ વાંચો જેમાં હ૦ રસુલે ખુદાએ અલીની એકતા માટે લહમક લહમી, જીસ્મકા જીસ્મી, રૂહકા રૂહી—નુરકા નુરી ફરમાવેલું છે. એટલે હું ને અલી બે નથી પણ એકજ છીએ."

તપાસ—પહેલે તો ઉપરોકત વાકયો ગદીરે ખુમના સમયે હ૦ રસુલ સ૦ મે ઉચ્ચારેલ છે, કે બીજા કોઇ પ્રસંગે ? તેના માટે મી૦ વરતેજીએ ગદીરે ખુમવાળી હદીસ ટાંકી બતાવવી હતી. હવે—મજકુર વાકયો હ૦ રસુલ સ૦ મે ફરમાવેલ, તે મી૦ વરતેજીની માન્યતા રૂપે નહિં. પણ મોહબ્બત વી૦ ના કારણેજ ફરમાવેલ છે. (વધુ ખુલાસા માટે "જવાબ ના૦ ૬ ની તપાસ" વાળું પ્રકરણ જુઓ.)

૭—"અને ખુદા એક છે—પણ બહુ છે—પણ બે નથી—તેનો અર્થ ઇલ્મી શબ્દોમાં સમજશો કે, વાહદતમાં કસરત અને કસરતમાં વાહદતનો મસલો કોઇ આલીમ પાસેથી પણ શીખીને એકથી દસ સુધીની સંખ્યા એકનું બહુપણું છે, પણ બે નથી એમ સમજો."

**તપાસ**—વાહરે, ઇસ્લામી શબ્દોમાં અર્થ, વાહ ! " એક છે–પણ બહુપણું છે." એ કયા આધારે જણાવવાને મારા વિદ્વાન મિત્ર બાહેર પડયા છે ? તેની ખબર પડતી નથી ! જ્યારે " એક " હોય, ત્યારે " બહુપણું " કેવી રીતે કહેવાઇ શકાય ! અને " બહુપણા " ને "એક" કેવી રીતે કહેવાઇ શકાય ? જ્યાં **વાહદત**[1] નો શબ્દ હોય, ત્યાં **કસરત**[2] કહેવાઈ શકાય નહિં; અને જ્યાં **કસરતનું** નામ પડયું ત્યાં કોઈ રીતે પણ **વહદતનું** નામ ટકી શકતું નથી. એ મસઅલો શરીઅતી **આલેમોનો** તો નથીજ, બાકી કેટલાક **સુફીઓ** એ બાબતમાં વગર ફોકટની માથા-ફોડ કરી ગયા છે; અને મી૦ વરતેજી તેનું અનુકરણ કરવા લાગ્યા છે ! મ્હાન હ૦ **અલી** અ૦, કે જેઓ સંપુર્ણ જ્ઞાની હતા, જેઓને ખુદાના તરફથી **ઇલ્મે લદુન્ની** અતા કરવામાં આવેલ, બલ્કે હ૦ રસુલે ખુદા સ૦ મે જેઓને **બાબે ઇલ્મ** ફરમાવેલ–તેઓ બુઝર્ગવાર ફરમાવે છે—

> " અને તે પરવરદીગાર એવો છે કે તેની સમાન કોઇ નથી અને તે **એક** ગણત્રી માટે બોલવામાં આવે છે તે નહીં, બલકે તે **હકીકી એક** છે એટલે જેની પાછળ બે **નથી**. "

( 'નહજુલ બલાગાહ' ખુતબો ના. ૬૧ માંથી–પેજ ૬૯–૭૦ )

ઉપરના ફરમાનથી મી૦ વરતેજી જોઇ શકશે કે, ખુદાતઆલા એવો **એક** છે કે જેની પાછળ બે નથી. મી૦ વરતેજીએ એકથી દસ સૂધીની સંખ્યાનો જે દાખલો આપ્યો છે. તેમાં ગણત્રી સબંધી દાખલો લેતાં, જો કે 'એક' 'દસ' સૂધીની સંખ્યાની શરૂઆત ગણાય, પણ તે પણ જ્યાં 'બહુપણું' ( બે–ત્રણ–ચાર વી૦ ) આવ્યું ત્યાં 'એક' કહેવાતું નથી. એતો ગણત્રીની રીત પ્રમાણે પણ મી૦ વરતે-

---

૧. એકપણું. ૨. બહુપણું.

જીની થીયરી સિદ્ધ થતી નથી, ત્યારે ખુદાવંદ તઆલા માટે તો (ઉપરનાં હ૦ અલી અ૦ ના ફરમાન મુજબ) 'ગણત્રી માટેના એકનો' પણ દાખલો અપાઈ શકાય તેમ નથી.

૮—" અને આવીજ દલીલ વેદની શરૂતિમાં છે, કે–**એકોહ બહુસયાયેમ પ્રજાયાં**–એટલે હું એક છું અને બહુ થાઉં–એ વાક્ય **ઇશ્વરી** છે–તેવીજ રીતે કુરઆને શરીફમાં " **કુલહો વલ્લાહો** અહદ " એટલે ખુદા એક છે, પણ સુરતન **નુર**માં ( ૩૪ મી આયતમાં છે. અલ્લાહો નુરૂસ સમાવાતે વલ અર્ઝ–એટલે " જમીન અને આસમાનનું નુર તેજ અલ્લાહ છે–"

**તપાસ**—પહેલે તો " **એકોહં** " વાળું વાક્ય **ઇશ્વરી** છે–એ મી૦ વરતેજીએ સાબેત કરી બતાવવું જોઇએ. વળી એ વાક્ય વેદની **શ્રુતી**માં હોય, અને તેનો ભાવાર્થ પણ એવીજ રીતનો થતો હોય, તો તે પણ મી૦ વરતેજીએ પુરવાર કરવું જોઇએ; પણ તે મી૦ વરતેજીએ ફક્ત લખી નાખેલ છે. હવે કદાચ એ વાક્ય વેદમાં હોય પણ તેનો ભાવાર્થ પણ મી૦ વરતેજીના જણાવવા મુજબ થતો હોય, છતાં એ દલીલ કાર્યસાધક થઈ શકે તેમ નથી. સબબ કે એ પ્રશ્નનું નિરાકરણ ઇસ્લામી રીતીએ કરવાનું છે ( અને મુદ્દા ના૦ ૭ મુજબ મી૦ વરતેજીએ એ પ્રશ્ન ઇસ્લામી શબ્દોમાંજ ઉકેલવાનું બીડું ઝડપ્યું છે; બલ્કે એ પ્રશ્ન માટે ઇસ્લામી આલીમ પાસેથી શીખવાનું સૂચવેલ છે.) તો ઇસ્લામી રીતી મુજબ તો ખુદ મી૦ વરતેજીએ " કુલ્હો વલ્લાહો અહદ " નો ફકરો લખીને " એકોહં બહુસયાયેમ " વાળા ફકરાને રદ કરેલ છે. ( એ પણ ખુદાની કુદરત છે કે વેદના વાકયથી " એકમાંથી બહુ " નો વાક્ય સિદ્ધ કરવા મથન કરેલ, અને પાછો પોતેજ ઇસ્લામી

રીતે "ખુદા એક છે" થી તેનું ખંડન કરે છે!) પણ "કુલ્હો વલ્લાહો અહદ" વાળો ફકરો લખ્યા પછી, વળી મી૦ વરતેજી પોતાની અસલી આદત ઉપરે આવતાં "અલ્લાહો નુરૂસ્સમાવાતે વલ અર્ઝ" વાળા ફકરાથી જુદો ભાસ આપવા તજવીઝ કરે છે! પણ પાક કુરઆને શરીફમાં એક બીજાથી વિરૂધ્ધ માન્યતા હોઈજ ન શકે, એ મી૦ વરતેજીએ ખુબ યાદ રાખવું જોઈએ. નુર વાળી આયતનો જાહેરી અર્થ "અલ્લાહ આકાશો અને પૃથ્વીનું નુર છે" એમ થાય છે, (જુઓ પ્રોફેસર કૃત તરજુમો પેજ ૬૭૯,) પણ મી૦ વરતેજીએ તે અર્થ ઉલ્ટાવીને લખેલ છે. છતાં તેથી પણ "વહદતમાં કસરત" વાળી મી૦ વરતેજીની થીયરી કોઇ રીતે પણ સિધ્ધ થતી નથી. (વધુ ખુલાસા માટે તફ્સીરો જુઓ.) એ ફકરાથી અલ્લાહ તઆલાનું **સર્વ વ્યાપકપણું** અને **સર્વ શકિતવાન પણું** વી૦ સાબેત થશે, પણ "બહુ ખુદાઓ" ની થીયરી કોઇ રીતે પણ સાબેત થઇ શકશે નહિં.

૯—"આ રીતે **મહમદ** અને **અલી** * ગદીરે ખુમમાં એકપણે જાહેર થયા. તેવીજ રીતે **હસન** અને **હુસેન** પણ એકપણે હતા,+ બીબી ફાતમાનુઝ ઝોહરા માટે હ૦ રસુલે ખુદાએ કહેલું છે–**બીજ અતુન મીન્ની**–એટલે **ફાતમા** મારા શરીરનો **એક ટુકડો છે**, તેને

* એ બુઝર્ગવારોના માટે મી૦ વરતેજીને કોઇ માનનો શબ્દ પણ જડયો નહિં, સીધા સાદા નામોજ લખી કહાડયાં છે!

+ અહીંયા તો મી૦ વરતેજી હ૦ ઇમામ હસન અને હ૦ ઇમામ હુસેન (અ૦) ને એકપણે જણાવે છે, પણ અફસોસ છે કે, તેઓ એક બુઝર્ગવારને ઇમામતને લાયક ગણે છે અને બીજા બુઝર્ગવારને ઇમામતને લાયક નથી ગણતા!

"જીમ"

કેમ જુદા ગણી શકાશે ? અલીનો સબંધ પણ જુદા પાડી શકતો નથી. હસન ને હુસેનની તરીકેનો સબંધ, તો એકાકારની પુરી સમજ છે–આ રીતે એ પંજેતન આલેઅબા છે આયતે તતહીર તેનો હવાલો છે, તો ઈસ્લ મુદ્દા તેને ખુદાઇ નુર તરીકે જુદો ગણતાજ તેઓ જુદા હતાજ નહિં, એકજ સ્વરૂપે હતાં. અવતાર ગણવાની મી૦ જીમ, તમારી પધ્ધતિ ઇ મુજબ નથી."

તપાસ—આ મુદ્દામાં મી૦ વરતેજીએ મુખ્ય ઉડાવવા ખાતર ખુબ સફાઇ વાપરી છે ! તેઓ પાંચે ગંવારમાં ખુદાનું અતા કરેલું નુર હતું, તેઓમાં નહતી, સર્વે આલેઅબા કહેવાય છે, આયએ ત તેઓની શાનમાં છે, એ સવે ખરૂં–પણ તેઓની સ એકનીજ હતી કે પાંચની ? અને તેઓ એકજ હતાં, કે પાંચ સ્વરૂપે × ? એજ મુખ્ય પ્રશ્ન છે. ( કે મી૦ વરતેજી વી૦ નુરને અવતાર ગણાવવા માંગે તો એ પાંચે બુઝર્ગવારોમાં ખુદાઇ નુર હતું–ત્યારે તે અવતાર ગણાય, કે પાંચ અવતારો ? એજ મુખ્ય

× હ૦ અલી અ૦ અને હ૦ રસુલ સ૦ ના એકજ માટે મી૦ વરતેજીએ ગદીરે ખુમનો ઇશારો કરેલ છે, પણ તે હ૦ રસુલ સ૦ એ ફરમાવેલ કે "હું જેનો મૌલા ( હાકેમ–માલેક ) છું, તેનો અલી મૌલા છે" પણ એમ તો નહોતું વ્યું કે, અમો એકજ સ્વરૂપે છીએ ? હઝરત પોતે નબી હત હ૦ અલી ઈમામ હતા, એટલે એમ ફરમાવેજ કેમ ? તેવીજ બીજી વાતમાં અ૦ ના માટે જો કે "શરીરનો એક ટુકડો" વેલ–પણ એકજ સ્વરૂપે ફરમાવેલ નથી.

" જી:

હતો.) અને તે પંજતન પાક અ૦ તરીકે તેઓ બુઝર્ગ-વારો ગણાય છે, જેથી સિધ્ધ થાય છે કે તેઓ પાંચતનો હતાં.

કદાચ, હજી પણ મી૦ વરતેજી પોતાની ખોટી માન્યતાને વળગી રહેવા માંગતા હોય કે, "ભલે શરીરો પાંચ હતાં પણ નુર તો એકજ હતું" તો તેના માટે મી૦ વરતેજીને એજ જવાબના મુદ્દા ના૦ ૫ ની તપાસ ફરીથી જોઈ જવા ભલામણ કરીશ. પણ એક નુરની દલીલમાં પણ મી૦ વરતેજી ટકી શકે તેમ નથી. કારણ કે એ જવાબની શરૂઆતમાંજ મી૦ વરતેજી કહી ગયા છે કે "અવતાર પણ પ્રભુની જ્યોતી જે દેહમાં ધારણ થએલી હોય છે, તેને કહેવામાં અવે છે." તો જ્યારે તેની તેજ જ્યોતી હોય, ત્યારે દસ અવતારો કહેવાનું પ્રયોજન શું? ત્યારે મી૦ વરતેજીના ટોળામાં દસ અવતાર ગણવામાં આવે છે તેનો સાર્થક શો?

છેવટે મી૦ વરતેજીએ જે જણાવેલ છે કે—"તેઓ જુદા હતાજ નહિં, એકજ સ્વરૂપે હતા. તેનો અવતાર ગણવાની મી૦ જીમ તમારી પધ્ધતી ઈસ્લામ મુજબ નથી." જેના માટે હું ઘણો અજબ થયો છું! હું તો એમ કહું છું કે અવતારની માન્યતાજ ઈસ્લામી પધ્ધતીસર નથી પછે તે પંજતને પાક અ૦ ને એક સ્વરૂપે ગણીને હોય, અથવા પાંચ સ્વરૂપે ગણીને હોય! અથવા તે બુઝર્ગવારો-માંના કોઇના માટે પણ અવતારની માન્યતા જણાવવામાં આવતી હોય, તો તે પણ ઇસ્લામી પધ્ધતી સર નથી; બલ્કે ઇસ્લામમાં અવતારની માન્યતાનો સદંતર નિષેધ છે. (પણ મી૦ વરતેજી એજ જવાબમાં ઈમામતને અવતાર તરીકે ગણાવી ગયા છે, તેનું શું?)

# જવાબ નાં૦ ૧૪ ની તપાસ.

મારા સવાલ નાં૦ ૧૪ માં, હ૦ ઇમામ હસન અ૦ માં નુર મોજુદ હોવા છતાં ઇમામતમાંથી કાઢી નાખવાનું કારણ પૂછેલ—જેના મી. વરતેજીનાં જવાબમાંથી નીચેના મુદ્દાઓ નીકળે છે—

૧—"જેનો બાપ ઇમામ હોય,-પોતે ઇમામ હોય, અને તેનો છોકરો પણ ઇમામજ હોય.—આ **નર નસલ**ની ખરી વ્યાખ્યા છે. તેમાં **ભાઇનો** સમાવેશ થઇ શકતો નથી એટલે ભાઇને ઇમામત સોંપાતી નથી; અને કોઇએ સોંપી નથી, અને કોઈ સોંપ્યાની દલીલ કરે તો, તે ઉપલા મુકરર ધોરણે જુઠી છે."

**તપાસ**—એ મુદ્દામાં મી. વરતેજીએ ભાન ભુલીને વિવેચન કરેલ છે. એવું **મુકરર ધોરણ** મી. વરતેજીને કોણે કરી આપ્યું? એના માટે મી૦ વરતેજી કોઇ સનદ કે પુરાવો આપશે ખરા? કે જેમ ફાવે તેમ લખ્યાજ જવું ? ! ! હ૦ મુસાએ પોતાના ભાઈ હારૂનને **વસી— વઝીર** નીમેલ, ( જેના માટે હકીમ સલીમ સાહેબે, વસી **અને સામેત** લખેલ છે, ) તે શું, મી. વરતેજી ભુલી જાય છે ? કદાચ મી. વરતેજી અત્રે એમ કહેવાને તૈયાર થઈ જશે કે, હ. મુસાએ હ. હારૂનને **વઝીર** અને **વસી** તરીકે નીમેલ એ ખરૂં, પણ હ. હારૂન તો **પયગમ્બર** હતા—તો હું મી. વરતેજીને ખુદ હ. અલી અ. નોજ દાખલો આપીશ. હ. અલી અ. તો **ઇમામ** હતા કે નહિ ? તેઓની ઈમામ તરીકેની નીમણુંક હ. રસુલે ખુદા સ. મે કરેલ, ( જેના માટે ખુદ મી. વરતેજી વારંવાર **ગદીરે ખુમનો** દાખલો આપે છે, ) તો હ. અલી અ. હ. રસુલે ખુદા સ. નાં (કાકાઈ) ભાઇ થતા હતા કે નહિં ?

હવે—મી. વરતેજી **નરનસલ** * ની વ્યાખ્યા કરતાં ઈમામ કોણુ થઇ શકે છે ? તેના માટે જે જણાવે છે કે—" જેનો બાપ ઇમામ હોય, પોતે ઇમામ હોય, અને તેનો છોકરો પણુ ઇમામજ હોય " તો તેના માટે જણાવવાનું કે—મી. વરતેજી, આગાખાની ઇમામતનાં સીલસીલાને હ. ઇબ્રાહીમથી જણાવીને હ. ઇબ્રાહીમ અ. ને **ઇમામ** તરીકે જણાવી ગયા છે—તો શું, હ. ઇબ્રાહીમનાં પિતાશ્રી ઇમામ હતા ખરા ? એ મી. વરતેજી સાબેત કરી દેખાડશે કે ? વળી હ. ઇબ્રાહીમનાં ફરઝંદ હ. ઇસ્માઇલને પણુ મી. વરતેજી **ઇમામ** તરીકે જણાવી ગયા છે—તો હ. ઈસ્માઇલના ફરઝંદ પણુ ઇમામ હતા ? એ મી. વરતેજી પુરવાર કરશે ખરા ? મતલબ કે—મી. વરતેજીની વ્યાખ્યા તદન ઢંગ ધડા વગરનીજ છે.

૨—" અહીં મને યાદ આવે છે કે, હ. ઈમામ જાફર સાદીકે હ. ઇસ્માઇલ ને ઇમામત આપી હતી, "પરંતુ તે પોતાની હયાતીમાં ગુજરી જવાથી—નાના ફરઝંદ મુસા કાઝીમને ઇમામ બનાવ્યા " પણુ તે ઇમામતની શાન જોતાં ગલત ઠરે છે. કારણુ કે ઇમામત એક ખુદાઈ પાવર છે, અને તે ભવિષ્યમાં થનાર બાબતો પણુ જાણે છે, તો જો ઇસ્માઈલને ઇમામત આપી હોય, ને તે ગુજરી જવાના હતા, તે જાફર સાદેક જાણુતા ન હોય, એમ કહેવું તે જાફર સાદેક ઉપર ઇલઝામ લગાડવા સરખું છે, અને તે ઈમાનદારીથી વેગળું છે."

---

* એ શબ્દ મી. વરતેજીએ ઠેકઠેકાણે જણાવેલ છે, પણુ એ શબ્દ કયાંથી લાવ્યા અને શબ્દ વાપરવામાં શો હેતુ છે ? તેની કાંઇ સમજ પડતી નથી.

"જીમ"

**તપાસ**—ભાઇના માટે મી. વરતેજીને પાછળથી એ દાખલો ખુબ યાદ આવ્યો, પણ વળી એ દાખલામાં મી. વરતેજી, ઇમામતની **શાન**નાં ઓઠા હેઠળ મનઘડત **તાવીલ** કરવા લાગ્યા છે ! પણ હ. ઇસ્માઇલને ઈમામત આપવામાં આવી હતી—એ સાબેત કરીને, ત્યાર પછી મી. વરતેજી ઈમામતની **શાન** જોવાને નીકળ્યા હતે, તો બેહતર હતું. ( કાંતો મી. વરતેજી ઇમામનાં કાર્યમાં ચુનોચેરા કરવાની મનાઇ કરવા નીકળે છે; અને કાંતો પોતે **શાન** જોવાના પોતાને અધીકારી સમજે છે ! ! ! ) હવે કદાચ વાદવિવાદ ખાતર એમ પણ ધારી લઇએ કે, ઇમામ જાઅફરે સાદેક અ. મે પોતાની પછીના **વસી** તરીકે હ. ઇસ્માઇલની નીમણુંક કરેલ—પણ જ્યારે તેઓની હયાતીમાંજ હ. ઇસ્માઈલ ગુજરી ગયા, ત્યારે શું, પોતાના બીજા ફરઝંદની **વસી** તરીકેની નીમણુંક કરવાનો ઈમામ જાઅફરે સાદેક અ. ને અધિકાર નહતો ? અલબતા તેઓને સંપુર્ણ અધિકાર હતોજ. વળી મી. વરતેજી જે જણાવે છે કે-હ. ઇસ્માઇલ ગુજરી જવાના હતા, એમ ઇમામજાફર સાદીક અ. જાણુતા હતે તો હ. ઇસ્માઇલને ઇમામત કેમ આપતે? તો તેના માટે પહેલે તો તેઓએ હ. ઇસ્માઇલને ઇમામત અપાઇ હતી એમ સાબેત કરવું જોઇતું હતું. વાદવિવાદ ખાતર કદાચ એમ પણ ધારી લઇએ કે, હ. ઇમામ જાઅફરે સાદેક અ. જાણુતા હતા કે હ. ઇસ્માઇલ તો ગુજરી જશે, છતાં **વસી** તરીકે તેઓની નીમણુંક કરી—તો એમાં જાઅફરે સાદેક અ. ઉપરે ઈલ્ઝામ લગાડવા જેવું કેવી રીતે છે ? તેની ચોખવટ મી. વરતેજી કરી બતાવશે કે ? શું, હઝરત મુસા અને હ. હારૂનનાં દાખલાથી મી. વરતેજી અજાણુ છે કે ? ( વધુ ખુલાસા માટે " ફાતમી દાવતે ઇસ્લામ ઉપરે એક નજર ", " હકકુલ કલામનાં લખાણુ

ઉપરે નીગાહ," " હબીસ્તાનુલ મઝાહેબ ઉપરે એક નજર" વી૦ વી૦ પ્રકરણો જુઓ. )

૩—" પણ એ ખરૂં હતું કે, મુસા કાઝીમને ઇમામત આપવા માટે મામુન રશીદ કે જે તે વખતનો બગદાદનો વજીર હતો, તે મુસા કાઝીમની માતાનો ભાઈ થતો હોવાથી, રાજદ્વારી લડતથી ઇમામત માટે જાઅફરે સાદેકને દબાણ કર્યું—પણ હ. જાફર સાદેકે હ. ઇસ્માઇલને નસ અવ્વલ કર્યા પછી તે સોદાગરનાં વેશમાં ખરા ઇમાનદારોની બયત લેતા હતા—જે તવારીખમાં મશહુર છે—(વાંચો લઈલુન નેહારા ) તથા તવારીખે ફીરીશ્તા. પણ હ. ઇસ્માઇલને નસ અવ્વલ કર્યા પછી તે હઝરત જાફર સાદેકની હયાતીમાં ગુજરી ગયા અને તેને દફન કરતી વખતે જાફર સાદેકે જાહેર કર્યું કે—"અચયો હન્નાસ" ઇસ્માઇલ ગુજરી ગયા છે, તમે લોકો ભુલ ખાતા નહી—હું ઈમામતનો હકદાર મુસા કાઝીમને ઠેરાવું છું. આ રિવાયત તદન જુઠી અને બનાવટી તથા રાજદ્વારી કાવત્રાંનું પરિણામ હતું—અને આ સમજ ફેરના લીધે હતું. રાજદ્વારી દબાણનાં લીધે ઇમાનદારો ચુપ હતા. "

**તપાસ**—એ મુદ્દાની પહેલી હકીકત માટે ( પોતાના લખાણની સત્યતા ખાતર ) મી. વરતેજીએ " લઈલુન નેહારા " તથા " તવારીખે ફીરીશ્તા " ની સનદો ટાંકેલ હતે, તો વાંચકો મી. વરતેજીની સત્યતા જોઇ શકતે. " લઇલુન નેહારા " કઇ ભાષામાં છે ? કોના તરફથી પ્રગટ થઇ છે ? કર્તા કોણ છે ? એ હકીકત કયા પૃષ્ટમાં છે ? એટલી હકીકત મી. વરતેજીએ જણાવી હતે, તો પણ જીજ્ઞાસુઓ તે જોતે. " તવારિખે ફીરીશ્તા " માંથી

જે હકીકત " ઇસમાઇલીયા ઇમામત " નાં મથાળા નીચે મી. વરતેજીએ આપેલ, તેમાં ઉક્ત હકીકત બીલકુલ જોવા-માંજ આવતી નથી. ( વાંચકોએ " વેદિક-ઇસ્લામ " માં તે પ્રકરણ જોઇ જવા કૃપા કરવી. ) બાકી તેમાં બીજી હકીકતો જણાવેલ છે, અને તેની તપાસ 'ઇસ્માઇલીયા ઇમા-મતની તપાસ " વાળા પ્રકરણમાં કરી ગયો છું. મામુન રશીદ તે વખતે બગદાદનો વજીર હતો અને હ. મુસા કાઝીમ અ. નો મામો થતો હતો-એ પૂરવાર કરી આપવા માટે મી વરતેજીને ચેલેન્જ કરૂં છું. ( મામુન રશીદ તો હારૂન રશીદનો પુત્ર હતો-તે માટે કોઇ પણ તવારિખ જોતાં મી. વરતેજી જાણી શકશે. શું, ઇમામ મુસા કાઝીમ અ. બગદાદનાં હાકેમ હારૂન રશીદનાં નવાસા થતા હતા ? ! )

હ. ઇસ્માઇલ માટેની નસ બાબતનો ખુલાસો (ઉપર) મુદ્દા ના. ૨ ની તપાસમાં કરી ગયો છું. હ. ઇસ્માઇલ અ. પોતાના પિતાશ્રીની હયાતીમાંજ ગુજરી ગયા હતા-તે માટેના સંપુર્ણ મજબુત પુરાવાઓ " હ. ઇસ્માઇલ દબને ઇમામ જાઅફરે સાદેક અ. " વાળા પ્રકરણમાં આપી ગયો છું. પણ એ બાબતને મી. વરતેજી રાજદ્વારી કાવત્રાં ગણાવે છે, અને દબાણનાં લીધે ઇમાનદારો ચુપ રહ્યા-એમ જણાવે છે ! ! ? મી. વરતેજીએ, ઇસ્માઇલ અ. ની વફાતની મજબુત સનદોને રદ કરી બતાવવી હતી, અને ત્યાર પછી રાજ્યદ્વારી કાવત્રાંઓ પૂરવાર કરી બતાવવાં હતાં. પણ અત્રે હું મી. વરતેજીનું ધ્યાન ખેંચવા માગું છું કે-હ. ઇસ્મા-ઇલ જીવતા હતા, છતાં હ. ઇમામ જાઅફરે સાદેક અ. મે ( રાજ્યદ્વારી કાવત્રાંથી ) તેઓના ગુજરી જવાનું જાહેર્યું હતું કે ? ઇમામત જેવી જબરદસ્ત બાબતમાં હ. ઇમામ જાઅફરે સાદેક અ. ( રાજ્યદ્વારી કાવત્રાંથી ) દબાઇ ગયા હતા કે ? વળી ઇમામત જેવી બાબતમાં (દબાણના લીધે) ઇમાનદારો ચુપ રહ્યા હતા ખરા કે ? અને જ્યારે ઇમાન-

કારો ચુપ રહ્યા હતા, ત્યારે ( મઆઝલ્લાહ ) હ. ઇમામ જાઅફર સાદેક અ. મે રાજ્યદ્વારી કાવત્રાંના પરિણામે (હ. ઇસ્માઇલ જીવતા હતા છતાં ) હ. ઇસ્માઇલનાં ગુજરી જવાનું જણાવ્યું, તેની મી. વરતેજી જેવાઓને કયાંથી ખબર પડી ? મતલબ કે—એ હકીકત મી. વરતેજીએ તદ્દન ઉપજાવી કહાઢેલીજ જણાય છે. મુદ્દા નં૦ ૨ માં મી. વરતેજીએ જે " ઇલ્ઝામ લગાડવા જેવું " અને " ઇમાનદારીથી વેગળું " એવા જે વાકયો ઉચ્ચારેલ છે, તેનો અત્રે તેઓએ ખ્યાલ રાખવો જોઇતો હતો.

૪—" ઇમામ હસનમાં નુરે પંજતન હતું પણ નુરે ઇમામત તો હમેશાં એકજ જીસ્મમાં હોય છે અને જ્યાં સૂધી તે હ. અલીમાં મોજુદ હતું, ત્યાં સુધી હુસેનમાં પણ નહોતું. "

**તપાસ**—ફકત લખી નાખવા કરતાં મી. વરતેજીએ સનદો અને પુરાવાઓ આપવા જોઇતા હતા. "ઇમામત એકજ જીસ્મમાં હોય છે." એવાં મી. વરતેજીનાં કથન ઉપરે આવતાં પણ જેવી રીતે હ. અલી અ. પછી ઇમામ હુસેન અ. ના જીસ્મમાં ઇમામત આવી, તેવી રીતે હ. અલી અ. પછી ઇમામત હ. ઇમામ હસન અ. નાં જીસ્મમાં આવવાનું બનવા જોગ છે કે નહિં ? તો તે રીતે પણ ઇમામ હસન અ. ને ઇમામ ગણવા માટે મી. વરતેજીને શો વાંધો હતો ? (હ. ઇમામ હસન અ.ની ઇમામત માટેની સાબેતીઓ તેજ પ્રકરણમાં જુઓ.)

૫—" તે બાબતમાં તમારા સાતમાં સવાલના જવાબમાં દાખલા સહીત વિગતે સમજાવ્યું છે, તે વાંચશો તો સમજાશે કે—હ. હસનમાં નુરે ઇમામત હતુંજ નહી. તો કાઢી નાખવાનું શું હોય ?

**તપાસ**—ઇમામ હસન અ૦ માં નુરે ઇમામત નહતું—એ કોઇ રીતે પણ મી. વરતેજી ( સાતમાં જવાબમાં ) સાબેત કરી શકયાજ નથી. ( વધુ માટે " જવાબ નં૦ ૭ ની તપાસ " જુઓ. )

# જવાબ ના૦ ૧૫ ની તપાસ.

મારા ૧૫ માં સવાલનો મુળ હેતુ એ હતો કે-હાલમાં મી૦ વરતેજી વી૦ આગાખાની લેખકો "નાદેઅલી" વી૦ ઉપરથી હ૦ રસુલ સ૦ કરતાં હ૦ અલી અ૦ નો દરજ્જો શ્રેષ્ટ ગણાવવા મથન કરે છે, જેથી "નાદેઅલી" થી હ૦ અલી અ૦ નો મરતબો કેવી રીતે વિશેષ ઠરે છે? તેનો ખુલાસો મેળવવા સારૂ પ્રશ્ન કરેલ અને તેમાં "અના મદીનતુલ ઇલ્મ" વાળી હદીસથી પણ વિવેચન કરેલ જેનો જવાબ મી૦ વરતેજીએ આપેલ-તેમાનાં મુદ્દાઓ:—

૧—"**અના મદીનતુલ ઇલ્મ અલીયુન બાબોહા** એટલે હું ઇલ્મનું શાહેર છું. અને અલી દરવાજો છે, એ હદીસથી હ૦ અલીનો મરતબો વધારે છે તે સમજવાને પુરતું છે. તમારી ગણત્રી તો નબીનો મરતબો શાહેર તરીકે મોટો ગણવાની છે, પણ આ પ્રશ્ન તો અક્કલ બડી કે ભેંસ—એના જેવો શીયાઓ માટે કહેવાય."

**તપાસ**—શહેર કરતાં દરવાજાનો મરતબો મોટો ગણાવવાની મી૦ વરતેજીની થીયરીજ ઉંધી જણાય છે. "અક્કલ બડી કે ભેંસ" એ કહેવત મી૦ વરતેજી જેવા શીઆઓ માટેજ લાગુ પડતી હોય તો ભલે! બાકી કોઇ પણ શીઆઓ હ૦ અલીનો મરતબો (હ૦ રસુલ સ૦ કરતાં) કોઇ રીતે પણ શ્રેષ્ટ માનતાજ નથી.+ (અગર મી૦ વરતેજી એ માન્યતા ધરાવતા હોય કે શીઆઓ હ૦

+ બાકી "નુસૈરી" કે "ગુલ્લાત" નો પ્રશ્નજ નથી. એઓને શીઆહ તરીકે ગણી શકાયજ નહિં.

"જીમ"

અલી અ૦ ના મરતબા શ્રેષ્ટ માને છે, તો તે સનદોની સાથે મી. વરતેજીએ પુરવાર કરવું જોઇએ.) એ મુદ્દામાં મી. વરતેજીએ એ પણ ખ્યાલ રાખવો જોઇતો હતો કે, હદીસ ફરમાવનાર કોણ છે. જેથીજ સમજી લેવું હતું.

૨—"અહીં સમજવાને **નુકતો છે કે—શહેર** અને દર**વાજો** એ બેમાં કોની વધુ કીંમત? એમ તપાસીશું,—ધારો કે, એક શહેરમાં જરૂરી ચીજો માટે—એક મુસાફર જવા માગે છે, પણ જો તે શહેરનો દરવાજો બંધ હોય, તો મુસાફરનાં શા હાલ?"

**તપાસ**—એ દલીલજ મી૦ વરતેજીની થીયરીને તોડી પાડે છે. જરૂરી ચીજો માટે મુસાફરે જવાનું તો શહેરમાં છે કે નહિ? શહેરમાં જવા સિવાય તો **જરૂરી ચીજો** મલી શકે નહિં, એતો ચોક્કસ કે નહિં? એ ઉપરેથીજ મી૦ વરતેજીએ સમજી લેવાનું છે. ધારો કે—દરવાજો ખુલ્લો હોય, છતાં મુસાફર નતો પોતે શહેરમાં ગયો, અને નતો જતાં આવતાં કોઈ પાસેથી જરૂરની ચીજો મંગાવી લીધી; તો ખુલ્લો દરવાજો હોવા છતાં મુસાફરને **જરૂરી ચીજો** મળી જશે ખરી? *

૩—"હ૦ રસુલે ખુદાએ ફરમાવ્યું કે મારો દરજ્જો એક શહેર મિશાલ છે, અને અલીનો દરજ્જો તે શહેરના દરવાજા માફક છે,—એટલે પહેલો **દરવાજો** અને પછી **શહેર** તેવી રીતે ઇમામનો દરજ્જો પેગંબરી કરતાં પહેલો અને ચઢીયાતો છે. **જો ઇમામત ન હોય** તો પેગંબરી કોઈ વસ્તુ નથી."

* હ૦ રસુલ સ૦ અને હ૦ અલી અ૦ ની બાબતમાં એવી દલીલો હું યોગ્ય ધારતો નથી—પણ જ્યારે મી૦ વરતેજી પોતાનો 'કક્કો' ખરો કહેવરાવવા ખાતર એવી દલીલો કરે છે, ત્યારે મારે લાચારીએ તેનો તોડ કરવો પડે છે.

"જીમ"

**તપાસ**—પહેલે તો મી૦ વરતેજીએ એ સમજવાનું હતું કે, મજકુર હદીસમાં જે વર્ણન છે—તે ઇલ્મને લગતું વર્ણન છે—એમાં દુન્યવી શહેર કે તેને લગતા દરવાજાની કાંઇ નીસ્બતજ નથી. છતાં જ્યારે મી૦ વરતેજી, દુન્યવી શહેરને લગતું દ્રષ્ટાંત આપી રહ્યા છે-ત્યારે તેઓએ જાણવું જોઇએ કે, ભલે શહેરમાં જતાં પહેલાં દરવાજો આવે છે—પણ જવાનું તો શહેરમાં છે કે નહિં ? શહેરમાં જવા વગર કાય સિધ્ધી થઇ જશે ખરી ? મતલબ કે- એ દાખલો પણ મી૦ વરતેજીની વિરૂધ્ધમાં જાય છે.

"ઇમામત ન હોય તો પેગંબરી કોઈ વસ્તુ નથી" એવા મી. વરતેજીનાં કથન ઉપરથી ઘણી અજાયબી ઉપજે છે ! કુલ્લે ઇસ્લામીઓ **ઈમામતને** પેગંબરીના પ્રતિનીધી-પણા તરીકે જણાવે છે, જ્યારે મી૦ વરતેજી **પેગંબરીને કોઇ** વસ્તુજ માનતા નથી ! ! ! ( પેગંબરી અને ઇમામતનાં દરજ્જા સબંધેનો ખુલાસો "જવાબ ના. ૬ ની તપાસ" માં કરી ગયા છીએ. )

૪—"મી. જીમ, હજી પણ કહેશો કે, પેટ અને મોઢું એ બેમાં મોઢાનો દરજ્જો વિશેશ છે,—કે પેટનો ? પેટ શહેર મીસાલ છે, ને મોઢું તેનો દરવાજો છે."

**તપાસ**—મી૦ વરતેજી ! એ તમારી દલીલ "અના મદીનતુલ ઇલ્મ" વાળી હદીસને બંધ બેસ્તી નથી.

૫—"તેવીજ રીતે તમો **નાદેઅલીની** બાબતમાં પણ સમજો કે—

**નાદેઅલીયન** મઝહરલ અજાયેબ *
તઝદહુ અઉનન લકા ફીન નવાયેબ
કુલો હમ્મીન વ ગમ્માન સયનજલી
બ વેલાયતેકા **યા અલી, યા અલી, યા અલી**

* એમાં ગણી ધલતીઓ જણાય: છે, પણ નકલે નકલ ઉતારેલ છે.

એ મુજબ—હ. અલી, અઝાયબાતને જાહેર કરવાવાળા, અને તમામ હમગમને મટાડવાવાળા અને સાહેબે વિલાયત હે અલી ! હે અલી ! હે અલી !—આવો મદદ કરો—એ શબ્દોનો અર્થ—અલીની મદદ—એક તાબેદાર જેવી હતી કે—ખુદાઇ મદદ હતી ? કારણુ કે ખુદાની પણુ મદદ માગવામા આવે છે, અને **નસરૂ મેનલ્લાહ** + એટલે **ખુદાની** મદદ આ શબ્દો ખુદાને માટે વપરાય છે, તો અલી પણુ ખુદાના પ્રતિનીધી હોવાથી, ખુદાના કાસીદ ( હ. રસુલે ખુદા ) જો ખુદાના પ્રતિનીધી અલીની મદદ માગે, તો તે હક છે."

**તપાસ**—" નાદે અલી " નો અર્થ મી. વરતેજીએ કયા આધારે કરેલ છે, તે તેઓએ જણાવવું જોઇતું હતું. વળી તે અર્થમાં મી. વરતેજી જે જણાવે છે કે " આવો મદદ કરો " તો તેવું કોઇ અરબ્બી વાકય ( મી. વરતેજીએ લખેલ ) " નાદેઅલી " માં જણાતું નથી. " નાદેઅલી " સબંધેનો ખુલાસો " જવાબ ના. ૬ ની તપાસ " માં કરી ગયો છું—જેથી વાંચકો જોઈ શકયા હશે કે, એથી હ. અલી અ. નો મરતબો હ. રસુલ સ. કરતાં કોઇ રીતે પણુ વિશેષ ઠરતો નથી.

" નાદેઅલી " અને " નસ્રૂમ્ મેનલ્લાહ " ની સરખામણી કરીને મી. વરતેજી જે હેતુ ધરાવે છે, તે કોઇ રીતે પણુ પાર પડે તેમ નથી. **નાદેઅલીનો** અર્થ "અલીને નિદા (સાદ) કરો" વી૰ વી૰ થાય છે—અને તે **જંગે ખયબરમાં** હ૰ અલી અ૰ મે જે ફતેહ કરેલ તે સાથે સબંધ ધરાવે છે. ( વધુ ખુલાસા માટે ત્વારીખો જુઓ. )

+ મી૰ વરતેજીએ પુરૂં વાકય ટાંકેલ નથી, એમાં પણુ તેઓની એક સરારત છે.

જ્યારે નસ્રૂમ્ મેનલ્લાહે, વ ફત્હુન કરીબ ( ખુદા તરફની મદદ અને નઝદિકની ફતેહ ) એ મોમેનોને ખુશ ખબરી આપવા માટેનો ફકરો છે. ( જુઓ, પ્રોફેસર કૃત તરજુમો–પેજ ૧૦૬૪ )

૬—" આમ ઇસલામ–નાદેઅલીની આવી મતલબ " અલીયુન અઝીમ " જે ખુદાનું નામ છે, તેનેજ પોકારવાનું સમજે છે, અને તેના ઘણા ફાયદાઓ માને છે. "

**તપાસ**—એના માટે મી૦ વરતેજીએ પુરાવો આપવો જોઇતો હતો. સનદ કે પુરાવા વગર લખવું નકામું છે. પણ મી૦ વરતેજીએ પોતે મુદ્દા ના૦ ૫ માં જે " નાદેઅલી " લખેલ છે, તેમાં જે " બે વિલાયતેકા " નો શબ્દ છે, તે ખુદાતઆલા માટે કેવી રીતે લાગુ પડી શકશે ? તેનું મી૦ વરતેજીને ધ્યાન છે કે નહિં ?

---

## જવાબ ના૦ ૧૬ ની તપાસ.



આગાખાના લેખકો, હ૦ અલી અ૦ ને ખુદા કહેવડાવવા મથન કરે છે–અને તેઓ, હ૦ અલી અ૦ ને નુરનાં કારણે અલ્લાહનો લકબ આપે છે. તો જે નુર હ૦ આદમ અ૦ તરફથી પહેડી દર પહેડી ઉતરતું આવતું હતું, તે હ. અબ્દુલ્લાહ અને હ૦ અબુતાલીબ અ૦ ની પુસ્તોમાં બે વિભાગ થઇને વહેંચાઇ ગયું. એટલે તે નુરનાં કારણે હ૦ અલી અ૦ ને જેઓ ખુદા કહેવડાવવા માંગે છે, તેઓનું ખંડન કરવા માટે–મારા ૧૬ માં સવાલમાં કટાક્ષયુક્ત પ્રશ્ન કરેલ. જેનો મી૦ વરતેજીએ જે જવાબ આપેલ, તેમાનાં મુદ્દાઓ—

૧—"આ સવાલના જવાબની મતલબ અગાઉના પંદરમાં જવાબમાં આવી ગઇ છે, કે ગદીરે ખુમ ઉપર હ. રસુલે ખુદાએ એનો ફેંસલો કર્યો છે. પણ તમો તે છતાં અધો ખુદા કે આખાનો પ્રશ્ન કરીને તમારૂં ડહાપણુ નાહક ડોળો છો. આવું ગણીત ઇલમીયતથી વેગળાપણું દેખાડે છે. મા અને બાપ થઇને માવતર શબ્દ કહેવાય છે. વજીર અને શાહ થઇને એક રાજ્ય ચલાવે છે." *

તપાસ—પંદરમાં જવાબના મતલબની તપાસ, તેજ જવાબમાં કરી ગયો છું. મારા કટાક્ષયુક્ત પ્રશ્નનાં માટે મી૦ વરતેજીને ડહાપણુ ડોળવું પડયું છે ! શું, હ૦ અલી અ૦ ને ખુદા જણાવવા, એ ડહાપણુ ભરેલું છે ખરૂં કે ? ( મારી માન્યતા તો એ છે કે, હ૦ અલી અ૦ ને કોઇ રીતે પણ ખુદા જણાવવા યોગ્ય નથી. મી. વરતેજી જેવા-ઓની માન્યતાનાં ખંડન માટે તો કટાક્ષયુક્ત પ્રશ્ન કરેલ.) શું, હ૦ અલી અ૦ ને ખુદા જણાવવા, એ ઇલ્મીય્યતથી નઝદીકપણું છે ખરૂં કે ? મા અને બાપ મલીને માવતર કહેવાય ખરા, પણ બન્નેની ફરજો જુદી જુદી છે; એટલે એ દાખલો બંધબેસ્તો નથી. તેવીજ રીતે શાહ અને વઝીરનો દાખલો પણ બંધબેસ્તો નથી; બન્નેનાં કાર્યો અને સતાઓ જુદી જુદી તરેહનાં હોય છે. રાજ્યતંત્રનો કુલ મુખ્તીયાર શાહ હોય છે, વઝીરે તો તેના હુકમ અનુસાર કાર્યો બજાવવાના છે; અને તેમાં પણ બીજા દરબારીઓ—નોકરોની કુમક લેવી પડે છે. અને તે વઝીરની શાહ ફેર-બદલી પણ કરી શકે છે.

* એ વાકયો મી૦ વરતેજીએ ગદીરે ખુમ સબંધેના ઇશારા રૂપે લખ્યા છે—પણ તે કોઇ રીતે પણ બંધબેસ્તા નથી.

"જીમ"

૨—" ખુદાઇ નુરનાં વિભાગ પાડવા, ઇસ્લામી ઇલ્મથી હ. રસુલે ખુદાના ફરમાન અને ખુદાનાં કલામથી ઉલ્ટું છે."

**તપાસ**—એના માટે મી. વરતેજીએ એક બે હ. રસુલે ખુદા સ. નાં ફરમાનો, અને એક બે આયતો ટાંકી બતાવવી હતી. અત્રે મી. વરતેજીને તેઓનાં ઘરનુંજ બતાવીશ. મઝહરે ઝાતે અલ્લાહ " નાં કર્તા, માસ્તર હરજી ભાઇ પુંજા જણાવે છે—

" નુરે પંજતની હ૦ સીસથી ઉતરતું ઉતરતું હ૦ અબ્દુલ મુતલીબના સુલ્બમાં આવ્યું. જ્યાં તેના બે ભાગ થયા. એક ભાગ હ૦ અબ્દુલાની પીઠમાં તથા એક ભાગ હ૦ અબુતાલીબની પીઠમાં ઉતર્યું."

( પેજ ૮૩ )

" એ મુજબ એ પાંચેતન શારીરીક રૂપમાં જાહેર થઈ પોતાની ફરજ અદા કરી આ ખાકી શરીર તજી દીધું અને જે એક જગનું પાણી **પાંચ** ભાગમાં વહેંચાઈ ગયું હતું તે પાછું એકજ પાત્રમાં જઈ રહ્યું. એટલે નુરે વહદાનીયત હ૦ ઇમામ ઝેયનુલ આબેદીનમાં જહુર થયું." ( પેજ ૯૦ )

ઉપરના ઉતારાથી મી૦ વરતેજી જોઈ શકશે કે માસ્તર હરજીભાઇ બે નહિં બલ્કે **પાંચ** વિભાગો જણાવે છે. અજબ છે કે, મી૦ વરતેજી કલમ ચલાવ્યાથી અગાઉ પોતાના ઘરને પણ તપાસતા નથી !!!

૩—" હ૦ અલી અ૦ ઈમામ હતા તે એક સુર્ય રૂપે, અને નબી સાહેબ એક સાફ આરીસા ગીસાલ હતા. જેમાં અલી રૂપી ઇમામતના સુર્યનો પ્રતીબીમ્બ પડતો હોવાથો પ્રતિબીંબને બીજો સુરજ માનનારા જેવી તમારા સવાલની હાલત થાય છે."

**તપાસ**—નુરના વિભાગ સબંધમાં પ્રતિબીંબનું દ્રષ્ટાંત કોઇ રીતે પણ બંધબેસ્તું નથી. પણ એ દ્રષ્ટાંતથી મી૦ વરતેજી, **નબુવ્વત** કરતાં **ઇમામત**નો દરજ્જો શ્રેષ્ટ ગણાવવાની પોતાની આગલી રૂઢીને વળગી રહેલા જોવામાં આવે છે. તો તેના માટે **જ્ઞાન**માંના નીચલા પાઠ ઉપર મી૦ વરતેજીનું લક્ષ ખેંચીશ—

**"અલ્લાહ એક ખસમ સબોંકા દુનીઆ**
**ઉસ્કી સારી;**
**અવિચલ નામ ખુદાવંદ ભણીએ, ઓર સબ**
**મીટીઆંકી ભારી.**
**અલ્લાહ ભેદ તત્ત્વ નામ લીજે, અપને જીવડેકી**
**ચીંતા મોમનભાઇ કીજે.**
**અપને જીવડેકો દોજખ ના દીજે—અલ્લાહ ભેદ**
**નબી મહમદ બુજો ભાઇ, તો તમે પાઓ**
**ઇમામ."**

( 'જવહુરે હકીકત' પેજ ૪૯ )

એ રીતે—જ્ઞાનના ઉપરના પાઠથી મી૦ વરતેજી જોઇ શકશે કે, **ઇમામત** કરતાં **નબુવત**નો દરજ્જો વિશેષ છે બલ્કે નબી મોહમ્મદ મુસ્તફા સ૦ ને જાણવાથીજ ઇમામને પામી શકાય છે. વળી એથી એ પણ જણાઈ આવે છે કે **ઇમામ** એ પેગંબરના પ્રતિનીધી તરીકે છે, અને ઈમામની નીમણુંક ( ખુદાના હુકમ મુજબ ) **પેગંબર** કરે છે. તદુપરાંત ઉપરોકત પાઠની ખુદાથી **વહદાનીય્યત** ( એકપણા ) અને ખુદાનાં નિરંતરપણાં વી૦ નો પણ અચ્છો ભાસ જણાઈ આવે છે—તેવીજ રીતે પહેલે ખુદાને ઓળખવો (તેની મારફેત હાંસલ કરવી, ત્યાર પછી હ૦ રિસાલત પનાહ ( હ૦ રસુલે ખુદા ) સ૦ ની રિસાલત—પેગંબરીનો ઇકરાર કરવો, અને હ૦ રસુલ સ૦ ની મારફતે ઈમામને

પામી ( ઓળખી ) ને પોતાના જીવની મુક્તા ઇચ્છવી, વી૦ સબંધે ૨ણુ ઉત્તમ શિક્ષણુ મળે છે આશા છે કે મી૦ વરતેજી એ ઉપરથી કાંઇક ધડા લેશે.

હવે, મી૦ વરતેજીએ હ૦ અલી અ૦ ને સુર્ય મીસાલ જણાવીને, તેના મુકાબલે હ૦ રસુલ સ૦ ને આરસી મિસાલ જણાવેલ છે–પણુ તેઓના ઉસ્તાદ તુલ્ય મરહુમ માસ્તર **હાશમભાઈ** બોઘાએ "જવહરે હકીકત" માં જે હદીસ ટાંકેલ છે, તે મુજબ તો હ૦ રસુલ સ૦ સુર્ય સમાન અને હ૦ અલી અ૦ ચંદ્ર સમાન સાબેત થાય છે. જેમકે—

"**હદીસ મુબારક**—અનશ શમ્સો વ અલીયુન કમર.
**મતલબ**—નબી મહમદ મુસ્તફા ફરમાવે છે કે હું સુર્ય છું, અને હજરત મૌલા મુરતઝા અલી ચંદ્ર છે."

( 'જવહરે હકીકત' પેજ ૬૫૫ )

હવે–બીજા આગાખાની લેખક મી૦ અલીમામદભાઈ લધાએ "ગુલઝારે હકીકત" ભાગ ૧ લો જે બાહેર પાડેલ છે, તેમાં સુર્ય અને ચંદ્રના મુકાબલા માટે લખતાં જણાવે છે કે:–"**અઝમેહેર પરતવ બુવદ માહરા**–યાઅને સુર્યથી ચંદ્રને રોશની મળે છે." ( જુઓ 'ગુલઝારે હકીકત' ભાગ ૧ લો–પ્રસ્તાવના પેજ ૮ ). તો તેના માટે શું સમજવું ? એ સબંધમાં વધુ વિવેચન કરવા હું ચાહતો નથી–પણુ એટલું તો જણાવીશ કે નબુવ્વત કરતાં ઇમામતનો મરતબો કોઇ રીતે પણુ વિશેષ થઈ શકતો નથી.

૪—'અને રસુલે ખુદા ખુદ ફરમાવે છે કે, હું સાફ આરીસા મીસાલે છું, એ દલીલ ઉપર વીચાર કરજો.

ગુફત મન આઈન અમ મસકુલે દસ્ત.
તુરકો હિન્દુ દર મન આં બીનદ કે હસ્ત."

**તપાસ**—મી૦ વરતેજીએ મુદ્દા ના૦ ૩ ની હકીકતને પુષ્ટી આપવા ખાતર આએ મુદ્દો ચર્ચેલ છે. હ૦ રસુલે ખુદા સ૦ ના ફરમાનની અસલ હદીસ મી૦ વરતેજીએ ટાંકી બતાવવી હતી—પણ તેના બદલે મી૦ વરતેજીએ એક ફારસી શેઅર ટાંકી બતાવેલ છે. હવે તે શેઅરમાં " ગુફત " ( કહ્યું ) ફારસી શબ્દ છે, તો તે કોણે કહ્યું ? તેની ખાત્રી શી ? અગર મી૦ વરતેજીએ તે શેઅરના આગળ પાછળના સબંધ ધરાવતા શેઅરો ટાંકેલ હતે, તો કાંઇ તપાસ પણ થઇ શકતે અને આગળ પાછળના સબંધ ધરાવતા શેઅરો ન ટાંકતે—ને તેના બદલે અગર મજકુર શેઅર કયા ગ્રંથમાંથી લીધેલ છે, અને તેના કયા પૃષ્ટમાં છે, એટલું જણાવતે તો પણ અસલ હકીકત જાણી શકાતે. હવે—વાદ-વિવાદને ખાતર એક બારગી એમ પણ માની લઇએ કે, મજકુર શેઅરમાં હ૦ રસુલ સ૦ ની હદીસનો ભાવાર્થ જણાવેલ છે—તો પણ તેથી મી. વરતેજીના મુદ્દા ના. ૩ ને પુષ્ટી મળતી નથી. ભલે, હ. રસુલ સ. મે પોતાના માટે સાફ આરીસાની મિસાલ આપી હોય, પણ તેના સાથેની કડીથી ભાવાર્થ એજ થશે કે " તુરક અને હિન્દુ, હ. રસુલ સ. નાં હિદાયતી કાર્યો—અથવા ફઝીલત—અથવા સચ્ચાઈ વી૦ તેમાંથી જોઇ શકે છે. " પણ મજકુર શેઅરથી એ હકીકત કે, " હું આરીસા મીસાલ છું, અને હ. અલી સુર્ય મિસાલ છે; અને તે સુર્યનો પ્રતિબીંબ આરીસામાં દેખાય છે " એવું કાંઇ જોવામાં આવતું નથી. એ સર્વે મી૦ વરતેજીનાં આડાં અવળાં ફાંફાં છે !



# જવાબ નાં૦ ૧૭ ની તપાસ.

મી૦ વરતેજીએ લખેલ "નુરે હકીકત" નામના પેમ્ફલેટમાં, હ૦ રસુલ સ૦ પછી બસોકે ત્રણસો વર્ષમાં ઇમામ ગાયબ રહેશે–એ સબંધે શંકા દર્શાવીને, તેવી હદીસ હોયજ નહિં; એમ જણાવવા કોશેશ કરેલ છે. તો મારા ૧૭ મા સવાલમાં તેઓને પૂછેલ કે–"એવી હદીસો તમોને બતાવવામાં આવે, તો તમો માન્ય રાખો કે કેમ ?" તેનો જે મી૦ વરતેજીએ જવાબ આપેલ, તેમાંથી મુદ્દાઓ—

૧—"નુરે હકીકત નામની બુક મારી લખેલી છે. જે નુરમામધભાઇ બાબુલ ઉનાવાળા તરફથી તે ચોપડી બહાર પડી છે. તેમાં ઇમામ બસો કે ત્રણસો વર્ષ પછી ગેબ રહેશે, એવી હદીસ બતાવવા પુછ્યું છે. જો તેવી હદીસ નીકળે અને તે કુરઆન સાથે સબંધ ધરાવતી હોય તો તે બેશક માનીશ."

**તપાસ**—એ મુદ્દામાં કુરઆન સાથે સબંધ ધરાવતી હદીસ માનવાનો ઇકરાર કરવામાં મી૦ વરતેજીની એક પોલીસીજ છે. તેઓએ જવાબ નાં૦ ૧૧ માં માં જે જણાવેલ કે, "અમો ઇસમાઇલીયો; જાહેર ઇમામ વગરની કોઇ હદીસ માન્ય રાખી શકતા નથી." તેથી સિધ્ધ થાય છે કે તેઓ કોઇ હદીસને માનવા માંગતાજ નથી, બાકી એક પોલીસી વાપરે છે !

બારમા ઇમામ અ૦ ના ગાયબ રહેવા સબંધેની હદીસો "બારમા ઇમામ ગાયબ રહેવાની સાબેતીઓ" વાળા પ્રકરણમાં આપી ગયો છું, અને તેનો સબંધ (શરૂઆમાંજ કુરઆને શરીફની આયત આપીને) કુરઆને શરીફથી સાબેત કરી આપેલ છે.

૨—" તમો બસો કે ત્રણુસો વર્ષ પછી ઈમામ ગેબ રહેશે તેવી હદીસ આપો, તે પહેલાં વિચાર કરજો કે સુરે યાસીનની ( ૧૨ ) મી આયતમાં ખુલ્લું છે કે—" કુલ્લો શય્યઈન અહસયનાહો ફી ઇમામ મોબીન "—એટલે હરેક વસ્તુનો હીસાબ જાહેર ઈમામ પાસે છે, તો એ રીતે જાહેર ઇમામની કુરઆનની મજકુર આયતને ખોટી પાડવા, જેવી તમારી તજવીજ ગણાશે. પછી તમારી મરજી."

**તપાસ**—મી૦ વરતેજીએ પહેલા મુદ્દામાં જે કબુલાત આપેલ, તેમાંથી ફરી જવા ઈચ્છે છે ! એકજ જવાબમાં પણ મી૦ વરતેજી એકજ વાત ઉપરે સ્થિર રહી શકતા નથી ! ! ( " ઈમામે મોબીન " વાળી આયતની તપાસ તેજ પ્રકરણમાં કરી ગયો છું—જે મી૦ વરતેજીએ જોઇ જવું. )

## જવાબ નં૦ ૧૮ ની તપાસ.

મારા ૧૮ મા સવાલમાં—હ૦ ઇમામ હસન અ૦ માં નુર હતું, છતાં તેઓને ઇમામ તરીકે ન સ્વિકારવામાં આવે, તો એ નુર કયાં ગયું ?—એ સબંધે ખુલાસો પૂછેલ, જેના જવાબમાં મી૦ વરતેજીએ ( ભોળા ભાઈઓને ભમાવવા ખાતર ) સફાઇ વાપરેલ છે ! મી૦ વરતેજીના જવાબમાંથી નીચે મુજબ મુદ્દાઓ નીકળે છે—

૧—" જ્યારે ઈમામ પોતાના ફરઝંદને નસ કરે,—ત્યાર પછી એ નુરે ઇમામત જલવાગર થાય છે. જ્યાં સુધી નસ કરવામાં આવતી નથી, ત્યાં સુધી તેમના ફરઝંદમાં નુરે ઈમામત છે એમ મનાયજ નહિ."

તપાસ—મુળ પ્રશ્ન નુર ઉપરેથીજ છે, અને પંજતન પાક અ. માં એકજ સમયમાં સર્વમાં નુર હતું તેનો સ્વિકાર તો મી. વરતેજીએ પણ જવાબ ના. ૧૩ માં કરેલ છે. તો તેજ નુરે ખુદા ( ખુદાનું અતા કરેલું નુર ) પહેલેથીજ પાંચે બુઝર્ગવારોમાં હતું એ નિર્વીવાદ છે. ત્યારે " ઈમામ પોતાના ફરઝંદને નસ કરે, ત્યાર પછી એ નુરે ઈમામત જલવાગર થાય છે. " એમ જે મી. વરતેજી જણાવે છે, તે કોઇ રીતે પણ ટકી શકે તેમ નથી.

૨—" જેમ એક રાજા પોતાના ગાદી વારસને ગાદીએ બેસાડે ત્યારથી–પોતાની આણુ કે હુકમ બંધ કરે છે ને જે ગાદીયે તેનાજ હુકમને માન અપાય છે, ત્યાં સુધી કે ખુદ પહેલે જે રાજા હોય તે પણ ગાદીયે બેસનારનેજ બીજા માફક માન આપે. પણ જ્યાં સુધી ગાદી ઉપર બેસાડવાની ક્રિયા ન કરવામાં આવે ત્યાં સુધી તે પાટવી કુંવર કહેવાય છે, પણ તેનો હુકમ ચાલતો નથી. "

તપાસ—દુન્યવી રાજ્યગાદીનો દાખલો ઈમામત માટે કોઇ રીતે બંધ બેસતોજ નથી. પણ મી. વરતેજી જ્યારે એ દાખલો આપવાને પ્રેરાયા છે, ત્યારે તેઓએ કોઇ એવો પુરાવો આપવો જોઇએ કે, કોઇ રાજાએ પોતાની હયાતીમાંજ પોતાના પાટવી કુવરને રાજ્યગાદી આપ્યા પછી રૈયતની જેમ પોતાના ફરઝંદને માન આપ્યું હોય ( રાજાની હયાતીમાંજ રાજાએ પાટવી કુંવરને ગાદીનશીન કર્યો હોય. એવા દાખલા અપવાદરૂપે મળશે ખરા ! પણ તેવા અપવાદરૂપ દાખલામાં પણ તે રાજાએ ત્યાર પછી આમ રૈયતની જેમ દરેક રીતે પોતાના કુંવરનો હુકમ ઉપાડયો હોય–એમ જોવામાં આવતું નથી. ) તેવીજ રીતે ના૦ આગા અલી શાહ સાહેબે હાલના ના૦ આગાખાન

સાહેબને ગાદી નશીન કર્યો પછી, પોતાના ફરઝંદનો ઇમામ તરીકેનો હુકમ ઉપાડયો હોય–તો તે મી. વરતેજીએ પુરવાર કરવું જોઇએ.

૩—" પણ ઇમામ ગુજરી ગયા પછી તેની પાછળ ફરઝંદને ઇમામતની મસનદપર બિરાજવું થાય છે, એમ માનવું ધોરણથી વિરૂધ્ધ છે. **ગદીરે** ખુમ તથા **કુફા-ની મસજીદ** અને **કરબલામાં** એજ ધોરણે ઇમામ જાહેર થયેલા છે. "

**તપાસ**—અજબ જેવું છે કે, એકજ મુદ્દામાં પહેલે જે બાબતને "ધોરણ વિરૂધ્ધ" જણાવેલ છે, તેના માટે ફરી " એજ ધોરણે જાહેર થયેલા છે " એમ જણાવેલ છે! હવે મુળ મુદ્દા ઉપરે આવતાં ખરી હકીકત તો એ છે કે, દરેક ખરા ઇમામમાં જન્મથીજ નુરે **ઇમામત** હોય છે. ( જન્મથીજ તે ઇમામતને લાયક હોય છે ) જેના માટે અગર મી. વરતેજી એક ખરા સત્યશોધક તરીકે તપાસ કરશે તો જણાઈ આવશે કે, દરેક ખરા ઇમામના જન્મ પ્રસંગની ચમત્કારિક હકીકતો, અને તેવા ઇમામોના બચપણથી કરીને પેગંબર અથવા બીજા ઇમામની જગ્યાએ મસનદ નશીન થવા સૂધીના કેટલાક પ્રસંગોની ચમત્કારિક બાબતો તેના પુરાવાઓ છે. ખુદ મી. વરતેજીએ પોતાના જવાબ નં૦ ૪૦ મા માં હ. અલી અ. નાં જન્મ પ્રસંગની ચમત્કારિક હકીકતોનું જે વર્ણન કરેલ છે, તે શું સૂચવે છે? તે એજ સૂચવે છે કે હ૦ અલી અ. માં જન્મથીજ નુરે **ઇમામત** મોજુદ હતું. તેવીજ રીતે અગર હ. અલી અ. નાં બચપણથી કરીને **ગદીરે** ખુમના બનાવ સૂધીની હકીકતોનો મી. વરતેજી અભ્યાસ કરશે તો સત્ય જણાઇ આવશે. (અને તેજ પ્રમાણે સર્વે ખરા ઇમામોનાં જીવનચરિત્રોનો મી. વરતેજી અભ્યાસ કરી જશે તો સત્ય શું છે, તે તુરત

જણાઈ આવશે અને મી. વરતેજી જાણી શકશે કે, દરેક ખરા ઇમામોમાં જન્મથીજ નુરે ઈમામત હતું ) બાકી **તે ઇમામો જાહેર રીતે ની ઇમામતની ગાદી ઉપરે,** હ. રસુલ સ. અથવા પોતાની આગળના ઈમામની વફાત પછી મસ્નદનશીન થયા છે.

મી. વરતેજીએ, **ગદીરે ખુમ, કુફાની મસ્જીદ,** અને **કરબલામાં** ઇમામોના જાહેર થવાનું જે જણાવેલ છે– તે જો કે તે ઠેકાણાએ પોતાની પછીના ઇમામ માટે **જાહેરાત** આપવામાં આવેલ, પણ તે ઇમામો જાહેરી રીતની **ઇમામતની** ગાદી ઉપરે, હ. રસુલ સ. અને પોતાની આગળના ઇમામની વફાત પછીજ મસ્નદનશીન થયા છે.

૪—" અને અલીને ઇમામ જાહેર કર્યા પછી નબી ઉપર વહ્ય આવતી બંધ થઇ. હ. અલી કુફાની મસજીદમાં ઝખમી થયા અને હુસેન કરબલાના મેદાનમાં શહીદ થયા તે અગાઉ ઈમામતનું નુર સોંપાયલું છે અને તેથી એક વખતમાં બે ઈમામ હોય એ સવાલ થઇ શકતો નથી. "

**તપાસ**—જો કે આ ઉમ્મતના માટે એકજ સમયમાં જાહેરી રીતે બે ઈમામો ગણાણા નથી,* એક ઇમામ પછીજ બીજો ઇમામ મસ્નદ નશીન થયેલ છે. પણ તે સર્વે ઈમામોમાં જન્મતાંજ ઈમામતનું નુર મોજુદ હતું. (અને મુળ પ્રશ્ન પણ નુર સબંધેજ હતો–એક વખતમા એક ઇમામ કે બે ઇમામનો પ્રશ્નજ ન હતો). પણ મી. વરતેજી તો એ શબ્દોમાં કાંઈ જુદીજ રમત રમી રહ્યા છે ! મી. વરતેજી એમ મનાવવા ઇચ્છે છે કે–થનારા ઇમામને ઇમામ તરીકે જાહેર

* આગળની ઉમ્મતોમાં પણ એમજ હતું કે નહિં ? તે માટેનો ખુલાસો ૪૦ આગગના જવાબોની તપાસમાં–આગળ જતાં કરીશુ.

કર્યો પછી આગળનો ઈમામ અથવા નબી ( પોતાની હયાતીમાંજ ) ઇમામ અથવા **નબી** તરીકે ગણાઈ શકાતો નથી ! ! ! શું, હ. રસુલ સ. મે પોતાની પાછળના ઈમામ તરીકે હ. અલી અ. ને જાહેર કર્યા પછી, તેઓ ( હ. રસુલ સ. ) **નબી** તરીકે નહોતા રહેવા પામ્યા ? એ મી. વરતેજી પૂરવાર કરશે ખરા કે ? તેવીજ રીતે હ. અલી અ. અને હ. ઇમામ હુસેન અ. મે પોતાના ફરઝંદને (પોતાની પછી ગાદી નશીન) ઈમામ તરીકે જાહેર કર્યા પછી, શું ઇમામો તરીકે નહોતા રહેવા પામ્યા ? મી. વરતેજીએ એ બાબત પૂરવાર કરવી જોઇએ તેવીજ રીતે "અલીને ઈમામ જાહેર કર્યા પછી નબી ઉપર વહ્ય આવતી બંધ થઇ " એ ફકરો પણ મી. વરતેજીએ પૂરવાર કરી બતાવવો જોઇએ. ( હ. અલી અ. કુફાની મસજીદમાં જખમી થયા પછી—તેઓએ પોતાની પાછળના ઇમામ તરીકે કોને જાહેર કરેલ, તેના માટે અગર મી. વરતેજી ઇસ્લામી ત્વારીખો જોઇ જશે, તો સંપુર્ણ રીતે વાકેફ થશે કે, હ. અલી અ૦ મે ઇમામ **હસન** અ૦ નેજ ઇમામ તરીકે જાહેર કરેલ છે. ફકત **તારીખે–અઅસમે કુફી,** મી. વરતેજી જોઇ જશે તો પણ બસ છે. )

૫—" અને નુર સોંપ્યા પછી અલી કે હુસેનને પણ ઈમામ કહેવાય અને તેવી સમજની ગેરહાજરીમાં ઇસનાઅશરીઓ આમ ઇસ્લામથી વિરૂધ્ધ રીતે અલી ને હુસેન માટે માતમ કરે છે, કુટે છે, પીટે છે, (વાંચો મુશ્કેલાતની બુક. )"

**તપાસ**—એ મુદ્દાથી મી. વરતેજી અમ જણાવવા ઇચ્છે છે કે—નુર સોંપ્યા પછી હ૦ અલી અ૦ કે હ૦ હુસેન અ૦ ને ઈમામ કહેવાઇ શકાય નહિ ! પણ તેના માટે મી૦ વરતેજીએ કાંઇ સનદો કે પુરાવાઓ આપવા

જોઇતા હતા. એ મુદ્દામાં અઝાદારીનો કાંઇ સબંધજ ન હતો, છતાં મી. વરતેજીએ પોતાના દિલ્હી બખાળા કાઢીને અઝાદારીની વિરૂધ્ધતા કરેલ છે. ( અઝાદારી સબંધમાં અમારી દલીલો " હ૦ ઇમામ હુસેન અ. ની અઝાદારી " વાળા પ્રકરણમાં આપેલ છે—જે મી૦ વરતેજીએ અને વાંચકોએ જોઇ જવા કૃપા કરવી. )

૯—" હ૦ ઇમામ હુસેને પોતાના ફરઝંદ હ૦ જેનુલાબદીનને કરબલાના મેદાનમાં જ્યારે ઇમામતની મસનદ પર બેસાડીને નુર સોંપ્યું—ત્યારથીજ હ. ઇમામ હુસેનમાં નુરે ઇમામત હતું તે હ. જેનુલાબદીનમાં જલવાગર થયું. એટલે હ, ઇમામ હુસેનની હયાતીમાંજ જેનુલાબદીન ઇમામ થયા અને તે પછી હ૦ હુસેન ઇમામ હતા અને ઇમામ તરીકે શહીદ થયા એમ કહેવું ખરૂં નથી. "

**તપાસ**—લ્યો, મી૦ વરતેજી એક તોફો દલીલ લાવ્યા—કે " હ૦ ઇમામ હુસેન અ૦ શહીદ થયા તે વખતે ઇમામ નહોતા ! ! ! કુલ્લે મુસ્લમાનો હ૦ ઇમામ હુસેન અ. ને ઇમામ તરીકે શહીદ થયાનું માને છે, અને તેઓની એજ સબબે યાદગીરી જાળવે છે—તથા તેઓને **સય્યેદુશ્શોહદા** તરીકે ગણે છે, તે સર્વે ભુલાવામાં પડયા છે કે? ફકત મી. વરતેજીજ તે હકીકતને ખરી રીતે જાણવા પામ્યા છે કે? જ્યારે હ૦ ઇમામ હુસેન અ. તે વખતે ( મી૦ વરતેજીના જણાવ્યા પ્રમાણે ) ઇમામજ ન રહ્યા, ત્યારે આગાખાનીઓની દુઆમાં હજી સૂધી ઇમામોની ટીપમાં હ૦ ઇમામ હુસેન અ૦ નું નામ બોલાય છે તેનું કારણ શું?

નુરે ઇમામત સબંધેની તપાસ ઉપરના મુદ્દાએ.માં કરી ગયો છું—એટલે ફરીથી વિવેચન કરવાની અગત્ય ધારતો

નથી. સારાંશ—મી. વરતેજીએ એ મુદ્દામાં ભોળા ભાઇઓને ભમાવવાની એક યુકતીજ રચેલ છે, પણ તેમાં તેઓ ફાવે તેમ નથી.

૭—" ઈમામત દીનની હુકુમત કરનાર છે, તે જેને સોંપાય તેજ ઇમામ બને ને તેથી હ૦ જેનુલાબદીન ઇમામ થયા પછી, તેમનો હુકમ મેળવીને હ૦ હુસેન શહીદ થવા મેદાનમાં ગયા, તે વખતે કહ્યું છે કે—

કહે એના મુજે અબ કર વીદા તું.
જલગ નહી શીમરને કાટા હે સરકુ
( રોજતુશ શોહદા )

એ મુજબ—ઇમામનો હુકમ લઇને હ. હુસેન શહીદ થવા ગયા "

**તપાસ**—મુદ્દા ના૦ ૬ કરતાં પણ આ મુદ્દામાં મી૦ વરતેજીએ કમાલ કરેલ છે ! શું, "વીદા કર" કહેવું, તેનો અર્થ " હુકમ મેળવવો " થાય છે કે ? વખતે મારા વિદ્વાન મિત્ર મી. વરતેજીની ડીક્ષનરીમાં એવો અર્થ થતો હશે ! ! ! એવી રીતે તો હ ઇમામ હુસેન અ. મે મએ-દાનમાં જતી વખતે બીબીઓ અને બચ્ચાંઓને પણ કહેલ કે " મને વીદાઅ કરો "—તો શું, બીબીઓ અને બચ્ચાંઓ પાસેથી પણ હુકમ મેળવીને હ૦ ઇમામ હુસેન અ. શહીદ થવા ગયા, એમ કહેવાશે ખરૂં ? ( મી૦ વરતેજી શું લખી રહ્યા છે, તેની કાંઈ સમજ પડતી નથી ! )

મજકુર શેઅરમાં " વિદાઅ " નો જે શબ્દ છે, તેથીજ મી. વરતેજીની પોલ જણાઈ આવે છે. પણ તે શેઅરમાં મી૦ વરતેજીએ જે સફાઇ (!) કરેલ છે તે પણ વાંચકોને બતાવીશ. તે કડી " કહે અએ જાં વીદા કર અબ મુજે તું " એ રીતે છે—(જુઓ, 'રોજતુશ્શોહદા' ગુજરાતી હરફમાં—મજલીસ ૯ મી પેજ ૧૪૮, અને "રોઝતુશ્શોહદા"

ઉર્દુ–મજલીસ ૯ પેજ ૧૨૩ ) પણ મી. વરતેજીએ " કહે એ-ા મુજે અબ કર વીદા તુ' " લખેલ છે ! હ૦ ઇમામ હુસેનઅ. મે જે ફરમાવેલ કે "કહે અએ જાં વિદા કર અબ મુજે તુ"–તેથી ખુલ્લું જણાય છે કે, એક પિતા પોતાના ફરઝંદને પ્યારથી વિદાઅ કરે, તેવીજ રીતે હ૦ ઇમામ હુસેન અ૦ મે પોતાના ફરઝંદને વિદાઅ કરેલ છે.

૮—" બાપ હોય અને ફરઝંદને ઇમામત સોંપે, તો બાપ ફરઝંદની રજા વગર એટલે ઈમામતના નુરના સબબે દીની હુકમ કરી શકતો નથી. તેથી ખરી રીતે બાપ દીકરાનો સબંધ નુરે ઇમામતના સબબે ફેરવાઇ જાય છે. જેવી રીતે હ. અબ્બાસ–ઇમામ હુસેનને ભાઇ છતાં આકા કહેતા હતા."

**તપાસ**—મારા મિત્ર મી. વરતેજી ભાન સહિત લખે છે. કે ભાન રહિત ? તેની કાંઈ સમજ પડતી નથી. ના૦ આગા અલીશાહ સાહેબ અને હાલના ના૦ આગાખાન સાહેબને મી૦ વરતેજી ઇમામો તરીકે જણાવે છે–તો શું, ના. આગાઅલીશાહ સાહેબે હાલના ના. આગાખાન સાહેબને ગાદીનશીન તરીકે જાહેર કર્યા, તે પછી પોતાની હયાતી દરમીયાન પોતાના ફરઝંદની રજા વગર કોઈ દીની હુકમ કરી શકતા નહોતા કે ? એ મી૦ વરતેજી પુરવાર કરી બતાવશે ખરા કે ? અગર ત્યાર પછી ના૦ આગા અલીશાહ સાહેબે પોતાના મુરીદોને કોઈ દીની હુકમ કરેલ હોય, તો તે હાલના ના૦ આગાખાન સાહેબની રજાથીજ કે ?

હ૦ **અબ્બાસ** અલમબરદાર અ૦ નો જે દાખલો મી૦ વરતેજી ટાંકે છે તે કોઇ રીતે પણ એ મુદ્દાને બંધબેસ્તો નથી. જે મુદ્દો મી૦ વરતેજીએ ચર્ચેલ છે તે બાપ દીકરા અને ઇમામતનો સબંધ દર્શાવવાનો છે, તો હ૦ અબ્બાસ અ૦ કાંઇ ઇમામ નહતા. તેઓ બુઝર્ગવાર બચ-

પણુથીજ હ૦ ઈમામ હુસેન અ૦ ને **આકા** કહેતા હતા— અને તે ફિદાગીરી તરીકે કહેતા હતા. હ૦ અબ્બાસ જેવી રીતે હ૦ ઇમામ હુસેન અ૦ ના ભાઇ હતા, તેવી રીતે ( હ૦ ઈમામ હસન અ૦ સિવાય ) હ૦ ઈમામ હુસેન અ૦ ના બીજા ભાઇઓ પણુ હતા; અને તે સર્વે ભાઇઓ હ૦ ઇમામ હુસેન અ૦ ને **ઇમામ** તરીકેજ માનતા હતા. મુળ પ્રશ્ન હ૦ ઇમામ હસન અ૦ ઉપરથીજ ઉપસ્થિત થયો છે, તો અગર હ૦ ઈમામ હસન અ૦ મે હ૦ **ઇમામ હુસેન** અ૦ ને કોઇ વખતે **આકા** કહેલ હોય, તો તે મી૦ વરતેજીએ પુરવાર કરવું હતું પણુ તેના બદલે મી૦ વરતેજી આડા અવળા થીગડાં દેવા મંડી પડયા છે !

એ રીતે—મી૦ વરતેજીનાં જવાબ ના. ૧૮ ની તપાસ ઉપર કરી બતાવેલ છે. બાકી એ જવાબમાં મી૦ વરતેજીએ જે " હ. ઇમામ હસન અ૦ માં નુરે ઇમામત ન હતું " એ સબંધે ફરીથી વિવેચન કરેલ છે, તે બાબતની તપાસ જવાબ ના૦ ૭ માં થઇ ગયેલ છે—એટલે ફરીથી અત્રે વિવે-ચન કરવાની અગત્ય ધારતો નથી.

---

## જવાબ ના૦ ૧૯ ની તપાસ.

હ૦ ખીઝર અ૦ ને કુલ્લે ઈસ્લામીઓ હયાત માને છે. પણુ **બારમા ઇમામ** અ૦ ની હયાતીનો ઇન્કાર કરવા ખાતર, મી૦ વરતેજીએ હ. ખીઝરની હયાતીનો પણુ ઈન્કાર કરી દીધેલ છે. જે માટે મેં સવાલ કરેલ—તેનો જે જવાબ મી૦ વરતેજીએ આપેલ, તેમાંના મુદ્દાઓ—

૧—" ઇસ્નાઅશરી ભાઇઓમાં એક એવી નકામી માની-નતા થઇ ગઈ છે કે,—અમારા સિવાય બીજો કોઈ

કાંઈ જાણતો નથી, જે અમે નિર્ણય કર્યો છે, તેજ દુનિયામાં સત્ય છે.”

**તપાસ**—એ મા૦ વરતેજીનો હડહડતો આક્ષેપ છે. ઈસ્નાઅશરીઓ એવી માન્યતા ધરાવતાજ નથી. બાકી હ. ખીઝર અ૦ હયાત છે—એ નિર્ણય કુલ્લે ઇસ્લામી ફિરકાઓનો છે. (મી. વરતેજી જેવા થોડાક ઈસ્લામીઓ એ નિર્ણયને ન સ્વિકારે, તેથી એ નિર્ણય ખોટો ઠરતો નથી.)

૨—“મેં મારા ગજા મુજબ દરેક ઘટતા સવાલો માટે ખાત્રી મેળવી છે.” +

**તપાસ**—એ મી૦ વરતેજીની ભોળા ભાઈઓને ભમાવવાની એક યુક્તીજ છે! મી૦ વરતેજીએ કયા કયા ઘટતા સવાલો માટે ખાત્રી મેળવી છે? અને તે ખાત્રી કોના તરફથી મેળવી છે? તે ઘટતા સવાલો—અને જેના તરફથી ખાત્રી મેળવી હોય તેનું નામ, મી૦ વરતેજીએ જાહેરમાં મુકવું જોઇએ.

૩—“પણ દાનાઇ એ છે કે–ઇલ્મ એવી બહોળી વસ્તુ છે કે તેના પુર્ણપણાનો દાવો ઈમામ સિવાય બીજો કોઈ કરી શકતો નથી. હત્તા કે પેગંબર પણ હોય”†

**તપાસ**—મી૦ વરતેજીએ પેગંબરીને કાંઈ ચીઝજ ગણેલ નથી! મી. વરતેજી દરેક ઠેકાણે પેગંબર કરતાં ઇમામનો મરતબો શ્રેષ્ઠ ગણાવવાનીજ કોશેશ કરે છે!!! એ માટેની તપાસ ઘણે ઠેકાણે થઇ ગયેલ છે, એટલે અત્રે ખુલાસો કરવાની અગત્ય ધારતો નથી.

---

+ એ મુદ્દો, ના૦ ૩ ના મુદ્દા તરીકે ગણવો.

† એ મુદ્દો, ના૦ ૨ ના મુદ્દા તરીકે ગણવો.

“ જીમ ”

૪—" **ખીઝર** અને **ઇલ્લીયાસ** હયાત છે, એમ જે ઇસનાઅશરી ભાઇઓ માને છે અને તેથી બારમા ઇમામની ગયબતને સીધ્ધ કરવા મથે છે તે તદન નકામું છે. કારણ કે **ખીઝર** અને **ઇલ્લીયાસ** હયાત છે એ માનવું ખુદાના કલામ વિરૂધ્ધ છે, કારણ કે, ખુદા ફરમાવે છે કે "**વલન તજેદ લે સુન્નતિલ્લાહે તબદીલા**" એટલે ખુદા કહે છે કે "હું મારો કાયદો કદી ફેરવતો નથી."

**તપાસ**—બારમા ઇમામ અ૦ ની ગયબતને સિદ્ધ કરવા ખાતર, ઇસ્નાઅશરીઓજ એમ માને છે–એમ જણાવવું તદન ગલત છે. કુલ્લે ઇસ્લામીઓ હ૦ **ખીઝર** અને હ૦ **ઇલ્લીયાસ**ને આજ દિન પર્યંત હયાત માને છે; (જેના પુરાવાઓ "બારમા ઇમામ ગાયબ હોવાની સાબેતીઓ" વાળા પ્રકરણમાં આપી ગયો છું) બાકી મી. વરતેજી જેવા ઇસ્લામીઓને એ હકીકત કબૂલ રાખવા માટે નડતર નડે છે! "વલન તજેદ લે સુન્નતિલ્લાહે તબ્દીલા" ની આયતથી મી૦ "વરતેજીએ જે વિવેચન કરેલ છે, તે બાબતનો ખુલાસો" મી. વરતેજીના બખાળા" એ પ્રકરણમાં કરી ગયો છું.

૫—" હ૦ **મુસા** નબીને **ખીઝર** મળ્યા તે વાત કુરઆનમાં છે, એમ માનવામાં આવે છે, તે વાતમાં **ખીઝર** નામથી કાંઈ સબંધ નથી; પણ **ઇમામની** હયાત વ્યક્તી સાથેનો સબંધ પુરવાર કરે છે."

**તપાસ**—એના માટે મી. વરતેજીએ પુરાવાઓ આપવા હતા. "પુરવાર કરે છે" એમ લખી દેવાથી કાંઇ વળે તેમ નથી! હ. ખીઝરને, મી. વરતેજી હયાત ઇમામ તરીકે મનાવવા માંગે છે–તે ઘણુંજ આશ્ચર્યકારક છે!! જે બાબતનો સંપુર્ણ ખુલાસો "જવાબ ના૦ ૬ ની તપાસ" વાળા પ્રકરણમાં કરી ગયો છું.

૬—"અને અહાદીસે ગેરમઅતમદની વિગત હઝરત * અલ્લામા-મઝદુનીન ફીરોઝાબાદીના હવાલા સાથે સર સઈયદ અહમદ-જેઓ એક 'ઉપયોગી સમજ અને સનદ સાથે લખે છે × અને આધાર વગરની હદીસો જે મુસલમાનોમાં મનાતી આવે છે-તેને નહી માનવામાં અઈન દીનદારી છે, એમ જણાવતા ખોટી હદીસો જે ખરી તરીકે મનાય છે, તેની (૪૬) હદીસોની ટીપ રજુ કરી છે, તેમાં ૭ મે નંબરે જણાવે છે કેઃ—

"ખીઝર વ ઇલીયાસ કી ઉમ્રઃ અઉર ઉસ્કી દરાજીકી બાતમેં કોઇ હદીસ સહીહ નહી હયે"

(સફા ૧૭૮ તહઝીબુલ અખલાક)

**તપાસ**—હ. ખીઝર અને હ. ઇલીયાસની લાંબી આયુષને ગેર મોઅતમદ ગણાવવા ખાતર મી. વરતેજીએ "તહઝીબુલ અખ્લાક"નો આધાર લીધેલ છે-પણ તેના કર્તા **સર સૈયદ અહમદનો** કેવો એઅતેકાદ હતો, તે "ઇમામ મેહદી વાળેની પેશીનગોઈ વાળી હદીસો"ના પ્રકરણમાં બતાવી ગયો છું. **અલ્લામા મજદુદીન** ફીરોઝાબાદી પણ સર સૈયદ જેવા એઅતેકાદો ધરાવનાર કોઇ વ્યક્તી હશે-એટલે તેનું લખાણ પણ સર સૈયદના નમુનોજ હશે ! કદાચ મજકુર **અલ્લામાનો** એઅતેકાદ સર સૈયદના જેવો ન પણ હોય, તો પણ તેઓ જે જણાવે છે તે "એકલાનો મત" તરીકે ગણાય. તો કુલ્લે ઇસ્લામી આલીમોના મતોના મુકાબલે "એકલાનો મત" કાંઇ કામ આવી શકે નહિં.

---

* ઘણું આશ્ચર્યકારક છે કે, મી૦ વરતેજીએ કેટલેક ઠેકાણે હ૦ રસુલ સ૦ અને પાક ઇમામોનાં સીધાં સાદાં નામોજ લખ્યા છે-અને અત્રે 'હઝરત' નો બોલ વાપરેલ છે !

× સર સૈયદનાં જે વખાણ મી૦ વરતેજીએ લખ્યાં છે, તે પોતાના મતને પુષ્ટી આપવા ખાતરજ. "જીમ"

હવે—મી૦ વરતેજીએ **સર સૈયદ અહમદ**ના નામથી જે "આધાર વગરની હદીસો—તેને નહી માનવામાં અઈન દીનદારી છે" એમ જણાવેલ છે—તે "તહઝીબુલ અખ્લાક" ની અસલ ઈબારત ટાંકીને મી. વરતેજીએ તે શબ્દો એવાજ રૂપમાં બતાવવા જોઇતા હતા. સર સયદ અહમદે, અલ્લામા ફીરોઝાબાદી કૃત "**સફરૂસ્સઆદાહ**" નાં ખાતેમાહ ઉપરથી ઝઈફ (નબળી સનદ વાલી) હદીસો સબંધે પોતાના પુસ્તક "તહઝીબુલ અખ્લાક" માં વિવેચન કરેલ છે—અને તે વિવેચનમાં ૪૬ નંબરોમાં **ઝઈફ હદીસોનું** વર્ણન કરેલ છે, હવે તે ૪૬ નંબરોમાં જે નંબરવાર મુદ્દાઓ છે, તે શું સર્વે મી. વરતેજીને માન્ય છે ખરા ? કે ફક્ત પોતાનો હેતુ જાળવવા કાજે ફક્ત ૭ મા નંબરના મુદ્દાનેજ મી૦ વરતેજી પકડી રાખે છે ! અલ્લામાએ જે ૪૬ મુદ્દાઓ જણાવેલ છે, તેમાં ના૦ ૧૨ વાળો મુદ્દો નીચે મુજબ છે—

**"હઝરત અલીકે ફઝાએલમેં બજુઝ એક હદીસ કે ઔર કોઇ સાબેત નહીં"**

('તહઝીબુલ અખ્લાક' માંથી)

હવે—હ૦ અલી અ૦ ની ફઝીલત માટે શીઆહ અને સુન્નત જમાઅતની મોઅતેબર કિતાબોમાં સેંકડોની સંખ્યામાં હદીસો મોજુદ છે—છતાં અલ્લામા ફીરોઝાબાદી જે એમ કહેવા નિકળ્યા છે, તે શું ઈસ્લામીઓ માન્ય રાખશે ખરા ? ખુદ મી૦ વરતેજી પણ મજકુર (ના૦ ૧૨ વાળા મુદ્દાને કબુલ કરશે ખરા ? મતલબ કે અલ્લામાએ મજકુર ૪૬ નંબરોમાં કેટલીક સુર્યસમાન પ્રકાશિત બાબતોને પણ અંધારી રાત સમાન ગણાવવા કોશેશ કરેલ છે ! તેવીજ રીતે તેઓએ હ૦ ખીઝર અને હ૦ ઇલીયાસના લાંબા આયુષ્યનો પણ ઇન્કાર કરેલ છે ! ! પણ સૂર્ય વાદળાંઓથી ઢંકાયો કેમ રહેશે ? ! ! ! મારા વિદ્વાન મિત્ર મી૦ વર-

તેજીએ એવાં ફાંફા મારવાનું મૂકી દેવું જોઈએ અને વરતેજીએ ચોક્કસ યાદ રાખવું જોઇએ કે, સર્વે ઇસ્લ આલીમોના મુકાબલે એકલા અલ્લામા ફીરોઝાબાદ મત કાંઇ કામ આવે તેમ નથી.

---

## જવાબ નાં૦ ૨૦ નો તપાસ.

મારા સવાલ નાં૦ ૨૦ મા માં, "શયતાન સુધી જીવતો છે કે નહિં" એ વિષે મી૦ વરતે પૂછેલ-જેના તેઓ તરફના જવાબમાંથી નીકળતા મુદ્દાએ

૧—"શયતાન એક સુક્ષમ હવસનું સ્વરૂપ છે અને હરેક ઇનસાનમાં પોતાની શક્તિ વાપરી શકે એવો

તપાસ—પાક કુરઆને શરીફમાં શયતાનને જી માંથી જણાવેલ છે, અને તેની પયદાયશ આગમાંથી વ વેલ છે. એટલે મી વરતેજી જે "સુક્ષમ હવસનું સ્વરૂ જણાવે છે તે ખોટું પડે છે.

૨—"તમો તેની આજ સુધી કેટલી જીંદગી થઇ પુછો છો, એ તમારો સવાલ તમારી માનીનત ખુબીને ઢાંકી દીએ છે."

તપાસ—શયતાનની ઉમ્ર સબંધેનો સવાલ મ માનીનતાની ખુબીને કેવી રીતે ઢાંકી દીએ છે, તેનો વરતેજીએ ખુલાસો કરવો જોઈતો હતો. હરેક મુદ્દામાં વરતેજીએ એવીજ ઉડાવનારી વલણ ઇખ્તીયાર કરેલ

૩—"જાહેર ઇસ્લામી હદીસ એ છે કે તે એક વ્યકતી હતી કે, તેના અમલ વડે તે ખુદાની સ્થાનીથી ફરેસ્તાઓમાં ઉસ્તાદના દરજ્જે સુ હતો."

**તપાસ**—જ્યારે એ ઇસ્લામી દલીલ છે એમ મી. વરતેજી માન્ય રાખે છે—ત્યારે પહેલા મુદ્દામાં જે દલીલ મી. વરતેજીએ કરેલ છે, તે કેના તરફની દલીલ છે ? ત્યારે તે દલીલ તો ઇસ્લામ વિરૂધ્ધની ખરી કે નહિં ? શું, મી૦ વરતેજી ઇસ્લામના દાયરાથી બાહેરના છે કે ?

૪—"તેમ વળી ખુદા અને તેના પ્રતિનીધી (ઇમામ) નો તે શતરૂ છે તેથી તેની સીફતની સાથે શયતાનને સરખાવવાની તમારી ઉંડી નેમ અમોને માનવાને કારણ આપે છે કે, હક વાતની દલીલ માટે હક દલીલો જોઇએ, તે તમો રજુ કરી શકતા નથી.

**તપાસ**—સારી ઉંડી નેમની મી૦ વરતેજીને કયાંથી ખબર પડી ? શું તેઓ ઇલ્મે ગયબ પણ જાણે છે ખરા કે ? મારો ૨૦ મો સવાલ તો નીચે મુજબ હતો—

શયતાન હજી સુધી જીવતો છે કે નહિં, તે વિશે તમારી શું માન્યતા છે, અને અગર શયતાન જીવતો હોય તો એ હિસાબે તેની ઉમર આજ દિવસ સૂધી કેટલી થઇ ?

તો—એમાં સરખામણીનો બોલજ કયાં છે ? પણ મી. વરતેજીના ચિતમાં જે બાબત રમી રહી છે, તે પોતે જાહેર કરે છે. હવે-ઇમામના લાંબા આયુષ્ય સાથે અગર શયતાનની લાંબી આયુષ્યની સરખામણી માટે મી૦ વરતેજીને લાગી આવતું હોય, તો તેઓએ ઇસ્લામી આલીમોનાં લખાણો વાંચી જવાં જોઇએ.—ઇસ્લામી આલીમોએ એ સરખામણીમાં કાંઈ હરકત જોઇ નથી. કદાચ એ સરખામણી માટે મી. વરતેજી આડીઅવળી દલીલ લાવશે, પણ લાંબી આયુષ્ય માટેના બીજા પણ ઘણા દાખલાઓ મોજુદ છે, ( જુઓ, " મી. વરતેજીના બખાળા " વાળું પ્રકરણ ) તો તે સર્વે દાખલાઓને મી. વરતેજી કેવી રીતે ઉડાવી

શકશે ? ! ! મારા મિત્ર મી. વરતેજીએ લાંબા આયુષ્ય સબંધેની સરખામણીનું અનુમાન કરીને એવો આડંબર કરેલ છે, પણ "દુરરે બેબહા" ઉપરથી મન ગમતો ફેરફાર કરીને તેઓએ જે વિવેચન કરીને **બારમા ઇમામ** અ૦ ની સાથે ન છાજતી રીતે **દજ્જાલની** સરખામણી કરેલ છે; તેમાં તો તેઓએ કાંઇ પણ વિચાર કર્યો નથી !

---

## જવાબ ના૦ ૨૧ ની તપાસ.

પાક કુરઆને શરીફમાં જે "**ઓલિલ અમ્ર**" વળી આયત છે તેથી સાફ જણાઇ આવે છે કે, **ખુદા, રસુલ,** અને **ઓલિલ અમ્ર** એ ત્રણે જુદા જુદા રૂપે છે. તો હ. અલી અ૦—કે જેઓ ઓલિલ અમ્ર છે, તેઓને હરગીઝ **ખુદા** કહેવાઇ શકાય નહિ—એમ બતાવવા ખાતર મારો સવાલ ના૦ ૨૧ મો રચાયેલ છે. તે સવાલનો સિધો જવાબ ન આપતાં—મી. વરતેજીએ ઉલગબરડીની રમત રમી, આડા અવળા ગુલાંટીઆ મારેલ છે. જે જવાબમાંના મુદ્દાઓ—

૧—"આ સવાલમાં તમો ખુદા, રસૂલ અને હુકમ કરનાર **ઇમામના** વિભાગ માનો છો, એજ વાંધા ભરયું છે. કારણ કે એ ત્રણની સંકલના એવી તો ઉમદા અને હીદાયતભરી ચોખવટ છે, કે આપણને તેમાંથીજ મોજુદ ઇમામની દલીલ આબાદ મળી શકે છે."

**તપાસ**—વિભાગ માનવામાં કેવી રાતે વાંધાભર્યું છે, તેની મી૦ વરતેજીએ ચોખવટ કરવી જોઇતી હતી. એ ત્રણેની સકલનામાં શું ચોખવટ છે, અને તેમાંથી મોજુદ

મામની દલીલ કેવી રીતે મળે છે ? તેના માટે મી૦ વરતેજીએ
ઈ નવીન દલીલ લાવવી જોઈતી હતી. (**મોજુદ ઇમામ**
૦ સબંધેના મી૦ વરતેજીની આગળની દલીલોના ખુલાસા
વાબ ના૦ ૬, જવાબ ના૦ ૧૩ જવાબ ના૦ ૧૫ ની
પાસમાં કરી ગયો છું. )

—" અને " અલી અલ્લાહ " છે તેને માનવાનું કામ તેની મારફત પિછાણવાલા **નુસેરી** અને **સલમાન ફારસી** અને બીજાઓ માટે ખાસ રહેવા દો, કારણ કે આપણે હજી ઇમામ **ગેબ** કે હાજર તેનો નિર્ણય કરતા હોઇયે, ત્યાં " **અલી અલ્લાહ** " છે એ વાતને સિધ્ધ કરવાની જગા નથી. "

**તપાસ**—શું, હ. અલી અ. ને "અલ્લાહ' માનવું ને **માઅરેફત** કહેવામાં આવે છે કે ? **નુસેરીઓને** તો સે ઇસ્લામી આલીમો ધિક્કારે છે-અને એવા એતેકાદવાલાને **જીસ** સમજે છે. નુસેરી માન્યતાને વખાણવા પહેલાં મી૦ તેજીએ ઈસ્લામી ત્વારિખોમાં **નુસરીઓનું** વર્ણન જોઈ વું હતું. ( ફકત "હદીકએ સુલ્તાનીય્યાહ" અને "તઅક-ુલ અઇમ્માહ" નામની કિતાબો મી. વરતેજી જોઇ જશે પણ બસ છે. ) કોઇ ઇસલામીશાએરે નુસેરીઓને સંબો ને ઠીક કહેલ છે—

**અએ નુસેરી ! મગો ખુદાસ્ત અલી;**
**બન્દએ ખાસે કીબ્રીયાસ્ત અલી.**

**અર્થ**—અએ નુસેરી ! અલી (અ૦) ખુદા છે, એમ ન કહે, (હ૦) અલી (અ૦), (તો) ખુદાના **ખાસ બંદા છે.**

**હ૦ સલમાન** ફારસીને "નુસેરી" માન્યતા ધરાવવા ળા જણાવવા પહેલાં મી૦ વરતેજીએ પુખ્ત વિચાર કરવો ઈતો હતો. એના માટે કાંઇબી સનદ બતાવવાની મી૦

વરતેજીને ચેલેન્જ કરૂં છું. ( નહિં તો, ઘરની જોડી કાઢેલી હકીકતને મી૦ વરતેજીએ ઘરમાંજ રહેવા દેવી જોઈએ !) હવે–મી૦ વરતેજીએ હ૦ સલમાનની પછી જે " અને બીજાઓ " નો બોલ વાપરેલ છે, તે બીજાઓ કોણ ? મી. વરતેજી અને તેઓના ગોઠીયાઓ કે બીજા કોઈ ? જે માટે મી૦ વરતેજીએ સ્પષ્ટ ખુલાસો કરવો જોઇતો હતો !

મી૦ વરતેજીએ જે જણાવેલ કે—" આપણે હજી ઈમામ ગેબ કે હાજર તેનો નિર્ણય કરતા હોઈએ, ત્યાં **અલી અલ્લાહ** છે એ વાતને સિધ્ધ કરવાની જગા નથી. એમાં મી. વરતેજીએ એક સફાઇજ વાપરેલ છે ! તેઓ પોતે પણ એ નિર્ણય કરવામાં સામેલ છે, ત્યારે તેઓએ નિર્ણય થયાથી અગાઉ ઠે ઠેકાણે " અલી અલ્લાહ છે " એવો ઉપદેશ કરેલ છે તેનું કેમ ? ( ખુદ આ મુદ્દામાંજ મી૦ વરતેજીએ " અલી અલ્લાહ છે " એવો નિર્ણયાત્મક મત બાંધી દીધેલ છે તેનું તેઓને ભાન નહિ રહ્યું હોય ? ! ! ) ઉપરાંત–આગાખાની મીસનરીઓ "અલી અલ્લાહ " નો ઉપદેશ કરી રહ્યા છે તેનું કેમ ? શું, તેઓ સર્વે નિર્ણય કરવાની પરિક્ષામાંથી પાસ થઇ ગયા છે કે ? વળી આગાખાનીઓની **ધુઆમાં** પણ "અલી સફી અલ્લાહ" નાં વાકયો નજરે પડે છે–તો શું, તે ધુઆ પડનારાઓ હરેકે હરેક એ **નિર્ણય** કરવાની કસોટીમાંથી પસાર થઇ ગયા છે ખરા કે ? એ મુદ્દામાં મી. વરતેજીએ એક પોલીસી વાપરેલ છે. હું તો "અલી અલ્લાહ" કહેવાથી તદ્દન વિરૂધ્ધ છું, ( એ કારણસરતો સવાલ પૂછેલ છે ) છતાં મી૦ વરતેજી મને પણ " અલી અલ્લાહ ' સિધ્ધ કરવામાં ભેળે છે, તે તેઓ ભાઇની એક સફાઇજ છે !

**૩—" પરંતુ કુરઆનમાં–અલ્લાહનું માનવંતું નામ 'અલી' છે, તેજ જાણો જેથી આમ ઇસ્લામી સાથે આપણા ઇમાનદારોનો વહેવાર વગર વાંધે નિભશે.**

**તપાસ**—શાબાશ ! આમ ઇસ્લામીઓ સાથે વહેવાર નિભાવવાનો મી૦ વરતેજીએ ઠીક રસ્તો શોધી કાઢયો !!! પણ એવો ફરેબ આમ ઇસ્લામીઓ પાસે ચાલી શકશે ખરો ? પાક કુરઆને શરીફમાં અલ્લાહની ઝાત પાક માટે અલબતા **"અલીય્યુન અઝીમ"**—**"અલીય્યુન હકીમ"** વી૦ વાકયોમાં **"અલી"** શબ્દ વાપરવામાં આવેલ છે-પણ તે અલ્લાહની સીફત દર્શાવતું ( ગુણદર્શક ) નામ છે. જેવી રીતે કે **"અઝીમ" "હકીમ"** વી૦ વી૦ અલ્લાહની ઝાત માટેના ગુણ દર્શક નામો છે, તેવીજ રીતે એ પણ એક ગુણદર્શક નામ છે. મતલબ કે વ્હેવાર નિભાવવાનો જે રસ્તો મી૦ વરતેજી સૂચવી રહ્યા છે—તે કાર્યસાધક નથી. વ્હેવાર નિભાવવા માટે એવો **ફરેબ** કરવાનું કારણ શું ? તે મી૦ વરતેજી સમજાવશે કે ?

૪—" પરંતુ ખુદાનું નુર **આદમ**માં હોવા છતાં, તેને સિજદો કરવાનું ન માનનાર શયતાન થયો, તે હિગત તમારા ને મારા વચ્ચે હવે અજાણી રહી નથી. "

**તપાસ**—એ મુદ્દામાં ગોળ ગોળ લખીને મી૦ વરતેજી શું મનાવવા માંગે છે, તેની કાંઈ સમજ પડતી નથી ! શું, એથી તેઓ એમ મનાવવા માંગે છે—કે હ૦ અલી અ. ને "અલ્લાહ" ન કહેનાર શયતાન જેવો છે ? ! ! હવે —હ૦ આદમ અ૦ ને શયતાને (તાઅઝીમી) સિજદો ન કર્યો, તે સંબંધમાં મી૦ વરતેજી જે દેખાવ કરી રહ્યા છે તે ફકત ભોળાભાઈઓને ભમાવવાની એક યુકતીજ છે. હ૦ આદમ અ૦ ને જે તાઅઝીમી સીજદો કરવાનો મલાયકાઓને તથા શયતાનને હુકમ થયો—તે ફકત ખુદાના હુકમની બજાવણીની પરિક્ષા માટેજ હતો, પણ અઝાઝીલે તકબ્બુરીથી હુકમની બજાવણી ન કીધી—જેથી તે શયતાન કહેવાણો અને તેના ઉપર લાઅનત ઉતરી. **શેખ સાઅદી કહે છે કેઃ—**

" તકબ્બુર અઝાઝીલરા ખ્વાર કર્દ;
બ ઝિન્દાને લઅનત ગિરફતાર કર્દ. "

બાકી—ખુદાની ઝાત સિવાય કોઇને પણ સિજદો કરવો સઝાવાર નથી. વરતેજી એ દલીલથી હ૦ અલી અ૦ ને અલ્લાહ તરીકે મનાવવાની જે ધારણા રાખે છે, તેમાં તેઓ કોઇ રીતે પણ ફાવે તેમ નથી. ( પણ એ દાખલાથી–મી૦ વરતેજીએ જવાબ નં૦ ૨૦ માં શયતાનને " સુક્ષ્મ હવસનું સ્વરૂપ " જણાવવા કોશેશ કરેલ, તે થીયરી તુટી જાય છે, તેનું મી. વરતેજીને ભાન રહ્યું નથી ! શું હવસના સુક્ષ્મ સ્વરૂપનો હ. આદમને સિજદો કરવાનો હુકમ થવો એ બરાબર છે ખરૂં ?

૫—" આપણે દરેક ઇસ્લામીએ ખુદાની–રસુલની અને હુકમ કરનારની તાબેદારી ઉઠાવવી એ ફરજ છે. એટલે આપણે ત્રણે જણાના ત્રણ હુકમ ઉઠાવવા એમ નથી, પરંતુ એ ત્રણે એક બીજાની સાંકળ છે. તેથી એમ સિદ્ધ થાય છે કે, ખુદાની તાબેદારી કરવી એજ રસુલની તાબેદારીનું (મુળ) છે અને રસુલની તાબેદારી એજ હુકમ કરનારની તાબેદારી કરવાનો હેતુ છે અને તેથી ખુદા રસુલ અને હુકમ કરનારનું એકજ સ્વરૂપ છે. "

**તપાસ**—એ મુદ્દામાં પણ મી૦ વરતેજીએ સફાઇ વાપરેલ છે ! ભલે જે ખુદાનો હુકમ હોય તેવોજ રસુલનો હુકમ હોય, અને તેજ પ્રમાણેનો હુકમ ઓલિલ અમ્રનો પણ હોય; ( અને હોવું પણ એમજ જોઇએ કે રસુલ હોય તે ખુદાના હુકમ પ્રમાણેજ મનુષ્યોને ચલાવે, અને ઓલિલ અમ્ર હોય તેણે ખુદાના હુકમ અને રસુલના હુકમ અને રસુલની સુન્નત પ્રમાણે મનુષ્યોને ચલાવવા જોઇએ. પણ મી૦ વરતેજી તો અન્ય ઠેકાણે એમ જણાવે છે કે—

" હુકમ કરનાર " નો હુકમ ખુદાના હુકમ પ્રમાણે છે કે નહિં તે જોવાનું કામ આપણું નથી—એટલે માં. વરતેજી પોતાના "ઓલિલ અમ્ર" માટે સ્વેચ્છાએ ચાલવાનું માન્ય રાખે છે ! ! ! ) પણ તેથી કાંઇ એમ સાબેત થતું નથી, કે ખુદા, રસુલ અને ઓલિલ અમ્ર એ એકજ છે.

**ખુદા** એ અસલ હુકમ કરનાર છે—**રસુલ** છે તે ખુદાનો હુકમ ખલકતને પહોંચાડીને તેના ઉપરે ખલકતને ચાલવાનો હુકમ કરનાર છે—અને **ઓલિલ અમ્ર** તે છે કે, ખુદાનો હુકમ કે જે રસુલ ઉપરે નાઝીલ થયેલ હતો તે ( રસુલની ગેરહાજરીમાં—રસુલના પ્રતિનીધી તરીકે ) ખલકતને સમજાવે અને તેના ઉપરે ચાલવાનો ખલકતને હુકમ કરે, મતલબ કે " હુકમ કરનાર " તો ત્રણે છે; પણ તે હુકમ કરવાના રૂપમાં ફેર છે. વળી ખુદાનો જે હુકમ હોય, તેના ઉપરે ચાલવા માટે જેવી રીતે ( ઉપર જણાવ્યા મુજબ અનુક્રમે ) રસુલ અને ઓલિલ અમ્ર મનુષ્યોને હુકમ કરે, તેવીજ રીતે ખુદાનો તે હુકમ રસુલે અને ઓલિલ અમ્રે પણ બજાવી લાવવાનો છે. મતલબ કે—ખુદા, રસુલ અને ઓલિલ અમ્ર એ ત્રણે જુદાજ સ્વરૂપે છે.

૬—"એટલે જો હુકમ કરનારની તાબેદારી કરીયે તો તે રસુલની તાબેદારી કરવા બરાબર છે, અને રસુલની તાબેદારી કરવી તે ખુદાની તાબેદારી કરવા બરોબર છે. "

**તપાસ**—મી૦ વરતેજીના એ મુદ્દાથીજ જણાઈ આવે છે કે—ખુદા, રસુલ અને ઓલિલ અમ્ર એ ત્રણે જુદા જુદા સ્વરૂપે છે. એથી એ પણ જણાઇ આવે છે કે, ઓલિલ અમ્રનો હુકમ રસુલના હુકમ પ્રમાણે—અને રસુલનો હુકમ ખુદાના હુકમ પ્રમાણે હોવો જોઈએ. એમ નહિં, કે ખુદાનો

તો ફરમાન હોય કે " નમાઝ પઢો, રોઝો રાખો, હજ કરવા જાઓ, વી૦ વી૦ " અને ઓલિલ અમ્ર તેથી વિરૂધ્ધ ફરમાન કરે ! ! !

૭—" ખુદા હુકમ કરતો હતો, તે રસુલે ખુદા હુકમ સંભળાવતા હતા અને રસુલે ખુદા, હુકમ કરવાનું અલી અને તેની ઓલાદને વંશપરંપરા સોંપીને વફાત થયા. "

તપાસ—એ મુદ્દામાં પણ મી વરતેજીનો છુપો હેતુ છે, ખુદા તથા હ૦ અલી અ૦, અને તે બુઝર્ગવારની ઓલાદને–વંશપરંપરા " હુકમ કરનાર " તરીકે જણાવે છે—જ્યારે હ. રસુલ સ૦ ને તો ફક્ત " હુકમ સંભળાવનાર" તરીકેજ જણાવે છે ! ત્યારે આગળના મુદ્દાઓમાં ખુદા, રસુલ અને ઓલિલ અમ્ર–એમ ત્રણેને એકજ રૂપે જણાવેલ, તેનું શું ? " ઓલિલ અમ્ર " ની આયતનો અસલ હેતુ તો એ છે કે, ખુદાની ઇતાઅત કુલ્લે મનુષ્યોએ કરવી જોઇએ.–અને તેમાં રસુલ અને ઓલિલ અમ્રને પણ તેવીજ રીતે ખુદાની ઇતાઅત કરવાનો ફરમાન છે; ( વધુ ખુલાસા માટે " ઓલિલ અમ્ર વાળી આયત " વાળું પ્રકરણ જુઓ ) પણ મી૦ વરતેજી તો પોતાને ગમે તેમ લખ્યાજ કરે છે ! વળી એ મુદ્દામાં મી. વરતેજીએ " વંશપરંપરા" નો જે શબ્દ લખેલ છે, તેમાં પણ તેઓનો છુપો હેતુ સમાયલો છે ( જે વંશના માટે મી. વરતેજીએ કોશેશ કરેલ છે, ને માટે તેઓએ " ઓલિલ અમ્ર " પણું સાબેત કરવું જોઇએ.

એ મુદ્દામાં મી૦ વરતેજી એટલી તો કબૂલાત આપે છે કે, હ. અલી અ. અને તેઓની અવલાદને હુકમ કરવાનો હુદ્દો હ૦ રસુલ સ૦ મે સોપેલ–ત્યારે તેઓએ અન્ય ઠેકાણે હ. રસુલ સ. ને, હ૦ અલી અ. ના **પ્રતિનીધી**

તરીકે જણાવવા મથન કરેલ–તેના માટે શું સમજવું ? ( દરેક ઠેકાણે મી. વરતેજીએ હેર ફેર માન્યતાઓ જણાવેલ છે ! )

૮—" ઇમામત બની ફાતમાઇટ સઇયદના સિવાય, બીજા કોઇ પણ સયઇદને તેનો અધિકાર નથી અને એ હિસાબે હ. જાઅફર સાદેકનાં વડા ફરઝંદ શાહ ઇસ્માઇલ અને મુસા કાઝીમ એ બેની ઓલાદનેજ હક છે. "

**તપાસ**—એ મુદ્દો મીં૦ વરતેજી એ ગમે તે ધારણાથી ચર્ચેલ હોય, પણ તેથી એટલું તો સિધ્ધ થાય છે કે–હ૦ મુસા કાઝીમ અ૦ ની અવલાદ પણ ઈમામતનાં હકદાર છે. ત્યારે એથી અગાઉ મી. વરતેજીએ, હ. મુસા કાઝીમ અ. અને તેઓની અવલાદ **ઇમામત**નાં હકદારજ નથી, એવું જણાવવામાં ઠેકઠેકાણે કોશેશ કરેલ–તેના માટે શું સમજવું ? ( હ. ઈસ્માઇલ અ૦ અને હ. મુસા કાઝીમ અ. બેઉમાંથી ઇમામનના ખરા હકદાર કોણ હતા–તે માટેની તપાસ આગળ કરી બતાવેલ છે, ) હવે–મીં૦ વરતેજી જે **બની ફાતમાઇટ** સૈયદોનો હિસાબ બતાવે છે–તે મુજબ તો હ૦ ઇમામ ઝએનુલ આબેદીન અ૦ ના ફરઝંદ ઝયદ (શહીદ) કે જેઓને ઝયદી ટોળો ઇમામ તરીકે સ્વિકારે છે– તેઓ પણ બની ફાતમાઈટ સૈયદ હતા, તેઓની ઇમામત માટે શું ? એ ઠેકાણે મી. વરતેજીનો હિસાબ કેમ ટકશે ? અસલ ખરી હકીકત તો એજ છે કે હ૦ અલી અ. પછીના અગીયાર ઈમામો સર્વે **બની ફાતમા** હતા, અને તેઓના માટેજ ( બીબી ફાતેમા ઝહેરા અ૦ ની અવલાદમાંના ઇમામો તરીકે ) હ. રસુલ સ૦ નું ફરમાન હતું. (જુઓ, "ઇમામો બારજ છે તેની સાબેતીઓ " વાળું પ્રકરણ. )

૯—" અત્યારે હુકમ કરનાર ઇમામ મુસા કાઝીમના વંશમાં કોઈ મોજુદ નથી. ( પણ ગેબ છે. ) ત્યારે તેમના મોટાભાઇ ઇસ્માઈલની અવલાદ સીધી નરનસલે હાલના નામદાર આગાખાનજ છે, ને તે બાપદાદેથી ઇમામતનો વારસો ભોગવતા આવ્યાની પ્રખ્યાત તવારીખ છે.

**તપાસ**—મી૦ વરતેજીએ જે ધારણાથી એ મુદ્દો ચર્ચેલ છે તે સ્પષ્ટ છે. પણ ખુદાની કુદરત છે કે, એ મુદ્દામાં હ. મુસા કાઝીમ અ. ના નામ સાથે **ઇમામનો** શબ્દ—અને બારમા ઇમામ **ગેબ** છે, એ મી૦ વરતેજીની કલમથી લખાઈ ગયું છે ! ( નહિં તો, હ૦ ઇમામ મુસા કાઝીમ અ. ના નામ સાથે કાંઇ માનવંતો શબ્દ લખવાને પણ મી. વરતેજીનું દીલ માનતું ન હતું—અને બારમા ઇમામ અ. ની ગયબતને પણ ખોટી જણાવવા માટે પણ તેઓએ કાંઇ બખાળા કાઢવામાં બાકી રાખ્યું નથી ! ! ! ખરૂં કહ્યું છે કે " સાચ તરી આવ્યા વગર રહેતું નથી") હ. ઇસ્માઇલ અ. ની ઇમામત તથા સીધી નરનસલ વી૦ સબંધની તવારીખી તપાસ આગળ કરી ગયો છું—એટલે અત્રે તે સબંધે વિવેચન કરવાની અગત્ય ધારતો નથી.

એ રીતે—મી. વરતેજીના જવાબ નં૦ ૨૧ માંના ૯ મુદ્દાઓની સંક્ષેપ તપાસ કરેલ છે. બાકી એ જવાબમાં મી. વરતેજીએ જે બીજી કેટલીક આડી અવળી બાબતો ( કે જે આગળ ઘણે ઠેકાણે આવી ગયેલ છે તે ) લખીને જવાબને લંબાવેલ છે—તેની ફરીથી તપાસ કરવાનું યોગ્ય ધારેલ નથી.

# જવાબ ના૦ ૨૨ ની તપાસ.



મારા ૨૨ મા સવાલમાં—ખુદા, રસુલ અને ઈમામના દરજ્જા સબંધે મી૦ વરતેજીને જે પૂછેલ—જેનો સીધો જવાબ આપવાના બદલે મી૦ વરતેજીએ ઉડાવનારી વલણ ઇખ્તીયાર કરેલ છે. તે જવાબમાંના મુદાઓ—

૧—" આ ઉપરથી સમજી શકાય છે કે,* હઝરત ઇબ્રાહીમ પેગમ્બર તો હતાજ પણ તેમને મોટે દરજ્જે ચડાવી ઇમામ બનાવ્યા તેમાં ઇમામનો દરજ્જો પેગંબર કરતાં મોટો છે, એ સિધ્ધ છે. "

**તપાસ**—ઠેકઠેકાણે મી૦ વરતેજી એજ થીયરી પેશ કરે છે. પણ એ થીયરી પ્રમાણે **ઇમામતનો** દરજ્જો **નબુવ્વત** કરતાં કેવી રીતે મોટો છે ? તે મી. વરતેજીએ પુરવાર કરવું જોઇએ. ફક્ત "સિધ્ધ છે" એમ લખી દેવાથી સિધ્ધ થઇ જતું નથી—પણ તે દાખલા દલીલો અને સનદોથી પુરવાર કરવું જોઇએ. ( હ. ઇબ્રાહીમ સબંધેની ઇમામત વાળી આયતની તપાસ " ઝુરરીયતીની પૃથા " અને " જવાબ ના. ૮ ની તપાસ " વાળા પ્રકરણોમાં કરી ગયો છું. જેથી વાંચકો સારી રીતે જોઇ શકશે કે, નબુવ્વત કરતાં ઇમામતનો દરજ્જો શ્રેષ્ટ છે, એવું તેમાં કાંઇ પણ નથી. આશા છે કે એ માટે મી. વરતેજી કોઈ નવીન દલીલ લાવશે ! )

* એથી અગાઉ મી૦ વરતેજીએ " ઇઝીબ્તલા ઇબ્રાહીમ " વાળી આયત ટાંકેલ છે.

"જીમ."

૨—"પણ તમો પહેલે ઈમામ કે પેગંબર ! એમ પુછો તેના જવાબમાં જાણવાનું કે પ્રથમ પેગમ્બર જાહેર થાય છે, ને તે લોકોનો વિશ્વાસ મેળવી ખુદાના (ખલીફા) (પ્રતિનીધી) (ઇમામ) ને ઓળખાવે છે."

તપાસ—એ મુદ્દામાં મી. વરતેજીએ સફાઇ કરેલ છે ! મેં જે "પહેલે પયગંબર કે ઇમામ ?" એમ પૂછેલ-તેનો હેતુ એજ હતો કે "પહેલે દરજ્જો કયો-ઇમામતનો કે નબુવતનો ?" જેનાં જવાબમાં મી. વરતેજીએ "પ્રથમ પેગંબર જાહેર થાય છે" એમ લખીને-ત્યાર પછી પોતાનીજ માન્યતા સિધ્ધ કરવા મથન કરેલ છે. પણ એમાં મી૦ વરતેજીએ જે જણાવેલ છે કે, પેગંબર ઈમામને ઓળખાવે છે-તેથીજ સાબે। થઇ જાય છે કે નબુવ્વતનો દરજ્જો શ્રેષ્ટ છે.

૩—"છેલ્લા મુદ્દામાં તમો ખુદા કે પેગંબરી એમ પુછો છો ? તો ખુદા હમેશાંથી છે ને હમેશા રહેશે. ને તે એવો પહેલો છે કે, જેની પહેલા કાંઇ ન હતું અને તે એવો છેલો પણ છે કે, જેની છેલે કોઇ ન હશે. અને તેમના પછી પેગમ્બર ગણાય, પણ દુનિયામાં પેયગમ્બરને પહેલે ઓળખે તોજ ખુદાને ઓળખાય છે."

તપાસ—મારો પ્રશ્ન એ હતો કે, "પહેલે ખુદા કે પયગમ્બર ?" અને તે પૂછવાનો હેતુ એ હતો કે પેગંબર અને ઇમામ એ સર્વ ખુદાનાજ પયદા કરેલા છે-એટલે પયગમ્બર કે ઇમામ કોઇને પણ ખુદા કહેવાઇ શકાય નહિં. તો તેના જવાબમાં મી૦ વરતેજીએ ખુદાની જે સીફતો વર્ણવેલ છે, તેથી સ્પષ્ટ થાય છે કે ખુદા જેવો કોઇ નથી—સર્વેનો પેદા કરનાર તેજ છે, અને તે હમેશાંથી છે ને હમેશા રહેશે; તથા તે સર્વેથી પહેલો છે અને સર્વેથી

છલ્લો છે. હવે-મારા મિત્ર મીં૦ વરતેજી કે જેઓ "અલી સહી અલ્લાહ" નો વિર્દ કરી રહ્યા છે, .તેઓ હ૦ અલી અ૦ ના માટે એવી સીફતો કાયમ કરી બતાવશે ખરા ?

મીં૦ વરતેજીએ, ખુદા પછી પેગમ્બર ગણાય-એમ જે લખેલ છે, તેથી સાબેત થાય છે કે ખુદા પછી પેગમ્બર અને તે પછીજ **ઈમામ** છે. એટલે મીં૦ વરતેજીએ જે પેગંબરને ઈમામનો **પ્રતિનીધી** ગણાવવા મથન કરેલ, તે નિરર્થક ઠરે છે.

મીં૦ વરતેજીએ જે જણાવેલ છે કે, "પયગમ્બરને પહેલે ઓળખે તોજ ખુદાને ઓળખાય છે" તેના માટે જાણવાનું કે-ઇસ્લામમાં પહેલે ખુદાની **માઅરેફત** (ઓળખ) નેજ અગ્રસ્થાન આપવામાં આવેલ છે. હ૦ અલી અ૦ ફરમાવ્યું છે કેઃ—

> "**અવ્વલુદ્દીન માઅરેફતુલ્લાહ**" અર્થાત-દીનનું પહેલું ( પગથીયું ) ખુદાની માઅરેફત (ઓળખ) છે.

વળી-ઈસ્લામમાં દાખલ થવાનો મુખ્ય મંત્ર જેને **કલેમાહ** કહેવામાં આવે છે-તેમાં પણ પહેલે ખુદાનીજ ઓળખ છે અને પછી હ૦ રસુલ સ૦ ની ઓળખ છે. જેમકેઃ-"**લા એલાહ ઈલ્લલ્લાહ; મોહમ્મદુર રસુલુલ્લાહ**" તો તેથી સિદ્ધ થાય છે કે પહેલે ખુદાને ઓળખવો જોઇએ અને ત્યાર પછી રસુલને; અને રસુલની બાઅદ ઈમામને. અગર કોઇ શખ્સ ખુદાની હસ્તીનોજ ઇન્કાર કરતો હોય, તો તે પયગમ્બરને કેવી રીતે ઓળખશે ? ( અને કદાચ પયગમ્બરને ઓળખે-પણ જ્યાં સૂધી ખુદાને ન ઓળખતો હોય ત્યાં સૂધી પયગમ્બરને ઓળખવું શા કામનું ? ) મતલબકે-પહેલે મનુષ્યે જગકર્તાની હસ્તીનો ઇકરાર કરવો-તેની માઅરેફત હાંસલ કરવી, અને ત્યાર પછી તેના સાચા

પ્રતિનીધી સાચા કાસીદ—સંદેશો પહોંચાડનાર રસુલ ઓળખીને, તે રસુલ જે પ્રમાણે ખુદાઈ રસ્તાની પીછા કરાવે અને ખુદાની સીફતો સબંધે જે ભાન કરાવે તે મુજ જ્ઞાન હાંસીલ કરવું, એજ સીધો રસ્તો છે.

---

## જવાબ ના૦ ૨૩ ની તપાસ.

માશ ૨૩ મા સવાલનો મુખ્ય હેતુ એ હતો કે—અ કોઈ ઇમામતનો દાવેદાર, ખુદાના હુકમો વિરૂદ્ધ ફરમ કરે તો તેની ઈતાઅત કરવી કે નહિ ? જેનો સીધો અ સરળ જવાબ નહિં આપતાં, મી૦ વરતેજીએ આડા અવ ફાંફાં મારેલ છે. તે જવાબમાં મી૦ વરતેજીએ એની એ મનઘડત દલીલો રજુ કરેલ છે કે, જે આગળ પણ ચચ ગયેલ છે. બાકી તેમાં જે નવીન મુદ્દાઓ છે, તેની તપાસ

૧—"તમે જાણો છો કે "અતીઉલ્લાહ" વાળી આ તમાંના, ઉલુલ અમ્ર હ૦ અમીરૂલ મોઅમેનીન અ હતા અને લોકો જંગે સીફ્ફીનમાં—એ ઇમામ સાથે રહીને **અમીર માવીયા** સામે જેહાદ કર હતા. તેઓ જ્યારે હ૦ અલીએ કુરઆનની પનાહ નહિં સ્વીકારવા હુકમ કર્યો ત્યારે એજ સવાલ ઈ નદારોને ગુમ્રાહ કરનાર ઉભો થયો હતો કે, ખુ રસુલ અને કુરઆન વિરૂધનો હુકમ અલીએ માટે તે બરાબર નથી."

**તપાસ**—એ મુદ્દામાં મી. વરતેજીએ ભોળા ભાઇઓ ઉંધે રસ્તે દોરવવાનું કર્યું છે. એ હકીકત કઈ ત્વારીખ આધારે મી૦ વરતેજીએ જણાવેલ છે, તે ર૦૮ મતા જોઇતું હતું. હ. અલી અ. મે કુરઆનની પનાહ ન

કારવાનું શું કરવા જણાવ્યું—તેનો ખુલાસો મી. વરતેજી કરશે કે ? હ. અલી અ૦ મે ( મઆઝલ્લાહ ) ખુદા, રસુલ અને કુરઆન વિરૂદ્ધનો હુકમ કર્યો, એ કયા ઈમાનદારોએ (!) જણાવ્યું ? અને તે કઇ ત્વારીખમાં છે ? તે મી. વરતેજી બતાવશે કે ? અસલ હકીકત એમ હતી કે, **ઉમર આસના** પ્રપંચથી **અમીર માઅવીયાહ**નાં લશ્કરીઓએ એક જાતનો મકર કરીને લડાઇ બંધ રખાવવાનો ફક્ત હીલો કરેલ, અને નેઝાઓ ઉપરે કુરઆને શરીફ ઉંચા કરીને **અમાન** મેળવવાનો ઢોંગ કરેલ—જે ઉપરથી હ૦ અલી અ. મે અમાન નહિં આપવાનો હુકમ કરેલ, પણ છેવટે જે થવાનું હતુ. તે થયું. તેવીજ રીતે હ. અલી અ. ના જે લશ્કરીઓએ બંડ કર્યું, તેનું કારણ એજ હતું કે, **અસઅસ** બિન કએસ જેવા કેટલાક લશ્કરના મોટેરાઓ, જેઓ અંદરખાને ઉમર આસ સાથે મળી ગયા હતા—તેઓએ લશ્કરીયોને ઉશ્કેરીને **અમાન** દેવાના બ્હાના હેઠળ બંડ કરાવેલ. ( વધુ ખુલાસા માટે—મી. વરતેજીનીજ માનીતી ત્વારિખ **તારીખે અઅસમે કુફી** જુઓ ). બાકી મી. વરતેજી જે જણાવવા નીકળ્યા છે કે—ઇમાનદારોએ કહ્યું કે હ. અલી. મે, ખુદા, રસુલ અને કુરઆન વિરૂદ્ધનો હુકમ કર્યો—તે તદન ગલત છે. ( ફક્ત હ. અલી અ. મે ખરી હકીકતથી જાણીતા હોવાથી અમાન ન આપવાનું કહેલ અને અસઅસ બિન કએસ જેવાઓએ બંડ કરાવેલ. ) બાકી એથી કોઇ રીતે પણ એમ સિદ્ધ નથી થતું કે,—હ. અલી અ. મે ( મઆઝલ્લાહ ) કુરઆને શરીફની પનાહને નહિ સ્વિકારીને ખુદા અને રસુલ વિરૂદ્ધ હુકમ કર્યો !

૨—" શું, જેઓએ હ. અલીના હુકમ સામે વાંધો લીધો, તે ખુદા, રસુલ અને કુરઆને શરીફ સમજતા હતા, છતાં ગુમરાહ હતા એમ નહિ કહો ? શું સાથે રહી

લડનાર હતા, છતાં તેઓ લાલચમાં આવ્યા હતા એમ કહેશો ? તો કહો કે કઇ લાલચ હતી ?"

**તપાસ**—વાંધો લેવા વાળા એક નહિં, બલ્કે હઝાર વાર ગુમરાહ હતા ! ( અને એ વાંધો અમાન આપવી કે નહિં, એ બાબતનો હતો ). તે વાંધો લેનારાઓ ફરેબમાં આવી ગયા હતા—અને કેટલાકો લાલચમાં પણ આવ્યા હતા. કઈ લાલચ હતી ? તે માટે **અઅસમે** કુફીની તારીખના પેજ ૨૮૫ જુઓ. ( એ હકીકતને "જવાબ નાં. ૩ ની તપાસ" વાળા પ્રકરણમાં જણાવી ગયો છું.

૩—"ઈમામ ખુદાનો પ્રતિનીધી છે, અને તેનો હુકમ ઉઠાવવો એજ કુરઆને શરીફમાં બતાવેલી આયતનો અર્થ છે. પેગંબર શરીઅત ચલાવનાર છે, **ખુદાના હુકમ મુજબ** પણ ખુદાનો પ્રતિનીધી ઇમામ શરીઅતનો માલેક છે."

**તપાસ**—એ મુદ્દામાં પણ મી. વરતેજીએ, નબુવ્વત કરતાં ઇમામતતો દરજ્જો શ્રેષ્ટ ગણાવવાની કોશેશ કરેલ છે ! મી. વરતેજી આયત સબંધે જે ઇશારો કરે છે, તે આયત મુજબ તો પહેલે ખુદાની, ત્યાર પછી રસુલની, અને ત્યાર પછી ઓલિલ અમ્રની ઈતાઅત કરવાનું જણાય છે—જેથી ખુલ્લું જણાય છે કે પહેલે ખુદા, પછી રસુલ, અને ત્યાર પછી ઇમામ. કુલ્લે ઇસ્લામીઓ હ. રસુલ સ. ને **સાહેબે શરીઅત** ( શરીઅતના માલેક ), અને ઇમામને શરીઅત ઉપરે ચલાવનાર માને છે—જ્યારે મારા વિદ્વાન મિત્ર તેથી ઉંધી રૂઢીએ કામ લીયે છે ! ! !

૪—"તેની દખલગીરી દેખાતી હોય, પણ તે ખુદા અને રસુલના હુકમ મુજબની મસ્લેહત વાળી હોય છે, કે જે ખુદા અને ઇમામજ જાણી શકે છે."

**તપાસ**—એ મુદ્દામાં મી. વરતેજીએ ઉલટ સુલટ ગુલાંટો મારેલ છે. પહેલે–ઇમામની દખલગીરીને ખુદા અને રસુલના હુકમ મુજબની જણાવેલ છે, જેથી એમ સિધ્ધ થાય છે કે **નબુવ્વત પછી ઈમામતનો** દરજ્જો છે; પણ પાછો–તે "મસ્લેહત વાળી હોય છે, કે જે ખુદા અને ઇમામ જાણી શકે છે" એમ લખી, હ. રસુલ સ. ને વચમાંથી કાઢી નાખી, ઇમામનો દરજ્જો શ્રેષ્ટ ગણાવવા મથન કરે છે.

૫—"અને ઈમામ હુસેનનાં પક્ષમાં કુકુંબનાં થોડાંક માણસો અને થોડાક મિત્રો હતા, પણ તેઓ કદી પણ સામા પક્ષની મુસલમાનીનો ખ્યાલ કરતા નહોતા, પણ ઇમામ હુસેનનાં હુકમનેજ સર્વસ્વ સમજતા હતા, તેમના હુકમને ખુદા રસુલ અને કુરઆનના ફરમાન મુજબ જાણતા હતા, નહિં તો મુસલમાનોએ, આપસમાં લડવું નહિં, એક બીજાને ભાઇ ગણવા જોઇએ, એવું ખુદા, રસુલ અને કુરઆનમાં છે, તેવું શું ઈમામ હુસેન જાણતા નહોતા ?"

**તપાસ**—મોમીનોએ આપસમાં લડવું નહિ–એક બીજાને ભાઇ ગણવા, એ ખુદાઇ ફરમાનને હ. ઈમામ હુસેન અ. (અને તેઓના સાથવાળાઓ) સારી રીતે જાણતા હતા–પણ તેઓ સામા પક્ષવાળાઓ (યઝીદી લશ્કરવાળાઓ) ને મોમીન તો શું ? બલ્કે **મુસલમાન** પણ ગણતા નહોતા. (કોઇ પણ ઇન્સાફી દીલ ધરાવનાર, યઝીદી લશ્કરને હરગીઝ સાચા મુસલમાનો તરીકે સ્વિકારવાને તૈયાર થશે નહિં) એટલે એ દાખલો મીં. વરતેજીએ જે ધારણાથી આપેલ છે, તેમાં તેઓ નિષ્ફળ નીવડે તેમ છે.

૬—"ખુદા અને કુરઆને શરીફનાં ફરમાન વિરૂધ્ધ મુસલમીનોને, ભાઈ ગણવાનું, મેલીને શતરૂ ગણવાને,

આખરમાં જંગ મચાવવા જેવું હ૦ અલીએ અને હ૦ ઈમામ હુસેને વર્તન સુચવ્યું. શું ? તેથી તેમના હુકમને માન્ય રાખવો કે નહી ? તેનો વિચાર કરો, એજ તમારો જવાબ છે. ”

**તપાસ**—એ મુદ્દાથી મી૦ વરતેજીની ઈમાનદારી (!) નું પુરેપુરૂં તોલ થઈ જાય છે. શું, જંગે **સીફ્ફીન**માં હ૦ અલી અ૦ મે, અને **કરબલાના** મયદાનમાં હ૦ ઇમામ હુસેન અ૦ મે ખુદા અને કુરઆને શરીફના ફરમાન વિરૂધ્ધ વર્તન સૂચવેલ કે ? ! ! જંગે સીફ્ફીનની ઉત્પતી કેવી રીતે થયેલ, તેના માટે મી૦ વરતેજીએ **તારીખે અઅસમે કુફ્ફી**નો પુરતો અભ્યાસ કરવો જોઈએ. હ. અલી અ૦ મે કોઈ રીતે પણ ખુદા અને કુરઆનના ફરમાન વિરૂધ્ધ વર્તન કરેલજ નથી; બલ્કે તેઓ દરેક રીતે ખુદાઇ ફરમાનો અને હ૦ રસુલ સ૦ ની સુન્નત ઉપરેજ ચાલનાર હતા. ( જે માટેના ખુલાસાવાર દાખલાઓ “જવાબ નાં૦ ૩ ની તપાસ” વાળા પ્રકરણમાં આપી ગયો છું ). હ૦ ઈમામ હુસેન અ૦ મે કરબલાના મયદાનમાં સ્વરક્ષણ (દિફાઅ) તરીકેજ લડાઈ કરેલ. ( એના માટે પણ મી૦ વરતેજીએ “અઅસમે કુફી” ની તારીખ જોઈ જવી જોઈએ). ઉપરાંત યઝીદી લશ્કરની મુસલમાની માટે મુદ્દા નાં૦ ૫ માં વિવેચન કરી ગયો છું-જેથી પણ એ બાબતમાં ચોખવટ થઇ જાય છે. મતલબ કે, હ. ઈમામ હુસેન અ૦ મે કોઈ રીતે પણ ખુદાઇ હુકમથી વિરૂદ્ધ વર્તન કરેલજ નહીં. કોઇ-પણ સાચો મુસલમાન હ૦ અલી અ૦ અને હ૦ ઈમામ હુસેન અ૦ ઉપર “ખુદાઇ હુકમથી વિરૂધ્ધ વર્તન” નું દોષારોપણ કરી શકેજ નહિં. મી૦ વરતેજીએ મજકુર હકીકત દર્શાવીને જે જણાવેલ છે કે, ‘ ‘ એજ તમારો જવાબ છે ” તે તદન નિરર્થક છે—એ મન ઘડત હકીકતથી કોઇ રીતે પણ મારા

સવાલનો જવાબ મળતો નથી. મારા સવાલમાં મુળ મુદ્દો એજ હતો કે–ઇમામ હોય તે પાક કુરઆને શરીફથી વિરૂધ્ધ વર્તન કરેજ નહિં–પણ એ મુદ્દાથી મારા વિદ્વાન મિત્ર મી૦ વરતેજીનાં **મીશન** ખાતાને સજ્જડ ધકકો પોંહચે તેમ છે, એટલે તેઓ આડાં અવળાં ફાંફાં મારવા મંડી પડયા છે ?

૭—" એ બધાનો સાર છેવટ એકજ છે કે, કંઈ પણ ચુનોચરા કરતાં તમારે જાહેર ઈમામ જે હુકમ કરનાર છે, તેની તાબેદારી ઉઠાવવી; જેથી કદી પણ ગુમરાહ થવાનો ભય નથી। આમ છતાં પણ જેને ન સમજાય, તેને ખુદા પોતાની ખાહેશ વગર હીદાયત કરવા દેતો નથી, એજ આયાત સિધ્ધ થાય, વધુ શું ? ! ! !"

**તપાસ**—આડી અવળી મનઘડત દલીલો કર્યા બાદ છેવટે મી. વરતેજી ખુલ્લા રૂપમાં પ્રકાશ્યા છે ! એવી **આંધળી તાબેદારી** મી૦ વરતેજી જેવાઓનેજ મુબારક હોજો ! હ૦ અલી અ૦ પોતાના ખુત્બામાં ફરમાવે છે કેઃ—

" જે ઈમામતનો દાવો કરે, પણ બેહતરીનું કામ ન કરે તેનાથી પોતાની ભલાઈની આશા રાખશો નહિં. "

( 'નહ્જુલ બલાગાહ' ખુતબો ૯૬ માંથી–પેજ ૧૨૦ )

મજકુર ફરમાન ખુલ્લું છે—એટલે તે ઉપરે વિવેચન કરવાની કાંઇ અગત્ય ધારતો નથી. આશા છે કે એથી મી. વરતેજી કાંઈ ધડો લેશે.

એ રીતે મી૦ વરતેજીના જવાબ ના૦ ૨૪ માંથી સાત મુદ્દાઓની તપાસ ઉપર કરી બતાવેલ છે. બાકી એ જવાબમાં "ઓલિલ અમ્ર', "ઇમામે મોબીન" તથા હ૦ ખીઝરના દાખલાથી, મી૦ વરતેજીએ જે વિવેચન કરેલ છે—તેની તપાસ આગળ થઈ ગયેલ છે.

# જવાબ ના૦ ૨૪ ની તપાસ.

મારા ૨૪ મા સવાલનો મુખ્ય મુદ્દો એ હતો કે—ઈમામ હોય તે કુરઆને શરીફના હુકમો અનુસાર નમાઝ, રોઝા વી૦ વી૦ ના હુકમો કરે, પણ તેથી વિરૂધ્ધ વર્તન ન કરે. જેનો મી૦ વરતેજી એ જે ઉડાવનારો જવાબ આપેલ છે, તેમાનાં મુદ્દાઓ—

૧—" ભાઈ જીમ—ઇમામને ઓળખવાની શરતોમાં બતાવશો કે, કુરઆને શરીફમાં એ **નમાઝ, રોજા** વિગેરે એહકામોનો હુકમ કરે, તે ઇમામ હોય છે? અને કુરઆને શરીફના પાક કલામો વિરૂધ્ધ હુકમ કરે તે ઇમામ ન હોય, અવું કોઇ કિતાબના આધારે બતાવશો. "

**તપાસ**—અગર મી. વરતેજી, " નમાઝ રોઝા વી. ખુદાઇ એહકામોનો હુકમ કરે તેજ ઈમામ " એ માન્યતા કબૂલ રાખે, તો તેઓના મીશન ખાતાનું ગાડું આગળ વધી શકે નહિં ! જેથી તેઓએ એક અવિચારી પગલું ભરેલ છે. આ મુદ્દામાં મી૦ વરતેજી એમ જણાવતા લાગે છે કે—સ્વછંદીપણે વર્તે તે પણ ઇમામ ! ! ! પણ મી૦ વરતેજીએ જવાબ ના૦ ૨૩ મા માં જે જણાવેલ કે, " ખુદાનો પ્રતીનીધી ઈમામ શરીઅતનો માલેક છે " તેનો તેઓને ખ્યાલ છે ખરો કે ? અત્રે હું મી૦ વરતેજીને એજ પૂછવા માગું છું કે—ખુદાના પ્રતિનીધીનો તમો શો અર્થ કરો છો, તે જણાવશો કે ? **પ્રતિનીધી** જેના તરફથી નિમાયેલ હોય તેનાજ હુકમ અનુસાર હુકમ કરે, કે સ્વછંદીપણે ? ઉપરાંત તમોએ, ઇમામને જે " શરીઅતનો માલેક " જણાવેલ, તે શરીઅત કઇ ? એજ ઇસ્લામી શરીઅત, કે બીજી કોઈ ? તો—શરીઅતનો માલેક, મનુ-

ષ્યોને શરીઅત ઉપરેજ ચલાવે, કે તેથી વિરૂધ્ધ રીતે ? તે જરા સમજશો કે ? !

બીરાદર ! તમો શું લખી રહ્યા છો, તેનો વિચાર કીધો છે કે ? તમો તો બસ એજ ખ્યાલમાં છો, કે ઇમામે ખુદાના હુકમ અનુસાર મનુષ્યોને હુકમ કરવાની ( ચલાવવાની ) કાંઈ જરૂરતજ નથી અને તેવી રીતે ઈમામતનાં માટે કાંઈ શરતોની પણ જરૂરત નથી ! જેથીજ તો કિતાબ માંથી સાબેતી માંગવા તૈયાર થયા છો ! ! !* તેવી સાબેતીઓ તમારાજ લખાણુમાંથી આપવાને હું તૈયાર છું લંબાણુનાં ભયથી ( તમારા લખાણુમાંથી ) ફકત એકજ સાબેતી નીચે ટાંકી બતાવીશ—

" તો તે જમાનાનો ઈમામ તેઓની ખાહીશોને હીદાયત તરફ અને તેઓના મતને કુરઆન તરફ ફેરવશે. "

બિરાદર ! મજકુર ઉતારો તમારા " ઇસનાઅશરી કિતાબોમાંની ઇસ્માઈલી ઈમામતની શાક્ષી " વાળા પ્રકરણુમાં નજરે પડે છે—જે જરા ફરીથી જોઈ જશો. એ ઉતારો તમોએ તમારી ઈમામતની માન્યતાને પુષ્ટી આપવા ખાતર "નેહજુલ બલાગાહ" માંથી લીધેલ છે—તે ઉપરથી સાફ જણાઈ આવે છે કે, ઝમાનાના ઇમામે મનુષ્યોને હીદાયત અને કુરઆન તરફ ફેરવવા જોઇએ.

બિરાદર ! તમોએ કિતાબના આધારની માંગણી કરેલ તો તેના જવાબમાં તમારાજ લખાણુમાંથી સાબેતી આપેલ

* એ સબંધે " આગાખાનો અને ઇમામત " વાળા પ્રકરણુમાં ખુલાસો કર ગયો છું. આશા છે કે મી. વરતેજી તે ઉપરથી ધડો લેશે. તદુપરાંત " જવાબ ના. ૩ ની તપાસ " વાળા પ્રકરણુમાં પણ એ સબંધમાં વિવેચન કરી ગયો છું.

"જીમ."

છે. છતાં તમારી વધુ તસલ્લી ખાતર પાક કુરઆને શરીફ-માંથી પણ આધાર ટાંકી બતાવીશઃ—

**આયત**—વ જ અલ્નાહુમ્ અઇમ્મતય્યીં યહ્દૂન બે અમ્રેના, વ અવહયના એલયહિમ્ ફેઅલલ ખયરાતે વ એકામસ્સલાતે વ ઇતાઅઝ્ઝકાતે વકા નૂલના આબેદીન.

( સુરએ અંબીયા—આ. ૭૩ )

**અર્થ**—અને અમે તેઓને ધર્મ ઉપરીઓ × બનાવ્યા કે તેઓ અમારા હોકમથી લોકોને રસ્તો દેખાડે; અને અમે તેઓના તરફ સારા કૃત્ય કરવાને અને નમાઝ પઢવાને અને ઝકાત આપવાને વહ્ય મોકલ્યો, અને તેઓ અમારી બંદગી કરનારા હતા.

( પ્રોફેસર કૃત તરજુમો—પેજ ૬૨૮ )

બિરાદર ! ઉપરની આયતથી તમો હકીકત ખરી જાણી શકશો. આશા છે કે એ ઉપરથી ધડો લઇ, ભવિષ્યમાં પુરતો વિચાર કર્યા બાદ કાંઇ પણ લખવા બાહેર પડશો.

૨—" કારણ કે ઇમામ ઓળખવાની નીશાનીઓ, એક હું જાણું છું કે, જે અલીની ઓલાદ હોય, અને બની ફાતમાઇ હોય. અને જેમના પીતા ઇમામ હોય અને તેમના પીતા પેઢી દર પેઢી ઇમામતનો વારસો ભોગવનાર હોય અને મોજુદ હોય. આપણે બયત કરવાને માટે તેમનો મુબારક દસ્ત જાહેર રીતે મેળવી શકીએ, એજ **ઇમામ !** ને ઓળખવાની **નિશાની** છે. "

---

× કર્તાએ "અઇમ્મતન" (ઇમામો) નો અર્થ "ધર્મ ઉપરીઓ" કરેલ છે.

"જીમ."

**તપાસ**—એ મુદ્દામાં ઇમામ માટેની જે નિશાનીઓ મી૦ વરતેજીએ આપેલ છે, તે મનઘડતજ લાગે છે અને તે " એક હું જાણું છું " ના વાકયથી સ્પષ્ટ થઇ જાય છે ! જો કે એ નિશાનીઓથી મી૦ વરતેજીએ પોતાના મોજુદ ઈમામની ઇમામત માટે ધારણા રાખેલ છે, પણ એ નિશાની મુજબ તો દરેક ઈમામનાં સર્વે ફરઝંદો ઈમામ થઇ શકે છે, તેનું મી. વરતેજીએ ધ્યાન રાખેલ છે કે ? દાખલા તરીકે—હ. ઈમામ ઝએનુલ આબેદીન અ૦ નાં (હ. ઇમામ મોહમ્મદ બાકર અ. સિવાયનાં ) ફરઝંદો ઈમામ થઇ શકે છે; અને હ. ઈમામ મોહમ્મદ બાકર અ૦ ના ( હ૦ ઈમામ જાઅફર સાદેક અ૦ સિવાયનાં ) ફરઝંદો પણ ઇમામ થઈ શકે છે. તેવીજ રીતે આગાખાનીઓનાં મા ઈમામ હ. મુસ્તનસરબિલ્લાહનાં ફરઝંદ **મુસ્તેઅલી** પણ મી૦ વરતેજીના ઇમામ ઠરે છે, તેનું મી૦ વરતેજીને ધ્યાન છે કે ?

એ રીતે—મી વરતેજીના જવાબ ના. ૨૪ માના બે નવીન મુદ્દાઓની ટુંક તપાસ કરેલ છે. બાકી એમાં જે આગાળની દલીલોનેજ મી. વરતજીએ સ્થાન આપેલ છે, તેની તપાસ થઈ ગયેલ છે.

---

# જવાબ ના૦ ૨૫ ની તપાસ.

---

**મારા ૨૫ મા સવાલનો મુખ્ય હેતુ એજ હતો કે—ઇમામને દરેક ચીઝનું સંપુર્ણ જ્ઞાન હોવું જોઇએ કે નહિં. જેના જવાબમાં મી. વરતેજીએ આડાં અવળાં ફાંફાં મારીને ઉડાવનારી વલણ ધારણ કરેલ છે. તે જવાબમાંના નવીન મુદ્દાઓની તપાસ—**

૧—" આજે જે હું ઉપર લખી ગયો છું, તેમાં ખુદાએ પાકના કસમ છે કે, જેના કબજામાં મારી રૂહ છે, કે તે સઘળું એવા વિચારથીજ લખ્યું છે કે, આપણા ભાઈઓજ હક રસ્તાપર ઈસ્માઈલી ફીરકામાં હતા, " વી૦ વી૦

તપાસ—મી. વસ્તેજીના સોગંદોમાં કેટલી સત્યતા રહે છે, તે આગળ કેટલેક ઠેકાણે બતાવી ગયો છું. ઇસ્માઈલી હક રસ્તાની તપાસ પણ આગળ કરી ગયો છું.

૨—" મતલબ કે એ " કેવો ઇમામ જોઇએ ?" એ પ્રશ્ન કરવો તે બંદાનું કે ગુલામનું કામ નથી, પણ નહિં બીરાદર, ઇમામ કેવો જોઇએ એમ નહિં પણ—ઇમામને કેવી રીતે ઓળખવો ? કે તે નીશાનીઓ જેવી રીતે ખીઝરને ઓળખવા હ૦ મુસાને આપી હતી, તે મીસાલ ઓલાદે અલી, અને બની ફાતમાઇટ ખાનદાનમાંથી પેઢી દર પેઢી ઇમામતનો જાહેર વારસો એજ એને ઓળખવાની ખરી નીશાની છે. તે મુજબ ખુદાના કલામ અને રસુલની હદીસ મુજબ છે. બીજી નવી નીશાનીઓ અને પારખ કરવાની રૂઢીઓ તે સરીયામ ગલત છે."

તપાસ—એ મુદ્દામાં મી૦ વસ્તેજીએ ભોળા ભાઇયોને ભમાવવા સારૂ એક યુક્તી રચીને ભોળે મને શ્રેવવાનો ઉપદેશ કરેલ છે. અજબ જેવું તો એ છે કે " ઇમામ કેવો જોઇએ ?" તે માટે મી૦ વસ્તેજી ઈન્કાર કરે છે, અને " ઇમામને કેવી રીતે ઓળખવો ?" તેના માટે નીશાનીઓ જણાવે છે ! " ઈમામ કેવો જોઇએ ?" અને " ઈમામને કેવી રીતે ઓળખવો ?" એમાં ફેર શું છે, તે મી. વસ્તેજી સમજાવશે કે ?

હ૦ **ખીઝર**ને ઓળખવા માટે હ૦ મુસાને કેવી નીશાનીઓ આપવામાં આવી હતી ? અને તેવી નીશાનીઓનો ઈમામની ઓળખ સાથે શો સબંધ છે ? તેની ચોખવટ મી૦ વરતેજી કરશે ખરા કે ? ત્યાર પછી મી૦ વરતેજીએ ઇમામને ઓળખવાની ખરી નીશાનીઓ (!) તરીકે નિશાનીઓ જણાવેલ છે—તો શું, હ૦ ખીઝરને ઓળખવા માટે હ૦ મુસાને તેજ નિશાનીઓ આપવામાં આવી હતી કે ? તેના માટે મી૦ વરતેજી કાંઇ પુરાવો આપશે કે ? વળી મી૦ વરતેજીએ જે નિશાનીઓ જણાવેલ છે—તેને ખુદાના કલામ અને રસુલની હદીસ મુજબની નિશાનીઓ જણાવેલ છે ! પણ તેના માટે કાંઇ પુરાવો કે સનદજ ન મળે એ ઘણુંજ આશ્ચર્યકારક છે ! વળી વધુ આશ્ચર્યકારક તો એ છે કે ઇમામના માટેની નિશાનીઓ તથા પરખ કરવાની રૂઢીઓને મી૦ વરતેજીએ **સરીયામ ગલત** જણાવવાની હિમ્મત કરેલ છે, અને પોતાની વગર દલીલની નિશાનીઓને **ખરી નિશાનીઓ** જણાવેલ છે ! ! !

૪—"ઈમામને કુરઆને શરીફનું પુરેપુરૂં જ્ઞાન હોવું જોઇએ કે નહિં ? અને હોય તો તેવા પ્રમાણો તથા ઇમામે મોજુદનાં કલામોમાં કયે ઠેકાણે છે, તેની વિગત મેળવવાની તમારી એ વૃતી અને ઈમામમાં દરેક પ્રકારના ઈલ્મો તેમજ દુનિયામાં વપરાતી સર્વે ભાષાઓ ઇમામને જાણવું જરૂરી છે કે નહિં ?

એ તમારા સવાલના બધા મુદ્દાઓ, મુસા પેગમ્બરના વખતનાં **ખીઝર**ની હકીકતમાં તપાસજો તો તમોને સમજાશે કે, એ સવાલો પુછવાને હ૦ મુસાનું પણ ગજું નહોતું."

**તપાસ**—મી૦ વરતેજી અસલ મુદ્દાને ઉડાવવાનું કરે છે ! પણ તેઓ "ઈમામે મોબીન" વાળી આયતથી જે પોતાના ઈમામનો ઈમામત સિદ્ધ કરવા મથે છે—તે

આયત મુજબ તો ઈમામને દરેક પ્રકારનું સંપુર્ણ જ્ઞાન હોવું જોઇએ, તેનું કેમ ? શું, મી૦ વરતેજીએ તેનો વિચાર નથી કીધો કે ? મો. વરતેજી, પોતાના ઈમામ માટે **દરેક પ્રકારના સંપુર્ણ જ્ઞાનનો** મુદ્દો સિધ્ધ કરી શકતા ન હોવાથી આડાં અવળાં ફાંફાં મારે છે—અને તેવીજ રીતે હ૦ ખીઝર અને હ૦ મુસાનો દાખલો પણ એજ ધારણાથી આપેલ છે ! હ૦ ખીઝર અને હ૦ મુસાનો કિસ્સો પાક કુરઆને શરીફમાં પણ મોજુદ છે+—અને તેથી ખુલ્લી રીતે જણાય છે કે, તે હકીકત છુપ્પાં કાર્યો સબંધે છે; પણ મેં જે સવાલ કરેલ તે તો **ઝાહેરી ઇલ્મો** ( કુરઆને શરીફનું સંપુર્ણ જ્ઞાન, દુનિયામાં ચાલતા દરેક પ્રકારના ઇલ્મો, દરેક પ્રકારની ભાષાઓ વી૦ વી૦ ) સબંધે હતો. હવે-મુળ સવાલને ઉડાવવા ખાતર મી૦ વરતેજીએ જે દાખલો આપેલ છે, તે દાખલો પણ એક રીતે મી૦ વરતેજીની વિરૂધ્ધ જાય છે. સબબ-મી. વરતેજીએ, હ૦ ખીઝરને **ઇમામ** તરીકે મનાવવા કોશેશ કરેલ છે—તો જ્યારે હ૦ ખીઝર છુપ્પી બાબતો પણ જાણતા હતા, ત્યારે સર્વે ઝાહેરી ઈલ્મો તો તેઓ અવશ્ય જાણતાજ હશે, એ નિર્વીવાદ છે. ત્યારે જેને ઈમામ તરીકે મનાવવામાં આવતો હોય, ને તે છુપ્પો ઇલ્મ તો એક તરફ—બલકે ઝાહેરી ઇલ્મો પણ ન જાણતો હોય; ત્યારે તે **ઇમામ** કેવી રીતે ઠરી શકે ? સારાંશ કે-ઈમામમાં દરેક પ્રકારનું સંપુર્ણ જ્ઞાન હોવુંજ જોઇએ—અને " કુલ્લો શયઇન અહસયનાહો ફી ઈમામિમ મોબીન " નો ભાવાર્થ પણ એજ છે.

૪—" મી૦ જીમ, ઇમામ કેવો જોઈએ, એવા મતલબ નીચેના તમારા મુદ્દા, શું કુરઆન; કે હદીસમાંથી

+ જુઓ, 'સુરએ કહફ'ની આયત ૬૦ થી ૮૨ સુધી-પ્રોફેસર કૃત તરજુમો: પેજ ૫૭૪ થી ૫૭૮ સુધી.

" જીમ "

છે ? શું અલીથી જાફર સાદેક સુધી કોઇ ઇમાનદારે પુછેલા છે, * બીલકુલ નહીં, માત્ર "એ ભુલાવનારી ઈમાનદારીનું દ્રષ્ટાંત છે."

**તપાસ**—મારા મુદ્દાઓ માટે મી૦ વરતેજીએ "આગાખાનો અને ઇમામત" તથા "જવાબ નાં૦ ૨૪ ની તપાસ" વાળાં પ્રકરણો જોઇ જવા કૃપા કરવી. છતાં મી૦ વરતેજીને અત્રે પણ હ૦ **અલી** અ૦ નું ફરમાન બતાવીશ—

"તમો સારી પેઠે જાણો. ઇમામને માટે પરવરદીગારે એટલું મુકરર કર્યું છે કે તે બહુજ કોશેશ કરીને હીદાયત અને નસીહત કરે, નબીની સુન્નતોને ચાલુ રાખે, જેના ઉપર જે હદ લાગુ થઈ હોય તે જારી કરે, વી૦ વી૦"

('નહજુલ બલાગાહ' ખુત્બો નાં૦ ૧૦૧ માંથી–પેજ ૧૨૬)

તો એ ઉપરથી મી૦ વરતેજીએ સમજી લેવું ઘટે છે કે, જ્યારે ઇમામમાં દરેક પ્રકારનું સંપુર્ણ જ્ઞાન ન હોય, તો ઉપરની ફરજો તે કેવી રીતે બજાવી શકે ? હવે "ભુલાવનારી ઇમાનદારીનું દ્રષ્ટાંત" વાળો ફકરો મારા મુદ્દાને લાગુ પડે છે, કે મી૦ વરતેજીએ જે દલીલો કરેલ છે તેને લાગુ પડે છે, તેનો ઇન્સાફ વાંચકોએ કરી લેવો ! (કુરઆને શરીફમાં મારા મુદ્દાના મતલબની જે આયત છે, તે ઉપર મુદ્દા નાં૦ ૩ ની તપાસમાં જણાવી ગયો છું અને તે ઉપરથી તો મારો પ્રશ્ન રચાયલો છે. છતાં મી૦ વરતેજી જે કહેવા નીકળ્યા છે, તે ઘણુંજ આશ્ચર્યકારક કહેવાય !)

* અફસોસ છે કે–મી૦ વરતેજીને હ૦ અલી અ૦ તથા હ૦ ઈમામ જાઅફરે સાદેક અ૦ નાં મુબારક નામો સાથે ઇલ્કાબો (માનવંતા શબ્દો) લખવાનો ખ્યાલ રહ્યો નથી ! ઠેકઠેકાણે મી૦ વરતેજીએ એજ રૂઢીએ કામ લીધેલ છે !!!

"જીમ"

એ રીતે—મી૦ વરતેજીના જવાબ ના૦ ૨૫ માંના ૪ મુદ્દાઓની ટુંક તપાસ ઉપર કરી બતાવેલ છે. બાકી એ જવાબમાં આગળ ચર્ચાઇ ગયેલી જે દલીલો મી૦ વરતેજીએ આપેલ છે, તેની તપાસ કરવાનું યોગ્ય ધાર્યું નથી.



# જવાબ ના૦ ૨૬ ની તપાસ.



મારા ૨૬ માં સવાલનો મુખ્ય હેતુ એ હતો કે—ઇમામને કુરઆને શરીફનું પુરેપુરૂં જ્ઞાન હોવું જોઇએ કે નહિં ? તો તમારા મોજુદ ઇમામનાં તરફથી પાક કુરઆને શરીફનાં શિક્ષણનાં ફરમાનો થયા છે કે નહિં ? તેમજ તેઓ તરફથી પાક કુરઆને શરીફની **તફસીર** થઈ છે કે નહિં ? જેનો સિધો અને સરળ જવાબ ન આપતાં મી૦ વરતેજીએ ઉડાવનારી વલણ ધારણ કરેલ છે. તે જવાબમાંથી તપાસ કરવા યોગ્ય મુદ્દાઓ—

**૧**—" હવે મારે તેમાં એટલોજ જવાબ આપવાની જરૂર છે કે, તમો ઇમામે મોજુદનાં ફરમાનો જેટલા પણ, હાલ છે તેટલા **બેહરે રહેમત**ની બુકમાં છે, જે તે વાંચવામાં આવેલ છે તેથી તમો જાહેર મુકવા તરફ ઇશારો કરો છો, અને એમ માનીને કે, એ ફરમાનની બુક, જાહેરમાં નથી, તેથી જ્યાં સુધી જાહેરમાં ન આવે, ત્યાં સુધી કેટલાક અજ્ઞાનો બેહકે."

**તપાસ**—એ મુદ્દામાં મી૦ વરતેજીએ ભોળા ભાઇઓને ભમાવવાનોજ રસ્તો શોધી કાઢયો છે ! (" સવાલ અઝ આસમાન–જવાબ અઝ રીસમાન " જેવી મી૦ વરતેજીએ તાલતલાવટ કીધેલ છે ! ) મારો સવાલ, પાક કુરઆને શરીફનાં શિક્ષણનાં ફરમાનો માટેનો હતો; અને મી૦ વર-

તેજી બેહરે રહેમતની વાત લાવ્યા !!! હવે-" બેહરે રહેમત " નામના પુસ્તક માટે પહેલે તે મારા વાંચવામાં આવેલ છે-એવો દેખાવ આપે છે, અને પાછો જણાવે છે કે " એ ફરમાનની બુક જાહેરમાં નથી. " તો જ્યારે એ બુક જાહેરમાં નથી, ત્યારે મારા વાંચવામાં કેવી રીતે આવી ? અફસોસ તો એ છે કે, મી૦ વરતેજીએ પોતાની પ્રસ્તાવનામાં મારા સવાલોને " તદન ખાલીસ વૃતીના " જણાવેલ-અને અત્રે અજ્ઞાનોને બહેકવવાનો આરોપ મારા સીરે મૂકે છે !

હવે-જે બેહરે રહેમત માટે મી૦ વરતેજી ઈશારો કરે છે, તે ફરમાનો જાહેરી રીતે છપાઇને પ્રગટ થઈ ચુકાને મુદ્દત થઇ ગઇ છે. એટલે તેથી અજ્ઞાનોને બહેકાવવાનો જે દોષારોપણ મી૦ વરતેજી કરે છે, તે તદન નિરર્થક છે. ( બેહરે રહેમતમાંના કેટલાક ફરમાનો તો પાક કુરઆને શરીફનાં ફરમાનેથી તદન વિરૂધ્ધ જોવામાં આવે છે-એટલે મારા સવાલનાં જવાબમાં મી૦ વ તેજીએ એ બાબત વચ્ચમાં લાવીને શું ડહાપણ ડહોળયું છે, તેની કાંઈ સમજ પડતી નથી !!! )

૨—" કુરઆને શરીફની અંદર દુનિયાની દરેક લીલી ને સુકી ચીઝનું વરણુન છે. અને તે દરેક ઝમાનામાં તેનાં સિધાંતો સરેષ્ટતા ભોગવે એમ ખુદાઇ ફરમાન છે. તેથીજ તેને કયામત સુધી મુકરર કરી છે. પણ તેની જામીનગીરી ઇમામે મોબીન સિવાય બીજાના હવાલામાં નથી. "

**તપાસ**—અત્રે મી વરતેજીએ સફાઇ (!) ખાતર પાક કુરઆને શરીફની શ્રેષ્ટતા વી૦ માન્ય સખેલ છે-પણ પાક કુરઆને શરીફ માટે મી૦ વરતેજી અને તેઓના મળતીઆઓ કેવો એઅતેકાદ રાખે છે, તે હું ઠેકઠેકાણે બતાવી

ગયો છું. આ મુદ્દામાં પણ મી. વરતેજીએ સફાઈ ખેલી ને પાછું કુરઆને શરીફની **જામીનગીરી** ( પોતાના ) ઇમામે મોબીનનાં હવાલામાં છે, એવું જણાવીને પોતાની મુખ્ય માન્યતાનેજ સિદ્ધ કરેલ છે ! ! !

૩—“ એટલે કુરઆને શરીફમાં ઝમાના મુજબનાં સિધાંતોનો અર્થ કરવો. અને તેથી લોકોને હિદાયત મળે, એવો હક માત્ર ઈમામનોજ છે. ”

**તપાસ**—તે અર્થ કેવી રીતે કરવો ? શું, કુરઆને શરીફનાં ફરમાનો મુજબની ક્રિયાઓના બદલે બીજી ક્રિયાઓ ઠસાવવી–કુરઆને શરીફનાં ખુલ્લા હુકમોની વિરૂધ્ધતા કરવી, તેને મી૦ વરતેજી “ અર્થ કરવો ” સમજે છે કે બીજુ કાંઇ ? તે મી. વરતેજીએ ખુલ્લું બતાવવું જોઇતું હતું અને તેવી રીતે કોઈ પણ ( દાવેદાર ) ઇમામ ફેરફાર કરી શકે છે–એ પણ મી૦ વરતેજીએ સનદોની સાથે પુરવાર કરવું જોઇએ.

૪—“ આ એક ખુદાઈ ઇલ્મની ખુબી છે કે, આજથી તેરસો વરસ ઉપર કુરઆને શરીફ નાઝીલ થયું, ત્યારે લોકો જેવા અજ્ઞાન અને જીદ્દી હતાં, તેવાંજ આજે નહીં હોય. ”

**તપાસ**—મી૦ વરતેજી પોતાના મુળ મતલબ ઉપરે આવતા જાય છે ! પણ તે ભાઇએ યાદ રાખવું જોઇએ કે, તેરસો વરસ તો શું, અગર તેર હજાર વસ્સ થઈ જાય તો પણ પાક કુરઆને શરીફનાં સિધ્ધાંતો તેનાં તેજ રહેશે ! ! અને તેજ ખુદાઈ ઇલ્મની ( ખરી ) ખુબી છે ! ! ! ( મી૦ વરતેજી, તેરસો વરસ પરનાં લોકોને અજ્ઞાન અને જીદ્દી જણાવે છે–પણ આજે શું જીદ્દીઓની ખોટ છે ? આજે તો એવા જીદ્દીઓ નજરે પડે છે, કે પોતાની જીદનાં ખાતર

ઇસ્લામીઓની તેરસો વર્ષની કોશેશો ઉપરે પાણી ફેરવવા તૈયાર થયા છે ! )

૫—" વળી કુરઆનમાં છે કેઃ—

" કુલ્લે નદઉ ઓનાસિમ બે ઇમામે હિમ " +

એટલે—હરેક મનુષ્ય પોતાના ઇમામની સાથે રોજ હશરમાં ઉભો થશે. આ હિસાબે બાર ઇમામને માનવા-વાળાઓ બારે ઇમામની સાથે ઉભા થશે, એ માની-નતા ખોટી પડે છે, કારણ કે ઇમામ તો એકજ હોય છે.

તપાસ—મી૦ વરતેજી વગેરાઓ જે હાલનાં હિસાબે અડતાલીસ ઇમામોને ( અથવા આગળ જતાં વધુ સંખ્યાને ) માનવાવાળાઓ છે, તે કેટલા ઈમામોની સાથે રોઝે હશ્રમાં ઉભા થશે ? મી૦ વરતેજીએ એ મુદ્દામાં તદ્દન ઉંધી રૂઢી-એજ કામ લીધેલ છે. મજકુર આયત અને તેનો ભાવાર્થ નીચે મુજબ છે—

આયત—યવમ નદ્દઉ કુલ્લ ઓનાસિમ્ બે ઇમામે હિમ. (સુરએ બની ઇસ્રાઇલ આ. ૭૧ માંથી)

અર્થ—તે દીવસ ( યાદકર ) જે દીવસે અમે દરેક પ્રજાને તેના એમામના નામથી બોલાવીએ છીએ. (પ્રોફેસર કૃત તરજુમોઃ પેજ ૫૪૯)

ઉપરોકત આયત પ્રમાણે દરેક પ્રજા પોતાના ઇમામની સાથે બોલાવવામાં આવશે. જે જે ઈમામના તરીકા ઉપર હશે તેને તેની સાથે બોલાવવામાં આવશે. કારણ કે ખુદા તઆલાએ કુરઆને શરીફમાં ઈમામો બે પ્રકારના જણાવ્યા છે—

+ એ આયત મી૦ વરતેજીએ તદ્દન ઉંધી રીતે લખેલ છે. જુઓ, 'સુરએ બની ઇસ્રાઇલ' આયત ૭૧.

" જેમ "

૧. ખુદાના હુકમ પ્રમાણે લોકોને હીદાયત કરે તેવો ઇમામ. ( સુરએ અમ્બીયા આ. ૭૩ )

૨. ( જહન્નમની ) આગ તરફ બોલાવવાવાળો ઇમામ. ( સુરએ કસસ આ. ૪૧ )

તો એ પ્રમાણે જે મનુષ્ય જેવા પ્રકારના ઇમામની સાથે સબંધ રાખશે, તેનો હશ્ર તેવા ઇમામની સાથે થશે; એ નિર્વીવાદ છે. હવે એ આયતથી **ઝમાનાનો ઇમામ** મુરાદ લેતાં, મી. વરતેજી જેવાઓનો હશ્ર પોતાના મોજુદ ઇમામની સાથે થશે, અને ઇસ્નાઅશરીઓનો હશ્ર **બારમા ઇમામની** સાથે થશે. બાકી એ મુદ્દામાં મી૦ વરતેજી જે બાર ઇમામોનો સવાલ લાવે છે તે ફક્ત ભોળા ભાઇઓને ઉંધે રસ્તે દોરવવા ખાતરજ ! કારણ કે એ આયત પ્રમાણે દરેક પ્રજા માટે તે વખતના **ઝમાનાના ઇમામનોજ** મુદ્દો છે.

૬—" જે લોકોએ હ૦ અલીની બયત કરી હશે, તે અલી સાથે, ને જેણે ઇમામ હુસેનની બયત કરી હશે, તે હુસેન સાથે, તે મુજબ જેણે જેણે જે ઇમામના વખતમાં હોય, તેની બયત કરી હશે, તેજ તેના સરદાર તરીકે કયામતમાં આગળ હશે. અને **અસકરી**× સુધીના ઇમાનદારો માટે બયત કરનાર દરેકને **એક ઇમામ** પ્રાપ્ત થએલ છે. પરંતુ ત્યાર પછી બારને માનવાવાળા, કે જેણે કોઇ પણ ઇમામની બયત કરી

× મી૦ વરતેજીએ અગીયારમા ઇમામ પ્રત્યે કેવી તોછડી વર્તણુક ધારણ કરેલ છે, તે ખુલ્લું જણાઇ આવે છે. એ ઇમામના નામ સાથે સભ્યતાની ખાતર કોઇ ઇલ્કાબ લખવો તો એક તરફ-બલ્કે નામ પણ પુરૂં લખવાનું મી૦ વરતેજીથી બન્યું નથી !

" જીમ "

નથી, છતાં તે બારેને પોતાના ઇમામ તરીકે આગળ કરશે, કેવી રીતે ? કારણકે પોતાની નજરથી કોઈ ઈમામને તેણે દીઠા નથી, અને હરેક જમાનામાં ઈમામ એકજ હોય છે, તો પછી બાર ઈમામની માનીનતા રાખવી, તે અલીથી અસકરી સુધીના ચાલતા આવેલા ઇસ્લામના પવિત્ર ધોરણથી ઉલટું છે."

**તપાસ**—એ મુદ્દામાં મી૦ વરતેજી ઉલગબરડીની રમત રમ્યા છે ! પહેલે દરેક ઝમાનાના ઇમામની થીયરીને પેશ કરીને–પછે તેઓએ બારમા ઇમામના ઝમાના માટે ઉંધી થીયરી રૂજુ કરેલ છે ! પણ મી૦ વરતેજીએ જાણવું જોઇએ કે, જેવી રીતે અગીયાર ઇમામોના સમય સુધીના મનુષ્યોનો હશ્ર પોતપોતાના વખતનાં ઈમામોની સાથે થશે–તેવીજ રીતે ત્યાર પછીના મનુષ્યોનો હશ્ર **બારમા ઇમામ** કે જેઓ ઝમાનાના ઇમામ છે તેઓની સાથે થશે. બાકી એ મુદ્દામાં જે **બયઅત** અને **નજરે જોવાની** થીયરી મી૦ વરતેજી રૂજુ કરે છે–તેનો મજકુર આયતની સાથે કાંઇ સબંધજ નથી. પણ મી૦ વરતેજીએ ભોળા ભાઇઓને ભમાવવા ખાતર એ બાબતો વચમાં આણી છે. મી૦ વરતેજીએ **જાહેર ઇમામ**નાં સિધ્ધાંતને મનાવવા ખાતર જેવી રીતે ઠેકઠેકાણે એવી ચાલ ચલાવી છે. તેવીજ રીતે આએ મુદ્દામાં પણ પોલીસી વાપરેલ છે. ( **બયઅત** અને **નજરે જોવા** સબંધેનો સંપુર્ણ ખુલાસો " મનમાતવાળી હદીસ " ના પ્રકરણમાં કરી ગયો છું, જે વાંચકોએ ફરીથી જોઈ જવા કૃપા કરવી ).

૭—" આ હદીસ ઉપરથી જે સાર ખેંચી શકાય છે, તે એટલોજ કે હરેક ઇમાનદારોએ પોતાના જમાનાના ઇમામનીજ બઇયત કરવી જેથી રોજે હશરમાં તેના સાથે તેનો હશર થશે."

તપાસ—મીઠ વરતેજીએ જે જવાબમાં ટાંકેલ છે આયત, અને સાર સમજાવે છે હદીસનો! કદાચ મીઠ વરતેજીએ "મનમાત" વાળી હદીસને દીલમાં ને દીલમાંજ ખ્યાલ કરી લીધો હશે!!! પણ તે હદીસમાં પણ "બય-અત" નો શબ્દજ નથી. (ખુલાસા માટે "મનમાત વાળી હદીસ" નુ પ્રકરણ જુઓ).

૮—" આ સ્થળે કોઈ સાદા મનથી એમ બેસે કે, અમે ક્યાં ઇલ્મ જાણતા હતા? અથવા અમારા આગેવાનો, મુલ્લાંઓ, અને આલેમો તે બાબતમાં જોખમદાર છે, કારણ કે અમારે મનથી તો ઇમામનોજ પ્રેમ હતો, વિગેરે."

તપાસ—કોઈ પણ એમ કહેતું નથી. તેમ કોઈ કોઇનો જોખમદાર પણ થતો નથી. એ મીઠ વરતેજીની બનાવટ છે! બાકી "ભોળે મને શ્રેવો" ની થીયરી કોને લાગુ પડે છે, તે મીઠ વરતેજી મનમાં ખુબ સમજતા હશે.

૯—" અને કુરઆનમાં જ્યારે ઇમામે મોબીન અને ઉલુલ અમ્રથી નિશાની આપી છે, તે ઉપરથી તો ખુદા કહેશે, કે મેં જાહેર ઇમામને ઓળખવા કહ્યું, ત્યારે તમો ઇમામ ગેબ માની બેઠા. મેં જ્યારે હુકમ કરનાર તરીકે ઓળખાવ્યો, ત્યારે તમો હુકમ કરનાર અને જાહેર હોવા છતાં, તમે તેને પોતાની નબળાઇથી ઇમામ તો આવો જોઇએ? એવી ઠોરવણી અને અજ્ઞાન ગણત્રીથી અને નહી ઓળખીને બેત પણ કરી નહી."

તપાસ—"ઇમામે મોબીન" અને "ઓલિલ અમ્ર"થી શું મતલબ છે, તેનો ખુલાસો તેજ પ્રકરણોમાં કરી ગયો છું. મીઠ વરતેજી ખોટી રીતે જે જણાવતા નીકળ્યા છે

કે, ખુદા આમ કહેશે, આમ કહેશે; તો તેના માટે મી૦ વરતેજી ઉપર શું વહી ઉતરી છે કે ? એના માટે મી૦ વરતેજીએ કોઈ પુરાવો તો લાવવો જોઇતો હતો ? ! !

૧૦—" માત્ર તમારી ને અમારી માનીનતાનો એટલોજ ફરક છે કે, તમો ઇમામને પરખ કરીને માનો છો, અને અમો ઓળખીને માનીએ છીએ."

**તપાસ**—" પરખ " અને " ઓળખવું " એમાં શું ફરક છે ? તે મારા વિદ્વાન મિત્ર સમજાવશે કે ?! !

૧૧—" તમો **ઇસનાઅશરી** આલેમે લખેલી કીતાબોજ ખરાં માનો છો, હું તેમ માની માનીને છેવટે હક વાતમાં ભય લાગ્યો, ત્યારે ભાગ્યો અને ઇશનાઅશરી આલેમની આપણા માટે વગર મફતની સરેષ્ટતા ઉપર ઈમાન લાવું, તેના કરતાં આપણા બાપદાદાએ જેની શ્રેષ્ટતા સ્વિકારી અને જેણે આપણા બાપદાદાને હક હીદાયત માટે મોકલવાની મહેરબાની કરી, તેનાજ શરણમાં ઓળખીને ગયો અને લગભગ છસો વરસથી જે તાલીમ આપણી ભાષામાં અપાઇ તેનેજ તપાસ્યું, તો બધું મળી આવ્યું."

**તપાસ**—જેવી રીતે હું ઇસ્નાઅશરી આલેમોએ લખેલી કિતાબોને ( તેમાંની હકીકત સમજ્યા પછી ) સાચી માનું, તેવીજ રીતે અન્ય ઈસ્લામી આલેમોએ લખેલી કિતાબોમાંથી પણ મારી સમજમાં ઉતરે અને વ્યાજબી જણાય, તે માનવાને હું તૈયાર થાઉં. મને મી૦ વરતેજીની જેમ હઠધર્મી નડે તેમ નથી. એ તો મી૦ વરતેજીનાજ ફાળે આવેલ છે કે; તેઓને હક વાતમાં પણ ભય લાગે ! ( મી૦ વરતેજી ઉપર જણાવે છે કે " મને હક વાતમાં ભય લાગ્યો " ! ) અને હક વાતથી પણ ભાગે ! ! !

મી૦ વરતેજીએ જે જણાવેલ છે કે—" લગભગ છસો

વરસથી જે તાલીમ આપણી ભાષામાં અપાઇ તેનેજ તપા-સ્યું, તો બધું મળી આવ્યું." તો પહેલે તો, ગુજરાતી, કચ્છી કે સિંધી ભાષા છસો વર્ષપર હતી ખરી કે ? મી૦ વરતેજી પુરવાર કરી બતાવશે કે ? (મી૦ વરતેજી પોતાના ધાર્મિક શાસ્ત્રોને "આપણી ભાષા" તરીકેનાં જણાવે છે, પણ તે જ્ઞાન શાસ્ત્રો કેટલી ભાષાઓમાં છે તે આગળ બતાવી ગયો છું ). હવે, તે તાલીમમાં મી૦ વરતેજીને બધું શું મળી આવ્યું તે મી૦ વરતેજી બતાવશે કે ભોળા ભાઇઓને ભમાવવા સારૂ ગમે તેમ લખ્યાજ કરવું !

૧૨—" કુરઆને શરીફનાં શિક્ષણ ફરમાનો, જેવાં એ ઈમામોનાં વખતમાં હતાં, તેવાંજ આજના પ્રસંગને છાજતી રીતે, **ઇમામે મોજુદ** તરફથી થાય છે. આગલા ઇમામો કુરઆનની તફસીર બધાએ કરી નથી કારણ કે ઈમામ એજ કુરઆને નાતિક બોલતું **કુરઆન** હોય છે, પછી તેની **તફસીર** કરવી, તે તેને ખરી રીતે માનનારા કરતાં નહી સમજનારાઓ માટે, "

**તપાસ**—એ મુદ્દામાં મી૦ વરતેજીએ આડીઅવળી ગુલાંટો મારેલ છે ! પહેલે કબુલાત આપેલ છે કે આગલા બધા ઇમામોએ **તફસીર** કરી નથી–પણ કેટલાક ઇમામોએ કરેલ છે ખરી. પણ પાછો આગળના ઇમામોએ તફસીર કરેલ ન હોય એવો દેખાવ કરે છે ! ( આગળના ઈમા-મોની તફસીરો માટે " જવાબ ના૦ ૪ ની તપાસ " વાળું પ્રકરણ જુઓ ). હવે આગળના ઈમામોમાંથી બે ચાર ઈમામોએ કુરઆને શરીફની આયતોની તફસીર કહી સંભળાવી હોય, તો પણ તે બસ છે. કારણ કે ઈમામોના અનુયાઈઓ કુરઆને શરીફનાં ફરમાનોમાં પ્રસંગને છાજતો ફેરફાર " એવો એઅતેકાદ ધરાવતાં નથી–તેઓનો એઅતે-

કાઇ તો એ છે કે અગર એક ઇમામે ફરમાન સંભળાવ્યો, તો તે દરેક પ્રસંગ અને દરેક વખતને છાજતોજ હોય છે. બાકી મી૦ વરતેજી જેવાઓ કે જેઓની માન્યતા એવી છે કે, કુરઆને શરીફનાં ફરમાનોમાં દરેક વખતે પ્રસંગને છાજતો ફેરફાર થઇ શકે છે—તો તેઓએ પોતાના દરેક ઇમામ તરફની જુદી જુદી તફસીર બતાવવી જોઇએ. તેવીજ રીતે હાલના ઇમામ તરફની પણ તફસીર બતાવવી જોઈએ. ( અને સાથે " કુરઆને શરીફનાં ફરમાનોમાં પ્રસંગ અનુસાર ફેરફાર થઇ શકે છે " એ પણ પુરવાર કરી બતાવવું જોઇએ. ) × ઇમામ એ બોલતું કુરઆન હોય છે એટલે તેની તફસીર કરવી તે " નહી સમજનારા માટે. " એમ જણાવીને, મી૦ વરતેજી મુળ મુદ્દાને ઉડાવવાની કોશેશ કરે છે ! હ૦ અલી અ૦ કે જેઓ ખરા કુરઆને નાતિક હતા, તેઓએ અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ જેવાઓને તફસીર કહી સંભળાવેલ ( જે ઇલ્મે તફસીર જાણુનારાઓથી અજાણ્યું નથી ) તો શું અબ્દુલ્લાહ વી૦ "નહી સમજનારાઓ " હતા કે ? અગર મી૦ વરતેજી પોતાની ઇમાનદારીથી વિચારી જોશે તો તેઓને જણાઈ આવશે કે, બોલતા કુરઆનનો ભાવાર્થ એજ છે કે—કુરઆને શરીફનાં એહકામો–ફરમાનોની તફસીર કહી સંભળાવવી.

હવે—" નહીં સમજનારાઓ માટે " ની મી. વરતેજીની થીયરી ઉપરે આવતાં એ થીયરી પ્રમાણે પણ મી. વરતેજીને પોતાના મોજુદ ઇમામ તરફની તફસીર બતાવવી જોઇએ. સબબ કે ઇમામનું કાર્ય " નહી સમ-

× જો કુરઆને શરીફનાં ફરમાનોમાં પ્રસંગને છાજતા ફેરફારો થઇ શકતા હોય, તો પછી એ પાક કિતાબની મહત્વતા કેવી રીતે સાબેત રહી શકશે, તેનો મી૦ વરતેજીએ ખ્યાલ કીધો છે કે ?

"જીમ."

જનારાઓ " ને સમજાવીને હીદાયતના રસ્તા ઉપરે લાવવાનું હોય છે, તો "નહીં સમજનારાઓ" માટે પોતાના મોજુદ ઈમામ તરફની તફસીર મી૦ વરતેજીએ બતાવવી જોઈ એ.

૧૩—" તો આજે પણ ઈમામે મોજુદને માનનારાઓની સ્થીતી તમારા સવાલના રૂપમાં જોવી હોય, તો શાહ નાસર ખુશરોનાં ફારસી કલામો વાંચો. મઉલાના રૂમની મસનવી વાંચો, દીવાને શમ્સ વિગેરે પુશ્કળ કીતાબો છે, તે વાંચો, તો કુરઆને શરીફની તફસીર જેવીજ બલ્કે અસલ મુદ્દાના જવાહીરો જેવા કીમતી ગ્રંથો છે. "

તપાસ—મુદ્દા ના૦ ૧૨ પ્રમાણે તો મી૦ વરતેજીને તફસીરની અગત્ય જણાઇ નહોતી, પણ આએ મુદ્દામાં ઉપરના ગ્રંથોને " તફસીર જેવા " બલ્કે " અસલ મુદ્દાનાં ઝવાહીરો જેવા કીમતી " જણાવવા નીકળ્યા છે ! મને મજકુર ગ્રંથો વાંચવાની ભલામણ કરવા મી. વરતેજી પ્રેરાયા છે, તેના બદલે તેઓએજ મજકુર ગ્રંથોને "તફસીર જેવા" સાબેત કરી બતાવવા જોઇતા હતા અને કુરઆને શરીફની તફસીરોનાં દરેકે દરેક વાકયો સાથે મજકુર ગ્રંથોનો મુકાબલો કરી બતાવવો હતો. પણ એ મુદ્દામાં મી૦ વરતેજીએ જે એક થાપ ખાધી છે, તેનું તેઓને ધ્યાન રહ્યું નહિ હોય. મુદ્દા ના૦ ૧૨ માં તેઓએ ઈમામને " બોલતું કુરઆન " જણાવીને, તેના તરફથી તફસીરની જરૂરત નથી, એવું જણાવેલ અને આએ મુદ્દામાં દીવાને શમ્સને " તફસીર જેવો " જણાવે છે; તો તે દીવાનનાં કર્તા શમ્સ તબ્રેઝ છે, કે જેઓને મી. વરતેજી જેવાઓ પોતાના ૨૮ મા ઈમામ શમસુદીન મહમદ તરીકે જણાવે છે તેનું કેમ ? એટલે કાં તો ઈમામને તફસીર કરવાની જરૂરત નથી, એવી

૦ વરતેજીની થીયરી ખોટી ઠરે છે; અને કાં તો શખ્સ
ઓઅને તેઓ પોતાના ઈમામ તરીકે જણાવે છે તે બરા-
ર નથી ! ! !

૬—" પબ્લીકમાં આજે દીવાને શખ્સ અને મશનવી
એક ગવરમેંટની તાલીમનાં પુસ્તકો તરીકે, શાળામાં
શીખવાય છે. કવ્વાલીયોમાં ગવાય છે. મસ્ત પ્રેમી
ના મિઝાઝમાં હોય છે, પણ તમો જે ચીઝને ધ્યા-
નમાં રાખીને બેઠા છો, તે ગ્રંથો ઈસનાઅશરી
સિવાય બીજા કયા ઈસ્લામીઓને ત્યાં અને કયારે
વંચાય છે, તે બતાવશો ? "

તપાસ—મેં જે ચીઝ ધ્યાનમાં રાખેલ, તે પાક
રઆને શરીફ અને તેની તફસીર છે.* તો ઈસ્નાઅ-
રીયોને ત્યાંજ નહિં, બલ્કે દુન્યાના જે જે ભાગમાં ઈસ્લા-
ીઓની વસ્તી છે, ત્યાં ઘણાજ માનની સાથે કુલ્લે ઈસ્લા-
ીઓ ( પછે તે ગમે તે ફિરકાના હોય તેઓ ) ના ઘરોમાં
ડવામાં આવે છે. પણ એ ચીઝની મીં૦ વરતેજીને કદર
યાંથી હોય ? ! કારણ કે તેઓના મગજમાં તો દીવાન
ને મસ્નવીની શ્રેષ્ટતા રમી રહી છે ! ! ! મી૦ વરતે-
જીએ હરપદો દીવાન અને મસ્નવીને કુરઆને શરીફ
ને તેની તફસીર કરતાં શ્રેષ્ટ મનાવવા બાઝી રચેલ છે—
ને તે શ્રેષ્ઠતાનું કારણ એ દર્શાવેલ છે કે, તે પુસ્તકો
ાળામાં શીખવાય છે, × કવ્વાલીયોમાં ગવાય છે (!),

* વાંચકો, મારો આખો સવાલ, " વેદિક-ઇસ્લામ " અથવા
ા " વરતેજીનેજ ત્રેપન સવાલો " માં જોઇ જવો.

× પાક કુરઆને શરીફનું શિક્ષણ મજકુર પુસ્તકો કરતાં
કેટો દરજ્જે વધુ પ્રચારમાં છે, તેનું મી૦ વરતેજીને ધ્યાન નહિ
ાય ?

"જીમ."

અને મસ્ત પ્રેમીઓના મીઝાઝમાં હોય છે. વાહુજી વાહ ! પણ એમ તો શેખ સાઅદી કૃત " ગુલીસ્તાન " અને " બોસ્તાન " એથી પણ વિશેષ પ્રખ્યાતી પામેલ છે; ઉમર ખેયામની કૃતીઓ તેમજ હાફીઝ શીરાઝીની કૃતીઓ પણ કદરની લાગણીથી જોવામા આવે છે; "કરીમા" નામનો ગ્રંથ, તેમજ બીજા પણ કેટલાક ગ્રંથો શિક્ષણમાં ચાલે છે; તો તે સર્વે તફસીરોના મુકાબલે ગણાય કે ?

૧૫—" ખબરદાર થાઓ, મી૦ જીમ ! મેં જે ગ્રંથોનાં નામ આપ્યાં છે, તેઓ બીલકુલ ઇસ્નાઅશરી હતાજ નહિ; પણ ઇસ્માઇલી ઈમામો અને તેમનાજ સેવકો હતા, "

**તપાસ**—ખબરદાર થાઓ, **મી૦ ઇબ્રાહીમ !** તમોએ જે ગ્રંથોનાં નામો આપ્યાં છે, તે ગ્રંથો ન તો ઇસ્નાઅશરી હતા, અને ન તો ઇસ્માઇલી હતા ! તે તો ગ્રંથો ( પુસ્તકો ) જ હતાં ! ! ! ( અગર મી૦ વરતેજી, ગ્રંથ કર્તાઓ માટે એમ જણાવવા નીકળ્યા હોય, તો **શમ્સ** તબ્રેઝ અને મવલવી રૂમને ઇતિહાસીક પુરાવાઓથી ઇસ્માઇલી તરીકે સાબેત કરી આપવાને મી૦ વરતેજીને ચેલેન્જ કરૂં છું ).

૧૬—" મોજુદ ઇમામને માનનારાઓ આપણે ખોજાઓ એકલાજ નથી, બલ્કે ચિતરાલ, બદખશાન, અરબસ્તાન, સીસતાન, ઇરાન, તુરકસ્તાન, મિસર વીગેરે દેશોમાં અને ઇસ્લામી ઈલ્મનાં ધોરણેજ કુરઆને શરીફ, નમાજ, રોઝા એ બધા ખુદાઇ એહકામોને ઉંચા દરજ્જાના સમજીને પાળનારાઓ આજે મોજુદ છે. "

**તપાસ**—હજી પણ થોડાક મુલ્કોનાં નામોનો ઉમેરો મી૦ વરતેજીએ કરી દેવો હતો ! ભુગોળમાં કયાં નામોનો

ત્રોટો છે? ! પણ એ નામો લખી દેવાથી શું વળે તેમ હતું ! ( એમ તો ઇસ્નાઅશરીઓ પણ કહી શકે તેમ છે કે, દુનીયાની સપાટી ઉપરે ઘણા મુલ્કોમાં ખોજાઓ સિવાય બાર ઇમામોને માનવાવાળાઓ છે ). પણ એ મુદ્દાથી એટલું તો સિધ્ધ થાય છે કે તે ઠેકાણેના મુરીદો ઇસ્લામી રીતીએ દરેક ધાર્મિક ક્રીયાઓ કરે છે. ( અને તે રીતીઓ ઉંચા દરજ્જાની છે, એમ મી૦ વરતેજીથી પણ કબૂલ કર્યા સિવાય રહેવાઈ શકાયું નથી ). ત્યારે ખોજાઓ માટે જુદી ક્રીયાઓ, અને અન્ય મુરીદો માટે જુદી ક્રિયાઓ, તેનું કારણ શું ? તેનો ખુલાસો મી૦ વરતેજી કરશે કે ? કદાચ મી૦ વરતેજી, ખોજાઓ માટે સ્વભાષાનો સવાલ લઇ આવશે, * ( પણ તે સવાલ પણ રમઝાન માસના રોઝા અને સનઇમાના રોઝા માટે બંધબેસ્તો થતો નથી ), પણ તેમાં પણ મી૦ વરતેજી ફાવે તેમ નથી. કારણ કે, મજકુર ઠેકાણાના જે મુરીદો છે તેઓની પણ જુદી જુદી ભાષાઓ છે, છતાં સર્વે અરબ્બીમાંજ ક્રિયાઓ કરે છે; તેનું મી૦ વરતેજીને ધ્યાન છે કે ? ત્યારે ફકત ખોજાઓજ ખરા મુરીદો, અને તેઓ મુરીદો નહિં કે ? !

૧૭—" નહી કે મકકે હજ કરવા જતાં **ઈસ્નાઅશરી** તરીકે જાહેર થયા વગર તકીયામાંજ મઝહબ પળાય છે. "

**તપાસ**—જો કે હાલમાં **તકીયાની** ત્યાં જરૂરત પડતી નથી, પણ મી૦ વરતેજી જે ટીકા કરે છે, તે સમગ્ર શીઆઓને લાગુ પડે છે. ( મી૦ વરતેજીનાં ટોળા માટે પણ એ ટીકા લાગુ પડે છે ). વળી મી૦ વરતેજીએ મુદ્દા

* આગાખાનીઓની બંદગી સ્વભાષાના બદલે કેટલીક મીશ્ર ભાષાઓમાં રચાયલી છે.

"જીમ."

નાo ૧૬ માં જે જે ઠેકાણું ઇસ્માઈલી મુરીદો જણાવેલ છે, તેઓમાંના કેટલાકો તો પોતાના વતનમાં પણ **તકીચ્યો** કરે છે, તેનું મીo વરતેજીને ધ્યાન છે કે ? એ મુદ્દાથી મીo વરતેજીએ શું નફો મેળવ્યો ? તેની કાંઈ સમજ પડતી નથી. ( અગર મીo વરતેજીએ **નાo આગાખાન કેસના ફેંસલામાંના** સર જોઅફ આર્નોલ્ડનાં ઉદ્દગારો ઉપરે ધ્યાન પુગાડયું હતે, તો **તકીચ્યા** સબંધે ટીકા કરવાને બાહેર પડયા ન હતે ).

૧૮–"સત્ય ધર્મને વળગેલાઓ પોતાના જાનનાં જોખમે ઈમામે **મોજુદને** માનતા છે. આપણા બીકણ ભાઈઓ જેવા પોચા નથી કે, **ઈસ્લામીના** સત્ય મુદ્દામાં પૈસા આપવાથી કે **મુખી કામડીયાના** દબાણનાં બ્હાને પરાયો ધર્મ અખતીયાર કરીને વળી પોતાનેજ મોટા માને."

**તપાસ**—એ મુદ્દામાં પણ મીo વરતેજીએ છબરડું વાળ્યું છે ! જાનના જોખમનો સવાલ ઉપાડીને, પૈસા આપવાને **બહાદુરી** ગણાવેલ છે ! ! અને કાં તો મુખી કામડીયાના દબાણને ધર્મત્યાગનો સબબ સમજાવેલ છે ! ! ! સત્ય મુદ્દામાં પૈસા આપવા—તે સત્ય મુદ્દો કયો ? તે મીo વરતેજીએ સ્પષ્ટ જણાવવું જોઇએ. હવે-ધર્મ ત્યાગનાં જે કારણો મી. વરતેજી જણાવે છે, ( અને તેને બીકણપણું (!) સમજાવે છે ), તે ફકત તેઓની પોલીસીજ છે—એવી અડચણોથી કોઇ પણ ધર્મ ત્યાગ કરેજ નહિં. (વધુ ખુલાસા માટે " મીo વરતેજીની ખોટી ભલામણ " વાળું પ્રકરણ જુઓ) મીo જુમાભાઈ જાનમહમદે **હાજી બીબી કેસમાં** નાo કોર્ટ સન્મુખ, જુદા પડનારાઓ માટે જણાવેલ કે—તેઓ ધારમીક મતફેરનાં કારણે જુદા પડયા હતા—પણ આશ્ચર્યકારક છે કે, મીo વરતેજી ઉંધુંજ સમજાવવા નીકળ્યા છે !

---

# જવાબ નાં ૨૭ ની તપાસ.

મારા ૨૭ મા સવાલનો મુળ હેતુ એ હતો કે–કુર-આને શરીફના શિક્ષણથી વિરૂધ સૂચના કરે, તે ઇમામ કહેવાય કે નહિં ?–જેનો સીધો જવાબ નહિં આપતાં, મી૦ વરતેજીએ આડા અવળાં ફાંફા મારેલ છે. જે જવા-બમાંના મુદ્દાઓ—

૧—" ઇમામ એટલે આગેવાન અને રાહનુમા (ઇમામ) અને ઇમામ એટલે ઉલુલ અમ્ર મીનકુમ એટલે હુકમ કરનાર, એ શબ્દો ઉપરેજ લક્ષ રાખશો, તો પછી હુકમ કરનારનો હુકમ માનવો એજ ઇબાદત છે. તેની નાફરમાની તે ગુનાહ છે. પછી પ્રશ્નજ નથી. કારણ કે ખુદાના અને રસુલના મુકરર કરેલા એહકામોને બતાવનાર ઇમામ એ બેમાં ઇમામ અને એહકામમાં ઇમામનો દરજ્જો કે, એહકામનો ? "

તપાસ—એ મુદ્દામાં મી૦ વરતેજીએ એક પોલીસી વાપરીને, આંધળી તાબેદારીનુંજ સૂચવેલ છે ! " ઓલિલ અમ્ર " સબંધેનો સંપુર્ણ ખુલાસો તેજ પ્રકરણમાં કરી ગયો છું–જેથી વાંચકો જોઈ શકયા હશે કે, " ઓલિલ અમ્ર " જેવી રીતે બીજાઓને ખુદા અને રસુલ (સ૦) ના એહ-કામો પ્રમાણે " હુકમ કરનાર " છે, તેવીજ રીતે તેણે પોતે પણ તે હુકમો બજાવી લાવવાના છે. " દીગરાનરા નસીહત, ખુદરા ફજીહત " એ ઉલિલ અમ્રનું કાર્ય ન હોય ! એજ મુદ્દામાં મી૦ વરતેજીએ ઇમામને 'ખુદા અને રસુલના મુકરર કરેલા એહકામો બતાવનાર' જણાવેલ છે–તો જે અન્યોને તેવા હુકમો કરે (બતાવે) અન પોતે તે પ્રમાણે ન વર્તે, તો તેનો પ્રભાવ કેવો પડે ? તે મી. વરતેજી જાણે છે ખરા કે ?

૨—" આ તો ખુલ્લું કહીએ છીએ પણ માનવું ગમતું નથી કે જાહેદ તેરી નમાજકો મેરા સલામ હયે એ હુબ્બે એહલે બેતકો × ઈબાદત હરામ હય."

તપાસ—એ શાએરનો કલામ છે. કાફીયા પ્રાસ) મેળવવા સારૂ શાએરે "સલામ" ના મુકાબલે "હરામ" નો શબ્દ આણેલ છે. જો કે હું કબુલ રાખું છું, કે એહલે બયતની મોહબ્બત વગર ઈબાદત સંપુર્ણ થતી નથી—પણ તેવીજ રીતે ઇબાદત વગર ખાલી મોહબ્બત પણ કાર્યસાધક થઇ શકતી નથી. ( એહલે બયતની મોહબ્બત ત્યારેજ કહેવાઈ શકાય, કે જ્યારે એહલે બયતના બતાવ્યા પ્રમાણે ખુદાઈ એહકામો બજાવી લાવે; નહિં તો કામેલ મોહબ્બત કહેવાઇ શકાતીજ નથી. )

૩—" તો એ હિસાબે ઈમામની મોહબત વગર નમાજ (બંદગી) સુન્નત તરક કરવા જેવું છે, પણ હરામ છે, એમ માનતા હો તો પછી વિચાર કરો કે, ખુદાના એહકામોનો દરજ્જો વધશે કે ઇમામની મહોબત ઉંડાવવી ? "

તપાસ—એનો જવાબ મુદ્દા ના૦ ૨ ની તપાસમાં સમાઈ જાય છે. નમાઝ તરક કરવી તે સુન્નત તરક કરવા જેવું નહિં પણ વાજીબ—ફરઝ તરક કરવા જેવું છે. ખુદાનાં એહકામોની બજાવણી સિવાય ઇમામની ખરી મોહબ્બત પ્રાપ્તજ થઇ શકતી નથી.

૪—અને એક બોજો અને માત્ર ઈમામના બોલ ઉપર

× મી૦ વરતેજીએ 'એહલે બેત કો' જણાવેલ છે, તે વખતે પોતાનો કોઈ હેતું સિધ્ધ કરવા ખાતર હશે—અસલ શેઅરમાં 'એહલે બયત' છે, ત્યાં 'કો' નથી.

"જીમ."

કામ કરનારો, પછી ભલે તે ખુદા રસુલનાં એહ-
કામો ન બજાવતો દેખાયો હોય, જેમ કે આપણે
બીલાલ અને કુંબર કેવી ઇબાદત કરતા
હતા, તે જાણુતા નથી પણ તે કેવી ફરમા-
નદારી કરતા હતા તે વાંચ્યું છે, સાંભળ્યું
છે, તો તેઓ ઇમામોનો હુકમ જે મોઢામાંથી નીક-
ળતો, તે હુકમને કેટલે સુધી ગણુતા હતા, તે ઉપરથી
કહી શકશું કે, શીમર જેવા પરહેઝગાર નમાઝી,
ઉમર આસ જેવો સમજદાર જેવા કરતાં ઘરનું
કામકાજ કરનારાં ગોલાં, બાંદીઓની ઇમાનદારી
વધુ માનને પાત્ર હતી, ''

તપાસ—એ મુદ્દામાં મી૦ વરતેજીએ, ભોળાભાઈઓને
ભોળે મને શ્રેવોનો ઠીક ઉપદેશ આપેલ છે ! બીલાલ,
કુંબર અને એહલે બયત અ૦ ના ઘરના ( અન્ય ) ગોલા
ગોલીઓ ઇબાદત નહોતાં કરતાં—એમ જણુાવવાનો મી૦
વરતેજીએ હેતુ રાખેલ છે; પણ એ બાબત તેઓએ પુરવાર
કરવી જોઇતી હતી. મી૦ વરતેજીએ વાંચવા-સાંભળવાનો
જે ડોળ કરેલ છે, તે તદ્દન ઉંધી રીતેજ કરેલ છે; અને
એમાં ભોળા ભાઈઓને ભમાવવાનો હેતુ રાખેલ છે. અગર
મી૦ વરતેજીએ એ ઠેકાણે ખરી ઇમાનદારીથી કામ લીધું
હતે, તો હરાગઝ એમ લખતે નહિં. અગર મી૦ વરતેજીએ
એહલે બયત અ૦ ના ઘરના ગુલામો અને કનીઝોનાં ચરિ-
ત્રોનો ઇમાનદારીથી અભ્યાસ કર્યો હતે, તો તેઓ જોઇ
શકતે કે તેઓની ઇબાદત આપણી ઇબાદત કરતાં સેંકડો
ગણી વધુ હતી.

શીમરને (..............જેવા) પરહેઝગાર અને
ઉમર આસને સમજદાર જણુાવવામાં મી૦ વરતેજીએ
તદ્દન કાચું કાપ્યું છે ! એમ કહો, કે પોતાની આગળની

“ઇમામનાં વિરોધીઓ” વાળી થીયરી ઉપરે તદન પાણી ફેરવ્યું છે ! ! ! ( જવાબ ના૦ ૫ માં મી૦ વરતેજીએ, શીઆ અને ઉમર આસ વી. ના માટે જે જણાવેલ કે— “તેઓની ઇમામની તાબેદારી વગરની સમજ, તેઓને જહન્નમ તરફ દોરી ગઇ” તેનો મી૦ વરતેજીને અત્રે ખ્યાલ નહિં રહ્યો હોય ? ! )

૫—“આ એક ફરમાનદારીની પહેલી ફરજ પહેલો સબક છે કે, ઉલુલ અમ્ર એટલે હુકમ કરનારની તાબેદારી કરવી. પણ હુકમ કેવો કરે છે, નમાજ રોજાની મના કરે છે કે નહિં ? તે તપાસવાનું આપણું કામ નથી. એવું ઉલુલ અમ્રનાં વાકય ઉપરથી સીધ્ધ થાય છે.”

**તપાસ**—મી૦ વરતેજીએ, ફરમાનદારીની ફરજ ઠીક સમજાવી છે ! **ઉલિલ અમ્ર**—હુકમ કરનાર કોના તરફથી છે, તે મી૦ વરતેજી જાણે છે કે નહિ ? ખુદા તો ફરમાવે કે, નમાઝ પઢો, રોઝા રાખો, હજ કરવા જાઓ— અને **ઉલિલ અમ્ર**નો દાઅવો કરનાર કહે કે, નમાઝ પઢવી નહિ, રોઝા રાખવા નહિં, હજ કરવા જવું નહિં–ત્યારે તે **ઉલિલ અમ્ર** શેનો ? શું, ખુદાના જાહેરી હુકમોની પણ વિરૂધ્ધતા કરતો હોય, અને સાથે **ઇમામત**નો પણ દાઅવો કરતો હોય, તો તેનાં કાર્યો તપાસવાં નહિં કે ? ( વધુ ખુલાસા માટે “ઓલિલ અમ્રવાળી આયત” નું પ્રકરણ જુઓ ).

૬—“પણ હુકમ કરનારને પસંદ કરો અથવા પરખ કરો કે, તે સારા હુકમ કરે છે કે નહિં–અથવા સારા હુકમ ન કરે તો તેનો માનો નહિં, એવું કોઈ ઠેકાણે ઇસ્લામીના હક રસ્તાની હીદાયતમાં નથી. હા ! ઓળખાણની જરૂર છે,”

**તપાસ**—નરસા હુકમ કરે તો પણ હાવેહારને ઇમામ તરીકે સ્વિકારી લેવો, એ મી૦ વરતેજીનો ઉપદેશ છે! ત્યારે ઉલિલ અમ્રની જરૂરતજ શી ? ( કારણ કે મનુષ્યોને સુકૃત્યો કરવાનો હુકમ કરવા માટે તો 'ઉલીલ અમ્ર' મુકરર થયેલ હોય છે. આએ મુદ્દામાં ઇમામની પરખ કરવાનો મી૦ વરતેજી સદંતર ઇન્કાર કરે છે—પણ જવાબ નાં૦ ૪૭ માં તેઓએ પોતે જ્ઞાનમાંનો એક પાઠ ટાંકેલ છે કે, " પરતક પાત્રને પરખીને—પ્રેમે પુજોની પાય " તો તેના માટે શું સમજવું ?

---

## જવાબ નાં૦ ૨૮ ની તપાસ.

મારા ૨૮ મા સવાલનો મુળ હેતુ એ હતો કે—ઇમામના ફરમાનો હરેક ઠેકાણે એકજ સરખા હોવા જોઇએ ? કે જુદા જુદા ગામોમાં જુદીજુદી રીતના ફરમાનો હોય ? જે મુખ્ય મુદ્દાને ઉડાવવા ખાતર, મી. વરતેજી ( પોતાના જવાબમાં ) આડી અવળી બાબતો ઉપરે ઉતરી પડયા છે. મી૦ વરતેજીના તે જવાબમાંના મુદ્દાઓ—

૧—" હ૦ અલીએ જંગે સીફ્ફીનમાં હું બોલતું કુરઆન છે, એમ કહીને નબીએ કે ખુદાએ, નહિ કરેલ ખુલાસો જાહેર કર્યો, હ૦ હસને સલાહ કરી તાહનામું અમીર માવીયાથી કર્યું. તેમજ હ૦ હુસેન ઇમામ યઝીદનું લશ્કર મુસલમાન હતું, × વળી નમાજ અને એહકામને બજાવનારૂં હતું, કુરઆને શરીફને માનનારૂં હતું, છતાં તેની સાથે લડાઈ કરી "

**તપાસ**—એ મુદ્દાથી મારા સવાલનો તોડ કોઇ રીતે પણ થઈ શકતો નથી—પણ કુદરતે ખુદાથી એ મુદ્દામાં મી૦

વરતેજીએ, હ. અલી અ. અને હ. ઇમામ હુસેન અ૦ ની જેમ હ૦ ઈમામ હસન અ૦ ની ઈમામતનો સ્વિકાર કર્યો છે ! ( મી૦ વરતેજીએ પોતાના જવાબ ના૦ ૮ માં મજકુર તાહનામા કરવાથી, હ૦ ઇમામ હસન અ૦ ઇમામ નહોતા, એવો દેખાવ કરેલ અને આએ મુદ્દામાં 'ઇમામોના ફરમાનો પ્રસંગાનુસાર હોય છે ' એવી થીયરી રૂજુ કરવા ખાતર ઇમામ હસન અ૦ નો દાખલો આપ્યો ! છતાં એ ત્રણુ પ્રસંગે.થી મારા મુદ્દાનો તોડ થઇ શકયો નથી. ) હવે-જંગે સીફ્ફીનમાં હ૦ અલી અ. મે શું ખુલાસો કર્યો, તે મી૦ વરતેજી સ્પષ્ટ કહી બતાવશે કે ? શું, હ. અલી અ. મે " હું કુરઆને નતિક છું " કહ્યું, તે ખુલાસો ? તો તે ખુલાસો તો તેથી અગાઉ ખુદાએ " વરરાસેખુન ફિલ ઇલ્મ " થી, અને હ. રસુલ સ૦ મે " હદીસુસ્કલ્યન " થી કરી આપ્યો હતો. ( મી૦ વરતેજીએ પોતાના જવાબ ના. ૩ માં તે આયત અને હદીસથી જે દલીલો કરેલ, તે અત્રે ભુલી ગયા લાગે છે ? ! )

૨—" હ૦ જેનુલ આબેદીન, હ૦ મહમદ બાકર અને હ૦ જાફ્ફર સાદિકે પોતપોતાના સમયમાં હિદાયત અને ફરમાનો પ્રસંગોપાત કીધા હતા. એકજ ઇમામનાં ફરમાનો એકજ તરેહનાં નહી, પણ સમયાનુસાર છે. તેજ મુજબ નામદાર આગાખાનનાં ફરમાનો સમયનુસાર હોય, તેથી કયા માનવા ? અને કોણે માનવા, એ સવાલ તો દરેક ઇમાનદારની સમજ ઉપરજ હોય છે, "

તપાસ—ના૦ આગાખાન સાહેબનાં ફરમાનો સમયાનુસાર છે, એ મી૦ વરતેજી માન્ય રાખે છે, પણ તે ફરમાનોમાંથી કયા માનવા ? અને તે કોણે માનવા ? તે ઈમાનદારોની સમજ ઉપર છોડે છે. જેથી પોતાની આગ-

ળની થીયરી કે, "ઇમામ કેવો હુકમ કરે છે, તે તપાસ-વાનું આપણું કામ નથી," "ઇમામના હુકમમાં ચુનોચીરા કરવી નહિં" વીo વીo ને રદ કરે છે ! ( અરૂં કહેલ છે કે–"હુરોગગોરા હાદ્દેઆ ન બાશદ" ! ) હવે—નાo આગા-ખાન સાહેબના સમજાનુસાર ફરમાનોને વ્યાજબી ઠરાવવા સારૂ મી. વરતેજીએ જે ત્રણ પાક ઇમામોનો દાખલો આપેલ છે, તે મીo વરતેજીએ પુરવાર કરવું જોઇએ; નહિં તો તે પાક ઇમામો ઉપરે ખોટો આક્ષેપ ઠરશે. મજકુર પાક ઇમામોમાંના કોઇએ પણ એક ગામમાં એક તરેહનું ફરમાન કરેલ હોય અને બીજા ગામમાં તેથી ઉલ્ટું ફરમાન કરેલ હોય, તો તેવી સનદ મી. વરતેજીએ બતાવવી જોઇએ. નહિં તો જે બોહતાન તેઓએ બાંધેલ છે, તેના માટે તવબા કરવી જોઇએ.

૩—"શું ઇમામ હુસેન કે અલીએ કે પેગમ્બરે અને જેનુલ આબેદીને અથવા મહમદ બાકર કે સાદેકે કોઇ ઇમામે, ઈમામ હુસેન પાછળ છાતી કુટવી પીટવી એમ ફરમાવેલું છે ? જો નથી ફરમાવ્યું, તો પહેલે શા શા માટે એ રિવાજને બંધ કરવામાં કોશેશ કરતા નથી ? શું એ કુટવું પીટવું બંધ કરાવવું, ઈમામનો હુકમ ન હોવાથી સવાબનું અથવા હીદાય-તનું કામ નથી ?"

તપાસ—મારા સવાલ સાથે એ બાબતની નીસ્બતજ શી છે ? તેની કાંઇ સમજ પડતી નથી. મારા સવાલથી મીo વરતેજી આવેશમાં આવી જઇને હુસેન મઝલુમની અઝાદારી ઉપરે પોતાનો હાથ સાફ કરવા બાહેર પડ્યા છે, તે ઘણુંજ આશ્ચર્યકારક છે ! પણ નહિં, તેઓને હo ઈમામ હુસેન અ. ની અઝાદારી પ્રત્યે જે દુશ્મનાવટ છે તે ખુલ્લી રીતે જાહેર કરેલ છે અને અઝાદારીની વિરૂદ્ધતા ઉપરે

કલમ ચલાવવામાં એવા આવેશમાં આવી ગયા છે, કે હ૦ રસુલે ખુદા સ૦ અને પાક ઈમામોનાં નામો લખવામાં પણ તોછડાઈ વાપરેલ છે ! અજબ જેવું તો એ છે કે-પહેલે અઝાદારી માટેના ફરમાનોનો પ્રશ્ન કરી, પછી પોતેજ નિર્ણયાત્મક મત બાંધીને-કુટવું પીટવું એ ઇમામનો હુકમ નથી, જેથી તે બંધ કરાવવું સવાબનું અને હીદાયતનું કામ જણાવે છે ! ! ! મી. વરતેજી અને તેઓના ગોઠીયાઓએ, હ૦ ઇમામ હુસેન અ. જેવા મઝલુમની **અઝાદારી** ખોજા કોમમાંથી નાબુદ કરાવવા ખાતર જે પ્રયાસો આદરેલ છે-તેને મજબુતાઇ આપવા ખાતર આએ મુદ્દો મી. વરતેજીએ ચર્ચેલ છે; નહિં તો, મારા સવાલ સાથે એ બાબતનો સબંધજ ન હતો. પણ એમાં મારા વિદ્વાન મિત્ર સજ્જડ થાપ ખાય છે. હ૦ ઇમામ હુસેન અ૦ની **અઝાદારી** કોઈ મીટાવી શકયું નથી, અને ઇં૦ મીટાવી શકશે પણ નહિં. મી. વરતેજીએ **અઝાદારી** વિરૂદ્ધ જે પ્રશ્ન ઉઠાવેલ છે, તેના માટે " **અઝાદારી** " વાળું પ્રકરણ જોઇ જવા મી. વરતેજીને નમ્ર અરજ ગુઝારીશ.

૪—" શું કામ જુદા જુદા મુઝતહેદોના, ઇખતેલાફી મસલાને દરેક જણ જુદો જુદો વળગી રહે છે, તેમાં એદાદી દેખાતી નથી ? "

**તપાસ**—મારા સવાલના જવાબ માટે આએ મુદ્દો પણ લાગુ પડતો નથી. પણ મી. વરતેજીએ પોતાનો દીલી બુખાર કાઢવા સારૂ એ બાબત વચ્ચમાં લાવેલ છે. કોઇ કોઇ મુજતહેદો વચ્ચે કોઈ કોઇ મસઅલામાં એહતીયાત વી૦ સબંધે ઈખ્તેલાફ છે, પણ તે મુજતહેદોમાંના કોઇ પણ મુજતહેદે એક ગામમાં એક તરેહનો ફતવો આપેલ હોય, અને બીજા ગામમાં તેથી વિરૂધ્ધ ફતવો આપેલ હોય, એમ તો નથી ના ? વળી જે મુજતહેદની તકલીદ કરના-

રાઓ જુદા જુદા ગામોમાં વસ્તા હોય, તેઓ માટે જુદા જુદા ગામોવાળાઓ માટે જુદા જુદા ફતવાઓ તો નથી હોતા ના ? કોઇ પણ મુજતહેદનો ફતવો જુદા જુદા ગામોના તેનીજ તકલીફ કરનારાઓ માટે એક સરખોજ હોય છે. મતલબ કે—એ મુદ્દાથી પણ મારા સવાલનો તોડ થઇ શકતો નથી.

એ રીતે—મી૦ વરતેજીના ૨૮ મા જવાબની ટુંક તપાસ ઉપર કરી બતાવેલ છે. બાકી એ જવાબમાં મી૦ વરતેજીએ શેઠ અને નોકરો વી૦ નો જે દ્રષ્ટાંત આપેલ છે, તે ન તો મારા સવાલને બંધએસ્તો છે—અને ન તો તેમાં કાંઈ માલ છે; જેથી તેની તપાસ કરવાનું યોગ્ય ધારેલ નથી.

—•—

## જવાબ ના૦ ૨૯ ની તપાસ.



હાલમાં મી૦ વરતેજી જેવાઓ, આગાખાની ખોજાઓમાં **ગુલ્લાત** વિચારો ફેલાવવાની જે હિમાયત કરી રહ્યા છે—તેઓની શુધ્ધ ઠેકાણે લાવવા ખાતર મારો સવાલ ના. ૨૯ મો રચાયેલ છે. જે સવાલમાં મેં દાખલા સહીત બતાવેલ કે—હ૦ અલી અ૦ ખુદાના બંદા હતા. પણ મી. વરતેજીએ મારી દલીલોને ઉલ્ટાવી, પોતાના જવાબમાં **ગુલ્લાત** વિચારો ફેલાવવાની વધુ ને વધુ કોશેશ કરેલ છે. મી. વરતેજીએ આપેલ જવાબમાંના મુદ્દાઓ—

૧—" પ્રિય દોસ્ત **જીમ**, આ તમારા સવાલનો જવાબ આપવા પહેલાં મારી વિનંતી એ છે કે, તમોએ જ હદીસ રજુ કરી છે કે "અના અબ્દુલ્લાહ વ અખુ રસુલીલ્લાહ" વાકયના ફકરા કઇ કીતાબના છે, તેના સાથે કયો

પ્રસંગ હતો, અને તેની શાહદત શું છે ? તે બત
તો તમોને શોધતાં જણાશે કે, એ ફકરા હ. અલ
બીજા જે જે ફરમાન, ખુત્બા અને પોતાની દલ
કરી છે તેમાં સચાઈ દેખાશે નહી.”

**તપાસ**—મારા વ્હાલા દોસ્ત **ઇબ્રાહીમ** ! તમો ચ
ધુનમાં છો કે, હ. અલી અ. “ હું ખુદાનો બંદો છું ” ચ
ફરમાવેજ નહિં–જેથી તમો એમ કહેવા નીકળ્યા છો. મ
કુર હદીસ ઘણી કિતાબોમાં મોજુદ છે, પણ લંબાણ
ભયથી ફક્ત સુન્નત જમાઅતના આલીમ **મવલવી ઓબ**
**દુલ્લાહ** અમ્રતસરી કૃત **“રૂવાનેહ ઉમ્રી હ૦ અલી”**મ
તે હદીસ ટાંકી બતાવીશ—

“ એબાદ બિન અબ્દુલ્લાહ કેહતે હયેં કે, જ૦
**અલી** રઝી૦ ફરમાયા કરતેથે **મેં ખુદાકા** બ
**ઓર ઉસકે રસુલકા ભાઈ હું**, ઓર સીદીકે ર
બર હું. યેહબાત× મેરે સિવા કોઇ નહીં કહે સક
મગર જુઠ કહેનેવાલા. મેંને સબ લોગોંસે સાત બ
પહેલે નમાઝ પઢ્હી હે. (પેજ ૧૯૩)

મજકુર હદીસને કર્તાએ, સુન્નત જમાઅતના ર
મ્હોટા આલીમો અહમદ, નેસાઇ, અબુઝયદ ઓસ્માન ઈ
અબી શયબાહ, ઇબ્ને આસેમ, હાકેમ, અબુ નઇમ, ર
અકીલીની સનદથી લખેલ છે. એ ઉતારાથી “ અના અબ
લ્લાહ ” વાળી હદીસ, તેનો પ્રસંગ, તેની શાહદત
આપ ખુલ્લી રીતે જોઇ શકશો. વળી એ પણ જોઇ શક
કે, હ૦ રસુલ સ૦ ની પાછળ, સર્વે મનુષ્યોથી સાત
પહેલાં હ૦ અલી. એ નમાઝ પડી છે. ( જેથી પણ

× એટલે–મારા સિવાય અગર કોઇ “ સીદીકે અકબર ’
લકબનો દાઅવો કરે, તો તે ખોટા છે.

“જુમ”

શકશો કે, હ. અલી અ. ખુદાના 'બંદા' હતા—અને ખુદાની બંદગી કરતા હતા ). હવે—જે ફરમાનો અને ખુત્બાઓ માટે તમો ઇશારો કરો છો, તે સ્પષ્ટ કરી દેખાડશો ખરાકે ? શું, તેવાં કોઈ ફરમાન કે ખુત્બામાં, હ. અલી અ. મે "હું ખુદા છું" એમ ફરમાવેલ છે ખરૂં કે ? તો તે તમોએ સાબેત કરી દેખાડવું જોઇએ—નહિ તો, ભોળા ભાઇ-ઓને ભમાવવાનું તજી દેવું જોઇએ.

૨—"ત્યારે **નુસેરી** તેને ખુદા કહેતો હતો. **સલમાન ફારસી** જે કામેલ ઈમાનદાર હતો, તેના સબંધમાં જે જે અજાયબ હકીકતો ઇસ્લામી દફતરોમાં નોંધાયેલ છે. તે તથા મેરાજ ઉપર નબીએ હ. અલીનો અવાજ સાંભળવો, હ. અલીનો હાથ જોવો, અને તેમાં આંગળીમાંની વીંટીની સનદ. વળી ખઇબરના જંગ વખતે ૪૦ દીવસે વાયદાના અણીના દીવસે સવારમાં **નાદેઅલી** નબી સાહેબ પડયાં, મદીનાથી હાજર થવાની અજાયબી ! ! !"

**તપાસ**—નુસેરી અને હ. સલમાન ફારસી સબંધેનો ખુલ્લાસો " જવાબ ના. ૨૧ માંની તપાસ " વાળા પ્રકરણમાં કરી ગયો છું. ભલે—નુસેરી એમ કહેતો, પણ હ. અલી અ. પોતે તો "હું ખુદા છું" એમ નહોતા કહેતા ને ? હ. સલમાનના સબધમાં શું શું અજાયેબ હકીકતો બનેલ છે ? અને તે ઈસ્લામના કયા કયા દફતરોમાં નોંધાયેલ છે ? અને તે હકીકતોથી હ. સલમાન, હ. અલી અ. ને ખુદા કેહતા હતા—તે કેવી રીતે સિધ્ધ થાય છે ? તે મી. વરતેજીએ સ્પષ્ટ કરવું જોઈએ. મેઅરાજ સબંધેની જે હકીકતો મી. વરતેજી જણાવે છે, તેના ઉતારાઓ ઈસ્લામી કિતાબો-માંથી આપવા જોઇતા હતા—કે જેથી પબ્લીક સત્ય અસ-ત્યની પરિક્ષા કરી શકે અને તેવી બાબતોથી, હ. અલી

અ. કેવી રીતે ખુદા ઠરી શકે છે–તે પણ મી. વરતેજીએ બતાવી આપવું જોઇએ. હ. રસુલ સ. નાદેઅલી પડયાં, તેથી હ. અલી અ. ખુદા છે–એમ કોઈ રીતે પણ સિદ્ધ થતું નથી. ( એ માટેનો ખુલાસો "જવાબ ના૦ ૯ ની તપાસ" તથા "જવાબ ના. ૧૫ ની તપાસ" વાળા પ્રકરણોમાં જુઓ ). પણ મી. વરતેજીએ. હ૦ અલી અ૦ ના મદીનાથી હાજર થવાના બનાવને વર્ણવીને, પોતેજ પોતાના મુદ્દાને નબળો બનાવેલ છે. ખુદા તો લા મકાન છે, ( તેના માટે કોઇ મુકરર મકાન કે શેહર હોતું નથી– જ્યારે હ૦ અલી અ૦ તો મદીનાથી હાજર થયા–જેથી જણાઇ આવે છે કે, હ૦ અલી અ૦ ખુદા નજ હતા.

૩—" અને તે ઉપરાંત નહજુલ બલાગામાંના ખુત્બાઓમાં ખુદાની તારીફ જે રીતે અલીએ કરી છે. તેમાં પણ અલી ખુદાના બંદા છે અને નબીના ભાઇ છે એ શબ્દોનો ભાવાર્થ દેખાતાંજ નથી."

**તપાસ**—પહેલે તો મી૦ વરતેજીએ, હ૦ અલી અ૦ મે ખુદાની તારીફ કરેલ છે–એમ જણાવીને, પોતેજ સાબેત કરી આપેલ છે કે, હ૦ અલી અ૦ ખુદાના બંદા હતા. હવે–હ૦ અલી અ૦, હ૦ રસુલ સ૦ ના કાકાઇભાઇ હતા, એ તો ઇતિહાસીક બિના છે; એટલે તેનો ઇન્કાર કોઈ પણ કરી શકે તેમ નથી. ( અને મી૦ વરતેજીનો હેતુ પણ એ બાબતનો ઈન્કાર કરવાનો નથી–તેઓનો હેતુ તો "હ૦ અલી અ૦ બંદા હતા" એનો ઈન્કાર કરવાનો છે ). બાકી મી. વરતેજીને નહજુલ બલાગામાં "હ. અલી અ. ખુદાના બંદા છે" એવો ભાવાર્થ દેખાતો નથી, તે ઘણુંજ આશ્ચર્યકારક છે ! મજકુર કિતાબમાં ( ખુત્બાઓમાં ) ઠેકઠેકાણે હ૦ અલી અ૦ ના બંદા પણાનાં વાકયો નજરે પડે છે. મી૦ વરતેજીએ ફકત

ભોળા ભાઇઓને ભમાવવાનું કર્યું છે. વાંચકોએ મહેરબાની કરીને " જવાબ ના૦ ૯ ની તપાસ " વાળું પ્રકરણ જોઇ જવું. તે પ્રકરણમાં નહજુલ બલાગાના ખુત્બાઓથીજ સાબેત કરેલ છે × કે, હ૦ અલી અ૦ મે પોતાને ખુદાના બંદા જણાવ્યા છે ! ! !

૪—" હ. અલી અ. એ ફરમાવ્યું છે કે, "અનલ બારી વ અનલ મુસબીરો ફીલ અરહામ" એટલે સર્વે પ્રાણીયોને માતાનાં ઉદરમાં પેદા કરનાર હું છું, વળી પણ બીજી હદીસ છે કે, " અના અકમ તુસ સમાવાતે સબઅ બુનેરી વ કુદરતલ કામેલ " એટલે અલી ફરમાવે છે કે, મેં મારા નુરમાંથી આસમાનો ખડા કીધા છે. અને સંપુર્ણ કુદરત મેં નીપજાવી છે, વિગેરે " *

તપાસ—એ હદીસો કઇ કિતાબમાં છે ? એ મી. વરતેજીએ સનદવાર બતાવવું જોઇએ. કદાચ કોઇ સુફીએ એમ લખી પણ નાખેલ હોય, તો તે હદીસોની કાંઇ શરેહ ( ખુલાસો ) પણ થયેલ છે કે નહિં ? તેમજ તેનો આગળ પાછળનો સબંધ શું છે ? વી૦ વી૦ બાબતો મી. વરતેજીએ સ્પષ્ટ કરી બતાવવી જોઇએ–કે જેથી તે ઉપરે વિવેચન થઇ શકે. મારા ધારવા મુજબ તો હ. અલી અ. ના નામથી એ બનાવટ કરેલ જણાય છે–કારણ કે હ. અલી અ. તો

---

× અને તે પણ ખુતબાઓમાંના ખુલ્લા શબ્દોથીજ સાબેત કરેલ છે.

* ત્યાર પછી મી૦ વરતેજીએ એનેજ લગતી બીજી હદીસ ટાંકેલ છે, પણ તેનો સાર એને લગતોજ છે.

નહેજુલ બલાગાહમાં પોતાના ખુત્બાઓમાં નીચે મુજબ ઈરશાદ ફરમાવે છે—

"હું ખુદાએ તઆલાનો એ અમલ ઉપર શુકર કરૂં છું કે જે થઇ ગએલ છે, અને એ નેક અમલ માટે મદદ માંગું છું કે જે થવા વાળા છે; અને જેવી રીતે હું મારા અંગની તનદુરસ્તીનો સવાલ કરૂં છું તેવીજ રીતે દીનની સલામતી પણ ચાહું છું."

( ખુત્બો ના૦ ૯૫ માંથી—પેજ ૧૧૮ )

"હું તમામ બાબતો જેમકે તનદુરસતી, બીમારી, તેમજ રાહત, અને મુસીબતમાં તેની તારીફ કરૂં છું, અને તેના હકો સાચવવા માટે તેનીજ મદદ ચાહું છું."

( ખુત્બો ના૦ ૯૬ માંથી—પેજ ૧૧૯ )

"બારે ઈલાહા ! અમારા ઉપર એવી રીતે વરસાદ નાઝીલ ફરમાવ કે જમીનને સારી પેઠે તૃપ્ત કરી આપે, * * * એવી રીતે ઝાડ, પાન, અનાજ ઉગે કે દુકાળમાં સપડાયલા લોકો આસુદા અને ખુશાલ થઇ જાય, * * * તુંજ મૌલા છો, તુંજ હાકીમ છો, તુંજ હમીદ છો, અને તુંજ મહમુદ છો."

( ખુત્બો ના૦ ૧૧૧ માંથી—પેજ ૧૪૯ )

ઉપરોકત ફરમાનો સબંધે કાંઇબી વિવેચન કરવાની જરૂરત નથી. એ ફરમાનોથી મી૦ વરતેજી જોઇ શકશે કે, હ. અલી અ. પોતાને એક બંદા જણાવીને—ખુદાની કુદરત વર્ણવી રહ્યા છે, અને દરેક રિતે ખુદાનીજ મદદ ચાહે છે.

૫—"બાકી તો હીન્દુને મુરતી પુજક ગણી કાફર કહેવા અને મક્કામાં "હજર અસવદ" તથા કબર અને

બીજી ઇસ્લામી તાબુત, અલમ, મીમબર વિગેરેને પુજ્ય ગણવા, એનું નામ મુરતી પુજા નહી, એમ કહેવું ઇસલામની સરસાઈને ખોટી રીતે વરણુવવાનું છે, અને અમો જાહેર ઇમામને ઓળખનાર અને તેની બઇયત કરનારાઓનાં ઇતિકાદથી તદ્દન ગુમરાહી છે."

તપાસ—જો કે મી. વરતેજીએ અન્ય ઠેકાણે હિન્દુભાઇઓ વિરૂધ્ધ પણ લખાણ કરેલ છે, છતાં પોલીસી ખાતર અત્રે મુર્તી પુજાનો બચાવ કરવાને બાહેર પડયા છે ! ( મારા સવાલ સાથે એ બાબતનો કાંઈ સમ્બંધજ ન હતો, છતાં મી. વરતેજી એ બાબત લાવ્યા છે તે ઘણુંજ આશ્ચર્ય કારક છે !) અને કુલ્લે મુસલમાનોને મુર્તી પુજક અને ગુમ્રાહ જણાવવાને નીકળ્યા છે ! ! ! ( ફકત પોતાના ટોળાંનેજ એ બાબતોથી નિરાળું ઠેરવેલ છે ! ) પણ મી. વરતેજીએ યાદ રાખવું જોઇએ કે—હજરૂલ અસ્વદ, કબર, તાબુત, અલમ મીમ્બર વી. ની કોઇ પણ ઈસ્લામી ઈબાદત ( પુજા ) કરતોજ નથી, તેમ નતો એ ચીઝોને દેવદેવીઓ તરીકે જણાવે છે. ઈસ્લામીઓ તો ફકત તે ચીઝોને માનનીય ગણે છે. અત્રે હું વરતેજીનું લક્ષ ના૦ આગાખાન સાહેબનાં ફરમાનો તરફ દોરવીશ—

"કોઇ માન્યતા ( અટક ) જમાતમાં તખ્તને સલામ ભરાવી ને, જમાત જયારે હુકમ આપે ત્યારે તે માન્યતા ઉતરાવવાની હું રજા આપું છું."

( 'કલામે સુલતાન મહમદ'—પારીગ્રાફ ૨૨, પેજ ૫ )

"કેરામાં જે બીબી સરકારની યાને માતા સલામતની જગા છે તે હસના બાગથી + ઉતરતી

+હસના બાગ. કે જયાં ના૦ આગા હસનઅલી શાહને દફનાવવામાં આવ્યા છે, "કુમ"

પાયરીની સમજશો નહિં. હું પણ તેના પર ઘણી મોહોબત રાખું છું. માટે રોજ તેને પાક અને સાફ રાખીને પુલ ચઢાવજો. અને બત્તિ લોબાન કરતા રહેજો. ને તેની દરકાર ( તપાસ ) રાખજો. ”

( ‘ કલામે સુલતાન મહમદ ’ પારીગ્રાફ ૧૧૫, પેજ ૧૩૦)

ઉપરનાં ફરમાનો “ કલામે સુલતાન મહમદ ’, નામની બુકમાં છે. કે જે બુક નાο આગાખાનનાં મુરીદ લધાભાઇ રતનશી માસ્તરે પ્રગટ કરેલ છે, અને નાο આગાખાનનાં હુકમથી રાઇ મીઠા જેસા તથા હુઝુર કામડીયા હાજીભાઇ નઝરઅલીએ વાકયે વાકયની તપાસ કરેલ છે. બલ્કે તે બુકમાં ખુદ નાο આગાખાન સાહેબનાં હસ્તાક્ષરોથી શેરો કરવામાં આવેલ છે કે, This book is for private circulation only. એટલે તે પુસ્તક સતાવાર ફરમાનોનું પુસ્તક ગણાય; જેનો ઈન્કાર મીο વરતેજી જેવાઓ પણ કરી શકે તેમ નથી. હવે નાο આગાખાન સાહેબ તો તખ્તને સલામ ભરવાની અને તેના ઉપરે માનતા ઉતારવાની રજા આપે છે—માતા સલામતના નામની જગ્યા ઉપરે પુલ ચઢાવવા વીο ની ભલામણ કરે છે. બલ્કે તે જગ્યા ઉપરે પોતે પણ ઘણી મોહોબત રાખવાનું જણાવે છે—અને મીο વરતેજી તો એવી બાબતોને ગુમ્રાહી જણાવે છે !

૬—“ આપનું ધ્યાન કુરઆને શરીફની એકજ આયતમાં ખેંચ્યું છે કે, કદાચ તે તમોને હીદાયત નુમા થઇ ‘પડવાનું તમારૂં પસંદ કરેલું બને. અને તે આયતો નીચે મુજબ છે. ( અત્રે મીο વરતેજીએ સુરતુસ્સવાદની આયત ૭૧–૭૨–૭૩–૭૪ ટાંકેલ છે. ) અર્થ—જ્યારે ત્હારા પરવર દેગારે ફરેસ્તાઓને કહ્યું કે ખરેખર ! હું એક પુરૂષ માટીમાંથી પેદા કરૂં છું,

પછી જ્યારે હું તેને પુર્ણ આકાર આપું છું. અને તેમાં મારા રૂહથી ફુંકું ત્યારે તમે તેને સિજદો કરતા મ્હોંભર પડો. પછી ફરેસ્તાઓએ સઘળાઓએ તેને સિજદો કર્યો પણ ઇબલીસે કર્યો નહી. તેણે આપ વડાઈ કરી, અને તે કાફેરોમાંનો હતો. ”

તપાસ—એ મુદ્દામાં જે આયતો સબંધે મી૦ વરતેજીએ ઇશારો કરેલ છે, તેને લગતો ખુલાસો ઇ૦ આગળ જતાં કરીશ. પણ એ આયતોથી એટલું તો સિધ્ધ થાય છે, કે ખુદાતઆલાએ તે વખતે માટીમાંથી એક પુરૂષ ( હ૦ આદમ ) ને પયદા કરવાનું, ફીરીસ્તાઓ પાસે જાહેર કર્યું. તો એથી અગાઉ માટીની પયદાયશનો કોઇપણ મનુષ્ય પયદા ન થયો હતો એ ચોકસ છે—એટલે કે તેથી અગાઉ મનુષ્ય ઉત્પતી થયલીજ ન હતી. ત્યારે મારા વિદ્વાન મિત્ર મી૦ વરતેજીએ હ. આદમ અગાઉ મનુષ્ય ઉત્પતી સિધ્ધ કરવા માટે જે ખોટી માથા ફોડ કરેલ, અને આદમ અગાઉનાં આદમોની થીયરી પેશ કરેલ, તેના માટે શું સમજવું ?

૭—“ બીરાદર, તમારો મુળ વાંધો અલી ને અલ્લાહ કહેવા ઉપરથી છે. અલીનું નુર હમારા હાલના મોજુદ ઇમામ નામદાર આગાખાનને કહેવા માટેનો છે, પણ એ વિષ્ય ગહન છે, તેમ સમજવા માટે અને તેનો ન્યાય કરવા માટે. ઘણા બહોળા અનુભવની નુરની પરસતેશની અને જીસ્મ તથા રૂહને નુર એની પકકી સમજની જરૂર છે. ”

તપાસ—તો મી૦ વરતેજીએ “ અલા સહી અલ્લાહ નાં બદલે “ આગાખાન સહી અલ્લાહ ” કહેવું જોઇએ કદાચ મી૦ વરતેજી એમ કહેશે કે—હ૦ અલી અ૦

ઈમામતનાં મુળ પુરૂષ છે, જેથી તેઓની ગાદીએ આવનાર હરેક અલી કહેવાય " એમ સમજીને અમો અલી સહી અલ્લાહ કહીએ છીએ તો તેવી ઈમામત અને નુરની પરસ્તેશતા હ૦ આદમનાં વખતથીજ શરૂ થયલી, મી૦ વરતેજી જણાવી રહયા છે—તો તે પ્રમાણે તો આદમ સહી અલ્લાહ " કહેવું જોઇએ ! ઉપરાંત તે ઈમામત માટે, ( નરનસલની ઇમામત માટે ) મી૦ વરતેજીએ. હ૦ ઇબ્રાહીમનાં ફરઝંદ હ૦ ઇસ્માઇલ થી વધુ ભાર આપેલ છે ( બલ્કે પોતાના ટોળાનું " ઇસ્માઇલી :" નામ પણ તેઓ ઉપરથી પડેલ છે, એવી ઉંધી થીયરી મી૦ વરતેજીએ રૂજુ કરેલ છે ! ) ત્યારે મો૦ વરતેજીએ " ઇસ્માઇલ સહી અલ્લાહ " કહેવું જોઇએ; તેના બદલે અલી સહી અલ્લાહ નોજ ઉપદેશ મી૦ વરતેજી આપે છે, તેનું કારણ શું ? કદાચ એ ગહન વિષય (!) ને સમજવા અને તેનો ન્યાય કરવા માટે મી૦ વરતેજી બહોળો અનુભવ અને પકકી સમજ (!) ધરાવતા હશે, ( તેમજ 'મી૦ વરતેજી નુરની પુજા કરવા વાળા પણ હશે ), જેથી તેઓએ એ વિષયને સંપુર્ણ રીતે સમજી લીધો હશે; પણ મી૦ વરતેજીનાં ટોળાંવાળા હરેકે હરેકે પણ શું એ વિષયને સમજી લીધો છે ખરો કે ? અને તે હરેકને અલી સહી અલ્લાહ " કહેવાનો અધિકાર પ્રાપ્ત થયો છે ખરો ? હવે આગાખાની ધુઆમાં જે " અલી સહી અલ્લાહ નો ફકરો ઘુસાડેલ છે, તેને તો હરેક હરેક પઢે છે, તો તેવાઓને સમજાવવા મી૦ વરતેજી બાહેર પડશે ખરા ! ( કે, આટલી આટલી બાબતો નો અનુભવ ધરાવતો હોય, તેજ અલી સહી અલ્લાહ કહી શકે છે.) પણ નહિ, હ૦ અલી અ૦ ને કોઇપણ અલ્લાહ કહી શકતો નથી—ભલેને મી૦ વરતેજી જેવો અનુભવ ધરાવનાર હોય કે બિન અનુભવી હોય ! એ મી૦ વરતેજીની. રાતને દીવસ ગણાવવાની બાઝી, કોઈ રીતે ચાલી શકે તેમ નથી.

૮—" પણ જો શરૂઆત જોશો, તો તેમાં કહેનાર ખુદા પોતે છે, છતાં એમ કહે છે કે ત્હારા પરવર દીગારે ફરેસ્તાઓને કહ્યું તો શું આ ઠેકાણે કહેનાર, ખુદા નહી પણ પેગંબર હતા. એમાં શક શો અને શું તેથી તમોએ પુછેલા સવાલની મતલબ માટે મારો જવાબ નથી ? "

તપાસ—મી૦ વરતેજીએ ઉલગબરડીની રમત કરેલ છે. મારા સવાલ માટે એ મુદ્દો કેવી રીતે જવાબ થઈ શકે છે ? તે મી૦ વરતેજીએ સ્પષ્ટ કરવું જોઇએ' ત્હારા પરવર દીગારે એ અલંકારીક બોલ છે—અને એમાં પાક કુરઆને શરીફની ફસાહત અને બલાગતની ખુબી સમાયલી છે.

૯—" નહિ બીરાદર ! આ મુદ્દો જેમ તમો સીધો કરીને સમજી શકો છો, તેમજ હું પણ જાણું છું. પરંતુ કુરઆને શરીફમાં છે તેવું બહરે રહેમતમાં ન હોય એવા તમારા ગુમાનેજ અહીં રોકું છું.

તપાસ—એથી સ્પષ્ટ થાય છે કે, મુદ્દા ના૦ ૮ વાળી હકીકતને મી૦ વરતેજી સીધી રીતે સમજી શકતા હતા, પણ બેહરે રેહમત માંની હકીકતનો ઉંધો મતલબ સમજાવવા સારૂ જાણી જોઇને ઉંધી વલણ ઈખતીયાર કરેલ.

૧૦—" સારાંશ એકે, તમો આ ખુલાસા ઉપરથી સમજી ગયા હશો, કે અલીએ* જે ફરમાવ્યું, અને ના૦ આગાખાને જે બાગામોયામાં તે ફરી ફરમાવ્યું કે,

* હ૦ અલી અ૦ ને સાદા નામથી મી૦ વરતેજીએ જણાવેલ છે, અને ના૦ આગાખાનના નામ સાથે ' નામદાર ' નો શબ્દ વાપરેલ છે !

**યા ખુદાવંદ ! હું બેહસ્ત અથવા દોજખની ધાસ્તીથી ઇબાદત કરતો નથી. એટલે કે !** મારા સેવકો તમો ઉપર મુજબ કહો ! "

**તપાસ**—શાબાશ ! ખુબ બજાવી ! !—મારી દલીલનો મી૦ વરતેજીથી ઈન્કાર થઈ શકે તેમ હતું નહિ અને તે દલીલથી હ૦ અલી અ૦ ખુદાની ઇબાદત કરતા હતા, ( ખુદાના બંદા હતા ) તે માન્ય રાખવું મી૦ વરતેજીને પાલવે તેમ હતું નહિં, જેથી એક બચ્ચાંને પણ હંસવું આવે એવી દલીલ મી૦ વરતેજીએ આણેલ છે ! ! ! શું, હ૦ અલી અ૦ મે જે ઇબાદત કરેલ, ખુદાની દરગાહમાં દોઆ માંગેલ, તે સર્વ એજ ઉદેશથી કે ? પણ જે વખતે સેવકોજ ન હતા ઈસ્લામની શરૂઆત હતી, તે વખતે પણ હ૦ અલી અ૦ નમાઝ પડયા છે તેનું કેમ ? ( જુઓ, એજ જવાબનાં મુદ્દા ના૦ ૧ ની તપાસ ) વળી નહજુલ બલાગાહમાં, હ૦ અલી અ૦ પોતાના ખુત્બામાં ફરમાવે છેઃ—

" પરવર દીગાર ! હું એ પહેલો શખસ છું કે જેણે હક તરફ વલણ કરીને હક કબુલ કર્યું. હક વાત દીલના કાનથી સાંભળી, હઝરતે રસુલે ખુદા સ૦ સીવાય **મારી** પહેલે કોઇ નમાઝ પડયું નથી. "

( ખુત્બો ના૦ ૧૨૭ માં થી પેજ ૧૯૬ )

તો તે વખતે સેવકો કયાં હતા ! કે જેઓને શીખવવા ખાતર હ૦ અલી અ૦ એ નમાઝ પડી હોય ? મતલબકે—હ૦ અલી અ૦ એ જે શબ્દો ફરમાવેલ, તે પોતાની ઝાત માટેજ હતા. અને તેથી સાબેત થાય છે કે, હ૦ અલી અ૦ ખુદાના બંદા હતા અને ખુદાનીજ ઈબાદત કરતા હતા.

—“ અને તમારા સવાલમાં ઈમામોને ખુદા કહેતા હતા, તે દલીલ જોઈતી હોય તો વાંચો, “ રાહે નજાત ” (વર્ષ ૯) ના અંકમાં, કે જેમાં દુર્રે જાફરી નામની કિતાબનો ચાલુ વિષય છે. તેમાં જણાવેલું છે કે એક વખત હઝરત જાફરે સાદેક અ૦ નો ગુલામ બગદાદના ખલીફા હારૂન રસીદના બગીચામાં પાણી ભરવા ગયો, ને ત્યાંના વડાની રજા માંગી, ત્યારે તેણે ટીકા કીધી કે, શું, તારા ખુદા માટે પાણી ભરવા આવ્યો છે ?”

તપાસ—-મજકુર હકીકત રાહે નજાતની ૯ મી ..ના કયા અંકમાં છે, તે મી૦ વરતેજીએ અંકનો નંબર ..ાવેલ નથી, છતાં મી૦ વરતેજી જણાવે છે, તે મુજબની ..કત તે માસીકમાં હશે, એમ માની લઈએ—તો પણ ..ી, ઈમામોને ઈમામોના સેવકો ખુદા તરીકે ગણુતા હતા, ..ું કોઈ રીતે સાબેત થતું નથી એથી તો એમ જણાય કે, હારૂન રશીદનાં બગીચાના વડાએ ( દુશ્મનાવટથી ) ..મના ગુલામ ઉપરે ટીકા કીધી કે, “ શું તારા ખુદા .. પાણી ભરવા આવ્યો છે ? ” તો દુશ્મને જે ટીકા ..લ હોય, તે શું, દલીલ થઈ શકે છે ખરી કે ? અને ગુલામ, ઇમામને ખુદા કેહતો હતો, એમ સાબેત થાય ખરૂં કે ? હરગીઝ સાબેત થતું નથી. બલ્કે એ મુદ્દો ..ર્યવામાં મી૦ વરતેજીએ મગજનું સમતોલપણું ખોઈ ..ું હોય, તેમ જણાય છે ! શું, મી. વરતેજીનો કોઈ ..રાધી, મી. વરતેજી ઉપરે કાંઇ ટીકા કરે—તો તેવી માન્યતા ..૦ વરતેજી ધરાવે છે, એમ સમજી લેવું ? ( અફસોસ ! .. વરતેજી શું લખે છે—તેનું તેઓને ભાન રહેતું નથી. )

—“ આ દાખલો બતાવી આપે છે કે, “ ઈમામોને

તેના ગુલામોને ખુદા ગણવામાં આવતા હતા.× ને હ. અલી પછી જાફરે સાદેક સુધીની કારકીર્દી પુરવાર કરે છે. આ ગણત્રી ઇશનાઅશરી ખોજા ભાઇયોના ઇમામરૂપ ગણાતા માસીક ચોપાનીયામાંજ હોવાથી, અલીથી સાદેક સુધી તેના ગુલામો ઇમામને ખુદા માને, તેમાં વિરૂધ જેવું માત્ર આપણા ખોજા ભાઇ-યોજ સમજે છે, જેઓ છેલ્લાં થોડાં અર્ધદગ્ધ તાલી-મના લીધેજ છે."

તપાસ—એ મુદ્દો પણ મી૦ વરતેજીએ મગજની અસ્થિરતાથીજ ચર્ચેલ છે. એમાં મી૦ વરતેજીએ મુદ્દા ના૦ ૧૧ તરફ ઇશારો કરેલ છે—પણ તે મુદ્દાથી, "ઇમા-મોને તેઓના ગુલામો ખુદા ગણતા હતા" એ કોઈ રીતે પણ સિધ્ધ થયેલ નથી; ઉલ્ટા મી૦ વરતેજી હાંસીને પાત્ર ઠર્યા છે. તે મુદ્દામાં મી૦ વરતેજીએ ફકત હ૦ ઇમામ જાઅફરે સાદેક અ. ના ગુલામનોજ દાખલો આપેલ છે, (અને તે દાખલાથી મી. વરતેજીનું અસત્યપણું જણાઈ આવેલ છે), અને આ મુદ્દામાં હ. અલી અ. થી કરીને હ. ઇમામ જાઅફરે સાદેક અ૦ સુધીના ઇમામોની કારકીર્દીનો અડંગો ફેંકે છે! ઉપર શું લખેલ છે, તેનું મી૦ વરતેજીને ધ્યાન રહ્યું નથી! હવે-તે ગણત્રી "રાહેનજાત" માસીકમાં છે, એમ મી૦ વરતેજી જણાવે છે—તો જેવી રીતે હ૦ ઇમામ જાઅફરે સાદેક અ. ના ગુલામનો દાખલો તેઓએ ટાંકી બતાવેલ, (અને તેનો ખોટો અને ઉંધો અર્થ ઉઠાવેલ), તેવીજ રીતે તે માસીકમાંથી હ૦ અલી અ. થી કરી ને હ૦ મોહમ્મદ બાકર અ૦ સુધીના દાખલાઓ (તે માસીક-

× શબ્દ રચનામાં ફેર જોવામાં આવે છે, પણ નકલે નકલ ઉતારેલ છે.

"જીમ."

માંથી ) મી૦ વરતેજીએ ટાંકી બતાવવા હતા; નહિં તો, તે માસીકમાં એ ગણવી કે—એમ લખવા પુર્વે વિચાર કરવો જોઈતો હતો.

સાહેબજાત માચીઓને, ઈસ્નાઅશરી ખોજાઓનાં ઈમામરૂપ જણાવવામાં મી૦ વરતેજીએ પોતાના મગજ ઉપરનો કાબુ ખોઈ દીધેલો જણાય છે ! જે વિષે વધુ વિવેચન નહિં કરતાં ફક્ત એટલુંજ જણાવીશ કે, એ વિગત લખવામાં મારા વિદ્વાન મિત્રે પોતાની કલમની કીમત આંકાવેલ છે, વળી—ઇમામોને તેઓના ગુલામો ખુદા ન કહે, એવી જે માન્યતા ધરાવનારાઓ છે—તેઓને " અર્ધદગ્ધે તાલીમ પામેલા " જણાવવામાં મી૦ વરતેજીએ અવધીજ કરેલ છે ! શું, ઈમામોને ગુલામો ખુદા કહેતા હતા, એમ જણાવવું—તે પુર્ણ તાલીમ છે કે ? !

૧૩—" મી૦ જીમ, આ કુરઆને શરીફના પવિત્ર ખુદાઈ વચનો તરફ નેગાહ કરો કે, ખુદાએ એબલીસને સિઝદો નહી કરવાનું કારણ પુછયું ત્યારે તેણે જે કહ્યું છે, તે મુજબ આજે પુષ્કળ ઇમાનદારો પણ ખુદાનું નુર ઇમામમાં હોય છે, એમ માને છે, છતાં તેને સિઝદો કરવાનું એમ કહી વાંધો લે છે કે, મનુષ્યને સિઝદો કેમ થાય ? "

**તપાસ**—એ મુદ્દાથી મી૦ વરતેજી એમ સિધ્ધ કરવા માંગે છે કે, જેમાં ખુદાનું ( અતા કરેલું ) નુર હોય તેને સિજદો કરવો જોઇએ. પણ એમાં મી૦ વરતેજી, ભોળાભાઇઓને ઉંધે રસ્તે દોરવવાનુંજ કરે છે ! ઇબ્લીસે જે સિજદો ન કર્યો, જે ફકત તકબ્બુરનાં કારણેજ. **શેખ સાઅદી** કહે છેઃ—

## તકબ્બુર અઝાઝીલરા ખ્વાર કર્દ
## બઝિન્દાને લઅનત ગિરીફતાર કર્દ

મી૦ વરતેજીએ, એ સુદાની ઉપર સુરએ હજરની જે ચાર આયતો ટાંકેલ છે—તેમાં ૩૩ મી આયતમાં ઇબ્લીસનો જવાબ આ પ્રમાણે છે—" તેણે કહ્યું કે, હું એવો નથી કે, હું તે મનુષ્યને સીજદો કરૂં, કે જેને તેં કાળી વાસ મારતી સુકેલી માટીમાંથી પેદા કર્યો છે " તો એથી સાફ જણાય છે કે, માટીમાંથી આદમ અ૦ ને પેદા કરવામાં આવેલા હોવાથી ( અને શયતાન આગની પયદાયશનો હોવાથી ) તેને તકબ્બુરી પેદા થઈ, અને સિજદાનો ઇન્કાર કર્યો. હવે તે સિજદો પણ કાંઈ હ૦ આદમ અ૦ ને નુરના સબબથી ખુદા સમજીને કરવાનો ન હતો; બલ્કે—ખુદા તો તે વખતે હુકમ કરનાર તરીકે મોજુદ હતો. ( બે ખુદા હરગીઝ થઈ શકતા નથી. ) તે સિજદો ખુદા તરફથી ફરીશતાઓ અને ઇબ્લીસનાં ઇમ્તેહાન ( પરિક્ષા) કરવા માટેનો **તાઅઝીમી** સિજદો હતો **નહજુલ બલાગાહ** માં હ૦ અલી અ૦ મે ફરમાવેલ છેઃ—

> " પછી ખુદાએ તે પુતળા માટે જે બાબતની ફીરીસ્તાઓને વસીય્યત કરી હતી તે મુજબ વફા કરવાનો હુકમ કર્યો ( એટલે તેઓને કહેલ કે આદમ અ૦ ને તાઅઝીમનો સીજદો કરવો ) તો તેની બુઝુર્ગી અને તાઅઝીમ માટે સીઝદો કરવા અને તેની સામે માથું નમાવવાનું ફરમાન થયું. "

( ખુત્બો ના૦ ૧ માંથી—પેજ ૧૦ )

એથી મી૦ વરતેજી ખુલ્લી રીતે જોઇ શકશે, કે તે સિજદો ઇબાદત તરીકેનો નહોતો. ખુદા સિવાય બીજા કોઇની ઇબાદત કરવા નહિં—ઇબાદત તરીકેનો સિજદો ખુદા

સિવાય બીજા કોઇને કરી શકાય નહિં, એવા ફરમાનો પાક કુરઆને શરીફમા ઠેક ઠેકાણે જોવામાં આવે છે.

હજીપણ મી૰ વરતેજી પોતાના હઠવાદ ને વળગી રહેવા માંગતા હોય, તો–હ૦ આદમ અ૦ પછી, જે જેમાં એ ખુદાનું અતા કરેલું નુર હોય, તેને સિજદો કરવાનો હુકમ થયો હોય, અને તેને સિજદો થઇ શકે છે, એ પાક કુરઆને શરીફની ખુલ્લી આયતથી પુરવાર કરી આપવાની મી૰ વરતેજીને ચેલેન્જ કરૂં છું.

૧૪—" આ શબ્દો દરેક મનુષ્યની ઉતપતી માટે પણ વાપરી શકાય છે. પણ તેથી એમ સાબેત નથી થતું, કે દરેક મનુષ્યને સિઝદો કરવો, પરંતુ આ ચોકક્સ સમજવાનું છે. જેમ મનુષ્યનાં દેહમાં ખુદાઇ નુર હોય છે કે જે આદમથી ઉતરોતર હ. ઇબ્રાહીમથી ઉતરોતર હ૦ અલી સુધી અને હ૦ અલીથી જાફર સાદેક સુધી અને તેમ કરી અમો ઇસમાઇલીઓ નામદાર આગાખાન સુધી માનીએ છીએ, તે દરેક શરીરમાં જ્યારે જ્યારે ખુદાઇ નુર ( ઇમામત ) તરીકે જલવાગર હતું, ત્યારે તે મનુષ્ય ( ઇમામ ) ને સિઝદો કરવો, એમ ઉપલી આયાતમાંની મતલબ ઉપરથી સાબેત થાય છે."

**તપાસ**—મી૰ વરતેજીની થીયરી તદન ગલત છે ! ( ખુલાસો. ઉપરના મુદાની તપાસમાં જુઓ ). ન તો દરેક મનુષ્યને સિજદો થઈ શકે છે; અને ન તો હ. આદમથી ઉત્તરોતર નુરવાળા મનુષ્યને સિજદો થઇ શકે છે. ફિરીશ્તાઓને, જે સિજદો કરવાનો હુકમ થયેલ, તે ફકત હ. આદમ અ૰ માટેજ હતો; અને તે પણ **તાઅઝીમી** સિજદો હતો, ન કે ઇબાદત તરીકેનો. બાકી હ. આદમ પછી

કોઈના માટે પણ સિજદાનો હુકમ થયો હોય—અથ
હ. આદમ પછી ઉત્તરોત્તર અલી અ. સૂધી કોઈને ૧
સિજદો કરવામાં આવ્યો હોય, તો તે મી. વરતેજી
પુરવાર કરી બતાવવું જોઇએ. બાકી કાંઇભી આધાર વ:
પોતાની મનઘડત થીયરી રૂજુ કરવી, તે કોઇ રીતે પ
ચાલી શકે નહિં.

૧૫—" પરંતુ એ રીવાજ ખુફ્યા (ગુપ્ત) એટલા મ
હતો કે, મુસલમીન રાજકર્તાઓ ઇસાઓના ખિલ
સખત વરતતાં. "

તપાસ—મુદ્દા ના. ૧૪ માં મી. વરતેજીએ
દાઅવો કરેલ તે કોઇ રીતે પણ પુરવાર કરી શકે
ન હતું, એટલે તે રીવાજ ગુપ્ત હતો—એમ લખી ના
એટલે પત્યું ! પણ હ૦ આદમ પછી હ૦ ઇબ્રાહીમ સૂ
અને હ૦ ઇબ્રાહીમથી હ. અલી અ. સૂધી એવા રાજ
કર્તાઓ હતા ખરા કે ? તો ત્યાં સુધી તો એ રીવા
ખુફીયા રહેવાનું તે સબબ હતું નહિ—ત્યારે મી. વરતેજી
સૂધીનાં ઉતરોતર નુરવાળા માટે એ રીવાજ હતો, એ
સાબેત કરી બતાવશે કે ?

૧૬—"ઈબ્લીસે આદમના મનુષ્યપણામાં " વન ફૂખ
મીનર રૂહી " એટલે "મેં મારા રૂહને ફુંક્યું
તેનો ખ્યાલે કર્યા વગર માત્ર આદમના મનુષ્ય
આકારનોજ ખ્યાલ કર્યો, ત્યારે તેજ કારણ
ગુનહો ગણ્યો, અને સજા ફરમાવી."

તપાસ—એ મુદ્દાથી મી. વરતેજી એમ સમજાવ
માંગે છે કે, જેમાં ખુદાની રૂહ હોય તેને સિજદો ન કર
તે ગુનાહ ગણાય છે, અને તે સજાને પાત્ર થાય છે! પ
એ થીઅરીમાં મી૦ વરતેજી ભોળાભાઇઓને ભમાવવાનું

કરે છે ! મી૦ વરતેજી " વનફખ્તો ફીહે મિર રૂહી " નો અર્થ મેં મારા રૂહને મુકયું " જણાવે છે—પણ એજ જવાબમાં જ્યાં સુરતુલ્સ્વાદની આયત ૭૧–૭૨–૭૩–૭૪ નાં અર્થ જણાવેલ છે, ત્યાં " અને તેમા મારા રૂહથી મુંકું છે " એ અર્થ જણાવેલ છે. મતલબ કે ત્યાં પ્રોફેસરનાં તરજુમા પ્રમાણે અર્થ ટાંકેલ છે; અને આ એ સુધામાં પોતાનો હેતુ સિદ્ધ કરવા ખાતર, મનઘડત અર્થ આપેલ છે ! મજકુર વાકયોનો શબ્દાર્થ નીચે મુજબ થાય છે—

વનફખ્તો=અને મુકું છુ, ફીહે=તેમાં, મિન=થી; માંથી રૂહી=મારી રૂહ.

મતલબકે—એ આયતમાં, જે વાકય ઉપરથી મી૦ વરતેજીએ હેતુ સિદ્ધ કરવા ધારણા રાખેલ, તે "મારી રૂહમાંથી" નો વાકય છે. તો ખુદા રૂહ ધરાવતો હોય, અને તેમાંથી અમુક ભાગ હ૦ આદમમાં (ખુદાએ) ફુંકયું, એમ તો કોઇપણ સમજુ કહી શકેજ નહિં. ખુદા તઆલાએ જે ફરમાવ્યું કે " મારી રૂહથી. " તો તેનો ભાવાર્થ એજ થશે કે " મારી પયદા કરેલી રૂહમાંથી " તો જેવી રીતે હ૦ આદમ અ૦ માં, ખુદાએ પોતાની પયદા કરેલી રૂહ નાખી, તેવી રીતે દરેક મનુષ્ય ખુદાની પયદા કરેલી રૂહ ધરાવે છે, તો મી૦ વરતેજીની થીયરી પ્રમાણે રૂહને સિજદો કરવાનું હોય, ત્યારે તો દરેકેદરેક મનુષ્યને સિજદો થઇ શકે—એમ ઠરે ! હવે—સામાન્ય મનુષ્યોની રૂહનાં સવાલને રહેવા દઇ, બીજા પોઇન્ટ ઉપરે આવીએ. હ૦ ઇસા પણ રૂહમાંથીજ પયદા થયા છે, ( બલ્કે તેઓને ખાસ રૂહુલ્લાહ " અલ્લાહની રૂહ " કહેવામાં આવે છે ) તો જો રૂહના સબબથી, હ૦ આદમ અ૦ ને ઇબાદત તરીકેના સિજદાને લાયક ઠરાવે છે; ત્યારે મી૦ વરતેજીએ હ૦ ઇસાને પણ સિજદાને લાયક માનવા જોઇએ ! ( પણ તેમ જો મી૦ વરતેજી માને, તો

तेओनी उत्तरोतर नुरवाळानेज सिजदो थइ शके, ए थीअरी रद थइ जाय ! ) आश्चर्यकारक तो ए छे के, मी० वरतेजीए मजकुर आयतथी उत्तरोतर नुरवाळी थीयरी रजु करीने, "ह० आदम अ० मां ए नुर हतो जेथी तेओ सिजदानेपात्र ठरे छे" एम ठसाववा मांगेल छे; पण मजकुर आयतमां तो रुहनो शब्द छे, ( के जेनो खुलासो अमोए उपर करी बतावेल छे ), नुरनो शब्दज नथी !!!

१७—" आ रीते मनुष्यना आकारमां के, ज्यां खुदानुं रुह एक पछी एक आदमथी आज सुधी फुंकातुं रह्युं तेने सिजदो न करवो, अने मनुष्यने सिजदो केम करवो ? एम कहेवुं, ते खुदाए कुरआने शरीफमां फरमावेल मुसलमीननां ईतेकादना पायारुप हुकम मुजब गुन्हो छे "

तपास—मी० वरतेजी, पाक कुरआने शरीफने केटलुं वजन आपे छे-ते ठेकठेकाणे हुं बतावी गयो छुं, पण अत्रे फक्त पोतानो हेतु सिध्ध करवा खातर, पाक कुरआने शरीफनां नामथी गेरवाजबी छुट लई रह्या छे ! मजकुर आयतथी तो फक्त एटलुंज सिद्ध थाय छे के, फक्त ह० आदम अ० मांज रुह फुकवामां आवी; नहिं के, एक पछी एक-उत्तरोतर ! तेमज ते आयतथी ए पण सिध्ध थतुं नथी के, ह० आदम अ० पछी पण उत्तरोतर सिजदो कर्यो जवुं ! ( ते आयतथी तो फक्त ह० आदम अ० ना माटेज तेवा सिजदानुं सिध्ध थाय छे. अने ते पण फरीस्ताओ माटेज हुकम करवामां आवेल-नहिं के मनुष्यो माटे ! तेमज ते सिजदो पण ताअझीमी हतो ). मारा विद्वान मित्र, मजकुर आयतथी-मनुष्यने सिजदो करवानो ईन्कार करनाराओने गुनेहगार ठेराववा मांगे छे, पण ते आयतथी तो तेवुं कांई सिध्ध थतुं नथी. कांतो मी. वरतेजीए,

પાક કુરઆને શરીફની કોઇ ખુલ્લી આયતથી પોતાનું કથન સિધ્ધ કરી દેખાડવું જોઇએ; અને નહિં તો પાક કુરઆને શરીફનાં નામથી એવા ચેડા કરવાનું મૂકી દેવું જોઇએ.

૧૮—" અમો ઇસમાઇલીઓ અલીથી આગાખાન સુધી ખુદાઈનુર, નુરે ઇમામત તરીકે એક પછી એક સીધી નરનસલે ફુંકાયું, એટલે તેને જાહેર જોમાને સિજદો કરવો, વાજીબ માને, તે ખરા ખુદાઈ હુકમ મુજબ છે, કે તેથી વિરૂધ વાતો ખરી છે ? "

**તપાસ**—એક પછી એક સીધી નરનસલે નુર ફુંકાવાનું તે આયતથી મી. વરતેજી કોઇ રીતે પણ સાબેત કરી શકયા નથી. હવે—જાહેર જોમાને તેઓ સિજદો કરવાનું વાજીબ માને યા ગમે તેમ માને, તેમાં પબ્લીકને કાંઈ લેવા દેવા નથી—પણ તે સિજદો કરવો "ખરા ખુદાઇ હુકમ મુજબ છે" એમ જણાવવામાં મારા વિદ્વાન મિત્રે અલબતા પુખ્ત વિચાર કરવો જોઇતો હતો ! પણ તેઓએ "**આગાખાની ખુદાઇનો ઝળકાટ**" નામના પોતાના રચેલા પુસ્તકમાં તો, "**વંદન અને સિઝદો જગતકર્તા સિવાય કોઇને થતાં નથી**" એવું જણાવેલ, તેનું કેમ ? શું, જાહેર જોમો જગતકર્તા છે ? ! ! ( મી૦ વરતેજીએ પોતાના લખાણોમાં દરેક ઠેકાણે જુદી જુદી માન્યતાઓ જણાવેલ છે ).

૧૯—" મનુષ્યના આકારમાં ખુદાનું નિરાકાર નુર, આદમથી અલી સુધી અને અલીથી આગાખાન સુધી, એકેક જીસ્મમાં ક્રમવાર ઉતરતું રહ્યું છે, **તેજ સિજદો કરવાને પાત્ર છે** ! અને સિઝદો ખુદા સિવાય બીજા કોઇને થાય નહી, એ કાયદા મુજબ ઈસ્લામની પુરી તાલીમ પછી આ દુરૂસ્તી થાય છે. "

**તપાસ**—એ મુદ્દામાંની હકીકતની તપાસ જુદા જુદા મુદ્દાઓમાં પુરતી રીતે થઈ ગયેલ છે. મી. વરતેજી, ખુદાના જે નિરાકાર નુરને મનુષ્યના આકારમાં ઉતરેલો જણાવે છે—પણ નિરાકાર હોય, તે આકારમાં ઉતરે ખરો ? " ખુદા સિવાય બીજા કોઇને સિજદો થાય નહી " એ ઇસ્લામની પુરી તાલીમ છે, એમ મી૦ વરતેજી કબુલ કરે છે—ત્યારે કમ-વાર નુરવાળા જીસ્મને સિજદો કરવાની થીયરી શું ઇસ્લામ સિવાયની છે ખરી કે ? ( નહિં, હું ભુલ્યો—એતો મી૦ વરતેજીની **દુરૂસ્તી** છે ! ) જ્યારે ઇસ્લામની " પુરી તાલી-મ " થઇ ગઇ, ત્યારે વળી " દુરૂસ્તી " એટલે શું ? ! " **અલયવમ** " વાળી આયત મુજબ જ્યારે ઇસ્લામ કામીલ અને સંપુર્ણ જણાઇ ચુકયો, ત્યારે વળી મુસલમાનનાં બચ્ચા માટે " **દુરૂસ્તી** " નો પ્રશ્ન કેવો ? વળી મી. વરતેજીએ " આગાખાની ખુદાઇનો ઝળકાટ " જે વખતે ઝળકાવેલ, તે વખતે તો તે પુસ્તકનાં નામ મુજબ મી. વરતેજીના માટે " **દુરૂસ્તી** " પણ થઈ ચુકી હશે, તો તેજ પુસ્તકમાં તો, જગતકર્તા સિવાય અન્યને સિજદો ન થઇ શકે, એમ જણા-વવું, અને અત્રે જુદુંજ જણાવવું, એ શું કહેવાય ?



# જવાબ ના૦ ૩૦ ની તપાસ.

મારા ૩૦ માં સવાલનો મુખ્ય મુદ્દો એ હતો કે—ના૦ આગાખાને કોઇ ઠેકાણે એમ ફરમાવ્યું છે ખરૂં ? કે મારી અથવા હ૦ અલી અ૦ ની બંદગી કરો ?—જેનો મી. વરતેજીએ સીધો જવાબ ન આપતાં, ઉડાવનારી વલણ ઈખ્તીયાર કરીને ફોકટનો જવાબ લંબાવેલ છે. તે જવાબમાંના નવીન મુદ્દાઓ—

૧—"બંદગીનો હેતુ એજ કે બંદાએ પોતાના પેદા કરનારને અને પાળનારને એના ગુણવાળા નામ અને કામ સાથે યાદ કરવો અને પાડ માનવો."

તપાસ—બંદગીનો હેતુ બરાબર છે. પણ મી૦ વરતેજીએ જવાબ ના. ૨૯ મા માં, જેઓને સિજદો કરવા—જેઓની બંદગી કરવાને જણાવેલ, તેઓ શું, 'પેદા કરનાર' અને 'પાળનાર' છે ખરા ?

૨—"અરબીમાં સલાત કહે છે, ફારસીમાં નમાજ કહે છે. તેવીજ રીતે હિંદુસ્તાનનાં પ્રદેશોમાં ગુજરાતીયો સ્તુતી, પ્રાકતમાં પ્રાર્થના, અને ઉર્દુમાં બંદગી, સીંધીમાં દુઆ, કચ્છમાં "દુઆ" વિગેરે અને કાઠીયાવાડમાં વખત પઢવી એમ કહે છે."

તપાસ—હિંદુસ્તાનમાં હીન્દુભાઇઓમાં બંદગીને સ્તુતી અને પ્રાર્થના કહે છે, એ ખરૂં; પણ ઈસ્લામીઓ તો નમાઝજ કહે છે. પછી તે ઉર્દુ ભાષા બોલનાર હોય; કે સીંધી, કે કચ્છી, કે કાઠીઆવાડી હોય. બાકી 'દુઆ' અને 'વખત પઢવી' એ મી૦ વરતેજીનાં ટોળા સિવાય બીજો કોઇ ઇસ્લામી કેહતો નથી ! મી૦ વરતેજીએ બંદગી

માટે જુદા જુદા નામો બતાવેલ છે—પણ તે બંદગીની રૂઢીઓ સર્વે કોમોમાં એક સરખી છે ખરી ? તેનો ખુલાસો મી૦ વરતેજી કરશે કે ?

૩—" તો પણ અઝાનમાં તો સલાત બધા દેશમાં એક સરખી રીતે બોલાય છે. જેમ કે, "હય્યાથી સલાત " ને બદલે હય્યા અલસ અલન—નમાજ નથી બોલાતું, જો કે તેમ પણ ખોટું નથી, અને તેવીજ રીતે "હય્યા અલદ દુઆ " પણ કહી શકાય. પરંતુ એ અરબી શબ્દના જેમ સલાત કે નમાજનો અર્થ કરી, ઇસ્માઈલીયા મહાન પીરોની તાલીમ અને ઈમામના હુકમ મુજબ અમો " દુઆ પઢવી " એમ કહીએ છીએ. "

તપાસ—મી૦ વરતેજીએ " દુઆ પઢવી " એ બોલને સિધ્ધ કરવા ખાતર એટલી કઠાકુટ કરેલ છે. અરબ્બીમાં મી. વરતેજીએ જે વાકયો લખેલ છે, તે ઉપરે હંસવું આવે છે ! મી૦ વરતેજીએ જાણવું જોઇએ કે, " હય્યા અલન-માઝ " કહેવાઈ શકાય નહિ, કારણ કે નમાઝ એ ફારસી શબ્દ છે—એટલે તેનો જોડાણ અરબ્બી શબ્દો સાથે થઇ શકે નહિં.

૪—" દોઆ પઢો, દોઆ પઢો, આ અઝાન ( બાંગ ) ના એકામાહના મુજબ હય્યા અલસ સલ્લાહના અર્થ માફક છે. "

તપાસ—દોઆ પઢો—દોઆ પઢો, એ કોઇ રીતે પણ હય્ય અલસ્સલાહના અર્થ માફક થતાં નથી. " હય્ય અલસ્સલાહ " નો અર્થ તો " નમાઝના માટે જલદી કરો " એવો થાય છે.

૫—"માંહરી જબાનમાં એટલે પોતાના દેશની અને રૂઢીની આદત વાળી ભાષામાં જો ખુદાની બંદગી થાય, તો ખરેખર મી૦ જીમ તમારી બંદગીના ભાવાર્થને પુછવાની મતલબ છે તેજ મુજબ બંદો, સેવક પોતાના માલેકને ખરા અંતઃકરણથી રજુ થઇ શકે."

**તપાસ**—એના માટેનો ખુલાસો "નમાઝ અને દુઆની સરખામણી" વાળા પ્રકરણમાં જુઓ.

૬—"અને એ બાબતમાં ઈસ્લામ ધર્મમાં કે જે દુનીયાના બધા ભાગમાં જુદી જુદી ભાષાનાં લોકોને એકજ અરબી ભાષામાંજ **નમાજ** પઢવાની વડાઇ અત્યારે મનાય છે, પણ જો એમ સીધજ કરવામાં આવે, તો ઈસ્લામની તાલીમ ઘણીજ બોજો કરનારી અને ખુદાના હુકમ વિરૂધ સાબેત થાય. કારણકે બધા દેશનાં મુસલમાનોએ પ્રથમ અરબી ભાષા શીખવી જોઈએ."

**તપાસ**—અરબ્બીમાં નમાઝ પઢવાની તાલીમ, કોઇ રીતે પણ બોજો કરનારી અથવા ખુદાના હુકમ વિરૂધ્ધ સાબેત થતી નથી. સાડાતેરસો વર્ષ થવા આવ્યા, ઇસ્લામીઓ અરબ્બીમાં નમાઝ પઢે છે—નતો કોઇને તે બોજો લાગે છે, અને નતો કોઈ તેને ખુદાના હુકમ વિરૂધ્ધ સમજે છે, એ તો મી૦ વરતેજીજ ઉંધી થીયરીએ કામ કરવા લાગ્યા છે! "ખુદાના હુકમ વિરૂધ્ધ" નો જે વાકય મી૦ વરતેજીએ લખેલ છે, તે પુરવાર કરવો જોઇએ, દુનીયાના બધા ભાગના ઇસ્લામીઓ અરબ્બીમાં નમાઝ પઢે છે—અને એમાંજ ઉમદા રહસ્ય સમાયલું છે. (જે માટે, "નમાઝ અને દુઆની સરખામણી" વાળું પ્રકરણ જુઓ).

નમાઝ પઢવા માટે કાંઈ સંપુર્ણ અરબ્બી ભાષા શીખવી પડતી નથી—ફક્ત નમાઝ પુરતું અરબ્બી ભાષાનું ગોખણ—મુખપાઠ કરવું પડે છે; જેને મી૦ વરતેજી 'બોજા સમાન' ગણાવવા માંગે છે. પણ એમ તો તેઓની માનીતી દુઆ ( કે જેને મી૦ વરતેજી માતૃભાષામાં જણાવે છે ! ) તેમાં પણ અરબ્બી, ફારસી વી. પરભાષાનાં વાકયો નજરે પડે છે. તો શું, તેવા વાકયો 'બોજારૂપ નથી થતા કે ? વળી દુન્યવી કારોબાર માટે રાજ્યભાષા શીખવી પડે છે, તે શું; બોજા સમાન નથી કે ?

૭—" ઈસમાઇલીયો પણ દુનીઆનાં જુદા જુદા દેશોમાં હોવાથી માનનારાઓની દરેકની ભાષાના શબ્દો સામેલ હોવાથી દરેકને દુઆના શબ્દો સમજાશે "

તપાસ—એમાં શું વળ્યું ? કોઈ કાંઇ સમજ્યો—અને કોઈ કંઇ સમજ્યો, તેથી શું વળે ? એથી તો આખી દુઆ કોઇ પણ સમજી શકે નહિં; અને "સમજી સકાય એવી બંદગી" નો અથવા "માતૃભાષામાં બંદગી"નો જે નિયમ મી૦ વરતેજી રજુ કરે છે, તે પણ જળવાય નહિ ! નમાઝનો અર્થ સમજવા માટે તો ફક્ત અરબ્બી ભાષાજાણવી પડે—જ્યારે દુઆનો સંપુર્ણ અર્થ જાણવા માટે તો કેટલીક ભાષાઓનો અભ્યાસ કરવો પડે, એટલે એતો ( મી. વરતેજીની થીયરી પ્રમાણે ) નમાઝ કરતાં પણ વધુ બોજા રૂપ થઇ પડે તેનું કેમ ? ( મી૦ વરતેજીએ, પોતાના જવાબ ના૦ ૨૬ મા માંતો હિંદુસ્તાન સિવાય અન્ય પ્રદેશોના ઇસ્માઇલી મુરીદો માટે જણાવેલ કે, તેઓ અરબ્બીમાં નમાઝ પઢે છે, અને અત્રે એ થીઅરી લાવ્યા છે ! હવે ખરૂં શું સમજવું ? )

૮—" નાદે અલી પઢવી, તે પણ એક બંદગી છે, અને તે બંદગી અલીની છે, અને એજ અલીનું નુર હાલના

ના૦ આગાખાનમાં છે, એટલે અલી કે આગાખાન અમારી માનીનતા મુજબ જુદા નથી. અને તેમાં ખુદાઇ પાવર છે, તે બંદગીને લાયક છે."

**તપાસ**—નાદેઅલી માટેનો ખુલાસો "જવાબ ના૦ ૬ ની તપાસ" માં કહી ગયો છું. તે કોઈ રીતે પણ હ. અલી અ૦ ની બંદગી થઇ શકતી નથી. (નુરના માટેનો ખુલાસો પણ ઠેકઠેકાણે કરી ગયો છું. મી૦ વરતેજીએ "નાદેઅલી" ને હ૦ અલી અ૦ ની બંદગી જણાવેલ છે, અને હ૦ અલી અ૦ નો નુર હાલે ના૦ આગાખાનમાં છે, વી૦ વિવેચન કરેલ છે; ત્યારે તેઓ 'નાદેઅલી' ના બદલે 'નાદે આગાખાન' કેમ નથી પઢતા ? ! ! મી૦ વરતેજીએ એ મુદ્દામાં પોતાના તરફથી (મનઘડત રીતે) નુરને 'બંદગીને લાયક' ઠેરાવેલ છે—પણ મારા પ્રશ્નના મુખ્ય મુદ્દા મુજબ, હ૦ અલી અ૦ કે ના૦ આગાખાનનો એવો કોઈ ફરમાન બતાવી શકયા નથી.

૯—"કુરઆનમાં સુરે નુરની ૩૬ મી આયાત છે કે—ફી બોયુતીન અઝેનલ્લાહો યુઝહરે વ યુસબોહુ વિગેરે.

એટલે—દરખાનાઓમાં બંદગી કરવા ખુદાએ હુકમ આપ્યો છે. ને ત્યાં તેનું એટલે અલી અથવા ઇમામનું નામ અલ્લાહ તરીકે મોટે અવાજે ઉચારવા રજા છે."

**તપાસ**—આયત તદન ખોટી રીતે લખેલ છે, અને તેનો અર્થ પણ ઘરવણીજ કરેલ છે. (એવા મનઘડત અર્થો કરવામાં શું જોખમ સમાયલું છે, તે હું આગળ બતાવી ગયો છું). પાક કુરઆને શરીફમાં તે આયત નીચે પ્રમાણે છે:—

**આયત**—ફી બોયુતિન્ અઝેનલ્લાહો અન્ તુરફ્અ વ યુઝકર ફીહસ્મોહ

**અર્થ**—જે ઘરો ( મસ્જેદો ) માં ખુદાએ પરવાનગી આપી છે કે તેમાં ( બંદગી માટે ) આવાઝ ઉંચો કરવામાં આવે અને તેમાં તેનું નામ યાદ કરવામાં આવે.

( પ્રોફેસર કૃત તરજુમોઃ પેજ ૬૮૦ )

જ્યારે—મી૦ વરતેજીએ તો જેમ ગમે તેમ લખી નાખીને, એ આયતથી " અલી અલ્લાહ " નો સબક પઢાવવા ઇચ્છેલ છે ! ! !

એ રીતે—મી. વરતેજીનાં જવાબ ના૦ ૩૦ માના ૯ મુદ્દાઓની ટુંક તપાસ ઉપર કરી બતાવેલ છે. જો કે એ જવાબને બી૦ વરતેજીએ ખુબ લંબાવેલ છે, પણ એમાં આગળના અને એના એજ મુદ્દાઓ ઘણે ભાગે લાવ્યા છે—અને કેટલીક બાબતો એવી લાવ્યા છે કે જેનો મારા સવાલ સાથે કાંઇ સબંધજ નથી, એટલે તેની તપાસ કરવાનું યોગ્ય ધાર્યું નથી. ( પણ એટલી લંબાણ કર્યા છતાં, મી. વરતેજીએ મારા મુખ્ય મુદ્દાનો જવાબ આપેલ નથી. )

—•—

## જવાબ ના૦ ૩૧ ની તપાસ.



મારો ૩૧ મો સવાલ એ મુદ્દા પર રચાયલો હતો કે—ના૦ આગાખાન પોતે બંદગી કરે છે કે નહિં ? અને જો કરતા હોય, તો કેની ?—જેના જવાબમાં મી૦ વરતેજીએ આડી અવળી બાબતો લાવીને, મુળ મુદ્દાને ઉડાવવાની કોશેશ કરેલ છે. તે જવાબમાના નવીન મુદ્દાઓ—

૧—" લડાઈમાં એક વખત હ૦ **અલીને** પગમાં તીર વાગ્યું હતું, તેને ખેંચતાં હ૦ અલીને દરદ થવા

લાગ્યું, તેથી રહેવા દીધું. પણ જ્યારે હઝરત **નમા-જમાં** ગયા, તો તે વખતે ઘણીજ આસાનીથી તીર ખેંચી લેવાયું."

**તપાસ**—એ મુદ્દાથી મી૦ વરતેજી પોતાના જવાબ ના૦ ૨૯ માના મુદ્દા ના૦ ૯ ને પોતે રદ કરે છે ! શું, આએ મુદ્દાની બિના પણ શેવકોને શીખાવવા માટેની હતી ખરી કે ? (દરેક જવાબમાં મી૦ વરતેજીએ પોતાનો રંગ બદલાવેલ છે) હવે-આએ મુદ્દાથી સાફ જણાઈ આવે છે કે, નમાઝની હાલતમાં (ખુદાની અઝમત અને બુઝુર્ગી વી૦ નાં ખ્યાલથી) હ. અલી અ. નું જીસ્મ મુબારક કેવું **નરમ** થઈ જતું હતું. જેથી સાબેત થાય છે કે હ. અલી અ૦ ખુદાના **બંદા** હતા.

૨—"આ ઉપરાંત દરેક ઈમામનાં દાખલામાં તેઓ નમાજ અદા કરતા હતા, અને તે મુજબ **ના૦ આગાખાન** નમાજ પઢે છે કે નહિં ? એ પ્રશ્ન ઉઠે છે. **શાહ હસન અલી** અને **અલી શાહ** વિશે એ સવાલ ઉભો થતો નથી, કારણ કે, તેમના માટે તો તેવા દાખલા મોજુદ છે. આવા પ્રશ્નમાં મને **ના૦ આગા-ખાનની** ખાનગી રહેણી કરણી વિશે જ્યારથી માલુમ થયું, ત્યારથી એ પ્રશ્નની શંકા દુર થઇ."

**તપાસ**—દરેક ઇમામો તેમજ **શાહ હસન અલી** અને **અલીશાહ** નમાઝ પડતા હતા, એ મુજબ મી૦ વરતેજી ખુલ્લી રીતે માન્ય રાખે છે-પણ હાલના **ના૦ આગાખાન** માટે ગોળ ગોળ ભાષામાં લખે છે કે, "ના૦ આગાખાનની ખાનગી રહેણી કરણી વિશે જ્યારથી માલુમ થયું, ત્યારથી એ પ્રશ્નની શંકા દુર થઇ." પણ જેવી રીતે આગા શાહ હસનઅલી અને આગા અલીશાહ સાહેબના માટે ખુલ્લી રીતે નમાઝ પડવાના દાખલાનું જણાવેલ છે— તેવી રીતે કાંઈ પણ ખુલાવટથી જણાવેલ નથી !

હવે—ના૦ પહેલા અને બીજા આગાખાન સાહેબો જે નમાઝ પડતા હતા—તે શું, (મી. વરતેજીની થીયરી પ્રમાણે) સેવકોને શીખાવવા માટેજ પડતા હતા ? કે ખુદાઇ ફરમાન અનુસાર ખુદાની બંદગી કરતા હતા ? જો સેવકોને શીખાવવા માટેજ પડતા હતા—તો મી. વરતેજીની થીયરી પ્રમાણે સેવકો ( ખોજાઓ વી૦ હિંદુસ્તાન વાસીયો ) માટે તો ધુઆ છે, ત્યારે તેઓ સેવકોને શીખાવવા માટે ધુઆ નહિં પઢતાં, નમાઝ શું કરવા પડતા હતા ? એથી સાબેત થાય છે કે, "સેવકોને શીખાવવા માટે" ની મી૦ વરતેજીની થીયરી, ભોળા ભાઈઓને ભમાવનારી છે.

૩—"પણ અનુભવતો ત્યારેજ થશે કે, તમો ઇમામની બયત કરો, આ એક ખરૂં કારણ છે. તમો "ફ્રીમેશન" ની બાબતમાં જાણતા હશો કે, તેઓ બહારના કહે છે કે, બી એન્ડ સી એટલે તમે ફ્રીમેશન થાવો અને જુઓ."

તપાસ—એ મુદ્દામાં પણ વરતેજી આંધળી તાબેદારીનો ઉપદેશ કરે છે ! ફ્રીમેશનનો દ્રષ્ટાંત ઇમામની બયઅત સાથે કોઇ રીતે પણ બંધબેસ્તો થતો નથી. ફ્રીમેશન—કોઇ પણ મઝહબી શાખા નથી, તે તો એક ભાઇચારાને લગતું મંડળ છે. જે મંડળમાં કોઇ પણ ધર્મમતનો અનુયાઇ ભળી શકે છે. બી એન્ડ સી ( થાઓ અને જુઓ ) નો સિદ્ધાંત ધર્મ બાબતમાં ચાલી શકે નહિ. ધર્મ બાબતમાં તો સી એન્ડ બી ( જુઓ અને થાઓ ) નો સિધ્ધાંત હોવો જોઇએ. ખુદ મી૦ વરતેજીએ પોતાના વીલમાં સર્વધર્મો તપાસીને છેવટમાં આગાખાની પંથમાં સામેલ થવાનું જણાવેલ છે, તો તેના માટે શું સમજવું ? ઉપરાંત મી. વરતેજીએ જણાવેલ છે કે, "ઉસુલેદીનમાં તકલીદ કરવાનું નથી; તે સમજીને પાળવાનું છે." ત્યારે

**ઈમામત**તો 'ઉસુલેદીન' માંથી છે તો તેના માટે શું સમજવું ? કાંતો મી. વરતેજી "થાઓ અને જુવો" નો સિધ્ધાંત રૂજુ કરે છે, અને કાંતો "ઉસુલેદીનમાં તકલીદ નથી" એમ જણાવે છે ! મતલબ કે મી૦ વરતેજી, એક ઠેકાણે જે લખી જાય છે–તેનુ બીજે ઠેકાણે તેઓને ભાન રહેતું નથી ! ! !

૪—"અને યાદ રાખવાનું કે **ઈમામ** ( હુકમ કરનાર ) હોવો જોઈએ. અને તેની બઇયત તેમની હજુરમાં જઇ, તેમનો દસ્ત મુબારક જ્યાં સુધી તમારા હાથ ઉપર ન રહે, ત્યાં સુધી બઇયતનાં હુકમ કરનારનાં અને જાહેર ઇમામનાં બીજા ગુંચવણ ભરયા અર્થો પર ધ્યાન આપવું, તે **નમાજ, રોઝા** અને બીજા કોઈ પણ એહકામોની કે ઇલ્મની કંઇ કીંમત નથી, બલ્કે ચોખ્ખી **ગુમરાહી** છે."

**તપાસ**—હુકમ કરનાર અને બયઅત સબંધેનો વીગતવાર ખુલાસો "ઓલિલ અમ્ર" અને "મનમાત" વાળી હદીસનાં પ્રકરણોમાં જુઓ. નમાઝ, રોઝા વી૦ સબંધે મી. વરતેજીએ જે શબ્દો વાપર્યા છે તે માટે આગળ વિવેચન કરી ગયો છું.

એ રીતે મી૦ વરતેજીનાં જવાબ ના૦ ૩૧ માના ૪ મુદ્દાઓની ટુંક તપાસ ઉપર કરી બતાવેલ છે. બાકી એ જવાબમાં મી. વરતેજીએ જે આડીઅવળી બાબતો ચર્ચેલ છે, તેની તપાસ કરવાનું યોગ્ય ધારેલ નથી. જુવાન કુમારીકા સબંધે મી. વરતેજીએ જે દ્રષ્ટાંત આપેલ છે, તે ન આપેલ હતે, તોજ બેહતર હતું!



# જવાબ નાં૦ ૩૨ ની તપાસ

આગાખાની લેખકો જે ઠેકઠેકાણે **દસ અવતારની** માન્યતાનો ઉપદેશ કરે છે, તેની ચોખવટ કરવાના માટે મારો સવાલ નાં૦ ૩૨ રચાયલો છે, જેના મી૦ વરતેજીનાં જવાબમાં નીચે મુજબ મુદ્દાઓ નજરે પડે છે—

૧—" ખુદાઇ દસ અવતારો માટે હ૦ અલીએ હ૦ જાફર સાદેકે ફરમાવ્યું છે કે નહીં, તે જો તમે તેમની કીતાબો વાંચી હોય, તો કહી શકું. મ્હેં માત્ર થોડી બાબતો જાણીને સંતોષ મળવા પુરતી વાંચી છે, અને તેમાંથી ખુદાઇ દસ અવતારો વિશે કહી શકું છું."

**તપાસ**—દસ અવતારો માટેની, હ. અલી અ. કે ઇમામ જાઅફરે સાદેક અ૦ ની કઇ કિતાબો છે; તેના નામો મી૦ વરતેજી જણાવશે ખરા કે ? હવે-તે કિતાબો જો મેં વાંચી હોય-તો મી. વરતેજી કહી શકે, તેનો મતલબ શો ? મી. વરતેજીએ થોડી બાબતો સંતોષ મળવા પૂરતી વાંચેલ છે, અને તે ઉપરેથી દસ અવતારો માટે કહી શકે છે, એમ તેઓ જણાવે છે-તો તે કિતાબો કઇ ? અને તેમાંથી શું વાંચેલ છે ? અને તે કિતાબોની અસલ ઇબારત શું છે ? તે મી૦ વરતેજી સ્પષ્ટ કરી બતાવશે કે ?

૨—" **અને એ હ૦ અલીને ખુદાના દસ મુખ્ય અવતારો માં છેલ્લા સ્વરૂપને કહેવામાં આવે છે. અને ખુદાને ઓળખવા માટે હ૦ અલીએ ફરમાવ્યું છે કે:—**

**" મન અરફ નફસહુ ફકદ અરફ રબ્બાહુ "**
**એટલે જેણે પોતાના નફસને ઓળખ્યો તેણે ખુદાને ઓળખ્યો. "**

**તપાસ**—હ૦ અલી અ૦, દસ, અવતારોમાં છેલ્લા સ્વરૂપ છે, એમ મી૦ વરતેજી જણાવે છે–પણ પાછા ખુદાને ઓળખવા માટેની, હ૦ અલી અ૦ ની હદીસ ટાંકે છે; જે ઘણુંજ આશ્ચર્યકારક છે ! હવે જો હ૦ અલી અ૦, ખુદાઈ અવતાર હતે, તો વળી ખુદાને ઓળખવા માટેની હદીસ શું કરવા ફરમાવતે ? તેનું કારણ મી. વરતેજી સમજાવશે કે ? હ૦ અલી અ૦ તો **નહજુલ બલાગાહ**માં ફરમાવે છેઃ—

**"તે કોઈ ચીજની અંદર હુલુલ કરતો નથી. એટલે તે અવતાર લે તો–નથી."**

( ખુત્બો ના૦ ૬૧ માંથી–પેજ ૭૦ )

હ૦ અલી અ૦ તો એમ ફરમાવે, જ્યારે મી૦ વરતેજી તો હ૦ અલી અ૦ ને **ખુદાઇ અવતાર** જણાવેલ છે ! '**ઈઝહારે હકીકત**' ના કર્તા, હકીમ સલીમ પણ તે રિસાલાના ભાગ ૧ લા ના પૃષ્ટ ૧૨ ઉપરે ખુદાઇ અવતાર ( હુલુલ ) નો ઇન્કાર કરે છે. તેવીજ રીતે મી૦ વરતેજીનાં ઉસ્તાદ તુલ્ય–મરહુમ હાશમભાઇ બોધા માસ્તરે પણ જણાવેલ છે કેઃ—

"અગાઉ થઇ ગયલા હિંદુઓના અવતાર તથા તીરથો સાથે ઇસ્માઇલી ધર્મને કાંઇ લાગતું વળગતું નથી."

( "ઇસ્માઇલી દર્પણ" પેજ ૧૧૫ )

પણ અજબ જેવું છે કે, પોતાને આગાખાની ચુસ્ત મુરીદ કહેવડાવતા મી૦ વરતેજી, 'મન અરફ' વાળી હદીસથી અવતારની થીયરી સમજાવવા નીકળ્યા છે ! " જેણે પોતાના નફસને ઓળખ્યો તેણે ખુદાને ઓળખ્યો " એથી મતલબ એ છે કે–ઈન્સાનનાં શરીરમાં ખુદાવંદ તઆલા

એ જે કારીગરી અને રચના કરેલ છે, તે ઉપરેજ અગર ઈન્સાન પુરતો ખ્યાલ કરે, તો ખુદાવંદ તઆલાની કુદરત અને માઅરેફતનો ભાસ જણાઈ આવે. પણ ઈન્સાન પોતાની બનાવટને પણ સંપુર્ણપણે જાણી શકતો નથી—જ્યારે માં. વરતેજી જેવા ઇન્સાનો તો મજકુર હદીસથી અવતારો સિધ્ધ કરવા નીકળ્યા છે ! ! ! ખુદાની માઅરેફત સબંધે હ. અલી અ૦ મે નહજુલ બલાગાહમાં જે જે ફરમાવેલ છે, તેમાંથી ટુંકમાં નિચે ટાંકી બતાવીશ—

" દીનનું પહેલું પગથીયું તેની માઅરેફત છે, અને કમાલ ( સંપુર્ણ ) માઅરેફત એ છે કે તેની તસદીક કરવામાં આવે, અને તેની તસદીક તવહીદ ( તેના એકપણા ) ઉપર યકીન લાવવાથી કામીલ થાય છે. તવહીદ માટે કામીલપણું એ છે કે તેને ખાલીસ એક અને એકતા જાણે, તે પછી એ વહદત એકતાઈ અને ઈખલાસનો કમાલ દરજ્જો એ છે કે તેને વધારાની નક્કામી સીફતોથી દુર પાક અને પાકીઝા સમજે, કેમકે જે કોઇ તેના માટે વધારાની અને નકકામી સીફાતો ઠેરવે તો એવું થાય કે તેણે તેને મખ્લુકને મળતો ઠેરાવ્યો; જ્યારે મખ્લુકને મળતો ઠેરાવ્યો ત્યારે તેને એક પણામાંથી છેટે કરી નાખ્યો અને જાણે તે બે ખુદાનો કાયલ થીઓ, અને જ્યારે વહદતથી નીકળી ગયો ત્યારે તેના માટે ભાગલા અને કડકા ઠેરાવ્યા, ( અને એવો ખુદા ન હોય ) તો એ વખતે તે શખસ ખાત્રી પુર્વક નાદાન જાહેલ ઠરશે, અને તે માઅરેફતને દરજ્જે કદી પહોંચી નહિ શકે. "

( ખુત્બો નાં૦ ૧ માંથી—પેજ ૭—૮ )

" આપ ફરમાવે છે કે હું ગવાહી આપું છું કે તે ખુદાએ તઆલા શીવાય બીજો કોઇ ખુદા નથી,

તેનો કોઇ શરીક નથી, તે સર્વેથી પહેલોજ છે, તેની પહેલા કોઇ ચીજ નથી, તે સરવેથી છેલ્લો છે, અને તેના માટે કોઇ જાતનું છેવટ છેજ નહી. તેની સીફ્તના ગુણ ભેદ સુધી કોઇની અક્કલ પહોંચી શકતી નથી, તે કેવો છે એ વિષે દીલમાં કાંઈ પણ આવી શકતું નથી, તેને માટે અવયવો હોઇ શકતા નથી, તેને આંખ્યો જોઈ શકે એમ નથી, તેમજ દીલ પણ તેને જોઇ શકતું નથી. ”

( ખુત્બો નાં ૮૧ માંથીઃ પેજ ૮૯—૯૦ )

એ રીતે—હ૦ અલી અ૦ એ તો ખુદાની મારેફત સબંધે એવા ઉમદા ઉદ્દગારો કાઢેલ છે, જ્યારે મી૦ વરતેજી તો 'મન અરફ' વાળી ( હ. અલી અ૦ ની ફરમાવેલી ) હદીસથી અવતારી માન્યતા સિધ્ધ કરવા લાગ્યા છે !

ઇસ્લામમાં—ખુદાની વહદાનીયત સબંધે એવું તો ઉત્તમ શિક્ષણ આપવામાં આવ્યું છે, કે તેનો મુકાબલો અન્ય ધર્મીઓ કરી શકતા નથી. પણ અફસોસ છે કે, મારા વિદ્વાન મિત્ર મી૦ વરતેજી તો અવતાર રૂપે અનેકાનેક ખુદાઓનો ઉપદેશ કરે છે. ખુદાની પાક ઝાત સબંધે કુરઆને શરીફમાં " લયસ કમિસ્લેહી શય " (ખુદાના જેવી કોઇ ચીજ નથી તેમાં જેવો કોઇ થઇ શકતો નથી) નો સિધ્ધાંત નજરે પડે છે, જ્યારે મી૦ વરતેજી તો અવતારની થીયરી ઉભી કરીને-તે અવતારોને ખુદા તરીકે જણાવવા બાહેર પડયા છે ! વળી પાક કુરઆને શરીફમાં તો " લમ્ યલિદ, વલમ્ યૂલદ " (તેણે કદી જન્મ આપ્યો નથી, અને તેને કોઈએ જન્મ આપ્યો નથી * ) જેવો

* જુઓ, પ્રોફેસર ઇરફાની કૃત તરજુમો પેજ ૧૧૮૪

મહાન ફરકરો નજરે પડે છે—જ્યારે મી૦ વરતેજી તો ખુદાના માટે દસ વખત જન્મ ( અવતાર ) લેવાનો સિધ્ધાંત પેશ કરવા લાગ્યા છે! અને તે પણ મચ્છ, કચ્છ, અને વારાહ પે !!! ( વધુ માટે ' જવાબ ના૦ ૯ ની તપાસ' વાળું પ્રકરણ જુઓ ).

૩—" જો આપણે ખુદાને ઓળખવા માગતા હોઇએ, તો આપણે તેના દસ અવતાર છે કે, નહી ? અથવા નિરંજન નિરાકાર છે કે નહી. કે સાકાર છે. એવા વિચારથી નહી ઓળખી શકીયે, પણ હ૦ અલીના ફરમાવાવા મુજબ એમનું મહા વાક્ય, આપણે પ્રમાણ રૂપ ગણી આપણે પ્રથમ આપણા નફસને ઓળખવાનીજ જરૂર છે, "

**તપાસ**—ના૦ ૨ વાળા મુદ્દાની તપાસ જુઓ.

૪—" માતાના ઉદરમાં **નવ માસ** સુધીનો આપણો વસવાટ અને એક વીર્યનાં ટીપાથી બદલાતો જતો ઘાટ તે આજના આપણા આકારને મળતાં આવતા પણ ન હોય, તો પણ આપણે ખાત્રીથી માનીયે છીએ કે, એક વીર્યના ટીપાંની શરૂઆતથી આજ સુધી આપણેજ હતા. "

**તપાસ**—પણ વીર્યથી અગાઉ આપણે શું હતા ? મનુષ્યની પહેલી ઉત્પતી શેમાંથી થયેલ ? અને ત ઉત્પતી કરનાર કોણ ? તે મી૦ વરતેજી જાણે છે ખરા કે ? 'ઉત્પતી કરનાર' અને 'ઉત્પન થનાર' ( પછી ભલે ને મી૦ વરતેજી જેવાઓ તેઓને અવતાર જણાવતા હોય, તો પણ તે બેઉનો દ્રષ્ટાંત સરખાવી શકાય ખરો ? તે બેઉ સમાન થઇ શકે ખરા ? હરગીઝ નહિં.

૫—" પણ જો આપણે કહીએ કે, આપણે એક વિર્ય તરીકે ટીપું હતું. ત્યાર પછી આપણો આકાર ઝીણા

**માછલા** જેવો થયો, ત્યાર પછી **કાચબા** જેવો થયો, અને પછી આપણો **વરાહ** જેવો આકાર થયો, અને ત્યાર પછી **મનુષ્યાકાર** અને **સિંહના આકાર** સાથે મિશ્ર દેખાવ થયો. ત્યાર પછી **મનુષ્યનો સંપુર્ણ આકાર** બન્યો. ત્યાર પછી એ મનુષ્યાકારપણાથી માતાના ઉદરમાં ગતિ મેળવવા લાગ્યા, અને પછી એક બાળક રૂપ અવતર્યા. "

**તપાસ**—મી. વરતેજીએ, દસ અવતારોની માન્યતા સિધ્ધ કરવા સારૂ એક અઘટીત દલીલ પેશ કરેલ છે; અને તે પણ મનઘડત ! પણ મી૦ વરતેજીએ જે ઉંઠાં ભણાવવા માંગેલ છે, તે તો એકજ મનુષ્યના માટે માતાના ઉદરમાં થતા ફેરફારો સબંધે જણાય છે–પણ **મચ્છ, કચ્છ વારાહ** વી૦ અવતારો તો છેવટ સુધી એકજ રૂપે રહ્યા તેનું કેમ ? મતલબ કે એ દાખલો અવતારો માટે કોઇ રીતે બંધ બેસ્તો થતોજ નથી. માતાના ઉદરમાં વીર્યમાંથી થતા ફેરફારોમાં જે મી૦ વરતેજીએ **વારાહ** [ સુ૦વર ]નું રૂપાંતર કરેલ છે, તે મારા વિદ્વાન મિત્ર પોતાના માટે તેમ માન્ય રાખતા હોય, તો ભલે ! બાકી કોઇ પણ ઇસ્લામી પોતાના માટે એ આકૃતીનો દાખલો કબુલ રાખેજ નહિ ! ! ! જે ઇન્સાનને, મી. વરતેજીએ ( એજ જવાબના સુદા ના૦ ૮ માં ) **અશ્રફુલ મખ્લુકાત** જણાવેલ છે– તેજ ઇન્સાનને માછલી, કાચબો અને સુ૦વરની આકૃતી તરીકે જણાવવાને મી. વરતેજી અચકાયા નથી, તે ઘણુંજ ખેદજનક છે. ( અને તે દાખલો પણ વળી ખુદાઇ અવતારો માટેજ ! ! ! ] મી. વરતેજીએ, મનુષ્યનાં આકારમાં વીર્ય પછી થનારા ફેરફારો માટે એ દાખલો પસંદ કરેલ છે—પણ પાક કુરઆને શરીફમાં તો એ સબંધે નીચે મુજબ જોવામાં આવે છેઃ—

"અને ખરેખર અમે માણસને નિરાળી માટીમાંથી પયદા કર્યો છે. પછી અમે તેને વીર્ય રૂપે એક આરામની અને મજબુત જગ્યામાં બનાવ્યો. ૧૨. પછી અમે તે વીર્યને ઠરેલું લોહી બનાવ્યું. ૧૩. પછી ઠરેલા લોહીને માંસનો કટકો બનાવ્યો, પછી માંસના કટકાના હાડકા બનાવ્યા, પછી અમે હાડકાને માંસ પહેરાવ્યું, પછી અમે તેને બીજી સૃષ્ટીમાં પેદા કર્યો; ત્યારે ખુદા મહાન છે કે જે સૌથી સરસ પેદા કરનાર છે. ૧૪.

( સુરતુલ-મોઅમેનુન, આ. ૧૨-૧૩-૧૪:
પ્રોફેસર કૃત તરજુમો પેજ ૬૫૫-૫૬ )

એ રીતે પાક કુરઆને શરીફમાં તો મનુષ્યનાં માતાનાં ઉદરમાં વીર્યમાંથી થતા ફેરફારો સબંધે ઉપર મુજબ વર્ણન જોવામાં આવે છે—પણ મી. વરતેજી તો વીર્યમાંથી મચ્છ, કચ્છ, વારાહ વી૰ ની થીયરી સમજાવવા લાગ્યા છે ! ! !

૬—" ત્યારે હ. અલીએ ફરમાવેલ મહા વાક્ય મુજબ આપણા નફસને ઓળખવાથી ખુદાને ઓળખી શકાય. તે બાબત એમ સમજી શકાય છે કે, આપણે સાકાર છીએ માટે ખુદા પણ સાકાર છે. "

**તપાસ**—હ. અલી અ. ના ફરમાનથી કોઈ રીતે પણ ખુદાનું સાકારપણું સિધ્ધ થતું નથી—એ મી૰ વરતેજીની ભોળા ભાઇઓને ભમાવવાની યુકતીજ છે. ( જો કે મનુષ્ય સાકાર છે, પણ તેનો નફસ સાકાર હોય એવું કોઇ રીતે પણ સાબેત થઈ શકયું નથી. કદાચ નફસને પણ સાકાર માની લઇએ, તો પણ તેથી 'ખુદા સાકાર છે' એવું કોઇ રીતે સિધ્ધ થઈ શકે તેમ નથી. વધુ માટે મુદ્દા ના. ૨ ની તપાસ જુઓ.) આશ્ચર્યકારક તો એ છે

કે, સનાતનીઓ સુધ્ધાંત, ખુદાને નિરાકાર જણાવે છે—જ્યારે મી. વરતેજી, ખુદાને **સાકાર** જણાવવા નીકળ્યા છે!

૭—" તેજ મુજબ હ. અલીના ફરમાન મુજબ ખુદા પણ સાકાર છે, અને સાકારનો મુખ્ય ફેરફાર **દસ વતારો** ઇનસાનનાં બદલાતાં આકાર પેઠે છે." +

**તપાસ**—ખુદાના સાકારપણાનો મી૦ વરતેજી જે ઉપદેશ કરે છે, તે માટે ઉપરના મુદ્દાનો તપાસ જુઓ. મી૦ વરતેજીએ ધરવરણાઉ થીયરી પ્રમાણે જે ઇન્સાનના બદલાતા આકારો જણાવેલ છે, તે પ્રમાણે પણ એ ફેરફાર એકજ મનુષ્ય માટે છે—જ્યારે દસ અવતારો તો દરેક જુદા જુદા રૂપે છે; એટલે મી૦ વરતેજીની એ દલીલ તદ્દન ગલત ઠરે છે. (વધુ માટે મુદ્દા ના૦ ૨ તથા ૫ ની તપાસ જુઓ).

૮—" એ રીતે પોતાની ઓળખ તેજ ખુદાની ઓળખ દલીલ છે. ખુદા **અસલ** છે, ત્યારે ઇન્સાન તેની **નકલ** છે. ઇન્સાન અશરફુલ **મખલુકાત** છે અને ખુદા પણ **અશરફુલ** ઇન્સાન છે. જેને ઇમામ કહીયે છીયે."

**તપાસ**—એ મુદ્દાનો જવાબ આગલા મુદ્દાઓમાં સમાઈ જાય છે. બાકી મી૦ વરતેજીએ, ખુદાને **અશરફુલ ઇન્સાન** તરીકે જણાવેલ છે—તે ઉપરે હસવું આવે છે! વળી મી૦ વરતેજીએ જે, ખુદાને **અસલ** અને ઇન્સાનને **નકલ** જણાવેલ છે. તે ઉપરે પણ આશ્ચર્ય ઉપજે છે!

---

+ મી૦ વરતેજી, જ્યારે દસ અવતારો જણાવે છે—ત્યારે આગાખાની મુરીદ મી૦ હરજીભાઇ પુંજા માસતર તો (પીર સદરદીનની રચી આપેલી સાંકળ પ્રમાણે) ૯ કલપની આગાઉ અલુણાદથી આદ સુધી ૧૭ અવતારો, અને ત્યાર પછી ૪ કલપમાં ૧૦ અવતારો મળીને ૨૭ અવતારો જણાવે છે. (જુઓ, 'મઝહરે ઝાતે અલ્લાહ' પેજ ૨૪) "જીમ"

એ થીયરી પ્રમાણે તો ( મઆઝલ્લાહ ) હરેક ઇન્સાન ખુદા ઠરી શકે છે—ત્યારે ખુદાઈ અવતારોને ફક્ત દસની સંખ્યામાંજ સંકોચી રાખવાનો સબબ શો ? ખુદા અશરફુલ ઇન્સાન છે અને તે ઇમામ છે—એમ મી૦ વરતેજી જણાવે છે, ત્યારે હ. અલી અ૦ ને ખુદાના દસમા અવતાર તરીકે ગણાવવાનો પ્રયોજન શો ? ત્યારે તો હ. અલી અ૦ ને ( મઆઝલ્લાહ ) ખુદ ખુદાજ ગણવા જોઇએ ! પણ નહિં, ન તો હ. અલી અ. ખુદા થઇ શકે છે, અને ન તો ખુદાના અવતાર ઠરી શકે છે—તેઓ ખુદાના બંદા હતા. મખ્લુક ( ઉત્પન થયેલ ) કોઇ રીતે પણ ખાલેક ( પેદા કરનાર ) થઈ શકે નહિં.

૯—" એ ઇમામના મુખ્ય સ્વરૂપ દસ તે **ઇશ્વરના દસ** મુખ્ય અવતારો મુજબ છે. **દસમું** સ્વરૂપ **અલી છે.** "

**તપાસ**—એ દસ સ્વરૂપોથી અગાઉ ખુદા ખરો કે નહિં ? એ સ્વરૂપોથી અગાઉ પણ ખુદાની હસ્તી તો ખરી કે નહિં ? એવી પણ સાબેત થાય છે કે એ દસ સ્વરૂપોથી અગાઉ ખુદાતઆલા **ખાલેક** ( ઉત્પન કરનાર ) તરીકે મોજુદ હતોજ. વળી ખુદા **અસલ** અને ઇન્સાન તેની **નકલ** એમ મી૦ વરતેજી જણાવી ગયા છે—તો જે **અસલ** હતો અને સંપુર્ણ હતો, તેને એવી તે શી જરૂરત પડી, કે સંપુર્ણતામાંથી પાછો **મચ્છ, કચ્છ, વારાહ** વી૦ નો સ્વરૂપ ધારણ કરીને અપુર્ણતા ધારણ કરે ? અને વળી પાછો મનુષ્ય રૂપે સંપુર્ણતાએ પહોંચે ? મતલબ કે મી૦ વરતેજીની થીયરી તદ્દન ખોટી રીતેજ રચાયલી જોવામાં આવે છે.

૧૦—" એ સીવાય ખુદાએ એમ શું કામ કર્યું તેનો જવાબ એક બંદાની ગુંજાસની બાહેર છે. પેગંબરો પણ એ

સવાલ પુછી શકતા નથી. કારણ કે, તે હુકમ કરનાર છે, અને ઈમામો તેજ ઇશ્વરી અવતારો છે. અને તે આ દુનીયામાં હિદાયતને વાસ્તે તેના રસ્તાની જરૂર હોવાથી, તેઓ ખુદાઇ નુર તરીકે; પ્રગટ થતા રહ્યા છે. "

તપાસ—એ મુદ્દામાં મી૦ વરતેજીએ આંધળી તાબેદારીનોજ ઉપદેશ કરેલ છે. ખુદાઈ અવતારનો નિષેધ તો ખુદ ખુદાએ પોતાની પાક કિતાબ ( કુરઆને શરીફ ) માંથી આપેલ છે, એટલે પછે તે બાબતના માટે આડા અવળા જવાબની જરૂરતજ શી હોય ? એ મુદ્દામાં મી. વરતેજીએ, ઇશ્વરી અવતારોને હીદાયત માટે ખુદાઈ નુર તરીકે પ્રગટ થવાનું જણાવેલ છે, જેથી એમ જણાય છે કે એ અવતારો મનુષ્યોની હિદાયત માટે પ્રગટયા છે ! તો શું, મનુષ્યો ( કે જેઓને મી૦ વરતેજીએ અશ્રફુલ મખ્લુકાત જણાવેલ છે તે ) ની હિદાયતનું કાર્ય માછલી, કાચબો અને ડુક્કર જેવા સ્વરૂપોથી સિધ્ધ થઈ શકે શું ? મનુષ્યોને હિદાયત કરવાના માટે મજકુર પ્રાણીઓ અધિકારી ખરા કે ? * તેવીજ રીતે મજકુર સ્વરૂપો, ખુદાઈ નુર ઠરવાના પાત્ર ખરા કે ? મારા વિદ્વાન મિત્ર કેવા ભેજાથી કામ કરી રહ્યા છે, તેની કાંઈ સમજ પડતી નથી ! ! !

એ રીતે—મી૦ વરતેજીના મુદ્દાઓની ટુંક તપાસ ઉપર કરી બતાવેલ છે. અજબ જેવું તો એ છે કે, ખુદ ના૦

* મચ્છ, કચ્છ, વારાહ વી૦ નાં હિદાયતી કાર્યો (!) ની નોંધ, માસ્તર હરજીભાઇ પુંજા કૃત 'મઝહરે ઝાતે અલ્લાહ' માં વાંચનારાઓએ જોઇ જવા કૃપા કરવી.

"જીમ."

આગાખાન સાહેબ તો આગલા નવ અવતારોને તજી દેવાનું જણાવે છે—ત્યારે મી. વરતેજી તો મચ્છ, કચ્છ, વારાહને ખુદાનાં સ્વરૂપો તરીકે સમજાવવા લાગ્યા છે ! બલ્કે ના. આગાખાન સાહેબને એ અવતારોના માત્ર તરીકે ગણાવવા મથન કરે છે ! ! !

## જવાબ નો. ૩૩ ની તપાસ.

મી૦ વરતેજીએ પોતાના ટોળાંને "ન હિન્દુ ન મુસલમાન" જણાવી, દુધ અને દહીંમાં પગ રાખવાની જે રીતી ગ્રહણ કરેલ—તે તેઓની પોઝીશન સાફ કરવાના હેતુથી મારો સવાલ ના૦ ૩૩ રચાયો હતો. તેના જવાબમાં મી૦ વરતેજીએ ઉંધીજ લાઈન અખ્તીયાર કરીને, આડી અવળી બાબતોથી જવાબને લંબાવેલ છે. જે જવાબમાંનાં મુદ્દાઓ—

૧—"હીન્દુ અને મુસલમીન એમાં જે ફરક ભેદ પક્ષ માને છે, તે માત્ર મતવાદીયોના ઉભા કરેલા અથવા પોતાનેજ મોટા અથવા ભલા, ધર્મને બહાને ગણુવાના બહાના છે."

તપાસ—એ મુદ્દામાં મી૦ વરતેજીએ પોલીસી વાપરેલ છે. વધુ ખુલાસા માટે "ભુલ ભરેલી લોમીકા" અને "શું, સનાતન અને ઇસ્લામ એકજ છે ?" તથા "હીન્દુ મુસ્લીમ એકયતા" વાળાં પ્રકરણો જુઓ.

૨—"કુરઆને શરીફમાં કે વેદમાં હીન્દુ અને મુસલમીન એવો ભેદ નથી. માત્ર યા અય્યોહન્નાસ, યા બની આદમ એટલે કે મનુષ્યો એવુંજ સંબોધન કરેલ છે. અને વેદમાં પણ તેમજ છે. અલ્લાહ-

**મ્દો ઇલ્લાહે રબ્બીલ આલમીન, એટલે વખાણુને પાત્ર અલ્લાહ છે તે તમામ દુનીયાને પાળનાર છે.”**

તપાસ—જ્યારે કુરઆને શરીફ અને વેદમાં હીન્દુ અને મુસલમીનનો ભેદ નથી–ત્યારે ઇસ્માઈલી–આગાખાની પીરોએ હિન્દુઓને મુસ્લમાનો શું કરવા કીધા ? અલબત્તા, હીન્દુ અને મુસલમાનોમાં ધાર્મિક ભેદ ભાવતો છેજ—નહિં તો વેદો પ્રચલીત હતા, છતાં પાક કુરઆને શરીફ નાઝીલ થવાનું શું કારણુ હોઈ શકે ? જેવી રીતે પાક કુરઆને શરીફમાં મનુષ્યોને સંબોધેલ છે—તેવી રીતે વેદમાં પણુ છે, એમ મી૦ વરતેજી જણુાવે છે; તો વેદમાંથી પણુ તેવા વાકયો તેઓએ ટાંકી બતાવવાં હતાં. કુરઆને શરીફમાં જેવી રીતે પ્રસંગોપાત “ યા અઇય્યોહન્નાસ.” અને “યા બની આદમ ” થી સંબોધવામાં આવેલ છે, તેવીજ રીતે “ યા અય્યોહલ્લઝીન આમનુ ” તથા “ યા અય્યોહલ કાફેરૂન ” થી પણુ સંબોધવામાં આવેલ છે—તેનું મી. વરતેજીને ભાન નથી શું ? પાક કુરઆને શરીફમાં “ અલહમ્દો લિલ્લાહે રબ્બિલ આલમીન ” છે, એ ખરૂં–પણુ તેથી તો તમામ સૃષ્ટીનો પાલનકાર ખુદા છે એમ સિધ્ધ થાય છે. બાકી ધાર્મિક બાબતમાં તો પાક કુરઆને શરીફમાં “ ઇન્નદીન ઇન્દલ્લાહિલ ઈસ્લામ ” નો મહાન વાકય છે.

૩—“ આવીજ રીતે મહુલાના હાફેઝ પણુ એજ સંબોધે છે, **“બની આદમ અઝ આજાયે યક દીગરન્દ.”**

તપાસ—એમાં ભાતૃભાવનો સિધ્ધાંત જણુાય છે—બાકી ધાર્મિક બાબતનો સબંધજ નથી.

૪—“ આ હીસાબે એજ સિધ્ધ છે કે, હીન્દુ કે મુસલમીન, યહુદી, કે પારસી, કે, નસારા એ બધાં મનુષ્યો એ પોતપોતાનાં મતમતાંતર વડે, પાડેલા નામો છે

અને જે એક ખુદા વહદહુને માનનારા હોઇ તેનાજ બંદા છે."

તપાસ—એ મો૦ વરતેજીનો હીસાબ તદન ગલત છે. કોઇ ખુદાના અવતારોની માન્યતા ધરાવે છે, કોઇ ખુદાનો દીકરો ઠેરાવે છે, કોઇ નુર અને ઝુલ્મતના કાયેલ છે, કોઈ 'તસ્લીસ' (ત્રણ મળીને એક ખુદા)ના કાયેલ છે. મતલબ કે—ખુદાતઆલાને 'વહદહુ લાશરીક' ફક્ત ઇસ્લામીઓજ માને છે. (બાકી સર્વ ધર્મ અનુયાઇઓ એકજ ખુદાના પયદા કરેલા છે—એમાં કાંઈબી શક નથી.)

૫—"પરંતુ અત્યંત દીલગીરી એ છે કે, મુસલમીનો પોતાની બડાઈ ઇસ્લામના નામે હીન્દુને કાફર કહેવામાંજ માને છે."

તપાસ—એના માટે મી. વરતેજીએ, મુદ્દા ના. ૧ ની તપાસમાં દર્શાવેલા પ્રકરણો વાંચી જવા જોઇએ. અગર મી. વરતેજીએ આએ ઠેકાણે આગાખાની પીરોના જ્ઞાનોને લક્ષમાં લીધાં હતે, તો હરગીઝ મુસલમાનો ઉપર આક્ષેપ કરવાને બાહેર પડતે નહિં. અત્રે મો૦ વરતેજીનું લક્ષ, તેઓના ઉસ્તાદ તુલ્ય મરહુમ હાશમભાઈ બોધાના લખાણ ઉપરે દોરવીશ—

"વ હરકે, ઇતાયતે રસુલ ન દારદ, ઈતાયતે ખુદા ન દાશ્તેહ. આં શખ્સ કાફર બુવદ."

ઉપરોકત ફકરો, "ઇસ્માઇલી પ્રકાશ" ભાગ ૧ લાના પૃષ્ટ ૮૫ ઉપરે જોવામાં આવે છે. આશા છે કે, મી. વરતેજી તે જોઇ જશે, અને મુસલમાનો ઉપર આક્ષેપ કર્યા પુર્વે વિચાર કરશે.

૬—"એટલે જાહેર ઇમામની બઇયત વગર ઇસલામના આડમ્બરથી આ એક પક્ષપાતિ-પુરવકની વાતોમાં ખાત્રી રહી ગઇ છે."

**તપાસ**—ઉપરના મુદ્દા નં૦ ૫ ની તપાસમાંજ એનો ખુલાસો સમાઇ જાય છે. છતાં મી. વરતેજીને, માસ્તર હાસમભાઇ બોધા કૃત "ઇસ્માઇલી દર્પણ" માંના પેજ ૧૧૯ માંથી પીરોના જ્ઞાનો ટાંકી બતાવીશ—

"હોજીરે ભાઇ, જોગી, બ્રાહ્મણ દરશન ભુલ્યા—
ન જાણુ ન કુલ નાથ;
જપ તપ કરીને જે પીંડ બારીન—
સોન લહેન મોક્ષ દીદાર."

* * *

"બ્રાહ્મણ, જોગી, શેવડા, સન્યાસી—
એ ચારે કળમાં હેં ઉથાપ્યા;
એ ચારને વાયકે જે જીવ ચાલે—
તે નિશ્ચે દોઝકે જાએ."

તો—ઉપરનાં જ્ઞાનો જે પીરોનાં નામથી જણાવવામાં આવે છે–તે પીરોએ તો તે વખતના (આગાખાનો) જાહેર ઇમામોની બયઅત કરેલ હશે, છતાં એવા વાકયો ઉચારેલ તેનું કેમ ? મારા વિદ્વાન મિત્ર, મુસલમાનો ઉપર દોષારોપણ કરે છે, પણ પોતાનું ઘર તપાસતા નથી !!!

૭—"જાફર સાદેક પછી શાહ ઇસ્માઇલથી આગાખાન સુધી થયેલા ઇમામો પૈકી શાહ ઇસલામ શાહના વખતથી હીન્દ ખાતેની ધાર્મિક અઇકયતા **સતગુરૂ** નુર, પીર સમસ તબરેઝ, પીર સદરદીન અને પીર હસન કબીરદીન તથા તાજદીન જેવા જે ઇમામતની મસનદપર બિરાજનારા **મોજુદ ઇમામો**ના હુકમ વડે તાલીમ આપતા રહ્યા અને તેથી માત્રખોજા મુમના અને ગુપ્તી જમાતો ઉભી થઇને હીન્દુ મુસલમીનની ભાવના કે મતભેદ વગર અઇકયતાની તાલીમ પામ્યા."

તપાસ—શાહ ઇસ્લામ શાહના વખતથી "ન હિન્દુ ન મુસ્લમાન" ની તાલીમ પીરો તરફથી અપાવવી શરૂ થઇ, એમ મી૦ વરતેજી જણાવવા માંગે છે—અને તેને અઇકયતાની તાલીમ જણાવે છે. પણ તેથી અગાઉના ઇમામોના વખતમાં એવી તાલીમ અપાતી નહતી તેનું કેમ ? વળી જ્યારે હીન્દુ મુસ્લમીન ભાવનામાં કાંઈ મત ભેદજ નથી, ત્યારે પીરોએ હિન્દુઓમાંથી મુસ્લમાનો કીધાજ શું કામ ? મતલબ કે—એ તો પીરોની યુકતીજ હતી ( વધુ માટે મુદ્દા ના૦ ૧ ની તપાસ જુઓ )

૮—" હીન્દુ જે મુખ્ય દસ અવતારોને સનાતન ધર્મ મુજબ માને છે, તેમાં તેઓ શ્રીકૃષ્ણ પછીના બુધ અને નકલંક બે અવતારોને કળીયુગ છતાં માનતા કે શોધતા નથી. એ તેમની ધારમીક ભુલ છે. "

તપાસ—આગળના મુદ્દાઓમાં ઇસ્લામીઓની ભૂલે જણાવી, આએ મુદ્દામાં હીન્દુભાઇઓની ભુલ જણાવવાને મી૦ વરતેજી બાહેર પડયા છે. ( એમ કહો, કે અઇકયતાનો નમુનો બતાવવાને બાહેર પડયા છે ! ) મતલબ કે—મી૦ વરતેજીને ન તો હિન્દુપણાથી કામ છે, અને ન તે ઇસ્લામથી કામ છે—ફકત અઇકયતાની આડથી પોતાનો છુપો હેતુ સિધ્ધ કરવો છે ! આ એકજ મુદ્દામાં પહેલે પહેલે મી૦ વરતેજીએ જણાવેલ છે કે, હિન્દુઓ દસ અવતારોને માને છે—અને વળી પાછા તે અવતારોમાંના બે અવતારો માટે જણાવે છે કે, માનતાં કે શોધતા નથી, તે તેનો શો મતલબ સમજવો ? ( એકજ મુદ્દામાં મી૦ વરતેજીએ હેરફેર માન્યતા જણાવેલ છે ! )

૯—" આ ૩૭ માં સવાલમાં પુછો છો કે, આપણે હીન્દુ કે મુસલમાન ? પણ કેમ નથી જાણતા કે આપણે હીન્દુ મુસલમીન કરતાં એકજ ખુદાના સરજ

બંદા છીએ. હીન્દુ તરીકે કાંઇ ઓછું નથી, તેમ મુસલમીનપણા તરીકે કાંઇ વિશેષ નથી. "

તપાસ—આ મુદામા મી૦ વરતેજીએ મુખ્ય સવાલને ઉડાવવા સારૂ સફાઇ વાપરેલ છે! જ્યારે હીન્દુ હરીકે કાંઈ ઓછું નથી—ત્યારે પીરાએ હીન્દુઓમાંથી મુસલમાન કીધા શું કામ ? એકજ ખુદાના પયદા કરેલા સર્વે છે, અને જ્યારે કોઈમાં પણ વધુ ઓછું નથી— ત્યારે ઈસ્લામી તરીકેજ ગણાવવામાં મી૦ વરતેજીને શો વાંધો છે ?

૧૦—" હીન્દુ મુસલમીન એ પક્ષપાત છે. અને તેના દાવા કરતાં મોમીનના દાવામાં શું ઉતમતા છે તે જાણશો. અને આ વાતોજ મેં મહાતમા ગાંધી રૂબરૂ કરી હતી. "

તપાસ—જ્યારે હિન્દુ અને મુસ્લમીન એ પક્ષપાત છે—ત્યારે બેઉથી ઉત્તમતાનો જે દાવો મી૦ વરતેજી કરે છે, તે શું, ખુલ્લો પક્ષપાત નથી ? ! 'ન હિન્દુ ન મુસ્લમાન' એને મોમીન કહેવામાં આવે છે કે ? અને તે વાતો મહાત્મા ગાંધાજીએ સ્વિકારેલ ખરી કે ?

૧૧—" ખુદાએ ફરમાવ્યું છે કેઃ—

અલ્લાહુમ મગફરે લીલ મોમમેનીન
વલ મોઅમીનાત મુસલેમીન વલ મુસલેમાત.×

એટલે—હે ખુદા તું મુસલમીન શખશો અને મુસલમાન ઓરતોને અને મોમીન શખશો અને મોમીન ઓરતોને માફ કર. "

તપાસ—એ મુદામાં તો મુસલમીન અને મોમેનીન બેઉના માટે સરખી રીતેજ મગફેરત ચાહવાનો ફકરો છે. એમાંથી મી૦ વરતેજીએ, મોમનભાઈઓ પાસે પોતાની ( મોમીન તરીકેની ) શ્રેષ્ટતા કેવી રીતે સાબેત કરી આપી,

× આએ અરબ્બી વાકય કોપી ટુ કોપી ઉતારેલ છે.
'જીમ.'

તે મી૦ વરતેજી સમજાવશે કે ? મેમણભાઈ એ
કોણ હતા, અને તેઓના સાથે એવી વાતચીત થએલ,
પુરાવો શો ? મતલબ કે–મી૦ વરતેજીએ એક અ
ફેંકેલ છે !

૧૨—" અને મહાત્મા ગાંધી સનાતની, અને મેમણ
એક ઈસ્લામી તરીકે બેઉ અમારા સતપંથના સ
નામદાર આગાખાનની ઈમામત અને હીન્દુ મુ
મીન પક્ષપાત વગરની એક્ય તાલીમથી સ
પામ્યા. "

તપાસ—ના૦ આગાખાનની ઈમામતથી અને
વરતેજી જેવાઓની) પક્ષપાત વગરની તાલીમથી મહ
ગાંધીજી અને મેમણભાઇ કેવી રીતે સંતોષ પામ્
અને તે સંતોષની લાગણી કયા શબ્દોથી દર્શા
તે શબ્દો મી૦ વરતેજી ટાંકી બતાવશે કે ?
એ તાલીમ પક્ષપાત વગરની છે, ત્યારે મહ
ગાંધીજી સમક્ષ એ પ્રશ્ન આવ્યોજ શા માટે ?
મુસ્લમાન ધાર્મિક મતભેદો સબંધે તો એ પ્રશ્ન ઉપસ્થિત
હતો–તે શું મી. વરતેજી ભુલી જાય છે કે ? જ્યારે
મુસલમાન મતમાં કાંઇ ભેદ ભાવ નથી–ત્યારે ગુર્ત
ને ઇસ્લામમાં લાવવાની હીલચાલ થયેલ, અને તે
ઈસ્લામી નામો આપવામાં આવેલ, તેનું કારણ શું
સબબથી તો એ પ્રશ્ન મહાત્મા ગાંધીજી સમક્ષ પેશ થ
તે મી૦ વરતેજી ભુલી જાય છે શું ? મતલબ કે–'ન
ન મુસ્લમાન' વાળી મી૦ વરતેજીની થીયરી, ન તો
સનાતની માન્ય રાખી શકે, અને ન તો કોઇ મુસ્લ
માન્ય રાખે તેમ છે. એ ફક્ત મી૦ વરતેજીનો હઠવાદ
( મહાત્મા ગાંધીજીની મુલાકાતે મી૦ વરતેજી વી૦ ગ
તે સબંધેની ચોખવટ મી૦ કાબા કૃત "હકીકતી આ
માં જુઓ ).



# જવાબ નાં૦ ૩૪ ની તપાસ.

મારા ૩૪ મા સવાલમાં ' ન હિન્દુ ન મુસલમાન' એ ઇસ્લામી શાખા ગણી શકાય કે ?–એ મુદ્દો સમાયલો છે. જેના જવાબમાં મી૦ વરતેજીએ આગલીજ રૂઢીને વળગી રહીને, ગોળગોળ ભાષામાંજ વિવેચન કરેલ છે. તે જવાબમાંના મુદ્દાઓ—

૧—" સત પંથને હિન્દુ પણ કબુલ રાખે છે, કારણ કે તેમાં વેદની તાલીમ અને સનાતન ધર્મનું બાકીનું સમયાનુસાર શિક્ષણ છે. "

**તપાસ**—સત પંથને હિન્દુઓ કેવી રીતે કબુલ રાખે છે, તેના પુરાવાઓ મી૦ વરતેજીએ આપવા જોઈતા હતા. પોતાના ટોળામાં વેદની તાલીમ હોવાનું મી૦ વરતેજી જણાવે છે–પણ માસ્તર હાસમભાઈ ઓધા કૃત " ઇસ્માઇલી દર્પણ " ના પૃષ્ટ ૧૧૬ માં તો નીચે મુજબ જ્ઞાનનાં પાઠો જણાય છે:—

" ગયા વેદ તમે ચીંત નહીં લાવો, તેથી છુટકા નહીં પાવો

* * *

" ત્રણ ત્રણ વેદ ધીઆવો મુનીવર ભાઇ;
કાંયરે ખોવો છો પુર્વ જન્મની કમાઇ "

હવે—જ્ઞાનમાં તો એવી રીતે વેદો ઉપરે ચાલવાની મનાઇ કરવામાં આવે–અને તેને મરહુમ હાશમભાઈ ઓધા જેવા આગાખાની લેખકોના મુખ્ય સ્થંભ પણ માન્ય રાખે; જ્યારે મી૦ વરતેજી 'પોતાના પંથમાં વેદની તાલીમ છે' એવું જણાવે, એ કેવું આશ્ચર્યકારક કહેવાય ? !

૨—" અને ઇસ્લામી ફીરકાઓ પણ એટલા માટે કબુલ રાખે છે કે, ઇસ્લામની મરીયાદા વિશાળ છે. અને ફકત લા ઇલાહા ઇલલ્લાહ અને મહમદ રસુલીલ્લાના પવિત્ર કલમાને કબુલ રાખનારને ઇસ્લામના દાયરાની બહાર કાઢી શકાય નહી. "

તપાસ—પણ લાઇલ્લાહ ઇલલ્લાહની સાથે અલી સહી અલ્લાહ કહેવામાં આવતું હોય તો ? અને એકજ ખુદાની માન્યતાને બદલે, ખુદાના દસ અવતારો માનવામાં આવતા હોય તો ? વળી હ૦ મોહમ્મદ મુસ્તફા સ૦ ને 'ખુદાના રસુલ'ના બદલે, હ૦ અલી અ૦ ના પ્રતિનીધી ગણવામાં આવતા હોય તો ? એવી એવી માન્યતા ધરાવનારાઓને ઇસ્લામના દાયરાની બાહેર કાઢી શકાય કે નહિં ? એનો ખુલાસો મી૦ વસ્તેજી કરશે ખરા કે ? (ફકત જાહેરી દેખાવ ખાતર કલમાને કબુલ રાખવો, અને એઅતેકાદ તેથી વિરૂધ્ધ ધરાવવો—તે કોઇ રીતે પણ સાચા ઇસ્લામીની ગણત્રીમાં ચાલી શકે નહિં).

૩—" મુંબઇમાં ઇ. સ. ૧૯૦૩ માં જ્યારે આર્યસમાજી પંડીત રાધા કૃષ્ણે આગાખાન ધર્મ પર વિરૂધતા કરી, ત્યારે મુંબઇની અનજુમને ઝીયાઉલ ઇસ્લામના હમદર્દ સાહેબોએજ એક ફીરકા તરીકેનો બચાવ પોતે કર્યો હતો, આ રીતે ઇસ્લામીઓ પણ ઇસ્માઇલી આગાખાની માનીનતાને એક ઇસ્લામની શાખા અને ફીરકો માને છે. "

તપાસ—તે પ્રસંગ ક્યો હતો અને કઇ બાબત ઉપરથી એ પ્રશ્ન ઉપસ્થિત થયેલ ? તે મી૦ વસ્તેજી જાણે છે કે ? ગુપ્તીઓને જાહેર રીતે ઇસ્લામમાં લાવવાના સબબસર પંડીત રાધા કૃષ્ણે વિરૂધતા કરેલ, જેથી ઇસ્લા-

મની હીમાયતની ખાતર મજકુર સાહેબો બાહેર પડયા હતા, તે શું મી૦ વરતેજી ભુલી જાય છે કે ? 'ન હિન્દુ ન મુસલમાન' સિધ્ધાંતનો બચાવ કરવા ખાતર મજકુર સાહેબો બાહેર પડયા નહતા એ મી૦ વરતેજીએ ચોકકસ યાદ રાખવું જોઈએ. શું, 'વેદિક-ઇસ્લામ'માંના સિધ્ધાંતો, મજકુર સાહેબો માન્ય રાખશે ખરા ? અને એ સિધ્ધાંતોની હીમાયત કરશે ખરા ? મી૦ વરતેજીએ પોતાના **વીલ** ના પૃષ્ટ ૧૨૧ ઉપરે જે " **લા ઇલાહા માંહે ઇલલ્લા અલ્લી** " જણાવેલ છે, તેનો બચાવ મજકુર સાહેબો કરશે ખરા ? ( મી૦ વરતેજીએ મહાત્મા ગાંધીજીની રૂબરૂ કહેલ કે, " મુસલમાનો અમને તેમના ધર્મમાં ગણતા નથી " તો તેનો શો અર્થ સમજવો ? તે મી૦ વરતેજી જણાવશે કે ?)

૪—"ના. આગાખાન માટે કેટલાક (છુપા મુરખોએ) **ઇરાન, તુરકસ્તાન** તથા **અરબસ્તાનમાં** શેખુલ ઇસ્લામ અને મુઝતહેદોના વગર સનદના નામના ઓઠા તરીકે કાફરનો ફતવો જાહેર કર્યો ત્યારે પણ અમૃતસરના ... ઉરદુ પત્રે તેનો ભાંડો ફોડયો હતો. તેમાં પણ એવો ફતવો આપનારાઓનાં ભોપાળાં ખોલ્યાં હતાં."

**તપાસ**—મારો સવાલ, મી૦ વરતેજી અને તેના જેવા એઅતેકાદ ધરાવનારાઓની પોઝીશન સાફ કરવા ખાતર હતો, પણ મી૦ વરતેજીએ ફોકટમાં ના૦ આગાખાન સાહેબના નામને સંડોવેલ છે.× ( એ મુદામાં મી૦ વરતેજી

× કદાચ એ બાબત લાવવાથી મી૦ વરતેજીની એ ધારણા હોય કે, આગાખાની ફીરકાને **વકીલ** પત્રે ઇસ્લામી ફીરકો જણાવેલ છે, તે બતાવવું. પણ તે પેપરવાલાની કોશેશ ઉપરે પણ મી૦ વરતેજી, પાણી ફેરવવા તૈયાર થયા છે તેનું કેમ ? મી૦ વરતેજીએ "વેદિક-ઈસ્લામ" માંનાં અકાયદ ઉર્દુમાં ભાષાંતર કરીને **વકીલ**ના અધીપતીને મોકલી ત્યાર પછી તેની સર્ટીફીકેટ મેળવીને જાહેરમાં લાવવી જોઇએ ! "જીમ"

એ જે વિવેચન કરેલ છે, તે માટેનો સંપુર્ણ ખુલાસો, મી. કાબા કૃત "હકીકતી આઇનો" નામના પુસ્તકમાં વાચકોએ જોઈ જવા કૃપા કરવી ).

૫—"મોજુદ ઈમામની બઈયત લેનાર માત્ર ઇસમાઇલીયો સિવાય બીજા કોઇ નથી."

**તપાસ**—ઝૈદી ફીરકાના **ઇમામ યહયા** કે જેઓ **યમન**માં છે, તેનું અગર મી૦ વરતેજીને ધ્યાન હતે, તો એવી મોનોપોલી જેવો દાઅવો કર્યા પુર્વે વિચાર કરતે ( વધુ ખુલાસા માટે "મી૦ વરતેજીની ખોટી ભલામણ" વાળું પ્રકરણ જુઓ ).

૬—"તો પણ જો ચુંટણીથી **નાયબ ઇમામ** મુકરર કરેલો હોય, તે જમાઅતની માનીનતા મુજબ હ૦ અબુબકર, હ૦ ઉમર અને હ૦ ઉસમાનની ખલીફા તરીકે થયલી ચુંટણીને વાજબી ઠરાવે છે."

**તપાસ**—નાયબે ઇમામ અને ત્રણ ખલીફા સાહેબોની ચુંટણીનો મુકાબલો, મી૦ વરતેજી કયા ધોરણે કરે છે, તેની કાંઇ સમજ પડતી નથી. (નાયબે ઇમામ માટેનો ખુલાસો, "મી૦ વરતેજીની ખોટી ભલામણ" અને "મી. વરતેજીનાં વીલની વ્યવસ્થા" વાળા પ્રકરણોમાં કરી ગયો છું ). ત્રણે ખલીફા સાહેબોની ચુંટણીને એકજ ધોરણે જણાવવામાં પણ મી૦ વરતેજીની ઇતિહાસીક અજ્ઞાનતા જણાઈ આવે છે. ત્રણે ખલીફાઓની ખીલાફત નીચે મુજબ જુદી જુદી રીતે મુકરર થયેલ—

૧—હ૦ અબાબકરની ખીલાફત **સકીફે બની સાઅદાહ** નામની જગ્યોએ **બની હાશમ** તથા હ૦ અલી અ૦ ની ગેરહાજરીમાં, કેટલાકો તરફથી ચુંટણીનાં ધોરણે થઇ હતી.

૨—હ૦ ઉમરની ખીલાફત, હ૦ અબાબકરની વસીયતથી કાયમ થઈ હતી.

૩—હ૦ ઉસમાનની ખીલાફત, હ. ઉમરે નીમેલ કમીટી દ્વારા થઇ હતી.

મજકુર સનદો તારીખે અઅસમે કુફીમાં પણ જોવામાં આવે છે. અજબ જેવું તો એ છે કે, મી૦ વરતેજીએ પોતાના વીલમાં મજકુર તારીખનો સંપુર્ણ અભ્યાસ કરવાની બડાઇ હાંકેલ છે—છતાં એ ફેરફાર તેઓના જોવામાં આવ્યો નહિં !

૭—" પણ તમો અટકેલાઓ કયા ફીરકામાં છો તે જણાવશો ? કારણ કે શરૂઆત ચુંટણીનાં માટે સુન્ની ભાઇયોથી જુદા પડયા અને પાછળથી વળી પાછું ચુંટણીનું ધોરણ ઈમામતની ગાદીના ધણી માટે ચાલુ કર્યું. "

તપાસ—અમો, બાકું ગબડાવનારાઓની જેમ 'ન હિન્દુ ન મુસલમાન'નો દાઅવો નથી કરતા; અમો તો ઇસ્લામના શીઆહ વિભાગના ઇસ્નાઅશરી ફિરકામાંથી હોવાનો દાઅવો કરીએ છીએ. શરૂઆતની ચુંટણીના ધોરણથી જુદા પડવાનું, મી૦ વરતેજી જણાવે છે—પણ તેઓ પોતે તે ચુંટણીને માન્ય રાખે છે ખરા કે ? નાયબે ઇમામની ચુંટણીનો મુકાબલો કરી શકાય ખરો કે ? એ જુદીજ બાબતો છે, પણ મી૦ વરતેજીએ ગુસ્સાના આવેશમાં એ મુદ્દો ચર્ચેલ છે.

૮—" પણ તમો બતાવશો કે ઈમામની બઈયતની રૂઢીમાં ફેરફાર કરનારા ઇસ્નાઅશરી બીરાદરોની કયા ફીરકામાં ગણત્રી થઇ શકે ? શિયા કે સુન્ની, ઉપરાંત શું કોઇ ત્રીજો ફીરકો છે ? "

**તપાસ**—બયઅતની રૂઢીમાં ફેરફાર કરનારા કોણ છે, તેનું મીο વરતેજીને ભાન છે કે ? ઇસ્નાઅશરીયો તો પોતાના ઝમાનાના ઇમામને ગાયબ માને છે–એટલે તેઓમાં બયઅતની રૂઢી હાલે છેજ નહિં, તો પછે ફેરફાર કરવાનું પણ શું હોય ? પણ હા, મીο વરતેજીના ટોળાએ બયઅતની રૂઢી બદલાવીને, કાંગવાની રૂઢી ધારણ કરેલ છે ! ( વધુ માટે "મનમાતવાળી હદીસ" નું પ્રકરણ જુઓ) ઇસ્નાઅશરી ફિરકાની ગણત્રી માટે નાο ૭ ના મુદ્દાની તપાસ જુઓ. શીઆહ અને સુન્ની, ઈસ્લામના બે વિભાગ છે, જેને મીο વરતેજી, ફિરકાઓ જણાવે છે ! ( ફિરકાઓ તો શીઆહ અને સુન્નત જમાઅતના પેટા વિભાગોને કહેવામાં આવે છે ).

આએ જવાબની તપાસ પુર્ણ કર્યા પુર્વે મીο વરતેજીને માન પુર્વક અરજ કરીશ કે, તમો ભાઇ, જે "ન હિન્દુ ન મુસલમાન" ની થીયરી તમારા ટોળા માટે ઉભી કરવા માંગો છો, તેને નાο આગાખાન સાહેબ સંમત છે ખરા કે ? અગર તેઓ નામદાર એ બાબતને સંમત હોય, તો તેઓની સહીથી એવું ફરમાન જાહેરમાં શું કરવા નથી લાવતા ?



## જવાબ ૩૫ ની તપાસ.

કુલહો વલ્લાહનો સુરો, કે જેને 'સુરએ ઈખલાસ' કહેવામાં આવે છે–તે ઇસ્લામીઓની તવહીદની માન્યતા માટે એક મુદ્રા લેખ સમાન છે. જે સુરામાંનો "લમ્ યલિદ, વલમ્ યૂલદ" વાળો ફકરો, ખુદાઇ અવતારોનો સદંતર નિષેધ કરે છે. તે ઉપરથી, અવતારની માન્યતા

તજી દેવા માટે ( મારા સવાલ ના૦ ૩૫ માં ) મી. વરતેજીને દલીલ આપેલ, પણ મી. વરતેજી, " મરઝ બઢહતા ગયા, જુ' જુ' દવા કી " ની કહેવત અનુસાર પોતાના જવાબ ના૦ ૩૫ માં ગુલ્લાત વીચારોની હીમાયતમાં ઉલ્ટા વધુ મકકમ બન્યા છે ! તે જવાબમાં મી૦ વરતેજીએ એક બીજાથી વિરૂધ્ધ હેરફેર માન્યતાઓ જણાવીને, સવાલ અઝ આસમાન, જવાબ અઝ રીસમાન " ની કહેવતને ખરી પાડી આપેલ છે ! ! ! તે જવાબમાં નીચે મુજબ આશ્ચર્યકારક મુદ્દાઓ જણાય છે—

૧—" કુરઆને શરીફમાં સુરે કુલહો વલ્લાહ છે, અને તેમાં ખુદા કોઇને જન્મ આપતો નથી, તેમ કોઈના પેટે જન્મ લેતો નથી, એ પ્રમાણે છે તે અમોને માન્ય છે. કારણ કે અમો ઇમામોને ખુદા માનીએ છીએ. "

તપાસ—એ મુદ્દોજ મી. વરતેજીનું ખોટારૂં બતાવી આપે છે. જ્યારે, ખુદા કોઇને જન્મ આપતો નથી તેમજ કોઇના પેટે જન્મ લેતો નથી, ત્યારે ઇમામોએ તો જન્મ પણ લીધેલ અને તેઓની અવલાદ પણ થયેલ, એટલે તેઓને ખુદા તરીકે કેવી રીતે માની શકાય ? ! વળી મી. વરતેજીએ આગળના જવાબોમાં ઈમામને ખુદાના પ્રતિનીધી જણાવેલ છે—તે પણ તેઓ અત્રે ભુલી જતા જણાય છે. ( જુઓ જવાબ ના. ૨૭ વી. ) મતલબ કે—" કુલ્હો વલ્લાહ " નો સુરો અવતારોનો નિષેધ કરે છે—તે સુરાનો ઈન્કાર તો મી. વરતેજી કરી શકે તેમ નથી, એટલે આડા અવળા ફાંફાં મારે છે ! પણ તેમાં તેઓ ઉલ્ટું કાસુંજ કાપે છે.

૨—" તમારી માનીનતા પ્રમાણે માના પેટથી જન્મ લેનાર ઇમામ હોવાથી, તેને ખુદા કહી શકાય નહી. પણ બીરાદર, અમો ઈમામના મનુષ્યના આકારને

ખુદા કહેતા નથી, મનુષ્યના આકારને ખુદા કહેવું અમો બુતપરસ્તી જાણીએ છીએ. પણ ઈમામના મનુષ્યાકારમાં જે ખુદાઈ નુર છે, (કુલ્લે ઇસ્લામી તાલીમ પોતાના સત્ય એતેકાદ મુજબ માને છે) એ ખુદાઈ નુરનેજ અમો અલ્લાહ માનીએ છીએ."

**તપાસ**—જ્યારે મનુષ્યાકારને ખુદા કહેવું બુતપરસ્તી છે—ત્યારે મી૦ વરતેજીના ટોળાની ધુઆ (બંદગી) માં "અલી સહી અલ્લાહ" કહેવામાં આવે છે તેનું કેમ ? જ્યારે નુરનેજ અલ્લાહ તરીકે માનવાનું હોય, ત્યારે તો "અલી સહી અલ્લાહ" ને બદલે "નુરૂલ્લાહ સહી અલ્લાહ" કહેવું જોઇએ. પણ નહિં, એ મી. વરતેજીની એક પોલીસીજ છે. વળી જ્યારે નુરનેજ અલ્લાહ માનવાનું હોય, ત્યારે આગાખાની ધુઆ પ્રમાણે તો એ નુર અહુણાદથી ઉત્તરોતર ચાલ્યું આવે છે—તો કોઈના નામ સાથે પણ અલ્લાહનો લકબ નહિં વાપરતાં, ફક્ત હ૦ અલી અ. ના નામ સાથેજ અલ્લાહનો લકબ વપરાય છે તેનું કારણ શું ? એ ફક્ત મી૦ વરતેજીની ભોળા ભાઇઓને ભમાવવાની યુકતીજ છે. ખુદાની **વહદાનીયત** સબંધે, ના૦ આગાખાનનો શો મત છે, તે મી૦ વરતેજીને બતાવીશ—

"ઇમાનની શરતોમાંની પહેલી શરત એ છે કે ખુદા એકજ છે, બે નથી; એટલે ખુદાની પાક જાત એકજ છે. ખુદા બધી ચીજોનો, આસમાનોનો તથા જમીનનો પેદા કરનાર છે, અને આસમાનો તથા જમીનોમાં જે કાંઈ છે તે સઘળું તેણેજ પેદા કર્યું છે. ખુદા સઘળી ચીજોનો જાણનાર છે. તે કોઈ પણ ચીજથી ઘેરાયલો નથી.* તે કોઇ પણ ચીજનો

* પણ મારા વિદ્વાન મિત્ર મી૦ વરતેજી તો, ખુદાને મનુષ્યાકારમાં નુરરૂપે ઘેરાયલો જણાવે છે !

"જીમ."

બનેલો નથી. તેણે કોઇ પણ ચીજને જન્મ આપ્યો નથી, અને તે કોઈ પણ ચીજમાં મળી જતો નથી, ખુદા હર જગાએ હાજર છે અને સઘળું જુએ છે.'

("ખોજા મઝહબના કેટલાક મુળતત્વો" આવૃતી બીજી: પેજ ૩)

ઉપરોકત હકીકત સબંધે વિવેચન કરવાની કાંઈ પણ અગત્ય નથી. અગર મી. વરતેજી, ના૦ આગાખાન સાહેબનો મત જોશે, તો આશા છે કે પોતાના એઅતેકાદથી જરૂર તોબા કરશેજ. મજકુર હકીકતથી ખુલ્લી રીતે જણાઇ આવે છે કે ઇમામોને પણ ખુદાએ પયદા કરેલ છે અને નુરને પણ ખુદાએજ પયદા કરેલ છે. પયદા થયલી ચીજ, કોઇ રીતે પણ ખુદા ઠરી શકતી નથી. વળી ના૦ આગાખાને, ખુદાના માટે જે સીફ્તો જણાવેલ છે, તે સર્વ સીફ્તો કોઈ રીતે પણ ઇમામોના માટે સાબેત થઇ શકતી નથી—એટલે ઇમામો કોઈ પણ રીતે ખુદા ઠરી શકતા નથી.

૩—"અને એ નુર કાંઇ માના પેટથી અવતરતું નથી. કારણ કે ઇમામ જન્મથી હોતા નથી, પણ મનુષ્ય તરીકે જનમ્યા પછી નુર સોંપાય છે."

**તપાસ**—નુર સોંપાવાની થીયરી તદ્દન ઉંધે રસ્તે દોરવનારી છે. ખુદાનું પયદા કરેલું એ નુર હ. રસુલ સ. માં પણ હતું—બલ્કે એ "નુરે મહમદી" ને ખુદાતઆલાએ સર્વેથી પહેલા ખલ્ક કરેલ, અને એ નુરમાંથી ખુદાવંદ તઆલાએ પોતાની કુદરતથી સૃષ્ટીની રચના કરેલ. (જુઓ, "મઝહરે ઝાતે અલ્લાહ" પેજ ૧૦–૧૧ તથા પેજ ૬૨–૬૩). વળી હ૦ રસુલ સ૦ મે ફરમાવેલ કે "હું તથા અલી એક નુરથી પેદા થયા છીએ." (જુઓ, "મઝહરે ઝાતે અલ્લાહ" પેજ ૬૪). એટલે—"ઇમામને જનમ્યા પછી નુર સોંપાય છે" એ થીયરીજ ખોટી છે. એ નુર,

હ. રસુલ સ. માં પણ પયદા થતી વખતે હતું–અને હ૦ અલી, બીબી ફાતમા, હ. હસન અને હ. હુસેનમાં પણ પયદા થતાંજ મોજુદ હતું.

૪—"આ હિસાબે ખુદાની સિફત આ સુરામાં ત્રણ મુખ્ય છે, કે ખુદા એકજ છે, તે અવતરતો નથી, તેમ તેના જેવો બીજો કોઇ નથી. તો આ ખુદાની સીફત ઇમામમાં હોય છે, એટલે જે નુર અલીમાં હતું, તેજ નુર હુસેનમાં, અને ત્યાર પછી વંશપરંપરા આજ સુધી છે."

**તપાસ**—એ મુદ્દામાં મી. વરતેજીએ શું લખેલ છે, તેનું તેઓને ભાન રહ્યું નથી ! જયારે–ખુદા એકજ છે અને તે અવતરતો નથી, એમ મી. વરતેજી કબુલ રાખે છે; ત્યારે ખુદાના દસ દસ અવતારો મનાવવા માંગે છે તેના માટે શું સમજવું ? વળી–ખુદા જેવો બીજો કોઇ નથી, ત્યારે "તો આ ખુદાની સીફત ઇમામમાં હોય છે" એમ જણાવવું, એનો શો અર્થ સમજવો ? એ મગજની અસ્થિરતા નહીં તો બીજું શું કહેવાય ? ! મતલબ કે–ખુદાએ પયદા કરેલું નુર જો કે ઇમામોને અતા કરેલ, પણ તે નુરના માટે ખુદાની સીફતો (જે મી. વરતેજીએ પણ માન્ય રાખેલ છે તે) કોઇ રીતે પણ સાબેત થઈ શકતી નથી. હવે તે નુરના માટે મી૦ વરતેજીએ જે વંશપરંપરાનો દાઅવો કરેલ છે, તે માટેની તપાસ જુદા જુદા પ્રકરણોમાં થઇ ગયેલ છે.

૫—"ઇમામતનું નુર જુદા જુદા મનુષ્ય સ્વરૂપમાં પોતાનો પ્રકાશ બતાવે છે, પણ તેથી કાંઇ બીજું નુર છે એમ સાબેત નથી થતું.

**તપાસ**—ઈમામતનું નુર મનુષ્ય સ્વરૂપમાં પ્રકાશ બતાવે છે, એમ મી૦ વરતેજી જણાવે છે–પણ જવાબ ના.

કર માં તેઓએ જે જણાવેલ કે, "ઇમામો તેજ ઇશ્વરી અવતારો" તે મુજબ મચ્છ, કચ્છ, વારાહ વી૦ પણ (મી. વરતેજીની માન્યતા મુજબ) ઇમામો ઠરે છે; તો તેઓ તો જળચર અને વનચર પ્રાણીઓના સ્વરૂપમાં હતા તેનું કેમ ? (અને મચ્છે, કચ્છના જનમ્યા બાદ-કચ્છને ઇમામત (ઇશ્વરી અવતાર) નું નુર કેવી રીતે સોંપેલ, તેનો ભેદ મી. વરતેજી ઉકેલી બતાવશે કે ? !)

૬—"જે ખુદાઇ નુર આદમમાં હતું, અને તેને સિઝદો ન કરવાથી ઇબલીસ રાન્યો ગયો, તેજ નુર શીશમાં હતું. તેજ નુર ક્રમવાર હ. ઇબ્રાહીમમાં પ્રગટ્યું ! અને તેજ હ૦ ઇસમાઇલમાં થઇને ક્રમવાર હ૦ અલીમાં ઝળક્યું ! અને તેજ નુર હ૦ અલીથી ક્રમવાર હાલના નામદાર આગાખાનમાંજ મોજુદ ઇમામ તરીકે પ્રકાશે છે !"

**તપાસ**—હ. આદમમાં જે નુર હતું, તેની સનદ (પોતાના જવાબ ના. ૨૯ માં) મી. વરતેજીએ "વનફ્ખતો ફીહે મિરરૂહી" થી આપેલ છે—અને 'રૂહ'' ને "નુર" તરીકે સાબેત કરવા મથન કરેલ છે. તો એ હિસાબે એ નુર હ. આદમમાં ફુંકવામાં આવ્યું—એટલે નુરનો સીલસીલો ત્યાંથીજ શરૂ થયલો ગણી શકાય. હવે હ. આદમને, મી. વરતેજીએ બુધ તરીકે ઠસાવેલ છે—તો એ હિસાબે બુધથી નુરની શરૂઆત થયલી ગણી લેતાં, બુદ્ધથી અગાઉ, અહુણાદથી કરીને બુધ્ધ સૂધી તે નુર ક્રમેક્રમે કેવી રીતે ઉતર્યું, તે મી. વરતેજી સાબેત કરી બતાવશે કે ? વળી મચ્છ, કચ્છ, વારાહમાં એ નુર ક્રમે ક્રમે કેવી રીતે ઉતર્યું. તે પણ તેઓ બતાવશે કે ? હ. આદમથી કરીને હ. ઇબ્રાહીમ અને હ. ઇસ્માઇલમાં એ નુર મવાર ઉતરવાનું મી. વરતેજી જણાવે છે—પણ આગાખાનીઓની ધુવાના પાઠ ૪ માં વિશનાપુ-

રીની જે વંશાવળી છે તેમાં હ. ઇબ્રાહીમ કે હ. ઇસ્માઇલનાં નામોજ નથી ! ના. આગાખાન સબંધે મી. વરતેજીએ જણાવેલ છે, તેને લગતી (ઇમામતને લગતી) તપાસ ઠેકઠેકાણે કરી ગયો છું-એટલે અત્રે વિવેચન કરવાની જરૂરત ધારતો નથી.

૭—"જેમ હ. આદમથી અલ સુધી મનુષ્યાકાર બદલતો રહ્યો, પણ નુર તો એકજ હતું તેવીજ રીતે અલીથી આગાખાન સુધી તે એકજ નુર મોજુદ છે." (ત્યાર પછી નુર માટે 'સુરએ નુર'ની આ. ૩૧-૩૨-૩૩ નો હવાલો આપેલ છે.)

તપાસ—નુરના બદલવા વી. સબંધે મુદ્દા ના. ૬ ની તપાસ જુઓ. એ નુર માટે મી. વરતેજીએ જે આયતોનો હવાલો આપેલ છે, તેમાં મુદ્દલ નુરનું વર્ણનજ નથી. બાકી તે સુરાહની આયત ૩૫ માં નુર સબંધે નીચે મુજબ વર્ણન જોવામાં આવે છે:—

"અલ્લાહ આકાશો અને પૃથ્વીનું નુર છે, તેના નુરનું દ્રષ્ટાંત એક ગોખલાના જેવું છે કે જેમાં દિવો છે, જે દિવો એક કાચ ના (ફાનસ) માં છે કે જે કાચ જાણે કે એક ચકચકિત તારો હોય તેવો છે. તે પવિત્ર મોબારક ઝાડ ના (તેલ) થી સળગાવવામાં આવે છે; તે જીતવૃક્ષ છે. તે ઝાડ પૂર્વ દિશાનું નથી, અને તેમજ પશ્ચિમ દિશાનું પણ નથ઼. તેનું તેલ લગભગ પોતાની મેળે સળગે એવું અગર જોકે તેને આગ અડકી ન હોય; તે સફાઇને લીધે પ્રકાશ ઉપર પ્રકાશ છે. ખુદા પોતાના નુર વડે જેને ચાહે છે તેને રસ્તો બતાવે છે; અને ખુદા માણસો માટે દ્રષ્ટાંત આપે છે, અને ખુદા સર્વ ચીઝ જાણનાર છે."

(પ્રોફેસર કૃત તરજુમો: પેજ ૬૭૯-૮૦)

હવે—ઉપરોક્ત આયતમાંથી 'ક્રમવાર નુર' અથવા 'મનુષ્યાકારમાં બદલાતું નુર' એ થીયરી કેવી રીતે સાબેત થાય છે, તે મી. વરતેજી સમજાવશે ખરા કે? મજકુર આયતમાં તો ફક્ત અલ્લાહના નુર સબંધેજ વર્ણન છે—હ. આદમનાં નુર સબંધે કાંઇ વિવેચન નથી. (અને અલ્લાહના નુર સબંધે જે દાખલાઓ આપવામાં આવેલ છે, તે પણ મનુષ્યોને દ્રષ્ટાંત તરીકે સમજાવવા માટેજ—નહિં તો ખુદાતઆલાની ઝાત સબંધે તો "લયસક મિસ્લેહી શય" નો ફકરો પાક કુરઆને શરીફમાં મોજુદ છે).

૮—"હવે ઇમામ અને ખુદા એમાં એટલીજ શનાખતનો અંતર છે કે, ખુદાનું નુર જે મનુષ્યાકારમાં જલવાગર હોય, તે આકાર સમેતને **ઇમામ** કહીએ છીએ."

**તપાસ**—આએ મુદામાં મી. વરતેજી જે મનુષ્યાકારમાં ખુદાનું નૂર હોય તેના આકાર સમેતને **ઇમામ** કહેવાનું જણાવે છે—અને તે ઇમામોના માટે મુદા નં. ૧ માં "અમો ઇમામોને ખુદા માનીએ છીએ" એમ જણાવેલ છે. અને પાછો મુદા ના. ૨ માં જણાવે છે કે, "મનુષ્યના આકારને ખુદા કહેવું અમો બુતપરસ્તી જાણીએ છીએ" જે મુદાઓનો સાર એ નીકળે છે કે, ઇમામો એ ખુદા છે—અને તેઓના મનુષ્ય આકારને ખુદા કહેવું બુતપરસ્તી છે, ત્યારે આએ મુદામાં આકાર સમેતને **ઇમામ** (ઉરફમાં મુદા ના. ૧ પ્રમાણે, ખુદા) જણાવેલ છે તેનું કેમ? (દરેક જવાબમાં, મી૦ વરતેજી આગળનું લખાણ, પાછળમાં ભુલી જાય છે!)

૯—"પણ ઇમામને જો ખુદા કહેવામાં આવે તો તેના મનુષ્યાકારના શરીરને નહી, પણ તેમાં જે નુરે ઇમામ **નિરંજન નિરાકાર** છે, તેનેજ કહીએ છીએ."

**તપાસ**—એ વળી જુદીજ પલટી છે ! પણ મુદ્દા ના. ૧ માં તો 'નુરએ કુલ્હો વલ્લાહ' ની સીફત ખુદાના માટે માન્ય રાખીને **ઈમામોને** ખુદા જણાવેલ છે, તેનું કેમ ? વળી જે નુર **નિરાકાર** હોય, તે આકારમાં સમાય ખરૂં ? એ સર્વે મી૦ વરતેજીની, ભોળાઓને ભમાવવાની બાજી છે !

૧૦—જેમ એક ફાનસમાં બતી અગટી હોય, પછી બીજા ફાનુસને કોઇ રીતે પુજ્ય ગણવું, એવા ઇતેકાદને અમો બુતપરસ્તી સમજીએ છીએ એટલે કે આજે મુસલમીન તરીકે જેઓ **પેગમ્બર** અને **ઇમામોની** દરગાહો કે રોજાની પરશતેશ કરે છે તેના અમો વીરોધી છીએ."

**તપાસ**—આએ મુદ્દામાં મી. વરતેજીએ તદ્દન કાચુંજ કાપ્યું છે ! એના માટે ઘણી દલીલો આપી શકાએ તેમ છે—પણ ટુંકમાં એટલુંજ જણાવવાનું કે ના. આગા હસનઅલી શાહ સાહેબના ગુજરવા બાદ તેઓની લાશને પુજ્ય ગણીને જે જે મુરીદોએ માન આપેલ, તેને શું. મી૦ વરતેજી **બુતપરસ્તી** માને છે કે ? તેવીજ રીતે ના૦ આગા અલી શાહ સાહેબના ગુજરવા બાદ તેઓની લશને હાલના ના૦ આગાખાનના હુકમ અનુસાર **પુનાથી** મુંબઇ લાવવામાં આવેલ, અને ત્યાંથી **કરબલા** મોકલવામાં આવેલ, અને ત્યાં દફનાવવામાં આવેલ-તે દરમિયાન, તે નામદારની લાશને જે જે લોકોએ માન આપેલ; તેઓ સવે **બુતપરસ્ત** કે ! ભાઇ વરતેજી ! તમો કાંટાનું કટેસર" કરી રહ્યા છો, તેનું તમોને કાંઈ ધ્યાન છે કે ? ના૦ આગા અલી શાહની લાશને કરબલાએ મોઅલ્લા પહોંચાડવાનો જે અહેવાલ ( તે કામ માટે, હાલના ના૦ આગાખાન તરફથી ખાસ મુકરર કરવામાં આવેલ, મરહુમ મુખી **કાસમ**

ભાઇ મુસા તરફથી ) ઈ. સ. ૧૮૮૬ માં પ્રગટ કરાવવામાં આવેલ–તે પેમ્ફલેટ શું તમોએ નથી જોયું ? તે પેમ્ફલેટમાં તમારા મુદ્દાને તોડવા માટેની દલીલો ઠેકઠેકાણે જોવામાં આવે છે, પણ લંબાણ નહિં કરતાં, તેમાંથી ફક્ત એકજ દલીલ ટાંકી બતાવીશ:—

"મરહુમની લાશ દરગાહમાંથી લઈ જવા આગમજ મરહુમનો ગાદી વારેસ બેટો નામદાર આગા સુલતાન મહમદ શાહ તથા મરહુમના કુટુંબની બાનુઓ તથા સેંકડો ખોજા જ્ઞાતની સ્ત્રીઓ મરહુમને સેજદો કરવા આવી હતી."

( પૃષ્ઠ ૧૧ )

બિરાદર ! જે બોલ તમોએ વાપરેલ છે, તે ઉપરની હકીકત જોયા બાદ ના૦ આગાખાન સાહેબ અને કુટુંબની બાનુઓ માટે પણ વાપરવાની હિમ્મત કરી શકશો ખરા ?

મારા વ્હાલા દોસ્ત ! કોઈ પણ ઇસ્લામી પેગમ્બર કે ઇમામોના રોઝાઓની પરશતેશ ( બંદગી ) હરગીઝ કરતાજ નથી, હા. તેઓના પવીત્ર રોઝાઓની ઝીયારત કરવા મલબતા જાય છે—અને તેને મહા મોટું પુન્યનું કામ સમજે છે. અગર રોઝાઓની ઝીયારત કરવા જવાને પણ તમો બુતપરસ્તી (!) માનતા હો, તો પગ તળે બળે છે અને ટકા હોલવવા કાં જાઓ છો ? ! ! ખાસ મુંબઇમાંજ હસનાબાદની દરગાહ મોજુદ છે, ( કે જયાં ના૦ આગા હસન અલી શાહ દફન થયા છે), તે દરગા ઉપરે જે જે મુરીદો જાય છે, માનતાઓ ચડાવે છે. તેઓને શું કરવા બંધ નથી કરાવતા ? ( વધુ માટે, જવાબ ના૦ ૨૮ ની તપાસ " મી૦ વરતેજીની ખોટી ભલામણ " વાળાં પ્રકરણો જુઓ ).

૧૧—" કારણ કે જીવ વગરનાં ખોલીયાંને કંઇ પણ કીમતવાળું ગણવું તેજ બુતપરસ્તી અને જાહેલીયત છે, અને ઇસ્લામના શુધ સીધાંતની ઉંચા દરજાની તાલીમ એજ છે."

તપાસ—એની તપાસનો સમાવેશ ઉપરના મુદ્દામાં થઇ ગયેલ છે. હવે એ તપાસ વાંચ્યા બાદ, એ બાબતને મી. વરતેજી બુતપરસ્તી કહે, અથવા જાહેલીયત એ તેઓની મુન્સફી ઉપરે છોડું છુ ! જે બાબતને મી૦ વરતેજીએ, ઈસ્લામના શુધ સીધાંત તરીકે જણાવેલ છે–તેના માટે તેઓએ કાંઇ ઈસ્લામી સનદ બતાવવી હતી. પણ બતાવે કયાંથી ? એ ફકત એક ગપ ગોળો અને મી૦ વરતેજીની અંગત જોખમદારીનીજ થીયરી છે.

૧૨—" હા–આ એક વિવેક છે કે બનાવટી ફાનુસોની સરસાઇમાં આ ઉપયોગી થયલા ફાનુસ તરફ જેમ આપણી ગણત્રી હોય છે, તેવી રીતે ઈમામત પછીના દેહને તિરસ્કાર કરવું અયોગ્ય છે."

તપાસ—જે લખવાનું હતું તે લખીને, હવે મી૦ વરતેજી વિવેક બતાવવા લાગ્યા છે ! ( પણ તેમાં પણ ચુકતી જ છે ! ) પણ તે વિવેક કેટલી કીમતનો છે, તે મુદ્દો ના૦ ૧૧ વાંચીને વાંચકોએ ઇન્સાફ કરી લેવો. ( અને તે વિવેક પણ ' દેહને તિરસ્કાર કરવું અયોગ્ય છે " એ બાબતનો ! પણ " જીવ વગરનાં ખોલીયાંને કંઇ કીમતવાળું ગણવું તેજ બુતપરસ્તી અને જાહેલીયત છે " તેના માટે શું ? તે ઠેકાણે વિવેક કયાં ગયો ? ) હવે–ઇમામના દેહને તિરસ્કાર કરવો અયોગ્ય જણાવેલ છે–પણ જવાબ ના૦ ૩૮ માં તો મી૦ વરતેજીએ જણાવેલ છે કે, "ઇમામ જેનુલાબદીન થયા પછી હુસેન કરબલામાં ગયા, અને શીમ્રને હાથે શહીદ થયા, તે ઇમામ હુસેન એમ નહી, પણ માત્ર હુસેન" તો ત્યાં એ વિવેક પણ કયાં ગયો ? વાહરે વિવેક ! ! !

એ રીતે—મીઃ વરતેજીના જવાબ નાં૦ ૩૫ માંથી ટુંકમાં ૧૨ મુદ્દાઓની તપાસ કરેલ છે. એ જવાબમાં મી૦ વરતેજીએ, રાજાના કુંવરને લગતી જે દલીલ આપેલ છે-તે મારા સવાલના અંગે બંધબેસ્તી નથી જેથી તે ઉપરે વિવેચન કરવાનું માંડી વાળેલ છે. તેમજ આગળની ઠેકઠેકાણે ચચાઇ ગયલી જે દલીલો મી૦ વરતેજીએ આપેલ છે તેની પણ તપાસ કરેલ નથી.

## જવાબ નાં૦ ૩૬ ની તપાસ.

મારો ૩૬ મો સવાલ એ મુદ્દાપર રચાયલો હતો કે કુલ્હો વલ્લાહના સુરાહ મુજબ તો ખુદા જન્મ લેતો પણ નથી, અને કોઇને જન્મ આપતો પણ નથી ( એટલે કોઇનો બાપ થતો નથી ). પણ ઈમામો તો દીકરા તરીકે પણ હતા, અને બાપ તરીકે પણ હતા; તો તેઓને કેવી રીતે ખુદા કહેવાઇ શકાય ?–જેના જવાબમાં મી૦ વરતેજીએ આડાઅવળાં ફાંફાં મારેલ છે, તે જવાબમાંના મુદ્દાઓ—

૧—" ખુદા કોઈનો દીકરો કહેવાય નહી પણ બાપ કહેવાય છે, પણ દુન્યવી વ્હેવારના હિસાબે તો નહી, અને (કબીરે) બહુ વાજબી કહ્યું છે.

સાહેબ સબકા બાપ હયે, બેટા કીસીકા નહી.
બેટા હોકર અવતરે, વોહ સાહેબજી નાહી. "

તપાસ—ખુદા કોઇનો દીકરો કહેવાય નહી, એ તો મી૦ વરતેજી પણ માન્ય રાખે છે—ત્યારે ઈમામોને જે તેઓ ખુદા તરીકે મનાવવા બાહેર પડયા છે, તે ઈમામો તો દીકરા કહેવાયા છે તેનું કેમ ? ખુદા બાપ કહેવાય છે પણ

તે દુન્યવી વ્હેવારના હિસાબે તો નહિં, એમ મી૦ વરતેજી જણાવે છે—ત્યારે ઈમામો તો દુન્યવી વ્હેવારના હિસાબે પણ બાપ કહેવાય છે તેનું કેમ ? મહાત્મા કબીરનું વાક્ય, " બેટા હોકર અવતરે વોહ સાહેબજી નાહી " તો ઉલ્ટો મી૦ વરતેજીની ગણત્રીને ઉંધી વાળે છે. ઈમામો દીકરાઓ થઈને જન્મયા હતા એટલે તેઓ ખુદા થઇ શકતા નથી, એ સિધ્ધ થાય છે.

૨—" અહીં સાહેબ સઉનો બાપ તે રૂહાની બાપ અને રૂહાની બાપ, બેટા થઈને અવતરે તે તો સાહેબજ નહી. એટલે જેને ખુદાઇ નુર સોંપાય છે તેજ રૂહાની પિતા (હકીકી) કહેવાય. જેમકે હ૦ અલીને જ્યારથી રસુલે ખુદાએ ઇમામ તરીકે જાહેર કર્યા ત્યારથી તે કુલ્લે રૂહાનીના પિતા ગણાયા, અને તે અગાઉ રસુલે ખુદા પોતે કુલ્લે રૂહાનીના પિતા કહે-વાતા હતા. ગદીરે ખુમ ઉપર ફરમાવેલી હદીસ છે કે—

"મન કુનતો મઉલા ફ અલીયુન મઉલા"

એટલે—જેનો હું ધણી કે બાપ હતો, તેનો બાપ અલી છે.

તપાસ—એ મુદ્દામાં ખુદાને રૂહાની બાપ તરીકે જણાવેલ છે, તે મહાત્મા કબીરના ઉદ્દેશ મુજબ છે. પણ ત્યાર પછી 'નુર સોંપાય તેજ રૂહાની પિતા' વાળી થીયરી મી૦ વરતેજી તરફથી છે. પણ એ થીયરીથીજ મી૦ વરતેજીની પોલ જણાઇ આવે છે! મી૦ વરતેજી પોતે જણાવે છે કે, હ૦ અલીને જ્યારે હ૦ રસુલે ઈમામ તરીકે જાહેર કર્યા ત્યારથી તેઓ રૂહાનીના પિતા ગણાયા, તો મી૦ વરતેજીની માન્યતા પ્રમાણે, હ૦ અલી અ૦ તેથી અગાઉ 'રૂહાનીના પિતા' ન હતા. પણ ખુદા તો પહેલેથીજ 'રૂહાની બાપ' હતો અને હમેશાં રહેશે—તેથીજ સાબેત થઈ જાય છે

કે, જે નુર સોંપાયા પછીજ 'રૂહાની બાપ' થાય અને વળી બીજાને નુર સોંપી દે ત્યાર પછી ( મી૦ વરતેજીના જવાબ ના૦ ૩૫ પ્રમાણે ) 'રૂહાની બાપ' ન રહે, તે હરગીઝ ખુદા ...રી શકે નહિં.

એ મુદ્દામાં મી૦ વરતેજીએ જે જણાવેલ છે કે, " હ૦ અલીને જ્યારથી રસુલે ખુદાએ ઇમામ તરીકે જાહેર કર્યા " તેથી સાબેત થઇ જાય છે કે, હ. અલી અ૦, હ૦ રસુલ સ૦ ના **પ્રતિનીધી** હતા, ત્યારે ઠેકઠેકાણે મી૦ વરતેજીએ, હ૦ અલી અ૦ ને **શાહ** તરીકે અને હ. રસુલ **વઝીર** (પીર) તરીકે જણાવવાની મિથ્યા કોશેશ કરેલ તેનું શું ? ગદીરે ખુમવાલી હદીસ પણ મી. વરતેજીની 'શાહ—પીર' વાળી થીયરીને રદ કરે છે. એ હદીસ મી૦ વરતેજીએ ટાંકેલ છે તેમાં એકાદ બે ભુલો નજરે પડે છે, પણ તેના અર્થમાં મી૦ વરતેજીએ પોતાની માન્યતા ઘુસાડેલ છે ! શું, " મૌલા " નો અર્થ " બાપ " થઇ શકે છે ખરો ?

૩—" તેવીજ રીતે કુફાની મસજીદમાં રમજાનની **સતરમી** તારીખે હ૦ અલીએ **ઇમામ હુસેનને** પોતાની જમણી બાજુ બેસાડીને નુર સોંપતી વખતે તેવીજ ઓળખાણ કરાવી. "

**તપાસ**—એના માટે મી. વરતેજીએ કોઈ પણ તવારખી સનદ બતાવવી જોઇએ. ( એ તદ્દન ગલત છે. )

૪—" અને એ રીતે જો કે, દુન્યવી રીતે પોતાનાજ ફરઝંદને ઇમામ જાહેર કરવામાં આવે છે, પણ તે ઉમતના રૂહાની બાપ તરીકે, અને તેનો વધુ માહાવરાનો શબ્દ **ઉમ્મતના વાલી** એમ બોલાય છે અને આ રીતે ઉમ્મતનો વાલી ઇમામ કહેવાય છે. "

તપાસ—એ મુદ્દામાં મી૦ વરતેજીએ જણાવેલ છે કે, " દુન્યવી રીતે પોતાનાજ ફરઝંદને ઇમામ જાહેર કરવામાં આવે છે "—પણ મુદ્દા ના. ૨ માં તો હ. રસુલે, હ અલીને ઇમામ તરીકે જાહેર કરવાનું જણાવેલ છે, તેનું કેમ ? ( હ. અલી અ. તો હ. રસુલ સ. ના ભાઈ થતા હતા ). હવે, બાપના તરફથી ફરઝંદને ઇમામ તરીકે જાહેર કર્યા પછી તે ઉમતના રૂહાની બાપ અને વાલી તરીકે ગણાય છે, એમ જે મી. વરતેજી જણાવે છે—તો શું ત્યાર પછી બાપ પણ ઉમ્મતમાં ગણાશે કે ? અને ઇમામ તરીકે જાહેર થયેલ ફરઝંદ, પોતાના બાપનો પણ રૂહાની પિતા અને વાલી ગણાશે કે ? ના. આગા અલીશાહ સાહેબે પોતાની હયાતીમાં કમોદ મુકામે હાલના ના. આગાખાનને ગાદીનશીન તરીકે જાહેર કરેલ, તો ત્યાર પછી શું તેઓ પોતાના ફરઝંદ ( હાલના ના. આગાખાન ) ની ઉમ્મતમાંથી હતા કે ? અને હાલના ના. આગાખાન, ત્યાર પછી ના. આગા અલીશાહના પણ રૂહાની પિતા હતા કે ? મતલબ કે—પિતા પોતાના ફરઝંદને ભલે પોતાની હયાતીમાં **ગાદી નશીન** તરીકે જાહેર કરે, પણ તે ખરી રીતે ગાદી નશીન તો પિતાની હયાતી બાદજ કહેવાશે. જુઓ આગાખાની લેખકોના સાહિત્યમાં ના. આગા અલી શાહ સાહેબના ગાદી નશીન થવા સબંધે શું જણાવેલ છે—

> " હક મૌલાના શાહ હસનઅલી બાદ ઇમામતની મસનદ પર હક મૌલાના શાહ અલીશાહ બીરાજ્યા."
>
> ( "મઝહરે ઝાતે અલ્લાહ"—પેજ ૧૩૪ )

" મરહુમ આગા અલી શાહની ઉમર ૫૫ વરસની હતી. તેવણુ તા. ૧૨ મી એપરેલ સને ૧૮૮૧ ને દીવસે પોતાના પીતાજીના સ્વર્ગવાસ થવા બાદ

સઘળા ખોજાઓના પીરના મરતબા × ઉપર આવ્યા હતા." ( ના. આગા અલી શાહની લાશને કરબલા પહોંચાડવાનો હેવાલ—પેજ ૫ )

ઉપરની સનદોથી મી. વરતેજી ખરી હકીકત જાણી શકશે. વળી ખુદ હાલના ના. આગાખાન સાહેબે "હાજી બીબી કેસ" માં, પોતાની મુખ જુબાનીમાં ના. આગા અલી શાહ સાહેબને પોતાના પીતાજી તરીકેજ ઓળખાવેલ છે.

૫—" પછી ક્રમે ક્રમે બની ફાતમાઇટની નસલમાં જેને જાહેર કરવામાં આવે, તેજ ઉમ્મતનો વાલી (બાપ) કહેવાય છે. પણ ખરો શબ્દ તો મઉલા એટલે આગા કે આકા અથવા ધણી છે."

તપાસ—બની ફાતમાઇટ નસલ માટે જુદા જુદા પ્રકરણોમાં આગળ તપાસ કરી ગયો છું. એ મુદ્દામાં મી. વરતેજીએ જુદીજ પલટી મારેલ છે. ત્યારે મુદ્દા ના. ૪ માં "મૌલા" નો અર્થ "બાપ" જણાવવાના બદલે—ખરો અર્થ શું કરવા ન જણાવ્યો ? ( ત્યાં તો ઈમામને ખુદાની જેમ "રૂહાની બાપ' જણાવવાનું હતું—એટલે ખરો અર્થ મુકી દીધેલ હશે). "મઉલા" નો અર્થ "આગા" કે "ધણી" જણાવવામાં પણ મી, વરતેજીનો છુપો હેતુ જણાય છે. "આગા" નો શબ્દ તો દરેક મુગલ વી. ના માટે વાપરી શકાય છે—પણ "મઉલા" નો શબ્દ તો દરેકના માટે નથી વપરાઇ શકાતો તેનું કેમ ? [ પછે તે ઈરાની હોય અથવા અરબ હોય ].

× એથી સાબેત થાય છે કે, ઈ. સ. ૧૮૮૧ ની સાલ સુધી ના૦ આગાખાન સાહેબો પીર તરીકેજ મનાતા હતા.

"જીમ."

૬—" પણ યાદ રાખવાનું કે તેનો હરગીજ દુન્યવી અર્થ કરવાનો નથી. પણ વાલી કે બાપ સમજવો, પણ વાલી કે બાપના અર્થમાં અને ધણીના અર્થમાં પણ ખુદાવંદનો શબ્દ સત્ય અને ખરો મતલબ જાહેર કરનાર છે કે જેનો બીજો અર્થ માલેક મુખતાર થઇ શકે છે.

તપાસ—એમાં મી. વરતેજીએ વળી જુદીજ ગુલાંટ મારેલ છે. ખુલાસા માટે મુદ્દા ના. ૪–૫ વાળી તપાસ જુઓ.

૭—" પણ નુર અહીં ખાસ છે. તે બધામાં હોતું નથી. માત્ર ક્રમવાર એક પછી એક જેમ આદમથી ઇબ્રાહીમ ખલીલીલ્લાહ સુધી, અને હ. ઇબ્રાહીમથી હ૦ અલી સુધી તેવીજ રીતે હ. અલીથી હ૦ આગાખાન સુધી. "

તપાસ—ત્યારે હ. આદમથી અગાઉના [ મી. વરજીતેની માન્યતા પ્રમાણેના ] આઠ અવતારોના નુર માટેનું શું ? તેમજ આગાખાની ટોળાની ધુઆ માંની વંશાવળીમાં તો હ. ઇબ્રાહીમનું નામજ નથી, તેનું કેમ ?

૮—" તેથી જે મનુષ્યાકાર બેટા તરીકે હોય છે, પણ જ્યારે તેને નુર સોંપાય છે, ત્યારે તે ધણી, મુખતાર, ખુદાવંદ, શેઠ કે બાપ થાય છે, અને બેટા તરીકેનું ઉપનામ ઘટતું નથી. અને તેથી બેટો કહેવાતું નથી, પણ બાપજ કહેવાય છે. "

તપાસ—પણ જ્યારે બાપ કહેવાય છે, ત્યારે પણ તે મનુષ્યાકારમાં તો હોયજ છે; તેનું કેમ ? [ વધુ માટે મુદ્દા ના. ૪–૫–૬ ની તપાસ જુઓ ].

૯—" હ૦ અબુ તાલેબ, હ૦ અલી અને હ૦ હુસેન એ દુન્યવી રીતે મનુષ્યપણામાં એક પછી એક ઉમ્મતના રૂહાની પીતા હતા. "

**તપાસ**—જે મનુષ્યપણાને મી૦ વરતેજીએ તદ્દન કહાડી નાખીને "નુર" ઉપરેજ મદાર બાંધેલ–તેજ મનુષ્યપણામાં વળી " રૂહાની પીતા " જણાવવાનો સબબ શો ? મુદ્દા ના૦ ૪ માં મી૦ વરતેજીએ ઇમામોને "રૂહાની પીતા" જણાવેલ છે–તો શું, હ૦ અબુતાલેબ પણ આએ ઉમ્મતના ઇમામ હતા કે ? વળી મુદ્દા ના૦ ૨ માં તો, હ૦ અલી અ. માં " રૂહાની પીતા " નો હુદ્દો, હ૦ રસુલ સ. પાસેથી મળેલો જણાવેલ છે–અને આએ મુદ્દામાં તે હુદ્દો હ. અબુતાલીબ તરફથી મળેલ હોય તેવો દેખાવ કરેલ છે, તેનું કેમ ?

૧૦—" અને તેથી ઇમામ કે ખુદા જન્મતા નથી, પણ તેઓ ઉતરોતર બાપ તરીકેજ હોય છે, તેવીજ રીતે તેમને નુર સોંપ્યા પછી મનુષ્ય તરીકેના જીસ્મની ગણત્રી કરવી તે કુફ્ર છે. "

**તપાસ**—ત્યારે મુદ્દા ના૦ ૯ માં તો મી૦ વરતેજીએ, હ૦ અલી અ. ને અને હ. હુસેન અ. ને જે " રૂહાની પીતા " તરીકે " મનુષ્યપણા " માં જણાવેલ છે તેનું કેમ ? ( તે વખતે તો નુર સોંપાણા પછીજ " રૂહાની પીતા " કહેવાણા હશે કે નહિં ? × ) વળી ખુદ મી૦ વરતેજીએ

× એજ જવાબના મુદ્દા ના૦ ૨ માં મી૦ વરતેજીએ, હ૦ અલી અ૦ ને ઇમામ તરીકે જાહેર થયા પછી " રૂહાની પીતા " તરીકે જણાવેલ છે. અને અન્ય ઠેકાણે ઇમામ તરીકે જાહેર થવાને " નુર સુપ્રુદ થયું " જણાવેલ છે.

" જીસ "

"આગાખાની ખુદાઇનો ઝળકાટ" નામના પુસ્તકનાં પૃ ૧૩ ઉપરે જણાવેલ છે કે, "નામદાર આગાખાન પણ ... ષ્ય છે, ને પંડીતજી પણ મનુષ્ય જેવા છે" તેનું કેમ (જોઇએ, હજી પણ મી૦ વરતેજી, મનુષ્ય તરીકેના જીસ્મ ગણત્રી કરવાવાળાને કાફર કહે છે કે નહિં ? ! ! )

## જવાબ ના૦ ૩૭ ની તપાસ.

મારો ૩૭ મો સવાલ પણ ના૦ ૩૬ ના સવાલ સ્પષ્ટીકરણને લગતોજ હતો. જેનો મી૦ વરતેજીએ જે ઉ... વનારો જવાબ આપેલ, તેમાનાં મુદ્દાઓ—

૧—"અમારૂં ઇમાન ને એતેકાદનો બધો સબંધ એ... સાથેજ છે. નામદાર આગાખાનના પણ જી... સાથે નહી."

તપાસ—ત્યારે જવાબ ના૦ ૩૬ ના મુદ્દા ના૦ ૯ "મનુષ્યપણામાં" રૂહાની પીતા જણાવેલ છે, તેનું કે... (નુર માટેની વીગતવાર તપાસ, "જવાબ ના૦ ૩૬ ... તપાસ" વાળા પ્રકરણમાં જુઓ).

૨—"ખુદાઇનુર એક પ્રકાશ છે. તેથી તેની ગણ... સંખ્યા કે વંશાવલીનો સવાલ સમજથી વેગળો...

તપાસ—ત્યારે દસ અવતારની સંખ્યા માટે ... અને આગાખાની દુવામાં પડતા વિશનાપુરી મુજ... હરીવંશની પુઠીઉ (વંશાવળી) નું શું ? (ત્યાં તો એ આ... સમજની નઝદીક હશે ? ! ! ! )

૩—"નિરંજન, નીરાકાર, અલખ અનામી ખુ... એકપણું છે. પણ તે સર્વવ્યાપી છે, છતાં તે ...

સમાય તેથી તેનો તેવો આકાર થયો, એમ ગણુતા-રઓએ શરીઅતથી આગળ વધી હકીકી ઇલ્મ ખાસ કરીને, ખુદાને ઓળખવાની આવશ્યકતા છે. "

તપાસ—જે નિરંજન હોય, તે વળી મનુષ્ય કે જે જોવામાં આવી શકે છે; તેમાં સમાય ખરો ? જ્યારે સમાય, ત્યારે નિરંજનનો શો અર્થ થઇ શકે ? વળી જે નિરાકાર હોય, તે આકારમાં સમાઇ શકે ખરો ? ત્યારે પછી નિરાકાર કહેવાયજ શેનો ? ( આગાખાની લેખકો "નિરાકારમાંથી સાકાર ખુદા"ની જે થીયરી પેશ કરે છે તે તદ્દન ગલત છે ). આએ મુદ્દામાં મી. વરતેજીએ, ખુદાને સર્વવ્યાપક જણાવીને પાછો આકારમાં સમાવવાનું જે જણાવે છે, તે ઉપરે આશ્ચર્ય ઉપજે છે ! જ્યારે કોઇ એક આકારમાં ખુદા સમાઇ જાય, તો પછે તેને "સર્વવ્યાપી" કેવી રીતે કહેવાઇ શકાય ? કારણ કે તે આકાર તો એકજ ઠેકાણે હોય છે—તે આકૃતી એક ઠેકાણે હશે, તો તેનું બીજે ઠેકાણે હોવું મહાલ છે. મતલબ કે—એવી ઉંધી માન્યતા કોઇ ધરાવેજ નહિ, બાકી કદાચ મી. વરતેજી ( હકીકી ઇલ્મ પ્રમાણે ) સર્વવ્યાપકને આકારમાં સમાવવાની માન્યતા ધરાવતા હોય, તો તે જાણે ! પણ ત્યારે તેઓને પોતાના મોજુદ ઇમામનું સર્વવ્યાપકપણું સાબેત કરી આપવું પડશે !!! ( કારણ કે તેઓ ઇમામને ખુદા તરીકે જણાવી ગયા છે ).

૪—"માત્ર કલમો પડવો, અને તેનો અર્થ કરવાથી ખુદાને ઓળખ્યો એમ માની બેસવું, ઇસ્લામ શિખાવતો નથી."

તપાસ—એ કથન બરાબર છે. બલ્કે ખુદાની ઓળખ ( માઅરેફત ) માટે, ઇસ્લામમાં "સીફાતે સુબુતીય્યાહ"

મુકર્રર કરવામાં આવેલ છે. પણ મી. વરતેજી તો, ઇમામોને ખુદા ઠરાવે છે તેનું કેમ ? શું, ઇમામો માટે પણ તેવી સીફ્તો, મી. વરતેજી સાબેત કરી દેખાડશે ખરા કે ?

૫—" પણ જો **સનાતની** થશો, તો પણ ત્યાં ગુરૂની આવશ્યકતા છે; અને તેમાં પણ ઇસ્લામમાં જેમ ઇમામને ખુદા માનવો પડે છે, તેવીજ રીતે ગુરૂને ઈશ્વર માનવાની જરૂર છે."

**તપાસ**—સનાતનીઓ ગુરૂની આવશ્યકતા માને છે–એ ખરૂં, પણ સાથે તેઓ ગુરૂ માટેના લક્ષણોનો પણ સ્વિકાર કરે છે. ( જુઓ, 'આગાખાનો અને ઈમામત' વાળું પ્રકરણ ). પણ ઈમામની પરખ માટેનાં લક્ષણોનો મી. વરતેજી સદંતર ઇન્કાર કરે છે ! સનાતનીઓના દરેક સંપ્રદાયના જુદા જુદા આચાર્યો કે ગુરૂઓ હોય છે, પણ મી૦ વરતેજી તો, ઇમામ માટેની **મોનોપોલી** લઈ બેઠા છે તેનું કેમ ? મતલબ કે–સનાતનીઓનો દાખલો, **ઈમામત** માટે કોઈ રીતે પણ બંધબેસ્તો થતો નથી. **સનાતનીઓ** પોતાની માન્યતા પ્રમાણે ગુરૂને ઈશ્વરતુલ્ય પુજ્ય ગણતા હશે–પણ તે દાખલો **ઇસ્લામીઓ** માટે કેવી રીતે બંધબેસ્તો થઈ શકે ?! કારણ કે સનાતન ગુરૂઓ તો ચાલુ સમયમાં અનેક છે–જ્યારે ઇસ્લામ મત મુજબ તો ખુદા **એકજ** છે. (કદાચ સનાતનીઓ પોતાના ગુરૂઓને ઇશ્વરતુલ્ય પુજ્ય ગણતા હશે–પણ પરમેશ્વરને તો તેઓ પણ **નિરંજન નિરાકાર** માને છે; પણ મી૦ વરતેજી જેવાઓ તો ખુદાને **નિરાકાર**માંથી **સાકાર** જણાવવા લાગ્યા છે ! ) મી૦ વરતેજીએ આએ મુદ્દામાં જે " ઇસ્લામમાં જેમ ઇમામને ખુદા માનવો પડે છે" જણાવેલ છે, તે કયો ઇસ્લામ ? ( શું, મી૦ વરતેજીએ જે " ન હિન્દુ ન મુસલમાન "ની થીયરીનું શિક્ષણ આપવા માંડેલ છે, તે ઇસ્લામ ? ) ઇસ્લામમાં ઈમામને

ખુદા માનવો પડે છે—તેના માટે મી. વરતેજી કોઈ સનદ બતાવશે કે ? (ઇસ્લામમાં તો ખુદા સિવાય અન્યને ખુદા તરીકે માનવાનો સદંતર નિષેધ કરેલ છે. ખુલાસા માટે 'જવાબ ના૦ ૯ ની તપાસ' જુઓ ).

એ રીતે—મી૦ વરતેજીના જવાબ ના૦ ૩૭ ની ટુંક તપાસ છે. બાકી એ જવાબમાં મી૦ વરતેજીએ બતિ. પવન, પાણી, પ્રકાશ અને આકાર વી૦ નાં દ્રષ્ટાંતો આપેલ છે તે તદન નિરર્થક છે—એટલે તે સબંધે વિવેચન કરવાનું યોગ્ય ધાર્યું નથી.

---

# જવાબ ના૦ ૩૮ ની તપાસ.

---

મારા ૬૮ મા સવાલનો મુખ્ય મુદ્દો એ છે કે, હ૦ અલી અ. તો કુફાની મસ્જીદમાં ઝખમી થઇને શહીદ થયા છે—તો તેઓને ખુદા કેવી રીતે કહેવાઇ શકાય ?—જેના જવાબમાં મી. વરતેજીએ ઉડાવનારી વલણ ધારણ કરીને, આડાઅવળાં ફાંફાં મારેલ છે. તે જવાબમાંના મુદ્દાઓ—

૧—" ખુદા "લાયમુત" છે એટલે ખુદા કદી મરતો નથી. તો પછી હ૦ અલી ખુદા હતા, છતાં કુફાની મસ્જીદમાં શહિદ થયા એમ કહેવું મી૦ જીના તમારી માનીનતામાં પુરી સમજ નથી ઉતરી તેથી એમ કહો છો."

**તપાસ**—ખરૂં છે મી૦ વરતેજી ! કદાચ તે બાબતની પુરી સમજ મારી માનીનતામાં ન ઉતરી હશે, પણ સેંકડો તવારિખોને તમો કેવી રીતે ખોટી પાડી શકશો ? ! એ બાબતની પુરી સમજ તમોને હશે, પણ ખુદ ના૦ આગા-

ખાન સાહેબે, હ૦ અલી અ૦ ની શહાદતનો સ્વિકાર જાહેર કોર્ટમાં સોગંદ ઉપરની જુબાનીમાં દીધો છે તેનું કેમ ? જુઓ, 'હાજી બીબી કેસ'માં **મી૦ ઇન્વેરારીટી**ની તપાસમાં **ના૦ આગાખાન** સાહેબ શું કહે છેઃ—

> **સ૦**—"૧૯ મી રાત પવીત્ર કેમ છે ?"
> **જ૦**—"હઝરત અલીને તે રાત્રે ઘા લાગ્યો હતો."
> **સ૦**—"૨૧ મી રાત્રે ?"
> **જ૦**—"તે મરણ પામ્યા."

ભાઇ વરતેજી ! સમજો અને સાંચો ! વળી એ સવાલ જવાબમાંથી તમારી માત્ર "અલી" ની થીયરીનો પણ જવાબ મળી આવે છે. તમો તો ૧૭ મી રમઝાન પછી સીધા સાદા "અલી" તરીકેજ મનાવવા માંગો છો; જ્યારે ના. આગાખાન તો ઇ. સ. ૧૯૦૮ માં પણ "હઝરત અલી" જણાવે છે.

૨—"જ્યારે આદમનો માત્ર જીસ્મનો આકાર બનાવ્યો, ત્યારે ખુદાએ સિઝદો કરવાનો હુકમ નહોતો કર્યો. પણ જ્યારે "વનફખતો મીનર રૂહી" એટલે જ્યારે ખુદાએ પોતાનું નુર આદમમાં ઉતાર્યું, ત્યારેજ આદમને સિઝદો કરવો વાજેબ થયો. અને તેથી આદમને સિઝદો નહી, પણ તેમાંના નુરને સિઝદો હતો."

**તપાસ**—એ મુદ્દાનો વીગતવાર ખુલાસો 'જવાબ ના. ૨૯ ની તપાસ' માં થઇ ગયેલ છે. (રૂહ, નુર તથા સિજદા વી૦ વિશે તેમાં વિવેચન થઇ ગયેલ છે). પણ એ મુદ્દાથી એતો સિદ્ધ થાય છે કે, આદમનાં જીસ્મનો આકાર ખુદાએ બનાવ્યો—એટલે ખુદા 'ખાલીક' (પેદા કરનાર) અને હ. આદમ 'મખ્લુક' (પયદા થયલા) ઠર્યા. તો શું, 'ખાલીક' અને 'મખ્લુક' સમાન થઈ શકે ખરા ? હરગીઝ નહિં. બલ્કે એ ઇકરારથી મી. વરતેજીની, ઇમામને ખુદા મનાવ-

વાની' થીયરી પણ ઝમીનદોસ્ત થઈ જાય છે! વળી એ મુદ્દાથી એ પણ સાબેત થાય છે કે, ખુદા તો હમેશાથી મોજુદ હતો અને આદમ અ. તો પાછળથી પયદા કરવામાં આવ્યા—તો એ હકીકત પણ કહી આપે છે કે હ. આદમ (અથવા ઈમામો) ખુદા ઠરી શકતા નથી.

બિરાદર! (તમારી માન્યતા પ્રમાણે) જ્યારે ખુદાએ પોતાનું નુર આદમમાં ઉતાર્યું, ત્યાર પછી પણ ખુદા તો મોજુદ હતો કે નહિ? કે (મઆઝલ્લાહ) તે ખુદા મરી ગયો અને હ. આદમજ ખુદા થઇ ગયા? (જો એજ પ્રશ્ન ઉપરે વિચાર કરશો, તો તમોને તમારી ભુલ જણાઈ આવ્યા વગર રહેશે નહિં.) અગર તમો એમ કહો કે, ખુદા પણ મોજુદ હતો અને હ. આદમ પણ નુરના સબબે ખુદા ઠર્યા—તો તેમ બનવું મહાલ છે; ત્યારે તો એક નહિં પણ બે ખુદા ઠરે, જે ઈસ્લામ વિરૂદ્ધ છે. (બલ્કે અક્કલથી પણ વિરૂધ્ધ છે). અને અગર એમ કહો કે, ખુદા મટી ગયો અને ત્યાર પછી હ૦ આદમજ ખુદા હતા—તો તે પણ અક્કલથી વિરૂધ્ધ છે; જે પહેલે હતો અને પછી મટી જાય, તે ખુદાજ થઈ શકતો નથી. (બલ્કે એ બીજી બાબતને તો મી૦ વરતેજીએ પણ તોડી પાડેલ છે. હ. આદમમાં નુર ફુંકાઇ ગયા પછી પણ (તાઅઝીમી) સિજદો કરવાનો હુકમ કરનાર તરીકે ખુદા મોજુદ હતો—એમ મી. વરતેજીનાંજ લખાણથી જણાઇ આવે છે.)

૩—"ઈમામ એક વખતમાં બે હોય નહી, જ્યારે હુસેન ઇમામ હતા, ત્યારે **જેનુલાબદીન** નહોતા. ને જ્યારે **જેનુલાબદીન** ઈમામ થયા, ત્યારે હુસેન નહીં."

**તપાસ**—જો કે ઉમ્મતે મોહમ્મદીમાં એક પછી બીજો, એમ અનુક્રમે ઈમામો થયા છે—પણ મી. વરતેજી તો

હ. આદમથી કરીને આજપર્યંત એ થીયરી મનાવવા માગે છે. પણ એ થીયરીને મી૦ વરતેજીની ગણત્રીજ તોડી પાડે છે. સબબ કે, તેઓએ પોતાનો હેતુ સિધ્ધ કરવા ખાતર હ૦ **ખીઝરને** ઇમામ તરીકે જણાવેલ, તેમાં તેઓ ફસાઇ જાય છે. હ૦ ખીઝર, સને હુબુત ૩૪૫૮ માં જન્મયા છે– અને તેઓ હ૦ **મુસા** સાથે મળ્યા હતા. તો હ. મુસાનો જન્મ સને હુબુત ૩૭૪૮ માં થયેલ. * તો એ મુદ્દત દરમીયાન આગાખાની લેખકોના મત પ્રમાણે જે **ઇમામો** થયા, તેનો કોઠો—

૧—હ૦ **ઇબ્રાહીમ.** જેઓ સને હુબુત ૩૫૦૮ માં ગુજર્યા. ( જેઓને મી૦ વરતેજીએ કુરઆને શરીફ મુજબ ઇમામ જણાવેલ છે.

૨—હ૦ **ઇસ્માઇલ.** જેઓ સને હુબુત ૩૫૪૮ માં ગુજર્યા. ( જેઓને મી૦ વરતેજીએ ઇમામ જણાવેલ છે.

૩—હ૦ **શોએબ.** જેઓ સને હુબુત ૩૬૧૬ માં જન્મયા ( જેઓને મી૦ હુદાએ કુરઆને શરીફ મુજબ ઇમામ જણાવેલ છે.

તો એ રીતે—મજકુર ત્રણે બુઝર્ગવારોના સમયમાં હ૦ **ખીઝર** મોજુદ હતા–એટલે " એક વખતમાં ઇમામ બે ન હોય " એ થીયરી ( મી૦ વરતેજી વી૦ ની માન્યતાથીજ ) તુટી પડે છે. મી૦ વરતેજી જણાવે છે કે, " જ્યારે જેનુલાબદીન ઇમામ થયા, ત્યારે હુસેન નહી " તે ગોળ ગોળ શબ્દોમાં મી૦ વરતેજી જણાવે છે. કારણ કે

* એ સનદથી મી૦ વરતેજીની ૧૦૦ વર્ષની મનુષ્યની ઉમ્રવાળી થીયરી રદ થાય છે–કારણ કે હ૦ મુસાના જન્મ વખતે હ૦ ખીઝરની વય ૨૯૦ વર્ષની હતી.

"જીમ."

તેઓની માન્યતા એવી છે કે, કરબલાના મયદાનમાં જતી વખતે ઈમામ હુસેન અ૦ એ, ઈમામ ઝએનુલ આબેદીન અ૦ ને ઈમામત સુપુર્દ કરી આપેલ; અને ત્યાર પછી શહીદ થવાથી અગાઉ પણ હ૦ ઇમામ હુસેન અ૦ ઈમામ નહોતા ! પણ એમાં મારા વિદ્વાન મિત્ર સજ્જડ ભુલાવો ખાય છે.

૪—" **ઇમામ ઝેનુલાબદીન** થયા પછી હુ**સેન** કરબલામાં ગયા અને શીમ્રને હાથે શહીદ થયા, તે **ઈમામ હુસેન** નહી, પણ માત્ર હુ**સેન.** "

**તપાસ**—એ માટે ઉપરના મુદ્દાની તપાસમાં વિવેચન થઈ ગયેલ છે. વધુ માટે, જવાબ ના૦ ૧૮ તથા ના૦ ૩૫ ની તપાસ જુઓ.

૫—" **ઈમામ** હમેશાં હયાત હોય છે, અને એ હયાતપણું ખુદાઈ નુરનું છે. અને જેને હકીકી અર્થમાં ખુદા કહેનારાઓ, ખુદાને **મોત** નથી, એમ માનવામાં કંઇ ખોટા નથી. કારણ કે **ઈમામને** મોત નથી, તે ખુદાને મોત નથી, એમ સિધ્ધ કરનારૂં છે."

**તપાસ**—એ મુદ્દામાં પણ મી૦ વરતેજીએ, ઈમામોને ખુદા તરીકે ઠરાવવાનીજ વ્યર્થ કોશેશ કરેલ છે ! " ઇમામ હમેશાં હયાત હોય છે " એમ જણાવવામાં મી૦ વરતેજીએ કાચુંજ કાપેલ છે ! ( કદાચ " ઇમામત હમેશા હયાત હોય છે " એમ જણાવેલ હતે–તો મી૦ વરતેજીની પોતાની થીયરી પ્રમાણે કાંઇ વ્યાજબી પણ ઠરતે ). મી૦ વરતેજીના ૪૭ મા ઇમામ ( ના૦ આગા અલીશાહ ) ની લાશને કરબલા પહોંચાડવાના અહેવાલના પેમ્ફલેટમાં, મરહુમ કાસમ ભાઈ મુસા જણાવે છેઃ—

"આખરે જાલમ મોહોતે ખોજાઓના પીર * ઉપર ગલબો કર્યો. નામદાર આગા અલીશાહ તા. ૧૭ મી આગસ્ટને સોમવારે સાંજના પાા કલાકે પુણા ખાતે સ્વર્ગવાસી થવાના સમાચાર હયાં ફરી વલયા."

"મરહુમ આગા અલીશાહના માનવંત પીતા ૮૧ વરસની બુઝરગ ઉમરે તા. ૧૨ મી એપરેલ સને ૧૮૮૧ ને દીવસે તરણ બેટાઓ, અને એક બીજું નાનું સુખી કુટુંબ મેલીને સવર્ગવાસી થયા હતા."
( પેજ ૩ )

બિરાદર ! તમો તો જણાવો છો કે "ઇમામ હમેશા હયાત હોય છે" જ્યારે મરહુમ મુખી કાસમભાઇ મુસા તો, તમારા ૪૬ અને ૪૭ મા ઇમામની વફાત બાપોકાર જાહેર કરે છે ! વળી "ઇસમાઈલી ભોમીઓ" ના પેજ ૫૧ ઉપરે જણાવેલ છેઃ—

"જાહેર મૌત ઈમામને તો શું, પણ નબીઓના સરદાર હજરત મહમદ સ૦ તેઓને પણ હતું. × કારણ કે ખુદાવંદતાલાએ કોરઆને–શરીફમાં ફરમાવ્યું છે કે:—

આયત.
કુલ્લો નફસીન ઝાયકતુલ મૌત.
માયના.
જે લોકો નફસ ધરાવે છે, તેઓને મૌત આવશે.

પ્રિય બિરાદર ! મરહુમ કાસમભાઈ મુસા જેવા આગા-

* એથી સાબેત થાય છે કે ના૦ આગા અલીશાહને ખોજાઓએ (તેઓની વફાત પર્યંત) પીર તરીકેજ માનેલ છે.

× "ઇસ્માઇલી ભોમીઓ" ની ઇબારત મુજબ હ૦ રસુલ સ૦ નું ઇમામો ઉપરે શ્રેષ્ટપણું જણાય છે.

ખાની પંથના અઠંગ અભ્યાસી, અને 'ઇસ્માઈલી સોમી-ઓ'ના રચનાર તો ઈમામોને મૌત હોવાનું સ્વિકારે, અને તમો તેથી વિરૂધ્ધ જણાવવા નીકળો, એ કેવું કહેવાય ? વળી 'ઇસ્માઇલી સોમીઓ' રચનાર તો પાક કુરઆને શરીફની આયતથી દરેક નફ્સ ધરાવનાર માટે મૌત હોવાનું જણાવે છે * ! શું, તમો એમ સાબેત કરી શકો છો, કે ઇમામો 'નફ્સ' નહોતા ધરાવતા ? ! વળી, ખુદ ના. આગાખાન સાહેબે "હાજી બીબી કેસ" માં પોતાના દાદાશ્રી અને પીતાશ્રીના મરણનો ખુલ્લી રીતે સ્વિકાર કરેલ છે, તેને શું તમો ખોટું પાડી શકો તેમ છો ?

૬—"એમ કહેવાથી **આદમ, અલી, હુસેન** વીગેરે શહીદ થયા, તે સાચું છે. માત્ર ઇમામ કે ખુદાને તે મોત લાગુ પડતું નથી."

**તપાસ**—એમાં મી૦ વરતેજીએ વળી જુદી ગોલાંટ મારેલ છે ! ઉપરના મુદ્દાની તપાસ મુજબ. "ખુદાની જાત સિવાય સર્વેના માટે મૌત છે" એ ઇસ્લામનો મુદ્રાલેખ છે.

મી૦ વરતેજીએ પોતાના એ જવાબમાં ઇમામને ખુદા તરીકે મનાવવા ખાતર, "ઈમામોને મૌત નથી" એ રીતનો જે હઠવાદ કરેલ—તેની તપાસ ઉપર કરી બતાવી છે. આશા છે કે મારા મિત્ર એથી કાંઇ ધડો લેશે, અને ભોળા ભાઈઓને ભમાવવાનું માંડી વાળશે !

---

* જે બુઝર્ગવારોને ખુદાએ લાંબી આયુષ્ય આપેલ છે, અને તેઓ ગાયબ તરીકે હયાત છે—તેઓને પણ અંતે મૌત આવશેજ. મતલબ કે દરેક નફ્સ ધરાવનાર માટે મૌત નિર્માણ થયેલજ છે.

"જીમ"

# જવાબ ના. ૩૯ ની તપાસ.

મીο વરતેજીએ "નુરે હકીકત" નામના પેમ્ફલેટમાં એક શેઅરની કડી જણાવેલ છે કે, "ખુદા ચાહતા નહી અબ કત્લ તેરા." કે જે કડી, હ. ઇમામ હુસેન અο મે કરબલાના મયદાનમાં જતી વખતે પોતાના ફરઝંદ હ. ઝએનુલ આબેદીન અο ને વીદાઅ તરીકેના જે બોલો ફરમાવેલ તેને લગતી છે. (અને તે "શેઝતુશ્શોહદા" માં છે). તો એ ઉપરથી મીο વરતેજીને સવાલ (નાο ૧૯) પૂછેલ કે, "તમો તો ઈમામને ખુદા ઠેરાવો છો, અને (આએ કડી મુજબ તો) હ. ઇમામ હુસેન અ. પોતાના ફરઝંદને ખુદાને સુપુર્દ કરે છે, તેનું કેમ ?" તેનો જે ઉડાવનારો જવાબ મીο વરતેજીએ આપેલ છે, તેમાં નીચે મુજબના મુદ્દાઓનો સમાવેશ થાય છે—

૧—"બીરાદર જીમ–ઉપરના ૩૩–૩૪–૩૫–૩૬–૩૭–૩૮ના બધા સવાલોના જવાબમાં ખુલાસેથી સમજાવ્યું છે, તે મુજબ ઇમામના ફરજંદ એમ કહેવું ગલત છે, પણ અલીના ફરઝંદ, હુસેનના ફરઝંદ એમ કહેવું ખરૂં છે."

**તપાસ**—બિરાદર ઈબ્રાહીમ ! તમો ભુલો છો ! (કદાચ તમોએ "ઇમામતના ફરઝંદ એમ કહેવું ગલત છે" એમ લખ્યું હતે, તો તમારી થીયરીને બંધબેસ્તુ પણ થતે !) તમો, જે જવાબોનો હવાલો આપો છો– ની તપાસ આગળ કરી ગયો છું. બીરાદર ! સારી દુન્યા ઇમામના ફરઝંદને "ઇમામના ફરઝંદ" તરીકે જણાવે છે, તેને તમો ગલત કેવી રીતે ઠેરાવી શકશો ? શું, ઇમામ હુ ન અο ની હયાતીમાં, (અથવા તમારી ઉલ્ટી થીયરી પ્રમાણે "નુર સુપુર્દ

થયા પહેલાં ), હ૦ ઝએનુલ આબેદીન અ૦ ને ઇમામના ફરઝંદ તરીકે ન ગણી શકાય કે ? ખુદ ના૦ આગા હસન અલીશાહે પોતાની બાયોગ્રાફી "ઈશ્રતે અફ્ઝા" માં, આઠમા ઇમામ **અલી રઝા** ( અ. ) ને **ઇમામઝાદા** તરીકે જણાવેલ છે—તે શું તમોએ વાંચેલ નથી ? ( જુઓ, "ઇશ્રતે અફ્ઝા" નો ગુજરાતી તરજુમો. આવૃતી બીજી—પેજ ૩૮ ). તો તે વખતે તો જાહેરી રીતે ન સાતમા ઇમામ હયાત હતા, અને ન આઠમા ઇમામ હયાત હતા; છતાં ના. આગા-ખાને ( આઠમા ઇમામને ) "ઇમામ ઝાદા" તરીકે જણાવેલ છે તેનું કેમ ? વળી ખુદ તમોએ "વેદિક—ઇસ્લામ" માં ઠેકઠેકાણે જે લખી ગયા છો—તે પણ ભુલી જાઓ છો શું ? જુઓ—

> "જેનો બાપ ઇમામ હોય,—પોતે ઇમામ હોય, અને તેનો છોકરો પણ ઇમામજ હોય,—આ **નરે નસલની ખરી વ્યાખ્યા છે.**" (જવાબ ના. ૧૪મા માંથી)

> "જ્યારે ઇમામ પોતાના ફરઝંદને નસ કરે,—ત્યાર પછી એ નુરે ઇમામત જલવાગર થાય છે." ( જવાબ ના૦ ૧૮ મા માંથી )

> "હ. ઇમામ હુસેને પોતાના ફરઝંદ હ. જેનુલા-બદીનને કરબલાના મેદાનમાં જ્યારે ઇમામતની પર બેસાડીને નુર સોંપ્યું" ( જવાબ ના ૧૮ મા માંથી )

> "**પ્રીન્સ અલીશા** કે જેને અમો હાલ માત્ર નામદાર આગાખાનના ( શાહઝાદા ) દીકરા કહીયે, પણ તે સિવાય કંઈ પણ અમે માનતા નથી."
> ( જવાબ ના. ૩૭ મા માંથી )

બિરાદર આએ મુદ્દો લખતી વખતે તમારૂં ધ્યાન કયાં હતું ? તમોએ દરેક ઠેકાણે એવીજ રીતે કામ લીધેલ છે.

એક જવાબમાં એક થીયરી ઉભી કરવી, અને બીજા જવાબમાં તે થીયરીને રદ કરીને બીજો નવો પ્લોટ ઉભો કરવો ! ! ! પણ બીશદર-ચાલુ સમયમાં પબ્લીક સાચું ખોટું પરખી શકે છે, એનો તમે ખ્યાલ કીધેલ લાગતો નથી.

૨—આ તમારા સવાલ માટે વધુ કાંઇ પણ કહેવાનું રહેતું નથી કારણ કે **ખુદા ચાહતા નહીં અબ કત્લ તેરા; રખ્ખેગા તુઝસુ બાકી નસલ મેરા**—એ બયત **ઇમામ હુસેને જેનુલાબદીનને** કરબલાના મેદાનમાં ઇમામત સોંપવા અગાઉ કહી હતી અને તે દુન્યવી હીસાબ હતો. ”

**તપાસ**—વાહરે દુન્યવી હીસાબ ! શું, મી૦ વરતેજી સર્વેને ભોટ સમજી બેઠા છે-કે તેઓ જે કહે તે સાચુંજ માની લીયે ? ( જ્યાં પોતાને ગમે ત્યાં 'નુર' નો હિસાબ જણાવવો-અને જ્યાં ફાવે ત્યાં 'દુન્યવી હિસાબ' જણાવી દેવો ! ) દુન્યવી હીસાબના માટે તો મુદ્દા ના૦ ૩ માં જણાવેલી હકીકત કાંઇક વધુ બંધબેસ્તી ગણાય-કારણ કે આએ બીજા મુદ્દા મુજબ તો હજી ( મી૦ વરતેજીની માન્યતા મુજબ ) હ૦ ઇમામ હુસેન અ૦ માં નુરે ઇમામત મોજુદ હતું; પણ મુદ્દા ના૦ ૩ પ્રમાણે ( મી૦ વરતેજીની માન્યતા મુજબ ) હ૦ ઇમામ હુસેન અ૦, નુર સુપુર્દ કરી ચુકયા હતા. તો તે મુદ્દાને ( મી૦ વરતેજીની થીયરી મુજબનો ) “ દુન્યવી હીસાબ ” નો બોલ લાગુ પડે તેમ હતું.

૩—‘ પણ ઇમામત સોંપાયા પછી હ૦ હુસેનને ઇમામ જેનુલાબદીનની રજા માંગતાં કહેવું પડયું હતું—

**કહે એ જાં વિદા કર અબ મુઝે;**

આ શબ્દો મુજબ રજા દેનારને હુસેનને પોતાને રજા માંગવી પડી એ સમજાવે છે કે,

પાવર હોય ત્યારે, અને નહોય ત્યારે શું સ્થિતિ હોય છે ? ”

**તપાસ**—મજકુર બોલો એક પિતા વ્હાલથી પોતાના ફરઝંદને **વિદાઅ** કરતી વખતે કહે, એવા રૂપમાં છે; જેને મી૦ વરતેજી જુદું જ રૂપ આપી રહ્યા છે ! એ શેઅરને લગતો વિગતવાર ખુલાસો “જવાબ નં૦ ૧૮ ની તપાસ”માં કરી ગયો છું. ‘પાવર હોય ત્યારે, અને ન હોય ત્યારે’ એ સર્વે મી૦ વરતેજીનાં ફાંફાજ છે. જે પાવર ( ઇમામતના નુર ) માટે મી૦ વરતેજી ઇશારો કરે છે—તે નુરને લગતી તપાસ ઘણે ઠેકાણે થઇ ગયેલ છે.

૪—“ અને દુન્યવી હીસાબે બની ફાતમાઇ ખાનદાનની નરનસલ તે જીસ્મને રૂહ મળીને કહેવાય અને તેમાંજ ખુદાઇ નુર એક પચ્ચીજ જલવાગર થવું, તે ઈમામ ( ખુદા ) વધુ શું કહે ઈબરાહીમ; બોલો બીરાદર જીમ ! ! ”

**તપાસ**—બિરાદર ! દુન્યવી હીસાબે જીસ્મને મળીને **નરનસલ** કેમ કહેવાય, તે જરા સમજાવશો કે ? આગલા જવાબોમાં તો તમોએ એક ખાલી **ખોખું** જણાવેલ છે—અને આ ઠેકાણે જીસ્મ ને રૂહ મળીને **નરનસલ** જણાવો છો, તેનું કેમ ? **જીસ્મ ને રૂહ** મળીને નરનસલ ( ઇમામની નરનસલ ) હોવાનું તમો જણાવો છો, અને તે નરનસલવાળા ઈમામને **ખુદા** જણાવો છો—પણ ખુદા તો જીસ્મ અને રૂહ મળીને બનેલો નથી, તેનું કેમ ? મતલબ કે—તમારી **ઈમામને ખુદા ઠરાવવાની થીયરી કોઈ રીતે પણ કાર્યસાધક થઇ શકતી નથી—એમ કહે છે જીમ; સમજ્યા બીરાદર ઈબ્રાહીમ ? ! ! !**

# જવાબ નાં૦ ૪૦ ની તપાસ.



મારો સવાલ નાં૦ ૪૦ મો " સાચા દીન રસુલ કા તે તમે સહી કરી જાણો " એવી ગનાનની કડી ઉપરેથ રચાયલો છે. જેનો સીધો અને સરળ જવાબ નહિં આપત મી૦ વરતેજીએ આડાઅવળા ફાંફા મારવા ખાતર, લંબા ણથી જવાબ ચર્ચેલ છે. જે જવાબમાંના ઘણા ખરા મુદ્દાએ " ભોમીકા અને "સનાતન સાથે ઈસ્લામનો સબંધ " રૂ પ્રકરણોમાં મી૦ વરતેજીએ ચર્ચેલ–તેના તેજ છે. જે તપાસ, " ભુલ ભરેલી ભોમીકા " અને " શું, સનાત અને ઈસ્લામ એકજ છે ? " વાળા પ્રકરણોમાં કરી ગયે છું, કેટલાક જાણુવા જોગ મુદ્દાઓની તપાસ ( ટુંકમાં ) કર બતાવીશ—

૧—" **સતપંથનો** અર્થ ઇસ્લામી શબ્દોમાં "હકરાહ થાય છે અને ઇસ્લામનું તે હકીકતી નામ છે. '

**તપાસ**—જ્યારે ઈસ્લામનું હકીકતી નામ **સતપં**ર છે, ત્યારે ઇસ્લામના 'શરીઅત', 'તરીકત' અને 'માઅરેફત નાં શાં શાં નામો છે ? ! ! ( અગર ઇસ્લામનું હકીક નામ **સતપંથ** હોય, તો તે મી૦ વરતેજીએ ઈસ્લા સનદોથી પુરવાર કરવું જોઇએ ). પણ મી૦ વરતેજી " ન હિન્દુ ન મુસલમાન " પંથને **સતપંથ** તરીકે મના છે, ત્યારે ઇસ્લામનાં હકીકતી નામ તરીકે તે કેવી રી ચાલી શકે ? તે મી૦ વરતેજી સમજાવશે કે ? મી૦ વ તેજીએ સતપંથનો અર્થ " હકરાહ " જણાવેલ છે—પ ાનજીભાઈ રતનશીએ તો " હાદી અને હીદાયત " નામ પેમ્ફલેટની પ્રસ્તાવનામાં ( પેજ ૫ માં ) **સતપંથનો** અ " હયાત પંથ " જણાવેલ છે, તેનું કેમ ?

૨—" વેદ મુજબ પણ ચોથો જુગ છે, ને જુગ એટલે જુગ અથવા આખર જમાનો એ એકજ સાર નીકળે છે. "

**તપાસ**—વેદ મુજબ ચાર જુગ હશે–પણ જ્યારે મી. વરતેજી " કળીયુગ " ને " આખર જમાના " તરીકે જણાવવા નીકળ્યા છે, ( એટલે વેદની અને ઇસ્લામની માન્યતા એક સરખીજ જણાવવા નીકળ્યા છે ), ત્યારે તેઓએ ઇસ્લામની રૂએ ચાર જુગોની થીયરી સાબેત કરી બતાવવી જોઇએ.

૩—" અત્યારે છેલ્લો જુગ છે, એટલે આખર જમાનો છે. ને તેમાં અથર્ન વેદ જેનું બીજું નામ "કુરકાન" છે, તેનું જ્ઞાન અપાવું જોઇએ. "

**તપાસ**—અથર્વ વેદ અને પુરકાન (કુરઆને શરીફ) એકજ છે-એમ મી૦ વરતેજી જણાવવા નીકળ્યા છે, પણ સનાતન માન્યતા પ્રમાણે તો ઋગ્વેદ, સામવેદ, યજુર્ વેદ × અને અથર્વ વેદ–એમ ચાર વેદો પ્રચલિત છે; ત્યારે અથર્વ વેદ અને કુરઆને શરીફ એકજ કેમ થઇ શકે ? ! ( કારણ કે કુરઆને શરીફ તો ચાર વેદો સિવાયની પવિત્ર કિતાબ છે ). કદાચ, મી૦ વરતેજી એમ કહે, કે અથર્વ વેદમાં જે હકીકત છે તેની તેજ હકીકત કુરઆને શરીફમાં છે; (એટલે કુરઆને શરીફ તે અરબીમાં અથર્વ વેદનું ભાષાંતર છે), તો તેઓએ અથર્વ વેદ અને કુરઆને શરીફનાં દરેક વાકયે વાકયની સરખામણી કરી બતાવવી જોઇએ.

× યજુર્ વેદના બે ભાગો છે-કૃષ્ણ યજુર્ વેદ અને શુકલ યજુર્ વેદ.

૪—" દસ અવતાર જે સનાતનીમાં મનાય છે, તેમાં પહેલા જુગમા ચાર મનાયા, બીજા જુગમાં ત્રણ મનાયા, ત્રીજા જુગમાં બે મનાયા છે. ચોથા જુગમાં માત્ર એકજ અવતાર મનાવાનો છે. જેને સનાતન ધર્મ "**નકલંક**" કહે છે. "

**તપાસ**—સનાતનીમાં દસ અવતાર મનાય છે, અને શું, મી૦ વરતેજીના **સતપંથ**માં નથી મનાતા ? બીજા જવાબોમાં મારા વિદ્વાન મિત્ર, દસ અવતારની માન્યતાને મજબુતાઈથી વળગી રહ્યા છે—અને આ મુદામાં સનાતનીઓ એમ માને છે, એમ ગોળગોળ શબ્દોમાં જણાવેલ છે, તેનું કારણ શું ? કારણ એ કે, સનાતન માન્યતા મુજબ **નકલંક**નો અવતાર હજી થયો નથી—જ્યારે મી૦ વરતેજીના **સતપંથ** મુજબ તો એ દસમો અવતાર હ૦ **અલી** રૂપે થઈ ગયો છે; જેથી મુદામાંની દસ અવતારની માન્યતાને મી૦ વરતેજીએ **સનાતન માન્યતા** તરીકે જણાવેલ છે !

૫—" શુદ્ર અવતાર જેનું નામ **નકલંક** કહેવામાં આવેલ છે તેનો નકલંકી ઘોડો અને ખડગ એ ખાસ હથીયાર મનાય છે, તેજ મુજમ હ૦ **અલી** માટે ખાસ **દુલદુલ** ઘોડો અને ઝુલફીકાર–બે ધારી તલવાર એ ખુદાઈ બખશીશ હતી."

**તપાસ**—એ સરખામણી મી૦ વરતેજીએ કયા ઈસ્લામી આધારોની રૂએ કરેલ છે, તે તેઓએ બતાવવું જોઇએ. ( અને કદાચ પીરોના ગ્નાનોમાં સરખામણી હોય તો તે પણ તેઓએ જાહેરમાં લાવવી જોઇએ ). તેવીજ રીતે 'નકલંકી ઘોડો' એટલે 'દુલદુલ' અને 'ખડગ' એટલે 'ઝુલફીકાર' (બે ધારી તલવાર ); એ પણ મી૦ વરતેજીએ કોઈ સનદથી પુરવાર કરવી જોઈએ. તેમજ 'ખડગ' તે બે ધારી તલવારનું નામ છે, એ પણ મી૦ વરતેજીએ પુરવાર કરી બતાડવું જોઇએ.

૬—" નવ અવતારો માંના પેટથી અવતર્યા નથી એમ સનાતન માનીનતા છે અને તે મુજબ દસમ અવતાર નકલંકનો અલી છે તેમ તેના માટે પણ જન્મ પ્રસંગની ચમતકારીક હકીકતનો મર્મ અહીં ખુલ્લો થાય છે. " *

**તપાસ**—નવ અવતારો માંના પેટથી અવતર્યા નથી—એ માટેની સનાતન માનીનતાની સનદ મી૦ વરતેજીએ ટાંકી દેખાડવી હતી. અત્રે તો એ બાબતને મજબુતાઈ આપવા ખાતર મી. વરતેજીએ હ૦ **અલી** અ૦ નાં જન્મ પ્રસંગની ચમતકારિક હકીકતને માન્ય રાખેલ છે—પણ બારમા ઈમામના જન્મ પ્રસંગની ચમતકારિક બિનાને તો મી૦ વરતેજીએ 'કુદરતી કાનુન વિરૂધ્ધ' જણાવેલ છે !

૭—" હ૦ **અલીને** ભલે બીજાઓ ખુદા ન માને પણ નુસેરી જેવાની ખુલ્લી ઈમાનદારી જેને ઇસ્લામમાં ઈમામના નામથી ઓળખવામાં આવે છે."

**તપાસ**—એ મુદ્દાની શબ્દ રચના મી૦ વરતેજીએ કયા ધોરણે કરેલ છે તેની સમજ પડતી નથી ! પણ મી૦ વરતેજીના કહેવાનો ઉદ્દેશ એ છે કે, ઇસ્લામીઓ જેને ઈમામ તરીકે માને છે, તેને ખુદા તરીકે માનવામાં નુસેરીઓની ખુલ્લી ઇમાનદારી છે ! " હ૦ અલીને ભલે બીજાઓ ખુદા ન માને " એમ મી૦ વરતેજી જણાવે છે—પણ તેઓ પોતે હ૦ અલીને ખુદા માને છે કે નહિં ? તેનો તો કાંઈ ખુલાસો કરતા નથી ! બાકી નુસેરીની ઈમાનદારીને વખાણે

* પણ બારમા ઇમામના જન્મ પ્રસંગની ચમત્કારિક હકીકત વખતે તો એ બાબતને મી૦ વરતેજીએ કુદરતી કાનુન વિરૂધ્ધ જણાવેલ !

"જીમ."

છે ! ! ! ખુદા સિવાય કોઇને પણ ખુદા તરીકે માની શકાય નહિં-જે માટેની દલીલો આગળ ઘણે ઠેકાણે અપાઇ ગઇ છે. ( વધુ માટે " જવાબ નાo ૯ ની તપાસ જુઓ ).

૮—" મી. જીમ-આ એક વિચાર કરવા જેવું છે કે, શા માટે રસુલે ખુદાને ખુદાનો અવતાર કે ખુદા **નુસેરી** સિવાય બીજાએ ન કહ્યા, ને હo **અલીનેજ** શું કામ કહ્યા ?"

**તપાસ**—આએ ફુદ્દાની શબ્દ રચનાથી એવો ભાર જણાય છે કે **નુસેરીએ** તો હo રસુલે ખુદા સo ને પણ ખુદા અને ખુદાનો અવતાર કહેલ-બાકી હo અલીને તે **નુસેરી** સિવાય બીજાઓએ પણ ખુદા કહેલ, તો-હo રસુલ સo ને નુસેરીએ ખુદા કહેલ હોય, તો તેની સનદ મીo વરતેજીએ બતાવવી જોઈએ. * નુસેરી અને તેના જેવા ગુલ્લાત વીચારવાળાઓના ખંડનમાં જવાબ નાo ( -૨૧-૨૯ ની તપાસમાં વિવેચન કરી ગયો છું.

૯—" **ઇમામ** છે તે ઇશ્વરી અવતાર છે અને બીજા મનુષ્યો માફક અવતરતા નથી એનો મતલબ હo **અલીના** જન્મ પ્રસંગની અજાયબી અને ઈમામોમા ખુદા વહદહુ લાશરીકનું પવીત્ર નુર હોય છે એ બાબતનો સરવાળો હિન્દના સનાતન ધર્મ મુજબ વધુ સ્પષ્ટ છે. "

* પાક કુરઆને શરીફની ' સુરએ કહફ ' ની આયત ૧૧ માં હo રસુલ સo ઉપરે ફરમાન નાઝીલ થયેલ છે કે—" કહે, માત્ર તમારા જેવો એક મનુષ્ય છું. મ્હારા તરફ વહી મોકલવામાં આવ્યો છે કે માત્ર તમારો ખુદા એકજ ખુદા છે; " ( પ્રોફેસર ઇરફાની કૃત તરજુમો: પેજ ૫૮૩ ).

"જીમ."

**તપાસ**—એ મુદ્દાની તપાસ માટે "જવાબ નાં૦ ૩૩ ની તપાસ" વાળું પ્રકરણ જુઓ. (એ મુદ્દામાં તો મી૦ વરતેજીએ, ઇમામ બીજા મનુષ્ય માફક અવતરતા નથી—એ માન્ય રાખેલ છે; પણ બારમાં ઇમામ માટે તો એ સબંધમાં ટીકા કરવા ઉતરી પડયા હતા!) જ્યારે ઇમામને ઇશ્વરી અવતાર તરીકે મી૦ વરતેજી જણાવે છે—ત્યારે તેઓનાંજ ૪૮ ઇમામો તો આજપર્યંત થઇ ગયા છે; તો ફક્ત ઇશ્વરના **દસ અવતારો**જ જણાવવાનું કારણ શું ? ! વળી મી૦ વરતેજી તો ફક્ત ઇમામોનેજ ઇશ્વરી અવતારો જણાવે છે—ત્યારે માસ્તર હરજીભાઇ પુંજા તો "મઝહરે ઝાતે અલ્લાહ" ના પેજ ૨૫ ઉપરે પયગમ્બરોને પણ ઇશ્વરી અવતારો જણાવે છે તેનું કેમ ? ઇમામોમાં ખુદાનું નુર હોય છે તે બાબતનો સરવાળો સનાતન ધર્મ મુજબ વધુ સ્પષ્ટ છે—એમ મી૦ વરતેજી જણાવે છે; તો એ બાબતને સનાતની સનદ મુજબ મી. વરતેજી સિધ્ધ કરી બતાવશે ખરા ? ( ત્યારે સનાતનીઓ ઇમામોને માનતા કેમ નથી ? ! )

૧૦—" આઠ અવતાર સુધી હીન્દમાં ઇશ્વરી જયોતી હઝરત આદમ અગાઉ હતી અને આદમથી અલી સુધી નવમો બુધ અવતાર અને **અલીથી** કયામત સુધી **ઇમામો** એક પછી એક હ૦ **અલીની** નસલમાં થતા રહેશે તે દસમો **અલી** અવતાર"

**તપાસ**—હ૦ આદમથી અગાઉ હિન્દુસ્તાનમાં ઇશ્વરી જયોતી હતી—એમ મી૦ વરતેજી જણાવે છે, તો તેઓએ હ૦ આદમના સમયથી અગાઉ ( ઇતિહાસીક સનદથી ) હિન્દમાં મનુષ્યની વસ્તી સાબેત કરી બતાવવી જોઇએ. હ૦ આદમને નવમા **બુધ્ધાવતાર** તરીકે મી૦ વરતેજી જણાવે છે—પણ હ. આદમ તો હિન્દમાં ન હતા, જ્યારે બુધ્ધાવ-

તવાર તો હિન્દમાં થયેલ છે, તેનું કેમ ? ( વધુ માટે, " બુદ્ધ અને હ. આદમ, " " મી૦ વરતેજીની ઈતિહાસીક અજ્ઞાનતા " તથા " મી૦ વરતેજીનું પોકળ " એ પ્રકરણોમાં જુઓ). હ. અલી અ. થી કરીને કયામત સૂધી તેઓની નસલમાંના ઇમામોને એકજ **અલી અવતાર** તરીકે મી૦ વરતેજી જણાવે છે–તે કેવી રીતે ચાલી શકે ? એનો ખુલાસો મી૦ વરતેજી કરી બતાવશે ખરા કે ? હ૦ અલી અ. ને મી. વરતેજીએ દસમા અવતાર તરીકે જણાવેલ છે, તો તે અવતાર પણ ( આગળના નવ અવતારોની જેમ ) હ૦ અલી અ૦ ની શહાદત થતાંજ પુર્ણ થવો જોઇએ–પણ મી. વરતેજી તો દસમ અવતારને કયામત સૂધી થતા, ઇમામોમાં મનાવે છે; તેનું કારણ સમજાવશે કે ? અગર એકજ અવતાર પાત્રો રૂપે જળવાઇ શકાતો હોય, તો પછે અવતારો માટે દસની સંખ્યા નિરર્થક ઠરે છે–ત્યારે તો મચ્છ, કચ્છ, વારાહ વી. એકજ અવતાર ગણાવા જોઇએ પણ મી. વરતેજીને તો જેમ ગમે તેમ લખ્યાજ જવું છે ! !

૧૧—" અને આ રીતે એક ખુદાએ એક મનુષ્ય જાતી માટે એકજ ધર્મ બતાવ્યો છે અને તેનું નામ **સનાતન** કહો ઇસ્લામ કહો કે હકરાહ કહો કે પછી **સતપંથ** કહો, પણ જુદા નથી. "

**તપાસ**—આ ઠેકાણે તો મી. વરતેજી એકજ ખુદાની થીયરી પેશ કરે છે, પણ એથી અગાઉ ઠેકઠેકાણે અનેક ખુદાઓની થીયરી જણાવી ચુકયા છે, તેનું કેમ ? એકજ મનુષ્ય જાતી માટે એકજ ખુદાઇ ધર્મ હોવો જોઇએ, એ બરાબર છે–પણ પાક કુરઆને શરીફ મુજબ તે ધર્મ **દીને ઇસ્લામ** છે. એ સબંધે પાક કુરઆને શરીફમાં **ઇન્નદ્દીન ઇન્દલ્લા હિલ ઇસ્લામ** ( ખરેખર (પસંદ કરેલો) ધર્મ ખુદા પાસે 'એસ્લામ' છે ) નું મહાન વાકય મોજુદ છે.

હ. આદમ અ. થી કરીને જેટલા પયગમ્બરો થઈ ગયા છે, તે સર્વે **ઇસ્લામની** મીલ્લત ઉપરેજ હતા. એ સબંધે પાક કુરઆને શરીફમાં જે ફરમાનો નજરે પડે છે, તેમાંથી બે ત્રણ આયતો ( પ્રોફેસર કૃત તરજુમામાંથી ) નીચે ટાંકી બતાવીશ—

"તેણે તમારા માટે ધર્મમાં તે ચીઝનું વર્ણન આપ્યું છે કે જે તેણે નુહને ફરમાવી હતી, અને તેમજ તે કે જે અમે ત્હારા તરફ વહ્ય કરી છે, અને તેમજ તે કે જે અમે એબરાહીમ અને મુસા અને ઇસાને હોકમ કરી હતી. ( તે આ ) કે તમે આ ધર્મ દ્રઢતાથી રાખો, અને તેમાં મતભેદ કરી વિખેરાઇ જાઓ નહિ. મોશરેકોને તે ચીઝ ભારે લાગે છે કે જેની તરફ તમે તેઓને બોલાવો છો.

( 'સુરતુશ્શુરા' આયત ૧૩ મી–પેજ ૬૨૭ )

"તમે કહો કે અમે ખુદાનેજ માનીએ છીએ અને તેમજ જે અમારી તરફ નીચે મોકલવામાં આવ્યું છે અને જે એબરાહીમ અને એસ્માઇલ અને એસ્હાક અને યઅકુબ અને અસ્બાત ( યઅકુબના દીકરાઓ ) ની તરફ નીચે મોકલવામાં આવ્યું છે અને જે મુસા અને ઇસાને આપવામાં આવ્યું છે અને તેમજ જે બીજા પેયગમ્બરોને પોતાના પરવરદેગાર તરફથી આપવામાં આવ્યું છે તેને ( અમે માનીએ છીએ ), અને તેમનામાંના કોઇની વચ્ચે અમે ફરક ગણશું નહિ; અને અમે તેનેજ આધીન રહેનારા છીએ."

[ 'સુરતુલ બકર' આયત ૧૩૬ મી–પેજ ૪૭ ]

"અને એબરાહીમે તે ધર્મ પોતાના છોકરાઓને વસીયત ( પાળવાનો હુકમ ) કર્યો અને યઅકુબે

પણઃ—કે હે અમારા છોકરાંઓ, ખરેખર ખુદાએ તમારે માટે ખાસ ધર્મ [એસ્લામ] પસંદ કર્યો છે માટે તમે મુસ્લીમ થયા સિવાય મરી જતા નહિં."

[ 'સુરતુલ બકર' આયત ૧૩૨ મી–પેજ ૪૬

ઉપરની આયતોથી ખુલ્લું જણાય છે કે, સર્વે પયગમ્બરો એકજ ધર્મ (ઇસ્લામની મીલ્લત) ઉપરેજ હતા. તેવીજ રીતે સર્વે મનુષ્યોની ઉત્પતી પણ એકજ હ૦ આદમથી થયલી છે,

" તેણે તમને એકજ મનુષ્ય [ આદમ ] થી પેદા કર્યાં છે."

મઝકુર ફરમાન પાક કુરઆને શરીફની 'સુરતુઝ ઝોમર'ની આયત ૬ ઠી માંથી છે*—જેથી સિધ્ધ થાય છે કે મનુષ્ય ઉત્પતી એકજ હ૦ આદમથી છે. તો જે ધર્મ હ૦ આદમનો હતો તેજ કુલ્લે મનુષ્યોનો ધર્મ હોવો જોઇએ; અને તે મીલ્લતે **ઇસ્લામ** છે. ( જે ઉપરના આયતોથી સિધ્ધ થઈ ચુકયું છે ).

અગર કોઇ એમ પ્રશ્ન કરે કે, ઇસ્લામથી અગાઉના ધર્મો તરીકે **યહુદીઝમ** અને **ખ્રીસ્તીઝમ** ધર્મો દુનિયામાં પ્રચલિત છે, તેનું કેમ ? તો તેનો જવાબ આ છે કે, યહુદી અને નસારાઓના પયગમ્બરો ઇસ્લામની મીલ્લત ઉપરેજ હતા—અને તેઓના સમયમાં તેઓના અનુયાઇઓ જે ધર્મ પાળતા હતા તે ઇસ્લામનીજ મીલ્લત હતી; પણ પાછળમાં અનુયાઈઓએ ફેરફાર કરેલ છે. જ્યારે યહુદીઓએ અસલ ધર્મમાં ફેરફાર કરી મુકયો, ત્યારે હ૦ ઇસાએ ઇસ્લામની મીલ્લતનો નવેસરથી બોધ કર્યો; અને તે

* પ્રોફેસર કૃત તરજુમો પેજ ૮૮૪ જુઓ.

બોધ ( ઈસ્લામની મીલ્લત ) પ્રમાણે ચાલનારાઓ **નસારા** કહેવાણા. જ્યારે નસારાઓએ અસલ મતમાં ફેરફાર કર્યો, ત્યારે છેલ્લા પયગમ્બર હ. **મોહમ્મદ** મુસ્તફા સ૦ એ ફરીથી તેજ મીલ્લત ( **ઈસ્લામ** ) નો બોધ કર્યો; અને તેઓ છેલ્લા પયગમ્બર હતા, જેથી ઈસ્લામને એવા સંપુર્ણ મઝહબ તરીકે લાવ્યા કે જેથી તે મઝહબમાં ( અગાઉની જેમ ) પાછો કયામત સુધી ફેરફારજ થઈ શકે નહિ.

મતલબ કે–હ૦ **આદમથી** કરીને હ. મોહમ્મદ મુસ્તફા સ૦ સુધી એકજ દીન **દીને ઈસ્લામ** હતો–અને કયામત સુધી એજ મઝહબ ખુદાઈ **મઝહબ** તરીકે રહેશે).

મી૦ વરતેજીએ તો હ૦ આદમથી અગાઉ **સનાતન** ધર્મ મનાવવા કોશેશ કરેલ છે–અને સનાતન તેજ **ઈસ્લામ** એમ જણાવેલ છે ! જે માટેના ખુલાસાઓ "મી૦ વરતેજીની ઈતિહાસીક અજ્ઞાનતા," "બુધ્ધ અને હ૦ આદમ", તથા "શું, સનાતન અને ઈસ્લામ એકજ છે ?" વાળા પ્રકરણોમાં કરી ગયો છું. ઉપરાંત મી૦ વરતેજીએ **સતપંથ** [ પોતાના ટોળાના પંથ ] ને 'હકીકી ઈસ્લામ' જણાવેલ છે–પણ **સતપંથ** નામ તો પીરોએ રાખેલ છે, ( અને જેનું રૂપાંતર મી૦ વરતેજી તરફથી 'ન હિન્દુ ન મુસલમાન' થયેલ છે ! ) પણ ઈસલામ નામ તો પાક કુરઆને શરીફ મુજબ છે, તેનું કેમ ? [ એ સર્વે મી૦ વરતેજીની, ભોળાઓને ભમાવવાની યુકતીજ છે ! ]

૧૨—" જનાબ રસુલે ખુદાનાજ ઉદેશ મુજબ **પીર સદરદીને** ઈસ્લામને ભાષા અને દેશ કાર્યયુક્ત **સતપંથના** નામથી ઉપદેશ કર્યો છે. "

**તપાસ**—જનાબે રસુલે ખુદા સ૦ નો એજ ઉદેશ હતો, એ મી૦ વરતેજીએ સાબેત કરી બતાવવું જોઈએ. શું, **સતપંથમાં** જે દસ અવતારની થીયરી છે, તે પણ હ. રસુલે

ખુદા સ. ના ઉદ્દેશ મુજબ છે કે ? કદાચ, એમ જણાવવામાં આવે કે, " અવતાર વી. જેવી બાબતો હિન્દુઓને સમજાવવાની યુક્તીજ હતી; પીર સદરદીન વી. નો ઉદ્દેશ તો ઇસ્લામીઓ વધારવાનો હતો. ત્યારે તો મી૦ વરતેજી જેવા મીશ્નરીઓએ પીર સદરદીન વી. નો હેતુ બર લાવવો જોઇએ જેના બદલે ઉલ્ટું એક ઇસ્લામી ટોળાને " ન હિન્દુ ન મુસ્લમાન " બનાવવાની કોશેશ કરવામાં આવે છે, તેનું કારણ શું ? !

૧૩—" બીરાદર અહીં તમારે ખાત્રી સાથે સમજવું કે, ઇસ્લામનાં કલમો, ઉસુલેદીન અને ફુરૂએદીન છે તેમાં કલમો અને ઉસુલેદીન એ બેઉ ઇસ્લામ મુજબના છે."

**તપાસ**—બિરાદર ! હું પુર્ણ ખાત્રીથી માનું છું કે, 'કલમો' અને 'ઉસુલેદીન' એ અસલ ઇસ્લામ મુજબનાજ છે—પણ તમો તો અન્ય ઠેકાણે કલમો અને ઉસુલેદીન વિરૂધ્ધની થીયરી પેશ કરી રહ્યા છો, તેનું કેમ ? કલેમાહનું મુખ્ય વાકય **લા ઇલાહા ઇલ્લલ્લાહ** છે, અને તમો તો **અલી સહી અલ્લાહ** જણાવો છો, તેનું કેમ ? ઉસુલે દીનમાંનો પહેલી અસલ **તવહીદ** [ ખુદાની એકતા ] છે, જ્યારે તમો તો ખુદાના **દસ અવતાર** અથવા **અનેકાનેક** ખુદાઓની થીયરી પેશ કરો છો, તેનું કેમ ?

૧૪—" ઉસુલેદીનનાં સીદ્ધાંતોમાં દરેક મુદ્દા ઉપર ખાત્રી કરવાની ફરજ છે, ને ખાત્રી થયા પછીજ માનવાનો હુકમ છે. "

**તપાસ**—ઇમામત પણ ઉસુલેદીનના મુદ્દાઓમાંથી છે—તો મી૦ વરતેજીએ ઠેકઠેકાણે ખાત્રી થયા વગર ( ઈમામની સીફતો જોયા વગર ) ઇમામને ( પોતાના મોજુદ ઇમામને ) માનવાનો ઉપદેશ કરેલ છે, તેના માટે શું સમજવું ?

।—" ખુદા એક છે, બીજો કોઈ ખુદા નથી, તેનો કોઇ જોડીયો નથી. તેને મા, બાપ, ઓરત બચ્ચાં નથી, એટલો અર્થ–તોહીદની સમજમાં હાલ ઈસ્લામની તાલીમના નામે પ્રસિધ્ધ છે. ત્યારે–**સતપંથમાં** વધુ સ્પષ્ટ રીતે મનાય છે કે, ખુદા એક છે પણ તે નુર છે, અને તે નુર આખા જગતમાં ભરપુર છે, તેવીજ રીતે કુરઆનમાં પણ છે કે "**અલ્લાહો નુરૂસ સમાવાતે વલ અર્જ**" એટલે જમીન અને આસમાનનું નુર તે **અલ્લાહ** છે."

**તપાસ**—એ મુદ્દામાં પહેલે ઈસ્લામ મુજબની **તૌહી**-ની સમજ આપી, પછી **સતપંથને** ઈસ્લામ કરતાં શ્રેષ્ઠ નાવવા પ્રયત્ન કરેલ છે ! આગળના મુદ્દાઓમાં તો મી૦ તેજીએ 'ઇસ્લામ' તેજ 'સતપંથ' જણાવેલ છે–જ્યારે આ ાણે તો 'ઇસ્લામ' અને 'સતપંથ' જુદા જણાવી–'સતપંથ'ને ટ જણાવેલ છે ! ! ! ખુદાનું નુર તથા 'આયએ નુર' ાંધેનો ખુલાસો આગળ કરી ગયો છું. ( વધુ માટે, વાબ નં૦ ૧૩–૩૫ વી. ની તપાસ જુઓ ).

૬—" બતિનો પ્રકાશ એક ગોળ કે ચોરસ આકારના ડબ્બામાંથી પ્રગટે છે, તેથી પ્રકાશનો આકાર ગોળ કે ચોરસ નથી કહેવાતો. પણ ડબ્બાના આકાર મુજબ તે પ્રગટે છે એ ખરૂં છે. અને તે જેમ પ્રકાશને પ્રગટવા માટે આકારની જરૂર છે, તે વગર તે પ્રગટ થતો નથી. તેવીજ રીતે ખુદાઇ નુર આદમના આકારમાં પ્રગટયું, પણ તેથી ખુદા જે નુર છે, તેનો આકાર થયો, એમ કહેવાય નહિં."

**તપાસ**—આ મુદ્દામાં, પ્રકાશને પ્રગટવા માટે આકા-ની જરૂરત છે–એમ જણાવીને, ખુદાઇ નુરના પ્રગટવા માટે ાદમની ( મનુષ્યાકારની ) જરૂરત જણાવેલ છે. પણ મારા

વિદ્વાન મિત્ર ભૂલી જતા જણાય છે કે, બત્તીનો આકાર બનાવવામાં મનુષ્યનો હાથ રહેલો છે; તેમજ તે બત્તી પ્રગટાવવા માટે પણ મનુષ્ય સાધનભુત થાય છે, જેથીજ તે પ્રકાશને બત્તીના આકારની જરૂરત જણાય છે. પણ કુદરતી પ્રકાશને આકારની કાંઈ અગત્ય રહેતી નથી. દાખલા તરીકે આકાશમાં ચમકતી વીજળી, (કે જેનો પ્રકાશ બત્તી કરતાં કંઇ અંશે વધુ હોય છે), તેને પ્રગટવા માટે આકારની જરૂરત રહેતી નથી. (હ૦ આદમના નુર માટે "જવાબ ના૦ ૩૮ ની તપાસ જુઓ). આએ મુદ્દામાં તો મી૦ વરતેજી, ખુદાઇ નુરના આકારનો ઇન્કાર કરે છે-પણ અન્ય ઠેકાણે તો મી૦ વરતેજી જેવાઓ "નિરાકારમાંથી સાકાર ખુદા" ની થીયરી પેશ કરે છે, તેનું કેમ ?

૧૭—'તેવી રીતે ખુદા એકપણે એકજ જીસ્મમાં પ્રગટ થાય છે, તેને ખુદાનો અવતાર **સતપંથ** સમજાવે છે. અને તેથી ખુદાના એકપણાની ખાત્રી થાય છે. અને તેના નિરાકારપણાને પણ સમજાવે છે."

**તપાસ**—ખુદાના એકપણાની ખાત્રી માટે જે માર્ગ મી૦ વરતેજી સૂચવે છે, તે તો ઉલ્ટો અનેક ખુદા મનાવવા માટે સાધનભૂત થઈ પડે છે ! જ્યારે **સતપંથ** ખુદાનો અવતાર સમજાવે છે—ત્યારે 'એકપણું' અને 'નિરાકારપણું'જ ક્યાં રહ્યું ?!

૧૮—"એ રીતે ખુદા પોતાનું નુર સમયાનુસાર જુદા જુદા જીસ્મમાં એક રૂપે પ્રગટે છે. તે એક વખત કદી બેમાં પ્રગટતો નથી. અને તેથી તે એક છે, ને બીજો કોઇ નથી. તેની પણ સમજ આપે છે."

**તપાસ**—જ્યારે સમયાનુસાર ખુદાનું (પોતાનું) નુર જીસ્મમાં પ્રગટે—એટલે ખુદા જીસ્મમાં પ્રવેશ કરે, ત્યારે 'એકપણું" ક્યાંથી રહી શકશે ? ગમે તો એકી વખતે, ખુદા

જુદા જુદા જીસ્મોમાં પ્રગટે ( પ્રવેશ કરે ), અને ગમે તો એક વખતમાં એકજ જીસ્મમાં પ્રવેશ કરે; તો પણ 'એકપણું' રહી શકતું નથી. ત્યારે તો એક તો ખુદા પોતે મોજુદ છે, અને વળી જેના જીસ્મમાં પોતાના નુરમાંથી અમુક હિસ્સાને પ્રગટાવ્યો તે મનુષ્ય પણ ખુદા ઠરે—એટલે બે અથવા વધુ ખુદાઓના કાયમ થવું પડે. મી૦ વરતેજીએ જે બિના જણાવેલ છે, તે બે બાબતોથી ખાલી નથી—કાં તો ખુદા પોતે પણ મોજુદ રહ્યો, અને બીજામાં પણ પોતાના નુરનો અમુક અંશ પ્રગટાવ્યો, ત્યારે બે ખુદા ઠરશે; અને કાં તો ખુદા પુર્ણ રિતે બીજામાં પ્રગટયો, અને ખુદાની હસ્તીજ મટી ગઈ, તો તે પણ બનવા જોગ છે. મતલબ કે—મી૦ વરતેજીની દલીલ દરેક રીતે નિરર્થક ઠરે છે.

૧૯—" તેવીજ રીતે **આદમ**ના દીકરા **શીશ** હતા, તે **શીશ** મનુષ્યરૂપે તેમના માતાજી **બીબી** હવાનાં પેટથી અવતર્યા."

**તપાસ**—એથી સાબેત થાય છે કે, ન તો હ૦ આદમ ખુદા હતા; અને નતો હ૦ શીશ ખુદા હતા.

૨૦—" **પીર સદરદીન** એક સ્થળે સમજાવે છે કેઃ—

## દીવામાંથી દીવો સાર.

એટલે—એક બતી પ્રકાશતી હોય, પછી બીજી બતી પ્રકાશવા અગાઉ તેનો આકાર વિગેરે બધું તઈયાર હોય, ત્યારેજ જેમ પહેલી બતીના પ્રકાશ વડે બીજી બતી પ્રકાશવા માંડે તેવીજ રીતે જ્યાં સુધી માના પેટથી જીસ્મનો આકાર લીધા પછી, આગલા પ્રકાશ વડે બીજા જીસ્મના આકારમાં ખુદાઈ નુર પ્રકાશે."

**તપાસ**—પીર સદરદીનના નામથી જે વાકય લખીને મી૦ વરતેજીએ પોતાની ગીરોહથી જે અર્થ સમજાવેલ છે-તે કોઇ રીતે પણ કાર્યસાધક નથી. એક દીવામાંથી બીજો દીવો પ્રગટાવીએ, તો પણ પહેલો દીવો તો એવીજ રીતે રોશન રહે છે-તેમજ તેનું તેજ પણ એ ક્રિયાથી કાંઇ ઘટતું નથી, તેનું કેમ ? એક દીવામાંથી એકી વખતે બીજા પચ્ચીસ દીવા પ્રગટાવીએ, તો તે પણ પ્રગટી શકે છે-અને અસલ દીવાના તેજમાંથી કાંઈ કમતી થતું નથી. મતલબ કે-મી૦ વરતેજીએ ઉત્તરોતર નુર માટે એ મુદ્દો ચર્ચેલ છે, પણ તે કોઇ રીતે પણ કાર્યસાધક થઇ શકે તેમ નથી. (મી. વરતેજીએ તો આગલા જવાબોમાં એક દીવામાંથી બીજો દીવો પ્રગટયા પછી (નુર સુપુર્દ થઇ ગયા પછી), આગલના દીવાને "ખાલી ખોખું" સમજાવવા તજવીઝ કરેલ !)

૨૧—"આ રીતે સ્પષ્ટતાવાળી અને પુરણ સમજ સતપંથમાં ખુદાની એકતા માટે છે. પણ ઈસ્લામ મુજબની ખુદાની એકતા માનનારાઓ ખુદા વહદહુ એટલે એક છે, નિરંજન નિરાકાર છે એમ કહે છે. પણ તેને સાબેત કરી શકતા નથી કે, જેવી રીતે ઓળખવાને અને સમજવાને ખુદાએ કુરઆને શરીફમાં બતિના દ્રષ્ટાંતથી સુરે નુરની ૩૧-૩૨-૩૩-૩૪ આયાતમાં ફરમાવેલ છે."

**તપાસ**—વાહરે, સ્પષ્ટતાવાળી અને પુર્ણસમજ, વાહ ! પણ એ મુદ્દાથી મી૦ વરતેજી "સતપંથ તેજ ઇસ્લામ" વાળી પોતાની આગલી થીયરીને રદ કરે છે, તેનું તેઓને ભાન છે કે ? (કારણ કે એ મુદ્દામાં સતપંથ અને ઇસ્લામની જુદી જુદી માન્યતા છે, એમ દર્શાવી આપે છે-બલ્કે સતપંથને ઇસ્લામથી શ્રેષ્ઠ મનાવવા કોશેશ કરેલ છે !) વળી-ઇસ્લામીઓ ખુદાના એકપણા, નિરજંન અને

નિરાકારપણાને સાબેત કરી શકતા નથી—એમ. મી૦ વરતેજીએ અડંગો ફેંકેલ છે ! પણ તેમાં તેઓ પોતાના મગજની અસ્થિરતાજ જણાવી આપે છે ! ! ! કદાચ, 'દીવામાંથી દીવો સાર' એ બાબતને મી૦ વરતેજી, ખુદાના એકપણા અને નિરંજન નિરાકારપણાની સાબેતી માનતા હોય, અને તે ઇસ્લામીઓ નથી જાણતા, એમ કહેવા માંગતા હોય—તો તે દલીલને તેઓ પોતે ( સુરે નુરની આયતોનો હવાલો આપીને ) તોડી પાડે છે, તેનું મી૦ વરતેજીને ભાન છે કે ? પાક કુરઆને શરીફ, ઇસ્લામીઓનુંજ કે નહિં ? તો પહેલે જણાવવું કે, ઇસ્લામીઓ સાબેત કરી શકતા નથી—અને પાછો ઇસ્લામી સાધનથીજ તેનો હવાલો આપવો, એ મગજની અસ્થિરતા નહીં તો બીજું શું ? ! ! !

૨૨—“ અને તેજ કુરઆને શરીફની તફસીર ખુદાની એકતાઇ માટે પીર સદરદીને સમજાવી છે.”

તપાસ—તે તફસીર કઇ ? 'દીવામાંથી દીવો સાર'એ તફસીર ? કે, 'દસ અવતાર' ની થીયરી ? ! ! !

૨૩—“ ના૦ આગાખાન માના પેટથી મનુષ્ય તરીકે જનમ્યા, ત્યારે તેમાં ખુદાઈ નુર હતું એમ અમો માનતા નથી. પણ જનમ્યા પછી ૬ કે સાતમે વરસે, જ્યારે એ નુર એમના અગાઉના જામામાં હતું, તે જામાએ જ્યારે કાલના ના૦ આગાખાનના મનુષ્યાકારમાં એ ખુદાઇ નુર ફુંકયું, ત્યારથી જલવાગર થયું. અને તે એકલાજ છે તેના જેવો બીજો કોઈ પ્રકાશ નથી, તેમ તે જનમ્યો પણ નથી.”

તપાસ—એ મુદ્દામાં પણ મી૦ વરતેજીએ, નુર જન્મતો નથી, અને તે નુર જે મનુષ્યાકારમાં ફુંકાય તે

ખુદા—એમ મનાવવાની વેતરણ કરેલ છે ! પણ ના૦ આગા-ખાન જનમ્યા તે વખતે તેઓમાં નુર નહતું—એમ જણા-વીને તેઓના માટેની **ઇમામતને** પોતે તોડી પાડે છે ! ખરા ઈમામોમાં જન્મતાં વેતજ **ઇમામતનું** નુર હોય છે, અને એ નુરના સબબેજ તેઓના જન્મ વખતે ચમત્કાર જોવામાં આવે છે. જેવી રીતે કે હ૦ અલી અ૦ નો જન્મ ચમત્કારિક રીતે થયેલ—અને જે હકીકતને મી૦ વરતેજીએ પણ કબુલ રાખેલ છે. ( નુર ફુંકવાના ખુલાસા માટે 'જવાબ ના૦ ૨૯ ની તપાસ' જુઓ .

૨૪—" આવી રીતે ખુદાની એકતા જે સ્થળે પ્રકાશે છે, તેના દુન્યવી કારોબારમાં ઇન્સાફીપણું સાથેજ ઝળકે છે ! એજ તેની અલામત છે. અને ઇન્સાન ગુજરી જવા પછી એજ ખુદાઈ પ્રકાશના ઇન્સાફીપણાથી પોતાના આમાલ ભોગવશે."

**તપાસ**—વાહરે અલામત ! દુન્યવી કારોબારમાં કેવી રીતે ઇન્સાફીપણું છે ? અને તે ઇન્સાફીપણા સાથે ખુદાની એકતાના પ્રકાશનો શો સબંધ છે ? તે મી૦ વરતેજી સ્પષ્ટ કરી બતાવશે કે ? આએ મુદ્દામાં તો મી૦ વરતેજીએ, તે પ્રકાશવાળા ( જેમાં નુર હોય તે ) ઇન્સાનના ગુજરી જવા પછી પણ તે પ્રકાશના સબબથી પોતાના આમાલ ભોગવશે—એમ જણાવેલ છે, ( એટલે કે આમાલ ભોગવવાના વખત સૂધી તેમાં પ્રકાશ હોય છે—એમ જણાવેલ છે ), પણ આગ-ળના મુદ્દાઓમાં તો પ્રકાશ હયાતીમાંજ પોતાના ફરઝંદને સોંપી આપે છે, અને ત્યાર પછી તે બત્તીના **ખાલી ખોખાની** જેમ રહે છે; એમ જણાવેલ છે, તેનું કેમ ?

૨૫—" **પીર સદરદીન** સાહેબે પોતાના રચેલાં બધાં વચ-નમાં તાલીમ કરી છે. તે મુજબ **મોજુદ** ઇમામની બયત લેવા સમજાવ્યું છે."

**તપાસ**—પીર સદરદીનનાં નામથી જણાવવામાં આવતા બધા વચનોમાં **બયઅત** લેવાની સમજાવટ કેવી રીતે છે, તે મી. વરતેજી સ્પષ્ટ કરી બતાવશે ખરા ? કદાચ, મી. વરતેજીએ મુદ્દા ના. ૨૬ માં જે બેચાર કડીઓ જણાવેલ છે, તેને **બધા વચનો** તરીકે ઠસાવવા માંગતા હશે—પણ તે કડીઓ મુજબ પણ જે **જાહેર દેવ** તે વખતે **જંપુદીપ** (!) માં બેઠા હતા, તેનેજ પરખીને પ્રેમથી પુજવાનું (પગે પડવાનું) જણાવેલ છે; પણ હાલના મી૦ વરતેજીનાં **મોજુદ ઇમામની** બયઅતનો સબંધ તો તેમાંથી કાંઈ નીકળતોજ **નથી !**

૨૯—"જો **પીર સદરદીન સાહેબ**ના વચનો ઉપર ભરૂસો હોય,* તો તે આ નીચે **સાચા દીન રસુલકાનો** મતલબજ સમજાવનારા છે.

> એજી જાહેર દેવ જંપુદીપમાં બેઠા, (આરતી.)
> **પરતક** પાત્રને પરખીને પ્રેમે પુજો પાય
> ચઉદ બ્રહ્માંડનો એ ધણી **પરગટ** છે જુગ માંહે.
> પરતક"

**તપાસ**—પહેલે તો, એ વચનો પીર સદરદીનનાંજ છે, એ મી. વરતેજીએ સાબેત કરી દેખાડવું જોઇએ. કદાચ, એ વચનો પીર સદરદીનનાંજ છે, એમ એક બારગી માની લઇએ—તો પણ એ વાકયોથી '**સાચા દીન રસુલકા**'નો મતલબ કેવી રીતે સમજાય છે ? તેની ચોખવટ મી૦ વરતેજી કરી બતાવશે કે ? હવે—**જંપુદીન** કયાં આવ્યું અને

* જે વાકયો પીર સદરદીનના નામથી જણાવવામાં આવે છે, તે શંકા પડતું છે. પીર સદરદીનના વખતમાં એવી તરેહની ગુજરાતી ભાષા હરગીઝ ન હોતી. વધુ માટે, મી૦ ઠાબા કૃત 'નાનજીભાઇનું ભોપાળું' જુઓ.

"જીમ."

જાહેર દેવ તે વખતે કોણ હતા, તે મી૦ વરતેજી સ્પષ્ટ કરી બતાવશે કે ? આએ મુદ્દામાં તો પરતક પાત્રને પરખીને પ્રેમથી પુજવાનું જણાય છે—પણ મી૦ વરતેજી તો વગર પારખવે પુજવાનું જણાવી રહ્યા છે, તેનું કેમ ?

૨૭—"આ ઉપરાંત જેણે જગ જાહેર ઇમામને ઓળખવા અને વળી **ઇમામ જાફર સાદેક** પછી **મુસા કાઝીમ** કે તેની નસલને નહિ પણ **ઇમામ જાફર સાદેક**ના વડા શાહજાદા **હઝરત ઇસ્માઇલ** અને તેની નસલને કે જે નસલ અરબસ્તાન પછી મિસર અને દેલમદેશ એરાકખંડ વિગેરેમાં રહેતી આવી છે. ને તે હિન્દમાં પધારશે એવી એવી પેશીનગોઈ કર્યા મુજબ હાલના **નામદાર આગાખાન**ના વડવાઓને ઓળખાવ્યા છે."

**તપાસ**—ઇમામત અને નસલના માટે જુદા જુદા પ્રકરણોમાં આગળ ઘણું લખાઇ ગયું છે—એટલે અત્રે વિવેચન કરવાની અગત ધારતો નથી. મુદ્દા ના. ૨૬ મુજબ તો જાહેર દેવનું **જંપુદીપ**માં હોવાનું જણાય છે—જ્યારે મી૦ વરતેજી તો, અરબસ્તાન, મીસર, દેલમદેશ, અને ઇરાકખંડ જણાવે છે, તેનું કેમ ? વળી, મુદ્દા ના૦ ૨૬ પ્રમાણે તો તે વખતના **જાહેર દેવ** સબંધેજ હકીકત જોવામાં આવે છે—જ્યારે મી. વરતેજી તો નસલ માટે પણ એ થીયરી લાગુ પાડવા માંગે છે, તેનું કેમ ? અને તે વાકયથી હિન્દમાં પધારવાની પેશીનગોઇનો અર્થ કેવી રીતે નીકળે છે ? તે મી૦ વરતેજી સમજાવશે ખરા કે ? અગર મી૦ વરતેજી, બીજી કોઈ પેશીનગોઈ માટે જણાવવા માંગતા હોય, તો તેવી પેશીનગોઈ તેઓએ ટાંકી બતાવવી જોઇએ. નહિં તો, ભોળાઓને ભમાવવાનું મૂકી દેવું જોઇએ.



# જવાબ નાο ૪૧ ની તપાસ.

**સતપંથનું** સ્પષ્ટીકરણ કરાવવા માટે મારો ૪૧ મો સવાલ રચાયલો હતો. જેના જવાબમાં આડીઅવળી અને એની એજ દલીલો લાવીને, મીο વરતેજીએ લંબાણુ કરેલ છે. જે જવાબમાંના ટુંકમાં મુદ્દાઓ—

૧—"મીο જીમ-**સતપંથ** અને **ઇસ્માઇલી** મઝહબ એ બેઉ એકજ છે."

**તપાસ**—મીο વરતેજી-તમો ભુલાવો ખાઓ છો ! ઇસ્માઇલી (મઝહબ નહિં પણ) ફિરકો, હο ઈસ્માઈલ ઈબ્ને ઇમામ જાઅફરે સાદેક અο ના સમયથી નીકળેલ છે; જ્યારે કહેવાતો **સતપંથ** પંથ તો ચારસો વર્ષ ઉપરે નીકળવા પામ્યો છે. ઇસ્માઇલી ફિરકાના અકાયદો પણ જુદા છે—અને **ઈસ્માઇલી** નામ. હο ઇસ્માઈલને સાતમા અને છેલ્લા ઈમામ માનનારાઓ માટેજ છે. (વધુ માટે, "હο ઇસ્માઇલ બિન ઈમામ જાઅફરે સાદેક અο" વાળું પ્રકરણ જુઓ).

૨—"જે ખાસ કહેવાનું છે, તે એ કે **સતપંથ** એ ઇસ્લામી શબ્દો મુજબ **સેરાતલ મુસ્તકીમ**નો અર્થ ધરાવે છે."

**તપાસ—સેરાતલ મુસ્તકીમ** (સીધો રસ્તો) એ કોઇ **ફિરકા** કે **પંથનું** નામ નથી—જ્યારે **સતપંથ** તો એક જુદા **પંથ** તરીકેજ નામ પાડવામાં આવેલ છે.

૩—"અને **સતપંથ** નામનો અર્થ હીન્દુ ધર્મના માહેતગારો માટે વધુ સવળતા પડતો હોવાથી રાખવામાં આવેલ છે."

**તપાસ**—પીરાએ 'માતાપંથ' ના મુકાબલે 'સતપંથ' નામ રાખેલ હોય એમ જણાય છે. બાકી હિન્દુઓને તો ઇસ્લામ મતમાં લાવવાની પીરોની ધારણા હતી, ત્યારે હિન્દુ ધર્મના માહેતગારોની સવળતા જોવાનો સબબજ શો હોઇ શકે ? એમ કહો, કે પીરોએ પોતાની સવળતા ખાતરજ એ નામ રાખેલ !

૪—"જેવી રીતે **ઇસ્લામ** આદમથી ચાલતો આવેલો છે, પણ દરેક ભાષામાં તેના ફેરફારવાળા નામથી ઓળખાયેલ છે અને તેથી **ઇસ્લામ** ને હઝરત રસુલે ખુદાને પેગંબર કબુલ રાખનારાઓનેજ તે શબ્દ લાગુ પડે છે."

**તપાસ**—તે ફેરફારવાળાં નામો કયાં ? તે મી૦ વરતેજી સ્પષ્ટ કરી બતાવશે કે ? અગર મી૦ વરતેજી, યહુદી અને નસારાઓ વી૦ માટે કહેવા માંગતા હોય, તો તેમાં પણ તેઓ થાપ ખાય છે. વળી યહુદી તેમજ નસારાઓ જુદા જુદા મુલ્કોમાં વસ્તા હોય અને તેઓની ભાષા ફેર પણ હોય-છતાં તેઓ તેજ નામથી ઓળખાય છે, તેનું કેમ ? (ખાસ કરીને નસારાઓની તો દરેક મુલ્કમાં જુદી જુદી ભાષા છે, તેનું કેમ ?) હવે-હ૦ રસુલ સ૦ ને પેગંબર તરીકે કબુલ રાખનારાઓ માટે ઇસ્લામ શબ્દ લાગુ પડે છે, એ મી૦ વરતેજી માન્ય રાખે છે; ત્યારે **સતપથ** વાળાઓ શું હ૦ રસુલ સ૦ ને પેગંબર તરીકે કબુલ નથી રાખતા ? અગર રાખે છે, તો ભાષાફેરની થીયરી લાગુ પાડીને **સતપંથ** નામ જણાવવાને મી૦ વરતેજી બાહેર પડયા છે, તેનું કેમ ? ઇસ્લામીઓ તો દુન્યાના ઘણા ખરા ભાગોમાં ફેલાયલા છે, તેમજ ઘણા કેકાણુની ભાષા પણ જુદી જુદી છે—છતાં ભાષા ફેરફારવાળાં નામો નહિં રાખતાં, દરેકે દરેક **ઇસ્લામી** તરીકેજ પોતાને મનાવે છે, તેનું

કેમ ? હા, ફિરકાઓની ઓળખ માટે જુદા જુદા ફિરકાઓના નામો છે—તેમજ બે વિભાગો જણાવવા માટે **શીઆહ** અને **સુન્નત જમાઅત** એમ નામો છે, પણ તે સર્વે ઇસ્લામ પંથમાંજ પોતાને જણાવે છે; જ્યારે મી૦ વરતેજી તો **સતપંથ** નામે જુદોજ પંથ મનાવવા માગે છે, અને તેને ભાષાફેરની થીયરી લાગુ કરે છે ! ! !

૫—"પણ જયારે એ **ઇસ્લામ** નામ **હઝરત રસુલે** ખુદાના **શરૂ** જમાનામાં પ્રચલીત નહોતું, ત્યારે તેનુ નામ **'હનીફ ધર્મ'** કહેવાતું હતું, અને હનીફ ધર્મનું નામ હ૦ **ઇબ્રાહીમ પેગંબરની હીદાયતથી** પડેલું હતું."

**તપાસ**—**'હનીફ'** એ કોઇ ધર્મનું નામ નથી. (એનો મતલબ જુદોજ છે ). હ. ઇબ્રાહીમનો ધર્મ મીલ્લતે ઇસ્લામ ઉપરેજ હતો. ( જુઓ, જવાબ ના૦ ૪૦ માંના મુદ્દા ના૦ ૧૦ ની તપાસ. ) પાક કુરઆને શરીફમાં ફરમાવવામાં આવ્યું છે:—

> " એબરાહીમ યહુદી નહોતો અને નસરાની પણ નહોતો પણ તે હનીફ ( સત્ય ધર્મ પાળનાર ) અને મુસ્લેમ હતો અને તે મુર્તિપૂજકોમાંનો નહોતો. "
> ( 'સુરએ આલે ઇમરાન', આયત ૬૭—પ્રોફેસર કૃત તરજુમો; પેજ ૧૨૯ )

ઉપરની આયતથી મી૦ વરતેજી જોઇ શકશે કે, હ૦ ઇબ્રાહીમ મુસ્લેમ (ઇસ્લામી)જ હતાં. અને 'હનીફ' એ કોઇ ખાસ ધમનું નામ નથી—પણ સત્ય ધર્મ પાળનાર મનુષ્યને 'હનીફ' કહેવામાં આવે છે.

૬—" અને આ બાબતમાં **જનાબ રસુલે ખુદા** પર ઇમાન નહી લાવેલા કુરેશો અને યહુદીયોએ પુછયું

હતું કે, અયે મહમદ ( સ. અ. વ. ) તમે કયો ધર્મ પાળો છો ? ત્યારે હઝરતે જવાબ આપ્યો કે, હું હ૦ ઇબ્રાહીમના હનીફ ધર્મને પાળું છું. ”

તપાસ—એ સનદ કયાંથી મી૦ વરતેજીએ ઉતારેલ છે, તે તેઓએ અસલ ઈબારત ટાંકી બતાવવી જોઇએ. આએજ જવાબના મુદ્દા ના૦ ૪ માં તો મી૦ વરતેજીએ જણાવેલ છે કે, “હું હ૦ ઈબ્રાહીમના હનીફ ધર્મને પાળું છુ” તો એ એક બીજાથી વિરૂધ્ધ બાબતો છે. ( વધુ માટે, ઉપર મુદ્દા ના૦ ૫ ની તપાસ જુઓ ).

૭—“ તો આ રીતે હનીફ ધર્મનો અર્થ અરબીમાં ઇસ્લામ થાય છે. તેવીજ રીતે ઇસ્લામનો ગુજરાતી કે પાકૃત અર્થ સતપંથ છે.”

તપાસ—એ મી. વરતેજીનાં ઘરવરણાઉ થીગડાં છે ! એ અર્થો કઈ ડીક્ષનરીઓના આધારે થાય છે, તે મી૦ વરતેજીએ પુરવાર કરવું જોઇએ. (‘હનીફ’ અને ‘સતપંથ’ માટેનો ખુલાસો આગળના મુદ્દાઓમાં જુઓ ).

૭—“ શિયા ફીરકામાં ઇમામી અને અખબારી એ ફાંટા છે. અને ઈમામી માં ઇસનાઅશરીને ઇસ્માઈલી બે ફાંટા છે.”

તપાસ—એમાં પણ મી. વરતેજી ગોટો વાળે છે ! ઈમામી અને અખબારી નહિં; પણ ઉસુલી અને અખબારી એમ બે ફાંટા છે. ઉસુલી એટલે કોઇ મુજતહેદની તકલીદ કરવાવાળા; અને અખબારી એટલે ફકત અખબારો ( હદીસો વી૦ ) જોઇને તે મુજબ ચાલનારાઓ. જેઓ ‘ઉસુલી’ છે તેઓ પણ હદીસો વી. ને તો માન્ય રાખે છે, પણ તેવી હદીસોનો જે સાર મુજતહેદો સમજાવે છે તે મુજબ માન્ય રાખે છે—જ્યારે ‘અખબારીયો’

હદીસોનો સાર પોતાના મત મુજબ સમજીને તે ઉપરે ચાલે છે. * બાકી **ઇમામી** ( બાર ઇમામોની માન્યતા ધરાવનારાઓ ) તો 'ઉસુલી' અને 'અખબારી' બેદ છે. મી૦ વરતેજી પોતાના ટોળાંને **ઇમામી** જણાવવા મથન કરે છે—તેની તપાસ " આગાખાનીઓના ગાયબ ઇમામો " વાળા પ્રકરણમાં કરી ગયો છું. ( મી૦ વરતેજીએ, આએ મુદ્દામાં તો **ઇસ્નાઅશરીઓને** શિઆહ ફિરકાના **ઇમામી** ફાંટામાંથી માન્ય રાખેલ છે—પણ જવાબ ના૦ ૩૪ માં તો તેઓ મને પૂછવા નિકળેલ કે, " ઇસ્નાઅશરી બીરાદરોની કયા ફીરકામાં ગણત્રી થઇ શકે ? " ! ! ! )

૯—" અને કુરઆન **ઇમામ** વગર સમજાવનાર નથી એમ હોવાથી, **ઇસ્નાઅશરી** મઝહબના ફાંટામાં **કુરઆન**ની તાલીમ ઇમામ વગર અધુરી રહી. "

**તપાસ**—જ્યારે મી૦ વરતેજીના કેટલાક ઇમામો ગાયબ હતા, ત્યારે પાક કુરઆને શરીફ કેવી રીતે સમજાતું હતું ? મી. વરતેજીએ યાદ રાખવું જોઇએ કે, ઇસ્નાઅશરીઓ માટે પાક કુરઆને શરીફની દરેક રીતની સંપુર્ણ સમજ તેઓના **ઇમામો** તરફથી અપાઇ ગયલી છે—અને તે **તફસીરો**માં મોજુદ છે. અને તે તફસીરોમાંથી જેને સમજ ન પડે, તેઓની તાલીમના માટે **મુજતહેદો** મોજુદ છે. ( મી. વરતેજી જેવાઓ પાક કુરઆને શરીફની તાલીમને

---

* 'અખબારી' કરતાં 'ઉસુલી' મત વધુ વ્યાજબી છે. કારણ કે દરેકે દરેકે કાંઇ હદીસનો અસલ ભાવાર્થ સમજી શકતો નથી. જેથી મુજતહેદોની તકલીદવાળો મત વધુ અનુકુળ છે. સર સૈયદ જેવાઓએ પણ તકલીદને અનુમોદન આપેલ છે. હાલે 'અખબારી' મતવાળાઓ ભાગ્યેજ જોવામાં આવે છે.

"જીમ."

કેટલું વજન આપે છે, તે ઠેકઠેકાણે બતાવી ગયો છું ) પણ આએ મુદ્દાથી મી. વરતેજી એટલું તો કબુલ રાખે છે, કે ઈમામ કુરઆનને સમજાવનાર છે—હવે કોઇ ઇમામતનો દાવેદાર પાક કુરઆને શરીફના કેટલાક ખુલ્લા હુકમોની વિરૂધ્ધતા કરતો હોય તો ? ! ! )

૧૦—" અને ઇસ્માઇલી મઝહબમાં મોજુદ ઇમામ બરાબર અલીથી આજ સુધી એક પછી એક હદીસ અને કુરઆને શરીફ મુજબ ચાલુ હોવાથી અને ઈમામ તે બોલતું કુરઆન હોવાથી; ઇસ્લામની સત્ય તાલીમનો ઉમદા સબક તેના પાળનારાઓને દરેકને પોતાની ભાષામાં અડચણ વગર મળતો રહ્યો"

તપાસ—શું, મી૦ વરતેજીના ઇમામ તરફથી કુરઆનની તાલીમનો સબક, ગુજરાતી ભાષા જાણનારાઓને ગુજરાતીમાં, અને કચ્છીમાં ( તેઓની પોતાની ઝબાનથી ) આપવામાં આવે છે ખરો ? કે, ફરમાનોમાં પણ ઈન્ટરપ્રીટર ( તરજુમો કરનાર ) ની જરૂરત પડે છે ? તે મી. વરતેજી પોતાની ઇમાનદારીથી સ્પષ્ટ કહી બતાવશે કે ? ઇસ્માઇલી ફિરકાવાળા દરેકને તેઓની ભાષામાં ઇસ્લામની સત્ય તાલીમ કેવી રીતે મળવા પામે છે ? અને તે સત્ય તાલીમ કઇ ? તે મી. વરતેજી જણાવશે ખરા કે ? શું, જ્ઞાનો અને ફરમાનો તે સત્ય તાલીમ ? તો, જ્ઞાનો અને ફરમાનો તો ખોજાઓ સમજી શકે, અન્ય પરદેશી મુરીદો માટે શું ? વળી જ્ઞાનો તો મી. વરતેજીના મોજુદ ઈમામના રચેલા નથી—ફક્ત ફરમાનો જે તેઓના નામથી જણાવવામાં આવે છે, તે પણ અસલ તો ફારસી ભાષામાં થયલા હોવા જોઇએ, તેનું કેમ ? અને તેવા દરેક ફરમાનો ઈસ્લામની સત્ય તાલીમ સાથે મી. વરતેજી મુકાબલો કરી દેખાડશે ખરા ? અગર કોઇ તેના ફરમાનો ઇસ્લામી તાઅલી-

મથી વિરૂધ્ધ જતા હોય તો ? ( ઇમામે મોજુદ વી. ના ખુલાસા માટે " ઓલિલ અમ્ર ", "મનમાતવાળી હદીસ" " આગાખાનો અને ઇમામત " વી. પ્રકરણો જુઓ ).

૧૧—" વળી હિન્દુ સનાતની તરીકે ઇસ્લામી નામનો અભાવ **સતપંથ** નામથી રહેવા પામ્યો નહિં, તેવીજ રીતે ઇસમાઇલી મઝહબનાં નામે સુફી ઇસ્લામીઓ પણ તેને એક ફીરકા તરીકે માનીને ઇસ્લામી દાયરામાં દાખલ ગણુતા રહ્યા. "

તપાસ—એ મુદ્દામાં, સનાતનીઓને **સતપંથ** નામથા અભાવ રહેવા પામ્યો નહિં–એમ મી. વરતેજી જણાવે છે. પણ તે પણ તેઓની એક પોલીસીજ છે. અગર જે સનાતનીઓ ઇસ્લામમાં આવ્યા તેના માટે એ થીયરી લાગુ પાડવામાં આવે, તો તે તદ્દન નિર્થક છે. કારણ કે જ્યારે તેઓએ પીરોના કહેવાને માન્ય રાખીને સનાતન ધર્મ તજયો ત્યારે તેઓને નવીન ધર્મનું નામ **સતપંથ** જણાવવામાં આવે કે **ઈસ્લામ** જણાવવામાં આવે; અથવા અન્ય કોઈ નામ જણાવવામાં આવે, તે સર્વે સરખુંજ હતું, અને કદાચ તે સનાતનીઓ કે જેઓ સનાતન ધર્મ ઉપરે દ્રઢ હતા, તેઓના માટે એ થીયરી લાગુ પાડવામાં આવે, તો પણ તે નકામીજ ઠરે છે. તેવા સનાતનીઓને તો જેવી રીતે 'ઈસ્લામ' નામથી અભાવ રહે, તેવીજ રીતે 'સતપંથ' નામથી પણ અભાવ રહે એ સ્વભાવિક છે. ઇસ્માઇલી ફિરકાઓને સુન્નીઓ ઇસ્લામી દાયરામાં માને છે, એ ઠીક પણ મી૦ વરતેજી તો એ ફિરકાને 'ન હિન્દુ ન મુસ્લમાન' જણાવે છે, તેનું કેમ ? !

૧૨—" અને આ રીતે **સતપંથ**માં નકલંક અવતાર અને તેના પાત્રને એક પછી એક ઇશ્વરી જયોતી સોંપાતી રહી, તે નકલંક હ૦ અલી અને તેના પાત્ર તેની નસલમાં એક પછી એક ઇમામો થતા રહ્યા. "

તપાસ—મીo વરતેજીના કથન પ્રમાણે તો હ૦ અલી અ૦ તે નકલંક છે, ત્યારે તે અવતાર તો થઇ ગયો—પણ બીજે ઠેકાણે તો મી. વરતેજીએ ના૦ આગાખાનને નકલંક અવતાર રૂપે પ્રગટવાનું જણાવેલ છે, તેનું કેમ ? વળી, નકલંક તેજ મેહદી અને તે ના૦ આગાખાન તરીકે પ્રગટ્યા છે—એમ પણ મી૦ વરતેજીએ જણાવેલ, તેનું કેમ ? ( અવતારનાં પાત્રો અને ઇશ્વરી જયોતી સબંધે આગળ વિવેચન કરી ગયો છું. )

૧૩—" અને તે ઇસ્લામી તાલીમ મુજબ નુસેરી જેમ અલીને અલ્લાહ માનતો હતો, તે પણ સતપંથી સાબેત થયો. "

તપાસ—શું નુસેરી ઇસ્લામી તાલીમ મુજબ હ૦ અલી અ૦ ને અલ્લાહ કહેવા નીકળ્યો હતો કે ? મી૦) વરતેજી શું લખી રહ્યા છે, તેનું તેઓને ભાન છે કે નહિ ? ! ) ઇસ્લામ તો એવા એઅતેકાદને ધિક્કારે છે. ( જુઓ, 'જવાબ નં૦ ૯ ની તપાસ' વી. વી. ) નુસેરી કેવી રીતે સતપથી તરીકે સાબેત થયો ? તે મી. વરતેજી પૂરવાર કરશે ખરા કે ? નુસેરીના વખતમાં સતપંથનું નામ પણ હતું ખરૂં ? શું, હ. અલી અ. ને અલ્લાહ કહે તે સતપંથી કે ? ! અગર મી. વરતેજી ઇસ્લામ તેજ સતપંથ એમ જણાવવા નીકળે, તો ઇસ્લામમાં તો એવી બાબતોનો સદંતર નિષેધ છે—બલ્કે નુસેરીને પણ ઇસ્લામી ત્વારિખ નવેશોએ ધિક્કારેલ છે.

૧૪—" હિન્દની બહાર વસ્તા ઇસ્લામની રૂઢી મુજબ નમાજ રોજા.....................વિગેરે પરદેશના ઇસ્માઈલીઓ પાળે છે. તેવીજ રીતે દુઆ ઉપવાસ, અને દસોંદ હિન્દુના સતપંથીઓ બજાવી લાવે છે."

તપાસ—એકજ ઈસ્માઈલી ફિરકાના જુદા જુદા દેશોમાં વસ્તા અનુયાઈઓ માટે જુદી જુદી ક્રિયાઓ કેમ હોઇ શકે ? ! શું, હ. અલી અ. થી કરીને ઇમામ જાઅફરે સાદેક અ. ના સમય સુધીના અનુયાઇઓ માટે મી. વરતેજી, કોઇ એવો દાખલો બતાવી શકશે ખરા ? તે પાક ઇમામોના સમયમાં જુદા જુદા મુલ્કોના વત્નીઓ માટે જુદી જુદી ક્રિયાઓ હતી ખરી કે ? અજબ જેવું તો એ છે કે, મી. વરતેજી પરદેશના ઈસ્માઈલીયો માટે ઈસ્લામી રૂઢી મુજબની ક્રિયાઓ માન્ય રાખે છે, અને હિન્દવાસી ઈસ્માઈલીયો માટે જુદી ક્રિયાઓ જણાવે છે ! ( કદાચ એ ક્રિયાઓનું નામ ફેર હોય તો પણ સમજયા—પણ અહીંયાં તો ઈસ્લામી અને સતપંથી ક્રિયાઓમાં ઝમીન આસ્માન જેટલો તફાવત છે ! ! ! ) તો હવે—પરદેશના ઈસ્માઇલીઓ અને હિન્દનાં ઈસ્માઈલીઓ ( સતપંથીઓ ) બેઉમાંથી ખરી કોની ક્રિયાઓ સમજવી ?

૧૫—" માત્ર રૂઢીમાં ફરક છે અને રૂઢી માટે મોજુદ ઇમામના ફરમાન મુજબ અદા થાય છે. અને તેથી ઈસ્લામની સત્ય તાલીમનું અધુરાપણું બીજા ફીરકા માફક નથી. "

તપાસ—એ માટે મુદ્દા ના. ૧૪ ની તપાસમાં વિવેચન થઇ ગયેલ છે. બીજા ફિરકાઓમાં અધુરાપણું છે, પણ ફકત સાતપંથજ પરિપુર્ણ છે—એમ લખી દેવાથી કાંઇ વળે તેમ નથી ! મી. વરતેજીએ એ બાબત સાબેત કરી દેખાડવી જોઇએ. શું, નમાઝના બદલે દુઆ પડવી, માહે મુબારકના આખા મહિનાના રોઝાના બદલે સત્તઈમા (શુદ ૯) ના બપોર સૂધી અપવાસ કરવો વી. વી. ક્રિયાઓમાં પરિપુર્ણતા સમાયલી છે કે ? ત્યારે ઇસ્લામના બીજા સર્વે ફિરકાઓમાં અધુરાપણુંજ છે કે ? અને તેવી રીતે પરદેશમાં વસ્તા ઇસ્માઈલીઓમાં પણ અધુરાપણું ખરૂં ?

૧૬—" દાખલા તરીકે હકીમ જેમ બીમારોને તનદુરસ્તીના માટે બધી જાતના દરદીઓને એક દવા આપતો નથી, પણ જેને જે અનુકુળ હોય, તેવી દવાનું સેવન કરવા કહે છે."

તપાસ—હકીમ, દરદીની પ્રકૃતીને અનુકુળ દવા આપે છે, એ ખરૂં–પણ કોમવાર જુદી જુદી દવા તો નથી આપતો ના ? અરબ માટે જુદી, અજમ માટે જુદી, ગુપ્તી માટે જુદી, સતપંથી ખોજા માટે જુદી; એમ એકજ દરદ માટે કોમવાર જુદી દવા તો નથી અપાતી ના ? પણ ખરૂં કરીને પુછો તો હકીમ અને દવાનો દાખલોજ એ બાબતમાં બંધ બેસ્તો થતો નથી. ધાર્મિક ક્રિયાઓ એ કાંઇ શારીરિક સારવાર તરીકે નથી–એ ક્રિયાઓ તો રૂહાની ( આત્મીક ) ઉન્નતી માટે છે.

૧૭—" જુઓની નમાજ એટલે બંદગી એકજ ખુદાની, પણ તેને પાંચ વખત અને જુદી જુદી તરકીબથી અદા કરાય છે. છતાં તેથી કાંઇ નમાજ એટલે બંદગીનોજ મતલબ જળવાય છે, તેવીજ રીતે મુસાફરીમાં, બીમારીમાં એવા હુકમોને માટે અમુક અમુક છુટછાટ હોય છે, તેવીજ રીતે મોજુદ ઇમામની મુખ્તારીથી સતપંથી અને ઇસ્માઇલી મઝહબ એકજ હોવા છતાં, અમુક અમુક છુટછાટ ભોગવનારા છે."

તપાસ—નમાજ એકજ ખુદાની પણ તે પાંચ વખત પડાય છે, એ લખવામાં મી૦ વરતેજીએ શું ધારણા રાખેલી છે, તે કાંઈ સમજાતું નથી, અને તે નમાજ જુદી જુદી તરકીબથી કેવીરીતે પડાય છે? તે મી૦ વરતેજી સ્પષ્ટ કરી બતાવશે ખરા ? અને તેથી સતપંથી અને પરદેશના ઇસ્માઈલીઓની જુદી જુદી રૂઢીની ધાર્મિક ક્રિયાઓની બાબતને કેવી રીતે ટેકો મળે છે ? તે મી૦ વરતેજી સમજાવશેકે ? બીમારી અને

મુસાફરીમાં નમાજમાં અમુક અમુક છુટછાટ હોય છે, એમ જણાવીને તે સતપંથમાંની છુટછાટનો મુકાબલો કરે છે, તે ઘણુંજ આશ્ચર્યકારક છે !!! શું સતપંથીઓ બીમારીમાં અને મુસાફરીમાં છે કે ?! ( મુસાફર કે બીમાર માટે જે અમુક છુટછાટ હોય છે તે ફકત તેજ વ્યક્તી માટે હોય છે—આખી કોમની કોમ માટે એ થીયરી લાગુ પડી શક્તી નથી ).

૧૮—"ઇસ્લામના ફીરકાઓ ભલે જુદા જુદા હોય, તોપણ તોહીદ, નબુવત, અને કયામતની માનીનતા રાખનાર ઇસ્લામી છે, અને તેમાં પણ "લા ઇલાહા ઇલ્લાહા મહમદ રસુલિલ્લાહ" નો કલમો પઢનાર ઇસ્લામી છે, પછે ભલે તેનું વરતન ગમે તેવું હોય "

**તપાસ**—પણ 'તોહીદ' ( ખુદાના એકપણુ ) ના બદલે અનેક ખુદાઓની માન્યતા ધરાવનાર હોય તો ? 'નબુવતના હુદ્દાને **પીર** તરીકે ઉતારી પાડનાર હોય તો ? 'કયામત' ની માન્યતા સાથે 'પુર્નજન્મ' ની માન્યતા પણ ધરાવે તો ? તો તે ઇસ્લામી કહેવાઈ શકાશે ખરો ?! કલેમાનો મંત્ર જપે, પણ અનેકાઅનેક ખુદાનો કાયલ હોય, ખુદા સિવાય અન્યની પણ બંદગી થઇ શકે તેનો પણ કાયલ હોય, અને હ૦ **મોહમ્મદ મુસ્તફા** સ૦ ને **પીર** તરીકે જણાવતો હોય તો ?

૧૯—"બધા ધર્મમાં એકજ ખુદાને માનવા ફરમાન છે. ત્યારે એક ખુદાએ મનુષ્ય જાતી પણ એકજ દુનિયાપર ઉત્પન કરેલ છે. હિન્દુ, મુસલમીન, પારસી, યહુદી, નસારા. આ બધા પક્ષપાત છે."

**તપાસ**—ત્યારે **સતપંથી** એ પક્ષપાત નહિં કે ?! આએ મુદ્દાઓમાં તો મી૦ વરતેજીએ, એકજ ખુદાને

માનવા ફરમાન છે અને એકજ ખુદાએ મનુષ્ય જાતી ઉત્પન કરેલ છે, એમ જણાવેલ છે-પણ બીજે ઠેકાણે તો ઇમામો તેમજ અવતારોને પણ ખુદા ઠેરાવેલ છે, તેમજ હ૦ અલી અ. ને સૃષ્ટીના ઉત્પન કર્તા તરીકે જણાવેલ છે, તેનું કેમ ?

૨૦—" આ ઉપરથી જોશું, તો આદમની અગાઉના આદમો જોતાં કૃષ્ણ, રામ, વીગેરેની હકીકતો હિન્દુ **સનાતન ધર્મ**માંથી મળી આવે છે.

**તપાસ**—પણ ઇસ્લામમાંથી તે હકીકત મળે છે કે નહિ ? તે મી૦ વરતેજી સ્પષ્ટ કેમ કરતા નથી ? ( આદમ અગાઉના આદમો માટે મી૦ વરતેજીએ જે થીયરી પેશ કરેલ છે, તે માટે આગળ વિવેચન થઈ ગયેલ છે. વધુ માટે "મી૦ વરતેજીનું પોકળ" વાળું પ્રકરણ જુઓ ).

૨૧—" અને તેમાં પણ જેવી બુઝુરગી સમજાય છે, તેવીજ બુઝુરગી તેના અગાઉના **આદમ**, કૃષ્ણ અને **રામ** વીગેરેને અપાતી, જેને અમો ઇસ્માઇલીયો **ઇશ્વરી અવતાર** અથવા **ઇમામ** તરીકે ઓળખીએ છીએ. "

**તપાસ**—તે બુઝરગી સનાતન રૂએ અપાતી ? કે ઇસ્લામની રૂએ ? મી૦ વરતેજી તો શ્રી કૃષ્ણ શ્રી રામને **ઇસ્માઇલીયોના** ઇમામ જણાવે છે-પણ તેઓના હાલના **મોજુદ** ઈમામ તો નીચે મુજબ ફરમાવે છેઃ—

"હિંદુઓની વાતો એલમમાં પડો છો તે વ્યાજબી નથી જ્યારે તમે હિંદુ હતા તે વખતે પીર સદરદીને રસ્તો દેખાડયો, તે વખત વહી ગયો, હવે મોલાની તારીફ તથા અઉલાદ તખ્તનશિન ઇમામોની તારીફ પડો, હાજર ઇમામની તારીફ પડો." ( અમુલ્ય મોતીની માળા' ભાગ ૨ જો-પેજ-૧૬-૧૭ )

હવે—મીo વરતેજીના કથન માટે શું ધારવું ? નાo આગાખાન સાહેબ જે બાબતને ગેરવ્યાજબી જણાવે છે, તે બાબતનો મીo વરતેજી તો ઉપદેશ કરી રહ્યા છે ! વળી નાo આગાખાનના ફરમાનમાં, હ૦ અલી અ૦ માટે મોલા-નો શબ્દ વાપરેલ જોવામાં આવે છે–પણ મીo વરતેજી તો હ૦ અલી અ૦ ને કાં તો ખુદા તરીકે જણાવે છે, અને કાં તો " ખાલી બત્તીના ખોખા " જેવા ગણાવવા મથન કરે છે !!!

૨૨—" અને તેથીજ "કૃષ્ણ" સુધીના આઠ અવતાર અને આદમને "બુધ્ધઅવતાર" નવમો, અને દશમો નકલંક અવતાર "અલી" એવી ઇશ્વરી નુરની સાંકળ સિલસિલાબંધ માનીએ છીએ. અને જેને કુરઆને શરીફમાં "હબલીલ્લાહ" એટલે ખુદાઇ (નુરની) રસ્સી ફરમાવેલ છે."

તપાસ—એ મુદ્દા માટે ઉપરના નંબરની તપાસ જુઓ. હ૦ આદમ અ૦ ને બુદ્ધ જણાવીને તેથી અગાઉના આઠ અવતારોને "નુરની સાંકળ" ના સિલસિલામાં જણાવી મીo વરતેજીએ તે "નુરનીની સાંકળ" ને પાક કુરઆને શરી-ફની આયતથી સિધ્ધ કરવા મિથ્યા કોશેશ કરેલ છે ! પણ કુરઆને શરીફ તો હ૦ આદમથી અગાઉ મનુષ્ય ઉત્પતી મનાવતુંજ નથી, તેનું કેમ ? ( મીo વરતેજી શું લખે છે, તેનું તે સાહેબને ભાનજ રહેતું નથી ).

૨૩—" અને તેથી જુદા જુદા ધર્મના પક્ષપાતવાળા નામો ખુદાઈ ધર્મને છાજતાં નથી. પણ "સનાતન" હનીફ ધર્મ" સેરાતલ મુસ્તકીમ " હકરાહ " કે " સત પંથ " એ નામો પક્ષપાત વગરના અને ખસ મના-વવા જોઇએ.'

**તપાસ**—એકજ મુદ્દામાં મી૦ વરતેજીએ એક બીજાથ વિરૂધ્ધ માન્યતા જણાવેલ છે. પહેલે જુદા જુદા ધર્મોન નામોને પક્ષપાત જણાવે છે, અને પાછો 'સનાતન' અ 'સતપંથ' એ નામોને પક્ષપાત વગરનાં જણાવે છે ! (બાકી 'હનીફ' કે 'સેરાતલ મુસ્તકીમ' અથવા 'હકરાહ' એ કાં ધર્મોના નામો નથી !

૨૪—"પરંતુ **સનાતન** નામ પક્ષપાતી ઇસ્લામીઓ મનથ. **કુફ્ર** માને, તેવીજ રીતે **ઇસ્લામ** નામ ર સનાતની પક્ષપાતીને મલેચ્છ લાગે છે અને તેથ ઝઘડાઓ ઉત્પન થાય છે. તેનું પણ કારણ ખુલ્લું છે કારણ કે ધર્મનો ધણી કોઇ ઠેકાણે મોજુદ નથ માનતા, તેથી તેની સત્યતા કરવા અવકાશ નથી."

**તપાસ**—આ મુદ્દામાં મી૦ વરતેજી, સનાતનીએ અને ઇસ્લામીઓની ખોડ બતાવી-બેઉને પક્ષપાતી જણાવ વાનો ખોટો ઢોંગ કરી પોતાનો હેતુ સાધવા ચાહે છે પણ તેમાં, પોતાના આગલા લખાણો ઉપરે પાણી ફેરવે છે તેનું ધ્યાન રાખેલ નથી !!! સનાતનીઓના **ગુરૂઓ** મી૦ વરતેજીએ સનાતન ધર્મના ધણીઓ તરીકે જણાવેલ તેમજ સુન્નત જમાઅતની **પીરી મુરીદીને** બયઅત કર વાનું સાધન મનાવેલ તે સર્વે મી૦ વરતેજી ભુલી ગયલ જણાય છે ! સનાતનમાં ધર્મગુરૂઓ (ધર્મના ધણીઓ હાલમાં પણ મોજુદ છે, (બલ્કે જુદા જુદા સંપ્રદાયોન જુદા જુદા ગુરૂઓ મોજુદ છે), તે શું, મી૦ વરતેજ ભુલી જાય છે કે ? તેવીજ રીતે સુન્નત જમાઅતનાં **પીરે** મોજુદ છે. શીઆ ઇસ્નાઅશરીઓમાં **મુજતહેદો** મોજુ છે. મતલબ કે દરેક ટોળાની ધર્મની લગામ સમાલવાવાળ ધર્મગુરૂઓ (ધર્મના ધણીઓ) મોજુદ છે. બાકી મી વરતેજીએ ઇસ્લામીઓના માટે જે જણાવેલ કે, પક્ષપાત

ઇસ્લામીઓ, સનાતનને કુફ્ર માને ? તેના માટે અગર મી૦ વરતેજીએ પોતાનાં ટોળાનાં જ્ઞાનો તપાસ્યા હતે, અને પોતાના મોજુદ ઈમામનાં ફરમાનો તપાસ્યાં હતે, તો ઠીક હતું (જેમાંના નમુના દાખલ કેટલાક ઉતારાઓ આએ પુસ્તકમાં અપાઇ ગયેલ છે) પણ મી૦ વરતેજીના મોજુદ ઈમામના એક ફરમાનમાં તો ઇસ્માઈલી દીન સિવાયના સર્વેને કાફ્ર જણાવવામાં આવેલ છે, તેનું કેમ ? !

૨૫—" પીર સદરદીને **સતપંથની** મહત્તા બતાવતાં ચેલેન્જ કરી છે કેઃ—

**" ખટ દરશન તો સુન પુજાવે**
**સત ધરમકો મરમ ન પાવે**
**આરતી કીજે નકલંક તણી**

આ બે લીટીમાં બધા પક્ષપાતી ધર્મના નામે ઝઘડનારાઓને માટે સમજાવ્યું છે કે **રામ, કૃષ્ણ, મુસા, ઇસા, સુન્ની, શીયા, ઇસનાઅશરી**—એ બધા પક્ષપાત કરનારા અને પોતાનેજ સત્ય માનનારા છતાં, પોતે જેને માને છે તેને માટે એમજ કહેનારા છે કે **રામચંદ્રજી** હતા, કૃષ્ણ હતા, **મુસા** હતા, **ઇસા** હતા, હ૦ મહમદ સાહેબ હતા, ઇમામ **મહેદી** ગેબ છે. એટલે બધા ધર્મવાળા ધણીની ગેરહાજરીમાં પુજે છે, ભજે છે, ને માને છે અને તેથી તેઓ બધા સુન પુજાવે છે; પણ "સત" એટલે "છે" એવું તો માત્ર સતપંથના પાળનારાઓજ કહી શકે છે."

તપાસ—આએ મુદ્દામાં મી૦ વરતેજીએ પોતાના ટોળાને સર્વોપરી મનાવવા માટે જે ભાંગરો વાટયો છે, તે ઉપરે હસવું આવે છે ! પોતાના ટોળાને હ૦ મોહમ્મદ

મુસ્તફા સ૦ ના અનુયાઇઓમાંથી તેમજ શીઆહ ફિરકા
પણ અલગ કરેલ છે—અને રામ, કૃષ્ણ. મુસા, ઇસાને પ
( સુન્ની, શીયા, ઇસ્નાઅશરી જેમ ) પક્ષપાત જણાવે
છે ! ! ! ( શ્રી રામ, શ્રી કૃષ્ણ. હ૦ મુસા અને હ૦ ઈસા
અનુયાઈઓ માટે જે શબ્દો લખવા જોઈતા હતા, તે (આ
શમાં) તેઓના માટે લાગુ પડે તેવી રીતે ચીતરી કાઢ
છે ! ) હવે મુળ બાબત ઉપરે આવતાં—મી૦ વરતેજી
પૂછીશ કે, શું, હ૦ મોહમ્મદ સ૦ ના અનુયાઈઓને ર
તમો 'સુન પુજનારા' તરીકે માનો છો ? ત્યારે તો ત
પણ 'સુન પુજનાર' ઠરો છો—અને અનુયાઇ હોવાનો ઇન
કરો તો ઇસ્લામીમાંથી ખારેજ થાઓ છો તેનું તમે
ધ્યાન છે કે ? મતલબ કે તમારી થીયરી તમોનેજ ા
પડે તેમ છે. અહીંયા "સત" એટલે "છે" એમ ત
જણાવો છો—ત્યારે "સતપંથ" એટલે "છે પંથ" એમ ખ
તો "સતપંથ" એટલે "હકરાહ' વી૦ જે તમોએ જણાવે
તેના માટે શું સમજવું ?

બિરાદર ! પીર સદરદીનના નામથી જ્ઞાનની જે
ટાંકીને તેની જે મતલબ સમજાવવાને બાહેર પડયા
તેમાં તમો તદ્દન કાચુંજ કાપો છો ! જુઓ, તમારા ઉસ
તુલ્ય મરહુમ હાશમભાઈ બોઘા, તે કડીયોનો અર્થ
જણાવે છેઃ—

" ખટ દરશન તો સુન પુજાએ
સતપંથ ધર્મકો મરમ ન પાએ

અર્થ—જે લોકો છ દરશનની પુજા કરે છે, તે સુન
પુજા કરે છે, યાને તેમાં કાંઇ નથી. છ
શનની પુજા કરવાવાળાઓને સત્યના રસ્ત
ધર્મનો ભેદ મળશે નહી. માટે આ જ
નામાં હજરત અલીની સેવા કરવી. "

( 'ઇસ્માઈલી દર્પણ'—પેજ ૧૧૮ )

આશા છે કે હવે તમો તમારી ભુલ સુધારીને ભોળા ભાઇઓને ભમાવવાનું મુકી દેશો. હવે તે છ દરશન ક્યાં છે? જેની ખોખવટ માટે મરહુમ કાશ્યગભાઇ ઓધાએ જ્ઞાનનીજ બે કડીઓ ટાંકેલ છેઃ—

" છદરશન તીરથ ન જાઓ
તીરથ ગુરગત ગંગા. "

તો તે ઉપરથી તમો જોઈ શકશો કે ' ખટદરશન ' તીરથને ગણુવામાં આવેલ છે—જ્યારે તમો તો હ૦ રસુલ સ૦ ને માનવાને પણ ' ખટદરશનની ઉપમા આપી દીયો છો! પણ ત્યારે તમો જે જણાવી ગયા છો કે, ' અમો કલમો પડીએ છીએ ' તેની મતલબ પબ્લીકે શું સમજવી? બીરાદર ! એ જવાબના મુદ્દા નાo ૨૧–૨૨ માં તો તમોએ શ્રી કૃષ્ણ શ્રી રામને ' ઇશ્વરી અવતારો ' ' ઇમામો ' ' નુરનીસાંકળ ' વીo વીo તરીકે માનવાનું સ્વિકારેલ—અને આએ મુદ્દામાં તો તેવી માન્યતાને ' સુન પુજા ' જણાવો છો, તે કેમ?! વળી વધુ આશ્ચર્યકારક તો એ છે કે તમો ' ઇસ્લામી ' નો દાઅવો કરો છો, ' સતપંથ ' તેજ ' ઇસ્લામ, ' એમ પણ જણાવી ગયા છો; અને અહીંયા તો ઇસ્લામના મ્હાન પયગમ્બરને માનવાને ' સુન પુજા ' જણાવી રહયા છો!!!

૨૬—" અને એ **મર્મ** બીજા પક્ષપાતી ધર્મવાળાઓ કદી સમજી શકતા નથી. કારણ કે જેને જેવો માને છે, તેવોજ દેખાડી શકાય એવો અથવા રૂબરૂ જઇ ચરણુમાં માથું નાંખી શકાય એવો, કે તેના હાથનું ચુંબન કરી શકાય, એવો માત્ર સતપંથ * છે કે, જેનો ધણી દરેક વખતે મોજુદ હોય છે. "

* સતપંથને પણ ચરણુ અને હાથ હશે ખરા?!!!

"જીમ."

**તપાસ**—ખરીવાત ! સતપંથજ અપક્ષપાત છે ! ! ! પણ ' સતપંથ ' ના નામથી મી૦ વરતેજીએ જે વિવેચન કરેલ છે, તે પહેલા નંબરનો પક્ષપાત છે, એ મી૦ વરતેજી સમજી શકતા નથી ! ) પણ આગળ મી૦ વરતેજીએ ' સનાતન તેજ **ઇસ્લામ.** અને તેજ **સતપંથ** 'ની જે થીયરી રજુ કરેલ તેના માટે શું સમજવું ? (બાકીના ખુલાસા માટે ( ૯૫૨ ) મુદ્દા ના૦ ૨૪ ની તપાસ જુઓ. )

૨૭—" અને નહી **ત્રણમાં**—નહી **તેરમાં**—નહી **છપ્પનની મેળમાં** એવો સતપંથ છે તેનો ખુલાસો એ છે કે ઇસ્લામે—બોહતરે ફીરકાવાળા કે જેની મુકતી નથી, એમ સમજાવ્યું છે. ને તે **બોહતેરમાં** ૩+ ૧૩+૫૬=૭૨માં **સતપથંની ગણત્રી નથી** "

**તપાસ**—મી૦ વરતેજીએ શું કાચું કાપ્યું છે, તેનું તેઓને ભાન રહ્યું નથી ! એ કહેવત તો જેની કાંઈ ગણત્રીજ ન હોય ( કુચ્છ બીસાદમાં ન હોય ) તેના માટે વપરાય છે. એ કહેવત માટે મી૦ વરતેજીને પોતાના ટોળા તરફથી કેવો સરપાવ મળે છે, તે જોવાનું છે ! બોંતર ( ૭૨ ) ફિરકામાંથી ન હોવાનું જણાવવા માટે મી૦ વરતેજીએ તોડ તો સારો ગોતી કાઢયો ! ! ! બઉંતેરે ( ૭૨ ) તો શું, પણ મી૦ વરતેજીએ **સતપંથ**ના નામથી જે અ-કાયદો જાહેર કરેલ છે ( જો કે તેઓના ટોળાની તેવી માન્યતા અને તેવા અકાયદો તો નજ હશે, એમ હું માનું છું. ) તે મુજબ તો ઇસ્લામના ૭૩ ફિરકામાં પણ ગણત્રી થઇ શકે તેમ નથી ! પછી તો મારા વિદ્વાન મિત્ર મી૦ વર-તેજીને જે ગમે તે ખરૂં ! ! !

૨૮—" પણ મી૦ જીમ તેમોએ, જે **તોહતેર** ફીરકામાંના એકની ગણત્રી જાણવા માંગો છો, તે મુજબ **તોહ-તેરમોજ** સતપંથ વો ફીરકો છે કે, જેમાં એક

**ખુદાની એકજ મનુષ્ય જાતીમાં ધર્મના પક્ષપાત વગરનો છે અને તે સતપંથ નામ ધરાવે છે! એવો એક અને એકજ છે.**

એટલે-નથી ૩ ત્રણમાં એટલે ત્રણ ચારી નથી, ( જેઓ હ૦ અબુબકર હ૦ ઉમર હ૦ ઉસ્માનને તબરરા કરે છે, તેવા નથી. )

તેમ નથી, તેરમાં ( એટલે રસુલે ખુદા બીબી ફાતેમા તથા અલીથી અસકરી સુધી ઈમામો મળી જાહેરમાં તેરને માનવાને એક તેથી ઉલ્ટો ગેબને માનવું એવા નથી. )

તેમ ૫૬ છપ્પનના મેળમાં નથી, એટલે છપ્પન કોટી જાદવો જેઓએ પોતાના જમાનાના મોજુદ અવતાર ( ઇમામ ) શ્રી કૃષ્ણનાં ફરમાનને માન્યુ નહી તેવા અમો સતપંથી નથી. "

તપાસ—પક્ષપાત-અપક્ષપાત વિષે આગળ વિવેચન થઇ ગયેલ છે. આ એ મુદ્દામાં તો મી૦ વરતેજીએ સતપંથને એક ફિરકા તરીકે જણાવેલ છે-પણ મુદ્દા ના૦ ૨૬ માં તે સતપંથને ઇસ્લામ તેમજ તેના વિભાગ શીઆહથી પણ અલગ સમજાવેલ, તેનું કેમ ? હવે મી૦ વરતેજીએ બઉતેર (૭૨) ની ગણત્રી માટે જે હાંસી પાત્ર દલીલ કરેલ છે, તેની તપાસ ( નંબરવાર ) નીચે કરી બતાવીશ.

૧—'ત્રણચારી' ની ગણત્રી ત્રણ ફિરકા તરીકે કેવી રીતે થઈ શકે છે—અને તે ત્રણના મેળમાં કેવી રીતે આવી શકે છે, તેની કાંઈ સમજ પડતી નથી. એ મતમાં તો સર્વે શીઆહ સમાન છે. શું, મી. વરતેજી ત્રણ ચારોને માને છે ખરા ? ( તબરરા માટે 'તબરરા' વાળું પ્રકરણ જુઓ ).

૨—એ મેળ પણ મી. વરતેજીના મગજની અસ્થિરતા જણાવે છે ! તેરને જાહેર અને ચઉદમાને ગાયબ માનનારાઓનો સમાવેશ એકજ ફિરકામાં થાય છે. પણ મી. વરતેજી તો તેને ૧૩ ની ગણત્રી જણાવી રહ્યા છે ! પણ એ ચઉદ માઆસુમોમાંના આઠ ( ૮ ) માઅસુમોને તો મી. વરતેજી પણ માને છે, તેનું કેમ ? ત્યારે આઠની ગણત્રીમાં તો મી. વરતેજીનું ટોળું પણ આવી જાય છે–તો તકતેરમાં ફિરકા તરીકે (એક ફિરકા) તરીકે મી. વરતેજી પોતાના ટોળાને કેવી રીતે ગણાવી શકશે ? હરેક રીતે મી. વરતેજી ઉંધી રૂઢીએજ કામ લીયે છે !

૩—છપ્પનનો મેળ મીલાવવામાં તો મી૦ વરતેજીએ કમાલ કીધી છે ! શું, છપ્પન કોટી જાદવો ઇસ્લામના ૭૩ ફિરકામાંના છે કે ? ( મી૦ વરતેજી શું લખે છે, તેનું તેઓને ભાન રહેતું નથી ) વળી છપ્પન કોટી જાદવો તો શ્રીકૃષ્ણના સમયમાં હતા ( એ મી૦ વરતેજી માન્ય રાખે છે. ) ત્યારે શ્રી કૃષ્ણને તેઓ હ૦ આદમથી અગાઉ જણાવે છે, તેનું કેમ ! ત્યારે જાદવોનો મેળ ઇસ્લામના ૫૬ ફિરકાના મેળ તરીકે કેવી રીતે ચાલી શકે ?

મતલબકે—અઉતેરનો જે મેળ મી૦ વરતેજીએ મીલાવેલ છે, તે તદન અર્થ રહીત છે. મી૦ વરતેજીએ એવી હસવા જોગ દલીલોને પબ્લીકમાં લાવવા પુર્વે વિચાર કરવો જોઇતો હતો.

૨૯—" જો કે બોહતેર ફીરકામાં નમાજ, રોજા વીગેરે એક સરખી રીતે અરબીમાં અદા થાય છે, ત્યારે માત્ર અમારા એકજ ફીરકામાં ઇમામ મોજુદના હુકમ મુજબ દરેક દેશને અનુકુળ આવે એવી ભાષા સાથેના બંદગીનાં સમજ

ભર્યો ફરમાનો છે. અને આ રીતે ૭૩ ફીકરાથી માત્ર અમારો એકજ ફીરકો જુદો પડે છે કે જેના નામનો સુકાની મોજુદ ઈમામ હોય છે.”

તપાસ—આએ મુદ્દામાં તો મી૦ વરતેજીએ તદન ભાનરહિત, વિચીત્ર બાબત ચર્ચેલ છે! ભલા, રોજા અરબીમાં કેવી રીતે અદા થતા હશે. અને બીજી ભાષામાં કેવી રીતે અદા થતા હશે? એ ઉખ્યાણું મી૦ વરતેજી ઉકેલી બતાવશે ખરા? મી૦ વરતેજીએ ઈસ્લામના કુલ્લે ફિરકાથી પોતાના ટોળાની ધાર્મિક ક્રીયાઓ ન્યારી જણાવીને ફખ્ર કરેલ છે, પણ એથી તો પોતાના ટોળાને ઇસ્લામના ૭૨ તો શું, બલ્કે ૭૩ ફિરકાથી પણ બાતલ કરી મુકે છે તેનું ધ્યાન મારા વિદ્વાન મિત્રને છે ખરૂં કે? પોતાના ટોળાની બંદગીને દરેક દેશને અનુકુળ આવે એવી ભાષામાં મી૦ વરતેજી જણાવે છે—પણ દરેક દેશની થીયરી તો એક બાજુ રહી, ખુદ ચિતરાલ, બદખશાન, સીસ્તાન, તુર્કસ્તાન વી૦ દેશોના મુરીદોને પણ અનુકુળ આવે તેવી ભાષા તે બંદગીમાં નથી તેનું કેમ?! હવે મુળ બાબત ઉપરે આવતાં—મી૦ વરતેજીએ જે ઈસ્લામના ૭૨ ફિરકાથી પોતાની ધાર્મિક ક્રિયાઓ જુદી જણાવેલ છે, તે ક્રિયાઓ તો હિંદુસ્તાનમાંજ પ્રચલીત છે.—ત્યારે પરદેશના મુરીદો તો (મી૦ વરતેજીની કબુલાત પ્રમાણે) ઈસ્લામના ૭૨ ફિરકા પ્રમાણેજ ધાર્મિક ક્રિયાઓ કરે છે, તેનું કેમ? શું તે મી૦ વરતેજીના મોજુદ ઈમામના ફિરકાને લગતા નથી? જ્યારે એક ફિરકા માટે કોઈ ખાસ હુકમ હોય, તો તે ફિરકાના ગમે ત્યાં વસ્તા અનુયાઈઓને તેજ હુકમ લાગુ પડવો જોઇએ—તેના બદલે મી૦ વરતેજી તો ઉલ્ટુંજ સમજાવવા માંગે છે!!! મતલબકે—એ સર્વે બાબતો ભોળા ભાઇઓને ભમાવવા માટેની મી૦ વરતેજીની એક યુક્તીજ છે. બાકી

ધર્મના સુકાનીઓ તો ઘણા ફિરકાઓના મોજુદજ છે. અને કદાચ ખાસ "જાહેરી ઈમામ" નેજ મી૦ વરતેજી 'સુકાની' ગણાવવા માંગતા હોય, તો ઝયદી ફિરકાના ઈમામ થએલા મોજુદ છે. પણ કોઈપણ સુકાની પોતાનાજ અનુયાઈઓ માટે એક દેશના માટે એક પ્રકારની, અને બીજા દેશ માટે બીજા પ્રકારની માન્યતાનો ઉપદેશ કરેજ નહિ.

# જવાબ ના. ૪૨ ની તપાસ.

મી૦ વરતેજી જેવા ( આગાખાની ) ઉપદેશકો, ના૦ આગાખાન સાહેબના ફરમાન વિરૂધ્ધ હિન્દુ માન્યતાનો જે બોધ કરી રહયા છે, તે ઉપરથી મારા ૪૨ માં સવાલમાં પુછેલ કે—શું, હિંદુઓના દેવો મુસલમાની ધર્મ મુજબ ચાલનારા હતા ? અને શું, તેઓ સતપંથના રાહબરો હતા ? જેનો મી૦ વરતેજીએ જે ઉડાવનારો અને આડી અવળી બાબતોથી ભરપુર જવાબ આપેલ, તેમાંના મુદ્દાઓ—

૧—" મી૦ જીમ, આગળના જવાબમાં જાણ્યું હશે કે, સ્ષ્ટીમાં મનુષ્ય જાતીની ઉન્નતી ઇસ્લામ મુજબના આદમથી દસ હજાર વરસથી છે, પણ તે અગાઉના આદમો સનાતન ધર્મ અને વેદ મુજબ મનાતા મછ, કછ, વરા, નરસી. વામન, ફરશીરામ, રામ, કૃષ્ણના ઈશ્વરી અવતારો અથવા ઇમામ સતપંથી ગણવા જાઇએ, અને ઇસ્લામમાં આદમથી અલી, અને અલીથી આગાખાન સુધીના ઇમામો મનાય છે, તેવાજ એ આગલા જમાનાના રાહબર ( ઇમામ ) હતા. "

**તપાસ**—મી૦ વરતેજી ! આગળના તમારા લખાણમાં તો તમોએ તારીખે ફિરીશ્તાહના હવાલાથી આદમ અગાઉના આદમોને ઇસ્લામ મુજબ સાબિત કરવા મથન કરેલ, તેનું કેમ ? તે તમારૂં લખાણ તો ખોટું હતું ના ? ભલા તમો વેદ મુજબ દસ હજાર વર્ષ પુર્વે મનુષ્યની હસ્તી પુરવાર કરી બતાવશો ખરા ? તમો આગળના અવતારોને સતપંથના ઈમામો જણાવો છો—પણ તે વખતે તમારો **સતપંથ** હસ્તીમાં હતો ખરો ? (ત્યારે સદરદીન વી૦ પીરોએ સતપંથનો રસ્તો બતાવ્યો—એવું જે જણાવવામાં આવે છે તેનું કેમ ! ) કદાચ તમો સનાતનને ઇસ્લામ અને તે **સતપંથ** એ થીયરી પેશ કરો, તો અત્રે તો એ માન્યતામાં સનાતન અને ઇસ્લામમાં ફરક છે—એવું તમો બતાવી આપો છો, ત્યારે એ ગોટાળો કેવો ? તમો તો આગલા અવતારોને તમારા ટોળાના અગાઉના ઇમામો મનાવો છો—પણ ના૦ આગાખાનનું ફરમાન તો તેથી ઉલ્ટું છે, તેનું કેમ ? તમોએ તમારા જવાબ ના૦ ૪૧ માં તો શ્રી રામ કૃષ્ણનાં ભજન વી૦ ને સુન પુજા જણાવેલ, અને આ ઠેકાણે 'ઈમામ સતપંથી ગણવા જોઈએ' એવું જણાવો છો તેનું કેમ ? શું દરેક જવાબ દરેક મુદ્દામાં જુદી જુદી વલણ ધરાવવી, અ જાહેર લેખકનું કામ છે ખરૂં ! હવે—તમો જે અવતારોને આગલા જમાનાના ( મનુષ્યોના ) રાહબર જણાવો છો—તો શ્રી રામ, શ્રી કૃષ્ણ વી૦ કે જેઓ મનુષ્ય રૂપમાં હતા, તે તો કદાચ મનુષ્યોના રાહબર પણ થઈ શકે; પણ **મચ્છ, કચ્છ, વારાહ** જેવાં જળચર અને વનચર સ્વરૂપો મનુષ્યોના રાહબર કેવી રીતે થઇ શકે, તે જરા સમજાવશો ખરા ? ( અને ત્યારે તમોએ જે મનુષ્યને અશ્રફુલ મખલુકાત તરીકે જણાવેલ છે, તે થીયરી કેવી રીતે નભી શકે છે, તેનો પણ જરા ખુલાસો કરજો )

૨—" અને તેમના વડે અજર, અમર, એક એટલે

હય્યુલ, કય્યુમ, વાહેદ ખુદાની હીદાયત પ્રકાશ પામેલ છે, એમ તેના શાસ્ત્રોથી સિધ્ધ છે. "

**તપાસ**—ફકત તેના શાસ્ત્રોથીજ એ બાબત સિધ્ધ છે ? કે સતપંથ શાસ્ત્રથી પણ છે ? હવે-સનાતન શાસ્ત્ર મુજબ પણ ખુદા ' અજર ' અને ' એક ' છે-એમ મી૦ વરતેજી માન્ય રાખે છે, ત્યારે તેઓએ અન્ય ઠેકાણે ઇમામ-ને-અવતારને ખુદા મનાવવા કોશેશ કરેલ છે. અને તે સનાતન માન્યતા ઉપરથી મનાવવા માંગેલ; તેનું કેમ ? શું, અવતારો માટે **અજર, અમર,** એકની થીયરી સનાતન શાસ્રોથી મી૦ વરતેજી પુરવાર કરશે ખરા ? મચ્છ, કચ્છ, અને વારાહથી ખુદાની હીદાયત કેવી રીતે પ્રકાશમાં આવેલ છે તેની નોંધ મી૦ વરતેજી બતાવશે ખરા કે ?

ટ—" પછી તે ાને લક્ષ્યાર્થમાં **ઇસ્લામના રહેબરો,** માનવા જોઇએ. "

**તપાસ**—પણ ઇસ્લામમાં તો હ૦ આદમથી અગાઉ મનુષ્ય ઉત્પતીજ નહી, તેનું કેમ ? કદાચ મી૦ વરતેજી આગળના **અવતારોને સતપથના રહેબરો,** જણવવા માંગતા હોય, તો તેમાં પણ તેઓ સજ્જડ ગોથું ખાય છે ! મરહુમ **હાશમભાઇ બોઘાએ ઇસ્માઇલી** દર્પણના પૃષ્ટ ૧૧૫ ઉપર જણાવેલ છે:—

> " અગાઉ થઇ ગયેલા હિંદુઓના અવતાર તથા તીરથો સાથે ઇસ્માઇલી ધર્મને કાંઇ લાગતું વળગતું નથી. તે દરશાવવાને માટે માનવંતા પીર સદરદીન તથા ત્યાર પછીના બીજા માનવંતા પીરોનો મત જ્ઞાનના રૂપમાં છે, તે અમે નીચે મુકીએ છીએ. "

એ રીતે કર્તાએ જણાવીને ત્યાર પછી પૃષ્ટ ૧૧૫ થી ૧૧૯ સુધી પીરોના જ્ઞાનો ટાંકેલ છે. તો પીરોના જ્ઞાનો સાચાં

કે મી૦ વરતેજીનું કથન સાચું ? ! ( વળી મારા અનુભવ પ્રમાણે તો મરહુમ હાશમભાઈનું સતપંથ બાબતનું ધાર્મિક જ્ઞાન મી૦ વરતેજી કરતાં ઘણા દરજ્જા વધુ હતું. ) તદુપરાંત મી૦ વરતેજીના હાલના મોજુદ ઇમામે પણ આગળના નવ અવતારોને માનવાની સદંતર મનાઇ કરેલ છે. ( જુઓ, 'ભુલ ભરેલી ભોમીકા' વાળું પ્રકરણ ). પણ ઘણું દીલગીરી ભરેલું છે કે, મી વરતેજી **નવ અવતારને** ' ઇસ્લામના રહેબરો ' જણાવવા નીકળ્યા છે.

૪—" અને તેવી રીતે સુન્નત જમાઅતના મશહુર આલેમો જે દહેલીવાળા **નીઝામુદીન ઓલીયા**ની મઝાર શરીફના મુતવલી હસન **નીઝામી ખ્વાજા**એ સ્વિકાર કર્યો છે અને " કૃષ્ણ **બીતી** " અથવા કૃષ્ણ જીવન નામનો ઉર્દુ ગ્રંથ એમણે લખીને પુરવાર કર્યું છે કે, તે આદમ અગાઉના મનુષ્યોમાં રહેબરો રામ, કૃષ્ણ વીગેરે સનાતન ધર્મ અને વેદ મુજબ મનાતા હિન્દુના દેવો તે ઇસ્લામના પુર્વજો હતા, અને પુજ્ય હતા."

**તપાસ**—મી૦ વરતેજીએ **આલેમો** ( બહુવચનમાં ) લખીને પાછો હવાલો તો એક ખ્વાજા **હસન નીઝામી**નોજ આપેલ છે ! હવે **મચ્છ, કચ્છ, વારાહ** વી૦ ઇસ્લામના **રહેબરો** હતા, એનો સ્વિકાર તેઓએ કયા શબ્દોમાં કરેલ છે, તે મી૦ વરતેજીએ અસલ ઇબારત ટાંકી બતાવવી હતી. ખ્વાજા સાહેબ એક **સુફી** છે, અને તે રૂઢીએ તેઓએ " **કૃષ્ન બીતી** " લખેલ છે—પણ તેમાં હ૦ આદમથી અગાઉ પણ મનુષ્યોની હસ્તી હતી—અને તે વખતે શ્રીરામ અને શ્રીકૃષ્ણ વી૦ હતા—અને તેઓ ઇસ્લામના પુર્વજો અને પુજ્ય હતા—વી૦ બાબતો મી૦ વરતેજીના જણાવ્યા પ્રમાણેજ તે પુસ્તકોમાં છે કે નહિં ? જેના માટે મી૦ વરતેજીએ અ-

સલ ઇબારત ટાંકી બતાવવી હતી, કે જે ઉપરથી વિવેચન કરી શકાય. (પણ જે ફીરકાના હિમાયતિ થઇને મી૦ વરતેજીએ એ બાબત ચર્ચેલ છે. તે ફિરકાના પીરોએ અને ખુદ ના૦ આગાખાન સાહેબે તો તેથી વિરૂદ્ધ લખેલ છે તેનું કેમ ? જુઓ, મુદ્દા ના૦ ૪ ની તપાસ.)

૫—"વળી કુરઆને શરીફમાં ખુદા ફરમાવે છે કે," દરેક દેશમાં અને દરેક ભાષા બોલનારી કોમોની હીદાયત માટે મેં પેગંબરો અને ઇમામો મોકલ્યા છે."

**તપાસ**—એ ફરમાન જે બોલોમાં મી૦ વરતેજીએ જણાવેલ છે, તેટલા બોલો અસલ આયતથી મી૦ વરતેજીએ ટાંકી બતાવવા જોઇતા હતા—કે જેથી એના ઉપરે વિવેચન થઇ શકતે.

૬—"તો એ મુજબ સંસ્કૃત ભાષા અગાઉ બોલાતી હતી, અને હિન્દુસ્તાનમાં તે માદરી જબાન હતી. તો હાલે એ ભાષામાં વેદ જે મોજુદ છે અને ગીતા વીગેરે ગ્રંથો ઉપરાંત મહાભારત, રામાયણના ગ્રંથોથી ઇસ્લામના બતાવેલા આદમથી અગાઉના આદમોથી હીદાયત હતી, એમ સિદ્ધ થાય છે."

**તપાસ**—પહેલો તો દશહજાર વર્ષ પુર્વે સંસ્કૃત ભાષા હિંન્દુસ્તાનમાં હતી, એ મી૦ વરતેજીએ પુરવાર કરવું જોઇએ, તેવીજ રીતે હ૦ આદમથી અગાઉ બીજા આદમો હિંદુસ્તાનમાં મોજુદ હતા, એ પણ પુરવાર કરવું જોઇએ. ત્યાર પછી એ હકીકત જણાવવા બાહેર પડવું જોઇએ.

૭—"વળી એક લાખ અને ચોવીસ હજાર પેગંમ્બરોમાં ફક્ત અઠાવીસ પેગંબરોનાં નામો આપણે જાણીએ છીએ બાકીની મોટી સંખ્યા વીશે ઇસ્લામની કોઇ કીતાબ કોઈ હકીકત રજુ કરતી નથી. આ ઉપરથી સાબીત

થાયછે કે **દશ હજાર** વરસથીજ દુનિયા ઉપર મા-
ણસો વસ્તા નથી, પણ તે અગાઉ પણ વસ્તી હોવી જોઈએ, એવું જુના શોધખોળમાં મળી આવેલા લેખો ઉપરથી જણાય છે."

**તપાસ**—સર્વે પયગમ્બરોનાં નામો નથી મળતાં તે વિષેનો ખુલાસો ઇસ્લામી કિતાબોમાં મોજુદ છે. ફકત ગુજરાતી ભાષામાં પ્રગટ થયેલ 'તારીખે નાજી' મી૦ વરતેજી જોઇ જશે તો એ સબંધેનો ખુલાસો મળી જશે. પણ ફકત નામો નહિં મળવાના કારણે મી૦ વરતેજી જે અનુમાન ઉપરે આવે છે તે અનુમાન અગર સનાતન માન્યતા પ્રમાણે મી૦ વરતેજી જણાવતા હોય, તો તેઓએ સનાતન શાસ્ત્રોમાંથી સર્વે પયગમ્બરોનાં નામો અને વર્ણનો બતાવી, ત્યાર પછી એ થીયરી સાબેત કરવા મથન કરવું જોઇએ. કારણ કે ઇસ્લામમાં જે હકીકત ન હોય, તેની વિરૂધ્ધ બીજા કોઈ મતથી તે થીયરી સાબેત કરવી હોય, તો તે મતમાંથી તે હકીકત સંપુર્ણપણે બતાવીને ત્યાર પછી વિરૂધ્ધ મત કાયમ કરવો જોઈએ—ત્યારેજ વ્યાજબી ગણાય. પણ વીગત કાંઇ પુરી પાડવી નહિં અને ઝબાની દાઅવો કરવો, એ ચાલી શકે તેમ નથી. તેવીજ રીતે જે શોધખોળથી દસ હજાર વર્ષ પુર્વે હિંદુસ્તાનમાં મનુષ્ય વસ્તી સાબેત થતી હોય, તે હકીકત પણ મી૦ વરતેજીએ જાહેરમાં લાવવી જોઇએ.

૯—" અને કુરઆને શરીફમાં દુનીયાની **લીલી** કે સુકી હરેક ચીજનું વરણન છે પણ તે **ઇમામની** તાલીમ વગર શું કયાં છે ? તે જાણી શકાતું નથી."

**તપાસ**—કુરઆનને શરીફમાં લીલી સુકી હરેક ચીજનું વરણન છે. એ હરેક ઈસ્લામી માન્ય શાખે છે, પણ

જે ચીજની અસલજ ન હોય. તે કુરઆને પાકમાં કેવી રીતે હોઇ શકે ? અગર મી૦ વરતેજી એમ મનાવવા માંગતા હોય કે, હ૦ આદમ અ૦ થી અગાઉ હિંદુસ્તાનમાં પયગમ્બરો હતા–અને તે મનુષ્યોમાંથી અને એક લાખ ચોવીસ હજાર પયગમ્બરોમાંથીજ હતા અને તે હકીકત કુરઆને શરીફમાં છે, તો તેઓએ હ૦ અલી અ૦ થી કરીને ઈમામ જાઅફરે સાદેક અ૦ સૂધીના કોઈપણ ઇમામની તાલીમનાં ફરમાનમાંથી એ હકીકત પુરવાર કરવી જોઇએ. છેવટે કાંઇ નહિં તો પોતાના મોજુદ ઈમામના ફરમાનમાંથી પાક કુરઆને શરીફની તેવી આયતોનો પતો આપવો જોઇએ.

૯—" અને એજ કુરઆન ઉપર ઈમામનેજ ફઝીલત છે, તે મોજુદ ઇમામ ઈસ્માઇલી સતપંથના ઇમામો છે કે, જેમના વડે હીન્દુસ્તાનમાં " પીર " મારફત ઇસ્લામની સત્ય તાલીમ મળી કે જે સનાતન ધર્મ મુજબના " શ્રીકૃષ્ણ " પછીના " બુધ " અને " નકલંક " અવતારોની તાલીમની બાકીની સાંકળ હતી. "

તપાસ—અગર કુરઆને શરીફ ઉપર મોજુદ ઇમામની ફઝીલત મી૦ વરતેજી માનતા હોય, તો તેઓએ તે પુરવાર કરવી જોઇએ. પીરોએ જે હકીકત જણાવેલ, તે અવતારોની સાંકળ તરીકે નહિં, પણ ફક્ત એક યુકતીજ હતી. ( વધુ માટે મુદ્દા નં૦ ૩ ની તપાસ જુઓ ) પણ, હ૦ આદમથી અગાઉ હિંદુસ્તાનમાં પેગંબરો હતા–અને તે મનુષ્યોમાંથી (એક લાખ અને ચોવીસ હજાર) પયગમ્બરોમાંથીજ હતા એવી હકીકત પીરોના જ્ઞાનોથી મી૦ વરતેજી પુરવાર કરશે કે !

૧૦—" અને તે જુગના હિસાબે ચોથા જુગ કળીયુગ મુજબ ( " બુધ " ) એટલે આદમથી ( નકલંક

**એટલે ( અલી ) સુધી બરાબર હતી, એમ સત્ય સમજાવીને સનાતનીની તાલીમ પુર્ણ કીધી. જો કે તેને આપણે " ઇસલામ " નામથી ઓળખીએ છીએ, પણ " ઇસ્લામ એ સનાતન ધર્મનું છેલ્લું પ્રોગ્રામ છે. " અને તેથી ઇસ્લામ અગાઉનો ઇસ્લામ તે સનાતન ધર્મ છે. "**

**તપાસ**—કળીયુગમાં તો એકજ **નકલંકે** અવતાર છે, તેનું કેમ ! ( જુઓ, સીલસીલે ઇમામત પેજ ૧૯ ) પણ મી૦ વરતેજીને 'બુધ' તેજ 'આદમ' જણાવવાનો છે, જેથી બુધ્ધના અવતારને કળીયુગમાં જણાવે છે, 'ઇસ્લામ એ સનાતન ધર્મનું છેલ્લું પ્રોગ્રામ છે' એમ જયારે મી૦ વરતેજી જણાવે છે, ત્યારે છેલ્લા પ્રોગ્રામ પ્રમાણેનીજ હકીકત સંપુર્ણ હોવી જોઈએ એ સિધ્ધ થાય છે, તો છેલ્લા પ્રોગ્રામ ( ઇસ્લામ ) મુજબ તો હ૦ આદમથી અગાઉ ( દસ હજાર વષ પુર્વે ) મનુષ્યની હસ્તીજ ન હતી, ( જે મી૦ વરતેજી પણ માન્ય રાખે છે. ) તેમજ ઇસ્લામ મત મુજબ તો ખુદાઇ અવતારોનો નિષેધ છે-ત્યારે મી૦ વરતેજી સતપંથને ઇસ્લામ જણાવીને તે ઇસ્લામના નામથી આદમ અગાઉના આદમો તરીકે શ્રી કૃષ્ણ, શ્રી રામ વી૦ ને જણાવે છે, અને તેઓને **પયગમ્બરો** ( એક લાખ ચોવીસ હજાર ) માંથી મનાવે છે તથા **અવતારની** શ્રીચરી પણ મનાવે છે, તેનું કેમ ? ( મતલબ કે દરેક ઠેકાણે મી૦ વરતેજીના ધ્યાનમાં જેમ આવ્યું તેમ લખતાજ ગયા છે. આગળ પાછળનો કાંઇ વિચાર કરેલ નથી. )

**મી૦ વરતેજીએ સનાતન અને સતપંથ મુજબ ચાર જુગો અને દસ અવતાર મનાવવા કોશેશ કરેલ છે, પણ મઝહરે ઝાતે અલ્લાહ ( પ્રૂ૮ ૨૨ ) માં તો મી૦ હરજીભાઈ પુંજા માસ્તરે ચાર જુગોથી અગાઉ આઠ લાખ કરેણુ**

જણાવેલ છે, અને દરેક કરણમાં ત્રીસ જુગ જણાવેલ છે તે હિસાબે ચાર જુગોથી અગાઉ બે કરોડ અને ચાળીસ લાખ જુગો જણાય છે, તેનું કેમ ? વળી તેજ પુસ્તકના પૃષ્ટ ૨૩ ઉપરે ( પીર સદરદીને રચી આપેલી સાંકળના નામથી ) ત્રણ કરણના જમાનામાં ૧૭ અવતારો જણાવેલ છે, અને ત્યાર પછી ૪ કલપ જણાવે છે અને તે ચાર કલપોમાં ૧૦ અવતારો જણાવે છે—તો એ હિસાબે ચાર જુગોથી પણ અગાઉ બીજા ૨૭ અવતારો થઈ ગયાનું જણાય છે, તેનુ કેમ ? ત્યાર પછી એજ પુસ્તકના પૃષ્ટ ૨૫ થી ચાર જુગોનું વર્ણન શરૂ કરીને તેમાં ૧૦ અવતારો જણાવે છે—તો એ હિસાબે કુલ્લે ૩૭ અવતારો થાય છે તેનું કેમ ? એ સર્વે ગડબડ ગોટાળાઓનો મી૦ વરતેજી કાંઈ ખુલાસો કરશે કે ? !

૧૧—" હીન્દુના દેવો તરીકે મનાતા રેહેબરો, તે આગળના ઇસ્લામના, એક લાખ અને ચોવીસ હજારની સંખ્યામાના પેગંબરો અને ઈમામોજ હતા. "

તપાસ—એ માટે ઉપર મુદ્દા ના૦ ૩ તથા ૭ ની તપાસ જુઓ. કાં તો મી૦ વરતેજી આગળના ઇમામોને પણ ( મઆઝલ્લાહ ) " ખાલી બત્તીનાં ખોખાં " મીસાલ જણાવે છે; અને કાં તો હિન્દુઓનાં દેવોને આગળના ઇસ્લામના પેગમ્બરો અને ઇમામો તરીકે મનાવવા ઉપદેશ કરે છે. ! ! !

૧૨—" અને તેથી જેમ ઇસ્લામની તાલીમમાં ઇસા બિન મરયમ, દાઉદ બિન સુલેમાન × અને મુસા બીન

× દાઉદ અ૦ ના બાપનું નામ સુલેમાન ન હતું, સુલેમાન અ૦ તો હ૦ દાઉદના ફરઝંદ હતા.

"જીમ"

ઈમરાન તથા **ઇબરાહીમ** અને નુહ, **આદમ** વિગેરેનાં નામો લેવાય છે; તેવીજ રીતે હીન્દુના દેવો **રામ**, કૃષ્ણ, પરશુરામ વિગેરે નામો લેવામાં અને તેમના કીરતન ગાવામાં જનાબ રસુલે ખુદાના અગાઉના પેગંબરો અને ઇમામો જેટલોજ દરજ્જો ધરાવે છે. "

**તપાસ**—જનાબ ના૦ ૪૧ માં તો મી૦ વરતેજીએ રામ, કૃષ્ણ વી૦ નાં ભજનને " સુન પુજા " જણાવેલ, બલ્કે હ૦ રસુલ સ૦ ને માનવાને પણ " સુન પુજા " ચીતરી કાઢેલ ! ! અને આએ મુદ્દામાં તો રામ, કૃષ્ણ વી. નાં નામો લેવા અને તેમનાં કીરતન ગાવાને અગાઉના પેગંબરો અને ઇમામો ( ને માનવા ) જેટલોજ દરજ્જો જણાવે છે ! ! ! ( અને પોતાની ' ભોમીકા 'માં મી૦ વરતેજીએ " કળીયુગમાં **નકળ** કના બદલે કૃષ્ણ ભજન કરાય, એ ઈશ્વરે નીર્માણ કરેલા કાનુનનું અપમાન કરવા બરોબર છે " એમ જણાવેલ છે ! )

૧૩—" હિન્દુના દેવો અને તેનાં " ભજન " એવા શબ્દોની તાલીમ જેને ઈસ્લામી સત્યતાવાળી **મોજુદ ઇમામો** મારફત મળી નથી, તેને અભાવ ઉત્પન્ન કરે, અને જુદા જુદા લાગે, પણ ધીરજથી તપાસતાં ઇસ્લામ અને **કુરઆને શરીફ** તથા જનાબ રસુલે ખુદાની હદીસ કે ઇમામોનાં ફરમાનો જેઓ ગયબનો ઇલ્મ જાણતા હતા, તેઓ કોઇના વચનોમાં **હીન્દુના દેવો** કે **વેદ** જુઠા છે, એમ લખાયલું નથી. "

**તપાસ**—વાહરે, ઇસ્લામી સત્યતાવાળી તાલીમ ! તે તાલીમ મોજુદ ઈમામો મારફત મળેલ છે, એમાં મી૦ વરતેજી જે મોજુદ ઇમામો બહુ વચમાં લાવે છે, તે તેઓનીજ આગળના થીયરી પ્રમાણે ગલત ઠરે છે.

મોજુદ ઇમામ તો એકજ હોઇ શકે એમ મી૦ વરતેજીએ જણાવેલ તેનું શું ? કદાચ મી૦ વરતેજી, પોતાના હાલના મોજુદ ઇમામ માટે એમ જણાવવા ઇચ્છતા હોય, તો તેઓ નામદારનું ફરમાન તો એથી સદંતર વિરૂધ્ધ જાય છે, તેનું કેમ ? કુરઆને શરીફ કે હદીસો, અથવા ઇમામોનાં ફરમાનોમાં “ હિન્દુના દેવો કે વેદ જુઠા છે, એમ લખાયલું નથી ” એવો મુદ્દો મી૦ વરતેજી લાવે છે—પણ “ હિન્દુના દેવો અને વેદો સાચા છે ” એવો પણ કોઇ આધાર ( ઇસ્લામી ફરમાનો પ્રમાણે ) મી૦ વરતેજી પાસે છે ખરો ? જ્યારે ઇસ્લામે અગાઉના સર્વે ધર્મો અને કિતાબોને મન્સુખ કરી દીધી, ત્યારે એવો સવાલ ઉઠાવવાની જગ્યાજ કયાં રહે છે ? ! શું, હિન્દુના દેવો અને વેદો માટે ખાસ નામ જણાવવાની આવશ્યકતા હતી ખરી ? અત્રે મી૦ વરતેજી જો કે એમ જણાવવા નીકળ્યા છે, પણ ખુદ તેઓએ ઠેક ઠેકાણે હીન્દુ માન્યતાઓનો નિષેધ કરેલ છે, તેના માટે શું સમજવું ? તેવીજ રીતે પીરોએ પણ ઠેક ઠેકાણે નિષેધ કરેલ છે, તેનું કેમ ? ( વધુ માટે, “ શું, સનાતન અને ઇસ્લામ એકજ છે ? ” વાળું પ્રકરણ તથા આએજ જવાબમાંના મુદ્દા ના૦ ૩ ની તપાસ જુઓ ).

૧૪—“ તેમ સંસ્કૃત ભાષાનાં વેદ વીગેરે, અગાઉના આદમોનો ઇસ્લામમાં સ્વીકાર જોકે ખુલ્લા શબ્દોમાં નથી, પણ તેથી સંસ્કૃત ભાષા બોલનારાઓને તેઓની ભાષામાં હીદાયત મળી નથી, અથવા તેમને માટે કોઇ રહેબર નહોતું, એમ કહેવા બેસીયે, તો કુરઆને શરીફનાં મહા વચનને ખોટું પાડવાનો ગુનાહ કરવા જેવું થાય છે. ”

ત પાસ—જે બાબતનો સ્વિકાર ઇસ્લામમાં ખુલ્લા શબ્દોમાં નથી, તે બાબતને ન માનવી એ કુરઆને શરીફના

વચનને ખોટું પાડવાનો ગુનાહ છે, એમ જણાવવું—એ તો મી૦ વરતેજીથીજ થઇ શકે ! જ્યારે, ખુલ્લા શબ્દોમાં નથી, એનો સ્વીકાર મી૦ વરતેજી કરે છે, ત્યારે કયા છુપા શબ્દોથી મી૦ વરતેજી એ જાણવા પામ્યા ? તે સ્પષ્ટ કરી બતાવશેકે ? સૃષ્ટી ઉપરે હ૦ આદમથી અગાઉ ( દસ હજાર પુર્વે ) હિન્દુસ્તાનમાં મનુષ્યની હસ્તી હતી અને તે વખતે સંસ્કૃત ભાષા બોલાતી હતી, એ મતલબ કઇ આયતમાંથી નીકળે છે ? તે મી૦ વરતેજીએ બતાવવું જોઇએ.

૧૫—" માટે બીરાદર જીમ—નમાજની સુરે ફાતેહામાંના નીચેના શબ્દો અને વેદનીજ વાતો સિધ્ધ કરવી પડશે.

" સેરાતલ—લઝીના, અનઅમતા અલયહીમ "

એટલે—હે ! ખુદા, તું અમોને એવો સીધો રસ્તો ( **સતપંથ** ) બતાવ, કે જેવો **અગાઉના લોકોને** બતાવ્યો હતો અને તેના ઉપર તેં તારી ન્યામત ઉતારી હતી. "

તપાસ—સુરએ ફાતેહાના મજકુર શબ્દોના અર્થ " કે જે તેઓનો રસ્તો છે કે જેઓના ઉપર તેં મેહરબાની કરી છે " થાય છે. ( જુઓ, પ્રોફેસર કૃત તરજુમો ) ખબર નથી પડતી, કે મારા વિદ્વાન મિત્ર પાક કુરઆને શરીફના અર્થો કયા ફળદ્રુપ ભેજામાંથી નીપજાવી કહાડે છે ?! ! એ વાકયોમાં અગાઉના લોકો માટેનો કોઇ શબ્દજ નથી અને કદાચ હોય પણ, તો પણ તેથી હ૦ રસુલ સ૦ થી અગાઉ, ( હ૦ આદમથી કરીને હ૦ રસુલ સૂધી ) જેટલા જેટલા લોકો ઇસ્લામની મીલ્લત ઉપરે હતા, તે લોકો સમજાશે—પણ મી૦ વરતેજી તો " અગાઉના લોકો" જણાવીને, **સતપંથ** ની થીયરી પેશ કરવા લાગ્યા છે ! ! !

પણ **સતપંથ** ના નામથી જણાવવામાં આવતા પંથની તે વાકયો નાઝીલ થતી વખતે હસ્તી પણ હતી ખરી ? ! ( ત્યારે **સતપંથ** ! યોજકો તરીકે જે પીરાને જણાવવામાં આવે છે, તે માન્યતા શું ખોટી છે ? )

૧૬—" આ બંદગીના શબ્દોમાંથી પણ તમારો જવાબ મળી આવે છે કે, " અગાઉના લોકો " ને જેવો **સીધો રસ્તો ( સતપંથ )** બતાવ્યો હતો, અને તેના ઉપર ખુદાએ ન્યામત ઉતારી હતી, તેવાજ રસ્તા પર દ્રઢ રાખવાને બંદગી કરીએ છીએ. "

**તપાસ**—જે ભાવાર્થ મી૦ વરતેજી બતાવે છે, તે તદ્દન ખોટોજ છે. ( ખુલાસો ઉપરના મુદ્દાની તપાસમાં જુઓ ) આએ મુદ્દામાં મી૦ વરતેજી **સતપંથ** ઉપરે દ્રઢ રાખવા સારૂ બંદગી કરવાનું જણાવે છે—પણ સતપંથ તો પીર સદરદીનના સમયથી હસ્તીમાં આવ્યો, જ્યારે પાક કુરઆને શરીફનાં એ ફકરાઓ તો તેરસો વરસથી અગાઉ, બંદગી ( નમાજ ) માં પઢાતા આવે છે, તેનું કેમ ?

૧૭—" તો આ રીતે " **હીન્દુના દેવો** " અને તેના ભજનો, તે ઇસ્લામ અગાઉના પેગંબરો અને ઇમામોનાં નામો જેટલોજ દરજ્જો ધરાવે છે. કારણ કે તેઓ " **આદમ અગાઉના આદમો** હતા. " અને એક લાખને ચોવીસ હજાર પેગંબરોની સંખ્યા પઇકીના પવીત્ર હતા. "

**તપાસ**—એના ખુલાસા માટે ઉપરના મુદ્દા ના૦ ૩–૭–૧૧–૧૨ ની તપાસ જુઓ.

૧૮—" તેઓની તાલીમ પણ ખુદા એક વહદહુલા શરીક છે, ગુરૂ ( પેગંબરો ) ખુદા તરફથી ઇશ્વરી ફરમાનો ( કીતાબ ) વેદ મારફત બોધ કરનારા છે, અવતાર

( ઇમામ ) પાત્રને ઓળખવાની ફરજ છે, ને પુનર્જન્મનો હીસાબ ચોથા જુગના અંતે થવા પછી સ્વર્ગ, નર્ક પ્રાપ્ત થાય છે એ સિધ્ધાંત ઇસ્લામના ઉસુલ પ્રમાણેજ **તોહીદ, નબુવત, ઇમામત,** અને કયામત મુજબ છે. ”

**તપાસ**—એ માટેનો સંપુર્ણ ખુલાસો “ ભુલ ભરેલી ભૂમિકા ” વાળા પ્રકરણમાં જુઓ. સનાતનીઓમાં તો ઇશ્વરના અવતારોની માન્યતા છે–જુદા જુદા સંપ્રદાયોના જુદા જુદા ગુરૂઓ છે–અવતારોમાંનો હાલે કોઇ અવતાર મોજુદ નથી, **નકલંક** અવતાર હવે થવાનો છે–છેલ્લા જુગનો અંત આવ્યાથી અગાઉ પણ કોઈ કોઈના માટે સ્વર્ગ નર્ક ( હંમેશના માટે ) પ્રાપ્ત થઇ શકે છે*–એવી માન્યતાઓ નજરે પડે છે. આ મુદ્દામાં મી૦ વરતેજીએ પુનર્જન્મ અને કીયામતની માન્યતા એકજ જણાવેલ છે–પણ જવાબ નાં૦ ૪૪ માં તો “ અને હાલના હીન્દુ અને મુસલમાન વિદ્વાનો પણ માત્ર “ પુનરજન્મ ” અને કયામતના પ્રશ્નોમાં જુદા પડે છે. ” એમ જણાવેલ છે !

## જવાબ નાં૦ ૪૩ ની તપાસ.



મારો ૪૩ મો સવાલ એ મુદ્દા પર રચાયલો હતો કે સતપંથ, ઇસલામ અને સનાતનના સિધ્ધાન્તો એક સરખાં છે કે કેમ ? જેના જવાબમાં મી૦ વરતેજીએ આગલીજ રૂઢી ઇખ્તીયાર કરેલ છે, જે જવાબમાંના મુદ્દાઓ—

* એટલે તે મનુષ્ય મુકતીનો અધીકારી થઇ જાય છે, અને તેના માટે પુનર્જન્મના ફેરા ટળી જાય છે.

“જીમ.”

૧—"( સતપંથ ) ઈસ્લામ અને હિન્દુનો ધર્મ એકજ પ્રોગ્રામની સાંકળ છે."

**તપાસ**—એ માટે જવાબ નાo ૪૧–૪૨ ની તપાસમાં તેમજ અન્ય ઠેકાણે વિવેચન થઇ ગયેલ છે.

૨—" પરંતુ હિન્દુ સનાતન ધર્મ તે પ્રાચીન ઈસ્લામ છે અને તે પછીના અરવાચીન ઇસ્લામનાં શુધ્ધ સીધાંતો જનાબ રસુલે ખુદા વડે પ્રકાશ પામ્યાં, અને સતપંથ તે ઈસ્લામનીજ સત્ય તાલીમ છે."

**તપાસ**—સનાતન ધર્મ તે પ્રાચીન ઇસ્લામ છે–એ મીo વરતેજીએપુરવાર કરી દેખાડવું જોઇએ. પણ જ્યારે અર્વાચીન ઇસ્લામનાં શુધ્ધ સિધ્ધાંતો પ્રકાશમાં આવી ગયાં, ત્યારે સનાતન ધર્મના દાખલા દલીલોની જરૂરતજ શી હોઇ શકે! ત્યારે મીo વરતેજી જે સનાતન સિધ્ધાંતોને માનવા અને મનાવવાનો ઇસ્લામીઓ પાસે હઠવાદ લઈ રહ્યા છે, તેનું પ્રયોજનજ શું હોઇ શકે ?! મીo વરતેજી સતપંથને જે રૂપમાં બતાવી રહ્યા છે–તે મુજબ ઇસ્લામની સત્ય તાલીમ હોઇજ ન શકે, જે માટે વિવેચન ઠેકઠેકાણે થઇ ગયેલ છે.

૩—" પણ ઈસ્લામ પછી છસો વરસે તે હિન્દુસ્તાનમાં અપાયલી તાલીમ દઈને **સનાતન** અને **ઈસ્લામની** અઇકયતા સમજાવનારૂં શુધ્ધ તત્વ છે."

**તપાસ**—જ્યારે ઈસ્લામનાં શુધ્ધ સિધ્ધાંતો પ્રકાશમાં આવી ગયાં, ત્યારે છસો વર્ષ રહીને શુધ્ધ તત્વ સમજાવવા સારૂ–ઇસ્લામની સત્ય તાલીમ આપવા સારૂ હિન્દુ મુસલમાન મીશ્રીત અકાયદોવાળા **સતપંથની** જરૂરતજ શી હોઇ શકે ? તેમજ જ્યારે ઇસ્લામ ( અર્વાચીન ઈસ્લામ ) શુધ્ધ રીતે પ્રકાશી ચુકયો, ત્યારે છસો વર્ષ રહીને પાછો પ્રાચીન સનાતનને ઇસ્લામ સાથે જોડવાનો હેતુજ શો હોઇ

શકે ? પણ નહિ, પીરોનો હેતુ સનાતનીઓને ઇસ્લામ-માં લાવવાનો હતો—જેના માટે એ સર્વે યુક્તીઓજ હતી; જેને મી૦ વરતેજી ( ભોળાઓને ભમાવવા સારૂ ) જુદું રૂપ આપી રહ્યા છે !

૪—" સનાતનની તાલીમ શરૂઆતમાં હતી, અને હિન્દમાંજ હતી, તે વખતે હિન્દની બહાર મનુષ્યો વસતાજ નહોતા. "

**તપાસ**—ફક્ત લખી નાખવા કરતાં મી૦ વરતેજીએ ઇતિહાસીક સનદોથી પુરવાર કરવું જોઇએ.

૫—" જ્યારે હિન્દની બહાર વસવા લાગ્યા, ત્યારે આદમના નામથી અને સસ્કૃત સિવાયની બીજી ઇબરાની જબાનમાં ખુદાએ પોતાના અવતારી સ્વરૂપ વડે, હીદાયત પહોંચાડી. "

તપાસ—એ માટે પણ મી૦ વરતેજીએ ઇતિહાસીક દલીલો પુરી પાડવી જોઇએ. એ મુદ્દાથી મી૦ વરતેજી એવો ડોળ ઘાલે છે કે, હિન્દમાંથી બાહેર વસવા સારૂ જે ગયા, તેમાંના હ૦ આદમ હતા—પણ નુરની પુજાની દલીલમાં તો મી૦ વરતેજીએ ( પાક કુરઆને શરીફના સિધ્ધાંત પ્રમાણે ) હ૦ આદમનું પુતળું માટીમાંથી બનાવવામાં આવેલ, અને તેમાં રૂહ પુંકવામાં આવેલ; એ સિધ્ધાંત પેશ કરેલ તેનું કેમ ? હવે મી૦ વરતેજીની થીયરી પ્રમાણે જો હિન્દુસ્તાન-માંથીજ મનુષ્યો બાહેર વસવા ગયા હોય, તો તેવા મનુષ્યો તો સસ્કૃત ભાષાથીજ પરિચીત હતા, તેના બદલે ઇબ્રાની નામની નવીન ભાષાથી તેમને હીદાયત કરવાનું પ્રયોજન શું હોઇ શકે ? મતલબ કે હ૦ આદમના સમયમાં ઇબ્રાની ભાષામાં હિદાયતો થઈ, એ સાચી હકીકતને માન્ય રાખીને મી૦ વરતેજીએ ( કુદરતી રીતેજ ) ' હિન્દુસ્તાનમાંથી

મનુષ્યો બાહેર વસવા ગયા, અને શરૂઆતની ભાષા સંસ્કૃત હતી ' એ દલીલને નબળી બતાવેલ છે. ( ખુલ્લા શબ્દોમાં કહેતાં ' સત્ય તરે છે ' એ માન્યતા મી૦ વરતેજી પોતે સાબેત કરી આપે છે !

૬—" અને તે પછી **અરબી** જબાનમાં જનાબ રસુલે ખુદા અને હ૦ **અલી** ના નામે એજ તાલીમની શુધ્ધતા વિકાસ પામી "

**તપાસ**—એ મુદ્દાથી પણ મી૦ વરતેજીની મુદ્દા ના૦ ૫ ની હકીકતની નબળાઇ જાહેર થઈ જાય છે. ( જનાબે રસુલે ખુદા સ૦ અને હ૦ અલીએ જે ઝબાનમાં તાલીમ આપવી શરૂ કરી, તે ઝબાન ત્યાં તેથી અગાઉ પ્રચલિત હતી—પણ મી૦ વરતેજીએ તો હિન્દના વત્નીઓ જે સંસ્કૃત ભાષાથી માહેત હતા, તેઓ બાહેર જઇ વસતાંજ નવીન ભાષામાં તેઓ ।। માટે હિદાયત થયલી જણાવેલ છે. ) હવે જે તાલીમ ( અરબીમાં ) હ૦ રસુલ સ૦ અને હ૦ અલી અ૦ તરફથી અપાણી, તે હ૦ આદમ અ૦ થી કરીને મીલ્લતે ઇસ્લામની જે તાલીમ અપાતી આવી હતી, તેજ તાઅલીમ ( કયામત સૂધી ફેરફાર કરવાની જરૂરત ન રહે એવી રીતે ) સંપુર્ણપણે અપાઇ હતી. ( એમ નહિં કે તે તાલીમ છસો વર્ષ રહીને વળી સતપંથના નામથી જુદુંજ રૂપ પકડે !!! )

૭—" અને ત્યાર પછી એજ ઇસ્લામની સત્ય તાલીમ હિંદુસ્તાનમાં ગુજરાતી, કચ્છી, સિંધી. પંજાબી વીગેરે ભાષામાં સતપંથના નામે અપાઇ અને એ સત્યતાની સાંકળ રૂપ તાલીમ સનાતને કે ઇસ્લામે કે સતપંથે કોઈએ એક બીજાના નામે નિશેધ કર્યો નથી. "

**તપાસ**—જ્યારે ઇસ્લામની સત્ય તાલીમ **સતપંથ**-થી સૈકાઓ અગાઉ જુદા જુદા મુલ્કોમાં જુદી જુદી ભાષાઓમાં તરજુમા મારફતે અપાઇ ગઈ હતી, તેનો ફેલાવો થઇ ગયો હતો, એ ઇતિહાસ સિધ્ધ છે—ત્યારે સૈકાઓ રહીને **સતપંથ**ના નામથી ફરી તેજ તાઅલીમ આપવાનો શો હેતુ હોઇ શકે ? કદાચ હિન્દવાસીઓ માટે તે ( સતપંથની ) તાલીમ અરબ્બી ભાષાના તરજુમા રૂપે હોય, તો તો હજી પણ સમજ્યા—પણ આ તો કેટલીક બાબતોમાં ઇસ્લામ અને **સતપંથ**ની તાલીમનો હઝારો ગાઉનો ફાસલો જણાય છે, તેનું કેમ ? વળી ખુદ સતપંથ ( ઇસ્લામી ફિરકા ) ના જુદા જુદા મુલ્કોના વતનીઓની તાલીમમાં અને મી૦ વરતેજી તરફથી જણાવવામાં આવતી સતપંથની તાલીમમાં પણ મોટો તફાવત રહેલો છે તેનું કેમ ? હિન્દુસ્તાન સિવાય અન્ય પ્રદેશના ઇસ્માઇલીયો **ઇસ્લામી** રીતેજ ધાર્મિક ક્રિયાઓ કરે છે, એ મી૦ વરતેજી પણ કબુલ રાખી ગયા છે. સનાતન કે ઇસ્લામ, કે સતપંથે, કોઇએ એક બીજાનો નિષેધ કર્યો નથી, એ જણાવવામાં મી૦ વરતેજીએ પોલીસીજ વાપરી છે. ઇસ્લામમાં સનાતનનાં ઘણા સિધ્ધાંતોનો નિષેધ ખુલ્લી રીતે જોવામાં આવે છે. તેવીજ રીતે હાલમાં સનાતનમાં પણ કેટલાક ઇસ્લામી સિધ્ધાંતોનો નિષેધ જોવામાં આવે છે; અને સતપંથે પણ સનાતનની કેટલીક બાબતોનો નિષેધ કરેલ છે. ( બલ્કે મી૦ વરતેજીએ તો **સતપંથ**ની રૂએ કેટલેક ઠેકાણે સનાતન અને ઇસ્લામ ( બેઉ ) નાં સિધ્ધાંતોને વખોડી, સતપંથની શ્રેષ્ટતા સાબેત કરવા મથન કરેલ છે !

૮—" ચારે યુગમાં એકજ ખુદાની ભકતી, ગુરૂના આધીનપણાથી ગળતી. પરંતુ તેમાં જેમ જેમ સ્થીતી બદલતી, તેમતેમ તાલીમમાં વિશાળતા આવતી અને

અત્યારની સનાતન તાલીમ એજ **ઇસ્લામ** અને ઇસ્લામની તેરસો વરસની તાલીમનું પરીણામ તે **સતપંથ** છે. ”

**તપાસ**—જ્યારે સનાતનની વિશાળતા ભરેલી તાલીમ તેજ **ઇસ્લામ** છે—ત્યારે ઇસ્લામ અગાઉની સનાતન માન્યતાઓ ( જેનો કે ઇસ્લામ નિષેધ કરેછે તે ) તો હજી સૂધી મી. વરતેજી ઉપદેશ કરે છે અને વિશાળતા ભરેલી તાલીમ વિરૂધ્ધ વર્તન કરે છે, તેનું કેમ ? મુદ્દા ના૦ ૩ માં મી૦ વરતેજીએ છસો વર્ષ પછીની ઇસ્લામની તાલીમને **સતપંથ** તરીકે જણાવેલ,—અને આએ મુદ્દામાં તો તેરસો વરસની તાલીમનાં પરીણામને **સતપંથ** તરીકે જણાવેલ છે, તેના માટે શું સમજવું ? શું, છસો વર્ષ પછીની સતપંથની તાલીમ તે પીરોની તાલીમ સમજવી, અને તેરસો વરસના પરિણામવાળી તાલીમ તે મી૦ વરતેજી તરફથી સમજવી ? ?! ( ખરી રીતે જોતાં મી૦ વરતેજી **સતપંથ**ના નામથી હમણા જે જે સિધ્ધાંતો જણાવવા લાગ્યા છે, તે પીરોની તાલીમથી પણ ઘણા આગળ પડતાં **છે** ! અગર મી૦ વરતેજી, પોતાના સિધ્ધાંતો માટે એમ મનાવવા માંગતા હોય, કે તે સિધ્ધાંતો સમયાનુસાર ફેરફારના અંગે* તેઓના મોજુદ ઇમામનાં ફરમાનો ઉપરથી રચાયલા છે, તો તેવા સિધ્ધાંતો ના૦ આગાખાન સાહેબની સહીથી પ્રગટ કેમ કરાવતા નથી ? )

૯—“ અને સનાતન ધર્મમાં જેમ, ઇશ્વરી અવતારો મનાતા, અને ઇશ્વરી વચન વેદ મનાતાં, તેજ મુજબ અત્યારે ઇશ્વરી અવતારો તરીકે ઇમામને માનવાના છે. અને ઇશ્વરી વચનનાં **ઇલ્મ** તરીકે **કુરઆને**

* કારણ કે અથી અગાઉ મી૦ વરતેજી ‘સમયાનુસાર ફેરફાર’ વાળી થીયરી પેશ કરી ગયા છે. “ ઇલ્મ ”

શરીફ છે. અને તેજ કુરઆને શરીફની વિશાળ સમજ **સતપંથ શાસ્ત્ર**માં સમજાવેલી છે. "

**તપાસ**—સનાતન ધર્મમાં જે ઇશ્વરી અવતારો અને ઇશ્વરી વચનો મનાતા, તે તો હજી પણ તે ધર્મમાં તેવીજ રીતે મનાય છે. પણ મી૦ વરતેજી તો **ઇસ્લામ**નાં દાયરામાં ઉભા રહેવાનો દાવો કરે છે, ત્યારે તેઓએ, ઇશ્વરી અવતારો તરીકે ઈમામને માનવાના છે એમ જે ભરડી નાખેલ છે, તે ઇસ્લામી સનદોથી પુરવાર કરવું જોઇએ. ( કારણ કે સનાતનની વિશાળતા ભરેલી તાલીમને મી. વરતેજીએ **ઇસ્લામ** જણાવેલ છે, ત્યારે વિશાળતાવાળી તાલીમની સનદ વધુ ઉપયોગી થઈ પડે તેમ છે. ) હવે–મી૦ વરતેજીએ કુરઆને શરીફની વિશાળ સમજ **સતપંથ શાસ્ત્ર**માં છે, એમ જે જણાવેલ છે–તે સાબેત કરી બતાવશે ખરા કે ? કુરઆને શરીફની દરેક આયતની હકીકત જ્ઞાનો ( સતપંથ શાસ્ત્ર ) માંથી બતાવી શકશે કે ? અને જ્ઞાનોની દરેક કડીએ કડીનો મુકાબલો પાક કુરઆને શરીફની આયતોથી કરી બતાવશે કે ? ભલા, નીચેની જ્ઞાનોની કડીઓમાં પાક કુરઆને શરીફની કઇ આયતોની વિશાળ સમજ સમાયલી છે ?

**"એજી આલમોત ગઢ પાટણ× દેલમ દેશજી**
**ત્યાં અવતર્યો શાહ માનખા વેશજી. "**
( પચીસગ્નાનની ચોપડી–ગ્નાન ૩ જો કડી ૩ જી )

**" ગંગા જમના ને સરસવતી તે થકી દક્ષણ દેશ.**
**સાબરમતીને તીરે આવ્યા અલી અરબી વેશ.*"**

× કયાં આલમોત ગઢ અને કયાં પાટણ ?! શું, એ પાક કુરઆને શરીફની વિશાળ સમજ કે ? !!!

*હ૦ અલી અ૦, સાબરમતીના તીરે કયે વખતે આવ્યા હતા ? કદાચ મી૦ વરતેજી, 'ગાદીનશીન તેજ અલી' એમ જણાવવા નિકળે તો જ્ઞાનની જે રચના સમયમાં મી૦ વરતેજીના કયા ઇમામ તે વખતે સાબરમતીનાં તીરે આવેલા હતા ? " જીમ "

( પચીસ ગ્નાનની ચોપડી—ગનાન ૧૨ મો, કડી ૧૫ )

" ડુંગર ઉપર દેરડી ત્યાં વસે છે કનક
સોનારીઆંજી.

સોની ઘડે શાહની મુંદરી ને માતાજીનો
નવસારો હારીયાંજી "

( પચીસગ્નાનની ચોપડી—ગ્નાન ૧૫ મો કડી ૧૦ )

તો એવા એવા વાકયોમાં પાક કુરઆને શરીફની કઈ આયતોની વિશાળ સમજ ( ! ) સમાયલી છે તે મી૦ વરતેજી બતાવશે કે ? ! ( હજી તો એવા ઘણા ઉતારાઓ મારી યાદી બુકમાં મોજુદ છે—પણ લંબાણના ભયથી એટલાજ દાખલાઓ ઉપર બસ કરીશ )

૧૦—" સતયુગ, ત્રેતાયુગ, અને દ્વાપર યુગના વેદો, રૂગવેદ યજુર્વેદ અને શામવેદના વખતે મુસા. દાઉદ અને ઇસાની કીતાબોx તોરાત, જબુર અને ઈન્જીલ એ મનસુખ થએલ છે. "

તપાસ—શું, રૂગવેદ—યજુરવેદ—અને શામવેદના વખતે ( તે સમયમાં ) તોરાત, ઝબુર અને ઇન્જીલ મનસુખ થયેલ કે ? ! ( મારા વિદ્વાન મિત્ર શું લખી રહ્યા છે ? ! ) ત્યારે મી૦ વરતેજીએ આદમ અગાઉના આદમોના સમયમાં વેદોની હસ્તી જણાવેલ તેનું શું ? કદાચ, એ લખાણથી મી૦ વરતેજીની એ ધારણા હોય કે પાક કુરઆને શરીફના સમયમાં મજકુર વેદો અને કિતાબો મનસુખ થએલ છે—તો તેઓ હજી પણ ઇસ્લામી દલીલોની વચમાં મન્સુખ થયેલ વેદોની દલીલો લાવે છે તેનું કેમ ?

x મુસા, ઇસા અને દાઉદની કિતાબો નહિં, પણ તે વખતની ખુદાઇ કિતાબો...

" જીમ. "

૧૧—" અને આ રીતે વેદ વખતના ઇશ્વરી અવતારો અને **કુરઆને શરીફ**ના વખતના ઇમામોએ એકજ સ્થીતી સમજાવે છે. અને **ઇમામે** કે કુરઆને શરીફ અગાઉની કોઇપણ ખુદાઈ તાલીમની વિરૂધ્ધતા બતાવતા નથી. અને તેનો આબેહુબ દાખલો, અમો ઇસ્માઇલીઓ અથવા **સતપંથીઓ**ના વરતનમાં પ્રત્યક્ષ જોઇ શકશો. "

**તપાસ**—તે ખુદાઈ તાલીમ કઇ ? અને ઇમામો કે કુરઆને શરીફ જે અગાઉની ખુદાઈ તાલીમની વિરૂધ્ધતા નથી બતાવતા—તે 'અગાઉની તાલીમ' કઇ ? તે મી૦ વરતેજીએ સ્પષ્ટ કરી બતાવવું જોઇએ. શું, મચ્છ—કચ્છ વારાહ વી૦ ની અને જુગો વી૦ ની માન્યતા, તે અગાઉની તાલીમ ? હવે સતપંથીઓનાં જે જે વરતનો મી૦ વરતેજીએ એથી અગાઉ સમજાવ્યાં છે, ( જોકે બીજા આગાખાની બંધુઓ, મી૦ વરતેજી સાથે સંમત છે કે નહિ ? તેની ચોખવટ મી૦ વરતેજીએ કરેલ નથી ) તે તો **વેદો** થી અને **કુરઆને શરીફ**થી પણ વિરૂધ્ધતા કરી રહ્યા છે, તેનું કેમ ? ( કેટલેક ઠેકાણે મી૦ વરતેજીએ પાક કુરઆને શરીફથી વિરૂધ્ધતાવાળી માન્યતાઓ વેદોના **નામથી જણાવેલ** છે અને કેટલેક ઠેકાણે વેદોની માન્યતાઓને રદ કરેલ છે મતલબ કે તેઓએ 'દહી દુધમાં પગ' વાળી રીતી ગ્રહણ કરીને, તેને **સતપંથ** તરીકે **ઓળખાવેલ છે.** )

૧૨—" અને અમારા **રહેબર** ના૦ આગાખાનની આ ચાલુ સમયમાં મનુષ્ય જાતીની ભલાઇદર્શક કાર્યવાહીઓ સાબેત કરી રહી છે કે, ખુદા **એકજ છે!** "

**તપાસ**—તે કાર્યવાહીઓ કઈ ? અને તેથી 'ખુદા એકજ છે એ કેવી રીતે સાબેત થાય છે ? તે મી૦ વરતેજી

એ સ્પષ્ટ કરી બતાવવું જોઇએ. અગર તે બાબત ' એકજ રહેબર ' ની થીયરીથી મી૦ વરતેજી ફસાવવા માંગતા હોય, તો તેમાં પણ તેઓ કોઇ રીતે ફાવે તેમ નથી.

---

## જવાબ ના૦ ૪૪ ની તપાસ.

મારા ૪૪ મા સવાલનો મુખ્ય હેતુ એ હતો કે કયામતની માન્યતા અને લાખ ચોરાસી ફેરાની માન્યતા એકજ છે કે ? જેના જવાબમાં મી૦ વરતેજીએ આડી અવળી બાબતો લાવી, હ૦ રસુલ સ૦ અને હ૦ અલી અ૦ ની તાઅલીમથી પણ પોતાની માન્યતાને પુષ્ટ જણાવવા પ્રયત્ન કરેલ છે ! જેમાનાં મુદ્દાઓ—

૧—" વ્હાલા મીત્ર જીમ-તમારો તેતાલીશમો* પશ્ન ઘણોજ કીંમતી એટલા માટે છે કે, હીન્દુ અને મુસલમીન એ બે મહાન પ્રજાના ધર્મના મતભેદનું નહી સમજાયલું સ્વરૂપ તેમાં છે "

**તપાસ**—મારા વ્હાલા મિત્ર વરતેજી ! તમોએ અગાઉ, સનાતન અને ઇસ્લામનાં સિધ્ધાંતો એક છે-અને સનાતન તેજ ઈસ્લામ છે, એમ જણાવેલ-ત્યારે આ વળી મતભેદ કયાંથી પુટી નીકળ્યો ? વળી તમોએ ભોમિકામાં કયામત અને પુનર્જન્મને એકજ જણાવવા કોશેશ કરીને લખેલ કે, " ઉપર મુજબ-સનાતન અને ઈસ્લામનાં ધર્મ સીધ્ધાંતો જુદા નથી " ત્યારે એજ ' લક્ષ ચોરાસી ફેરા ' ની બાબતમાં અત્રે મતભેદ જણાવવું એનો અર્થ શો ?

---

* ચુમાલીસમો હોવો જોઇએ, પણ નકલે નકલ ઉતારેલ છે.
"જીમ.

૨—" ખુદા અને ઇશ્વરની એકતાનો સવાલ, હાલના સમયમાં સરળતાવાળો સમજાઇ ચુકયો છે, એમાં અરસપરસ કોઈને વીરોધ નથી."

તપાસ—અગર નામની એકતાના સવાલ માટે મી૦ વરતેજી જણાવતા હોય, તો ઠીક. ( ઇસ્લામીઓ ' ખુદા ' કહે છે, સનાતનીઓ ' ઇશ્વર ' કહે છે ) પણ ' તવહીદ ' ના શિક્ષણમાં વિરોધ નથી, એમ જો મી૦ વરતેજી જણાવવા ઇચ્છતા હોય, તો તેમાં ભુલાવો ખાય છે. ( અને તેવો વિરોધ ખુદ મી૦ વરતેજીના લખાણથીજ ઠેકઠેકાણે જણાઈ આવેલ છે ) જો કે સનાતનીઓમાં પણ ઇશ્વરને નિરંજન, નિરાકાર, સર્વવ્યાપક અને ' સર્વશકિતમાન ' વી૦ જણાવવામાં આવે છે—પણ પછું **અવતારી માન્યતા** એ સર્વે બાબતોનો રદ કરી નાખે છે.

૩—" ઇમામત અને **અવતાર**, નબુવત અને ગુરૂત્વ એ એક સરખાં છે, એમાં પણ મળતાપણું થતું જાય છે. જો કે મતભેદ સુઝો નજીક નથી. તો પણ " પુનરજન્મ " ( લખ ચોરાસી ફેરા ) અને " કયામત " એ એકજ સવાલ બેઉ પ્રજા વચ્ચે ખુલ્લો નથી. જો કે હીન્દુ વેદાંતી અને સુફી મુસલ-મીન એ વીશે **એકમત** છે."

તપાસ—એ મુદ્દામાં મી૦ વરતેજીએ એક બીજાથી વિરૂધ્ધ હકીકત જણાવેલ છે ! જ્યારે એક સરખાં છે ત્યારે ' મળતાપણું થતું જાય છે ' એમ જણાવવાનો અર્થ શો ? જ્યારે બેઉ પ્રજા વચ્ચે એ સવાલ ખુલ્લો નથી—ત્યારે વળી ' વેદાંતી ' અને ' સુફી ' એકમત છે એમ જણાવવાનો અર્થ શો ? શું વેદાંતી અને સુફી એ બેઉ ' પ્રજા ' માંના નથી ? વળી આએ મુદ્દાની નીચેના ૪ થા મુદ્દામાં

તો મી૦ વરતેજીએ એમ જણાવેલ કે, " હીન્દુ અને મુસલમીન વિદ્વાનો પણ માત્ર પુનરજન્મ અને કયામતના પ્રશ્નોમાં જુદા પડે છે " તેનું શું ? શું, વેદાંતી અને સુફી એ વિદ્વાનો તો નહિં ના ?

૪—" પણ બીજા મુદાઓમાં ખુદા, ઇમામ, નબી એ ત્રણ સવાલો મુસલમીનના. હીન્દુ ભાઇઓ વચ્ચે, ઇશ્વરી અવતાર અને ગુરૂનાજ શબ્દોથી જેવા એકતાવાળા સમજાયા છે, તેવો આ સવાલ સમજાતો નથી, અને હાલના હીન્દુ અને મુસલમીન વિદ્વાનો પણ માત્ર " **પુનરજન્મ** " અને **કયામત** ના પ્રશ્નોમ જુદા પડે છે. "

**તપાસ**—પહેલા ત્રણ સવાલો કેવી રીતે એકતાવાળા છે, તે મી૦ વરતેજીએ સ્પષ્ટ કરી બતાવવું જોઈએ. ( વધુ માટે મુદ્દા નાં૦ ૨-૩ ની તપાસ જુઓ ) જ્યારે **કયામત** અને **પુનરજન્મ**ના પ્રશ્નમાં હિન્દુ અને મુસલમીન વિદ્વાનો જુદા પડે છે—એમ મી૦ વરતેજી પોતે કબુલ રાખે છે, ત્યારે તેઓ ' સનાતન અને ઇસ્લામ એકજ છે ' એમ જે સમજાવવા નીકળ્યા છે, તેના માટે શું સમજવું ?

૫—" મેં મહાત્મા ગાંધીજી રૂબરૂ " હીન્દુ મુસ્લેમ એકતા વિશે " જે ધાર્મિક ચરચા કરી, અને તેમા વીરોધ દુર થયો. "

**તપાસ**—તે ધાર્મિક ચર્ચા કઇ ? અને તેથી વિરોધ કેવી રીતે દુર થયો ? શું, મ૦ ગાંધીજીએ મી૦ વરતેજીના સિધ્ધાતોને માન્ય રાખી લીધા ? સર્વે હકીકત મી૦ વરતેજીએ પબ્લીક સમક્ષ પેશ કરવી જોઈએ, કે જેથી પબ્લીક ખરા ખોટાનો તોલ કરી શકે.

૬—" આ પ્રશ્ન ખાસ એટલા માટે જાણવા જેવો બાકી રહેલો જાણું છું કે ધર્મનું મંરાણ પરીણામ માટે હોય છે, તે પરીણામનાં પ્રશ્નો " પુનરજન્મ " અને " કયામત " છે. "

**તપાસ**—તે પરિણામો કેવી રીતે આવે છે તે મી૦ વરતેજીએ સરખામણી કરી દેખાડવી જોઇએ. મુદ્દા ન:૦ ૧૨ માં મી૦ વરતેજીએ ' પુનરર્જન્મ 'ની જે વ્યાખ્યા કરેલ છે તે મુજબ તો જ્યારે જીવને ઇશ્વરની સંપુર્ણ પીછાન થાય અને " હુ પોતેજ ખુદા છું એવું પદ મનુષ્યને પ્રાપ્ત થાય, ત્યારે તે જીવ પુનરજન્મના ફેરાથી છુટે છે અને તેની **મુકતી** થાય છે. અને જેની મુકતી થઇ તે સ્વર્ગનોજ અધિકારી ઠરે છે. તેના માટે નર્ક નથી. મતલબ કે જ્યારે મનુષ્યની મુકતી થાય, ત્યારેજ તે પુનજન્મના ફેરાથી છુટે છે—ત્યાં સૂધી ફરી ફરી દેહ ધારણ કરવાનો સિધાંત છે. જ્યારે તેજ મુદ્દાની મી૦ વરતેજીની વ્યાખ્યા પ્રમાણે **કયામત** તે ' હિસાબ આપવાનો છેલ્લો મહાન દીવસ છે, તો તે હિસાબ આપ્યા પછી પણ સ્વર્ગ નર્ક ભોગવવાનું રહે છે તેનું કેમ ? મતલબ કે કયામતની થીયરી પ્રમાણે સર્વે જીવોનું પરિણામ મુકતીમાં નથી આવતું, જ્યારે પુનર્જન્મની થીયરી પ્રમાણે તો મુકતીજ મળવી જોઇએ—જો મુકતી મળે તોજ ફેરા ટળે, નહિતો અનંત શ્રેણીમાં ફરી ફરી દેહ ધારણ કરવો પડે. એટલે કયામત અને પુનરજન્મનાં પરિણામો એક સરખાં નથીજ વળી આર્યનોના મત પ્રમાણે તો જીવ માટે હમેશની ( સદંતર ) મુકતીજ નથી. જે જીવ મુકતીને લાયક ઠરે છે તેને થોડી મુદત મુકતીનાં ઘરમાં રહેવા દઈ, પાછો તે જીવને સંસારની અનંત શ્રેણીનાં ફેંકી દેવામાં આવે છે; [ જુઓ, વલીમામદ સી. મોમીન કૃત " પુનર્જન્મ નિષેધ

પેજ ૩૨ ] તો એ થીયરી પ્રમાણે તો કાંઇ પરિણામજ નથી આવતું. જ્યારે કયામતની થીયરી પ્રમાણે સ્વર્ગ અથવા નર્કથી પરિણામ આવી જાય છે. મતલબ કે કયામત અને પુનરજન્મનાં પરિણામો એક તરખાં નથીજ.

૭—"પુનરજન્મનો સ્વીકાર હીન્દુ વેદાંતીઓ કરે છે, કારણ કે તેઓને મળેલી તાલીમ છે. પણ એ તાલીમની સત્યતાથી ઈસ્લામી સુફીઓમાં મશહુર મઉલાના રૂમી પણ પોતાની મસનવી શરીફ કે જે પહેલવી ભાષાનું કુરઆનની ઉપમા પામ્યું છે તેમાં ખુદ સ્વીકારે છે.

બયત:—

મિસ્લે સબજા બારહા રૂઇદેઅમ;
હફતાદ દો કાલીબ જુઇદે અમ.

અર્થ:—

વૃક્ષ માફક ફરી ફરી ઉત્પન થયો.
બોહતેર વખત મેં દેહ દુનીયામાં ધર્યો.

તપાસ—એ મુદ્દાથી મી૦ વરતેજીનો અંદરખાનેનો હેતુ પુનરજન્મની થીયરીને સત્ય મનાવવાનો છે. મસ્નવીને પહેલવી ભાષાનું કુરઆન જણાવવાનો મી૦ વરતેજીનો હેતુ એ છે કે—પુનરજન્મની થીયરી પાક કુરઆને શરીફની થીયરી મુજબ છે ! પણ એમાં મારા વિદ્વાન મિત્ર સજ્જડ ભુલાવો ખાય છે. પહેલે તો મી૦ વરતેજીએ મસ્નવીને પાક કુરઆને શરીફની ઉપમાને લાયક સાબેત કરી દેખાડવી જોઇએ. અને ત્યાર પછી મસનવીના કુલ્લે શેઅરોને પાક કુરાને શરીફની આયતો મુજબના સીધ્ધ કરી દેખાડવા જોઇએ. હવે-મસ્નવીમાંથી જે બે કડીઓ મી૦ વરતેજી જણાવે છે, તે કયા પૃષ્ટમાં છે ? અને તેનો અર્થ કયા

આધારે કરવામાં આવેલ છે ? અને તેથી ઈસ્લામીઓના માટે પુનરજન્મની થીયરી કેવી રીતે સાબેત થાય છે ? તે મી૦ વરતેજીએ સ્પષ્ટ કરી બતાવવું જોઈએ, પણ એજ જવાબના મુદ્દા નં૦ " ૮ માં તો મી૦ વરતેજીએ પુનરજન્મના પ્રશ્નને કયામતનાં પ્રશ્નથી વિરૂધ્ધ જણાવીને હ૦ રસુલ સ૦ અને હ૦ અલી અ૦ મે કયામતની તાલીમ આપી તેમાં જરૂર કાંઇ ઉચી સમજ હોવી જોઇએ, એમ જણાવેલ છે–તેના માટે શું સમજવું ? શું, મી૦ વરતેજી મસ્નવીના નામથી જે તાઅલીમ ઠસાવવા માગે છે, તે હ૦ રસુલ સ૦ અને હ૦ અલી અ૦ ની તાઅલીમ કરતાં પણ શ્રેષ્ઠ કે ?

૮—" પણ અહી વધો એ નડશે કે, જો પુનરજન્મ સત્ય છે, તો કયામતનો પ્રશ્ન તો ઇસ્લામે સમજાવ્યો છે તેથી વીરૂધ છે. તો પછી ઇસ્લામનાં સિધ્ધાતો બાધા ધર્મો કરતાં શ્રેષ્ટ છે. એમ કહેવાનો અર્થ ટકી શકે નહિ અને પ્રવરતાવનારાઓ હ૦ અલી અને નબી એ એ તાલીમ આપી, તો તેમાં જરૂર કંઇક ઉચી સમજ હોવી જોઇએ. "

તપાસ—જ્યારે કયામતની તાલીમમાં ઉચી સમજ હોવાનું મી૦ વરતેજી સ્વિકારે છે, ત્યારે પુનરજન્મના માટે તેઓએ જે દલીલો કરેલ છે–અને તે સત્ય મનાવવા પ્રયત્ન કરેલ છે તેના માટે શું સમજવું !

૯—" એ આધારે મુસલમીન વિદ્વાનો પુનર્જન્મનાં મુદ્દાનો નિષેધ કરી, કયામત ને સરસાઈ આપે છે. અને યહુદી અને ઇસાઈઓ પણ એજ રૂઢીને અનુસરે છે. પણ આ એકપક્ષી સરસાઇથી ઇસ્લામની મહત્તા કહી શકાય નહી. "

**તપાસ**—કયામતના મુદ્દાને સરસાઇ આપનારા મુસલમાનોને વિદ્વાનો જણાવીને, પાછો એ બાબતને એક પક્ષીય સરસાઇ જણાવવી, એ તો મી૦ વરતેજી જેવાઓનું જ કામ છે ! પણ મુદ્દા ના૦ ૮ મામાં તો મી૦ વરતેજીએ કયામતની તાઅલીમ, હ૦ રસુલ સ૦ અને હ. અલી અ. થી મળેલ જણાવેલ છે.–તો શું "હ. રસુલ અને હ. અલી પણ એક પક્ષીય હતા ખરા કે ? ( મી. વરતેજી શું લખી રહ્યા છે તેનું તેઓને ભાન નથી ! ) વળી ખુબી તો એ છે કે, મી વરતેજીએ **યહુદી** અને **ઈસાઇઓ** જેવા બે મ્હોટા સમુહો પણ એ રૂઢીને અનુસરે છે એમ જણાવેલ છે—અને પાછા એ રૂઢીને **એકપક્ષીય** પણ જણ છે !!! મુસલમાન, યહુદી અને ઇસાઇઓ, એમ ત્રણ મ્હોટા સમુહો જે રૂઢીને માન્ય રાખે, તે એકપક્ષીય કે ૪કત વેદાંતીઓની માન્યતા એકપક્ષીય ? તેનો કાંઇ ઇન્સાફ મી૦ વરતેજી કરશે કે ?

૧૦—" આ રીતે પુનરજન્મ નિષેધ અને કયામતના મુ ને સરસાઈ આપનારા મુસલમાન લેખકોમાં મારી જરૂર ગણી શકું, તેવા મારા મિત્ર મી. **વલીમામદ સી. મોમીન** જેઓ ઇજના **અશરી** તરીકે પાળે છે, અને તેઓ એક સુધા મુસલમીન વિદ્વાન છે, જે હાલ માણાવદર સ્ટેટના દરબાર પાસે પ્રાઇવેટ સેક્રેટરી છે. તેઓએ પુનરજન્મ નિષેધનું નાનકડું પુસ્તક લખી પોતાની ફરજ બજાવી છે. એ પુસ્તક મેં પ્રિયતાથી વાંચ્યું છે, પણ તે છતાં કયામતના મુદ્દાની સરસાઇ પ્રાચીન માનીનતાના નિષેધથી આપવી, એ અર્વાચીન કાનુનની ખુબીદર્શક નથી, પણ માત્ર એક પક્ષપાત કહેવાય."

**તપાસ**—કયામતના મુદ્દાની સરસાઈ માટે મી૦ વરતેજીએ અરબી, ફારસી કે ઉર્દુ પુસ્તકો વાંચેલ હોય, તેવું

જણાતું નથી. હવે—ગુજરાતીમાં મી. વલીમામદ સી. મોમીન કૃત 'પુનર્જન્મ નિષેધ' નામનું પુસ્તક પ્રિયતાથી વાંચવાનું મી૦ વરતેજી જણાવે છે—પણ પહેલે તે પુસ્તક અને કર્તાના વખાણુ કરીને તેમાંના મુદ્દાઓને **પક્ષપાત** તરીકે જણાવા બાહેર પડયા છે ! અને તેમાંના **કયામતની** સરસાઈના મુદ્દાઓને પ્રાચીન માનીનતા ઉપરે રચાયલા જણાવીને, તે પુસ્તકને ઉતારી પાડે છે !!! મજકુર લેખક અગર **ઇસ્નાઅશરી** ન હતે, તો મી૦ વરતેજીની વલણ જુદાજ પ્રકારની હતે—એ મી. વરતેજીના લખાણુની ઢબ ઉપરેથી ખુલ્લું જણાઈ આવે છે. ( મી. વરતેજીનો અભિપ્રાય, ખુદ તેઓ પોતાને **પક્ષપાત** અને એક ચક્ષુથી જોનારા તરીકે સાબેત કરવાને પુરતો છે. ) મજકુર નાનકડું પુસ્તક આએ લીટીયો લખતી વખતે મારા હાથમાં મોજુદ છે, જે ઉપરથી મારી ઇમાનદારીથી કહેવાને હું તૈયાર છું કે મી. વલીમામદે પોતાની દલીલો બહુજ સરસ રીતે અને બાહોશીથી રજુ કરેલ છે. બલ્કે અર્વાચીન અને અકલી દલીલોથી પણ **કયામત**ના મુદ્દાની સરસાઈ સાબેત કરેલ છે. એકંદરે, ગુજરાતી ભાષામાં, કયામતના મુદ્દાની સરસાઈ અને પુનર્જન્મ નિષેધ માટે તે એક યોગ્ય પુસ્તક છે—પણ મી. વરતેજીને તેમાં પક્ષપાત જણાયો છે ! પણ તે પુસ્તકની દલીલોને પક્ષપાત જણાવવા પુવે મી૦ વરતેજીએ એથી સરસ ( અપક્ષપાત ! ) દલીલો રૂજુ કરવી જોઇતી હતી.

૧૧—" અને આવી રીતે મારા મિત્રે **શાહેનજાત** માસીકમાં એક **બાબીને** જવાબ લખતાં ઇમામતના મુદ્દા પર વિવેચન કર્યું છે, તે જો કે વિદ્વતાથ લખ્યું છે તે ખરૂં છે, પરંતુ મારી નજરમાં એ એક **પક્ષપાત** એવો છે કે, જો તેઓ ખુદા ચાહે ને ઇમામતનાં સત્ય

મુદ્દા પર વીચારે, તથા પુનરજન્મની સંસ્કૃત ર
નાનો અર્થ અપક્ષપાત વીચારે, તો બેશક એમનાં
જે લખાણોમાં એ મારા મિત્રે પોતેજ ખાંચા પા
છે, તે પુરાઈ જાય. ”

તપાસ—વાહરે મિત્રતા ! ભલા, આ ઠેકાણે ર
વલીમાહમદના ઈમામત સબંધેના લેખના માટે પોતાનો
દર્શાવવાની શી જરૂરત હતી, તે મીo વરતેજી સમજા
કે ? ( અજબ જેવું તો એ છે કે, જે લેખને મી. વ
જીએ વિદ્વતાથી લખાયલો જણાવેલ છે—તેને પ
પોતાની નજરથી પક્ષપાત જણાવેલ છે ! ) પણુ
વરતેજીની નજરથી જે જણાયું તેને પક્ષપાત માન
પબ્લીક તૈયાર થાય તેમ નથી—એ મી. વરતેજી સ
શક્યા નથી, તે ઘણુંજ આશ્ચર્યકારક કહેવાય ! શું,
વરતેજીની નજરમાં આવે તેજ ખરૂં, અને બાકી પક્ષ
કે ? એ રીતે તો પક્ષપાતનો બોલ મી. વરતેજી મા
લાગુ પડે છે. મી, વરતેજી પાસે પોતાના મોજુદ ઈમા
ઈમામત માટે કેવાક સત્ય મુદ્દાઓ છે, તે પબ્લીકમાં
કરવા નથી લાવતા ? × કે જેથી મી. વલીમહમદ તો
બદકે પબ્લીક પણ એ મુદ્દાઓપર વિચાર કરે. પુનર્જન
સસ્કૃત રચનાનો અર્થ કેવી રીતે છે, તે મીo વર
પબ્લીકમાં કેમ લાવતા નથી ? કે જેથી મીo વલીમહમ
લખાણોમાંના ખાંચા પણ પૂરાઇ જાય—અને મી. વરતે
મિત્રતાનો હક અદા કર્યો ગણાય ! ! !

× મીo વરતેજીએ “ વેદિક-ઇસ્લામ ” મ. જે મુદ્દાઓ
વેલ છે, તેની તપાસ થઇ ગયેલ છે. કાંઇક નવી ! મુદ્દાઓ તે
લાવવા જોઇએ.

“જી

૧૨—" પુનર્જન્મ એટલે દરેક જીવોને ફરી ફરીને આ દુનીયામાં અવતરવું. અને જ્યારે ઇશ્વરની સંપુર્ણ પીછાન થાય, તેને અહંબ્રહ્માસ્મિ પદ પ્રાપ્ત થાય, એટલે " હું પોતેજ બ્રહ્મ ( ખુદા ) છુ" એમ જ્ઞાન થાય ત્યારે તે જીવન મુક્ત થાય, અને પછી તેને ફરી અવતરવું પડતું નથી, અને તેની મુક્તિ થઈ કહેવાય છે.

કયામત એટલે ઇનસાનને ચાલુ જીંદગીમાં જેણે સારા નરસા કર્મો કરવાં, તેનો જવાબ આપવાનો આ દુનીયાના અંત પછીનો છેલ્લો હિસાબ આપવાનો મહાન દિવસ. "

તપાસ—એ મુદ્દાથી મી. વરતેજીએ પોતેજ પોતાની પોલ ખોલી બતાવેલ છે ! એ મુદ્દાથી ખુલ્લું જણાઇ આવે છે કે, પુનરજન્મ અને કયામતની માનીનતા કોઈ રીતે પણ એક સરખી નથીજ. ( વધુ માટે ઉપર મુદ્દા ના૦ ૬ ની તપાસ જુઓ ).

૧૩—" સતપંથ-પુનરજન્મ અને કયામત એ બેઉને સ્વીકારે છે. પુનરજન્મને લખચોરાશીના ફેરાથી સબંધ છે. ત્યારે કયામતના દીવસને મહાદીન કહે છે. સતપંથ, હીન્દુ અને મુસલમીન ધર્મની માનીનતા વચ્ચે એક પુલની ઉપમાને લાયક છે.

તપાસ—એ મુદ્દાથી મી૦ વરતેજી પોતે સિધ્ધ કરે છે કે, સતપંથની તાઅલીમ ઇસ્લામથી વિરૂધ્ધ છે. ઉપરાંત તેઓની આગળની થીયરી કે, "સતપંથ એજ ઇસ્લામ છે" તેને પોતે રદ બાતલ કરે છે. આઓજ જવાબના મુદ્દા નં. ૪ માં મી૦ વરતેજીએ પોતે કબુલ કરેલ છે કે 'પુનર્જન્મનો પ્રશ્ન કયામતના ( ઈસ્લામે સમજાવેલા ) પ્રશ્નથી

વિરૂધ્ધ છે, અને હ. રસુલ સ૦ અને હ. અલી અ૦ એ કયામતના માટે આપેલ તાલીમમાં જરૂર ઉંચી સમજ હોવી જોઇએ' છતાં આએ ઠેકાણે જણાવે છે કે 'સતપંથ બેઉને સ્વીકારે છે'! તો એથી સ્પષ્ટ થાય છે કે **સતપંથની** તાઅલીમ ઇસ્લામ વિરૂદ્ધ છે. વળી એજ જવાબના મુદ્દા નં. ૯ માં 'મુસ્લમીન વિદ્વાનો પુનર્જન્મનો નિષેધ કરે છે' એમ મી૦ વરતેજીએ કબુલ રાખેલ છે, અને આએ મુદ્દામાં 'સતપંથ પુનર્જન્મનો પણ સ્વિકાર કરે છે' એમ જણાવવા બાહેર પડયા છે! એમ કહો, કે **સતપંથને** ઇસ્લામથી જુદો જણાવવા બાહેર પડયા છે!!!

વળી આએ મુદ્દામાં મી૦ વરતેજીએ **સતપંથને** 'હીન્દુ અને મુસલમાન ધર્મની માનીનતા વચ્ચેનો એક **પુલ**' જણાવવામાં પણ સજ્જડ થાપ ખાધી છે–પોતાની આગળની સર્વ થીયરીને ઉંધી વાળી છે! ( ખરૂં કહેતાં, કુદરતે તેવણને સચ્ચાઇ ઉપરે આવવાની ફરજ પાડી છે ). જેવી રીતે **પુલનો** ઉપયોગ રાહદારીઓની આવજાવ માટે છે, પણ તેના ઉપર રહેઠાણ થઇ શકે નહિં, તેવીજ રીતે અગર **સતપંથને પુલ** ગણીએ, તો તેનો મતલબ એજ થશે કે **સનાતનની** મન્ઝીલમાંથી **ઇસ્લામની** મન્ઝીલમાં જઇને રહેવા માટે તેનો પુલ તરીકે ઉપયોગ થઈ શકે–પણ ત્યાં રહેઠાણ તો નજ થઈ શકે.

૧૪—"**સનાતન ધર્મનું** બંધારણ **ચાર** જુગનું છે, અને ત્રણ જુગ સુધી દરેક જીવો ફરી ફરીને જન્મ બદલતા રહેતા, જો એ જગતની રચના અનાદી મુક્તી પુર્વક રહેવાની હોય તો, તેનું નીરાકરણ કરી શકાય નહિ. પણ **ચાર** જુગના બંધારણના હીસાબે, **પાંચમો** જુગ નથી. એ સત્ય વાતને લીધે, ચોથા જુગમાં દરેક જીવોના અવતારનું પુર્ણપણું થવું જોઇએ.'"

**તપાસ**—ચોથા જુગની શરૂઆતથીજ અવતારનું પુર્ણંપણું થવું જોઇએ? કે ચોથા જુગના અંતે પુર્ણંપણું થવું જોઇએ? તે મી૦ વરતેજી સ્પષ્ટ કરી બતાવતા નથી પણ ગોળ ગોળ લખી રહ્યા છે, હવે જે માન્યતા મી. વરતેજી જણાવી રહ્યા છે તે ન તો સનાતન પ્રમાણે છે, અને ન તો ઇસ્લામ પ્રમાણે છે, તો મી૦ વરતેજીએ જે કયામત અને પુનર્જન્મના મુદ્દાઓ સબંધે જણાવેલ કે 'સતપંથ બેઉને સ્વિકારે છે' તે તન નિરર્થક ઠરે છે.

૧૫—"અને આ **પુનર્જન્મના** ગણત્રી ચાર ખાણમાં સમજાવી છે. એટલે એક જીવ ૨૧૦૦૦૦૦ એકવીસ લાખ વરસ ચારે ખાણમાં જન્મ લેતો રહે, તો અને ચારે ખાણ ચાર જુગમાં પુરો થાય, તો એક ખાણમાં (૨૧) એકવીસ લાખના હિસાબે ચારે ખાણમાં ૮૪) ચોરાસી લાખ અવતાર ચારે ખાણમાં થઇને ધારણ કરે અને તે ચોથા જુગ અગાઉ લેખાવો જોઇએ.

| ચારે ખાણના નામ. | કેટલા લાખ વરસ. | જુગના નામ |
|---|---|---|
| ૧. સતજ | ૨૧૦૦૦૦૦ | |
| ૨. જરેજ | ૨૧૦૦૦૦૦ | ત્રેતા |
| ૩. ઇંડેજ | ૨૧૦૦૦૦૦ | દ્વાપર |
| ૪. ઉદ્‌ભેજ | ૨૧૦૦૦૦૦ | કળી |
| કુલ ૪ ખાણ | ૮૪૦૦૦૦૦ | ૪ યુગ |

આ હીસાબે આ ચોથા યુગ કળીયુગમાં જે મનુષ્ય જીવો છે. અને થશે, તે બધાને પોતાના **પુનરજન્મના** પુર્ણંપણા ઉપર આવવાનો જુગ છે. કારણ કે

જો ચોથા જુગના* જીવો બીજા જુગમાં પુનરજન્મ પુરો કરે, તો બીજા જુગના જીવો, ત્રીજા જુગમ પુરો કરે "અને ત્રીજા જુગના જીવો ચોથા જુગમ જન્મ પુરો કરે. પણ ચોથા જુગના જીવો મા પાંચમો જુગ નથી. તેથી, ચોથા જુગના જીવો એ આ છેલ્લા જુગમાં (આખર ઝમાનામાં) પોતાન પુનરજન્મનું સરવાયું કરવાનું છે. અને એ સરવાયું થતાં જે વધઘટ રહે, તો તેના માટે એ દીવસ હીસાબનો મુકરર ઠરાવવો જોઇએ. આ પુનર જન્મના સરવાયાનો છેલ્લો દીવસ તેનેજ કયામત કે મહાદીન ગણવામાં આવે છે."

**તપાસ**—એ મુદ્દામાં મી૦ વરતેજીએ જે કાચું કાપેલ છે, તેનું તેઓને બીલકુલ ધ્યાન રહ્યું નથી ! પહેલે ચાર જુગોમાં ચોરયાસી લાખ અવતારો જણાવી, પછે 'અને તે ચોથા જુગ અગાઉ લેખાવો જોઇએ' એમ રિમાર્ક કરે છે અને પાછો વળી તેની નીચે ચોરયાસી લાખ અવતારોનો મેળ મીલાવવા સારૂ ચાર જુગોનો કોઠો આપે છે ! અને તેમ પણ ખુબી તો એ છે કે પહેલા ત્રણ જુગોની ખાણે અનુક્રમે સતજ, જરેજ, અને ઇંડેજ જણાવે છે ! ! (ત્યારે આગળ તેઓએ હ૦ આદમથી અગાઉનાં આદમે (મનુષ્ય રૂપે) જણાવવાનો મિથ્યા પ્રયત્ન કરેલ, તેન માટે શું સમજવું ? ! ) વળી, ચોથા જુગના અંતે પુનર્જન્મના સરવાયાનો હિસાબ કરવાના દીવસને કયામતને દીવસ જણાવીને પોતાનો કક્કો ખરો કહેવડાવવા જે મથન કરેલ છે, તેમાં પણ તદ્દન કાચુંજ કાપેલ છે ! કારણ કે

* અત્રે 'પહેલા જુગના જીવો' હોવું જોઇએ, મી૦ વરતેજીએ જેમ લખેલ છે તેમજ નકલ કરેલ છે.

"જીમ."

ઈસ્લામમાં તો ન જુગોની માનીનતા છે, અને ન તો પુનર્જન્મનો ઈસ્લામ સ્વિકાર કરે છે–તેવીજ રીતે સનાતન માનીનતા મુજબ પણ પુનર્જન્મનું **સરવાયું** મુક્તીમાં છે. મતલબ કે **કયામત**ની થીયરી પ્રમાણે સારા નરસાં કર્મો અનુસાર સ્વર્ગ નર્ક ભોગવવાનું રહે છે. પુનર્જન્મના સરવાયાનો હિસાબ જણાવવાની મી૦ વરતેજીની થીયરી તદ્દન નિરર્થક છે.

૧૬—" આ રીતે ચોથા જુગના ગુરૂ નબી મહમદ મુસ્તફાએ જે **કયામત**ની તાલીમ આપી છે, તે સનાતનની પુનરજન્મની માનીનતાની છેલ્લી ચેતવણી છે કે, હવે પુનરજન્મ માટે પાંચમો જુગ નથી, પણ છેવટના પુનરજન્મના સરવાયાનો એ હીસાબનો **છેલ્લો દીવસ** છે. માટે હે ! પુનરજન્મ ભોગવનાર બાકી રહેલા મનુષ્ય જીવો, તમો ચેતો કે "હીસાબનો દીવસ આવે છે" અને તે દીવસે તમારા ત્રણે જુગના જન્મ અને નેકી બદીનો હીસાબ થવાનો છે, હવે તમારો આ છેલ્લા જુગ એટલે આખર જમાના પછી પાછો જુગ કે જમાનો નથી, અને પુનરજન્મ પણ નથી."

**તપાસ**—આએ મુદ્દામાં મી૦ વરતેજીએ એવી ઢબથી લખાણ કરેલ છે કે, ભોળાઓ એમજ સમજી બેસે કે હ૦ રસુલ સ૦ ના ફરમાનો મી. વરતેજીએ ટાંકેલ છે ! પણ મી. વરતેજીએ એક કપોળ કલ્પીત બુટ્ટો ઉભો કરેલ છે. હ. રસુલ સ. એ ન તો જુગોની માનીનતા સમજાવી છે; અને ન તો પુનર્જન્મ વિષે ફરમાવેલ છે. મી. વરતેજીએ જે વિવેચન કરેલ છે; તે કાં તો તેઓએ હ. રસુલ સ. નાં ફરમાનોથી સાબેત કરી બતાવવું જોઇએ–અને નહિં તો કયામતની આકરી જોખમદારીથી ડરવું જોઇએ.

૧૭—" માટે ચેતો ! અને હુશીયાર થઇને મુકતી મેળવવા કોશેશ કરો, જેને સુરત હોય, નકલ હોય, તે ચોથા જુગનાં તારણનાં સિદ્ધાંતો, મુકત **કુરઆને શરીફ** ( ચોથો વેદ અર્થવ ) છે, તે વાંચો, અને તેમાં તમારા ત્રણે જુગના પાપો નાશ થવા ઇલાજો બતાવ્યા છે, અને કુરઆને શરીફમાં દરેક **લીલી** કે **સુકી** દરેક ચીજનું વર્ણન સમાવ્યું છે તેમ તમારા પુનરજન્મોની વીગત તથા તમારી ધારમીક માનીનતાનું રહસ્ય વીગેરે બધું છે, "

**તપાસ**—એ મુદ્દામાં પણ મી૦ વરતેજીએ ઉપરના મુદ્દાની જેમ ભોળાઓને ભમાવવાની બાજી રચેલ છે ! પાક કુરઆને શરીફને **અથર્વવેદ** તરીકે જણાવવાની મી૦ વરતેજીએ વેતરણ કરેલ છે, પણ ' ખોજા કોમનો ઇતીહાસ ' ના કર્તા મરહુમ જાફરભાઈ રહેમતુલા બાર—એટલો એ તે **અથર્વવેદના** માટે જણાવેલ છે કે " અથર્વવેદમાં દુશમનોને ઠાર કેમ કરવા, અથવા હંમેશા તેમને માંદગીને બીછાને કેમ સુવાડવા અને તેગાના મંત્રથી કેમ બચવું વીગેરે તથા પંચાગની વીગત પણ સમાવી છે. " (જુઓ પૃષ્ટ ૨૩) તો શું, એ વીગતો પાક કુરઆને શરીફ મુજબની છે એમ, પુરૂ કરી આપવાને મી૦ વરતેજી તૈયાર છે ? પાક કુરઆને શરીફમાં **લીલી–સુકી** દરેક ચીજનું વર્ણન છે–એ ખરૂં; પણ જે ચીજની અસલજ નહોય–જે બાબતનો ઇસ્લામમાં નિષેધ હોય, તેનું પાક કુરઆને શરીફમાં કેવી રીતે વર્ણન હોઇ શકે ? ! શું, પાક કુરઆને શરીફમાંથી ' પુનર્જન્મ ' કે ' લાખ ચોરયાસી ફેરા ' ની હકીકત મી૦ વરતેજી બતાવી શકશે ખરા ?

૧૮—" પણ તે તમોને સમજાવા માટે, આગલા ઇશ્વરી અવતારો માફક એ કુરઆનના મોજુદપણા સાથે

ઇશ્વરી અવતાર ઇમામે મોઅમીન કે જે બોલતો વેદ છે અને કુરઆનમાં લખેલી બધી વાતોનો ભેદ જાણનાર છે. અને તે અગાઉના વખતથી ચાલતી આવતી જ્યોતી અને અલી નામથી ઇશ્વરી દસ અવતારોની પુર્ણાહુતી તરીકે, દુનીયામાં આગલા ઇશ્વરી અવતારો મુજબ એક પછી એક વિશ્નુ વંશે ઉતરી આવનાર ઓમનું છેલ્લું રૂપ અલી અને એજ અલીનાં વંશમાં નરનસલે દરેક જમાનામાં તમારે માટે વગર પક્ષપાતી ધર્મ સમજાવા માટે, એને જાણે રાખેલ છે. ”

તપાસ—એ જુદામાં મી૦ વરતેજીએ ઇશ્વરી અવતાર સંબંધે જે જે વિવેચન કરેલ છે, તેની તપાસ જુદે જુદે ઠેકાણે થઇ ગએલ છે, મારા સવાલમાં મુખ્ય પ્રશ્ન ‘ પુનર્જન્મ ’ ને લગતોજ છે, તો મી. વરતેજીએ પોતાના બોલતા વેદ (કે જેઓને ઇશ્વરે વગરપક્ષપાતી ધર્મ સમજાવવા માટે જાહેર રાખેલ છે ! તે) ના ફરમાનથી–તેઓની સહીહની સાથે, પાક કુરઆને શરીફમાં ‘ પુનર્જન્મ ’ લખ ચોરાસી ફેરા ) નું વર્ણન કયાં છે, તે જાહેરમાં લાવવું જોઇએ કે જેથી મુળ મુદ્દાનો નિવેડો થઇ જાય, અને મી૦ વરતેજી જે પોતાના બોલતા વેદ માટે બડાઈ હાંકે છે તે પણ સાચી ઠરે !

૧૯—“ બીરાદર જીમ, તમોને હવે સ્પષ્ટ કરવાની જરૂર હોય એમ હું માનતો નથી કે, ત્રણ જુગ સુધી પુનરજન્મ હતો, અને તેનું કારણ હતું. અને આપણે ઇસલામનો દાવો કરનારાઓ ચોથા જુગના જીવો છીએ. અને તેથી ચોથા જુગના જીવો માટે, પુનરજન્મ નથી ને માને છે તે ફાંફા છે. ”

**તપાસ**—બિરાદર **વરતેજી**, 'ત્રણ જુગ સુધી પુનર્જન્મ હતો, અને તેનું કારણ હતું.' એમ જે તમો જણાવો છો, તે સનાતન માન્યતા પ્રમાણે છે, કે ઇસ્લામ માન્યતા પ્રમાણે ? કારણ કે સનાતન માન્યતા પ્રમાણે તો ચોથા જુગમાં પણ પુનર્જન્મ ચાલુ છે; અને ઇસ્લામ માન્યતા પ્રમાણે ન તો જુગો છે અને ન તો પુનર્જન્મ છે. બિરાદર ! આપણે ઇસ્લામનો દાવો કરનારાઓ માટે 'ચોથા જુગના જીવો' નો બોલ, કયા ઇસ્લામી આધારોથી તમો સાબેત કરો છો, તે જરા જણાવશો કે ? વ્હાલા ભાઈ ! તમો ચોથા જુગમાં જે પુનર્જન્મ માને તેને ફાંફા જણાવો છો—પણ તમારા એજ જવાબનાં મુદ્દા નં૦ ૧૫ માં તમો પોતે ચોથા જુગમાં ખાસ્સા મજાના એકવીસ લાખ ફેરાનો કોઠો આપો છો, તેનું કેમ ? વળી મુદ્દા નં૦ ૧૩ માં તમોએ જણાવેલ કે, "**સતપંથ** ( પુનર્જન્મ અને કયામત ) બેઉ માન્યતાને સ્વીકારે છે" તેનું શું ? શું, **સતપંથ** ઇસ્લામથી નિરાળો છે ખરો ? બિરાદર ! હાલે જે જીવો ઇસ્લામના અનુયાઈઓ છે, તેઓના માટે આગળ ત્રણ જુગો હતા ખરા ? અને તે જુગોમાં હાલના ઇસ્લામીઓ માટે પુનર્જન્મ હતો ખરો ? તે તમારા મોજુદ ઈમામના ફરમાનથી જાહેરમાં લાવશો કે ?

## જવાબ ના. ૪૫ ની તપાસ.

**હાલમાં, મી૦ વરતેજી જેવા કેટલાક આગાખાની મીસનરીઓ એમ જણાવવા નીકળ્યા છે કે, "આગાખાનીઓમાં પડાતી દુઆ એ નમાઝનોજ તરજુમો અને રૂપાંતર છે," જે ઉપરથી મી૦ વરતેજીને મારા ૪૫ મા સવા-**

લમાં પૂછેલ કે, ધુઆ તે નમાઝનું રૂપાંતર છે કે કેમ ? અને તેવી રીતે રૂપાંતર કરી શકાય કે ? અને અગર તેવી રીતે રૂપાંતર થઈ શકતું હોય, તો **ફાતેહા, ઝીયારત, નીકાહ, ઈદની નમાઝ** વી૦ નું રૂપાંતર કેમ કરવામાં નથી આવ્યું ? જેના જવાબમાં **મી૦** વરતેજીએ ભલતીજ બાબતો લાવી, ગોળગોળ રીતે વિવેચન કરી, મુળ મુદ્દાને ઉડાવવા કોશેશ કરેલ છે, જે જવાબમાંની હકીકતના મુદ્દાઓ એક બીજાને તોડી પાડે છે. જે મુદ્દાઓની ટુંક તપાસ—

૧—" નમાજ, ઝીયારત, ફાતેહા, નીકાહ, એ બધી ધાર્મીક ક્રિયાઓ ખોટી છે, એમ અમારૂં માનવુંજ નથી, પરંતુ **ઈસ્લામ** તમામ ધરમ ઉપર ગાલેબ છે ને થશે, તેમજ ઇસ્લામનાં સિધાંતો સરળ અને મુશકેલી વગરનાં છે એમ ચોકસ છે, તો પછી તે કેવી રીતે છે ? એ ઉપર વિચાર કરવાનો અને સમજવાનું છે."

**તપાસ**—આએ મુદ્દામાંની ધાર્મિક ક્રિયાઓને સાચી માનવાનો મી૦ વરતેજી ડોળ કરે છે, પણ તેજ ક્રિયાઓને આએજ જવાબના મુદ્દા નં૦ ૯—૧૦—૧૧—૧૨ માં ખોટી મનાવવાનો પ્રયત્ન કરેલ છે. જ્યારે ઇસ્લામનાં સિધાંતો સરળ અને મુશકેલી વગરનાં છે—અને તે મી૦ વરતેજી માન્ય રાખે છે, ત્યારે વળી એ સિધાંતોનું રૂપાંતર મનાવવાને પ્રયત્ન કરવો એ કેવું કહેવાય ? મતલબકે **મી.** વરતેજીએ ઠેકઠેકાણે ઉલટ સુલટ વીચારો જણાવીને ભોળા ભાઇઓને ભમાવવાની કોશેશ કરેલ છે.

૨—" એ બાબતમાં તમો ભાઇને મારે કહેવું પડશે કે, અત્યારે નામદાર **આગાખાનને** મોજુદ અને બરહક **ઇમામ** માનનારા સિવાય, ચુકતે ઇસ્લામીની માનીનતા એમ છે કે, ઇસ્લામનો કોઈ રહેબર કે હુકમ

કરનાર નથી કે, જે ઇસ્લામનાં હુકમો ફરમાવે, તે પ્રમાણે માનવું અને તેથી ઇસ્લામની શરૂઆતમાં જે પ્રમાણે ધાર્મીક ક્રિયાઓ થતી, તેજ મુજબ અત્યારે કરીએ, જેવી તે વગર મકબુલ થઇ શકે નહી, એમ ઇસ્લામીઓની માનીનતા છે."

**તપાસ**—એ મુદામાંની હકીકત કયા આધારે કહેવાને મી૦ વરતેજી પ્રેરાયા છે, તેની કાંઇ સમજ પડતી નથી. ના૦ આગાખાનના મુરીદો સિવાયના ચુકતે ઇસ્લામીઓની માનીનતા જણાવવાને મી૦ વરતેજી બાહેર પડયા છે, તેનો કાંઈ પુરાવો પણ તેઓ આપી શકશે ખરા ? મી૦ વરતેજીની એવી મોનોપોલી અને સોલ એજન્સીની થીયરી માટે આગળ પણ વિવેચન કરી ગયો છું, છતાં અત્રે જણાવવાનું કે, 'ઝયદી' ફિરકાવાળાઓ **ઇમામ યહયાને** પોતાનો રહેબર અને હુકમ કરનાર માને છે—'સનુસી' ફિરકાવાળાઓ **શેખ સનુસીને** તેમજ માને છે—'ઇદરીસી' ફિરકાવાળાઓમાં પણ તેમજ છે—તેવીજ રીતે અન્ય ફિરકાઓમાં પણ છે, જે સર્વે મારા વિદ્વાન મિત્ર ભૂલી જતા જણાય છે. (વળી સુન્નત જમાઅતવાળાઓ પણ આલીમો વી૦ ને હુકમ કરનારા અને હિદાયતનો રસ્તો બતાવનારા રહેબરો તરીકે માને છે, અને ઇસ્નાઅશરીઓ મુજતહેદોને **બારમા ઇમામના** નાયબો તરીકે હુકમ કરનારાઓ અને રહેબરો તરીકે માને છે, તે સર્વે મી૦ વરતેજી ભૂલી જાય છે).

૩—"ખુદા **કુરઆને શરીફમાં** સાફ ફરમાવે છે કે, "ધાર્મીક હુકમો મેં અરબી એટલા માટે મોકલ્યા છે કે, તે ભાષા જાણનારા લોકો હતા." આ ઉપરથી મારૂં એમ કહેવાનું નથી કે, **અરબીમાં** આવેલા ખુદાઇ ફરમાનો તે ભાષા નહી જાણનારે પઢવાના નથી, પણ ખાસ કરીને ખુદાએ **અરબી**

ભાષા સમજનારાઓને ધ્યાનમાં રાખીને તે હુકમો સહેલાઈથી સમજી પળાય તો તે માટે ખાસ પોતાના બંદા ઉપર દયા નજરથી દરકાર કરી છે.”

તપાસ—પાક કુરઆને શરીફની જે આયત સંબંધે મી૦ વરતેજી ઈશારો કરે છે, તે આયત કયાં છે, અને તેનો અર્થ કયા આધારે જણાવેલ છે, તે મી૦ વરતેજી સ્પષ્ટ કરી બતાવશે કે ? આએ મુદ્દામાં મી૦ વરતેજી જણાવે છે કે, “ આ ઉપરથી મારૂં એમ કહેવાનું નથી કે, અરબ્બીમાં આવેલા ખુદાઇ ફરમાનો તે ભાષા નહી જાણનારે પાળવાના નથી ” પણ મુદ્દા ના૦ ૪–૫ માં તો એથી વિરૂધ્ધ અછાડ પછાડ કરેલ છે, તેનું કેમ ? એ મુદ્દાથી મી૦ વરતેરજીએ જે ધારણા રાખેલ છે, તેમાં તેઓ કોઇ કાળે પણ ફાવે તેમ નથી શું, એ મુદ્દાથી મી૦ વરતેજી, ગુજરાતી સીંધી વી૦ મીક્ષ ભાષાની અગત્યતા સાબેત કરી શકશે ખરા ?

૪—“ તેવીજ રીતે હ૦ ઇબરાહીમના લોકો માટે ઈબરાની જબાનમાં હુકમો ફરમાવેલા છે. એવીજ રીતે જે ભાષાના લોકો હોય, તેના માટે તેની ભાષામાં હુકમો મોકલાવ્યા છે. તેમજ ખુદા ફરમાવે છે, કે મેં હરેક ભાષાના લોકો ઉપર મની ભાષામાં હીદાયત મોકલી છે ! અને તેથી અહીં આપણે ખાસ ગુજરાતી સીંધી વિગેરે ભાષાના માટે જ્યાં સુધી ખુદાઇ હુકમો ન હોય, અને તે મુજબ જ્યાં સુધી હરેક ભાષાના લોકોને હીદાયત ન મળે, ત્યાં સુધી તે ખરા ખુદાઇ હુકમોની ખુબી સમજી શકે નહી એમ કહેવામાં કાંઇ પણ ખોટું નથી.”

તપાસ—એ મુદ્દાથી પણ મી. વરતેજી પોતાની નેમમાં ફાવે તેમ નથી. હ. ઈબ્રાહીમના વખતમાં ઇબરાની ભાષામાં

ખુદાઈ હુકમો નાઝીલ થયેલ એ ખરૂં, પણ તેથી એમ સાબેત થતું નથી કે હાલે **ગુજરાતી** અને **સીંધી** વી૦ મીક્ષ ભાષાઓમાં ( મી૦ વરતેજીના ટોળામાં જે જ્ઞાન શાસ્ત્રો ચાલે છે તેની જેમ ) જુદાજ ફરમાનો નાઝીલ થવા જુએ. સબબકે હ. મોહમ્મદ મુસ્તફા સ. સર્વથી છેલ્લા પયગમ્બર છે, તેઓના ઉપરે **અરબ્બી** ભાષામાં ફરમાનો નાઝીલ થયાં, તો તે ભાષાનાં ફરમાનો છેવટ સૂધીનાં છે—ત્યારબાદ બીજી કોઈ ભાષામાં ફરમાનો ઉતરવાની અગત્ય રહેતી નથી. પાક કુરઆને શરીફથી અગાઉ જે ભાષાઓમાં ફરમાનો નાઝીલ થયેલ, તેનો સંપુર્ણ સાર અરબ્બી ભાષાનાં કુરઆને શરીફમાં આવી ગયેલ છે. તે કિતાબ કયામત સૂધીના મનુષ્યો માટે છે, તો ત્યાર પછી બીજી કોઈ ભાષામાં ખુદાઇ ફરમાનો નાઝીલ થાય, એ તદન ન બનવા જોગ છે. હા, તે પાક કિતાબ અરબ્બી ભાષામાં છે તો અરબી ભાષા જાણનારાઓ સિવાય અન્યો માટે જુદી જુદી ભાષામાં તે પાક કિતાબનો તરજુમો થવાની આવશ્યકતા ખરી, તો તેવી રીતે જુદી જુદી ભાષાઓમાં તરજુમાઓ થયા છે, અને તેથી જુદી જુદી ભાષા જાણનારાઓ **ખુદાઈ ફરમાનો**થી વાકેફ થઇ શકે છે. એટલે—આએ મુદ્દાથી મી. વરતેજીનો જે અંદરખાનેનો હેતુ, પોતાના ટોળાનાં જ્ઞાન શાસ્ત્રોને ગુજરાતી સીંધી વી૦ ભાષાઓમાં ખુદાનાં તરફથી નવીન હુકમો તરીકે થયલાં ફરમાનો તરીકે ઠસાવવાનો છે, તે કોઇ રીતે પણ પાર પડે તેમ નથી.

૫—" અને એ હીસાબે **ગુજરાતી** કે **સીંધી** વિગેરે ભાષા જાણનારાઓ માટે જો ખુદા પાસે ગણત્રી ન હોત તો, પછી આખી દુનીયાના માલેકની મકસદ શું ? તે સમજાતું નથી. અને **અરબી** સીવાયની ભાષા માટેના લોકોની ગણત્રી ખુદા પાસે નથી એમ કહેવાય. "

**તપાસ**—એ મુદ્દાથી પણ ભોળા ભાઇઓને ભમાવવાની મી. વરતેજીએ ધારણા રાખેલી છે-પણ તેમાં તેઓ ફાવે તેમ નથી. અરબ્બી ભાષા જાણનારાઓ સિવાયના અન્યોની ગણત્રી પણ અલબતા ખુદા પાસે છેજ. જે ફરમાનો, ઇસ્લામના **મહાન પયગમ્બર** ઉપરે અરબ્બીમાં નાઝીલ થયેલ, તે આખી દુનીયાના માલેકની અનહદ મહેરબાનીથી જે જે કોમો ઇસ્લામમાં આવતી ગઇ, તે તે કોમોને તેઓનીજ ભાષામાં કોઇને કોઈ રીતે ભાષાંતરો મારફતે પહોંચના ગયા—અને તેથી ઇસ્લામીઓનું હિદાયતી કાર્ય આગળને આગળ વધતું ગયું, એ ઇતિહાસ વાંચનારાઓથી છુપું રહ્યું નથી, મતલબ કે ખુદાવંદ તઆલાએ પોતાના ફરમાનોનો અર્થ ( પોતાની કુદરતે કામેલાહથી ) કોઇને કોઇ રીતે સર્વે મનુષ્યોનાં કાનો તલક પહોંચાડી આપેલ છે. અને તેથી આખી દુન્યાના માલેકની સંપુર્ણ મહત્તા રહેજે સમજાઇ શકાય છે, પણ અફસોસ છે કે મારા મિત્ર મી. વરતેજી તે સમજી શકતા નથી ! સબબ કે તેઓ જુદાજ ખ્યાલોની રમત રમી રહ્યા છે ! ! ! શું, અરબ્બી ભાષા જાણનારાઓ સિવાય જે જે ઇસ્લામમાં આવ્યા છે, તે પોતપોતાની માદરી ભાષામાં ઇસ્લામનાં રહસ્યો જાણ્યા સિવાય આવ્યા હશે ખરા ? મી. વરતેજી જે પોતાના જ્ઞાન શાસ્ત્રોનેજ ખુદાઇ ફરમાનો તરીકે ઠસાવવા માટે આટલી માથાફોડ કરી રહ્યા છે, તે જ્ઞાન શાસ્ત્રો, ખુદ ના. આગાખાન સાહેબનાજ **કાબુલ, બદખશાન, ચીત્રાલ, ઇરાન, મીસર, અરબસ્તાન,**× વી. ના મુરીદો સમજી શકે તેવી ભાષામાં નથી, તેનું

× એ ઠેકાણે મુરીદો હોય કે ન હોય, તે પુરવાર કરવાનું મી૦ વરતેજીનાં સીરે છે !

"જીમ.

કેમ ? મતલબ કે મી. વરતેજી તો અરબ્બી ભાષા ઉપરે એઅતેરાઝ કરવા સારૂ કલમ ચલાવી રહ્યા છે, પણ તે એઅતેરાઝ તેઓ પોતાનેજ લાગુ પડે છે. બાકી અરબ્બી ભાષાનાં ફરમાનો તો હરેકે હરેક ( ભાષાંતરો મારફતે ) પોત પોતાની ઝબાનમાં સમજી શકે છે.

૬—" અત્રે જોશું તો **ઇબરાની** અને **અરબી** જાણુનારાઓએ તો પેગંબરો અને ઈમામોને કતલ કર્યા, અથવા દુઃખી કર્યા છે. તો શું જેણે એવું અઘોર કૃત્ય ન કર્યું હોય, તેવાઓને તેમની ભાષામાં ઇસ્લામની હીદાયત થવામાંથી બાકાત રાખવામાં ખુદા **રહેમરં રાહેમીન** છે, એમ સિદ્ધ થશે ? નહીજ."

**તપાસ**—એ પણ મી૦ વરતેજીની ભોળા ભાઈઓને ભમાવવાની યુકતીજ છે. ખુદાએ, ઇસ્લામની હીદાયતથી કોઈ પણ ભાષા જાણુનારને બાકાત રાખેલજ નથી, (ખુલાસા માટે મુદ્દા ના૦ ૪-૫ ની તપાસમાં જુઓ ). ઇબરાની અને અરબ્બી ભાષા જાણુનારાઓએ પેગંબરો અને ઈમામોને કતલ અથવા દુઃખી કર્યા છે, એમ જણાવીને, મી. વરતેજી પોતાની બાજી સિદ્ધ કરવા માંગે છે—પણ તેમાં તેઓ ભુલાવો ખાય છે. એમ તો દુનીયાના હરેક ભાગમાં જુદી જુદી ભાષા બોલનારાઓમાં સૃષ્ટીની ઉત્પતીથીજ સારા અને નરસા માણસો થતા આવ્યા છે—એમાં ભાષાનો શો દોષ હોઇ શકે ? અગર **ગુજરાતી** અને **સીંધી** ભાષાની પેગમ્બરો અને ઇમામોના વખતના હસ્તી હતે, અને તે ભાષા બોલનારાઓ તે વખતે મોજુદ હતે, તો શું, તેઓમાં પણ મનુષ્ય પ્રકૃતીની અસર ન હતે ? અલબત્તા, તેઓ પણ એવા કૃત્યોથી બાઝ ન રહેતે. ( તે વખતે જે મનુષ્યોએ એ કૃત્યો કરેલ, તેમાંના ઘણાઓ, ગુજરાતી અને સીંધી ભાષા બોલનારાઓના વડવાઓ હોય; તો તેમાં પણ નવાઇ શી ?)

મી. વરતેજી, હિંદુસ્તાનવાસીઓને નિર્દોષ જણાવવા મથન કરે છે, પણ તેઓ પોતે જે **નવ અવતારોની** થીયરી પેશ કરે છે, તે હિંદુસ્તાનમાંજ હતા કે નહિ ? અને તેઓને દુઃખ આપનાર **દૈત્યો** પણ હિંદુસ્તાનવાસીઓજ હતા કે નહિં ? " મઝહરે ઝાતે અલ્લાહ " ના કર્તા, માસ્તર હરજીભાઈ પુંજાએ દરેક અવતારની સામે થનાર એક એક દૈત્ય જણાવેલ છે, તે દૈત્યો કયાંના રહેવાશીઓ હતા ? વળી **પ્રલ્હાદ, હરિશ્ચંદ્ર, પાંડવો,** વી. ( કે જેઓને મી. વરતેજીએ જવાબ નાં૦ ૪૮ માં ' પ્રાચીન ઇસ્લામનાં ધર્મ રક્ષકો' તરીકે જણાવેલ, તેઓ ) ને સંકટો આપનારાઓ પણ હિંદુસ્તાનવાસીઓજ હતા, કે બીજા કોઇ ? ( જવાબ નાં૦ ૪૮ માં તો મી૦ વરતેજીએ હિંદુ દેવોની મુસીબતોનું પણ વર્ણન કરેલ છે ) મતલબ કે સારા નરસા મનુષ્યો તો દરેક ઠેકાણે હોય છે—એમાં ા સાથે કાંઇ પણ સબંધ નથી.

૭—" **બીરાદર જીમ**, તમારા માફક આ સવાલે બીજા દરેક ઈસ્લામીયોમાં ઘર ઘાલ્યું છે. પણ તેમાં તેઓને જે તાલીમ મલી છે, તેના ઉસ્તાદોનોજ કસુર કાઢવો, તેના કરતાં પોતાની ફરજ નહી વીચારનારાઓજ જોખમદાર છે, એમ કહેવું ઠીક છે. "

**તપાસ**—બિરાદર વરતેજી ! તમો એમ જણાવવા માંગો છો કે, ભાષા સંબંધમાં તમારા સિવાય કોઈ પણ ઇસ્લામી પોતાની ફરજ સમજતો નથી ! પણ એમાં તો ભોળાભાઇઓને ભમાવવાનુંજ કરો છો. તમારી થીયરી તદ્દન ઉંધે રસ્તે દોરવનારીજ છે—જે જુદા જુદા મુદાઓની હકીકતથી સ્પષ્ટ થઇ જાય.

૮—' જો બીજી ભાષામાં તરજુમો કરવાની છુટ ન હોત, તો આજે **અરબી** ભાષામાં ઇસ્લામની હિદાયત થઈજ

કેમ હોત ? અને અત્યારે પણ તે ઇસ્લામનાં એહકામોની સમજ દરેક ભાષામાં હોવાથીજ તેની સુગમતા છે. ”

**તપાસ**—આ એ મુદ્દામાં, ઈસલામના એહકામની સમજ દરેક ભાષામાં હોવાનું મી૦ વરતેજી કબુલ રાખે છે—પણ મુદ્દા ના૦ ૫ માં તો એથી વિરૂદ્ધ વલણ ધારણ કરેલ, તેનું કેમ ? પાક કુરઆને શરીફ અને હદીસો વી૦ સમજવા માટે તરજુમાઓ કરવાની દરેક ભાષામાં છુટ છે—અને તેવી છુટ હોવીજ જોઇએ. ( અને તે છુટ મુજબ તરજુમાઓ પણ થયા છે. ) પણ તેથી અગર મી૦ વરતેજી એમ સિધ્ધ કરવા માંગતા હોય કે, નમાઝ—ઝીયારત—ફાતેહા, નીકાહ વી૦ ધાર્મિક ક્રિયાઓ અરબ્બીમાં ન કરતાં ગુજરાતી અને સીંધી ભાષાઓમાં ( ભાષાંતરો મારફતેજ ) કરવી; તો તેમાં મારા દાના દોસ્ત સઅજક ભુલાવો ખાય છે. મજકુર કીયાઓ કેવી રીતે બજાવી લાવવી તે માટેની સમજ અલબત્તા દરેક ભાષાઓમાં ( ભાષાંતરો મારફતે ) મળવીજ જોઇએ; ( અને તેવી સમજ દરેક ઇસ્લામીને પોત પોતાની ભાષામાં મળે છે ) પણ તે ક્રિયાઓમાં જે અરબ્બી વાકયો પઢવામાં આવે છે, તે અગર દરેક ભાષાઓમાં ભાષાંતરની રૂઢીએજ પઢવામાં આવે, તો તે ક્રિયાઓનો અસલ હેતુ કોઇપણ રીતે બર લાવી શકાય નહિં. અગર મજકુર ક્રિયાઓ ભાષાંતરોમાં અદા કરવામાં આવે, તો રફતે રફતે અસલ વાકયોમાં ફેરફાર થઇને તે ક્રિયાઓ જુદુંજ રૂપ ધારણ કરીલે. ઉપરાંત એકજ અરબ્બી ભાષામાં મજકુર ક્રિયાઓ કરવામાં ઐકયતાનો જે મહાન શુભ હેતુ છે, તે જળવાય નહિં. ( વધુ માટે “ નમાઝ અને ધુવાની સરખામણી ” વાળું પ્રકરણ જુઓ.) જો કે મજકુર ક્રિયાઓમાંના અરબ્બી વાકયો ઉચ્ચારતી વખતે ( પોતપોતાની ભાષામાં ) તેના અર્થ સમ-

જવા વધુ ફાયદાકારક છે, ( અને ‘નીકાહ’ ની ક્રિયામાં તો તેના પઢનારે, તે વાકયોના અર્થો અવશ્ય સમજવા જુવે ) પણ તે ક્રિયાઓનો અસલ હેતુ જાળવવા કાજે તે અરબ્બી વાકયો મારફતેજ અદા થવી જોઇએ—એમ દરેક સાચ્ચો ઈસ્લામી સ્વિકારે છે.

૯—“ ત્યારે નમાજ, જીયારત, ફાતેહા, નીકાહ વીગેરેમાં અરબ્બી શબ્દો આપણી રૂઢીમાં જળવાઇ રહ્યા છે તેના લાભ ઉપર વીચાર કરીશું તો એજ આવશે કેઃ—

નમાઝ અંદર કે જબ સિઝદેમેં જાવે.
કે તબ તેલ ઔર લકડીયાં યાદ આવે.
જો હો વાઅજ કહીં મજલીસમેં શામીલ,
તો મરહુમેં પતાસું કે ધરે દીલ.

તપાસ—એ મુદ્દામાં મી૦ વરતેજીએ અરબ્બીમાં પઢાતી ધાર્મિક ક્રિયાઓ ઉપરે ટીકા કરીને, પોતાના છુપા હેતુને ખુલ્લો કરી આપેલ છે. પણ મી૦ વરતેજીના ટોળામાં પણ ફકત નમાઝના બદલે મિક્ષ ભાષાઓમાં દુઆ પઢવામાં આવે છે, બાકીની સર્વે ક્રિયાઓ હજુન અરબ્બી ભાષામાંજ અદા થાય છે, તેનું ધ્યાન મી૦ વરતેજીને નથી રહ્યું શું ? ( અને તે ક્રિયાઓ મી૦ વરતેજીના આઓજ જવાબના મુદ્દા ના૦ ૨૫-૨૬ મુજબ, ના૦ આગાખાન સાહેબના હુકમ અનુસાર અરબ્બીમાંજ અદા થાય છે, તેનું કેમ ! શું આઓ મુદ્દો લખતી વખતે મી૦ વરતેજીને તેનું ભાન નથી રહયું ? ) નમાઝ અને વાએઝ ઉપરે ટીકા કરવા સારૂ મી૦ વરતેજીએ જે શેઅરો ટાંકયા છે, તેમાં તેઓએ અર્થનો અનર્થ કરેલ છે—અને નમાઝ વી૦ માટે તેઓની કેવી લાગણી (!) છે, તે સ્પષ્ટ જણાઇ આવે છે. એ શેઅરો અરબ્બીમાં નમાઝ પઢનારાઓ માટે લાગુ પડતા નથી—પણ

તે ' હુઝુરે-કલ્બ ' થી નમાઝ ન પઢનારાઓ માટે લાગુ પડે છે. ( મતલબ કે જેઓ નમાઝ પઢવાને ઉભા થાય, અને તેઓનું ધ્યાન નમાઝ તરફ નહીં હોતાં, જુદા જુદા દુન્યવી ખ્યાલોમાં પરોવાયલું હોય-તેવા નમાઝીઓ માટે એ ટીકા લાગુ પડે છે. ) મી૦ વરતેજીની માનીતી દુઆ ( આગાખાની ખોજાઓની બંદગી ) કે જેને મી૦ વરતેજી 'સમજાય એવી ભાષામાં ' જણાવે છે, ( જો કે તેમ નથી-ખુલાસો " નમાઝ અને દુઆની સરખામણી " વાળા પ્રકરણમાં કરી ગયો છું ) તે દુઆ પઢનારાઓના મનમાં પણ અન્ય ખ્યાલો રચી રહ્યા હોય, તો તેના માટે પણ એ ટીકા લાગુ પડે છે. વાએઝના માટે જે શેઅરો મી૦ વરતેજીએ ટાંક્યા છે, તે પણ જે લોકો મજલીસમાં વાએઝ સાંભળવાને માટે બેઠા હોય અને વિચારો જુદે ઠેકાણે રમી રહ્યા હોય, તેઓના માટે લાગુ પડે છે. ( અને તે મી૦ વરતેજીના ટોળામાંથી જ્ઞાન ગોઠની બેઠકોમાં બેસનારાઓ માટે પણ લાગુ પાડી શકાય ) બાકી વાએઝ માટે મી૦ વરતેજીની ' ન સમજાય એવી ભાષા ' ની થીયરી પણ કોઇ રીતે ટકી શકતી નથી, કારણ કે વાએઝ તો જે ભાષામાં લોકો સમજી શકે, તેજ ભાષામાં થાય છે; અને કદાચ અન્ય ભાષામાં થાય, તો સાથેજ તેનો તરજુમો કરીને સંભળાવવામાં આવે છે.

૧૦—" જીયારત પઢનારાઓજ જાણે કે, તે શું બોલે છે? પણ સાંભળનારા અથવા દેખાદેખી કરનારાઓ તો પોતાના અંગત હીસાબમાંજ હોય છે. "

તપાસ—આ મુદ્દા માટે, ઉપર મુદ્દા ના૦ ૮ ની તપાસમાં ખુલાસો જુઓ. પણ આ મુદ્દામાંની ટીકા તો મી૦ વરતેજીનાં ટોળા માટે પણ લાગુ પડે છે, તેનું કેમ? ( તેઓમાં પણ એ ક્રિયા અરબ્બીમાંજ થાય છે ).

૧૧—" ફાતેહા પઢાવનારા મુલ્લાંઓ બોલે, ત્યારે બેઉ હાથ ચત્તા રાખવા અને મુલ્લાં જ્યારે મોઢા ઉપરે હાથ ફેરવે, ત્યારે આપણે પણ તેમ કરવું અને સલવાત કે દરૂદ શરીફ પઢાય, ત્યારે મુકરર શબ્દો બોલવા, અને એહલે બઇયતની ઓળખાણ હોયજ કયાંથી ? "

**તપાસ**—એના માટે ઉપર મુદ્દા ના. ૮ ની તપાસ જુઓ. પણ એ ટીકા મી૦ વરતેજીના ટોળા માટે પણ લાગુ પડે છે—કારણ કે તેઓમાં પણ ફાતેહા અરબ્બીમાંજ પઢાય છે.

૧૨—" અને નીકા વખતની સ્થીતિ તો બીલકુલ વિચારવા જેવી છે. વર કે કન્યાને ફરજ્યાત શબ્દો ભાગા તુટા અદા કરવા પડે છે, પણ બિચારા જાણતા નથી કે, તે પોતાના સંસારની પવિત્ર કબુલાત દે—છે, આ રીતે ઇસ્લામનાં એહકામો વગર સમજ્યે અદા થાય છે અને તેમાં ખુદા કબુલ કરે એવા ઉમદા ભાવ વડે માનવામાં આવે છે. "

**તપાસ—નીકાહ** માટે મી૦ વરતેજી ( ઇસ્લામીઓ ઉપર ) ટીકા કરવા બાહેર પડયા છે—પણ તેઓના ટોળમાં પણ નીકાહ અરબ્બીમાંજ પઢાય છે. બાકી—" વર કે કન્યાને ફરજ્યાત શબ્દો ભાગા તુટા અદા કરવા પડે છે " એમ જે મી. વરતેજી જણાવે છે, તે રૂઢી તેઓના ટોળામાં હોય તો ભલે; બાકી અન્ય ઇસ્લામીઓમાં તો એવી તરેહની રૂઢી નથી* જો કે વર અને કન્યા ઇસ્લામી શરાઅ

* મારા અનુભવ મુજબ મી૦ વરતેજીનાં ટોળામાં પણ વર કન્યા પોતે નીકાહ પડતાં નથી, પણ તેઓના તરફથી વકીલ નીકાહનો સીગો પડે છે.

"જીમ."

મુજબ સંપુર્ણ શરતો સાથે નીકાહ પઢી જાણતા હોય—નીકાહમાંના વાકયો શુધ્ધ રીતે પઢી શકતા હોય અને તે વાકયોના અર્થો પણ જાણતા હોય, તો આપસમાં નીકાહ પઢી શકે છે; પણ એમ ભાગ્યેજ થતું જોવામાં આવે છે. ( અને જો વર કન્યા એવી રીતે સંપુર્ણ પણે નીકાહ પઢી જાણતા હોય, તો તેવાઓના માટે મી. વરતેજીની ટીકા ટકી શકતી નથી. ) બાકી ઘણે ભાગે વર અને કન્યા બેઉનાં તરફથી જુદા જુદા વકીલ થઇને, અથવા બેઉના તરફથી એકજ શખ્સ વકીલ થઇને નીકાહ પઢવાનું કાર્ય બજાવે છે. કન્યાનો વકીલ, કન્યા પાસેથી એકરાર લીયે છે કે, " ફલાણાના છોકરા, ફલાણાની સાથે, આટલા રૂપીયાની મહર ઉપર, તમારા નીકાહ પઢવાના માટે મને વકીલ નીમો છો ? " જેના જવાબમાં કન્યા 'હા' કહે છે. એવીજ રીતે વરનો વકીલ વર પાસેથી પણ કબુલાત લીયે છે—અથવા તો બેઉના તરફથી એકજ વકીલ હોય, તો તેજ બેઉની કબુલાત લીયે છે. તો એ કબુલાત તેજ " સંસારની પવીત્ર કબુલાત " છે—અને તે વર કન્યાની માદરી ભાષામાંજ લેવામાં આવે છે. મતલબ કે "સંસારની પવીત્ર કબુલાત" કોઇ રીતે પણ વગર સમજે અદા થતીજ નથી. બાકી ત્યાર પછી નીકાહના સીગા અરબી ભાષામાં પઢાય છે—તે પઢનાર તેના અર્થો વી૦ જાણીનેજ પઢે છે.

૧૩—" બેશક, ખુદા તે બહેતર જાણનાર અને દયાળુ છે, પણ પોતાની ફરજ માટે બેદરકાર રહેવાની અથવા રાખવાની જવાબદારી તો માનવાની નથી. "

તપાસ—જ્યારે, ખુદા બહેતર જાણનાર છે, ત્યારે મી૦ વરતેજીને અરબીમાં ક્રિયાઓ કરવા માટે એટલું કેમ લાગી આવે છે ? ( પણ નહિ, તેઓને તો પોતાનો

કડકો ખરો કહેવડાવવો છે ! જે ઇસ્લામીઓ અરબ્બી માં ક્રિયાઓ કરે છે, તે પોતાની સંપુર્ણ ફરજ અને જવાબદારી સમજીનેજ તેમ કરે છે—એમાં મી. વરતેજીએ બખાળા કાહવાની કાંઇ જરૂરત નથી. ( વધુ માટે, મુદા ના૦ ૮ થી ૧૨ સૂધીની તપાસ જુઓ ).

૧૪—" અને બધી વાતોનો એકજ જવાબ છે કે, ખુદા, અને રસુલે ઇસ્લામી હરેક જમાનાની ઉમ્મતને માટે એક ગોવાળ (ઈમામ) ને હમેશા રાખ્યો છે. તેને નહી સમજવાના તે પ્રતાપ છે ! અને એવા જાહેર ગોવાળની ગેરહાજરીવાળા છતાં, ખુદા અને રસુલે બતાવ્યા મુજબનાં પોતાનાં જમાનાંના ગોવ.ળ (રહેબર) ઇમામને ઓળખીને તેનાં હુકમ મુજબ વરતનારાઓ માટે ઉલ્ટા ટીકકા કરી પોતાના આમાલ વધુ ખરાબ કરે એ નવી વિચિત્રતા નથી. "

તપાસ—મી. વરતેજી પોતે તો ઉમ્મત માટેના ગોવાળ (ઇમામ)ને સમજી ચુકયા છે કે નહિ ? અને તેઓનો જાહેર ગોવાળ તો હાજર છે કે નહિ ? તો—તેઓના તરફથી ( તેઓની સહીથી ) " નીકાહ, ફાતેહા, જીયારત વી. ક્રિયાઓ અરબ્બીમાં ન કરવી જોઇએ " એવો ફરમાન જારી કરાવીને, ટીકાકારોની સામે પેશ કેમ કરતા નથી ?

૧૫—" પણ હું અહીં એક બાબત ઉપર લક્ષ ખેંચું છું કે, ઇસ્લામની હીદાયત કરનાર પેગંબર સાહેબે ખુદાની રજા મેળવીને માત્ર પાંચ વખતની નિમાજનું તથા એકજ માસનાં રોજાનું વિગેરે જેને માટે ફરમાન મુકરર કર્યું, તેમાં જો રસુલે ખુદાએ કેટલાક એહકામને પોતાની હયાતીમાં બીજી કોઇ પણ વધ ઘટ કરાવી હોત, તો તે માટે આપણે કંઈ પણ બીજો વિચાર લાવત નહી. "

**તપાસ**—અગર પયગમ્બર સાહેબે ખુદાની દયા મેળવીને કાંઇ વધઘટ કરાવી હોત, તો તે એક પ્રશ્ન હતો; પણ તેમ તો થયું નથી—અને તેમ થયું હોય એમ મી૦ વરતેજી પણ સાબેત કરી શકતા નથી, ત્યારે એ તો નિર્વીવાદ છે કે દરેક ઇસ્લામી ઉપરે પાંચ વખતની **નીમાઝ** અને દર વર્ષે એક માસના **રોજા** વાજીબ છે તો મી૦ વરતેજી જે પોતાના ટોળા માટે સવાર સાંજ બે વખતની ધુઆ અને દરેક માસમાં **સતઇમા** (શુદ ૯) નાં રોજાની થીયરી મુકરર કરે છે, તેનું કેમ ?

૧૬—" અને તેજ મુજબ પોતા પછી હ૦ **અલી** અને થયેલા **ઈમામો**એ જેને હુકમો ફરમાવ્યા, અને ઇસ્લામની આસાન હીદાયત માટે ફરમાવ્યું, પણ તેના તે વખતનાં માનનારાઓ સિવાય બીજા ઇસ્લામીઓ **સુન્નતે રસુલ** નામે વળગી રહ્યા, અને **ઇમામો**ના હુકમોનો અનાદર કર્યો."

**તપાસ**—ગોળ ગોળ શબ્દોથી મી. વરતેજી શું કહેવા માગે છે ? શું, હ. અલી અ. ને કે થયેલા ઇમામોએ આસાન હીદાયત માટે, હ. રસુલ સ. ના ફરમાનોથી વિરૂધ્ધ ફરમાનો કરેલ ? આ મુદ્દામાં જે હકીકત જણાવવા મી. વરતેજીએ મથન કરેલ છે, તે તદ્દન નિરર્થક છે. હ. અલી અ. અને ઇમામો તો **સુન્નતે રસુલ** ઉપરજ ચાલવાવાળા હતા,* બાકી જેઓએ તેઓના હુકમોનો અનાદર કર્યો, તેનાં કારણો જુદાંજ હતાં. જે કારણો, તવારિખો વાંચનારાઓથી છુપ્યાં નથી.

* એના ખુલાસા માટે " જવાબ ના૦ ૩ ની તપાસ " વાળું પ્રકરણ જુઓ.

"જીમ."

૧૭—" તેવીજ રીતે, જેના પાસે ખુદાએ કુરઆનમાં ફરમાવ્યા મુજબ **ઈમામે મોબીન** (જાહેર ઈમામ) અને ઉલુલ અમ્ર એટલે હુકમ કરનાર ઈમામ નથી, અને ગેર હાજર છે. તેઓ પણ સુન્નતે રસુલ મુજબ (૧૧) ઇમામ સુધીના હુકમો પછી, હમેશનાં ઈમામનાં હુકમ પ્રમાણે વરતનારાઓ વીશે પુછે, તો કદી પણ એક બીજા અનુકુળતા ધરાવી શકે નહી. "

**તપાસ**—'ઇમામે મોબીન' અને 'ઉલિલ અમ્ર' માટેનો ખુલાસો તે પ્રકરણોમાં થઇ ગયેલ છે. 'સુન્નતે રસુલ' માટેનો ખુલાસો ઉપરના મુદ્દાની તપાસમાં થઈ ગયેલ છે. ઇસ્નાઅશરીઓ અને આગાખાનીઓ એક બીજા અનુકુળતા ધરાવી શકે નહી–એમ ગોળગોળ વાકયોમાં લખવાનો મી૦ વરતેજીનો શો હેતુ છે? તેની કાંઈ સમજ પડતી નથી. પણ મી. વરતેજીએ એ તો ચોકકસ યાદ રાખવું જોઈએ, કે પયગમ્બરના જાનશીનો ( ઇમામો ) ના હુકમો, હ. રસુલ સ. ના હુકમ પ્રમાણેજ હોવા જોઇએ–તથી વિરૂધ્ધ તો નહિંજ.

૧૮—" કારણ કે હુકમ કરનારા **મોજુદ ઇમામ** તરતના હુકમો પ્રમાણે તેના સેવકોને વરતવાની ફરજ છે. રે ગેર હાજર ઈમામના સેવકોને, તેવો હુકમ કરનાર કોઇ મોજુદ નથી.

**તપાસ**—ગેરહાજર (ગાયબ) ઈમામના સેવકોને હુકમ કરનાર તરીકે **મુજતહેદો** મોજુદ છે. 'તરતના હુકમો'થી મી. વરતેજી શું કહેવા માંગે છે? શું, ખરો ઇમામ હોય તે પયગમ્બર સ. ના હુકમોથી વિરૂધ્ધ બીજા કોઇ 'તરતના હુકમો' કરે ખરો? તે મી. વરતેજી સ્પષ્ટ કરી બતાવશે કે?

૧૯—" આ બાબતમાં એક દલીલ તરફ તમારૂં દાનેશમંદી ભર્યું ધ્યાન ખેંચું છું, કે **ખીઝરના** મુજબ

ખુદાઇ મસ્લેહતનાં હીસાબે જાહેરમાં કોઇ એહકામ અમે તેવી રીતે વરતવા ઈમામ હુકમ કરે, તો તે માટે મુસા પયગમ્બર જેવાની શંકા કરવાની સ્થિતિ ઠીક નહોતી. ”

તપાસ—શું, હ. ખીઝર ઇમામ હતા ? અને તેઓએ હ. મુસાને કોઈ હુકમ ઉપરે વર્તવા માટે હુકમ કરેલ ? મી૦ વરતેજીની એ દલીલ તદન ઉંધે રસ્તે દોરવનારીજ છે. ( હ૦ ખીઝર અને હ. મુસાના કિસ્સા માટે “ જવાબ ના૦ ૬ ની તપાસ ” વાળું પ્રકરણ જુઓ ).

૨૦—“ એવી હાલતથી વાકેફગાર સેવકો ઇમામના હુકમ પ્રમાણે વરતે, તેમાં ખોટું નથી. એમ તમારે પણ કબુલ કરવું પડશે.”

તપાસ—એ માટે મુદ્દા ના૦ ૧૬-૧૭-૧૮-૧૯ ની તપાસ જુઓ.

૨૧—“ છતાં પણ આ મુજબ ધારમીક ક્રિયાઓમાં દુવા જે બીજી ગુજરાતી વિગેરે મિક્શ્ચર ભાષામાં પઢાય છે, તે હિન્દુસ્તાન સિવાય અફઘાનીસ્તાન, ચીત્રાલ ઈરાન, મીસર, ને અરબસ્તાનના ઈસમાઇલીઓ નમાજ પણ પઢે છે, અને દુઆ અહીંની માફક ખાનગી પઢે છે. ”

તપાસ—એ મુદ્દામાં મી૦ વરતેજીએ ‘ દુવા મિક્ષ ભાષામાં પઢાય છે ’ એવી કબુલાત આપીને દુવાના માટે આગળ જે કૂદકા કરેલ કે, ‘ અમારી બંદગી માતૃ ભાષામાં છે ’ તે ઉપર પાણી ફેરવી આપેલ છે. વળી હિંદુસ્તાન સિવાયના ઇસ્માઈલીઓ ( અરબીમાં ) નમાજ પઢે છે, એમ જણાવીને, મી૦ વરતેજીએ પોતાની દુવાની થીયરીને નબળી બનાવેલ છે. શું, એક દેશના મુરીદો માટે એક

જાતની, અને બીજા દેશનાં મુરીદો માટે બીજા પ્રકારની બંદગી હોઇ શકે ખરી ? હરગીઝ નહિ. ( એ હકીકતથી સાબેત થઇ જાય છે કે કોઇપણ ઇસ્લામી, કોઇપણ ફિરકાનો હોય અને ગમે ત્યાંનો વતની હોય, તેના માટે ઇબાદત અને બંદગી અરબ્બી ભાષાની નમાઝ છે. ) ઉપરાંત દુવાને મી૦ વરતેજીએ સમજાય એવી ભાષામાં ' જણાવીને પોતાના ફિરકાની બંદગીને શ્રેષ્ટ મનાવવા કોશેશ કરેલ તે પણ આ મુદ્દા મુજબ નિર્મળ થઇ પડે છે, સબબકે ઉપલા ઠેકાણાએ જે ઇસ્માઇલી મુરીદો નમાઝ પઢે છે, તે નમાજ તો અરબ્બી ભાષામાં છે—તે ભાષા અરબસ્તાન અને મીસરના મુરીદો માટે કદાચ ' સમજાય એવી ભાષા ' ગણી શકાય, પણ અફઘાનીસ્તાન, ચીત્રાલ અને ઇરાન-વાળાઓની ભાષા તો અરબ્બી નથી તેનું કેમ ? હિંદુસ્થાન સિવાયના મુરીદો નમાઝ પઢે છે એમ કબુલાત આપ્યા બાદ, મી૦ વરતેજીએ જે " અને દુઆ અહીની માફક ખાનગી પઢે છે " નો અડંગો ફેંકેલ છે—તે ઉપર તાજુબી ઉપજે છે ! શું, એના માટે મી૦ વરતેજી કાંઇ પુરાવાઓ આપી શકશે ખરા ? કદાચ વિવાદને ખાતર એમ માની લઇએ કે, ત્યાંના મુરીદો ખાનગીમાં દુઆ પણ પઢે છે—પણ તે દુઆ ( મી૦ વરતેજીના મત મુજબ ) તેઓના માટે કાંઇ કામની નથી, સબબકે, મી૦ વરતેજીએ ( અરબ્બીમા ) નમાઝ પઢનારાઓ ઉપરે પેટ ભરીને ટીકકાઓ કરેલ છે, અને એ ઇબાદતને ' ન સમજાય એવી ' જણાવેલ છે. શું, ત્યાંના મુરીદો દુવાને સંપુર્ણ રીતે સમજી શકશે ખરા ? ( દુવામાં તો ગુજરાતી સીંધી વી૦ ભાષાઓ પણ છે, તે તેઓ સમજશે ખરા ? ) મતલબ કે કુલ્લે ફિરકાઓના ઇસ્લામીઓ માટે જે અરબ્બીમાં નમાઝ પઢવાનો હુકમ છે, તેનો અનાદર કરવાના હેતુથી ( અને પોતાની દુવાને વ્યાજબી મનાવવા ખાતર ) મી૦ વરતેજીએ આડા

અવળાં ફાંફાં મારીને કાચું કાપેલ છે–તેમાં આ મુદ્દા ઉમેરો કરેલ છે.

૨૨—" અને આ રીતે દુવા ખાનગી રસુલે ખુદાના વ માંજ પઢાતી હતી. એજ કુરઆને શરીફમાં ર નુરની આયાત (૩૬) માં છે. તે ઉપરથી સ્પષ્ટ થ છે અને તેની તફસીરમાં પણ વિગત છે- "

તપાસ—એ મુદ્દાથી મી૦ વરતેજીએ પોતાની પો પોતાના હાથે ખોલી બતાવેલ છે. શું, હ૦ રસુલ સ૦ વખતમાં દુવાની હસ્તી પણ હતી ખરી ? મી૦ વરતેજી ભોળાઓને ભમાવવા ખાતર એક યુકતી વાપરેલ છે–પ તેમાં તેઓ પબ્લીકની હાંસીને પાત્ર ઠરે છે; અને પબ્લીક પોતાની અજ્ઞાનતાનો ભાસ કરાવે છે ! ( છેલ્લા ના૦ આ ખાન કેસમાં કોર્ટમાં સોગંદ ઉપરે જુબાનીઓ આપવા આવેલ, તેમાં સાબિત થયું છે કે દુઆ પીર સદ્દરદી રચી આપેલી છે. મરહુમ હાસમ ભાઇ બોઘાએ ‘તઅલીમે દુઆ’ નામની બુકમાં એમજ જણાવેલ છે ) શું, હ૦ રસુલે ખુદા સ૦ ના વખતમાં દુઆમાંની ‘ વિશ પુરી ’ પઢાતી હતી કે ? શું, તે વખતે ‘ હક મોલાન કહીને શાહની પુંઠીયું પઢાતી હતી કે ? શું, તે વ ના૦ આગાખાન પાસે દુઆ કબુલ કરવાની વિનંતી કરવા આવતી હતી કે ? મારા વિદ્વાન મિત્ર શું લખી રહ્યા તેનું તેઓને ભાન છે ખરૂં કે ? ( અત્રે, જુઠું બોલવાવા અને હ૦ રસુલ સ૦ ઉપરે બ્હેતાન બાંધવાવાળા માટે ર કુરઆને શરીફમાં શું ફરમાવવામાં આવેલ છે–તે

---

* આગાખાનીઓ પોતાની દુઆને પીર સદરદીનની ર આપેલી જણાવે છે કે પણ તેમ છે કે કેમ ? તેના માટેનો ખુલા મી૦ કાબાકૃત " નાનજીભાઇનું ભોપાળું " નામની બુકમાં જુઓ "જીમ."

જવાની મી૦ વરતેજીને નમ્ર અરજ ગુજારીશ ) સુરએનુરની જે આયત સબંધે મી૦ વરતેજી ઈશારો કરે છે, તેનો ખુલાસો મુદ્દા ના૦ ૨૩ ની તપાસમાં કરીશ.

૨૩—" કારણ કે ખાનગીમાં હઝરત અલીના ઘેરમાંજ દુવા પઢાતી હતી. તે ઉપરથી તે જાણ્યા પછી બીજા ઈસ્લામીઓએ વાંધો ઉઠાવ્યો હતો, પણ ખુદાએ પછીની આયાત નાઝીલ ફરમાવી કેઃ—

" ફી બેયુતીન અઝેનલ્લાહો અન તુરફઅ વ યુઝકર ફીહ ઇસ્મોહો યો સબ્બે લહુ ફીહા ગોદુવ્વે વલ આસાલે "+

એટલે દરખાનાઓમાં જેના સબંધમાં ખુદાએ હુકમ આપ્યો છે કે તેની ( અલીની ) બુઝુરગી કરવામાં આવે અને તેમાં ખુદાનું નામ ભેળવવામાં આવે ( એટલે અલી અલ્લાહ કહે ) જે સવારેને સાંજે યાદ કરે છે."

**તપાસ**—એ મુદ્દામાં, ગપ હાંકવામાં મી૦ વરતેજીએ કમાલ કીધી છે ! શું હ૦ અલી અ૦ ના ઘરમાં ખાનગીમાં દુઆ પઢાતી જોવાને મી૦ વરતેજી ત્યાં હતા કે ? અને એ દુવાના સબબે બીજા ઇસ્લામીઓએ વાંધો ઉઠાવ્યો ત્યારે મી૦ વરતેજી ત્યાં હાજર હતા કે ? અને જે આયત મી૦ વરતેજીએ ટાંકેલ છે–તે તે બાબત સર નાઝીલ થયેલ, તે વખતે શું મી૦ વરતેજી ત્યાં હતા ? અથવા એ બાબતોની કાંઈ પણ સનદ કે પુરાવો મી૦ વરતેજી પાસે છે ; ખરો ? સુરએ નુરની આયતનાં જે અર્થ મી૦ વરતેજીએ જણાવેલ છે–તે કયા તરજુમા ઉપરથી લીધેલ છે તેની સમજ પડતી નથી.

---

+ મી૦ વરતેજીએ એ આયત ખોટી રીતે ઉતારેલ છે, તેમજ અર્થ કરવામાં તો હદ કરેલ છે !

"જીમ."

( પાક કુરઆને શરીફના મનઘડીત અર્થો કરવામાં કૃ જોખમ સમાયલું છે, તે વિશે આગળ વિવેચન થઇ ગયે છે, ) શું, મજકુર આયતમાંથી ' હરખાનાંઓ ' અ અલી અહલ્લાહનાં વાકયો નીકળી શકે છે ખરાં ? પ્રોફેસ કૃત તરજુમામાં મજકુર આયતના અર્થ નીચે મુજબ છેઃ-

" જે ઘરો ( મસ્જેદો ) માં ખુદાએ પરવાનગી આ છે કે તેમાં ( બંદગી માટે ) આવાઝ ઉંચો કરવામાં અ અને તેમાં તેનું નામ યાદ કરવામાં આવે. તે ઘરોમાં માણરે સવારે અને સાંજે તેની પવિત્રતા યાદ કરી સ્તુતી કરે છે. ( પ્રોફેસર કૃત તરજુમો પેજ ૬૮૦ )

ઉપરોકત આયત માટે કર્તાએ જે ફુટનોટ આપે છે, તેમાં પણ દુઆ સબંધે ઇશારો વટીક જોવામાં ન આવતો. જે દુઆની ઉત્પતી પીરસદરદીનના વખતઃ જણાવવામાં આવે છે–તે દુઆનો સબધ હ૦ અલી અ ના૦ વખત સાથે કેવી રીતે જોડી શકાય ? ! એ કપો કલ્પીત થીયરીને એક બચ્ચુ પણ માન્ય રાખી શકે તે નથી.

૨૪—" આ બાબત મી૦ કાબાને " દુનિઆના દુશ્મન ઝટકો "× વાળી બુકમાં ચરચી છે, પણ મી કાબાએ જે બીજી અસંખ્ય અછાડપછાડ મારી દ પણ એ આયાતનો કે તેના અર્થનો કંઇ પણ જવા નહી આપવામાંજ ઇમાનદારી જાળવી છે, કારણ કે ઇસ્લામી તરીકે, એ ખુદાઈ હુકમ વિરૂધ બોલવા સારૂં નથી. ખયેર. "

× એ પુસ્તકનુ નામ દુઆના દુશ્મનો ઝટકો છે, પણ મી વરતેજીએ આવેશમાં એમ લખેલ છે.

"જીમ."

તપાસ—મજકુર આયત અને તેના અર્થ માટે મી૦ કાબા શું લખે ? જે બાબતમાં દેખીતુંજ ખોટારૂં હોય, અને તેવું ખોટારૂં પબ્લીક સારી રીતે જોઇ શકે, તે બાબત નો જવાબ આપવાની જરૂરત પણ શી હોય ?

૨૫—"આ ઉપરથી મારે કહેવાનું એ છે કે, ઇમામે મોબીનના હુકમ મુજબ પઢાતી દુઆ, એ નીમાજનાજ અર્થમાં હોવા છતાં, તે ઇસ્લામના અજ્ઞાન સમુહને એ બાબત પર ચુનોચરા કરી ગુનાહ કરવાનું ન બને, તેવા ભલા વિચારથી તે આજ સુધી ખાનગી રીતે પઢાય છે."

તપાસ—દુઆને નમાઝના અર્થની મી૦ વરતેજી, સરખામણી કરી બતાવશે ખરા ? મી૦ વરતેજીએ ભોળાઓ ને ભમાવવા સારૂ ગપજ હાંકેલ છે—દુઆ અને નમાઝ કોઇ રીતે પણ એક સરખી નથીજ (ખુલાસા " માટે "નમાઝ અને દુઆની સરખામણી" વાળું પ્રકરણ જુઓ ) આ મુદામાં ઇસ્લામના સમુહને ગુનાહ કરવાનું ન બને, માટે દુઆ ખાનગીમાં પઢવાનું મી૦ વરતેજી જણાવે છે પણ મુદા ના૦ નં. ૨૧ માં તો હિંદુસ્તાનમાં જાહેરીમાં દુઆ પઢવાનો દેખાવ કરેલ છે, તેનું કેમ ? આએ જવાબ ના૦ ૪૫ ની શરૂઆતમાં તો દુઆ વી૦ સબંધે મી૦ વરતેજીએ લખેલ છે કે, હવે તેનો જવાબ આપવા ખુલ્લો જમાનો છે " તો એવા ખુલ્લા જમાનામાં આજ પર્યંત દુઆ ખાનગીમાં શું કરવા પઢવી જોઇએ ? શું ઇસ્લામનો અજ્ઞાન સમુહ, ચુનોચરા કરીને ગુનેહગાર ન થાય એટલા માટેજ કે ! આફરીન છે !!! ( પણ દુઆ ખાનગીમાં પઢાય છે, તે ઉપરથી જ ઇસ્લામીઓ ચુનોચરા કરતા હોય તો ? )

૨૬—" અને તેવીજ રીતનો પડદો, જીયારત, ફાતેહા, અને નીકાહના શબ્દો અરબીમાં પઢાવાની રૂઢીથી ટકી રહયો છે. પણ તે સંજોગો નજીક છે, કે સમજુ ઇસલામીઓ પણ એ સવાલની કદર કરવાનું ડહાપણ સમજતા જાય છે."

તપાસ—આએ મુદ્દામાં તો પરદો ટકી રહેવા ખાતર મજકુર ક્રિયાઓ ( પોતાના ટોળામાં ) અરબીમાં પઢાય છે એમ મી૦ વરતેજી જણાવે છે—પણ મુદ્દા ના૦ ૧૦—૧૧—૧૨ માં તો એ ક્રિયાઓ ( ઇસલામીઓમાં ) અરબ્બીમાં અદા થાય છે, તે ઉપરેથી ટીકા કરેલ તેનું શું ? સમજુ ઇસલામીઓ કદર કરવાનું ડહાપણ કેવી રીતે સમજતા જાય છે ? શું, એ ક્રિયાઓ અરબ્બીમાં ન કરતાં, ગુજરાતી વી૦ માંજ કરવાનું જણાવે છે ?

૨૭—" દશ વરસ ઉપર આવાજ ભલા ઇરાદાથી મારા આગલા મીત્ર મી૦ હાજીમામદ અલારખીઆ શીવજીએ ઇદનો ખુત્બો ગુજરાતી તરજુમામાં છપાવ્યો હતો, અને જુમાની નિમાજ વખતે તેની શરૂઆત તરીકે, કરવા ઇચ્છયું હતું; પણ તે વખતના ઇસલામીઓની ગેર સમજુતીની વલણથી તે પસંદગી પામ્યું નહોતું પણ આજે પોતાનાં મનમાં એની કદર કરનારા પુષ્કળ સમજુ નીકળશે."

તપાસ—એ મુદ્દામાંની હકીકતની ખાત્રી માટે મી૦ વરતેજી પુરાવો આપશે કે ? તરજુમાની બાબત કદાચ ખરી પણ હોય, તો પણ—શું, અરબ્બીમાં ખુત્બો પઢવાનું સદંતર તજી દઇને ફક્ત તરજુમોજ પઢવા માટે એ તરજુમો ...માં આવેલ કે ? વળી ઇદના ખુત્બા ની શરૂઆત જુમાની નમાઝમાં કેવી રીતે થઈ શકે, તેનો કાંઇ ખુલાસો મી૦ વરતેજી કરશો કે ? ( બેઉ ઇદો તથા જુમાની નમાઝમાં

પઢવામાં આવતા ખુત્બાઓ જુદી જુદી કીસમના હોય છે–તે મી૦ વરતેજી જાણુતા નહિં હોય ?) એ બાબતની 'મનમાં કદર કરનારાઓ' પુષ્કળ નીકળશે એની મી૦ વરતેજીને કયાંથી ખબર પડી ? શું, મનની વાતો પણ મી૦ વરતેજી જાણવા લાગ્યા કે ?

૨૮—" **મીત્ર જીમ**–હવે તમારા બાકી મુદ્દાના બાકી રહેલા જવાબ તરફ આવું છું, અને તે એ કે 'દુવા' બધી દીશા તરફ બેસી પઢાય છે, નમાજ માફક એકજ આથમણી દીશા તરફ કેમ નહિ ? તેનો જવાબ ઉપર મુજબ હાજર ઇમામનો હુકમ છે અને તે હુકમ કુરઆને **શરીફ** મુજબ પણ છે."

**તપાસ**—મિત્ર વરતેજી ! તમારા હાજર ઇમામનો એ હુકમ, તેઓની સહીથી જાહેરમાં મુકશો કે ? વળી, કુરઆને શરીફમાં એવી તરેહનો હુકમ કયાં છે, તે જરા બતાવશો કે ? વ્હાલા મિત્ર ! નમાજ એકજ **આથમણી** દીશા તરફ પઢાય છે, એમ જે તમો જણાવો છો તેમાં ભુલો છો. નમાજ, આથમણી દીશા તરફ નહિ, પણ **કાઅ-બતુલ્લાહ** તરફ રૂખ કરીને પઢાય છે જેવી રીતે હિંદુ-સ્તાનવાશીઓ આથમણુ દીશા તરફ રૂખ કરે છે; તેવી રીત આફ્રીકાવાળાઓ ઉત્તર દીશા તરફ રૂખ કરે છે.

૨૯—" કારણ કે **કુરઆન**માં પશ્ચિમ તરફ રૂખ કરવાનું નથી, અને તેનું કારણ કે તે રૂખ **કાબતુલ્લાહ** તરફ જે દેશોમાંથી દેખાય તેમ વરતવાનું છે. પણ ખુદ કાબતુલ્લાહમાં હજરેલ અસ્વદની ચારે બાજુ-થી નીમાજ પઢાય છે. કારણ કે એ કાળા પથ્થરની બુઝુરગી ખુદા તરફનું ગણ્યુ છે."

**તપાસ**—મુદ્દા ના૦ ૨૮ માં તો મી૦ વરતેજીએ દુઆને બધી દીશા તરફ પઢવાનું જણાવીને, નમાઝ એકજ

દીશા તરફ પઢાય છે ( અને તે પણ પશ્ચિમ દીશા તર
પઢાય છે ) એવું જણાવેલ-તેનું કેમ ? કાઅબતુલ્લાહર
આવેલ હજરૂલ અસ્વદની ચારે બાજુથી નમાજ પઢવા
આવે છે-જે મી૦ વરતેજીએ જણાવેલ છે, તેમાં તેર
ભુલાવો ખાય છે. ખાનએકાઅબામાં એક ( ઓરડી
આકારે ) ચોકકસ જગ્યા આવેલી છે, કે જેની ચારે ભીં
ઉપર અરબીમાં આયતો ગુંઠેલ કાળાં કપડા ( પડદા
લટકાવેલા છે, તે ચોકકસ જગ્યાને કાઅબતુલ્લાહ કહેવા
આવે છે, તે કાઅબતુલ્લાહ તરફ રૂખ કરીને ઈસ્લામીઓ
નમાજ પઢવાનો હુકમ છે, જેથી જે દેશની જે દીશ
તરફ મજકુર પવિત્ર જગ્યા આવેલ હોય, તે દીશા તર
ઈસ્લામીઓ નમાઝ પઢે છે-અને જેઓ ખાનએ કાઅબ
ની પવિત્ર જગ્યામાં હોય, તેઓ કાઅબતુલ્લાહની ચા
બાજુ રૂખ કરીને નમાઝ પઢી શકે છે. બાકી હજરૂ
અસ્વદ તો એક કાળો પથ્થર છે જે કાઅબતુલ્લાહની
એક બાજુની ભીતમાં ( થોડીક ઉંચાઈએ, કેટલોક ભા
અધર બાહેર દેખાય છે તેવી રીતે ) ચણેલ છે-કે જે
હાજીઓ ચુંબન કરે છે, ( અગર હજરૂલ અસ્વદ તર
રૂખ કરીને નમાઝ પઢવાનું હતે, તો ત્યાં હાજર હોય
પણ એકજ દીશાએ નમાજ પઢી શકતે, કારણ કે તે પત્થ
તો એકજ દીશામાં એકજ ભીતમાં ચણેલ છે. પણ મા
મિત્ર મી૦ વરતેજીએ " કાળા પત્થર " કરતાં પોતા
ઈમામની શ્રેષ્ટતા સાબેત કરવા સારૂ એક યુકતી કરે
છે. )

× ઈસ્લામી તવારિખો પ્રમાણે એ પથ્થર પહેલે સફેદ ર
નો હતો. વધુ માટે તવારિખો જુઓ.

"જીમ.

૩૦—“ (બિરાદર જીમ—આ જવાબમાં તમો સમજુ થઇને ધ્યાન આપશો, તો સમજાશે કે, કાળાપથ્થરની તરફ ખુદાની બુઝુરગી સમજવી એ ઠીક છે કે હાજર ઇમામ જે હ૦ અલીની નસલમાંથી હોય તેના તરફ રૂખ કરવી સારી છે ? તેનો વિચાર કરશો ”

**તપાસ**—બિરાદર વરતેજી ? એ તમારી ચાલબાજી છે. એમાં બુઝુર્ગીનો કાંઈ પ્રશ્નજ નથી—એ તો ખુદાઇ હુકમ અનુસાર નમાઝ પઢતી વખતે રૂખ તે તરફ કરવાની બાબત છે. તો બંદગી વખતે, તમારા હાજર ઇમામની તરફ રૂખ કરવાનું તમારા ભોળા ભાઇઓને સમજાવવા સારૂ તમોએ મુદ્દો ચર્ચો છો—અને તેમાં હજરૂલ અસ્વદ ને બ્લેક ટાઇપમાં કાળો પથ્થર જણાવીને તે ઉપરે તમારા હાજર ઇમામની શ્રેષ્ટતા સાબેત કરવા મથન કરો છો ! પણ તેમાં તમો સજ્જડ થાપ ખાઓ છો. ‘ હજરૂલ અસ્વદ ’ તરફ રૂખ કરવામાં નથી આવતી—પણ કાબબતુલ્લાહ તરફ રૂખ કરવામાં આવે છે, જે હું ઉપરના મુદ્દાની તપાસમાં બતાવી ગયો છું, નમાઝ પઢતી વખતે કાઅબતુલ્લાહ તરફ રૂખ કરવાનો જે ખુદાઇ હુકમ થયેલ—તે મુજબ હ૦ રસુલ સ૦ જેવા બુઝુર્ગ અને માનવંતા બંદા પણ તે તરફ રૂખ કરીને નમાઝ પઢતા હતા; અને તે મુજબ હ૦ અલી અ૦ અને તેઓની નસલમાંના ખરા ઇમામો પણ કાઅબતુલ્લાહ તરફજ રૂખ કરીને નમાઝ પઢતા હતા, એ તારિખો ( ઇતિહાસ ) થી સાબેત છે. પણ બિરાદર ! તમો તો દિવસને રાત ગણાવવા માંગો છો ! શું, હ૦ અલી (અ૦) કે તેઓની અવલાદમાંના ખરા ઇમામો તરફ રૂખ કરીને નમાઝ પઢવામાં આવતી હતી, એવો કોઇ પણ દાખલો તમો બતાવી શકશો ખરા ?

૩૧—" કારણ કે ઇસ્લામીઓ બધા હ૦ અલી અને તેની નસલેજ ઇમામજ થતા રહે છે, તે તરફ મુળથીજ પુજ્યભાવ રાખનારા નહોતા."

**તપાસ**—અમુક ( થોડાઓ ) તો પુજ્યભાવ રાખનારા હતા કે નહિ ? તો તેવા અમુક ઇસ્લામીઓમાંથી પણ કોઈએ હ૦ અલી (અ૦) અને તેઓની નસલમાંના ખરા ઈમામો તરફ રૂખ કરીને નમાઝ પઢયા હોય, એવો દાખલો મી૦ વરતેજી પૂરો પાડી શકશે કે ?

૩૨—" વળી એ કાળા પથ્થર ઉપર હ૦ અલીનો અજાયબ રીતે જન્મ જાહેર થયો છે. તો એ પથ્થર ઉપર જન્મ લેનાર અને તેનું ઈમામતનું નુર જ્યાં હોય, ત્યાંજ અમારી બંદગીની રૂખ હોય છે. "

**તપાસ**—એ મુદ્દામાં પણ મી૦ વરતેજીએ ગોટાળો વાળેલ છે ! 'હજરૂલ-અસ્વદ' તો જમીનથી અધર ભીંતમાં ચણેલ છે, તો તે ઉપરે હ૦ અલી અ૦ નો જન્મ કેવી રીતે થયો ? તે મી૦ વરતેજી સમજાવશે કે ? ( હ૦ અલી અ૦ નો જન્મ તો કાઅબતુલ્લાહની અંદર થયેલ છે ) વળી, ઈમામતના નુરની તરફ પોતાના ટોળાની બંદગીની રૂખ જણાવવામાં પણ મી૦ વરતેજી ભુલાવો ખાય છે. એ હિસાબે તો ના૦ આગાખાન સાહેબ જયારે યુરોપમાં હોય ત્યારે યુરોપ તરફ ; અને જયારે આફ્રીકામાં હોય ત્યારે તે તરફ રૂખ કરીને [ આગાખાનીઓએ ] બંદગી કરવી જોઇએ. પણ તેમ તો થતું નથી ! ( દુઆતો ચારે તરફ પઢવામાં આવે છે ! અગર ના૦ આગાખાન સાહેબ તે વખતે ખાનામાં હાજર ન હોય-તો પણ ચારે દીશાએ દુઆ પઢવામાં આવે છે ).

૩૩—" તેમ ખુદા કુરઆને શરીફ માં ફરમાવે છે કે, ખુદાનો ચહેરો દરેક દિશામાં છે, " તો આજે

આખી દુનીયાના બધા ભાગ પર મુસાફરી કરનાર અમારા હાજર ઇમામ તરફનું સંબોધન અત્યારે વધુ સ્પષ્ટ છે. ”

**તપાસ**—એ આયત, પાક કુરઆને શરીફમાં કીયે ઠેકાણે છે; તેનો સબંધ કેવી રીતે છે; કરેલ અર્થ કયા તરજુમામાંથી લીધેલ છે; એ આયત ફકત એટલીજ છે, કે બીજું કાંઇ વર્ણન પણ તેમાં છે, એ સર્વે બાબતો મી૦ વરતેજી સ્પષ્ટ કરી બતાવશે કે ? જે વાકય મી૦ વરતેજીએ ટાંકેલ છે, તેથી તો મી૦ વરતેજીની થીયરી કોઇ રીતે પણ સિધ્ધ થતી નથી, [ પાક કુરઆને શરીફમાં તો ઠેક-ઠેકાણે કાઅબતુલ્લાહ તરફજ રૂખ કરીને નમાઝ પઢવાનો હુકમ છે. વધુ ખુલાસા માટે “નમાઝ અને દુઆની સરખામણી ” વાળું પ્રકરણ જુઓ. ) ‘દરેક ઠેકાણે મુસાફરી કરનાર’ બોલથી મી૦ વરતેજી જે મનાવવા માંગે છે, તે નિ ર્થક છે, દરેક ઠેકાણે મુસાફરી કરનાર પણ દરેક વખતે ચારે દિશામાં હોઈ શકતો નથી–તે જયાં હોય ત્યાં એકજ દિશામાં હોય છે. ( પણ મુદ્દા ના૦ ૩૨ માં તો મી૦ વરતેજીએ જણાવેલ કે, “ ઇમામતનું નુર જયાં હોય ત્યાં અમારી બંદગીની રૂખ હોય છે. ” અને આએ ઠેકાણે ચારે દિશામાં જણાવે છે ? ! ! ]

૩૪—“ અને તેવીજ રીતે ઇદ નમાજની રૂઢીનું ચલણ પણ એક ઇસ્લામીના મોટા સમુહના માનને ખાતર અને પ્રીતનો બરપા થવાનું કારણ ન ઉભું થાય, તેથી ઇદ નમાઝની રૂઢી પઢાય છે. ”

**તપાસ**—જયારે ઈદની નમાઝ ઇસ્લામીઓના મોટા સમુહનાં માનને ખાતર, અને ફીત્નાનું કારણ બરપા ન થાય તે માટે અરબ્બીમાં અને ઈસ્લામી રૂઢી મુજબ પઢાય છે ત્યારે દુઆના માટે એ કારણો લાગૂ નથી પડતાં શું ?

કારણ કે ઇદની નમાજ પણ ( દુઆની જેમ ) ખા
માંજ પઢાય છે. તો દુઆના માટે એ કારણો ન
અને ઈદ નમાજ માટે હોય, તેનું સબબ શો ?
કારણ એ છે કે, ઈદની નમાઝ અરબ્બીમાં પઢવાનું [ કોટ
ના૦ આગાખાન સાહેબે સ્વિકારેલ છે-એટલે મી૦ વરતે
એમ લખવાની ફરજ પડે છે.

૩૫—" પણ આ ખાસ જાણવાનુ કે અમો ખરા ઇમ
સેવકો,એ ક્રિયાઓને બીલકુલ ખોટી માનતાજ
પણ તેમાં સમજાતું ન હોવાથી, ઇમામના હુકમની
હતને અમો આધીન રહી, કંઇ પણ શંકા વગર
કરીએ છીએ. પણ જો એ બાબતમાં ઇમામે મો
જો બીજો હુકમ ફરમાવે, તો તેમ તરતજ
શકે અદા કરવામાંજ ઈમાનદારી સમજીએ. "

**તપાસ**—એ ક્રિયાઓમાં સમજાતું ન હોવા
ઇમામનાં હુકમની મસ્લેહતને આધીન રહી, કંઈપણુ
વગર અદા કરવામાં આવે છે—ત્યારે ફકત દુઆ
"સમજાય એવી ભાષા " ની થીયરી લાગુ પાડીને ન
પઢનારા ઇસ્લામીઓ ઉપરે ટીકા કરવાનું પ્રયોજન
જયારે, ઈદ નમાઝ, ઝીયારત, ફાતેહા, નીકાહ વી૦ ક્રિ
ન સમજાતી હોવા છતાં પોતાના ઇમામનાં હુકમને અ
રહી, શંકા વગર અદા કરવાનું મી૦ વરતેજી માન્ય
છે—ત્યારે ઇસ્લામીઓ જે નમાઝ પઢે છે, તે હ૦
ખુદા સ૦ નાં હુકમને આધીન રહીને અરબ્બીમાં પ
તે ઉપરે ટીકા કરવી કેવું કહેવાય ? ( વળી ખુબી તે
છે કે, જે ક્રિયાઓ પોતાના ટોળામાં પણ અરબ્બીમાં પ
મી૦ વરતેજી સ્વિકારે છે, તેજ ક્રિયાઓ અરબ્બીમાં
માટે અન્ય ઇસ્લામીઓ ઉપરે ટીકા કરે છે ! )

૩૬—" અને આ બાબતમાં હવે જાહેર આલમને
વધુ જણાવવાનું રહ્યું નથી. છતાં પણ જોશો તો

અને રસુલના હક કલામો મુજબના એક પણ ફરમાન વિરૂધ્ધ અમારૂં વર્તન નથી, એમજ સાબેત થતુંજ જોશો, "

તપાસ—મી૦ વરતેજીના એ દાખવામાં કેટલી સચ્ચાઇ રહેલી છે ? તે વાંચકો સારી રીતે જાણી ચુકયા છે. ખુદા અને રસુલનાં ફરમાનો વિરૂધ્ધ જે વર્તન થાય છે—તે ઠેકઠેકાણે બતાવી ગયો છું.

## જવાબ ના૦ ૪૬ ની તપાસ.

હાલ કેટલાક આગાખાની મીસ્નરીઓ એવો દાઅવો કરવા લાગ્યા છે કે, " જ્ઞાનો એ કુરઆને શરીફનોજ તરજુમો છે. " તો તે ઉપરથી મારા ૪૬ માં સવાલમાં મી. વરતેજીને પૂછેલ કે, " જ્ઞાનોમાં જે **દસ અવતારોનું** વર્ણન છે, તે કુરઆને શરીફની કઇ આયતોનો તરજુમો છે ? " જેના જવાબમાં મી. વરતેજીએ જે ફાંફા મારેલ, તેમાંના ટુંક મુદ્દાઓ--

૧—" **બિરાદર જીમ**-જ્ઞાનો માટે મીશનરીઓ વારંવાર ઉપદેશ કરે છે કે, જ્ઞાનો કુરઆને શરીફની આયતો છે. તે બીલકુલ સત્ય છે. "

તપાસ—બિરાદર વરતેજી ! તમારો એ દાઅવો તમારે પુરવાર કરી બતાવવો જોઇશે. તમો તો એ દાઅવો કરો છો, પણ **ના૦ આગાખાન કેસમાં** તો તેઓ નામદારનાં ચુસ્ત મુરીદ **ભીમજી ભાઇ રહીમ** થાણાવાલાએ જણાવેલ છે કે, " અમારા ગીનાનમાં કુરાનનું નામજ નથી. " તો હવે સાચું શું સમજવું ? બિરાદર ! તમારા જવાબ ના૦ ૪૩ ના મુદ્દા ના૦ ૯ ની તપાસમાં જ્ઞાનોની કેટલીક કડીઓ મેં

ટાંકી બતાવેલ છે, તે કઇ આયતોનો તરજુમો છે, તે બતાવશો કે ?

૨—" અને કુરઆને શરીફની જે તફસીરોમાં વાતો ખુલાસાથી સમજાવી નથી તે **પીર સદર**
**પીર સતગુરનુર, પીર શમ્સ** વીગેરેએ ખુલા
અને સંપુર્ણપણે સમજાવેલું છે, જેના દા
થોડાક જુવો.

કુરઆને શરીફમાં છે કે—આયાત—( ૧
સુરે યાસીન )

" **કુલ્લે શયઇન અહસયનાહો ફી ઇ**
**મોબીન.** "*

એટલે—હરેક ચીજનો હીસાબ જાહેર ઇ
પાસે છે. તેનો તરજુમો છે. અને તેની તફસી
કોઇએ જાહેર ઇમામ કયો છે ? તે બતાવ્યું
પણ પીર સદરદીને ફરમાવ્યું છે કે—

" **સેતર દીપમાં** શાહ જાહેર બેઠા. "
" **સાંઝ સુભુનીત** જપો મોરા ભાઇ. "
**આરતી કીજે નકલંક તણી**

આ રીતે ઇમામે મોબીનનો અર્થ શાહ
જણાવ્યો અને તે—**સેતર દીપમાં** બેઠા છે
ચોખી તાલીમ કુરઆને શરીફની ઉપર આપેલી
તના તરજુમા અને તફસીર સાથે ચોખી છે. "

* એ આયતમાં ભુલ છે, પણ મી. વરતેજીએ જેમ
છે—તેવીજ રીતે નકલ કરેલ છે.

" જી

**તપાસ**—શાબાશ ! મી૦ વર્‌જીએ ખુબ બજાવી ! ! જે બાબતો **તફસીરોમાં** ખુલાસાથી સમજાવી નથી, તે સમજાવવા માટેની દલીલ તો મી. વરતેજીએ ખુબ ગોતી કાઢી ! ! ! ( મી૦ વરતેજીએ દાઅવો તો મ્હોટો કરેલ, પણ દાખલો તો એકજ આપી શકયા—અને તે પણ મન ઘડીત ! ) પણ એવી રીતે કુરઆને મજીદની દરેક આયતની તફસીર જ્ઞાનોમાંથી દેખાડવી પડશે, તેનું મી. વરતેજીને ભાન છે કે ? મી૦ વરતેજીનાજ એક ગોઠીયા **મી૦ હુદાએ " ઇમામે મોજુદ "** ભાગ ૨ જાનાં પૃષ્ટ ૬૧ ઉપરે જણાવેલ છે કેઃ—" ખરી તફસીર, ખુદા, પેગંબર અને ઇમામ સિવાય બીજું કોઈ જાણતું નથી " જ્યારે મી૦ વરતેજી તો, હ. રસુલ સ૦ અને ઇમામોનાં ફરમાનોથી ભરપુર જે **તફસીરો** છે, તેને ઉતારી પાડી—પીર સદરદીન વી૦ નાં જ્ઞાનોને તફસીર તરીકે ઠસાવી, તફસીરો કરતાં શ્રેષ્ટ મનાવવા માંગે છે ! હવે-તેવી શ્રેષ્ટતા બતાવવા ખાતર મી. વરતેજીએ જે **સુરએ યાસીનની** બારમી આયત સાથે **જ્ઞાનો**માંની બે કડીયોનો મુકાબલો કરેલ છે, તેમાં તેઓએ તદ્દન કાચુંજ કાપેલ છે. જો કે મજકુર આયતમાં **ઇમામે મોબીનનો** જે શબ્દ છે, તેનો અર્થ **જાહેર ઇમામ** હરગીઝ થતો નથી×—છતાં વિવાદ ખાતર એ અર્થ માન્ય રાખીએ, તો પણ 'દરેક ચીજનો હીસાબ જાહેર ઇમામ પાસે છે' એવા અર્થની તફસીર **સેતર દીપમાં શાહ જાહેર** બેઠા,' કેવી રીતે થઇ શકે, તે મારા મિત્ર સમજાવશે કે ? આશ્ચર્યકારક તો એ છે કે, મી. વરતેજીએ અર્થના અનર્થ કરીને જે બાબત મનાવવા માંગેલ—તે એટલી દોકટની માથાફોડ કર્યા છતાં પણ

---

× જે માટેનો ખુલાસો " ઇમામે મોબીન " વાળા પ્રકરણમાં જુઓ. "જીમ"

તેઓ પૂરી રીતે બતાવી શકયા નથી ! ! ! એ હકીકતથા પણ જાહેર ઇમામ કયો ? એ કોઇ રીતે સાબેત થઇ શકતું નથી. ફકત 'સેતરદીપ † માં શાહ જાહેર બેઠા છે' એટલુંજ જણાય છે. પણ તે શાહ કયો ? તેનું નામ શું ? તે તો કાંઇ જણાવવામાં આવેલ નથી ! ત્યારે ખરી તફ્સીરો કરતાં એમાં શ્રેષ્ટતા શાની ? વળી-મજકુર આયતમાં જે 'હરેક ચીજનો હીસાબ જાહેર ઇમામ પાસે છે'નું વાકય છે, તેને લગતું તો કોઇ વાકય જ્ઞાનની કડીઓમાં જોવામાંજ નથી આવતું ! ત્યારે તે કડીઓ તફ્સીર તરીકે કેવી રીતે ચાલી શકે ? જયારે મુળ શબ્દોનો અર્થ પણ તેમાં ન હોય, ત્યારે તે તફ્સીર કેમ કહેવાય ? ( મી૦ વરતેજીએ ભોળાઓને ભમાવવા ખાતર, "લાકડે માકડું" વળગાડી આપેલ છે ! ) ઉપરાંત-તફ્સીરવેત્તાઓ તફ્સીરોમાં જે હકીકત લખે છે, તેમાં ખુલ્લું જણાવેલું હોય છે કે, " ફલાણી હકીકત ફલાણી આયતની તફ્સીર છે, " જ્યારે મજકુર જ્ઞાનની કડીઓમાં તેવો પણ કાંઇ ખુલાસો જણાતો નથી. શું, એ જ્ઞાનની કડીઓમાંથી " આએ કડીયો ઇમામે મોબીન વાળી આયતની તફ્સીર છે " એવો ખુલાસો મી૦ વરતેજી બતાવી શકશે કે ?

૩—" વળી બીજી કડી સાંઝ સુબુ જંપો મોરા ભાઇ એની આયત કુરઆને શરીફમાં સુરે નુરની આયત ૩૬ માં છે કે " ગોદુવ્વે વલ આસાલ " એટલે સવારેને સાંજે તમે દુવા પડો-અને તેનું નામ

† સેતરદીપ કયાં આવ્યું ? અને પીર સદરદીનનાં વખતમાં શાહ કીયે ઠેકાણે વસ્તા હતાં ? એનો ખુલાસો મી૦ વરતેજીએ સ્પષ્ટ કરી બતાવવો હતો. કે જેથી તેઓના દાઅવામાં કેટલી સચ્ચાઇ છે, તે જણાઇ આવતે.

"જીમ."

સનાતનની સાંકળ મુજબ નકલંક છે. ઇસ્લામ મુજબ શાહ (ઈમામ) છે. ”

**તપાસ**—અજબ જેવું છે કે, જે કડી (મુદ્દા નાં૦ ૨ માં ) મી૦ વરતેજીએ “ઈમામે મોબીન” વાળી આયતની તફસીરમાં પેશ કરેલ, તેને પાછો આએ મુદ્દામાં જુદીજ રીતે ચર્ચીને તેનો ભાવાર્થ **પાક કુરઆને શરીફ**ની આયતથી જણાવવા મથન કરેલ છે ! (મજકુર અરબી વાકયો જે આયતમાંથી મી૦ વરતેજીએ લીધેલ છે, તે પૂરી આયતનો તરજુમો, જવાબ ના. ૪૫ ના મુદ્દા નાં૦ ૨૩ ની તપાસમાં આપી ગયો છું, જે જોઈ જવાની વાચકોને નમ્ર અરજ છે. કે જેથી મી. વરતેજીનું ખોટાપું વાંચકો જોઈ શકશે ). સુરએ નુરની જે આયતનો ઇશારો મી. વરતેજીએ કરેલ છે, તે આખી આયતનો તરજુમો પણ ( જ્ઞાનની કડીથી ) મી. વરતેજી બતાવી શકયા નથી–અને નામ રાખે છે **તફસીર** ! ! ! આએ મુદ્દામાં મી૦ વરતેજીએ મજકુર આયતમાંથી ફકત “ગોદુવ્વે વલ આસાલ” એટલાજ શબ્દો લીધેલ છે– જેનો અર્થ ફકત “ સવાર અને સાંજ ” એટલોજ થાય છે; બાકી “ તમે દુવા પડો ” એ શબ્દો મી. વરતેજીએ વધારાના ઉમેરેલ છે.

હવે—‘ સાંઝ સુબુ જંપો મેરા ભાઈ ’ એમાંથી ‘સનાતનની સાંકળ મુજબ નકલંક અને ઇસ્લામ મુજબ શાહ’ એ શબ્દો કેવી રીતે નીકળી શકે છે, તે મારા વિદ્વાન મિત્ર વરતેજી સમજાવશે કે ? ( એ પણ તફસીર હશે ? ખરૂ કે નહિ ? ! ! ) કદાચ, મુદ્દા નાં૦ ૨ માં ની કડીઓ નીચે “ આરતી કીજે નકલંક તણી ” શબ્દો છે, તે ઉપરથી મી. વરતેજી નકલંક અને શાહ જણાવવા માંગતા હશે, પણ તે જણાવતા ભુલી ગયા હશે ? ! ( પણ ત્યારે “ આરતી કીજે નકલંક તણી ” એ શબ્દો કઇ આયતના તરજુમામાંથી છે ? તો પણ મી. વરતેજીએ

બતાવવું પડશે ! ) અસલ ખરી હકીકત તો એ છે કે, મજકુર ( જ્ઞાનની ) કડીઓ ન તો તફસીર છે, અને ન તો કુરઆને શરીફની કોઇ આયતનો તરજુમો છે. બાકી સ્નાતનીઓમાં જે સવારે અને સાંજે આરતી ઉતારવામાં આવતી અને 'નકલંક અવતાર આવનાર છે' એવી માન્યતા હસ્તી ધરાવતી હતી, તેઓને ઇસ્લામ મતમાં લાવવા માટે (સમજાવવા માટે) પીરોની એ એક યુકતીજ હતી, કે તેઓની માન્યતા કાયમ રાખીને " સેતરદીપમાં શાહ જાહેર બેઠા " એવું જણાવીને શાહ તરફ તેઓની વલણુ ખેંચવી.

૪—પણુ બીરાદર તમો જે જવાબ માંગો છો કે દશમો અવતાર કઈ આયતમાંથી નીકળે છે, તો તે જ્યાં જ્યાં ઉલુલ અમ્ર અને ઈમામે મોબીનની આયત અને તેને લગતી બાબતો છે, તે પણુ દશમા અવતારનીજ બાબતોને સિધ્ધ કરનારી છે. કારણુ કે કુરઆને શરીફ આખું હ૦ અલી જે દશમો અવતાર સનાતન મુજબ છે, તેનીજ શાનમાં છે. "

તપાસ—એ મુદ્દામાંની હકીકત મી. વરતેજીએ કેવા મગજથી લખેલ છે, તેની કાંઈ સમજ પડતી નથી ! 'ઉલુલ અમ્ર' અને 'ઈમામે મોબીન'ની આયતો દસમા અવતારની બાબતોને કેવી રીતે સિધ્ધ કરનારી છે, તે ખુલાસાથી મી. વરતેજી સમજાવશે કે ? ( પાક કુરઆને શરીફ તો અવતારોનો નિષેધ કરે છે–ત્યારે એ આયતોથી અવતારની થીયરી કેવી રીતે સાબેત થઇ શકશે ?* એ તો

* હ૦ અલી અ૦, કે જેઓને મી. વરતેજીએ 'ઉલીલ અમ્ર' અને 'ઇમામે મોબીન' તરીકે જણાવેલ છે–તે પાક ઇમામે તો અવતારની માન્યતાનો સદંતર નિષેધ કરેલ છે. ( જુઓ, " જવાબ નં૦ ૯ ની તપાસ " વાળું પ્રકરણુ ).

"જીઅ."

મી. વરતેજીની, ભોળાઓને ભમાવવાની બાજી છે !) વળી, મી. વરતેજીએ જે " હ. અલી જે દસમો અવતાર સનાતન મુજબ છે " જણાવેલ છે, તે ઉપરે ઘણીજ તાજુબી ઉપજે છે ! સનાતનીઓ તો હ. અલી અ. ને માનતાજ નથી, ત્યારે તેઓ સનાતન મુજબ દસમા અવતાર તરીકે કેવી રીતે ઠરી શકે, તેનું મી૦ વરતેજીને ભાન છે ખરૂં કે ? ( પણ મી૦ વરતેજીનાં એ લખાણથી એટલું તો સિધ્ધ થાય છે કે, અવતારની માન્યતા સનાતનીઓમાં છે—ઇસ્લામીઓમાં તો નહિંજ ! આએ મુદ્દામાં મી૦ વરતેજીએ કબુલ કરેલ છે કે, આખું કુરઆને શરીફ હ. અલી અ. ની શાનમાંછે—પણ જવાબ નાં૦ ૫૩ માં તો મને પ્રશ્ન કરેલ છે કે, " અલી ઈમામ છે, એવી કઇ આયતથી સબળ પુરાવા સહીત માનો છો, તે બતાવશો ? " મતલબ કે—એક ઠેકાણે આખું કુરઆને શરીફ જેઓની શાનમાં હોવાનું જણાવે છે—તેજ બુઝર્ગવારની ઇમામત માટે, બીજે ઠેકાણે શંકા દર્શાવે છે ! ( દરેક ઠેકાણે મી. વરતેજીએ એજ ધોરણે કામ લીધેલ છે ).

૫—" અને અલી તેરસો વર્ષ ઉપર થઇ ગયા એમ નહી, પણ જન્મ થયો ત્યારથી તે કયામત સુધી દરેક જમાનાનો " જાહેર ઈમામ " તે દશમો અવતારજ " કહેવાય. "

**તપાસ**—પહેલે તો—અવતારોની માન્યતાજ ઇસ્લામ વિરૂધ્ધની છે. ( જે અમો ઠેકઠેકાણે બતાવી ગયા છીએ ) પણ મી૦ વરતેજી વગેરાઓ તેઓને જે દસમા અવતાર તરીકે જણાવે છે, તે મુજબ તેઓને દસમા અવતાર તરીકે ગણતાં પણ તે અવતાર તો તેઓ બુઝર્ગવારની સાથેજ પુરૂં થવો જોઇએ ( જેવી રીતે કે સનાતન માન્યતા મુજબના આગળના નવ અવતારોમાંના દરેક, પોતપોતાના સમયમાંજ

અવતાર તરીકે ગણાતા હતા, સમય વિત્યા બાદ નહિં ) પણ મી૦ વરતેજી તો, દરેક જાહેર ઇમામને 'દસમા અવતાર" તરીકેજ ગણાવવા માંગે છે! જ્યાં મી૦ વરતેજીનાં ધારણાથી ઉલ્ટું થતું હોય ત્યાં મી૦ વરતેજી " કુદરતી કાનુન બદલાતા નથી " ની થીયરી લઇ આવે છે-તો શું, આ ઠેકાણે કુદરતી કાનુન નથી બદલાતો ? વળી મી૦ વરતેજીએ ' કળીયુગમાં ૧૦૦ વર્ષ ઉપરાંત આયુષ થતી નથી એવો અડંગો ફેંકેલ-તો શું. એક અવતાર ૧૦૦ વર્ષ ઉપરાંત ચાલી શકે ખરો ? વળી જો એકજ અવતાર તેના સમય પછી પણ અવતાર તરીકે ગણાઇ શકાતો હોય, ત્યારે તો એકજ અવતાર બસ હતો; ત્યારે વળી નવ કે દસ અવતારોની થીયરી શું કરવા જોઈએ ? કદાચ મી૦ વરતેજી એમ જણાવવા નીકળશે કે, દસમા અવતાર પછી અગીયારમો અવતાર નથી એટલે છેવટ સુધી દસમો અવતારજ ગણાવો જોઇએ. તો એ થીયરી પ્રમાણે પણ ફક્ત દસમા અવતારનુંજ છેવટ સુધી સ્મરણ થવું જોઈએ-પણ દરેક હાજર ઇમામને દસમો અવતાર ગણવો, એ તો નિરર્થક દલીલ થઇ પડે છે. ( જો કે, એ માન્યતાથી પણ મી૦ વરતેજીની " વલન તજેદા લે સુન્નતિલ્લાહે તબ્દીલા " વાળી થીયરી તુટી પડે છે. કારણ કે એ થીયરી પ્રમાણે તો દસમા અવતાર માટે પણ આગળના નવ અવતારો મુજબજ હોવું જોઇએ મતલબકે-ઇસ્લામીઓ માટે અવતારની માન્યતા કોઇ રીતે પણ સાબેત થઈ શકતી નથી, એ માન્યતા સિદ્ધ કરવા ખાતર મી૦ વરતેજી જેમ જેમ હાથ પગો અફાળતા જાય છે-તેમ તેમ ઉલ્ટા વધુને વધુ ફસાતા જાય છે.

૬—" અને કુરઆને શરીફ એજ ખુદાઇ કલામો છે, અને તે હ૦ અલીએ ફરમાવ્યા મુજબ " અના કુરઆનુન નાતેક' એટલે-'હું બોલતું કુરઆન

છુ" એ હીસાબ દરેક " ઇમામ અલી છે " અને દરેક ઈમામ પોતે " બોલતું કુરાન છે. " તો પછી કુરઆનની આયાતનો હીસાબજ શો ? જો ખુલાસાથી કહું, તો કુરઆનની આયાતમાં **દશમો** અવતાર **અલી** છે તેજ કુરઆનની આયાતો છે. "-

**તપાસ**—એ મુદ્દો પણ મી૦ વરતેજીએ ભાન રહિત ચર્ચેલ છે. હ૦ અલી અ૦ મે પોતાને બોલતું કુરઆન જણાવેલ–તેથી " દરેક ઇમામ અલી છે " એ શબ્દો કેવી રીતે સાબેત થાય છે ? એનો કાંઈ હીસાબ મી૦ વરતેજી સમજાવશે કે ? વળી એ મુદ્દામાં શરૂઆતમાં, મી૦ વરતેજી જણાવે છે કે, " કુરઆને શરીફ એજ ખુદાઈ કલામો છે. " અને પાછા જણાવે છે કે, " કુરઆનની આયાતનો હીસાબ જ શો ? " તો જ્યારે કુરઆનની આયાતોનો હીસાબજ નથી, ત્યારે એજ કુરઆને શરીફની " ઉલિલ અમ્ર ' અને ' ઇમામે મોબીન ' વી૦ આયતોથી પોતાની માન્યતાની ઇમામત સાબેત કરવા મી૦ વરતેજી મથન કરે છે તેનો હીસાબ શો ? વળી પાછા મી૦ વરતેજી જે જણાવે છે કે, " કુરઆનની આયતમાં દશમો અવતાર અલી છે. " તેનો પણ શો અર્થ સમજવો ? ( પાક કુરઆને શરીફની કોઇપણ આયતમાં ' દસમો અવતાર અલી છે 'એવું વર્ણનજ નથી. એ મી૦ વરતેજીની ટાઢા પહોરની ગપજ છે ! ) હ૦ અલી અ૦ કે જેઓ ' બોલતા કુરઆન ' છે, તેઓએ કોઈ ઠેકાણે ' કુરઆનની આયાતનો હીસાબ શો ? એવું ફરમાન કરેલ છે ખરૂ ? ( તે મી૦ વરતેજી બતાવી શકશે ખરા ? )

૭—" પણ બીરાદર જીમ, તમો કહેશો કે, કુરઆન **અલી** પણ કુરઆનમાં "**અલી**" નામ પણ નથી, તો તે વીશે તમારૂં ખાસ ધ્યાન ખેંચું છું કે–સનાતનના ત્રણ જુગની વાતો, ત્રણ વેદની સમજ અને

દશ અવતારો, એ બધાનું મુળ વેદ અને સનાતન ધર્મ મુજબનું “ ઓમ ” છે. એ “ઓમ” તેજ અલી છે એવું સુરે ઝુખરફની આયત ( ૪ ) થી માં છે કે—

“ વ ઇન્નહુ ફી “ઓમ” મીલ કેતાબે લદયના, લે “અલી” યુન હકીમ. ”

અર્થ—અને ખરેખર અમારા પાસે “ ઓમ ” છે. ને “ અલી ” હીકમતવાળો છે.

**તપાસ**—બિરાદર વરતેજી ! કુરઆનમાં **અલી** નામ છે કે નહિ, એવો પ્રશ્ન કરવા હું તો ચાહતો નથી-પણ તમોએ તો તમારા જવાબ ના. ૫૩ માં “ પણ **અલી** ઇમામ છે, એવી કઈ આયતથી સબળ પુરાવા સહીત માનો છો, તે બતાવશો ? ” એવો શંકા પડતો પ્રશ્ન કરેલ છે ! બિરાદર ! કુરઆનમાં **અલી** નામ છે, એવી સાબેતી બતાવવા સારૂ તમોએ જે હકીકત જણાવેલ છે, તે કોઈ રીતે પણ બંધબેસ્તી નથી. તમો પોતે “ ઓમ ” ને સનાતન ધર્મ મુજમ અને ત્રણ વેદ તથા દશ અવતારોનું મુળ જણાવો છો, જેથી સાબેત કરો છો કે “ ઓમ ” નો શબ્દ સનાતન મુજબનો છે-ઇસ્લામ મુજબનો નથી. ત્યારે એ “ઓમ” નો શબ્દ વળી પાક કુરઆને શરીફથી સાબેત કરવા જે મથન કરો છો, તે કેવું કહેવાય ! તમોએ સુરે ઝુખરફની ૪ થી આયતથી “ઓમ”નો શબ્દ સાબેત કરવા જે મથન કરેલ છે તે કેવળ ગલત છે. એનો લંબાણથી ખુલાસો “ ખ્વાજા હસન નીઝામીના વિચારો ઉપર રીવ્યુ ” વાળા પ્રકરણમાં કરી ગયો છું-તે જરા વાંચીને વાકેફ થશો. તમોએ આએ મુદ્દામાં આયતના જે અર્થ કરેલ છે, તે કયા તરજુમાના આધારે કરેલ છે, તે જરા

જણાવશો કે ? એ આયતમાં જે "ફી" અને "કેતાબ" નાં શબ્દો છે, તેનાં તો શબ્દોજ અર્થમાં નથી, તેનું કેમ ? વળી તમોએ તમારો ફકકો ખરો કહેવડાવવા ખાતર ( આયતમાંના ) ઉમ્મીલ શબ્દમાંથી ઓમ કરીને તેને ઇન્વર્ટેડ કોમા " " માં લખીને મીલ જુદો પાડેલ છે, અને અલીયુન શબ્દમાંથી અલીને ઇન્વર્ટેડ કોમામાં યુન જુદા પાડેલ છે—પણ તેથી પબ્લીકની નજરમાં તમોએ કેવો ખોટો દેખાવ કરેલ છે, તેનું તમોને ધ્યાન છે કે ?

૮—" આ રીતે સનાતન ધર્મ ઇસ્લામની એકતાનો ખુલાસો કુરઆને શરીફની ઉપલી આયાત મુજબ છે. અને અલી દશમો અવતાર છે, તેનું નામ ઓમ છે જે અવતારોનું મુળ છે. તેના સાથે ખુદાઇ વચનમાં આપેલી સમજ ઉપર નેક લક્ષ દોડાવો, અને જ્ઞાનોમાં પણ પીર સદરદીને એજ સ્પષ્ટતા ફરમાવી છે કે—

"ઓમ" "અલી" તે આપે વિશ્નુ,
"ઓમ" લીલા અનંતરે !

ઉપર મુજબ જ્ઞાનો અને કુરઆને શરીફની ઉજવળતા વેદ અને સનાતન ધર્મની સમાનતા અને દશમ અવતાર અલી તે દરેક જમાનાનો જાહેર ઇમામ છે. એમ સમજવા કદર કરશો."

તપાસ—જે આયતના માટે મી. વરતેજીએ જણાવેલ છે, તેની તપાસ મુદ્દા ના. ૭ માં કરી ગયો છું. હવે વાદવિવાદને ખાતર કદાપી એમ પણ માની લઇએ કે તે આયતમાં ઓમ નો શબ્દ છે—તો પણ ઓમ તેજ અલી છે અને ' અલી દસમો અવતાર છે'. એ વાકયો તેમાંથી કેવી રીતે નીકળી શકશે ? એનો કાંઇ પણ ખ્યાલ મી૦

વરતેજીએ કીધો છે ખરો ? પીર સદરદીનનાં નાંમથી મી. વરતેજીએ જે જ્ઞાનની કડીયો ટાંકેલ છે, તે કદાચ પીર સદરદીનની બનાવેલી પણ હોય, તો પણ તેથી એમજ સમજાશે કે, પીર સદરદીને સનાતનીઓને સમજાવવા ખાતર એક યુકતીજ રચેલ. સનાતનીઓ 'ઓમ્' શબ્દને પવિત્ર માનતા હતા, જેથી પીરે તેઓને સમજાવ્યું કે ' ઓમ તે અલી છે' (અને વિશ્નુ પણ તેજ છે. ) મતલબ કે એ સનાતનીઓને સમજાવવાની યુકતીજ હતી, એમજ સાબેત થશે. બાકી-તેમાં નથી કાંઇ એકતાનો ખુલાસો; કે નથી કોઇ આયતની તફસીર. અગર પીર સદરદીને ઇસ્લામીઓ સમક્ષ એ થીયરી પેશ કરેલ હતે, તો મી. વરતેજીનું કથન કાંઈ વ્યાજબી પણ કહી શકાતે. પણ **પીર સદરદીનનું** લક્ષબીંદુ તો સનાતનીઓને બોધીને ઈસ્લામ મતમાં લાવવાનું હતું-જેથી તેઓએ એ દલીલ તેઓ સમક્ષ પેશ કરેલ, અને તે તેઓની એક યુકતીજ હતી.

## જવાબ નાં. ૪૭ ની તપાસ.

મારા ૪૭ મા સવાલમાં મી૦ વરતેજીને પુછેલ કે "હ૦ અલીથી કરીને ના૦ આગાખાન સુધી," કોઇએ પણ પોતાને ખુદા કહેવાનું જણાવેલ છે કે ?" અને તે માં મી૦ વરતેજી પાસેથી પુરાવો માંગેલ-જેનો સીધો જવાબ આપવાના બદલે, મી૦ વરતેજીએ આડાઅવળા ફાંફા મારેલ છે. જે જવાબમાંના મુદ્દાઓ—

૧—" બીરાદર જીમ-હ૦ અલીથી આગાખાન સુધીના ઇમામોએ કોઇએ " હું ખુદા છું " એમ કહ્યું છે નહી, તેના જવાબમાં પ્રથમ કહીશ કે-આ પ્રશ્ન

જવાબ સામાન્ય રીતે કહેવાય છે તેમ, હીરા મુખસે ના કહે, લાખ હમારો મોલ."

**તપાસ**—બિરાદર વરતેજી ! એ કહેવત એ બાબતને લાગુ પડતી નથી. જે ખુદા હોય, તેને "હું ખુદા છું" એમ કહેવામાં શો વાંધો હોઇ શકે ? ! ભલા-તમોએ આએ મુદ્દામાં હીરો પોતાની કીમત પોતે કહેતો નથી, એમ જણાવેલ છે-ત્યારે જવાબ નાં૦ ૨૯ માં તમોએ હ૦ અલી અ૦ ના નામથી જે હદીસો ટાંકીને તે ઉપરેથી હ૦ અલી અ૦ ને અલ્લાહ તરીકે સિધ્ધ કરવા મથન કરેલ, તેના માટે શું સમજવું ? શું, દરેક જવાબમાં જુદી જુદી વલણ લઇને, આગળ લખેલું ભુલી જવું કે ? છેટે શું કરવા જાઓ છો-આએજ જવાબના મુદ્દા નાં૦ ૯ માં તમોએ હ૦ રસુલ સ. ની મુખ જુબાનીની હદીસનાં ઓઠાં હેઠળ, તેઓ બુઝર્ગવારને પોતાને **રબ** કહેતા જણાવ્યા છે તેનું કેમ ? મતલબ કે-જે ઠેકાણે ફસાઇ જવાનું હોય, ત્યાં તમો આડા અવળા ફાંફા મારો છો ! બાકી હ. અલી અ. કે બીજો કોઇ પણ **ખુદા** ઠરીજ શકતો નથી, ત્યારે તેઓ "હું ખુદા છું" એવું વાકય કહેજ કેમ ! ! !

૨—"તાત્પર્ય એ કે **મનસુરે** "અનલહક" નો ઉચ્ચાર કર્યો, તો તેટલો અપુર્ણ ગણાયો. તેમ તે **ભકત** હતો. અને તેમાં બાકી શું છે ? તે સામાન્ય શિક્ષણની **શરીઅત**ની પાયરીથી, આગળ વધતાં **તરીકત** અને **હકીકત** પછીનો દરજ્જો છે. **મનસુર** માફક પુષ્કળ **વલી અલ્લાહો** (ઓલીયા) ની કરામતો એજ સીધ કરે છે કે, એક ભકત "હું ખુદા છું" એમ અનુભવે છે, પરંતુ તે બોલી શકતો નથી."

**તપાસ**—એ મુદ્દામાં મી૦ વરતેજીએ ઉલટ સુલટ ગુલાંટો મારેલ છે. મનસુરને "અનલહક" કહેવાના કારણે

અપુર્ણ જણાવીને પાછો તેને ભક્ત જણાવેલ છે ! પ
અગર તે ભકત હતો તો તેને અપુર્ણ કેમ કહેવાય ? અ
અગર અપુર્ણ હતો, તો તેને ભકત કેમ કહેવાઇ શકાય
વળી ગોળગોળ ભાષામાં ચાર પાયરીઓના દરજ્જા જણ
છે. ( પણ તેનો ભાવાર્થ એ જણાય છે કે મનસુર 'મા
રેફતી' હતો ) ત્યાર પછી મનસુરને 'વલી અલ્લાહ' જણ
વેલ છે. આશ્ચર્યકારક તો એ છે કે, જ્યારે તે 'વલી અલ્લા
હતો, ત્યારે વળી અપુર્ણ કેમ હતો ? વળી, 'વલી અલ્
હો' (અવલીયાઓની) કરામતનો નમુનો જુઓ ! કે એ
ભકત "હું ખુદા છું" એમ અનુભવે છે, પરંતુ તે બો
(કહી) શકતો નથી !!! જ્યારે તે અનુભવે છે પણ ક
શકતો નથી, ત્યારે તે અનુભવની મી૦ વરતેજીને ખ
કયાંથી પડી ? ( કદાચ, મી. વરતેજી પોતે પણ ભક્ત* ન
દાઅવો કરે છે, એટલે તેઓ મનમાં "હું ખુદા છું
એવો અનુભવ કરતા હશે ! ) મતલબ કે—એ ઠેકાણે મનસુ
રનો દાખલો આપવાની કાંઇ અગત્યજ નહોતી. ( મા
સવાલ સાથે એ દાખલો બંધબેસ્તોજ નહતો ) પણ મ
વરતેજીએ ફાંફા મારતાં, પોતાને હાંસીને પાત્ર ઠેરવેલ છે.

૩—" ત્યારે અલીથી આગાખાન સુધી જે ઇમામત
તે નુરીપાવર છે. અને તેનું દ્રષ્ટાંત સુર્યની ઉપમા
બંધબેસ્તું છે, એટલે જેમ સુર્ય પોતે સુર્ય છે; એ
બોલતો નથી, પણ તેનો પ્રકાશ તેની સાબેતી કરે
તેથી લોકો કહે છે કે સુર્ય છે."

તપાસ—સુર્યનું દ્રષ્ટાંત મી. વરતેજીને કયાંથી સુજયું
સુર્ય કાંઈ બોલતો નથી, કે જેથી સુર્યનું દ્રષ્ટાંત આ

* આગાખાની ટોળામાં ધર્મ ચર્ચા કરનારા મીસ્નરીએ
ભક્ત પણ કહેવામાં આવે છે.

શકાય, બાકી ઇમામો તો બોલતા હતા, અગર તેઓ ખુદા હતે, તો જેવી રીતે તેઓએ " અમો ઇમામ છીએ " નો ઉદગાર કાઢેલ–તેવી રીતે " અમો ખુદા છીએ " એમ પણ કહેતે. છેટે કયાં જાઓ છો, હ૰ અલી અ૰ ને "હું બોલતો કુરઆન છું " એવી રીતે કહેતાં મી. વસ્તેજીએ જણાવેલ છે–તો અગર તેઓ ખુદા હતે, તો તેમ પણ કહેતે. પણ અસલ ખરી હકીકત એ છે કે, હ. અલી અ. " કુરઆને નાતિક " હતા જેથી તેમ કહેતા હતા–પણ તેઓ ખુદા નહતા, એટલે " હું ખુદા છું " કેમ કહે ? ! !

૪—" અને **આભલામાં** દેખાતો સુર્ય, ખરી રીતે સુર્યનું દર્શન કરાવે છે, પણ આભલું પોતે સુર્ય નથી. તેવી રીતે કાર્ય જેવું સ્વચ્છ ભકત અંતકરણ ખુદાઈ નુર રૂપી સુર્યની ખુબીનો અનુભવ કરાવે છે. "

**તપાસ**—એ મુદ્દામાંની હકીકત પણ મારા સવાલને બંધબેસ્તી થતી નથીજ કારણ કે મારો સવાલ તો ઈમામોમાંના કોઇએ " હું ખુદા છું, એમ કહ્યું છે ? એ મુદ્દા પર રચાયલો છે, ( વધુ માટે ઉપરના મુદ્દાની તપાસ જુઓ ) પણ આએ મુદ્દાથી એટલું તો સાફ જણાઈ આવે છે કે–જેવી રીતે **આભલું** સુર્ય થઇ શકતું નથી, તેવીજ રીતે મખ્લુક ( પયદા થયલો ) તે કોઇ રીતે પણ ખાલેક ( પયદા કરનાર–ખુદા ) થઇ શકતો નથી અને જેવી રીતે ભકતનું અંતઃકરણ ખુદાઇ નુર રૂપી સુર્યની ખુબીનો અનુભવ કરાવે છે પણ પોતે ખુદાઇ નુર રૂપી સુર્ય થઇ શકતો નથી; તેવીજ રીતે ખરો ભકત પોતાને અથવા અન્યને ખુદા તરીકે અનુભવી શકતોજ નથી. કારણ કે જયારે " ખુદા સિવાય બીજો કોઇ ખુદા નથી " એવો ઇસ્લામનો મુદ્રાલેખ છે, ત્યારે ઇસ્લામનો ખરો ભકત ( ખુદા સિવાય ) પોતાને અથવા અન્યને ખુદા કહેજ કેમ ?

૫—" અને મનુષ્ય આકારમાં અલીને અલ્લાહ કહેવા
શરૂઆત નથી, એ ઇસ્લામ મુજબ પ્રથમ આદ
અને પ્રાચીન ઇસ્લામ ( સનાતન ) મુજબ કૃષ્ણ, રા
વિગેરેમાં પ્રદિપ્તમાન હતો."

**તપાસ**—શું, એ મુદ્દાથી મી૦ વરતેજી એમ કહે
માંગે છે. કે હ૦ અલી અ૦ થી અગાઉના મનુષ્ય આકાર
પણ અલ્લાહ કહેવામાં આવતો ? ! ત્યારે જવાબ ના
૩૫ માં મી૦ વરતેજીએ જણાવેલ છે કે, મનુષ્યના આકાર
ખુદા કહેવું અમો બુતપરસ્તી જાણીએ છીએ તેના માટે શું
સમજવું ? વળી એ મુદ્દાથી એ પણ જણાય છે કે, હ
આદમને પણ અલ્લાહ કહેવામાં આવતા હતા તો શું, એ
માટે મી૦ વરતેજી કોઈ સનદ બતાવશે ખરા ? સનાતન
ને મી૦ વરતેજીએ પ્રાચિન ઇસ્લામ તરીકે જણાવેલ
તેનો ખુલાસો આગળ થઇ ગયેલ છે. બાકી સનાતન માન્ય
તા ગમે તેવી હોય. તેના સાથે ઇસ્લામીઓને કાંઇ લાગ
વળગતું નથી પણ ઇસ્લામી મત મુજબ તો કોઇપણ મનુષ્યને
ખુદા કહેવું તે કુફ્ર છે ( જે માટે આગળ વિવેચન થ
ગયેલ છે. )

૬—' અલી માટે દાના પુરૂષોએ કહ્યું છે કે—
" કયુંકર ન કહે કઉમે નુસેરી ખુદા અલી
" હિન્દુકા રામ રામ હએ તું મુરતઝા અલી

**તપાસ**—તે દાના પુરૂષો કયા ? તે મી૦ વરતે
સ્પષ્ટ કરશે કે ? ફકત બે કડીઓ શેઅરની ટાંકીને મી
વરતેજીએ દાના પુરૂષો માટેનો દાઅવો કરેલ છે ! વ
તે શએર કહેનાર કોણ છે ? અને તે કયાંથી ઉતારેલ છે
તે પણ મી૦ વરતેજીએ કાંઇ જણાવેલ નથી ! મી૦ વ
તેજીએ યાદ રાખવું જોઇએ કે કેટલાક શાએરોના કલામ
કાંઈ ઓરજ રંગ ઢંગમાં હોય છે એટલે તેવા શેઅરો વા

(નવાહમાં ચાલી શકે નહી છતાં, જે શેઅરની બે કડીઓ મી૦ વરતેજીએ ટાંકેલ છે. તેથી કાંઇ એવું તો સિધ્ધ થતું નથી કે શાએરે પોતાના અથવા (નુસેરી સિવાય) આમ ઇસ્લામીઓ ના ખુદા તરીકે હ૦ અલી અ૦ ને જણાવેલ હોય; મતલબ કે એ મુદ્દાથી પણ મી૦ વરતેજીની બાજી સિધ્ધ થતી નથી (હિન્દુકા રામ રામ માટે કાંઇ વિવેચન કરવાની અગત્ય ધારતો નથી)

૭—" અને એ અલીનું મુગ સ્વરૂપ જનાબ રસુલે ખુદાએ મેરાજ પ્રસંગે જોયું જાણ્યું. જબરાઇલના ઉસ્તાદ તરીકેની વિગતમાં અલીનું હોવાપણું તથા—

આદમસે પેશતર કઇ હઝાર સાલ
બાંધે અંગુઠી દેવકી વોહ શાહ ઝુલ જલાલ

ની ઇસ્લામી માનીનતા આપણી મદેહ નજરથી દુર કરી શકતા નથી. આદમ (બુધ)ને સિઝદો કરવામાં આમનુષ છે એમ માનવું અઝાઝીલને ખુદાનો તીરસ્કાર મળ્યો."

તપાસ—હ૦ અલી અ૦ નું મુગ સ્વરૂપ હ૦ રસુલે ખુદાએ મેઅરાજ પ્રસંગે કેવી રીતે જોયું અને જાણ્યું, તે મી૦ વરતેજી સ્પષ્ટ કરી બતાવશે કે ? અને તે પ્રસંગથી હ૦ અલી અ૦ અલ્લાહ તરીકે કેવી રીતે સાબેત થાય છે? તેનો કાંઇ ખુલાસો મી૦ વરતેજી કરશે કે ? હ૦ અલી અ૦ જીબ્રઇલના ઉસ્તાદ થયા, તે વીગત કેવી રીતે છે, તેની કાંઈ ખુલાવટ મી૦ વરતેજી કરશે કે ? (અગર એ વીગતની ખુલાવટ મી૦ વરતેજીએ કીધેલ હતે, તો વાંચકો સ્હેજે જોઇ શકતે, કે હ૦ અલી અ૦ મે જીબ્રઇલને ખુદાએ વહદહુ લાશરીકની ઓળખ માટેનાં શબ્દો શીખવેલ છે જેથી સાબેત થઇ જતે કે હ૦ અલી અ૦ પણ ખુદાને પોતાનો પેદા કરનાર માનતા હતા) આએ મુદ્દામાં

મી૦ વરતેજીએ જે શેઅર ટાંકેલ છે તે ખોટી રીતે ટાંકેલ છે. તેમજ જે ઠેકાણે "અંગુઠી" શબ્દ જણાવેલ છે તે ઠેકાણે "અંગુઠે" શબ્દ હોવો જોઇએ-'અંગુઠી' તો **વીંટી**ને કહે છે. વળી અસલ શેઅર ( મુનાકિબ ) માં તો **શેરે ઝુલ** જલાલ છે, જેને મી૦ વરતેજીએ * ( ભોળાઓને ભમાવવા સારૂ યુક્તી વાપરીને ) શાહ ઝુલ જલાલ લખેલ છે-કે જેથી ભોળાઓ, હ૦ અલી અ૦ ને ખુદા સમજે ! અસલ શેઅરો આ પ્રમાણે છે—

આદમ સફી કે આગે કઇસો હઝાર સાલ
બાંધે અંગુઠે દેવકે વોહ શેરે ઝુલ જલાલ.

મજકુર શેઅરોને, મરહુમ હાસમભાઇ બોધાએ પણ એજ રીતે ઉતારેલ છે. ( જુઓ. "જવહરે હકીકત" પૃષ્ટ ૨૦૯ માંની **મુનાકેબ** ) હ૦ આદમ અ૦ અને બુધ ને એકજ જણાવવામાં પણ મી૦ વરતેજીએ ગોટાળો વાળેલ છે. ( ખુલાસો આગળ જુદાજ પ્રકરણમાં જુઓ ) અઝાઝીલે સિજદો ન કરવાની જે બાબત મી૦ વરતેજીએ જણાવેલ છે, તેમાં પણ પોલીસી વાપરેલ છે. ( જે માટેનો ખુલાસો "જવાબ નં૦ ૨૯ ની તપાસ" વાળા પ્રકરણમાં જુઓ ) પણ મનુષ્યાકારને ખુદા તરીકે માનવાને તો મી૦ વરતેજીએ [જવાબ નં૦ ૩૫ માં ]'બુતપરસ્તી' જણાવેલ છે તેનું કેમ ?

૮—" **ગીતા માં શ્રી કૃષ્ણે** ( આદમ અગાઉના આદમે )× કહ્યું છે કે

---

* એટલે-ખુદાનાં સિંહ; શેરે ખુદા જે હ૦ અલી અ૦ નો ઇલ્કાબ છે.

× મી૦ વરતેજી તો શ્રી કૃષ્ણને આદમ અગાઉના આદમ જણાવે છે-પણ તેઓના ઉસ્તાદ દુલા મરહુમ હાશમ ભાઈ બોધા "જવહરે હકીકત" માં જણાવે છે કે, "આ પ્રચાસ ક્રોડ પૃથ્વી પર છત્રીશ વર્ણ છે તે સરવેનો દાદો હજરત આદમ છે."

"જીમ."

સર્વાં ધર્માન પરિત્યજ્ય–મામેક શરણુ વૃજ;
અહંત્વા સર્વ પાપે ભ્યો–મોક્ષ ઇષ્વામી માશુંચ. ”

અર્થ–( હે અર્જુન ) સૌ ધર્મો તજીદે અને મને એકલાને શરણુ આવ. હું તારા સર્વ પાપોનો નાશ કરીશ અને ધારેલી મુકિત આપીશ, બીહમાં ”

**તપાસ**—“શ્રી કૃષ્ણને, આદમ અગાઉના આદમઃ જણાવવામાં મી૦ વરતેજી ભુલે છે–ખુલાસા માટે “મી૦ વરતેજીની ઇતિહાસીક અજ્ઞાનતા” વાળું પ્રકરણુ જુઓ. **ગીતાજીનો** શ્લોક મી૦ વરતેજીએ કેવી ધારણાથી આપેલ છે, તેની સમજ પડતી નથી. પણ એ શ્લોકથી પણ શ્રી કૃષ્ણે “ હું પરમેશ્વર છું. ” એમ કહયાનું સિધ્ધ થતું નથી અને અગર એજ હકીકત સિધ્ધ કરવા ખાતર મી૦ વરતેજીએ એ શ્લોક ટાંકેલ હોય, તો તેજ જવાબના મુદ્દા નં૦ ૧–૨ માં મી૦ વરતેજીએ જે હકીકત જણાવેલ છે તેના માટે શું સમજવું ? અગર મી૦ વરતેજી, એ શ્લોક ઉપરે ચાલવાની પોતાની ફરજ સમજતા હોય, તો તેઓ **આગાખાની** મત તજીને શ્રી કૃષ્ણના અનુયાયી થવું જોઇએ.

૯—“ એજ મુજબ–રસુલે ખુદાએ કહ્યું છે કે—

અલા+ અરબુન બીલા અઇન.

એટલે–હું = (અ) વગરનો અરબ છું એટલે રબ પાળનાર ખુદા છુ. ”

**તપાસ**—હ૦ રસુલ સ. નું એ ફરમાન કંઇ કિતાબમાં છે ! અને કદાચ એવી રીતે હોય, તો તે ઠેકાણે આગળ પાછળ કંઈ સબંધ કે તેનાં કાંઇ શરેહ (ખુલાસો) પણ છે કે નહિ ? તે મી૦ વરતેજીએ સ્પષ્ટ કરવું જોઇએ. ( કે જેથી

+ ‘અના’ હોવું જોઇએ. ‘અના’ નો અર્થ ‘હું’ થાય છે.
‘જીમ.

તે ઉપરે વિવેચન કરી શકાય). પણ આએ મુદ્દો, એજ જવાબના મુદ્દા ના. ૧ થી સદંતર વિરૂધ્ધ છે. તેનું મી૦ વરતેજીને ભાન છે કે ? (મતલબ કે, હ. રસુલ સ. મે અને નતો હ૦ અલી. મે કોઇ વખત પણ ખુદાઇ દાઅવો કર્યોજનથી–તેઓ તો પોતાને 'ખુદાનાં બંદા' તરીકેજ જણાવતા હતા. એ સર્વે મી. વરતેજીના ફાંફા છે !

૧૦—"તેજ નબીએ—મનકુતો× મઉલા ફ અલીયુન મોલા કહ્યું. એટલે–જેનો હું માલેક તેનો અલી માલેક.'

તપાસ—એ મુદ્દામાંના "મોલા" શબ્દથી, 'હ. અલી ખુદા છે એવું કોઇ રીતેપણ સિધ્ધ થતું નથી. અગર મી. વરતેજી "મોલા" શબ્દનો અર્થ એ ઠેકાણે "ખુદા" ઠસાવવા માંગતા હોય, તો પહેલે તેઓએ હ. રસુલ સ. ને પણ ખુદા તરીકે માનવાને તૈયાર થવું જોઇએ. પણ, હ. રસુલ સ. ને તો મી૦ વરતેજીએ (જવાબ ના૦ ૯–૧૫–૧૬–૨૨–૨૩ વી૦ વી૦ માં) હ૦ અલી અ૦ ના પ્રતિનીધી ઠેરાવેલ છે ! ! !

૧૧—"કરબલાના રણમાં–હ૦ ઇમામ હુસેને પોતાના ફરઝંદ જેનુલઆબદીનને ફરમાવ્યું કે—

ખુદા ચાહતા નહિ અબ કત્લ તેરા
રખેગા તુજસું બાકી નસલ મેરા.

એ શબદો ઉચ્ચારતી વખતે ઇમામત સોંપી ન હતી; અને ત્યાં ખુદ ઇમામ હુસેને કહયું કે–ખુદા ચાહતો નથી, તેનો અર્થ હું ચાહતો નથી, એમજ થાય છે. એટલે પોતે ખુદા તરીકે, બોલીને કહે છે."

× 'મન કુન્તો' હોવું જોઇએ.

**તપાસ**—એ મુદ્દામાં તો મી૦ વરતેજી જૂઠ બોલવાની હદને પણ ઓળંગી ગયા છે જે શેઅર મી૦ વરતેજીએ ટાંકેલ છે, તે શેઅરજ મી૦ વરતેજીનું ખોટાણું જાહેર કરી આપે છે. આએ મુદ્દાથી મી૦ વરતેજીની ધારણા એમ મનાવવાની છે કે, હ૦ ઈમામ હુસેન અ૦ એ પોતાને ખુદા તરીકે કહ્યા છે. પણ મુદ્દા નં૦ ૧ માં મી૦ વરતેજીએ જે હકીકત દર્શાવેલ, તે અત્રે ભુલી ગયલા જણાય છે! મી૦ વરતેજીએ ઉપરોકત શેઅરમાં જે "નસલ મેરા" નો શબ્દ જણાવેલ છે, તેથીજ ખુલ્લું જણાઈ આવે છે કે, હ૦ ઇમામ હુસેન અ૦ ખુદા ન હતા. ભલા, ખુદાની નસલ હોય ખરી? ખુદા ચાહતો નથી તેનો અર્થ હું ચાહતો નથી" એમ જણાવવાની હિમ્મત તો મી૦ વરતેજી જેવા ઓજ કરી શકે!!!

૧૨—"વળી–હ૦ ઈમામ મહમદ બાકરે ફરમાવ્યું છે કે **સલમાન ફારસી** હ૦ **અલી** ને જે રીતે ઓળખતો હતો, તે રીત **અબાજર** સલમાનને કતલ કરતે. એ શું સિધ કરે છે? શું **સલમાન** કરતાં **અબાજર** ચઢતો ઇમાન દાર હતો? અને **સલમાન** પોતાના ઈતેકાદમાં કસુર કરતો હતો, કે જેથી કતલ કરવા લાયક બને?"

**તપાસ**—એ પ્રશ્ન કર્યા પૂર્વે મી૦ વરતેજીએ, હ૦ ઇમામ મોહમ્મદ બાકર અ૦ મે એવી રીતે ક્યાં ફરમાવ્યું છે–અને એવી રીતની હદીસ કઈ કિતાબમાં છે તેમજ તે હદીસ હોય, તો તેમાં આગળ પાછળનો કાંઈ સંબંધ પણ છે કે નહિ અને તે હદીસ હોય તો તેનો સાર મી૦ વરતેજીનાં જણાવ્યા મુજબનોજ છે વી૦ વી૦ બાબતો મી૦ વરતેજીએ સ્પષ્ટ કરી બતાવવી જોઇતી હતી; કે જેથી તે ઉપરેથી વાંચકો તોલ કરી શકે.

૧૩—" નહી બીરાદર જીમ-તે એમ સીધ કરે છે : **સલમાન, અલી** ને **અલ્લાહ** કહેતો હતો. પણ **અબાજર, સલમાન ફારસીના** દરજ્જે ઇમાનદાર ન હોતો. એટલે તે **અલીનો મોહીબ** હતો, જેવી રીતે ઈસ્લામીઓમાં **ઇસના અશરી** ભાઈઓ **અલી**ના **મોહીબ** છે, પણ **સલમાન** ફારસી તે કરતાં ચઢતે દરજ્જે હતો. અને **અલીને** અલ્લાહ માનતો હતો પણ તે મોઢેથી બોલતો નહતો અને જો બોલતે તો **અબાજર** જેવા મોહીબના હાથે કત્લ થતે."

**તપાસ**—નહિ, બિરાદર વરતેજી ! આએ મુદ્દો ચર્ચવામાં તમો સજ્જડ થાપ ખાઓ છો. બલ્કે ઉલ્ટા ફંસાએ છો ! હ૦ અલી અ૦ ને, સલમાન ફારસી અલ્લાહ તરીકે માનતો હતો, એ તમારી મુદ્દા ના૦ ૧૨ વાલી હકીકતથી કેવી રીતે સિધ્ધ કરી શકો છો ! તેની જરા સમજ પાડશો કે ભોળા ભાઈઓને ભમાવ્યાજ કરશો ? ! બિરાદર તમો હ૦ અબુઝર ને **મોહીબ** જણાવો છો-તો તે પ્રમાણે શું હ૦ **સલમાન** મોહિબ ન હતા ? જ્યારે તેઓ મોહિબ ન હતા, તો કોણ હતા ? હ૦ અબુઝરના માટે તમો જણાવો છો કે, તેઓ મોહીબ હતા તો મોહબ્બત વગરતો મોહિબ્બ નજ કહેવાઈ શકાય, એ ખુલ્લું છે; ત્યારે જો હ૦ અલીને અલ્લાહ કહેવાઈ શકાતે, તો અબાઝર જેવા મોહિબ્બ તેમ જરૂર કહેત-જેના બદલે તમો તો એમ જણાવો છો કે સલમાન એમ કહેતે તો અબાજરના હાથે કત્લ થતે, જેથી તમો પોતે તમારા મુદ્દાને નબળો બનાવો છો ! કાંતો તમારે હ૦ અબાઝરને મોહિબ્બ જણાવવાં ન જોઈએ-અને કાંતો તેઓના હાથથી હ૦ સલમાન જેવાનો ( અલી અલ્લાહ કહેવાના સબબથી ) કત્લ થવાનો સંભવ ન બતાવવો જોઈએ જ્યારે તમો પોતેજ હ૦ અબાઝરનાં હાથે, હ૦ સલમાન

જેવાનું " અલી અલ્લાહ " કહેવાના સબબથી કત્લ થવું સંભવીત જણાવો છો, તો એથી એમ જણાઇ આવે છે કે. કાંતો અમારૂ મોહિબ્બ નહતા ( નહિં તો ખરૂં વાકય કહેવા સારૂ કત્લ કેમ કરતે ), અને કાંતો " અલી અલ્લાહ કહેવું બરાબર નથી—ઝટકે મોહિબ્બ હોય તે અલી અલ્લાહ " કહેવા વાળાને કતલ કરી શકે છે. સારાંશકે—એ તમારી થીયરી ખોટીજ છે, જેથી તમારે ફસાવું પડે છે.

બિરાદર ! તમો પોતે કબુલ રાખો છો કે, **સલમાન** જેવા પણ મોઢેથી " અલ્લાહ " કહિ શકતા ન હતા—ત્યારે તમારા ટોળામાંનાં તો હરેક ( ન્હાના મ્હોટા ) સવારસાંજ દુઆમાં કેટલીક વખત "અલી સહી અલ્લાહ" નો ઉચ્ચાર કરે છે તેનું કેમ ? શું, સર્વે હ૦ **સલમાન** કરતાં ચડી-યાતા છો કે કેમ ?

બિરાદર ! તમોએ આએ મુદામાં જે " ઇસના અશરી ભાઇઓ અલીના મોહિબ " છે કરીને જણાવેલ છે—તે ઇસના અશરીઓ માટે પુરતું છે. ( શું, ત્યારે તમો તો **મોહીબ** નથી ને ? ) છેવટે—હું આપ બિરાદરને એજ પૂછવા માગું છું કે, આએ મુદામાં તમો પોતે જણાવો છો કે, હ૦ સલમાન મોઢેથી ( અલીઅલ્લાહ ) બોલતો ન હતો ત્યારે વળી તમે એમ પણ જણાવો છો કે, " સલમાન અલીને અલ્લાહ કહેતો હતો " તે તમોએ કયાંથી સાંભળ્યું ? આજે તેરસો વર્ષ રહીને એ બાબતની તમોને કયાંથી ખબર પડી તે જરા જણાવ શો કે ?

૧૪—" એટલે તે વખતના જમાનાથી છેલ્લી અરધી સદી સુધી **અલી** ને અલ્લાહ માનનારાઓ છુપા હતા. તો પણ તેને માનનારાઓનો ઈતકાદ શતરૂઓનો દાબ છતાં છુપો રહી શકયો નહી. "

તપાસ–જ્યારે, છેલ્લી અર્ધી સદીસુધી "અલી આલ્લાહ" ની માન્યતા વાળાઓ છુપા હતા, એમ મી૦ વરતેજી જણાવે છે–ત્યારે વળી તેને માનનારાઓનો ઇતકાદ શતરૂઓના દાબ છતાં છુપો રહી શકયો નથી " તેનો અર્થ શો ? અને જ્યારે, એ એઅતેકાદ છુપો રહી શકયો નથી, એમ મી૦ વરતેજી જણાવે છે–ત્યારે, છેલ્લી અરધી સદી સુધી એવી માન્યતા વાળાઓ છુપા હતા, એમ જણાવવાની મતલબ શી ? ( મી૦ વરતેજીએ પોતાની બાજી સિધ્ધ કરવા ખાતર દરેક જવાબમાં એજ રિતી ગ્રહણ કરેલ છે ! ) ખરી હકીકત એ છે કે, એવી પોકળ માન્યતા ધરાવનારા ( નુસેરી જેવા ) ઓ તે વખતેજ છુપા રહી શકયા નથી તેની વિગતો તવારિખોમાં નજરે પડે છે. ( પણ મી૦ વરતેજીનેતો ભોળા બંધુઓને એમ ઠસાવવું છે કે, હ૦ સલમાન છુપી રીતે " અલી અલ્લાહ " કહેતા હતા, જે કારણ સર તેઓએ એવી રીતે ઢાંકપીછોડી ની રમત કરેલ છે ! પણ અગર હ૦ સલમાન એવો એઅતેકાદ ધરાવતા હતે, તો નુસેરીની જેમ તેઓ પણ જાહેરમાં આવી જતે–પણ આજ પર્યંત એવી હકીકત કોઇપણ તવારિખ કે પુસ્તકમાં આવવા પામી નથી મી૦ વરતેજીનાં પીરો કે જેઓને મી. વરતેજીએ હ૦ રસુલ સ૦ કરતાં પણ આસાનીથી ઝળકવાનું જણાવેલ છે*—તેઓએ પણ હ૦ સલમાનનાં માટે એવી હકીકત જાહેરમાં મૂકેલ નથી. )+ વળી છેલ્લી અર્ધી સદી સુધી " અલી અલ્લાહ " માનનારાઓ છુપા હતા–એમ જણાવવામાં મી૦ વરતેજી બીજું પણ એક ગોથું ખાય છે. તેઓ ઠેકઠેકાણે એમ જણાવે છે કે, પીર

---

* જુઓ, આએજ જવાબમાંનો મુદ્દો નં૦ ૨૭.

\+ પણ હાલે મી૦ વરતેજીએ, પીરોથી પણ વધુ થવાનો ડોળ ઘાલીને, એવી હકીકત જાહેરમાં મુકવા બાહેર પડયા છે !

"મોમીન."

સફરકીને હિંદુસ્તાનમાં આવી હજારો મુરીદોને બોધેલ અને તેઓની બંદગી માટે પ્રચલિત ધુઆ રચી આપી–તો તે ધુઆમાં તો ઠેકઠેકાણે " અલી સહી અલ્લાહ " જોવામાં આવે છે, તો જે બંદગી હજારો માણસો માટે રચી આપેલી હોય, તેમાંની માન્યતાને છુપી માન્યતા કેવી રીતે કહેવાઇ શકાય ? મતલબ કે, કાંતો ધુઆ છેલ્લી અર્ધી સદીમાંજ રચાયલી છે, એમ માનવું પડશે–અને કાં તો "છેલ્લી અર્ધી સદી સુધી એ માન્યતા ધરાવનારાઓ છુપા હતા " એ બોલોને મી. વરતેજીએ તીલાંજલી આપવી પડશે.

૧૫—" અને એ અલીનું ખુદાઇ નુર ઇમામતનાં નામે ક્રમવાર નસલ બ નસલ ચાલ્યું આવ્યું. તે દરેક જમાનામાં અયત કરનાર અને તેમને ખુદાજ માનનારાઓ હતા. અને તેમની ઉપર સંકટો નાખવામાં આવતા છતાં, તેઓના મજબુત ઇમાનનાં પ્રભાવે તેઓ ડગતા નહી. બલ્કે નુસેરી માફક પોતાનો જાન કુરબાન કરવામાજ મુક્તી માનતા."

**તપાસ**—દરેક જમાનામાં હ૦ અલી તથા તેઓની નસલને ખુદા તરીકે માનનારાઓ હતા–એ માટે મી૦ વરતેજીએ ત્વારિખી પૂરાવાઓ આપવા જોઇતા હતા. મુદ્દા ના૦ ૧૪ માં તો મી૦ વરતેજીએ જણાવેલ છે કે, એવી માન્યતા ધરાવનારાઓ છેલી અર્ધી સદી સુધી છુપા હતા–ત્યારે દરેક જમાનાની મી૦ વરતેજીને ખબર કયાંથી પડી ? વળી જયારે આએ મુદ્દામાં મી૦ વરતેજીના જણાવ્યા પ્રમાણે, તે જમાનામાં એવી માન્યતા ધરાવનારાઓ ઉપર સંકટો નાખવામાં આવ્યાં છતાં, ઈમાનનાં પ્રભાવે તેઓ ડગયા નહિ ત્યારે મુદ્દા ના. ૧૩ માં હ૦ સલમાનના માટે જણાવેલ કે કત્લના ખોફથી તેમ કહેતા નહતા, તેના માટે શું સમજવું ? મતલબ કે–આ એ મુદ્દામાં મી. વરતેજીએ ભોળાભાઈઓને

નુસેરી જેવા બનાવવા ખાતર આડા અવળા ફાંફા મારેલ છે, પણ તેમાં તેઓ ફાવે તેમ નથી.

૧૬—" આજે એવી રીતે છુપી રીતે માનવાનો અથવા બોલવાનો સમય પુર્ણ થયો છે. અને જે સમયની રાહ જોતા હતા, તે ધારમીક આઝાદીનો સમય પ્રાપ્ત થયો. અને એવા છેક છેવટ સમય સુધી, બાપદાદેથી ઇતેકાદ ધરાવનારા છતાં, જે આઝાદીથી ખુશી થવું જોઇએ, તે બેદરકારી અથવા ઇમાનની પુરી શોધક બુધીની ગેરહાજરીના લીધે, હાંસલ થયેલા સમયની ખુશનુદી ઈમામતનાં દામનથી વેગળા પડી જનારા બારભાયા અને ઇસ્નાઅશરી ભાઇઓને જે અલીના નામથી અને તેમની મોટાઇથી હર્ષ થતો, તે ફેરવાઇ ગયો અને અબાજર જેવી હ. અલીની મોહબત રહી, પણ સલમાન ફારસી જેવી કામેલ અલીની મોહબત હાંસલ થઇ નહી."

**તપાસ**—જ્યારે " અલી સહી અલ્લાહ " નો સિધાંત ( કે જેને શરીઅતી ઇસ્લામીઓ કુફ્ર ગણે છે તે ) ખુલ્લી રીતે માનવા અને બોલવાનો સમય પ્રાપ્ત થયો છે, એમ મી૦ વરતેજી લંબાણુથી ઉપદેશ કરે છે ત્યારે તેઓએ જવાબ નાં૦ ૪૫ ના મુદ્દા નાં૦ ૨૫ માં " અજ્ઞાન ઈસ્લામીઓ ગુનેહગાર ન બને તે માટે દુઆ આજ સુધી ખાનગી પઢાય છે " એમ જણાવેલ, તેના માટે શું સમજવું ? બારભાયા ભાઇઓ અને ઇસ્નાઅશરીઓને હ૦ અલી અ૦ ના નામથી અને તેઓની મોટાઇથી જે હર્ષ થતો, તેમાં અલ્હમ્દો લિલ્લાહ રોઝબરોઝ વધારો થતો જાય છે. ( એ મી૦ વરતેજીએ ચોક્કસ યાદ રાખવું જોઇએ ). બાકી તેઓ પોતાને હ૦ અલી અ૦ ના મોહિબ્બ તરીકેજ ગણાવવાને ખુશી છે—મી૦ વરતેજીનાં ઉપદેશની જેમ

"અલી સહી અલ્લાહ" કહીને કામેલ ( ! ) થવા ઇચ્છતાં નથી !

૬૭—"**અલીથી આગાખાન** સુધીની અખંડ ઇમામતનાં ખુદાઈ પાવરની સમજ જીસ્માની આકારમાં ફેરવાઇ અને **એક** બે એમ **બાર** સુધી અલાહિદાપણું જાણ્યું પણ એકજ નુરની એકતાનું પ્રદીપ્તમાનપણું સમજાવ્યું નહી."

**તપાસ—ઇસ્નાઅશરીઓ બાર ઈમામો**માં ખુદાએ અતા કરેલું નુર હતું અને તેના સબબથી તેઓના જીસ્મો પણ પવિત્ર હતા. એવી માન્યતા ધરાવે છે. ( જે ઈમામો-માંના **બારમા ઈમામ** ગાયબ તરીકે હયાત છે ). પણ મી૦ વરતેજી તો, ઇમામોમાં ખુદ **ખુદાએ** નુર રૂપે પ્રવેશ કર્યો, અને પ્રવેશ કરીને ખુદાએ પોતાને **નિરાકાર**માંથી **સાકાર** બનાવ્યો, એમ ઉપદેશ કરે છે. ઉપરાંત તે નુર **ઈમામ**ની ઇમામત સુધી તેમાં હોય છે, ઈમામની હયાતી-માંજ તે **નુર** તે ઇમામમાંથી નીકળીને બીજા ઇમામમાં ચાલ્યું જાય છે, ( એટલે એક ઈમામ બીજા ઇમામને તે નુર સુપુર્દ કરે છે—ત્યારે બીજા ઇમામમાં નુર પ્રકાશે છે, ત્યાં સુધી તેમાં તે નુર હોતું નથી ), વળી તે નુર જ્યાં સુધી ઇમામનાં જીસ્મમાં હોય છે ત્યાં સુધી તે જીસ્મ તાઅઝીમને લાયક ( બલ્કે સિજદો કરવાને લાયક ) અને જ્યારે તે નુર સુપુર્દ કરી દે છે ત્યારે તે જીસ્મ **ખાલી ખોખું** થઇ જાય છે, વી૦ વી૦ માન્યતાઓ જુદા જુદા જવાબોમાં પેશ કરે છે—ત્યારે હવે નુરનું પ્રદિપ્તમાનપણું કોણ સમજે છે ? તેનો ઇન્સાફ વાંચકોએ કરી લેવો. **ઇસ્ના-અશરીઓ** બાર ઇમામોને માને છે, તેને મી૦ વરતેજી **અલાહિદાપણું** સમજાવે છે—ત્યારે અડતાલીસને માનનારાઓ માટે શું ? જે એનો જવાબ—તે તેનો જવાબ.

૧૮—"અલી, હુસેન, જેનુલાબદીન, મહમદ બાકર, જાફર સાદેક અને ઇસ્માઇલથી આગાખાન સુધી જીસ્મ જુદા પણ પ્રકાશ ( નુર ) એકજ છે, તે જુદા જુદા આકારમા "નુર" પ્રકાશ્યું અને હાલ આગાખાન નામથી પ્રગટ છે."

**તપાસ**—એ મુદ્દામાં મી૦ વરતેજીએ એ નુરને ક્રમવાર **એકજ** નુર તરીકે જણાવવા કોશેશ કરેલ છે. પણ એ ( ખુદાનું અતા કરેલું ) નુર એકી વખતે **પાંચ** જીસ્મોમાં ( **પંજતને પાકમાં** ) પ્રકાશમાન હતું–જેમાનાં ત્રણ તો **ઇમામો** હતા. ( વધુ માટે, "જવાબ ના૦ ૧૩ ની તપાસ" વાળું પ્રકરણ જુઓ. )

૧૯—"તેજ નુર આદમમાં હતુ. ત્યાંથી **શીશ**માં ઝળક્યું. અને ઉતરોતર ઇબ્રાહીમ, ઇસ્માઇલથી અબુતાલેબ સુધીનાં જીસ્મોમાં હતું, તે એક ( વહ્દહુ ) પ્રગટે છે. તે સ્વતંત્ર (સમદ) રૂપેજ આનંદ આપે છે, તે **પ્રગટે** છે પણ પેદા થતું નથી, તેથી (લમયલીદ) છે એટલે અસલ હતું. જેમ અંધારામાં અજવાળું સમાયલું છે, તેમ તેનાથી કોઇ જન્મયુ નથી, કારણકે તે **વલમયુલદ** છે. એટલે નુર (પ્રકાશ) માંથી કોઇ ચીજ થતી નથી. પ્રગટ થવું એજ તેનું કાર્ય છે, અને તેના સમાન એકતાવાળું કંઇ પણ નથી તેથી તે "**વલમ યકુન્લહુ કોફવીન અહદ**" કહેવાય છે."

**તપાસ**—ત્યારે આદમ અગાઉના આદમો વાળી (મી. વરતેજીની) થીયરી માટેનું શું ? વળી જ્યારે એ નુરે **ઇમામત** ઉત્તરોતર ઝળક્યું, ત્યારે આગાખાની ધુઆમાં જે **વિશનાપુરી**ના નામથી વંશાવળી આપેલ છે, તેમાં હ૦

ઇબ્રાહિમ કે હ૦ ઇસ્માઇલનું નામજ નથી, તેનું કેમ? વળી જ્યારે એ નુર નુરે ઇમામત હતું, ત્યારે હ. આદમથી કરી જે જે નામો મી૦ વરતેજીએ આપેલ છે, તે સર્વેને ઇમામો તરીકે સિધ્ધ કરી આપવા જોઇશે, તે મી. વરતેજી કરી બતાવશે કે? તે નુર સાથે મી૦ વરતેજીએ કુલહો વલ્લાહનાં સુરાની જે સરખામણી કરેલ છે, તે વિષે કાંઇઓ વિવેચન કરવાની અગત્ય ધારતો નથી—એ સરખામણીજ મી૦ વરતેજીને હાંસીને પાત્ર ઠેરવે છે!

૨૦—"ઇમામત એ ખુદાઇ નુર છે. તે એકજ જીસ્મમાં પ્રગટ રહે છે. તેના બે, ત્રણ કે બાર એમ રૂપ થતાં નથી, પણ તે એકજ છે, અને બહુરૂપે થાય છે. અને બહુપણામાં પણ તે એકજપણે હોય છે."

તપાસ—ઇમામતએ નબુવતનું પ્રતિનીધીપણું છે—અને ખરા પ્રતિનીધીઓમાં (ખુદ ખુદાનું નહિં, પણ) ખુદાનું અતા કરેલું નુર હોય છે. મી૦ વરતેજીએ ઇમામતના નુર માટે એકજ સમયમાં એકજ જીસ્મમાં હોવાની થીયરી પેશ કરેલ છે—પણ તેઓએ હ૦ ખીઝરને પણ જ્યારે ઈમામ તરીકે ગણેલ છે. ત્યારે હ૦ ખીઝર તો હ૦ ઇબ્રાહિમ અને હ૦ ઈસ્માઇલના સમયમાં પણ મોજુદ હતાં, તો એ થીયરી કેમ ટકી શકશે? (વધુ ખુલાસા માટે જવાબ ના૦ ૪૦ નાં મુદ્દા ના૦ ૩ ની તપાસ જુઓ). વળી મી. વરતેજીએ પોતાના જવાબ ના. ૩ માં હ૦ મુસા અને હ૦ ઈસાનાં બાર બાર વસીયો એકી વખતે એકજ સાથે હોવાનું જણાવેલ છે, તેનું કેમ? કદાચ, મી. વરતેજી એમ કહે, કે એ થીયરી આગળની ઉમ્મતો માટે નથી—આએ ઉમ્મતનાં ઇમામો માટે છે, તો મી. વરતેજીએ "વલન તજેદા લે સુન્નતીલ્લાહે તબ્દીલા" નો આશ્રા લીધેલ, તેનું શું? મતલબ કે—ઇમામ એક અથવા બે

એકજ સમયમાં હોવા, એ ખુદાઈ મસ્લેહત ઉપર આધાર રાખે છે—પણ મી. વરતેજી આડા અવળા ફાંફા મારે છે, જેથી પોતાનીજ દલીલોથી ફસાય છે. " મઝહરે ઝાતે અલ્લાહ " નાં કર્તા માસ્તર હરજીભાઈ પુંજા તો તે પુસ્તકનાં પૃષ્ટ ૨૫ ઉપરે, તે નુર ધરાવનારને 'મઝહરે ઝાતે અલ્લાહ' જણાવીને 'તે નબી, પેગમ્બર કે ઇમામ રૂપે ઝળકે છે' એમ જણાવેલ છે—તો તેવી રીતે તો તેવા નુરે ખુદા એક એક વખતમાં કેટલા કેટલા સાથે થતા હતા—તો હવે એમાંથી ખરૂં કોણ ?

મી. વરતેજી જણાવે છે કે, " તેના બે ત્રણ કે બાર રૂપ નથી થતા " તો શું, અડતાલીસ રૂપ થાય છે ખરા ? અને જ્યારે વધુ રૂપ થતાં નથી, ત્યારે " એકજ છે અને બહુ રૂપે થાય છે " એનો અર્થ શો ? પણ પાછો મી૦ વરતેજીએ ભોળાઓને ભમાવવા ખાતર બહુપણામાં પણ તે એકપણેજ હોય છે " લખી નાખેલ છે ! ! ! )

૨૧—" અને ખુદાની એકતાઈનું નુર ઇમામના જીસ્મમાં છતાં, તેની સાથે એકપણાની પવીત્રતાને પ્રગટાવે છે. પણ તે બોલે છે, એમ નહી, પણ પ્રકાશે છે, એમ કહેવુંજ યોગ્ય છે. તેને સત્ય જાણનારાઓ પણ બોલતા નથી. એ તેનો પ્રભાવ છે."

તપાસ—ખુદાએ અતા કરેલું નુર જે જે નબી અથવા ઇમામમાં હતું, તેઓએ બાપોકાર ( ખુલ્લી રીતે ) પોતાને નબી અથવા ઇમામ તરીકે જણાવેલ છે—એ તારિખ સિદ્ધ

મારો સવાલ પણ ઇમામોએ " હું ખુદા છું એમ કહ્યું છે કે ? " એ મતલબનો હતો—પણ મી. વરતેજીએ તો ભોળાઓને ભમાવવા ખાતર " નુર પ્રકાશે છે, પણ બોલતો નથી " એવો અડંગો ફેંકેલ છે. પણ નુરના બોલવાનો પ્રશ્નજ કયાં છે ? મતલબ કે મી. વરતેજીએ મુળ મુદ્દાને

ઉડાવવા કોશેશ કરેલ છે–પણ ઇમામો ખુદા ઠરી શકતાંજ નથી, ત્યારે તેઓ "હું ખુદા છું" એમ કહેજ કેમ ? ઉલ્ટા નબીયો અને ઇમામોએ તો ફિરઔન, નમરૂદ શદાદ વી. જેવાઓ કે જેઓ ખુદાઇ દાઅવો કરતા હતા, તેવાઓને ધિકકારીને "લા ઇલાહા ઇલ્લલ્લાહ"નું શિક્ષણ દુનીયામાં ફેલાવેલ છે. છેવટે–મી. વરતેજીએ જે જણાવેલ છે કે, "તેને સત્ય જાણનારાઓ પણ બોલતા નથી" જણાવેલ છે–તેનો ભાવાર્થ શો છે, તે મી૦ વરતેજી સમજાવશે કે ? શું, ઇમામો અલ્લાહ છે એવું સત્ય જાણ્યા છતાં પણ તે (સત્ય જાણનારાઓ) બોલતા નથી, એ ભાવાર્થ છે ? ત્યારે મી૦ વરતેજી જે ઇમામોને અને બોલીને "અલી અલ્લાહ" જણાવી રહ્યા છે–તે શું તેઓ 'સત્ય જાણનારાઓ' માંના નથી ?

૨૨—"હવા, પાણી, પ્રકાશ જેમ તેના ગુણોથી ઓળખાય છે, પણ તે ખુદ પોતે બોલતાં નથી તેવીજ રીતે ખુદા પોતે બોલતો નથી પણ તેના કાર્યોથી તેની ઓળખ થાય છે."

**તપાસ**—ઇમામોના મુકાબલે હવા, પાણી, પ્રકાશ જેવી અબોલી ચીજોનો દાખલો લાવવાનું મી. વરતેજીને શીખવ્યું કોણે ? (એ સર્વે તેઓના ફાંફાંજ છે–ઇમામોના બોલવા ન બોલવાના મુકાબલે એ દાખલાઓ ટકી શકતા નથી). વળી એ માટે ખુદાનો જે દાખલો મી૦ વરતેજી આણે છે, તે પણ બંધબેસ્તો નથી. ખુદા જીસ્મધારી નથી, તેમ તે જોવામાં આવી શકતો નથી કે જેથી આપણે તેને બોલતો સાંભળીએ. (છતાં તેણે પોતાની કુદરતથી પોતાના માનવંતા બંદાઓને "ઇન્ની અનલ્લાહ" એટલે "ખરેખર હું ખુદા છું" નો અવાઝ સંભળાવેલ). પણ ઇમામો તો જીસ્મધારી હતા, મનુષ્યો તેઓને જોઇ શકતા, અને

તેઓને બોલતા પણ સાંભળતા—તો જેવી રીતે તેઓ "હું ઇમામ છું" કહેતા હતા, તેવી રીતે "હું ખુદા છું" એમ કહેલ ખરૂં કે ? હરગીઝ નહિં. તેઓ ખુદા હતાજ નહિં—ખુદાના બંદા હતા, ત્યારે "હું ખુદા છું કહેતેજ કેમ ?

**૨૩**—"બીરાદર જીમ—આ સ્થળે શુદ્ર પ્રદેશ અરબસ્તાનને તેરસો વરસ ઉપર કે જે સમયે ઇસ્લામે ખુદાઇ એકતાની દાલીલના મોઘમ શબ્દોમાં હ૦ રસુલે ખુદાએ હીદાયત કરી તે શબ્દોમાં આજના સુધારાની ટોચે પહોંચેલા ઝળકતા જમાનામાં અને હીન્દ સમાન આસ્થીક ભુમીમાં ઉત્પન થયેલા મનુષ્યોની સમજ સાથે સરસાઇ આપવી, એજ દુર્લક્ષ છે."

**તપાસ**—બિરાદર વરતેજી ! ઘડીભર શુદ્ર પ્રદેશની સરસાઈને બાજુએ રહેવા દયો ! પણ હિન્દ સમાન આસ્થીક ભુમીમાં—સુધારાની ટોચે પહોંચેલા જમાનામાં તમો જેઓને હાજર ઇમામ સમજાવો છો, તેઓની સહીથી "હ૦ અલી અને ઇમામો **અલ્લાહ** હતા, અને હું પણ અલ્લાહ છું" એવું ફરમાન જારી કરાવી શકશો ખરા કે ? બિરાદર ! જે **અરબસ્તાન**ની ભુમીમાં **મક્કા** અને **મદીના** જેવાં પવિત્ર સ્થળો આવેલાં છે, (ખુદા અને રસુલે જે ભુમીની શ્રેષ્ટતા વર્ણવેલ છે), જે ભૂમી **પયગમ્બર** અને ઈમામોનું જન્મ સ્થળ છે, જે ભુમીમાં **પયગમ્બર** અને ઈમામોનાં રોઝાઓ આવેલ છે, તે ભુમીને તમારી બાજી સિધ્ધ કરવા ખાતર **શુદ્ર પ્રદેશ** જણાવો છો—અને હિંદુસ્તાનને તેના મુકાબલે શ્રેષ્ટ મનાવવાનું જે કરો છો, તે તમારી કઇ ઇમાનદારીએ તમોને સૂચવેલ છે ? તે જરા જણાવશો કે ? બિરાદર ! હિન્દમાં સર્વત્ર આસ્તીકપણુંજ છે કે ? નાસ્તીકપણાનું નામજ નથી કે ? ત્યારે દાણુવો

તું જે વર્ણન તમારા જ્ઞાન શાસ્ત્રોમાં છે, તે દાણુવો કઇ ભુમીના હતા ? શું, હ. રસુલ સ૦ એ ખુદાઇ એકતાની તાલીમ મોઘમ શબ્દોમાં કરેલ કે ? શું, (આજના સુધારાની ટોચે પહોંચેલ ઝળકતા ઝમાના (!) માં ) તે મોઘમ તાલીમને ખુલ્લી રીતે “ અલી સહી અલ્લાહ ” ના ઉપરથી પુર્ણ કરવાનું બીડું તમોએ ઝડપ્યું છે કે ? ! ! !

૨૪—“ હીન્દ બહારના દરેક પ્રદેશોમાં ખુદાઇ ઓળખ અને હીન્દમાં અવતારની માનીનતા, એ બે બાબતો પરિણામે જુદી નથી. પરંતુ સ્વરૂપમાં ફરક છે ! ”

**તપાસ**—એ માનીનતા પરિણામે જુદી કેમ નથી, તે મી. વરતેજીએ સ્પષ્ઠ કરી બતાવવું જોઇએ. જ્યારે પરિણામે જુદી નથી, ત્યારે વળી “ સ્વરૂપમાં ફરક છે ” એનું પ્રયોજન શું ? ( બહારના પ્રદેશોમાં—ખાસ કરીને ઇસ્લામી પ્રદેશોમાં તો **અવતારી** માન્યતાનેજ કબુલ રાખવામાં નથી આવતી, ત્યારે **પરિણામ** તે શું ? હા, એ માન્યતા મી૦ વરતેજીની **આસ્થીક ભુમીનેજ** ફાળે આવી છે ! )

૨૫—“ હીન્દ ભુમીમાં ખુદાઇ કૃપાની શરૂઆત તેના અવતારી સ્વરૂપનો પ્રાચીન પ્રભાવ કાયમના વરસાદથી લીલીછમ અને નરમદીલરૂપી જમીન અને પહાડી અને રેતાળ રણના મેદાન એ બેમાં જેટલો ફરક છે.”

**તપાસ**—જ્યારે ફકરા નં૦ ૨૫ માં તો મી૦ વરતેજીએ **પરિણામ** એકજ જણાવેલ—ત્યારે આએ ફકરામાં અવતારી સ્વરૂપનાં પ્રભાવ માટે લીલીછમ જમીન અને રેતાળ રણનો દાખલો આપીને, જુદોજ દેખાવ કરેલ છે તેનો પ્રયોજન શો ? મતલબ કે—મી૦ વરતેજી કોઇને કોઇ રીતે ખુદાઇ **ઓળખ** કરતાં **અવતારી** માન્યતાને અગ્ર-

સ્થાન આપવા કોશેશ કરે છે–અને તેના લીધે આડાઅવળા ફાંફા મારે છે !

૨૬—" ખુદાઈ અવતારની માનીનતાના વાવેતરના એકસરખા પણા છતાં જમીનનો પ્રભાવ ફળ પર અસર કરે છે, જે ઈસ્લામે ખુદાની ઓળખ આદમને સીઝદો નહી કરવાથી અને મનુષ્ય ગણવાથી આંચકો ખાઇ, ડાહ્યો થવામાં અઝાઝીલને તિરસ્કારની સજાથી સમજાવી છતાં જુજ સીવાયનાં મોટા ભાગમાં તેની પહાડી અને રેતાળ જમીનમાં મીસર જેવી હાલત થઇ, તેજ ખુદાઇ ઓળખની તાલીમ હીન્દ ભુમીના પ્રભાવી મનુષ્યોએ ખુદાઇ સંદેશો સાંભળતાંજ અરબસ્તાન, મીસર, ઈરાન અને બીજા હીન્દ બહારનાં પ્રદેશો કરતાં, ઘણીજ શ્રેષ્ઠ પ્રકારે ઝળકી નીકળી. કારણ કે ઇશ્વરની માનીનતા વડે પરખેલ સરળ હૃદય હતું અને થોડીક મુદત વરસાદની ગેરહાજરીથી પરેલાં સુકામણાનાં લીધે, જમીનમાં પડેલો નરડાર પણ પહાડી અને રેતાળ મેદાનોની જમીન કરતાં દરજ્જો ધરાવતો દેખાયો."

**તપાસ**—આએ મુદ્દામાં મી૦ વરતેજીએ ઝમીનની સરખામણ વી૦ થી જે લંબાણ વિવેચન કરેલ છે, તેનો મુખ્ય સાર એટલોજ છે કે–હિંદુસ્તાનની ઝમીન **પ્રભાવી** છે. જેથી તેમાં અવતારી માન્યતા ખીલી નીકળી, અને અરબસ્તાન, મીસર, ઈરાનની ઝમીન એટલી પ્રભાવી નથી; જેથી તેમાં એ માન્યતાએ ઘર ઘાલ્યું નહિં. એ મુદ્દામાં જે જે હકીકતો આપેલ છે, તેની તપાસ જુદે જુદે ઠેકાણે થઈ ગયેલ છે–એટલે અત્રે વિવેચન કરવાની જરૂરત નથી. પણ અત્રે હું મી૦ વરતેજીને એટલુંજ પુછવા માંગું છું કે, તમો જે ૪૮ ઈમામો (અવતારો) જણાવો છો,

તો ઘણું કરીને સર્વે અરબસ્તાન, મીસર અને ઇરા-
.માંજ થઇ ગયા છે તેનું કેમ ? વળી હિંદુસ્તાનની ભુમીમાં
.તપંથીઓને અવતાર માટેનો ખુદાઇ સંદેશો પહોંચા-
નારા પીરો કયાના હતા ? અને તે કોના અનુયાઈ હતા,
જરા વિચારશો કે ? પણ ખરી હકીકત તો એ છે કે,
.ીરોનો હેતુ હિન્દ વાસીઓને ઇસ્લામમાં લાવવાનો હતો,
.થી તેઓની અવતારી માન્યતા ઉપરથી ચુકતી કરીને
.મ લીધેલ. બાકી અવતારની માન્યતા ઇસ્લામીઓ માટે
થીજ.

૭—"અને સતગુર નુર, શમ્સ, સદરદ્દીન, હસન કબીરદ્દીન તથા તાજદ્દીન જેવા ખુદાઇ સંદેશાને પહોચાડનારાઓ હઝરત પેગંબર સાહેબ કરતાં ઘણાંજ ઝળકયા."

તપાસ—એ મુદામાની મી૦ વરતેજીની થીયરી ઉપરે
.ણો અફસોસ થાય છે ! જે દાઅવો ખુદ પીરોએ પણ
. કર્યો, તે તેઓના નામથી છુટ લેવાને મી૦ વરતેજી
.હાર પડયા છે ! શું, તે 'સંદેશો પહોચાડનારાઓ' ઉપરે
.હી નાઝીલ થતી હતી કે ? એ બોલો લખ્યા પૂર્વે મી૦
.રતેજીએ કાંઇક ખ્યાલ કરવો હતો ! અગર પીરોની તાલી-
.થી થોડાક હજાર મનુષ્યો સતપંથમાં આવ્યા હશે—પણ
.ેગંબર સાહેબની તાઅલીમે તો કરોડો મનુષ્યોને ઇસ્લા-
.માં આણ્યા છે. હ૦ રસુલ સ૦ ની તાઅલીમની ઉત્તમતા
.ને ઝળકટ માટે પાક કુરઆને શરીફ શાક્ષી પુરે છે.
. બુઝર્ગવારની ..અલીમના માટે ગયર ઇસ્લામીઓ અને
.રોપીયન વિદ્વાનો આફ્રીનનાં ઉદ્ગારો કાઢી રહ્યા છે—તે
.ુઝર્ગવારની તાઅલીમ કરતાં પીરોની તાલીમ વધુ ઝળકવાનું
.ી૦ વરતેજી ..વી રહ્યા છે ! ! !

.૮—"અને એ રીતે મી. જીમ—ખુદાઇ સંદેશાને એ મુદામ પીરો શિવ.ય મળેલી ઇસ્લામી તાલીમનો પ્રભાવ

ખુદાઇ એકતા અને ઈમામતનું મનુષ્ય (સ્વરૂપ) અરબસ્તાનનાં જંગલી લોકોનાં હૃદયની સરખામણી કરતી રહી, અને તેના ભોગે સતપંથના કબજામાંથી છટકી જતાં આનંદ માનનારા ઇસ્નાઅશરીઓ અને બારભાયા જમાઅતોના વગર રહેબરનાં કમ્પાઉંડમાં વસ્યા."

**તપાસ**—બિરાદર ! એ મુદ્દામાં તમો કાચુંજ કાપો છો. પીરો સિવાયની તાઅલીમ તો તમારી નજરમાં આવતી નથી—પણ **પીરોથી** અગાઉ તમારા ટોળાંની માન્યતા મુજબના ઇમામોની તાઅલીમનું શું ? ઇસ્નાઅશરીઓ અને બારભાયા માટે તમે જે ટીકા કરો છો, તે તમારી ઇર્ષાળુવૃતી જણાવી આપે છે. પણ એ બે જમાઅતો ઇસ્લામનાં કમ્પાઉંડમાં વસવાનો ફખ્ર ધરાવે છે, કે જે કમ્પાઉંડનો રહેબર હ૦ **મોહમ્મદ મુસ્તફા** સ૦ જેવો ખુદાનો પ્યારો બંદો છે !

૨૯—"અને સતપંથ **શાસ્ત્રની** નિરમળ તાલીમનાં આ નીચેના શબ્દો કે—

પરતક પાત્રને પરખીને—પ્રેમે પુજોની પાય,
ચઉદ બ્રહ્માંડનો એ ધણી—પરગટ છે જુગ માંય
પરતક પાત્રને.

એ રીતે જાહેર ધણીની સમજની અસર ઇમામ ગેબના અણુધારા ઘસારાથી એવી રીતે ઘસાઇ ગઇ, કે ઇમામે મોબીન અને ઉલુલ અમ્રૂનાં ખુલ્લાં વચનો ઇતેકાદમાં છતાં, પણ તે અસર કરવા નકામા નીવડયાં."

**તપાસ**—એ મુદ્દો ઇસ્નાઅશરીઓને સંબોધીને લખાયલો છે—પણ પીર સદરદીને **ખોજાઓને** બાંધ્યા તેથી

અગાઉ ઇમામે ગેબને માનનારા (ખોજાઓ સિવાય બીજા) ઇસ્નાઅશરીઓ મોજુદ હતા, તે મારા વિદ્વાન મિત્ર ભુલી જાય છે. બાકી એ મુદ્દામાંની હકીકત વિશે ઠેકઠેકાણે વિવેચન થઇ ગએલ છે. પણ એમાં જે “ પરતક પાત્રને પરખીને ” બોલ છે, તેનો મી. વરતેજીએ વીચાર કીધો છે ખરો કે ? તેઓ તો ભોળે મને શ્રેવવાનો ઉપદેશ કરે છે. તેનું કેમ ?



# જવાબ ના૦ ૪૮ ની તપાસ.

આગાખાની ટોળાનાં જ્ઞાનોમાં હિન્દુ દેવતાઓનાં જે દ્રષ્ટાંતો નજરે પડે છે, તે માટે મારા ૪૮ માં સવાલમાં મી૦ વરતેજીને ખુલાસો પૂછેલ—જેનો જવાબ મી૦ વરતેજીએ આપેલ, તેમાંના મુદ્દાઓ—

૧—“ બિરાદર જીમ—તમો જાણશો કે, હિન્દુના દેવતાઓ એમ કહેવું તે પ્રાચીન ઇસ્લામનાંજ ધર્મ શિક્ષકો હતા, એમ હવે વધુ સમજાવવાની જરૂર નહી હોય.”

**તપાસ**—બિરાદર વરતેજી ! એમાં તમો કાંતો સજજડ થાપ ખાઓ છો—અને કાંતો જાણી જોઇને ભોળાઓને ભમાવવાનું કરો છો. તમારા એ મુદ્દાની વિગતવાર તપાસ “ જવાબ ના૦ ૪૨ ની તપાસ ” વાળા પ્રકરણમાં તેમજ અન્ય પ્રકરણોમાં કરી ગયો છું.

૨—“ તો પણ મારે તમારા પ્રશ્નનાં ન્યાય ખાતર સ્પષ્ટ કરવું જુવે, તથા શિક્ષાનું જરૂરી હોવું સ્પષ્ટ કરૂં

છું. ખુદાવંદે કરીમે આખર ઝમાના માટે દુનીયાના મનુષ્યોની હીદાયત માટે કુરઆન અને ઇમામ સાથે એકઠા થઇ છુટા પડયા વગર પકડી રાખવા ફરમાવે છે કે—

**વ અતસેમુ બે હબલિલાહે જમીઅન વલા તફર્રરે કુ.**

એટલે—ખુદાઈ રસીને મજબુતીથી પકડો, છુટા પડયા વગર. વળી—ઇન્ની જાએલુન ફીલ અરજે ખલીફા—એમ બીજે ઠેકાણે ફરમાવે છે કે—હું મારો એક **ખલીફો** દુનીયામાં કાયમ રાખું છું. ”

**તપાસ**—બિરાદર ! તમો શિક્ષકની જરૂરીઆત માટે જે થીયરી રજુ કરીને 'વઅતસેમૂ' વી૦ આયતો પેશ કરો છો. તે બિન જરૂરી છે. સબબ કે **કુરઆને** મજીદ મુજબ તો હ. આદમથીજ મનુષ્ય ઉત્પતી સિધ્ધ થાય છે, કે જયાંથી તમે **અર્વાચીન** ઇસ્લામ ગણો છો—તો પ્રાચીન ઇસ્લામનાં મનુષ્ય રૂપી શિક્ષકો જણાવવા અને તેના માટે કુરઆને મજીદની આયતોની દલીલ આપવી, એ કેવું કહેવાય ? હા, હ૦ આદમ અ૦ નાં સમયથી કરીને કયામત સૂધીના મનુષ્યો માટે એ આયતો લાગૂ પાડી શકાય—પણ તેમાં તમો તમારી માન્યતા સિધ્ધ કરવા ખાતર પ્રાચીન ઇસ્લામ વાળી થીયરી ઠસાવવા માંગો તે કયાંથી ચાલી શકે ? બિરાદર ! તમો એ તમારી બાજી સિધ્ધ કરવા ખાતર “ ઇન્ની જાએલુન ” વાળી આયતનો ઉંધો અર્થ કરેલ છે—પણ તમારી નેમમ ફાવો તેમ નથી. તમો મજકુર આયતના અર્થ “ હું મારો એક ખલીફો દુનીયામાં કાયમ રાખું છું ” જણાવો છો, અને “ કાયમ રાખું છું ” વાકય ઉપરથી તમારો હેતુ સિધ્ધ કરવા માંગો છો—પણ મજકુર પૂરી આયતનો અર્થ “ અને ( યાદ કર ) જયારે

ેસ પરવરદેગારે ફરેસ્તાઓને કહ્યું કે, ખરેખર હું ઝમીન
ાર એક ખલીફા પેદા કરનાર છું " થાય છે. ( સુરેબકર
યત ૩૦ મી પ્રોફેસર ઇસ્ફહાની કૃત તરજુમો પૃષ્ટ ૧૩
ઓ ). તો એ અર્થથી તમારી બાજી જમીનદોસ્ત થઈ
ય છે. એ આયત હ. આદમ અ. ની પયદાયશ સબંધે
જેથી જણાઈ આવે છે કે ખલીફો તે વખતથીજ પેદા
ેલ છે– એટલે તમારી પ્રાચીન ઇસ્લામના આદમ અગા-
ા ખલીફાઓની થીયરી તુટી પડે છે.

!—" આ ખુદાઈ વચનપર વીચાર કરતાં જનાબે રસુલે ખુદાને આખર જમાનામાં પેગંબર ગુરૂ હતા, તે જોતાં પહેલાનાં જમાના માટે પણ ખુદાનો ખલીફો ( પ્રતીનીધી ) એટલે ઈમામ હોવો જુવે, તે તરફ નીગાહ પુગાડતાં હ. અલી હ. ઈસ્માઈલનાં વંશમાં ઉતરોતર હતા, તે બધા ઇમામોજ હતા."

**તપાસ**—બિરાદર ! હ. રસુલ સ. નાં ઝમાનાના
ેહેલાં–હ૦ આદમથી કરીને હ. રસુલ સ. ના સમય
ુધી કોઇ વખત પણ ખુદાની હુજ્જતથી ઝમાનો ખાલી
ો નથી, એ નિર્વીવાદ છે. પણ ત હુજ્જત પયગમ્બર
ા, અને તેઓની ગેરહાજરીમાં તેઓના **વસીરયો** તેઓના
ેતિનિધિ તરીકે **હુજ્જતે ખુદાની** ગરજ સારતા. પથ
ાપણા (ઇસ્લામીઓના) મહાન **પયગમ્બર** એ છેલ્લા
યગમ્બર છે, તેઓની પછી કોઈ પયગમ્બર નથી, એટલે
ેઓની વફાત બાદ **ઇમામો** હુજ્જતે ખુદા તરીકે છે.
પછી તે હુજ્જત **ઝાહેરી** હોય અથવા **ગાયબ** તરીકે
ેય–પણ કોઇ ઝમાનો તેવી હુજ્જતથી ખાલી નથી રહેતો)
ણ તમો તો હ૦ આદમના અગાઉના **ખલીફાઓ**
ાબેત કરવા બાહેર પડયા છો–તે આએ સુદ્દાથી સાબેત
ઇ શકે તેમ નથી. બાકી તમો દરેક જમાનામાં ( હ૦

રસુલ સ૦ ના જમાનાથી અગાઉના માટે પણ ) **ઇમામો** હોવાનું જણાવો છો—અને તેઓનેજ ખુદાના પ્રતીનીધીઓ જણાવો છો, તો તમારે હ૦ આદમથી કરીને હ૦ રસુલ સ૦ ના સમયની વચ્ચમાં હરેકે હરેક વખત એકને એક **ઇમામ** સાબેત કરી દેખાડવો પડશે; તે તમો ત્વારિખોથી સિધ્ધ કરી બતાવશો ખરા ? જે આયતથી તમોએ "ખલીફો દુનીયામાં કાયમ રાખું છુ" સિધ્ધ કરવા મથન કરેલ—તેની તપાસ ઉપર મુદા ના૦ ૨ માં કરીને તમારૂં ખોટારૂં જાહેર કરી આપેલ છે. )

૪—" અને તે અગાઉના સીલસીલો હ. **આદમ** સુધી ઇસ્માઈલી કીતાબો દેખાડે છે, અને ધર્મનું રક્ષણ કરનારા ખુદાના **ખલીફા** હતા. "

**તપાસ**—એ ઇસ્માઇલી કીતાબો કઈ ? **જ્ઞાન શાસ્ત્રો**, કે બીજી કોઇ કીતાબો ? પણ ઇસ્લામનાં હરેક ફિરકાનો મુળ મંડાણ **પાક કુરઆને** શરીફ ઉપરે છે, ( જેને મી૦ વરતેજી પણ માન્ય રાખે છે ), તો તે મુજબ તો મનુષ્ય ઉત્પતી હ. આદમથીજ છે, તેનું કેમ ?

૫—" પણ હ૦ આદમની હસ્તી ૧૦૦૦૦ દસ હજાર વરસ સુધીની ગણુતાં જણાય છે, ત્યારે તે અગાઉનાં આદમો **શ્રી કૃષ્ણ શ્રી રામ** વીગેરે હતા. જે પણ પોતાના જમાનામાં **આદમ** થી **અલી** માફક ખુદાના **ખલીફા** હતા. અને તે જમાનામાં લોકોને ખુદાની હીદાયત પહોંચાડી ધર્મનું રક્ષણ કરતા હતા. તેઓની તાલીમ ઇસ્લામની તાલીમ હતી, જેને સંસ્કૃત ભાષામાં **સનાતન** કહી છે. "

**તપાસ**—એ મુદામાં મી૦ વરતેજીએ **દસ અવતારોને** હ૦ આદમથી અગાઉના **ખલીફાઓ** તરીકે જણા-

ા મથન કરેલ છે– પણ એ સબંધમાં જુદા જુદા પ્રકર-
માં પૂરતું વિવેચન કરી ગયા છીએ, એટલે અત્રે વિવે-
ન કરવાની અગત્ય નથી. મતલબ કે, મી૦ વરતેજીની
થીયરી નિરર્થક છે. " ખોજા કોમનો ઇતિહાસ "
કર્તા, મરહુમ જાફર ભાઈ રહેમતુલ્લા કે જેઓ આગા-
ની ટોળામાં હતા, અને બેરીસ્ટર હતા–તેઓએ એ
તકનાં પૃષ્ટ ૨૩ ઉપરે જણાવેલ છે કે, રૂગવેદ ઓછામાં
છા ૩૦૦૦ વરસપર લખાયું હોય, એવું અનુમાન કર-
માં આવ્યું છે. તો રૂગવેદ એ સર્વથી જૂનામાં જૂનો
છે, અને અવતારોનું મુળ વેદ છે–એમ મી. વરતેજીએ
ન્ય રાખેલ છે; ત્યારે દસ હજાર વર્ષો પૂર્વે શ્રી કૃષ્ણ
ને શ્રી રામનું હોવું, કેવી રીતે સંભવીત હોઈ શકે ? !
ની, આએ મુદ્દામાં મી. વરતેજીએ દસ અવતારો મારફતે
કોમાં હીદાયત પહોંચવાનું જણાવેલ છે–તો મચ્છ,
ચ્છ, વારાહ અવતારોએ મનુષ્યોને કેવી રીતે હીદાયત
હોંચાડી, તેની કાંઈ સમજ મી૦ વરતેજી આપશે કે ?
પરાંત, આએ મુદ્દામાં મી૦ વરતેજીએ સનાતન તાલીમ
ઇસ્લામની તાલીમ તરીકે જણાવવા મથન કરેલ છે–તો
, તેઓ બેઉનાં સિધ્ધાંતોને એક સરખા બતાવી શકશે
રા ?

દસ અવતારો ને ખલીફાઓ જણાવવામાં મી.
તેજી બીજું પણ એક ગોથું ખાય છે. મી. વરતેજીની
ન્યતા એ છે કે દરેક વખતે એકને એક ખલીફા ( ઇમામ
) દુનીયા ઉપરે હોવો જોઇએ, તો અવતારી માન્યતા
માણે તો સત જુગ ( કર્તા યુગ ) માં ચાર—ત્રેતા
ગમાં ત્રણ, દ્વાપર જુગમાં–બે કળીયુગમાં એક–એમ
ક્લે દસ અવતારો છે. ( જુઓ, હરજીભાઇ પુંજા કૃત
સીલસીલે ઈમામત " ) જ્યારે યુગો અને તેની મુદ્દત

તથા તેમાંની આયુષ્યના હિસાબે તો એ ગણત્રી ઉંધી વળે છે-જે નીચેના કોઠાથી જણાઈ આવે છે—

| જુગોનાં નામ. | મુદ્દત. | આયુષ્ય. | કેટલા અવતારો થવા જોઇએ ? |
|---|---|---|---|
| સત જુગ. | ૧૭૨૮૦૦૦ | ૧૦૦૦૦૦ | ૧૭ |
| ત્રેતા જુગ. | ૧૨૯૬૦૦૦ | ૧૦૦૦૦ | ૧૨૯ |
| દ્વાપર જુગ. | ૮૬૪૦૦૦ | ૧૦૦૦ | ૮૬૪ |
| કળી યુગ. | ૪૩૨૦૦ | ૧૦૦ | ૪૩૨૦ |

એ રીતે **ચાર જુગમાં** કુલ્લે ૫૩૩૦ પાંચ હજાર ત્રણસોને ત્રીસ અવતારો થવા **જોઇએ. ફક્ત** એકલા **કળીયુગમાં** ૪૩૨૦ અવતારો થવા **જોઇએ.** જ્યારે અહીયાં તો ફક્ત **દશ અવતારનીજ** માન્યતા છે—એટલે એક એક અવતારના **પરીપુર્ણ** થવા પછી વચ્ચમાં ઘણો સમય વગર અવતારે પસાર થયલો માનવો પડશે.

૬—" કારણ કે **ઈસ્લામ** અને **સનાતન** ખુદાનીજ એકતા શીખાવનાર છે તેમ પ્રાચીન ( કુરઆન ) ને વેદોના નામથી ઓળખતાં પેગંબરને **ગુરૂ** કહેતા અને **ઇમામને અવતાર** કહેતા."

**તપાસ**—જ્યારે બેઉ ધર્મો એકસરખી રીતેજ ખુદાની એકતા શીખવે છે, એમ મી૦ વરતેજી જણાવે છે–ત્યારે **અવતારની** માન્યતાનું શું ? ઈસ્લામ તો **ખુદાઈ** અવતારોને કોઈ રીતે પણ માન્ય રાખતો નથી–ત્યારે ખુદાની એકતાનું શિક્ષણ એકસરખું કેવી રીતે કહેવાઇ શકાય ? વેદોને પ્રાચીન કુરઆન જણાવવામાં પણ મી૦ વરતેજીએ

અતીશ્યોક્તીજ કરેલ છે–જે વિશે વિવેચન આગળ થઇ ગયેલ છે. તેવીજ રીતે વેદ મુજબના ગુરૂને પેગંબર અને અવતારને ઇમામ જણાવવામાં પણ મી. વરતેજીએ સચ્ચાઇની હદ ઓળંગેલ છે. ઈસ્લામમાં તો ઇમામને પેગંબરના પ્રતિનીધી તરીકે ગણવામાં આવેલ છે–ત્યારે સનાતન અને ઇસ્લામની એ બાબતમાં એકસરખી માન્યતા કેવી રીતે કહેવાઈ શકાય ?

૭—" અને આ રીતે પહેલા જમાનાનો ઈસ્લામ તે સનાતન ધર્મ કહેવાતો. અને આખર જમાનાનો એટલે ચોથા ( છેલ્લા ) જુગનો સનાતન ધર્મ તે અરવાચીન ઇસ્લામ."

તપાસ—એ મુદ્દા પણ મી૦ વરતેજીએ ખોટી રીતેજ ચર્ચેલ છે–ખુલાસા માટે "શું, સનાતન અને ઇસ્લામ એકજ છે ?" વાળું પ્રકરણ, તથા જવાબ નં૦ ૬૯–૪૧ ની તપાસ જુઓ.

૮—" એ સીધાંત જોતાં ઇસ્લામની સત્ય તાલીમ સતપંથ ( હકરાહ ) ના નામે જે મહાન ઈસ્માઇલી વીશે * એ જ્ઞાન શાસ્ત્રો વડે આપેલ છે. અને તેમાં જે પ્રાચીન ઇસ્લામના ધર્મરક્ષકોના નામો જે હતા તે શીખવ્યા, તે જનાબ રસુલે ખુદાએ ખીઝર, નુર,x ઇલીયાસ, ઇબ્રાહીમ, સીકંદર, લુકમાન વીગેરેનાં વૃતાંતો અને નામોથી ઈસ્લામી તાલીમમાં અને ખુદાઇ વચન કુરઆને શરીફમાં સમજાવ્યો. તેજ મુજબ

* અત્રે, 'ઇસ્માઇલી પીરો' હોવું જોઇએ.

x અત્રે નુહ હોવું જોઇએ.

"જીમ"

દેશકાળને લીધે હીન્દુ દેવોનાં નામો અને દ્રષ્ટાંતો જે, હકરસ્તા ( સતપંથ ) ઈસ્લામનેજ પોતાના જમ નામાં શીખવતા અને તે વખતે કેવી કેવી મુસીબતે પડતી, તે જણાવેલ છે, અને તેઓ પોતપોતાન જમાનામાં મુખ્ય હતા."

**તપાસ**—જ્યારે સીધાંતજ ખોટો—ત્યારે તેમાં જોવા પણ શું હોય ? ( સીધાંતનાં ખોટાપણા માટે ઉપરના મુદ્દા ઓની તપાસ જુઓ ). હિન્દુ દેવતાઓને મી. વરતેજીએ **પ્રાચીન ઇસ્લામના ધર્મરક્ષકો** જણાવવામાં પણ સજ્જ ગોટાળો કરેલ છે. મનુષ્ય ઉત્પતી હ૦ આદમથી થયે છે,+ તો સર્વે મનુષ્યોના દાદા હ૦ આદમ પણ મીલ્લતે ઈસ્લામ ઉપરેજ હતા—અને ત્યાર પછી જે જે પયગમ્બરો થયા તેઓ પણ **મીલ્લતે** ઈસ્લામ ઉપરેજ હતા; તો હિન્દુ દેવતાઓ પ્રાચીન ઇસ્લામના ધર્મરક્ષકો થયા કયાંથી ? તેને કાંઈ ખુલાસો મી૦ વરતેજી સમજાવે કે ? જ્યારે ઇસ્લામી ઓના મહાન પયગમ્બર હ૦ રસુલે ખુદાએ, ખીઝર, નુહ ઈલીયાસ, ઇબરાહીમ, સીકંદર, લુકમાન વી૦ નાં વૃતાન્તે ઈસ્લામી તાલીમમાં સમજાવેલ છે, એમ મી૦ વરતેજી માન રાખે છે—ત્યારે વળી ( પીરોનાં નામથી ) હિન્દુ દેવોન વૃતાન્તોની તાલીમ ઇસ્લામીઓ પાસે પેશ કરવાનો પ્રયો જન શો ? દેશકાળના લીધે પીરોએ એવી તાલીમ આપેલ એમ મી૦ વરતેજી જણાવે છે—પણ પીરોનો ઉદ્દેશ તો ઇસ્લા મમાં લાવવા ખાતરજ એ તાલીમ આપવાનો હતો નહિં ? તો જ્યારે મુરીદો ઇસ્લામમાં આવી ચુકયા—ત્યાં ઇસ્લામના મહાન પયગમ્બરની તાલીમને તજી દઇને—તે

+ મરહુમ હાશમભાઇ જોધાએ પણ 'જવહરે હકીકત' પૃ ૧માં પૃથ્વીપર વસ્તા છત્રીસ વરણના દાદા હ૦ આદમ જણાવેલ છે

"જીમ"

તેજ નાડું પકડી બેસવું, એ કેવું કહેવાય ? ખુદ ના. આગાખાન સાહેબ પણ પોતાના ફરમાનમાં હીન્દુ માન્યતાઓ તજી દેવાને ફરમાવે ÷ અને મી. વરતેજી તો તેજ માન્યતાને પકડી બેસવાનું સુચવે, એ ઘણુંજ આશ્ચર્યકારક છે ! પીરોના નામથી જે હિન્દુ દેવતાઓના વૃતાન્તો જણાવવામાં આવે છે. તે હકીકત કદાચ ખરી પણ હોય—પણ તેથી એમજ સિદ્ધ થશે કે, પીરોએ હિન્દુઓને મુસલમાન બનાવવા ખાતર એક યુકતી રચી હતી. નહિં કે, મી. વરતેજીના જણાવ્યા મુજબ, (ઇસ્લામી તાઅલીમના વૃતાન્તોને તજી દઈ), હીન્દુ દેવતાઓના વૃતાન્તો ઇસ્લામીઓએ ભજવા ખાતર ! અગર કોઇ પણ ઠેકાણે પીરોએ એમ જણાવેલ હોય કે, "હિન્દુ દેવતાઓ. ઈસ્માઈલી ધર્મ ફેલાવનારાઓ હતા," તો તે પુરવાર કરી આપવાને મી. વરતેજીને ચેલેન્જ કરૂં છું. મી. વરતેજીએ હિન્દુ દેવતાઓ માટે જણાવેલ છે કે, તેઓ પોતાના ઝમાનામાં સતપંથ શીખવતા—પણ આગાખાની લેખકોના મુખ્ય સ્થંભ હાશમભાઈ બોઘાએ તો જણાવેલ છે કે, "અગાઉ થઈ ગએલા હિંદુઓના અવતાર તથા તીરથો સાથે ઇસમાઇલી ધર્મને કાંઇ લાગતું વળગતું નથી," (જુઓ, 'ઇસ્માઇલી દર્પણ' પૃષ્ટ ૧૧૫). અને એ હકીકતના ટેકામાં મજકુર હાશમભાઇએ કેટલા જ્ઞાનના પાઠો પણ ટાંકેલ છે. આએ મુદામાં મી૦ વરતેજીએ જે હિન્દુ દેવતાઓની મુસીબતો વર્ણવેલ છે, તે મુસીબતો કયાંના વતનીઓ તરફથી પાડવામાં આવી હતી, તે મી. વરતેજી જણાવશો કે ? કારણ કે તેઓએ પોતાના જવાબ ના૦ ૪૫ ના મુદ્દા ના૦ ૬ માં તો હિન્દ વાસીઓને એવા અઘોર કૃત્ય કરવાથી બાકાત જણાવેલ છે !

÷ જુઓ, 'ભુલ ભરેલી ભોમીકા' વાળું પ્રકરણ.

"જીમ"

૯—" બીરાદર જીમ—આ ઝ્રાનોમાં જેજે હીન્દુ દેવના નામોથી દ્રષ્ટાંતો છે, તે દ્રષ્ટાંતો તે નામો માટે કુરઆને શરીફમાં મોઘમ ફીરકાઓમાં ખાસ તાલીમ અને બંદગી જેવી તાલીમમાં યાદ રાખવા શીખવ્યું છે. તેઓનેજ છે.

" એહદેનસ સેરાતાલ મુસ્તકીમ " સેરાતલ લજીનાં અનઅમતા અલયહીમ, ગયરાલ મગજુબે અલયહીમ વલજ ઝાલેમીન. *

એટલે—હે ! ખુદા, તું અમોને સીધો રસ્તો ( સતપંથ ) બતાવ કે, જે પ્રાચીન ઈસ્લામીઓ જે રસ્તા પર દ્રઢ હતા અને જેના પર તેં તારી નિયામત ઉતારી હતી. એવો રસ્તો નક્કી બતાવ, કે જેઓ આડે મારગે ગયા એટલે સતપંથના વીરૂધ ચાલ્યા હતા, અને જેના ઉપર તેં ગજબ ઉતારયો હતો."

**તપાસ**—બિરાદર વરતેજી ! એ તમારો ઘરમાં સમજાવવાનો ખોટો પક્ષપાત છે. હિન્દુ દેવતાઓનાં દ્રષ્ટાંતો પાક કુરઆને શરીફમાં મોઘમ ફીકરાઓમાં છે—એમ, ભોળા ભાઇઓને સમજાવવા ખાતર તમો બાજી રચી રહ્યા છો; પણ તે ખોટી બાજી છે ! તે દ્રષ્ટાંતો મોઘમ ફકરાઓમાં હોવાનું કારણ શું, તે જરા સમજાવશો કે ? કદાચ વધુ દેવતાઓના દ્રષ્ટાંતો ( ખુલ્લી રીતે તેઓના નામ સાથે ) પાક કુરઆને શરીફમાં સ્પષ્ટ રીતે ન હોય તો હજી સમજ્યા; પણ જેવી રીતે, પાક કુરઆને શરીફમાં, મશહુર અને ઉલુલ્લ અઝમ ( મ્હોટા ) પયગંમ્બરોનાં દ્રષ્ટાંતો સ્પષ્ટ રીતે ( નામો સહીત ) છે, તેવી રીતે ફકત

* એ આયતોમાં ગલતીઓ કરેલ છે—પણ અમોએ નકલે નકલ ઉતારેલ છે.

"જીમ."

આઠ કે નવતારોમાંના કોઇનું દષ્ટાંત પણ એવી ખુલ્લી રીતે શું કરવા નથી? તેની જરા સમજ પાડશો ખરા, કે ભોળાઓને ભમાવતાજ રહેશો? (વધુ નહિ તો ફક્ત અવતારોમાના આઠ નવનું તો દષ્ટાંત નામો સહીત ખુલાસાથી હોવું જોઇએ કે નહિ?) બિરાદર! તમોએ તમારી માન્યતા સિધ્ધ કરવા ખાતર પાક કુરઆને શરીફ સાથે જે ચેડા કાઢેલ છે, તેનો અંજામ રોઝે કીયામતમાં સારો નથી, એ તમોને ચેતવણી આપવાની ફરજ સમજું છું. જે અર્થો તમોએ જણાવ્યા છે, તે કયા આધારો ઉપરથી ઉપજાવેલ છે, તે જરા સ્પષ્ટ કરી બતાવશો ખરા? બિરાદર! તમોએ તમારી માન્યતા સિદ્ધ કરવા ખાતર મનઘડત અર્થો ઉપજાવી કાઢયા છે—છતાં પણ તે અર્થોથી પણ હિન્દુ દેવતાઓ વાલી થીયરી કોઇ રીતે પણ સાબેત થઇ શકતી નથી. (મોઘમ શબ્દોમાં પણ એવી થીયરી સાબેત થઇ શકતી નથી).

૧૦—" બીરાદર જીમ—પ્રાચીન જમાનાની તવારીખો વાંચશો અથવા કોશેશ કરશો તો એજ હીન્દુનાં દેવો મળી આવશે કે જેઓ **સેરાતલ મુસ્તકીમ** પર હતા એટલે **સીધો રસ્તો** કે **સતપંથ** પર ચાલનારા હતા."

**તપાસ**—બીરાદર વરતેજી! પ્રાચીન જમાનાની તે ત્વારિખો કઈ કઈ તે જરા જણાવશો કે? તે ત્વારિખોનું વાંચન કરવાની સૂચના કરો છો— પણ તમેજ તે ત્વારિખોના ઉતારાઓ આપીને તમારા કથનને પુષ્ટી કેમ આપતા નથી? મારી કોશેશ અને વાંચનથી તો તમારા મુદ્દાનું સંપુર્ણ ખોટારૂં જણાઈ આવેલ છે જે—માટે "મી૦ વરતેજીની ઇત્તિહાસીક અજ્ઞાનતા" વી૦ પ્રકરણોમા વિવેચન કરી ગયો છું.

૧૧—" વાંચો નીચેનો શ્લોક—કે જેનો લગભગ મતલબ કુલહોવલ્લાહના સુરાને મળતોજ છે—કે

" અજર અમર મેંકુ સચ્ચીદાનંદ રૂપ.
" નીખીલ ગુણુ વીકીન સર્વથા ભેદ સુન્ય.
" નીગમ પથ સુગમ્ય કલ્પીતા ધીસ્ત લોક.
" કૃતી કુમતી જ્યાર્થ ભાવથેંદ બ્રહ્મપુર્ણ.

અર્થ—હચ્યુમ, વહેદ, અને સતચીત અને આનંદ રૂપ નીરગુણુ–તેમજ લામકાં પર વસનારા અને ગેબની વાતો જેને સુગંમ છે, અને ( કુન ફ્રય કુનની કલ્પના ) વડે, જેણે ત્રણે લોક બનાવ્યાં, જે હમેશાં નેક કામમાં મદદ કરે છે એવા બ્રહ્મ ( ખુદા ) ને હું ભાવસહીત નમુછું. એ શ્લોક–અને કુલ્હો વલ્લાહો અહદ અલ્લાહુ સમદ લમ યલીદ વલમ યુલદ વલમ યકુલ્લાહુ કોફોવન અહદ એટલે–કહેકે અલ્લાહ એક છે, ને અલ્લાહ સ્વતંત્ર છે તે કોઇનાથી જનમ્યો નથી, તેમ તેનાથી કોઇ જનમ્યુ નથી. તે એવો એક છે કે તેનાં જેવો બીજો નથી."

તપાસ—બિરાદર ! એ શ્લોકો તમોએ કયા વેદમાંથી ટાંકેલ છે, અને તેના અર્થો કયા આધારે લખેલ છે, તે જરા સ્પષ્ટ કરી બતાવશો કે ? જોકે મજકુર શ્લોકનાં જે અર્થો તમોએ જણાવેલ છે તેમાં, અને કુલ્લહો વલ્લાહના અર્થોમાં સંપુર્ણ મળતાવડાપણું તો નથી જણાતું–છતાં મજકુર શ્લોકોના અર્થ મુજબ પણ ઇશ્વરના અવતારોનો નિષેધ જણાઇ આવે છે. પણ તમોતો ઠેકઠેકાણે અવતારી માન્યતા મનાવવા મથન કરો છો, તે મજકુર શ્લોકથી વિરૂધ્ધ છે, તેનું કેમ ? બિરાદર ! આએ મુદ્દો તમોએ મુદ્દા ના૦ ૧૦ ના ટેકામાં ટાંકેલ છે–પણ મજકુર શ્લોકથી કે સુરએ કુલ્હો વલ્લાહથી કોઈ પણ રીતે તમારા મુદ્દા ના૦ ૧૦ ને ટેકો મલતો નથી.

૧૨—" આ મુજબ ખુદા અને ઈશ્વરની એકતાની તાલીમ કઇરીતે ઇસ્લામની વીરૂધ છે પ્રાચીન અને અર્વાચીન ઇસ્લામની આ સ્થીતી પછી હીન્દુ દેવો જુદા છે, એમ માનવું જુઠ છે, વળી

" ઇન્ની જાએલુન ફીલ અરઝે ખલીફા "

એટલે—હું એક મારો ખલીફો ( ઇમામ ) દુનીયામાં કાયમ રાખું છું. એના મતલબને મળતું ખુદાઇ વચન ગીતામાં છે કે—

" યદા યદાહી ધર્મસ્ય, ગલાની રભવતી ભારત
અભ્યું ત્થા તમ ધમસ્ય તદાતમ નમસુજા મ્યહંમ

એટલે—જ્યારે જ્યારે દુનીયા ઉપર ધર્મનો લોપ થાય છે, ત્યારે ત્યારે તેને ધર્મ વડે ફરી સ્થાપવા અવતાર ધારણ કરૂં છું ( એટલે ) ઇમામને જાહેર કરૂં છું. "

**તપાસ**—બિરાદર ! જ્યારે એકતાની તાલીમ ઇસ્લામ થી વિરૂધ્ધ નથી, એમ તમો જણાવવા માંગો છો, ત્યારે તમોએ ઇશ્વરના માટે તમારી સોમીકામાં "એકોહં બહુસ્યાયંમ પ્રજાયાં " ( હું એક છું અને બહુ થાઉં ) જણાવેલ છે, તેના માટે શું સમજવું ? તો તે શ્લોક મુજબ એકતા કેવી રીતે ટકી શકશે, તેનો જરા તમોએ ખ્યાલ કીધો છે ખરો કે ? " હિન્દુ દેવો જુદા છે " એ પ્રશ્નજ કયાં છે, એતો તમો ફોકટ ડહાપણ ડોળો છો. મારો સવાલ તો " હિન્દુ દેવો શું, ઈસ્માઇલી ધર્મ ફેલાવવાને મુખ્ય હતા ? " એ મુદ્દા ઉપરે હતો બાકી વગર આધારે હિન્દુ દેવતાઓને પયગમ્બરો અને ઇમામો જણાવવા નીકળવું, એ અલબતા જુઠ છે. બિરાદર ! " ઈન્ની જાએલુન " વાળી આયત અને " યદાયદાહી " વાળા શ્લોકની તમો સરખામણી કરો છો

પણ તેમાં સજ્જડ થાપ ખાઓ છો. જોકે તે આયતના અર્થનો તમોએ અનર્થ કરેલ છે—છતાં તે અનર્થ પ્રમાણે પણ સરખામણી બરાબર નથી. બિરાદર ! તમોએ આયતનો જે અનર્થ કરેલ છે તે મુજબ એમ જણાય છે કે, ખુદા ફરમાવે છે—"હું એક મારો ખલીફો ( ઇમામ ) દુનીયામાં કાયમ રાખું છું" જ્યારે શ્લોકના અર્થ પ્રમાણે તો, જ્યારે જ્યારે દુનીયા ઉપરે ધર્મનો લોપ થાય છે ત્યારે શ્રીકૃષ્ણ અવતાર ધારણ કરે છે, એવો મતલબ નીકળે છે. એટલે આયતના અનર્થ પ્રમાણે ખુદાના તરફથી ઇમામ હમેશાં કાયમ હોય છે—અને શ્લોક પ્રમાણે ધર્મનો લોપ થાય છે ત્યારે શ્રીકૃષ્ણ પોતે અવતાર ધારણ કરે છે, એમ મ્હોટો તફાવત રહેલો છે, છતાં તમો કેવી રીતે સરખામણી કરવા બાહેર પડયા છો ? બાકી " અવતાર ધારણ કરૂં છું " ના બદલે તમોએ તમારા તરફથી " ઇમામને જાહેર કરૂં છું " ઠોકી બેસાડેલ છે, તે કોઇપણ કબૂલ રાખે તેમ નથી. ઉલ્ટા તમો હાંસીને પાત્ર ઠરો છો. બિરાદર ! જે શ્લોક તમોએ ટાંકેલ છે તેથી તમારો બીજો પણ એક મુદ્દો નબળો થઇ જાય છે. તમોએ અવી થીયરી પેશ કરેલ કે, ખુદાઈ જયોતી ( ખુદાઇ નુર ) હમેશા કાયમ રહે છે પણ શ્લોક મુજબ તો જ્યારે ધર્મનો લોપ થાય છે ત્યારેજ અવતાર થાય છે—એટલે વચમાં જમાનો અવતારી પુરૂષ વગર ખાલી હોય છે જેથી ધર્મનો લોપ થઇ જાય છે, અને ધર્મ સુધારણા માટે ફરી નવો અવતાર થાય છે, એ ખુલ્લું જણાઇ આવે છે.

૧૩—" ઇસ્લામનો અર્થ પોતાની ટુંકી સમજ પ્રમાણે કરવા પહેલાં, તેને જમાનામાં મોજુદ ઇમામ પાસેથી સમજો. આખર જમાનામાં પેગંબરની ઉમ્મત ગોવાળ વગર રેહી નથી. એ " નહજુલ બલાગા "

ના હ૦ અલીના વચનો તરફ નેગાહ કરો, આ દુની-યાની રચનાની શરૂઆતથી અંત સુધી ખુદાઇ રોશની ઈમામ હોય છે. તેના વગર દુનીયાનો નાશ થઈ જાય."

**તપાસ**—બિરાદર ! હું પણ તમોને એજ કહેવા માંગું છું કે, તમો તમારી લાંબી સમજ (!) પ્રમાણે ઇસ્લામનો જે અર્થ કરી રહ્યા છો અને ઇસ્લામને જે રૂપ આપી રહ્યા છો, તે તમારા મોજુદ ઇમામના હુકમ અનુસાર છે કે નહિં. તે સમજો અને સોંચો ! મનુષ્ય ઉત્પતીની * શરૂઆતથીજ ખુદાની હુજ્જત વગર ઝમાનો ખાલી રહ્યો નથી—પછે તે હુજ્જત પયગમ્બર રૂપે હોય અથવા ઇમામ રૂપે. પણ તમો તો હરેક ઝમાનામાં શરૂઆતથીજ ઇમામ-નુંજ હોવું જરૂરી જણાવો છો, જેની તપાસ આગળ કરી ગયો છું, બિરાદર ! તમો આએ મુદ્દામાં ઈમામનું હમેશા હોવાનુ જણાવો છો, અને ઈમામ એટલે **અવતાર** હોવાની પણ તમો માન્યતા ધરાવો છો, તો અવતાર તો હમેશા નથી હોતો, ( અવતાર વગર ઝમાનો ખાલી પણ હોય છે ) તેનું કેમ ? ( જુઓ, મુદ્દા નં૦ ૬૨ ની તપાસ ).



* નાં૦ આગાખાન સાહેબ તો ફરમાવે છે કે, "હિંદુઓની વાતો એલમમાં પડો છો તે વ્યાજબી નથી" ( જુઓ, ' અમુલ્ય મોતીની માળા, ભાગ ર જો " પૃષ્ટ ૧૬ )

# જવાબ નાં. ૪૯ ની તપાસ.

મારા ૪૯ મા સવાલમાં, મી૦ વરતેજીના ઈમામોના જીવન ચરિત્રો માટે મી૦ વરતેજીને પ્રશ્ન કરેલ, જેનો જવાબ મી૦ વરતેજીએ આપેલ તેમના મુદ્દાઓ—

૧—" મીત્ર જીમ—આ તમારા લંબાણુ સવાલનો જવાબ ટુંકો ટચ છે કે, અલીથી આગાખાન સુધીના ઈમામોના જીવન ચરીત્ર ફારસીમાં છે, ઉરદુ થયેલા નથી. જેના લખનાર શાહનાશર અરબીમાં છે જે-ના લખનાર ઈસ્માઈલી મહાન દાઈ મોઈનુદ્દીન અરબી છે. "

**તપાસ**—બિરાદર વરતેજી ! તે જીવન ચરિત્રો ફારસીમાં છે—ઉરદુ થયેલા નથી એમ જણાવીને, ફારસી ગ્રંથકર્તાઓના નામોમાં શાહનાસરનું નામ જણાવો છો, અને વખતે ગ્રંથ અરબીમાં છે એમ જણાવો છો, તેનું કાંઈ કારણ સમજાવશો કે ? વળી હ૦ અલીથી ના૦ આગાખાન સુધીનાં જીવન ચરિત્ર લખનાર તરીકે શાહનાશરને જણાવો છો— પણ શાહનાસર કયારે થઇ ગયા, તેનો જરા ખ્યાલ કરશો કે ? શાહનાશરે, ના૦ આગાખાનો વી૦ નાં જીવન ચરિત્ર ઝમાનાઓ અગાઉથી કેવી રીતે લખી કાઢેલ, તેની જરા સમજ પાડશો કે ? શાહનાસર એ કોણ, તે જરા સ્પષ્ટ કરશો કે ? મારા અનુમાન મુજબ તો નાસર ખુસરૂ ( કે જેઓને દબીસ્તાનુલ મઝાહેબના કર્તાએ અમીર ખુસરો જણાવેલ છે તે ) ને તમો શાહ નાસર જણાવો છો પણ શાહનો શબ્દ તો તમોએ ઈમામ માટેજ ખાસ જણાવેલ, તેનુ કેમ ? વળી મોઈનુદ્દીન અરબીને તમો

ઇસ્માઇલી હાઇ " કયા આધારે જણાવો છો, તેનો કોઇ તારિખી પુરાવો આપશો કે ? બિરાદર ! મજકુર બેઉ ગ્રંથકર્તાઓના ગ્રંથોનાં નામો શા શા છે ? તે જરા જણાવશો કે ? વળી તે ગ્રંથોમાં હાદી મોહ્તદી અને કાહેરનું અલમોતમાં હોવાનું જણાવેલ છે કે નહિ ? અને અલમોતના હાકેમોને શાહ નીઝારના વંશમાંથી જણાવેલ છે કે નહિ ? તેમજ રૂકનુદીન ખુરશાહ પછીના વંશનું વર્ણન તેમાં છે કે નહિ ? તે જરા સ્પષ્ટ કરી બતાવશો કે ? બિરાદર ! આએ મુદ્દામાં તો તમો એવા જીવન ચરિત્ર માટે ' ઉરદુમાં થયેલા નથી ' જણાવો છો—પણ પાછો મુદ્દા નાo ૪ માં તો " ફાતમાઇ ખલીફાતની ઉરદુમાં હીસ્ટરી છે " એમ જણાવો છો, તો તેના માટે શું સમજવું ?

૨—" તથા બીજા ગ્રંથો ખુશરો જેવા પ્રખ્યાત ઇસ્માઇલી હાઇયો છે અને તેની તાલીમ ઇરાનમાં મશહુર છે. અફઘાનીસ્તાનમાં પણ એજ ગ્રંથો જાણીતા ને માનીતા છે. "

તપાસ—બિરાદર ! બીજા ગ્રંથો કે જેઓને તમો ખુશરો જેવા પ્રખ્યાત ઇસ્માઇલી હાઇઓ જણાવોછો, તે ગ્રંથો કયા ? અને તે કોણે બનાવ્યા છે, તથા કયાં છપાયા છે, તે જરા જણાવશો કે ? તે ગ્રંથો ઇસ્માઇલી હાઇઓ (!) કેવી રીતે થયા, તે પણ જરા જણાવશો કે ? તે ગ્રંથોની તાલીમ ઇરાનમાં કેવી રીતે મશહુર છે, તે જરા સ્પષ્ટ કરશો કે ? અફઘાનીસ્તાનમાં તે ગ્રંથો કેવી રીતે માનીતા છે અને તે કોની પાસે માનીતા છે, તેની જરા વિગત પુરી પાડશો કે ? વળી એ મુદ્દામાં તમો જે ખુશરોનું

નામ આપો છો, તે તમારા મુદ્દા ના૦ ૧ વાળા શાહનાસર કે બીજા કોઇ ?

૩—" મીસરમાં આગાખાનનાં વડવા જેઓ ઇમામ હતા, તેઓએ ( ૩૦૦ ) ત્રણસો વરસ સૂધી ભોગવેલ રાજસતા મશહુર છે. તેમના વખતમાં **ઇસ્લામી યુનીવરસીટી** પહેલ વહેલી સ્થપાયેલ છે, લાઇબ્રેરી અને **સાહીત્ય** કળા માટે તેની હરીફાઇ હજુ સુધી થઇ શકી નથી. "

**તપાસ**—બિરાદર ! ના૦ આગાખાનના વડવાઓની જે હુકુમત-રાજ્યસતા ૩૦૦ વરસ સૂધી મીસરમાં હોવાનુ જણાવો છો, તે કયા આધારે, તેની જરા સમજ પાડશો કે ? પહેલ વહેલા શાહમોએઝ મીસરના પાયતખ્ત કેરોમાં રાજ્યસતા ઉપરે આવ્યા તે તમારા ગોઠીયા મી૦ ચુનારા તરફથી પ્રગટ થયેલ " **ફ તમાઇ ખીલાફ્ત** " ના પૃષ્ટ **૬૧ મુજબ હી. સ. ૩૬૧ ની સાલ હતી,** અને આગાખાની શાખાની મીસર ઉપરેની હકુમત ( તમો આગાખાની લેખકોના જણાવ્યા મુજબ ) શાહમુસ્તનસર બિલ્લાહ સૂધી હતી તો તેઓની વફાતનો સમય હી. સ. ૪૮૭ છે; એટલે એ હિસાબે એ શાખાની મીસરની હુકુમત ૧૨૬ વર્ષ રહ્યાનુ સિધ્ધ થાય છે. બિરાદર ! તમો ત્રણસો વર્ષ જણાવો છો તે કયા આધારે ? શું, **શાહ મુસ્તન સરબિલ્લાહ** પછી જે હાકેમો ફાતમી ખલીફાઓના નામથી રાજયગાદી ઉપરે આવેલા, તેઓને પણ તમારા **ઇમામો** ગણો છો ? ( પણ તે હાકેમોને સાથે ગણતાં પણ ૩૦૦ વર્ષ નથી થતાં. **શાહ મોએઝ હી. સ. ૩૬૧** માં **કેરોમાં** રાજ્ય ગાદી ઉપરે આવ્યા—છેવટે તે વંશના છેલ્લા હાકેમ **અદીદ લેદીનીલ્લાહ** પાસેથી પ્રખ્યાત **સુલતાન સલાહુદ્દીને**

હી. સ. ૫૬૭ પાંચસોને સડસઠમાં મીસરનો કબજો લઇ લીધો; તો એ હિસાબે પણ ૨૦૬ વર્ષ થાય છે ). *

૪—" તેજ ઈમામો પૈકી સુલતાન સલાહુદીને જેરૂસલામ (૧૧૩૭) × માં કેવી ઉભતાં વડે મેળવ્યું તેનો લખેલો ઈતીહાસ અને તવારીખ નારેથ મી૦ બરનીયારનો વાંચો. ગુજરાતીમાં તેવી કોશેસ

---

* મીસરની યુનીવરસીટી વી૦ સબંધે મી૦ વરતેજીએ જે જણાવેલ છે–તેના માટે જાણવાનુ કે, તે યુનીવર્સીટીના માટે અલબત્તા તવારિખોમાં સનદો જણાય છે; પણ તે યુનીવર્સીટી કેવા ઉદેશથી સ્થાપવામાં આવેલ, તેનો ઉપયોગ ઇસ્માઇલી મત ફેલાવવાના માટે કેવી રીતે કરવામાં આવતો હતો, તેમાં પાયરીઓ રાખવામાં આવેલ તે પાયરી દર પાયરી ઇસ્માઇલી મત માટે કેવું શિક્ષણ આપવામાં આવતું, વી૦ વી૦ બાબતો માટે પણ તવારિખો પુરતું અજવાળું પાડે છે. કદાચ તે યુનીવરસીટી અંગત સ્વાર્થ સાધવા ખાતર નહિ, પણ પબ્લીકનાં હિતાર્થે સ્થાપવામાં આવી હોય તેવીજ રીતે લાયબ્રેરીની સ્થાપના પણ એજ હેતુએ કરવામાં આવી હોય–અને સાહિત્ય કળાને પણ ઉતેજન આપવામાં આવ્યું હોય તો પણ એ બાબતોથી કાંઇ ઇમામત સાબેત થઇ જતી નથી. અગર ફાતમી ખલીફાઓ તરફથી એ ખાતાઓ પબ્લીકનાં હિતાર્થે ખોલવામાં આવ્યા હોય, તો પણ તેથી કાંઇ તેઓની ઇમામત માટેના પ્રશ્નનો તેથી નિર્ણય થઇ જતો નથી. ( સાહિત્ય, કળા, વિદ્યા, હુન્નર વી૦ ને ઉતેજન આપવું એ જુદી બાબત છે–અને ઇમામત એ જુદી બાબત છે. ) બાકી મી૦ વરતેજીએ એ ખાતાઓ માટે " તેની હરીફાઇ હજી સુધી થઇ શકી નથી " એમ જે ઉદ્દગાર કહાડેલ છે–તેમાં અતીશ્યોકતી જણાય છે !

× એમ. ઝાકીર હુસેન જાઅફર કૃત " તારીખે ઇસ્લામ " વી૦ માં હિ. સ. ૧૧૮૭ ( હી. સ. ૫૮૫ માં ) જેરૂસલામ ફતેહ કર્યાનું જણાવેલ છે.

"જીમ."

બારીસ્ટર જાફરભાઈ રહેમતુલ્લા કાદરાએ ખોજા કોમના ઈતિહાસ સાથે જોડેલ છે તે વાંચો. મી૦ નવરોજી ડુમસીઆનું આગાખાન પુસ્તક વાંચો અને ફાતમાઇ ખલીફાતની ઉરદુમાં હીસ્ટરી છે, તે તરફ નેગાહ કરો. તેમજ મારા મીત્ર મી૦ ચુનારાએ હમણાજ "ફાતમાઇ ખલીફાત" નું પુસ્તક તેવીજ મતલબનું લખેલું છે, તે વાંચો તો તમારી આ બાબતમાં આંખો રોશન થશે."

**તપાસ**—આએ મુદ્દાની શરૂઆતમાં મી. વરતેજીએ જે ગોટો વાળેલ છે, તેનું તેઓને ભાન રહ્યું નથી ! શું, સુલતાન સલાહુદીન ઇમામો પઇકી ( ઇસ્માઇલી ઇમામો પઇકી ) ના હતા કે ? ( જેરૂસલામ ફતેહ કરનાર સુલતાન સલાહુદીન તો ક્રુઝેડની ધાર્મિક લડાઇમાં પ્રખ્યાત થયેલા સુલતાન હતા—કે જેઓ અય્યુબી ખાનદાનમાંથી મીસરના પહેલા હાકેમ થયા છે. ) મતલબ કે એ સબંધમાં મી૦ વરતેજીએ ગોટો વાળેલ છે-એટલે બરનીયાર નો ઇતિહાસ વાંચવાની કાંઇ અગત્ય જણાતી નથી, છતાં એ સબંધમાં જવાબ ના૦ ૫૦ ની તપાસમાં વિવેચન કરીશ. ફાતમાઇ ખલીફાત (ઉર્દુ) કયાં પ્રગટ થયેલ છે, અને તેના કર્તા કોણ છે; તે જણાવવાને મી૦ વરતેજી ભુલી ગયા છે. બાકીનાં જે ગુજરાતી પુસ્તકો વિશે મી૦ વરતેજી જણાવે છે, તે ત્રણે પુસ્તકો તેઓના ટોળાની ફેવરનાજ છે. છતાં મી૦ વરતેજીની આંખો રોશન કરવા ખાતર તે ત્રણે પુસ્તકોની ટુંક તપાસ હાથ ધરીશ.

**"ખોજા કોમનો ઈતિહાસ" ની તપાસ—**

૧—હ૦ ઇમામ હસન અ૦ ને બીજા ઇમામ તરીકે જણાવેલ છે અને તેઓની જાહેરી કારકિર્દી પેજ ૧૫૭ થી ૧૬૧ સુધીમાં વર્ણવેલ છે. ( જયારે મી.

વરતેજી વગેરાઓ તેઓને ઈમામ તરીકે સ્વિકારતા નથી ).

૨—હ૦ ઇસ્માઈલ માટે પેજ ૧૯૨ માં જણાવેલ છે " પોતાના પીતા ઇમામ જાફરની હૈયાતીમાં ગુજરી જવાથી ઈમામ ઇસમાઇલ વીશે કાંઇ જણાયલું નથી." ( જ્યારે મી૦ વરતેજી વી. લેખકો તો હ. ઇસ્માઇલને ઇમામ જાઅફરે સાદેક અ. પછી કેટલીક મુદ્દત હયાત જણાવવા માટે તરેહવાર કોશેશો કરી રહ્યા છે—અને જાહેરી કારકિર્દી માટે પણ તરેહવાર હકીકતો ઉપજાવી કહાડે છે. )

૩—હ૦ મહમદ બિન ઇસ્માઇલનું નામ ઇમામોની ટીપમાં ૮ માં નંબરે, પેજ ૧૯૨ ઉપરે જણાવેલ છે. પણ તેઓ કયારે જન્મયા, કયારે વફાત પામ્યા વી. કાંઇ પણ હકીકત નજરે પડતી નથી. ( જ્યારે મી. વરતેજી વી. તો તેઓને સાતમા નંબરે ઈમામ જણાવે છે. અને ઇમામતની ગાદીએ આવ્યાનો સન તેમજ વફાતનો સન, તેમજ કેટલીક જાહેર કારકિર્દી જણાવવા મથન કરે છે ).

૪—હ૦ મહમદના ફરઝંદનું નામ અબ્દુલ્લા, તેઓના ફરઝંદનું નામ આહમદ. અને તેઓના ફરઝંદનું નામ હુસેન જણાવેલ છે. અને તેઓને અનુક્રમે ( પેજ ૧૯૩ માં ) ૯—૧૦—૧૧ માં નંબરે જણાવેલ છે. ( જ્યારે મી૦ વરતેજી વી૦ તો તે નામોનાં બદલે વફી આહમદ, તકી અહમદ, રઝી અબદુલ્લા જણાવે છે—અને તેઓને ૮—૯—૧૦ માં નંબરોએ જણાવેલ છે ).

૫—હ૦ નીઝારને ( પેજ ૨૦૩ માં ૨૦ માં નંબરે જણાવેલ છે, અને તેઓના ફરઝંદનું નામ **મહમદ** ૨૧ માં નંબરે જણાવેલ છે. અને તેવણનાં ફરઝંદને ( પેજ ૨૦૯ માં ) **હસન ઝકરીયા સલામ** તરીકે ૨૨ માં નંબરે જણાવેલ છે. ( અને તે હસન ઝકરીયા સલામના માટે જણાવેલ છે કે, " મહમદ બિન કીયાના વખતમાં રૂદબારમાં આવ્યા. ( જ્યારે મી૦ વરતેજી વી૦ લેખકો તો હ૦ નીઝારને ૧૯ માં નંબરે જણાવીને ૨૦ માં નંબરે **હાદી**, ૨૧ માં નંબરે **મોહતદી**, અને ૨૨ માં નંબરે **કાહેર** જણાવીને ૨૩ માં નંબરે ( કાહેરના ફરઝંદ તરીકે ) **હસન ઝકરીયા સલામને** જણાવે છે. ઉપરાંત હાદી, મોહતદી, અને કાહેરનું **અલમોતમાં** હોવાનું જણાવેલ છે—અને ઝકરીયા સલામનું **અલમોતમાં** (કાહેરના ફરઝંદ તરીકે ) જન્મવાનું જણાવે છે.

૬—હસન ઝકરીયા સલામને ૨૨ માં નંબરે જણાવીને—૨૩,૨૪,૨૫ માં નંબરોએ—અલાઉદ્દીન મહમદ જલાલુદ્દીન હસન, આલા મહમદ શાહ જણાવેલ છે. ( જ્યારે મી૦ વરતેજી વી૦ તો હસન ઝકરીયા સલામને ૨૩ માં નંબરે **અલા જકરીયા સલામ** તરીકે જણાવે છે—અને ૨૪,૨૫, ૨૬ માં નંબરોએ આલા મહમદ ખુદ જલાલુદ્દીન હસન, અને **અલાઉદ્દીન મહમદ** જણાવેલ છે. )

૭—કાસમ અલી, **જાફર શાહ**, અબુલ હસનના નામો અનુક્રમે ૪૨-૪૩-૪૪ નંબરે જણાવેલ છે, ( જ્યારે મી. વરતેજી વી. લેખકોએ તો ૪૩ માં **કાસમ અલી** અને ૪૪ માં **અબુલ હસન અલી** જણાવેલ છે—અને **જાફર શાહનું નામ** ( મેળ મીલાવવા સારૂ ) કાઢી નાખેલ છે ).

૮—૨૭ માં નંબરે શમસદ્દીન મહુમદને જણાવીને, ત્યાર પછી અનુક્રમે ૪૩ નંબર સૂધાં જાફર શાહ સુધીના નામો જણાવીને, ૪૩ માં નંબરે જાફર શાહનું નામ નોંધીને ત્યાર પછી રિમાર્ક કરે છે કે, " ૨૭ મા ઇમામથી તે ઇમામ જાફર શાહ સુધી તવારીખમાં કાંઈ મળતું નથી. પણ ઉપલી વીગતો કરાચીવાળા હા૦ સુલેમાન ગુલામ હુસેન હાજીએ એક શજરો છપાવ્યો છે તેપરથી લીધી છે. " ( એ હકીકતથી મી૦ વરતેજી વી૦ ના દાવાની પોલ ખુલ્લી થઈ જાય છે. એક બેરીસ્ટર, અને તે પણ ના૦ આગાખાનનાં ટોળામાંનાજ, તેઓને પણ ૨૭ મા ઇમામથી કરીને ૪૩ માં ઇમામ સુધીની કારકિર્દી માટે તવારીખોમાંથી કાંઇ મળ્યું નથી. )

૯—પેજ ૨૨૦ માં પીર શમ્સના માટે લખેલ છે કે, " પીર શમસે ઈ. સ. ૧૪૫૮ માં કાશમીરમાં આવી કેટલાકને ઇસ્માઈલી ધર્મમાં વટલાવ્યા હતા. પીર શમસ સુલતાનની પાસે ભાવલપુરના ઉચ્છ ગામમાં રહ્યા હતા, અને કાશમીર અને પંજાબ મલી ૭૫૦૦૦ માણસો હાલ એને માને છે " ( એ ઉપરથી મી૦ વરતેજી વી૦ લેખકો કે જેઓ પીર સમસ, શમ્સ તબ્રેઝી, અને પોતાના ૨૮ માં ઇમામ શમસદીન મહુમદને સેળભેળ કરીને મનઘડત હકીકતો ઉપજાવી કાઢે છે, તેઓએ ધડો લેવો જોઇએ. " ઇસ્માઈલી દર્પણ " ના કર્તાએ પણ પેજ ૨૧ માં પોતાના ૨૮ મા ઇમામ શમસદીન મહુમદનો સમય ઇ૦ સ૦ ૧૨૫૬ થી ૧૩૧૦ સુધીનો જણાવેલ છે-ત્યારે જેઓ પીર શમ્સ અને શમસદીન મહુમદને એકજ ગણાવવા માંગે છે તે કયાંથી ચાલી શકે ? )

એ રીતે ખોજા કોમનો ઇતિહાસની ટુંક તપા ઉપર કરી બતાવી છે. એ પુસ્તકના કર્તા એક એરીસ હતા, અને ના૦ આગાખાનના ટોળામાંથી હતા—ઉપરાંત પુસ્તક ખુદ ના૦ આગાખાન સાહેબનેજ અર્પણ કરવા આવેલ છે, એટલે તેમાંની હકીકત આગાખાની બંધુ પાસે મી૦ વરતેજી જેવા લેખકો કરતાં વધુ વજના ગણાવી જોઈએ.

" આગાખાન" પુસ્તકની તપાસ—

૧—મોહરમની ૧૦ મી તારીખનું વર્ણન કરતાં, પે ૪૯ માં જણાવેલ છે—"જ્યારે ચુસ્ત શીઆઓ પ ખરા દુઃખની લાગણીથી આંસુઓ વરસાવતા, ર લોહી નીકળે ત્યાં સુધી જોરથી છાતી કુટતા. વર વરસ હુસ્સેનની પવીત્ર યાદમાં માહતમ જારી ર છે." ( ત્યારે મી૦ વરતેજી જેવાઓ-કે જે શીઆહનો દાવો તો કરે છે-પણ અઝાદારી મી લવા માટે તનતોડ પ્રયાસો બાહરી રહ્યા છે ) !

૨—કરબલાએ મોઅલ્લાની પવિત્ર ભુમી માટે પેજ મા જણાવેલ છે—" તો પણ એક ભારે પવીત્ર શહેર તરીકેની તેની અગત્ય હજી જારી રહી છે, અગત્ય સઘળા સાચ્ચા શીઆઓના નજરમાં મક્કાથી સહેજબી ઉતરતી નથી. ( પણ મી૦ વર જેવા મીશનરીઓ તો કરબલાની પવિત્ર ભુ ઝીયારત કરવા જવાનો ખુલ્લો અનાદર કરી છે—અને અટકાયત કરવાને કમર બાંધેલી છે) !

૩—" હ૦ અલી અ૦ ને "ખુદા" કહેવા ન જોઇએ, ટેકામાં પેજ ૫૧ ઉપરે જણાવેલ છે—" પરંતુ હ૦ અલીને ખુદા એવી બુલંદ મતલબથી કહીને

વામાં આવ્યો નથી. એથી ઉલટું, ખુદ તેને તો, પોતાને અપાતી એવી કોઈપણ ઈલાહી ઇજ્જત તરફ જબરી કંપારી છુટતી હતી." (પણ મી૦ તરતેજી જેવાઓ તો હ૦ અલી અ૦ ને "ખુદા" તરીકે મનાવવા માટે તનતોડ પ્રયત્ન આદરી રહ્યા છે. બલકે પોતાના દરેક ઇમામને "ખુદા" તરીકે જણાવી રહ્યા છે!

૪—પેજ ૫૩ માં હ૦ ઈસ્માઇલને સાતમા ઇમામ તરીકે જણાવેલ છે. (જ્યારે મી૦ વરતેજી વી૦ તેઓને ૯ઠ્ઠા ઇમામને તરીકે જણાવે છે.)

૫—પેજ ૫૬ માં હસન સબ્બા માટે જણાવેલ છે—"હસન સબ્બાને ઇસ્માઇલીઅનો સાથે કેટલાક લોકો ભુલથી ભેળી નાખે છે. પણ આપણે જોયું તેમ હસન સબ્બા તો ઇસ્માઇલી હતોજ નહિં. તેનો પંથ ખુદ ખરા ઈસ્માઇલીઅનોથી જુદોજ હતો." (જ્યારે મી૦ ચુનારા અને મી૦ વરતેજી વી૦ તો હસનસબ્બાને ચુસ્ત ઈસ્માઇલી અને ઇસ્માઇલીયોનાં પ્રખ્યાત દાઈ તરીકે જણાવે છે— બલ્કે તેને અલમોતનો યોદ્ધો જણાવે છે!

૬—પેજ ૫૬ ઉપરે હ૦ ઇસ્માઇલનાં વંશજોને "બસારત નહિ પામેલા ઇમામો" (એટલે વગર નસ થયેલા ઈમામો) તરીકે જણાવેલ છે. (જ્યારે મી૦ વરતેજી વી૦ તો પોતાના સર્વે ઇમામોને "નસ થયેલા ઇમામો" તરીકે જણાવવા વેતરણ કરે છે).

૭—પેજ ૫૯ ઉપરે ફેતિમાઇટ ખીલાફતના સ્થાપક ઓબે-ઉદેલ્લાહ (ઓબયદુલ્લાહ મેહદી) ને અબ્દુલ્લાહ (બીન મૈમુનનાં સાગેરદ (શિષ્ય) જણાવેલ છે. (પણ મી૦ વરતેજી વી૦ તો પોતાના સર્વે ઇમા-

મોને " રાસેખુન ફિલ ઇલ્મ " એટલે ઇલ્મમાં મજબુત જણાવે છે–અને તેઓ સર્વે " ઇલ્મે લદુન્ની " રાખતા હતા, એમ જણાવે છે ).

૮—પેજ ૬૪ માં હાકીમ બે અમ્રીલ્લાહ ( આગાખાનીઓની ટીપમાંના ૧૬ માં હાકમ અબુ અલી ) માટે જણાવેલ છે કે—" અલ હકીમ બિ અમરિલ્લાહ અબુ અલી મનસુરે શરૂઆતમાં તો બહુજ ડહાપણ અને દુર અંદેશીથી રાજ્ય ચલાવવા માંડયું, પણ પાછળથી તે ગુનાહકારી, ઘાતકીપણા અને બેહદ ઉડાઉપણાથી વક્કર ગુમાવીને અળખામણો થઇ પડયો. " ( મી૦ વરતેજી વી૦ તો પોતાના સર્વે ઇમામોને નિષ્કલંક–માઅસુમ–ગુનાહથી પાક અને રહમદીલ જણાવે છે ) !

૯—પેજ ૬૭ માં અલમુસ્તનસિર ( આગાખાનીઓની ટીપમાંના ૧૮ મા મુસ્તનસીર બિલ્લાહ ) ના માટે જણાવે છે—"અલ મુસ્તનસિર હી૦ સ૦ ૪૮૭માં ગુજરી ગયો, તે સદંતર મોજશોકમાંજ ગુલતાન રહેલો નબળો પાદશાહ હતો " ( પણ મી૦ વરતેજી વી૦ તો પોતાના સર્વે ઇમામોને સર્વગુણ સંપન્ન જણાવી રહ્યા છે !

૧૦—હાદી, મોહતદી અને કાહેરને લગતું કાંઇપણ વર્ણન એ પુસ્તકમાં નથી.

૧૧—મીસરના છેલા ખલીફ અલ અદીદના અહેવાલ પછી જણાવે છે કે—" પણ એજ રાજવંશી કુટુંબના હઇયાત નબીરાઓ એશીયામાં ઈરાન મધ્યે જઇ વસ્યા અને તેમાં ઝકરેસલમ અને જલાલુદ્દીન જેઓ મોસતનશીરના છોકરા નાસીર તરફથી ઉતરી આવ્યા હતા."

પણ એના માટે કાંઇબી સનદ કે ત્વારિખી પૂરાવો આપેલ નથી અને ઝકરીઆ સલામકેના ફરઝંદ હતા, તેની કાંઇ ચોખવટ કરેલ નથી.

૧૨—પેજ ૬૫ માં હસનસબ્બાને કરપીણુ કાર્યો કરનાર, બાતેનીઆહ સુફીપંથને લગતો, અને ખુની જણાવેલ છે. અને તે ઇસ્માઇલી ન હતો, એમ જણાવેલ છે. (જયારે મીο ચૂનારા વીο લેખકો તો હસનસબ્બાને ખરો ઇસ્માઇલી, ઇન્સાફી, માયાળુ, અલમોતનો યોદ્ધો વીο વીο વિશેષણોથી યાદ કરી રહ્યા છે)!

૧૩—આગાખાની ટીપમાંના ૨૭ માં શાહ રૂકનુદ્દીન પછીના ૨૮ મા શાહ શમસદ્દીન મહમદ અને ૨૯ મા શાહ કાશમશાહ માટે કાંઇપણ હકીકત જણાવેલ નથી. બાકી ફકત પ્રકરણ ૪થા માં જણાવેલ છે કે—"નામદાર આગાખાનના એક વડવા શાહ ઇસ્લામ શાહ કરીને હતા." (પણ તેના માટે કોઇ ત્વારીખી સનદ કે પુરાવો—અથવા વધુ હકીકત કાંઇ પણ આપેલ નથી).

૧૪—૩૦ માં શાહ ઇસલામ શાહ પછી ૪૫ મા શાહ ખલીલ્લાહ અલી સુધીના કોઇપણ નામો માટે કશી વીગત જણાવેલ નથી—નામો સુદ્ધાંત નથી.

૧૫—આખું પુસ્તક જોતાં—તેમાં રૂકનુદ્દીન ખુરશાહ પછીના ખલીલ્લાહ સૂધીના આગાખાની ઇમામો માટે કાંઇબી ત્વારિખી હકીકત જોવામાં આવતીજ નથી. ફકત નાο આગાખાનને એ વંશમાંથી મનાવવા ખાતર, રૂકનુદ્દીન ખુરશાહના અહેવાલ પછી જણાવી દીધેલ છે કે— "એ કિલ્લો જીતાતાંજ તે મહેલા મર્દો, ઓરતો અને બાળકોની કંઇબી રહમ વગર કતલ ચાલી અને એક જાનનેબી સલામત રાખવામાં આવ્યો નહિ. તો

પણ ઈસ્માઈલીઅનોની એક મોટી કોમ ઈરાનમાં બચવા પામી; જેઓ તેમુરના જમાનામાં **ફિદાની** યાને દીન ઉપર ફિદા રહેલાઓને નામે ઓળખાતા હતા, અને જેઓની હસ્તીએ લાયકમાં લાયકજ હયાત રહેવા પામે એ સિધ્ધાંતને ખરૂં પાડી આપ્યું છે." (એ હકીકતમાં પહેલે તો "એક જાનનેણી સલામત રાખવામાં આવ્યો નહિ" એ કબૂલ રાખવામાં આવેલ છે, પણ પાછો ઇરાનમાં **ફિદાની** બચવા પામ્યા હતા એમ જણાવેલ છે—પણ તે ફિદાનીઓ કેવી રીતે બચવા પામ્યા વી૦ સંબધી કાંઇ ત્વારિખી પૂરાવાઓ આપેલ નથી. છતાં ફિદાનીઓના બચી જવાને માન્ય રાખવામાં આવે—તો પણ ૨૮ મા **શમસદીન** મહમદ તે ફિદાનીઓમાંના હતા અને બચી જવા પામ્યા હતા, એવી કાંઈ સાબેતી તેથી મળી શકતી નથી.)

એરીતે—"આગાખાન" પુસ્તકની ટુંક તપાસ ઉપરે કરી બતાવી છે. એ પુસ્તકના કર્તા મી૦ દુમસ્યાના જણાવ્યા પ્રમાણે એમાંની મ્હોટે ભાગેની હકીકત મરહુમ કાસમભાઇ મુસા તરફથીજ મળવા પામી છે, પણ એ પુસ્તકની હકીકતમાં અને મી૦ વરતેજી વી૦ ના તરફથી જણાવવામાં આવતી હકીકતોમાં કેટલો ફેર છે, તે ઉપર દર્શાવેલ છે, જેથી સાચા ખોટાનો તોલ વાંચકો કરી લેશે. પણ જે મુદ્દા ખાતર, એટલે હ૦ અલી અ૦ થી કરીને ના૦ આગાખાન સાહેબ સુધીના જીવન ચરિત્રો જાણવા ખાતર, મી૦ વરતેજીએ એ પુસ્તકનો હવાલો આપેલ—તે હેતુ એ પુસ્તકથી કોઈ રીતે પાર પડી શકે તેમ નથી. સબબ કે, રૂકનુદીન ખુરશાહ પછી ઠેક શાહ ખલીલલ્લાહ સુધીના આગાખાની ઇમામો માટે એમાં કાંઇ હકીકતજ નથી!

" ફાતમાઇ–ખીલાફતની તપાસ.—

૧—પૃષ્ટ ૧૨ અને ૧૩ ની વચ્ચે કર્તાએ **શાહમોએઝને** લગતો એક ફોટો આપેલ છે–જેમાં શાહમોએઝને હાથમાં તલવાર લઇને ભાષણ કરતાં ચીતર્યો છે. હવે તે ફોટો કયા આધારો ઉપરથી કર્તાએ ઉપજાવેલ છે, તેના માટે કાંઈ પણ જણાવેલ નથી !

૨—પૃષ્ટ ૧૩ ઉપરે Hutchmon's History of Nation VOL. I. (Egypt.) ના ઉતારાના નામથી The Pedegree of El–Moizz ના મથાળાથી કર્તાએ ( મી૦ ચુનારાએ ) જે હકીકત ઉતારેલ છે, તેમાં તદ્દન રાચુંજ કાચ્યું છે–તે ન ઉતારેલ હતે, તો તેમાંજ શોભા હતી ! તેમાં શરૂઆતનાજ અંગ્રેજી વાક્યો નીચે મુજબ છેઃ—

"El–moizz found his apportunity in the anarchy that followed the death of Kafur, the fourth Fatemid Caliph.

( ચોથા **ફાતેમીડ** ખલીફ કાફુરના મર્ણ પછી જે અંધાધુધી ચાલી તે વખતે **અલ–મોઇઝે** પોતા માટે તક જોઇ ). તો એ ઇબારતથી **કાપુર** ચોથા ફાતમાઈટ ખલીફા તરીકે જણાઇ આવે છે, તેનું કાંઇ ભાન મી૦ ચુનારાને રહ્યું નથી ! જો કે મી૦ ચૂનારાએ લુચ્ચાઇ કરીને મજકુર ઇબારતનો અર્થ " ચોથા ખલીફ કાફુરના મર્ણ પછી જે બેદાદી ચાલતી હતી તેનો લાભ ફાતમાઈ ખલીફ–મોલાના અલ–મોએઝે લીધો " કરેલ છે–એટલે કે **ફાતેમીડ** ખલીફનો શબ્દ અલ–મોએઝના નામ સાથે લગાડેલ છે; પણ તે ભાઈની લુચ્ચાઇ સ્પષ્ટ જણાઇ આવે છે ! તે ઇબા-

રતમાં " the fourth Fatemid Caliph " ( ચોથા ફાતેમીડ ખલીફ ) નો વાકય છે—અને અસલ પુસ્તકના કર્તાએ તે કાફુરનાં નામ સાથે લગાડેલ છે. ( કદાચ મી૦ ચૂનારા એગ હઠ લીયે કે, " એ શબ્દો અલ-મોએઝના માટે પણ લાગુ પાડી શકાય " તો તેમાં તો ચોથા ફાતેમીડ ખલીફનો બોલ છે—તેમાંથી ચોથા ખલીફનો બોલ તો ખુદ મી૦ ચૂનારાએ કાફુરના નામ સાથે વાપરેલ છે, તેનું કેમ? મતલબ કે મી. ચુનારાનું પોકળ પોતે ખુલ્લું થઈ જાય છે. એ ઉતારો મી. ચુનારાએ ન કરેલ હતે, તો તેમાંજ શોભા હતી ! )

૩—એજ પૃષ્ટમાં, તેજ મથાળા નીચે, મી૦ ચૂનારાએ બડાઈ ખાતર ઉતારો કરેલ છે કે:—

> " When later El-moizz followed in 973 and founded the university of El-Azhar, the leading shias and sheriffs came and asked by what claim of descent he had assumed his position. " Here is my Pedegree " said he as he misheathed his sword and my proof " as he flung gold to people. "

અને તેના અર્થ મી૦ ચૂનારાએ જણાવેલ છે કે:—

> " જ્યારે પાછળથી ઇ. સ. ૯૭૩ માં અલ-મોએઝ પધાર્યા અને અલ-અઝારની યુનિવર્સીટીની સ્થાપના કરી ત્યારે આગેવાન શીઆ લોકો અને શરીફો આવ્યા, અને આપને પુછયું કે કયા હકથી તેમનો દાવો હતો. ત્યારે પોતાની તલવાર બહાર ખેંચીને તેમણે જવાબ આપ્યો કે, " આ

રહી મારી સનદ" અને સોનાનું નાણું લોકો તરફ ઉછાડીને કહ્યું કે "આ રહ્યો મારો પૂરાવો."

પણ એ હકીકત મી૦ ચૂનારાએ ન ઉતારી હતે, તોજ સારૂં હતું. તેઓએ ભોળા બંધુઓમાં વાહવાહ કહેવરાવવા ખાતર એ હકીકત ઉતારેલ છે—પણ એમાં તદ્દન કાચુંજ કાપ્યું છે ! શીઆહ લોકો અને શરીફોએ જે પ્રશ્ન કરેલ તેને મી૦ ચૂનારાએ એવું રૂપ આપેલ છે કે, "કયા હકથી તેમનો દાઅવો હતો" તે એવું મનાવવા ખાતર કે રાજ્યગાદીના દાઅવા માટે તેવણને પ્રશ્ન કરવામાં આવેલ—અને તેના જવાબમાં અલ—મોએઝે પોતાની તલવાર બતાવી અને સોનાનું નાણું તે લોકો તરફ ફેંકયું ! પણ એમાં મી૦ ચૂનારા સજ્જડ ભુલાવો ખાય છે. ભલા, રાજ્યગાદીના દાઅવાના હક માટે નાણું ફેંકવાની જરૂરત શી હતી ? એથી સ્પષ્ટ જણાઈ આવે છે કે, કોઇ જુદાજ દાઅવા માટે એ પ્રશ્ન પૂછવામાં આવેલ—જેના જવાબમાં તલવારના ભયથી અને નાણાની લાલચથી કામ લેવામાં આવેલ. ખુદ મી૦ ચૂનારાએ એજ પુસ્તકના પૃષ્ટ ૬૧ ઉપરે જણાવેલ છે કે—" હી. સ. ૩૫૮ ને શાબાન માસની તા. ૧૫ મીએ ઇમામ શાહ મોએઝ (અ૦) ને ત્યાંથી તમામ પ્રજાએ હાકેમુલ વકત તરીકે કબુલ રાખ્યું. અને મીશરની જુમા મસીદમાં " અમીરૂલ મોમેનીન " તરીકે " ખુતબા "માં પઢાઇને રોશન થયા." તો શાહ મોએઝ હજી મીસરમાં દાખલ પણ થયા નહતા તેથી અગાઉ તો હી. સ. ૩૫૮ માં ત્યાંની તમામ પ્રજાએ તેઓને હાકેમુલ વકત તરીકે કબુલ કરી લીધેલ, ત્યારે શાહ મોએઝ જ્યારે મીસરમાં દાખલ થયા તે

( એજ પુસ્તકના પૃષ્ટ ૬૧ માં મી૦ ચૂનારાના જણાવ્યા મુજબ ) હી. સ. ૩૬૧ ની સાલ હતી તેમાં ( ત્રણ વર્ષ રહીને ) રાજ્યગાદીના દાઅવા માટે પ્રશ્ન પૂછવામાં આવે, એ માન્ય પણ કેમ રાખવામાં આવે ? ! ! અસલ ખરી હકીકત એ છે કે, **અલ-મોએઝે** પોતાને **ફાતમી વંશ**માંથી જણાવેલ, જેના માટેજ-વંશના દાઅવા માટેજ એ પ્રશ્ન પૂછવામાં આવેલ-જેના જવાબમાં ભય બતાવીને અને લાલચ આપીને કામ કાઢી લેવામાં આવેલ. એ બાબતને મજકુર અંગ્રેજી પુસ્તકની અંગ્રેજી ઇબારત પણ ટેકો આપે છે. આગેવાન શીઆઓ અને શરીફોએ જે પ્રશ્ન કરેલ કે, "by what descent* he had assumed his position" તેનો અર્થ એ થાય છે કે "કયા **વંશના** આધારે તેણે તેની સ્થિતી ધારણ કીધો છે ?" ( એટલે કે-તમો જે વંશનો દાઅવો કરો છો, તે કયા આધારે ? ). પણ અર્થ જણાવવામાં મી૦ ચૂનારાએ Descent નો શબ્દ પડતો મૂકેલ છે-કે જેનો અર્થ વંશજ, સંતાન વી૦ થાય છે. તેવીજ રીતે મી૦ ચૂનારાએ **અલ-મોએઝના** જવાબમાં જે "Here is my Pedegree+" જણાવેલ છે, તેનો અર્થ " આ રહી મારી સનદ " એમ કરેલ છે-પણ Pedegree નો શબ્દ મને ડિક્ષનરીમાં જોવામાં આવ્યો નથી. હા, Pedigree નો શબ્દ જોવામાં આવે છે-જેનો અર્થ વંશ, કુળ, ઓલાદ

* Descent;=descendants: વંશજો; છોકરાં છૈયાં; સંતતિ; સંતાન; ફરજંદ ( સ્ટેન્ડર્ડ ડિક્ષનરી ).

+Pedigree=procedure by generation; lineage: વંશ; કુળ ઓલાદ. ( સ્ટેન્ડર્ડ ડિક્ષનરી ).

" જીમ "

થાય છે. **ફાતેમીડ ખીલાફતના** મુળ સ્થાપક **ઓબ્યદુલ્લાહ મેહદીને** પણ એવીજ રીતે **વંશ** (નસબ નામા) માટે પ્રશ્ન કરવામાં આવેલ, એવી હકીકત જલાલુદ્દીન સીયુતી કૃત **તારીખુલ ખુલ્ફાના** ઉર્દુ તરજુમાના પૃષ્ટ ૨ માં જણાય છે:—

"મોહકકેકીન[1] ઇસપર મુત્તફિક[2] હુએ કે, ઓબ્યદુલ્લાહ મેહદી અલવી[3] નથા. ઈબ્ને તબાતબાઅ અલવીને ઇસસે ઇસકા નસબ પુછા, તો ઇસને ખુબ જવાબ દીયા;થ યાઅને ઓબ્યદુલ્લાહને અપની આધી તલવાર મયાનસે ખેંચકર કહા કે, 'યેહ મેરા નસબ[4] હયે' ઓર કુચ્છ અશરફીયાં[5] હાઝરીને દરબારકી તરફ ફેંક કર કહા કે, 'યેહ મેરા હસબ હયે.'"

તો જેવી રીતે અબ્દુલ્લાહ મેહદીને પ્રશ્ન કરવામાં આવેલ—તેવીજ રીતે **અલ-મોએઝને** પ્રશ્ન કરવામાં આવેલ હોય, એ સ્પષ્ટ થઇ જાય છે. મતલબ કે—**અલ-મોએઝે** પોતાને **ફાતમી** વંશમાંથી જાહેર કરેલ, જેના માટે આગેવાન શીઆઓ અને શરીફોએ પ્રશ્ન ઉઠાવેલ—પણ તેની સીધી સનદ અને સાબેતી આપવાના બદલે **અલ-મોએઝે** તલવારનો ભય બતાવી, સોના નાણાની લાલચ આપીને તેઓને ચુપ કર્યાં; એ ખુલ્લી રીતે જણાઇ આવે છે. (અને અંગ્રેજી પુસ્તકની અંગ્રેજી ઇબારતનો ભાવાર્થ પણ એજ થાય છે). જો કે મી૦ ચૂનારાએ બડાઈ ખાતર

---

૧. સાચી શોધ કરવા વાળાઓ. ૨. એકમત. ૩. હ૦ અલીના વંશનો. ૪. વંશાવળી. ૫. શરા; બુઝરગી.

પોતાના પુસ્તકમાં એ ઉતારો કરેલ છે—પણ તે ઉતારો ઉલ્ટો વિરૂધમાં જાય છે !

૪—પૃષ્ટ ૭ પ્રકરણ ૨ જા માં હ૦ ઇસ્માઇલનું જે વર્ણન કરેલ છે તેમાં જણાવેલ છે કેઃ—"હઝરત ઇમામનું પુરૂં નામ ઇસ્માઇલ બીન મોહમદ મારૂફ બેહ-અલ-મકતુમ હતું." (એમાં મી૦ ચૂનારાએ સજ્જડ ગોટાળો વાળેલ છે. હ૦ ઇસ્માઇલને મોહમ્મદના ફરઝંદ જણાવેલ છે—અને વર્ણન લખેલ છે હ૦ ઇસ્માઇલ બિન ઇમામ જાઅફરે સાદેક અ૦ નો !)

૫—છેલ્લે, પૃષ્ટ ૧૧૪ માં શાહહાદીનું વર્ણન કરેલ છે—પણ ત્યાર પછીના આગાખાની ટીપમાંના કોઇ ઇમામનું વર્ણન એ પુસ્તકમાં બીલકુલ નથીજ.

એ રીતે મી૦ વસ્તેજીના ગોઠીયા મી૦ ચૂનારા કૃત ફાતમાઈ ખીલાફતની ટુંક તપાસ ઉપર કરી બતાવી છે. (જેમાં મી૦ ચૂનારાએ જે ગોટાળો વાળેલ છે, તેનું દિગ-દર્શન કરાવી આપેલ છે). પણ મુળ મુદ્દો જે હ૦ અલી અ૦ થી કરીને ના૦ આગાખાન સુધીના સર્વે (આગાખાની) ઇમામોના જીવન ચરિત્રો સબંધેનો છે—તે હેતુ કોઇ રીતે પણ પુર્ણ થતો નથી. કારણ કે શાહહાદી પછી તેમાં કોઇનું વર્ણનજ નથી.

સાર—મી૦ વસ્તેજીએ, હ૦ અલી અ૦ થી કરીને ના૦ આગાખાન સુધીના જીવન ચરિત્રો માટે ઉકમાઇથી જે પોતાની ફેવરનાં ત્રણ ગુજરાતી ભાષાનાં પુસ્તકોનો હવાલો આપેલ—તે પુસ્તકોની તપાસ લેતાં મી૦ વસ્તેજીનો દાઅવો કોઇ રીતે પણ સિધ્ધ થઇ શકયો નથી. ખોજા કોમનો ઇતિહાસના કર્તાને આગાખાની ૨૭ મા ઇમામથી કરીને ૪૩ મા ઇમામ સુધીના માટે તવારિખમાંથી કાંઇ હકીકતજ

મળવા પામી નથી (વાંચો ઉપર, તે પુસ્તકની તપાસમાં) **આગાખાન** પુસ્તકના કર્તાએ પણ રૂકનુદીન ખુરશાહની હકીકત પછી ઠેઠ શાહ ખલીલલ્લાહ અલી સુધીની કાંઈ ત્વારિખજ આપેલ નથી. ફાતમાઇ **ખીલાફતના** કર્તાએ તે પુસ્તકમાં (૨૦ માં) શાહ હાદી સુધીનુંજ વર્ણન કરેલ છે; ત્યાર પછી કાંઇ હકીકતજ આપેલ નથી.

૫—"એ પુસ્તકો ઇસ્લામીઓએ માન્ય રાખ્યા છે કારણ કે, તે **તવારીખ** છે. એટલે ધર્મની માનીનતાના નથી. પણ જો તમો ધર્મની માનીનતાના હીસાબે કહેશો, તો શું **ઇસ્નાશરી** ફીરકાની તાલીમ તમામ ઇસ્લામ માન્ય રાખે છે? કદી નહી. તમો તમારી એક કીતાબ એવી બતાવો કે, જેને સુન્નત જમાઅત વાળાએ સનદ કરી હોય? એતો બીરાદર, "**ઘરની ઘંટીને ઘરના ઘઉં.**" બધા ધર્મમાં છે, પણ સત-પંથ તથી પણ નીરાળો છે."

**તપાસ**—બિરાદર ? તે પુસ્તક ઇસ્લામીઓએ કેવી રીતે માન્ય રાખ્યાં છે, તે જરા સ્પષ્ટ કરી બતાવશો કે? શું, ત્વારિખનું નામ લઈ લીધું એટલે ખરી કે ખોટી જે હકીકત હોય તે માન્ય રખાશે ખરી? પણ ઉપર જે ગુજરાતી પુસ્તકોની તપાસ મેં કરી બતાવી છે, તે મુજબ તો રૂકનુદીન ખુરશાહ પછી ઠેઠ શાહ ખલીલુલ્લા અલી સૂધીના આગાખાની ઇમામોના જીવન ચરિત્રો તવારિખોમાં છેજ નહિ, એટલે પછી માન્ય રાખવા ન રાખવાનો પ્રશ્નજ કયાં રહે છે? ! બાકી મેં જે સવાલ કરેલ છે તે **જીવન ચરિત્રો** સબંધેજ કરેલ છે, ધાર્મીક માનીનતા સબંધે કરેલજ નથી—મારો સવાલ ફરીથી વાંચી જોવા કૃપા કરશો. બિરાદર ! "ઘરની ઘંટી ને ઘરના ઘઉં" ની કહેવત બધા ધર્મોને તમોએ લાગૂ પાડીને, તમારા સતપંથને એ

કહેવતથી પણ નિરાળો જણાવવા જે કલમ ચલાવેલ છે, તેના માટે હું ઘણો આશ્ચર્યચકિત થયો છું ! તે વિશે વધુ વિવેચન નહિ કરતાં તમારા સતપંથના નિરાળાપણા (!) ની જે રૂપરેખા ઠેકઠેકાણે આલેખી બતાવી છે, તે ઉપરે એક નજર નાખી જવાની વાંચકોને નમ્ર અરજ ગુજારી સંતોષ માનીશ,

## જવાબ નાં૦ ૫૦ ની તપાસ.

મારા ૫૦ મા સવાલનો મુખ્ય હેતુ એ હતો કે–"અલમુતના છેલ્લા હાકમ રૂકનુદીન ખુરશાહ અને તેના બાલબચ્ચાંઓની હલાકુખાને કત્લ ચલાવ્યા બાદ તે વંશ ચાલુ રહ્યો કે ? અને જો ચાલુ રહ્યો, તો તે કેવી રીતે ? અને તેના માટે કાંઇ ઇતિહાસીક પૂરાવાઓ છે કે ? " જેના જવાબમાં મી વરતેજીએ મુળ મુદ્દાને વળગી ન રહેતાં, આવેશમાં આવી જઇને, હ૦ ઇમામ મુસા કાઝીમ અ૦ પ્રત્યે તેમજ બારમા ઈમામ પ્રત્યે અઘટીત રીતે કલમ ચલાવી છે–અને ઇસ્નાઅશરીઓ ઉપરે પણ ગેરવ્યાજબી કલમ ચલાવી, જવાબને લંબાવેલ છે. પણ એ સર્વે બાબતોની સંપુર્ણ રીતે આગળ તપાસ થઇ ગયેલ છે–એટલે તે બાબતોમાં અત્રે નહિં ઉતરતાં, ફકત મુળ બાબતના મુદ્દા ઉપરેજ મી૦ વરતેજી તરફથી જે વિવેચન થએલ છે તેનીજ ટુંક તપાસ હાથ ધરીશ—

૧—" મારા ફ્રાના દોસ્ત જીમ—તમારો આ સવાલજ કહી આપે છે કે, આપે ઇસ્લામી નહીં પણ ઇસાઇઓની તવારીખ વાંચી છે. "

**તપાસ**—વ્હાલા દોસ્ત વરતેજી ! તમો ભુલાવો ખાઓ છો. મેં જે સવાલ કરેલ છે તે ઇસ્લામી તવરિખોના આધારેજ કરેલ છે, અને તે તવારિખોના ઉતારાઓ ઠેક-ઠેકાણે આપી ગયો છું. **રૂકનુદીન** ખુરશાહવાળા પ્રકરણમાં પણ એવા ઉતારાઓ આપી ગયો છું-જેથી તમો ખરી હકીકત જોઇ શકશો.

૨—" **ઇમામ જાફર સાદેક** પછીના **ઇસ્માઇલી ઇમામોની** તવારીખ **અરબીમાં** અને **ફારસીમાં** મોજુદ છે. ઇબ્ને **અલદુન**× અને **રોજતુલ સફા** ઉપરાંતની હકીકત **મઉલાના શીબ્લીએ** છેલા સઇકામાં ઉરદુમાં એ તવારીખ જાહેરમાં મુકી છે. "

**તપાસ**—બિરાદર ! તે અરબી અને ફારસીની તવા-રિખો કઈ કઇ ? " તવારિખે ઇબ્ને ખલદુન " અને "રોઝતુસસફા", કે તે ઉપરાંતની બીજી પણ કોઇ તવારિખો છે ? ભલા, તે બેઉ તવારિખોમાં **હાદી**, **મોહતદી** અને **કાહેરનું** વર્ણન છે કે ? અને તેઓને હ૦ **નીઝારના** વંશ-માંથી જણાવેલ છે કે ? અને તેઓ છુપી રીતે **અલમોતમાં** રહ્યા હતા, એ હકીકતને કર્તાઓએ માન્ય રાખેલ છે કે ? વળી, **અલમોતના** ચોથા હાકમ **હસન** જીકરતસ્સલામને હ૦ નીઝારના વંશમાંથી હોવાનું જણાવવામાં આવેલ છે કે ? તદુપરાંત, અલમોતના આઠમા હાકમ **રૂકનુદીન ખુરશાહનો** વંશ બાકી રહેલ હોય, એવું વર્ણન તેમાં છે કે ? તેવીજ રીતે તમારા ૨૮ માં ઇમામ **શમસદીન મહમદથી** કરીને ૪૩ મા **શાહ કાસમઅલી** સૂધીની કારકિર્દીનું વર્ણન તેમાં છે ખરૂં કે ? ( પણ તે બેઉ

× ઇબ્ને ખલ્દૂન હોવું જોઇએ.

તવારિખોમાં સંપુર્ણ હકીકત નથીજ—જેથી તો તમોએ ઉપરાંતની હકીકત માટે મવલવી **શીબ્લી નોઅમાનીની** તવારિખનો હવાલો આપેલ છે ! ) હવે મવલવી **શીબલીની** જે ઉર્દુ તવારિખ માટે તમો ઇશારો કરો છો, તે તવારિખનું નામ શું, તે જરા જણાવશો કે ? અને તે પુસ્તકમાં જે જે પોઇન્ટો માટે મેં ઉપર પ્રશ્નો કરેલ છે; તે પોઇન્ટોને લગતું વર્ણન છે ખરૂં ? જો હોય, તો જાહેરમાં મૂકશો ખરા ?

૩—" તેમ ગયા સવાલમાં જણાવ્યું છે, તે મુજબ મી. **હુમસીયા** અને મી**૦** **જાફર રેમતલા કાદરા** તથા મી૦ **કાબા** અને મી. **ચુનારા**એ એ ઇતિહાસ પર પાડેલું અજવાળું મોજુદ છે. "

**તપાસ**—બિરાદર ! તમારા ગયા જવાબ નાં૦ ૪૯ મા માંજ મી. હુમસીયા, મી. કાદરા, અને મી. ચુનારાનાં પુસ્તકોની તપાસ કરી બતાવેલ છે—જે ઉપરથી અજવાળાની હકીકત સ્પષ્ટ થઇ ગયેલ છે. બાકી મી. **કાબા**એ **ખોજા કોમની તવારીખ**માં જે હકીકત જણાવેલ છે, તેની ટુંક તપાસ હાથ ધરીશ—

૧—પૃષ્ટ ૧૩૬ માં હ. ઈસ્માઇલને ૭ મા નંબરે જણાવેલ છે.

૨—તેજ પૃષ્ટમાં હ૦ ઇસ્માઇલને પોતાના બાપની હયાતીમાંજ ગુજરી ગયાનું જણાવેલ છે.

૩—પૃષ્ટ ૧૩૭ માં હ૦ ઇસ્માઇલના વર્ણનમાં જણાવેલ છે–' ઇસ્માઇલની જન્મ તારીખ, ઇમામત પાગ્યાનો તથા વફાતનો સન આ ટોળા વાળા જાણતા નથી મેં એમ તેમની કીતાબમાં જોયું છે. "

૪—પૃષ્ટ ૧૩૮ માં હ૦ ઇસ્માઇલ માટે જણાવેલ છે—
" ઈસમાઇલ પીતાની હયાતીમાં ગુજરી જતાં ઈસ·

માઈલ તરફ ઈમામત ગએલી સમજનારા ઇસમાઈ-લીઓ મહમદને ઈમામ કહેવા લાગ્યા હતા. તેમને લગતી કશી પણ હકીકત ઈસમાઇલીઓ ધરાવતા નથી. ”

પ—પૃષ્ઠ ૧૬૮માં હસન ઝીકરતસ્સલામને× કીયા બુઝર્ગ ના ફરઝંદ સાબેત કરેલ છે.

૬—પૃષ્ટ ૧૯૦ માં કીયા બુઝર્ગના વંશજ અને અલમોતના આઠમા હાકમ રૂકેનુદીન ખુરશાહ * અને તેના બાલબચ્ચાની થયલી કત્લના માટે જણાવેલ છે—“ હલાકુખાને આવી કેટલાક વર્ષોની લડાઇ બાદ અલમોતના રાજ્યનો બહુજ કમકમાટ ભર્યો ઘોરણે નાશ કીધો.રૂકનુદ્દીન ખુરશાહના દીકરા, દીકરી, ભાઈ, બહેન, બેશ, કુટુંબ અને તેની આખી કોમને કાપી નખાવી. આ કતલને “ ઇસમાઇલી-ઓની કીયામત ” નું નામ આપવામાં આવ્યું છે. ”

૭—પૃષ્ટ ૧૯૬ થી ૧૯૭ સુધી આગાખાનીઓના ૩૧ મા ઇમામ મહમદ બિન ઈસ્લામ શાહથી કરીને ૪૩ મા ઈમામ કાસમઅલી શાહ સુધીના નામોજ ફકત આગાખાની ટીપ મુજબ આપેલ છે, અને તે સર્વે નામોની સાથે રિમાર્ક કરેલ છે કે—‘તેમને લગતી કાંઇ હકીકત જણાઈ નથી. ”

એ રીતે મી૦ કાબા કૃત ખોજા કોમની તવા-રિખની ટુંક તપાસ ઉપર કરી બતાવી છે. આગાખાની

× જેઓને આગાખાનીઓ ૨૩ મા ઈમામ જણાવે છે.

* જેઓને આગાખાનીઓ શાહ નીઝારના વંશમાંથી અને ૨૭ મા ઇમામ જણાવે છે.

“જીમ.”

ઇમામોને લગતી હકીકત મી. કાબાએ ઈસ્માઈલીઓના સાહિત્ય ઉપરથીજ આપેલી છે, તો પણ મી. વરતેજીના કથનથી જે વિરૂધ્ધ માન્યતાઓ જણાય છે—તે ટુંકમાં ઉપર દર્શાવેલ છે. વળી મી. કાબાએ તમામ હકીકતના માટે ઇસ્માઇલી સાહીત્યોમાં પણ પુરતી નજર દોડાવેલ છે, છતાં જે ત્રુટીઓ ઇસ્માઇલી સાહિત્યમાં રહેલ છે—તે ઉપરની તપાસમાં સ્હેજે જણાઇ આવે છે. અને આગાખાની ટીપમાંના કેટલાક ઇમામો માટે તો મી. કાબાને પણ કાંઈ હકીકત મળી શકી નથી—તો હવે આગાખાની ઈમામોના ઈતિહાસ ઉપરે કેવી રીતે અજવાળું પડી શકે છે, તેનો કાંઇ ભેદ મી૦ વરતેજી ઉકેલી બતાવશો કે ? !

૪—" ઇંગ્લીશમાં એ તવારીખ ઘણા વીદ્વાનોના હાથે લખાઈ છે. "મારકો પોલો" અને "બરનીયર" ના લખેલાં ગ્રંથોમાં તથા સાઇક્લો પીડીયામાં એ ઇસ્માઈલી ઇમામોની હકીકત ઝળકતા અક્ષરોમાં નોંધાયેલ છે. "

**તપાસ**—બિરાદર ! તમોને વળી એ શું થયું ? એજ જવાબના મુદ્દા નાં૦ ૧ માં તો તમોએ ઇસાઇયોની લખેલી તવારિખોને ઉતારી પાડવા કોશેશ કરેલ છે તે શું ભુલી જાઓ છો ? ઠીક, હવે તે ઇસાઇઓની તવારિખો અને પુસ્તકોમાં પણ મુદ્દા નાં૦ ૨ ની તપાસમાં મેં જે જે પોઇન્ટો ઉપરે પ્રશ્નો કરેલ છે, તે સર્વે બાબતોનું વર્ણન ઝળકતા અક્ષરોએ નોંધાયેલ છે ખરૂં ? તે જરા પુરૂં કરી બતાવશો કે ?

૫—" મિત્ર જીમ—મારા સત્ય અંતઃકરણનાં આ ઉભરા પછી જણાવીશ કે, નીચે મુજબ ઇસ્માઇલી ઈમામો બતાવેલે ઠેકાણે ઇમામત કરતા કરતા હાલ

હીંદ ખાતે હીન્દુસ્તાન એમની ગાદી મુંબઇમાં છે. ”

( ત્યાર પછી મી૦ વરતેજીએ, એ મુદ્દામાં મહલુલ નહેર+ નામની તવારિખના નામથી ટીપ આપેલ છે. જેમાં ફક્ત આગાખાની ઇમામોના નામો, તેઓ કયા કયા સ્થળોએ વસ્તા હતા, અને તે તે સ્થળોમાં જેટલા જેટલા ઇમામો રહ્યા તેના સામટા વર્ષોના માટેના હીજરી સનો, એટલી હકીકત ઉતારેલ છે—પણ લંબાણના કારણથી તેનો ઉતારો અત્રે આપેલ નથી).

તપાસ—મારા વ્હાલા મિત્ર વરતેજી ! તમારા અંતઃકરણના ઉભરા મેં ખુબ ધ્યાન પુર્વક વાંચ્યા, અને તે ઉભરાની તપાસ પણ આગળ કરી ગયો છું. તમોએ જે ટીપ મહલુલ નહરના નામથી આપેલ છે—તે તવારિખના માટે હું આગળ વિવેચન કરી ગયો છું. પણ એ ટીપથી પણ મારા સવાલમાં જે મુદ્દો છે તેનો નિર્ણય થઇ શકયો નથી; ન તો કોઇ ઇતિહાસીક હકીકત જોવામાં આવે છે—અને ન તો રૂકનુદીન ખુરશાહના વંશ માટે કાંઇ પુરાવો નજરે પડે છે.

૬—મીત્ર જીમ–( ૨૭ ) મા ઈમામ રૂકનુદીન ખુરશા કે જેને તાતારી હલાકુખાને શહીદ કરયા તે પછી શમ્સદીન મહમદ ઇમામ છે. જેની તવારીખમાં ઓળખાણ શમ્સ તબરેઝીની છે. અને તેઓ

+ એ નામની કોઇ તવારીખ જોવામાં આવી નથી–બાકી મલલો નહલ નામની બે તવારિખો બે જુદા જુદા કર્તાઓની છે. જેમાંથી કઇ તવારિખમાંથી મી૦ વરતેજીએ એ હકીકત લીધેલ છે. છે–તેનો તેઓએ ખુલાસો કરવો જોઇએ.

દુન્યવી રાજગાદી ઉપર ન હોતા, પણ **ઇમામત** ની ખુદાઈ ગાદીનો પ્રભાવ ઈરાનમાં પોતાના વસવાટથી ફેલાવ્યો તે છુપો નથી. તેમના પછીનાજ ઈસ્લામીઓ માટે, **મઉલાના રૂમ** કે જેમની **મશનવી** શરીફ **પહેલવી કુરઆનની** ઉપમા પામ્યું છે તે રૂમીએ **શમ્સદીન મહમદ** ની ઇમામતની **બઇત** કરીનેજ ઈલ્મમાં પ્રવીણ થયા છે. ”

**તપાસ**—મિત્ર વરતેજી ! અલમોતના આઠમા હાકમ **રૂકનુદીન ખુરશાને*** તમો તમારા ૨૭ માં ઈમામ જણાવીને ત્યાર પછી **શમ્સદીન મહમદ** ને ઇમામ જણાવો છો—પણ તે માટે કાંઈ સનદો પણ આપશો કે? બાકી **શમ્સ તબરેઝીને** તમારા ૨૮ માં ઇમામ અને ( અલમોતના આઠમા હાકમ ) રૂકનુદીન ખુરશાના ફરઝંદ જણાવવામાં તમો સજ્જડ થાપ ખાઓ છો. એ માટે “ પ્રસ્તાવવાની પોલ,” “ ખ્વાજા હસન નીઝામીના વીચારો ઉપરે રીવ્યું ” “ **રૂકનુદીન ખુરશાહ પછીના આગાખાની ઇમામો** ” વી૦ પ્રકરણોમાં પુરતું વિવેચન કરી ગયો છું—જે જરા વાંચી જુઓ, બિરાદર ! મવલવી રૂમના ઉસ્તાદ **શમ્સ તબ્રેઝી** કોઈ રીતે પણ તમારા ૨૮ માં ઈમામ કે રૂકનુદીન ખુરશાહના ફરઝંદ હતાજ નહિં; તેઓ તો એક પ્રખ્યાત **સુફી** હતા. મહેરબાની કરીને **શમ્સ તબરીઝ** ની કારકીર્દી તવારિખોમાં વાંચો, તો તમારી ભુલ તમોને જણાઈ આવ્યા વગર રહેશે નહિં. બિરાદર ! **મસ્નવી** કયા કયા ઈસ્લામી આલીમો પાસે **પહેલવી કુરઆન** ની ઉપમાને લાયક ઠર્યું છે, તે જરા જાહેરમાં લાવશો કે ? વળી મવલવી

* એ માટે ખુલાસો “ રૂકનુદીન ખુરશાહ ” વાળા પ્રકરણમાં જુઓ.

રૂમ પોતાના ઉસ્તાદ **શમ્સ તબ્રેઝને** " ઇમામ " તરીકે માનતા હતા—તેની પણ સાબેતી આપશો કે ? કે જેમ ગમે તેમ કલમ ચલાવ્યાજ જશો !

૭—"ઈમામતનો પ્રભાવ રાજગાદી તરીકે નહીં પણ એક સરખી રીતે હીદાયત પ્રગટાવે છે. તેનો એ અજબ પુરાવો છે ! " **ચેતદબીરે મુસલમાના** " ની ગજલ ને ઈસ્લામી વેદાંત તરીકે આજે ઉંચા દરજ્જાની કેળવણીમાં સામેલ છે અને જેનો તરજુમો દરેક ભાષામાં જાણીતો હોઇને પરધર્મીઓને હીદાયત કરે છે. એ વચનો દુન્યવી રાજગાદીના ઈતીહાસકરતાં વધુ ઝળકતાં છે. "

**તપાસ**—બિરાદર ! " ચેતદબીરે મુસલમાના " વાળી ગજલ તમારા ૨૮ મા ઇમામની બનાવેલી નથી—બાકી તે શમ્સ તબ્રેઝ નામના **સુફી**ની બનાવેલ છે. ( જેવી રીતે તે ગજલ પ્રખ્યાત છે, તેવીજ રીતે **ખ સાઅદી, હાફેઝ શીરાઝી**, ઉમર ખય્યામ વી૦ ની કૃતીઓ પણ મશહુર છે—એટલે એવા ગજલો વી૦ થી ઇમામતનો પ્રભાવ કોઈ રીતે પણ સાબેત થતો નથી ). ભલા, તે ગજલ ઇસ્લામી વેદાંત તરીકે ઉંચા દરજ્જાની કેળવણીમાં કેવી રીતે શામેલ છે, તે જરા સ્પષ્ટ કરી બતાવશો કે ? અને તે ગજલનો તરજુમો દરેકે દરેક ભાષામાં છે ખરો કે ? તે ગજલ પરધર્મીઓને કેવી રીતે હીદાયત કરે છે, તે જરા સ્પષ્ટ કરી બતાવશો કે ? અને તેવી હીદાયત માટે કાંઈ પ્રમાણો પણ આપશો કે ?

૮—" તેજ મુજબ તેમની હીદાયતની અપુર્વ મહત્તા હીન્દના " **શમ્સી ઇસ્માઇલીઓ આજે પંજાબમાં મોજુદ છે.** અને **ગુજરાતમાં એમની હીદાયતની ગરબ ઓએ ગરબીની બુત પરસ્તીને** તોડી ફે

નાંખી. તે તેમનાજ શબ્દોમાં છે કે—"ગુરે ભુલ્યાને મારગ બતાવીયોરે લોલ" તે ઉપરાંત એમના ખુદાઈ પ્રતીનીધી પણાની છાપ એવી સજ્જડ પડેલી છે કે—મુસલમાનોએ એમના વીરૂધ કરેલ હીલચાલના પરીણામે પાછળથી પોતાની ભુલ જોઇ."

**તપાસ**—બિરાદર ! જે શખ્સીઓ આજે પંજાબમાં મોજુદ છે, તેઓને બોધનાર શમ્સ મુલ્તાની (ઉર્ફે શમ્સ ચોટ) હતા—તમારા ૨૮ મા ઇમામ નહિં હતા, તેમજ શમ્સ તબ્રેઝ પણ નહિં હતા. (વાંચો, "પ્રસ્તાવનાની પોલ" વાળું પ્રકરણ). હવે તમો તમારા જ્ઞાન શાસ્ત્રમાંથી જે ગરબીની કડી ઉતારીને તે તમારા ૨૮ મા ઇમામ શમસદીન મહમદની બનાવેલી જણાવો છો—પણ આગાખાની ટીપ પ્રમાણે શમસદીન મહમદનો સમય તો હી. સ. ૬૫૪ થી ૭૧૦ સુધીનો છે; તો તેને આજે લગભગ ૬૩૧ વર્ષ નો સમય વીતી ગયાને થઇ ગયા, તો શું, જે પ્રકારની ગુજરાતી ભાષા તે ગરબીયોમાં છે, તે પ્રકારની ગુજરાતી ભાષા તે વખતે હસ્તીમાં પણ હતી ખરી ? વળી એ મુદ્દામાં તમો પીર શમ્સ સાથે મુસલમાનોએ વિરૂધ્ધ હીલચાલ કર્યાનું જણાવો છો—તો જ્યારે એ ગરબીઓએ બુતપરસ્તીને તોડી ફોડી નાખી (અને તે બુતપરસ્તોને મુસલમાની મતમાં આણ્યા) ત્યારે વળી મુસલમાનોની વિરૂધ્ધ હીલચાલ શું કરવા હોવી જોઇએ, તે જરા સ્પષ્ટ કરી બતાવશો કે ?

૯—"મઉલાના રૂકનુદીન ખુરશાને શહીદ કર્યો, તેથી તેમના વંશને કે જેનાથી ઈમામત ચાલુ રહેનાર છે, તેને કોઈ અલવલ પહોંચાડી શક્તું નથી. બીરાદર ઈમ—આ પ્રસંગ માટે ઈમામે હુસેનને કરબલામાં શહીદ કરવાના પ્રસંગોપર ધ્યાન કરો કે, બધાંઓને

શહીદ કર્યા હતા પણ ઇમામતના ગાદીના ધણી જેનુલાબદીન ને યઝીદ રૂબરૂ શામ લઇ જતાં સુધી, અને તેને હુસેનનો વંશ ન રહેવા દેવાનો ઇરાદો છતાં, કોઈ કાંઈ કરી શકયું નહી."

**તપાસ**—બિરાદર ! એ તમારી સરખામણી, ઘરમાં સમજાવવા યોગ્ય ખોટો પક્ષપાત છે. **ઈમામ ઝએનુલ આબેદીન**ના હયાત રહેવાની બાબત તવારિખોમાં સુર્યસમાન પ્રકાશી રહી છે. ઇસ્લામીઓના તઉતેર ફિરકાઓની તવારિખોએ એ બાબતને માન્ય રાખેલ છે—એટલુંજ નહિં, બલ્કે યુરોપીયન તેમજ અન્ય ( ગ્યર ઇસ્લામી ) તવારિખ નવેશોએ પણ એ બાબતને સંપુર્ણ રીતે માન્ય રાખેલ છે. પણ અલમોતના આઠમા હાકમ **રૂકનુદીન** ખુરશાહના વંશમાંથી એક બચ્ચું પણ સલામત રહી જવા પામ્યું ન હતું એમ તવારિખો જણાવી રહી છે—માટે પહેલે તો તમારે ( તમારા ટોળાની મનઘડત માન્યતા સિવાય ) અન્ય ઇસ્લામીઓ અને યુરોપીયન તવારિખનવેશો વી૦ ની તવારિખોથી એ વંશને " ચાલુ રહેલો " સાબેત કરી, ત્યાર પછી સરખામણી કરવા બાહેર પડો તો ઠીક કહેવાય ! ( વધુ માટે " રૂકનુદીન ખુરશાહ " અને " શમસદીન મહમદ " વાળા પ્રકરણોં જુઓ ).

૧૦—" તેવીજ રીતે **રૂકનુદીન** ખુરશાના ફરઝંદ **શમ્સદીન મહમદ** ઇરાનમાં **હેલમ** પ્રગણામાં રહ્યા તે ઠીક, પણ એજ **શમ્સદીન મહમદ**ના હાથે જે જે મહાન હીદાયત પ્રકાશી છે તે કદાચ ઇતીહાસનાં પાનાંને ઉધી ખાઈ જશે, પણ દુનીયાની હસ્તી સુધી હરેક વિદ્વાન અને ડાહ્યા મનુષ્યોના દીલ ઉપર વારસા તરીકે, એમણે બતાવેલી હીદાયતની અસર જળવાયા કરશે."

**તપાસ**—બિરાદર ! અલમોતના આઠમા હાકમ રૂક-નુદીન ખુરશાના ફરઝંદ **શમ્સદીન મહમદ દેલમ** પ્રગણામાં રહ્યા હોય, એવું ત્વારીખોથી સાબેત કરી બતાવશો કે ? ( વળી એ ઠેકાણે તમો " દેલમ પ્રગણાંમાં રહ્યા તે ઠીક " એમાં જે " તે ઠીક " શબ્દ જણાવો છો—તેનું કારણ શું ? ) હવે–આએ મુદ્દામાં તો તમો **શમ-સદીન** મહમદને દેલમ પ્રગણામાંજ રહ્યાનું જણાવો છો—ત્યારે **પીર શમ્સ** તરીકે તેઓનું હિંદમાં પધારવાનું જણાવાય છે તેનું કેમ ? બિરાદર ! ખરી હકીકત તો એ છે કે અલમોતના હાકમ રૂકનુદ્દીન ખુરશા પછી ત્વારિ-ખોમાં કંઇ હકીકતજ મલતી નથી–એટલે તમો **શમ્સ મુલતાની** અને **શમ્સ તબ્રેઝની** કારકિર્દીને સેળભેળ કરીને તે તમારા ૨૮ મા ઈમામ શમ્સદીન મહમદની કારકિર્દી તરીકે ઠસાવો છો ! ! ! બાકી તમો જે શમ્સદીન મહમ-દના માટે જણાવવા ઇચ્છો છો, તેની કાંઇ કારકિર્દીજ ઇતિહાસમાં નજરે પડતી નથી–એટલે ઉધઇ શું ખાઇ જાય, તેમ હતું ! જ્યારે કાંઈ હોયજ નહિં–ત્યારે ઉધઇ ખાય શેને ? જ્યારે મુળ બાબતજ ન હોય, ત્યારે હીદાયતનું પ્રકા-શવું શું ? અને તેની અસરનું ઝળવાવું શું ? ! !

**૧૧**—"અને એમની ઈમામની યાદગારી હ. **અલી** થી **જાફર-સાદેક** સુધી અને **જાફરસાદેક** થી હ૦ **ઇસ્માઇલ** થી **રૂકનુદીન ખુરશા**સુધી એ ઝળકતી રહી. તેના શણગાર તરીકે એક અનુપમ ગ્રંથની ઇઝતમાં મઉલાના શમ્સ-દીન મહમદના વંશમાં હાલના મોજુદ ઈમામ નામ-દાર **આગાખાન** સાહેબના મુબારક હાથે લખાયલી "**ઈન્ડીયા ઈન ટરાનઝીશન**" એટલે હીન્દનો બ

**તો સમય** એ નામનો ગ્રંથ શ્રી કૃષ્ણની ગીતા માફક હીન્દનો પુનરૂધ્ધારનાં કાર્યમાં અભ્યાસ તરીકે

ઝળકી રહ્યો છે તે સાબેત કરે છે કે, હ૦ **અલીથી** આજ સુધીના ઈમામો હરેક જમાનામાં પોતાનું ઝહુઅર ઝળકાવતા, પછી તે રાજસત્તા ઉપર હોકે, કઇદમાં કે છુટા, **અરબસ્તાનમાં** હોકે **મીસરમાં**, આલમોતમાં હોકે ઈરાનમાં, હીન્દમાં, યુરોપમાં જ્યાં હોય છે, ત્યાંથી જમાનાની આગેવાની પકડતું મનુષ્ય જાતની ભલાઈનું બહેતર કામ કરતા રહે છે."

**તપાસ**—વ્હાલા બિરાદર ! ઈમામની યાદગીરી હ૦ ઇસ્માઇલથી રૂકનુદીન ખુરશાહ સૂધી કેવી રીતે ઝળકતી રહી, તે જરા ખુલાસાથી સમજાવશો કે ? અને તેના શણુ-ગાર તરીકે અનુપમ ગ્રંથની ઇઝતમાં, શમસદીન મહમદનાં નામથી કેવી રીતે ધારો થયો, તેની જરા સમજ પાડશો કે ? જે ગ્રંથ મા મો જણાવો છો—તે કયો ગ્રંથ ? **શમ્સ તબ્રેઝ** કૃત કો ગ્રંથને તમારા ઇમામ શમ્સદીન મહમદની કૃતી તરીકે તમો જણાવવા માંગતા હો, તો તેમાં તમો ભુલો છો ! ( **શમ્સ તબ્રેઝ જુદીજ વ્યકતી હતી—જે** માટે આગળ પુરતું વિવેચન થઇ ગયેલ છે ). હવે, **શમ્સ** તબ્રેઝના ગ્રંથ સાથે તમો ના૦ આગાખાન રચિત "ઇન્ડીયા ઇન ટ્રાન્ઝીશન "ની સરખામણી કરો છો—પણ તેમાં તમો સજ્જડ થાપ ખાઓ છો. સબબ કે, શમ્સ તબ્રેઝના ગ્રંથમાં તો સુપ્રીઝમ વી૦ ને લગતા વિચારો હશે—પણ ના૦ આગા-ખાન સાહેબનું રચેલું પુસ્તક તો રાજ્યદ્વારી વિષયને લગતું છે. તેવીજ રીતે **ગીતાજી** સાથે ના૦ આગાખાનના પુસ્તકને સરખાવવામ પણ ભુલ ખાઓ છો—કારણ કે **ગીતાજી**માં તો ધાર્મિક જ્ઞાન છે. બિરાદર ! "ઇન્ડીયા ઇન ટ્રાન્ઝીશન" પુસ્તકથી ઇમામતનો ઝહુઅર કેવી રીતે ઝળકે છે, તેની જરા સમજ પાડશો કે ? રાજ્ય પ્રકરણી પુસ્તકને ઇમામત સાથે શું લાગતુ વળગતુ છે, તે જરા સમજાવશો કે ? તે પુસ્તક

તો હિંદુસ્તાનના બદલાતા સમયને માટે રાજ્યકારી વિષયમાં લખવામાં આવ્યું છે–તો તેથી " જમાનાની આગેવાની પકડતું મનુષ્ય જાતની ભલાઇનુ બહેતર કામ " વાળો તમારો ફકરો કેવી રીતે સિધ થાય છે, તેની જરા સમજ પાડશો ખરા કે ?

# જવાબ ના. ૫૧ ની તપાસ.

મારા ૫૧ મા સવાલનો ઉદેશ એજ હતો કે, જ્યારે આગાખાન સાહેબ તો હિન્દુ અને મુસલમાનો સાથે મિત્રતાથી વર્તવાનું ફરમાવી રહ્યા છે–ત્યારે આગાખાની મીશનરીઓ વી. ઇસ્નાઅશરીઓ સાથે સબંધ ન રાખવાનો ઉપદેશ કરી રહ્યા છે, તેનું કારણ શું ? જેના જવાબમાં મી૦ વરતેજીએ કેટલીક આડીઅવળી બાબતો લાવી, આત્મપ્રશંસાના બણુગાં ફુંકી, કેટલાક ગ્રહસ્થોનાં વખાણ કરી, જવાબને લંબાવેલ છે. તે જવાબમાના જાણવા જોગ મુદાઓની ટુંક તપાસ—

૧—" મારા સમજનદાર મીત્ર જીમ—આ સવાલનો જવાબ ઘણોજ આસાન છે. તમો અત્યારે જે ચાલુ સંજોગોમાં વીચાર કરો છો તે કદાચ તમોને વાજબી લાગતા હશે, અને હળતા મળતા રહેવાની સલુકાઇ પસંદ કરો છો, પણ તેમાં તમારી વ્હેવારૂ બુધી છે. અને તે પસંદ કરવા લાયક છે. તે કબુલ કરીશ અને કહીશ કે વ્હેવારૂ રીતે ઇસ્નાઅશરીઓથી બોલવ ચાલવાનું કોઇ પણ ઠેકાણે બંધ નથી. "

તપાસ—મારા વિદ્વાન મિત્ર મી. વરતેજી ! આ

એકજ મુદ્દામાં તમો ઉલટ સુલટ વલણ બતાવો છો. હળતા મળતા રહેવા તરફ પસંદગી પણ જણાવો છો—અને કાંઇક અણગમો પણ દેખાડો છે. જે લખાણની ઢબથી જણાઇ આવે છે.

૨—" જંગબાર અને મુંબાસાની મારી ઇ.સ. ૧૯૧૯ માં થયેલી મુસાફરી દરમ્યાન કે જ્યાં જમાઅતનાં કાયદામાં છે કે **ઇસ્નાઅશરીથી** બોલચાલ **નથી થતી** ત્યાં પણ વ્હેવાર, વેપારમાં સમયાનુસાર બધું થાય છે. પણ ધારમીક મીત્રતા ન થાય, એ બનવા જોગ છે. "

**તપાસ**—જ્યારે ત્યાં કાયદામાં છે કે " ઇસ્નાઅશરી સાથે બોલવું ચાલવું નહિ, " ત્યારે વળી, " વહેવાર વેપાર સમયાનુસાર બધું થાય છે " એનો અર્થ શો ? કાં તો કાયદો હોવા છતાં તેને માન આપવામાં નથી આવતું; અને કાં તો વ્હેવાર વેપારમાં બોલ્યા ચાલ્યા વગર ચાલી શકે તેમ નથી, જેથી ન છુટકે કાયદો તોડવો પડે છે, એમ જણાય છે. બિરાદર ! તમો જણાવો છો કે ધાર્મિક મિત્રતા ન થાય, તો ધાર્મિક બાબતને લગતો મારો પ્રશ્નજ નથી. ધાર્મિક બાબતમાં તો જેને જે મત પસંદ પડે, તે મુજબ વર્તે છતાં એ બાબતમાં પણ એક અપવાદ છે—તમારામાં જેવી રીતે સુન્નત જમાઅત, હિન્દુઓ, નસારાઓ વી. ની ધાર્મિક ક્રિયાઓમાં એક બાહેરના તરીકે ભાગ લેવાની છુટ છે, તેવીજ રીતે ઇસ્નાઅશરીઓની ધાર્મિક ક્રિયાઓમાં ભાગ લેવાને શું કરવા વાંધો હોવો જોઇએ ? તેવીજ રીતે અન્ય કોમોની શાદી ગમી પ્રસંગે હાજરી આપવામાં તમોને વાંધો નથી આવતો—તો ઇસ્નાઅશરીઓ માટેજ તેવો વાંધો આવવાનું કારણ શું ? બિરાદર ! ખોજા ઇસ્નાઅશરીઓ તો તમારા ન્યાતી બંધુઓ છે, તેમ આપ-

સમાં સગપણુ નાતાઓ પણુ છે–તો અન્ય કોમો સાથે જે વર્તાવ કરવાને તમોને વાંધો નથી આવતો, તેવો વર્તાવ ઇસ્નાઅશરી ખોજાઓ સાથે ન કરવાનું કારણુ શું ?

૩—" તો પણુ એ મથકોમાં મને ખુબી એ દેખાઈ હતી કે, ત્યાંના કાયદાને માન આપી ચાલનારા ઈસ્માઇલીયો, મુંબઈ જેવા છુટછાટવાળા આસુદા શહેરમાં પણુ સુખી ને આબાદ ન જોયા. "

**તપાસ**—બિરાદર ! ઇસ્નાઅશરીઓ સાથે ન બોલવાનો કાયદો હોવા છતા વ્હેવાર વેપારમાં બધું થાય છે એમ મુદ્દા ના૦ ૨ માં જણાવી ગયા છો–વળી પાછો તેજ મથકોમાં કાયદાને માન આપી ચાલનારાઓ જણાવો છો તેનો શો અર્થ સમજવો ? મુંબઇ કરતાં જંગબાર અને મુંબાસા નિવાશી ઈસ્માઇલીયો કેવી રીતે સુખી ને આબાદ છે ? શું, તેઓમાં છુટછાટ નથી, જેથી તેઓને સુખીને આબાદ જણાવો છો ? પણુ વ્હેવાર વેપારમાં તો ત્યાં પણુ છુટ છે, એમ તમારાજ લખાણુથી જણાઈ આવે છે–તો તેના માટે શું સમજવું ? વળી, મુંબઇમાં તો દરખાનું છે–વડું મથક ત્યાં છે, એટલે ત્યાંની જમાત તો કાયદાની વધુ પાબંદ હોવી જોઇએ, પણુ ત્યાંની જમાત જ્યાં છુટછાટથી કામ લે છે, જેથી સમજી શકાય છે કે તે કાયદાને ના. આગાખાન સાહેબની મંજુરી નજ હોવી જોઈએ. વળી, મુંબઇવાલા આગાખાની બિરાદરો, જંગબાર અને મુંબાસાવાળાઓ કરતાં કાંઈ વધુ કેળવાયલા છે એ ચોકકસ છે, એટલે તેઓ સારૂં નરસું વધુ સમજી શકે તેમ છે તો જ્યારે મુંબઇમાં છુટછાટ છે, તો સાબેત થાય છે કે છુટછાટ પસંદ કરવા જોગ છે.

૪—" અને ઇસ્નાઅશરીયોથી બોલચાલ ન રાખવાનું ધાર્મિક ધોરણુ ખરી લાગણી સાથે એટલા માટે હો

છે કે, મારો બીજો ભાઇ બાપદાદાની વલણુને અખ્તીયાર નહી કરતાં. દોરવાઇ જઇને ખોટે રસ્તે ચાલે છે. તો તેનાથી જેમ વીમુખ થવામાં પણ તેની ભલાઈજ ઇચ્છતો હોય છે. તેવીજ રીતે ના. આગાખાન જેણે આપણા બાપદાદાને સત્ય રસ્તે ચઢાવ્યા તેને વગર સમજે તજી દઇ, અજાણ્યા રસ્તે ચાલવાની ઉતાવળ કરી માટે સારી લાગણીથી કરીને વાપરે છે.”

તપાસ—વાહરે સફાઇ ! બિરાદર, તમો સર્વેને ભોળા ભટાક સમજી બેઠા છો શું ? જો બીજો ભાઇ આડે રસ્તે દોરવાતો હોય, તો ભાઈની ફરજ છે કે તેના સાથે હેલ મીલાપ કરી, તેને સમજાવીને પોતાના સીધા રસ્તાની ખુબીઓ બતાવે—નહિં કે, તેનાથી બોલવા ચાલવાનું બંધ કરી દેવું. ( હા, જ્યારે સીધા રસ્તાની સમજાવટને કબુલ ન કરતાં આડાઇજ કર્યો કરે ત્યારે જુદી વાત છે. પણ પોતાના રસ્તામાં ખુબીયોજ ન હોય તો ? ! ! ) બિરાદર ! તમો જે ભલાઇનો રસ્તો જણાવો છો—તે તો ભોળાઓને ભમાવવાની બાજી છે ! વિમુખ થવામાં ભલાઇ નથી—પણ વિખવાદ વધવાનું કારણ છે. બાકી તમો બાપદાદાની વલણુને ઈખ્તીયાર નહિ કરવા સબંધી જે વિવેચન કરો છો—તે બાપદાદાઓ તો પહેલે હિન્દુ હતા, તેનું કેમ ? અને તે બાપદાદાઓએ જે હિન્દુ ધર્મ તજીને ઇસ્લામમાં આવ્યાં તે સમજીનેજ કે વગર સમજે ? બિરાદર ! તમારે ચોકકસ યાદ રાખવું જોઇએ કે પુરતી રીતે સમજ્યા વગર કોઇ પણ પોતાના બાપદાદાનો ધર્મ તજતો નથી. તમો જણાવો છો કે, ના૦ આગાખાને અપણા બાપદાદાઓને સત્ય રસ્તે ચઢાવ્યા-પણ આગાખાનનો લકબ તો ત્રણ ચાર પેઢીથીજ ચાલે છે, જ્યારે આપણા વડવાઓ તો ( તમો આગાખાની લેખકોના જણાવ્યા મુજબ ) ૪૦૦—૬૦૦ વરસ ઉપરે મુસ-

લમાન થયા છે, તેનું કેમ ? તમો વિમુખ થવામાં ભલાઇ સમજાવો છો—પણ તે ભલાઈ નહિં, બલ્કે તમારી નબળાઇ અથવા ઈર્ષાળુવૃતી જણાઇ આવે છે. બિરાદર ! તમોએ આજે મુદ્દામાં છેવટમાં " સારી લાગણીથી કરીને વાપરે છે" એમ ગોળગોળ ભાષામાં જે શબ્દો મૂકયા છે—તે જરા સ્પષ્ટ સમજાવશો કે ? વ્હાલા બંધુ ! તમોએ ઇસ્નઅશરીઓ સાથે બોલવા ચાલવાનું બંધ કરવાને ધાર્મિક ધોરણ સમજાવો છો—પણ એ બાબતમાં ના૦ આગાખાન સાહેબ સંમત છે ખરા કે ? ખુદ તેઓ નામદારના માતુશ્રી અને બીબી સાહેબ ઈસ્નાઅશરી છે, તો શું તેઓ નામદારે તેઓની સાથે બોલ ચાલ કરવાનું બંધ રાખેલ છે ખરૂં ?

૫—" પણ બીરાદર જીમ—તમારા સવાલનો હેતુ ઈસ્લામ અને હ. અલીના દોસ્તોને બંધબેસ્તોજ નથી. પણ ઈસ્માઈલીયોને જંગબાર અને મુંબાસાનો કાયદો હ. અલીના પોતાના જમાનાના ફરમાનને માન આપનાર શીયાઓ જેવો છે. "

તપાસ—શાબાસ ! " ઇસ્નાઅશરીઓ સાથે શું કરવા બોલચાલ ન રાખવી " એવા સવાલનો હેતુ, ઈસ્લામ અને હ. અલીના દોસ્તોને બંધ બેસ્તો નથી કે ? ત્યાં નસારાઓ હિન્દુઓ વી. વી. ની સાથે બોલવું ચાલવું અને ઇસ્નાઅશરીઓ સાથે બોલવું ચાલવું નહિ, એ બંધ બેસ્તું છે કે ? ! બિરાદર ! જંગબાર અને મુંબાસામાં ઇસ્નાઅશરીઓ સાથે ન બોલવાનો કાયદો છે, અને તે કાયદાને હ. અલી અ. ના જમાનાના ફરમાનને માન આપનાર શીયાઓ જેવો જણાવો છો—ત્યારે મુંબઇમાં તેવો કાયદો નથી, તો શું મુંબઈવાળા આગાખાની ભાઇઓ માન આપનાર શીયાઓ જેવા નથી કે ? ! પણ તમારા અને મારા જેવા મનુષ્યોનો બાંધેલો કાયદો, હ. અલી અ. ના

ફરમાન જેવો નથી થઇ શકતો—એ તમારે ચોકસ યાદ રાખવું જોઇએ.

૬—" જે વખતે હઝરત અલી એ જંગે જમલ બીબી આંયશા સાથેનો ફતેહ કરયો અને આપ જ્યારે કુફામાં પધાર્યા, ત્યારે ત્યાંની "જામે—મસજીદ" માં ખુત્બો ફરમાવ્યો હતો, તેમાં પણ એવોજ હુકમ જાહેર કરયો હતો કે "જેઓ મુસલમીન હતા પણ જંગમાં હઝરતની સાથે સામેલ થયા ન હતા તેમના માટે ફરમાવ્યું કે,

" અઇયો હન્નાસ તુમ્કો ચાહીયે કે ઉન લોગું કે પાસ ન બેઠો. ઓર ઉનસે બાત ન કરો, તા વકતી કે વોહ લોગ અપને હરકાતસે મગફેરત ઓર મેરી રજા મંદીકી ફીકર કરે "

**મીત્ર જીમ**—આ શબ્દો હ૦ અલી ના હતા, અને તે તારીખે " **આસમે કુફી** " માં પેજ ( ૩ ) નું અને લીટી પાંચમીના આખરથી છે તે વાંચો.

( મજકુર કીતાબ ઉર્દુમાં જંગે **નેહરવાન** વ જંગે **સીફફીન** નામની હી. સ, ૧૩૧૩ માં લખન-ઉમાં ઇસ્ના અશ્રી મતબામાં સઇયદ આબીદ અલીએ છપાવેલ છે. ) "

**તપાસ**—બિરાદર ! એ દાખલો આપવામાં તમો સજજડ થાપ ખાઓ છો. પહેલે તો, તમારા મારા જેવા ઓએ બાંધેલા કાયદાની સરખામણી હ૦ **અલી** અ૦ ( કે જેઓ **માઅસુમ** હતા અને જેઓને ઇલ્મ લદુન્ની હતું તેઓ ) ના ફરમાનની સાથે થઇ શકેજ નહિં. ઉપરાંત એ ફર-માનો એ લોકોના માટે હતો કે જેઓ જહાદ માં શામીલ થયા ન હતા—એટલે તમો જે સરખામણી કરો છો

તે ફ્રોકટ છે. વળી તે પ્રસંગ કયો હતો, અને તમારો કાયદો બાંધવામા સંજોગો કયા છે, તે પણ તમારે વિચારવું હતું. હવે, તે ફરમાનમાં તો લડાઈમાં સાથ ન દેવાવાળાઓ સાથે વાતો ન કરવાની સાથે તેઓની પાસે બેસવાની પણ મનાઈ કરવામાં આવી છે, ( વેપાર કે વ્હેવારમાં પણ તેની છુટ આપવામાં આવી હોય એવુ જણાતું નથી ). જ્યારે તમો તો ઇસ્નાઅશરીઓ સાથે વ્હેવાર વેપારમાં બોલવા ચાલવાની છુટનું જણાવી રહયા છો, તેનું કેમ?

બિરાદર! ઉપરની હકીકત માટે તમો "તારીખે આઅસમે કુફી" નો હવાલો આપીને તેના ત્રીજા પેજમાં તે હકીકત હોવાનું જણાવો છો—પણ તે તવારિખમાં પહેલે તો ત્રણ ખલીફાઓને અહેવાલ છે, અને ત્યાર પછી જંગે જમલ વી૦ ની હકીકત હ૦ અલી અ૦ ના અહેવાલ માં છે, એટલે તે હકીકત ત્રીજા પેજમાં કેવી રીતે હોઈ શકે? પણ પાછા તમોએ કાંઉસમાં જંગે નેહરવાન વ જંગે-સીફ્રીન" નામની કીતાબ જણાવેલ છે—એટલે વખતે તે જુદી કિતાબ હશે, જેને તમો સેળભેળ કરી નાખો છો.

૭—" ઉપલા હ૦ અલીના ફરમાનને સ્વીકારતાં માલેક બીન હબીબ અસ્સ બુઇએ ઉભા થઈ કહયું હતું કે

" યા અમીરલ મોઅમેનીન—ઉસ જમાઅત કે સાથ ન બેઠના, ઔર ઉનસે બાત ન કરના બકસુર ઇસકે હૈ, વોહ આપકે મુખાલીફ રહે ચુકે હય, ઔઉર આપકી ખીદમત ઔઉર ઇતાઅતસે ઇન્કાર કર ચુકે હય સઝાએ ખફીફ હયે. બલકે વોહ જમાઅત લાયેક હયે કે કતલ કી જાય, ઔઉર અગર આપ ઇરશાદ ફરમાઇએ, તો હમ ઉન્કો યેહ સઝા દેં ઔઉર કતલ કરે."

હ૦ અમીરલ મોઅમેનીન અલી રજીઅલ્લાહે

અન્હુમે ફરમાયા કે—" અએ માલીક, ઉસ જમાઅત કા ગોશમાલી તો જરૂર દેના ચાહીયે. મગર તા વકતી કે, વોહ કીસ શકીકો કત્લ ન કરે,, ઉન્કા કત્લ કરનાં મુનાસબ નહી હયે. "

**તપાસ**—બિરાદર એ મુદ્દાની હકીકત માટે ઉપરનાં બે મુદ્દાઓમાં તપાસ કરી ગયો છું-એટલે અત્રે વિવેચન કરવાની જરૂરત નથી. પણ ઉતારામાં કાંઇક ગોટાળો જણાય છે. એટલે તે સબંધે વિવેચન કરવાની આવશ્યકતા છે. તમો હબીબ અરબુઇનાં કલામથી એવો દેખાવ આપો છો કે, હ૦ અલી અ૦ મે જહાદથી મોંહ ફેરાવવા વાલા માટે પોતાની કામેલ મસ્લેહતથી જે સઝા મુકરર કરેલ તેના માટે હબીબે એવી દખલ દઇને એવું કહયું કે આ સઝા તો થોડી છે, તેઓ તો કતલને લાયક છે–' માટે તે ઉતારો તમોએ શેના ઉપરથી કરેલ છે, તે સ્પષ્ટ જણાવવું હતું " તારીખે અઅસમેકુફી " નો ઉર્દૂ તરજુમો, જે હી. સ. ૧૩૧૮ માં દીલ્હીના યુસુફી મતબા ( પ્રેસ ) માં સઇયદ અલી હુસેને છપાવેલ છે. તેના પૃષ્ઠ ૧૮૩ ઉપરે તો તે હકીકત નીચે પ્રમાણે જોવામાં આવે છે:—

"માલેક બીન હબીબ યરબુઇને ઉઠકર ઇસ્તેફ્સાર કીયા[૧] કે, અએ અમીર ! આપકી મુખાલેફત [૨] કે જુરમ પર [૩] ઇસ ગુરોહ [૪] સે ગુફતગુ [૫] ઓર ઇખ્તેલાત [૬] તરક [૭] કર દેના ચાહીયે હયે—કયું કે આપકી ફરમાં બરદારી [૮] વ ખીદમત ગુઝારી [૯] સે ઇન્હેરાફ [૧૦] કરના સખ્ત કાબીલે-ઉકુબત [૧૧] હયે અગર આપ હુકમ દે તો હમ ઇન્હી કત્લ કરદેં,."

---

૧. જાણવા માંગ્યું. ૨. વિરૂદ્ધતા. ૩. ગુનાહ ઉપર ૪. ટોળું. ૫. બોલવું. ૬. હળવું મળવું. ૭. છોડી દેવું. ૮. હુકમ ઉઠાવવું ૯. ખીદમત કરવી. ૧૦ મોંહ મોડવું. ૧૧ સઝાને લાયક.

બિરાદર ! એ ઉતારાથી આપ જોઈ શકશો કે, માલેકે હ૦ **અલી** અ૦ ના ફરમાનને અને થયેલ સઝાને વાજબી જણાવી છે—અને હુકમ માંગેલ છે કે, અગર તમો રજા આપો તો અમો એઓને મારી નાખીએ જ્યારે તમોએ ઉતારાના નામથી જે જણાવેલ છે, તેનો જુદોજ ભાવાર્થ થાય છે, વળી, હ૦ અલી અ૦ નાં જવાબના નામથી તમોએજ ઉતારો કરેલ છે—તેમાં પણ ગોટાળો જણાય છે, તમારા ઉતારાનો અર્થ એ થાય છે કે, એઓનો કાન તો જરૂર ચીમટવો જોઈએ, ( એટલે સઝા તો દેવી જોઇએ ), પણ જ્યાં સૂધી તેઓ કોઇ **શકીને** કત્લ ન કરે, ત્યાં સુધી તેઓને મારી નાખવા ઠીક નથી'— તો **શકી** તો બદબખ્ત અને સંગદીલને કહે છે. ત્યારે શકીને કત્લ કરવા માટેનો બોલ કેવી રીતે હોય, તેનો કાંઇ ખ્યાલ તમોએ કીધો છે કે ? **તારીખે** અઅસમે **કુફી** ના પૃષ્ટ ૧૮૩ ઉપરે તો તે જવાબ આ પ્રમાણે જોવામાં આવે છે—" આપને ફરમાયા કે, અએ માલેક ! ઉન્હી તન્બીહ [૧૨] કરની ચાહીએન કત્લ કરદેના. અલ્લાહુતઆલાકા ઇરશાદ હુયે કે અન્નફ્સો બિન્નફ્સે; વમન કતલ મઝલુમન ફ્કદ, જઅલના લે વલીચ્યેહી સુલ્તાન—ફલાયુસરિફ્ ફ્લિ કત્લે, ઇન્નહુ કાન મન્સુરા. યઅને જબતક કોઇ કીસીકો કત્લ ન કરે, ઉસે કત્લ ન કરના છાહીએ. ઔર જો શખ્સ કીસીકો બે ખતા [૧૩] માર ડાલેગા, ઉસ્કે વારસ વ વાલીકો ખુનકા બદલા લેનેકા ઈસ્તેહકાક [૧૪] હાસલ હોગા—ઔર અંજામ કાર વોહ મઝલુમ ( કતલ કીય હુવા ) ફતેહમંદ, ઔર કત્લ કરને વાલા ગિરફ્તારે અઝાબ હોગા. "

૮—" મારા ઇમાનદાર દોસ્ત **જીમ**, હ૦ **અલીથી** વીમુખ રહેનાર માટે ખુદ હ૦ અલી શું ફરમાવે છે ? અને

૧૨ ચેતવણી. ૧૩. વગર કુસુરે. ૧૪ હક.

તેનો જવાબ તેના મોહીબ્બો કેવો આપે છે, તે વાંચી વાકેફ થાવ, અને સમજો કે, હ૦ અલીનું ફરમાન વીરોધીયોની બહેતરી માટેનું હતું. નહી કે, તેની ઉપર અદેખાઇ હતી, તે પણ વીચારો. એવીજ રીતે એજ હ૦ અલી નું નુર હાલના ઇમામે મોજુદ ના૦ **આગાખાન** માં છે. તેથી વીમુખ થનારાઓથી વિમુખ રહેવું, તેનુંજ નામ ઈમાનદારી ખરી છે."

**તપાસ**—વાહરે ઇમાનદારી! મારા વ્હાલા દોસ્ત વરતેજી-પહેલેતો તમો "હ૦ અલીથી વીમુખ રહેનાર' ના બદલે "હ૦ અલી આ૦ ની સાથે લડાઇમાં સાથ ન આપનાર" એ બોલો વાપરો! અને ત્યાર પછી તમારા આએ જવાબના મુદા ના૦ ૬—૭ ની તપાસ વાંચીને વાકેફ થાઓ! બિરાદર—હ૦ અલી અ૦ મે જે ફરમાન કરેલ, તે ફકત જહાદમાં સાથ ન દેવાવાળાઓ માટેજ. બાકી તમો જે રીતે **વિરોધીયો**ની થીયરી સમજાવો છો, તે તદ્દન ખોટી છે. સામાન્ય વિરોધીયો સાથે તો હ૦ અલી અ૦ બોલતા ચાલતા હતા, તેઓ પાસે બેસતા હતા, (જે માટે ત્વારિખોનો અભ્યાસ કરો). હવે સર્વે બાબતો એક બાજુએ રહેવા દેતાં, એટલું તો તમો પણ કબુલ કરો છો કે નહિ, કે વિરોધીયોના માટે ખુદ હ૦ અલી અ૦ મે ફરમાન કરેલ—તો જે વિરોધીયો (ઈસ્નાઅશરીયો) માટે તમો આએ મુદ્દો ચર્ચો છો, તે વિરોધીયો માટે તમો ના૦ આગાખાન સાહેબનો તેવી રીતનો ફરમાન બતાવી શકશો કે? (તમો તો હ૦ **અલી અ૦** ના ફરમાનના મુકાબલે તમારા મારા જેવાઓએ બાંધેલ કાયદો પેશ કરો છો!) બાકી, તમો ના૦ આગાખાન સાહેબને 'હ૦ અલીના નુર' અને 'મોજુદ ઈમામ' જણાવો છો, તેની તપાસ આગલ થઇ ગયેલ છે—એટલે અત્રે વિવેચન કરવાની અગત્ય નથી. બિરાદર! તમો તો વિરોધીયો (ઇસ્નાઅશરીઓ) કે જેઓ તમારા દીનમાંથી નીકળી ગયાં છે, તેઓથી

વિમુખ રહેવાનો બોધ કરી રહ્યા છો-પણ નાο આગાખાન સાહેબ તો નીચે મુજબ ફરમાવે છેઃ—

"વળી તે ઉપરાંત કોઇ આપણા દીનમાંથી પણ નીકળી ગયા હોય. તોપણ તેના સાથે તમો દુશ્મની રાખતાં નહિ. અને તેઓ સાથે તમો જો જરાપણ ઝેરવેર રાખશો તો તમો મોટા ગુન્હાને સજા પાત્ર થશો."

વ્હાલા બંધુ! મજકુર ફરમાન, માસ્તર લધાભાઇ રતનશી રચિત "કલામે સુલતાન મહમદ" ના પૃષ્ઠ ૧૨૫ના પારીગ્રાફ ૮૯માં છે—અને તે પુસ્તકમાં ખુદ નાο આગાખાન સાહેબના હસ્તાક્ષરના શેરાનો ફોટો છે. માટે, તે પુસ્તક વાંચો અને વિચારો—અને જેમ તેમ સમજાવવા પહેલે પુખ્ત વિચાર કરો!

૯—"આ રીતે મીત્ર જીમ-ઇસ્નાઅશરી સાથે બીજી કોમો કરતાં વિમુખપણે ઇસ્માઇલીયો વરતે છે, તે માત્ર તેના તરફ ભલાઇનીજ દ્રષ્ટિથી છે. ઇસ્માઇલીયોના ગુસ્સામાં ધારમીક પ્રેમ સમાયલો છે, જ્યારે ઇસ્નાઅશરી ભાઇઓના પ્રેમમાં દુન્યવી ગુસ્સો ભરેલો હોય છે."

તપાસ—વાહરે ભલાઇની દ્રષ્ટી! જો એનેજ 'ભલાઇ' કહેવામાં આવતી હોય, તો પછે 'બુરાઇ' નો કાંઇ અર્થજ થતો નથી! ત્યારે તો 'બુરાઇ' નો શબ્દ, શબ્દકોષમાંથી છેકી નાખવો જોઇએ. વ્હાલા મિત્ર વરતેજી! તમો શું લખી રહ્યા છો, તેનું તમોને ભાન છે ખરૂં કે? ઇસ્માઇલીયોના ગુસ્સામાં પણ ધાર્મિક પ્રેમ કે? અને ઇસ્નાઅશરીઓના પ્રેમમાં પણ દુન્યવી ગુસ્સો કે?! એતો ઘરમાં સમજાવવાનો ખોટો પક્ષપાત છે.

૧૦—"ઇસ્માઇલીયો હ૦ અલીનાં ફરમાનને તેમનાં ખાસ શાહીન તરીકે વરતે છે, જ્યારે ઇસ્નાઅશરીઓ કસુરી

ખુદાની બેઠકમાં બેસનાર અસહાબોની બુઝુર્ગી સ્વિકારતા નથી, તો નથી, પણ તબર્રા કાનુન વડે અપમાન કરવાનો સ્વભાવ ધરાવે છે. ઈસ્નાઅશરીઓની ઇમાનદારીની વાતોમાં ધર્મની ઇર્ષા હોય છે, ત્યારે ઇસ્માઇલીયો શુદ્ધ લાગણી ધરાવનારા છે, એ મને પોતાને ખાસ અનુભવ મળ્યો છે."

**તપાસ**—બિરાદર ! તમારા જવાબ ના૦ ૪૭ માંના મુદ્દા ના૦ ૧૩માં તો તમોએ તમારા ટોળાને (અલી અલ્લાહ ' કહેવાના કારણે ) મોહીબ કરતાં ચઢતા દરજાના જણાવીને ઇસ્નાઅશરીઓને મોહીબના દરજ્જે જણાવેલ—તે શું આ ઠેકાણે ભૂલી ગયા છો ? વ્હાલા બિરાદર ! ઇસ્નાઅશરીયો અસ્હાબોની બુઝુર્ગી સ્વિકારતા નથી અને તબર્રાનો કાનુન ધરાવે છે. વી૦ બાબતોને મારા સવાલ સાથે લાગતું વળગતુંજ શું છે ? એ બાબત અત્રે ચર્ચવાનો જે તમારો છુપો હેતુ છે, તેમાં તમો ફાવો તેમ નથી ! પણ હું તમોને પૂછવા માગું છું કે, શું તમારો ટોળો તે અસ્હાબોની બુઝુર્ગી સ્વિકારે છે ખરો ? અને તમારા ટોળામાં તબર્રાની રૂઢી નથી શું? એ બાબતો તમારે અત્રે લાવવાની કાંઇ જરૂરત ન હતી. છેવટમાં તમોએ તમારા ખાસ અનુભવ તરીકે જે જણાવેલ છે—તે ભોળાઓને ભમાવવાની તમારી એક ચાલબાજી છે. એ સબંધમાં વિવેચન કરવાની કાંઈ અગત્ય ધારતો નથી.



# જવાબ ના૦ ૫૨ ની તપાસ.

મારા ૫૨ માં સવાલમાં મી. વરતેજીને પૂછેલ કે, " ના. આગાખાન સાહેબના માતુશ્રી, "ઇસ્નાઅશરી છે કે નહિ ? " અને સાથે તેવણુને " માતા સલામત " તરીકે જણાવેલ. જેનો મી. વરતેજીએ જે જવાબ આપેલ, તેમાંનાં મુદ્દાઓની ટુંક તપાસ—

૧—" ભાઇ જીમ-આ જવાબ લખવા અગાઉ હું ધારતો હતો કે આ સવાલમાં માતા સલામતનું નામ પીરની પુઠીયુંમાં પડીએ છીએ, એમ લખ્યુ છે તેથી તમોને ઇસ્માઈલી ધારતો હતો. પણ તમોએ વરતેજીને ત્રેપન સવાલો નામની બુક મી૦ કાબાની મદદ વડે છપાવી છે, ને તેમાં ઇસ્લામના આલીમો અને બીજા પાસે જે દાદ માંગી છે, તે ઉપરથી તમો ઇસ્નાઅશરી છો એમ જાણુતાં મીત્ર લખતાં અચકયો છું. અને તેથીજ ભાઈ સબોધ્યા છે. કારણુ કે મીત્રની વ્યાખ્યા મહાન છે. અને સહોદર ભાઈ કરતાં, તેના હકો વધુ છે. "

તપાસ—મિત્ર વરતેજી ! આએ મુદ્દાથી તમો ભોળા ભાઇઓને ભમાવવાનું કરો છો. 'ઇસ્નાઅશરીઓ સાથે મિત્રતા ન થઇ શકે' એવો સિધ્ધાંત ભોળા ભાઇઓને મનાવવાની તમારી એક બાજી છે. શું આએ જવાબ લખ્યાથી અગાઉ તમોએ " વરતેજીને ત્રેપન સવાલો " નામની બુક જોઇજ નહતી કે ? મેં જે તમોને લેખીત સવાલો કરેલ તે તા. ૨૧-૯-૧૯ નાં રોજે અત્રેથી રજીસ્ટર કરીને મોકલાવેલ; ( જે રજીસ્ટર્ડ તમોને લગભગ ૨૫-૯-૧૯ ના રોજ મળેલ હશે ); અને 'વરતેજીને તેપન સવાલો " ની બુક તા.

૧૨-૧૨-૧૯ના રોજ છપાઇને બાહેર પડેલ, (જે તારીખ તે બુક ઉપરે મોજુદ છે ), તો ફક્ત તમોને લેખીત સવાલો મળવા અને તે બુક બાહેર પડવામાં ફક્ત બે મહીના અને સતર દીવસનો અંતર છે-તે બુક ભલે તમોને ૧૦-૧૨ દીવસ રહીને મલી હોય, તો પણ ત્રણ મહિનાનો અંતર (છેટો) ગણાય; તો શું બાવન સવાલોના જવાબો અને "વેદિક-ઇસ્લામ" માંની પૂરવણીની બાબતો તમોએ ત્રણ મહિનાની મુદતમાંજ લખી-છપાવીને તૈયર કરી રાખેલ કે ? તદ્દન ખોટું. પણ મારા દાના દોસ્ત ! આએ જવાબથી અગાઉ-તમારા પુસ્તક લખવાની શરૂઆતથીજ તમોએ મને ઇસ્નાઅશરી ધારીનેજ સર્વે લખાણો કરેલ છે—જેની તમારા લખાણો-જવાબો સાક્ષી પૂરી રહ્યા છે. દરેક ઠેકાણે તમોએ મને ઇસ્નાઅશરી ધારીનેજ કામ લીધેલ છે, નહિ તો શરૂઆતથીજ ઇસ્નાઅશરીઓ, ઇસ્નાઅશરીઓના ઇમામો, અને ઇસ્નાઅશરી રીત રીવાજો ઉપરે ટીકા કરતા રહ્યા છો તેનું કારણ શું ? ફક્ત એકજ પૂરાવો નમુના દાખલ અત્રે ટાંકીશઃ—

> "તો શું **ઇસ્નાઅશરી** ફીરકાની તાલીમ તમામ ઇસ્લામ માન્ય રાખે છે ? કદી નહી. તમો તમારી એક કીતાબ એવી બતાવો કે, જેને સુન્નત જમાઅતવાળાએ સનદ કરી હોય ?"

(જવાબ ના. ૪૯ માંથી)

વ્હાલા મિત્ર ! હવે તમેજ કહો, કે જવાબ ના૦ ૪૯ લખતી વખતે તમો મને ઇસ્નાઅશરી સમજતા હતાં કે નહિં ? ત્યારે એવું ખોટારૂં ચલાવવું, અને એવો ડોળ ધારણ કરવો; કે બાવનમો જવાબ લખતી વખતે છપાયલી બુકપરથી હું તમોને ઇસ્નાઅશરી સમજ્યો, એ એક જાહેર લેખકને શોભા ભર્યું ગણાય કે ? સારાંશ કે-અગર તમો

એમ કહો કે ફક્ત બે મહિનામાં પુસ્તકની પૂરવણી અને બાવન જવાબો લખીને તૈયાર કરી શક્યા હતા, તો તે ન બનવા જોગ છે; ( અને તે બાવન જવાબો વી૦ માં પણ તમોએ મને ઇસ્નાઅશરી સમજીનેજ લખાણ કરેલ છે ); અને એમ કહો કે બાવન જવાબો અને પુરવણી લખી લીધા સુધી, તે બુક મારા જોવામાંજ આવી ન હતી, તો તે પણ તદ્દન ખોટું છે. ( તમારા પુસ્તકમાં તમોએ ઠેકઠેકાણે મને ઇસ્નાઅશરી સમજીનેજ લખાણ કરેલ છે—એટલે તે બુક તમોને મળી ગયલીજ સમજાય છે). હવે તે બુકમાં ( અર્પણ પત્રીકામાં ) મેં જે ઇસ્લામી આલીમો વી. ની લાગણીને ઉતેજીત કરવા, તેઓ સર્વેને અર્પણ પત્રીકા અપર્ણ કરતાં જે બોલો લખ્યા છે તે ઉપરથી તમો મને ઇસ્નાઅશરી સમજ્યાનું જણાવ્યું છે—તે તદ્દન ખોટું છે. અર્પણ પત્રીકામાં એવો કાંઇ ભાસ પણ નથી કે જેથી કોઇ મને ઇસ્નાઅશરી સમજી લીયે—તેમાં તો એક ઇસ્લામી ( સામાન્ય ઇસ્લામી ) તરીકેજ મેં મારા વિચારો દર્શાવ્યા છે. ( બાકી ઉલ્ટો મારા કેટલાક સવાલો ઉપરથી કોઇ પણ જાણી શકે, કે હું ઇસ્નાઅશરી છું ).

મારા વ્હાલા મિત્ર ! તમો ઇસ્નાઅશરીને મિત્ર લખતાં અચકાવો છો, પણ હું તેવો ભેદભાવ રાખતો નથી. ( જે કારણથી તો આએ સવાલમાં "પડો છો" ના બદલે "પડીએ છીએ" એવો ભેદભાવ રહિત શબ્દ મારા તરફથી લખાયો છે. ) ભલે, તમે મને મિત્ર કહેતાં અચકાઓ—પણ હું તેમ અચકાતો નથી. ( ધાર્મિક માન્યતાઓ જુદી હોવાના કારણે મિત્રતામાં વિક્ષેપ પડતો નથી. )

૨—" એ હાલ તદ્દન કે જ્યાં સુધી પાછા તમોએ તમારા લેખીત રજીસ્ટરથી આવેલા તેની પછી બુકની

તેની પ્રસ્તાવનામાં જે ઉંચુ મન દેખાડયું હતું* તેમાં મી. કાબાના સહવાસથી કાંઇક વીક્ષેપ દેખાય છે. તે કાઢીને સ્વતંત્રપણે દેખાશો, ત્યારેજ હું મીત્ર તરીકે સંબોધી શકીશ. અને તેમ કરવાથી હું તમારી સ્વતંત્રતાનેજ ઉત્કેરૂં છું. કે જે શુધ્ધ બુધ્ધિની સીમા છે. "

**તપાસ**—વ્હાલા મિત્ર ! મને મિત્ર તરીકે ન સંબોધવાનું કારણ મુદ્દા ના. ૧ માં ઇસ્લામી આલીમો વી. પાસેથી દાદ માંગવાના કારણે ઇસ્નાઅશરી સમજીને આચકો ખાવાનું જણાવેલ—અને આએ મુદ્દામાં મી૦ કાબાના સહવાસનું જણાવો છો, તો બેઉમાંથી સાચું શું સમજવું ? બાકી તમારો હેતુ એ જોવામાં આવે છે કે, 'ઇસ્નાઅશરીઓ સાથે મિત્રતા ન કરવી' એમ ભોળા ભાઇઓને ઠસાવવું—પણ તેમાં તમારૂં ઉચ્ચું મન જણાતું નથી, એ મનોબળની નબળાઇની નિશાની છે. હવે–મી૦ કાબાના સહવાસ માટે જે તમો જણાવો છો. તે સહવાસ કયો ? શું, મી૦ કાબા મારફતે ત્રેપન સવાલોની બુક પ્રસિધ્ધ કરાવી, તે સહવાસ ? મારા મિત્ર ! બુક મારફતે સવાલો પ્રસિધ્ધીમાં લાવવાનો મારો હેતુ એજ હતો કે મારા સવાલોનો જવાબ મળે—કારણ કે કેટલાક ખાનગી સવા લોનાં જવાબો નથી મળ્યા, એની મને માહીતી છે. હવે તે બુક કોઇ મારફતે પ્રસિધ્ધીમાં તો લાવવી જોઇએ કે નહિ ? તો તે કાર્ય મી. કાબાએ મિત્રતાથે

* ઘણું અજબ જેવુ છે કે, મી૦ વસ્તેજીને અર્પણ પત્રીકાથી એટલું લાગી આવ્યું કે મને મીત્ર લખતાં તેઓ અચકાણા, પણ પ્રસ્તાવનામાં તો તેઓને ઉંચુમન જણાવું છે ! અગર વાંચકો ત્રેપન સવાલોની બુક જોઇ જશે તો તેઓને જણાઇ આવશે કે પ્રસ્તાવનામાં તો ઉલ્ટા કેટલાક કટાક્ષ યુકત શબ્દો વપરાયા છે.

"'જીમ'"

કોમી લાગણીથી કરી આપેલ–તેમાં સહવાસનો શો સવાલ રહે છે. વ્હાલા મિત્ર ! એવી ઉંધી થીયરીથી મારી સ્વતંત્રતાને ઉશ્કેરવાનો કાંઇ સબબ નથી–હું મારા મનમાં દરેક રીતે સ્વતંત્ર છું એની તમારે ખાત્રી રાખવી.

૩—" આ સવાલમાં તમો નામદાર **આગાખાન** † નાં માતુશ્રી **લેડી અલીશાહ** કે જેમણે **હાજી બીબી વાળા કેસમાં** જુબાની આપતાં, પોતે ઇસ્નાઅશરી ધર્મ પાળે છે એવી જુબાની આપી છે. તે બાબતના આધારે પુછોછો તો કહીશ કે ભાઇ જીમ, હું પણ અગાઉ એમજ માનતો હતો અને ઇસ્નાઅશરી મઝહબની મહત્તા તેથી વધુ માનતો અને ત્યાર પછી જ્યારે ઇસ્માઇલી જમાતમાં દાખલ થયો, ત્યારે પીરની પુઠીઉંમાં માતા સલામતનું નામ જાણતાં તેના વિશે પુછતાં જણાયું કે **માતા સલામત** જે પીર હતા, તે હાલના નાo આગાખાનનાં માતુશ્રી લેડી અલીશાહ નહી, પણ **આગા હસન અલીશાહના** માતુશ્રી હતાં, અને લેડી અલીશાહના ઇસ્નાઅશરી મઝહબ પાળવાની વાતથી ઉભી થતી શંકાનું સમાધાન થઇ ગયું. તો પણ હાલના નામદારનાં માતુશ્રીને માતા સલામત કહેવામાં આવે છે, પણ " પીર સરકાર " માતા સલામત છે, એમ તેમને નથી કહેવાતું "

**તપાસ**–વ્હાલા મિત્ર! નાo આગાખાન સાહેબનાં માતુશ્રી ઇસ્નાઅશરી છે અને તેઓને **માતા સલામત** પણ કહેવામાં આવે છે, એ તમો માન્ય રાખો છો પણ તેઓ પીરોની ટીપવાળાં **પીર સરકાર માતા સલામત** નથી; અગર "પીર સરકાર"

† અત્રે પ્રેસની અથવા મીo વરતેજીના ગલતીથી અશુધ્ધ બોલ વપરાણો છે–પણ નકલે નકલ ઉતારવાનું વાજબી ધારેલ નથી.

"જીમ."

ઈસ્નાઅશરી હતે, તો તેથી તમો ઇસ્નાઅશરી મઝહબની મહુત્તા માનતે, એમ તમારા લખાણુથી જણાઇ આવે છે. હવે અગર તેઓનું પણુ ઇસ્નાઅશરી હોવું સાબેત થાય તો ? વાંચો, હાજી બીબી કેસ માં ના૦ આગાખાન સાહેબના બેરીસ્ટર મી૦ ઇન્વેરારીટી શું કહે છે:—

> " હવે હું નામદાર આગાખાનના કુટુંબમાં ઈશના અશરીઓની હાજરી હોવાના કારણુ ઉપર જઇશ–તેમના કુટુંબની લગભગ તમામ સ્ત્રીઓ અશનાઅશરી પંથનીજ છે. કારણુ કે નામદાર આગાખાન પોતાના માનનારાઓમાંના કોઇની પુત્રીને પરણી નહી શકે. તે કારણુ તેમને બીજા પંથમાંથીજ ઓરતો પસંદ કરવી પડે છે. "

* * *

> " તેઓ ઇમામ હોવાથી પોતાના માનનારાઓમાં કોઇને પરણી નહીં શકે. તેનું પરીણામ એ આવ્યું છે કે નામદાર આગાખાનના કુટુંબની તમામ બાનુઓ અશનાઅશરી પંથની છે. "

( એસ. અબ્દુલા તરફથી પ્રગટ થએલ " ના૦ આગાખાન કેસ "–પેજ ૨૨ )

વ્હાલા મિત્ર, **સરકાર માતા સલામતને** તમારા ૪૫ મા ઇમામ શાહ ખલીલલ્લાહ અલીનાં બીબી થાય છે, ઉપરની થીયરી પ્રમાણે શાહ ખલીલ્લાહ પોતાને માનનારને ( ઇસ્માઈલીને ) તો નજ પરણી શકયા હોય–એટલે " સરકાર માતા સલામત " આગાખાની પંથ પાળતાં ન હતાં, એ ચોક્કસ થઈ જાય છે.÷ અને " નામદાર આગાખાનના

÷ " તેમને બીજા પંથમાંથીજ ઓરતો પસંદ કરવી પડે છે. એ વાકયથી પણુ સિધ્ધ થાય છે કે, તેવીજ રીતે " સરકારમાતા સલામત " પણુ આગાખાની પંથમાંથી નજ હોવાં જોઇએ. તો આગાખાની પંથ સિવાયના પણુ આગાખાનીઓના પીર થઇ ગયા છે, એમ જણાઇ આવે છે. ભ્રમ.

કુટુંબની તમામ બાનુઓ અશનાઅશરી પંથની છે " એ વાકયથી જણાઇ આવે છે કે " સરકાર માતા સલામત " પણ **ઇસ્નાઅશરી** હોવાંજ જોઇએ. વળી શાહ ખલીલુ લાહ અલી ઇરાનમાંથીજ એ બીબી સાહેબને પરણ્યા હતા--તો જ્યારે ઇસ્માઇલીમાંથી તો શાહ ખલીલુલ્લાહ અલી પરણી શકે તેમ હતું. ત્યારે માનવું પડશે કે **સરકાર માતા સલામત**, **ઇસ્નાઅશરીજ** હતાં.

---

# જવાબ ના૦ ૫૩ ની તપાસ.

---

મારા ૫૩ મા સવાલમાં મી૦ વરતેજીને એ પૂછવાનો હેતુ હતો કે—અગર તમો કુરઆને શરીફને માનતા હો તો, "હ૦ અલી ખુદા છે" એવો કોઇ સબળ પૂરાવો પાક કુરઆને શરીફની આયતોથી બતાવી શકશો કે ? જેના જવાબમાં મી૦ વરતેજીએ ઉડાવનારી વલણ ધારણ કરીને આડી અવળી બાબતો ઉપરે વિવેચન કરેલ છે. તે જવાબમાંના મુખ્ય મુદ્દાઓની તપાસ—

૧—" પ્રથમ તો હું ખુલ્લા દીલથી એકરાર કરૂં છું કે હું કુરઆને શરીફ બરાબર સત્ય છે એમ માનું છું પણ તેમાંની બધી બાબતો કેવી રીતે સત્ય છે તેટલું ઇલ્મ નથી ધરાવતો પણ તે બાબતમાં ઈમામ સીવાય બીજો કોઇપણ કુરઆન શરીફ પુરૂં જાણે, એમ પણ નથી માનતો તેથી તમો કુરઆને શરીફની આયતોમાંથી હ૦ **અલી ખુદ** છે, એમ જાણવા માગો છો તે કયાંથી સમજી શકશો ? અને સબળ પુરાવો માંગીને તમો તમારી નિર્બળતા સિધ્ધ કરો છો. "

**તપાસ**—વ્હાલા મિત્ર, આએ મુદ્દામાં તમો એક પોલીસીજ વાપરી રહ્યા છો! જ્યારે તમો "કુરઆને શરીફ બરાબર સત્ય છે" એમ માનો છો—ત્યારે વળી "બધી બાબતો કેવી રીતે સત્ય છે તેટલું ઇલ્મ નથી ધરાવતો" એનો અર્થ શો? એક બીજાથી ઉલ્ટ સુલ્ટ હકીકત જણાવીને તમો ભુલભુલામણીની રમત રમી રહ્યા છો. મિત્ર વરતેજી જ્યારે પાક કુરઆને શરીફમાં બધી બાબતો કેવી રીતે સત્ય છે તેટલું ઇલ્મ તમો નથી ધરાવતા, ત્યારે "કુરઆને શરીફ બરાબર સત્ય છે" એ શું તમોએ ભમાવવા ખાતર લખેલ છે કે?-પણ નહિ, તમો મુળ મુદ્દાને ઉડાવવા ખાતર બાજી રમી રહ્યા છો—પણ તેથી પણ તમારો જાન છોડાવી શકો તેમ નથી. ભલે તમે પાક કુરઆને શરીફનું સંપુર્ણ ઇલ્મ ધરાવતા નથી—પણ ઇમામ તો સંપુર્ણ ઇલ્મ જાણે છે, એટલું તો તમો પણ માન્ય રાખો છો કે નહિ? તો તમો **મોજુદ ઇમામ**ની માન્યતાવાળા છો, માટે તમારા મોજુદ ઇમામને પૂછી જુઓ કે, "હ. અલી ખુદા છે, એવું કુરઆનમાં છે કે નહિં?" એવી રીતે માહીતી મેળવીને પબ્લીકને વાકેફ કરો—કે જેથી તમો તમારી જોખમદારી માંથી મુક્ત થાઓ. પણ નહિં, એમ તમો હરગીઝ કરી શકશો નહિં! કારણ કે જે બાબતની હસ્તીજ ન હોય—સિધ્ધાંતજ ખોટો હોય, તે પાક કુરઆને શરીફમાં ક્યાંથી હોય; અને તે સાબેત પણ ક્યાંથી કરી શકો! (હા, કુરઆને શરીફમાં ખુદા સિવાય અન્યને ખુદા કહેવું, એકથી વધુ ખુદાની માન્યતા ધરાવવી, ખુદાની ઝાતમાં શિર્ક કરવો, વી૦ વી૦ બાબતોની મઝીમ્મત વારીદ થયલી છે-જેમાંથી કેટલીક આયતો હું આગળ ટાંકી ગયો છું) વ્હાલા મિત્ર! જે પૂરાવો મેં તમારા પાસેથી પાક કુરઆને શરીફમાંથી માંગેલ, તેના માટે તમો મારી નિર્બળતા જણાવો છો—પણ એ લખાણથી ઉલ્ટી તમારીજ નિર્બળતા સિધ્ધ થાય છે.

કારણ કે 'કુરઆને શરીફ બરાબર સત્ય છે' એમ તો તમો પણ માન્ય રાખો છો, અને આગલના જવાબોમાં એ પણ કબુલ રાખી ગયા છો 'કુરઆને શરીફમાં દરેક ચીઝનું વર્ણન છે-ત્યારે **અલી ખુદા** છે, એવી બાબત, કે જેના ઉપર તો તમારા પંથનો દારોમદાર છે; તેના માટે પાક કુરઆને શરીફથી કોઈ તમારા પાસે પુરાવો માંગે તેની **નિરબળતા** જણાવવી એ તો તમારી નિરબળતા જણાઈ આવે છે ? ? ?"

૨—"શું તમે કુરઆનને માનનારા હો અને તેના મતલબને સમજનારા હો તો **અલીને** ખુદા ન કહો તો ખએર, પણ **અલી** ઈમામ છે, એવી કઈ આયાતથી સબળ પુરાવા સહીત માનો છો, તે બતાવશો ? અને જો એવી સબળ પુરાવાની આયત માનતા હો, તો શા માટે સુન્ની ભાઈઓને બતાવીને **અલી** ને ખુદા નહીં પણ ઇમામ મનાવવાની ઉમદા હીદાયત કરવાનું બીડું ઝડપતા નથી ?"

**તપાસ**—મારા વ્હાલા મિત્ર ! એ મુદ્દામાં પણ તમો સજ્જડ થાપ ખાઓ છો. હ૦ અલી અ૦ ને ઇમામ માનવા માટેના સબળ પુરાવાવાળી આયતો પાક કુરઆને શરીફમાં ઘણે ઠેકાણે મોજુદ છે. છેટે કયાં જાઓ છો, તમોએ પોતે "વેદિક-ઇસ્લામ" માં તમારા મોજુદ ઇમામની ઇમામત પ્રગટાવવાના માટેજ "ઓલિલ અમ્ર" તથા "ઇમામે મોબીન" વી૦ જે આયતો ઉપરેજ તમારૂં લક્ષ ખેંચું છું, તે આયતોજ હ૦ અલી અ૦ ની ઇમામત માટે સબળ પુરાવાઓ છે. ( "ઓલિલ અમ્ર" તથા "ઇમામે મોબીન" વાળી આયતોનો ખુલાસો જુદાજ પ્રકરણમાં કરી ગયો છું. જે વાંચી જવા વાંચકોને નમ્ર અરજ છે ). મિત્ર વરતેજી ! તમો શીઆહ હોવા છતાં (તમારો દાવો શીઆહ હોવા છતાં)

એ મુદ્દા ચર્ચવાને પ્રેરાયા છો તે માટે હું ઘણોજ અજબ થાઉં છું! હ. અલી અ. ની **ઇમામત**ના સબળ પૂરાવા માટે પાક કુરઆને શરીફમાંથી ઘણી આયતો ટાંકી બતાવવાની અગત્ય પણ ધારતો નથી. ( ફકત એ ચાર આયતોના ઈશારાઓ ઉપર કરેલ છે—**ઇલ્મે કલામ**ની કિતાબોમાં એ વિશે પુરતું વિવેચન જોવામાં આવે છે ) તેવીજ રીતે હ. અલી અ. ની ફઝીલતમાં પણ પાક કુરઆને શરીફમાં ઘણી આયતો છે, જે મશહુર છે. "તારીખુલ ખુલફા" ના કર્તા **જલાલુદ્દીન સીયુતી** જેઓ એક ચુસ્ત સુન્ની છે, તેઓએ હ૦ અલી અ. ના અહેવાલમાં નીચે મુજબ જણાવેલ છે:—

> " ઇબ્ને અબ્બાસ રઝી. ને ફરમાયા કે જહાં કહીં કલામે ખુદા મેં **યા અય્યોહલ્લઝીન આમનૂ** આએ, વહાં યેહ સમજના ચાહીએં કે હ૦ અલી ઉન્કે અમીરો શરીફ હએ. ખુદાને અકસર સહાબાહ પર એતાબ ફરમાયા હય, મગર હઝરત અલીકા હર જગેહએ ખયરકે સાથ ઝિક્ર કીયા હયે. જો કુચ્છ હઝરત અલીકી શાનમેં નાઝીલ હુવા હયે, કિસીકી શાનમેં નહીં હુવા. ચુનાચે સિર્ફ આપહીકે લીયે તીનસો આયતેં નાઝીલ હુઇ હયે." ( 'તારીખુલ ખુલ્ફા' નો ઉર્દૂ તરજુમો—પેજ ૯૨ ).

વ્હાલા મિત્ર! હજી જો તમારે એ સબંધે વધુ જાણવું હોય, તો **મવલવી એબ્દુલ્લાહ અમ્રતસરી** કૃત "સ્વાનેહ ઉમ્રી હ. અલી" વાંચીને વાકેફ થાઓ—કે જેથી તમોને સંપુર્ણ રીતે સમજ પડશે. હ. અલી અ૦ ની ફઝીલત પાક. કુરઆને શરીફમાં કેવી ઝળકે છે! આશ્ચર્યકારક છે કે, કાં તો તમો હ૦ અલી અ. ને કુરઆને શરીફથી ખુદા તરીકે સાબેત કરવાની તજવીજ કરી રહ્યા છો

અને કાં તો તેઓની **ઇમામતનો** ઝિક્ર પણ કુરઆનમાં નથ
એવી શંકા દર્શાવી રહ્યા છે ! ! !

વ્હાલા દોસ્ત ! સુન્ની ભાઇઓને "હ. અલી અ. ઇમા
છે" એમ મનાવવાનું બીડું ઝડપવાની તમો મને ભલામ
કરો છો, પણ હું તમોને એજ પૂછવા માગું છું કે–શું સુન્
ભાઇઓ હ. અલી અ. ને **ઇમામ** તરીકે માન્ય નથી રાખ
કે જેથી તેઓને મનાવવાને બીડું ઝડપવું પડે? એ હકીક
તમો કયા આધારે જણાવવા નીકળ્યા છો ? જો કે **ખીલાફ**
ની બાબતમાં સુન્ની ભાઇઓ હ. અલી અ. ને ચોથા નંબ
( ચોથા ખલીફા તરીકે ) માન્ય રાખે છે, પણ **ઇમા**
તરીકે તો હ. અલી અ. ને બાર ઇમામોમાંના **પહેલ**
**ઇમામ** તરીકે સંપુર્ણ રીતે સ્વિકારે છે. તેઓની હ. અ
અ. સબંધે એવી માન્યતા છે કે—

## ઈમામે અવ્વલ અઝ ઈસ્નાઅશર હયે.

મારા વ્હાલા દોસ્ત ! મજકુર કડી તમોએ માન
રાખેલી કિતાબ "રોઝતુશ્શોહદા" માંથીજ છે–કે
**વલીકુચ્યાઝ** નામના સુન્નત જમાઅત વાળા શાએરની
બનાવેલી છે. વખતે તમો એમ કહેવા નીકળશો કે, એ ક
ગુજરાતી લીપીમાં જે "રોઝતુશ્શોહદા" છપાયલી
( ગુલામ હુસેન દાઉદ પીરભાઈ તરફથી પ્રગટ થયેલી છે
તે ઉપરથી લીધેલ છે, અને તેમાં મરહુમ મુનશી માર
સુમઅલીએ ફેરફાર કીધો છે, પણ નહિં, ઉપરની કડી
મેં ટાંકેલ છે તે ઉર્દુ લીપીમાં છપાયલી અસલ કિતા
ઉપરથી ઉતારેલ છે– જે કિતાબ સુન્નત જમાઅતવા
કાઝી મોહમદ ઇબ્રાહિમ ઇબ્ને કાઝી નુરમહમદ પોરબંદ
તરફથી મુંબઇ ખાતે પ્રગટ કરવામાં આવી છે તે કિતાબ
મજલીસ ત્રીજી પૃષ્ઠ ૧૭ ના હાંશીયા ઉપરથી મજકુર ક
ટાંકેલ છે જે જોઇ જવા કૃપા કરશો. છેટે શું કરવા જાઓ

કોઈપણ સુન્નત જમાઅતવાળા તરફથી પ્રગટ થએલ જન્તરી તકવીમ ( પંચાંગ ) માં જોઈ જશો, તો તેમાં પણ તમોને **અઈમ્મએ** ઇસ્નાઅશરનાં નામોનો કોઠો નજરે પડશે; જેમાં હ૦ અલી અ૦ નું નામ પહેલા ઇમામ તરીકે જોશો. આશ્ચર્યકારક તો એ છે કે આ ઠેકાણે જાણે કે સુન્ની ભાઈઓ હ૦ અલી અ૦ ને ઈમામના તરીકે માનતાજ ન હોય, એવી વલણ તમો ધરાવો છો; પણ આગળ તમો તમારાજ જીવન ચરિત્રની હકીકતમાં શું લખી ગયાછો, તેનું તમોને ભાન નથી ! જેમકે—

" અને દરેક ઇસ્લામી **સુન્ની** કે **શીઆ** હ૦ **અલી** ની મહત્તા સ્વિકારતા અને સમજાય "

( પેજ ૩૫ )

* * *

" અલીકો હયે અતા ઇલ્મ લદુન્ની; હયે કુરબાં જીસકે પર શિયા વ સુન્ની

( પેજ ૩૬ )

* * *

" મોલવી ઉસ્માન મીયાં અને બીજા ભાઇઓના ધાર્મિક વિચારો એક સરખા મુસલમીનને શોભાવે તેવા અને અલીના દરજ્જાની ગણત્રી મોટી માનનારા દેખાયા હતા."

( પેજ ૬૫ )

* * *

" **સુન્નત** જમાતના આલેમ પણ બાર ઈમામને માને છે "

( પેજ ૬૫ )

મારા વ્હાલા મિત્ર ! ઉપરના બોલો તમારા પોતાનાજ છે, એટલે તે ઉપરથી શું સમજાય છે, તેનો અંદાઝ તમોજ કરી લેશો અફસોસ છે કે, તમારા લખાણો પણ ભુલી જઈને તમો એવી શંકા દર્શાવવા નિકળ્યા છો કે, સુન્નત જમાઅતવાળાઓ હ૦ અલીને ઈમામ તરીકે માનતા નથી !

૩—ભાઇ જીમ, એ બધી કુરઆને શરીફને માનવાની જે સબળ પુરાવાની ઈમાનદારીની વાતોનો પોલ વાગે છે, પણ અંદર પોલ છે, એ તેના ઢગ ઢમતા અવાજથી જણાઇ આવે છે. આગાખાની કુરઆનને માનતા નથી, નમાજ પડતા નથી, રોજા રાખતા નથી વિગેરે ખુદાના એહકામ બજાવતા નથી ને અમો ઇસ્નાશરીઓ કુરઆનને માનીયે છીએ, નમાજ પઢીએ છીએ, રોજા રાખીએ છીએ, વિગેરે ઈમાનદારીથી મુસલમીન થયા માનતા હો, અને ખુદાની ખુશનુદી હાસલ કરેલી સમજતા હો અને જન્નતના હકદાર થયા સમજતા હો તો ભાઈ જીમ, જન્નતના કંત્રાકટરોના રોજે હશરમાં કેવા હાલ થશે ? એવા ઈમાનદારોના ભોપાળા કેવા ખુલશે ? તે વાંચવું હોય તો વાંચો જંગે જમલ, જંગે સીફ્ફીન, જંગે કરબલા એ ઇસ્લામના મશહુર જંગો ઈમામ અને મુસલમીન વચ્ચેજ થયલા છે. એક બાજુ નમાજ રોજા અને કુરઆને શરીફ હતાં ત્યારે બીજી બાજુ માત્ર હબલીલ્લાહ ખુદાઇનુર ઇમામનો દામન અને તેમના હુકમમાંજ બધું સમાયલું હતું. નમાજ, રોજાના એહકામો એવે વખતે એમની ખુલી દીલથી ઉઠાવેલી ખીદમત આગળ કંઇ બીસાતમાં નહોતી કુરઆન તો તેમના વચનમાં હતું. ”

તપાસ—વ્હાલા મિત્ર ! આએ તમોએ જે હકીકત ચર્ચેલ છે, તેની મારા સવાલ સાથે નીસ્બતજ શી છે ? ફકત આવેશમાં આવી જઈને તમો આડીઅવળી બાબતો ઉપર ઉતરી પડયા છો. બાકી પોલ કઇ બાજુએ છે, તે વાંચકોએ સારી રીતે જોઈ લીધેલ છે. ઈન્સાફ તમારે કરવાનો નથી—પબ્લીકે કરવાનો છે. બાકી આગાખાની ટોળામાંના કેટલાકો કુરઆનને માનતા નથી, પડતા નથી, રોજા રાખતા નથી, એ બાબતો સુર્ય સમાન પ્રકાશિત છે. પ્રકાશિત સુર્ય છાબડે ઢંકાઈ શકાતો નથી ! ભરી કોર્ટોમાં એવી જુબાનીઓ અપાયલી છે, અને તેનો કોઇ ઈન્કાર કરી શકતો નથી. (તેવી કેટલીક હકીકત "પ્રસ્તાવનાની પોલ" વાળા પ્રકરણમાં વાંચકો આગળ જોઈ ગયા છે. ) અમો કુરઆનને માનીએ છીએ, નમાઝ પડીએ છીએ, એમ કોઈ ઇસ્નાઅશરી ફખ્ર તરીકે કહેતોજ નથી—બાકી 'ફરજ અદા કરીએ છીએ, ખુદા કબુલ ફરમાવે' એમ જણાવે છે. પણ એ બાબતો અદા કરવામાંજ ખરી મુસલમાની અને ઈમાનદારી છે, એમ દરેક ઇસ્લામી કહી શકે છે. બાકી ખુદાની ખુશનુદી હાંસલજ કરી ચુકયા છીએ, એવો કોઈ ફખ્ર કરતોજ નથી—હા, કુરઆને શરીફને માનીને જે કોઇ નમાઝ રોઝા વી૰ ખુદાઇ હુકમો બજાવી લાવે અને ખુદા તઆલા પોતાની રહેમતથી કબૂલ ફરમાવે, તો અલબત્તા ખુદાની ખુશ્નુદી હાંસલ કરવાનો એ સબબ જરૂર છે.

વ્હાલા મિત્ર ! જન્નતના કંત્રાકટરનો બોલ તો એ લોકોને લાગૂ પડે છે, કે જેઓ પૈસાથી મુકતી અપાવવાનો ડોળ ઘાલે છે ! હશરમાં નમાજ રોઝા બજાવી લાવનારાઓનાં ભોપાળા ખુલશે, કે તે ન બજાવી લાવવાનો ઉપદેશ કરનારાઓના ભોપાળા ખુલ્લશે; તેની ખુદાને ખબર ! ( બાકી એ સર્વે બાબતો જાણી લેવાનો દાઅવો તો તમારા

જેવાઓજ કરી શકે!) જંગે જમલ, જંગે સીફ્ફીન, જંગે કરબલા એ ઇમામો અને મુસલમાનો વચ્ચે થયેલ છે, એમ તમો જણાવો છો—પણ મજકુર જંગોમાં જે ઇમામોના મદદગારો હતા તેઓ ખુદાઇ એહકામો પણ બજાવી લાવતા હતા. બાકી તમારી થીયરી મુજબ ફકત તેઓ મદદગારોજ હોય અને નમાઝ રોઝા ન બજાવી લાવતા હોય, એમ હતુંજ નહિં. મતલબ કે તેઓ ઇમામોની તાબેદારી સાથે ખુદાઇ એહકામો પણ બજાવી લાવતા હતા; અને સંપુર્ણ મોહબ્બત પણ તેજ કહેવાય.

વ્હાલા મિત્ર ! તમો જણાવો છો કે, "બીજી બાજુ માત્ર હુબ્બીલ્લાહ ખુદાઈ નુર ઇમામનો દામન અને તેમના હુકમમાંજ બધું સમાયલું હતું" તો એમાં તમો ભોળા ભાઇઓને ભમાવવાનુંજ કરો છો. શું, જેઓના હાથમાં ઇમામનો દામન હતો તેઓ નમાઝ રોઝા વી૦ નહિ બજાવતા હતા કે ? એના માટે પુરાવાઓ આપી શકશો કે ? સારાંશ એજ કે, ઇમામની તાબેદારી અને મોહબ્બતની સાથે નમાઝ, રોઝા વી૦ બજાવી લાવવાની આવશ્યકતા છે—અને ખરી ઇમાનદારી તેજ કહેવાય.

૪—"ભાઇ જીમ, ઉપલી વાતો મેં તમોને ઉપલક કરી છે અને હવે જવાબ તરીકે જણાવીશ કે—કુરઆને શરીફમાં ઘણી સુરાઓના મથાળે અરબી મુબાક્ષરો છે, જેવા કે—અલેફલામ મીમ× અલેફલામ, રે, હે,× મીમ, વિગેરે છે. જેનો અર્થ ઇમામ સિવાય કોઇ જાણતું નથી. કારણ કે ખુદા ફરમાવે છે કે—

× આએ ઠેકાણે વરતેજીએ ભુલો કરેલ છે.

"જીમ"

" લા યા અલાઓ તાલીલો કુ * ઇલ-
લ્લાહો વર્રાસેખુન ફીલ ઇલ્મ "

એટલે—મોધમ ફકરાનો ભેદ ખુદા અને તેણે મુકરર કરેલા ઇલ્મના આગેવાન ઇમામ સિવાય બીજો કોઈ જાણતો નથી.

આ હિસાબે સુન્નત જમાતના આલેમોએ કરેલી તફસીરો કરતાં જમાનાનો ઇમામ જે કહે, તેજ ખુદાઇ વચનની મતલબ ખરી ગણાય. "

**તપાસ**—મિત્ર વરતેજી ! શું તમો એમ કહેવા માંગો છો કે કુરઆને મજીદના કેટલાક સુરાઓના મથાળે મુળાક્ષરો છે તેથી " **અલી અલ્લાહ** " થાય છે ? જો તમારી માન્યતા એવીજ હોય, તો તે તમારે પુરવાર કરવું જોઇએ પણ તે પુરવાર કરવાના બદલે જેનો અર્થ ઇમામ સિવાય કોઈ જાણતું નથી " એમ કહીને પતાવી દેવા માંગો છો ! પણ ખરા ઇમામોએ તેવા **હુરૂફેમુકત્તઆત** ( જુદા જુદા અક્ષરો ) ના જે અર્થો જણાવેલ છે, તેથી કોઇ રીતે પણ " **અલીઅલ્લાહ** " નું વાકય સિધ્ધ થતું નથી. બાકી તમારા મોજુદ ઇમામ પાસે તેવા કોઈ મુળાક્ષરોનો તેવો અર્થ થતો હોય, તો તેઓની સહીથી પ્રકાશમાં લાવવો જોઇએ.

વ્હાલા મિત્ર ! સુન્નત જમાઅતના આલેમોએ કરેલી તફસીરો કરતાં જમાનાના ઇમામના વચનની મતલબ ખરી જણાવો છો—પણ તમારા મોજુદ ઇમામ તરફનાં તેવાં કોઈ વચનો તો તમો પ્રકાશમાં લાવતા નથી; ફકત ભોળા ભાઇ-

---

* આએ આયતને મી૦ વરતેજીએ ખોટી રીતે ટાંકેલ છે. એમાં વખતે મી૦ વરતેજીએ પોલીસી વાપરેલ હોય " યઅલમો " ના બદલે " યા અલીઓ " લખેલ છે !

"જીમ."

ઓને ભમાવવાનું કરો છો. ( બાકી ખરા ઇમામો તરફના જે અર્થો તફસીરોમાં જોવામાં આવે છે, તેમાં તમારી માન્યતા કોઇ રીતે પણ સિધ્ધ થતી જોવામાં આવતી નથી જો તમારા પાસે તેવા પૂરાવાઓ હોય, તો તે તમોએ પ્રસિધ્ધીમાં લાવવા જોઇએ)

૫—" કારણ કે ઇમામ ખુદાનો પ્રતિનીધી આ દુનીયામ દરેક જમાના માટેનો છે, જેમકે ખુદા ફરમાવે છે કે-

" ઇન્ની જાએેલુલ ફીલ અરજે ખલીફા. '

એટલે—હું મારો એક ખલીફો દુનિયામાં કાયમ રાખું છું. અને જેમ દુનિયાની બીજી બધી મખલુકાત કરતાં ઇન્સાનનો દરજ્જો મોટો છે તેમ બધા ઇન્સાનો કરતાં ઇમામનો દરજ્જો મહાન છે. અને તેથીજ ઇમામ એટલે મનુષ્યોનો આગેવાન, રહેબર, પેશવા એવો અર્થ થાય છે. "

તપાસ—મિત્ર વરતેજી ! તમોએ આયતનો અર્થ મનઘડત કરેલ છે–ખરા અર્થ માટે આગળ વિવેચન કરી ગયો છું. તમોએ જે અર્થ કરીને ત્યાર પછી બધા ઇન્સાનો કરતાં ઇમામનો દરજ્જો મોટો છે, એ સબંધે જે વિવેચન કરેલ છે–તેથી પણ કોઇ રીતે " અલી ખુદા છે " ની થીયરી સાબિત થતી નથી. બલ્કે એ વિવેચનથી તો તમે ઇમામને ખુદાનો પ્રતિનિધી જણાવીને "અલી ખુદા છે" એ તમારી થીયરીનો ઉલ્ટો રદ કરો છો. તમારા બોલેલ એજ સિધ્ધ થાય છે કે, ખુદા તે ખુદાજ છે–અને હ. અલી અ૦ ખુદાના તરફથી મખ્લુકાત ઉપરે ઇમામ છે.

૬—" અને આ રીતે એક ઇન્સાનનો દરજ્જો દરેક જાનદાર અને વગર જાનદાર જમીન અને આસમાનનાં સીતારા ચંદ્ર ને સુરજ ફરીસ્તાને દુર કરતાં પણ ઇન્સાનને

દરજ્જો વધુ છે. ને તેવા ઇન્સાન કરતાં ઇમામનો દરજ્જો વધુ છે. તો સાબીત થાય છે કે આખી ખુદાઇનો સરદાર ઈમામ છે. અને ખુદા કુરઆનમાં ફરમાવે છે કે—

"અલ્લાહો નુરૂસ સમાવાત વલ અરજ"

એટલે—જમીન અને આસમાનનું નુર તે અલ્લાહ છે.

તપાસ—એ તમારા મુદ્દાથી પણ એટલુંજ જણાય છે કે ઇમામ સર્વ મનુષ્યો વી૦ કરતાં શ્રેષ્ટ છે,* પણ "અલી ખુદા છે" એમ તો સિદ્ધ થતુંજ નથી. જે આયત તેઓએ ટાંકેલ છે તેથી ખુદાતઆલાનું સર્વવ્યાપકપણું જણાય છે, પણ "ઈમામ એ ખુદા છે" એમ તો કોઈ રીતે સાબીત થતું નથી. તમો આડાઅવળા પેચ લાવો છો પણ તે તમારી થીયરીને સાબેત કરવાના બદલે ઉલ્ટું તમારા મતથી વિરૂદ્ધ જાય છે.

૭—"હવે જ્યારે જમીન અને આસમાનનું નુર ઇમામ છે છે એમ આપણે બતાવી ગયા છીએ, તો તે ખુદાઇ હીસાબે જમીન અને આસમાનનું નુર અલ્લાહ છે, એમ જાણુતા અલ્લાહ અને ઇમામ વચ્ચે તો અંતર માત્ર પડદો. કારણ કે ઇમામ ખુદાનો પ્રતિનીધી છે, એમ કુરઆનની આયતથી સીદ્ધ છે. તો પછી પ્રતીનીધીરૂપે ખુદા પોતે છે, એજ જાણવાની જરૂર છે"

તપાસ—વ્હાલા મિત્ર ! આએ મુદ્દામાં તમો ઉલટ સુલટ હકીકતો જણાવીને બાજી ખેલો છો—પણ તેમાં તમો ફાવો તેમ નથી. "જમીન અને આસમાનનું

*હ૦ રંસુલે ખુદા કરતાં ઇમામો શ્રેષ્ટ નથી; એ વિશે આગળ વિવેચન થઇ ગયેલ છે.

નુર ઇમામ છે " એમ તમો કોઈ રીતે પણ બતાવી શકયા નથી! બાકી ( મુદ્દા ના૦ ૬ માં ) જમીન અને આસમાનનું નુર અલ્લાહ છે " એવુ જણાવી ગયા છો; અને તેવીજ રીતે પાછા આએ મુદ્દામાં પણ તેજ બાબત સિધ્ધ કરો છો. જો કે તેમાં "ખુદાઇ હીસાબે"નું વાકય ઉમેરો છે. પણ " ખુદાઇ હીસાબે " નો અર્થ શો, અને એ વાકયથી પણ "જમીન અને આસમાનનું નુર ઇમામ છે " એ કેવી રીતે સિદ્ધ થાય છે, તે જરા સ્પષ્ટ કરી બતાવશો કે? ( એ સર્વ તમારી પોલીસીજ છે—પણ તેથી પણ ફાવો તેમ નથી! ) "અલ્લાહ અને ઇમામ વચ્ચે તો અંતર માત્ર પડદો" એ તમારા કથનમાં પણ એક બાજી સમાયલી છે—પણ તેથી પણ એજ સિધ્ધ થાય છે કે, અલ્લાહ તે અલ્લાહ અને ઇમામ તે ઇમામજ છે. બાકી એથી "ઇમામ એ અલ્લાહ છે" એ કોઈ રીતે પણ સિધ્ધ થતું નથીજ. વળી ત્યાર પછી તમો પોતે " ઇમામ ખુદાનો પ્રતીનીધી છે " એમ જણાવીને તમારી બાજી ઉલટાવી નાખો છો. એટલે કે ખુદા તે ખુદાજ છે, બાકી ઇમામ તેનો પ્રતિનીધી છે, એમ તમે પોતે સાબેત કરો છો. જો કે ત્યાર બાદ "પછી પ્રતીનીધી રૂપે ખુદા પોતે છે" એમ ગડબડ ગોટાળો કરો છો, પણ તે તદન વાહીયાત છે. જ્યારે પ્રતીનીધીરૂપે ખુદા પોતેજ હોય ત્યારે તમોએ જે "ઇમામ ખુદાનો પ્રતીનીધી છે" એમ જણાવેલ છે, તેનો શો અર્થ સમજવો? જ્યારે ખુદા પોતે ઇમામરૂપેજ હોય, ત્યારે વળી "ખુદાનો પ્રતીનીધી" એનો અર્થજ શો? વ્હાલા મિત્ર! પહેલે તમો પ્રતિનીધીના અર્થને ખુબ સમજી સોચીને ત્યાર પછી એ હકીકત જણાવવા બાહેર પડયા હતે, તો કાંઇ શોભાભર્યું ગણાતે. તમો આએ મુદ્દામાં ત્રણ ચાર પલટીઓ ખાઈને એક બાજી ખેલો છો પણ એ તમારી બાજી સમજુ વર્ગ પાસે ચાલી શકે તેમ નથી.

૮—જો કે ભાઇ જીમ, તમારો પ્રશ્ન **અલી** ખુદા છે. એમ કુરઆનેશરીફથી જાણવાની ઈચ્છા છે તો જો ઉપરની વાતોનું તત્વ તમો સમજ્યા હશો, તો પછી અલીને અલ્લાહ વચ્ચેનો પડદો તો તમો જ્યાં સુધી જમાનાના **ઈમામની બઈત** કરીને રસુલે ખુદાના અને કુરઆનેશરીફના ફરમાન ઉપર અમલ નહી કરો ત્યાં સુધી એ પડદો તુટી શકે નહી."

**તપાસ**—મિત્ર વરતેજી ! જે બાબતનો પૂરાવો કુરઆનેશરીફથી મેં જાણવા માંગેલ, તેવોજ પૂરાવો આપવામાં તમો નિષ્ફળ જતાં, વાતોના તત્વનો ઇશારો કરો છો. પણ તે તત્વ ઉપરથી પણ "અલી ખુદા છે" એવું કોઇ રીતે સિધ્ધ થઇ શકયું નથીજ ! ખુબી તો એજ છે કે, આએ મુદ્દામાં તમોએ વાતોના તત્વનો ઈશારો કરી, એ બાબતને પડતી મુકી, ને વળી જમાનાના ઈમામની **બયઅતની**× થીયરી ઉપરે વિવેચન કરવા મંડી પડો છો ! પણ તેમાં તમોએ "અલી ને અલ્લાહ વચ્ચેનો પડદો" એવું જે વાકય વાપરેલ છે, તેજ તમારૂં ખોટાપણું સાબેત કરી આપે છે. જો **અલી તે અલ્લાહ** જ હોય, તો વળી "વચ્ચેનો પડદો" એ શબ્દનો શો અર્થ ?! વ્હાલા મિત્ર ! હવે સર્વે બાબતને એક બાજુએ રહેવા દેતાં, એટલું તો તમો ખુલ્લી રીતે માન્ય રાખો છો કે, "તમારા જમાનાના ઈમામ મોજુદ છે અને તમોએ તેઓની **બયઅત** પણ

---

× બયઅત સબંધેનો ખુલાસો આગળ થઇ ગયેલ છે, મી૦ વરતેજીએ બયઅત કરવાને હ૦ રસુલે ખુદા અને કુરઆને શરીફના ફરમાન ઉપરે અમલ કરવાનું જણાવેલ છે- પણ એ બાબત સિવાય બીજી બાબતોમાં એ ફરમાનો ઉપરે કેટલું વજન આપે છે, તેના નમુનાઓ ઠેકઠેકાણે બતાવી ગયો છું.

